# આ

## આ

**આ ૧.** [ સં. ] પું. ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો બીજો કંઠસ્થાની દીર્ઘ સ્વર; સંસ્કૃત બારાખડીનો બીજો અક્ષર; 'અ'નું લાંબું રૂપ. તેની નિશાની 'ા' ગુજરાતીમાં કાનો કહેવાય છે. આપણા ચહેરાની બાજુએ આવેલ કાન માફક આ ચિહ્ન અક્ષરની એક બાજુએ લખાતું હોવાથી કાનો શબ્દ સંસ્કૃત કર્ણ એટલે કાન ઉપરથી નીકળ્યો હશે. 'આ'નું ચિહ્ન જૂના વખતમાં આડી લીટી હતું. જેમકે, અ. હાલ તે ગુજરાતીમાં ઊભી લીટી થયું છે. જેમકે, આ.

આ પછી અ કે આ આવે તો તે બંને મળીને આ, જો તેની પછી ઇ કે ઈ આવે તો એ, ઉ કે ઊ આવે તો ઓ, ઋ આવે તો અર્, એ કે ઐ આવે તો ઐ, અને જો ઓ કે ઔ આવે તો ઔ થાય. જેમકે, સેના + અધિપતિ = સેનાધિપતિ; દયા + આર્દ્ર = દયાર્દ્ર; મહા + ઈશ્વરી = મહેશ્વરી; શાળા + ઉપયોગી = શાળોપયોગી; મહા + ઋષિ = મહર્ષિ; મહા + ઐશ્વર્ય = મહૈશ્વર્ય; વન + ઔકસ્ = વનૌકસ્.

**૨.** પું. ( જરથોસ્તી ) પારસીઓનાં ૨૧ નૂસ્ક એટલે ધાર્મિક પુસ્તકો માંહેનું એક. તેમાં પાપીને મળતી સજા, તથા માણસના નસીબ ઉપર સરદારી ભોગવતા તારાની અસર સંબંધી ખુલાસો આપેલ છે.

**૩.** પું. બ્રહ્મા; પિતામહ; વિધાતા.

**૪.** પું. મધ્ય અને ઉત્તર યુરપમાં આવેલ નદી. યુરપમાં આ નામની ૪૦ નદી છે.

**૫.** પું. મહાદેવ; શિવ.

**૬.** [ સં. અયમ્; પ્રા. અઅ; આઅ ] સ. પાસેની ચીજ બતાવવા માટે વપરાતું દર્શક સર્વનામ.

**૭.** વિ. નજીકનું; પાસેનું.

આ પાર કે પેલે પાર = કામ સિદ્ધ કરવું, નહિતર અંત લાવવો.

**૮.** અ. અતિક્રમણ એટલે ઓળંગવાપણું બતાવનાર ઉપસર્ગ. જેમકે, આકાલિક એટલે મોસમ વીતી ગયેલું.

**૯.** અ. અભ્યાસ એટલે વારંવાર કરવાપણું એવો અર્થ બતાવતો વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે વપરાતો ઉપસર્ગ. ઉદાહરણ, આવૃત્તિ.

**૧૦.** અ. આજમનું બાંધી લીધેલ રૂપ. જેમકે, આ. ખજાનચી.

**૧૧.** અ. આનાનું ટૂંકું રૂપ. જેમકે, ૨૬ રૂા. ૬ આ. ૬ પા.

**૧૨.** અ. 'આરણી' શબ્દનું ટૂંકું રૂપ.

**૧૩.** અ. આવક શબ્દનું બાંધી લીધેલ રૂપ. જેમકે, આ. આં. = આવક આંક. આ રૂપ તુમારમાં વપરાય છે.

**૧૪.** અ. ( વ્યાકરણ ) આંક કે પાડો એવો અર્થ બતાવનારો પ્રત્યય. અંકને છેડે લાગતાં તે અંકનો પાડો એવો અર્થ બતાવે છે. જેમકે, એકા; અગિયારા.

**૧૫.** અ. ઉપર એવો અર્થ બતાવનાર ઉપસર્ગ. આરોહ એટલે ઉપર ચડવાપણું.

**૧૬.** અ. ઊલટું એવો અર્થ બતાવનાર ઉપસર્ગ. જેમકે, આગમન.

**૧૭.** અ. ચારે તરફ; સર્વ બાજુથી. દાખલા તરીકે, આવર્ત.

**૧૮.** અ. જરા; થોડું. જેમકે, આરક્ત.

**૧૯.** અ. દયા, સ્મરણ, શોક, હકાર, તિરસ્કાર, ક્રોધ, દુઃખ, વિસ્મય દર્શાવનાર ઉદ્ગાર.

**૨૦.** અ. ( વ્યાકરણ ) નરજાતિનો બહુવચનનો પ્રત્યય. જેમકે, હસ્તો–હસ્તા; દસ્તો–દસ્તા.

**૨૧.** અ. નાનાપણું અથવા લઘુતાવાચક ફારસી પ્રત્યય. ઉદાહરણ, મુકદ્દમા.

**૨૨.** અ. પાસે; તરફ. જેમકે, આકર્ષણ.

**૨૩.** અ. પૂરેપૂરી રીતે એવો અર્થ બતાવતો ફારસી પ્રત્યય. દાખલા તરીકે, દાના.

**૨૪.** અ. વિશેષ અથવા ઘણું એવા અર્થવાળો પૂર્વગ. દાખલા તરીકે, આગ્રહ; આક્રંદ.

**૨૫.** અ. શરૂઆતથી એવો અર્થ બતાવનાર ઉપસર્ગ. જેમકે, આજન્મ.

**૨૬.** અ. સીમા, મર્યાદા, અવધિ, હદ એવો અર્થ બતાવતો પૂર્વગ. ઉદાહરણ, આબાલવૃદ્ધ; આકંઠ; આમરણ; આસમુદ્ર.

**૨૭.** અ. સૂર મેળવવા માટે અને તાન માટે ગવૈયાઓથી ઉથલાવી ઉથલાવીને કરાતો ઉચ્ચાર.

**૨૮.** અ. ( વ્યાકરણ ) સ્ત્રીલિંગનો પ્રત્યય. જેમકે, બાલનું બાલા; સુશીલનું સુશીલા.

**૨૯.** અ. હકારના અર્થમાં વપરાતો અવ્યય.

**આઇ ૧.** [ સં. ] સ્ત્રી. આગમન; આવવું તે.

**૨.** [ સં. આયુ ] સ્ત્રી. આયુ; જીવન.

**૩.** સ્ત્રી. દાદી.

**૪.** [ સં. આર્યા ] સ્ત્રી. મા.

**૫.** સ્ત્રી. મોત.

**આઇઝૅક ન્યૂટન** પું. ઈંગ્લંડનો એ નામનો એક પ્રખ્યાત તત્ત્વજ્ઞાની તથા ગણિતશાસ્ત્રી. તેનો જન્મ ઈ.સ. ૧૬૪૨માં લિંકન પરગણાના વુલ્સથોર્પ ગામમાં એક ખેડૂતને ત્યાં થયો હતો. નિશાળેથી ઊઠ્યા પછી તે ખેતીના ધંધામાં જોડાયો. ત્યાં ઢોરની સંભાળ રાખવાનું કામ તેને સોંપવામાં આવતું ત્યારે તે ઝાડ નીચે બેસી વાંચ્યા કરતો અને માલ વેચવા શહેરમાં મોકલવામાં આવતો ત્યારે તે કામ બીજાને સોંપી પોતે ઘાસની ગંજીમાં ભરાઈ ગણિતના અઘરા પ્રશ્નોનો વિચાર કરતો. તેના મનનું આવું વલણ જોઈ તેની માએ તેને ફરી નિશાળે બેસાડ્યો. રજામાં ઘેર આવતાં એક વખત તેણે ઝાડ ઉપરથી ફળ નીચે પડતું જોયું. તે ઉપર વિચાર કરીને તેણે ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત ઈ.સ. ૧૬૬૫માં શોધી કાઢ્યો. ઈ.સ. ૧૬૬૬માં તેણે પ્રકાશ સંબંધી શોધખોળ કરી નક્કી કર્યું કે પ્રકાશ કિરણોનો બનેલો છે અને સફેદ રંગનું કિરણ સાત રંગનું બનેલું છેઃ રાતો, નારંગી, પીળો, લીલો, આસમાની, ગળિયેલ ને જાંબુડો. તે પછી તેણે

ગણિત અને ખગોળશાસ્ત્રનાં કેટલાંક પુસ્તક બહાર પાડ્યાં. તેણે કેટલોક વખત કેમ્બ્રિજ યુનિવર્સિટિમાં ગણિતશાસ્ત્રી તરીકે કામ કર્યું. પછી તેને ટંકશાળનો ઉપરી નીમવામાં આવ્યો હતો. ઈ.સ. ૧૭૦૩થી તે ઈ.સ. ૧૭૨૭માં તે મરણ પામ્યો ત્યાંસુધી તે રોયલ સોસાઇટિનો પ્રમુખ હતો. એક નામાંકિત પુરુષ તરીકે તેને વેસ્ટ મિન્સ્ટર એબિમાં દાટવાનું માન આપવામાં આવ્યું હતું.

**આઇતવાર** [ સં. આદિત્ય ( સૂર્ય ) + વાર ( દિવસ ) ] પું. રવિવાર; આતવાર.

**આઇદ** [ અ. ] વિ. પાછું આવતું.

**આઇબિસ** [ અં. ] ન. મિસર અને યુનાઇટેડ સ્ટેટ્સમાં થતું લાંબી ને વાંકી ચાંચવાળું એક પક્ષી. અગાઉના વખતમાં મિસરી લોકો તેને પવિત્ર ગણતા, અને પોતાનાં મંદિરમાં તેને રાખતા. નુકસાનકારક જંતુઓ અને પેટે ચાલનાર પ્રાણીઓનાં ઈંડાં તે ખાતું મનાય છે.

**આઇબેકસ** [ અં. ] પું. એશિઆ અને યુરપમાં થતો આશરે અઢી ફૂટ ઊંચો એક જાતનો જંગલી બકરો. તે દિવસે પર્વતની હિમરેખા ઉપર રહે અને રાત્રે ચરવા માટે નીચે આવે છે.

**આઇરિસ** [ અં. ] સ્ત્રી. ( શરીર ) આંખમાં રહેલો માંસમય પડદો; કનીનિકા. આ માંસમય પડદાની વચ્ચે કીકી આવેલ છે. આ પડદો સાંકડો કે પહોળો થવાથી કીકી નાની મોટી થાય અને તેથી કિરણો જોઈતા પ્રમાણમાં જ આંખમાં દાખલ થઈ શકે.

**આઇવિ** [ અં. ] સ્ત્રી. એક જાતની વેલ. તેનાં પાન પંચકોણ આકારનાં અને ફૂલ લીલાશ પડતા પીળા રંગનાં હોય છે.

**આઇશા** સ્ત્રી. એ નામની ઇસ્લામ ધર્મમાં પૂજ્ય ગણાતી એક સ્ત્રી.

**આઇસ** [ અં. ] પું. બરફ; ઠારીને નક્કર સ્વરૂપમાં આણેલું પાણી.

**આઇસક્રીમ** ૧. [ અં. આઇસ ( બરફ ) + ક્રીમ ( તર ) ] પું. ખાંડવાળા દૂધની બરફથી ઠારી ઘટ બનાવેલી ખાવાની વાની; દૂધઠાર; બરફથી ઠારેલા દૂધનો અથવા મેવાના રસનો એક જાતનો ખાવાનો પદાર્થ. સ્પેન અને ફ્રાંસમાં પાંચમી સદીમાં અને ઈંગ્લંડમાં સાતમી સદીમાં તે દાખલ થયો હતો.

૨. પું. ( લાક્ષણિક ) ઠારેલો કોઈ પણ ખાવાનો પ્રવાહી પદાર્થ.

**આઇસક્રીમસોડા** [ અં. આઇસ ( બરફ ) + ક્રીમ ( તર ) + સોડા ( એક ક્ષારનું પાણી ) ] ન. સોડા નામના ક્ષારના કાર્બન વાયુ સાથે મેળવેલ પાણીમાં બરફથી જમાવેલું દૂધ નાખી બનાવેલું પીણું.

**આઇસડાક્તર** [ અં. આઇસ ( બરફ ) + ડૉક્ટર ( દવા કરનાર ) ] પું. બરફના ઉપચારને રામબાણ ઇલાજ તરીકે ગણનાર યુરોપીય વૈદ્ય.

**આઇસફેક્ટરી** [ અં. આઇસ ( બરફ ) + ફેક્ટરી ( કારખાનું ) ] સ્ત્રી. બરફ બનાવવાનું કારખાનું.

**આઇસબર્ગ** [ અં. આઇસ ( બરફ ) + જર્મન બર્ગ ( ડુંગર ) ] પું. બરફનો ટેકરો; પાણીમાં તરતો બરફનો મોટો જથ્થો. આવા તરતા બરફના મોટા પહાડો તો કોઈક કોઈક પાંચ માઈલ લાંબા, ત્રણ માઈલ પહોળા ને એક માઈલ ઊંચા હોય છે. તેનાથી બચવા માટે ચોકી કરવા મોટે ખરચે આગબોટો દોડાવાય છે. આ લોકો આસપાસ બધે તેના ખબર આપે છે ને તેનો નાશ ક્યારે થશે, ક્યાં જશે વગેરે હકીકત પૂરી પાડે છે.

**આઇસબેગ** [ અં. આઇસ ( બરફ ) + બેગ ( કોથળી ) ] સ્ત્રી. આકરા તાવમાં માથા અને કપાળ ઉપર ઠંડી લગાડવા બરફ ભરીને વપરાતી રબરની કોથળી.

**આઇસવેંડર** [ અં. આઇસ ( બરફ ) + વેંડર ( વેચનાર ) ] પું. બરફ વેચનાર.

**આઇ. સી. એસ.** ૧. [ અં. ઇન્ડિયન ( હિંદી ) + સિવિલ ( સનદી ) + સર્વિસ ( નોકરી ) ] પું. ઇન્ડિયન સિવિલ સર્વિસનું ટૂંકું રૂપ; હિંદી સનદી નોકરી.

૨. પું. એ નામની પરીક્ષા પસાર કરેલો માણસ; હિંદી સનદી નોકર.

**આઈ** ૧. [ અં. ] સ્ત્રી. આંખ; ચક્ષુ; નેત્ર.

૨. સ્ત્રી. દેવી; માતા.

> **આઈ** અમી છાંટો નાંખીએ હો બહુચરી. — વલ્લભ

૩. સ્ત્રી. બાપની મા; દાદી; ડાડી; મોટી મા. કાઠી લોકો બાપની માને આઈ કહે છે.

> આઈનો ખાર બાઈ પર = એકની રીસ બીજા ઉપર ઉતારવી.

૪. [ સં. આર્યા; પ્રા. અજ્જી; મ. આઈ ] સ્ત્રી. મા; જનેતા; બા; માતા.

૫. [ હિં. ] સ્ત્રી. મોત; મૃત્યુ; મરણ.

> આઈ કરવું = (૧) કબૂલ કરવું; માનવું. (૨) જવાબદારી લેવી. (૩) પોતાના નાશને નોતરવું.

૬. સ્ત્રી. સાસુ.

૭. ન. ( જૂ. ગુ. ) આયુ; આયુષ્ય.

> મૃગ નયણી નારી મુખ્ય ભાખે,
> લાખ વરસ તુજ **આઈ**. — ઋષભદાસ

૮. વિ. આ.

> એવી ગતિ છે **આઈ** સેવકની. — પ્રાચીન કાવ્યમાળા

૯. ઉ. નામ પરથી વિશેષણ બનાવનાર પ્રત્યય. જેમકે, ચીન-ચિનાઈ.

૧૦. ઉ વિશેષણ ઉપરથી ભાવવાચક નામ કરે એવો પ્રત્યય. દાખલા તરીકે, મોટું-મોટાઈ; વડું-વડાઈ.

૧૧. ઉ. સામાન્ય નામ ઉપરથી ભાવવાચક નામ કરનાર પ્રત્યય. ઉદાહરણ, શેઠ-શેઠાઈ.

**આઈકપ** [ અં. આઈ ( આંખ ) + કપ ( પ્યાલું ) ] પું. આંખ ધોવામાં વપરાતો પ્યાલો.

**આઈગ્લાસ** ૧. [ અં. આઈ ( આંખ ) + ગ્લાસ ( કાચ ) ] પું. આંખે ઔષધ ચોપડવાનો પ્યાલો.

૨. પું. ચશ્મું.

૩. પું. દૂરબીનનો આંખ પાસે રહેતો કાચ.

**આઈચણાંગ** ન. જૈન ઓસવાળ જ્ઞાતિનું એ નામનું એક કુળ.

**આઈજી** [ સં. આર્યા ] સ્ત્રી. સાસુ; બાઈજી.

> આગળ **આઈજી** એમ કહેતાં જે વહુને આપીશ સાકર રે. — નવલરામ

**આઈટમ** [ અં. આઈટમ ] સ્ત્રી. કલમ; બાબત.

**આઈડાન** ૧. ન. ભાટિયાની એ નામની એક અટકનું માણસ.

૨. વિ. ભાટિયાની એ નામની અટકનું.

**આઈડુ** ( આઈડુ ) [ સં. આભીર ] પું. કાઠી દરબારનાં ઢોર ચારનાર ભરવાડ.

**આઈડોહાઈ** ( આઈડોહાઈ ) અ. શાબાશી આપનાર શબ્દ.

**આઈડ્રોપ** [ અં. આઈ ( આંખ ) + ડ્રોપ ( ટીપું ) ] ન. આંખમાં નાંખવાનાં ટીપાં.

**આઈતું** ૧. વિ. તૈયાર થયેલું; સજ્જ.

૨. [ સં. આયત્ત ( ગોઠવેલ ); પ્રા. આઈત્ત ] વિ. વગર પૈસે મળતું.

૩. વિ. વગર મહેનતનું.

**આઈન** ૧. [ ફા. ] પું. કાયદો; ધારો; કાનૂન; રાજનિયમ. રાજાએ કરેલ આઈન કહેવાય અને હજરત મહમ્મદે કરેલ શરઅ કહેવાય છે.

> ૧. આઈનદ્રોહી = કાયદાની સામે થનાર; અરાજકતાવાદી.
> ૨. આઈને દીવાની = દીવાની કાયદો.
> ૩. આઈને ફોજદારી = ફોજદારી કાયદો.
> ૪. આઈને માલ = મહેસૂલી કાયદો.

૨. પું. ચાટલું; આરસી; દર્પણ; આદર્શ.

૩. પું. ચાલ; રિવાજ; રસમ.

૪. પું. રાજકારભાર ચલાવવાની રીત.

૫. પું. શોભા.

૬. [ સં. રક્તાર્જુન ] ન. ઇમારતી કામમાં વપરાય એવાં મજબૂત લાકડાંવાળું અને લાંબાં પાંદડાંવાળું એક જાતનું ઊંચું ઝાડ. તેની કાળી અને ધોળી એવી બે જાત થાય છે. તેની છાલ રંગવાના કામમાં ઉપયોગી મનાય છે.

૭. વિ. સુંદર; સુશોભિત.

**આઈન અકબરી** [ ફા. આઈન ( કાયદો ) + અકબરી ( અકબરનું )] પું. અકબરના વખતનો એ નામનો ફારસી ગ્રંથ. જુઓ આઈને અકબરી.

**આઈન-ઈ-અકબરી** [ ફા. આઈન ( કાયદો ) + ઇ ( નું ) + અકબરી ( અકબરનું ) ] પું. અકબરના વખતનો એ નામનો ફારસી ગ્રંથ. જુઓ આઈને અકબરી.

**આઈન-એ-અકબરી** [ ફા. આઈન ( કાયદો ) + એ ( નું ) + અકબરી ( અકબરનું ) ] પું. અકબરના વખતનો એ નામનો ફારસી ગ્રંથ. જુઓ આઈને અકબરી.

**આઈન-એ-દરબાર** [ ફા. આઈન ( ચાલ ) + એ ( નું ) + દરબાર ( કચેરી ) ] પું. કચેરી ભરાય તે વખતે પાળવાના રીતરિવાજની ચોપડી.

**આઈનછાલ** [ આઈન ( એક જાતનું ઝાડ ) + છાલ ] સ્ત્રી. આઈન નામના ઝાડની છાલ.

**આઈનદાન** ૧. [ ફા. આઈન ( કાયદો ) + દાન ( જાણનાર )] ન. કાયદામાં પ્રવીણ માણસ.

૨. ન. લુચ્ચું માણસ.

**આઈનમહલ્લ** [ ફા. આઈના ( અરીસો ) + અ. મહલ ( મહેલ )] પું. જેની દીવાલો અરીસાથી ઢંકાયેલી હોય એવો મહેલ.

**આઈન યે ઇસ્કંદરી** [ ફા. આઈના ( અરીસો ) + યે ( નું ) + ઇસ્કંદરી ( એલેક્ઝાન્ડર સંબંધી )] પું. ઍરિસ્ટોટલે બનાવેલો અને એલેક્ઝાન્ડ્રિયા શહેરમાં સિકંદરે બંધાવેલા મિનારા ઉપર મૂકેલો એક અરીસો.

**આઈનસભા** [ આઈન ( કાનૂન ) + સભા ] સ્ત્રી. કાયદા ઘડનાર મંડળી; ધારાસભા.

**આઈના** ૧. [ ફા. ] પું. અરીસો; આઈનો.

૨. પું. કમાડના ચોકઠામાં ખોભણું કાઢી તેમાં જડેલી લાકડાની બેકક.

**આઈનાઅફરોઝ** ( આઈનાઅફરોઝ ) [ ફા. આઈના ( અરીસો ) + અફરોઝ ( સળગાવનાર ) ] પું. અરીસો ઓપવાનું એક હથિયાર.

**આઈનાઝિદ્દા** ( આઈનાઝિદ્દા ) [ ફા. આઈના ( અરીસો ) + ઝિદ્દન ( પોલીશ કરવું ) ] પું. અરીસો ચળકતો કરવાનું એક હથિયાર.

**આઈનાદાન** [ ફા. આઈના ( અરીસો ) + દાન ( જગ્યા ) ] ન. અરીસાનું ખોખું.

**આઈનાદાર** ૧. [ ફા. આઈના ( ચાટલું ) + દાર ( વાળું )] પું. અરીસો ધરનાર; પૂર્વ તરફના દેશોની કોર્ટમાં એક અધિકારી.

૨. પું. સાધુ; ફકીર; બાવો; સંત.

૩. પું. હજામ. દશેરા, દીવાળી વગેરે તહેવારોમાં તે અરીસો દેખાડે અને તેના બદલામાં લોકો પાસેથી ઇનામ મેળવે છે.

**આઈનાદારી** [ સં. આઈના ( અરીસો ) + દાર ( વાળું ) + ઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અરીસો ધરનારની પદવી.

**આઈનામહેલ** [ ફા. આઈના ( અરીસો ) + અ. મહલ ( મહેલ ) ] પું. કાચનો મહેલ.

**આઈનાસાઝ** ( આઈનાસાઝ ) [ ફા. આઈના ( અરીસો ) + સાઝ ( સાખ્તન એટલે બનાવવુંનું આજ્ઞાર્થ રૂપ ) ] પું. અરીસા બનાવનાર.

**આઈનાસાઝી** ( આઈનાસાઝી ) ૧. [ ફા. આઈના ( ચાટલું ) + સાઝી ( બનાવટ )] સ્ત્રી અરીસા બનાવવાનો ધંધો.

૨. સ્ત્રી. કાચ પર કલાઈ ચડાવવાનું કામ.

**આઈની** [ ફા. આઈન ( કાયદો ) ] વિ. રાજ-નિયમને અનુકૂલ; કાનૂની.

**આઈને અકબરી** [ ફા. આઈન ( કાયદો ) + ઇ ( નું ) + અકબરી ( અકબર સંબંધી ) ] પું. મોગલ પાદશાહ અકબરના વખતની પરિસ્થિતિ જણાવનાર એ નામનો ફારસી ગ્રંથ. તે અકબરના પ્રધાન અબુલફઝલે ઈ. સ. ૧૫૯૮માં રચ્યો હતો.

**આઈનો** [ ફા. આઈન ] પું. અરીસો.

**આઈન્દે** ૧. [ ફા. આયન્દા ] વિ. આવનારું; હવે પછીનું.

૨. અ. આવતા વર્ષે.

૩. અ. હાલમાં.

**આઈપોમીઆ** સ્ત્રી. એક જાતની વેલ. તેની ત્રણ જાત છેઃ ૧. લાલ રંગનાં સુંદર ફૂલવાળી હોર્સફેલી, ૨. વાદળી રંગનાં ફૂલવાળી લહેરીબ્લૂ અને ૩. જલદી વધનારી સફેદ ફૂલની લહેરી-સફેદ.

**આઈપોમીઆ પલચેલા** સ્ત્રી. થાંભલા ને દીવાલ ઢાંકવા માટે વપરાતી એક જાતની વેલ.

**આઈપોમીઆ લીરી** સ્ત્રી. એ નામની એક વેલી. તેનો ઉપયોગ થાંભલા અને દીવાલ ઢાંકવા માટે થાય છે.

**આઈંતીપાઈંતી** [ અ. ] વિ. નીચું; હલકું.

**આઉ** ૧. પું. કરડે એવો જીવડો.

૨. પું. બાળકને બીવરાવવા માટે વપરાતો શબ્દ.

૩. પું. બાળકને બીવરાવે એવો કાલ્પનિક બિહામણો જીવડો; હાઉ.

૪. [ સં. આયુ ] સ્ત્રી. ઉમર; વય.

૫. સ્ત્રી. જીવન; આવરદા; આયુષ્ય.

૬. સ્ત્રી. ( પ્રાકૃત ) પાણી.

૭. સ્ત્રી. પાણીનો જીવ; અપકાય.

૮. સ્ત્રી. પૂર્વાષાઢા નક્ષત્રનો દેવતા.

૯. ન. બાવલું; અડણ; આંચળ પાસેનો ભરાવદાર ભાગ.

૧. આઉ આવવું = ઢોરના અડણમાં દૂધ ભરાવું.

૨. આઉ ઉતારવું-મેલવું = ગાભણા પશુના આઉનું વધવું.

૧૦. ન. વૃષણ સહિત ઇંદ્રિયવાળો ભાગ.

૧૧. અ. નામ પરથી વિશેષણ બનાવનાર પ્રત્યય. જેમકે, વગડાઉ; ફળાઉ.

**આઉકોથળી** [ આઉ ( અડણ ) + કોથળી ] સ્ત્રી. બકરીના આંચળ બહુ મોટા હોય અથવા તેનું બચ્ચું ધાવી જતું હોય તો તેના આઉ ઉપર કોથળી જેવું કેડ સાથે બાંધવામાં આવતું લૂગડું.

**આઉખું** [ સં. આયુષ્ય ] ન. આવરદા.

**આઉજ** [ સં. વાદ્ય ] પું. ( હિંદી ) તાસું; એક જાતનું નગારું.

**આઉટ** [ અં. ] વિ. રમતમાં દાવ લેતાં બંધ થયેલ; હારી ગયેલ; રમતમાંથી નીકળી ગયેલ; બહિર્ભૂત. ક્રિકેટની રમતમાં દડો વિકેટમાં લાગે, દડો જિતાઈ જાય, સ્ટિક અને દડા વચ્ચે પગ આવે અથવા દોડતાં વખતસર ન પહોંચે ત્યારે દાવ લેનાર આઉટ ગણાય. દેશી રમતમાં જેને મરી જવું કહેવાય તેને અંગ્રેજીમાં આઉટ કહે છે.

**આઉટર** [ અં. ] ન. નિશાનમાં બળદની આંખ જેવા કાળા ભાગની આસપાસના કૂંડાળાની બહારનો ભાગ.

**આઉટરિગર** [ અં. ] સ્ત્રી. ઘડી; નાનો મછવો ઊંધો ન વળી જાય તે માટે પવનની સામી બાજુ લાકડું ભરાવી કરેલો ત્રાપો.

**આઉટરિપોર્ટ** [ અં. આઉટ ( બહાર ) + રિપોર્ટ ( ખબર ) ] પું. આગગાડીએ સ્ટેશન છોડ્યું એવી ખબર આપતો તારનો સંદેશો.

**આઉટલાઇન** [ અં. આઉટ ( બહારનું ) + લાઇન ( લીટી ) ] સ્ત્રી. રૂપ બતાવનારી લીટી રૂપરેખા.

**આઉટહાઉસ** [ અં. આઉટ ( બહારનું ) + હાઉસ ( ઘર ) ] **ન.** મુખ્ય મકાનની પાસે તેના કબજાની નાની ઓરડી; ઉપગૃહ.

**આઉતઉ** [ સં. અત્ર ( અહીં ) + તત્ર ( ત્યાં ) ] **અ.** અહીંતહીં; અહીં ને ત્યાં.

આઉતઉ જોધ ઉભા પ્રતિહાર,
સાચવે શામળીઆનું દ્વાર. — પ્રેમાનંદ

**આઉદ** **ન.** પારસી લોકોનું એક જાતનું પકવાન.

**આઉલ** [ સં. આવર્તકી; પ્રા. આઉલિ ] **સ્ત્રી.** એ નામની વનસ્પતિ; આવળ.

**આઉલિ** [ સં. આવર્તકી; પ્રા. આઉલિ ] **સ્ત્રી.** એક જાતની વનસ્પતિ; આવળ.

કિંહાં ગૂંજા, કિંહાં રતન અમૂલ;
કિંહાં **આઉલિ**, કિંહાં ચંપા ફૂલ. — ભીમ

**આઉલું** **ન.** અડણુ; બાવલું.

**આઉસ** [ સં. આશુ; બં. આઉશ ] **પું.** બંગાળમાં થતા ચોખાની એક જાત. તે મે જૂન માસમાં વવાય અને ઑગસ્ટ સપ્ટેમ્બર માસમાં તૈયાર થાય છે. તેની મોટી અને નાની એમ બે જાત છે.

**આઉળિ** [ સં. આવર્તકી; પ્રા. આઉલિ ] **સ્ત્રી.** (જૂ. ગુ.) એક જાતની વનસ્પતિ; આવળ.

**આઉંસ** [ અં. ] **પું.** નક્કર તેમ જ પ્રવાહી વસ્તુ માપવાનું અંગ્રેજી માપ. ઘન પદાર્થ તોળવાનો આઉંસ હિંદુસ્તાની સવા બે તોલા બરાબર અને પ્રવાહી વસ્તુ માપવાનો સોળ ડ્રામનો હોય અને તે એક ડ્રામ સાઠ ટીપાંનો બને છે. બાર આઉંસનો એક પાઉંડ એટલે રતલ થાય.

**આઊટવું** **અ. ક્રિ.** ( જૂ. ગુ. ) ઉત્પન્ન થવું; પ્રગટવું.

**આઊટયો** દુનિ મેં દુરભયકાલ. — ઋષભદાસ

**આઊત** **૧.** [ સં. આયુધ ( હથિયાર ) ] **ન.** ખેડવાનું એક ઓજાર; સાંતી; હળ.

**૨.** **ન.** ( મરાઠી ) ફક્ત એક હળથી વવાય તેટલી જમીન. આને એક સાંતી પણ કહે છે.

**આઊતપટ્ટી** [ મ. આઊત ( સાંતી ) + પટ્ટી ( કર ) ] **સ્ત્રી.** સાંતી દીઠ લેવાતો વેરો.

**આઊતબંદી** **૧.** **સ્ત્રી.** સાંતી દીઠ ભરાતી મહેસૂલ.

**૨.** [ મ. ] **સ્ત્રી.** હળ અને એક જોડ બળદ વાપરવા બદલ આપવાની રકમ.

**આએ-આએ** **ન.** માડાગાસ્કરના જંગલમાં ઝાડમાં રહેતું, રાત્રે ફરનારું, બિલાડીના જેવડું એક ચોપગું પ્રાણી. તેને મોટા ઉંદરના જેવા તીક્ષ્ણ દાંત, લાંબી પાતળી આંગળીઓ અને અણીદાર પંજા હોય છે. વચલી આંગળી બહુ જ પાતળી હોય છે. પહેલવહેલું 'સોન રાતે' ઈ. સ. ૧૭૮૦માં આ પ્રાણીને શોધી કાઢયું હતું. રાત્રે ફરનારૂં હોવાથી તે બહુ જ થોડું નજરે પડે છે. ઈ. સ. ૧૮૫૮માં ડૉ. સાન્ડવીચે આ પ્રાણીને મોરીસ ખાતે પકડયું. તેને ઈંગ્લંડ મોકલવા માટે લોઢાના પીંજરામાં પૂર્યા છતાં તેમાંથી તે બાકોરૂં પાડીને નાસી ગયું. તેના દાંતના અતિ તીક્ષ્ણપણાને લીધે છેવટે તેને મારીને ઈ. સ. ૧૮૬૦માં ઈંગ્લંડ મોકલ્યું હતું.

**આએપત** [ સં. આય ( પેદાશ ) ] **સ્ત્રી.** કમાણી; આયપત.

બિલ્લાં, કુત્તાં ને બામણાં, સાંઢાં ને સુતારાં,
**આએપત** થોડી ને લડે ઘણાં, ને છકાં સુનારાં. — લોકોક્તિ

**આએપતવેરો** [ આએપત ( કમાણી ) + વેરો ] **પું.** આવક ઉપરનો કર; 'ઇન્કમ ટૅક્સ'.

**આએર** [સં. આભીર (આયર)] **પું.** (કચ્છી) આહીર; ભરવાડ; રબારી.

**આએરણ** **સ્ત્રી.** ( કચ્છી ) રબારણ; ભરવાડણ.

**આએંબાએં** **સ્ત્રી.** મૂર્ખાઈ ભરેલી વાત; અર્થ વગરની બાબત.

**આઓકાન** **પું.** પરાળ અને અનાજનો ઢગલો; ઓઘો.

**આઓખલ** **સ્ત્રી.** પડતર જમીન.

**આઓદી** **૧.** **ન.** જાટની એ નામની એક જાતનું માણસ.

**૨.** **વિ.** જાટની એ નામની જાતનું.

**આઓલ** [ સં. આવર્તકી; પ્રા. આઉલિ ] **સ્ત્રી.** એક જાતની વનસ્પતિ; આવળ.

**આઓલી** [ હિં. ] **સ્ત્રી.** પાકનો અડસટો કાઢવાની એક રીત. તેમાં એક બિસ્વાની એટલે બે ગુંઠાની પેદાશ માપી તે ઉપરથી બાકીની પેદાશની અટકળ થાય છે.

**આઓલે** **પું.** જોડકું; બેલડું.

**આઓં** [ સં. આમ ] **ન.** મરડો; ઝાડામાં પડતું પરૂ.

આઓં પડવું = મરડો થવો.

**આક** **૧.** [ સં. અર્ક; પ્રા. અક્ક ] **પું.** અર્ક; આકડો; એ નામનો એક છોડ.

**આક** ધંતુરો સિવજી વિજયાના ભોગી. — પ્રાચીન કાવ્ય

**૨.** **પું.** આકડાનું ફળ.

**૩.** **પું.** શેરડીનો ફણગો.

**૪.** [ અ. ] **વિ.** વારસામાંથી બાતલ કરેલું; વારસા હક્કમાંથી કાઢી નાખેલું.

**આકએકલી** **સ્ત્રી.** પાંચ સાત કે તેથી વધારે છોકરાં મળીને ખુલ્લી જગામાં રમવાની એક દેશી રમત; આકકેડી; એણુંપેણું દીવાગેણુ. રમનારમાંથી એક 'દહી' એટલે રાજા થાય, અને દાવ દેનાર જેને 'દહીનો ઘોડો' કહેવામાં આવે છે તેની આંખ તે ન દેખી શકે એવી રીતે લુગડાના કટકાથી ઢાંકી તેનું માથું તે દહી પોતાના ખોળામાં રાખે. પછી બીજાં રમનાર ઘોડાની પીઠ ઉપર એક પછી એક આંગળી મૂકે અને દહી ઘોડાને નીચે પ્રમાણે સવાલ પૂછે: 'એણુંપેણુ દીવાગેણુ, તારા મનમાં કોણ?' કેટલેક ઠેકાણે 'એણુંગેણુ દીવાદેન, કોણે આંગળી મૂકી?' અથવા 'ધન રે ધનજી વાણિયા, તારા મનમાં કોણ?' એમ પણ પુછાય છે. આ સવાલ થાય એટલે દાવ દેનાર અમુક રમનારનું નામ બોલે. જો તેનું કહેલું નામ ખરૂં પડે તો આંગળી મૂકનારને માથે દાવ આવે અને તેને દહીનો ઘોડો થવું પડે. પણ તે નામ ખોટું હોય તો દહી તે ખોટું નામ બોલી '—હોય તે નાસી જાય' એમ કહે, એટલે આંગળી મૂકનાર નાસી જઈ કોઈ ઠેકાણે સંતાઈ જાય. આમ બધાં જ્યારે સંતાઈ જાય ત્યારે તેઓને શોધી કાઢવા દહી 'દહીનો ઘોડો, પાણી પીતો, રમતો જમતો, છૂટો', અથવા 'ગોરી ગાયનો વાછડો, ખાણુ ખૂટણુ ખાઈને છૂટ્યો છે', એ રીતે બોલી ઘોડો થયેલ રમનારની આંખ ઉપર ઢાંકેલ લુગડાનો કટકો દૂર કરે, એટલે તે સંતાયેલ છોકરાંને શોધવા જાય. તેમાંથી એક જો પકડાઈ જાય તો બધાં ભેગાં થઈ પકડાઈ ગયેલ રમનાર પાસેથી ઉપર પ્રમાણે દાવ લે. પણ પોતાને પકડવા આવે છે એમ સંતાઈ રહેલ કોઈ જાણી જાય તો ઘોડો તેની પાસે જઈ તેને અડે તે પહેલાં તે દોડી જઈ દહીને અડકી લીએ તો પછી દહીના ઘોડાથી તેને અડી શકાય નહિ. આમ બધાં રમનાર દહીને અડી જાય તો દહીના ઘોડા માથે દાવ ચાલુ રહે અને ઉપર પ્રમાણે રમત ફરીથી શરૂ થાય.

**આકકેડી** ( આકકેડી ) **સ્ત્રી.** એ નામની એક દેશી રમત. જુઓ આકએકલી.

**આકઘોડો** ( આકઘોડો ) [ આક ( આકડો ) + ઘોડો ] **પું.** આકડા ઉપર રહેતું એક ઘોડા જેવું જણાતું જીવડું.

**આકડસાસુ** ( આકડસાસુ ) **સ્ત્રી.** મોટી સાળી; વહુની મોટી બેન; પાટલા સાસુ.

**આકડિયું** ( આકડિયું ) **૧.** [ સં. અર્ક ( આકડો ) + ઇય ( લગતું ) ] **ન.** આકડાનું દૂધ એકઠું કરવાનું શીંગડું.

૨. ન. આકડાનું ફળ. એમાંથી ધોળું અને સુંવાળું રૂ નીકળે છે, જે તૂર કહેવાય છે.

૩. ન. આકડાનું રૂ; તૂર.

૪. વિ. આકડા સંબંધી; આકડાને લગતું; આકડાનું.

**આકડિયોશિરકસિયો** ( આકડિયોશિરકસિયો ) પું. શિરકસિયા નામની વેલની એક જાત. એનાં પાંદડાં આકડાનાં જેવાં હોય છે. જુઓ શિરકસિયો.

**આકડી** ( આકડી ) સ્ત્રી. નાની જાતનો આકડો. ધોળી અને કાળી એમ આકડીની બે જાત છે.

આકડી પરણાવવી = આકડી સાથે લગ્ન કરાવવાં. ત્રીજી વારનું લગ્ન કરનારાને પહેલાં આકડીની સાથે લગ્ન કરાવવાનો હિંદુઓમાં રિવાજ છે, કેમકે ત્રીજી સ્ત્રીથી શ્રેય થતું નથી પરંતુ ચોથીથી સારું થાય એવી માન્યતા છે. 'ચોથી ચોક પૂરે' એવી કહેવત છે. તેથી ત્રીજું લગ્ન આકડી સાથેનું અને ચોથું પેલી ત્રીજી વારની કન્યા સાથેનું ગણાવાને આ લગ્નવિધિ કરાવવામાં આવે છે.

**આકડેફાકડું** ( આકડેફાકડું ) અ. એકદમ; ઉતાવળે.

**આકડેમાકડે** ( આકડેમાકડે ) અ. માંડમાંડ; જેમ તેમ કરીને; મહા મુસીબતે.

**આકડો** ( આકડો ) [ સં. અર્ક; પ્રા. અક્ક + ડો ( લઘુતાદર્શક પ્રત્યય ) ] પું. મોટાં, પહોળાં અને જાડાં પાનવાળો એક છોડ. રાતાં ફૂલવાળો અને ધોળાં ફૂલવાળો એમ તેની બે જાત છે. તેમાં ધોળાં ફૂલવાળાને આકડો ને રાતાં ફૂલવાળાને મંદાર કહે છે. કેટલાક રાતા આકડાને અર્ક, અર્કપર્ણ, વિકરણ, રક્તપુષ્પ, શુક્લફળ અને સ્ફોટ, તથા ધોળાને અલર્ક, ગુણરૂપ, મંદાર, વસુક, શ્વેતપુષ્પ, સદાપુષ્પ, સબાલાર્ક અને પ્રતિયસ કહે છે. મરાઠી બૃહન્નિઘંટુમાં ધોળો અને રાતો એમ બે જાતના આકડા તથા રાતો મંદાર અને ધોળો મંદાર એમ બે જાતના મંદાર સ્વીકારેલા છે. એનાં પાન, ડાળી અને ફૂલ તોડતાં દૂધ નીકળે. લંબગોળ કેરીના આકારનાં થતાં ફળ ફાડતાં તેમાંથી બીની સાથે લાગેલ રૂને તૂર કહે છે. તેના ઘણા મજબૂત અને રેશમ જેવા નરમ રેષાનાં રાજા મહારાજાઓ માટે કપડાં બનાવવામાં આવતાં. આ રેષામાંથી તથા તૂરમાંથી ઊંચી જાતના કાગળ બને છે. આકડાનાં પાન ખરજ અને ગૂમડાં પર વપરાય છે, તેમજ પેટના રોગમાં એરંડિયું લગાડી ગરમ કરી બંધાણ બંધાય છે. કાનમાં ચસકા આવતા હોય ત્યારે પાનના રસનાં ટીપાં નખાય. ફૂલ ગણપતિ, હનુમાન અને મહાદેવને ચડાવાય. મૂળ છાયામાં સૂકવી વાટી ગોળમાં મેળવી લેવામાં આવે તો ટાઢિયો તાવ જાય તથા લોહીવિકાર મટે, અને પિત્તની શુદ્ધિ તથા વૃદ્ધિ થાય. આકડાની અસર શ્વાસનળી ઉપર સારી હોવાથી તે આકરા દમના જોશને બેસાડે. આયુર્વેદમાં જણાવેલ નવ ઉપવિષ માંહેનું આ એક છે. કૂતરાના ઝેર ઉપર આકડાનું દૂધ, ગોળ અને તેલનો લેપ કરવો. સાપના ઝેર ઉપર પાંદડાં આકડાના દૂધમાં વાટી ગોળી કરીને આપવી અથવા મૂળ ઘસીને પાવું. વીંછીના ઝેર ઉપર આકડાનું મૂળ ઘસીને ચોપડવું. સફેદ કોઢમાં આકડાનો દૂધ જેવો રસ ગુણકારી છે. આકડાના દૂધથી જુલાબ પણ થાય છે અને કોઢ તથા હડકવાનું ઝેર ઊતરે છે. તે રેચક, ગરમ, લોહી સુધારક, શોધક, પરસેવો લાવનાર, કફ અને વા મટાડનાર મનાય છે. તે ખાવાથી ઝેર ચડ્યું હોય તો આમલીનાં પાન વાટી લેપ કરવો. તેની છાલનું ચૂર્ણ એક વાલ અને વમન તરીકે બેઆનીથી પાવલાભાર લેવાય છે. પાંદડાં પોચાં હોવાથી કેટલાંક વર્ષો પહેલાં અક્ષરો કોતરવાના કામમાં લેવાતાં.

૧. આકડા વાવવા = ઠેકઠેકાણે વેર કરવું; લડાઈનું મૂળ રોપવું.

૨. આકડાના તૂરની માફક ઊડી જવું = (૧) કશા લેખામાં નહિ ગણાતાં નાશ પામવું. (૨) પાયમાલ થઈ જવું.

૩. આકડાનો માંડવો = જલદી તૂટી જાય તેવી બનાવટ; તકલાદી વસ્તુ.

૪. આકડે મધ = સહેલાઈથી મળતી કીમતી વસ્તુ. મધ હમેશાં ઝાડની ઊંચી ડાળે હોઈ મુશ્કેલીથી મેળવી શકાય. પણ આકડાની ડાળે મધ હોય તો તે સહેલાઈથી મળી શકે. માટે સહેલાઈથી મળતી વસ્તુ માટે આમ બોલાય છે.

૫. આકડે મધ ને માખીઓ વિનાનું = ઘણી સુંદર બાબત જે સહેલાઈથી મળી શકે. આકડાના છોડ ઉપર મધનું પોડું હોય અને માખીઓ વગરનું હોય તો લેવાનું ઘણું સહેલું થઈ પડે.

૬. આકડો ખાવો = છકી જવું; ઉપાડો લેવો.

**આકતનુ** પું. ( પિંગળ ) અનુષ્ટુપની જાતનો જગણ, તગણ અને બે લઘુ મળી ૮ અક્ષરનો એક સમવૃત્ત છંદ.

જતાલલે આકતનુ. રણપિંગળ

**આકતૂર** [ આક ( આકડો ) + તૂર ( બારીક રૂ જેવી વસ્તુ ) ] ન. આકડાના ફળમાંથી નીકળતું રૂ.

**આકદૂધ** [ સં. અર્ક ( આકડો ) + દુગ્ધ ( દૂધ ) ] ન. આકડાનું દૂધ.

**આકન** ૧. પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.

૨. ન. ખેડેલ જમીનમાંથી એકઠું કરેલું ઘાસ.

૩. ન. ખેડેલ જમીનમાંથી નકામું ઘાસ કાઢી નાખવાની ક્રિયા.

**આકનામા** પું. વારસાના હક્કમાંથી બાતલ કરવાનો દસ્તાવેજ.

**આકફળ** [ સં. અર્ક ( આકડો ) + ફલ ( ફળ ) ] ન. આકડાનું ફળ; આકોલિયું.

**આકબટૂકું** ન. ( ગ્રામ્ય ) આકડાનું કુમળું પાંદડું.

આકબટૂકાં જે ચરે ઘોડાં મોહોર જાય,
કામિની પૂછે કંથને હરણાંને ઘી કોણ પાય.
લોકોક્તિ

**આકબત** ૧. [ અ. અકબ ( તે પાછળ આવ્યો ) ] સ્ત્રી. ભવિષ્યકાળ; આખિરત.

આકબત બગાડવી = મોત બગાડવું.

૨. સ્ત્રી. મરણ પછીની હાલત; પરલોક.

**આકબત અંદેશ** [ અ. આકબત ( ભવિષ્ય ) + ફા. અંદેશ ( ચિંતા ) ] વિ. પરિણામનો વિચાર કરનાર; દૂરંદેશ.

**આકબત અંદેશી** [ અ. આકબત ( ભવિષ્ય ) + ફા. અંદેશી ( વિચાર ) ] સ્ત્રી. પરિણામનો વિચાર; દૂરંદેશી.

**આકબતી લંગર** [ અ. આકબત ( ભવિષ્ય ) + લંગર ( વહાણને અટકાવવાનું લોઢાનું સાધન ) ] ન. વહાણ પર રાખવામાં આવતું એક જાતનું લંગર. તે આફતને વખતે નાખવામાં આવે છે.

**આકર** ૧. પું. અગર.

૨. પું. ઊંડો ખાડો.

૩. પું. એ નામનો દેશ.

૪. પું. ખજાનો; ભંડાર. જેમકે, કમલાકર, કુસુમાકર, કરુણાકર, રત્નાકર.

૫. [ સં. આકૃ ( ખોદવું ) ] પું. ખાણ.

૬. પું. ટોળું.

૭. પું. તરવાર ચલાવવાની બત્રીસ રીતમાંની એ નામની એક.

૮. [ મ. ] પું. ફળઝાડનું વાવેતર.

૯. પું. ભેદ; જાત.

૧૦. પું. સમૂહ; જથ્થો.

૧૧. પું. સિંહ કે વાઘની ગુફા.

૧૨. ન. મહાભાષ્ય; પાણિનિના સૂત્ર ઉપર પતંજલિની ટીકાનું પુસ્તક.

૧૩. વિ. અધિક; વધારે.
૧૪. વિ. અનાર્ય.
૧૫. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.
૧૬. વિ. કુશળ; દક્ષ; હોશિયાર; ચાલાક.
૧૭. વિ. મજબૂત; જોરાવર.
વાયુ પ્રચંડ અતિ **આકર** આમ વાય.
મણિશંકર રત્નજી

**આકરકરહા** [ અ. ] પું. અક્કલકરો. તે મોઢામાં રાખવાથી જીભમાં ઝણેણાટી થઈ પાણી છૂટે છે.

**આકરખવું** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) ] **સ. ક્રિ.** ખેંચવું; તાણવું.
૨. **સ.** ક્રિ. મોહિત કરવું; વશ કરવું.
ગાંધર્વ અપ્સરા ચિત્ત **આકર્ખ્યાં.** રણછોડ
૩. સ. ક્રિ. સંકોચવું; બીડવું.

**આકરગ્રંથ** [ સં. આકર ( સૌથી સારું ) + ગ્રંથ ( પુસ્તક ) ] **પું.** જ્ઞાનની ખાણ જેવી ચોપડી; આદર્શ ગ્રંથ.

**આકરગ્રંથવિભાગ** [ સં. આકર ( સૌથી સારું ) + ગ્રંથ ( ચોપડી ) + વિભાગ ] પું. પ્રમાણભૂત પુસ્તક રાખવાનો ભાગ; અધ્યયન વિભાગ; 'રેફરન્સ સેકશન'.

**આકરજ** ૧. [ સં. આકર ( ખાણ ) + જ ( પેદા થયેલ ) ] ન. ખનિજ; ખાણમાંથી નીકળેલ વસ્તુ.
૨. વિ. ખાણમાં પેદા થતું.

**આકરજાત** [ સં. આકર ( ખાણ ) + જાત ( થયેલું ) ] **ન.** ખનિજ. જુઓ આકરજ.

**આકરજ્ઞાન** [ સં. આકર ( ખાણ ) + જ્ઞાન ] ન. ખાણ શોધી કાઢવા સંબંધી વિદ્યા.

**આકરણ** ૧. **સ્ત્રી.** અકળામણ; પીડા.
૨. [ સં. આકૃ ( બોલાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] **ન.** ધાંટો પાડીને બોલાવવાપણું; હાકલ; આરડ.
૩. [ સં. આ ( સુધી ) + કર્ણ ( કાન ) ] વિ. કાન સુધી લંબાયેલું.
તન શ્યામ સુંદર કમળમુખ,
**આકરણ** નેત્ર વિશાળ. ગિરધર

**આકરણાંતક** [ સં. આ ( સુધી ) + કર્ણ ( કાન ) + અંત ( છેડો ) + ક ( વાળું ) ] અ. છેડો કાન સુધી આવે તેમ.
**આકરણાંતક** તાણીને તતકાળ મૂક્યું તેડ.
પ્રેમાનંદ

**આકરત** ૧. **સ્ત્રી.** કઠણ વખત; આકરો સમય.
૨. [સં. આ ( ઓછાપણું બતાવતો ઉપસર્ગ ) + ક્રૂર ( ઘાતકી ) + તા ( પણું ) ] **સ્ત્રી.** મિજાજ; ગુસ્સો.
૩. **સ્ત્રી.** મોંઘારત; મોંઘાઈ.

**આકરમણ** ૧. [ આકરું ( મુશ્કેલ ) + મણ ( નામ બનાવનાર પ્રત્યય ) ] **સ્ત્રી.** મુશ્કેલી.
૨. [ આકરું ( સખ્ત ) + મણ ( નામ બનાવનાર પ્રત્યય ) ] **સ્ત્રી.** સખ્તાઈ.

**આકરવિદ્યા** [ સં. આકર ( ખાણ ) + વિદ્યા ] **સ્ત્રી.** ખાણ સંબંધી વિદ્યા; ૩૨ માંહેની એક મુખ્ય વિદ્યા. જુઓ વિદ્યા.

**આકરશેડી** ( આકરશેડી ) [ આકરું ( મુશ્કેલ ) + શેડ ( ધાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. **સ્ત્રી.** દોહતાં આંચળમાંથી મુશ્કેલીથી શેડ ફૂટતી હોય તેવી.

**આકરસવું** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) ] **સ.** ક્રિ. ખેંચવું; તાણવું; આકર્ષવું.
૨. **સ.** ક્રિ. મોહ પમાડવો; લલચાવવું; મન હરણ કરવું.
૩. સ. ક્રિ. સંકોચવું; બીડવું.

**આકરસાવું** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) ] **સ.** ક્રિ. ખેંચાવું; તણાવું.
૨. સ. ક્રિ. મોહિત થવું; લલચાવું.
૩. સ. ક્રિ. સંકોચાવું; બિડાવું.

**આકરાપણું** ૧. [ આકરું ( મુશ્કેલ ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] **ન.** અઘરું હોવું તે; મુશ્કેલપણું.
૨. [આકરું ( ઉતાવળું ) + પણું ] **ન.** અધીરાઈ.
૩. [ આકરું ( કડવું ) + પણું ] **ન.** કડવાશ; કડવો સ્વાદ.
૪. [ આકરું ( ગરમ સ્વભાવનું ) + પણું ] ન. ગરમ સ્વભાવ.
૫. [ આકરું ( તીક્ષ્ણ ) + પણું ] **ન.** તીક્ષ્ણતા; ધારવાળું હોવું તે.
૬. [ આકરું ( બરડ ) + પણું ] **ન.** બરડપણું.
૭. [ આકરું ( ભેળવાળું ) + પણું ] **ન.** ભેળવાળું હોવાપણું.
૮. [ આકરું ( મોંઘું ) + પણું ] **ન.** મોંઘપ.
૯. [ આકરું ( વધુ રોકાયેલું ) + પણું ] ન. વધારે પકવેલું હોવું તે.
૧૦. [ આકરું ( સખ્ત ) + પણું ] **ન.** સખ્તાઈ.
૧૧. [ આકરું ( અસહ્ય ) + પણું ] **ન.** સહન ન થાય એવું હોવાપણું.

**આકરાવંતી** ન. જૂના વખતનું એ નામનું રાજ્ય. જુઓ રૂદ્રદામા.

**આકરાશ** **સ્ત્રી.** કડવો સ્વાદ; કડવાશ. જુઓ આકરાપણું.

**આકરાંગાર** [ સં. આકર ( ખાણ ) + અંગાર ( કોલસો ) ] પું. ખાણમાંથી નીકળતો કોલસો. પૃથ્વીની અંદરની ગરમી અને ઉપરના દબાણથી વનસ્પતિનું જે રૂપાંતર બદલાય છે તેને આકરાંગાર નામે ઓળખવામાં આવે છે.

**આકરિક** ૧. [ સં. આકર ( ખાણ ) + ઇક ( વાળું ) ] પું. ખાણ ઉપર નીમેલ અધિકારી.
૨. પું. ખાણનો ધણી.
૩. પું. ખાણમાંથી ધાતુ કાઢનાર.
૪. વિ. ખાણમાં કામ કરનાર; ખાણ ખોદનાર.

**આકરી** ૧. [ સં. આકરિક ] પું. ખાણ પોતે ખોદી અથવા બીજા પાસે ખોદાવી તેમાંથી ધાતુ કાઢનાર; આકરિક.
૨. **સ્ત્રી.** ખાણ ખોદવાનું કામ.
૩. **સ્ત્રી.** બહાનું.
૪. વિ. સ્ત્રી. ઉતાવળી; અધીરી.
૫. વિ. સ્ત્રી. કઠણ; સખ્ત.
૬. વિ. સ્ત્રી. કડવી; કડવા સ્વાદવાળી.
૭. વિ. સ્ત્રી. ગરમ સ્વભાવની; મિજાજી.
૮. વિ. સ્ત્રી. તીક્ષ્ણ; ધારવાળી.
૯. વિ. સ્ત્રી. ન ખમાય એવી; અસહ્ય.
૧૦. વિ. સ્ત્રી. બરડ.
૧૧. વિ. સ્ત્રી. ભેગવાળી.
૧૨. વિ. સ્ત્રી. મુશ્કેલ; અઘરી.
૧૩. વિ. સ્ત્રી. મોંઘી.
૧૪. વિ. સ્ત્રી. વધુ પકવેલી; ખરી.

**આકરું** ૧. વિ. ઉતાવળું; અધીરું.
૨. વિ. કડવું; કડવા સ્વાદવાળું.
૩. વિ. ગરમ સ્વભાવનું; મિજાજી; તરત ગુસ્સે થતું; ખામોશ ન ખાય તેવું.
આકરું બાણ = બહુ જ તીખું; ઘણા ગરમ સ્વભાવનું.
૪. વિ. તીક્ષ્ણ; તીણું; પાણીદાર.
૫. વિ. ન ખમાય એવું; તીવ્ર; અસહ્ય.
૬. વિ. બરડ.
૭. વિ. ભેગવાળું.
આકરો રૂપિયો = વધારે ભેગવાળો રૂપિયો.
૮. વિ. મુશ્કેલ; અઘરું.
૧. આકરી બાધા = સખ્ત આખડી.
૨. આકરું પડવું = ભારે પડવું; નહિ પાલવવું.
૯. વિ. મોંઘું; ભારે કીમતનું; વધારે ભાવનું.
આકરો ભાવ = મોંઘો ભાવ; વધારે પડતી કીમત.
૧૦. વિ. વધારે પકવેલું; ખરું.
આકરી તાવણી = જોઈએ તે કરતાં વધારે વખત ચૂલે રહે એવી રીતે તાવેલું ઘી; ઘી લાલાશ પકડે એટલી સખત તાવણી.
૧૧. વિ. સખ્ત; કઠણ.
૧. આકરી આગ = ભયંકર લાય.
૨. આકરો તાપ = સખ્ત ગરમી.

**આકરોઆર** ૧. પું. (ગ્રામ્ય) મુશ્કેલી; કટાકટીનો વખત; વિષમ પરિસ્થિતિ.
૨. અ. માંડમાંડ; મુશ્કેલીથી.

**આકરોત્પન્ન** [સં. આકર (ખાણ) + ઉત્પન્ન (થયેલું)] ન. ખનિજ. જુઓ આકરજ.

**આકર્ણ** ૧. [સં. આ (સુધી) + કર્ણ (કાન)] વિ. કાન સુધી પહોંચતું.
૨. અ. કાન સુધી; કાન લગી.
ધનુષ્ય **આકર્ણ** ખેંચી બાણ છોડ્યું. — ધનુષ્યવિદ્યા

**આકર્ણ ધનુરાસન** [સં. આ (સુધી) + કર્ણ (કાન) + ધનુસ્ (કામઠું) + આસન (બેસવાની ઢબ)] ન. (યોગ) ચોરાશી આસન માંહેનું એ નામનું એક; પેટનું એ નામનું આસન. બન્ને પગ લાંબા કરીને બેઠા પછી પહેલાં જમણા હાથથી ડાબા પગનો અંગૂઠો અને પછી ડાબા હાથથી જમણા પગનો અંગૂઠો પકડવો. પછી ડાબા પગનો અંગૂઠો જમણા કાન સુધી ખેંચી જવો. આ સ્થિતિમાં થોડા વખત રહ્યા પછી જમણા પગનો અંગૂઠો ડાબા કાન સુધી લઈ જવો. આ આસનથી આળસ દૂર થાય તેમ જ પેટ, પીઠ અને છાતીના રોગ નાશ પામે છે.

**આકર્ણ ધનુષાસન** [સં. આ (સુધી) + કર્ણ (કાન) + ધનુસ્ (કામઠું) + આસન (બેસવાની ઢબ)] ન. (યોગ) ચોરાશી માંહેનું પેટનું એ નામનું એક આસન. જુઓ યોગાસન.

**આકર્ણન** [સં. આ (ચોતરફ) + કર્ણ્ (સાંભળવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. સાંભળવાપણું.

**આકર્ણનીય** [સં. આ (ચોતરફ) + કર્ણ્ (સાંભળવું) + અનીય (જેવું)] વિ. સાંભળવા જેવું; શ્રોતવ્ય.

**આકર્ણાંત** [સં. આ (સુધી) + કર્ણ (કાન) + અંત (છેડો)] અ. કાનના છેડા સુધી.

**આકર્ણિત** [સં. આ (ચોતરફ) + કર્ણ્ (સાંભળવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. સાંભળેલું; શ્રુત.

**આકર્ષ** ૧. [સં. આ (તરફ) + કૃષ્ (ખેંચવું)] પું. ઇંદ્રિય.
૨. પું. એ નામના દેશમાં રહેનાર પુરુષ.
૩. પું. કસોટી; સોનાનો કસ જોવાનો પથ્થર.
૪. પું. કોંતારના આકારનો લાકડાનો આંકડો.
૫. પું. ખેંચાણ; તાણ.
૬. પું. ચોપાટ; સોગટાંની રમત.
૭. પું. દૂર જતા રહેવાપણું.
૮. પું. ધનુષ્ય ખેંચવાનો અભ્યાસ.
૯. પું. પાસાની રમત; જુગાર.
૧૦. પું. પાસો.
૧૧. પું. પાસો ખેલવાનું પાટિયું.
૧૨. પું. મહાભારતમાં જણાવેલ એ નામનો દેશ.
૧૩. પું. મોહ; આકર્ષણ.
૧૪. પું. લોહચુંબક.

**આકર્ષક** ૧. [સં. આ (તરફ) + કૃષ્ (ખેંચવું) + અક (કર્તૃવાચક પ્રત્યય)] પું. લોહચુંબક; 'મેગ્નેટ'.
૨. વિ. ખેંચાણકારક; તાણનારું; ખેંચાણ કરનાર; પોતા તરફ ખેંચનાર.
૩. વિ. લોભાવનારું; મોહક.

**આકર્ષક્રીડા** (આકર્ષક્રીડા) [સં. આકર્ષ (પાસા) + ક્રીડા (રમત)] સ્ત્રી. પાસાની રમત.

**આકર્ષક્રીડાકળા** (આકર્ષક્રીડાકળા) [સં. આકર્ષ (ધનુષ્ય ખેંચવાનો અભ્યાસ) + ક્રીડા (રમત) + કલા (હુન્નર)] સ્ત્રી. ચોસઠ કળા પૈકીની એક. જુઓ કળા.

**આકર્ષણ** ૧. [સં. આ (તરફ) + કૃષ્ (ખેંચવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. કામદેવનાં પાંચ બાણ માંહેનું એક.
૨ ન ખેંચાણ; તાણ.
૩. ન. જે બળ વડે એક વસ્તુ બીજીને ખેંચે અથવા બીજાથી ખેંચાય તે બળ; ખેંચવાની શક્તિ. તેના ૭ ભેદ છે: (૧) ગુરુત્વાકર્ષણ એટલે બધી ચીજોનું પૃથ્વીના મધ્યબિંદુ તરફ ખેંચાણ. (૨) સ્નેહાકર્ષણ એટલે પદાર્થના પરમાણુઓનું એકબીજા તરફ ખેંચવાપણું. (૩) રસાયનાકર્ષણ એટલે જુદી જુદી જાતના પદાર્થ એકઠા મળવાથી એક જુદી જ જાતના નવા પદાર્થની બનાવટ. (૪) લોહચુંબિતાકર્ષણ એટલે લોઢાનું લોહચુંબકથી થતું પોતાની તરફ ખેંચાણ. (૫) વૈદ્યુતાકર્ષણ એટલે પદાર્થોમાં પેદા થતી વીજળી અથવા વસ્તુમાં ઉત્પન્ન થતું વીજળીનું આકર્ષણ. (૬) ભારેપણું અને અંતરના પ્રમાણમાં એક પદાર્થ બીજાને પોતા તરફ ખેંચે તે બળ.
૪. ન. (તંત્ર) દૂર રહેલ પદાર્થ પાસે આવી જાય એવો તંત્રશાસ્ત્રનો પ્રયોગ.
૫. ન. મનહરપણું; મનોહરતા.
૬. ન. મોહ.
૭. ન. મોહકગુણ; વશીકરણ.
૮. ન. સંકોચાવું તે; બિડાવાપણું.

**આકર્ષણક** [સં. આકર્ષણ (તાણ) + ક (વાળું)] વિ. ખેંચાણ કરનાર; આકર્ષક.

**આકર્ષણક્રિયા** ૧. [સં. આ (પાસે) + કૃષ્ (ખેંચવું) + અન (નામ બનાવનાર પ્રત્યય) + ક્રિયા (કામ)] સ્ત્રી. ખેંચવાનું કામ.
૨. સ્ત્રી. મંત્રના બળથી વસ્તુ ઉપાડી લેવાની કળા.

**આકર્ષણબળ** [સં. આ (તરફ) + કૃષ્ (ખેંચવું) + અન (નામ બનાવનાર પ્રત્યય) + બલ (શક્તિ)] ન. ખેંચનારું બળ; ચુંબકશક્તિ.

**આકર્ષણમંત્ર** [સં. આ (પાસે) + કૃષ્ (તાણવું) + અન (નામ બનાવનાર પ્રત્યય) + મંત્ર] પું. પોતાની પાસે ખેંચવાની શક્તિ.

**આકર્ષણશક્તિ** ૧. [સં આકર્ષણ (ખેંચાણ) + શક્તિ (બળ)] સ્ત્રી. ભારેપણું અને અંતરના પ્રમાણમાં એક પદાર્થ બીજાને પોતા તરફ ખેંચે તે બળ. આ શક્તિ સૂર્યથી માંડી દરેક નાનામાં નાના અણુમાં હોવાથી બધા પરમાણુઓ અને પદાર્થો બીજા પદાર્થોને ખેંચે અને પોતે બીજાઓથી ખેંચાય છે. તેથી આખા જગતનું સંગઠન થાય છે, પથ્થર વગેરેના પરમાણુ એકબીજાની સાથે જોડાયેલા રહે છે, પૃથ્વીની ઉપર કાંકરા, જીવ વગેરે સ્થિર રહે, પૃથ્વી આસપાસ વાયુમંડળ રહી શકે, સમુદ્રમાં ભરતીઓટ થાય, મોટા ગ્રહમંડળો, સૂર્ય, ચંદ્ર વગેરે આકાશમંડળમાં રહી નિયમ પ્રમાણે પોતપોતાની કક્ષામાં ફર્યા કરે છે. ગુરુત્વાકર્ષણ, ચુંબકાકર્ષણ, સંલગ્નાકર્ષણ, કેશાકર્ષણ, રસાયનિકાકર્ષણ વગેરે આના ભેદ છે.
૨. સ્ત્રી. મોહ પમાડવાની શક્તિ; વશીકરણ બળ.

**આકર્ષણિક** ૧. [સં. આકર્ષણ (ખેંચાણ) + ઇક (વાળું)] વિ. ખેંચાણ કરનાર; ખેંચે તેવું.
૨. વિ. મનમોહક; દિલપસંદ.

**આકર્ષણી** ૧. પું. જૂના વખતનો એ નામનો સિક્કો.
૨. [સં. આ (તરફ) + કૃષ્ (ખેંચવું) + અન (નામ બનાવનાર પ્રત્યય) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અંકોડી; ઝાડ ઉપરથી ફળ ફૂલ ઉતારવાને બનાવેલી છેડે આંકડીવાળી લાકડી; વાંસી; આંકડી.
૩. સ્ત્રી. (યોગ) એક જાતની મુદ્રા એટલે અંગવિન્યાસ. જુઓ આકર્ષણીમુદ્રા.

**આકર્ષણીમુદ્રા** સ્ત્રી. (યોગ) બાવીસ મુદ્રા માંહેની એ નામની એક. તેમાં સ્વસ્તિકાસને બેસી શરીરમાંના બધા વાયુ ધીમે ધીમે ઢૂંટી ભણી ખેંચી તેને સુષુમ્ણા નામની નાડીમાં લાવવા, અને પછી તે વાયુને બ્રહ્મરંધ્રમાં સ્થિર કરવા. આ મુદ્રા કેવલ કુંભકનું એટલે પ્રાણાયામ

કરતાં શ્વાસને રૂંધી રાખવાનું ત્રીજું સ્વરૂપ છે.

**આકર્ષણીય** [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) + અનીય ( જેવું ) ] વિ. ખેંચવા જેવું; ખેંચાણકારક; ધ્યાન ખેંચે એવું.

**આકર્ષતા** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) + તા ( પણું ) ] સ્ત્રી. ખેંચાણ; તાણ.

૨. સ્ત્રી. મોહકતા; મનોહરપણું.

**આકર્ષવું** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) ] સ. ક્રિ. તાણવું; ખેંચાણ કરવું.

૨ સ. ક્રિ. ધનુષ્ય વાળવું.

૩. સ. ક્રિ. પકડી લેવું; છીનવી લેવું.

૪. સ. ક્રિ. લલચાવવું; મોહ ઉપજાવવો; મન હરવું.

૫. સ. ક્રિ. સંકોચવું.

**આકર્ષાવું** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) ] સ. ક્રિ. તણાવું; ખેંચાવું.

૨. સ. ક્રિ. લલચાવું; મોહ પામવો.

૩. સ. ક્રિ. સંકોચાવું.

**આકર્ષિક** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) ] પું. લોહચુંબક.

૨. વિ. ખેંચનાર; તાણે એવું.

૩. વિ. જુગારી; જુગટું રમનાર.

**આકર્ષિણી** [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) + ઇન્ ( કર્તા બનાવનાર પ્રત્યય ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આંકડી. જુઓ આકર્ષણી ૨.

**આકર્ષિત** ૧. [ સં. આ ( તરફ ) + કર્ષિત ( ખેંચેલ ) ] વિ. ખેંચેલું; તાણેલું.

૨. વિ. લલચાયેલું; મોહિત; મોહ પામેલું.

૩. વિ. સંકોચાયેલ; બિડાયેલ.

**આકર્ષી** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) + ઇન્ ( કર્તા બનાવનાર પ્રત્યય ) ] વિ. ખેંચનાર; તાણનાર.

૨. વિ. મોહક; આકર્ષે એવું.

**આકલ** [ સં. આ ( ઓછું ) + કલ્ ( અવાજ કરવો ) ] વિ. ધીમા અને મીઠા અવાજવાળું.

**આકલન** ૧. ન. ઇચ્છા; આકાંક્ષા.

૨. [ સં. આકલ્ ( ગણવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ગણતરી.

૩. [ સં. આકલ્ ( પકડી લેવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઝડપી લેવાપણું; ગ્રહણ; પકડ.

૪. [ સં. આકલ્ ( બાંધવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બંધન.

૫. ન. વૃદ્ધિ.

૬. ન. શોધ; તપાસ; પૂછપરછ.

૭ [ સં. આકલ્ ( કળી જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. સમજ; જાણ.

૮. ન. સંગ્રહ; સંઘરો; સંચય.

૯. ન. સંપાદન; પ્રાપ્તિ; મેળવવું તે.

૧૦. ન. સાંધણ; અનુસંધાન.

૧૧. ન. સાંભળવાપણું.

**આકલનશક્તિ** ૧. [ સં. આકલ્ ( કળી જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી કળી જવાનું સામર્થ્ય; સમજશક્તિ.

૨. [ સં. આકલ્ ( બાંધવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. વસ્તુને બાંધવાની, જમાવવાની કે ઘટ કરવાની શક્તિ; સંઘટનશક્તિ.

**આકલનીય** ૧. [ સં. આકલ્ ( ગણવું ) + અનીય ( જેવું ) ] વિ. અનુષ્ઠાન એટલે શરૂઆત કરવા લાયક.

૨. વિ. ગણતરી કરવા જેવું.

૩. [ સં. આકલ્ ( પકડવું ) + અનીય ( જેવું ) ] વિ. ગ્રહણ કરવા જોગ; લેવા જેવું.

૪. વિ. તપાસ કરવા જેવું.

૫. વિ. સંગ્રહના લાયક; એકઠું કરવા જોગ.

**આકલવું** ૧. [ સં. આકલ્ ( સમજવું ) ] સ. ક્રિ. કળવું; સમજવું.

૨. [ સં. આકલ્ ( ગણવું ) ] સ. ક્રિ. ગણવું; ગણતરી કરવી.

૩. [ સં. આકલ્ ( પકડવું ) ] સ. ક્રિ. ગ્રહણ કરવું; પકડવું.

**આકલા** ૧. વિ. ઉતાવળિયું; અધીરું.

૨. વિ. ચીડિયું.

**આકલિત** ૧. [ સં. આકલ્ ( બાંધવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. કેદ થયેલ; પકડાયેલું.

૨. [ સં. આકલ્ ( ગણવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ગણેલ; ગણતરી કરેલું.

૩. [ સં. આકલ્ ( સાથે બાંધવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ગૂંથેલું.

૪. [ સં. આકલ્ ( સમજવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. જણાયેલું; કળવામાં આવેલ; સમજાયેલું.

૫. [ સં. આકલ્ ( જાણવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. તપાસેલું; પરીક્ષિત.

૬. વિ. પાછળ ગયેલ; અનુસરેલ.

૭. [ સં. આકલ્ ( પકડવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. લીધેલું; ગ્રહણ કરેલું.

૮. વિ. સમાયેલ; અંદર આવેલું.

૯. વિ. સંપાદન કરેલું; સાધેલું; મેળવેલું.

૧૦. વિ. સાંભળેલ.

**આકલી** [ હિં. ] સ્ત્રી. ગતિ. ખાસ કરીને ગાડીની ગતિના સંબંધમાં આ શબ્દ વપરાય છે.

**આકલું** [ સં. આકુલમ્ ] અ. આશ્ચર્યપૂર્વક; અજાયબ રીતે.

**આકલ્પ** ૧. પું. ઉમેરો; વધારો.

૨. [ સં. આ ( ઊલટાપણું બનાવનાર પૂર્વગ ) + કલ્પ ( નીરોગીપણું ) ] પું. રોગ; વ્યાધિ.

૩. પું. શણગાર; વેશરચના; અલંકાર.

૪. [ સં. આ ( સુધી ) + કલ્પ ( બ્રહ્માનો એક દિવસ ) ] અ. ચાર યુગનું સહસ્ર મળીને એક કલ્પ થાય એટલે ચારે યુગ હજાર વખત આવે તેટલા વખત લગી; બ્રહ્માનો એક દિવસ એટલે ૪૩૨૦૦૦૦૦૦૦ વર્ષ સુધી.

**આકલ્પક** ૧. પું. અંધારું.

૨. પું. આનંદ; હર્ષ.

૩. પું. ઉત્કંઠા; આતુરતા.

૪. પું. ખેદ સાથે સંભારવું તે.

૫. પું. ગુદા; પૂંઠ.

૬. પું. મૂર્છા; મોહ.

૭. પું. સાંધો; જોડાણ.

**આકલ્લ** ન. અક્કલકરાનો છોડ. જુઓ અક્કલકરો.

**આકલ્લક** ન. અક્કલકરાનો છોડ. જુઓ અક્કલકરો.

**આકશબાકશ** ન. આચરકૂચર; પરચૂરણ. જુઓ આકસબાકસ.

**આકશબુકશ** ન. પરચૂરણ. જુઓ આકશબાકશ.

**આકષ** ૧. [ સં. આ ( ઉપર ) + કષ્ ( ઘસવું ) ] પું. કસ જોવાનો પથ્થર; કસોટી.

૨. પું. દાબ; અંકુશ.

**આકષક** [ સં. આ ( ઉપર ) + કષ્ ( ઘસવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] વિ. કસોટી કરવા નીમેલ; કસ કરનાર.

**આકષિક** [ સં. આકષ ( કસોટી ) + ઇક ( લગતું ) ] વિ. કસોટી કરનાર. જુઓ આકષક.

**આકસ** ૧. [ સં. અંકુશ ] પું. દાબ; દબાણ.

૨. પું. દેખરેખ.

**આકસબાકસ** ૧. [ આકસ + બાકસ ( આકસનું બેવડું રૂપ ) ] પું. કાચુંકોરું.

આકસબાકસ ખાધા કરવું = જે તે વારંવાર ખાવું; ફાવે તેમ ખાવું.

૨ પું. પરચૂરણ; જે તે; આ તે.

**આકસ્માત** [ સં. અ ( નહિ ) + કસ્માત્ ( ક્યાંથી ) ] અ. અકસ્માત; અચાનક.

**આકસ્માતિક** [ સં. અ ( નહિ ) + કસ્માત્ ( શા કારણથી ) + ઇક ( વાળું ) ] વિ. અચાનક. જુઓ આકસ્મિક.

**આકસ્મિક** ૧. વિ. અચાનક; એકાએક થયેલું; અચિંતું; અણધાર્યું.

૨. [ સં. અ ( નહિ ) + કસ્માત્ ( ક્યાંથી ) ] વિ. કારણ વિનાનું; હેતુ વગરનું; આધાર વિના ઉત્પન્ન થયેલ. આકસ્મિક શબ્દ અકસ્માત શબ્દ ઉપરથી વિશેષણ છે. અ = નહિ અને કસ્માત્ = ક્યાંથી. જેને વિષે ક્યાંથી આવ્યો એ ન કહી શકાય તેવા ગુણ આકસ્મિક.

૩. વિ. જાણી ન શકાય એવું.

૪. અ. એકાએક.

**આકસ્મિકખર્ચ** [ આકસ્મિક ( ઓચિંતું ) + ખર્ચ ] પું.; ન. પરચૂરણ વપરાશ; કંટિજંટ ખર્ચ.

**આકસ્મિકત્વવાદ** [ સં. આકસ્મિક ( કારણ વિનાનું ) + ત્વ ( પણું ) + વાદ ( મત ) ] પું. ( ન્યાય ) જગતમાં વસ્તુઓની હયાતી આધાર વિના પેદા થવાનો અને પરિણામ-ક્રિયામાં તેને લાયક ઠેકાણું હોવાનો મત.

**આકસ્મિકધર્મ** [ સં. આકસ્મિક ( હેતુ વગરનું ) + ધર્મ ( ગુણ ) ] પું. ( ન્યાય ) કોઈ વસ્તુના ગુણ અથવા તત્ત્વ તે વસ્તુની ભાવના સાથે જરૂરનાં ન હોય તેવો ગુણ; સ્વાભાવિક નહિ એવું લક્ષણ. જેમકે, સોનાનો પીળો રંગ સ્વાભાવિક, અને કોઈ ગાયનો રંગ પીળો હોય તો તેને આકસ્મિક કહેવાય. રસાયનિક પદાર્થોનાં તત્ત્વોનો રંગ કોઈ જગ્યોએ ફરી ગયો હોય એવું જોવામાં આવ્યું નથી તેથી તેવા પદાર્થોના રંગને બુદ્ધિ જરૂરી ગુણ તરીકે માને છે, પણ પ્રાણીઓના રંગો વારંવાર ફરતા જોવામાં આવે છે માટે બુદ્ધિ તેને જરૂરી ગુણ તરીકે ગણતી નથી.

**આકસ્મિકરતવા** [ સં. આકસ્મિક ( ઓચિંતું ) + રક્ત ( લોહી ) + વાયુ ] પું. ( વૈદક ) જખમવાળા દરદીને ચેપ લાગવાથી થતો રતવા.

**આકસ્મિકવૃદ્ધિ** [ સં. આકસ્મિક ( એકાએક ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. અણધાર્યો વધારો.

**આકસ્મિકવ્યય** [ સં. આકસ્મિક ( અણ-ધાર્યું ) + વ્યય ( ખર્ચ ) ] પું. પરચૂરણ ખર્ચ. જુઓ આકસ્મિકખર્ચ.

**આકસ્મિકસંયોગ** [ સં. આકસ્મિક ( કારણ વિનાનું ) + સમ્ ( સાથે ) + યુજ્ ( જોડવું ) ] પું. હેતુ વિનાનું જોડાણ; દૈવયોગે થયેલ સંબંધ.

**આકળ** [ સં. અર્ક ( આકડો ) ] પું. ( ભીલી ) આકડાનો છોડ.

**આકળવિકળ** ૧. [ સં. આકુલ ( ગભરાયેલ ) + વિ ( વધારે ) + આકુલ ( બાવરું ) ] વિ. ગભરાયેલું; બાવરું; આકુળવ્યાકુળ; દુઃખથી અકળાઈ ગયેલું. વ્યાકુલ એટલે બેચેન ઉપરથી બેવડાયેલ રૂપ આકુલવ્યાકુલ થયું. ને ઉપરથી થયેલ રૂપ આકળવિકળ છે. આ દ્વિર્ભાવની એટલે બેવડું રૂપ વાપરવાની રીત બે હજાર વર્ષથી વધારે જૂની છે.

૨. વિ. ગુસ્સાથી તપી ગયેલું; ઉશ્કેરાયેલું.

૩. વિ. તલપાપડ; ઉતાવળું.

**આકળવિકળતા** ૧. [ સં. આકુલ ( ગભરાયેલ ) + વિ ( વધારે ) + આકુલ ( બાવરું ) + તા ( પણું ) ] સ્ત્રી. આકુળવ્યાકુળતા; ગભરાટ.

૨. સ્ત્રી. ઉતાવળ.

૩. સ્ત્રી. ગુસ્સો; ચીઢ.

**આકળાપણું** ન. અધીરાઈ. જુઓ આકળાશ.

**આકળાશ** ૧. [ સં. આકુલ ( અધીરું ) ] સ્ત્રી. અધીરાઈ.

૨. સ્ત્રી. અસહિષ્ણુતા.

૩. સ્ત્રી. ઉતાવળાપણું.

૪. સ્ત્રી. ગરમ સ્વભાવ; ઉગ્રતા.

૫. [ અ ( નહિ ) + કલ્ ( જાણવું ) + આશ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. બેબાકળાપણું; ગભરાટ.

**આકળું** ૧. [ સં. આકુલ; પ્રા. અકમ્પલિય; આકુલક—આકુલકે ] વિ. અધીરું.

૨. વિ. ઉતાવળું.

૩ વિ. ગભરાયેલું; બહાવરું; બેબાકળું.

૪. વિ. તાતું; ગરમ સ્વભાવનું; તીખું; તેજ; ઝટ ગુસ્સે થાય એવું.

આકળું ભૂત = ઘણા ગરમ સ્વભાવનું.

૫. વિ. ભયાનક; ગભરાવી નાખે એવું.

**આકંઠ** ૧. [ સં. આ ( સુધી ) + કંઠ ( ડોક ) ] અ. ગળા સુધી; કંઠ લગી.

૨. અ. સંપૂર્ણ; પૂરેપૂરું.

**આકંપ** [ સં. આ ( થોડું ) + કંપ્ ( થરથરવું ) ] પું. સહેજ ધ્રુજારી; લગાર થથરાટ.

**આકંપન** [ સં. આ ( થોડું ) + કંપ્ ( થરથરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ધ્રુજારી; કંપ.

**આકંપવું** [ સં. આ ( થોડું ) + કંપ્ ( ધ્રૂજવું ) ] અ. ક્રિ. સહેજ થરથરવું.

**આકંપિત** ૧. [ સં. આ ( થોડું ) + કંપિત ( ધ્રૂજેલ ) ] વિ. થોડું હાલતું; સહેજ ધ્રૂજતું.

૨. વિ. લોભાયેલું.

**આકા** ૧. [ બં. ] પું. કોથળો; થેલો.

૨. પું. ભઠ્ઠી.

૩. [ તુ. ] પું. ભાઈ; વહાલો મિત્ર.

૪. [ અ. ] પું. શેઠ; માલિક; સ્વામી.

**આકાઈ** ૧. સ્ત્રી. ( ઓખામંડળ ) કુટુંબ.

૨. સ્ત્રી. દિવસ.

આકાઈ લઠે કાકરા, ત્યારે કાંઈ ઢોલ વાગંત.
લોકોક્તિ

૩. સ્ત્રી. વખત; સમય.

૪. સ્ત્રી. શક્તિ; બળ.

૫. સ્ત્રી. સ્થિતિ.

**આકાખેલ** પું. આફ્રિદી તાયફાવાળાની એક શાખા. તે હિંદની પશ્ચિમ સરહદ ઉપર વોરન ખીણ અને બરા ખીણમાં રહે છે.

**આકાટોકા** પું. બ. વ. સૂકા જારના સાંઠાની છાલ ઉતારી માંહેથી કાઢેલ ગર્ભના કટકા; મલોખાં.

આકાડોકાનો માંડવો રચવો = તકલાદી કામ કરવું.

**આકાડોડી** [ સં. અર્ક ( આકડો ) + દંડ ( દાંડી ) ] સ્ત્રી. આકડાનું ઝીંડવું; આકડિયું.

**આકાતૂર** [ સં. અર્ક ( આકડો ) + તૂલ ( રૂ ) ] ન. આકડાનાં ફળમાંથી નીકળતું રૂ.

આકાતૂર માફક ઊડવું = નાશ થવો.

**આકાદોડી** [ સં. અર્ક ( આંકડો ) + દંડ ( દાંડી ) ] સ્ત્રી. આકડાનું ઝીંડવું; આકાડોડી.

**આકાય** ૧. [ સં. આચિ ( એકઠું કરવું ) ] પું. એકઠો કરાતો અગ્નિ.

૨. પું. ચેહ; ચિતા.

૩. પું. નિવાસ; રહેઠાણ; ઘર.

૪. પું. મસાણની આગ; ચેહનો અગ્નિ.

૫. સ્ત્રી. કમાણીનું સાધન.

૬. સ્ત્રી. સ્થિતિ; આધાર.

**આકાર** ૧. પું. અડસટ્ટો; શુમાર.

૨. પું. અભેદ; એકરૂપતા; અદ્વૈત.

૩. પું. ( સાંખ્ય ) અભેદ સ્થાનમાં રહેલ કોઈ ખાસ પદાર્થ.

૪. [ સં. આ ( એ નામનો સ્વર ) + કાર ( અક્ષર ) ] પું. 'આ' અક્ષર કે ઉચ્ચાર.

૫. [ સં. આ ( હદ બતાવનાર ઉપસર્ગ ) + કૃ ( કરવું ) ] પું. આકૃતિ; ઘાટ; સ્વરૂપ. દરેક વસ્તુની આકૃતિનો આધાર તેના અણુ વચ્ચેના સંબંધાકર્ષણની તીવ્રતા ઉપર રહેલો હોય છે. ઘન પદાર્થમાં સંબંધાકર્ષણ વધારે હોવાથી તેની આકૃતિ જુદી જુદી હોઈ શકે, પ્રવાહી પદાર્થનો આકાર તે જેમાં રહે તે વાસણનો હોય અને વાયુ પદાર્થનો આકાર તેને પૂર્યા સિવાય હોઈ શકતો નથી. આકાર એ આંખનો અને સ્પર્શનો વિષય છે.

૬. પું. એ નામનો એક દેશ; પૂર્વ માળવા; દશાર્ણ.

૭. પું. કદ.
૮. પું. કીમતની આંકણી; દરનો અડસટ્ટો.
૯. પું. ચેષ્ટા; ઇશારો.
૧૦. પું. છબી.
૧૧. પું. ઘેરાવ; લંબાઈ પહોળાઈથી થયેલું રૂપ. આકાર કાઢવો = ચિત્ર કાઢવું; આકૃતિ દોરવી-કાઢવી; ઘડવું; ઘાટ બનાવવો.
૧૨. પું. તેડું; આમંત્રણ; નિમંત્રણ.
૧૩. પું. દેખાવ; મુખમુદ્રા; સૂરત; શકલ.
૧૪. પું. નિશાન; ચિહ્ન; લક્ષણ.
૧૫. પું. પૂતળું; મૂર્તિ; 'મૉડેલ'.
૧૬. પું. બનાવટ; સંઘટન.
૧૭. પું. મત; અભિપ્રાય.
૧૮. પું. મનના વિચાર બતાવતો ચહેરાનો ડોળ. અભિનય; દેહચેષ્ટા.
૧૯. પું. રકમ.
૨૦. પું. રૂપરંગ.
૨૧. પું. લડાઈના રક્ષણ માટે બનાવેલી ખાઈ.
૨૨. પું. વિઘોટી; જમાબંધી; આકારણી.
૨૩. પું. વિચાર; કલ્પના.
૨૪. પું. શિવનાં હજાર નામ માંહેનું એક.
૨૫. પું. હૈયાનો ભાવ.

**આકારક** [સં. આકૃ (બોલાવવું)] વિ. આમંત્રણ કરનાર; નોતરનાર; યજમાન.

**આકારકરભ** [સં.] પું. એ નામની ઔષધિ; અક્કલકરો.

**આકારકરભાદિચૂર્ણ** [સં. આકારકરભ (અક્કલકરો) + આદિ (વગેરે) + ચૂર્ણ (ભૂકો)] ન. (વૈદક) અક્કલકરો, સૂંઠ, કંકોલ, કેસર, પીપર, જાયફળ, લવિંગ અને સફેદ ચંદન એ આઠે એકેક તોલો અને અફીણ ચાર તોલા એ બધાના ભૂકા બરોબર સાકર મેળવવી. આ ચૂર્ણ ૧ થી ૨ રતી વીર્યસ્રાવના રોગમાં મધ સાથે અપાય છે. સ્તંભનમાં એટલે વીર્ય થોભવવામાં ૨ વાલ લેવાય છે.

**આકારગત** [સં. આકાર (ઘાટ) + ગત (સંબંધી)] વિ. ઘાટ સંબંધી.

**આકારગુપ્તિ** [સં. આકાર (હૃદયનો ભાવ) + ગુપ્તિ (સંતાડવાપણું)] સ્ત્રી. આંતરભાવગોપન; મનના ભાવને છુપાવવો તે.

**આકારગૂહન** [સં. આકાર (હૈયાનો ભાવ) + ગુહ્ (સંતાડવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. મનના ભાવને સંતાડવાપણું; આકારગુપ્તિ.

**આકારગોપન** ૧. [સં. આકાર (હૈયાનો ભાવ) + ગુપ્ (છાનું રાખવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. મનના ભાવ છુપાવવાપણું; આકારગુપ્તિ
૨. ન. વિજ્ઞાનના ૬૪ પ્રકારમાંનો એક. જુઓ વિજ્ઞાન.

**આકારચિત્ર** [સં. આકાર (ઘાટ) + ચિત્ર] ન. (કાવ્ય) ચિત્રના આકારનું કાવ્ય. જે પ્રમાણે ઝાડ વગેરે પેદા થાય તે જ પ્રમાણે આકારચિત્રમાં કવિ અક્ષરો ગોઠવે છે.

**આકારજની** સ્ત્રી. શરીરનો વિકાસ; દેહની ખિલવણી; 'મૉર્ફોજિનિ'.

**આકારજ્ઞાનકળા** [સં. આકર (ખાણ) + જ્ઞાન + કલા (હુન્નર)] સ્ત્રી. ચોસઠ કળા માંહેની એક; 'મેટલર્જિ'. જુઓ કળા. રત્ન તથા ધાતુખાણની કળા જાણવાથી જમીન કેવી છે, ક્યાંથી કઈ ખાણ નીકળશે તે જાણવામાં આવે છે. કૂવા, તળાવ, વાવ ખોદાવતાં જમીનની પરીક્ષા કરવામાં આ વિદ્યા કામની છે. પૃથ્વીની શીતતા, ઉષ્ણતા, રંગ રૂપ એ સર્વે આ કળાથી જાણવાનું બને છે.

**આકારણ** ૧. [સં. આકૃ (બોલાવવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. આમંત્રણ. નિમંત્રણ; બોલાવવું તે; તેડું; નોતરું.
૨. ન. કહેણ; સંદેશો.

**આકારણા** [સં. આકૃ (બોલાવવું)] સ્ત્રી. બોલાવવું તે; તેડું; હાંક. જુઓ આકારણ.

**આકારણી** ૧. [સં. આકાર (નિશાની)] સ્ત્રી. આંક પાડવાનું એક ઓજાર.
૨. [સં. આ (હદ બતાવનાર ઉપસર્ગ) + કૃ (કરવું)] સ્ત્રી. કીમત નક્કી કરવાપણું.
૩. સ્ત્રી. જમીનના દરની આંકણી; મહેસૂલનો દર ઠરાવવો તે.
૪. સ્ત્રી. જમીનની મહેસૂલનો દર; વિઘોટીનો આકાર; જમાબંધી.
૫. સ્ત્રી. જમીનની માપણી; ભૂમાપન; મોજણી.
૬. સ્ત્રી. સલામી; સલામ દાખલ અપાતો નજરાણો.

**આકારદ** [સં. આકાર (ઘાટ) + દા (આપવું)] વિ. જુદા જુદા ઘાટ બનાવી શકાય એવું; લોંદા જેવું; મૃદુ.

**આકારનસ** [અં. એકૉર્ન્ઝ] ન. બ. વ. ઓકના ઝાડનાં બી. અગાઉ આ બી ખોરાક તરીકે કામમાં આવતાં. હાલ દુકાળ વખતે ગરીબ લોકો તેને ઉકાળીને માખણ સાથે મેળવી કાફીની માફક પીએ છે. તે કડવાં લાગે છે.

**આકારપત્ર** [આકાર (જમાબંધી) + પત્ર (કાગળ)] ન. મહેસૂલનું પત્રક; તહસીલની ચોપડી.

**આકારપત્રિકા** [આકાર (જમાબંધી) + પત્રિકા (પત્ર)] સ્ત્રી. આકારપત્ર; મહેસૂલનું પત્રક.

**આકારપરિવર્ત્ત** [સં. આકાર (સ્વરૂપ) + પરિવૃત્ (બદલાવું)] ન. દેખાવમાં ફેરફાર; રૂપાંતરતા; રૂપવિકૃતિ.

**આકારપંજિકા** [આકાર (વિઘોટી) + પંજિકા (ખાતાવહી)] સ્ત્રી. આકારવહી; તહસીલની ચોપડી. જુઓ આકારવહી ૧.

**આકારપ્રકાર** [સં. આકર (સ્વરૂપ) + પ્રકાર (રીત)] પું. મોઢા પર થતા લાગણીના ફેરફાર.

**આકારપ્રાગભાવવાદ** [સં. આકાર (ઘાટ) + પ્રાક્ (પહેલાં) + ભાવ (હોવાપણું) + વાદ (મત)] પું. બીજમાં અગાઉથી જ વિકાસ પામેલ જીવનપોષક એટલે જીવને નિભાવનાર પદાર્થ હયાત હોય છે એવો વનસ્પતિશાસ્ત્રમાં જણાવેલ મત.

**આકારભક્તિ** [સં. આકાર (પૂતળું) + ભક્તિ (સેવા)] સ્ત્રી. મૂર્તિપૂજા.

**આકારમાત્ર** [સં. આકાર (સ્વરૂપ) + માત્ર (ફક્ત)] પું. હાડપિંજર; શરીરનું હાડકાંનું ખોખું.

**આકારમાન** [સં. આકાર (કદ) + માન (માપ)] ન. પદાર્થથી રોકાયેલ જગ્યાનું માપ; ઘનમાપ; 'વૉલ્યૂમ'.

**આકારમૌન** [સં. આકાર (દેખાવ) + મૌન (શાંતિ)] ન. ઇશારાથી સમજાવવાપણું.

**આકારરેખા** ૧. [સં. આકાર (સ્વરૂપ) + રેખા (લીટી)] સ્ત્રી. આકૃતિ બનાવતી લીટી; રૂપરેખા; આકૃતિની માત્ર સીમા પરની રેખા અથવા તે રેખાથી બનતી આકૃતિ.
૨. સ્ત્રી. ચિત્ર; આકૃતિ.

**આકારવર્ણન** [સં. આકાર (દેખાવ) + વર્ણન (બયાન)] ન. પ્રાણીઓની આકૃતિનો અહેવાલ; 'મૉર્ફોગ્રફી'.

**આકારવહી** [આકાર (જમાબંધી) + વહી (ચોપડી)] સ્ત્રી. તહસીલની ચોપડી; આકારાવલી.

**આકારવાન** ૧. [સં. આકાર (સ્વરૂપ) + વત્ (વાળું)] વિ. ઘાટવાળું.
૨. વિ. દેખાવડું; સુરેખ; સુંદર; મનોહર.
૩. વિ. દેહવાળું; શરીરધારી.

**આકારવિદ્યા** [સં. આકાર (દેખાવ) + વિદ્યા (શાસ્ત્ર)] સ્ત્રી. પ્રાણી અને વનસ્પતિના જુદા જુદા અવયવોના આકાર, બંધારણ અને ખિલવણી સંબંધી વર્ણન કરનારી વિદ્યા; દેહરચનાનું સ્વરૂપ અને તેની ખિલવણી બતાવનારું શાસ્ત્ર; 'મૉર્ફોલૉજી'.

**આકારવું** ૧. [ સં. આકાર ( ઘાટ ) ] સ. ક્રિ. આકૃતિ દોરવી.

૨. [ સં. આકાર ( ચિહ્ન ) ] સ. ક્રિ. આંકો પાડવો; નિશાની કરવી.

૩. સ. ક્રિ. ઉધારવું; ખાતે ચઢાવવું; નામે લખવું; હિસાબમાં લખવું.

૪. સ. ક્રિ. જમીન માપવી; મોજણી કરવી.

૫. સ. ક્રિ. મહેસૂલનો દર ઠરાવવો.

૬. સ. ક્રિ. મૂલવવું; વસ્તુની કીમત નક્કી કરવી.

૭. સ. ક્રિ. શુમાર આંકવો; અડસટ્ટો કાઢવો.

**આકારવેત્તા** [ સં. આકાર ( દેખાવ ) + વેત્તૃ ( જાણકાર ) ] વિ. આકારવિદ્યા જાણનાર; રૂપવેત્તા; પ્રાણી અને વનસ્પતિના અવયવના આકાર, બંધારણ તથા વિકાસ સંબંધી જ્ઞાન ધરાવનાર; 'મૉર્ફોલૉજિસ્ટ'.

**આકારશાસ્ત્ર** ન. પ્રાણીઓના આકાર સંબંધી શાસ્ત્ર; રૂપશાસ્ત્ર; 'મૉર્ફોનૉમી'.

**આકારશુદ્ધ** ૧. [ સં. આકાર ( દેખાવ ) + શુદ્ધ ( ખામી વગરનું ) ] વિ. બધા ભાગ માપસર હોય એવું; અવયવશુદ્ધ; પ્રમાણતાવાળું.

૨. વિ. સુંદર; દેખાવડું.

**આકારશુદ્ધિ** ૧. [ સં. આકાર ( ઘાટ ) + શુદ્ધિ ( ખામી રહિતપણું ) ] સ્ત્રી. માપસર હોવાપણું; આકારસાંગતા.

૨. સ્ત્રી. સુંદરપણું; સ્વરૂપતા.

**આકારશુદ્ધિરહિતતા** [ સં. આકાર ( ઘાટ ) + શુદ્ધિ ( ખામી ન હોવાપણું ) + રહિત ( વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. ખોડ; કદરૂપતા; વિકૃતિ.

**આકારસંશોધન** [ આકાર ( જમાબંધી ) + સંશોધન ( તપાસ ) ] ન. વિઘોટીના ધોરણની ફરીવાર તપાસણી.

**આકારસાંગતા** [ સં. આકાર ( ઘાટ ) + સ ( સહિત ) + અંગ ( અવયવ ) + તા ( પણું ) ] સ્ત્રી. માપસર હોવાપણું. જુઓ આકારશુદ્ધિ.

**આકારસાંગશુદ્ધ** [ સં. આકાર ( ઘાટ ) + સ ( સહિત ) + અંગ ( અવયવ ) + શુદ્ધ ( ખામી રહિત ) ] વિ. અવયવશુદ્ધ. જુઓ આકારશુદ્ધ.

**આકારસૂચી** ૧. [ આકાર ( વિઘોટીનો દર ) + સૂચી ( યાદી ) ] સ્ત્રી. આકારવહી; તહસીલની ચોપડી; આકારપંજિકા.

૨. સ્ત્રી. કરનો દર બતાવનાર પુસ્તક; કરસૂચી.

**આકારસૌષ્ઠવ** ૧. [ સં. આકાર ( ઘાટ ) + સૌષ્ઠવ ( સૌથી સારૂં હોવાપણું ) ] ન. આકારની સુંદરતા.

૨. ન. પ્રાણી કે પદાર્થના બધા ભાગ દેખાવમાં માપસર દેખાય તેવું હોવાપણું; સપ્રમાણતા.

**આકારાદિ** [ સં. આ ( એ નામનો સ્વર ) + કાર ( અક્ષર ) + આદિ ( શરૂઆત ) ] વિ. 'આ' અક્ષરથી શરૂ થતું; જેનો પહેલો અક્ષર 'આ' હોય એવું.

**આકારાવલી** [ સં. આકાર ( વિઘોટી ) + આવલી ( હાર ) ] સ્ત્રી. આકારવહી; તહસીલની ચોપડી.

**આકારાંત** [ સં. આ ( એ નામનો સ્વર ) + કાર ( અક્ષર ) + અંત ( છેડો ) ] વિ. ( વ્યાકરણ ) છેડે 'આ' હોય એવું. જેમકે, બાલા; તુલા; કન્યા.

**આકારાંતર** ન. ખિલવણી; સ્વરૂપમાં થતો ફેરફાર; 'ટ્રાન્સમૉર્ફિઝમ'.

**આકારિત** ૧. [ સં. આકૃ ( નોતરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આમંત્રણ કરાયેલું; બોલાવેલ; તેડેલું.

૨. [ સં. આકાર ( ઘાટ ) + ઇત ( વાળું ) ] વિ. ઘાટ પામેલ; ઘડાયેલ.

૩. વિ. નક્કી કરેલું.

૪. વિ. માગેલ.

**આકારી** ૧. [ સં. આકાર ( ઘાટ ) + ઇન્ ( વાળું ) ] વિ. આકારવાળું.

૨. [ સં. આકાર ( મૂર્તિ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઈશ્વરને આકારવાળા માનનાર; મૂર્તિપૂજક; સાકારમાં માનનાર.

આકારી આકારને ગાય. તે તો કાળે ફીટી જાય.
અખો

૩. વિ. કર મુકરર થયેલ; ધારાબંધી; કરનિર્ધારિત.

૪. વિ. દેહધારી.

૫. [ સં. આકાર (બોલાવવું તે) + ઇન્ ( વાળું ) ] વિ. બોલાવનાર; આહ્વાન કરનાર.

**આકાલ** ૧. [ સં. આ ( ઓછું ) + કાલ ( વખત ) ] પું. કવેળા; કટાણું; અકાલ.

૨. [ સં. અ ( નહિ ) + અકાલ ( અણઘટતો વખત ) ] પું. ઘટતો વખત; યોગ્ય કાલ; અનુકૂળ સમય.

૩. પું. દુકાળ.

૪. [ સં. આ ( સુધી ) + કાલ ( વખત ) ] અ. કાળપર્યંત; વખત સુધી.

**આકાલિક** ૧. [ સં. આ ( અતિક્રમણ બતાવનારો ઉપસર્ગ ) + કાલ ( વખત ) + ઇક ( લગતું ) ] વિ. અયોગ્ય વખતે ઉત્પન્ન થયેલું; કમોસમનું; જેનો વખત ન હોય એવું.

૨. [ સં. આ ( ઓછું ) + કાલ ( વખત ) + ઇક ( વાળું ) ] વિ. જલદી નાશ પામે એવું; ક્ષણિક; ક્ષણભંગુર.

**આકાલિકપ્રલય** [ સં. આકાલિક ( કવેળાનું ) + પ્રલય ( નાશ ) ] પું. એ નામનો એક પ્રલય.

**આકાલિકા** ૧. સ્ત્રી. એક જાતનો ફૂલવાળો છોડ.

૨. [ સં. આ ( થોડું ) + કાલ ( વખત ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વીજળી, કેમકે તેનો ટૂંક સમયમાં લોપ થાય છે.

૩. વિ. સ્ત્રી. જલદી નાશ પામનારી.

**આકાલિકી** ૧. [ સં. આ ( થોડું ) + કાલ ( વખત ) + ઇક ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વીજળી. તેનો ટૂંક સમયમાં લોપ થાય છે.

૨. વિ. સ્ત્રી. તરત નાશ પામે એવી.

**આકાશ** ૧. [ સં. આ ( ચોતરફ ) + કાશ્ ( પ્રકાશવું ) ] પું. અબરખ; અભ્રક.

૨. પું. પરમેશ્વર. તે બધી દિશામાં જગતના પ્રકાશક છે.

૩. પું. સૂર્યનાં એકસો આઠ નામ માંહેનું એક. જુઓ સૂર્ય.

૪. ન. આસમાન; ગગન; આભ; વ્યોમ; દ્યૌ; અભ્ર; અંબર; સુરવર્ત્મ; ખ; નભ, કેમકે તેમાં સૂર્ય ચારે દિશામાં પ્રકાશે છે. આકાશનો રંગ આસમાની હોય એમાં પ્રાચીન સમયમાં કોઈને નવાઈ લાગતી નહિ. ઝાડનો રંગ લીલો, તેમ આકાશનો રંગ નીલો એ સ્વતઃસિદ્ધ ગણાતું. પરંતુ ઝાડનાં પાંદડાંનો લીલો રંગ જેટલો વાસ્તવિક છે તેટલો આકાશનો આસમાની રંગ નથી. નીચાણ પરનાં વાદળાંની ઉપર અને નીચેથી પડતાં સૂર્યનાં કિરણોને લીધે નજીકના આકાશના રંગનો ફેરફાર થાય છે, પણ વાદળાંની પાછળના આકાશનો રંગ આસમાની દેખાવાનું કારણ જુદું જ છે. આકાશ એટલે કે જે અવકાશમાં સૂર્ય, ચંદ્ર, તારા, આકાશગંગા વગેરે ખગોળમંડળો રહેલાં છે તેનો ખરો રંગ તો કાળો-બિહામણો-શાહી જેવો છે. આકાશનો આસમાની રંગ એ ખરો રંગ નથી તે બલૂન અને વિમાનોની મુસાફરીથી સિદ્ધ થયું છે. જેમ ઊંચા પ્રદેશોમાં અને ધૂળવાળા પ્રદેશમાં જઈએ તેમ આકાશનો રંગ વધારે ઘેરો થતો જાય છે. બહુ ઊંચે જવાથી દિવસે પણ આકાશ કાળું બિહામણું લાગે છે. તેથી ઊલટું હવામાં રજકણોનો ભાગ વધારે હોય તો આકાશનો વાદળી રંગ ઝાંખો પડે છે. ઈંગ્લંડ જેવા ધુમાડા અને ધુમ્મસવાળા દેશમાં

આકાશનો રંગ ભૂખરો ઘણીવાર વર્ણવવામાં આવે છે. મધ્યાકાશનો રંગ જેટલો ઘેરો હોય છે તેના કરતાં ક્ષિતિજ પાસેના નીચાણના પ્રદેશમાં આકાશનો રંગ ઝાંખો રહે છે. તેનું કારણ ધૂળનાં રજકણોની વધારે મોટી સંખ્યા છે. ક્ષિતિજ ઉપર રજકણોની સંખ્યા ઊંચેના આકાશ કરતાં ૧૦૦૦ ગણી વધારે હોઈ શકે. ઊંચે આકાશમાં રજકણોની સંખ્યા બહુ ઓછી હોવાથી કેટલાક ભૌતિકશાસ્ત્રીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે ધૂળ એકલી જ આકાશના વાદળી રંગનું કારણ હોઈ શકે નહિ. હવાના અણુઓમાં જ એવો ગુણ છે કે જેથી પ્રકાશનું પરિવર્તન થઈને વાદળી રંગ ઉત્પન્ન થઈ શકે. તે છતાં ધૂળ પૃથ્વી ઉપર ઘણે ઠેકાણે ઘણી ઊંચાઈ સુધી મળી આવે છે અને તેટલે અંશે આકાશના રંગમાં ધૂળનું સ્થાન અગત્યનું છે. હવામાંનાં ધૂળનાં રજકણોને લીધે તેમ જ હવાના અણુઓના કેટલાએક ગુણોને લીધે આકાશનો રંગ સૌમ્ય નીલ-ઠંડો આસમાની લાગે છે.

૧. આકાશ ખૂલવું = આસમાન સાફ હોવું; વાદળાં જતાં રહેવાં.

૨. આકાશ ચડી આવવું = (૧) એકસામટાં ઘણાં દુઃખ પડવાં; દુઃખે ઘેરાઈ જવું. (૨) વાદળાં ચડી આવવાં.

૩. આકાશ પાતાળ એક કરવાં = (૧) ગજબ કરવો. (૨) ન બની શકે તેવું કામ પાર પાડવું. (૩) ભગીરથ પ્રયત્ન કરવો; ભારે ઉદ્યોગ કરવો. (૪) મોટી ઊથલપાથલ કરવી; ચક્કર ફેરવી નાખવું.

૪. આકાશ પાતાળ એક થઈ જવું = (૧) ગજબ થવો. (૨) ભારે મુશ્કેલી માથે આવી પડવી.

૫. આકાશ પાતાળ જેટલું અંતર = (૧) ઘણું છેટું. (૨) મોટો તફાવત.

૬. આકાશ પાતાળ ફરી વળવું = આફત આવી પડવી; દુઃખે ઘેરાઈ જવું.

૭. આકાશ હેઠું આવવું = ન બની શકે તેવો બનાવ બનવો.

૮. આકાશના તારા ઉખેડવા-નીચે ઉતારવા = મોટો ઉત્પાત કરવો.

૯. આકાશના તારા માગવા = ન મેળવી શકાય એવી ચીજ માગવી.

૧૦. આકાશનાં પક્ષી ઝાલવાં = અતિશય મુશ્કેલ કામ કરી બતાવવું; મહાભારત કામ પાર પાડવું. જે શું તેની વૃત્તિ માફક ચાલીએ જો, એ રીતે તો પક્ષી ગગન તણા ઝાલીએ જો.–દયારામ

૧૧. આકાશની સાથે-આકાશમાં વાતો કરવી = (૧) ઘણું ઊંચું હોવું. (૨) મોટી મોટી આશાઓ રાખવી.

૧૨. આકાશનું વિષુવવૃત્ત = પૃથ્વી ઉપરના વિષુવવૃત્તની વર્તુલરેખાને સમાંતર તેવી જ બીજી રેખા દોરતાં જતાં તે રેખાથી આકાશના જે ભાગનો છેદ થાય તે.

૧૩. આકાશને અડવું = ઘણું ઊંચું હોવું.

૧૪. આકાશનો આંસ ધરી = આકાશમાં લંબાવેલ પૃથ્વીની ધરી. પૃથ્વીની આકાશમાં લંબાવેલ ધરી આકાશનો આંસ કહેવાય.

૧૫. આકાશમાં અડવું = બહુ ઊંચું થવું.

૧૬. આકાશમાં ચડવું-ઊડવું = (૧) અલોપ થવું; ગુમ થઈ જવું. (૨) ફળ ન મળવું; નિરર્થક જવું. (૩) ફુલાવું; વખાણથી મગરૂર થવું. (૪) બહુ ઊંચું થવું; વધવું. (૫) વધારીને વાતો કરવી.

૧૭. આકાશમાં ચડાવવું = વખાણ કરીને ફુલાવવું

૧૮. આકાશમાં ચંદરવો બાંધવો = મોટી કીર્તિ મેળવવી; પરાક્રમ કરી વાહવાહ બોલાવવી; દેશોદેશ નામના કાઢવી.

૧૯. આકાશે ચડવું = વધારીને વાતો કરવી. જુઓ આકાશમાં ચડવું.

૫. ન. ઈથર; પ્રકાશ અને ગરમીનાં મોજાંને વહી જનાર પદાર્થ.

૬. ન. એ નામનું ૨૪ તત્ત્વો માંહેનું એક. જુઓ ગાયત્રીતત્ત્વ.

૭. ન. કાણું; રંધ્ર; કાંકું; છિદ્ર.

૮. ન. ખાલી જગા; શૂન્ય સ્થાન; 'સ્પેસ'.

૯. ન. (જૈન) ૭ દ્રવ્યમાંનું એ નામનું એક. તે આખા વિશ્વમાં વ્યાપી રહેલું છે, અને ધર્માસ્તિકાય વગેરે પાંચ દ્રવ્યના આધારભૂત છે.

૧૦. ન (તાંત્રિક) બત્રીસ તત્ત્વો માંહેનું એ નામનું બત્રીસમું. જુઓ અષ્ટાંગ.

૧૧. ન. જેમાં કાંઈ ન હોય તે; પોલાણ.

૧૨. ન. (સંગીત) તાલનાં મુખ્ય ૭ અંગ માંહેનું બીજું; દ્રુત અંગ; શૂન્ય; દોદ્રુત; વલય; કૂપ; બિંદુ; અર્ધમાત્રિક; સુવૃત્ત; ઉત્તમ; વ્યંજન; અક્ષરદ્વય; વૃત્તક. તેનું ચિહ્ન '૦' અને માત્રા બે છે.

૧૩. ન. તેજ; પ્રકાશ.

૧૪. ન. (ન્યાય) નવ દ્રવ્યો માંહેનું એ નામનું એક. તેમાં સંખ્યા, પરમમહત્પરિમાણ એટલે ઘણું મોટું માપ, એકપૃથક્ત્વ એટલે એકને વિષે રહેલું જુદાપણું, સંયોગ, વિભાગ અને શબ્દ એટલે અવાજ એવા ૭ ગુણો રહેલા છે. વૈશેષિકકારે આકાશને દ્રવ્યમાં ગણ્યું, પણ તેના અનુયાયી ભાષ્યકાર પ્રશસ્તપાદે આકાશ, કાળ અને દિશાને એક જ માન્યાં. જોકે સૂત્રના ૧૭ ગુણોમાં શબ્દ નથી, પણ ભાષ્યકારે કેટલાક બીજા પદાર્થોની સાથે શબ્દને પણ લીધો. ન્યાયમાં પણ આકાશને પંચભૂતોમાં ગણેલ છે, અને તેનાથી શ્રોત્રેંદ્રિયની ઉત્પત્તિ માની છે. સાંખ્યકારે પણ આકાશને પ્રકૃતિનો એક વિકાર અને શબ્દતન્માત્રાથી ઉત્પન્ન થયેલ માન્યો અને તેના ગુણને શબ્દ કહ્યો. પશ્ચિમના ફિલસૂફમાંથી ઘણાએ આકાશના અનુભવ અને બીજા પદાર્થોના અનુભવની વચ્ચે એ તફાવત માન્યો, કે જે વર્તમાનમાં નજરોનજર થતા અનુભવ અને ભૂતકાળના પદાર્થો કે ભવિષ્ય સંભાવનાઓની સ્મૃતિના અનુભવ વચ્ચે રહેલો છે. કાન્ટ વગેરેએ આકાશની ભાવનાને અંતઃકરણમાં મળેલ એટલે તેનો ગુણ માન્યો. તેમના કહેવા પ્રમાણે રંગનો અનુભવ થાય પણ ખરી રીતે પદાર્થમાં તેની સ્થિતિ નથી, માત્ર અંતઃકરણમાં તેની સ્થિતિ છે, તે જ પ્રમાણે આકાશ પણ છે.

૧૫ ન. (યોગ) પાંચ આકાશ માંહેનું એ નામનું એક. આકાશ, પરાકાશ, મહાકાશ, તત્ત્વાકાશ ને સૂર્યાકાશ એ વ્યોમપંચક કહેવાય છે.

> જે યોગી નવ ચક્ર, સોળ આધાર, ત્રણ લક્ષ્ય ને પાંચ આકાશને યથાર્થ રીતે જાણતો નથી તે યોગી માત્ર નામધારક છે. યોગકૌસ્તુભ

૧૬. ન. (ન્યાય) પાંચ મહાભૂતો માંહેનું પહેલું તત્ત્વ. આકાશના ૪ ભેદ: મહાકાશ, જલાકાશ, અભ્રાકાશ-મેઘાકાશ અને ઘટાકાશ. અનંત અખંડ સ્વરૂપે આકાશ તે મહાકાશ. જળ કે કોઈ પણ જળાશયમાં પ્રતિબિંબરૂપે પડેલું આકાશ તે જલાકાશ. અભ્ર કે વાદળામાં પ્રતિબિંબરૂપે પડેલું આકાશ તે અભ્રાકાશ. આ અભ્રાકાશ બારીક હોઈ માત્ર કલ્પનાથી જાણી શકાય. વાદળાંની વરાળમાં પાણી સૂક્ષ્મરૂપે રહેલું હોવાથી ત્યાં પ્રતિબિંબ પડે જ, એ પ્રમાણે અભ્રમાં પ્રતિબિંબરૂપે પડેલું આકાશ તે અભ્રાકાશ. ઘડા વગેરેમાં રહેલું આકાશ તે ઘટાકાશ.

૧૭. ન. બ્રહ્મ; ઈશ્વર.

૧૮. ન. માયા.

૧૯. ન. મીંડું બતાવનારી સંજ્ઞા. જેમકે, સંવત અર્હત સાગર સાતે ત્રિગુણને આકાશ રે. તેમાં અર્હત = ૧, સાગર સાતે = ૭, ત્રિગુણ = ૩ અને આકાશ = ૦ એટલે સંવત ૧૭૩૦.

૨૦. ન. વાયુ સિવાય જ્યાં કાંઈ ન હોય એવું સ્થાન.

૨૧. ન. (બૌદ્ધ) શબ્દનું સમવાયી એટલે કાયમ સાથે રહેતું કારણ; શબ્દ જેનો ગુણ છે તે.

૨૨. ન. સ્થળ; ઠેકાણું; જગ્યા.

૨૩. ન. હવા; વા; પવન.

**આકાશ અગન ગોળો** પું. ( જ્યોતિષ ) ખરતો તારો.

**આકાશકક્ષા** ૧. [ સં. આકાશ ( ગગન ) + કક્ષા ( ગ્રહોનો માર્ગ ) ] સ્ત્રી. જ્યાંસુધી સૂર્યનાં કિરણ પહોંચી શકે તેવું આકાશમાં આવેલું મંડળ. સૂર્યસિદ્ધાંત અનુસાર આ મંડળની પરિધિ ૧૮૭૧૨૦૬૯૨૦૦૦૦૦૦૦૦ યોજન મનાય છે.

૨. [ સં. આકાશ ( આસમાન ) + કક્ષા ( પડખું ) ] સ્ત્રી. મેદાનમાં ઊભા રહી ચારે તરફ નજર કરતાં આકાશ અને પૃથ્વી મળી ગયેલાં દેખાય તે ગોળ કૂંડાળું; દૃષ્ટિમર્યાદા; ક્ષિતિજ; ક્ષિતિજરેખા.

**આકાશકલ્પ** ૧. ન. બ્રહ્મ.

> ઉઠ્યા નાદ **આકાશકલ્પ** અગણિત બ્રહ્માણ્ડ વખાણિયું. — દયારામ

૨. [ સં. આકાશ ( આસમાન ) + કલ્પ ( જેવું ) ] વિ. આકાશ જેવું.

**આકાશકુસુમ** ૧. [ સં. આકાશ ( આભ ) + કુસુમ ( ફૂલ ) ] ન. આકાશનું ફૂલ; ખપુષ્પ; ગગન માંહેનું ફૂલ.

૨. ન. ન માની શકાય એવી બાબત; અસંભવિત વાત. આકાશમાં ફૂલ થાય નહિ તેથી તેના જેવી અશક્ય વસ્તુ આકાશકુસુમ કહેવાય છે.

**આકાશકુસુમવત્** ૧. [ સં. આકાશ (આસમાન) + કુસુમ ( ફૂલ ) + વત્ ( જેવું ) ] વિ. અશક્ય; અસંભવિત; આકાશમાં ફૂલ ન હોઈ શકે એવું અશક્ય.

૨. અ. અસંભવિત.

**આકાશગ** ૧. [ સં. આકાશ ( ગગન ) + ગ ( જનાર ) ] પું. પક્ષી; ખગ; પંખી.

૨. ન. ( જૈન ) ભૂતના નવ પ્રકારમાંનો એક.

> ભૂતોના નવ પ્રકાર આ પ્રમાણે છેઃ સુરૂપ, પ્રતિરૂપ, અતિરૂપ, ભૂતોત્તમ, સ્કંદિક, મહાસ્કંદિક, મહાવેગ, પ્રતિછન્ન અને **આકાશગ**. — તત્ત્વાર્થસૂત્ર

૩. વિ. આકાશમાં જનાર.

**આકાશગત** ૧. [ સં. આકાશ ( ગગન ) + ગત ( ગયેલું ) ] વિ. અધ્ધર રહેલું; આકાશવર્તી.

૨. વિ. ઘણું ઊંચું.

**આકાશગતિ** [ સં. આકાશ ( આસમાન ) + ગતિ ( ચાલ ) ] સ્ત્રી. ગગનમાં ફરવું તે.

> વીજળી નહિ પણ એ કોઈ **આકાશગતિ** કરનાર વામા છે. — પ્રેમાનંદ

**આકાશગમન** ૧. [ સં. આકાશ ( ગગન ) + ગમ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આભમાં ઊંચું ચડવાપણું; આરોહણ; વ્યોમસંચાર; ઉડ્ડયન.

૨. ન. આસમાનમાં ફરવું તે.

૩. ન. એ નામની સિદ્ધિ. નાડી મારફત અવકાશ એટલે ખાલી જગ્યા વગરના પવનથી ભરપૂર અને હલકા થઈ ગયેલા આખા શરીરને કુંડલિની ઊંચે ઉડાડે છે એમ મનાય છે.

૪. ન. વિમાનમાં ઊંચે ચડવું તે.

૫. ન. સ્વર્ગારોહણ; દેવલોકમાં ચડવાપણું.

**આકાશગર્જના** [ સં. આકાશ ( આસમાન ) + ગર્જના ( ભરાડો ) ] સ્ત્રી. ગગનમાં થતો મોટો અવાજ.

**આકાશગર્ભ** પું. બોધિસત્ત્વનું એક સ્વરૂપ; વિશ્વપાણિ.

**આકાશગંગા** ૧. [ સં. આકાશ ( આસમાન ) + ગંગા ( એ નામની નદી ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) રાતે આખા આકાશને ચીરીને જતો અનેક ચાંદરણીઓથી ભરપૂર ધાબાં ધાબાં જેવો દેખાતો લાંબો સફેદ ચળકતો નદી જેવો અનેક ફાંટાઓમાં ઉત્તર દક્ષિણ ફેલાયેલ અને ક્યાંક વધારે અને ક્યાંક ઓછો પહોળો પટ્ટો. આ પટ્ટો આકાશમાં નદી જેવો લાગતો હોવાથી તેને આકાશગંગા કહેવામાં આવે છે. કુલ તારાઓના લગભગ ⅘ ભાગ તો આ પટ્ટામાં પાસેપાસે આવેલા હોઈ ઘણુંખરાં મુખ્ય તારામંડળો પણ આ પટ્ટામાં કે તેની આસપાસ આવેલાં છે. આ આકાશગંગા ૩૦૦૦ પ્રકાશવર્ષ જેટલું પહોળું મોટું વિશ્વમંડળ છે. આપણો સૂર્ય પણ તેની અંદરનો જ એક નાનો તારો છે. આ આકાશગંગાના પટ્ટામાં અનુક્રમે વૃશ્ચિક, ધન, શ્રવણ, અભિજિત્, હંસ, શર્મિષ્ઠા, યયાતિ, બ્રહ્મહૃદય, મૃગશીર્ષ, વ્યાધ, નૌકા વગેરે. અગત્યનાં તારામંડળ આવી જાય છે. મેક્સિકોના લોકો તેને 'મેઘધનુષની બેન' કહેતા. ઉત્તર તેમ જ દક્ષિણ ગોળાર્ધમાંથી એ દેખી શકાય છે. ઑગસ્ટ કે સપ્ટેમ્બરમાં એ વિશેષ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. કેટલાકનું એવું માનવું છે કે આકાશગંગા આપણા દેખાતા જગતની પરિસીમા એટલે છેડો છે. તેની પેલી પાર આપણે ઇંદ્રિય વડે ન કળી શકીએ એવો અનંત અવકાશ આવેલ છે. આ આકાશગંગા પૃથ્વીથી ૨૨૦૦૦૦ પ્રકાશવર્ષ દૂર છે. એક પ્રકાશવર્ષ એટલે એક સેકંડમાં હવામાં આશરે ૧૮૬,૬૦૦ માઈલની ગતિએ જતું પ્રકાશનું કિરણ એક વર્ષમાં કાપે તે અંતર. તારાઓનું અંતર દર્શાવવામાં પ્રકાશવર્ષનો એકમ તરીકે ઉપયોગ થાય છે. જેમકે, ધ્રુવનો તારો પૃથ્વીથી ૪૫ પ્રકાશવર્ષ, કેપેલિયા ૭૧ પ્રકાશવર્ષ અને વેગા ૨૩ પ્રકાશવર્ષ દૂર છે. પ્રકાશવર્ષનો અર્થ વખતમાં નહિ પણ અંતરમાં જણાવેલ છે. ૧ પ્રકાશવર્ષ = ૫૮૮૪૬૧૭૬૦૦૦૦૦ માઈલ. આકાશગંગાને સ્વર્ગંગા, વ્યોમગંગા, સુરનદી અથવા મંદાકિની પણ કહેવાય છે.

> આકાશગંગા અભિજિત્‌થી શરૂ થઈ પશ્ચિમ દિશા તરફથી નૈઋત્યમાં અર્ધવર્તુળ કરીને વાયવ્ય ખૂણા તરફ જતાં જણાય છે. — આકાશદર્શન

૨. સ્ત્રી. સફેદ દૂધ જેવી નદી.

૩. સ્ત્રી. સ્વર્ગમાંની ગંગા.

૪. સ્ત્રી. હિમાલય ઉપર બદરીમાંથી નીકળેલી એ નામની નદી. ઇંદ્રે આ નદીના પાણીથી શ્રીકૃષ્ણને અભિષેક કર્યો હતો એમ મનાય છે.

**આકાશગા** [ સં. આકાશ ( આસમાન ) + ગા ( જનારી ) ] સ્ત્રી. આકાશમાં રાતે અસંખ્ય ચાંદરણીઓનો દેખાતો લાંબો સફેદ ચળકતો લિસોટો. જુઓ આકાશગંગા ૧.

**આકાશગામિની ગંગા** [ સં. આકાશ ( આસમાન ) + ગામિની ( જનારી ) + ગંગા ( એ નામની નદી ) ] સ્ત્રી. શિશુમારચક્ર; સ્વર્ગનો માર્ગ; તારાના સમૂહમાં દેખાતું વત્સનું રૂપ.

> શિયાળામાં જંગલ વિષે પવન ન હોય તે વખતે સવારમાં અથવા સાંજે ધૂમ્રમાર્ગ જોવામાં આવે છે, તે જાણે અધર સ્થિર સડક રહેલી હોય એ રીતે આકાશમાં વત્સનું રૂપ તારાઓના સમૂહમાં દેખાય છે. એ વત્સને કેટલાક લોકો સ્વર્ગનો માર્ગ કહે છે અને શાસ્ત્રાધાર પ્રમાણે કેટલાક લોકો તેને શિશુમારચક્ર કહે છે, એટલું જ નહિ પણ કેટલાક લોકો **આકાશગામિની ગંગા** કહે છે. — રાજવલ્લભ

**આકાશગામી** ૧. [ સં. આકાશ ( આસમાન ) + ગામિન્ ( જનાર ) ] વિ. આભમાં ફરનાર કે ઊડનાર; આકાશમાં જવાની શક્તિવાળું.

૨. વિ. ગગન તરફ જનાર.

૩. વિ. દેવતાઈ; દિવ્ય.

૪. વિ. વિમાનમાં ફરનાર.

**આકાશગુણ** [ સં. આકાશ ( ખાલી જગ્યા ) + ગુણ ( લક્ષણ ) ] પું. ( વેદાંત ) આકાશમાં રહેલા સંખ્યા, પરિમાણ એટલે માપ, એકપૃથક્ત્વ એટલે એકમાં જુદું હોવાપણું, સંયોગ, વિભાગ અને શબ્દ એ ૭ ગુણ.

**આકાશ ગોળો** ૧. પું. આકાશ.

૨. પું. ખરતો તારો.

**આકાશચમસ** [ સં. આકાશ ( આસમાન ) + ચમસ ( સોમરસ પીવાનું વાસણ ; ] પું. ચંદ્ર.

**આકાશચલ્લી** ૧. [ સં. આકાશ ( ગગન ) + ચટક ( ચકલી ) ] સ્ત્રી. ઊંચા થાંભલા ઉપર ચડવાથી નાની ચકલી જેવો લાગતો મદારી.

૨. સ્ત્રી. ઊંચા થાંભલા ઉપર ચડવાની મદારીની રમત.

૩. સ્ત્રી. ઊંચે જવાથી ઘણી નાની દેખાતી મોટી ચીજ.

૪. સ્ત્રી. એ નામનું પક્ષી.

**આકાશચારી** ૧. [ સં. આકાશ ( આભ ) + ચાર ( ગતિ ) + ઇન્ ( વાળું ) ] પું. દેવ.

૨. પું. નક્ષત્ર.

૩. પું. પક્ષી.

૪. પું. રાક્ષસ.

૫. પું. વાયુ; પવન.

૬. પું. સૂર્ય વગેરે ગ્રહ.

૭. વિ. આભમાં ઊડનાર; વ્યોમગામી.

**આકાશચિત્ર** [ સં. આકાશ ( ગગન ) + ચિત્ર ] ન. ગગનનો વિસ્તાર; અંતરીક્ષ.

**આકાશચુંબી** [ સં. આકાશ ( આસમાન ) + ચુંબ્ ( અડવું ) ] વિ. આકાશને અડતું; ગગન સુધી પહોંચતું; ઘણું ઊંચું.

**આકાશચોટી** [ આકાશ ( આસમાન ) + ચોટી ( શિખર ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) બરાબર માથા ઉપર આકાશમાં આવેલું એક કલ્પિત બિંદુ; શીર્ષબિંદુ; 'ઝિનિથ'.

**આકાશજ** [ સં. આકાશ ( ગગન ) + જ ( પેદા થયેલ ) ] વિ. આભમાં જન્મેલું.

**આકાશજનની** [ સં. આકાશ ( તેજ ) + જનની ( પેદા કરનારી ) ] સ્ત્રી. કિલ્લા વગેરેમાં રાખેલી નાની બારી.

**આકાશજલ** ૧. [ સં. આકાશ ( આભ ) + જલ ( પાણી ) ] ન. ઓસ; ઝાકળ.

૨. ન. વરસાદનું પાણી. મઘા નક્ષત્રમાં વાસણમાં ભરી લીધેલું વરસાદનું પાણી દવાના કામમાં આવે છે.

**આકાશજળ** [ સં. આકાશ ( આભ ) + જલ ( પાણી ) ] ન. ઓસ. જુઓ આકાશજલ.

**આકાશતત્ત્વ** ૧. [ સં. આકાશ ( ઈથર ) + તત્ત્વ ( મૂળ અસલ રૂપ ) ] ન. ઈથર; સૂક્ષ્મ-વાયુ.

૨. ન. શરીરમાં રહેલાં પાંચ તત્ત્વોમાંનું એ નામનું એક.

જેમાં આંદોલનોનો અત્યંત વેગ હોય છે તે અણુઓને **આકાશતત્ત્વ** કહે છે. આ તત્ત્વનો ધોળો અથવા ગગનના રંગ જેવો રંગ છે.

પ્રાણાયામ

**આકાશતલ** ૧. [ સં. આકાશ ( ગગન ) + તલ ( સપાટી ) ] ન. આસમાનની સપાટી.

૨. ન. ઊંચો મહેલ; ગગનતલસ્પર્શી મહેલ.

**આકાશતોલનયંત્ર** [ સં. આકાશ ( ખાલી જગા ) + તોલન ( તોળ ) + યંત્ર ( સાધન ) ] ન. વાયુનું દબાણ માપવાનું સાધન; 'બેરોમિટર'.

**આકાશદીપ** ૧. પું. ઊંચે અદ્ધર રાખેલ દીવો.

૨. [ સં. આકાશ ( આસમાન ) + દીપ ( દીવો ) ] પું. માણેકઠારી પૂનમથી દેવદિવાળી સુધી ઝાડ અથવા શિખર ઉપર, અગાસીમાં કોઈ ઊંચે ઠેકાણે લટકાવાતો દીવો; સૂર્ય તુલા નામની સાતમી રાશિમાં આવે ત્યારે રાત્રે ઊંચે ઠેકાણે રખાતો દીવો.

**આકાશદીવડી** ( આકાશદીવડી ) સ્ત્રી. શિખર ઉપર કે તેવે કોઈ ઊંચે ઠેકાણે રાખેલો દીવો. જુઓ આકાશદીપ.

**આકાશદીવો** પું. ઊંચે ઠેકાણે કરાતો દીવો. જુઓ આકાશદીપ.

**આકાશદુહિતા** [ સં. આકાશ ( ગગન ) + દુહિતૃ ( દીકરી ) ] સ્ત્રી. પડઘો; પ્રતિશબ્દ; પ્રતિધ્વનિ.

**આકાશદેવી** સ્ત્રી. એ નામની દેવી. માંદગી ભોગવનાર માણસ માટેના સવાલ સંબંધે કુંડલી કરી ગ્રહોને રાશિ મુજબ સ્થાપન કર્યા પછી લગ્નમાં છઠ્ઠે સ્થાને ચંદ્ર આવે તો આ દેવીને લીધે રોગ થયો હોવાનું મનાય છે.

**આકાશદ્વાર** [ સં. આકાશ ( અંતરિક્ષ ) + દ્વાર ( બારણું ) ] ન. સ્થાપના વખતે શિવલિંગને અંતરિક્ષમાંથી મંદિરમાં પધરાવવાનું શિખરના આગલા ભાગમાંનું બાકું.

**આકાશધરી** [ આકાશ ( નભ ) + ધરી ( ઉત્તર દક્ષિણ ધ્રુવને સાંધનારી લીટી ) ] સ્ત્રી. આકાશના ઉત્તર અને દક્ષિણ બિંદુને જોડનારી તેના મધ્ય બિંદુમાંથી પસાર થતી કલ્પિત લીટી.

**આકાશધુરી** [ દે. ] સ્ત્રી. આકાશધ્રુવ.

**આકાશધ્રુવ** [ સં. આકાશ ( ગગન ) + ધ્રુવ ( વર્તુલનું ઉત્તરનું બિંદુ ) ] પું. ખગોળનો ધ્રુવ.

**આકાશનદી** [ સં. આકાશ ( ગગન ) + નદી ] સ્ત્રી. સ્વર્ગગંગા. જુઓ આકાશગંગા ૧.

**આકાશનલિની** [ સં. આકાશ ( ગગન ) + નલિની ( કમળ ) ] સ્ત્રી. આકાશના કલ્પિત પદ્મસરોવરનાં કમળ.

**આકાશનિદ્રા** [ સં. આકાશ ( ખાલી જગા ) + નિદ્રા ( ઊંઘ ) ] સ્ત્રી. ખુલ્લા મેદાનમાં સૂવું તે.

**આકાશનિર્વિરૂપ** પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

**આકાશનિંબ** [ સં. આકાશ ( આસમાન ) + નિંબ ( લીંબડો ) ] ન. ભૂચનું ઝાડ. તે સીધું અને ઊંચું હોય છે.

**આકાશનિંબુ** [ આકાશ ( આભ ) + નિંબુ ( લીંબુ ) ] ન. એ નામનું ઝાડ. જુઓ આકાશનીમ ૨.

**આકાશનીમ** ૧. [ સં. આકાશ ( આભ ) + નિંબ ( લીંબડો ) ] પું. લીંબડાના ઝાડ ઉપર ઊગતો છોડ.

૨. પું. સીધું ૮૦ ફૂટ ઊંચું ઊગતું ભૂચની જાતનું એક ઝાડ; નીમચંબેલી; મીનીચંબેલી; આકાશનિંબુ. તેની પીળાશ પડતી ભૂખરી છાલમાં તરડાં પડેલાં હોય છે. તેનાં બેથી ત્રણ ઈંચ લાંબાં પાન બે અથવા ત્રણના લૂમખામાં હોય છે. જાન્યુઆરી અને માર્ચ મહિના વચ્ચે તેનાં પાંદડાં ખરે છે, અને એપ્રિલથી મે માસમાં નવાં પાંદડાં આવે છે. તે કદી પણ તદ્દન પાન વિનાનું હોતું નથી. મુંબઈ અને કોંકણ તરફ ઓક્ટોબરથી ડિસેમ્બર સુધીમાં અને પશ્ચિમ હિંદના બીજા ભાગમાં ઑગસ્ટથી સપ્ટેમ્બર સુધીમાં તેને ફૂલ આવે છે. તેનાં ઘાટાં લીલાં પાનમાં નીચે ઢળતાં સફેદ ફૂલ ઝાડની શોભામાં સુંદર વધારો કરે છે. આ ફૂલની સુગંધ ઘણી મીઠી હોવાથી આસપાસનું વાતાવરણ ખુશબોથી ભરપૂર બને છે. નાનું ઘંટાકાર ડીંટું લટકતા નળી જેવા ફૂલ સાથે જોડાયેલ હોય છે. ફૂલનો નળીવાળો ભાગ બેથી ત્રણ ઈંચ લાંબો, અને સહેજ લીલાશ પડતો હોય છે. નળીના ઉપરના ભાગમાં મીણ જેવી સહેજ ગુલાબી રંગની ઝાંયવાળી સુંવાળા પાંખડીઓ હોય છે. પાંખડી અંડાકાર અને છેડે અણીવાળી હોય છે. સૌથી મોટી પાંખડીમાં ચીરા હોય છે. ફૂલમાં ચાર પુંકેસર અને તે ચારે ઉપર પીળા પરાગકોષ હોય છે. તેનું દોઢ ફૂટ લાંબું ફળ પાતળું, ચપટું અને બન્ને છેડે અણીવાળું હોય છે. તેનાં બિયાં ચપટાં અને એક ઈંચ લાંબાં હોય છે. પશ્ચિમ હિંદ અને મધ્ય પ્રાંતમાં આ ઝાડને ફળ આવતાં નથી. આ ઝાડ બર્મા, મલાયા દ્વીપકલ્પ અને એ બાજુના પ્રદેશનું વતની છે. દેખાવડું હોવા છતાં ઘટાદાર ન હોવાથી રસ્તા ઉપર તે નકામું છે. ભેજવાળી જગ્યા તેને વધારે અનુકૂળ છે. તે બટકણું છે અને તેનાં મૂળ ઊંડાં જતાં નથી. સખત વાવાઝોડામાં ઘણાં પડી જાય છે. તેનું પીળું અને પોચું લાકડું ફર્નિચર બનાવવા માટે ઘણું સારું છે. તેની એક ઈંચ જાડી છાલમાંથી હલકી જાતનાં બૂચ બને છે.

**આકાશપટ** ૧. [ સં. આકાશ ( ગગન ) + પટ ( વિસ્તાર ) ] પું. ગગનનો વિસ્તાર; અંતરીક્ષ.

૨. પું. હવા.

**આકાશપથ** ૧. [ સં. આકાશ ( આભ ) + પથિન્ ( રસ્તો )] પું. આસમાનનો રસ્તો; ગગનમાર્ગ; હવાઈ રસ્તો; અંતરિક્ષપથ.
૨. પું. આસમાનમાં આવેલ રસ્તો.

**આકાશપરી** સ્ત્રી. પરી; દેવોની નાચનારી; આસમાનની હૂરી.

**આકાશપંથ** [ સં. આકાશ ( ગગન ) + પથિન્ (રસ્તો)] પું. આકાશનો માર્ગ. જુઓ આકાશપથ.

**આકાશપાતાલ** [ સં. આકાશ ( ગગન ) + પાતાલ ( અધોભુવન ) ] ન. દ્વ. વ. ઊંચામાં ઊંચો તથા નીચામાં નીચો પ્રદેશ.

આકાશપાતાલ એક કરવાં = બધી જાતના પ્રયત્ન કરવા.

**આકાશપુષ્પ** [ સં. આકાશ ( આસમાન ) + પુષ્પ ( ફૂલ )] ન. અસંભવિત બાબત. જુઓ આકાશકુસુમ.

**આકાશપ્રકૃતિપંચ** [ સં. આકાશ + પ્રકૃતિ ( ગુણ ) + પંચ ( પાંચ )] ન. ( વેદાંત ) આકાશના પાંચ ગુણ. કોઈ મત્સર, લોભ, મોહ, કામ, ક્રોધ અને કોઈ રાગ, દ્વેષ, ભય, લજ્જા, મોહ એમ પાંચ આકાશના ગુણ માને છે.

**આકાશપ્રતિબિંબ** [ સં. આકાશ (ગગન) + પ્રતિબિંબ (પડછાયો)] ન. આકાશનો પડછાયો.

**આકાશપ્રદીપ** [ સં. આકાશ (ગગન) + પ્રદીપ ( દીવો )] પું. ઊંચે ઠેકાણે કરાતો દીવો. જુઓ આકાશદીપ.

**આકાશપ્રદેશ** [સં. આકાશ (એ નામની વસ્તુ) + પ્રદેશ ( સૌથી નાનો ભાગ )] પું. ( જૈન ) આકાશ નામના દ્રવ્યનો અવિભાજ્ય એટલે જેના ભાગ ન પાડી શકાય એવો ભાગ.

**આકાશપ્રવાસ** [ સં. આકાશ ( ગગન ) + પ્રવાસ ( મુસાફરી )] પું. હવાઈ જહાજમાં કરાતી મુસાફરી.

**આકાશપ્રવાસી** ૧. [ સં. આકાશ ( આભ ) + પ્રવાસ ( સફર ) + ઇન્ ( વાળું )] પું. દેવ.
૨. વિ. આકાશમાં ફરનાર.

**આકાશપ્રાંત** [ સં. આકાશ ( ગગન ) + પ્રાંત ( છેડાનો ભાગ )] પું. આકાશનો છેડો; ક્ષિતિજ.

**આકાશફલ** [ સં. આકાશ ( આભ ) + ફલ ( ફળ )] ન. પ્રજા; સંતતિ; સંતાન.

**આકાશફાલ** [ સં. આકાશ ( આભ ) + ફલ ( ફળ )] પું. સંતાન; સંતતિ; પ્રજા.

**આકાશબારી** [સં. આકાશ (આભ) + દ્વાર (રસ્તો)] સ્ત્રી. છાપરામાં અજવાળું આવવાને મૂકેલી બારી; અજવાળિયું.

**આકાશભમણિ** [ સં. આકાશ ( આભ ) + ભમણ ( ફરવાપણું )] વિ. સ્ત્રી. આકાશમાં ભમનારી.

હંસગમણિ આકાશભમણિ તિહુયણિ પરમેસરિ.
પેથડરાસ ( વિક્રમનું ૧૩ મું શતક )

**આકાશભાષણ** ૧. [ સં. આકાશ ( આભ ) + ભાષ્ ( બોલવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. ( નાટક ) આકાશ સામું જોઈને કરવામાં આવતું ભાષણ.
૨. ન. ઈશ્વરને ઉદ્દેશીને બોલાતાં વચન; ઈશ્વરપ્રાર્થના.
૩. ન. વિપત્તિને વખતે કરાતું પરમેશ્વરનું સ્મરણ.

**આકાશભાષિત** ૧. [ સં. આકાશ ( ગગન ) + ભાષિત ( ભાષા )] ન. આકાશમાં સંભળાતો અવાજ અથવા શબ્દ; આકાશવાણી.
૨. ન. ( નાટક ) રંગભૂમિ બહારના કોઈ માણસ સાથે જાણે વાત કરતો હોય તે રીતે ચયેલ નાટકના પાત્રની બોલી. આમ કરવાથી નવાં પાત્ર નાટક ભજવવાની જગ્યા ઉપર લાવવાં પડતાં નથી.

**આકાશભેદ** [ સં. આકાશ ( આભ ) + ભેદ ( જાત )] પું. ( જૈન ) આકાશના પ્રકાર. લોકાકાશ અને અલોકાકાશ એમ બે જાતનું આકાશ છે. અધોદેશ વિષે આવેલું બદ્ધ એટલે કર્મવાળાં જીવોને રહેવાનું ઠેકાણું તે લોકાકાશ અને ઊર્ધ્વદેશ વિષે મુક્ત એટલે કર્મ વિનાના જીવોને રહેવાનું ઠેકાણું તે અલોકાકાશ.

**આકાશમદ** [ સં. આકાશ ( ગગન ) + મદ ( અભિમાન )] પું. આઠ જાત માંહેનું એક અભિમાન; વાહનવાળાને હાથીઘોડાની મનકામના કરાવનાર મદ. જુઓ અંતર્મદાષ્ટક.

**આકાશમય** ૧. [ સં. આકાશ ( તેજ ) + મય ( વાળું )] પું. આત્મા.
૨. વિ. દિવ્ય; આકાશી; દેવતાઈ; અલૌકિક.

**આકાશમંડલ** ૧. [ સં. આકાશ ( નભ ) + મંડલ ( કૂંડાળું )] ન. એક જાતની આતશબાજી. તેને બાણની માફક આકાશમાં ફેંક્યા પછી તેમાંથી ચિત્રવિચિત્ર તારાઓ દેખાય છે.
૨. ન. પૃથ્વી ઉપરથી દેખાતું આખું આકાશ; ખગોળ; નભમંડળ; વ્યોમમંડળ.
૩. ન. વાતાવરણ.

**આકાશમંડળ** [ સં. આકાશ ( નભ ) + મંડલ ( કૂંડાળું )] ન. નભમંડળ. જુઓ આકાશમંડલ.

**આકાશમાર્ગ** ૧. [ સં. આકાશ (આસમાન) + માર્ગ ( રસ્તો )] પું. આકાશમાંનો રસ્તો; ગગનમાર્ગ; આકાશપંથ. અગાઉ ઋષિમુનિઓ અને મોટા રાજાઓ આ રસ્તે થઈ આકાશગમન કરતા અને તેઓ સ્વર્ગમાં ઈંદ્રને ત્યાં જતા આવતા એમ મનાય છે.
૨. પું. વિમાન; આકાશયાન.

**આકાશમાસી** સ્ત્રી. એ નામની વનસ્પતિ; જટામાંસી. જુઓ આકાશમાંસી.

**આકાશમાંસી** સ્ત્રી. એ નામની વનસ્પતિ; જટામાંસી. પહાડ ઉપર ઘણી ઊંચી ઊગતી હોવાથી તે આકાશમાંસી કહેવાય છે.

**આકાશમુખ** [ સં. આકાશ ( ગગન ) + મુખ ( મોઢું )] પું. શિવમાર્ગી સાધુની એક જાત. તેઓ આકાશ તરફ મોઢું રાખીને તપ કરે છે.

**આકાશમુખી** ૧. [ સં. આકાશ ( ગગન ) + મુખ ( મોઢું ) + ઇન્ ( વાળું )] પું. એક જાતના શિવમાર્ગી સાધુ. જુઓ આકાશમુખ.
૨. પું. શૈવમતનો એ નામનો વિભાગ.

**આકાશમુનિ** ૧. [ સં. આકાશ ( ગગન ) + મુનિ ( સાધુ )] પું. ઊંચું મોં રાખી તપ કરનાર સાધુ.
૨. પું. ઊંટ. તે ઊંચું જોયા કરે છે.
૩. વિ. ઊંચું મોં રાખી તપ કરનાર.

**આકાશમૂલી** [ સં. આકાશ (ગગન) + મૂલ ( મૂળ ) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એ નામની અદ્ધર મૂળવાળી એક વનસ્પતિ; કુંભિકા.

**આકાશયાન** ૧. [ સં. આકાશ ( નભ ) + યાન ( ગમન )] ન. આકાશમાં ફરવાપણું; અંતરિક્ષમાં પર્યટન.
૨. ન. ગબારો.
૩. [ સં. આકાશ ( ગગન ) + યાન ( વાહન )] ન. વિમાન; બલૂન.
૪. ન. હવાઈ.

**આકાશયોધી** [ સં. આકાશ ( આભ ) + યોધિન્ ( લડવૈયો )] પું. ઊંચી જગ્યા કે ટેકરી ઉપરથી લડનારો.

**આકાશરક્ષી** [સં. આકાશ + રક્ષ્ (બચાવવું) + ઇન્ ( વાળું )] પું. કિલ્લાના કોઠાઓનો પહેરેગીર.

**આકાશરજ્જુમાર્ગ** [ સં. આકાશ + રજ્જુ ( દોરડું ) + માર્ગ ( રસ્તો )] પું. સાધારણ વજનની ચીજો ખેંચવા માટે ઊંચેથી દોરડાં લટકાવી કરેલો રસ્તો; 'એરિયલ રોપ વે'.

**આકાશરેખા** [ સં. આકાશ ( આસમાન ) + રેખા ( લીટી )] સ્ત્રી. હવાઈ રસ્તો; ગગનમાર્ગ;

આસમાનનો રસ્તો; અંતરિક્ષપથ. જુઓ આકાશપથ.

**આકાશલીલા** [ સં. આકાશ ( ગગન ) + લીલા ( દેખાવ ) ] સ્ત્રી. આસમાનમાં થતા બનાવ.

**આકાશલોચન** [ સં. આકાશ ( આભ ) + લોચન ( આંખ ) ] ન. આકાશી પદાર્થો તથા ગ્રહોની સ્થિતિ અને ગતિ જોવા માટેની જગ્યા; ગ્રહનિરીક્ષણશાળા; 'ઑબ્ઝર્વેટરિ'.

**આકાશવચન** [ સં. આકાશ ( આભ ) + વચન ( બોલ ) ] ન. ( નાટક ) રંગભૂમિ બહારના કોઈ માણસ સાથે જાણે વાત કરાતી હોય તે રીતે થયેલ નાટકના પાત્રની બોલી. જુઓ આકાશવાણી.

**આકાશવર્ણું** [ સં. આકાશ ( આસમાન ) + વર્ણ ( રંગ ) ] વિ. વાદળી; આસમાની; નીલવર્ણું.

**આકાશવર્તિત્વ** [ સં. આકાશ ( ગગન ) + વર્તિન્ ( હોય એવું ) + ત્વ ( પણું ) ] ન. આભની જેમ વિશાળ હોવાપણું; વિપુલત્વ.

**આકાશવર્તી** [ સં. આકાશ ( ગગન ) + વૃત્ ( હોવું ) ] વિ. અદ્ધર રહેલું; આકાશગત.

**આકાશવર્ત્મ** ૧. [ સં. આકાશ (આસમાન) + વર્ત્મન્ ( રસ્તો ) ] ન. આકાશ માંહેનો માર્ગ.

૨. ન. વાતાવરણ; હવા.

**આકાશવલ્લી** [સં. આકાશ + વલ્લી (વેલ)] સ્ત્રી. અમરવેલ; બહુ વિસ્તાર પામતી જડ અને પાંદડાં વિનાની એક વેલ. જે ઝાડ ઉપર તે ચડે તે ઝાડના રસમાંથી પોષણ મેળવી તે ઝાડને નિર્બળ કરે છે. તે દવામાં વપરાય છે. જુઓ આકાશવેલ.

**આકાશવાટિકા** [ સં. આકાશ ( ગગન ) + વાટિકા ( વાડી ) ] સ્ત્રી. ન માની શકાય એવી બાબત; અસંભવિત વસ્તુ; આકાશકુસુમ.

**આકાશવાણી** ૧. સ્ત્રી. આકાશમાંથી સંભળાતા બોલ; અંતરિક્ષમાંથી આવતો અવાજ.

૨. [ સં. આકાશ ( ગગન ) + વાણી ( ભાષણ ) ] સ્ત્રી. દેવવાણી; ગેબી વાણી; દેવતાનો અવાજ.

૩. સ્ત્રી. ( નાટક ) રંગભૂમિ બહારના કોઈ માણસ સાથે જાણે વાત કરતો હોય તે રીતે થયેલ નટની બોલી; આકાશભાષિત.

**આકાશવાસ** [ સં. આકાશ ( આભ ) + વાસ ( રહેઠાણ ) ] પું. આસમાનમાં વસવાટ; દેવલોકમાં રહેઠાણ.

**આકાશવાસી** ૧. [ સં. આકાશ ( દેવલોક ) + વાસિન્ ( રહેનાર ) ] પું. દેવ. તે ખાસ આકાશમાં હોવાનું મનાય છે.

૨. વિ. ગગનમાં રહેનાર; આકાશમાં વસનાર.

**આકાશવૃત્તિ** ૧. [ સં. આકાશ ( આભ ) + વૃત્તિ ( ધંધો ) ] સ્ત્રી. દૈવ, ઈશ્વર અથવા આકાશ ઉપર શ્રદ્ધા રાખી જે કંઈ મળે તે ઉપર ગળાતું જીવન; દૈવવૃત્તિ.

૨. સ્ત્રી. નિયમસર આવતી ન હોય એવી આવક; અસ્થિર પેદાશ; બાંધેલી નહિ એવી આમદાની.

૩. સ્ત્રી. નિયમસર આવતી ન હોય એવી પેદાશવાળો ધંધો.

૪. વિ. અનિશ્ચિત આવકવાળું.

૫. વિ. ઉદ્યોગ ઉપર નહિ પરંતુ ઈશ્વર ઉપર આસ્થા રાખી તે જે કાંઈ આપે તે ઉપર જીવન ગાળનાર.

૬. વિ. નિરાધાર; નિરાશ્રય.

૭. વિ. વરસાદ ઉપર જ જેના જીવનનો આધાર હોય એવું.

**આકાશવેલ** [ સં. આકાશ ( ઊંચું સ્થાન ) + વલ્લી ( વેલ ) ] સ્ત્રી. બહુ વિસ્તાર પામતી જડ અને પાંદડાં વિનાની એક પરોપજીવી એટલે બીજાને આધારે જીવનારી વેલ; આકાશવલ્લી; અમરવેલ. જે ઝાડ પર તે ચડે તેના રસમાંથી પોષણ મેળવી તે ઝાડને નિર્બળ કરી નાંખે. હિમાલય ઉપર ૮૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી આ વેલ ઊગે છે. તે રંગકામમાં, લોહી સુધારવામાં અને દવામાં વપરાય છે.

**આકાશસલિલ** ૧. [ સં. આકાશ ( આભ ) + સલિલ ( પાણી ) ] ન. ઝાકળ; ઓસ; તુષાર.

૨. ન. વરસાદ રૂપે પડેલ પાણી.

**આકાશસંચાર** [ સં. આકાશ ( ગગન ) + સંચાર ( સફર ) ] પું. આસમાનમાં કરાતી મુસાફરી.

**આકાશસેના** [ સં. આકાશ ( આસમાન ) + સેના ( લશ્કર ) ] સ્ત્રી. લડાયક વિમાનનો કાફલો; વાયુસેના.

**આકાશસ્થ** ૧. [ સં. આકાશ (આસમાન) + સ્થ ( રહેલું ) ] વિ. આસમાનમાં રહેલું; હવાઈ.

૨. વિ. સ્વર્ગનું; સ્વર્ગીય; 'સીલેશ્ચિઅલ'.

**આકાશસ્ફટિક** [ સં. આકાશ ( આભ ) + સ્ફટિક ( એક જાતનો પથ્થર ) ] પું. કરો; આકાશમાંથી વરસતો બરફનો કાંકરો.

**આકાશાત્મા** [ સં. આકાશ ( ખાલી જગ્યા ) + આત્મન્ ( આત્મા ) ] પું. પુરુષોત્તમનાં હજાર માંહેનું એક નામ.

**આકાશાસ્તિકાય** [ પ્રા. આગાસત્થિકાય ] પું. ( જૈન ) ૭ પ્રકારનાં દ્રવ્યોમાંનું એ નામનું એક; દરેક વસ્તુને અવકાશ એટલે જગ્યા આપનાર દ્રવ્ય. લોક અને અલોક બંનેમાં આવેલો તે એક અપૂર્વ પદાર્થ છે ને જીવ તથા પુદ્ગલ એટલે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળું દ્રવ્ય એ બંનેને અવકાશ કે સ્થાન આપે છે.

> અજીવ પાંચ પ્રકારના છે: ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, **આકાશાસ્તિકાય**, પુદ્ગલાસ્તિકાય, કાલાસ્તિકાય. — અણુભાષ્ય

**આકાશિકા** [ સં. આકાશ ( આસમાન ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અગાસી.

> **આકાશિકા** માંહે ચઢી, કરતી વિવિધ વિચાર. — પ્રેમાનંદ

**આકાશિયો** [ સં. આકાશ ( આભ ) + ઈય ( વાળું ) ] પું. ખેતી માટે પૂરતો વરસાદ થતો હોય એવો દેશ; દેવમાતૃક.

**આકાશિયું** ૧. ન. ઘઉંની એક જાત.

૨. [ સં. આકાશ ( આભ ) + ઈય (વાળું) ] ન. ફક્ત આકાશના પાણીથી પાકતું અનાજ; વગર પાણે પાકતું અનાજ.

૩. વિ. આંખો મોટી હોય છતાં સીધી અને સાંગે નજરે ન પડતી હોય પણ આકાશ તરફ અથવા ઊંચે બરાબર જોઈ શકતું હોય એવું.

૪. વિ. માત્ર વરસાદના પાણીથી પાકેલું; પાણી પાયા વિના થયેલું.

૫. વિ. વરસાદ ઉપર જેના પાકનો આધાર હોય એવું.

**આકાશી** ૧. પું. આસમાની રંગ; 'એઝ્યૂર'.

૨. સ્ત્રી. ( કચ્છી ) ઘઉંની એક જાત.

૩. સ્ત્રી. તડકાથી બચવા માટે તાણવામાં આવતો ચંદરવો.

૪. સ્ત્રી. પાણી પાયા વિના વરસાદના પાણીથી થયેલ અન્ન.

૫. વિ. અણધાર્યું; અચિંતિત.

૬. [ સં. આકાશ ( આભ ) + ઈય ( લગતું ) ] વિ. આભને લગતું; આસમાનનું; ખગોળનું.

૭. વિ. આસમાનમાં રહેનાર.

૮. વિ. દિવ્ય; સ્વર્ગીય; અલૌકિક.

> આકાશી ચીજ = દેવલોકની વસ્તુ.

**આકાશીઆ** ૧. પું. બ. વ. ઘઉંની એક જાત.

૨. વિ. વગર પાણે થયેલું.

**આકાશીઉં** ન. ઘઉંની એ નામની જાત. જુઓ આકાશિયું.

**આકાશીમહલ** [ આકાશી ( આકાશનું ) + મહલ ( મહેલ ) ] પું. હવાઈ કિલ્લો; ખોટો વિચાર.

**આકાશીમુદ્રા** સ્ત્રી. (યોગ) પંચસાધારણ અંગવિન્યાસ એટલે ભાવ બતાવવા થતા શરીરના અવયવોના હાવના પાંચ પ્રકારમાંનો એ નામનો એક.

**આકાશીય** ૧. વિ. આકસ્મિક.

૨. [ સં. આકાશ (ગગન) + ઈય (લગતું)] વિ. આકાશનું; આભ સંબંધી.

૩. વિ. આભમાં રહેનાર; વ્યોમસ્થ.

૪. વિ. ગગનમાં થનારું.

૫. વિ. સ્વર્ગનું; સ્વર્ગીય.

**આકાશીય અક્ષ** [ સં. આકાશ (આસમાન) + ઈય (વાળું) + અક્ષ (ધરી)] પું. બ્રહ્માંડની ગોળાકાર ધરી; 'સ્પેસ ઍક્સિસ'.

**આકાશીય અંતર** [સં. આકાશ (આસમાન) + ઈય (સંબંધી) + અંતર (છેટું)] ન. ગગનમંડળમાં આવેલા કોઈ બે પદાર્થ વચ્ચેનું અંતર.

**આકાશીવર્ણું** [આકાશી (આસમાની) + વર્ણ (રંગ)] વિ. આસમાની; આકાશના જેવા રંગનું; થુથું.

**આકાશીવૃત્તિ** [આકાશી (આકાશનું) + વૃત્તિ (ધંધો)] સ્ત્રી. નિયમસર આવતી ન હોય એવી પેદાશવાળો ધંધો. જુઓ આકાશવૃત્તિ.

**આકાશે** [સં. આકાશની સાતમી વિભક્તિ] અ. (નાટ્ય) આકાશ સામું જોઈને. આકાશ સામે જોઈ નટથી બોલાતા વાક્ય માટે આકાશે શબ્દ વપરાય છે.

**આકાશેશ** ૧. [સં. આકાશ (સ્વર્ગ) + ઈશ (ધણી)] પું. સ્વર્ગનો રાજા ઇંદ્ર.

૨. ન. આકાશ સિવાય જેને બીજો આશરો ન હોય એવું ચીંથરેહાલ ગરીબ માણસ.

**આકાશ્ય** [સં. આકાશ (આભ) + ય (લગતું)] વિ. ગગનનું; આભને લગતું.

**આકાસપવન** [સં. આકાશ (આભ) + પવન (હવા)] પું. બીજા ઝાડ ઉપર ઊગતી એક વનસ્પતિ.

**આકાસંદલી** પું. ઘોડાના વર્ગ અને કીમત ઠેરવનાર એક અમલદાર.

**આકાંક્ષક** [સં. આકાંક્ષ્ (ઇચ્છવું) + અક (કર્તૃવાચક પ્રત્યય)] વિ. ઇચ્છા રાખનાર; અભિલાષા કરનાર.

**આકાંક્ષણીય** [સં. આકાંક્ષ્ (ઇચ્છવું) + અનીય (લાયક)] વિ. ઇચ્છવા જેવું.

**આકાંક્ષવું** [સં. આકાંક્ષ્ (ઇચ્છવું)] સ. ક્રિ. ઇચ્છા કરવી.

**આકાંક્ષા** ૧. [સં. આકાંક્ષ્ (ઇચ્છવું)] સ્ત્રી. અપેક્ષા; ઇચ્છા.

૨. સ્ત્રી. અભિલાષા; કામના.

૩. સ્ત્રી. ગરજ; તંગી; જરૂર.

૪. સ્ત્રી. (જૈન) બીજા ધર્મવાળાની વિભૂતિ એટલે સંપત્તિ જોઈ તેને પોતાની કરવાની ઇચ્છા; દર્શનના પાંચ અતિચારમાંનો બીજો.

> શંકા, **આકાંક્ષા**, વિચિકિત્સા, મિથ્યાદષ્ટિ પ્રશંસા, મિથ્યાદષ્ટિ પરિચય એ પાંચ અતિચાર આલોયઉં. પ્રાચીન ગદ્યસંગ્રહ
> (સંવત ૧૩૩૦ના તાડપત્રમાંથી)

૫. સ્ત્રી. લેખક કે વક્તાના ભાવની બરાબર સમજ.

૬. સ્ત્રી. (ન્યાય) વાક્યના અર્થની જાણ માટે ચારમાંથી એક જાતનો હેતુ. વાક્યમાંના શબ્દને એકબીજાની સંબંધ હોય છે અને તે ઉપરથી વાક્યના અર્થનું જ્ઞાન થાય છે. જ્યારે વાક્યમાં એક શબ્દનો અર્થ બીજાના અર્થજ્ઞાન ઉપર આધાર રાખે ત્યારે આ પદના જ્ઞાન માટે તે પદની આકાંક્ષા રહે. જેમકે, 'કમાડ' એટલું કહેવાથી અર્થ સમજી શકાય નહિ, માટે તેની સાથે 'બંધ કર' એ પદ બોલવું પડે તે આકાંક્ષા કહેવાય.

૭. સ્ત્રી. શંકા; સંદેહ.

૮. સ્ત્રી. સંબંધ.

૯. સ્ત્રી. (વ્યાકરણ) સાંભળનારને બીજા પદની અપેક્ષા રહે એવી પહેલા પદની અપૂર્ણતા.

**આકાંક્ષાવિરહ** [સં. આકાંક્ષા (એક હેતુ) + વિરહ (ખામી)] પું. (ન્યાય) એક જાતનો હેત્વાભાસ એટલે ખોટો હેતુ; અસંગતિ.

**આકાંક્ષિત** [સં. આકાંક્ષ્ (ઇચ્છવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ઇચ્છેલ; ચાહેલ; અભિલાષિત; વાંછિત.

**આકાંક્ષી** [સં. આકાંક્ષા (ઇચ્છા) + ઇન્ (વાળું)] વિ. આતુર; ઇંતેજાર; વાંછનાર.

**આકાંક્ષુ** [સં. આકાંક્ષ્ (ઇચ્છવું)] વિ. આતુર.

**આકિદંતિ** ૧. પું. એ નામનો એક દેશ.

૨. ન. એ નામના દેશમાં રહેનાર માણસ.

**આકિફ** (આકિફ઼) [અ. અક્ફ (તે મહેનતુ હતો)] વિ. ખંતીલું; મહેનતુ.

> આકિફાને કાબા = મક્કા શરીફની મસ્જિદમાં હાજરી આપવાને કાળજીવાળા માણસ.

**આકિબત** ૧. સ્ત્રી. ફતેહ; જીત.

૨. [અ. અકબ (તે પાછળ પડ્યો)] સ્ત્રી. ભવિષ્યકાળ; આખિરત.

૩. ન. છેડો; અંત.

> આકિબત બગાડવું = મોત બગાડવું.

૪. અ. છેવટે; આખરે.

**આકિબત અંદેશ** ૧. [અ. આકિબત (ભવિષ્ય) + ફા. અંદેશ (અંદેશીદન એટલે વિચારવુંનું આજ્ઞા બતાવનાર રૂપ)] વિ. અંતનો વિચાર કરનાર.

૨. વિ. ચતુર; ડાહ્યું.

૩. વિ. દીર્ઘદષ્ટિવાળું.

**આકિબત અંદેશી** [અ. આકિબત (ભવિષ્ય) + ફા. અંદેશ (અંદેશીદન એટલે વિચારવુંનું આજ્ઞા બતાવનાર રૂપ) + ઈ (ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. દીર્ઘદષ્ટિ.

> આકિબત અંદેશી કરવી = ભવિષ્યનો વિચાર કરવો.

**આકિબિનીજ** ન. મે મહિનામાં ઊગતું એક રંગબેરંગી સુંદર ફૂલઝાડ. તે ઘણું નાજુક હોવાથી તેનું જતન કરી બાગબગીચામાં ઉગાડવામાં આવે છે.

**આકિલ** ૧. [અ. અકલ (તે ડાહ્યો હતો)] ન. ડાહ્યું માણસ.

૨. વિ. ડાહ્યું; અકલવાળું; બુદ્ધિમાન.

**આકિલખાની** પું. ઘેરો લાલ રંગ.

**આકિલાના** [અ.] અ. ડહાપણથી.

> આકિલાના ઇલાજ = ડહાપણભરેલી વર્તણૂક.

**આકિલી** [અ.] સ્ત્રી. ડહાપણ; ચતુરાઈ.

**આકિંચન** [સં. અ (નહિ) + કિંચન (કાંઈ)] ન. દરિદ્રતા. જુઓ આકિંચન્ય.

**આકિંચન્ય** ૧. ન. (જૈન) કોઈ પણ વસ્તુમાં મમત્વ બુદ્ધિ એટલે મોહ ન રાખવો તે; નિઃસ્પૃહતા.

> ક્ષમા, માર્દવ, આર્જવ, શૌચ, સત્ય, સંયમ, તપ, ત્યાગ, **આકિંચન્ય** અને બ્રહ્મચર્ય એ દશ પ્રકારનો ઉત્તમ ધર્મ છે. તત્ત્વાર્થસૂત્ર

૨. [સં. અ (નહિ) + કિંચન (કાંઈ) + ય (ભાવવાચક નામનો પ્રત્યય)] ન. પાસે કંઈ ન હોવાપણું; દરિદ્રતા; ગરીબી.

**આકીદો** પું. વિશ્વાસ. જુઓ આકીન.

**આકીન** ૧. [અ. યકીન (વિશ્વાસ)] પું.; ન. ભરોંસો; શ્રદ્ધા; ઇતબાર; વિશ્વાસ; પતીજ.

૨. પું.; ન. ભાવ; આસ્થા.

> પીર સરસ કે આકીન? = દેવ કરતાં તેના ઉપર રાખેલી આસ્થા ફળે.

**આકીનદાર** ૧. [અ. યકીન (ભરોંસો) + ફા. દાર (વાળું)] વિ. ભરોંસો રાખનાર; વિશ્વાસ રાખનાર; પતીજવાળું.

૨. વિ. ભાવિક; આસ્થાવાળું.

**આકીરતી** ૧. સ્ત્રી. અપમાન; અનાદર.
૨. [ સં. અ ( નહિ ) + કીર્તિ ( ખ્યાતિ ) ] સ્ત્રી. કલંક; બદનામી.
૩. સ્ત્રી. ખરાબ વાત.

**આકીર્ણું** ૧. [ સં. ] ન. ટોળું; સમૂહ; જથ્થો.
૨. [ સં. આ ( ચોતરફ ) + કીર્ણ ( વીખરાયેલ ) ] વિ. છૂટું છૂટું ફેલાયેલું; પથરાયેલું.
૩. વિ. પૂર્ણ; ભરપૂર; વ્યાપ્ત.
૪. વિ. ભીડવાળું; ગિરદીવાળું; સંકુલ.
૫. વિ. વેરાયેલું.

**આકુ** [ પ્રા. ] સ. ક્રિ. ખાવું.

**આકુકરા** ૧. સ્ત્રી. મેમણની એક અટક.
૨. ન. મેમણની એ નામની અટકનું માણસ.
૩. વિ. મેમણની એ નામની અટકનું.

**આકુતી** [ અ. યાકૂતી ( માણેકના મિશ્રણવાળી પુષ્ટિકારક દવા ) ] સ્ત્રી. ભાંગના ઘી સાથે વસાણાની મેળવણી કરી તૈયાર કરેલી કેફી અને વાજીકરણ એટલે વીર્યવર્ધક દવા.

**આકુદી** [ અ. યાકૂત ( માણેક ) ] સ્ત્રી. જેમાં યાકૂત એટલે માણેકનો ઉપયોગ કરાયેલો હોય એવી કેફી અને બળ આપનારી વસ્તુ; ભાંગનું ઘી કાઢી તેમાં બીજી ઔષધિઓ ભેળવી બનાવેલી એક કેફી અને પૌષ્ટિક દવા.

**આંકુદીઆ** ૧. સ્ત્રી. આંજણા ક્ષત્રિય જ્ઞાતિની એ નામની અટક.
૨. ન. આંજણા ક્ષત્રિય જ્ઞાતિની એ નામની અટકનું માણસ.
૩. વિ. એ નામની અટકનું.

**આકુભત** ૧. [ અ. આકિબત ( અંત ) ] પું. ( કચ્છી ) આખર; છેડો.
૨. પું. ( કચ્છી ) ભાવી; ભવિષ્યકાળ.

**આકુલ** ૧. [ સં. ] પું. ખચ્ચર; અશ્વતર.
૨. ન. વસ્તીવાળું સ્થાન.
૩. વિ. આતુર; ઉત્સુક.
૪. વિ. એકબીજામાં ભરાઈ ગયેલું.
૫. વિ. ગભરાયેલું; બાવરું; વ્યગ્ર.
૬. વિ. તલ્લીન.
૭. વિ. પીડા પામેલું; તપી ગયેલું.
૮. વિ. ભરપૂર; ભરચક; પૂર્ણ; વ્યાપ્ત; સંકુલ.
૯. વિ. મેળ વિનાનું; અસંગત.
૧૦. વિ. વિરુદ્ધ; ઊલટું.
૧૧. વિ. વિહ્વલ; અસ્વસ્થ; બેચેન.

**આકુલતા** ૧. [ સં. આકુલ ( આતુર ) + તા ( પણું ) ] સ્ત્રી. આતુરતા; ઉત્સુકપણું.
૨. [ સં. આકુલ ( તલ્લીન ) + તા ( પણું ) ] સ્ત્રી. તલ્લીનતા; ગરકાવ હોવું તે.
૩. [ સં. આકુલ ( પીડિત ) + તા ( પણું ) ] સ્ત્રી. પીડાયેલું હોવાપણું; દુઃખી સ્થિતિ.
૪. [ સં. આકુલ ( ગભરાયેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. બેચેની; ગભરાટ; વ્યગ્રતા.
૫. [ સં. આકુલ ( ભરપૂર ) + તા ( પણું ) ] સ્ત્રી. ભરચકતા; વ્યાપ્તિ.
૬. [ સં. આકુલ ( મેળ વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. મેળ વિનાનું હોવું તે.
૭. સ્ત્રી. સમૂહ; જથ્થો; ટોળું.

**આકુલત્વ** [ સં. આકુલ ( વ્યગ્ર ) + ત્વ ( પણું ) ] ન. ગભરાટ. જુઓ આકુલતા.

**આકુલવ્યાકુલ** [ સં. આકુલ ( બાવરું ) + વ્યાકુલ ( બેચેન ) ] વિ. બહુ ગભરાયેલું; ઘણું મૂંઝાયેલું; ચિંતાતુર; આકળવિકળ થયેલું. વ્યાકુલ એટલે બેચેન ઉપરથી દ્વિર્ભાવ સિદ્ધ એટલે બેવડાયેલ રૂપ આકુલવ્યાકુલ થયું છે. આ દ્વિર્ભાવ એટલે બેવડું રૂપ વાપરવાની રીત બે હજાર વર્ષથી વધારે જૂની છે.

> મહાએતાઈ પ્રીછવી બિ કરાવ્યુ કાંઈ આહાર.
> વિરહિ **આકુલવ્યાકુલી**; બિ મંન ન રહે હારિ.
> ભાલણ

**આકુલાકુલ** [ સં. આકુલ ( મૂંઝાયેલ ) + આકુલ ] વિ. ઘણું ગભરાયેલું.

**આકુલિ** ૧. પું. અસુરોનો એક ઋત્વિજ.
૨. [ સં. આકુલ ] ન. આકુલતા; વ્યગ્રપણું.

**આકુલિત** ૧. [ સં. ] વિ. અવ્યવસ્થિત; ગૂંચવાયેલ.
૨. વિ. ખેદેલ.
૩. વિ. ગભરાયેલ; વ્યાકુળ; બેબાકળું; વ્યગ્ર.

> અતિ **આકુલિત** થઈને મૈયા બારણિયે બેસે.
> ભાલણ

૪. વિ. છવાયેલું; વ્યાપ્ત.
૫. વિ. તલ્લીન.
૬. વિ. પૂર્ણ; ભરપૂર.

**આકુલી** [સં. આકુલ ( બાવરું )] વિ. વ્યાકુલી; બાવરું; ગભરાયેલું.

**આકુલીકૃત** [ સં. આકુલ ( ગાભરું ) + કૃત ( કરાયેલું ) ] વિ. વ્યાકુળ કરેલ; ગભરાયેલું.

**આકુલીભૂત** [ સં. આકુલ ( ગભરાયેલું ) + ભૂત ( થયેલું ) ] વિ. વ્યાકુળ થયેલ; બાવરું બનેલું; ગભરાયેલું.

**આકુલું** [સં. આકુલ ( ગાભરું )] વિ. ગભરાયેલું; વ્યગ્ર; બાવરું.

**આકુલ્યાદિયોગ** પું. (વૈદક) અંકોલની સૂકવેલી કળીઓ અથવા મૂળની છાલ, પસ્તાં, આમળાં ને હળદરના ચૂર્ણનું મિશ્રણ. તે મધમાં આપવાથી વીસ પ્રકારના પ્રમેહ મટાડાતો મનાય છે.

**આકુળ** [ સં. આકુલ ( બાવરું ) ] વિ. ગભરાયેલું. જુઓ આકુલ.

**આકુળતા** [ સં. આકુલ ( બાવરું ) + તા ( પણું ) ] સ્ત્રી. ગભરામણ. જુઓ આકુલતા.

**આકુળપણું** [ સં. આકુલ ( ગભરાયેલું ) ] ન. ગભરામણ; વ્યગ્રતા. જુઓ આકુલતા.

**આકુળવ્યાકુળ** [ સં. આકુલ ( ગભરાયેલું ) + વ્યાકુલ ( ગભરાયેલું ) ] વિ. બહુ ગભરાયેલું. જુઓ આકુલવ્યાકુલ.

**આકુળું** [સં. આકુલ ( બાવરું )] વિ. બેબાકળું; ગભરાયેલું; બાવરું.

**આકુંચન** ૧. [ સં. આ ( ચોતરફ ) + કુંચ્ ( સંકોચાવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( ન્યાય ) પાંચ પ્રકારનાં કર્મોમાંથી પદાર્થના સંકડાવારૂપી ત્રીજું કર્મ.

> કર્મના પાંચ પ્રકાર છેઃ ઉત્ક્ષેપણ, અવક્ષેપણ, **આકુંચન**, સંપ્રસારણ, ગમન.
> અણુભાષ્ય

૨. ન. ભેગું કરવાપણું; એકઠું કરવું તે.
૩. ન. ( વેદાંત ) મૂર્તિમાન એટલે આકારવાળી વસ્તુની પાસેની જગ્યાની સાથેના સંયોગનું અસમવાયિકારણરૂપ એટલે નિત્ય સંબંધથી ન જોડાયેલું હોય એવા કારણરૂપી આકારવાળી વસ્તુનું કામ. જેમકે, શરીરના હાથપગ વગેરે ભાગનો સંકોચ કરવાથી તે અંગોનો પાસેના દેશ એટલે ભાગ સાથે સંયોગ થાય છે. તે સંયોગનું અસમવાયિકારણ હાથપગ વગેરે અંગોનું કામ છે, માટે હાથપગ વગેરે અંગોનું તે કામ આકુંચન કહેવાય છે.
૪. ન. ( ગણિત ) લંબાઈ, પહોળાઈ અને જાડાઈ એ ત્રણ પરિમાણમાંથી એક, બે કે ત્રણનું ઘટવું તે.
૫. [ સં. આ ( જરા ) + કુંચ્ ( વાંકા જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. વાંકાઈ; વક્રતા; વળ.
૬. ન. સંકડાઈ જવું તે; નાનું થઈ જવાપણું; સંકોચન; સંકોચ; 'કૉન્ટ્રેકશન'.

**આકુંચનપટ્ટક** [ સં. આકુંચન ( સંકોચ ) + પટ્ટક ( પાટો ) ] ન. પલાંઠી કે કમર બાંધવાનું કપડું.

**આકુંચનમત** [ સં. આકુંચન ( સંકોચ ) + મત ( અભિપ્રાય ) ] પું. વાયુરૂપ પદાર્થોમાંથી ગરમી બહાર પડે તેમ તેમ તેનું આકુંચન એટલે સંકોચ થાય અને તેથી વધારે ગરમી ઉત્પન્ન થાય એવો મત; સૂર્યની ગરમીના ભાવિ વિષેનો એક મત.

**આકુંચનરક્તભાર** [ સં. આકુંચન ( સંકોચ ) + રક્ત ( લોહી ) + ભાર ( દબાણ ) ] પું. સંકોચક રક્તભાર; હૃદય અને ધોરીનસના સંકોચાવાથી થતું લોહીનું દબાણ; 'સિસ્ટોલિક બ્લડ પ્રેશર'.

**આકુંચનીય** [ સં. આકુંચ્ ( સંકોચાવું ) + અનીય ( જેવું ) ] વિ. સંકોચાઈ શકે એવું; સંકોડાય તેવું.

**આકુંચિત** ૧. [ સં. આકુંચ્ ( વાંકું વળવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. વાંકું; વળેલું; વક્ર; કુટિલ.

૨. [ સં. આકુંચ્ ( સંકોચાવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. સંકોચાયેલું; સંકોચ પામેલું.

**આકુંઠિત** ૧. [ સં. આ ( ઓછું ) + કુંઠિત ( બુઠ્ઠું ) ] વિ. ધાર વગરનું.

૨. વિ. મૂર્ખ; મંદ.

૩. વિ. વાદવિવાદમાં હારેલ.

૪. વિ. શરમાતું; લજ્જિત.

૫. વિ. સંકોચાઈ ગયેલા કે બંધ થયેલા ગળાવાળું; બોલી ન શકે એવું; અવાક.

૬. વિ. સ્તબ્ધ; જડ.

**આકૂત** ૧. [ અ. યાકૂત ] પું. માણેક; શોણરત્ન.

૨. [ સં. ] ન. અભિપ્રાય; મત.

૩. ન. આશય.

૪. ન. ઇચ્છા; મરજી.

૫. ન. ઇરાદો; હેતુ.

૬. ન. નવાજૂની; ખબર; સમાચાર.

> દીઠાં દોહલાં રે, ભીમકે જાણ્યું **આકૂત**.
>
> પ્રેમાનંદ

૭. ન. લાગણી; મનોવિકાર.

૮. ન. વિસ્મય; નવાઈ; આશ્ચર્ય.

૯. વિ. ઘણું જાડું; સ્થૂળ.

**આકૂતાકૂ** ૧. સ્ત્રી. છોકરો દીવા તરફ જોતો હોય ત્યારે ભૂતપ્રેતથી બચાવવા છોકરાને બેરાંઓથી ગાલ ઉપર મારવામાં આવતો તમાચો.

૨. સ્ત્રી. યુક્તિ.

**આકૂતિ** ૧. [ સં. ] સ્ત્રી. અભિપ્રાય; મત.

૨. સ્ત્રી. આશય.

૩. સ્ત્રી. ઇચ્છા; મરજી.

૪. સ્ત્રી. ઇરાદો; હેતુ.

૫. સ્ત્રી. ( પુરાણ ) ઉત્તાનપાદ રાજાના વંશમાં વ્યુષ્ટ રાજાના દીકરા સર્વતેજસની વહુ. તેનો દીકરો ચક્ષુ આગળ જતાં છઠ્ઠો મનુ થયો હતો.

૬. સ્ત્રી. ઉત્સાહ; ઉમંગ; અધ્યવસાય; હોંશ.

૭. સ્ત્રી. ( પુરાણ ) પ્રિયવ્રત રાજાના વંશમાં જન્મેલા ઋષભદેવના કુળના પ્રસિદ્ધ વિભુ રાજાના દીકરા પૃથુષેણના દીકરાની વહુ.

૮. સ્ત્રી. સદાચાર; આસ્તરીતિ; સારું આચરણ.

૯. સ્ત્રી. ( પુરાણ ) સ્વાયંભુવ મનુની ત્રણ દીકરીઓમાંની પહેલી દીકરી. તેનો વિવાહ રુચિ ઋષિની સાથે થયો હતો. એને યજ્ઞ અને દક્ષિણા એ નામનાં દીકરાદીકરીનું જોડકું અવતર્યું હતું.

> સ્વાયંભુવ મનુની પહેલી કન્યા **આકૂતિ**, બીજી દેવહૂતિ અને ત્રીજી પ્રસૂતિ એવા નામની પ્રખ્યાત હતી.
>
> ભગવતી ભાગવત

**આકૂતિસુનુ** [ સં. આકૂતિ ( મનુની સૌથી મોટી દીકરી ) + સુનુ ( દીકરો ) ] પું. પુરુષોત્તમનાં હજાર માંહેનું એક નામ. યજ્ઞ ભગવાન રુચિ નામના પ્રજાપતિથી મનુની સૌથી મોટી દીકરી આકૂતિના દીકરા રૂપે પ્રકટ્યા હતા તેથી તે આકૂતિસુનુ કહેવાય છે. આધ્યાત્મિક પક્ષમાં આકૂતિ એટલે બાહ્ય પ્રયત્ન જે વડે યજ્ઞ અભિવ્યક્ત એટલે પ્રકટ થાય છે.

**આકૂતી** [ અ. યાકૂતી ] સ્ત્રી. ઓસડનો પાક.

**આકૂર** ૧. ન. ( ગ્રામ્ય ) શક્તિ; તાકાત.

૨. ન. સ્ફૂર્તિ; ચેતના.

**આકૂલું** ન. આકડાનું જીંડવું; આકાદોડી.

**આકૃત** [ સં. આકૃ ( આકૃતિ કરવી ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આકારનું. આ શબ્દ સમાસને છેડે વપરાય છે. જેમકે, મકરાકૃત.

**આકૃતિ** ૧. પું. ( પુરાણ ) એ નામનો અસુર ધર્મગુરુ.

૨. પું. ( પુરાણ ) કૌશિકાચાર્ય એટલે ગારુડી વિદ્યાનો એક આચાર્ય. યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો તે વખતે સહદેવ દક્ષિણ દિશા તરફ દિગ્વિજય કરવા ગયો હતો. એણે આકૃતિને હરાવી એની પાસેથી કરભાગ લીધો હતો.

૩. પું. ( પુરાણ ) ભીષ્મકનો ભાઈ ભોજરાજા.

૪. પું. ( પિંગળ ) વૈદિક ૨૧ છંદો પૈકી એ નામનો એક. તેમાં ૮૮ અક્ષર આવે છે.

૫. સ્ત્રી. ( ન્યાય ) અનુમિતિ એટલે અનુમાનથી થયેલ જ્ઞાનનાં સાધનોની ભૂમિ પ્રમાણે કે આકાર પ્રમાણે ગોઠવણી.

૬. સ્ત્રી. ચહેરાનો ભાવ; ચેષ્ટા.

૭. સ્ત્રી. ચહેરો; શકલ.

૮. સ્ત્રી. છબી; ચિત્ર. આકૃતિનાં ઠેકાણાં ચિત્રલેખકોએ નવ ગણ્યાં છે: (૧) ઋજુ એટલે સાદું ને સામે મોંએ હોય તે; (૨) અર્ધર્જુ એટલે અરધું સન્મુખ; (૩) સાચિક એટલે ત્રાંસું; (૪) દ્વયર્ધાક્ષિક એટલે જેમાં બન્ને આંખો થોડી થોડી બતાવી હોય તે; (૫) પાર્શ્વગત કે પડખાંભેર. બાકીનાં ચાર ગૌણ ને પહેલાં ચારથી ઊલટાં છે.

૯. સ્ત્રી. ( ન્યાય ) જાતિ; લિંગ.

૧૦. સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં ૨૨ અક્ષરનો એક અક્ષરમેળ છંદ. આના ૪૧૯૪૩૦૪ ભેદમાં હંસી, મદિરા, ભદ્રક અને સર્વગામી પ્રસિદ્ધ છે. દરેક ભેદમાં સાત સાત ગણ અને એકેક ગુરુ કે લઘુ હોય છે.

૧૧. [સં. આ ( ચોતરફ ) + કૃ ( બનાવવું )] સ્ત્રી. દેખાવ; ડોળ. કોઈ વસ્તુનો બહારનો જે ભાગ નજરે પડે તેટલા ઉપરથી તેના દેખાવનું રૂપ નક્કી થાય તેને આકૃતિ કહે છે. કોઈ વસ્તુની સર્વ બાજુ જોઈ તપાસી તે ઉપરથી જે રૂપ નક્કી કરાય તેને આકાર કહે છે. આકાર નક્કી કરવામાં લંબાઈ, પહોળાઈ ને જાડાઈ ધ્યાનમાં રાખવી પડે, પણ આકૃતિ તો બહારના દેખાવ ઉપરથી નક્કી થઈ શકે.

૧૨. સ્ત્રી. નમૂનો.

૧૩. સ્ત્રી. પ્રતિમા; મૂર્તિ.

૧૪. સ્ત્રી. ( ગણિત ) ભૂમિતિની બાબતો સમજાવવા લીટીથી દોરેલો આકાર; રેખાકાર; રેખાથી દોરેલો કોઈ આકાર.

૧૫. સ્ત્રી. રૂપ; ઘાટ; આકાર; દેખાવ.

૧૬. સ્ત્રી. ( ન્યાય ) શબ્દાર્થ.

૧૭. સ્ત્રી. શરીર; દેહ.

**આકૃતિક** પું. (ન્યાય) એ નામનો હેત્વાભાસ. જુઓ આકૃતિકહેત્વાભાસ.

**આકૃતિકસમ** પું. ( ન્યાય ) હેત્વાભાસનો એટલે ખોટા હેતુનો એક પ્રકાર; 'સેમિલૉજીકલ ફૅલસિ'. જુઓ આકૃતિકહેત્વાભાસ.

**આકૃતિકહેત્વાભાસ** [ સં. આકૃતિ ( આકાર + ક ( સંબંધી ) + હેત્વાભાસ ( ખોટો હેતુ ) ] પું. ( ન્યાય ) હેત્વાભાસનો એટલે ખોટા હેતુનો એક પ્રકાર.

> પાશ્ચાત્ય ન્યાયમાં હેત્વાભાસના બે મુખ્ય વિભાગ માન્યા છે: આકૃતિક અને આર્થિક; અર્થાત્ ન્યાયની આકૃતિ માત્ર ઉપરથી જ જે દોષનું ગ્રહણ થઈ શકે, સામાન્યતઃ જે નિયમો અપાઈ ગયા હોય તેટલા લેવાથી જ જેનો વિવેક થઈ શકે, તે **આકૃતિકહેત્વાભાસ** છે. આકૃતિકના પણ બે વિભાગ માન્યા છે: કેવળ આકૃતિક અને આકૃતિકસમ.
>
> મણિલાલ નભુભાઈ

**આકૃતિગોપના** સ્ત્રી. ( કાવ્ય ) મધ્યાધીરાધીરા નાયિકાનો એ નામનો ભેદ. જુઓ મધ્યાધીરાધીરા.

**આકૃતિઘટના** [સં. આકૃતિ ( ઘાટ ) + ઘટના ( રચના )] સ્ત્રી. નમૂના પ્રમાણે આકારની રચના.

**આકૃતિજનન** [ સં. આકૃતિ ( આકાર ) + જનન ( જન્મ ) ] ન. અવયવ કે અવયવીની

રચનાની પદ્ધતિ; રૂપસંભવ; રૂપોત્પત્તિ.

**આકૃતિજન્ય** [ સં. આકૃતિ ( આકાર ) + જન્ય ( પેદા થયેલું ) ] વિ. આકારરૂપે થયેલ.

**આકૃતિજ્ઞાન** [ સં. આકૃતિ ( આકાર ) + જ્ઞાન ( સમજ ) ] ન. આકાર જોઈ તે યાદ રાખવાની શક્તિ.

**આકૃતિમધ્ય** [ સં. આકૃતિ ( આકાર ) + મધ્ય ( વચલો ભાગ ) ] ન. આકારનું વચલું બિંદુ; જે બિંદુથી વજનનું સમતોલપણું થતું હોય તે; 'સેન્ટર ઑવ ગ્રૅવિટિ'.

**આકૃતિમર્યાદા** [ સં. આકૃતિ ( આકાર ) + મર્યાદા ( હદ ) ] સ્ત્રી. આકૃતિની હદ કરનારી બાજુઓનો સરવાળો; 'પેરીમિટર'.

**આકૃતિવિકાર** [ સં. આકૃતિ ( ચહેરાનો દેખાવ ) + વિકાર ( બગાડ ) ] પું. મોઢા ઉપરથી માલૂમ પડતી રોગી સ્થિતિ.

**આકૃતિવિધાન** [ સં. આકૃતિ ( ચિત્ર ) + વિધાન ( રચના ) ] ન. ચિત્રની બનાવટ.

**આકૃતિવિષયક** [ સં. આકૃતિ ( રૂપ ) + વિષય ( વસ્તુ ) + ક ( વાળું ) ] વિ. ( ન્યાય ) દલીલના રૂપ સાથે સંબંધ ધરાવતું; રચનાવિષયક; 'ફૉર્મલ'.

**આકૃત્ય** ૧. સ્ત્રી. ( જૂ. ગુ. ) પ્રતિજ્ઞા; ટેક.

એહવી આકૃત્ય યુદ્ધની કરી. — નાકર

૨. સ્ત્રી. શરત; હોડ.

**આકૃષ્ટ** [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ખેંચેલું; તાણેલ; આકર્ષેલું.

**આકૃષ્ટભાષ** પું. એ નામનો એક વૈદિક ઋષિ.

**આકૃષ્ટિ** ૧. [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આકર્ષણ; ખેંચાણ; તાણવાપણું.

૨. સ્ત્રી. ગુરુત્વાકર્ષણ.

**આકૃષ્ટિમંત્ર** [ સં. આકૃષ્ટિ ( આકર્ષણ ) + મંત્ર ( છાનો શબ્દ ) ] પું. વશ કરવાનો મંત્ર; વશીકરણ એટલે વશ કરવાનો મંત્ર.

**આકેકર** ૧. પું. ( પિંગળ ) બૃહતિ છંદની જાતનો તગણ, નગણ, સગણ મળી ૯ અક્ષરવાળો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ; પદ્માવતી.

આકેકર કર તનસે. — રણપિંગળ

૨. [ સં. ] વિ. અરધું બંધ અને અરધું ઉઘાડું; અધપડિયાળું; અધખોલું.

**આકેબત** ૧. [ અ. આકિબત ( અંત ) ] સ્ત્રી. આખર; છેડો; સમાપ્તિ; અંત.

૨. સ્ત્રી. ભાવી; ભવિષ્યકાળ; આવતી દુનિયા.

**આકેબતઅંદેશ** [ અ. આકિબત ( આખર ) + ફા. અંદેશીદન ( વિચાર કરવો ) ] વિ. લાંબો વિચાર કરનાર; દીર્ઘદર્શી.

**આકેલ** [ અ. અકલ ( તે ડાહ્યો હતો ) ] વિ. અક્કલવાળું; ડાહ્યું.

**આકો** પું. ( ભીલી ) સાદ; ખૂમ.

ઇમને આકો માના તેડા રે,
ઓમને વાંચતા ની આવળે રે. — ભીલીગીત

**આકોકેર** પું. ( જ્યોતિષ ) મકરરાશિ.

**આકોજાઈ** ૧. સ્ત્રી. પઠાણની એક જાત.

૨. ન. પઠાણની એ નામની જાતનું માણસ.

૩. વિ. પઠાણની એ નામની જાતનું.

**આકોટા** ૧. સ્ત્રી. માજોઠીની એક અટક.

૨. ન. માજોઠીની એ નામની અટકનું માણસ.

૩. વિ. માજોઠીની એ નામની અટકનું.

**આકોટો** પું. કાનની બૂટમાં પહેરવાનું ગોળ ચકરડી જેવું, વજનદાર ઘરેણું. જુઓ અકોટો.

**આકોલ** [ સં. અંકોલ ] સ્ત્રી. એક વનસ્પતિ. જુઓ અંકોલ.

**આકોલા** ૧. સ્ત્રી. કડવા કણબીની એક અટક.

૨. ન. કડવા કણબીની એ નામની અટકનું માણસ.

૩. વિ. કડવા કણબીની એ નામની અટકનું.

**આકોલિયા** ૧. સ્ત્રી. કણબીની એક અટક.

૨. ન. કણબીની એ નામની અટકનું માણસ.

૩. વિ. કણબીની એ નામની અટકનું.

**આકોલિયું** ૧. [ સં. અર્ક ( આકડો ) ] ન. આકડાનું ફળ; આકફળ.

૨. ન. આકોલ નામના ઝાડનું ફળ. તે પાકે ત્યારે મીઠું લાગે છે.

**આકોલી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; અંકોલ.

**આકોલું** [ સં. અર્ક ( આકડો ) ] ન. આંકડાનું ફળ; આકોલિયું.

**આકોસવું** [ સં. આક્રુશ્ ( વઢવું ) ] સ. ક્રિ. ( જૂ. ગુ. ) તિરસ્કારવું; ધિક્કારવું.

વારવાર વચન આકોસે, ને તર્જે રામ રસી. — કેશરાજ મુનિ

**આકૌશલ** [ સં. અકુશલ ( આવડત વગરનું ) + અ ( હોવાપણું જણાવનાર પ્રત્યય ) ] ન. અકુશળતા; બિનઆવડત.

**આક્ક** ૧. [ અ. ] વિ. બળવાખોર; બંડખોર.

૨. વિ. હુકમ નહિ માનનારું.

**આક્કા** સ્ત્રી. નાની બેન.

**આક્ઝેલિકઍસિડ** [ અં. ઑક્ઝેલિક ઍસિડ ] પું. રૂબર્બ એટલે રેવંચી અને બીજી વનસ્પતિમાંથી જથ્થાબંધ મળી આવતો એક ઝેરી તેજાબ. દેખાવમાં તે જુલાબના મીઠાને મળતો હોઈ ભૂલમાં દરદીને અપાઈ જવાથી ઘણાં માઠાં પરિણામ નીપજે છે. કેલિકો નામનું કપડું છાપનારા અને સાદડાની ટોપી બનાવનારા તે વાપરે છે.

**આક્ટ** [ અં. ઍક્ટ ] પું. કાયદો; ધારો; નિયમ.

**આક્ટિંગ** [ અં. ઍક્ટિંગ ] વિ. કોઈને ઠેકાણે કામ કરનાર; કામચલાઉ; અવેજી.

**આક્યુમિનેટા** ન. ઇક્સોરા નામના નાના ફૂલઝાડને મળતો એક છોડ. તેનાં પાંદડાં ફિક્કા લીલા રંગનાં ને ફૂલ સફેદ હોય છે.

**આક્રમ** ૧. [ સં. ] પું. અન્ન; ધાન્ય; અનાજ.

૨. પું. આગ્રહ; હઠ; મમતા.

૩. પું. ઓળાંડવું તે; ઓળંગવું તે; અતિક્રમ.

૪. [ સં. આ ( ઉપર ) + ક્રમ્ ( જવું ) ] પું. ચડતી; ઉત્કર્ષ.

૫. ૮. ચડવું તે.

૬. પું. ચડાઈ; હુમલો.

૭. પું. ધોરણસર ચાલવાનો માર્ગ; પડેલ ચીલો.

૮. પું. પગરણ; આરંભ; શરૂઆત.

૯. પું. પરલોક મેળવવાનું સાધન. જેમકે, વિદ્યા, કર્મ.

૧૦. પું. પરાક્રમ; શૂરવીરતા.

૧૧. પું. પરાભવ; હાર.

૧૨. [ સં. આ ( પાસે ) + ક્રમ્ ( જવું ) ] પું. પાસે જવું તે; સમીપગમન.

૧૩. [ સં. આક્રમ્ ( કબજે લેવો ) ] પું. બળજોરીથી કબજે લેવો તે.

૧૪. [ સં. આક્રમ્ ( દાખલ થવું ) ] પું. બળપૂર્વક ઉલ્લંઘન; જબરાઈથી ઓળંગી જવાપણું.

૧૫. પું. મેળવવું તે.

૧૬. [ સં. આક્રમ્ ( ફેલાવું ) ] પું. વ્યાપ્તિ.

૧૭. પું. હદ કરતાં વધારે લાદવું તે.

૧૮. પું. હારેલ પુરુષ.

૧૯. પું. હુમલો કરનાર માણસ.

**આક્રમક** [ સં. આ ( ઉપર ) + ક્રમ્ ( જવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] વિ. હુમલો કરનાર; હલ્લો કરનાર.

**આક્રમણ** ૧. [ સં. આ ( ઉપર ) + ક્રમ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઉત્કર્ષ; ચડતી.

૨. ન. ચડવું તે.

૩. [ સં. આક્રમ્ ( દાખલ થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. જબરાઈથી હદનું કરાતું ઉલ્લંઘન; બળપૂર્વક ઓળંગવું તે.

૪. ન. ધાન્ય; અન્ન; અનાજ.
૫. ન. નિંદા; આક્ષેપ.
૬. ન. પરલોક મેળવવાનું સાધન. જેમકે, વિદ્યા, કર્મ.
૭. ન. પરાક્રમ; શક્તિ.
૮. [ સં. આ ( પાસે ) + ક્રમ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પાસે જવું તે; સમીપગમન.
૯. [ સં. આક્રમ્ ( કબજે લેવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બળજોરથી કબજે લેવાપણું; આંચકવું તે; જબરજસ્તીથી પડાવવું તે.
૧૦. ન. મેળવવું તે.
૧૧. ન. હદ કરતાં વધારે બોજો લાદવો તે.
૧૨. ન. હાર; પરાભવ.
૧૩. ન. હુમલો; ચડાઈ; સવારી.

**આક્રમણકારી** [ સં. આક્રમણ ( ચડાઈ ) + કારિન્ ( કરનાર ) ] વિ. હુમલો કરનાર.

**આક્રમણશીલ** [ સં. આક્રમણ ( હુમલો ) + શીલ ( સ્વભાવ ) ] વિ. હુમલો કરવાના સ્વભાવવાળું; 'ઍગ્રેસિવ'.

**આક્રમણાત્મક** [ સં. આક્રમણ ( ચડાઈ ) + આત્મન્ ( સ્વભાવ ) + ક ( લગતું ) ] વિ. હુમલો કરવાના સ્વભાવવાળું; 'ઍગ્રેસિવ'.

**આક્રમવું** ૧. [ સં. આ ( ઉપર ) + ક્રમ્ ( જવું ) ] સ. ક્રિ. ચડાઈ કરવી; ચઢી આવવું.
૨. સ. ક્રિ. પેલી પાર જવું; ઓળંગવું.
૩. સ. ક્રિ. સંકોડવું; સંકોચવું.

**આક્રમિત** [ સં. આ ( ઉપર ) + ક્રમ્ ( જવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ચડાઈ કરાયેલું; જેના ઉપર હુમલો કરવામાં આવ્યો હોય એવું.

**આક્રમિતા** [સં. આ ( ઉપર ) + ક્રમ્ ( જવું ) + ઇત ( એલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( કાવ્ય ) મન, વચન ને કર્મથી નાયકને વશ કરનારી પ્રૌઢા નાયિકા.

**આક્રય** [સં. આ ( થોડું ) + ક્રી ( ખરીદવું ) ] પું. નાનો વેપારી; ફેરિયો.

**આક્રસવું** [ સં. આ ( તરફ ) + કૃષ્ ( ખેંચવું ) ] સ. ક્રિ. ( જૂ. ગુ. ) આકર્ષવું; ખેંચવું; તાણવું.

બઇઠાં આસન ઉત્તર દિશઈ
પ્રાણ ઉપાન બહુ આક્રસઈ. ભીમ

**આક્રંદ** ૧. [ સં. આક્રંદ્ ( બૂમ પાડવી ) ] પું. અવાજ; શબ્દ; ધ્વનિ.
૨. પું. ગ્રહયુદ્ધમાં કોઈ એક ગ્રહની બીજા ગ્રહની સરખામણીમાં બળવાન કે વિજયી હોવાની સ્થિતિ.
૩. પું. દુખિયાનું રડવાનું ઠેકાણું.
૪. [સં. આક્રંદ્ ( બોલાવવું ) ] પું. બૂમ પાડી બોલાવવું તે; પોકાર; સાદ પાડવો તે.
૫. પું. ભાઈ; બંધુ.
૬. પું. મદદગાર મિત્રને અટકાવતો રાજા.
૭. પું. મિત્ર; દોસ્ત.
૮. પું. મુખ્ય શત્રુની પાછળ રહી સહાયતા કરનાર શત્રુ રાજા કે રાજ્ય.
૯. ન. ( શિલ્પ ) પૂર્વે, પશ્ચિમ અને ઉત્તરે અલિંદ એટલે ઓટલાવાળું ઘર.

આ રૂપમાં પૂર્વે, પશ્ચિમ અને ઉત્તરે અલિંદ છે તેથી તેનું નામ **આક્રંદ** છે. રાજવલ્લભ

૧૦. ન. ભયંકર લડાઈ; દારુણ યુદ્ધ.
૧૧. [ સં. આક્રંદ્ ( રોવું ) ] ન. મોટે સાદે રુદન; વિલાપ; કલ્પાંત; ધુમરાણું; કકલાણ; રોકકળ.

**આક્રંદન** ૧. [ સં. આક્રંદ્ ( બૂમ પાડવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અવાજ; બૂમ; રાડ.
૨. [ સં. આક્રંદ્ ( બોલાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બોલાવવાપણું.
૩. [ સં. આક્રંદ્ ( રોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. મોટે અવાજે કરાતો વિલાપ; કલ્પાંત; રડારોળ.

**આક્રંદવું** [સં. આક્રંદ્ ( રોવું )] અ. ક્રિ. વિલાપ કરવો; રુદન કરવું; રોવું; રડવું.

**આક્રંદિક** [સં. આક્રંદ ( દુઃખીનું રડવાનું ઠેકાણું ) + ઇક ( લગતું ) ] વિ. દુખિયાના રડવાના ઠેકાણા તરફ દોડનાર.

**આક્રંદિત** ૧. [ સં. આક્રંદ્ ( રોવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. પોક મૂકીને રોવું તે; રોકકળ; વિલાપ.
૨. [ સં. આક્રંદ્ ( બૂમ પાડવી ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. બૂમ; ગર્જના; પોકાર.
૩. [ સં. આક્રંદ્ ( બોલાવવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. બોલાવેલું.
૪. વિ. રોકકળ કરતું; પોકેપોક રડતું.

**આક્રંદી** ૧. [સં. આક્રંદિન્ ( વિલાપ કરનાર ) ] વિ. મોટે અવાજે વિલાપ કરનાર; પોક મૂકીને રડનાર.
૨. વિ. રડતાં રડતાં બોલનાર.

**આક્રામક** ૧. [ સં. આક્રમ્ ( શરૂ કરવું ) + અક ( કરનાર ) ] વિ. પહેલ કરનાર.
૨. [ સં. આક્રમ્ ( હુમલો કરવો ) + અક ( કરનાર ) ] વિ. હુમલો કરનારું.

**આક્રાંત** ૧. વિ. અવ્યવસ્થિત.
૨. [ સં. આક્રમ્ ( ઓળંગવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઉલ્લંઘન કરાયેલું; ઓળંગેલ; પસાર કરેલું.
૩. વિ. કચરાયેલ; દબાયેલું.
૪. વિ. ઘેરી લીધેલું; ઘેરાયેલ; આવૃત.
૫. વિ. જીતી લીધેલ; વશ કરાયેલું; પરાભવ પામેલું; હારેલ.
૬. [સં. આ ( ઉપર ) + ક્રમ્ ( જવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. જેના ઉપર હુમલો થયો હોય એવું.
૭. વિ. તલ્લીન.
૮. [ સં. આક્રમ્ ( ફેલાવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. પથરાયેલું; વ્યાપ્ત; ફેલાયેલ.
૯. વિ. પીડાયેલ; દુઃખ પામેલ.
૧૦. વિ. પૂર્ણ; ભરપૂર.
૧૧. વિ. ભારથી લાદેલ.
૧૨. વિ. સોબતવાળું; સહવાસવાળું.

**આક્રાંતિ** ૧. [ સં. આ ( ઉપર ) + ક્રમ્ ( જવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આક્રમણ; ચડાઈ; હુમલો.
૨. સ્ત્રી. ઉપર બેસવું તે.
૩. સ્ત્રી. ઊંચે જવાપણું; ઉપર ચડવું તે.
૪. સ્ત્રી. ચડિયાતાપણું.
૫. સ્ત્રી. બળાત્કાર.
૬. સ્ત્રી. ભાર; બોજો.
૭. સ્ત્રી. વટી જવું તે; ઓળંગી જવાપણું; ઉલ્લંઘન.
૮. સ્ત્રી. શક્તિ; બળ.
૯. સ્ત્રી. હાર; પરાજય.

**આક્રીડ** ( આક્રીડ઼ ) ૧. [સં. આક્રીડ્ ( રમવું ) ] પું. ક્રીડા; ખેલ; રમતગમત; મોજમજા.
૨. પું. રમતગમત કરવાનું ઠેકાણું. જેમકે, બાગ.
૩. વિ. રમતું; ખેલતું; રમતિયાળ.

**આક્રીડન** ( આક્રીડ઼ન ) ૧. [ સં. આક્રીડ્ ( રમવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ક્રીડા; ખેલ; રમત.
૨. ન. ક્રીડા કરવાનો બગીચો; આનંદકુંજ.

**આક્રીડા** ( આક્રીડ઼ા ) [ સં. આક્રીડ્ ( રમવું ) ] સ્ત્રી. રમત; ખેલ.

**આક્રીડી** ( આક્રીડ઼ી ) [ સં. આક્રીડા ( રમત ) + ઇન્ ( વાળું ) ] વિ. ખેલ કરનાર; રમતિયાળ.

**આક્રુષ્ટ** ૧. [ સં. આક્રુશ્ ( નિંદા કરવી ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. આકરા શબ્દ; કડવું વાક્ય; ગાળ દેવાપણું.
૨. [ સં. આક્રુશ્ ( મોટેથી બોલાવવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. ઘાંટો પાડી બોલાવવું તે.

૩. વિ. અવાજ થયેલ; ખૂમ મારેલ; બોલાવેલ.
૪. વિ. ગાળ દીધેલું.
૫. [સં. આક્રુશ્ (ઠપકો આપવો) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ઠપકો આપેલ; નિંદિત; નિંદેલ.
૬. વિ. શાપ દીધેલું; શાપિત.

**આક્રોશ** ૧. [સં. આક્રુશ્ (નિંદા કરવી)] પું. આક્ષેપ; નિંદા.
૨. પું. આળ; તહોમત.
૩. [સં. આક્રુશ્ (ખરાબ બોલવું)] પું. ગાળ; અપશબ્દ.
૪. પું. ગુસ્સો; ક્રોધ; આવેશ.
૫. [સં. આક્રુશ્ (પોકારવું)] પું. ઘાંટો પાડીને બોલવું તે; પોકાર; ખૂમ; રાડો પાડવી તે.
૬. [સં. આક્રુશ્ (ઠપકો આપવો)] પું. દોષ લગાડીને જાતિ, કુળ વગેરેનું નામ લઈ કોઈને ઠપકો આપવો તે; ઠપકો. નારદના મત પ્રમાણે તે ત્રણ પ્રકારનો છે: નિષ્ઠુર, અશ્લીલ અને તીવ્ર. તું મૂર્ખ છે, તને ધિક્કાર છે એમ કહેવું તે નિષ્ઠુર; મા, બેન વગેરેને ગાળ દેવી તે અશ્લીલ; અને મોટાં પાપ વગેરે દોષોનો આરોપ કરવો તે તીવ્ર.
૭. પું. મોટે અવાજે રડવું તે; વિલાપ; કલ્પાંત.
૮. પું. વિરુદ્ધ વિચાર કરવો તે.
૯. પું. શાપ.
૧૦. પું. સોગન; શપથ.

**આક્રોશક** ૧. [સં. આક્રુશ્ (ખરાબ બોલવું) + અક (કરનાર)] વિ. ગાળો ભાંડનાર.
૨. [સં. આક્રુશ્ (ઠપકો આપવો) + અક (કરનાર)] વિ. ઠપકો આપનાર.
૩. [સં. આક્રુશ્ (નિંદા કરવી) + અક (કરનાર)] વિ. નિંદા કરનારું.
૪. [સં. આક્રુશ્ (રાડો પાડવી) + અક (કરનાર)] વિ. બુમાબુમ કરનાર.
૫. વિ. વિરુદ્ધ વિચાર કરનાર.
૬. વિ. શાપ આપનાર.

**આક્રોશન** [સં. આક્રુશ્ (નિંદા કરવી) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. નિંદા. જુઓ આક્રોશ.

**આક્રોશપરિષહ** [સં. આક્રોશ (નિંદા) + પરિષહ (સહન કરવું તે)] પું. (જૈન) કોઈ કઠોર કે અણગમતું કહે તે સાંભળી ગુસ્સો ન કરતાં તેને શાંતપણે સહન કરવાપણું.

**આક્રોશિત** [સં. આક્રુશ્ (કડવું કહેવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. શાપવામાં આવેલું; શાપિત; આક્રુષ્ટ; બદદુઆ પામેલ.

**આક્રોષ્ટા** [સં. આક્રોષ્ટૃ] વિ. નિંદા કરનાર. જુઓ આક્રોશક.

**આક્લાંત** ૧. [સં.] વિ. ખરડાયેલું.
૨. વિ. ભીનું થયેલું.

**આક્લિન્ન** ૧. [સં. આ (જરા) + ક્લિન્ન (ભીનું થયેલ)] વિ. આર્દ્ર; ભીનું.
૨. વિ. નરમ; કોમળ.

**આક્લેદ** [સં. આક્લિદ્ (ભીનું થવું)] પું. ભીંજાવું; પલળવું તે.

**આક્ષ** [સં.] વિ. (ગણિત) અક્ષને લગતું. જુઓ અક્ષ.

**આક્ષકર્ણ** ન. એ નામનું એક ગોત્ર.

**આક્ષણિયા** ૧. સ્ત્રી. લુહારની એક અટક.
૨. ન. લુહારની એ નામની અટકનું માણસ.
૩. વિ. લુહારની એ નામની અટકનું.

**આક્ષદક્કર્મ** ન. (ગણિત) ગ્રહના ક્રાંતિવૃત્તીય એટલે પૃથ્વીને સૂર્યની આસપાસ ફરવાના માર્ગના સ્થાનના શરને જે સંસ્કાર આપવાથી ગ્રહનો સ્પષ્ટ શર આવે તે સંસ્કાર અથવા તે સંસ્કાર આપવાની ક્રિયા.

**આક્ષપટલિક** ૧. [સં.] વિ. અધિકારી વર્ગ સાથે ફરનાર.
૨. વિ. પરીક્ષા કરનાર.

**આક્ષપાટિક** ૧. [સં. અક્ષ (ન્યાય) + પટ્ (બોલવું) + ઇક (લગતું)] પું. ન્યાયાધીશ; વ્યવહારાધ્યક્ષ.
૨. [સં. અક્ષ (પાસો) + પટ (છાપરું) + ઇક (લગતું)] પું. પાસાની રમતમાં અધ્યક્ષ; જુગારનો મુખી.

**આક્ષપાદ** ૧. [સં. અક્ષપાદ (ગૌતમ)] વિ. ગૌતમ સંબંધી.
૨. વિ. ન્યાયસૂત્રના કર્તા ગૌતમ મુનિનું રચેલું.

**આક્ષવલન** ન. (ગણિત) ગ્રહના ક્રાંતિવૃત્તીય એટલે પૃથ્વીને સૂર્યની આસપાસ ફરવાના માર્ગના સ્થાનમાંથી ધ્રુવ અને ઉત્તરબિંદુ સુધી દોરેલા બે ચાપ એટલે ધનુષના આકારની લીટીઓ વચ્ચેનો ખૂણો.

**આક્ષિક** ૧. પું. એક જાતનું ઝાડ; અક્ષિક.
૨. [સં. અક્ષ (પાસો) + ઇક (લગતું)] ન. જુગારથી થયેલું દેવું.
૩. ન. જુગારથી મેળવેલ પૈસો.
૪. ન. જુગારમાં હારેલું નાણું.
૫. વિ. જુગારને લગતું; પાસા સંબંધી.
૬. [સં. અક્ષ (ધરી) + ઇક (લગતું)] વિ. ધરીને લગતું.
૭. વિ. પાસા ખેલનાર; જુગારી.
૮. વિ. પાસાથી જીતનાર.
૯. વિ. પાસાથી જીતેલ.

**આક્ષિકઋણ** [સં. આક્ષિક (પાસા સંબંધી) + ઋણ (કરજ)] ન. જુગાર રમવામાં કરેલું કરજ.

**આક્ષિકપણ** [સં. આક્ષિક (જુગાર સંબંધી) + પણ (હોડ)] ન. શરતમાં હારવાની અથવા જીતવાની વસ્તુ; હોડ; બાજીમાં કરેલું પણ.

**આક્ષિકસમિતિ** [સં. આક્ષિક (અક્ષને લગતું) + સમિતિ (સરખાપણું)] સ્ત્રી. (ગણિત) આકૃતિની તેની અમુક રેખા ઉપર વાળવાથી થતી સમિતિ એટલે સમાનતા; 'એક્શિયલ સિમેટ્રિ'.

**આક્ષિકસીધુ** [સં. આક્ષિક (એક ઝાડ) + સીધુ (દારૂ)] પું. બહેડાં, ગોળ અને ધાવડીનાં ફૂલનો બનાવેલ આકરો દારૂ. તે ગ્રાહી એટલે બંધકોશ કરનાર, પાંડુ રોગ મટાડનાર, બળ આપનાર અને પિત્ત તેમ જ રક્તના દોષને દૂર કરનાર મનાય છે.

**આક્ષિપ્ત** ૧. પું. (સંગીત) એક અલંકાર; જેમાં વચ્ચેનો સ્વર મૂકી દેતાં પહેલો અને ત્રીજો એમ અનુક્રમે સ્વર લેવાય, તે બબ્બેવાર બોલાય અને આરોહ અવરોહ થાય તે અલંકાર. જેમકે, સસ ગગ | રિરિ મમ | ગગ પપ | મમ ધધ | પપ નિનિ | ધધ સસ | તે આરોહ કહેવાય અને સસ ધધ | નિનિ પપ | ધધ મમ | પપ ગગ | મમ રિરિ | ગગ સસ | તે અવરોહ કહેવાય.
૨. [સં. આક્ષિપ્ (ખેંચવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ખેંચેલ; તાણેલું; આકર્ષેલ.
૩. વિ. ઝૂંટવી લીધેલ.
૪. વિ. દર્શાવેલ; સૂચિત; વ્યંજિત.
૫. [સં. આક્ષિપ્ (ફેંકવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. નાખેલું; ફેંકેલ.
૬. વિ. નિંદાયેલું; વગોવાયેલું.
૭. વિ. મૂંઝાયેલું; ગભરાયેલું.
૮. વિ. હરકત ભરેલું; વાંધાવાળું; તકરારી.
૯. [સં. આક્ષિપ્ (ધા કરવો) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. હરાવેલું; પરાભવ પમાડેલ.

**આક્ષિપ્તઅવરોહી** [સં. આક્ષિપ્ત (એક અલંકાર) + અવરોહિન્ (ઊતરતું)] પું. (સંગીત) વચમાંનો એકેકો સ્વર છોડીને પહેલો અને ત્રીજો સ્વર ઊતરતા ક્રમમાં બબ્બે વાર બોલાય તે અલંકાર. જેમકે, સસ ધધ | નિનિ પપ | ધધ મમ | પપ ગગ | મમ રિરિ | ગગ સસ |

**આક્ષિપ્તઆરોહી** [ સં. આક્ષિપ્ત ( એક અલંકાર ) + આરોહિન્ ( ચડતું ) ] પું. ( સંગીત ) વચમાંનો એકકો સ્વર છોડીને પહેલો અને ત્રીજો સ્વર ચડતા ક્રમમાં બબ્બે વાર બોલાય તે અલંકાર. જેમકે, સસ ગગ | રિરિ મમ | ગગ પપ | મમ ધધ | પપ નિનિ | ધધ સસ |

**આક્ષિપ્તપંઢ** [ સં. આક્ષિપ્ત ( ફેંકેલ ) + પંઢ ( નપુંસક ) ] પું. વીખરાયેલા વીર્યવાળો એટલે ટીપે ટીપે વીર્ય પડતું હોય એવો નપુંસક.

**આક્ષિપ્તિક** [ સં. આક્ષિપ્ત ( એક અલંકાર ) + ઇક ( વાળું ) ] સ્ત્રી. ( સંગીત ) પદને સ્થાયી, અંતરો, આભોગ અને સંચારી તેવી ચાર તૂક વડે બતાવવાની રીત.

**આક્ષિપ્તિકા** ૧. પું. ( સંગીત ) જેમાં પદ, સ્વર, તાલ એમ બધા ભાગ યોજાયા હોય તે.

૨. સ્ત્રી. રંગભૂમિ ઉપર પાત્ર આવે ત્યારે તેનાથી ગવાતું એક જાતનું ગાયન.

**આક્ષીવ** ૧. પું. સરગવાનું ઝાડ.

૨. [ સં. આ ( જરા ) + ક્ષીવ ( ગાંડું ) ] વિ. થોડું ગાંડું; લગાર મદમત્ત થયેલ.

૩. વિ. સારી રીતે પ્રમાદ પામેલ.

**આક્ષોળ** પું. ( પુરાણ ) ભરદ્વાજાંગિરસ વંશ માલિકામાંના દ્વિગાત્રીય ઋષિ.

**આક્ષેપ** ૧. [ સં. આ + ક્ષિપ્ ( તાણવું ) ] પું. ( ન્યાય ) અર્થાપત્તિ; જે ન સ્વીકારીએ તો બાબતનો ખુલાસો ન જ મળી શકે એવું અનુમાન.

૨. પું. આડે રસ્તે લઈ જવું તે.

૩. પું. આરોપ; તહોમત; દોષારોપણ.

૪. પું. આંચકીના જોસને લીધે આવતી મૂર્ચ્છા.

૫. પું. એક જાતનો વાતરોગ, જેમાં શરીર કંપે છે; આંચકી; તાણ.

આક્ષેપ આવવું = આંચકીની જેમ ખેંચાઈ જવું; તણાઈ જવું.

૬. પું. કામ પછવાડે મચ્યા રહેવું તે; મહેનત; ચાનક; ખેપ.

૭. પું. ગાળ.

૮. પું. ( ન્યાય ) જાતિ ને વ્યક્તિ બન્નેનું એક સાથે જ્ઞાન થાય એવું હોવાપણું. જેમકે, ઘટ એટલે ઘડા પદથી ઘટત્વ જાતિ એટલે ઘડો હોવાપણું તેમ જ ઘડો બન્ને સમજાય છે. ઘડો શબ્દ સાંભળનારને પહેલાં ઘડાપણાનો ખ્યાલ થયા પછી તરત જ અનુમાનથી ઘડાનું જ્ઞાન થાય છે.

૯. પું. ( વ્યાકરણ ) જાતિ બતાવનાર શબ્દથી વ્યક્તિની થતી સમજ. જેમકે, 'ગાયને લાવ' એ વાક્યમાં ગોત્વવાચક ગાય શબ્દથી થતી ગાયની સમજ. વસ્તુતઃ આક્ષેપ એટલે અનુમાન, અર્થાપત્તિ, લક્ષણા. શબ્દનો મૂળ અર્થ બંધબેસતો ન હોય ત્યારે અન્વયબોધને માટે જે અન્ય અર્થ કરવો પડે તે અન્ય અર્થ જે પ્રકારે એટલે કે જે કોઈ પણ આડકતરી રીતે ફલિત થતો હોય તે પ્રકારને આક્ષેપ કહે છે. કોઈ અનુમાનથી, કેટલાક અર્થાપત્તિથી અને અન્ય લક્ષણાથી અન્ય અર્થ કહે છે. વૈયાકરણો અનુમાનરૂપ આક્ષેપને સ્વીકારે છે. તેમને મતે સર્વે શબ્દો જાતિવાચક છે, વ્યક્તિવાચક નથી. તેથી 'ગાયને લાવ' એમાં ગોત્વને લાવ એવો વાચ્ય અર્થ થાય પણ તે બંધબેસતો નથી. તેથી જાતિ વ્યક્તિનો આશ્રય કરીને જ રહે છે, જાતિ વ્યક્તિથી અવિનાભૂત રહે છે. એ હેતુથી જાતિ વડે વ્યક્તિનું અનુમાન થાય છે એમ કહી અનુમાનસહકૃત શબ્દ વડે વ્યક્તિનો બોધ થાય છે એમ તેઓ માને છે.

૧૦. પું. ( કાવ્ય ) જ્યાં કોઈ જાતનો બાધ કે મના કરવામાં આવે તે અલંકાર. જેમકે,

થયો નથી નહિ થાશે,
છે નહિ તુજ સમ જગમાં જટાધારી.

આમાં રાજાની બરાબરીનો નિષેધ કઈ વર્ણન કરવા જેવા રાજાની ચડતી એ તેનું ફળ છે. અગ્નિપુરાણ પ્રમાણે આક્ષેપ એ 'ધ્વનિ' એટલે આડકતરી રીતે સમજાતા ગૂઢ અર્થનો બોધ કરવાની શબ્દની શક્તિનો સરખા અર્થવાળો શબ્દ છે. પણ બીજા આલંકારિકોએ આમાં કંઈ વધારેપણું બતાવ્યું છે. જે ધ્વનિ એટલે આડકતરી રીતે સમજાતા ગૂઢ અર્થનો બોધ કરવાની શબ્દની શક્તિની સૂચના બાધવાળા વર્ણનથી મળે તેને આક્ષેપ કહેવો જોઈએ.

૧૧. પું. ઝૂંટવી લેવું તે.

૧૨. પું. ઠપકો.

૧૩. પું. તાણ; ખેંચાણ; આકર્ષણ.

૧૪. પું. તિરસ્કાર.

૧૫. પું. તિરસ્કારવાળો બોલ; તિરસ્કારથી બોલવું તે.

૧૬. પું. થાપણ.

૧૭. પું. થાપણ મૂકવી તે.

૧૮. પું. નિંદા; અપવાદ; અવર્ણ; ઉપક્રોશ; કુત્સા; ગર્હણ; જુગુપ્સા.

૧૯. પું. પૂર્વપક્ષ.

૨૦. પું. પ્રકાશનાં કિરણોનું પ્રક્ષેપણ ને ફેલાવો.

૨૧. પું. પ્રશ્ન; સવાલ.

૨૨. પું. ફેંકવું તે; નાખવાપણું.

૨૩. પું. બીજાનો પૈસો ઉપાડી જવાપણું.

૨૪. પું. મનનો ખળભળાટ.

૨૫. પું. મહાવરો; અભ્યાસ.

૨૬. પું. મહેણું.

૨૭. પું. વાંધો; હરકત; પ્રતિબંધ.

૨૮. પું. શંકા; પ્રશ્ન.

૨૯. પું. ( સંગીત ) સંચારી અલંકારો પૈકીનો એક આરોહી અલંકાર. જેમકે, સારિગ | રિગમ | ગમપ | પધનિ | ધનિસા |

૩૦. પું. સૂચન; ઉલ્લેખ.

૩૧. પું. હુમલો કરવો તે.

**આક્ષેપક** ૧. [ સં. ] પું. આરોપ લાવનાર માણસ; તહોમત મૂકનાર જણ.

૨. પું. એક વાતરોગ, જેમાં વાયુ વધી જઈ શરીરને કંપાવે છે; આંચકી; તાણ. આદ્ય નામનો વાયુરોગ, હનુગ્રહ નામનો વાયુ, આક્ષેપવાયુ, ભગ્નવાયુ, કટિવાયુ, ઉરુસ્તંભવાયુ એ પણ આ જાતના છે.

૩. પું. જેમાંથી તેજ અથવા ગરમી નીકળે તેવી વસ્તુ; પ્રસર્પક; 'રેડિએટર'.

૪. પું. શિકારી.

૫. વિ. આરોપ લાવનાર; તહોમત મૂકનાર.

૬. વિ. કામ પછવાડે મચ્યું રહેનાર; અભ્યાસી.

૭. વિ. ખેંચનાર.

૮. વિ. ગાળ દેનાર.

૯. વિ. ઠપકો આપનાર; વઢનાર.

૧૦. વિ. તિરસ્કાર કરનાર.

૧૧. વિ. થાપણ મૂકનાર.

૧૨. વિ. પ્રશ્ન પૂછનાર.

૧૩. વિ. ફેંકનાર.

૧૪. વિ. મહેણું મારનાર.

૧૫. વિ. લઈ લેનાર; ઝડપી લેનાર.

૧૬. વિ. વગોવણી કરનાર; નિંદક.

૧૭. વિ. શંકા કાઢનાર.

૧૮. વિ. સૂચવનાર.

૧૯. વિ. હુમલો કરનારું.

**આક્ષેપકજ્વર** [ સં. આક્ષેપક ( તાણ ) + જ્વર ( તાવ ) ] પું. મોટે ભાગે ધૂળ, ધુમાડા અને ગીચ વનસ્પતિવાળા પ્રદેશમાં રહેનાર માણસોને થતો એક ચેપી અને મટે નહિ તેવો તાવ. કરોડરજ્જુના ઉપરના ભાગમાં આ રોગનાં જંતુની અસર થતી હોવાથી ત્યાં પાતળો રસી જેવો પદાર્થ એકઠો થઈ સનેપાત ઉપજાવી, મતિતંતુઓને ઉશ્કેરી આંચકી ઉત્પન્ન કરે અને શરીરને વારંવાર ધનુષની પેઠે ખેંચાવીને વાળે છે. શરૂઆતમાં માથાનો સખ્ત દુખાવો, ઊલટી, ટાઢ ને ધ્રુજારી થાય, ડોક રહી જાય, માથું પાછળ ખેંચાય, તાવ વધે, અંગો સંકોચાય, નજર વાંકી થઈ જાય, ધીમે ધીમે બધી ઇંદ્રિયો ખોટી પડે અને દરદી ૨૪

કલાકમાં બેભાન બની જાય. ઘેન, પ્રલાપ એટલે બકવાટ, મોહ એટલે મૂર્ચ્છા, વારંવાર ખેંચતાણ અને અંગ ઉપર લાલ કે કાળાં ચાઠાં ઊપડવાં એ આ રોગનાં ખાસ ચિહ્ન છે. સેવા કરનાર, ઔષધ અને વૈદ્ય ઘણાં સારાં હોય તો ક્વચિત્ હજારે એકાદ દરદી બચે, નહિ તો એક, ત્રણ, ચાર અથવા વધારેમાં વધારે સાત દિવસમાં દરદી મરણ પામે એમ મનાય છે.

**આક્ષેપકિરણ** [ સં. આક્ષેપ ( ફેંકવું તે ) + કિરણ ] ન. રેડિયમમાંથી ફેંકાયેલ અને ફેલાયેલ ત્રણ જાતનાં કિરણ.

એ **આક્ષેપકિરણો** જ્યારે પોતાના માર્ગમાં વાયુઓનાં અણુઓ સાથે અથડાય છે ત્યારે તે વાયુમાં કણ પેદા થાય છે. વિજ્ઞાનપ્રવેશિકા

**આક્ષેપગર્ભ** [ સં. આક્ષેપ ( ઠપકો ) + ગર્ભ ( અંદરનો ભાગ ) ] વિ. મહેણાં કે ઠપકાથી ભરેલું.

**આક્ષેપણ** ૧. [ સં. આ ( તરફ ) + ક્ષેપણ ( ફેંકવું તે ) ] ન. અપવાદ; આરોપ.
૨. [ સં. આક્ષિપ્ ( ખેંચવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આકર્ષણ; ખેંચાણ.
૩. ન. કિરણોનો ફેલાવો.
૪. ન. ઠપકો.
૫. ન. તિરસ્કાર.
૬. ન. તિરસ્કારવાળી બોલી.
૭. ન. થાપણ મૂકવી તે.
૮. ન. નિંદા.
૯. ન. ફેંકવું તે.
૧૦. ન. મહેણું.

**આક્ષેપણી** [ સં. આક્ષિપ્ ( ખેંચવું ) ] સ્ત્રી. સાંભળનારનું મન ખેંચાય એવી ધર્મની વાત.

**આક્ષેપવાદી** ૧. [ સં. આક્ષેપ ( ઠપકો ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. ઠપકો દેનાર.
૨. વિ. મહેણાં મારનાર.

**આક્ષેપહારી** [ સં. આક્ષેપ ( આંચકી ) + હારિન્ ( દૂર કરનાર ) ] વિ. આંચકી મટાડનાર.

**આક્ષેપારિ** [ સં. આક્ષેપ ( તાણ ) + અરિ ( દુશ્મન ) ] વિ. આંચકી મટાડનાર અને ખેંચાતા સ્નાયુઓને ઢીલા કરનાર.

**આક્ષેપાર્થ** [ સં. આક્ષેપ ( સૂચન ) + અર્થ ( સમજ ) ] પું. ( કાવ્ય ) વ્યંગ્યાર્થ; ધ્વનિ; સૂચવેલો અર્થ.

વ્યંજનાથી જણાતા અર્થને વ્યંગ્યાર્થ, ધ્વન્યર્થ, **આક્ષેપાર્થ**, સૂચ્યાર્થ અને પ્રતીયમાનાર્થ કહે છે. કાવ્યશાસ્ત્ર

**આક્ષેપાવરોહ** [ સં. આક્ષેપ ( એક અલંકાર ) + અવરોહ ( નીચે ઊતરવું તે ) ] પું. ( સંગીત ) સંચારી અલંકારો પૈકીનો એક અવરોહી અલંકાર. જેમકે, સાનિધ | નિધપ | ધપમ | પમગ | મગરિ | ગરિસા |

**આક્ષેપાંતક** [ સં. આક્ષેપ ( આંચકી ) + અંતક ( મટાડનાર ) ] વિ. આંચકી મટાડનાર.

**આક્ષેપી** ૧. [ સં. આક્ષેપિન્ ( ખેંચનારું ) ] વિ. ખેંચનાર.
૨. વિ. તિરસ્કાર કરનાર.
૩. [ સં. આક્ષિપ્ ( ફેંકવું ) ] વિ. ફેંકનાર.
૪. વિ. બારીકાઈથી વિચાર કર્યા પછી ખેંચનાર.
૫. વિ. લગતું; સંબંધ ધરાવતું.
૬. વિ. વગોવણી કરનાર; નિંદક.

**આક્ષોટ** [ સં. ] પું. અખરોટનું ઝાડ.

**આક્ષોડ** ( આક્ષોડ઼ ) પું. અખરોટનું ઝાડ; આક્ષોટ.

**આક્ષોભ** [ સં. ] પું. ક્ષોભ.

**આકસાઇડ** [ અં. ઑક્સાઇડ ] પું. પ્રાણવાયુ અને ધાતુના મળવાથી ઉત્પન્ન થતો પદાર્થ; પ્રાણિલ. જુદી જુદી ધાતુઓના સંયોગથી જુદા જુદા પ્રકારના પ્રાણિલ બને છે. જેમકે, પારાથી ઓક્સાઇડ ઓવ મર્ક્યુરિ, જસતથી ઓક્સાઇડ ઓવ ઝિંક, લોઢાથી ઓક્સાઇડ ઓવ આઇઅર્ન.

**આૅક્સિજન** [ અં. ઑક્સિજન ] પું. જેના વડે પ્રાણી જીવે છે અને અગ્નિ બળે છે તે રૂપ, રસ, ગંધ વિનાનો પાણીમાં મળી જાય એવો વાયુ; અમ્લજન; પ્રાણવાયુ. સાધારણ હવામાં મુખ્યત્વે ઓક્સિજન અને નાઇટ્રોજન નામનાં બે તત્ત્વ અનુક્રમે લગભગ ૧ ને ૪ ના પ્રમાણમાં જોવામાં આવે છે. જો પારાને એટલો ગરમ કરીએ કે તેના ઉપર લાલ પડ ચડી જાય અને ઠરી ગયા પછી તે લાલ પદાર્થને વધારે ગરમ કરવામાં આવે તો ઓક્સિજન અને ધાતુના અંશ અલગ અલગ થઈ શકે છે.

**આખ** ૧. [ સં. ] પું. કોદાળો.
૨. પું. ગળામાંથી કઢાતો અવાજ.

**આખ** આખ થૂંકવા જહાં જશે. નર્મદાશંકર

૩. પું. પાવડો.
૪. વિ. ( આખ્ય ) પાંચ.

**આખકી** ૧. [ સં. ] સ્ત્રી. કોદાળી.
૨. સ્ત્રી. નાનો પાવડો.

**આખજથાતથ** [ સં. આખ્યા ( કહેવું ) + યથા ( પ્રમાણે ) + તથ્ય ( સાચું ) ] ન. ( ડિંગળ ) સત્ય વચન; સાચી વાત.

**આખઝ** ( આખઝ઼ ) ૧. પું. લેણું; લેવાપણું.
૨. [ અ. અખઝ ( લેવાયલું ) ] પું. પરાણે પૈસા કઢાવવાપણું.

**આખડવું** ( આખડ઼વું ) ૧. [ સં. આ ( વધારે ) + સ્ખલ્ ( ઠોકર ખાવી ) ] અ. ક્રિ. અથડાઈ પડવું; ભટકાવું; અફળાવું.
૨. અ. ક્રિ. આમતેમ ફરવું; ભમવું; રખડવું; ભટકવું; અહીંથી તહીં અને તહીંથી અહીં જવું આવવું; ટેલવું.
૩. [ સં. આક્ષર્ ( ગાળો દેવી ) ] અ. ક્રિ. કજિયો કરવો; લડી પડવું; બાઝવું.

અતિ બલિષ્ઠ સ્વારી રે, એ સાથે **આખડવું** છે. ધીરો

૪. અ. ક્રિ. ઠોકર ખાતાં ને લંગડાતાં ચાલવું.
૫. અ. ક્રિ. ઠોકર ખાવી; ઠેસ વાગવી.

આખડી પડવું = (૧) ઠોકર ખાઈને પડવું. (૨) ધંધામાં નુકસાન પામી પાછા પડવું. (૩) લડી પડવું; બાઝવું.

૬. [ સં. આ ( વધારે ) + સ્ખલિત ( પડેલું ) ] અ. ક્રિ. પડી જવું.

**આખડા** ( આખડ઼ા ) પું.બ.વ. ગાડાનાં બહારની બાજુએ નીકળતાં ઠેયાં.

**આખડિયું** ( આખડ઼િયું ) ૧. ન. કેફમાં ચાલતાં ચાલતાં જમીનના ખાડાખડિયાને લીધે કે પોતાનાં કપડામાં ભરાયાથી વહલા વહલા પગ પડતાં પડું પડું થતાં ચાલવું તે; લથડિયું.

હરિજન માયાથી ન મોહોવાય રે,
હુંકારે **આખડિયું** ખાય રે. દયારામ

૨. ન. ઠોકર ખાઈને પડી જવું તે.

**આખડી** ( આખડ઼ી ) [ સં. અખંડિત ( નહિ ભાંગેલું ); પ્રા. અક્ખડિઅ ] સ્ત્રી. ફળ મેળવવા માટે દેવ પિતૃના બંધનમાં રહેવું તે; માનતા; બાધા; આડી. બાધાનું બંધન આકરું અને આખડીનું બંધન સખત હોય છે. 'માતા, તારાં દર્શન કરતાં સુધી હાથને આંટી નાંખીને અર્થાત્ ઢીંચણ તળે હાથ રાખીને ખાઈશ' એ પણ આખડી કહેવાય.

**આખડીઊં** ( આખડ઼ીઊં ) ન. લથડિયું. જુઓ આખડિયું.

**આખણ** [ સં. ] વિ. કઠણ પથ્થર જેવું.

**આખત** ૧. પું. ચંદન કે કેસરથી રંગેલા ચોખા. દેવની થાપના વખતે મૂર્તિના માથા ઉપર, અને વિવાહમાં વરવહુને કપાળે તે ચોડવામાં આવે છે.

૨. [ સં. અક્ષત (ચોખા) ] પું. નહિ ભાંગેલા ચોખા. હોમમાં આખા ચોખા વપરાય છે.

૩. ન. લુહાર સુતાર જેવા વસવાયાને શુભ પ્રસંગે અપાતું અનાજ; અખિયાણું.

**આખતો** [ ફા. આખ્તા (ખસી કરેલ) ] વિ. પું. જેના અંડકોશ કાઢી લેવામાં આવ્યા હોય તેવો. આ શબ્દ મોટે ભાગે ઘોડાના સંબંધમાં વપરાય છે, પણ કેટલાક તે કૂતરા કે બકરાના સંબંધમાં પણ વાપરે છે.

**આખત્રિજડ** ( આખત્રિજડ઼ ) સ્ત્રી. ( ડિંગળ ) કટારી.

**આખથૂ** ૧. પું. થૂંક.

૨. પું. થૂંકતી વખતે કરવામાં આવતો અવાજ.

**આખદ** [ સં. અ ( નહિ ) + ક્ષત ( ભાંગેલ ) ] પું. હોમમાં વાપરવાના નહિ ભાંગેલ ચોખા; આખત.

**આખન** ૧. [ સં. આખન્ ( ખોદવું ) ] પું. કોદાળી; ચાંચવો વગેરે ખોદવાનું સાધન.

૨. [ સં. આ ( વારંવાર ) + ક્ષણ ( પળ ) ] અ. પ્રતિક્ષણ; હરઘડી.

**આખનિક** ૧. [ સં. આખન્ ( ખોદવું ) ] પું. ઉંદર.

૨. પું. કોદાળી.

૩. પું. ચોર.

૪. પું. ભૂંડ; સુવર; કુક્કર.

૫. વિ. ખોદનાર.

૬. વિ. ખોદવાના સાધનરૂપ.

**આખમવું** ૧. અ. ક્રિ. ( ગ્રામ્ય ) ધકેલવું.

૨. અ. ક્રિ. નાના બાળકે ખોળામાં પડી તોફાન કરવું.

**આખર** ૧. [ સં. ] પું. કોદાળી.

૨. પું. ખાણિયો.

૩. પું. ગુફા.

૪. પું. તબેલો.

૫. [ સં. અક્ષર ] પું. વેણ; શબ્દ; અક્ષર.

**આખર** ઈસરિયા તો મુખ નીશરિયા વકે.
હરિરસ

૬. [ અ. આખિર ( અંત ) ] સ્ત્રી. અંત; છેડો; સમાપ્તિ.

૧. આખર ધૂળની ધૂળ = મૂળ માણસ ધૂળ છે અને છેવટે ધૂળમાં જ મળી જાય છે; પંચભૂતનું પૂતળું અંતે પંચતત્ત્વમાં ભળી જાય છે.

૨. આખર સરવાળે = પરિણામે; છેવટે; અંતે.

૩. આખરનો વખત = અંતનો વખત; મરણની પળ; મોતની અણી.

૭. સ્ત્રી. આખર મોસમ.

૮. સ્ત્રી. જીન; પલાણ.

સવા લાખ ટકાનો તુરિ,
હેમ મોતીની **આખર** ધરી. શામળ

૯. [ સં. આ ( વધારે ) + ક્ષર્ ( ટપકવું ) ] સ્ત્રી. ( વહાણવટું ) તોફાની પવન અને વર્ષાઋતુ.

૧૦. સ્ત્રી. ફળ; પરિણામ.

૧૧. સ્ત્રી. મરણસમય.

૧૨. વિ. અંતિમ; છેવટનું; છેલ્લું; મરણ વખતનું. જેમકે, આખરક્ષણ, આખરઘડી, આખરપળ.

૧૩. અ. છેલ્લે; છેવટે; અંતે.

**આખરઘડી** ( આખરઘડ઼ી ) ૧. સ્ત્રી. છેલ્લી ઘડી.

૨. સ્ત્રી. મોતનો વખત.

**આખરઢાયી આખણી** સ્ત્રી. ( ડિંગળ ) ડાકિની; ડાકણ.

**આખરણ** ન. દૂધમાં નાખવાથી તેનું દહીં બનાવે એવો ખાટો પદાર્થ; ખટાશ; મેળવણ; અધરકણ; એક જાતનો ઉત્સેચક પદાર્થ; 'એન્ઝાઇમ'.

**આખરમોસમ** ૧. [ અ. આખિર ( છેવટનું ) + મવ્સિમ ( કાળ ) ] સ્ત્રી. આખરસાલ.

૨. સ્ત્રી. ઋતુનો પાછલો કે છેલ્લો ભાગ.

૩. સ્ત્રી. જિંદગીનો છેવટનો ભાગ.

**આખરવું** ૧. અ. ક્રિ. હાંડલું ધોઈને સાફ કરવું.

૨. સ. ક્રિ. અધરકવું; મેળવવું; જમાવવું.

**આખરસાલ** ૧. સ્ત્રી. છેલ્લી સાલ; છેલ્લું વર્ષ.

૨. સ્ત્રી. મરણનો વખત; મોત નજીક હોય એવો વખત.

૩. [ અ. આખિર ( છેવટનું ) + ફા. સાલ ( વરસ ) ] સ્ત્રી. વરસનો છેલ્લો ભાગ અથવા વખત; સાલની આખર.

**આખરિયો** પું. મુડદાંને લઈ જનાર.

**આખરી** ૧. [ અ આખિર ( છેલ્લું ) ] સ્ત્રી. છેવટ; છેલ્લો ભાગ; અંતકાળ.

આખરી ઉડાવવી = મોટો અવાજ કરવો.

૨. વિ. છેલ્લું; છેવટનું; આખરનું; અંતિમ.

**આખરી ચહારશંબા** [ અ. આખિર ( છેવટનું ) + ચહારશંબા ( બુધવાર ) ] પું. સફર મહિનાનો છેલ્લો બુધવાર. પયગંબર સખ્ત માંદગી પછી પહેલી વાર તે દિવસે બહાર નીકળવા શક્તિમાન થયા હતા, તેથી મુસલમાનો આ દિવસે ઉજાણી કરે છે.

**આખરીનનામું** [ અ. આખિર ( છેવટનું ) + ફા. નામહ્ ( કાગળ ) ] ન. છેવટનું કહેણ; છેલ્લી ચેતવણી.

**આખરી બહાર** ૧. પું. નાશનો વખત.

૨. [ અ. આખિર ( છેવટનું ) + બહાર ( વસંત ઋતુ ) ] પું. વસંત ઋતુનો છેવટનો ભાગ.

**આખરૂટ** ન. અખરોટ; એક જાતનો મેવો.

**આખરે** ૧. [ અ. આખિર ( છેલ્લું ) ] અ. છેલ્લે; અંતે; છેવટે.

૨. અ. નિરુપાયે; નહિ ચાલે; લાચારીથી.

**આખલાઈ** [ આખલો ( સાંઢ ) + આઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. તોફાન; મસ્તી.

**આખલિયું** [ સં. અ ( નહિ ) + ક્ષત ( કપાયેલું ) ] ન. આખલું; પોઠિયું.

**આખલું** ૧. [ સં. અ ( નહિ ) + ક્ષત ( કપાયેલું ) ] પું. નાનો સાંઢ; આખલિયું.

૨. ન. એક જાતની દેશી રમત; ખોભિલ્લુ.

**આખલો** ૧. [ સં. અ ( નહિ ) + ક્ષત ( કપાયેલું ) ] પું. ખસી કર્યા વિનાનો ખૂંટિયો; સાંઢ. ખસી કરેલ કે કર્યા વગરનાની પીઠ ઉપર ભાર વહેવામાં આવે તે પોઠિયો, ખસી કર્યા વિનાનો ગાયોના ટોળામાં છૂટો ફરે તે સાંઢ, અને વગર ખસી કરેલો જે ભાર વહેવામાં અથવા ગાડે જોડવામાં વપરાય તેને આખલો કહે છે. હરિયાણા, ધન્ની, કાંકરેજ, માળવી, ભગ્નેરી, દજલ, નાગોરી, શાહિવાલ, ઓંગોલ, દેવણી, ગીર, થરપાર્કર, અમૃતમહાલ, કાંગાયમ, હલ્લિકર, કિલ્લારી, કૃષ્ણાવેલી, પોનવાર, ખારિગઢ, ગાઉલાઉ, દેઉની અને નિમારી એમ તેની જુદી જુદી જાત થાય છે.

૧. આખલા ઉધામી = આખલાના જેવું તોફાન; ધીંગામસ્તી.

૨. આખલો નાથે સીધો પડે = સાંઢને નાથવાથી તે નરમ પડે.

૨. પું. જોરાવર પુરુષ.

આખલો વકર્યો ઉકરડો ઉછાળે = દોઢડાહ્યો ખરાબ માણસ આખા સમાજને હરકત પહોંચાડે.

૩. પું. મૂર્ખ માણસ.

**આખલોડાખલો** પું. એ નામની રમત; એણગેણુ દીવાગેણુ.

**આખવટ** [ સં. અક્ષયવટ ] પું. પ્રયાગમાં આવેલ વડનું નામ; અક્ષયવટ.

**આખવું** ૧. [ સં. આખ્યા ( કહેવું ); પ્રા. આકખા ] સ. ક્રિ. આખ્યાન કરવું.

આખ દલીરા હું તું ઈશુમેં;
અનંત કે તું નર પ્રગટ યહાં.
સુકાવ્ય સંજીવની

૨. સ. ક્રિ. કહેવું; ભાખવું; બોલવું; વદવું.

એ કૌતુકની વાતડી આખો ચતુર સુજાણ રે.
ગંગવિજય

**આખવો** પું. રૂપિયો. સુરત જિલ્લામાં ચોધરા લોકો આ શબ્દ વાપરે છે.

**આખશી** પું. આખશીપંથની સ્થાપના કરનાર વિદ્વાન માણસ. જુઓ આખશીપંથ.

**આખશીપંથ** પું. આખશી નામના વિદ્વાને સ્થાપેલો પંથ. એના અનુયાયીઓ ક્યામત અથવા રસ્તાખીઝમાં માનતા નથી. એઓમાં માંસ ખાવાની મનાઈ છે, અને દીકરી, મા અથવા બેન સાથે પરણવાની છૂટ છે. આ પંથવાળાઓ એ મજહબ ઘણી છૂપી રીતે પાળતા હોવાથી તેઓનો પંથ ઘણી નાની સંખ્યામાં ફેલાયેલો છે.

**આખસંધ** સ્ત્રી. એક જાતની ઔષધિ. તે સોજા ઉપર કામ આવે છે.

**આખળ** સ્ત્રી. પથ્થર ઘડવાની જગ્યા; જ્યાં પથ્થરકામ થતું હોય તેવું કારખાનું.

**આખળિયો** ૧. પું. માટલું રાખવાની ત્રણ પાયાની ઘોડી; ઘડમચી.

૨. [ આ ( વધારે ) + ખલવું ( ચગદવું ) ] પું. રોટલી વણવાનો ગોળ અને સહેજ ઊંચો લાકડાનો પાટલો; ચકલો; આડણી.

૩. પું. લગ્ન પ્રસંગે વરકન્યાને કંસાર પીરસતી વખતે થાળી નીચે રાખવામાં આવતો ત્રણ પાયાનો પાટલો.

૪. પું. રૂતર કે ઊનના વાળને કાંતવામાં ને વળ દેવામાં વપરાતું લાકડાના બે કટકા વચ્ચેથી કાટખૂણે જડીને અંદર લાકડાની કે લોઢાની સળી નાખીને કરેલ ચાર પાંખડીવાળું સાધન.

**આખળી** ૧. સ્ત્રી. પથ્થર ઘડવાની જગ્યા; પથ્થર ઘડવાનું કારખાનું.

૨. સ્ત્રી. લાકડાના ચાર ખીલાનું ચોકઠું. તે તાણો વણવાના કામમાં આવે છે.

૩. સ્ત્રી. હરણ રાત્રે બેસતાં હોય તે જગ્યા.

**આખંડલ** [ સં. આખંડ્ ( તોડી નાખવું ) ] પું. ઇંદ્ર; મઘવા; પાકશાસન; પુરંદર; શક્ર; વૃત્રહા; સુરપતિ; શચીપતિ; સહસ્રાક્ષ. તે પર્વતોને પોતાના વજ્રથી ભેદતા હોઈ આખંડલ કહેવાય છે.

જિષ્ણુ પુરંદર વજ્રધર, આખંડલ રિપુપાક;
શોભે જ્યાં વૃષભાન ત્યાં, કો છે ઇન્દ્ર વરાક.
પિંગળલઘુકોષ

**આખા** ૧. પું. અનાજથી ભરેલ કોથળો.

૨. પું. છાલકા તરીકે વપરાતી અનાજના કોથળાની જોડી.

૩. પું. માથેથી અક્ષત ઉતારવા તે.

૪. [ સં. આક્ષરણ ( ચાળણ ) ] પું. લોટ ચાળવા માટે વાસણ ઉપર ઝીણું કપડું બાંધી બનાવેલી ચાળણી.

૫. [ સં. અ ( નહિ ) + ક્ષત ( ખંડિત ); પ્રા. અકખય ] પું. બ. વ. અક્ષત; નહિ ભાંગેલા ચોખા, જે શુકનમાં ને શુભ પ્રસંગમાં વપરાય છે.

૬. વિ. આખું.

૭. વિ. કુલ; સમસ્ત.

**આખાખાઉ** ૧. [ સં. અક્ષત ( આખું ) + ખાદ્ ( ખાવું ) ] વિ. આળસુ; મંદ. વસ્તુને ભાંગવાનો પણ શ્રમ લેવો ન પડે તો સારૂં એટલી બધી આળસ રાખનાર માણસ માટે આ શબ્દ વપરાય છે.

૨. વિ. બહુ ખાવાની ઇચ્છા રાખનારૂં; ખાઉધરૂં; અકરાંતિયું.

૩. વિ. લાલચુ; તૃષ્ણાવાળું.

૪. વિ. લોભિયું; કંજૂસ.

**આખાખાયું** વિ. લોભિયું. જુઓ આખાખાઉ.

**આખાઠસિધ** [ સં. અક્ષવાટ ( રમતગમતનું ચોગાન ) + સિદ્ધ ( કાબેલ ) ] વિ. ( ડિંગળ ) લડવામાં હોશિયાર.

**આખાડ** ( આખાડ઼ ) [ સં. આષાઢ ( અષાઠ ) ] પું. સંવત વર્ષનો કાર્તિકથી ગણતાં નવમો અને શક વર્ષનો ચૈત્રથી ગણતાં ચોથો મહિનો; અષાડ માસ.

**આખાડભૂતી** ( આખાડ઼ભૂતી ) ૧. પું. ધર્મઢોંગી; ધુતારો; ધર્મનો ઢોંગ કરી ધૂતી ખાનાર. સંન્યાસીને ઠગવા માટે કોઈ ઠગે અષાઢી પૂનમને દિવસે આતુરસંન્યાસ એટલે મરતી વખતે લીધેલ સંન્યાસ લઈ ઠગાઈ કરેલી તે ઉપરથી આ શબ્દ બન્યો છે.

૨. વિ. અષાડ મહિનામાં થયેલું.

૩. વિ. ધર્મને બહાને ઠગાઈ કરનાર.

**આખાડાકાન** ( આખાડ઼ાકાન ) ૧. પું. નજર ચૂકવી ચાલી જવું તે; નાસી જવાપણું.

૨. પું. પક્કાઈમાં વાત ઉડાવવી તે; દીઠું ન દીઠું કે સાંભળ્યું ન સાંભળ્યું કરવાપણું; આંખ આડા કાન કરવા તે.

**આખાડિયો** ( આખાડ઼િયો ) પું. કાઠિયાવાડી ઘોડાની એક જાત.

**આખાડીલું** ( આખાડ઼ીલું ) વિ. અષાઢ મહિનાને લગતું; આષાઢી; આખાડું.

**આખાડું** ( આખાડ઼ું ) વિ. આષાઢી; આખાડીલું.

**આખાડો** ( આખાડ઼ો ) ૧. પું. કસરત કરવા માટે તૈયાર કરેલ જગ્યા; અખાડો.

૨. [ પ્રા. આકખાયમ્ ] પું. મોટો ખાડો; હાથીને પકડવા માટે કરવામાં આવતો મોટો ખાડો.

૩. પું. મોરની કળા.

૪. વિ. પું. અષાડ મહિનાનો; અષાડી.

**આખાણી** [ સં. આખ્યાનિકા ( વાર્તા ) ] સ્ત્રી. કહાણી; વાર્તા; કથા.

**આખાત** ૧. પું. અખાત.

૨. [ સં. અ ( નહિ ) + ખાત ( ખોદેલું ) ] ન. કુદરતી તળાવ.

**આખાતીજ** [ સં. અ ( નહિ ) + ક્ષય ( નાશ ) + તૃતીયા ( ત્રીજ ) ] સ્ત્રી. વૈશાખ સુદ ત્રીજ. જુઓ અક્ષયતૃતીયા. ઉત્તર હિંદુસ્તાનમાં આ દિવસે હિંદુઓને ત્યાં વડનું પૂજન થાય છે અને બ્રાહ્મણોને પંખા, શિરાઈ અને ઠંડક કરનાર વસ્તુ આપવામાં આવે છે. આ તિથિએ કરેલું પુણ્યદાન નાશ પામતું નથી એવી માન્યતા ઉપરથી આ નામ પડેલું ધરાય છે.

**આખાન** ૧. [ સં. ] ન. કોદાળી.

૨. [ સં. આ ( ચારે તરફ ) + ખન્ ( ખોદવું ) ] ન. ચારે તરફ ખોદવું તે.

**આખાનવમી** [ સં. અ ( નહિ ) + ક્ષય ( નાશ ) + નવમી ( નોમ ) ] સ્ત્રી. કાર્તિક સુદ નોમ; અખેનોમ. જુઓ અક્ષયનવમી. સૌભાગ્યવતી સ્ત્રી આ દહાડે ઉપવાસ અને પિતૃપૂજન કરી સૌભાગ્ય ઇચ્છી કોળાનું દાન કરે છે.

**આખાબોલું** ૧. વિ. કડવાબોલું.

૨. વિ. ખરાબ લાગે એવું હોય તોપણ જેવું હોય તેવું બોલનાર; ખરૂં કહેનાર; સાફ વાત કરનારૂં.

**આખાભાગું** [ સં. અક્ષત ( આખું ) + ભગ્ન ( ભાંગેલું ) ] વિ. કંઈક આખું ને કંઈક ભાંગેલું; અધકચરૂં.

આખાભાગું કરવું = અધકચરૂં કરવું.

**આખાભાંગું** વિ. અધકચરૂં. જુઓ આખાભાગું.

**આખિયું** ન. પખાલનું ઉપલું મોં; પખાલમાં જ્યાંથી પાણી ભરવામાં આવે તે ભાગ.

**આખિર** ૧. [ અ. ] પું. અંત; છેડો; છેવટ; સમાપ્તિ.
૨. પું. પરિણામ; ફળ; અંજામ.
૩. પું. હદ; સીમા.
૪. વિ. છેલ્લું; છેવટનું; અંતિમ.
૧. આખિર સાલ = (૧) ગઈ સાલ. (૨) વર્ષનો અંત. (૩) વસૂલાતી વરસનો છેડો.
૨. આખિર હોવું = (૧) છેલ્લું હોવું. (૨) પૂરું થવું. (૩) મરી જવું.
૩. આખિરનો મહિનો = મુસલમાની વર્ષનો છઠ્ઠો મહિનો; જમાદિ ઉલ આખિર.
૪. આખિરે શબ = પાછલી રાત.
૫. વિ. સમાપ્ત; પૂરું થયેલું; ખતમ.
આખિર કરવું = (૧) અમલમાં મૂકવું. (૨) પૂરું કરવું; અંત લાવવો.
૬. અ. અવશ્ય; જરૂર.
૭. અ. અંતે; આખરે; છેવટે.
૮. અ. ઠીક; ભલે; સારું.

**આખિરકાર** [ ફા. ] અ. છેવટે; અંતે.

**આખિર ઝમાના** ( આખિર ઝમાના ) [ અ. આખિર ( છેવટનું ) + ઝમાના ( વખત ) ] પું. અંતકાળ; છેવટનો વખત.

**આખિરત** ૧. [ અ. ] સ્ત્રી. પરલોક; હવે પછીની દુનિયા.
આખિરત સંવારવું = મોક્ષ મળે તેવાં સારાં કામ કરવાં.
૨. સ્ત્રી. ભવિષ્યકાળ.

**આખિરદમ** [ અ. આખિર ( છેવટનું ) + દમ ( શ્વાસ ) ] પું. મરતી વખતનો શ્વાસ; છેલ્લો શ્વાસ.

**આખિરન** [ અ. ] અ. છેવટે; અંતે.

**આખિર વક્ત** [ અ. આખિર ( છેવટનું ) + વક્ત ( સમય ) ] પું. અંતકાળ; છેવટનો વખત.

**આખિરશ** અ. અંતે; છેવટે.

**આખિર સમા** [ આખિર ( છેવટનું ) + સમય ( વખત ) ] પું. અંતકાળ; છેવટનો વખત.

**આખિરી** [ અ. ] વિ. છેલ્લું; અંતિમ.
૧. આખિરી નિકાસ = હિસાબની છેલ્લી પતાવટ.
૨. આખિરી હિસાબ ખર્ચ = વર્ષને છેડે વસૂલાતનો હિસાબ કરવો તે.

**આખિરીન** ૧. [ અ. ] પું. ભવિષ્યની પ્રજા.
૨. પું. બ. વ. છેલ્લા આવનારા.
૧. આખિરીન દમ = છેલ્લો શ્વાસ.
૨. આખિરીન હર્ફ = વિધિનો હુકમ.

**આખી** ૧. [ સં. અક્ષત ( આખા ચોખા ); પ્રા. અક્ખય ] સ્ત્રી. ચોખા ઉતારી વધાવવું તે.
૨. સ્ત્રી. છોકરાં ન થયાં હોય તેવી સ્ત્રી.
૩. સ્ત્રી. દાણા વાળવા તે; ટૂચકો ઉતારી દાણા બાંધી રાખવાપણું. ઘઉંના દાણા, મીઠાનો કાંકરો, માટીનું ઢેકું અને કોયલો એ બધાં વાનાં ભેગાં કરી, સાત વાર માથા ઉપર ફેરવી લૂગડામાં બાંધી રાખવામાં આવે છે અને તે પછી ભૂતપ્રેતનો વળગાડ, ઝપટ કે કંઈ વહેમ છે કે નહિ તે જોશીને બતાવવામાં આવે છે.
૪. સ્ત્રી. પંડ્યાને ભણાવવાના બદલામાં અપાતા દાણા.
૫. વિ. સ્ત્રી. કુંવારી; નહિ પરણેલી.

**આખુ** ૧. [ સં. ] પું. ઉંદર; મૂષક; ચૂઓ.
૨. પું. કોદાળી.
૩. પું. ચોર.
૪. પું. દેવતાડનું ઝાડ.
૫. પું. ભૂંડ; ડુક્કર; સૂવર; શૂકર.
૬. પું. લોભી; કૃપણ.

**આખુકણી** [ આખુ ( ઉંદર ) + કણ ( દાણો ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. ઉંદર પકડવાનું પીંજરું; ઉંદરકણી; ઉંદરિયું.

**આખુકરીષ** [ સં. આખુ ( ઉંદર ) + કરીષ ( લીંડી ) ] ન. ઉંદરની લીંડી.

**આખુકર્ણપત્રિકા** [ સં. આખુ ( ઉંદર ) + કર્ણ ( કાન ) + પત્ર ( પાન ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઉંદરકાની વનસ્પતિ. જુઓ આખુકર્ણી.

**આખુકર્ણપર્ણિકા** [ સં. આખુ ( ઉંદર ) + કર્ણ ( કાન ) + પર્ણ ( પાન ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની વનસ્પતિ. જુઓ આખુકર્ણી.

**આખુકર્ણી** [ સં. આખુ ( ઉંદર ) + કર્ણ ( કાન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની વનસ્પતિ; ઉંદરકાની. તેનાં પાન ઉંદરના કાન જેવાં થાય છે.

**આખુગ** [ સં. આખુ ( ઉંદર ) + ગમ્ ( જવું ) ] પું. ગણેશ; ગણપતિ. તેનું વાહન આખુ એટલે ઉંદર હોવાથી તે આખુગ કહેવાય છે.

**આખુઘાત** [ સં. આખુ ( ઉંદર ) + ઘાત ( નાશ ) ] પું. નીચ જાતિનો માણસ; શૂદ્ર. તે ઉંદર પકડીને મારી નાખે છે એવી માન્યતાને લીધે તેવા માણસને આખુઘાત કહેવાય છે.

**આખુનજી** [ અ. આખૂન ( ગુરુ ) ] પું. માનનીય ગુરુ; વંદનીય શિક્ષક; ઉસ્તાદ.

**આખુપત્ર** [ સં. આખુ ( ઉંદર ) + પત્ર ( વાહન ) ] પું. ગણપતિ; ગણેશ. તેનું વાહન આખુ એટલે ઉંદર હોવાથી તેને આખુપત્ર કહે છે.

**આખુપર્ણિકા** [ સં. આખુ ( ઉંદર ) + પર્ણ ( પાન ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની વનસ્પતિ; ઉંદરકાની. જુઓ આખુકર્ણી.

**આખુપર્ણી** [ સં. આખુ ( ઉંદર ) + પર્ણ ( પાન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની વનસ્પતિ. જુઓ આખુકર્ણી.

**આખુપાષાણ** ૧. [ સં. ] પું. એક જાતની ધાતુ.
૨. પું. ચુંબક પથ્થર.
૩. પું. સંખિયા નામનું ઝેર; સોમલ.

**આખુભુક** [ સં. આખુ ( ઉંદર ) + ભુજ્ ( ખાનાર ) ] પું. બિલાડો; આખુભુજ.

**આખુભુકી** [ સં. આખુ ( ઉંદર ) + ભુજ્ ( ખાનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. બિલાડી.

**આખુભુજ** [ સં. આખુ ( ઉંદર ) + ભુજ્ ( ખાનાર ) ] પું. બિલાડો. તે ઉંદર ખાતો હોવાથી તેને આખુભુજ કહે છે.

**આખુભુજી** [ સં. આખુ ( ઉંદર ) + ભુજ્ ( ખાનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. બિલાડી.

**આખુરથ** [ સં. આખુ ( ઉંદર ) + રથ ( વાહન ) ] પું. ગણપતિ; ગણેશ. જુઓ આખુપત્ર.

**આખુવાહન** [ સં. આખુ ( ઉંદર ) + વાહન ( મુસાફરીનું સાધન ) ] પું. ગણેશ; ગણપતિ. જુઓ આખુપત્ર.

**આખુવિષહા** ૧. [ સં. આખુ ( ઉંદર ) + વિષ ( ઝેર ) + હન્ ( નાશ કરવું ) ] સ્ત્રી. ઉંદરના ઝેરને દૂર કરનાર દેવતાડનું ઝાડ.
૨. સ્ત્રી. એક જાતની વેલ.
૩. સ્ત્રી. દેવડાંગર નામની ઔષધિ.

**આખું** ૧. [ સં. અક્ષત ( નહિ ભાંગેલું ); પ્રા. અક્ખયમ્ ] વિ. ખસી ન કર્યું હોય એવું.
આખો ઘોડો = ખસી કર્યા વિનાનો ઘોડો.
૨. વિ. નહિ ભાંગેલું; ભાંગ્યા વિનાનું; અણીશુદ્ધ; અખંડ.
૧. આખા હાડકાનું = મહેનત કરવામાં કાયર; અનુદ્યોગી; આળસુ.
૨. આખી અણી = જરા પણ આંચ લાગ્યા સિવાય; સહીસલામત.

૩. આખી અણીએ = વગર હરકતે; કાંઈ પણ અડચણ આવ્યા વગર.

૪. આખી ચા = ભૂકો કર્યા વિનાની આખાં પાંદડાંવાળી ચા.

૫. આખું કોળું શાકમાં જાય ? = બહુ મોટી ગપ ચાલે નહિ; ખુલ્લી બાબતમાં મોટી ગેરસમજ થઈ શકે નહિ.

૬. આખું ને આખું કરડી ખાવું = જડમૂળથી ઊખેડી નાખવું; નિકંદન કાઢવું.

૭. આખો લાડવો ખાવો = એકદમ ખૂબ મળે તેવી ઇચ્છા કરવી.

૮. આખો લાડવો મોંમાં ન પેસે = ગજા ઉપરવટ લેવાય નહિ; ઉતાવળ કરવાથી આંબા પાકે નહિ.

૯. હાડકાનું આખું = આળસુ; આખા હાડકાનું.

૩. વિ. નીડરતાથી મોઢામોઢ સાચી વાત કહેનાર; બોલવામાં આકરૂં; આખાબોલું.

૪. વિ. પૂરૂં; બધું; સળંગ; અખંડ; તમામ; અખોવન.

૧. આખા ગામનો ઉતાર = ગામમાં નઠારામાં નઠારૂં અને દુષ્ટમાં દુષ્ટ માણસ.

૨. આખી રાત દળીને કુલડીમાં વાળવું = રાતદિવસ સખત કામ કરવું પણ કંઈ ફાયદો ન મળવો; પહાડ ખોદીને ઉંદર કાઢવો.

૩. આખી રાત રળી ને ઊંધી પાલી દળી = ઘણી મહેનત કરવા છતાં કાંઈ ફાયદો ન મળવો.

૪. આખી રાત રોઈ ત્યારે એક ડોસી ખોઈ = ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર; નાની બાબતમાં નકામો આડંબર કરવો.

૫. આખો દહાડો નાગો ફરે ને નાહતી વેળાએ પડદો ધરે = મોટી અને અગત્યની બાબતોને લેખવે નહિ અને નાની નજીવી બાબત ઉપર બહુ ધ્યાન આપે એવું; અવિવેકી.

૬. આખો દિવસ આળસુ અને રાત્રે કાંતવા માંડે = અનુદ્યોગી માણસે કામ કરવાનો ખોટો ઢોળ કરવો.

**આખુંપાખું** ૧. [ અક્ષત ( આખું ) + પાખું ( આખુંનું બેવડું રૂપ )] વિ. જેવુંતેવું ભાંગેલું; પૂરેપૂરો ભૂકો નહિ થયેલું; આખુંભાગું; અધકચરૂં.

૨. વિ. ભાંગ્યુંતૂટ્યું; અસ્પષ્ટ.

તતખેવ તે ભાખો રે, ન કહેશો **આખુંપાખું**. — ધીરો

**આખુંભાગું** [ સં. અક્ષત ( આખું ) + ભગ્ન ( ભાંગેલું ) ] વિ. થોડું ભાંગેલું ને થોડું આખું; જાડું મોટું ખાંડેલું; અધખોખરૂં; અધકચરૂં.

**આખુંભાગ્યું** વિ. અધકચરૂં; આખુંભાગું.

**આખુંભાંગ્યું** વિ. અધકચરૂં. જુઓ આખુંભાગું.

**આખૂન** [ ફા. ] પું. શિક્ષક; ગુરુ. જુઓ આખૂનજી.

**આખૂનજી** ૧. [ ફા. આખૂન ( મહેતાજી ) ] પું. અરબી ભાષા શીખવનાર શિક્ષક.

આખૂનજી લકડી તોડશો? તો કહે વો તો કાફરકા કામ, અને 'આખૂનજી ખીચડી ખાશો ? તો કહે કે બિસ્મિલ્લાહ = કામ કરવું નહિ ને ખાવાને તૈયાર.

૨. પું. ગુરુ; ઉસ્તાદ.

**આખૂર** ૧. સ્ત્રી. ઓગઠ; જાનવરોએ ખાતાં વધેલ ચારો.

૨. [ ફા. ] સ્ત્રી. કચરો.

૩. સ્ત્રી. તબેલો.

**આખૂંજી** [ ફા. આખૂન ( મહેતાજી )] પું. ગુરુ; શિક્ષક. જુઓ આખૂનજી.

**આખૂંદ** [ અ. ] પું. ગુરુ. જુઓ આખૂનજી.

**આખૂંદજી** [ અ. આખૂંદ ( ઉસ્તાદ ) ] પું. ગુરુ. જુઓ આખૂનજી.

**આખે** [ સં. આખ્યા ( કહેવું ) ] ન. ( ડિંગળ ) વચન.

**આખેટ** ૧. [ સં. આખિટ્ ( બીવું ) ] પું. બીક; ભય.

૨. [ સં. આખિટ્ ( બીવડાવવું )] પું. શિકાર; મૃગયા.

**આખેટક** ૧. [સં. આખેટ ( શિકાર ) + ક ( કરનાર )] પું. પારધી.

૨. પું. શિકારી.

૩. પું. શિકારી કૂતરો.

૪. ન. શિકાર; મૃગયા.

૫. વિ. શિકાર કરનાર; મૃગયા રમનાર.

**આખેટિક** ૧. [ સં. આખેટ ( શિકાર ) + ઇક ( વાળું ) ] પું. પારધી.

૨. પું. શિકારી.

૩. પું. શિકારી કૂતરો.

૪. વિ. ભયાનક; વિકરાળ.

૫. વિ. મૃગયામાં કુશળ; શિકારમાં હોશિયાર.

**આખેટી** ૧. [સં. આખેટિન્ (શિકાર કરનાર)] પું. પારધી.

૨. પું. શિકારી.

**આખેટ્ય** પું. શિકારી. જુઓ આખેટી.

**આખેટ્યું** [ સં. આખેટ ( શિકાર ) ] વિ. શિકારમાં આંતરેલ એટલે ઘેરાયેલ.

**આખેડપાખેડ** ( આખેડ્પાખેડ્ ) ન. આડોશીપાડોશી.

**આખેપ** ૧. પું. ખંત; ઊલટ; કાળજી.

રાતદિવસ રાજી રાખવા,
અતિ **આખેપ** રાખે છે ઉર. — નિષ્કુળાનંદ

૨. પું. ટેવ; હેવા.

૩. પું. મહાવરો; અભ્યાસ.

એને અફીણનો **આખેપ** પડ્યો છે. — સોરઠ

૪. પું. સફર; મુસાફરી.

**આખેપવું** અ. ક્રિ. ખંત રાખવી; મંડ્યા રહેવું.

**આખેબ** પું. કાળજી. જુઓ આખેપ.

**આખેબી** વિ. ખંતીલું; ઉદ્યમી; મહેનતુ.

**આખેર** ૧. [ અ. આખિર ( છેવટ ) ] સ્ત્રી. અંત; છેડો; સમાપ્તિ; છેવટ.

૨. વિ. છેવટનું; છેલ્લું; આખર.

૩. અ. છેવટે; અંતે.

**આખેરત** ૧. પું. ક્યામતનો દિવસ.

૨. [ અ. આખિરત ( બીજી દુનિયા ) ] સ્ત્રી. પરલોક; સ્વર્ગ.

**આખેરશ** [ ફા. આખિરશ ( છેવટ ) ] અ. અંતે; છેલ્લે.

**આખોઘડી** ( આખોઘડી ) [ સં. અક્ષત ( આખું ) + ઘટી ( ઘડી ) ] અ. વારંવાર; ફરી ફરીને; બહુવાર.

**આખોઘડીયે** ( આખોઘડીયે ) અ. વારંવાર; આખોઘડી.

**આખોટ** [ સં. આખ ( પાવડો ) + ઉટ ( પાંદડું ) ] પું. અખરોટનું ઝાડ. તેનાં પાંદડાં પાવડાને મળતાં હોય છે.

**આખોર** ૧. સ્ત્રી. ઓગઠ; જાનવરોએ ખાતાં વધેલ ચારો.

૨. [ ફા. ] સ્ત્રી. કચરો.

૩. સ્ત્રી. તબેલો.

૪. સ્ત્રી. નકામી ચીજ.

૫. સ્ત્રી. સડી ગયેલી વસ્તુ.

૬. વિ. નકામું; ઉપયોગ વિનાનું.

૭. વિ. મેલું; ગંદું.

૮. વિ. રદ્દી; નહિ સ્વીકારેલ.

૯. વિ. સડી ગયેલું.

**આખોરણક** ન. ( ડિંગળ ) યાદ કરવું તે.

**આખોલપાખોલ** અ. ( કચ્છી ) અડખેપડખે; આજુબાજુ.

**આખોં** પું. ધણી; માલિક.

**આખ્ખિદત** ૧. [ સં. આ ( વધારે ) + ખિદ્ ( દુઃખ આપવું ) + અત ( વર્તમાનકૃદંતનો પ્રત્યય )]

વિ. નિગ્રહમાં ન રહેનાર લોકોને અપરાધ પ્રમાણે શિક્ષા કરીને ખેદ પમાડનાર.

૨. વિ. વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**આખ્તા** ૧. [ ફા. ] પું. ખસી કરેલો ઘોડો.

૨. વિ. પું. ખસી કરેલો.

૧. આખ્તા કરવું = ખસી કરવું; ખોજા કરવું.

૨. આખ્તા હોવું = ખસી કરેલ હોવું.

**આખ્તા આખ્તા** પું. ખસી કરેલું પ્રાણી; આખલો.

**આખ્તા ઘોડી** ( આખ્તા ઘોડી ) સ્ત્રી. સ્તન વિનાની સ્ત્રી. મૂળ આ શબ્દનો અર્થ ખસી કરેલી ઘોડી થાય છે, પણ મશ્કરીમાં તે ચપટા થાનવાળી અથવા સ્તન વિનાની સ્ત્રી માટે વપરાય છે.

**આખ્તાબેગી** પું. મુઘલ પાદશાહ અકબરના વખતનો એક અમલદાર.

**આખ્યા** ૧. [ સં. ] સ્ત્રી. અટક; ગુણકર્મ ઉપરથી પડેલું ઉપનામ.

૨. સ્ત્રી. અફવા; ગપ; લોકવાયકા.

૩. સ્ત્રી. નામ; સંજ્ઞા; અભિધાન. સમાસને છેડે 'આખ્યા'નું 'આખ્ય' થાય છે.

નગરી એક છે રે મહીરમતી **આખ્ય** અભિરામ.
દયારામ

૪. [ સં. આ ( ચોતરફ ) + ખ્યા ( પ્રસિદ્ધ થવું ) ] સ્ત્રી. પ્રસિદ્ધિ; કીર્તિ; ખ્યાતિ; નામના; યશ.

૫. સ્ત્રી. વિવરણ; સ્પષ્ટીકરણ; વ્યાખ્યા.

૬. સ્ત્રી. શોભા.

૭. સ. ક્રિ. કહેવું.

૮. સ. ક્રિ. જાહેર કરવું.

૯. સ. ક્રિ. નામ આપવું.

**આખ્યાત** ૧. [ સં. ] ન. ( વ્યાકરણ ) જેનાથી ક્રિયાપદનાં રૂપ બને છે તે પ્રત્યય. જેમકે, ખાધું, રમીશ એ શબ્દમાં 'ધું' અને 'ઈશ' આખ્યાત કહેવાય.

૨. ન. ( વ્યાકરણ ) ભાવનું અભિધાન કરનારું એટલે જણાવનારું પદ; ક્રિયાપદ.

**આખ્યાત** એટલે ક્રિયાપદ અને નિપાત એટલે અવ્યય.
કમળાશંકર

૩. ન. રાજવંશના લોકોનો ઇતિહાસ.

૪. [ સં. આ ( તરફ ) + ખ્યાત ( કહેલું ) ] વિ. કહેવાયેલું; વર્ણવાયેલું; ઉક્ત; ભાષિત; ઉદિત; કથિત.

આખ્યાત પંથ = બતાવેલ માર્ગ.

૫. વિ. ગણેલું.

૬. વિ. ગાયેલું.

૭. [ સં. આ ( ચોતરફ ) + ખ્યા ( જાહેર કરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. જાહેર કરેલ; પ્રસિદ્ધ; વિખ્યાત.

૮. વિ. ( વ્યાકરણ ) રૂપાખ્યાન કરવામાં આવ્યાં હોય એવું.

**આખ્યાતવ્ય** [ સં. આખ્યા ( વર્ણન કરવું ) + તવ્ય ( જેવું ) ] વિ. વર્ણન કરવા યોગ્ય; કહેવા જોગ; બયાન કરવા જેવું.

**આખ્યાતા** ૧. [ સં. આખ્યાતૃ ( કહેનાર ) ] પું. ઉપદેશક; શિક્ષક.

૨. વિ. પું. આખ્યાન કરનાર; કથા કરનાર.

૩. વિ. પું. કહેનાર.

**આખ્યાતિ** ૧. [ સં. આખ્યા ( કહેવું ) + તિ (નામ બનાવનાર પ્રત્યય) ] સ્ત્રી. કથન.

૨. [ સં. આ ( ચોતરફ ) + ખ્યા ( જાહેર કરવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ખ્યાતિ; પ્રખ્યાતિ; કીર્તિ.

૩. સ્ત્રી. નામ.

**આખ્યાતિકી** ૧. વિ. સ્ત્રી. જે વિભક્તિ ક્રિયાપદ કે ધાતુને લાગતી હોય એવી.

૨. વિ. ક્રિયાપદનું.

**આખ્યાન** ૧. ન. ( વેદાંત ) આગળ બનેલી વાતનું વર્ણન; જૂની વાર્તાનો ઉલ્લેખ.

૨. ન. ઉપન્યાસના નવ ભેદોમાંનો એક; જેમાં કવિ કહે અને પાત્રો દ્વારા ન કહેવરાવે એવી કથા. આનો આરંભ કથાના કોઈ પણ ભાગથી થાય છે, પરંતુ પાછળથી પૂર્વાપર સંબંધ સ્પષ્ટ થવો જોઈએ. આમાં પાત્રોની વાતચીત બહુ લાંબી હોતી નથી. કવિને પૂર્વઘટનાનું વર્ણન કરવાનું હોવાથી તે મોટે ભાગે ભૂતકાળની ક્રિયાનો જ પ્રયોગ કરે છે, પરંતુ દશ્યો બરાબર પ્રત્યક્ષ કરાવવાને માટે કોઈ કોઈ વાર વર્તમાન કાળનો પણ પ્રયોગ કરે છે.

૩. [ સં. આખ્યા ( કહેવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. કહાણી; કથા; વાર્તા.

૪. ન. કહેવું તે; કથન.

૫. ન. કોઈના ગુણ ગાવાપણું.

૬. ન. જવાબ; પ્રતિવચન.

૭. ન. દંતકથા.

૮. ન. નાટક. જેમકે, પાંચાલી પ્રસન્નાખ્યાન, રોષદર્શિકા સત્યભામાખ્યાન.

૯. ન. પુરાણ અથવા ઇતિહાસની વાત.

૧૦. ન. ભેદક ધર્મ.

૧૧. ન. વર્ણન; વૃત્તાંત; બયાન.

૧૨. ન. વર્તમાન વિષયની કથા.

૧૩. ન. વીરકાવ્યનો સર્ગ; બહાદુરી ભરેલ પ્રસંગની કવિતાનો અધ્યાય.

**આખ્યાનક** ૧. ન. અગાઉ બનેલ બનાવનું વર્ણન; પૂર્વ વૃત્તાંત.

૨. ન. કથા; કહાણી; વાર્તા.

૩. [ સં. આખ્યા ( કહેવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + ક ( લઘુતાદર્શક પ્રત્યય ) ] ન. ટૂંકું આખ્યાન; નાની વાર્તા; ઉપકથા.

૪. ન. વર્ણન; વૃત્તાંત; બયાન.

**આખ્યાનકાર** [ સં. આખ્યાન ( કથા ) + કાર ( કરનાર ) ] વિ. પું. કથા કરનાર.

**આખ્યાનકાવ્ય** [ સં. આખ્યાન ( વર્ણન ) + કાવ્ય ( કવિતા ) ] ન. વર્ણન કરવામાં આવ્યું હોય એવી કવિતા; વર્ણનાત્મક કાવ્ય; 'નૅરેટિવ પોએમ'.

**આખ્યાનકી** પું. ( પિંગળ ) એ નામનો અક્ષરમેળ છંદ. તેનાં વિષમ ચરણ ઇંદ્રવજ્રાનાં અને સમ ચરણ ઉપેંદ્રવજ્રાનાં હોય છે, એટલે કે તેના પહેલા અને ત્રીજા ચરણમાં તગણ, તગણ, જગણ અને બે ગુરુ, તથા બીજા અને ચોથા ચરણમાં જગણ, તગણ, જગણ અને બે ગુરુ આવે છે. આ છંદ મહાભારત અને રામાયણનાં આખ્યાનોમાં પ્રથમ વપરાયો હોવાથી એનું નામ આખ્યાનકી પડ્યું.

**આખ્યાનકી** તા ત જ ગા ગ ઓજે;
જ તા જ ગા ગા કરજે અનોજે.
રણપિંગળ

**આખ્યાનાત્મક** [ સં. આખ્યાન ( વર્ણન ) + આત્મક ( વાળું ) ] વિ. જેમાં ઘણું કરીને વર્ણન હોય એવું.

**આખ્યાનિકી** પું. ( પિંગળ ) દંડક વૃત્તની એક જાત. તેનાં એકી ચરણમાં તગણ, તગણ, જગણ અને બે ગુરુ અને સમ એટલે બેકી ચરણમાં જગણ, તગણ, જગણ અને બે ગુરુ એમ અગિયાર અક્ષર આવે છે. આથી વિરુદ્ધ એટલે આનાં એકી ચરણનાં લક્ષણ બેકી ચરણમાં અને બેકી ચરણનાં લક્ષણ એકી ચરણમાં આવે તો તે વૃત્તને ખ્યાનિકી કહે છે.

**આખ્યાપક** ૧. [ સં. આખ્યા ( કહેવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] પું. દૂત; સંદેશો લઈ જનાર.

૨. વિ. કહેનાર; વર્ણન કરનાર.

**આખ્યાપન** [ સં. આખ્યા ( કહેવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પ્રગટ કરવું તે; કહેવાપણું.

**આખ્યાયક** ૧. [ સં. આખ્યા ( કહેવું ) + અક ( કરનાર ) ] પું. કથા કરનાર; વ્યાસ.

૨. પું. કહેનાર; બોલનાર.

૩. પું. બંદીજન; ભાટ; નકીબ.

૪. પું. શુભાશુભ ફળ કહેનાર.

૫. પું. સંદેશો લઈ જનાર માણસ; કાસદ; દૂત.

**આખ્યાયિક** [ સં. આખ્યા ( કહેવું ) ] પું. ઇતિહાસ.

પુરાણ, ઇતિવૃત્ત, **આખ્યાયિક**, ઉદાહરણ, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર એ બધાંને માટે એક શબ્દ ઇતિહાસ છે. ચાણક્ય અર્થશાસ્ત્ર

**આખ્યાયિકા** ૧. [ સં. આખ્યા ( કહેવું ) ] સ્ત્રી. કથા; વાર્તા.

૨. સ્ત્રી. કવિતાનો એક રાગ.

૩. સ્ત્રી. ગદ્ય લખાણનો એ નામનો પ્રકાર; કવિના વંશ વગેરેનું કથન. અલંકારશાસ્ત્રીઓએ ગદ્ય લખાણના કથા અને આખ્યાયિકા એવા બે ભાગ પાડ્યા છે. તેઓ બાણના હર્ષચરિતને આખ્યાયિકા અને કાદંબરીને કથા ગણે છે. આખ્યાયિકામાં કથાની પેઠે નમસ્કાર, ખલવૃત્તનું કીર્તન અને રસવાળી વસ્તુનું વર્ણન હોવા ઉપરાંત કવિના વંશનું અનુકીર્તન હોય છે. અગ્નિપુરાણ અનુસાર તેમાં વિસ્તારપૂર્વક કર્તાની વંશપ્રશંસા, કન્યાહરણ, સંગ્રામ, વિયોગ અને વિપત્તિનું વર્ણન હોય, રીતિ, આચરણ અને સ્વભાવ સ્પષ્ટ રૂપે બતાવેલ હોય, ગદ્ય સરલ હોય અને ક્યાંક છંદ હોય. વાગ્ભટ્ટ પ્રમાણે આખ્યાયિકા એટલે ગદ્યકાવ્ય, જેમાં નાયિકાએ પોતાનું વૃત્તાંત પોતાની મેળે કહ્યું હોય, ભવિષ્યના વિષયોની અગાઉથી સૂચના હોય, કન્યાનું અપહરણ, સમાગમ અને આબાદીનું વર્ણન હોય, મિત્ર વગેરેના મોંથી ચરિત્ર કહેવામાં આવ્યું હોય અને વચ્ચે વચ્ચે કોઈ ઠેકાણે પદ્ય પણ હોય. દંડિ કવિ કથા અને આખ્યાયિકા વચ્ચે ભેદ માનતો નથી.

૪. સ્ત્રી. જેમાંથી કોઈ પણ પ્રકારનો બોધ નીકળી શકે તેવી વાત; કલ્પિત વાર્તા.

૫. સ્ત્રી. ( વેદાંત ) પ્રાપ્ત થયેલા અર્થનો બોધ કરનારી વાત.

૬. સ્ત્રી. વંશાવલીનું વર્ણન.

૭. સ્ત્રી. વાર્તારૂપ પદ્ય.

**આખ્યાયી** [ સં. આખ્યા ( કહેવું ) + ઇન્ ( વાળું ) ] પું. દૂત; ખબર આપનાર.

**આખ્યેય** [ સં. આખ્યા ( કહેવું ) + ઇય ( જેવું ) ] વિ. કહેવા જેવું; બોલવા યોગ્ય; વર્ણન કરવા લાયક.

**આગ** ૧. [ સં. આગમન ( પધરામણી ) ] પું. આવવાપણું; આગમન; આવરો.

૨. [ સં. અગ્ર ( આગલો ભાગ ) ] પું. ઘરનો આગલો ભાગ અને તેની પાસેનો રસ્તો.

૩. પું. માર્ગ; રસ્તો.

૪. [ સં. અગ્નિ ( દેવતા ); પ્રા. અગ્ગિ ] સ્ત્રી. અગ્નિ; દેવતા; આતશ.

૧. આગ અને ઘાસનું-પાણીનું વેર = સ્વાભાવિક શત્રુતા; કુદરતી વેર; ઉંદર અને બિલાડીનું વેર.

૨. આગ જમાડવી = જમતાં પહેલાં અગ્નિમાં ઘી તેમ જ રોટલી નાખવી.

૩. આગ જોડવી-બાળવી-કરવી = દેવતા સળગાવવો.

૪. આગ ઝાડવી = બળતા કોલસા ઉપરથી રાખ ઉડાડી નાખવી.

૫. આગ દેખાડવી = (૧) આગ લગાડવી. (૨) તોપમાં બત્તી દેવી.

૬. આગ દેવી-મૂકવી = (૧) અગ્નિસંસ્કાર કરવો; મરેલાને બાળવું. (૨) આતશબાજીમાં આગ મૂકી સળગાવવી. (૩) નાશ પમાડવું; બરબાદ કરવું. (૪) બેપરવાઈ બતાવવી; ઉપેક્ષા કરવી; ધિક્કારી કાઢવું.

૭. આગ ધોવી = દેવતા ઉપરથી રાખ ખંખેરી નાખવી.

૮. આગ પડવી = (૧) ગુસ્સે થવું. (૨) ગોળીઓનો વરસાદ વરસવો. (૩) ઘણું કીમતી હોવું. (૪) તાપ પડવો.

૯. આગ પર આગ નાખવી-મેલવી = બળતાંને બાળવું; દુ:ખી માણસને વધારે દુ:ખ દેવું; દાઝ્યા ઉપર ડામ દેવો.

૧૦. આગ પાડવી = (૧) દેવતા સળગાવવો; આગ ચેતાવવી. (૨) સજીવન કરવું.

૧૧. આગપાણીના ખેલ = (૧) વરાળયંત્ર. (૨) હલવાઈનો ધંધો.

૧૨. આગ ફૂંકવી = (૧) ગુસ્સે થવું. (૨) ફૂંક મારી અગ્નિ સળગાવવો. (૩) ભૂખ લાગવી.

૧૩. આગ બગૂલા-બબૂલા થવું = બહુ ગુસ્સે થવું.

૧૪. આગ બળવી = (૧) દેવતા સળગવો. (૨) બહુ ગુસ્સે થવું.

૧૫. આગ બુઝાવવી-હોલાવવી = (૧) આગ ઠારવી; અગ્નિ શાંત પાડવો. (૨) બન્ને પક્ષને સમજાવી લડાઈ શાંત પાડવી.

૧૬. આગ ભડકાવવી = (૧) આગ સળગાવવી. (૨) ઉશ્કેરાવું.

૧૭. આગ મારવી = તાપ કરવો; દેવતા સંકોરીને સળગાવવો.

૧૮. આગ લગાઉ = (૧) આગ લગાડનાર. (૨) આગ લાગે એવું. (૩) કજિયા કરાવનાર.

૧૯. આગ લગાડવી = (૧) કજિયો કરાવવો; લડાઈ સળગાવવી. (૨) તજી દેવું. (૩) બગાડવું. (૪) બાળવું; સળગાવવું; બાળી નાખવું. (૫) ભાવ વધારવો.

૨૦. આગ લગાવવી = (૧) અસ્વીકાર કરવો. (૨) ત્યાગ કરવો.

૨૧. આગ લાગવી = (૧) ઇશ્કમાં પડવું. (૨) ઉશ્કેરાવું; ક્રોધ ચડવો. (૩) એકદમ ભાવનું ચડી જવું કે ઊતરી જવું. (૪) જેનો એકદમ ઉપાય ન થઈ શકે એવું બનવું; અણીની વેળા આવવી. (૫) તેજસ્વી થવું. (૬) દિલગીર થવું. (૭) દ્વેષ થવો; અદેખાઈ આવવી. (૮) બેદરકારી બતાવવી. (૯) ભૂખ લાગવી. (૧૦) લાય લાગવી; ભડકો થવો. (૧૧) વિષયવાસના તૃપ્ત ન થાય તે માટે પછાડા મારવા. (૧૨) સત્યાનાશ જવો; નાશ પામવું.

૨૨. આગ લાગ્યા પર બિલ્લીનું મૂત ઢૂંઢવું-માગવું = (૧) ચાલુ મુશ્કેલીમાંથી બચવા વધારે મુશ્કેલ ઉપાય શોધવા જવું. (૨) મુલતવી રાખવું. (૩) વાર લગાડવી; ઢીલ કરવી.

૨૩. આગ વરસવી = (૧) ક્રોધ આવવો; ગુસ્સે થવું. (૨) ગોળીઓનો વરસાદ વરસવો. (૩) ઘણું કીમતી હોવું. (૪) દ્વેષ કરવો; આંખમાં ઝેર વરસવું; કોઈનું સારું દેખી બળવું. (૫) બહુ તાપ પડવો. (૬) બળતરા થવી; અંતરમાં દુ:ખ થવું.

૨૪. આગ વરસાવવી = એકસામટો ગોળીબાર કરવો; તોપનો મારો ચલાવવો.

૨૫. આગ સળગાવવી = (૧) દેવતા કરવો. (૨) બળવો જગાવવો; બંડ ઉઠાવવું. (૩) સજીવન કરવું; ઉત્સાહિત બનાવવું.

૨૬. આગના બાધ = (૧) આતશબાજી. (૨) સોનીની ભઠ્ઠી; અંગીઠું.

૨૭. આગનું પતંગિયું = બળતો કોલસો.

૨૮. આગનું પૂતળું = (૧) ચાલાક માણસ. (૨) તણખો. (૩) દેખાવડું માણસ. (૪) લુચ્ચું માણસ.

૨૯. આગમાં ઝુકાવવું = આફતમાં ઝંપલાવવું.

૩૦. આગમાં તેલ = બળતામાં ઘી; દુ:ખી માણસને વધારે દુ:ખ.

૩૧. આગમાં મૂતરવું = ગેરવાજબી કામ કરવું.

૩૨. કોઈની આગમાં કૂદવું-જલવું-પડવું-લોટવું = બીજાને માટે પોતાનું અહિત કરવું.

૫. સ્ત્રી. આવેશ; જુસ્સો.

૬. સ્ત્રી. ગુસ્સો; ક્રોધ; કોપ; રીસ.

૧. આગ ઉઠાવવી = એકબીજા ઉપર ગુસ્સો ઉપજાવી કજિયો કરાવવો; કલહ કરાવવો.

૨. આગ ઉપર પાણી નાખવું = વધતા જતા ક્રોધને ધીમો કરવો; ઝઘડો શાંત કરવો.

૩. આગ ઊઠવી = (૧) ક્રોધ થવો; રીસ ચડવી; ગુસ્સે થવું. (૨) લાય થવી; આગ ફાટી નીકળવી; ભડકો લાગવો. (૩) વ્યર્થ થવું; નકામું જવું; પાણી ફરવું. કહે હલવાઈ રાજા સુણો, નથી કહેવાની જાગ, અમારૂં ડાપણ ઘણું, તેમાં ઊઠી આગ.–શામળ

૪. આગ કરવી = (૧) ઈર્ષા કરવી. (૨) કોઈ ચીજને બહુ ગરમ કરવી.

૫. આગ ફાકવી = (૧) ક્રોધ કરવો અને સામાને કરાવવો; નખશિખ સુધી ક્રોધ રૂપી અગ્નિ ફેલાવો. (૨) તોફાન કરવું. (૩) દ્વેષ કરવો; અદેખાઈથી બળવું. (૪) નકામો બકવાદ કરવો; વાત વધારીને શેખી કરવી; બડાઈ કરવી. (૫) હડહડતું જૂઠું બોલવું.

૬. આગ ફૂંકવી = (૧) ક્રોધ કરવો; રીસ ચડાવવી. (૨) જઠરમાં બળતરા થવી.

૭. આગ ભકવી = (૧) બડાઈ કરવી. (૨) હડહડતું જૂઠું બોલવું.

૮. આગ લગાડીને તમાશો જોવો = કજિયો કરાવીને રાજી થવું.

૯. આગ લગાડીને પાણીને માટે દોડવું = ઝઘડો કરાવીને બધાંની નજરમાં તેની શાંતિને માટે મહેનત કરવી.

૧૦. આગ લેવા આવવું = દેવતા માટે આવવું. એક મિત્ર બીજાને મળવા આવે અને એકદમ ચાલ્યો જાય ત્યારે આમ બોલાય છે.

૧૧. આગનું પૂતળું = ક્રોધી; ગુસ્સે થયેલ.

૧૨. આગપાણી થવું = મતભેદને વખતે બન્ને પક્ષે ઉશ્કેરાઈ જઈ ગુસ્સો ન કરતાં એકે શાંત રહેવું; ગરમનરમ થવું; સામસામા બન્ને જણાએ ગુસ્સે ન થવું.

૧૩. આગબાગ થવું = બહુ ગુસ્સે થવું.

૭. સ્ત્રી. આંચ; તાપ; ગરમી; ઉષ્ણતા; ઝાળ.

૮. સ્ત્રી. ઘરાકી; આવક.
આગ વધવી = કારીગરો અને વેપારીઓની સારી સાખ બંધાવાથી ઘરાકી વધવી.

૯. સ્ત્રી. ચાલ; ગતિ.
**આગે** જરા ઉતાવળી, એમાં બગરાં બળ્યાં;
શાણો કે' રેઢું ખેતર, ને રોઢે સર હળ્યાં.
લોકોક્તિ

૧૦. સ્ત્રી. દ્વેષ; ઈર્ષા; અદેખાઈ; ઝેર.
૧. આગ ઊઠવી = (૧) દ્વેષ થઈ આવવો. (૨) ભૂખ લાગવી.
૨. આગ પર લોટવું = (૧) અદેખું હોવું. (૨) બેચેન થવું. (૩) મુશ્કેલીમાં રહેવું.

૧૧. સ્ત્રી. પરિચય.

૧૨. સ્ત્રી. બળતરા; અસહ્ય પીડા. લાક્ષણિક અર્થ સાથે પણ વપરાય છે. જેમકે, ગુસ્સાની આગ; ઇશ્કની આગ; વિષયવાસનાની આગ; અદેખાઈની આગ; ભૂખની આગ.

૧. આગ ઊઠવી = દાઝ્યા જેવી બળતરા થવી.
૨. આગ બળવી = બળતરા થવી; શરીરમાં લાય ઊઠવી.
૩. પેટની આગ = ભૂખ.
૪. પેટની આગ બુઝાવવી = ભૂખ, તરસ, વાસના ઇત્યાદિ છિપાવવી.
૫. પેટમાં આગ લાગવી = ભૂખ લાગવી.
૬. ભાવમાં આગ લાગવી = માલની કીમતમાં બહુ ફેરફાર થવો.

૧૩. સ્ત્રી. રોશની; તેજ.

૧૪. સ્ત્રી. લાય; મકાન વગેરેમાં અગ્નિ સળગી ઊઠી તેનું બળવું તે.
૧. આગ ફૂંકી દેવી = સળગાવી દેવું.
૨. આગ લગાડીને તાપણું કરવું = ઘર બાળીને આનંદ લેવો.
૩. આગ લાગે! = તારો નાશ થજે!
૪. આગ લાગે ત્યારે કૂવો ખોદાવવો = છેક છેલ્લી ઘડીએ ચેતવું; વખત થઈ ગયા પછી કામ કરવું.
૫. પાણીમાં આગ લગાવવી = (૧) અસંભવિત કામ કરવાનું માથે લેવું. (૨) અસંભવિત વાત કરવી. (૩) જ્યાં લડાઈનો જરા સંભવ ન હોય ત્યાં પણ લડાઈ સળગાવવી.
૬. મોંમાં આગ લાગવી = મરવું.

૧૫. સ્ત્રી. વખત; મોસમ; ઋતુ.

૧૬. સ્ત્રી. વાત્સલ્ય; પ્રેમ; ભાવ; સ્નેહ.

૧૭. વિ. ઉષ્ણતાના ગુણવાળું; શરીરમાં ગરમી કરનારૂં.

૧૮. વિ. કીમતી.

૧૯. વિ. ચીડિયા સ્વભાવવાળું.

૨૦. વિ. તીખું; જીભ ચચરે એવું. જેમકે, તીખું આગ.

૨૧. વિ. તેજ; ચપળ.

૨૨. વિ. બહુ ગરમ.

**આગઈ** ૧. [ સં. અગ્રે ( આગળ ); પ્રા. અગ્ગે ] અ. આગળ; અગાડી; મોખરે.
૨. અ. પાછલા વખતમાં; ભૂતકાળમાં; પૂર્વે; પહેલાં.
૩. અ. પાસે; નજીક; સમીપ.
૪. અ. બાદ; અનંતર; પછી.
૫. અ. ભવિષ્યમાં; આવતા વખતમાં.

**આગખેલ** [ આગ + ખેલ ( રમત ) ] પું. આતશબાજી; દારૂખાનું.

**આગગાડી** ૧. સ્ત્રી. એ નામની એક દેશી રમત. તેમાં જે રમનાર જરા મોટો હોય તે સૌથી આગળ ઊભો રહે અને તેની પાછળ બીજાં રમનારાં પોતાનાથી આગળ ઊભેલના અંગરખાની કે બદનની ચાળ ઝાલી એકએકની પછવાડે હારબંધ ઊભાં રહે. પછી આગળ ઊભેલ રમનાર મોઢેથી આગગાડી પેઠે ચીસો પાડતો દોડે અને તેની પાછળ બીજાં બધાં રમનારાં હારબંધ ગાડીની પેઠે દોડંદોડા કરે. આમ થોડો વખત કર્યા પછી તેઓ થાકી જતાં રમત બંધ કરે.
૨. [ અગ્નિ ( આગ ) + ગાડી ] સ્ત્રી. દેવતાથી પાણીની વરાળ થઈ તેને જોરે ચાલતી ગાડી; રેલગાડી. ઈ. સ. ૧૮૩૨માં પ્રથમ આગગાડી ચાલુ થઈ.

**આગચશ્મ** [ આગ + ચશ્મ ( કાચ ) ] પું. આગિયો કાચ; એક જાતનો બાહ્યગોળ કાચ, જેની સોંસરાં જતાં સૂર્યનાં કિરણ કાગળને બાળી નાખે એટલાં ભેગાં થાય છે.
જો **આગચશ્મે** રવિ કીર્યું જાય.
દલપતરામ

**આગચ્છત્પતિકા** [ સં. આગચ્છત્ ( આવતું ) + પતિ ( સ્વામી ) + કા ( વાળી ) ] સ્ત્રી. નાયિકાનો એક ભેદ; પ્રિય વિદેશથી આવે છે એમ જાણી ખુશ થનારી સ્ત્રી.

**આગજંત્ર** [ સં. અગ્નિ ( આગ ) + યંત્ર ( સંચો ) ] સ્ત્રી. તોપ.

**આગઠ** સ્ત્રી. ઓગઠ; ઢોરનું છાંડયું ઘાસ.

**આગઠી** સ્ત્રી. ( ગ્રામ્ય ) દેવતા.

**આગડશાહ** ( આગડ્શાહ ) પું. નાનકના મરણ પછી ગાદીએ આવેલ મહંત.

**આગડા** ( આગડ઼ા ) [ સં. અ ( નહિ ) + ગાઢ ( પુષ્ટ ) ] ન. કણ વિનાનું જુવાર બાજરાનું ઠૂંઠું.

**આગણ** [ સં. અગ્રહાયણ ] પું. માર્ગશીર્ષ; માગશર મહિનો.

**આગત** ૧. [ સં. આગમ્ ( આવવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] પું. અતિથિ; પરોણો; મહેમાન.
૨. પું. આયાત; બહારગામના માલનો આવરો.
૩. પું. બુદ્ધ ભગવાન.

૪. સ્ત્રી. પૂંજી; દોલત.

૫. સ્ત્રી. વિવેક; સભ્યતા.

૬. ન. આવવું તે; આગમન; પધરામણી.

૭. ન. બનાવ; પ્રસંગ.

૮. વિ. અંદર રહેલું.

૯. વિ. આવેલું; પહોંચી ગયેલ; હાજર.

૧૦. વિ. જાણેલું.

૧૧. વિ. પ્રાપ્ત; મેળવેલું; પામેલું.

૧૨. વિ. બનેલું; થયેલ.

૧૩. વિ. બહારગામથી આવેલું; આયાત.

૧૪. અ. હાથીને આગળ ચલાવવા માટે વપરાતો શબ્દ.

**આગતકર** [ સં. આગત ( આવેલું ) + કર ( વેરો ) ] પું. આયાતકર; આયાત ઉપરનો વેરો; 'ઇમ્પોર્ટ ડયુટિ'.

**આગતપતિકા** [ સં. આગત ( આવેલ ) + પતિ ( સ્વામી ) + કા ( વાળી ) ] સ્ત્રી. જેનો પતિ પરદેશથી આવ્યો હોય તે નાયિકા.

**આગતર** ૧. [ સં. અગ્ર ( આગળ ) + તર ( અધિકતાવાચક પ્રત્યય ) ] ન. જાર, બાજરી, અડદ, મગ વગેરે જે ધાન્ય ચોમાસાથી તૈયાર થાય છે તે આગલો ફાલ; ખરીફ પાક.

૨. વિ. આગળનું; પ્રારંભનું; શરૂઆતનું.

**આગતરૂં** [ સં. અગ્ર ( પહેલું ) ] વિ. આગળનું; પ્રારંભનું; શરૂઆતનું.

**આગતસ્વાગત** [ સં. આગત ( આવેલું ) + સુ ( સારી રીતે ) + આગત ( આવેલું ) ] સ્ત્રી. આદરસત્કાર. જુઓ આગતાસ્વાગતા.

**આગતાસ્વાગતા** [ સં. આગત ( આવેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + સુ ( સારી રીતે ) + આગત ( આવેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પરોણાચાકરી; અતિથિસત્કાર; સરભરા; આદરમાન; આદરસત્કાર.

**આગતિ** ૧. [ સં. આગમ્ ( આવવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આવવાની ક્રિયા; આગમન.

> ન્હોતી ગતિ ને ન્હોતી **આગતિ**,
> ન્હોતા પૂરા પિંજરના પણ ખ્યાલ-બંધાયેલ.
> લોકોક્તિ

૨. સ્ત્રી. એકાએક બનાવ; અકસ્માત.

૩. સ્ત્રી. ( જૈન ) પરભવમાંથી આ ભવમાં આવવું તે.

૪. સ્ત્રી. પાછા ફરવાપણું.

૫. સ્ત્રી. પ્રાપ્તિ; લાભ.

૬. સ્ત્રી. મૂળ.

**આગતું** [ સં. આગમ્ ( આવવું ) ] વિ. આવતું; આવી પહોંચતું.

> **આગતા**ની અણખતી, પૃથ્વી પથ્યા પ્રતિહારી.
> કાળિદાસ

**આગદાન** ૧. [ સં. અગ્નિ ( આગ ) + દાન ( દેવું તે ) ] ન. અગ્નિસંસ્કાર માટે ગરીબને સાધન પૂરાં પાડવાપણું.

૨. [ આગ + દાન ( જગ્યા બતાવનાર પ્રત્યય ) ] ન. દેવતા રાખવાનું વાસણ; આગિયું; અગ્નિપાત્ર.

૩. ન. પુણ્યાર્થે કરાતો અગ્નિસંસ્કાર.

**આગધાવું** સ. ક્રિ. ( ગ્રામ્ય ) હદ ઉપરાંત હેરાન કરવું.

**આગના** [ સં. આજ્ઞા ] સ્ત્રી. આજ્ઞા; હુકમ.

**આગન્યા** [ સં. આજ્ઞા ] સ્ત્રી. હુકમ.

> જાણી મૂરતિવતી **આગન્યા** રાય તણી શું એહ.
> ભાલણ

**આગપણી** સ્ત્રી. ઊંડળ એટલે બાથમાં ભરાય તેટલી વસ્તુનો અરધો ભાગ.

**આગપેટી** સ્ત્રી. અગ્નિની પેટી; એન્જિનનું બળતણ બાળવા માટેનું ખાનું; 'ફાયર બૉક્સ'.

**આગબહ** [ આગ ( અગ્નિ ) + વહ્ ( વહેવું ) ] પું. ( ડિંગળ ) ધુમાડો.

**આગબાણ** [ સં. અગ્નિ ( આગ ) + બાણ ( તીર ) ] ન. દેવતા વરસાવે એવું તીર; જેમાંથી અગ્નિ વરસે એવું બાણ.

**આગબોટ** [ અગ્નિ ( આગ ) + બોટ ( હોડી ) ] સ્ત્રી. અગ્નિનૌકા; બાષ્પનૌકા; વરાળને જોરે ચાલનારૂં વહાણ; સ્ટીમર.

**આગભરખુ** વિ. આગ ખાનાર.

**આગમ** ૧. પું. અમુક ખાસ વાત ઉપરથી સાધારણ વાતનો ખયાલ; અનુગમ; વ્યાપ્તિ-વિચાર.

૨. [ સં. આગમ્ ( આવવું ) ] પું. આવવાની ક્રિયા; આગમન.

૩. પું. ઉત્પત્તિ; ઉદ્ભવ; જન્મ.

૪. પું. ઉત્પન્ન; આય; આમદાની; આવક.

૫. પું. ઓચરિયું; આધાર રૂપ હિસાબી કાગળ; બિલ; વાઉચર.

૬. પું. ખત; દસ્તાવેજ; પુરાવામાં મૂકવા જેવો લેખ.

૭. પું. ( ન્યાય ) ચાર જાતનાં પ્રમાણમાંનું છેલ્લું; શબ્દ પ્રમાણ; આપ્તવાક્ય.

૮. પું. તંત્રશાસ્ત્રના ત્રણ વિભાગમાંનો એક; ઉત્પત્તિ, પ્રલય, દેવતાની પૂજા, બધાં કામનું સાધન, પુરશ્ચરણ, ષટ્કર્મસાધન, અને ચાર જાતના ધ્યાનયોગનું વર્ણન કરનારૂં શાસ્ત્ર. આગમ અથવા તંત્રગ્રંથનું માહાત્મ્ય બંગાળ, નેપાળ અને કાશ્મીર તરફ વધારે છે.

૯. પું. ધર્મશાસ્ત્રનો અભ્યાસ.

૧૦. પું. નદીનું મુખ.

૧૧. પું. નીતિથી મેળવેલી વસ્તુ.

૧૨. પું. નીતિશાસ્ત્ર; નીતિ.

૧૩. પું. પૂર્વ.

૧૪. પું. ( વ્યાકરણ ) પ્રત્યય; બહારથી ઉમેરેલો વર્ણ.

૧૫. પું. પ્રારંભ; શરૂઆત.

૧૬. પું. બહારથી આવેલો માલ; આયાત.

૧૭. પું. ભવિષ્ય; ભાવી; હોનહાર; ભવિતવ્યતા. આગમ બાંધવું = ભવિષ્ય ભાંખવું.

૧૮. પું. ભવિષ્યકાળ; આવવાનો વખત.

૧૯. પું. મંત્રશાસ્ત્ર.

૨૦. પું. મિત્રભાવે આવી પાસે બેસવું તે.

૨૧. પું. મિલકતનો વધારો.

૨૨. પું. મૂળ; ઉત્પત્તિસ્થાન.

૨૩. પું. લાભ; પ્રાપ્તિ; ફાયદો.

૨૪. પું. વધારો; વિશેષતા.

૨૫. પું. વહન; વહેણ; પ્રવાહ.

૨૬. પું. વિદ્યા.

૨૭. પું. વેચાણની લેવડ.

૨૮. પું. વેદ; ધર્મશાસ્ત્ર.

૨૯. પું. શબ્દથી થતો બોધ.

૩૦. પું. શબ્દનો ઉમેરો.

૩૧. પું. શૈવ સંપ્રદાયના ધાર્મિક ગ્રંથ. દ્રાવિડ બ્રાહ્મણોએ એ આગમનો પ્રચાર દક્ષિણ હિંદુસ્તાનની બહાર સુમાત્રા, જાવા, સિયામ, અનામ, કાંબોજ, ઈંડોચાઇના અને ચંપા પ્રદેશોમાં કર્યો હતો. ઈ. સ.ના ૨ થી ૧૩ સૈકા સુધી ત્યાં આ ધર્મ ચાલ્યો, તેના પુરાવા ત્યાંનાં મંદિરો, સિક્કાઓ, લેખો ઉપરથી નીકળે છે. ઈ. સ.ના ૧૩મા સૈકામાં અનામીસ લોકોએ તેનો નાશ કર્યો.

૩૨. પું. સમાગમ; સંગમ.

૩૩. પું. સામ વગેરે ઉપાય.

૩૪. પું. સિદ્ધાંત.

૩૫. પું. સ્કંધ; અધ્યાય; પ્રકરણ.

૩૬. ન. જૈન સાહિત્યના જૂના ગ્રંથ.

૩૭. ન. જ્ઞાન; જાણ; ભાન.

> હરિ લિંગેગનું **આગમ** થાયે. પ્રેમાનંદ

૩૮. ન. દર્શન; તત્ત્વજ્ઞાન; ફિલસૂફી.

૩૯. ન. ( જૈન ) બાર અંગસૂત્ર. સ્થાનાંગ, ભગવતી, ઉપાસકદશા, પ્રશ્નવ્યાકરણ, જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ, પ્રજ્ઞાપના, ઉત્તરાધ્યયન અને નંદીસૂત્ર તત્ત્વાર્થમાં વર્ણવાયેલા વિષયોનું મૂળ જાણવા માટેનાં મુખ્ય આગમો છે.

૪૦. ન. શાસ્ત્ર; ધર્મશાસ્ત્ર.

૪૧. ન. સાંગવેદ; શિવ તરફથી આવેલું જ્ઞાન.

૪૨. વિ. હોનાર; આવનાર; થનાર; આગામી.
આગમની ખબર કરે = ભાવી સંબંધી જ્ઞાન આપે.

**આગમકલા** [ સં. આગમ ( ભવિષ્ય ) + કલા ] સ્ત્રી. બોતેર કલા માંહેની એક. તેનાથી ભવિષ્યનું જ્ઞાન થાય છે. જુઓ કલા.

**આગમચ** [ સં. અગ્રમધ્ય; પ્રા. અગ્ગમજ્ઝ; આગમઝ ] અ. આગળથી; પહેલેથી; અગાઉ.

**આગમજ** ૧. [ સં. આગમ ( તંત્રશાસ્ત્ર ) + જ ( ઉત્પન્ન થયેલું ) ] વિ. તંત્રશાસ્ત્રથી થયેલું.
૨. અ. આગળથી.

**આગમજન્ય** [ સં. આગમ ( તંત્રશાસ્ત્ર ) + જન્ય ( ઉત્પન્ન થતું ) ] વિ. તંત્રશાસ્ત્રથી બનતું.

**આગમજાની** [ સં. આગમ ( ભવિષ્ય ) + જ્ઞાનિન્ ( જાણનાર ) ] વિ. ભવિષ્ય જાણનાર; આગમજ્ઞાની.

**આગમજાયું** વિ. આગલી સ્ત્રીથી થયેલું.

**આગમજાયો** પું. આગલા ઘરનો દીકરો.
લાવજો રે **આગમજાયો** બેટડો. લોકગીત

**આગમજ્ઞાન** [ સં. આગમ ( ભાવી ) + જ્ઞાન ( જાણ ) ] ન. શું થવાનું છે તેની જાણ.

**આગમજ્ઞાની** [ સં. આગમ ( ભાવી ) + જ્ઞાનિન્ ( જાણનાર ) ] વિ. ભવિષ્ય જાણનાર; આગમજાની.

**આગમણ** ૧. સ્ત્રી. (ગ્રામ્ય) અક્કલ; હોશિયારી.
૨. સ્ત્રી. ચૂલાનો આગલો ભાગ; ચૂલાની બેળ. ત્યાં અંગારા કાઢી ઠારવામાં આવે છે.
૩. સ્ત્રી. શક્તિ; તાકાત; આંગમણ.

**આગમણી** સ્ત્રી. ચૂલાનો આગલો ભાગ.

**આગમન** ૧. [ સં. આગમ્ ( આવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આવી પહોંચવાપણું; આવવું તે; પધરામણી.
૨. ન. ઉત્પત્તિ; જન્મ.
૩. ન. કમાણી; આવક; આમદાની.
૪. ન. પાછા ફરવું તે.
૫. ન. લાભ; પ્રાપ્તિ; નફો; હાંસલ.
૬. ન. (ન્યાય) વિશેષ વાત ઉપરથી સાધારણ વાતનું અનુમાન; નિગમન ને આગમન એવી તર્કની બે જાત માંહેની એક; 'ઇન્ડક્શન'.
૭. ન. સંભોગ માટે સ્ત્રી પાસે જવાપણું.

**આગમનગૃહ** [સં. આગમ્ ( આવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + ગૃહ ( ઘર )] ન. ધર્મશાળા; મુસાફરખાનું.

**આગમનદ્વાર** [ સં. આગમ્ ( આવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + દ્વાર ( બારણું ) ] ન. ગર્ભાશયનું ઉપરનું દ્વાર.
ગર્ભાશયના ઉપરના દ્વારને **આગમનદ્વાર** અને નીચેનાને નિર્ગમનદ્વાર કહે છે.
આયુર્વેદ રહસ્યાર્ક

**આગમનપ્રણાલી** [ સં. આગમન ( અનુમાન ) + પ્રણાલી ( રૂઢિ ) ] સ્ત્રી. અનુમાનથી થયેલી રીત; 'ઇન્ડક્ટિવ મેથડ'.

**આગમના** ૧. પું. પૂર્વ દિશા; ઉગમણી બાજુ.
૨. [ સં. આગમન ] પું. લશ્કરનો આગલો ભાગ; આગળ ચાલનારી સેના.
૩. વિ. મોસમ પહેલાંનું.
૪. વિ. સાહસિક.

**આગમનિગમ** ૧. [ સં. આગમ ( આવવું તે ) + નિર્ગમ ( બહાર જવું તે ) ] ન. ઉત્પત્તિ અને વિનાશ; સંસાર.
૨. [ સં. આગમ ( ધર્મશાસ્ત્ર ) + નિગમ ( વેદ ) ] ન. વેદશાસ્ત્ર; ધર્મશાસ્ત્ર.
વળી તે **આગમનિગમ** જાણે રે,
તિર્યક્ યોનિમાં જ્ઞાન ક્યાંથી આણે રે.
પ્રેમાનંદ

**આગમનિર્ગમ** ૧. [ સં. આગમ્ ( આવવું ) + નિસ્ ( બહાર ) + ગમ્ ( જવું ) ] પું. આવવું અને જવું તે; આવજા.
૨. પું. કારણ અને કાર્ય.
૩. પું. નિકાસ અને આયાત.
૪. પું. શરૂઆત અને છેડો; આરંભ અને અંત.
**આગમનિર્ગમ** સર્વે ઈ લહિ. ભાલણ

**આગમપતિકા** [સં. આગમ્ ( આવવું ) + પતિ ( ધણી ) + કા ( વાળી ) ] સ્ત્રી. નાયિકાના દસ ભેદ માંહેનો એક; જેનો ધણી પરદેશથી પાછો આવ્યો હોય તે નાયિકા.

**આગમપત્ર** [ સં. આગમ ( ખત ) + પત્ર ( કાગળ ) ] પું. માલિકીનો લેખ; હક્કનો દસ્તાવેજ.

**આગમપ્રમાણ** ૧. [ સં. આગમ ( શબ્દનો આધાર ) + પ્રમાણ ( ખરા જ્ઞાનનું સાધન ) ] ન. ( ન્યાય ) ચાર જાતનાં પ્રમાણમાંનું છેલ્લું; શબ્દ; આપ્તવાક્ય; વિશ્વાસ મૂકવા જેવું વાક્ય.
૨. ન. ( જૈન ) પરમર્હિતોપદેશ; સર્વજ્ઞ દેવના વચન આદિથી થયેલ પદાર્થનું જ્ઞાન.

**આગમપ્રમાણગ્રાહ્ય** [સં. આગમ ( શાસ્ત્ર ) + પ્રમાણ ( સાબિતી ) + ગ્રહ્ ( લેવું ) + ય ( જેવું ) ] વિ. શાસ્ત્રના આધારે લેવા જેવું; આધારભૂત મનાતા માણસના વચનના આધારે માનવા જેવું.

**આગમબાધિત** [ સં. આગમ ( શાસ્ત્ર ) + બાધિત ( હરકતવાળું ) ] વિ. ( જૈન ) શાસ્ત્રથી સાબિત ન થતું હોય એવું. જેમકે, પાપ સુખને આપવાવાળું છે.

**આગમમંત્ર** [ સં. આગમ ( વેદ ) + મંત્ર ] પું. વેદની ઋચા.

**આગમરહિત** ૧. [ સં. આગમ ( ખત ) + રહિત ( વગરનું ) ] વિ. લેખ વિનાનું; દસ્તાવેજ વગરનું; લિખિત દાખલો ન હોય એવું.
૨. [ સં. આગમ ( શાસ્ત્ર ) + રહિત ( વિનાનું ) ] વિ. શાસ્ત્ર વગરનું.
૩. વિ. શાસ્ત્રના આધાર વિનાનું.

**આગમવક્તા** ૧. [ સં. આગમ ( ભાવી ) + વક્તૃ ( કહેનાર ) ] પું. જ્યોતિષી; જોશી.
૨. પું. શિવ. તે આગમના સિદ્ધાંત કહે છે, તેથી આગમવક્તા કહેવાય છે.
૩. વિ. ભવિષ્યમાં શું થશે તે કહેનાર; ભાવિ કથનાર.

**આગમવાગીશ** [સં. આગમ ( ભાવી ) + વાગ્ ( વાણી ) + ઈશ ( હોશિયાર ) ] પું. ભવિષ્ય ભાખનાર મહાન પુરુષ.

**આગમવાણી** [ સં. આગમ ( ભાવી ) + વાણી ( બોલી ) ] સ્ત્રી. ભવિષ્ય ભાખવાપણું.

**આગમવાદ** [ સં. આગમ ( ધર્મશાસ્ત્ર ) + વાદ ( મત ) ] પું. ધર્મશાસ્ત્રમાં માનવાનો મત.

**આગમવાદી** ૧. [ સં. આગમ ( વેદ ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. વેદને આધારે ચાલનાર; વેદમાં માનનાર.
૨. વિ. શાસ્ત્ર પ્રમાણે વર્તનાર.

**આગમવિદ્યા** ૧. [ સં. આગમ ( ભવિષ્ય ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. ભવિષ્ય જાણવાની વિદ્યા.
૨. [સં. આગમ ( વેદ ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. વેદશાસ્ત્ર.

**આગમવું** ૧. [ સં. આગમ્ ( આવવું ) ] અ. ક્રિ. આવવું.
૨. અ. ક્રિ. છાતી ચલાવવી; હામ બીડવી; હિંમત કરવી; મરણિયા થવું; મોટું સાહસ ખેડવું; શિર સટે કામ કરવું.
વિવિધ પેરે ત્યાં વપુ દમે,
અવર કોઈ ન **આગમે**. જનાર્દન
૩. [સં. અવગમ્ ( જાણવું ) ] અ. ક્રિ. પહેલેથી જાણવું.
૪. અ. ક્રિ. શરૂ કરવું; આદરવું.

**આગમવૃદ્ધ** [ સં. આગમ ( જ્ઞાન ) + વૃદ્ધ ( ઘરડું ) ] વિ. જ્ઞાનમાં ઘરડું; શાસ્ત્રના અભ્યાસથી પાકા જ્ઞાનવાળું.

**આગમવેત્તા** ૧. [ સં. આગમ ( ભાવી ) + વેત્તૃ ( જાણનાર ) ] વિ. ભવિષ્ય જાણનાર.

૨. [સં. આગમ (શાસ્ત્ર) + વેત્તૃ (જાણનાર)] વિ. શાસ્ત્ર જાણતું હોય એવું.

**આગમવેદી** ૧. પું. શંકરાચાર્યના પરમ ગુરુ ગૌડપાદાચાર્ય.

૨. [સં. આગમ (શાસ્ત્ર) + વિદ્ (જાણવું)] વિ. શાસ્ત્ર જાણનાર.

**આગમવોણું** [સં. આગમ (ખત) + વિહીન (વગરનું)] વિ. લેખ વિનાનું; દસ્તાવેજ વગરનું.

**આગમશુલ્ક** [સં. આગમ (આયાત) + શુલ્ક (દાણ)] ન. આયાત માલ ઉપરનો કર; જકાત; અમલદસ્તૂરી; 'ઇમ્પૉર્ટ ડ્યુટિ'.

**આગમશોચી** [સં. આગમ (ભાવી) + શોચ્ (ફિકર) + ઇન્ (વાળું)] વિ. દૂરદર્શી; દૂરંદેશ; આગળનો વિચાર કરનાર.

**આગમળું** [સં. આજ્ય (ઘી) + અલૂણું (મીઠા વગરનું)] ન. ભાતમાં ઘી નાખી ચોળવાપણું.

**આગમાત્મક અનુમાન** [સં. આગમ (વ્યભિચાર) + આત્મક (વાળું) + અનુમાન (અટકળ)] ન. કોઈ વાત ઉપરથી સાધારણ વાતની કલ્પના; 'ઇન્ડક્ટિવ ઇન્ફરન્સ'.

**આગમાનુસારી** [સં. આગમ (શાસ્ત્ર) + અનુસારિન્ (પાછળ જનાર)] વિ. ધર્મશાસ્ત્ર પ્રમાણેનું; શાસ્ત્રને આધારે લખાયેલું.

**આગમાપાયી** ૧. [સં. આગમ્ (આવવું) + અપાયિન્ (જવું)] વિ. આવે ને જાય એવું; અસ્થાયી; ઉત્પન્ન થાય ને નાશ પામે એવું; ઉત્પત્તિ અને વિનાશના સ્વભાવવાળું; વિનાશી.

૨. વિ. ક્ષણિક; અનિત્ય; નાશવંત.

તે વડે ચાલે આ સંસાર,
**આગમાપાયી** તે નિરધાર. અખો

**આગમાભાસ** ૧. [સં. આગમ (ભાવી) + આભાસ (દેખાવ)] પું. ભવિષ્યનો ચિતાર આપનાર પુસ્તક.

૨. [સં. આગમ (શાસ્ત્ર) + આભાસ (ભ્રમ)] પું. શાસ્ત્ર સંબંધી ભ્રમ.

આપ્તકથનથી અયુક્ત એવા શાક્યભિક્ષુ, નિર્ગ્રંથક, સંસારમોચક વગેરે **આગમાભાસો**નું નિરાકરણ થાય છે. પુરાતત્ત્વ

૩. [સં. આગમ (શાસ્ત્ર) + આભાસ (પ્રકાશ)] પું. શાસ્ત્રનો પ્રકાશ.

**આગમાવર્ત્તા** [સં.] સ્ત્રી. એ નામની વનસ્પતિ; વૃશ્ચિકાલી નામનો છોડ.

**આગમાળ** [આગ (દેવતા) + માળ] સ્ત્રી. (ગ્રામ્ય) આગમણ; ચૂલાનો આગલો ભાગ.

**આગમાળું** ન. દાળ અને ભાત.

**આગમિક** ૧. [સં. આગમ (ધર્મશાસ્ત્ર) + ઇક (વાળું)] વિ. શાસ્ત્રથી મેળવેલ; શાસ્ત્ર પ્રમાણેનું.

૨. વિ. શાસ્ત્રને જ પ્રમાણ માનનાર.

૩. વિ. શાસ્ત્રને લગતું; શાસ્ત્ર સંબંધી.

**આગમિકધર્મ** [સં. આગમ (શાસ્ત્ર) + ઇક (વાળું) + ધર્મ (પવિત્ર ફરજ)] પું. શાસ્ત્રને જ પ્રમાણ માનનારાઓનો પંથ. આ ધર્મવાળા મૂર્તિને પૂજનાર અને એક જ ઈશ્વરમાં માનનાર છે. તેમાં શૈવ, વૈષ્ણવ, શાક્ત, ગાણપત્ય વગેરેનો સમાવેશ થાય છે.

**આગમિકશૈવધર્મ** [સં. આગમિક (શાસ્ત્ર પ્રમાણેનું) + શૈવ (શિવ સંબંધી) + ધર્મ (પવિત્ર ફરજ)] પું. હિંદુસ્તાન, હિંદી ચીન, જાવા અને સુમાત્રા વિભાગમાં પ્રસરેલો, વેદકાળનો શિવને મુખ્ય દેવ માનનારો ધર્મ. હિંદુસ્તાનમાં આગમિક શૈવપંથ ખાસ કરીને ૭ હતાઃ ઉત્તરમાં કાશ્મીર શૈવ પંથ, નેપાલમાં પાશુપત પંથ, ગુજરાતમાં નકુલીશ અથવા લાકુલીશ પંથ, દક્ષિણમાં વીર શૈવ, તામિલ સિદ્ધાંત પંથ અને પાશુપત પંથ.

**આગમિષ્ઠ** ૧. [સં. આગમ્ (આવવું)] વિ. આનંદથી આવનારૂં.

૨. વિ. જલદી આવનારૂં.

**આગમિષ્યત્પતિકા** [સં. આગમિષ્યત (આવવાનું) + પતિ (ધણી) + કા (વાળી)] સ્ત્રી. નાયિકાનો એક ભેદ; ધણી પરદેશથી આવશે એમ જાણી ખુશ થનારી સ્ત્રી.

**આગમી** ૧. [સં. આગમ (ભાવી) + ઇન (વાળું)] પું. જ્યોતિષી; જોષ જોનાર.

૨. વિ. આગમ કહેનાર; ભવિષ્યવક્તા.

૩. વિ. આવનાર; થનારૂં; ભવિષ્યનું.

૪. વિ. ઘૂસી જનાર; દખલગીરી કરનારૂં.

૫. વિ. વધારાવાળું.

૬. [સં. આગમ (જ્ઞાન) + ઇન્ (વાળું)] વિ. વિદ્વાન; શાસ્ત્રમાં પ્રવીણ.

**આગમું** વિ. (ગ્રામ્ય) પોતાનું; જેમાં બીજાનો ભાગ ન હોય તેવું; પોતીકું; સુવાંગ; આગવું.

**આગમોક્ત** [સં. આગમ (શાસ્ત્ર) + ઉક્ત (બોલેલું)] વિ. શાસ્ત્રમાં કહેલું.

**આગમોદ્ધારક** [સં. આગમ (શાસ્ત્ર) + ઉદ્ધારક (આગળ વધારનાર)] વિ. શાસ્ત્રનો ઉદ્ધાર કરનાર.

**આગમોળ** અ. (ગ્રામ્ય) અગાઉ.

**આગર** ૧. [સં.] પું. અમાસ; કૃષ્ણપક્ષનો છેલ્લો દિવસ.

૨. [સં. અર્ગલ] પું. આગળિયો.

૩. પું. કોષ; નિધિ; ખજાનો.

૪. [સં. આકર] પું. ખાણ; આકર.

૫. પું. ખારવો; ખલાસી.

૬. પું. ઘર; ગૃહ.

૭. પું. બેઠક; જગ્યા.

૮. પું. મીઠાનું કારખાનું.

૯. પું. મીઠું પકવવાની જગ્યા; અગર.

૧૦. પું. વાવેતર; વાડી.

૧૧. પું. સમૂહ; જથ્થો.

૧૨. ન. છાપરૂં.

૧૩. વિ. ચતુર; હોશિયાર; દક્ષ; કુશળ.

૧૪. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ; સારામાં સારૂં.

**આગરગાંજ** ન. ફળઝાડનો બગીચો હોય એવું ગામડું.

**આગરણ** ૧. [આગર (ખારવો) + ણ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ખલાસણ; કાઠિયાવાડના ખારવાની જાતની સ્ત્રી; ખારવણ.

૨. [સં. અગ્નિ (દેવતા) + રહ્ (રહેવા દેવું)] સ્ત્રી. લોઢું તપાવવાની જમીનથી કંઈક ઊંચી બનાવેલી ચૂલ; લુહારની ભઠ્ઠી; કોડ.

**આગરબંધ** પું. (ડિંગળ) કંઠમાળા.

**આગરવાલ** ન. આગ્રાનું વતની.

**આગરવું** ૧. સ. ક્રિ. ચારાના ભારાના બંધ બાંધવા.

૨. સ. ક્રિ. સમાન અંતરે દોરીઓ ગોઠવવી; સરખી જગ્યા રાખીને બંધ નાખવા.

**આગરિયો** [સં. આકરિન્; પ્રા. આગરિઉ] વિ. ઊંચા કુળનું; ઉમદા.

સેનાધિપતિ **આગરિયા** વ્યવહારિયા રાજદ્વારિક. પૃથ્વીચંદ્રચરિત (સં. ૧૪૭૮)

**આગરી** ૧. ન. મીઠું પકવનાર માણસ; અગરિયું.

૨. વિ. સ્ત્રી. ચઢિયાતી.

બળથી બુદ્ધિ **આગરી**, જો ઉપજે તત્કાળ. લોકસાહિત્ય

**આગરુ** ૧. [સં. આ (તરફ) + ગૃ (મોંમાંથી નીકળવું)] પું. મોઢામાંથી દુર્ગંધ નીકળ્યા કરે એવો એક રોગ; મુખપાક.

૨. પું. હોજરી, અન્નનળ અને મુખમાંથી સડેલા ખોરાકની ગંધ.

**આગરું** ૧. ન. શેરડીના સાંઠાનું પીછું.

૨. વિ. ચઢિયાતું; શ્રેષ્ઠ.

**આગરૂ** ન. બુલબુલ પક્ષી; મધુર અવાજે ગાનારૂં એક નાનું પંખી.

**આગરૂઈ** સ્ત્રી. બારીક સૂતર.

**આગરૂપ** ન. મુખ્ય અઢાર માંહેનું એક ગૃહ્યસૂત્ર.

**આગરૂ** [ સં. આ ( તરફ ) + ગૃ ( મોઢામાંથી નીકળવું ) ] પું. મુખપાક. જુઓ આગરુ.

**આગરો** પું. પૈસાની તંગીનો વખત; નાણાભીડ.

**આગલ** [ સં. અર્ગલ ] સ્ત્રી. આગળિયો.

**આગલાંત** [ સં. આ ( સુધી ) + ગલ ( ગળું ) + અંત ( છેડો ) ] અ. ગળા સુધી.

**આગલિ** અ. આગળ; સામે; સન્મુખ.

**આગલિત** ૧. [ સં. આ ( વધારે ) + ગલ્ ( પડી જવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. દિલગીર; ઉદ્વેગી.
૨. વિ. નરમ થયેલું; ગળેલું.

**આગલિયું** વિ. આગલું; મોખરાનું; મુખ્ય.

**આગલી** ૧. સ્ત્રી. ડાગળી.
૨. સ્ત્રી. પાંસળી.
૩. વિ. સ્ત્રી. પહેલાંની; પ્રથમની.

**આગલું** ૧. [ સં. અગ્રતઃ; અગ્રિમ; પ્રા. અગ્ગિલિય ] વિ. અગાઉ બનેલું; પૂર્વકાલીન.
૨. વિ. પ્રથમનું; પહેલાંનું.
આગલી દૂભવણ સારી, પણ પાછલી દૂભવણ માઠી = બગડ્યા પછી સુધારવા કરતાં પહેલેથી બગડવા ન દેવું એ વધારે સારૂં.
૩. વિ. ભવિષ્યનું.
૪. વિ. મુખ્ય; બહાર પડતું; મોખરાનું.
આગલું મગજ = મગજના પહેલા નાના ખાડામાંથી શરૂ થતો અર્ધગોળાકાર ભાગ; 'પ્રોસેન્સેફેલન'. તેમાં સૂંઘવાના જ્ઞાનતંતુ રહેલા છે.

**આગલુંપાછલું** ૧. ન. પહેલાંનો ઇતિહાસ; ભૂતકાળની હકીકત.
આગલીપાછલી ભૂલી જવી = ગઈગુજરી વીસરી જવી.
૨. વિ. આગળનું અને પાછળનું.
૩. વિ. ચારે બાજુનું.

**આગલો ફાલકો** પું. ( વહાણવટું ) ખૂવાની મોઢા આગળ ધોરામાં ઊતરવા માટે સથામાં રાખેલ દાદરા જેવો મારગ.

**આગલો મોરો** પું. ( વહાણવટું ) વહાણનો આગલો ભાગ.

**આગલોં** અ. અગાઉ; પૂર્વે.

**આગલ્યું** વિ. આગળનું; પહેલાંનું.
મૃગ નક્ષત્રમાંનો તેરમો તારો એટલે કે મૃગનો **આગલ્યો** ડાબો પગ તે જ આર્દ્રા એવું કોલબ્રુક આદિ પંડિતોએ માન્યું છે. જ્યોતિર્વિલાસ

**આગવણ** [ સં. અગ્નિ ( આગ ) ] સ્ત્રી. ચૂલાની મોઢા આગળની જગા; આગમણ.

**આગવત** ન. અંગબળ; સામર્થ્ય.

**આગવન** ૧. સ્ત્રી. બાવાની એક અટક.
૨. ન. બાવાની એ નામની અટકનું માણસ.
૩. વિ. બાવાની એ નામની અટકનું.

**આગવા** પું. મોગરો; દીવાની વાટનો બળી ગયેલો છેડો.

**આગવાઈ** ૧. સ્ત્રી. આગેવાન.
૨. સ્ત્રી. આગેવાનપણું.
૩. સ્ત્રી. પ્રતિનિધિ; વહીવટ કરનાર.
૪. સ્ત્રી. સ્વાગત.

**આગવી** ૧. [ સં. અગ્રગ; પ્રા. અગ્ગઉ ] પું. આગેવાન; અગ્રેસર.
૨. વિ. આગળ પડતો ભાગ લેનાર; કામમાં આગળ થનાર.
૩. વિ. સ્ત્રી. પોતાની માલિકીની; સુવાંગ.

**આગવું** ૧. [ સં. અંગ ( અવયવ ) ] વિ. બીજાનો ભાગ ન હોય એવું; પોતાની માલિકીનું; સુવાંગ; ખાસ; ઇલાયદું; પોતીકું; 'રીઝર્વ્ડ'.
૧. આગવું ડહાપણ = માત્ર પોતાની બુદ્ધિ પ્રમાણે જ ચાલવાપણું.
૨. આગવું ડહાપણ ડોળવું = (૧) પતરાજખોર થવું. (૨) માત્ર પોતાની મતિએ ચાલવું. (૩) સમજ વિના માથું ઘાલવું; દોઢડાહ્યા થવું.
૨. વિ. મોખરાનું; શ્રેષ્ઠ; મુખ્ય.

**આગવો** ૧. [ સં. અગ્રગ; પ્રા. અગ્ગઉ ] પું. અગ્રણી; અગ્રેસર; આગેવાન; નેતા; મુખી.
જેનો **અગવો** આંધળો, તેનું કટક કૂવામાં. લોકોક્તિ
૨. પું. ભોમિયો; માર્ગ બતાવનાર માણસ.

**આગસ** ૧. [ સં. આગસ્ ] ન. અપરાધ; દોષ; ગુનો; પાપ.
કષ્ટ કરે સબરેબર **આગસ** હે
પૃથિવીપતિ આપ નિવારો. પ્રેમાનંદ
૨. ન. ચૂક; ભૂલ.
૩. ન. દંડ; શિક્ષા.

**આગસ્ટ** [ અં. ઑગસ્ટ ] પું. અંગ્રેજી વર્ષનો ૩૧ દિવસનો આઠમો મહિનો. રોમન લોકો આ મહિનાને "સિક્સ્ટીલસ" કરી કહેતા, એટલે કે લેટિન પંચાંગ પ્રમાણે આ છઠ્ઠો મહિનો ગણાતો.

**આગસ્તી** [ સં. અગસ્ત્ય ( એક તારો ) ] સ્ત્રી. અગસ્ત્યની દિશા; દક્ષિણ દિશા.

**આગસ્તીય** ૧. [ સં. અગસ્ત્ય ( એક ઋષિ ) + ઈય ( સંબંધી ) ] વિ. અગસ્ત્ય ઋષિ સંબંધી.
૨. [ સં. અગસ્ત્ય ( અગથિયો ) + ઈય ( સંબંધી ) ] વિ. અગસ્ત્ય એટલે અગથિયા નામના છોડને હિતકારક.

**આગસ્ત્ય** ૧. [ સં. અગસ્તિ ( એ નામનો ઋષિ ) + અ ( અપત્યવાચક એટલે સંતાન એવા અર્થનો પ્રત્યય ) ] પું. અગસ્ત્યનો વંશજ; અગસ્તિના ગોત્રનો માણસ.
૨. પું. દક્ષિણ દિશા માંહેનો પ્રદેશ.
૩. પું. શુક્લ યજુર્વેદનો એ નામનો ઋષિ.
૪. વિ. અગસ્તિ છોડમાંથી થતું.
૫. વિ. અગસ્ત્ય સંબંધી.

**આગસ્ત્યાયન** [ સં. અગસ્ત્ય ( એક ઋષિ ) ] ન. અગસ્ત્ય ઋષિ સાથે સંબંધ ધરાવનાર માણસ.
વત્સલા, લોપામુદ્રા તથા સર્વે **આગસ્ત્યાયનો** આપની રાહ જોઈ રહ્યા છે. ઉત્તરરામચરિત

**આગહ** [ ફા. આગાહ ] વિ. વાકેફગાર; જાણકાર.

**આગહી** [ ફા. આગાહી ] સ્ત્રી. ખબર; જાણપણું.

**આગળ** ૧. [ સં. અગ્ર; પ્રા. અગ્ગ ] અ. અગ્રસ્થાને; મોખરે; પ્રથમ પંક્તિમાં. અગ્ર ઉપરથી જૂ. ગુ. આગલિ, અને તે ઉપરથી આગળ શબ્દ થયેલ છે.
આગળ એઠે ઉલાળ નથી અને પાછળ બેઠે ધરાળ નથી = લાભ ગેરલાભ બધું સરખું છે.
૨. અ. અસલ; અગાઉ; પૂર્વે; પહેલાં; અગાઉના વખતમાં.
૩. અ. આગળ વધેલું; અગાડી; મોર.
૧. આગળ જઈ પાછળ પડવું = ગજા ઉપરાંત કામ કરવું અને પછી પસ્તાવું.
૨. આગળ જવું = (૧) ચઢિયાતા થવું; સરસ નીવડવું. (૨) તાકાત ઉપરવટ કરવું. (૩) પાછળ મૂકવું; હઠાવવું.
૩. આગળ થવું = (૧) આગેવાની લેવી. (૨) ચઢિયાતા થવું. (૩) પાછળ મૂકવું; વધી જવું. (૪) મૂકીને જવું; મરી જવું.
૪. આગળ દોડ ને પાછળ જોડ = ઉતાવળે આંબા પાકે નહિ; ઉતાવળ કરવી નકામી.
૫. આગળ વધવું = ચઢિયાતા થવું.
૪. અ. પહેલેથી.
૫. અ. પાસે; કને; નજીક.
આગળ ઓઢે, ઘૂમટો તાણે, તેનાં લક્ષણ

કોઈ ન જાણે = ઓઓમાં ઘણાં ચરિત્ર હોય છે.

૬. અ. પ્રથમ; પહેલાં; ઉપર.

આગળ ખાધે કોઠી ખાલી. — લોકોક્તિ

૭. અ. બહાર; જાહેરમાં.

૧. આગળ આવવું = બહાર પડવું; પ્રસિદ્ધ થવું.

૨. આગળ દોડવું = (૧) ચડી જવું; વધી જવું. (૨) બહાર ધસી જવું; ઊછળી પગ ભાંગવો; સાહસ કરવું. (૩) શક્તિ કરતાં વધારે કરવું.

૩. આગળ પડવું = (૧) પહેલ કરવી; અગ્રેસર થવું. (૨) બહાર આવવું; પ્રસિદ્ધ થવું. (૩) મદદે આવવું.

૮. અ. સરખામણીમાં; મુકાબલે.

૯. અ. સામે; સન્મુખ.

૧૦. અ. હવે પછી; ભવિષ્યમાં.

**આગળનું** ૧. [ સં. અગ્ર ] વિ. પહેલાંનું.

૨. વિ. ભાવિ; ભવિષ્યનું; હવે પછીનું.

૩. વિ. ભૂતકાળનું; પૂર્વેનું; અસલનું; ગયેલા વખતનું.

**આગળપાછળ** ૧. [ સં. અગ્ર ( આગલું ) + પશ્ચાત્ ( પાછલું ) ] અ. ગયા અને આવતા કાળમાં; ભૂત અને ભવિષ્યમાં.

૨. અ. ચારે પાસે; ફરતું; આસપાસ; આજુબાજુએ.

૩. અ. લાગતુંવળગતું હોય તેમ.

૪. અ. સન્મુખ અને પછવાડે; સામે અને પૂંઠે.

**આગળબંધી** વિ. ( ગ્રામ્ય ) કેડિયાની જાતનું; ચાર કસવાળું અને લાંબી ચાળવાળું.

**આગળબુદ્ધિ** [ સં. અગ્ર ( આગળ ) + બુદ્ધિ ( વિચાર ) ] વિ. ભવિષ્યનો પહેલેથી વિચાર કરનાર.

**આગળબુદ્ધિ** વાણિયો ને પાછળબુદ્ધિ બ્રહ્મ. — લોકોક્તિ

**આગળવા** અ. અગાઉથી; મુદત પહેલાં.

**આગળવું** સ. ક્રિ. ખાધેલું મોંમાં લાવી ફરી ચાવવું; વાગોળવું.

**આગળિયાત** ૧. વિ. કમનસીબ; દુર્ભાગી; કર્મનો આગળિયાત.

૨. વિ. પહેલ કરનાર.

**આગળિયારો** [ સં. અર્ગલ ] પું. ઉલાળો.

**આગળિયો** [ સં. અર્ગલ ] પું. બારણું ઉઘાડવા બંધ કરવાની કળ; ઉલાળો; આગળો.

**આગળી** ૧. [ સં. અર્ગલી; પ્રા. અગ્ગલી ] સ્ત્રી. બારણું ઉઘાડવાસ કરવાનો લાકડાનો નાનો કટકો; ઉલાળો.

૨. [ સં. આ ( જરા ) + ગલ્ ( ગળવું ) ] સ્ત્રી. મલમ ચોપડેલી ગૂમડા ઉપર મૂકવામાં આવતી કપડાની કાપલી; મલમવાળી પટી.

૩. અ. ઉપરાંત. આ અર્થમાં આ શબ્દ કવિતામાં વપરાય છે.

**આગળું** ૧. ન. શેરડીના સાંઠાનો ઉપલો ભાગ; પઘડું.

૨. [ સં. અગ્ર ] વિ. આગળ પડતું; તરી આવે એવું; ચડિયાતું; શ્રેષ્ઠ; સર્વોપરી; સરસ.

રૂપવતી ગુણ **આગળી**, શામા રત્નની ખાણ. — શામળ

૩. વિ. મોં આગળનું; પાસેનું; નજીકનું.

**આગળો** [ સં. અર્ગલ; પ્રા. અગ્ગલ ] પું. બારણું ઉઘાડવા વાસવાનું સાધન; આગળિયો; ઉલાળો.

**આગંતવ્ય** ૧. [ સં. આગમ્ ( આવવું ) + તવ્ય ( જેવું ) ] ન. અવશ્ય આવવું તે.

૨. વિ. આવે એવું; આવવાના સંભવવાળું.

૩. વિ. ચોક્કસ થનારું; જરૂર આવનારું.

૪. વિ. મળવા જેવું.

**આગંતુ** ૧. [ સં. આગમ્ ( આવવું ) ] પું. અતિથિ; મહેમાન; પરોણો; ગૃહાગત.

૨. પું. મુસાફર; વટેમાર્ગુ.

૩. વિ. આકસ્મિક; અચાનક આવતું.

૪. વિ. આવનારું; આવતું.

૫. વિ. બહારનું; બહારથી આવતું.

૬. વિ. રખડતું; રઝળતું; ટોળામાંથી બહાર પડી ગયેલું.

**આગંતુક** ૧. [ સં. આગમ્ ( આવવું ) ] પું. અચાનક થતો રોગ.

૨. પું. આવી ચડેલું માણસ.

૩. પું. તાજો આવેલ માણસ.

૪. પું. દખલગીરી કરનાર પુરુષ; ઘૂસી ગયેલો માણસ.

૫. પું. નધણિયાતું ઢોર.

૬. પું. પરોણો; અતિથિ; મહેમાન.

૭. પું. મુસાફર; વટેમાર્ગુ.

૮. વિ. અચાનક આવી ચડેલું; નવું આવેલું; બની આવેલું; આકસ્મિક; ઔપાધિક.

૯. વિ. અપરિચિત; અજાણ્યું; ત્રાહિત.

૧૦. વિ. ગૌણ; અપ્રધાન; મુખ્ય નહિ એવું.

૧૧. વિ. જડ; જીવ વિનાનું.

૧૨. વિ. ચોંટું એક ભાગને અને બીજું કોઈ બીજા ભાગને વળગેલું હોય તેવું.

૧૩. વિ. નક્કી નહિ એવું; અનિશ્ચિત; અચોક્કસ.

૧૪. વિ. મફતિયું.

૧૫. વિ. મહેનત વગર મળેલું.

૧૬. વિ. વગર નોતરે આવેલું; ઘૂસણિયું.

૧૭. વિ. વચ્ચે ઘુસાડી દીધેલું.

૧૮. વિ. વારંવાર આવતું; આગમનશીલ.

**આગંતુકજ્વર** [ સં. આગંતુક ( અચાનક આવેલું ) + જ્વર ( તાવ ) ] પું. ( વૈદક ) બહારનાં કારણે શરીરને અસર કરી આવતો તાવ; શરીરના દોષનો વિકાર એટલે બગાડ થયા વિના બીજાં કારણોથી આવતો તાવ; ભૂતપ્રેતની બીક, વધુ પડતી મહેનત, વગેરે કારણથી અચાનક આવેલો તાવ. તેની જાતો: ૧. અભિઘાતજન્ય એટલે કાંઈ પણ વાગવાથી અથવા વીજળીના કે હિમ વગેરેના આઘાતથી આવતો. ૨. અભિચારજન્ય એટલે કામણટૂમણ વગેરેના પ્રયોગથી આવતો. ૩. અભિશાપજન્ય એટલે શાપથી આવતો. ૪. અભિષંગજન્ય એટલે માનસિક વિકાર જેવા કે કામ, ક્રોધ, ભય, શોકથી તેમ જ ભૂત રાક્ષસ વગેરેના કારણથી આવતો. ૫. વિષપ્રયોગજન્ય એટલે ઝેરની અસરથી આવતો. ૬. ઔષધિગંધજન્ય એટલે કોઈ ઉગ્ર વાસવાળી વનસ્પતિની વાસને લીધે આવતો.

**આગંતુકઝામર** પું. ( વૈદક ) આંખનો એક રોગ. કૃષ્ણમંડળમાં એટલે આંખની કીકીની આજુબાજુના ગોળાકાર કાળા ભાગમાં ક્ષત પડે અથવા કનીનિકા એટલે આંખની કીકી બહાર નીકળી આવે ત્યારે પાણી જેવો રસ વહ્યા કરે. પણ વખત જતાં કનીનિકા ઉપર રસીનો જમાવ થાય અને તેમાંથી પાણી જઈ શકતું નથી તેથી ઝામર રોગની શરૂઆત થતી મનાય છે.

**આગંતુકતા** [ સં. આગંતુક ( અચાનક આવેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. આકસ્મિકતા; દૈવયોગે આવી ચડવાપણું.

**આગંતુકલાભ** [ સં. આગંતુક ( મહેનત વિના મળતું ) + લાભ ( ફાયદો ) ] પું. પગાર ઉપરાંત મળેલું લવાજમ; બાલાઈ; દસ્તૂરી; સુખડી; હકસાઈ; ફી.

**આગંતુકવ્રણ** [ સં. આગંતુક ( અચાનક બનેલું ) + વ્રણ ( જખમ ) ] ન. ચોટના પાકવાથી થયેલ જખમ. ઘા લાગવાથી તે થાય છે.

**આગંતુજ** ૧. પું. પાંચ પ્રકારના સ્તનરોગમાંનો એ નામનો એક.

૨. [ સં. આગંતુ ( એકાએક આવી ચડેલ ) + જન્ ( જન્મવું ) ] વિ. અકસ્માતથી ઉત્પન્ન થનારું.

**આગંતુ લવણ** [સં. આગંતુ (બહારથી આવતું) + લવણ (મીઠું)] ન. આયાત થતું મીઠું.

**આગા** ૧. [સં. અગ્ર (આગલું)] પું. આગલો ભાગ.

૧. આગા દેખકે = (૧) ઉઘાડી આંખે. (૨) સંભાળપૂર્વક; ધ્યાન દઈને.

૨. આગા ભારી થવું = (૧) ખાડાખબડાવાળું હોવું. (૨) ગભરાયેલ હોવું. (૩) સગર્ભા થવું.

૩. આગા લેવું–સંભાળવું = (૧) અજાણ્યા માણસના આવવાથી કૂતરાનું ભસવું. (૨) આગળ જવું.

૪. આગા લેવો = આગળનો ભાગ લેવો.

૨. પું. કપાળ; લલાટ.

૩. [હિં.] પું. કાબુલી; અફઘાન.

૪. પું. ઘરની સામેનું મેદાન.

૫. પું. ઘરનો મોખરો; મોરો.

૬. પું. છાતી; વક્ષ:સ્થલ.

૭. પું. ડગલાનો આગલો ભાગ.

૮. પું. પાઘડીનો આગલો ભાગ.

૯. પું. ભવિષ્ય; આગળ આવવાનો વખત.

૧૦. પું. મુખ; મોઢું.

૧૧. પું. મોટો ભાઈ.

૧૨. પું. લશ્કરનો આગલો ભાગ; સેનામુખ.

આગા મારવું = લશ્કરના આગલા ભાગ ઉપર હુમલો કરવો.

૧૩. પું. લિંગેંદ્રિય.

૧૪. પું. વહાણનો આગલો ભાગ.

૧૫. પું. શરીરનાં ખાનગી અવયવ.

૧૬. પું. શરીરનો આગલો ભાગ.

૧૭. [ફા. આગા (ગૃહસ્થ)] પું. શેઠ; સ્વામી; ધણી; માલિક; સરદાર; આકા; ઉમરાવ.

આગા તાગા લેવું = (૧) તપાસવું. (૨) સંભાળ રાખવી.

૧૮. પું. હિંદુસ્તાનમાં રહેતા અને વેપારને માટે આવતા જતા ઈરાની મુસલમાન અને મુઘલોને બોલાવવામાં વપરાતો શબ્દ.

૧૯. પું. હુમલો.

**આગાઈ** ૧. [ફા. આગાહી] સ્ત્રી. જાણ થવાપણું; આગાહી.

૨. સ્ત્રી. ધારણા; તર્ક; અનુમાન.

૩. સ્ત્રી. ભવિષ્યવાણી.

**આગાખાન** [આગા (ઉમરાવ) + ખાન (ધણી)] પું. મુસલમાની ધર્મના એક સંપ્રદાયના આચાર્ય; કચ્છ કાઠિયાવાડ અને મુંબઈના ખોજા, મુમના વગેરે નામે ઓળખાતા મુસલમાનના ધર્મગુરુ.

**આગાખાની** ૧. ન. આગાખાનના મતને અનુસરનાર માણસ. આગાખાનને પોતાના ઇમામ તરીકે માનનાર ખોજા આગાખાની કહેવાય છે.

૨. ન. એક જાતનું કાપડ.

૩. વિ. આગાખાનના પંથનું; આગાખાનના ધર્મને અનુસરતું; આગાખાનની આજ્ઞા માનનાર.

૪. વિ. આગાખાનને લગતું.

**આગાજ** [ફા. આગાઝ] ન. પ્રારંભ; શરૂઆત.

અજબ છે પ્રેમની રીતો,
નથી **આગાજ** કે અંજામ. પ્રેમોક્તિ

**આગાઝ** [ફા. આગાઝ] ન. આરંભ; શરૂઆત.

**આગાટ** વિ. (કચ્છી) અઘાટ; કુલ હક્ક સાથેનું.

આગાટ હમીરાવાર = સિસોદિયા કુળના હમીર નામના રાણાના અમલ વખતે જમીન વેચી નાખવાની રસમ દાખલ થઈ તે મુજબ આગાટ એટલે કુલ હક્ક સાથેનું.

**આગાઢ** [સં. આ (ઘણું) + ગાઢ (મજબૂત)] વિ. ઘણું મજબૂત; જોરાવર; પ્રબલ.

**આગાત** વિ. અઘાટ; કુલ હક્ક સાથેનું.

**આગાધ** ૧. [સં. આ (સુધી) + ગાધ (તળિયું)] વિ. ઘણું ઊંડું.

૨. વિ. દુ:ખથી મળી શકે એવું.

**આગાપીછા** ૧. પું. આગળપાછળની દશા.

૨. પું. જામાનો ગળાથી કેડ સુધીનો ભાગ.

૩. પું. પરિણામ; નતીજો; આગળપાછળનો સંબંધ.

૪. પું. વિચાર.

૧. આગાપીછા કરવું = (૧) આનાકાની કરવી. (૨) પાછળ લાગવું.

૨. આગાપીછા દેખવું = (૧) આગળ અને પાછળ જોવું. (૨) સંભાળ રાખવી.

૩. આગાપીછા સોચવું = વિચાર કરવો.

૫. પું. શરીરનો આગલો અને પાછલો ભાગ; શરીરનું આગળપાછળનું ગુહ્ય અંગ; શરીરના ગુહ્ય અવયવ.

૬. સ્ત્રી. જાણપિછાણ; માહિતી; ખબર.

**આગાબાની** સ્ત્રી. જામદાની; એક જાતનું મુલાયમ ઝીણું સુતરાઉ કપડું.

**આગામ** પું. આગળથી આપેલો સંદેશો.

**આગામિક** ૧. [સં. આગમ્ (આવવું)] વિ. આવનાર.

૨. વિ. ભવિષ્યનું; ભાવી.

**આગામિની** [સં. આગમ્ (આવવું)] વિ. સ્ત્રી. ભવિષ્યની; હવે પછી થનારી.

**આગામી** ૧. [સં. આગામિન્ (આવનાર)] પું. અતિથિ; પરોણો.

૨. પું. વિદ્વાન; પંડિત; શાસ્ત્રમાં પ્રવીણ માણસ.

૩. વિ. આવતું; હવે પછી આવનારું.

૪. વિ. થનારું; ભવિષ્યનું; ભાવી.

૫. વિ. પાસેનું; નજીકમાં આવેલું.

૬. વિ. બહારથી આવતું; દખલગીરી કરનારું.

૭. વિ. વધારો હોય એવું.

**આગામીકર્મ** ૧. [સં. આગામિન્ (ભાવી) + કર્મન્ (કામ)] ન. (વેદાંત) તત્ત્વજ્ઞાન થયા પછી કરેલ કામ.

૨. ન. સ્થૂળ શરીરથી થતાં પુણ્યપાપરૂપ કર્મ.

**આગામીબુદ્ધિ** [સં. આગામિન્ (ભવિષ્યનું) + બુદ્ધિ (વિચારશક્તિ)] સ્ત્રી. અગાઉથી ભવિષ્ય ચેતવાની શક્તિ.

**આગામિબુદ્ધિ** રાખી વેળાસર ચેતવું. સરસ્વતીચંદ્ર

**આગામીમાસ** [સં. આગામિન્ (આવનાર) + માસ (મહિનો)] પું. આવતો મહિનો.

**આગાર** ૧. પું. અપવાદ.

૨. પું. (જૈન) ગૃહસ્થ; ગૃહસ્થાશ્રમી.

૩. પું. (જૈન) છૂટ; મોકળ.

૪. પું.; ન. ઘર; રહેઠાણ; રહેવાની જગ્યા; નિવાસસ્થાન.

સદન સદ્મ **આગાર** ગૃહ, ગેહ વેશ્મ સંકેત,
લયન ધિસ્ન્ય પદ આસ્પદ આલય નિલય નિકેત. પિંગળલઘુકોષ

૫. પું.; ન. ભંડાર; ખજાનો.

૬. પું.; ન. મહેલ; મકાન; મંદિર.

અણહિલપુર નગરી વિહાં, ધર્મ તણો **આગાર**. રાસ

૭. ન. જગ્યા; સ્થાન.

**આગારગોધિકા** [સં. આગાર (ઘર) + ગોધિકા (ગરોળી)] સ્ત્રી. ઘર માંહેની નાની ગરોળી.

**આગારચિત્ર** [સં. આગાર (ઘર) + ચિત્ર (ચીતરેલ આકૃતિ)] ન. દીવાલ ઉપર કાઢવામાં આવતાં ચિત્ર; 'મ્યુરલ પેન્ટિંગ'.

ચોરાઓની દીવાલો **આગારચિત્રો**થી વિભૂષિત જોશો. કલાકૌશલ્ય

**આગારદાહ** [સં. આગાર (ઘર) + દહ્ (બાળવું)] પું. ઘરને બાળી નાખવાનું કામ.

**આગારદાહી** [સં. આગાર (ઘર) + દહ્ (બાળવું)] વિ. ઘર બાળનાર; મકાન સળગાવનાર.

**આગારધર્મ** [સં. આગાર (ગૃહસ્થ) + ધર્મ (ફરજ)] પું. (જૈન) ગૃહસ્થાશ્રમીની ફરજ.

**આગારધૂમ** ૧. પું. એ નામનો એક છોડ.
૨. [સં. આગાર (ઘર) + ધૂમ (ધુમાડો)] પું. ઘરનો ધુમાડો.

**આગારધૂમાદ્યતેલ** [સં. આગાર (ઘર) + ધૂમ (ધુમાડો) + આદ્ય (મુખ્ય) + તૈલ (તેલ)] ન. ઉપદંશ એટલે ચાંદીના રોગ માટે ઉપયોગી મલમ જેવી બનાવટ. ધૂંસ એટલે રસોડામાં થતી મેશ શેર ૧, હળદર શેર ૨, દારૂ બનાવતાં વધેલો કચરો શેર ૩, અને તેલ શેર ૧૨ ભેગાં કરી પકાવવાથી આ તેલ બને છે.

**આગારવાસ** [સં. આગાર (ઘર) + વાસ (રહેઠાણ)] પું. ગૃહસ્થાશ્રમ; બ્રહ્મચર્યાશ્રમ પછીનો બીજો આશ્રમ, જેમાં માણસ લગ્ન કરી ધર્મ પ્રમાણે વ્યવહાર ચલાવે છે.

**આગારવિનય** [સં. આગાર (ગૃહસ્થ) + વિનય (વિવેક)] પું. ગૃહસ્થનો વિવેક.

**આગારિક** [સં. આગાર (ગૃહસ્થ) + ઇક (વિષે)] વિ. ગૃહસ્થ સંબંધી.

**આગારી** ૧. [સં. અગ્ર (પ્રથમ)] પું. અગાઉથી આપેલાં નાણાં.
૨. [સં. આગાર (ઘર) + ઇન્ (વાળું)] પું. ગૃહસ્થ.

**આગારી હક્ક** [આગારી (ગૃહસ્થ) + હક્ક] પું. ગૃહસ્થ તરીકેનો અધિકાર.

**આગાસાહેબ** વિ. બંગાળાના આંબાની એક ઊંચી જાત.

**આગાહ** ૧. પું. અફસોસ.
૨. પું. આગમ; ભવિષ્ય.
આગાહ કરવું = (૧) ખબર આપવા. (૨) સંદેશો કહેવડાવવો.
૩. સ્ત્રી. જાણ; ખબર.
આગાહ કરવી = જાણ કરવી.
૪. વિ. કાબેલ; હોશિયાર.
૫. [ફા.] વિ. વાકેફગાર; જાણકાર.

**આગાહટ** ન. (ડિંગળ) શાસન; અમલ; રાજ્ય.

**આગાહી** ૧. [ફા.] સ્ત્રી. તર્ક; ધારણા; અનુમાન.
૨. સ્ત્રી. ભવિષ્ય; ભાવી; જે થવાનું હોય તે.
૩. સ્ત્રી. ભાવિ પરિણામનું આગળથી અનુમાન; ભવિષ્યનું સૂચન; ભવિષ્યવાણી.
૪. સ્ત્રી. વાકેફગારી; જાણકારી.

**આગાંતુ** [સં. આગમ્ (આવવું)] પું. અતિથિ; પરોણો; મહેમાન.

**આગિન** ૧. પું. અદેખાઈ.
૨. પું. ઇશ્ક; વિષયવાસના.
૩. પું. (લાક્ષણિક) ગુસ્સો.
૪. સ્ત્રી. ગરમી.
૫. સ્ત્રી. ચાંદી; ઉપદંશ; એક રોગ.
૬. સ્ત્રી. ઝાળ; દેવતા.
૭. સ્ત્રી. ધિક્કાર.
૮. સ્ત્રી. ભૂખ.

**આગિયણ માખ** સ્ત્રી. આગિયા કીડાની માફક પ્રકાશ આપનાર એક જાતની માખી; 'ફાયર ફ્લાઈ'. તેના પેટમાંની ગાંઠમાંથી એક જાતનો પદાર્થ નીકળે છે, જે પ્રાણવાયુની સાથે મળવાથી પ્રકાશ ઉત્પન્ન થાય છે.

**આગિયા** ૧. પું. એક જાતનું પક્ષી.
૨. પું. એક જાતનો કીડો. જુઓ આગિયો.
૩. પું. તમાકુના ખેતરમાં ઊગતી એક જાતની વનસ્પતિ.

**આગિયાખડક** (આગિયાખડ્ક) પું. બળતો પહાડ; જ્વાળામુખી.

**આગિયારી** સ્ત્રી. (કચ્છી) લગ્ન વખતે તલ, જવ અને ઘીનો હોમ કરવા માટે વેદિમાં રાખેલો અગ્નિ.

**આગિયું** ૧. [સં. અગ્નિ (આગ) + ઇન્ (વાળું)] ન. આગ રાખવાનું વાસણ; અંગીઠી; આગદાન; આગની દોણી.
૨. ન. ઊભા મોલે જુવારના ડુંડામાંના દાણા બળી જાય તે રોગ.
૩. ન. એ નામનો એક છોડ. જુઓ આગિયો ૧.
૪. વિ. આકરૂં; જલદ; કરડું; તામસી; તીખું; મિજાજી.
૫. વિ. દેવતાવાળું; અગ્નિ ઝરે એવું; ગરમ; સળગતું; બળતું.

**આગિયો** ૧. પું. અડતાં બળતરા થાય એવો આશરે હાથ દોઢ હાથ ઊંચો, જાયનાં પાંદડાં જેવાં પાનનો અને ધોળા રંગનાં નાનાં ટીટાંવાળો છોડ. તે બળકર, કડવો, ગરમ, તીખો, રક્તપિત્ત અને અરોચકને મટાડે છે. ખેતરમાં તે થાય તો આખું ખેતર બળી જાય છે.
૨. પું. આગ ઉત્પન્ન કરનાર મંત્ર.
૩. પું. આગ ઝરે એવો કાચ.
૪. પું. એક જાતની બહુ ધોળી જાર.
૫. પું. એક જાતનો કીડો; ખદ્યોત. અંધારામાં તેના પાસામાંથી લીલો પ્રકાશ દેખાય છે.
૬. પું. કરડવાથી દાઝ્યા જેવી બળતરા પેદા કરનારી ભમરી.
૭. પું. ઘઉંમાં ગેરૂ આવે ત્યારે પાકનો તદ્દન નાશ કરનાર જીવડું.
૮. પું. ઘોડું એકદમ લૂલું થઈ જાય તે દરદ; તણુખિયો.
૯. પું. જુવાર, શેરડી વગેરેને થતો એક જાતનો રોગ; આગિયું. તેથી કણુસલામાંના દાણા બળી જાય અને જ્યારે તેને ખંખેરવામાં આવે ત્યારે તેમાંથી રાખના જેવો પદાર્થ નીકળે.
૧૦. પું. જેનાથી આગ પ્રગટે એવો એક વીર; વૈતાળ.
ઈહ ઈશ્વર હરશીહનો હાથ,
આગિયો વીર શોભે મુજ સાથ. — શામળ
૧૧. પું. ધોળા રંગનું અર્ધો ઈંચ વ્યાસ જાડું અને દિક્કા આસમાની રંગનાં ફૂલવાળું એક ખડ. તમાકુના છોડ નીચે તે ઊગે તો તમાકુ વધી શકતી નથી. આગિયાનું ખડ રીંગણીને પણ નુકસાન કરે છે.
૧૨. પું. બ્લિસ્ટર મારવાનું ઓસડ.
૧૩. વિ. બંધાઈ ગયેલી રગને લીધે જેનો પગ તરછોડ ખાતો હોય તેવું.

**આગિયો કાચ** પું. સૂર્યનાં કિરણો એકઠાં કરીને અગ્નિ કરે એવો કાચ.

**આગિયો ખડક** (આગિયો ખડ્ક) પું. બળતો પહાડ; જ્વાળામુખી પર્વત.

**આગિયો ખરસણ** પું. એક જાતનો ખરસટ સુંદર ફૂલવાળો છોડ; ઊંધાફૂલી; હાથીસૂંઢો.

**આગિયોઘોણુસ** પું. કરડવાથી આગ લગાડ્યા જેવી બળતરા થાય, શરીર ઉપર મોટી મોટી ગાંઠ થઈ આવે, અને મૂત્રસ્થાને સોજો આવે એવો ઘોણુસની જાતનો ચપળ અને લાંબો સાપ.

**આગિયો છપ્પર** પું. આગિયો ખડક.

**આગિયો વેતાળ** ૧. પું. આગ ઝરતી હોય એવું ભૂત.
૨. પું. ક્રોધી માણસ.
૩. વિ. થોડી વારમાં ગુસ્સે થાય એવું; તામસી.

**આગિલ** [પ્રા. અગ્ગિલ્લ] વિ. ભવિષ્યનું; આગળ થનારૂં.

**આગી** ૧. પું. અદેખાઈ.
૨. પું. ઇશ્ક; વિષયવાસના.
૩. પું. (લાક્ષણિક) ગુસ્સો.
૪. પું. ધિક્કાર.
૫. સ્ત્રી. આગ; દેવતા.
દયા કરી ગુરુદેવે અંતરની ઓલવી **આગી** રે. — ભોજો
૬. સ્ત્રી. ગરમી.
૭. સ્ત્રી. ચાંદી; ઉપદંશ; એક રોગ.
૮. સ્ત્રી. ભૂખ.

**આગીદુગી** સ્ત્રી. ખોડખાંપણ; છિદ્ર; ભૂલચૂક.

**આગીન** [ફા.] વિ. ભરેલું. આ શબ્દ સમાસમાં વપરાય છે.

**આગુ** ૧. [પ્રા. અગ્ગલિ] પું. આગેવાન; અગ્રણી; અગ્રેસર; મુખી; નેતા.

૨. વિ. આગલું.

૩. અ. આગળ; અગાઉ; પહેલાં; પૂર્વે.

આગુની ઓળખાણે રે અમે અહીં અવતર્યા. ભોજો

આગુસે ગદ્ધા આયા સબ લશ્કરકા ભેદ પાયા = એકને જોઈ બધાની ખબર પડી જવી.

**આગુડી** (આગુડો) સ્ત્રી. આગળ આગળ બોલનારી સ્ત્રી.

**આગુન** [હિં.] સ્ત્રી. ઘરના દેવ માટે જુદી કાઢેલ ખાવાની ચીજ.

**આગુર** પું. આગર; અગર.

**આગુવો** ૧. [સં. અગ્ર (આગળ) + ગમ્ (જવું); પ્રા. અગ્ગગામિગ] પું. આગેવાન; અગ્રેસર; મુખી.

૨. પું. રસ્તો દેખાડનાર; ભોમિયો; આગવો.

**આગું** ૧. [સં. અગ્નિ] સ્ત્રી. આગ; દેવતા.

૨. અ. આગળ.

ઘરણે પડ્યા ગોપને નાખે આગું. નરસિંહ

**આગૂઆ** [હિં.] પું. ગુલ્મ; પિંડો.

**આગૂ આગૂ** ૧. અ. અગાઉ; પહેલાં.

૨. [હિં.] અ. આગે માટે ભાર બતાવવા વપરાતો શબ્દ.

૩. અ. હવે પછી.

**આગે** ૧. [સં. અગ્ર; પ્રા. અગ્ગ] અ. અગાઉ; પૂર્વે; પહેલાં; અસલના વખતમાં.

૨. અ. આગળ; અગાડી.

૧. આગે જવું = (૧) આગળ વધવું. (૨) દોરવું. (૩) બચાવનાર તરીકે આગળ આવવું. (૪) સામું આવવું. (૫) સામું થવું. (૬) સુધરવું. (૭) હદ ઉપરાંત જવું.

૨. આગે દેખવું = (૧) આંખ ઉઘાડી સામે નજર કરવી. (૨) ધ્યાન રાખવું.

૩. આગે પીછે = (૧) અનિયમિતપણે. (૨) આગળ અને પાછળ. (૩) એકએકની પાછળ. (૪) ગેરહાજરીમાં. (૫) ફરીથી. (૬) મોડાવહેલું.

૪. આગે પીછે ચાલવું (૧) અનિયમિતપણે ફરવું. (૨) હારમાં ચાલવું.

૫. આગે બઢવું = આગે જવું.

૬. આગેના કદમ = (૧) પાછળ જવું; પછાત પડવું. (૨) પીછે હઠવું.

૭. આગેના કદમ પીછે પડવું-હટવું = (૧) નાસી જવું. (૨) પાછળ પડવું.

૮. કદમ આગે રાખવું = (૧) આગળ વધવું. (૨) દાખલો બેસાડવો. (૩) શરૂઆત કરવી.

૩. અ. આઘે; દૂર.

૪. અ. ઉઘાડી આંખે.

૫. અ. ઉપરાંત; અધિક.

૬. અ. પાસે; નજીક; સમીપ.

૧. આગે કરવું = (૧) આગળ લાવવું; કોઈની પાસે મૂકવું. (૨) ભેટ આપવું.

૨. આગે ખેલવું = રમવું; કૂદવું; નાચવું.

૩. આગે ડાલવું = (૧) કોઈની પાસે ફેંકવું. (૨) વિધવાને તેના આધાર તરીકે પૈસા પૂરા પાડવા.

૪. આગે ધરવું = (૧) આગળ મૂકવું. (૨) આપવું. (૩) કેદીનું ધ્યાન રાખવું.

૭. અ. ફરીથી; વારંવાર.

૮. અ. બાદ; અનંતર; પછી.

આગે ખુદાનું નામ = વધારે નહિ; એટલું જ.

૯. અ. ભવિષ્યમાં; આવતા વખતમાં.

૧. આગે આગે = આગળ ઉપર.

૨. આગે આગે ગોરખ જાગે = આગળ જતાં ફતેહમંદ થશો.

૩. આગેકી ગુરુ જાણે = ભવિષ્યમાં શું થશે એ ઈશ્વર જાણે.

૧૦. અ. મૂળે તો; પહેલાં તો.

૧૧. અ. સમક્ષ; સન્મુખ; સામે.

૧. આગે આવવું = (૧) આગળ આવવું; દેખાવું. (૨) ઉતાવળ કરવી. (૩) નજીક આવવું. (૪) પાછું આવવું. (૫) બનવું. (૬) મેળવવું. (૭) રક્ષણ કરવું. (૮) સમક્ષ આવવું. (૯) સામું થવું.

૨. આગે હોવું = (૧) અસભ્ય હોવું. (૨) સામે આવવું.

૧૨. અ. સંભાળપૂર્વક.

**આગેકદમ** [આગે (આગળ) + કદમ (પગલું)] ન. આગળ ધપવું તે; પ્રગતિ; આગેકૂચ.

**આગેકૂચ** સ્ત્રી. પ્રગતિ; આગળ વધવું તે.

**આગેતર** વિ. આગલું. જુઓ આગેતરૂં.

**આગેતરૂં** [સં. અગ્ર (પહેલાં) + તર (વધારે)] વિ. પહેલાં વાવેલું; ચોમાસાની શરૂઆતમાં જેનું વાવેતર કરવામાં આવ્યું હોય એવું; આગલું; આગળનું.

**આગેપગ** પું. કસરતમાં બેઠકનો એ નામનો પ્રકાર.

**આગે પીછે** ૧. અ. આગળપાછળ

૨. અ. તક મળે ત્યારે.

૧. આગે પીછે થવું = (૧) આગળ જવું અને પાછું આવવું. (૨) ઇચ્છવું અને ન ઇચ્છવું.

૨. આગે પીછે ફરવું = (૧) અનિયમિતપણે ફરવું. (૨) એકની પાછળ બીજો એ પ્રમાણે ચાલવું.

૩. આગે કા ઉઠા ખાને વાલા = (૧) નોકર. (૨) બીજા ઉપર આધાર રાખી જીવનાર. (૩) મૈથુન કરાવનાર.

**આગેબાક્રૂ** વિ. (ગ્રામ્ય) સંપૂર્ણ; તદ્દન; પૂરેપૂરૂં.

**આગેર** સ્ત્રી. કાનડા જિલ્લામાં મીઠું બનાવવાનો ધંધો કરતી એ નામની જાત.

**આગેરૂ** ૧. ન. આમણ; ગુદભ્રંશ.

૨. ન. બ. વ. આમળાં.

**આગેલી** ૧. [પ્રા. અગ્ગિલ] અ. નજીક; પાસે.

તે આગેલી મંદીરની રચના ઇંદ્રપુરી શું થાપી. નાકર

૨. અ. સામે; સન્મુખ.

**આગેવાણ** [સં. અગ્ર (આગળ) + વર્ત્મન (રસ્તો)] પું. ભોમિયો; રસ્તો બતાવનાર.

**આગેવાન** ૧. [સં. અગ્ર (આગળ) + વર્ત્મન (રસ્તો)] પું. સરદાર; મુખી; નેતા.

૨. વિ. મુખ્ય; આગળ ચાલનાર; અગ્રેસર.

**આગેવાની** [સં. અગ્ર (આગળ) + વર્ત્મન (રસ્તો)] સ્ત્રી. સરદારી; ઉપરીપણું; પટલાઈ; નેતાપણું; મુખીપણું.

**આગેવાળ** પું. ઘોડાની ડોકે ફરતો ચારજામાની બંને છેડાથી રખાય છે તે સરંજામ. સૂતરની દોરી ઉપર રંગબેરંગી શંખલા પરોવી તે બનાવાય છે.

**આગેવાળો** પું. આગેવાન.

**આગેસે** [સં. અગ્રતઃ] અ. અગાઉથી; પહેલાંથી.

૧. આગેસે ગંઠાવું = આગળથી રોકાઈ જવું.

૨. આગેસે સોચવું = આગળથી વિચાર કરવો.

**આગો** ૧. [સં. અગ્ર (આગલો ભાગ)] પું. અંગરખાનો આગલો ભાગ.

૨. પું. ખિજમતદાર; હજૂરિયો; ખાસબરદાર.

૩. પું. જથ્થો.

૪. વિ. મોઢું.

**આગોઠ** ( આગોઠ્ ) સ્ત્રી. ચૂલાનો રાખ રહે છે તે આગલો ભાગ; આગમણુ.

**આગોણુ** [ સં. અગ્ર ( આગલો ભાગ ) ] ન. ચૂલાનો આગલો ભાગ; આગમણુ.

**આગોતર** ૧. [સં. અગ્ર ( આગળ ) + તર ( વધારે ) ] ન. અષાડ માસમાં એટલે પહેલી વાવણીમાં કરેલું વાવેતર.
૨. વિ. પહેલાંનું; પ્રથમનું; શરૂઆતનું.
૩. વિ. પાસેનું.
૪. વિ. ભવિષ્યનું; આગળનું.

**આગોતરૂં** ૧. વિ. આગળનું; અગાઉનું; પહેલાંનું.
૨. વિ. પાસેનું.

**આગોપીછો** [ સં. અગ્ર ( આગળ ) + પશ્ચાત્ ( પછી ) ] પું. અંગરખાનો આગલો અને પાછલો ભાગ.

**આગોલા** ૧. સ્ત્રી. કણબીની એક અટક.
૨. ન. કણબીની એ નામની અટકનું માણસ.
૩. વિ. કણબીની એ નામની અટકનું.

**આગૌં** ૧. [ હિં. ] પું. ખળામાંથી બ્રાહ્મણને અપાતી લાગત.
૨. અ. આગળ.

**આગ્રાપ્રાસેવ્ય** પું. ( પુરાણ ) એ નામનો બ્રહ્મર્ષિ.

**આગ્નિક** ૧. [ સં. અગ્નિ ] પું. અગ્નિહોત્રી.
૨. વિ. અગ્નિ સંબંધી.
૩. વિ. યજ્ઞને લગતું.

**આગ્નિધ્ર** ન. હોમનું ઠેકાણું.

**આગ્નિવેશ્ય** ન. અઢાર મુખ્ય ગૃહ્યસૂત્ર માંહેનું એક. જુઓ ગૃહ્યસૂત્ર.

**આગ્નિવેશ્ય** [ સં. અગ્નિવેશ્ય ( એક ઋષિ ) ] પું. અગ્નિવેશ્ય ઋષિનો દીકરો.

**આગ્નિષ્ટોમિક** ૧. [ સં. અગ્નિષ્ટોમ ( એક યજ્ઞ ) + ઇક ( સંબંધી ) ] પું. અગ્નિષ્ટોમ યજ્ઞનું પ્રતિપાદન કરનાર ગ્રંથ ભણનાર.
૨. વિ. અગ્નિષ્ટોમ યજ્ઞ જાણનાર.
૩. વિ. અગ્નિષ્ટોમ યજ્ઞને લગતું.

**આગ્નિષ્ટોમિકી** [ સં. અગ્નિષ્ટોમ ( એક યજ્ઞ ) + ઇક ( સંબંધી ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અગ્નિષ્ટોમ યજ્ઞની દક્ષિણા.

**આગ્નીધ્ર** ૧. [ સં. અગ્નિ + ધ્ર ( રાખનાર ) ] પું. અગ્નિહોત્રી બ્રાહ્મણ.
૨. પું. પ્રિયવ્રત રાજાને બર્હિષ્મતીને પેટે થયેલા દશ દીકરામાંનો મોટો. ક્ષીર સમુદ્રથી વીંટળાયેલા જંબુદ્વીપનો એ રાજા હતો. એણે પૂર્વચિત્તિ નામની અપ્સરા સાથે દશ કરોડ વર્ષ સુધી સમાગમ કર્યો હતો. એનાથી એને નાભિ, કિંપુરુષ, હરિવર્ષ, ઇલાવૃત્ત, રમ્યક, હિરણ્મય, કુરુ, ભદ્રાશ્વ અને કેતુમાળ એમ નવ દીકરા થયા હતા. કેઈ કાળે એ અપ્સરા દિવ્ય લોકમાં જતી રહેવાથી એના વિરહને લીધે એ ઘણો દુ:ખી થયો. એણે પોતાના દ્વીપના નવ ભાગ પાડી એનાં વર્ષ એવાં નામ પાડી એકેક દીકરાને એકેક વર્ષનું ઉપરીપણું આપી પોતે જંગલમાં તપ કરવા ચાલ્યો ગયો.
૩. પું. યજ્ઞના સોળ માંહેનો એ નામનો ઋત્વિજ.
૪. પું. યજ્ઞનો દેવતા સળગાવનાર પુરોહિતની ફરજ.
૫. પું. યજ્ઞમંડપ; યજ્ઞ માટે ઊભો કરેલો માંડવો.
૬. પું. હરિવંશ પ્રમાણે સ્વાયંભુવ મનુના બારમાંનો એ નામનો દીકરો.
૭. પું. હોમ કરનાર યજમાન.
૮. ન. યજમાનનું ઠેકાણું.
૯. ન. યજ્ઞનો દેવતા સળગાવવામાં આવે તે જગ્યા.
૧૦. વિ. અગ્નીધ્ર નામના ગોર સંબંધી.

**આગ્નીધ્રક** પું. ( પુરાણ ) હવે પછી થનારા બારમા રુદ્રસાવર્ણિ મન્વંતરમાંના સાત માંહેનો એ નામનો ઋષિ.

**આગ્નીધ્રસભાજન** ન. પુરુષોત્તમનાં હજાર માંહેનું એક નામ.

**આગ્નીધ્રશાળા** સ્ત્રી. ( પુરાણ ) યજ્ઞમંડપમાં આગ્નીધ્ર ઋત્વિજ સારૂ તૈયાર કરેલો એક ભાગ.

**આગ્નીધ્રા** [ સં. અગ્નિ ( દેવતા ) + ધ્ર ( રાખનાર ) ] સ્ત્રી. યજ્ઞના અગ્નિની સંભાળ.

**આગ્નીધ્રીય** [ સં. આગ્નીધ્ર ( યજ્ઞમાંનો એક પુરોહિત ) + ય ( લગતું ) ] વિ. હોમનો અગ્નિ સળગાવનાર ઋત્વિજને લગતું.

**આગ્નીધ્યા** ૧. [સં. અગ્નિ + ધ્ર ( રાખનાર )] સ્ત્રી. અગ્નિ રાખવાનું ઠેકાણું.
૨. સ્ત્રી. અગ્નિહોત્રની શાળા.

**આગ્નેય** ૧. [ સં. ] પું. અગસ્ત્ય મુનિ.
૨. [ સં. અગ્નિ ( દેવતા ) + ય ( લગતું ) ] પું. અગ્નિખૂણો.
૩. પું. અગ્નિની ઉપાસનાનો મંત્ર.
૪. પું. અગ્નિને પૂજનાર માણસ.
૫. પું. અગ્નિનો દીકરો.
૬. પું. અગ્નિપુરાણ.
૭. પું. અમેરિકામાં થતાં એક જાતનાં તમરાં જે આગિયાની જેમ પ્રકાશ આપે છે; 'પાયરોફોરસ'.
૮. પું. આગિયો કીડો.
૯. પું. એ નામનો દેશ.
૧૦. પું. કરડવાથી બળતરા થાય એવા ઝેરીલા કીડાની એક જાતિ.
૧૧. પું. કાર્તિક સ્વામી; અગ્નિના પુત્ર કાર્તિકેય.
૧૨. પું. કિષ્કિંધાની પાસે આવેલો એક પ્રાચીન દેશ. તેની રાજધાની માહિષ્મતી હતી.
૧૩. પું. જ્વાળામુખી પર્વત; અગ્નિપર્વત.
૧૪. પું. દેવતાથી એકદમ સળગી ઊઠે એવી વસ્તુ; આગ વધારનાર ચીજ. જેમકે, દારૂ, લાખ.
૧૫. પું. પડવો; પ્રતિપદા.
૧૬. પું. ( પુરાણ ) બ્રહ્માના ત્રીસ દિવસમાંનો અઢારમો દિવસ.
૧૭. પું. બ્રાહ્મણ.
૧૮. પું. રસ જામી જવાથી બનેલા પથ્થર; 'ઇગ્નિયસ રોક'.
૧૯. પું. લાલ રંગ.
૨૦. પું. શિવનું એક નામ.
૨૧. પું. સ્વાહા દેવીનો સ્થાલીપાક; સ્વાહાને આપેલું બલિદાન.
૨૨. ન. અગ્નિએ જોયેલ સામવેદનો એક ભાગ.
૨૩. ન. એક જાતનું અસ્ત્ર; અગ્ન્યાસ્ત્ર.
૨૪. ન. ( જ્યોતિષ ) કૃત્તિકા નક્ષત્ર.
૨૫. ન. ઘી.
૨૬. ન. જઠરાગ્નિને વધારનારૂં એક ઔષધ.
૨૭. ન. યજ્ઞની ભસ્મ શરીરે ચોળીને નાહવાની ક્રિયા.
૨૮. ન. રાજાનું એક ચરિત્ર.
૨૯. ન. લોહી; રુધિર; રક્ત.
૩૦. ન. સોનું; સુવર્ણ.
૩૧. વિ. અગ્નાયી એટલે અગ્નિની સ્ત્રી સ્વાહાને લગતું.
૩૨. વિ. અગ્નિ પુરાણનું.
૩૩. વિ. અગ્નિખૂણા સંબંધી.
૩૪. વિ. અગ્નિમાં હોનાર કે થનાર.
૩૫. વિ. આગ સંબંધી; દેવતા વિષેનું; અગ્નિનું.
૩૬. વિ. આગમાંથી ઉત્પન્ન થયેલું.
૩૭. વિ. જેનો દેવ અગ્નિ હોય એવું.
૩૮. વિ. જેનાથી દેવતા નીકળે એવું; બાળી નાખે એવું.
૩૯. વિ. દેવતાની વૃદ્ધિ કરનારૂં; આગ વધારનારૂં. જેમકે, ઘી.
૪૦. વિ. પાચનશક્તિ વધારે એવું; જઠરાગ્નિને તેજ કરનારૂં.

**આગ્નેયકલ્પ** પું. ( પુરાણ ) બ્રહ્માના મહિનાના અઢારમા દિવસે એટલે કલ્પમાં થયેલો અગ્નિનો પહેલો અવતાર.

**આગ્નેયકીટ** [સં. આગ્નેય ( અગ્નિ સંબંધી ) +

કીટ ( જંતુ ) ] પું. ફૂદું; પતંગિયું; કૂદકું.

**આગ્નેયકોણ** [ સં. આગ્નેય ( અગ્નિનું ) + કોણ ( ખૂણો ) ] પું. પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો ખૂણો; અગ્નિકોણ.

**આગ્નેયકોશલ** પું. ( પુરાણ ) ઇન્દ્રપ્રસ્થના અગ્નિખૂણામાં આવેલો કોશળ દેશ. સરયૂ નદીને કિનારે આવેલ અયોધ્યા તેની રાજધાનીનું શહેર હતું. પાંડવોના વખતમાં ત્યાં બૃહદ્બલ નામનો સૂર્યવંશી રાજા રાજ્ય કરતો હતો. એ રાજાનો ભાઈ દીર્ઘયજ્ઞ તેની પછી ગાદીનો હક્કદાર હતો.

**આગ્નેયચૂર્ણ** [ સં. આગ્નેય ( અગ્નિ સંબંધી ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. બંદૂક કે તોપમાં વપરાતો દારૂ.

**આગ્નેયધારણા** [ સં. આગ્નેય ( અગ્નિ સંબંધી ) + ધારણા ( ધારણ કરવું તે ) ] સ્ત્રી. ( યોગ ) અગ્નિતત્ત્વને જાગ્રત કરાવીને કુંભક નામના પ્રાણાયમના પ્રાણવાયુને અંદર ધારણ કરવો તે. જુઓ આગ્નેયમુદ્રા.

**આગ્નેય પદાર્થ** [ સં. આગ્નેય ( અગ્નિ ઉત્પન્ન કરે એવું ) + પદાર્થ ( ચીજ ) ] પું. શરીરમાં ગરમી આપનાર વસ્તુ; 'પ્રોટીન્ઝ ઍન્ડ કાર્બોહાઇડ્રેટ્સ'.

**આગ્નેયમુદ્રા** સ્ત્રી. ( યોગ ) સાધારણ મુદ્રાના પાંચ પ્રકારમાંનો એ નામનો એક. અગ્નિતત્ત્વનું સ્થાન નાભિસ્થલમાં, તેનો રંગ ગોકળગાયના જેવો લાલ, તેનું બીજ રકાર, તેનો આકાર ત્રિકોણ, અને તેના દેવતા રુદ્ર છે. એ તત્ત્વ તેજના ભંડારરૂપ, દિપ્તિમાન અને ફળ આપનાર છે. યોગબલથી એ અગ્નિતત્ત્વને જાગ્રત કરાવીને એકાગ્રચિત્ત થઈ પાંચ ઘડી સુધી કુંભક પ્રાણાયામના પ્રાણવાયુને અંદર ધારણા કરે તેનું નામ આગ્નેયધારણા. આ મુદ્રા ધારણ કરનાર સાધક સળગતા અગ્નિમાં પડે તોપણ તે જીવતો રહી શકે.

**આગ્નેયરસ** પું. અગ્ન્યાશયના સૂક્ષ્મકોષોએ તૈયાર કરેલો રસ; માંસ વગેરે આગ્નેય પદાર્થોમાંથી ઉત્પન્ન થતો રસ; 'પૅન્ક્રિએટિક જ્યૂસ'. તે હોજરી અને આંતરડાની આસપાસ વીંટળાયેલી સૂક્ષ્મ શિરાઓ વડે ચુસાઈને, બરોળ વગેરે અવયવોમાંથી પાછા ફરતા લોહી સાથે મળી જઈને પ્રતિહારિણી શિરા મારફતે યકૃતમાં જઈ પહોંચે છે. યકૃતમાં રસ સાથે રંજક નામનું પિત્ત મળે છે અને કેટલાક ઝેરી પદાર્થો તેમાંથી છૂટા પડે છે. યકૃતમાંથી પાછું યાકૃતિ નામની શિરા વાટે એ લોહી અધરા મહાશિરામાં અને ત્યાંથી હૃદયમાં જાય છે.

**આગ્નેયશિલા** [ સં. આગ્નેય ( અગ્નિથી થયેલું ) + શિલા ( છાટ ) ] સ્ત્રી. અગ્નિથી થયેલ પથ્થર.

**આગ્નેયસ્નાન** [ સં. આગ્નેય ( અગ્નિનું ) + સ્ના ( નાહવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. યજ્ઞની ભસ્મ ચોળી નાહવાની ક્રિયા.

**આગ્નેયાસ્ત્ર** ૧. [ સં. આગ્નેય ( અગ્નિ ઝરતું ) + અસ્ત્ર ( હથિયાર ) ] ન. અગ્નિ વરસાવતું હથિયાર. આ અસ્ત્ર ભરદ્વાજે અગ્નિના દીકરા અગ્નિવેશને, અને તેણે દ્રોણને આપ્યું હતું. વિષ્ણુપુરાણમાં ઔર્વે તેના શિષ્ય સગર રાજાને આ અસ્ત્ર આપ્યાનું જણાવેલ છે.

૨. ન. દેવતા વડે જેનો ઉપયોગ થાય એવું હથિયાર. જેમકે, તોપ, બંદૂક.

૩. ન. વિશ્વામિત્રે રામને આપેલ દિવ્ય અમોઘ અસ્ત્રો માંહેનું એ નામનું એક.

**આગ્નેયિન** પું. અંગારતત્ત્વવાળો પદાર્થ.

**આગ્નેયી** ૧. [ સં. અગ્નિ ] સ્ત્રી. અગ્નિખૂણો; પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેનો ખૂણો.

૨. સ્ત્રી. અગ્નિદેવનો મંત્ર.

૩. સ્ત્રી. અગ્નિની સ્ત્રી સ્વાહા.

૪. સ્ત્રી. અંગિરસ ઋષિની મા.

૫. સ્ત્રી. પડવો; પ્રતિપદા.

૬. સ્ત્રી. પાચનશક્તિ વધારનાર ઔષધિ.

**આગ્નેયીપતિ** [ સં. આગ્નેયી ( સ્વાહા ) + પતિ ( ધણી ) ] પું. અગ્નિદેવતા.

**આગ્નેયીમુદ્રા** સ્ત્રી. ( યોગ ) સાધારણ મુદ્રાના પાંચ પ્રકારમાંનો એ નામનો એક. જુઓ આગ્નેયમુદ્રા.

**આગ્ય** [ સં. અગ્નિ ] સ્ત્રી. દેવતા; આગ.

પણ અંતર ન ટળે **આગ્ય**. અખો

**આગ્યા** [ સં. આજ્ઞા ] સ્ત્રી. ( ગ્રામ્ય ) હુકમ; આદેશ; આજ્ઞા.

**આગ્રણી** [ સં. અગ્ર ( આગળ ) + ની ( દોરવું ) ] પું. આગેવાન; અગ્રેસર; નેતા.

**આગ્રભોજનિક** [ સં. અગ્ર ( આગળ ) + ભુજ્ ( ખાવું ) ] પું. જમતી વખતે હમેશાં મોખરે રહેવાના હક્કવાળો બ્રાહ્મણ.

**આગ્રમ** [ સં. અગ્રિમ ] વિ. આગલું; મુખ્ય; પહેલું.

**આગ્રયણ** ૧. [ સં. અગ્ર ( પહેલું ) + અયન ( યજ્ઞની અમુક ક્રિયા ) ] પું. અગ્નિષ્ટોમ યજ્ઞમાં સોમરસનું પહેલું સિંચન.

૨. પું. એ નામનો અગ્નિ.

૩. પું. યજ્ઞકાળ; હોમ કરવાનો વખત.

૪. ન. ચોમાસાને અંતે અગ્નિને નવા પાકની આહુતિ આપવી તે; નવા અન્નના આવવા નિમિત્તે અગ્નિહોત્રીએ કરવાનો યજ્ઞ. સામાથી ચોમાસામાં, ચોખાથી શિયાળામાં અને જવથી વસંત ઋતુમાં તેમ ત્રણ અન્નથી ત્રણ યજ્ઞ કરવામાં આવે છે.

૫. ન. નવું અન્ન.

૬. [ સં. અગ્ર ( આગળ ) + અયન ( જવું તે ) ] વિ. અગ્રગણ્ય; મુખ્ય.

**આગ્રહ** ૧. પું. અગત્ય; આવશ્યકતા; જરૂર.

૨. પું. કાલાવાલા; આજીજી; વિનતિ.

૩. પું. કૃપા; અનુગ્રહ; મહેરબાની.

૪. પું. ચડિયાતા થવાપણું.

૫. પું. તત્પરતા; પરાયણતા.

૬. પું. તાણ; ખેંચ; દબાણ.

૭. [ સં. આગ્રહ ( મંડ્યા રહેવું ) ] પું. ધાર્યું પાર પાડવાનું વલણ; ખંત; નિશ્ચય.

૮. પું. બળ; જોર; આવેશ.

૯. પું. મમત; મનમાં આવ્યું તે કરવું જ એવો હઠ; જિદ.

૧૦. પું. લેવાની ક્રિયા; ગ્રહણ.

૧૧. પું. સ્નેહ; આસક્તિ.

૧૨. પું. હલ્લો; ચઢાઈ; આક્રમણ.

૧૩. પું. હિંમત; મનોબળ.

**આગ્રહશીલ** [ સં. આગ્રહ ( નિશ્ચય ) + શીલ ( વલણવાળું ) ] વિ. દૃઢ નિશ્ચયી; ધાર્યું કરવાના સ્વભાવવાળું.

**આગ્રહશીલતા** [ સં. આગ્રહ ( નિશ્ચય ) + શીલ ( વલણવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. ધારેલું પાર પાડવાનું વલણ; 'ડૉગ્મૅટિઝમ'.

**આગ્રહશૂન્ય** [ સં. આગ્રહ ( સ્નેહ ) + શૂન્ય ( વિનાનું ) ] વિ. મમતા વગરનું; આસક્તિ ન હોય એવું.

જે જે શાસ્ત્રથી પ્રાપ્ત થાય તે **આગ્રહશૂન્ય** બુદ્ધિથી કરીને મોકળો થા એટલે થયું. ગીતારહસ્ય

**આગ્રહાતિશય** ૧. [ સં. આગ્રહ ( આતુરતા ) + અતિશય ( વિશેષતા ) ] પું. ઘણી આતુરતા.

૨. [ સં. આગ્રહ ( ધાર્યું કરવાનો સ્વભાવ ) + અતિશય ( અધિક ) ] પું. વધારે પડતો હઠ.

૩. [ સં. આગ્રહ ( આસક્તિ ) + અતિશય ( અધિકપણું ) ] પું. વિશેષ મોહ.

**આગ્રહાન્વિત** [ સં. આગ્રહ ( નિશ્ચય ) + અન્વિત ( વાળું ) ] વિ. ધારેલું પાર પાડવાના સ્વભાવવાળું.

**આગ્રહાયણ** ૧. [ સં. અગ્ર ( પહેલું ) + હાયન ( વર્ષ ) ] પું. અગ્રહાયણ; માગશર મહિનો. જૂના વખતમાં વર્ષની શરૂઆત માગશર

માસથી થતી હતી.

૨. પું. ( જ્યોતિષ ) મૃગશીર્ષ નક્ષત્ર.

**આગ્રહાયણક** ૧. [ સં. અગ્ર ( પહેલું ) + હાયન ( વર્ષ ) + ક ( નિરર્થક વપરાયેલો પ્રત્યય ) ] પું. માગશર મહિનો. જુઓ આગ્રહાયણ.

૨. ન. માગશર માસની પૂનમને દિવસે ચૂકવાતું દેણું.

**આગ્રહાયણિક** ૧. પું. માગશર મહિનો.

૨. ન. માગશર મહિનાની પૂનમે આપવાનું કરજ.

૩. [ સં. આગ્રહાયણ ( માગશર ) + ઇક ( વાળું ) ] વિ. માગશર માસની પૂનમને દિવસે આપી દેવાનું.

**આગ્રહાયણી** ૧. [ સં. ] સ્ત્રી. નવા પાકને લગતો કરાતો એક યજ્ઞ.

૨. સ્ત્રી. માગશર મહિનાની પૂનમ.

૩. સ્ત્રી. ( જ્યોતિષ ) મૃગશીર્ષ નક્ષત્ર.

મૃગશીર્ષ નક્ષત્રનું **આગ્રહાયણી** અથવા વર્ષના આરંભનું નક્ષત્ર એવું નામ છે. ગીતારહસ્ય

**આગ્રહારિક** [ સં. અગ્રહાર ( બ્રાહ્મણને આપેલ જમીન ) + ઇક ( વાળું ) ] પું. હમેશાં પહેલો ભાગ આપવામાં આવે તે બ્રાહ્મણ.

**આગ્રહી** ૧. [ સં. આગ્રહ ( હઠ ) + ઇન ( વાળું ) ] વિ. જિદ્દી; હઠીલું; જક્કી.

૨. વિ. તાણ કરે એવું.

૩. વિ. નિશ્ચયી; આગ્રહવાળું.

૪. વિ. મમતી; અડિયલ; આડું.

**આગ્રા** પું. યમુના નદીને તીરે આવેલું એ નામનું શહેર. મોગલ વંશની એ રાજધાની હતી. એમાં શાહજહાન પાદશાહનો રાજમહલ, તાજમહલ, બાદશાહી કિલ્લો અને મોતી મસ્જિદ જોવા લાયક છે.

**આગ્રાઈ** વિ. આગ્રાનું.

વીરાજીએ પોતાના ખડિયામાંથી માળવી, કૉટાઈ, બીલેસરી, **આગ્રાઈ** અને મિસરી એવાં પાંચ જાતનાં અફીણ કાઢીને રાઠોડોની સામે ધર્યાં. દાદાજીની વાતો

**આગ્રાયણ** ૧. [ સં. ] પું. અગ્ર નામના ઋષિના ગોત્રમાં જન્મેલ પુત્ર.

૨. પું. નવું અનાજ આવે ત્યારે કરવામાં આવતો યજ્ઞ.

**આગ્રાયણેષ્ટિ** [ સં. આગ્રાયણ ( એ નામનો યજ્ઞ ) + ઇષ્ટિ ( યજ્ઞ ) ] સ્ત્રી. એક યજ્ઞ. જુઓ આગ્રાયણ ૨.

**આગ્રાવત** ૧. સ્ત્રી. બાવાની એક અટક.

૨. ન. બાવાની એ નામની અટકનું માણસ.

૩. વિ. બાવાની એ નામની અટકનું.

**આગ્રાશાહી** વિ. આગ્રામાં હોય તેના જેવું.

**આગ્રી** [ હિં. ] સ્ત્રી. મીઠું બનાવનાર સ્ત્રી.

**આગ્રેય** પું. ( પુરાણ ) ભારતવર્ષનો એક દેશ.

**આઘ** [ સં. અર્ઘ ( કીમત ) ] પું. મૂલ્ય; કીમત.

**આઘટક** પું. એ નામની વનસ્પતિ; ઝીપટો.

**આઘટ્ટક** ૧. પું. રાતો અઘાડો.

૨. [ સં. આઘટ્ ( ઘસવું ) ] વિ. ઘસારો કરનાર.

૩. [ સં. આઘટ્ટ ( હાલવું ) ] વિ. ચાલતું; અસ્થિર; જંગમ.

**આઘટ્ટન** [ સં. આઘટ્ટ ( ઘસવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઘસારો. જુઓ આઘટ્ટના.

**આઘટ્ટના** ૧. [ સં. આઘટ્ ( ઘસવું ) ] સ્ત્રી. ઘસારો.

૨. [ સં. આઘટ્ટ ( હાલવું ) ] સ્ત્રી. ચલાવવું તે; હલાવવાની ક્રિયા.

**આઘડભાડું** ( આઘડભારું ) અ. ( ગ્રામ્ય ) તદ્દન; સાવ.

**આઘડું** ( આઘડું ) ૧. વિ. આઘું; દૂર; છેટું.

૨. અ. ભલે; છોને; છો રહ્યું.

આઘડું જજો = જાય તો ભલે જાતું; ગયું તો હોઈયું.

**આઘમર્ષણ** [ સં. અઘ ( પાપ ) + મર્ષણ ( માફી ) ] ન. પાપ ટાળવાનો મંત્ર.

**આઘરો** [ સં. આગ્રહ ] પું. ખંત; કોડ; હોંસ. જુઓ આગ્રહ.

એને અધ્યાત્મ ગ્રહાનો **આઘરો**. નરસિંહ

**આઘર્ષ** [ સં. આ ( તરફ ) + ઘૃષ્ ( ઘસવું ) ] પું. ઘસારો; અથડામણ; મર્દન; ઘર્ષણ; ઘસાવાપણું.

**આઘર્ષણ** [ સં. આ ( તરફ ) + ઘૃષ્ ( ઘસવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઘસારો. જુઓ આઘર્ષ.

**આઘલું** અ. ( જૂ. ગુ. ) આગળ.

**આઘા** ૧. પું. ઘરનો આગલો ભાગ.

૨. [ તુ. ] પું. ધણી; શેઠ.

૩. પું. મુઘલ. ખાસ કરીને કાબુલથી આવતા મુઘલ માટે આ શબ્દ વપરાય છે.

૪. પું. મોટો ભાઈ.

૫. ન. એ નામની કૂર્દ લોકોમાં જાગીરદારનો દરજ્જો ભોગવતી જાતનું માણસ. તેઓ ખેડૂતોનું રક્ષણ કરે અને ખેડૂતો તેને તેના બદલામાં અમુક કર ભરે. ઘોડા કરતાં ઘોડી ઘણી નમ્ર અને હાથમાં રહે તેવી હોવાથી તેઓ સવારી માટે ઘોડી પસંદ કરે છે. તેઓ સારી ઓલાદના ઘોડાઓને સારી જાતની પેદાશ વધારવા માટે રાખે છે અને બીજા ઘોડાઓનો ઉપયોગ ભાર વહી જવા માટે કરે છે.

**આઘાઝ** ( આઘાઝ ) [ ફા. ] પું. શરૂઆત.

આઘાઝસે અંજામ = શરૂઆતથી છેડા સુધી.

**આઘાટ** ૧. પું. એ નામની વનસ્પતિ; અઘાડો.

૨. [ સં. ] પું. ગામની ભાગોળ; ગામની હદ. આ અર્થમાં આ શબ્દનો ઉપયોગ જૂના શિલાલેખોમાં થયેલો છે.

૩. પું. ઝાંઝ; છબલીકાં; કાંસીજોડ.

૪. [ સં. આઘટ્ટ ( પછાડવું ) ] પું. વધ; ખૂન.

૫. વિ. કુલ હક્ક સાથે અપાયેલું; અઘાટ.

**આઘાટક** પું. ગામની હદ. જુઓ આઘાટ ૩.

**આઘાટન** પું. ગામની હદ. જુઓ આઘાટ ૩.

**આઘાટિ** ન. ઘનવાદ્ય; ઝાંઝ.

**આઘાડો** ( આઘાડો ) [ સં. અપામાર્ગ ] પું. એક જાતની વનસ્પતિ; અઘેડો.

**આઘાત** ૧. [ સં. આહન્ ( પછાડવું ) ] પું. અથડાટ; અફળાટ; અથડામણ; આસ્ફાલન.

૨. પું. આંચકો.

૩. પું. કમકમાટ; અરેરાટી; દુ:ખની વધારે લાગણી.

૪. પું. કારી ઘા; જખમ; વ્રણ.

૫. પું. ( સંગીત ) કોઈ પણ સ્વર થડકાવીને કે ભાર દઈને છોડવાપણું.

૬. પું. ખાટકીવાડો; કસાઈખાનું; કતલખાનું.

૭. પું. ગભરાટ; સંવેગ.

૮. પું. ( ભૌતિક ) ઘણા થોડા વખત સુધી કામ કરતું ઘણું મોટું જોર; 'ઇમ્પલ્સ'. જેમકે, હથોડાનો ઘા.

૯. પું. નુકસાન; હાનિ.

૧૦. પું. પ્રહાર; માર; ફટકો; ઝપાટો.

૧૧. પું. ફાંસી દેવાની જગ્યા.

૧૨. પું. વધ.

૧૩. પું. હુમલો; ચડાઈ.

**આઘાતક** ૧. [ સં. આહન્ ( મારી નાખવું ) + અક ( કરનાર ) ] પું. મારો; ખૂની.

૨. વિ. આંચકો લગાડે એવું.

**આઘાતચિહ્ન** [ સં. આઘાત ( અથડામણ ) + ચિહ્ન ( નિશાની ) ] ન. સંસ્કાર; છાપ; 'ઇમ્પ્રેશન'.

**આઘાતજ ઉન્માદ** [ સં. આઘાત ( આંચકો ) + જ ( થયેલ ) + ઉન્માદ ( એક જાતનો સનેપાત ) ] પું. આંચકો લાગવાથી થતો

સનેપાત. પહેલાં આ રોગ રેલગાડી ઊભી રહે કે તરત જ થઈ જતો. કોઈ પણ જાતનો શારીરિક અથવા માનસિક આંચકો લાગવાથી આ રોગ થાય. માથાનો દુખાવો, અનિદ્રા, નબળાઈ, ચક્કર, છાતી ધડકવી વગેરે તેનાં ચિહ્ન છે.

**આઘાતજનક** [ સં. આઘાત ( આંચકો ) + જનક ( પેદા કરનાર )] વિ. આંચકો લગાડે એવું; આઘાતક.

**આઘાતજન્ય** [ સં. આઘાત ( આંચકો ) + જન્ય ( થતું ) ] વિ. આંચકો લાગવાથી થતું.

**આઘાતન** ૧. [ સં. આહન્ ( મારવું ) ] ન. કતલખાનું.

૨. ન. જખમ.

૩. ન. દેહાંતદંડની શિક્ષા.

૪. ન. ફાંસી દેવાની ક્રિયા.

૫. ન. ફાંસી દેવાની જગ્યા.

૬. ન. માર મારવો તે.

૭. ન. વધ; ખૂન.

**આઘાતપ્રતિઘાત** [ સં. આઘાત ( માર ) + પ્રતિઘાત ( સામો માર )] પું. મારામારી.

**આઘાતમાપક** [સં. આઘાત ( ધા ) + માપક ( માપનાર )] ન. વસ્તુ અથડાવાથી થતા અવાજ માપવાનું યંત્ર; 'પ્લેક્ઝિમિટર'.

**આઘાતવર્ધનીયતા** [ સં. આઘાત ( માર ) + વર્ધનીય ( વધવાના ગુણવાળું ) + તા ( પણું )] સ્ત્રી. ટીપવાથી વધે એવો ગુણ; 'મૅલિઅબિલિટિ'.

**આઘાતસહ** [ સં. આઘાત ( ઘા ) + સહ્ ( સહન કરવું ) ] વિ. ઘા સહન કરવાની શક્તિવાળું.

**આઘાતસહિષ્ણુ** [ સં. આઘાત ( ઘા ) + સહિષ્ણુ ( સહન કરી શકે એવું )] વિ. પ્રહાર ખમી શકે એવું.

**આઘાતસહિષ્ણુતા** [ સં. આઘાત ( પ્રહાર ) + સહિષ્ણુ ( સહન કરી શકે એવું ) + તા ( પણું )] સ્ત્રી. ઘા ખમવાની શક્તિ.

**આઘાપાછી** [ આઘું + પાછું ] સ્ત્રી. ચાડીચુગલી; ધાલમેલ; ખટપટ.

**આઘાર** ૧. [ સં. આઘૃ ( છાંટવું )] પું. ઘી, કેમકે તે યજ્ઞમાં અગ્નિ ઉપર છાંટવામાં આવે છે.

૨. પું. મંત્ર ભણી દેવતાને અપાતી ઘીની આહુતિ. યજ્ઞમાં ઘીની આહુ ધારથી 'અગ્નયે સ્વાહા' અને 'સોમાય સ્વાહા' વગેરે કહીને વાયવ્ય ખૂણાથી અગ્નિ ખૂણા સુધી અને ફરીથી નૈર્ઋત્યથી ઈશાન સુધી ઋગ્વેદી શાંતિથી અને યજુર્વેદી જોરથી મંત્ર બોલી હોમ કરે છે.

૩. પું. સિંચન; છાંટ.

**આઘિલ** [ ફા. ] પું. મેદાનમાં ઘેટાંનો વાડો.

**આઘિશ્તા** [ ફા. ] વિ. ભેળસેળ કરેલું.

**આઘીપાછી** સ્ત્રી. ધાલમેલ. જુઓ આઘાપાછી.

**આઘુ** [ સં. અગ્ર ] અ. આગળ.

**આઘું** ૧. [ સં. અ ( નહિ ) + ગ્રાહ્ય ( લેવાય તેવું ) ] વિ. દૂર; છેટું; વેગળું.

૧. આઘું ઓઢવું = (૧) લાજ કાઢવી. (૨) શરમાવું. (૩) સ્ત્રી તરીકે લેખાવું.

૨. આઘું કરવું = (૧) અળખામણું કરવું. (૨) બંધ કરવું; વાસવું. (૩) ખસતું કરવું.

૩. આઘું ખસવું = (૧) દૂર જવું; નીકળી જવું. (૨) લાંબો વિચાર કરવો; દીર્ઘદૃષ્ટિ પહોંચાડવી.

૪. આઘું છોડવું = અણબનાવ થવો.

૫. આઘું જઈને પાછું પડવું = (૧) ગજા ઉપરવટ કામ કરતાં અધવચથી થાકવું; આગળ દોડ ને પાછળ જોડ; બહુ મહેનત કરીને થાકી જવું. (૨) પોતાની જ ભૂલથી ખમવું; પસ્તાવું.

૬. આઘુંપાછું કરવું = (૧) અપ્રમાણિક રીતે વર્તવું; લાંચ રિશ્વત ખાવી. (૨) ઉમેરવું. (૩) ચાડીચુગલી કરવી; કાન ભંભેરવા. (૪) વધારીને વાત કરવી. (૫) સંકોરવું. (૬) સંતાડવું.

૭. આઘુંપાછું કહેવું = જૂઠી વાત કરવી; ખોટી ખબર આપવી; ખરૂંખોટું સમજાવવું.

૮. આઘુંપાછું જોયા વિના = વિચાર કર્યા વગર.

૯. આઘુંપાછું જોવું = પરિણામ આંકવું; ભવિષ્યનો વિચાર બાંધી વર્તવું; તર્ક પહોંચાડવો; દીર્ઘદૃષ્ટિ કરવી.

૧૦. આઘુંપાછું થવું = (૧) ચોરાઈ જવું. (૨) દૂર થઈ જવું; સંતાવું.

૧૧. આઘું બેસવું = (૧) અટકાવ આવવો; રજસ્વલા થવું. (૨) દૂર બેસવું. (૩) ધંધામાંથી નીકળી જવું.

૧૨. આઘું મૂકવું-રાખવું = (૧) કૃપા ઓછી કરવી. (૨) છોડી દેવું; ખસતું કરવું; રસ્તો ચોખ્ખો કરવો.

૧૩. આઘું રહેવું = સંબંધ નહિ રાખવો; દૂર રહેવું.

૨. [ સં. અગ્ર ] અ. આગળ.

**આઘુંપાછું** ૧. વિ. આડુંઅવળું; ખરૂંખોટું; ઊંધુંચત્તું.

૧. આઘુંપાછું કરવું = (૧) ચાડીચુગલી કરવી; કાન ભંભેરવા; વધારીને વાત કરવી. (૨) ડરાવવું; બીવરાવવું. (૩) લાંચ રિશ્વત આપવી; અપ્રમાણિકપણે વર્તવું.

૨. આઘુંપાછું કહેવું = જૂઠી વાત કહેવી; ખોટી ખબર આપવી.

૩. આઘુંપાછું થવું = (૧) અવળું કે અપ્રમાણિક કામ થવું. (૨) આનાકાની કરવી.

૨. વિ. આસપાસ ક્યાંક હોય એવું.

૩. વિ. નજરે ન પડે એવું; અદૃશ્ય; દૂર અને છૂપું.

૧. આઘુંપાછું કરવું = (૧) દૂર કરવું. (૨) સંતાડવું; ચોરીને છુપાવવું.

૨. આઘુંપાછું થવું = (૧) ચોરાવું. (૨) દૂર ખસી જવું; ભાગી જવું. (૩) ન દેખાવું; અદૃશ્ય થવું. (૪) સંતાઈ જવું.

૪. અ. ચોપાસ; ચારે બાજુ.

૫. અ. દૂર નજીક; આમતેમ; આઘેપાસે.

આઘુંપાછું જોવું = ચારે તરફનો વિચાર કરીને કામ કરવું; દીર્ઘદૃષ્ટિ રાખીને વર્તવું.

**આઘૂડો** ( આઘૂડો ) પું. છોકરાઓની એક રમત. જુઓ અબલોઢબૂલો.

**આઘૂર્ણ** ૧. [ સં. આ ( વધારે ) + ઘુર્ ( અવાજ કરવો )] પું. ઘોર અવાજ; પડકારો.

૨. [ સં. આઘૂર્ણ ( ફરવું ) ] વિ. ઘૂમતું; ફરતું; ભમરડી ચકરડી ખાતું હોય એવું.

૩. વિ. હાલતુંચાલતું.

**આઘૂર્ણન** [ સં. આઘૂર્ણ ( ઘૂમવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. પૈડાની જેમ ફરવું તે; ગોળ ચાલવું તે.

**આઘૂર્ણમાન** ૧. [ સં. આઘૂર્ણ ( ફરવું ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય )] વિ. ચકરચકર ફરતું; ઘૂમતું.

૨. વિ. ભમાવી નાંખેલું.

**આઘૂર્ણિત** ૧. [ સં. આઘૂર્ણ ( ભમવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. આમતેમ ફરતું; ભટકતું.

૨. વિ. ચાલતું; હાલતું.

૩. વિ. ભ્રાંતિમાં પડેલ.

**આઘૂર્ણિતલોચન** [ સં. આઘૂર્ણિત ( ફરતું ) + લોચન ( આંખ )] વિ. આંખો ફાટી હોય એવું.

**આઘૃણિ** [ સં. આઘૃણિ ( સુશોભિત )] પું. પૂષા નામના દેવ; સૂર્ય.

**આઘે** ૧. અ. અગાઉ; પૂર્વે; પહેલાં.

આઘે એક રૂપ બ્રહ્મ શ્રુતિ ગાય છે જો.
— દયારામ

૨. અ. દૂર; છેટે; વેગળે.

૩. ન. ચરિત્ર; ચાલચલગત; વર્તણૂક; વર્તન; રીતભાત.
૪. ન. પાસે આવવું તે.
૫. ન. લક્ષણ.
૬. ન. વર્તણૂકની શુદ્ધિ; સફાઈ.
૭. ન. વ્યવહાર; રીત.
૮. ન. સદાચાર. બૌદ્ધમત અનુસાર નીચેનાં પંદર આચરણ સદાચાર મનાય છે: (૧) શીલ, (૨) ઇંદ્રિયસંવર, (૩) માત્રાશિતા, (૪) જાગરણાનુયોગ, (૫) શ્રદ્ધા, (૬) હ્રી, (૭) બહુશ્રુતત્વ, (૮) ઉત્તાપ અથવા પસ્તાવો, (૯) પરાક્રમ, (૧૦) સ્મૃતિ, (૧૧) મતિ, (૧૨) પ્રથમ ધ્યાન, (૧૩) દ્વિતીય ધ્યાન, (૧૪) તૃતીય ધ્યાન અને (૧૫) ચતુર્થ ધ્યાન.
૯. ન. હાથીની સુંદર ચાલ.

**આચરણી** [ સં. આ ( મર્યાદા બતાવનાર ઉપસર્ગ ) + ચર્ ( કરવું ) + ઇન્ ( વાળું ) ] વિ. વર્તનવાળું; રીતભાતવાળું.

**આચરણીય** ૧. વિ. કરવા જેવું.
૨. [ સં. આ ( મર્યાદા બતાવનાર ઉપસર્ગ ) + ચર્ ( ચાલવું ) + અનીય ( જેવું ) ] વિ. વર્તનમાં મૂકવા લાયક.

**આચરવું** ૧. [ સં. આ ( મર્યાદા બતાવનાર ઉપસર્ગ ) + ચર્ ( જવું ) ] અ. ક્રિ. વર્તવું; ચાલવું.
૨. સ. ક્રિ. ઉપર પગ મૂકવો.
૩. સ. ક્રિ. પાળવું; રાખવું.
૪. [ સં. આચર્ ( અમલમાં આણવું ) ] સ. ક્રિ. વર્તનમાં મૂકવું; વ્યવહાર કરવો.

**આચરિત** ૧. [ સં. આ ( મર્યાદા બતાવનાર ઉપસર્ગ ) + ચર્ ( કરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. આચાર; આચરણ; વર્તણૂક.
૨. ન. કામ; કાર્ય.
૩. ન. ધર્મશાસ્ત્ર પ્રમાણે; દેણદાર પાસેથી ધન લેવાના પાંચ પ્રકાર માંહેનો એ નામનો ઉપાય; દેણદારનાં સ્ત્રી, છોકરાં, ઢોર લઈને લેણું ચુકાવી લેવું તે.
૪. વિ. આચરેલ; અમલમાં મૂકેલ; કરેલ.

**આચરિતવ્ય** [ સં. આચર્ ( વર્તવું ) + તવ્ય ( જેવું ) ] વિ. કરવા જેવું. જુઓ આચરણીય.

**આચર્ણું** [ સં. આચરણ ( વર્તન ) ] ન. રીતભાત; વર્તણૂક.
પારધીમાં કહાં શુભ આચર્ણું. દયારામ

**આચર્ય** [ સં. આચર્ ( કરવું ) + ય ( જેવું ) ] વિ. રીતભાતમાં મૂકવા લાયક. જુઓ આચરણીય.

**આચંદ્રાર્ક** [ સં. આ ( સુધી ) + ચંદ્ર ( ચાંદો ) + અર્ક ( સૂર્ય ) ] અ. સૂર્ય અને ચંદ્ર પ્રકાશે ત્યાંસુધી; ઘણો વખત; યાવચ્ચંદ્રદિવાકરૌ.

**આચાનક** [ હિં. ] અ. અચાનક.

**આચામ** ૧. [ સં. આ ( થોડું ) + ચમ્ ( પીવું ) ] પું. આચમન.
૨. પું. ઓસામણ.
૩. પું. ખાવા લાયક ચીજ.
૪. પું. ભાત; રાંધેલ ચોખા.

**આચામનક** ન. આચમની.

**આચામ્લ** [ સં. ] પું. ( જૈન ) ભાત જેવું લૂખું અનાજ દિવસમાં એક વખત ખવાય એવું તપસ્વીઓનું એક તપ; આયંબિલ; આંબેલ.

**આચામ્લવર્દ્ધમાન** [ સં. આચામ્લ ( આયંબિલ ) + વર્દ્ધમાન ( વધતું જતું ) ] ન. ( જૈન ) ચૌદ વર્ષ ત્રણ માસ અને વીસ દિવસે પૂરું થતું એ નામનું તપ. તેમાં એક આયંબિલને પારણે એક ઉપવાસ કરી બે આયંબિલ કરવામાં આવે. વળી એક ઉપવાસ કરી ત્રણ આયંબિલ કરવામાં આવે. એમ એકેક આયંબિલ વધારતાં એકસો આયંબિલ સુધી ચડાય છે.

**આચાર** ૧. [ સં. ] પું. આચરણ; ચાલચલગત; વર્તણૂક;; ચરિત્ર; વર્તન.
૨. પું. કૃતિ; કાર્ય; કામ.
૩. પું. (બૌદ્ધ) ગુરુએ કહેલા અર્થનો સ્વીકાર.
૪. પું. ઢંગ; રીતભાત.
૫. પું. ( ડિંગળ ) દાન.
૬. પું. ધર્મશાસ્ત્રમાં કહેલા સ્પર્શાસ્પર્શ, ભક્ષ્યાભક્ષ્ય, શૌચાશૌચ વગેરે આચરણના નિયમો; આશ્રમધર્મ; ક્રિયાકાંડ. તેના નવ પ્રકાર છે: શ્રૌતાચાર, સ્માર્તાચાર, તાંત્રિકાચાર, શિષ્ટાચાર, કુલાચાર, ગ્રામાચાર, જાત્યાચાર, દેશાચાર અને લોકાચાર.
૭. પું. રૂઢિ; રિવાજ; લોકવ્યવહાર; શિષ્ટ સંપ્રદાય; ડાહ્યા માણસોએ ઠરાવેલ નિયમ.
આચાર કરવો = રિવાજનો ભંગ ન થાય તે માટે કામચલાઉ કંઈક થોડું કરવું.
૮. પું. ( બૌદ્ધ ) વડીલો સાથે સભ્યતાથી વર્તવાપણું.
૯. પું. વિધિ; સંસ્કાર.
૧૦. પું. શુદ્ધિ; સફાઈ.
૧૧. પું. સદાચાર; સદાચરણ; સારી વર્તણૂક; સદ્‌વર્તન; સારી રીતભાત.
૧૨. ન. ( જૈન ) બાર અંગ સૂત્રો માંહેનું એ નામનું એક.
આચાર, સૂત્રકૃત, સ્થાન, સમવાય, વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ–ભગવતીસૂત્ર, જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશાધ્યયન, અંતકૃતદશા, પ્રશ્નવ્યાકરણ, અનુત્તરૌપપાતિકદશા, વિપાકસૂત્ર અને દૃષ્ટિવાદ એ બાર અંગો છે. તત્ત્વાર્થસૂત્ર
૧૩. [ ફા. આચાર ( અથાણું ) ] ન. લાંબો વખત જળવાઈ રહે એવી રીતે મસાલો ભરી તૈયાર કરેલી વાની; અથાણું.
આચાર કરવો–નિકાલવો = સખ્ત માર મારવો; લોચા જેવું કરી નાખવું.

**આચારકાંડ** [ સં. આચાર ( ક્રિયા ) + કાંડ ( વિભાગ ) ] પું. વેદ શાસ્ત્રનો ધર્મવિધિને લગતો ભાગ; કર્મકાંડ.

**આચારકુશલ** [ સં. આચાર ( વર્તણૂક ) + કુશલ ( હોશિયાર ) ] વિ. ધાર્મિક નિયમો અને સદાચાર પાળવામાં હોશિયાર.

**આચારગોચર** [ સં. આચાર ( સદાચાર ) + ગોચર ( ગાય જેવી લાગણીથી ભિક્ષા લેવાપણું ) ] પું. ( બૌદ્ધ ) વડીલ સાથે સભ્યતાથી વર્તવું તે આચાર, અને વેશ્યા, દારૂની દુકાન અને ગાળો ભાંડનાર લોકો ન હોય એવી જગ્યાએ ભિક્ષા માટે જવું તે ગોચર.

**આચારચિકિત્સા** [ સં. આચાર ( વર્તન ) + ચિકિત્સા ( ઉપચાર ) ] સ્ત્રી. પરેજ પળાવી રોગ મટાડવાની રીત.

**આચારચ્યુત** [ સં. આચાર ( સારું વર્તન ) + ચ્યુત ( પડેલું ) ] વિ. દુર્ગુણી. જુઓ આચારભ્રષ્ટ.

**આચારજ** ૧. [ સં. આચાર્ય ( ગુરુ ) ] પું. આચાર્ય; ગુરુ; વડો શિક્ષક.
૨. પું. કાયટિયા બ્રાહ્મણની નાત.
૩. પું. કાયટું એટલે મરનારના અગિયારમાને દિવસે કરવામાં આવતી ક્રિયા કરાવનાર બ્રાહ્મણ; કાયટિયો.
૪. પું. ધર્મગુરુ; મંત્રોપદેશ કરનાર.
૫. પું. ધર્માધ્યક્ષ; સંપ્રદાય ચલાવનાર.
૬. પું. પૂજારી.
૭. પું. મરાઠા ખાનદાન કુટુંબનો રસોઇયો.
૮. પું. મુખ્ય ધર્મોપદેશક; મોટો ધર્મગુરુ; મહંત; ધર્મનો મુખ્ય અધિષ્ઠાતા.
૯. પું. યજ્ઞ કરાવનાર મુખ્ય બ્રાહ્મણ; ગોર.
રણછોભીની વેદી કલ્પી,
રામ થયા આચારજ. પ્રેમાનંદ
૧૦. પું. વિદ્વાન.
૧૧. પું. વેદાદિ વિદ્યા શીખવનાર.

**આચારજડ** ( આચારજડ઼ ) [ સં. આચાર ( આચરણ ) + જડ ( મૂર્ખ ) ] વિ. આચારને હદ ઉપરાંત વળગી રહીને વિચાર વિનાનું અને વિવેક વગરનું બનેલું; વેદિયું; આચારમાં જડ જેવું.

**આચારજી** [ સં. આચાર્ય ( ગુરુ ) ] પું. ગુરુ. જુઓ આચારજ.

**આચારણા** [ સં. આચરણ ( વર્તન ) ] સ્ત્રી. ( જૈન ) આચરણ; વર્તન.

**આચારતંત્ર** [ સં. આચાર ( સદ્વર્તન ) + તંત્ર ( શાસ્ત્ર ) ] ન. ( બૌદ્ધ ) તંત્રના ચાર ભાગમાંનો એ નામનો એક.

**આચારદીપ** ૧. [ સં. આચાર ( સારી રીતભાત ) + દીપ ( દીવો ) ] પું. આરતી ઉતારવાનો દીવો.

૨. ન. એ નામનું પુસ્તક.

**આચારદ્રષ્ટા** [ સં. આચાર ( ચાલચલગત ) + દ્રષ્ટૃ ( જોનાર ) ] પું. રીતભાત ઉપર તપાસ રાખનાર અમલદાર.

**આચારધર્મ** [ સં. આચાર (ધર્મશાસ્ત્રમાં કહેલા સદ્વર્તનના નિયમો ) + ધર્મ ( ફરજ ) ] પું. શાસ્ત્રમાં કહેલા સ્પર્શાસ્પર્શ, ભક્ષ્યાભક્ષ્ય, શૌચાશૌચ વગેરે આચરણના નિયમો પાળવાની ફરજ.

**આચારનિયંતા** [ સં. આચાર ( વર્તન ) + નિયંતૃ ( અંકુશમાં રાખનાર ) ] પું. વર્તન ઉપર અંકુશ રાખનાર અમલદાર; આચારદ્રષ્ટા.

**આચારનિષ્ઠ** ૧. [ સં. આચાર ( ક્રિયા ) + નિષ્ઠ ( પાળનાર ) ] વિ. શાસ્ત્રના નિયમ પાળનાર.

૨. વિ. શાસ્ત્રના નિયમોમાં માનનાર.

**આચારનિષ્ઠા** ૧. [ સં. આચાર ( ક્રિયા ) + નિષ્ઠા ( ભક્તિ )] વિ. શાસ્ત્રમાં વર્ણવેલ ધર્મોમાં શ્રદ્ધા.

૨. વિ. સ્ત્રી. સદાચાર પાળનારી.

**આચારપતિત** [ સં. આચાર ( સદ્વર્તન ) + પતિત ( પડેલું )] વિ. સારી રીતભાતના નિયમો નહિ પાળનાર; ભ્રષ્ટ આચરણવાળું.

**આચારપદ્ધતિ** [ સં. આચાર ( વિધિ ) + પદ્ધતિ ( રીત ) ] સ્ત્રી. યોગવિદ્યાનો એક ગ્રંથ.

**આચારપાલન** [ સં. આચાર ( સદાચારના નિયમ ) + પાલન ( પાળવું તે ) ] ન. ધર્મશાસ્ત્રમાં કહેલા સદાચારના નિયમો પ્રમાણેનું વર્તન.

**આચારપૂત** [ સં. આચાર ( સદ્વર્તન ) + પૂત ( પવિત્ર ) ] વિ. સદાચારથી પવિત્ર થયેલું; શુદ્ધ આચરણવાળું.

**આચારપ્રણાલી** ૧. સ્ત્રી. ધર્મશાસ્ત્રે નક્કી કરેલ વર્તનના નિયમ.

૨. [ સં. આચાર ( વર્તન ) + પ્રણાલી ( પદ્ધતિ ) ] સ્ત્રી. રિવાજ.

૩. સ્ત્રી. રીતભાત.

**આચારપ્રવાહ** [ સં. આચાર ( સદાચાર ) + પ્રવાહ ( વહેન ) ] પું. આચરણના જુદા જુદા સંપ્રદાય.

**આચારભક્તિમુક્ત્યાદિવક્તા** [ સં. આચાર ( સદ્વર્તન ) + ભક્તિ ( સેવા ) + મુક્તિ ( મોક્ષ ) + આદિ ( વગેરે ) + વક્તૃ ( કહેનાર ) ] પું. પુરુષોત્તમનાં હજાર માંહેનું એક નામ.

**આચારભંગ** [ સં. આચાર ( સદ્વર્તન ) + ભંગ ( તોડવાપણું )] પું. શિષ્ટાચારના નિયમો તોડવા તે; સદાચારના નિયમોથી ઊલટી વર્તણૂક.

**આચારભેદ** [ સં. આચાર ( વર્તન ) + ભેદ ( તફાવત ) ] પું. રીતભાતમાં તફાવત.

**આચારભ્રષ્ટ** [ સં. આચાર ( સદાચાર ) + ભ્રષ્ટ ( પડેલું ) ] વિ. પરંપરાથી આવેલા સદાચારના નિયમોથી ઊલટી રીતે ચાલનારું; હલકી રીતભાતવાળું; ધર્મ, નીતિ અને વ્યવહારથી વિરુદ્ધ જનાર.

**આચારભ્રંશ** [ સં. આચાર ( વર્તન ) + ભ્રંશ ( પડવું તે ) ] પું. સદાચારના નિયમોમાંથી નીચે પડવાપણું; અધ:પાત.

**આચારમાધવ** ન. બ્રાહ્મણોના આચાર ઉપર શ્રી માધવાચાર્યે લખેલું પુસ્તક.

**આચારલાજ** [ સં. આચાર ( શિષ્ટાચાર ) + લાજ ( ધાણી ) ] પું. શેરીમાંથી પસાર થતા રાજા કે કોઈ પ્રખ્યાત માણસ ઉપર માનની નિશાની તરીકે ધાણી ફેંકવી તે.

**આચારલિંગ** [ સં. આચાર + લિંગ ( શિવ ) ] ન. એક જાતની દેવની મૂર્તિ; ઇષ્ટલિંગના બે ભેદમાંનો એક. સ્થાવર જંગમના આધારભૂત શિવતત્ત્વને શિવાચાર્યોએ સ્થલ કહ્યું છે. લિંગસ્થલ ત્રણ પ્રકારનું છે: ભાવલિંગ, પ્રાણલિંગ અને ઇષ્ટલિંગ. ઇષ્ટિ એટલે પૂજા અને ઇષ્ટલિંગ નિત્ય ભક્તિથી પૂજાય છે માટે તેને ઇષ્ટલિંગ કહે છે. ઇષ્ટલિંગના બે ભેદ છે: ગુરુલિંગ અને આચારલિંગ. સર્વતત્ત્વોને આધારભૂત, ચિત્તગોચર અને નિવૃત્તિમાર્ગી કર્મતત્ત્વને આચારલિંગ કહે છે.

**આચારવર્જિત** ૧. વિ. નાત બહારનું.

૨. વિ. નાતના બધા વર્તનના નિયમ છોડી દેનાર.

૩. [ સં. આચાર ( વર્તન ) + વર્જિત ( વિનાનું ) ] વિ. શાસ્ત્રમાં કહેલા નિયમો ન પાળતું; સારી રીતભાત વિનાનું.

**આચારવંત** [ સં. આચાર ( સારી વર્તણૂક ) + વત્ ( વાળું ) ] વિ. શુદ્ધ વર્તણૂકવાળું; પવિત્રતાથી રહેનાર.

**આચારવાન** [ સં. આચાર ( સદ્વર્તન ) + વત્ ( વાળું ) ] વિ. પવિત્રતાથી રહેવાવાળું. જુઓ આચારવંત.

**આચારવિચાર** ૧. [ સં. આચાર ( વર્તન ) + વિચાર ( ખયાલ ) ] પું. ધર્મ પાળવો તે; વ્યવહારનો વિચાર.

૨. પું. રીતરિવાજ.

૩. પું. બ. વ. પરંપરાથી ચાલતી આવતી રૂઢિનું પાલન; ધાર્મિક રીતરિવાજ અને માન્યતા.

૪. પું. બ. વ. શારીરિક તેમજ માનસિક વર્તન; રહેણીકરણી.

**આચારવિજ્ઞાન** [ સં. આચાર ( સદ્વર્તન ) + વિજ્ઞાન ( શાસ્ત્રનું જ્ઞાન ) ] ન. સદાચાર અને નૈતિક વર્તણૂક સંબંધી જ્ઞાન.

**આચારવિદ્યા** સ્ત્રી. કર્તવ્યશાસ્ત્ર; 'ડીઓન્ટૉલૉજિ.'

**આચારવિનય** [ સં. આચાર ( સદ્વર્તન ) + વિનય ( વિવેક ) ] પું. એક જાતનો વિનય; વિવેકપૂર્વક આચાર પાળવો તે.

**આચારવિમુખતા** [ સં. આચાર ( સદાચાર ) + વિમુખ ( વિરુદ્ધ ) + તા ( પણું ) ] સ્ત્રી. અપવિત્ર રહેણીકરણી; આચારભ્રષ્ટતા.

**આચારવિશિષ્ટ** ૧. [ સં. આચાર + વિશિષ્ટ ( વિશેષતાવાળું ) ] વિ. નમ્ર; વિવેકી.

૨. વિ. રીતભાતથી જુદું પડી આવતું.

૩. વિ. સદાચારી.

૪. વિ. સદ્ગુણી.

**આચારવિષયક** [ સં. આચાર ( સદ્વર્તન ) + વિષયક ( સંબંધી ) ] વિ. સદાચાર સંબંધી; નીતિનું; નૈતિક.

**આચારવેત્તા** [ સં. આચાર ( સદાચારના નિયમ ) + વેત્તૃ ( જાણનાર ) ] વિ. ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા નિયમો જાણનાર.

**આચારવેદી** ૧. [ સં. આચાર ( સદાચાર ) + વેદી ( યજ્ઞભૂમિ ) ] સ્ત્રી. પુણ્યભૂમિ; પવિત્ર જગ્યા.

૨. [ સં. આચાર ( સદ્વર્તન ) + વેદિન્ ( જાણનાર ) ] વિ. સદ્વર્તન જાણનાર; આચારવેત્તા.

**આચારવેશ** [ સં. આચાર ( રૂઢિ ) + વેશ ( પોશાક ) ] પું. એકસરખો પોશાક; સમાન વેશ; 'યુનિફૉર્મ'.

**આચારવ્યવહાર** ૧. [ સં. આચાર ( આચરણ ) + વ્યવહાર ( ધારો ) ] પું. રીતરિવાજ.

૨. પું. શાસ્ત્રમાં જણાવેલ સદ્‌વર્તનના નિયમો.
૩. પું. સદ્‌વર્તન.

**આચારશાસ્ત્ર** [ સં. આચાર ( સદાચાર ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. નીતિ સંબંધી શાસ્ત્ર; નીતિવિદ્યા; 'મૉરલ સાયન્સ'.

**આચારશુદ્ધિ** [ સં. આચાર ( વર્તન ) + શુદ્ધિ ( પવિત્રતા ) ] સ્ત્રી. શુદ્ધ આચાર; નિષ્કલંક વર્તણૂક; સારી રહેણીકરણી.

**આચારશૂન્ય** [ સં. આચાર ( વિવેક ) + શૂન્ય ( વિનાનું ) ] વિ. રીતભાત વગરનું; અસભ્ય; અવિવેકી.

**આચારશૂન્યતા** [ સં. આચાર ( વિવેક ) + શૂન્ય ( રહિત ) + તા ( પણું ) ] સ્ત્રી. જંગલીપણું; અસભ્યતા; અવિવેક.

**આચારસંગ્રહ** [ સં. આચાર ( રૂઢિ ) + સંગ્રહ ( જથ્થો ) ] પું. અસલથી ચાલતા આવતા વહેવારના ધર્મનાં મૂળતત્ત્વોના નિયમોનો જથ્થો.

**આચારસૂત્ર** [ સં. આચાર ( આચરણ ) + સૂત્ર ( સિદ્ધાંત ) ] ન. આચારનો મુખ્ય નિયમ; આચરણનો મુદ્રાલેખ.

**આચારસ્તેન** [ સં. આચાર ( સદ્‌વર્તન ) + સ્તેન ( ચોર ) ] પું. સદ્વર્તનનો ચોર; સારા વર્તનવાળો ન હોવા છતાં પોતાને સદાચારી કહેવરાવનાર.

**આચારસ્વચ્છતા** સ્ત્રી. પવિત્ર વર્તન. જુઓ આચારશુદ્ધિ.

**આચારહીન** [ સં. આચાર ( વર્તન ) + હીન ( વગરનું ) ] વિ. સદ્વર્તનના નિયમ નહિ પાળનાર. જુઓ આચારવર્જિત.

**આચારાંગ** [ સં. આચાર ( વર્તન ) + અંગ ( ભાગ ) ] પું. ( જૈન ) બાર અંગ સૂત્રમાંનું એ નામનું એક; આચારાંગ.

**આચારાગ્રહ** [ સં. આચાર ( સદ્વર્તન ) + આગ્રહ ( ખંત ) ] પું. આચાર પાળવાનો નિશ્ચય.

**આચારાગ્રહી** [ સં. આચાર ( આચરણ ) + આગ્રહિન્ ( દૃઢ ) ] વિ. આચાર પાળવાનો નિયમ રાખનાર; આચાર પાળવાના નિશ્ચયવાળું.

**આચારાત્મક** [ સં. આચાર ( વર્તન ) + આત્મક ( વાળું ) ] વિ. રહેણીકરણીમાં મૂકવા જેવું.

**આચારાત્મા** [ સં. આચાર ( વર્તન ) + આત્મન્ ( આત્મા ) ] પું. પુરુષોત્તમનાં હજાર નામ માંહેનું એક. તેમનું વર્તન શ્રેષ્ઠ છે.

**આચારાંગ** [ સં. આચાર ( સદ્વર્તન ) + અંગ ( ભાગ ) ] ન. ( જૈન ) બાર અંગ સૂત્રમાંનું એ નામનું એક.

**આચારિક** [ સં. આચાર ( વર્તન ) + ઇક ( લગતું ) ] વિ. ધર્મ પુસ્તકની અનુમતિવાળું; શાસ્ત્રસંમત; શાસ્ત્ર પ્રમાણે વર્તનાર; આચાર પાળનાર.

**આચારી** ૧. [ સં. આચાર ( વર્તન ) + ઇન્ ( વાળું ) ] પું. આચાર્ય; ગુરુ; ધર્મગુરુ.

લગ્નસરા તો વસંતે જ સોહે,
વસંત છે લગ્ન **આચારી**. નવલરામ

૨. પું. રસોઇયો.
૩. પું. રામાનુજ સંપ્રદાયનો વૈષ્ણવ; શ્રીવૈષ્ણવ.
૪. પું. સ્વામીનારાયણ સંપ્રદાયમાં ધોળાં કપડાંવાળો પાળો.
૫. સ્ત્રી. એ નામની એક જાતની વેલ.
૬. સ્ત્રી. ઝીણવટ; રહેણીકરણીમાં સંભાળ.
૭. વિ. આચાર પાળનારૂં; આચારમાં ચુસ્ત.

આચારી નાગા સાધુ = બ્રહ્મચર્ય પાળનાર, રેશમી અને ઊનનાં કપડાં પહેરનાર નાગા સાધુઓનો એક પ્રકાર.

૮. વિ. આદરમાનની બાબત ઉપર ધ્યાન આપનારૂં; ઝીણવટવાળું.
૯. વિ. વ્રતનિયમ પાળનાર.
૧૦. વિ. શુદ્ધ આચારવાળું; ચારિત્રવાન.

**આચારુ** [ સં. આચાર ( સદ્વર્તન ) ] પું. ( જૂ. ગુ. ) આચાર; સદ્વર્તન. જૈન મત પ્રમાણે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પાંચ આચાર ગણાય છે.

પંચવિધુ **આચારુ** જિ પરિપાલઈ
તિ આચાર્ય ભણિયઈ.
પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ

**આચારોપદેશક** [ સં. આચાર ( સદાચાર ) + ઉપ ( પાસે ) + દિશ્ ( બતાવવું ) + અક ( કરનાર ) ] વિ. સદાચાર કે નીતિનો બોધ આપનાર; નીતિવિવેચક.

**આચાર્ય** ૧. [ સં. આ ( પાસે ) + ચર્ ( ધર્મ વગેરે પાળવું ) ] પું. અંગ અને રહસ્ય સહિત વેદ, ધર્મશાસ્ત્ર ભણાવનાર.
૨. પું. આયુર્વેદ વિદ્યાલય તરફથી અપાતી એ નામની એક પદવી.
૩. પું. ( જૈન ) તીર્થંકર.
૪. પું. ( પુરાણ ) દ્રોણાચાર્ય.
૫. પું. ધર્મક્રિયા કરાવનાર બ્રાહ્મણ; ગોર; પુરોહિત.
૬. [ સં. આ ( પાસે ) + ચર્ ( જવું ) ] પું. પરમેશ્વર, કેમકે તે બધી વિદ્યા આપે છે.
૭. પું. બૃહસ્પતિનું એક નામ.
૮. પું. બ્રહ્મસૂત્ર, ગીતા અને ઉપનિષદ્ એ પ્રસ્થાનત્રયી ઉપરના શંકર, રામાનુજ, મધ્વ અને વલ્લભાચાર્ય એ ચાર મુખ્ય ભાષ્યકાર માંહેનો દરેક.
૯. પું. બ્રાહ્મણનો કર્તા.
૧૦. પું. મંત્રોપદેશ કરનાર; ધર્મગુરુ.
૧૧. [ સં. આ ( મર્યાદા બતાવનાર ઉપસર્ગ ) + ચર્ ( આચરવું ) ] પું. મુખ્ય શિક્ષક; 'પ્રિન્સિપલ'.
૧૨. પું. લશ્કરનો સરદાર.
૧૩. પું. વિદ્વાન; પંડિત; અમુક શાસ્ત્ર કે મતનો ખાસ અભ્યાસી.
૧૪. પું. વેદ ઉપર ટીકા લખનાર.
૧૫. પું. શાસ્ત્રના અર્થ સમજી તેને પોતે અમલમાં મૂકે અને બીજાને વર્તવાનો ઉપદેશ આપે તે સાધુ.
૧૬. પું. શિક્ષક; મહેતાજી; ગુરુ; અધ્યાપક.
૧૭. પું. સંપ્રદાય ચલાવનાર; ધર્માધ્યક્ષ; મતપ્રવર્તક.
૧૮. પું. ( જૈન ) સાધુ સમુદાયના નાયક.
૧૯. ન. બ્રાહ્મણની એ નામની અટકનું માણસ.
૨૦. ન. માન આપવા લાયક માણસ.
૨૧. ન. સાધુ બાવાની એ નામની અટકનું માણસ.
૨૨. વિ. બ્રાહ્મણની એ નામની અટકનું.
૨૩. વિ. માન આપવા લાયક; પૂજવા યોગ્ય.
૨૪. વિ. સાધુ બાવાની એ નામની અટકનું.

**આચાર્યક** ૧. [ સં. આચાર્ય ( ગુરુ ) + ક ( વાળું ) ] ન. આચાર્યે કરેલું કામ.
૨. ન. ઉપદેશ.
૩. ન. શિક્ષણ.

**આચાર્યકુલ** [ સં. આચાર્ય ( ગુરુ ) + કુલ ( ઘર ) ] ન. કેળવણીની સંસ્થા; ગુરુકુલ; શાળા. અસલના વખતમાં ગુરુકુલમાં ગુરુ વિદ્યા આપતા એટલું જ નહિ પણ બાપની પેઠે શિષ્યોની સંભાળ રાખતા.

**આચાર્યજી** [ સં. આચાર્ય ( ગુરુ ) + જી ( માનવાચક પ્રત્યય ) ] પું. ઉપદેશક; ગુરુ. જુઓ આચાર્ય.

**આચાર્યતા** [ સં આચાર્ય ( ગુરુ ) + તા ( પણું ) ] સ્ત્રી. ગુરુપદ; શિક્ષક હોવાપણું.

**આચાર્યત્વ** [ સં. આચાર્ય ( ગુરુ ) + ત્વ ( પણું ) ] ન. ગુરુ હોવું તે.

**આચાર્યદેવ** ૧. [ સં. આચાર્ય ( ગુરુ ) + દેવ ( દેવતા ) ] પું. ઉત્તમ ગુરુ.
૨. વિ. આચાર્યને દેવ પ્રમાણે માનનાર.

**આચાર્યધન** [ સં. આચાર્ય ( અધ્યાપક ) + ધન ( નાણું ) ] ન. ગુરુ પાસે ભણવાની ફી; ગુરુદક્ષિણા.

**આચાર્યપત્ની** [ સં. આચાર્ય ( ગુરુ ) + પત્ની ( વહુ ) ] સ્ત્રી. ગુરુની સ્ત્રી; ગુરુપત્ની; શિક્ષકની વહુ.

**આચાર્યપદ** [ સં. આચાર્ય ( ધર્મગુરુ ) + પદ ( જગ્યા ) ] ન. ધર્મગુરુની પદવી; ગુરુપદ.

પછઈ તીણઈ પ્રસ્તાવ લેઈ ચિત્રોડિ જઈ **આચાર્યપદ** દેઈ પાટલિ પાણુ આવ્યુ.
પુરાતત્ત્વ ( સં. ૧૨૦૪ )

**આચાર્યપીઠ** ૧. [ સં. આચાર્ય ( ગુરુ ) + પીઠ ( આસન ) ] ન. ગુરુની પદવી.

૨. ન. આચાર્યને બેસવાની જગ્યા.

**આચાર્યપુત્ર** [ સં. આચાર્ય ( દ્રોણ ) + પુત્ર ( દીકરો ) ] પું. ( પુરાણ ) દ્રોણાચાર્યનો દીકરો અશ્વત્થામા.

**આચાર્યભાગ** [ સં. આચાર્ય ( ગુરુ ) + ભાગ ( હિસ્સો ) ] પું. ભણવા બદલ ગુરુને અપાતી દક્ષિણા. જુઓ આચાર્યધન.

**આચાર્યભાગદાયક** [ સં. આચાર્ય ( ગુરુ ) + ભાગ ( હિસ્સો ) + દાયક ( દેનાર ) ] પું. વિદ્યાર્થી.

**આચાર્યમિશ્ર** [ સં. આચાર્ય ( પૂજવા લાયક ) + મિશ્ર ( શ્રેષ્ઠ ) ] વિ. ઘણું માન આપવા યોગ્ય.

**આચાર્યવર્ય** [ સં. આચાર્ય ( ગુરુ ) + વર્ય ( શ્રેષ્ઠ ) ] પું. ઉત્તમ ગુરુ.

**આચાર્યવાન** [ સં. આચાર્ય ( ગુરુ ) + વત્ ( વાળું ) ] વિ. ગુરુ પાસેથી જનોઈ લીધેલું; ઉપનીત.

**આચાર્યવિદ્યા** [ સં. આચાર્ય ( ગુરુ ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. શિક્ષણ કળા; બોતેર માંહેની એક કળા. જુઓ કલા.

**આચાર્યા** ૧. [ સં. આચાર્ય ( ગુરુ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આચાર્યની સ્ત્રી; ગુરુની પત્ની.

૨. સ્ત્રી. મંત્રની વ્યાખ્યા કરનારી સ્ત્રી; ગુરુ તરીકે કામ કરનારી સ્ત્રી; ગુર્વી.

**આચાર્યાણી** સ્ત્રી. આચાર્યની વહુ.

**આચાર્યાની** [ સં. ] સ્ત્રી. ગુરુની પત્ની.

**આચાર્યી** [ સં. આચાર્ય ( ગુરુ ) + ઈન્ ( સંબંધી ) ] વિ. ગુરુ સંબંધી; શિક્ષકનું.

**આચાર્યેન્દ્ર** [ સં. આચાર્ય ( ગુરુ ) + ઇન્દ્ર ( શ્રેષ્ઠ ) ] પું. ઉત્તમ ગુરુ; સૌથી ચડિયાતા ગુરુ.

**આચાર્યોપાસન** [ સં. આચાર્ય ( ગુરુ ) + ઉપાસન ( સેવા ) ] ન. ગુરુની સેવા.

**આચાર્યોપાસના** [ સં. આચાર્ય ( ગુરુ ) + ઉપાસના ( સેવા ) ] સ્ત્રી. ગુરુની સેવા.

**આચિખ્યાસા** [ સં. આખ્યા ( કહેવું ) ] સ્ત્રી. કહેવાની ઇચ્છા.

ભરતના ત્રિવિધ ઉપપ્રકાર નિન્દા, પ્રશંસા, **આચિખ્યાસા** તેમ જ એના કલ્પિતોપમા અને ભામહના પ્રતિવસ્તૂપમાનો એવું ઉપયોગ કર્યો છે.
પુરાતત્ત્વ

**આચિત** ૧. [ સં. ] પું. એક ગાડીનો ભાર.

૨. ન. દશ ભારનું એટલે પચાસ મણનું એક અસલના વખતનું વજન.

૩. ન. બે હજાર પલનું એક માપ.

૪. વિ. ગૂંથેલ.

૫. વિ. ઢાંકેલું.

૬. વિ. ફેલાયેલ; પ્રસરેલ.

૭. વિ. યુક્ત; જોડાયેલ; સંબંધવાળું.

૮. વિ. લાદેલ; ભરેલું.

૯. વિ. સંચિત; એકઠું કરેલું; સંગ્રહ કરેલ.

**આચિતિક** ૧. [ સં. આચિત ( દશ ભારનું વજન ) + ઇક ( લગતું ) ] વિ. દશ ભાર જેટલું.

૨. વિ. દશ ભાર વજન સમાઈ શકે એવડું.

**આચિન્ન** [ સં. આચીર્ણ ( આચરેલ ); પ્રા. આચિણ્ણ ] વિ. ( જૈન ) લેવા જેવું.

હારબંધ ત્રણ અથવા સાત ઘરોથી મળેલ આહાર **આચિન્ન** એટલે ગ્રહણ કરવાને યોગ્ય છે.
પિંડશુદ્ધિ અધિકાર

**આચીર્ણ** ૧. [ સં. ] વિ. આચરેલું.

૨. વિ. ખવાઈ ગયેલ.

**આચૂષણ** ૧. [ સં. આ ( થોડું ) + ચૂષ્ ( પીવું ) ] ન. ( વૈદક ) ચામડીને રક્તચૂષણ યંત્ર લગાડવાની ક્રિયા.

૨. ન. ચૂસણ.

૩. ન. ચૂસવાનું સાધન.

**આચ્ચુ** [ હિં. ] પું. આંચું; એક જાતનું ખટમીઠું ફળ.

**આચ્છદ** [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) ] ન. ઢાંકવાનું કપડું.

**આચ્છન્ન** [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) + ન ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઢાંકેલું; છુપાવેલું; તિરોહિત.

**આચ્છાક** [ સં. ] પું. એક જાતનું ઝાડ; આક્ષિક; આચ્છુક.

**આચ્છાદ** ૧. [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) ] પું. કપડું; વસ્ત્ર.

૨. પું. ઢાંકવાનું સાધન; ઢાંકણું; આવરણ.

**આચ્છાદક** ૧. [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) + અક ( કરનાર ) ] વિ. ઢાંકનાર.

૨. વિ. સંતાડનાર.

**આચ્છાદન** ૧. ન. ( ગણિત ) અમુક નિયમ પ્રમાણે ફરતી સુરેખાથી ઊપજતો વક્ર, જેમાં સુરેખા એ વક્રને સ્પર્શક બને છે. જુઓ અન્વાલોપ.

૨. ન. ( ગણિત ) એક આકૃતિને બીજી આકૃતિ ઉપર મૂકી સમાનતા તપાસવી તે; 'સુપરપોઝિશન'.

૩. [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઓઢવાનું કે ઢાંકવાનું સાધન; ઢાંકણું. જેમકે, ચાદર, છાપરું, ચંદરવો.

૪. ન. કપડું; વસ્ત્ર; અંશુક; વસન; લૂગડું.

૫. ન. ઢાંકવાની ક્રિયા; ગ્રાસ.

૬. ન. નજર બહાર થવું તે; અંતર્ધા; પિધાન; તિરોધાન.

૭. [ સં. આચ્છદ્ ( સંતાડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. સંતાડવું તે.

**આચ્છાદનીય** ૧. [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) + અનીય ( જેવું ) ] વિ. ઢાંકવા જેવું; છાનું રાખવા લાયક.

૨. [ સં. આચ્છદ્ ( સંતાડવું ) + અનીય ( જેવું ) ] વિ. સંતાડવા જેવું; છુપાવવા લાયક.

**આચ્છાદવું** ૧. [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) ] સ. ક્રિ. કપડાં પહેરવાં.

૨. સ. ક્રિ. ઢાંકવું.

૩. [સં. આચ્છદ્ (સંતાડવું)] સ. ક્રિ. સંતાડવું.

**આચ્છાદિત** ૧. [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઢંકાયેલ; છવાયેલું.

૨. [ સં. આચ્છદ્ ( સંતાડવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. સંતાડેલું.

**આચ્છાદી** [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) ] વિ. ઢાંકનાર.

**આચ્છાદ્ય** [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) + ય ( જેવું )] વિ. ઢાંકવા જેવું. જુઓ આચ્છાદનીય.

**આચ્છીં** [ હિં. ] સ્ત્રી. છીંક.

**આચ્છુક** [ સં. ] પું. એક જાતનું ઝાડ; આક્ષિક.

**આચ્છુરિત** ૧. [ સં. ] ન. એક નખને બીજા નખ ઉપર ઘસીને અવાજ કરવાપણું; નખ ઉપર નખ રાખી વગાડવું તે; નખવાદ્ય.

૨. ન. ખડખડાટ હસવું તે; અટ્ટહાસ્ય.

૩. ન. નખનો ઉઝરડો.

૪. વિ. ઉઝરડો કરેલ.

૫. [ સં. આ ( જરા ) + છુરિત ( કાપેલ ) ] વિ. કાપેલું.

૬. વિ. ભેળવેલું; મિશ્રણ કરેલ.

**આચ્છેદ** [ સં. આ ( જરા ) + છિદ્ ( કાપવું ) ] પું. કાપ; છેદ. જુઓ આચ્છેદન.

**આચ્છેદક** ૧. [ સં. આ ( જરા ) + છિદ્ ( કાપવું ) + અક ( કરનાર ) ] વિ. કાપનાર.
૨. વિ. છીનવી લેનાર; પડાવી લેનાર.
૩. વિ. જુદું પાડનાર.

**આચ્છેદન** ૧. [ સં. આ ( જરા ) + છિદ્ ( કાપવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. કાપ; છેદવું તે.
૨. [ સં. આ ( ચોમેર ) + છિદ્ ( કાપવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ચોતરફથી કાપવું તે.
૩. ન. છીનવી લેવું તે; ઝૂંટવી લેવાપણું.
૪. ન. સારી રીતે છેદવું તે.

**આચ્છેદી** [ સં. આ ( જરા ) + છિદ્ ( કાપવું ) ] વિ. કાપનાર. જુઓ આચ્છેદક.

**આચ્છોટન** ૧. [ સં. ] ન. ચપટી વગાડવી તે.
૨. ન. ટચાકિયા.

**આચ્છોદન** [ સં. આ ( વધારે ) + છિદ્ ( કાપવું ) ] ન. શિકાર; મૃગયા.

**આછ** ૧. સ્ત્રી ઓછપ; ઘટ; ખોટ; ન્યૂનતા.
૨. [ સં. અચ્છ ( ચોખ્ખું ) ] સ્ત્રી. ચોખ્ખાઈ; સ્વચ્છતા.
૩. સ્ત્રી. છાશ ઉપરનું પાણી; પરાશ.
૪. સ્ત્રી. ઝીણવટ; બારીકાઈ.
૫. સ્ત્રી. પાતળાઈ.
૬. સ્ત્રી. સુંદરતા; સૌંદર્ય; રૂપ.
૭. વિ. પાતળું.

**આછકડાઈ** ( આછકડાઈ ) [ સં. ઉચ્છૃંખલ ] સ્ત્રી. તોછડાઈ. જુઓ આછકલાઈ.

**આછકડું** ( આછકડું ) [ સં. ઉચ્છૃંખલ ] વિ. તોછડું. જુઓ આછકલું.

**આછકલાઈ** ૧. સ્ત્રી. અઘટિત વર્તન.
૨. સ્ત્રી. અવિવેક.
૩. [ સં. ઉચ્છૃંખલ ] સ્ત્રી. ઉદ્ધતાઈ; ઉચ્છૃંખલતા; તોછડાઈ.
૪. સ્ત્રી. છાક; તોર; હુંપદ.
૫. સ્ત્રી. પોશાકમાં અણઘટતો ભભકો; ટાપટીપ; છેલાઈ; વરણાગી.
૬. સ્ત્રી. ફૂલણજીપણું.
૭. સ્ત્રી. મનનું છીછરાપણું.
૮. સ્ત્રી. હલકાઈ.

**આછકલાપણું** ન. મોટાઈ બતાવવી તે; આછકલાઈ; અઘટિત વર્તન.

**આછકલાવેડા** ( આછકલાવેડા ) પું. બ. વ. અવિવેકી વર્તન; આછકલાઈ.

**આછકલું** ૧. [ આ ( વધારે ) + છલકાવું ( અભિમાનથી ફુલાવું ) ] વિ. ઉદ્ધત; તોછડું; છકેલ.
૨. વિ. નાદાન; વિચારશૂન્ય.
૩. વિ. મોટાઈ ન જીરવી શકે એવું; છીછરા મનનું; ફૂલણજી; મોટાઈ બતાવવાના સ્વભાવવાળું.
૪. વિ. વરણાગિયું; પોશાકમાં અણછાજતો ભભકો રાખનાર; ફૂલફટાકિયું.

**આછટવું** ૧. સ. ક્રિ. પંખેરવું; ઝાટકવું.
૨. સ. ક્રિ. પછાડવું; અફાળવું; ભટકાડવું; અથડાવવું; મારવું; પ્રહાર કરવો.

> ઝોંટી લીધી જોગમાયા, રાખ્યા સરસી **આછટી**.
> ભાલણ

**આછટી** સ્ત્રી. ( ડિંગળ ) શસ્ત્ર ચલાવવું તે.

**આછડવું** ( આછડવું ) સ. ક્રિ. પછાડવું; અફાળવું; અથડાવવું.

> **આછડતાં** કન્યા વ્યોમ ઉછળશે. પ્રેમાનંદ

**આછણ** ન. આખરણ; મેળવણ; દૂધ જમાવવાની ખટાશ.

> હવે ખળવચને ભરતતણું ચિત્ત વિહાસે રે,
> જિમ **આછણથી** ખીર. ઋષભદેવ

**આછણલૂછણ** ૧. [ સં. આછ્ ( સરખું મૂકવું ) + લુંચ્ ( ચૂંટવું ) ] ન. ટાપટીપ; શોભા; વરણાગિયાપણું; ભભકો.
૨. ન. ઠીકઠાક કરવું તે.

**આછર** ૧. [ સં. આ ( ચોમેર ) + સ્તૃ ( ઢાંકવું ) ] પું. પહેરવેશ; પોશાક.
૨. [ સં. આ ( ચારે બાજુ ) + સ્તૃ ( પાથરવું ) ] પું. પાથરણું; આસન.
૩. સ્ત્રી. ગધેડાં ઉપર મૂકવાની ગૂણ નીચેની ગાદી; ખાસિયું; ગાદલી.
૪. વિ. આછરેલું; ચોખ્ખું; નિર્મળ.

> **આછર** પાણી આંબડે, ચરવા કંકોળેલ કાસ;
> મેયુંને નો મેલાવીયેં, ડોળેસરનો વાસ.
> રાણા-કુંવરનો દુહો

**આછરવું** ૧. [ સં. અપસૃ ( દૂર જવું ) ] અ. ક્રિ. ઓસરવું; પાછા હઠવું.
૨. અ. ક્રિ. નરમ પડવું; ઘટી જવું.
૩. અ. ક્રિ. નીતરવું; ભારે વસ્તુ નીચે ઠરી જઈ ચોખ્ખું થવું.
૪. [ સં. આ ( ચોમેર ) + સ્તૃ ( પાથરવું ) ] સ. ક્રિ. પાથરવું.

**આછરિયું** ૧. [ સં. આસ્તર ( પાથરણું ) ] ન. ગધેડાંની ગૂણ નીચે રાખવામાં આવતી ગાદી; આછર.
૨. ન. પાથરણું.
૩. ન. વાછડાંને બાંધવાનું લાકડાની અડોલીવાળું દોરડું; ગાળિયું.

**આછલ** [ સં. અચ્છભલ્લ ( રીંછ ) ] ન. રીંછ.

**આછલઉછલ** [ સં. આંછ્ ( સરખું મૂકવું ) + લુંચ્ ( ચૂંટવું ) ] ન. ( કચ્છી ) ટાપટીપ; વરણાગિયાપણું; આછણલૂછણ.

**આછલું** [ સં. અચ્છ ( ચોખ્ખું ) ] વિ. આછું.

> આછેરૂં કેડું ધોયજે રે લાડી,
> **આછલી** પીળ કઢાવું. લોકગીત

**આછવ** પું. માછલાં પકડવા માટેનો જાળીવાળો ચાળણો.

**આછવેલ** [ સં. રક્તવલ્લી ] સ્ત્રી. મોટી, લાલ દાંડીવાળી અને મજબૂત રેષાવાળી એક વેલ. તેમાંથી રંગ નીકળે છે. તેની છાલ વાતઘ્ન, દીપક, પાચક અને ઉત્તેજક મનાય છે.

**આછા** ૧. વિ. સારૂં.
૨. વિ. બ. વ. થોડા; ઓછા; ભરેલા, ખીલેલા કે ફૂલેલા નહિ તેવા.

**આછાઈ** [ સં. અચ્છ ( ચોખ્ખું ) ] સ્ત્રી. છીછરાપણું; અલ્પતા.

**આછી** ૧. સ્ત્રી. ( ડિંગળ ) સારો વખત; અચ્છો સમય.
૨. ન. મલાક્કા પાસેનું એ નામનું શહેર.

**આછીગરું** વિ. મલાક્કા પાસેના આછી નગરનું. જેમકે, આછીગરી સોપારી.

**આછું** ૧. [ સં. અચ્છ ( ચોખ્ખું ) ] વિ. આછરેલું; નિર્મળ; સ્વચ્છ; નીતરેલ; ચોખ્ખું.

> **આછું** હતું નિર્વર્ણ, દીઠું પાણી લોહીવર્ણ.
> કાન્હડદેપ્રબંધ

૨. વિ. ( લાક્ષણિક ) ઓશિયાળું; દીન; મનમાં સંકોચાયેલું.

> થોડે જઈ વળ્યો રાય પાછો,
> થયો તન મન માંહિ **આછો**. ભાલણ

૩. વિ. છીછરૂં; અલ્પ; હલકું.
૪. વિ. છેક ઝીણું; બારીક.
મુંડયે માથે જતિ નહિ અને આછું ઓઢયે સતી નહિ = બહારના દેખાવ ઉપરથી માણસ ખરેખર કેવો છે તે જાણી શકાય નહિ; પીળું એટલું સોનું નહિ અને ઊજળું એટલું દૂધ નહિ.
૫. વિ. ઝાંખું.
૧. આછું બદામી = ખુલતું બદામી.
૨. આછું ભૂરું = ભૂરાશ પડતું; સહેજ ભૂરું.
૬. વિ. થોડું; ઓછું; કંઈક.
આછા દહાડા = ગરીબાઈના દિવસ; ઓછી ઊપજવાળા દહાડા.

૭. વિ. ભરેલું નહિ એવું; પાંખું.
૮. વિ. મુલાયમ.
૯. વિ. રસિક.
૧૦. વિ. રેલો ચાલે એવું; પાતળું.
૧૧. વિ. વિરલ; દુર્લભ; ભાગ્યે જ મળે એવું; મેળવવું મુશ્કેલ.
૧૨. વિ. સારૂં; સરસ; ખાસું.

**આછુંપાતળું** ૧. [સં. અચ્છ (ચોખ્ખું) + પ્રતનુ (પાતળું)] વિ. થોડુંઘણું; સારૂંનરસું; કંઈક.
૨. વિ. દરિદ્ર; ગરીબ હાલતનું.
૩. વિ. લાંબા લાભ કે મળતર વિનાનું. જેમકે, આછોપાતળો ધંધો.

**આછૂતું** વિ. ગરીબ; રાંક; દીન.
નીધણીઆ **આછૂતા** અહો. — નાકર

**આછેતરૂં** વિ. આછું.

**આછેરું** ૧. વિ. આછું.
૨. વિ. ઝાંખું.
૩. વિ. પાંખું; પાતળું.
૪. વિ. સાવ થોડું; સહેજ; લગીર.
૫. વિ. સ્વચ્છ; નિર્મળ; નીતરેલ; ચોખ્ખું; આછું.

**આછો** [હિં.] વિ. પું. અચ્છો; સારો.

**આછોકણુ** પું. એ નામનું કેડે પહેરવાનું એક ઘરેણું.
પીળાં પીતાંબર પહેર્યાં મા'રે વ્હાલે,
કેડે બાંધ્યા છે **આછોકણુ**. — નરસિંહ

**આછોટણુ** ન. (ડિંગળ) શિકાર; આખેટ.

**આછોતરું** ૧. [સં. અચ્છ (ચોખ્ખું) + તર (વધારે)] વિ. ઘણું આછું.
માણેકઠારી મેહુલાની વાદળી વરસી ગઈ,
**આછોતરૂં** મોતી ઉપાનું આવરણ લોતું રહ્યું. — દિલગીર
૨. વિ. સ્વલ્પ; સહેજ; થોડું.

**આજ** ૧. [સં. અજ્ (ઉતાવળે જવું)] પું. ગીધ.
૨. [અ.] પું. હાથીદાંત.
તખ્તે આજ = હાથીદાંતનું બનાવેલ સિંહાસન.
૩. [સં. અદ્ય (આજ); પ્રા. અજ્જ] સ્ત્રી. આજનો દિવસ; ચાલુ દિવસ; વર્તમાન દિન.
૧. આજ કાલ કરવું = (૧) ઢીલ કરવી. (૨) ઠોઠોળા નાખવું; આગળપાછળ ધકેલવું.
૨. આજ કોઈની તો કાલ આપણી = સુખદુઃખ ચાલુ ન રહેતાં વારાફરતી એકબીજાને આવતાં રહે છે; કોઈને આજે સુખ મળ્યું હોય તો આપણને થોડા વખત પછી પણ મળી રહેશે.
૩. આજ મારી તો કાલ તમારી = આજ કોઈની તો કાલ આપણી.
૪. આજની ઘડી = આ અવસર; આ પ્રસંગ.
૫. આજની ઘડી ને કાલનો દહાડો = કદી નહિ; ગયું તે ગયું, પાછું આવવાનું જ નહિ.
૬. આજનું કામ આજ કરવું = જે કામ કરવાનું હોય તે મુલતવી ન રાખવું.
૭. આજનું કાલ ઉપર રાખવું = મુલતવી રાખવું.
૪. સ્ત્રી. ચાલુ સમય; વર્તમાન કાળ; હાલનો વખત.
૫. [સં. આ (નકામો આલય) + અઞ્જ્ (આંજવું)] ન. ઘી, કેમકે તે અંજન બનાવવામાં ઉપયોગી છે.
પય ટળે જેમ પ્રગટે **આજ**. — અખો
૬. [સં. અજ (બકરૂં)] ન. બકરાંનું માંસ.
૭. વિ. બકરાં સંબંધી; બકરાંનું.
૮. અ. આજે; ચાલુ દિવસે.
૧. આજ અમીર તો કાલ ફકીર = ચઢતીપડતી સૌની છે.
૨. આજકલ = (૧) અત્યારનું. (૨) આજે અથવા કાલે; થોડા દિવસમાં. (૩) હાલમાં; અર્વાચીન.
૩. આજ કિધરકા ચાંદ હૈ = અજબ અજાયબી.
૪. આજ તારે તો કાલ મારે = આજ કોઈની તો કાલ આપણી.
૫. આજ રાય ને કાલે રાંક = આજ અમીર તો કાલ ફકીર.
૬. આજ રોકડા ને કાલ ઉધાર = રોકડિયો સોદો; ઉધાર વિનાનું વેચાણ.
૭. આજ સાસુનો વારો તો કાલ વહુનો વારો = આજ કોઈની તો કાલ આપણી.
૮. આજ હસે ને કાલ રડે = આજે ઘરમાં તો કાલે બહાર.
૯. આજના જેવી કાલ નહિ ઊગે = હવે પછીનો વખત વધારે ખરાબ આવશે.
૧૦. આજે ઘરમાં તો કાલે બહાર = ચઢતીપડતી સૌની છે.
૯. અ. વર્તમાન સમયમાં; ચાલતા વખતમાં; હાલમાં.

**આજક** [સં. અજ (બકરૂં) + ક (સમૂહવાચક પ્રત્યય)] ન. બકરાંનું ટોળું; વાઘ.

**આજકલકા** [હિં. આજ (આ દિવસે) + કલ (પછીનો દિવસ) + કા (નું)] વિ. હાલના યુગનું.

**આજકલકી** [હિં. આજ (આ દિવસ) + કલ (પછીનો દિવસ) + કી (ની)] વિ. સ્ત્રી. ચાલુ જમાનાની.

**આજકલકે** [હિં. આજ (આ દિવસ) + કલ (પછીનો દિવસ) + કે (ની)] વિ. આધુનિક સમયનું.

**આજકા** વિ. અત્યારનું; હાલનું; ચાલુ.

**આજકાર** પું. મહાદેવનો પોઠિયો.

**આજકાલ** ૧. [સં. અદ્ય (આજ) + કલ્ય (કાલ)] અ. આ કાળે; હમણાં; હાલ.
૨. અ. આજે અને કાલે; હમણાં ને પછી.
૩. અ. થોડા વખતમાં; આજે અથવા કાલે.
આજકાલ કરવી-બતાવવી = વાયદા કરવા.

**આજકાલનું** ૧. વિ. અણસમજુ; હલેતું; બિનઅનુભવી.
૨. વિ. થોડી મુદ્દતનું; થોડા વખતનું.
૩. વિ. નવું; તાજું; હમણાંનું; થોડા વખત ઉપરનું.
૧. આજકાલનાં માણસ = નવા જમાનાનાં માણસ.
૨. આજકાલનો જોગી ને ઘૂંટણ સામી જટા = (૧) ઉમર નાની છતાં ડહાપણ વધારે. (૨) વસ્તુ નાની અને ડોળદમામ ઘણો મોટો હોવો તે.
૪. વિ. નાનું.

**આજકિયા** ૧. ન. બ્રાહ્મણની એ નામની જાતનું માણસ.
૨. વિ. બ્રાહ્મણની એ નામની જાતનું.

**આજકી** [આજ (આ દિવસ) + કી (ની)] વિ. સ્ત્રી. હાલની.

**આજગર** ૧. [સં. અજગર (જાડો મોટો સાપ)] પું. (પુરાણ) અજગરવૃત્તિથી જે કાંઈ મળે તેમાં સંતોષ માનનાર કાવેરીને કાંઠે રહેનાર એ નામનો એક બ્રાહ્મણ. તેને પ્રહ્લાદ સાથે સંવાદ થયો હતો.
૨. ન. સર્પ રૂપ નહુષ રાજા સંબંધી મહાભારતના વનપર્વમાંનું પ્રકરણ.

**આજગરિયા** ૧. સ્ત્રી. કડિયાની એક અટક.
૨. ન. કડિયાની એ નામની અટકનું માણસ.
૩. વિ. કડિયાની એ નામની અટકનું.

**આજગવ** ૧. [સં. અ (નહિ) + જ (જન્મેલ) + ગો (ધનુષ્ય)] ન. (પુરાણ) પૃથુરાજાનું ધનુષ્ય.
૨. ન. મહાદેવનું ધનુષ્ય; પિનાક.
૩. ન. શંકરના ધનુષ્ય જેવું મજબૂત ધનુષ્ય.

**આજદિન** ૧. [ સં. અદ્ય ( આજ ) + દિન ( દિવસ ) ] પું. આજનો દિવસ; આ દહાડો.
૨. અ. ચાલુ વખત કે દિવસ સુધી.

**આજનન** ૧. ન. ઊંચા કુળમાં જન્મ.
૨. [ સં. આ ( શરૂઆતથી ) + જનન ( જન્મ ) ] અ. જન્મથી; જન્મ્યા ત્યારથી.
૩. અ. જન્મપર્યંત; જન્મ સુધી.

**આજનું** ૧. [ સં. અદ્યતન; અપ. અજ્જોણિય; જૂ. ગુ. આજુનઉ ] વિ. આજના દિવસનું.
૨. વિ. હાલનું; ચાલુ સમયનું.

**આજન્મ** ૧. [ સં. આ ( શરૂઆતથી ) + જન્મન્ ( જન્મ ) ] અ. જન્મથી જ; જન્મથી માંડીને.
૨. અ. જિંદગીભર; જન્મથી મરણ સુધી; જીવનભર; આખો ભવ.

**આજન્મકારાદંડ** [ સં. આ ( સુધી ) + જન્મન્ ( જિંદગી ) + કારા ( કેદખાનું ) + દંડ ( શિક્ષા ) ] પું. જીવતાં સુધી કેદ ભોગવવાની સજા; જન્મટીપ.

**આજન્મકારાવાસ** [ સં. આ ( સુધી ) + જન્મન્ ( જિંદગી ) + કારા ( કેદ ) + વાસ ( રહેવું તે ) ] પું. જન્મટીપ. જુઓ આજન્મકારાદંડ.

**આજન્મકાલ** ૧. [ સં. આ ( શરૂઆતથી ) + જન્મન્ ( અવતાર ) + કાલ ( વખત ) ] અ. જન્મથી; નાનપણથી.
૨. [ સં. આ ( સુધી ) + જન્મન્ ( અવતાર ) + કાલ ( વખત ) ] અ. જિંદગીભર.

**આજન્મદેશનિકાલ** [ સં. આ ( સુધી ) + જન્મન્ ( જિંદગી ) + દેશ + નિષ્કાલન ( હાંકી કાઢવું તે ) ] પું. જિંદગી સુધી હદપાર.

**આજન્મન** [ સં. આ ( સુધી ) + જન્મન્ ( જિંદગી ) ] અ. જન્મપર્યંત.

**આજન્મસુરભિપત્ર** [ સં. આ ( શરૂઆતથી ) + જન્મન્ ( અવતાર ) + સુરભિ ( સુગંધ ) + પત્ર ( પાંદડું ) ] ન. મરુવકનો છોડ; મરવો. તેનો રસ સુગંધી હોય છે.

**આજન્માંત** [ સં. આ ( થી શરૂ કરીને ) + જન્મન્ ( જન્મ ) + અંત ( મરણ ) ] અ. જન્મથી માંડીને મરણ સુધી; જિંદગીભર; જીવનપર્યંત.

**આજન્ય** ૧. પું. શ્રેષ્ઠ પુરુષ.
૨. વિ. જીવનમુક્ત.

**આજપછી** [ સં. અદ્ય ( આજ ) + પશ્ચાત ( પછી ) ] અ. હવે પછી; હવેથી; અતઃપર.

**આજપર્યંત** [ સં. અદ્ય ( આજ ) + પર્યંત ( સુધી ) ] અ. આ દિવસ સુધી; આજલગી.

**આજમ** ૧. પું. મુઘલ પાદશાહ ઔરંગઝેબનો એ નામનો બીજો શાહજાદો. ઔરંગઝેબ મરતી વેળા મોઆઝિમ, આજમ અને કામબક્ષ વચ્ચે રાજ્ય વહેંચી આપવાનું વસિયત કરી ગયો, પણ તેના મોત પછી ત્રણે ભાઈઓ લડ્યા. તેમાં આજમ અને કામબક્ષ ઈ.સ. ૧૭૦૭ના ડિસેમ્બરમાં માર્યા ગયા. આજમ ભલો ને દયાળુ હતો. સંભાજીના દીકરા શાહુને ઔરંગઝેબે કેદ રાખ્યો હતો તેને આજમે માન સહિત છોડી તેને દેશ રવાના કર્યો હતો. જુઓ આજિમશાહ.
૨. [ અ. અઅઝમ; અઝ્મ ( તે મોટો હતો ) ] વિ. માનનીય; માનવંતું. સરકારી કામદાર કે કોઈ મોટા માણસના નામની આગળ માનને ખાતર આ શબ્દ લગાડાય છે. જેમકે, આજમ દીવાન.

**આજમાઈશ** [ ફા. ] સ્ત્રી. પરીક્ષા; પરખ.

**આજમીઢ** ( આજમીઢ઼ ) ૧. [ સં. અજ ( બકરો ) + મિહ્ ( છાંટવું ) ] પું. ( પુરાણ ) યુધિષ્ઠિર, કેમકે તેના વખતમાં યજ્ઞમાં બકરાનું લોહી છંટાતું.
૨. પું. ( પુરાણ ) સોમવંશી અજમીઢ રાજાનો વંશજ.

**આજમીઢ** ૧. [ સં. અજમીઢ ( અજમેર ) ] પું અજમેર.
૨. પું. અજમેરનો રાજા.
૩. પું. એ નામનો એક યાદવ રાજા.
૪. વિ. અજમીઢ રાજાના વંશનું.
૫. વિ. અજમેરમાં થતું; અજમેરમાં હોનાર.

**આજમીઢક** [ સં. અજમીઢ ( અજમેર ) ] વિ. અજમેરમાં થતું; અજમેરનું.

**આજમીઢસૌહોત્ર** પું. ઋગ્વેદના ચોથા મંડલના ૪૩–૪૪મા સૂક્ત રચનાર એક ઋષિ.

**આજમૂદા** [ ફા. ] વિ. અજમાવેલું; ખાતરી કરેલું; પરીક્ષા કરાયેલ.

**આજયન** [ સં. ] ન. યુદ્ધ; લડાઈ.

**આજર** ૧. પું. ઈલાહી સનના તેમ જ ઈરાનીઓના મહિનાનો નવમો દિવસ.
૨. [ ફા. ] સ્ત્રી. ઈંટ.

**આજલગણ** અ. આ દિવસ સુધી.

**આજલગી** જુઓ આજલગણ.

**આજલગે** જુઓ આજલગણ.

**આજલી** સ્ત્રી. ( ગ્રામ્ય ) માશી.

**આજવણ** સ્ત્રી. ( ગ્રામ્ય ) ચૂલા આગળનો પાળ બાંધી રાખ કાઢવા સારૂ રાખેલો ભાગ; આગવણ.

**આજવસ્તેય** [ સં. અજવસ્તિ ( એ નામનો ઋષિ ) ] પું. અજવસ્તિ નામના ઋષિનો પુત્ર.

**આજવહ** ૧. [ સં. અજ ( બકરું ) + વહ્ ( લઈ જવું ) ] પું. હિમાલયનો પહાડી દેશ. ત્યાં સામગ્રી બકરાં ઉપર લાદી લઈ જવામાં આવે છે, તે ઉપરથી તેને આજવહ કહેવામાં આવે છે.
૨. વિ. બકરાંથી લઈ જવાતું.

**આજવા** ૧. સ્ત્રી. ઢેઢની એક અટક.
૨. ન. ઢેઢની એ નામની અટકનું માણસ.
૩. ત્રિ. ઢેઢની એ નામની અટકનું.

**આજવેર** અ. આ દિવસ સુધી.

**આજવું** [ સં. આર્ય ( સુધરેલું ); પ્રા. અજ્જ ] અ. ક્રિ. ચઢી જવું; ચઢિયાતા થવું.

**આજસુધી** [ સં. અદ્ય ( આજ ) + સાવધિ ( હદવાળું ) ] અ. અત્યાર પર્યંત; ચાલુ દિવસ સુધી.

**આજહુરા** અ. ( ગ્રામ્ય ) આ દિવસ સુધી.

**આજહુ** ૧. અ. આજ સુધી.
૨. અ. તરત જ; હમણાં જ.

**આજા** ૧. [ સં. આર્ય ( પૂજ્ય ); પ્રા. અજ્જ ] પું. બાપનો બાપ; પિતામહ; દાદો.
૨. પું. માનો બાપ; નાનો.
૩. સ્ત્રી. શ્રાવણ વદ અગિયારશ.

**આજાગુરુ** [ સં. આર્ય ( પૂજ્ય ) + ગુરુ ] પું. ( હિંદી ) ગુરુનો ગુરુ.

**આજાડી** ( આજાડ઼ી ) સ્ત્રી. જંગલ; ઘોર વન.
જેમ ભાદરવે ભેંસ ધ્રુજ્યે,
જેમ પડ્યો ગજ **આજાડીએ.** નિષ્કુળાનંદ

**આજાત** ૧. પું. દેશી ઘોડો.
૨. [ સં. આ ( પાસે ) + જાત ( જન્મેલ ) ] વિ. જેની તે જગ્યાએ પેદા થતું. સ્થાનિક પેદાશનું.

**આજાતશત્રવ** ૧. [ સં. અ ( નહિ ) + જાત ( જન્મેલ ) + શત્રવઃ ( દુશ્મનો ) ] પું. ( પુરાણ ) ભદ્રસેન રાજા. તેને કોઈ દુશ્મન ન હતા.
૨. પું. ( પુરાણ ) યુધિષ્ઠિર રાજાનો દીકરો.
૩. પું. શત્રુ વગરના રાજાનો દીકરો.

**આજાતિ** [ સં. આ ( સુધી ) + જાતિ ( જન્મવું તે ) ] સ્ત્રી. જન્મ; ઉત્પત્તિ.

**આજાત્યાયત** [ સં. અજાત્ય ( કાટખૂણા વગરનું ) + આયાત ( ચાર બાજુવાળી આકૃતિ ) ]

પું. (ગણિત) વિષમસમચતુર્ભુજ; પાસપાસેની બાજુ સરખી ન હોય એવો કાટખૂણા વગરનો સમચતુર્ભુજ; 'રૉમ્બૉઇડ'.

**આઝાદ** ૧. [ ફા. આઝાદ (સ્વતંત્ર) ] પું. એક જાતનો ફકીર. આ પંથના ફકીર દાઢી, મૂછ વગેરે મુંડાવે છે, રોજા રાખતા નથી ને નમાઝ પણ પઢતા નથી.
૨. વિ. એક જગ્યાએ નહિ રહેનાર.
૩. વિ. છૂટું; મોકળું થયેલું; બંધન વગરનું.
૪. વિ. જરૂરિયાતથી વધારે ધન ભેગું નહિ કરનાર; અકિંચન; નિષ્પરિગ્રહ.
૫. વિ. નીડર; નિર્ભય.
૬. વિ. બેફિકર; બેપરવા.
૭. વિ. વિનય વિનાનું; તોછડું; ઉદ્ધત.
૮. વિ. સ્પષ્ટ વક્તા.
૯. વિ. સ્વતંત્ર; સ્વાધીન.
૧૦. વિ. હાજરજવાબી.

**આઝાદગી** [ ફા. આઝાદગી ] સ્ત્રી. સ્વતંત્રતા; સ્વાધીનપણું.

**આઝાદદરખ્ત** (આઝાદદરખ્ત) [ યૂ. ] ન. લીંબડાની જાતનું એક ઝાડ; બકાન.

**આઝાદી** [ ફા. આઝાદ (સ્વતંત્ર) ] સ્ત્રી. સ્વતંત્રતા; સ્વાતંત્ર્ય; સ્વાધીનપણું.

**આજાદ** [ સં. અજાદ (એ નામનો ઋષિ) ] પું. અજાદ નામના મુનિનો પુત્ર.

**આજાન** ૧. [ સં. આ (સુધી) + જન્ (પેદા થવું) ] પું. ઉત્પત્તિ; જન્મ.
૨. ન. ઉત્પત્તિનું કારણ.
૩. [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) ] વિ. ઢીંચણ લગી પહોંચતું.
> **આજાન** દીરઘ ચતુર્ભુજ શોભાયમાન મહાન.
> રત્નેશ્વર

૪. [ સં. આ (સુધી) + જાન (ઉત્પત્તિ) ] અ. દુનિયા છે ત્યાંસુધી; સૃષ્ટિકાળ પર્યંત.

**આજાનજ** ૧. [ સં. આ (સુધી) + જાન (ઉત્પત્તિ) + જ (પેદા થયેલ) ] પું. એક પ્રકારના દેવ, જેને સૃષ્ટિની ઉત્પત્તિથી જ દેવતાની પદવી મળેલી હોય છે.
૨. વિ. દુનિયાની શરૂઆતથી જ ઉત્પન્ન થયેલ.

**આજાનદેવ** [ સં. આ (સુધી) + જાન (ઉત્પત્તિ) + દેવ (દેવતા) ] પું. સૃષ્ટિની શરૂઆતથી જ દેવની પદવી મળેલ હોય એવો દેવ. દેવતા બે પ્રકારના છેઃ એક કર્મદેવ, જે કર્મથી દેવતા થાય છે અને બીજા આજાનદેવ.

**આજાનબાહુ** ૧. [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) + બાહુ (હાથ) ] પું. અર્જુન.
૨. પું. યુધિષ્ઠિર, કેમકે તેના હાથ ઢીંચણ સુધી પહોંચતા.
૩. વિ. ઢીંચણ સુધી પહોંચે એવા લાંબા હાથવાળું. સીધા ઊભા રહેતાં જેના હાથ ઢીંચણે અડે તે ભાગ્યશાળી ગણાય છે.

**આજાનભુજ** [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) + ભુજા (હાથ) ] વિ. ઢીંચણ સુધી પહોંચે એવા લાંબા હાથવાળું.

**આજાનભુજા** [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) + ભુજા (હાથ) ] પું. અર્જુન, કેમકે તેના હાથ ઢીંચણ સુધી પહોંચતા.

**આજાનુ** ૧. [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) ] વિ. ઢીંચણ સુધી પહોંચતું.
૨. અ. ઢીંચણ લગી.

**આજાનુબાહુ** ૧. [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) + બાહુ (હાથ) ] પું. અર્જુન, કેમકે તેના હાથ ઢીંચણ સુધી પહોંચતા હતા.
૨. પું. યુધિષ્ઠિર, કેમકે તેના હાથ ઢીંચણ સુધી પહોંચતા.

**આજાનુભુજ** [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) + ભુજ (હાથ) ] વિ. ઢીંચણ સુધી પહોંચે એવા લાંબા હાથવાળું.

**આજાનુભુજા** [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) + ભુજા (હાથ) ] પું. અર્જુન, કેમકે તેના હાથ ઢીંચણ સુધી પહોંચતા હતા.

**આજાનુલંબિત** [ સં. આ (સુધી) + જાનુ (ઢીંચણ) + લંબિત (લટકતું) ] વિ. ઢીંચણ સુધી પહોંચતું.

**આજાનેય** ૧. [ સં. ] પું. ઉત્તમ ઘોડો; કુલીન ઘોડો.
૨. વિ. ઉમદા કુળનું; કુલીન.
૩. વિ. નિર્ભય; ભય વગરનું.

**આજાયન** ૧. [ સં. ] પું. અજ નામના રાજાનો દીકરો.
૨. પું. બ્રહ્મદેવનો પુત્ર.

**આજાર** ૧. પું. ઈજા.
૨. [ ફા. આઝાર (રોગ) ] પું. ઉપદ્રવ; મરજ; રોગચાળો.
૩. પું. દરદ; મંદવાડ; રોગ; વિકાર; બીમારી; વ્યાધિ.
૪. પું. દુઃખ; કષ્ટ; તકલીફ.
૫. વિ. બીમાર; માંદું.

**આજારબંદ** [ ફા. આઝાર (રોગ) + બંદ (વાળું) ] વિ. રોગી; વ્યાધિગ્રસ્ત; દરદી.

**આજારી** ૧. [ ફા. આઝાર (રોગ) ] વિ. દરદી; રોગી; માંદું; બીમાર.
૨. વિ. દુઃખી; પીડાયેલું.
૩. વિ. પ્રેમથી પીડિત.

**આજાવિક** [ સં. અજ (બકરું) + અવિક (ઘેટું) + ક (વાળું) ] પું. રબારી.

**આજિ** ૧. [ સં. ] પું. ક્ષણ; પળ.
૨. પું. નિંદા; આક્ષેપ.
૩. પું. રસ્તો; માર્ગ.
૪. પું. વાયદો; અગાઉથી નક્કી કરેલો વખત.
૫. પું. શોક; વિષાદ; પશ્ચાત્તાપ.
૬. સ્ત્રી. દોડની શરત.
૭. સ્ત્રી. દોડવાની જગ્યા; શરતનું મેદાન.
૮. સ્ત્રી. મર્યાદા; હદ.
૯. સ્ત્રી. યુદ્ધ; લડાઈ; સંગ્રામ.
> આયોધન રણ **આજિ** મૃધ આહવ સંખ્ય સમીક, સંપરાય સંગર સમર સંયુગ કલહ અનીક.
> પિંગળલઘુકોષ

૧૦. સ્ત્રી. રણભૂમિ; લડાઈનું મેદાન.
૧૧. સ્ત્રી. સપાટ જમીન; સમાનભૂમિ.

**આજિક્રિયા** [ સં. આજિ (લડાઈ) + ક્રિયા (કામ) ] સ્ત્રી. લડાઈ; યુદ્ધક્રિયા; વિગ્રહ.

**આજિગીષુ** [ સં. આજિ (જીતવું) ] વિ. બીજાના કરતાં ચડી જવાની ઇચ્છાવાળું; મહત્ત્વાકાંક્ષી; મોટી આશા રાખનાર.

**આજિઝ** (આજિઝ) ૧. [ અ. અજઝ (તે નબળો હતો) ] વિ. દીન; નમ્ર; લાચાર; ગરીબડું; સાલસ.
૨. વિ. નાસીપાસ થયેલું.
૩. વિ. હારેલું.

**આજિઝાના** (આજિઝાના) અ. નમ્રતાથી.

**આજિઝી** (આજિઝી) ૧. [ અ. ] સ્ત્રી. અશક્તિ; નબળાઈ.
૨. સ્ત્રી. કાલાવાલા; વિનતિ.
૩. સ્ત્રી. નમ્રતા; લાચારી.

**આજિમ** [ અ. આઝિમ ] વિ. મહાન; મોટું; પ્રખ્યાત.

**આજિમશાહ** પું. મુઘલ પાદશાહ ઔરંગઝેબનો એ નામનો વિદ્વાન અને સાહિત્યરસિક પુત્ર. તેણે વૈષ્ણવ કવિ બિહારીનાં સાતસો પદોનો સંગ્રહ કર્યો હતો. જુઓ આઝમ ૧.

**આજિર** ૧. [ અ. ] પું. ગુલામ; દાસ.
૨. વિ. ગરીબ; લાચાર.

**આજિલ** ૧. પું. ઉતાવળ કરનાર માણસ.
૨. [ અ. ] પું. વાયદા કરવા તે; પૈસા ભરવાની મુદત વીતી જાય અને દાવો ન કરી શકાય એટલી ઢીલ કરવી તે.
૩. વિ. ઉતાવળિયું.

**આજિહાયન** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આજિહીર્ષા** [ સં. આ ( ઉપસર્ગ ) + હૃ ( લઈ જવું ) ] સ્ત્રી. હરણ કરવાની ઇચ્છા.

**આજિહીર્ષુ** [ સં. આ ( ઉપસર્ગ ) + હૃ ( લઈ જવું ) ] વિ. ઉપાડી જવાનો ઇરાદો રાખનાર.

**આજી** ૧. સ્ત્રી. મા.
૨. [ સં. આર્યિકા; પ્રા. અજ્જિઆ ] સ્ત્રી. માની મા; નાની.
૩. સ્ત્રી. સાસુ.
૪. સ્ત્રી. હદ; મર્યાદા.
૫. વિ. ( કચ્છી ) હયાત; જીવતું.

**આજીઉકા** ૧. સ્ત્રી. આજીવિકા; ગુજરાન.
૨. સ્ત્રી. દાણાપાણી; અન્નજળ.

**આજીજ** ( આજિઝ ) [ અ. આજિઝ ] વિ. લાચાર; અશક્ત; દીન; ગરીબ.

**આજીજી** ( આજિઝી ) ૧. [ અ. આજિઝી ] સ્ત્રી. કાલાવાલા; પ્રાર્થના; કાકલૂદી; નમ્રપણે કરેલી અરજ; સવિનય પ્રાર્થના; આગ્રહભરી વિનતિ.
૨. સ્ત્રી. નબળું થવાપણું; થાકી હારી જવાની સ્થિતિ.

**આજીઝ** ( આજીઝ ) વિ. લાચાર. જુઓ આજીજ.

**આજીતિયા** ૧. સ્ત્રી. કુંભારની એક અટક.
૨. ન. કુંભારની એ નામની અટકનું માણસ.
૩. વિ. કુંભારની એ નામની અટકનું.

**આજીવ** ૧. [સં. આજીવ્ ( ગુજરાન ચલાવવું )] પું. આજીવિકા માટે કોઈનો આશ્રય લેવો તે.
૨. પું. આવક.
૩. પું. ઉચિત લાભ; વાજબી આમદાની.
૪. પું. ( જૈન ) ગોશાલા મતનો સાધુ.
૫. પું. પેટ ભરવાનો ધંધો; વૃત્તિ; ગુજરાનનો ઉપાય.
૬. પું. ભરણપોષણ; નિર્વાહ.
૭. પું. રાજ્ય કર; સરકારી વેરો.
૮. ન. આજીવિકા; ગુજરાન.

**આજીવઅવશેષ** [ સં. આજીવ ( ભરણપોષણ ) + અવશેષ ( બાકી રહેલો ભાગ ) ] પું. અનવરુની બાકી; ભરણપોષણની ચડત રકમ.

**આજીવક** ૧. પું. (જૈન) એક જાતનો સાધુ; નાગો સાધુ; ગોશાલાના પંથનો સાધુ.
૨. [સં. આ ( ચોતરફ ) + જીવ્ ( નિર્વાહ કરવો )] પું. ( જૈન ) ગોશાલકે સ્થાપેલો એક સંપ્રદાય. ગૃહસ્થો પાસેથી ભિક્ષા લઈ જંગલમાં રહી તપશ્ચર્યા કરવી અને તેથી મોક્ષ મેળવવો એ આ પંથનું ધ્યેય હતું. મોક્ષકાળ પહેલાં આધ્યાત્મિક દૃષ્ટિએ તે પહેલી ત્રણ અવિકાસ અને પછીની પાંચ વિકાસક્રમની એમ આઠ ભૂમિકા માને છે: ૧. મદ, ૨. ખીરા, ૩. પદવીમંસા, ૪. ઉજુગત, ૫. સેખ, ૬. સમણ, ૭. જિન, ૮. પન્ન.
૩. પું. ( લાક્ષણિક ) ઢોંગી સંન્યાસી.
૪. પું. ભિક્ષુક; ભિખારી; ભીખ માગનાર.
૫. પું. ( જૈન ) મહાવીરના હરીફ ગોશાલકનું ઉપનામ.

**આજીવકદર્શન** [ સં. આજીવક ( ગોશાલક ) + દર્શન ( સંપ્રદાય ) ] ન. ગોશાલકે સ્થાપેલો સંપ્રદાય. જુઓ આજીવકસંપ્રદાય.

**આજીવકસંપ્રદાય** [ સં. આજીવક ( ગોશાલક ) + સંપ્રદાય ( પંથ ) ] પું. એ નામનો એક પંથ. જુઓ આજીવક ૨.

**આજીવદોષ** [ સં. આજીવ ( ભરણપોષણ ) + દોષ ( અપરાધ ) ] પું. ( જૈન ) જાતિ, કુળ, ચિત્ર, તપની ક્રિયા, પોતાનું મોટાપણું વગેરે બાબતનાં વચન ગૃહસ્થ આગળ સંભળાવી સાધુથી લેવાતો આહાર. આવી રીતે ભિક્ષા લેવી તે દોષ ગણાય છે.

**આજીવન** ૧. [ સં. આજીવ્ ( નિર્વાહ કરવો )] ન. આજીવિકા; ગુજરાન.
૨. ન. ગુજરાનનું સાધન; ધંધો.
૩. ન. જીવતા રહેવું તે.
૪. ન. વરસ દહાડે મળતું વેતન; વાર્ષિક વૃત્તિ.
૫. [સં. આ (સુધી) + જીવન ( જિંદગી )] વિ. જિંદગી સુધીનું; જીવનપર્યંતનું.
૬. અ. જીવતાં લગી; જીવનભર; જીવતાં સુધી.

> **આજીવન** કીધાં પરકામ,
> નવ ખંડે કીધું જેણે નામ. — શામળ

**આજીવનકારાદંડ** [ સં. આ (સુધી) + જીવન ( જિંદગી ) + કારા ( કેદખાનું ) + દંડ ( શિક્ષા ) ] પું. જન્મટીપ.

**આજીવનદેશનિકાલ** [ સં. આ ( સુધી ) + જીવન ( જિંદગી ) + દેશ + નિષ્કાલન ( હાંકી કાઢવું તે )] પું. જીવતાં સુધી હદપારી.

**આજીવનધારક** [ સં. આ ( સુધી ) + જીવન (જિંદગી) + ધૃ (રાખવું)] પું. જીવે ત્યાં સુધી ખેડની જમીન રાખનાર પુરુષ.

**આજીવનાર્થે** [ સં. આ ( સુધી ) + જીવન ( જિંદગી ) + અર્થ ( હેતુ ) ] પું. આજીવિકાનું સાધન; ધંધો.

**આજીવંત** ૧. [ સં. આ ( સુધી ) + જીવંત ( હયાતી ) ] વિ. જીવતાં સુધીનું; જિંદગીભરનું.
૨. અ. જિંદગી પર્યંત; જીવતાં સુધી.

**આજીવિક** ૧. પું. ( જૈન ) ગોશાલાનો સાધુ; ગોશાલાના મતનો અનુયાયી.
૨. પું. જૈનને મળતો સાધુઓનો એક પંથ.
૩. પું. દશમા સૈકામાં આર્યાવર્તમાં વર્તતો એ નામનો એક ધર્મ.

**આજીવિકા** ૧. [સં. આજીવ્ ( નિર્વાહ કરવો )] સ્ત્રી. ખોરાકીખર્ચ; જિવાઈ.
૨. સ્ત્રી. ધંધો; વૃત્તિ; પોષણનું સાધન; ગુજરાનનો ઉપાય.
૩. સ્ત્રી. ભરણપોષણ; ગુજરાન; રોજી.

**આજીવિકાસંગ્રામ** [ સં. આજીવિકા ( નિર્વાહ ) + સંગ્રામ ( યુદ્ધ )] પું. ગુજરાનને માટે સહન કરવી પડતી મુશ્કેલી.

**આજીવિકાસંચય** [ સં. આજીવિકા ( ગુજરાન ) + સંચય ( જથ્થો ) ] પું. ભવિષ્યનો વિચાર કરી એકઠો કરેલ પૈસો; દ્રવ્યસંચય; સંરક્ષકનિધિ.

**આજીવિકોપાર્જન** [ સં. આજીવિકા ( ગુજરાન ) + ઉપાર્જન ( મેળવવું તે )] ન. ગુજરાન મેળવવું તે.

**આજીવિકોપાસક** [ સં. આજીવિક ( એ નામનો એક સંપ્રદાય ) + ઉપાસક ( સેવનાર )] પું. ( જૈન ) મહાવીરના શિષ્ય ગોશાળાએ સ્થાપેલ આજીવક મતનો અનુયાયી.

**આજીવિતાંશ** [ સં. આ ( સુધી ) + જીવિત ( જિંદગી ) + અંશ ( ભાગ ) ] પું. હયાતી સુધીનો હક.

**આજીવ્ય** ૧. [ સં. આજીવ્ ( પોષણ કરવું ) + ય ( જેવું )] પું. આજીવિકા જ્યાં ચાલે તે દેશ.
૨. પું. આજીવિકા માટે જેનો આશ્રય કર્યો હોય તે પુરુષ; અન્નદાતા.
૩. પું. સેવક.
૪. ન. ગુજરાનનું સાધન; ધંધો; ગુજરાનનો ઉપાય.
૫. વિ. જીવન માટે ઉપયોગી.

**આજુ** ૧. [ સં. અદ્ય ] પું. આજનો દિવસ.

> ધોળ્યાં જાવ રે ધી, **આજુ**ના ઉતારનાં;
> ધન્ય વારો, ધન્ય દિ', નિરખ્યો વાળા નાગને.
> — નાગ–નાગમદેનો દુહો

૨. પું. ( ડિંગળ ) બેગારી; વેઠિયો.
૩. ન. હઠથી કામ કરવાપણું.
૪. અ. આજે; ચાલુ દિવસે.

**આજુગાજો** પું. ( કચ્છી ) આજોકાજો; મોટાં લીલાં પાન અને લાલ ફૂલવાળી એક ઔષધિ.

**આજુટંટ** [ અં. ઍન્યુટંટ ] પું. એક લશ્કરી અમલદાર; પલટણના ઉપરી અમલદારને મદદ કરનાર અમલદાર.

**આજુણે** [ સં. અદ્ય ] અ. આજ; આ દિવસે.

> **આજુણેં** અણુબોલણે રે હાં,
> બલો ન કહેશે કોય. — મતિસાગર

**આજુફેરે** અ. આ આંટે; આ વખતે; આ ફેરે.

**આજુબાજુ** ૧. સ્ત્રી. આસપાસનો ભાગ; ચારે બાજુ.
૨. [ આજુ ( બાજુનું બેવડું રૂપ ) + બાજુ ] સ્ત્રી. બન્ને તરફનો ભાગ.
૩. અ. આસપાસ; ચોતરફ; ફરતું; ચારે કોર.

**આજુબાજુએ** ૧. [આજુ (બાજુનું બેવડું રૂપ) + બાજુ ] અ. આમતેમ; અહીંતહીં; જ્યાંત્યાં.
૨. અ. કોરે; છેટે; દૂર.
૩. અ. ચારે તરફ; ચોફેર; આસપાસ.
૧. આજુબાજુએ ખસી જવું = આમતેમ જતા રહેવું; કોરાણે થઈ જવું.
૨. આજુબાજુએ જોઈને કામ કરવું = બધી તરફનો વિચાર કરીને વર્તવું.

**આજુવાળવું** [ સં. ઉજ્જ્વલ્ ( પ્રકાશવું ) ] સ. ક્રિ. પ્રગટાવવું; સળગાવવું.

> માંહે મૂક્યો દિપક **આજુવાળી**. — પ્રેમાનંદ

**આજૂ** ૧. સ્ત્રી. ( ડિંગળ ) બેગાર; વેઠ.
૨. ન. આંસુ.

**આજૂકું** ૧. વિ. આજનું; આજ સંબંધી; આ સમયનું; અત્યારનું.
૨. વિ. તાજું; નવું આવેલું.

**આજૂબાજૂ** સ્ત્રી. બન્ને તરફનો ભાગ.

**આજૂરૂં** વિ. આજનું.

> ઢોલો મારૂ પરણિયાં ધન **આજૂરી** રાત.
> — મારૂ-ઢોલાનો દુહો

**આજે** ૧. [સં. અદ્ય; પ્રા. અજ્જ ] અ. આજ; ચાલતે દિવસે; આ દિવસે.
૨. અ. ચાલતા સમયમાં; વર્તમાન કાળમાં; હાલના વખતમાં; અત્યારે.

**આજેઝ** ( આજેઝ ) ૧. [ અ. ] વિ. નબળું; અશક્ત.

> **આજેઝ** મૂળમાં બેતાકત, નબળું, એવા અર્થનો શબ્દ છે. — કૃષ્ણલાલ ઝવેરી

૨. વિ. નરમ સ્વભાવનું; સાલસ.
૩. [ ફા. આજિઝ ] વિ. લાચાર; દીન.

**આજેઝી** ( આજેઝી ) ૧. [ અ. ] સ્ત્રી. અશક્તિ; નબળાઈ.
૨. સ્ત્રી. ગરીબાઈ; લાચારી.
૩. સ્ત્રી. નરમાશ; સાલસપણું.

**આજો** ૧. પું. માના બાપને નખાતા શ્રાદ્ધની વિધિ.
૨. [ સં. આર્ય; પ્રા. આજ્જય ] પું. માનો બાપ; નાનો.
૩. પું. વિશ્વાસ; ભરોંસો.
૪. પું. શોકના આવેશમાં છાટી કૂટતી વખતે લેવાતાં છાજિયાં.

**આજોકાજો** ૧. પું. તકમરિયાં.
૨. પું. દવા; ઓસડ.
૩. પું. મોટાં લીલાં પાન અને લાલ ફૂલવાળી એક ઔષધિ.

**આજોટો** પું. કપાસ; કૂંડાળું કાઢવાનું ઓજાર.

**આજોપડવો** ( આજોપડવો ) [ સં. આર્ય + પ્રતિપદ્ ( પડવો )] પું. માના બાપનું શ્રાદ્ધ કરવાનો દિવસ; આસો સુદ એકમની તિથિ.

> આસો સુદિ એકમનો દિવસ **આજોપડવો** લેખાય છે, એટલે કે દીકરીનો દીકરો ( દૌહિત્ર ) પોતાનો બાપ તથા મામો જીવંત હોય તો પોતાના નાનાનું ( માના બાપનું ) શ્રાદ્ધ કરી શકે છે. — તહેવારોનો ભોમિયો

**આજોર** પું. અજગર; મોટો સાપ.

**આજ્ઞ** ન. સૃષ્ટિનાં સાત ચક્રમાંનું એ નામનું એક. સાત ચક્ર: આજ્ઞ, મૂલાધાર, સહસ્ર, વિશુદ્ધિ, મણિપૂરક, અનાહત અને સ્વાધિષ્ઠાન.

**આજ્ઞપ્ત** [ સં. આજ્ઞા ( જાણવું ) ] વિ. હુકમ કરેલ; આજ્ઞા કરાયેલ.

**આજ્ઞપ્તિ** [ સં. આજ્ઞા ( જાણવું ) ] સ્ત્રી. આજ્ઞા; આદેશ; હુકમ; આણ.

**આજ્ઞા** ૧. [ સં. આ ( વધારે ) + જ્ઞા ( જાણવું ) ] સ્ત્રી. અભિપ્રાય.
૨. સ્ત્રી. ફરમાન; હુકમ; આદેશ; આણ.
૧. આજ્ઞા દેવી = (૧) રજા આપવી. (૨) સૂચના કરવી. (૩) હુકમ આપવો.
૨. આજ્ઞા પાળવી-માનવી = તાબે રહેવું; હુકમ માનવો.
૩. આજ્ઞા વહવી = ફરમાન માથે ચઢાવવું; હુકમનો અમલ કરવો.
૪. આજ્ઞામાં રહેવું = તાબે થવું.
૫. આજ્ઞામાં રાખવું = તાબામાં રાખવું; રાજ્ય કરવું.
૬. આજ્ઞામાં લેવું = તાબે કરવું.
૩. સ્ત્રી. ( તંત્ર ) ભવાંની વચ્ચે સુષુમ્ણા નાડીની અંદર આવેલું એક શરીરચક્ર. તેના જપની સંખ્યા ૧૦૦૦, બીજ-અ-આ વગેરે સોળ સ્વર, ફળ ત્રિલોકદર્શી ઉત્તમતાની, પાંખડી બે, રંગ ચંદ્રકિરણ જેવો, દેવ અગ્નિ, શક્તિ ડાકિની સુષુમ્ણા, તત્ત્વ મન, ઇંદ્રિય જાણનાર, અને સમય ૨ ઘડી ૬ પળ અને ૪૦ અક્ષરનો છે. મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધિ અને આજ્ઞા એ શરીરનાં ૭ ચક્ર છે.
૪. સ્ત્રી. રજા; છૂટી; પરવાનગી.
૧. આજ્ઞા આપવી = છૂટી કરવી; રજા આપવી.
૨. આજ્ઞા માગવી-લેવી = (૧) રજા લેવી. (૨) હુકમ માગવો; રજા માગવી.
૫. સ્ત્રી. ( જ્યોતિષ ) લગ્નથી દશમું ઘર.
૬. સ્ત્રી. શાસ્ત્રમાં જણાવેલ નિયમ; નિર્દેશ; શાસન.
૭. સ્ત્રી. સત્તા.
૮. સ્ત્રી. સૂચના.
૯. સ્ત્રી. હુકમનામું.

**આજ્ઞાકર** ૧. [ સં. આજ્ઞા ( હુકમ ) + કૃ ( કરવું ) ] ન. નોકર; સેવક; દાસ.
૨. વિ. આજ્ઞા પ્રમાણે ચાલનાર; તાબેદાર; હુકમ ઉઠાવનાર; હુકમ માનનાર.
૩. વિ. હુકમ આપનારૂં.

**આજ્ઞાકરણ** [ સં. આજ્ઞા ( હુકમ ) + કૃ ( કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ફરમાન મુજબ વર્તન; હુકમ પ્રમાણે કરવાપણું.

**આજ્ઞાકર્તા** ૧. [ સં. આજ્ઞા ( હુકમ ) + કર્તૃ ( કરનાર )] પું. સંચાલક; નાયક; મુખી; નેતા.
૨. વિ. હુકમ આપનાર; આજ્ઞા કરનાર.

**આજ્ઞાકંદ** [ સં. આજ્ઞા (હુકમ) + કંદ ( ગાંઠ ) ] પું. મગજના તળિયા આગળના છિદ્ર ( વેન્ટ્રિક્લ )ની બાજુએ આવેલો ભૂરા પદાર્થનો જથ્થો; 'ઑપ્ટિક થૅલેમસ'.

**આજ્ઞાકાર** ૧. [ સં. આજ્ઞા ( હુકમ ) + કૃ ( કરવું ) ] ન. નોકર.
૨. વિ. તાબેદાર; હુકમ માનનાર.
૩. વિ. ફરમાન મુજબ વર્તનાર.

**આજ્ઞાકારિતા** [ સં. આજ્ઞા (હુકમ) + કારિન્ ( કરનાર ) + તા ( પણું )] સ્ત્રી. હુકમ પ્રમાણે વર્તવું તે.

**આજ્ઞાકારિત્વ** [ સં. આજ્ઞા ( હુકમ ) + કારિન્ ( કરનાર ) + ત્વ ( પણું )] ન. હુકમ પ્રમાણે વર્તવું તે.

**આજ્ઞાકારી** ૧. [ સં. આજ્ઞા ( હુકમ ) + કૃ ( કરવું )] વિ. તાબેદાર; હુકમ ઉઠાવનાર.
૨. વિ. હુકમ આપનાર.

**આજ્ઞાચક્ર** ન. યોગ તથા તંત્રમાં માનેલાં શરીરમાંનાં ૭ ચક્રમાંનું એ નામનું એક. તે

સુષુમ્ણા નાડીની વચ્ચોવચ્ચ બંને ભ્રમરની વચ્ચે બે પાંદડીના કમળના લંબગોળ આકારનું મનાય છે. તેની પાંખડીની સંખ્યા બે, દલોના વર્ણ હં, ક્ષં, રંગ રાતો, અધિષ્ઠાતા દેવ શ્રી મહેશ્વર અને પાંખડીમાં જીવનો સંચાર થતાં ક્રમેથી ઊપજતી વૃત્તિઓ ઈશિત્વ ને વશિત્વ છે. જુઓ આજ્ઞા ૩.

ભ્રૂના મધ્યદેશમાં હકાર અને ક્ષકાર એ બે અક્ષરોથી અંકિત, બે દલથી યુક્ત અને રાતા વર્ણવાળું **આજ્ઞાચક્ર** છે. × × × તેમાં યોગીએ શ્રીગુરુનું ચિંતન કરવું. યોગકૌસ્તુભ

**આજ્ઞાત** ૧. [સં. આજ્ઞા (જાણવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. સારી રીતે જાણેલ; બહુ ઓળખેલ.

૨. વિ. હુકમ કરેલ.

**આજ્ઞાતપ્રદેશ** [સં. આજ્ઞાત (હુકમ કરેલ) + પ્રદેશ (મુલક)] પું. પરવાનાવાળો દેશ; પૂર્વપ્રદેશ; 'એરીઆ ઑવ્ સપ્લાઇ'.

**આજ્ઞાતિક્રમ** [સં. આજ્ઞા (હુકમ) + અતિક્રમ (ઉલ્લંઘન)] પું. હુકમનું ઉલ્લંઘન; નાફરમાની.

**આજ્ઞાતીર્થ** ન. તંત્રશાસ્ત્ર પ્રસિદ્ધ એક તીર્થ.

**આજ્ઞાદાન** [સં. આજ્ઞા (રજા) + દાન (આપવું તે)] ન. રજા આપવાપણું; છૂટ આપવી તે.

**આજ્ઞાધર** [સં. આજ્ઞા (છૂટ) + ધર (માથે ચડાવનાર)] પું. પરવાનાવાળો માણસ. જુઓ આજ્ઞાધારક.

**આજ્ઞાધાર** [સં. આજ્ઞા (હુકમ) + ધૃ (ધારણ કરવું)] પું. શિવનું એક નામ, કેમકે સૌ તેની આજ્ઞા પાળે છે.

**આજ્ઞાધારક** ૧. પું. જેની પાસે હુકમનામું હોય એવો પુરુષ; 'ડિક્રી હોલ્ડર.'

૨. [સં. આજ્ઞા (છૂટ) + ધૃ (ધારણ કરવું) + અક (કર્તૃવાચક પ્રત્યય)] પું. પરવાનાવાળો માણસ.

૩. વિ. તાબેદાર; હુકમ પ્રમાણે ચાલનાર; હુકમ માને એવું.

**આજ્ઞાધારકતા** [સં. આજ્ઞા (હુકમ) + ધારક (ધારણ કરનાર) + તા (પણું)] સ્ત્રી. હુકમ પ્રમાણે વર્તવાનો ગુણ; તાબેદારી.

**આજ્ઞાધારકપણું** જુઓ આજ્ઞાધારકતા.

**આજ્ઞાધારણ** [આજ્ઞા (હુકમ) + ધારણ (માથે ચડાવવાપણું)] ન. તાબેદારી. જુઓ આજ્ઞાધારકતા.

**આજ્ઞાધારી** ૧. પું. જેની પાસે હુકમનામું હોય તેવો માણસ.

૨. પું. પરવાનાવાળો માણસ.

૩. [સં. આજ્ઞા (હુકમ) + ધારિન્ (ધારણ કરનાર)] વિ. હુકમ માનનાર; તાબેદાર.

**આજ્ઞાધિ** [સં.] સ્ત્રી. રાજાની આજ્ઞાથી રાખેલી કે રખાવેલી ગીરવી વસ્તુ.

**આજ્ઞાધિકારી** [સં. આજ્ઞા (હુકમ) + અધિકારિન્ (લાયક)] વિ. હુકમ માનનાર. જુઓ આજ્ઞાધારી.

**આજ્ઞાધીન** [સં. આજ્ઞા (હુકમ) + અધીન (તાબેદાર)] વિ. હુકમને તાબે રહેનાર; કહ્યા પ્રમાણે વર્તનારું.

**આજ્ઞાધીનતા** [સં. આજ્ઞા (હુકમ) + અધીન (તાબે) + તા (પણું)] સ્ત્રી. તાબેદારી; વશ રહેવાપણું.

**આજ્ઞાધીનપણું** ન. તાબેદારી.

**આજ્ઞાન** ૧. [સં. આજ્ઞા (જાણવું)] ન. જ્ઞાન મેળવવાપણું.

૨. ન. હુકમ; આણ.

૩. [સં. આજ્ઞા (હુકમ કરવો)] ન. હુકમ કરવો તે.

**આજ્ઞાનિક મિથ્યાત્વ** [સં. અજ્ઞાન (અબુધપણું) + ઇક (લગતું) + મિથ્યાત્વ (ખરી સમજ ન હોવાપણું)] ન. (જૈન) હિતાહિતના વિવેક વગરની માન્યતા. જેમકે, પશુવધને ધર્મ સમજવો.

**આજ્ઞાનુગ** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (પાછળ) + ગ (જનાર)] વિ. હુકમ પ્રમાણે ચાલનાર; તાબેદાર.

**આજ્ઞાનુગત** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (પાછળ) + ગત (ગયેલું)] વિ. કહ્યા પ્રમાણે કરનાર.

**આજ્ઞાનુગામી** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (પાછળ) + ગામિન્ (જનાર)] વિ. હુકમ માનનાર. જુઓ આજ્ઞાનુયાયી.

**આજ્ઞાનુયાયિતા** [સં. આજ્ઞા (હુકમ) + અનુયાયિન્ (જનાર) + તા (પણું)] સ્ત્રી. હુકમ પ્રમાણે વર્તવાપણું; તાબેદારી.

**આજ્ઞાનુયાયિત્વ** જુઓ આજ્ઞાનુયાયિતા.

**આજ્ઞાનુયાયી** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (પાછળ) + યા (જવું)] વિ. હુકમ પ્રમાણે ચાલનાર; વશવર્તી; હુકમ માનનાર.

**આજ્ઞાનુરૂપ** [સં. આજ્ઞા (હુકમ) + અનુરૂપ (પ્રમાણે)] અ. ફરમાન મુજબ.

**આજ્ઞાનુવર્તન** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (જેમ) + વૃત્ (વર્તવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. કહ્યા પ્રમાણે ચાલવાપણું; તાબેદારી.

**આજ્ઞાનુવર્તિતા** [સં. આજ્ઞા (હુકમ) + અનુવર્તિન્ (વર્તનાર) + તા (પણું)] સ્ત્રી. હુકમ પ્રમાણે વર્તવાપણું.

**આજ્ઞાનુવર્તિત્વ** [સં. આજ્ઞા (હુકમ) + અનુવર્તિન્ (વર્તનાર) + ત્વ (પણું)] ન. હુકમ મુજબ વર્તવાપણું.

**આજ્ઞાનુવર્તી** [સં. આજ્ઞા (હુકમ) + અનુવર્તિન્ (વર્તનાર)] વિ. હુકમ મુજબ વર્તનાર. જુઓ આજ્ઞાનુયાયી.

**આજ્ઞાનુશીલતા** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (મુજબ) + શીલ (આચાર) + તા (પણું)] સ્ત્રી. તાબેદારી. જુઓ આજ્ઞાનુવર્તન.

**આજ્ઞાનુસાર** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (પાછળ) + સૃ (જવું)] અ. ફરમાન પ્રમાણે; હુકમ મુજબ.

**આજ્ઞાનુસારિતા** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (પાછળ) + સારિન્ (જનાર) + તા (પણું)] સ્ત્રી. કહ્યા પ્રમાણે ચાલવાપણું.

**આજ્ઞાનુસારિત્વ** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (પાછળ) + સારિન્ (જનાર) + ત્વ (પણું)] ન. હુકમ મુજબ વર્તવાપણું; તાબેદારી.

**આજ્ઞાનુસારી** [સં. આજ્ઞા (હુકમ) + અનુ (પાછળ) + સારિન્ (જનાર)] વિ. હુકમ પ્રમાણે વર્તનાર; હુકમ માનનાર.

**આજ્ઞાનુસારે** [આજ્ઞા (હુકમ) + અનુસારે (પ્રમાણે)] અ. હુકમ પ્રમાણે.

**આજ્ઞાપક** ૧. [સં. આજ્ઞા (જાણવું) નું પ્રેરક રૂપ] પું. પ્રભુ; સ્વામી; ધણી.

૨. પું. સરદાર; સેનાપતિ.

૩. વિ. હુકમ આપનાર; ફરમાન કરનાર.

**આજ્ઞાપત્ર** ૧. [સં. આજ્ઞા (હુકમ) + પત્ર (કાગળ)] ન. આદેશ; વટહુકમ; સરક્યુલર.

૨. ન. રાજાનો હુકમ જણાવતો લેખ; ફરમાનપત્ર; રાજશાસન; હુકમનામું.

૩. ન. સનદ; પરવાનો; રજાચિઠ્ઠી.

૪. ન. સરકારી હુકમ પ્રકટ કર્યો હોય તે ચોપાનિયું; આજ્ઞાપત્રિકા; સરકારી ગેઝેટ.

**આજ્ઞાપત્રધારક** [સં. આજ્ઞા (હુકમ) + પત્ર (કાગળ) + ધારક (રાખનાર)] પું. સનદ ધરાવનાર માણસ.

**આજ્ઞાપત્રિકા** [સં. આજ્ઞા (હુકમ) + પત્રિકા (કાગળ)] સ્ત્રી. આદેશ. જુઓ આજ્ઞાપત્ર.

**આજ્ઞાપત્ર** [ સં. આજ્ઞા + પત્ર ( કમળ ) ] ન. એ નામનું શરીર મહિનું ભવાં વચ્ચે સુષુમ્ણા નાડીમાં આવેલ એક ચક્ર. જુઓ આજ્ઞા ૩.

**આજ્ઞાપન** ૧. [ સં. આજ્ઞા ( જાણવું )નું પ્રેરક રૂપ ] ન. જણાવવાપણું; નિવેદન; જાહેરાત.
૨. ન. હુકમ; ફરમાન; વરદી.
૩. ન. હુકમ કરવો તે.
૪. વિ. હુકમ કરનાર.

**આજ્ઞાપાલક** ૧. [ સં. આજ્ઞા ( હુકમ ) + પાલક ( પાળનાર ) ] પું. દાસ; સેવક; નોકર; ચાકર.
૨. વિ. હુકમ પ્રમાણે વર્તનાર; તાબેદાર; આજ્ઞાધારક.

**આજ્ઞાપાલકતા** [ સં. આજ્ઞા ( હુકમ ) + પાલક ( પાળનાર ) + તા ( પણું )] સ્ત્રી. હુકમ પ્રમાણે વર્તવાનો ગુણ; વશવર્તી પ્રકૃતિ.

**આજ્ઞાપાલન** [ સં. આજ્ઞા ( હુકમ ) + પાલન ( પાળવાપણું ) ] ન. ફરમાન મુજબ કામ કરવાપણું; હુકમ ઉઠાવવાપણું.

**આજ્ઞાપાળક** ૧. [ સં. આજ્ઞા ( હુકમ ) + પાલક ( પાળનાર ) ] પું. નોકર; ચાકર.
૨. વિ. તાબેદાર; હુકમ પ્રમાણે વર્તનાર.

**આજ્ઞાપિત** ૧. [ સં. આજ્ઞા ( જાણવું )નું પ્રેરક રૂપ ] વિ. જણાવેલું; સૂચિત.
૨. વિ. જેને હુકમ થયો હોય એવું.

**આજ્ઞાપોથી** [ આજ્ઞા ( હુકમ ) + પોથી ( ચોપડી ) ] સ્ત્રી. ઈશ્વરી ફરમાનોનું પુસ્તક.

**આજ્ઞાપ્રતિઘાત** ૧. [ સં. આજ્ઞા ( હુકમ ) + પ્રતિઘાત ( વિરોધ ) ] પું. નાફરમાની; હુકમનો અનાદર.
૨. પું. બળવો.

**આજ્ઞાપ્રતિપાલક** ૧. [ સં. આજ્ઞા ( હુકમ ) + પ્રતિપાલક ( પાળનાર ) ] પું. નોકર; ચાકર.
૨. વિ. હુકમ પ્રમાણે વર્તનાર; તાબેદાર.

**આજ્ઞાપ્રતિપાલન** [ સં. આજ્ઞા ( હુકમ ) + પ્રતિપાલન ( પાળવું તે ) ] ન. હુકમ મુજબ વર્તવાપણું; તાબેદારી; વશવર્તીપણું.

**આજ્ઞાભંગ** ૧. [સં. આજ્ઞા ( હુકમ ) + ભંગ ( તોડવું તે ) ] પું. કહ્યા પ્રમાણે ન કરવાપણું; નાફરમાની; હુકમનો અનાદર.
૨. પું. બળવો.

**આજ્ઞાભિગાતંત્રિકા** સ્ત્રી. મગજનો પ્રેરણા કરનાર એક જ્ઞાનતંતુ; 'મૉટર નર્વ'.

**આજ્ઞાયાચન** [ સં. આજ્ઞા ( રજા ) + યાચ્ ( માગવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. રજા માગવાપણું.

**આજ્ઞારુચિ** [ સં. આજ્ઞા ( ફરમાન ) + રુચિ ( ભાવ ) ] સ્ત્રી. ( જૈન ) તીર્થંકરના હુકમ મુજબ વર્તવાની ઇચ્છા.

**આજ્ઞાર્થ** [ સં. આજ્ઞા ( હુકમ ) + અર્થ ( હેતુ ) ] પું. ( વ્યાકરણ ) હુકમ, આશીર્વાદ કે શાપ સૂચવનાર ક્રિયાપદનો અર્થ.

**આજ્ઞાર્થક** [ સં. આજ્ઞા ( હુકમ ) + અર્થ ( માયનો ) + ક ( વાળું ) ] વિ. હુકમનો અર્થ રહેલો હોય એવું. જેમકે, 'આવો' એ 'આવવું' ક્રિયાપદનું આજ્ઞાર્થક રૂપ છે.

**આજ્ઞાલંઘન** [ સં. આજ્ઞા ( હુકમ ) + લંઘન ( ભંગ ) ] ન. નાફરમાની. જુઓ આજ્ઞાભંગ ૧.

**આજ્ઞાલંઘી** [ સં. આજ્ઞા ( હુકમ ) + લંઘ્ ( ઓળંગવું ) + ઇન્ ( કરનાર ) ] વિ. હુકમનો અનાદર કરનાર; કહ્યા પ્રમાણે ન વર્તનાર.

**આજ્ઞાલેખ** [ સં. આજ્ઞા ( હુકમ ) + લેખ ( દસ્તાવેજ ) ] પું. આદેશપત્ર; હુકમનો કાગળ.

**આજ્ઞાવર્તિતા** [ સં. આજ્ઞા ( હુકમ ) + વર્તિન્ ( વર્તનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. હુકમ પ્રમાણે વર્તવાપણું; તાબેદારી.

**આજ્ઞાવર્તિત્વ** [ સં. આજ્ઞા ( હુકમ ) + વર્તિન્ ( વર્તનાર ) + ત્વ ( પણું ) ] ન. કહ્યા મુજબ કરવાપણું.

**આજ્ઞાવર્તી** [ સં. આજ્ઞા ( હુકમ ) + વર્તિન્ ( વર્તનાર ) ] વિ. કહ્યા પ્રમાણે વર્તનાર; હુકમ ઉઠાવનાર; તાબેદાર.

**આજ્ઞાવશ** [ સં. આજ્ઞા ( હુકમ ) + વશ ( અધીન ) ] વિ. તાબેદાર; હુકમ માનનાર.

**આજ્ઞાવહ** [ સં. આજ્ઞા ( હુકમ ) + વહ ( ઉઠાવનાર ) ] વિ. હુકમ ઉઠાવનાર.

**આજ્ઞાવાચ્ય** [ સં. આજ્ઞા ( હુકમ ) + વાચ્ય ( અર્થવાળું ) ] વિ. હુકમના અર્થવાળું.

**આજ્ઞાવાહી** [ સં. આજ્ઞા ( હુકમ ) + વાહિન્ ( વાળું ) ] વિ. હુકમ જણાવનારું.

> જુવાને **આજ્ઞાવાહી** સ્વરે કહ્યું, 'ઠીક જ'.
> — તણખા

**આજ્ઞાવિચય** પું. ( જૈન ) ભગવાનની આજ્ઞાનો નિર્ણય કરવો તે.

> વીતરાગ અને સર્વજ્ઞ પુરુષની આજ્ઞા શી છે? કેવી હોવી જોઈએ? એની પરીક્ષા કરી તેની આજ્ઞા શોધી કાઢવા માટે મનોયોગ આપવો તે **આજ્ઞાવિચય** ધર્મધ્યાન. — તત્ત્વાર્થસૂત્ર

**આજ્ઞાવિધેય** [ સં. આજ્ઞા ( હુકમ ) + વિધેય ( આચરવા જેવું ) ] વિ. કહ્યા પ્રમાણે ચાલનાર; હુકમ પાળનાર.

**આજ્ઞાવિષય** [સં. આજ્ઞા ( હુકમ ) + વિષય ( મર્યાદા ) ] પું. અધિકારસીમા; હકૂમત ચલાવવાની હદ; 'જ્યુરિસ્ડિક્શન'.

**આજ્ઞાવ્યાપાદકીક્રિયા** [ સં. આજ્ઞા ( હુકમ ) + વ્યાપાદ ( નાશ ) + ક ( કરનાર ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ( જૈન ) શાસ્ત્રમાં ફરમાવેલ જે ક્રિયા પોતાથી બની શકતી ન હોય તેનો કરાતો ભંગ.

**આજ્ઞાસંપાદક** [ સં. આજ્ઞા ( હુકમ ) + સંપાદક ( મેળવનાર ) ] વિ. તાબેદાર. જુઓ આજ્ઞાંકિત.

**આજ્ઞાસંપાદી** [સં. આજ્ઞા ( હુકમ ) + સંપાદિન્ ( મેળવનાર ) ] વિ. હુકમ પ્રમાણે ચાલનાર. જુઓ આજ્ઞાંકિત.

**આજ્ઞાસિદ્ધિ** [ સં. આજ્ઞા ( હુકમ ) + સિદ્ધિ ( સફળતા ) ] સ્ત્રી. હુકમનામાની બજાવણી.

**આજ્ઞાસિદ્ધિકર્મ** [સં. આજ્ઞા ( હુકમ ) + સિદ્ધિ ( સફળતા ) + કર્મન્ ( કામ ) ] ન. બજાવણીનું કામ.

**આજ્ઞાંકિત** [ સં. આજ્ઞા ( હુકમ ) + અંકિત ( નિશાનીવાળું ) ] વિ. હુકમ પ્રમાણે ચાલનાર; તાબેદાર; કહ્યાગરું; વશવર્તી.

**આજ્ઞાંકિતપણું** ન. કહ્યા પ્રમાણે ચાલવાનો ગુણ.

**આજ્ઞેયનર્તક** પું. એક જાતની પ્રજા.

> અંબિષ્ઠ સ્ત્રી સવર્ણ પુરુષ સાથે સંબંધ કરે છે તો **આજ્ઞેયનર્તક** પ્રજા થાય છે.
> — સતસંહિતા

**આજ્ઞેશ્વર** [ સં. આજ્ઞા ( હુકમ ) + ઈશ્વર ( ધણી ) ] પું. સ્વામી; શેઠ; ધણી.

**આજ્ય** ૧. [ સં. ] પું. બ. વ. ( પુરાણ ) એક પિતૃગણ; બ્રહ્મ માનસપુત્ર પુલહના વંશજો. તે યજ્ઞમાં અતિ ઉપયોગી વસ્તુઓના રક્ષક છે, અને ઘી દૂધ આદિ પીએ છે. ઘણી વાર વૈશ્ય જાતિને આ પિતર પૂજ્ય હોય છે.
૨. ન. ઘી; તૂપ.

> જેમ ગોરસમાંથી **આજ્ય** કાઢે,
> તે જેમ તક થયું દહીં. — અખો

૩. ન. નખતેલ; 'ટરપેન્ટાઇન'.
૪. ન. યજ્ઞક્રિયાનું સાધન, જેમકે, ઓગળેલું ઘી; તેલ.
૫. ન. શ્રીવાસચંદન.

**આજ્યદોહ** [ સં. ] પું. સામવેદની ત્રણ ઋચાનું એક સૂક્ત. તેનો જપ અથવા પાઠ પવિત્ર કરનાર મનાય છે.

**આજ્યપ** ૧. [ સં. આજ્ય ( ઘી ) + પા ( પીવું ) ] પું. એ નામનાં પિતૃદેવ. જુઓ આજ્ય ૧.
૨. વિ. ઘી પીનાર.

**આજ્યપા** [ સં. આજ્ય ( ઘી ) + પા ( પીવું ) ] પું. સાત પિતરમાંનો એક. જુઓ આજ્ય ૧.

**આજ્યપાત્ર** [ સં. આજ્ય ( ઘી ) + પાત્ર ( વાસણ ) ] ન. હવનને માટે ઘી રાખવાનું વાસણ.

**આજ્યભાગ** ૧. [ સં. આજ્ય ( ઘી ) + ભાગ ] પું. વાસણમાં ઘી લઈને અગ્નિ અને પ્રજાપતિને ઉત્તર અને દક્ષિણ તરફ અપાતી બે આહુતિ. ઋગ્વેદી લોકો 'આગ્નયે સ્વાહા'થી ઉત્તર તરફ અને 'સોમાય સ્વાહા'થી દક્ષિણ તરફ આહુતિ દે છે અને યજુર્વેદી લોકો ઉત્તર અને દક્ષિણ દિશાઓમાં પણ પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધનો વિભાગ કરીને ઉત્તર અને દક્ષિણ બંનેના પૂર્વાર્ધ ભાગમાં જ આહુતિ આપે છે.
૨. પું. હોમ.

**આજ્યભાજ** ૧. [ સં. આજ્ય ( ઘી ) + ભાજ્ ( મેળવનારું ) ] પું. અગ્નિ, કેમકે તે ઘીનું ભક્ષણ કરે છે.
૨. પું. દેવતા; દેવ.

**આજ્યભુજ્** ૧. [ સં. આજ્ય ( ઘી ) + ભુજ્ ( ખાનારું ) ] પું. અગ્નિદેવ, કેમકે તેને ઘીની આહુતિ અપાય છે.
૨. પું. દેવ; દેવતા.
૩. વિ. ઘી ખાનાર.

**આજ્યવારિ** [ સં. આજ્ય ( ઘી ) + વારિ ( પાણી ) ] પું. સાત સમુદ્રમાંનો એક; ઘૃતોદધિ; ઘીના જેવા પાણીવાળો સમુદ્ર.

**આજ્યસ્તોત્ર** [ સં. ] ન. અગ્નિને બોલાવવા માટે ગવાતાં ચાર સ્તોત્રમાંનું દરેક.

**આજ્યસ્થાલી** [ સં. આજ્ય (ઘી) + સ્થાલી ( થાળી ) ] સ્ત્રી. હવનને માટે ઘી રાખવાનું એક વાસણ.

**આજ્યાહુતિ** [સં. આજ્ય ( ઘી ) + આહુતિ ( હોમવાની ક્રિયા ) ] સ્ત્રી. ઘીનો હોમ.

**આઝમ** (આઝમ) ૧. [અ. અઝમ (તે મોટો હતો ) ] વિ. મહાન; મોટું.
૨. વિ. માન આપવા લાયક.

**આઝમા** ( આઝમા ) [ફા. આઝમૂદન ( યત્ન કરવો ) ] વિ. યત્ન કરનાર. સમાસમાં આ શબ્દ વપરાય છે.

**આઝમાયશ** ( આઝમાયશ ) ૧. સ્ત્રી. ઊભેલા પાકની અંદાજી કીમત.
આઝમાયશ ગુમાસ્તા-મુત્સદ્દી = પાકની અંદાજી કીમત કાઢનાર અમલદાર.
૨. [ ફા. આઝમૂદન ( યત્ન કરવો ) ] સ્ત્રી. કસોટી; ચકાસણી.
આઝમાયશ કરવી = (૧) કસોટી કરવી. (૨) લડવું.
૩. સ્ત્રી. ખાતરી.
૪. સ્ત્રી. યત્ન.

**આઝમાવું** ૧. સ. ક્રિ. કસોટી કરવી.
૨. સ. ક્રિ. પુરવાર કરવું.
૩. સ. ક્રિ. માણસમાં છે કે નહિ તેની ખાતરી કરવી.
૪. સ. ક્રિ. લડવું.

**આઝમૂદગી** (આઝમૂદગી) ૧. [ફા. આઝમૂદન ( યત્ન કરવો ) ] સ્ત્રી. કસોટી.
૨. સ્ત્રી ખાતરી.
૩. સ્ત્રી. યત્ન.

**આઝમૂદા** ( આઝમૂદા ) [ ફા. આઝમૂદન ( યત્ન કરવો ) ] વિ. ખાતરી કરેલું.
આઝમૂદા લેવું = (૧) કસોટી કરવી. (૨) માણસમાં છે કે નહિ તેની ખાતરી કરવી. (૩) લડવું. (૪) સાબિત કરવું.

**આઝમૂદાકાર** ( આઝમૂદાકાર ) ૧. [ ફા. ] વિ. અનુભવેલ.
૨. વિ. બાહોશ; હોશિયાર.

**આઝર** ( આઝર ) પું. ઈરાની વર્ષનો ત્રીશ દિવસનો નવમો સૂર્યમાસ. તે અંગ્રેજી નવેમ્બર-ડિસેમ્બર માસમાં આવે છે.

**આઝરગન** ( આઝરગન ) [ પહેલવી ] ન. ગલગોટાનું ફૂલ.

**આઝર્મ** ( આઝર્મ ) [ ફા. ] સ્ત્રી. નમ્રતા.

**આઝા** ( આઝા ) ૧. [અ. ઈઝા] સ્ત્રી. આંચ; હરકત; નુકસાન; હાનિ; ઈજા.
૨. સ્ત્રી. પીડા; દુઃખ.
૩. સ્ત્રી. પુરુષની જનનેંદ્રિય.
૪. [ અ. અઝ્વ ( અવયવ ) નું બ. વ. ] સ્ત્રી. બ. વ. અવયવો; શરીરના ભાગો.
૫. સ્ત્રી. બ. વ. સાંધા.

**આઝાદ** ( આઝાદ ) ૧. પું. સ્વતંત્ર વિચારક; ફકીર. તે પોતાની દાઢી, પાંપણ અને નેણ મુંડાવે, બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લે પણ ધર્મની બીજી ક્રિયામાંથી પોતાને છૂટો માને છે.
આઝાદની સોટી = ફકીરની લાકડી.
૨. ન. બેશરમ માણસ.
૩. [ ફા. ] ન. સ્વતંત્ર માણસ.
૪. વિ. નિર્દોષ; છોડી મૂકેલ.
૫. વિ. ભારમાંથી મુક્ત કરેલ.
આઝાદ હોવું = (૧) આઝાદ ફકીર થવું. (૨) કીમત ન આંકવી; હલકી દૃષ્ટિથી જોવું.
૬. વિ. સ્વતંત્ર; છૂટું.

**આઝાદગાન** ( આઝાદગાન ) [ ફા. આઝાદા ( છૂટું ) ] ન. બ. વ. ધર્મી માણસ; દુનિયાની ઉપાધિમાંથી છૂટાં થયેલ માણસ.

**આઝાદગી** ( આઝાદગી ) [ ફા. ] સ્ત્રી. મુક્તિ; સ્વતંત્રતા; સ્વાધીનતા.

**આઝાદા** ( આઝાદા ) [ફા.] વિ. છૂટું; સ્વતંત્ર.

**આઝાદી** ( આઝાદી ) [ ફા. ] સ્ત્રી. સ્વતંત્રતા; સ્વાધીનતા; મુક્તિ.

**આઝાન** ( આઝાન ) [અ. અઝિન (બોલાવવું)] સ્ત્રી. બાંગ; પ્રાર્થનાનો વખત થયાનો પોકાર.

**આઝાર** ( આઝાર ) ૧. પું. હિબ્રુ સંવત્સરનો બારમો મહિનો; અંગ્રેજી ફેબ્રુઆરી-માર્ચ માસમાં તે આવે છે.
૨. [ અ. ] સ્ત્રી. ઈજા.
આઝાર દેવું = (૧) ચિંતા કરાવવી. (૨) જુલ્મ કરવો.
૩. સ્ત્રી. દર્દ; પીડા.

**આઝારદિહ** ( આઝારદિહ ) [ અ. આઝાર ( ઈજા ) + ફા. દિહ ( આપનાર ) ] વિ. ઈજા કરનાર.

**આઝારદિહી** ( આઝારદિહી ) [ અ. આઝાર ( ઈજા ) + ફા. દિહ ( આપનાર ) + ઈ ( પણું ) ] સ્ત્રી. ઈજા કરવાની ક્રિયા.

**આઝારી** ( આઝારી ) ૧. [ ફા. ] પું. માંદો માણસ; રોગી.
૨. વિ. વસંત ઋતુનું.

**આઝારીન** ( આઝારીન ) [ ફા. ] પું. એક જાતનું કમળનું ફૂલ.

**આઝિમ** ( આઝિમ ) [ અ. ] વિ. નિશ્ચય કરનારું.

**આઝિર** ( આઝિર ) ૧. [ અ. ] પું. ઉઝરડો.
૨. ન. માફી માગનાર માણસ.
૩. વિ. માફી માગનારું.

**આઝુકા** ( આઝુકા ) [ ફા. ] પું. ખોરાક.

**આઝુર** ( આઝુર ) [ ફા. ] ૧. પું. અગ્નિ.
૨. પું. યહૂદી ધર્મના સ્થાપનાર અબરામના બાપનું નામ.

**આઝુર્દગી** ( આઝુર્દગી ) ૧. સ્ત્રી. અપમાન; માનભંગ.
૨. સ્ત્રી. ખેદ; દુઃખ.

૩. [ફા. આઝુર્દન (ચીડવવું)] સ્રી. ચીડવણી.

**આઝુર્દા** (આઝુર્દા) [ફા.] વિ. દિલગીર; ખિન્ન; દુઃખી.

**આઝો** (આઝો) ૧. [ફા. આર્ઝૂ] પું. ઇતબાર; વિશ્વાસ; શ્રદ્ધા; ભરોંસો.

**આઝો** જેનો પડતો હોય તેનો પડે.

લોકોક્તિ

૨. પું. કાણુકૂટણું; મૂઆ પાછળ ગવાતું શોકગીત.

આઝો લેવો = મરસિયા ગાતાં છાતી કૂટવી.

૩. પું. દમ; હામ; હિંમત.

**આટ** ૧. [સં. વૃત્તિ; વૃત્ત; પ્રા. વટ્ટી-વટ્ટ. 'વટ'ની પૂર્વે 'આ' આવી 'આવટ' અને 'આવટ'માંથી 'વ' લોપાઈ 'આટ'] પું. (વ્યાકરણ) ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય. જેમકે, ગભરાટ; સણસણાટ; ગડગડાટ; ચળકાટ.

૨. પું. વગર ચૂલે ઉપરનું વાસણ પડી ન જાય એમ રાંધી શકાય એવી છાણાંની ગોઠવણ; આરો; ઉબાળો.

૩. પું. વણકરનું એક ઓજાર.

૪. [સં. અષ્ટન્ (આઠ)] વિ. આઠ.

**આટઅઠારા** વિ. મુંઝાયેલું; ગભરાયેલું.

**આટઆટલું** વિ. આટલું બધું; ઘણું; હદ કરતાં વધારે; ઝાઝું.

**આટકવું** ૧. અ. ક્રિ. બોલીને તકરાર કરવી; બાઝવું; બાખડવું.

તમે પાણી અમે પાળ આડે પો'ર **આટકતાં**.

ડાયરો

૨. [સં. અટ્ (ભટકવું)] અ. ક્રિ. રખડવું.

૩. અ. ક્રિ. લચી રહેવું; ફળના ભારથી નમી જવું.

**આટકતે** આંબે, સાધાણુ રિયાં સૂરના!

સૂરના-હેમીઆનો દુહો

**આટકાટ** ૧. પું. સાગ અને બાવળ સિવાયનું બીજું લાકડું.

આટકાટનો માંડવો = (૧) ઊંટ; સાંઢિયો. (૨) એરિયાબેરિયાનો દેખાવ. (૩) સહેજ અડતાં લથડી જાય એવું શરીર.

૨. વિ. જૂનું; જીર્ણું; ખોખરૂં.

**આટકારી** [આટ (વણકરનું એક ઓજાર) + કારિન્ (કરનાર)] સ્રી. દક્ષિણ હિંદમાં રેશમ વણનારાની એક જાતિ.

**આટકોટ** વિ. (ગ્રામ્ય) આંટીઘૂંટીવાળું.

**આટકોટિયા** ૧. સ્રી. લેઉઆ કણબીની એ નામની એક અટક.

૨. ન. લેઉઆ કણબીની એ નામની અટકનું માણસ.

૩. વિ. લેઉઆ કણબીની એ નામની અટકનું.

**આટડી** (આટડ઼ી) સ્રી. એ નામની વનસ્પતિ; મરડાશીંગ.

**આટપવું** ૧. [સં. આ (ચારે બાજુ) + સ્તુપ્ (ઊંચો ઢગલો કરવો)] સ. ક્રિ. એકઠું કરી લેવું; સંકેલવું; આટોપવું.

૨. સ. ક્રિ. પતાવવું; માંડી વાળવું; પૂરૂં કરવું.

૩. સ. ક્રિ. સમાપ્ત કરવું; સમેટી લેવું.

**આટરની** [અં. એટર્ની] પું. સનદી વકીલ; મુખત્યાર; પ્રતિનિધિ.

**આટરૂષ** [સં. અટરુષ] પું. અરડૂસો.

**આટરૂષક** [સં. અટરુષ (અરડૂસો) + ક (નાનાપણું બતાવતો પ્રત્યય)] પું. એ નામની વનસ્પતિ; અરડૂસો; આટરૂષ.

**આટલામાં** ૧. [સં. એતત્-એતાવત્] અ. અહીંને અહીં; આસપાસમાં; અહીં જ.

૨. અ. થોડા વખતમાં; તે દરમિયાન.

૩. અ. થોડામાં.

૪. અ. પાસેની સંખ્યા, જગ્યા કે વખતનું માપ બતાવનાર અવ્યય.

૫. અ. વિસ્તાર, જથ્થો, મુદ્દત, લાંબું, ટૂંકું, થોડું, ઘણું વગેરે રીતે હદ દર્શાવનાર અવ્યય.

**આટલાંટિક મહાસાગર** પું. યરપ અને અમેરિકા વચ્ચેનો એ નામનો મહાસાગર.

**આટલું** ૧. ન. તાણો કરવા માટેનો સૂતરનો કાકડો.

૨. [સં. ઇયત્] વિ. આ હદ પૂરતું; અમુક માપ, સંખ્યા કે મર્યાદામાં આવે એટલું; દેખાડેલા પ્રમાણ જેટલું.

૧. આટલું આટલું = આટલું બધું.

૨. આટલુંતેટલું = (૧) જોઈતું કારવતું. (૨) વધારેઘટાડે.

૩. આટલું સારે તેટલું, ગાંયજો ખાશે કેટલું? = નજીવી બાબતની પરવા કરવી નહિ; થોડા ભેળું ઝાઝું.

**આટલુંબધું** વિ. હદ ઉપરાંત વધારે; ઘણું; મસ.

**આટવણું** ન. ફીંડલામાંથી વણવા કાઢેલ તાણાના ભાગને ખીલ સાથે રાશથી બાંધવા પહોળું રાખવા માટેની લાકડી.

**આટવિક** ૧. [સં. અટવી (જંગલ)] પું. જંગલમાં રહેનાર માણસ; વનવાસી; અરણ્યવાસી.

૨. પું. વનવાસીઓનો રાજા.

૩. ન. જંગલી સેના.

૪. વિ. જંગલમાં ફરનાર; રાની; જંગલી.

**આટવિકાધ્યક્ષ** [સં. અટવી (વન) + અધ્યક્ષ (ઉપરી)] પું. જંગલખાતાનો અધિકારી; 'કૉન્ઝર્વેટર ઑવ ફૉરેસ્ટ્સ'.

**આટવી** ૧. [સં.] સ્રી. દક્ષિણ હિંદમાં આવેલી એક અનાર્ય લોકોની નગરી.

૨. ન. જંગલમાં રહેનાર માણસ.

**આટવું** ૧. [સં. કલ્; પ્રા. અટ્ટ] સ. ક્રિ. કઠણ પદાર્થને લોટ જેવું કરી પાણીની સાથે ભેળવી દેવું; ઘૂંદી ગૂંદી એકરસ કરવું.

૨. અ. (વ્યાકરણ) નામ કે ક્રિયાપદને લાગી 'વારંવાર થવાપણું'ના અર્થનું ક્રિયાપદ બનાવનાર પ્રત્યય. જેમકે, ડાંગાટવું; ગોખાટવું.

**આટા** ૧. [ફા. આરદ] પું. લોટ.

૨. વિ. ક્ષીણ; નાશ થયેલું.

**આટાકલ** [હિં.] સ્રી. લોટ દળવાની સંચાથી ચાલતી ઘંટી.

**આટાટી** [મરાઠી] સ્રી. કઠાકૂટ; કંટાળો.

**આટાટોપ** પું. આડંબર.

**આટાપાટા** ૧. પું. બ. વ. ચીંથરાં.

૨. [આટા (પાટાનું બેવડું રૂપ) + પાટા] પું. બ. વ. છોકરાઓએ ખુલ્લા મેદાનમાં આડા ને ઊભા પાટા પાડીને રમવાની એક દેશી રમત; ખારોપાટ; અજારીબજારી. આ રમતમાં રમનારની સંખ્યા બેકી હોવી જોઈએ. આઠ રમનારા હોય તો ઓછામાં ઓછી ૪૦ હાથ લાંબી અને ૨૦ હાથ પહોળી જગ્યા અને તેથી વધારે સંખ્યા હોય તો તે પ્રમાણમાં વધારે જગ્યાની જરૂર રહે. રમવાની જગ્યાના વચગાળામાં ૧૬ હાથ જગ્યા રાખી પાણી કે ચાક વડે ઊભા લીટાની જેમ બે થોડાક પહોળા પાટા પાડવા. પછી જે તરફથી રમવાનું શરૂ કરવાનું હોય તે તરફના તેના બે છેડા જોડી દેવા. આ જોડનાર લીટી કપાલપાટી અથવા મુખ્ય આડી કહેવાય. પછી તે લીટાની સરખે અંતરે પાંચ હાથને છેટે જેટલા રમનારા હોય તેથી અર્ધ સંખ્યા જેટલી લીટીઓ કાઢવામાં આવે. આ દરેકને પાટી અથવા આડી કહેવાય. કપાલપાટી અને પાટીના વચલા ભાગમાંથી એક લાંબી લીટી કાઢવામાં આવે તેને મુરદંગ અથવા મોભ કહેવાય. રમત શરૂ કરતાં પહેલાં રમનારા બે ભાગમાં વહેંચાઈ જાય. તેમાંનો કોઈ એક રમનાર મુરદંગિયો અથવા મોભ સાચવનારો થાય અને બીજા રમનારાને પાટી કે આડી સાચવનારા કહેવાય. બે ભાગ અને મુરદંગિયા નક્કી થયા પછી રમત શરૂ થાય છે. દાવ

દેનારમાંનો દરેક જણ એકેક પાટા પર ઊભો રહે. તે પોતાના આખા પાટા પર અને સુરદંગિયો અથવા મોભ સાચવનારો બધા પાટા પર અને મોભ પર ફરી શકે. દાવ લેનારાનો હેતુ અડકાયા વગર બધા પાટા ઓળંગી, પાછા ફરી મૂળ જગ્યાએ આવવાનો અને દાવ દેનારનો હેતુ સામાવાળાને પાટો ઓળંગી જતાં અટકવાનો હોય છે કે જેથી તેમનો દાવ પૂરો થાય. જો દાવ લેનારને દાવ દેનારમાંના કોઈનો હાથ અડી જાય તો તે મરી ગયો કહેવાય છે. અડકાયા વગર કોઈ રમનાર બધા પાટા ઓળંગી પાછો આવે તો તે બાજુ જીતી કહેવાય અને તે ફરીથી દાવ લેવો શરૂ કરે, પણ જો કોઈ અડકાય જાય તો તે બાજુ દાવ દેવા ઊતરે અને સામાવાળા દાવ લેવા આવે.

**આટાપાણી** ૧. [ આટો ( લોટ ) + પાણી ] ન. બ. વ. ખોરાક; લોટ અને પાણી.

૨. ન. બ. વ. નસીબ; દાણોપાણી; ભાગ્ય.

૩. ન. બ. વ. રોજી; કમાણી; ગુજરાનનાં સાધન; આજીવિકા.

**આટાર** સ્ત્રી. ( કચ્છી ) રેતી; વેળુ.

**આટારેણુ** સ્ત્રી. ( ગ્રામ્ય ) ધૂળ; રજ.

**આટાલૂણ** ૧. ન. અટામણ; વણતી વખતે રોટલી પાટલા સાથે ચોંટી ન જાય તે માટે પાટલા ઉપર નાખવાનો કોરો લોટ.

૨. ન. ઉમેરણ; વધારો.

૩. ન. ધૂળધાણી; નકામું જવાપણું. લોટમાં મીઠું પડતાં તે અભડાઈને ઊંચી વર્ણના લોકને નકામો થઈ પડે છે. રોટલી કરતાં વપરાતું અટામણ ખરી રીતે નકામું જાય છે તે ઉપરથી આ અર્થ નીકળેલ છે.

> રાગ વિનાનો આરડે, નિર્ધનિયો કુલાય;
> નબળો સબળાને ગુણ કરે, તે **આટાલૂણ**માં જાય.
> લોકોક્તિ

આટાલૂણમાં ખપવું = નિરર્થક જવું; ઉપયોગ વગરનું થવું; બર ન આવવું; રસોઈમાં જેમ અટામણનું લેખું નથી તેમ અમુક કામ કે મહેનતની ગણના ન થવી.

૪. ન. નકામો ગયેલો સામાન.

૫. [ આટો ( લોટ ) + લૂણ ( મીઠું ) ] ન. લોટ અને મીઠું.

૬. ન. વગર બદલાનું કામ; લોટ બાંધતી વખતે પાણી સાથે જેમ જરા મીઠું નાખવામાં આવે તે જણાતું નથી એવી જાતની સ્થિતિ.

૭. ન. વિસાત વિનાની વસ્તુ; ગણતરીમાં ન આવે એવી ચીજ.

**આટાવટી** વિ. ( જૂ. ગુ. ) લોટ દળનાર.

> ઈંટવટી નિ **આટાવટી**, વસિવાસિ નવરંગી નટી.
> લાવણ્યસમય

**આટિ** ૧. [ સં. ] પું. એક જાતનું માછલું.
૨. પું. શરારિ નામનું પક્ષી.

**આટિક** ૧. [ સં. અટ્ ( જવું ) ] વિ. જવા માટે તૈયાર થયેલ.

૨. [ સં. અટ્ ( રઝળવું ) ] વિ. રખડવાની શક્તિવાળું.

**આટિકી** ૧. [ સં. અટ્ ( ભટકવું ) ] સ્ત્રી. છાતી ખીલેલ ન હોવાથી બહાર જઈ શકે એવી સ્ત્રી.

૨. વિ. સ્ત્રી. સાથે ફરતી; સાથે ફરી શકે એવી.

**આટિમુખ** [સં. આટિ ( એક પક્ષી ) + મુખ ( મોં ) ] ન. ( વૈદક ) લોહી કાઢવાનું આટિ પક્ષીની ચાંચ જેવું એક ઓજાર.

**આટિયાવાડ** ( આટિયાવાડ઼ ) [ આટો ( લોટ ) + વાડ ( મહોલ્લો ) ] સ્ત્રી. લોટ વેચવાવાળાનો લત્તો.

**આટિયાંપાટિયાં** ૧. ન. બ. વ. ગણગણ મોચલો; લૂલીઓ પાડો; વડોદરા તરફ રમાતી એક રમત. પ્રથમ એક જણને માથે દાવ ઠરાવવામાં આવે. તે દાવ દેનારને આગેવાન ખેલાડી પાડો બનાવી પૂછે કે 'માને ધાવીશ કે મનીને, ગાયને ધાવીશ કે કૂતરીને ?' તેના જવાબમાં દાવ દેનાર 'માને' કહે તો તેનો જમણો હાથ ધૂંટી સાથે, 'મનીને' કહે તો ઢીંચણ સાથે, 'ગાયને' કહે તો છાતી સાથે, અને 'કૂતરીને' કહે તો ગરદન સાથે બાંધવામાં આવે. પછી આગેવાન ખેલાડી તે પાડાને વેચવા નીકળે, અને બોલે કે 'કોઈને પાડો રાખવો છે?' બીજા રમનારા તે પાડાને કાણો, લૂલો વગેરે કહી રાખવાની ના કહે, એટલે આગેવાન તેને છૂટો હાંકી મૂકે. ઠરાવેલી હદમાં રમનારાઓ નાસે, અને પાડો તેમને અડવા દોડે છે. જ્યારે તે કોઈને અડે ત્યારે તેને માથેથી દાવ ઊતરે, અને રમત પૂરી થાય.

૨. ન. બ. વ. રાંધેલું ઢાંકવાનાં ઢાંકિયાં, પાટિયાં, પાટલા અને રસોઈને લગતી બીજી ચીજો ધોઈ સાફ કરી કામ પૂરું કરવું તે.

આટિયાંપાટિયાં કરવાં-માંજવાં-વાળવાં = (૧) કામ પૂરું કરવું; કંઈ પણ કરવું બાકી ન રાખવું. (૨) ખાતાં વધેલું હોય તે ઢાંકી દેવું અને રસોડું વાસણ વગેરે સાફસૂફ કરી પરવારવું. (૩) ખાવાનું કંઈ બાકી ન રાખવું; સફાચટ કરી જવું.

**આટિયું** ૧. ન. ઘંટીમાંથી લોટ વાળી લેવાનો લૂગડાનો કટકો અથવા નાળિયેરનું છોડું; લોટિયું.

૨. ન. નાનું ભીંતકબાટ.

૩. ન. મેથીની ભાજીમાં લીલાં મરચાં, ધાણા અને ચણાનો લોટ નાખી બનાવાતું શાક.

૪. ન. લોટ બાંધવાનો લૂગડાનો કટકો; લોટિયું.

૫. ન. વણકરનું એક ઓજાર; રાચની પછવાડે સાળથી તાણાને વણવા માટેના પડની આંટી સાચવવા માટેની લાકડી.

**આટિયો** [ હિં. આટા ] પું. લોટ વેચનાર વેપારી.

**આટી** ૧. સ્ત્રી. ( ડિંગળ ) આડ; આડું તિલક; પિયળ.

૨. સ્ત્રી. ઘઉં બાજરો વાઢનારને કપામણના બદલામાં ડૂંડાં અથવા કણસલાનો અપાતો પૂળો.

૩. સ્ત્રી. ઘડી; ઘડ.

૪. [ હિં. અટ્ટી ] સ્ત્રી. દોરાની દડી.

૫. સ્ત્રી. પાઘડી.

૬. વિ. મહેનતુ.

**આટીકીટી** સ્ત્રી. (ગ્રામ્ય) પરચૂરણ સરસામાન; ભાંગ્યોતૂટ્યો માલ.

> **આટીકીટી** રૂધિર, બજયે જ તરશે બેઠલી,
> મરે માયલો મીર, તો જ તરાવે ડુંબડાં.
> દિલગીર

**આટીઓટી** સ્ત્રી. ઘડ કરવી તે.

**આટીમુખ** [ સં. આટી ( એક જાતનું માછલું ) + મુખ ( મોઢું ) ] ન. (વૈદક) આટી જાતના માછલાના મોઢા જેવું વાઢકાપ કરવાનું એ નામનું હથિયાર.

**આટુંસાટું** [ આટું ( સાટુંનું બેવડું રૂપ ) + સાટું ( અવેજ ) ] ન. અદલોબદલો.

**આટેકૂટે** અ. એકંદર; સરવાળે.

**આટેડી** ( આટેડ઼ી ) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; મરડાશીંગી; મેષશીંગી. તેનાં ફળ આંટાવાળાં અને શીંગ પેચવાળા ખીલા જેવી હોય છે.

**આટેત** સ્ત્રી. બિછાનું; પથારી.

**આટો** ૧. [ સં. આર્દ્ ( જોરથી દબાવવું ) ] પું. અનાજને દળવાથી થતો ભૂકો; લોટ.

૧. આટા ઊડવા = (૧) આબરૂ જવી. (૨) ધાણ-અડદાળો-નીકળી જવો; હાડકાં પાંસળાં નરમ થઈ જવાં; ધુમાડા નીકળી જવા. (૩) પાયમાલ થવું; ખરાબ થવું. (૪) મહેનત કરીને થાકી જવું. (૫) હેરાન થવું.

૨. આટા ઢીલા ને બંદા માનકારી = શરીરે આળસુ અને નબળો હોય છતાં ખોટું

અભિમાન રાખનાર માણસ.

૩. આટામાં તે લૂણ કેટલું ? = કંઈ હિસાબમાં નહિ; દરિયામાં ટીપાં માફક.

૪. આટાલૂણમાં ખપવું = નિરર્થક જવું; નિરુપયોગી થવું; વ્યર્થ જવું; ખર ન આવવું.

૫. આટો આવી રહેવો = આખા જીવનમાં ખાવા સરજાયેલું અનાજ ખવાઈ રહેવું; આવરદા પૂરી થવી.

૬. આટો કાઢવો = (૧) કામ કરાવીને થકવી નાખવું; થકવવું; નરમ કરી નાખવું. (૨) ખૂબ માર મારવો. (૩) નુકસાનીમાં ઉતારવું.

૭. આટો તોળવો = (૧) ખોરાકનાં સાધન ખૂટી જવાં; પૈસા થઈ રહેવા. (૨) ભાવ પૂછવો; ખબર લેવી.

૮. આટો દળવો-પીસવો = (૧) કંટાળા ભરેલું કામ કરવું. (૨) વૈતરું કરવું; મજૂરી કરવી.

૯. આટો નીકળી જવો = (૧) નરમ ઘેંશ જેવું થવું; છેક થાકી જવું. (૨) પાયમાલ થવું; ખુંદાઈ જવું; ઘાણ વળી જવો; દુર્દશા થવી. (૩) બહુ મહેનત પડવી.

૧૦. આટો ને આવરદા એક થવાં = (૧) તદ્દન થાકી જવું. (૨) લોટની પેઠે જિંદગીનો નાશ થવો; સંહાર થવો. (૩) સખ્ત માર ખાવો.

૧૧. આટો બાફવો = (૧) ન બોલવાનું બોલી નાખવું. (૨) વિવાહની વરસી કરવી; ન કરવાનું કરવું.

૧૨. આટો વાપરવો = જમણ કરવું.

૧૩. આટો વેચી ગાજર ખાવાં = ખોટનો વેપાર કરવો.

૧૪. એના મોં ઉપર આટો યે ઊડતો નથી = એનામાં કંઈ તાકાત નથી.

૧૫. કચેરીમાં લડતાં આટો ને આવરદા બે જોઈએ = અદાલતે ચડતાં પૈસા અને વખત બન્નેનો વ્યય થાય છે.

૧૬. ઘરનાં છોકરાં ઘંટી ચાટે, ને ઉપાધ્યાયને આટો = વિવેક વિનાનો ધર્માદો કરવો.

૨. પું. ગુજરાનનું સાધન; ખોરાક.

૩. પું. પુંલિંગ ભાવવાચક એટલે સ્થિતિ, લાગણી, ગુણ વગેરે બતાવનાર નામ બનાવનાર પ્રત્યય. આટ પ્રત્યયમાં પુંલિંગનો ઓ મળતાં આટો રૂપ થાય છે. જેમકે, ગપાટો; સપાટો; ઝપાટો.

૪. પું. ભેંચો; છૂંદો; ઘાણ; જડ પ્રવાહીનું દબાણથી એકઠું મળી જવાપણું.

**આટોકૂટો** ૧. પું. છૂંદો; ઘાણ; નાશ.

આટોકૂટો કરવો = (૧) છૂંદી નાખવું; ભૂકો કરી નાખવું. (૨) ઠેકાણે કરવું; નાશ કરવો; પૂરું કરવું.

૨. પું. દળેલું કે ખાંડેલું અનાજ.

**આટોપ** ૧. [ સં. ] પું. અહંકાર; ઘમંડ; શેખી; ગર્વ; અભિમાન.

૨. પું. આડંબર; ભભકો; દમામ; ઉપરનો ઢોળ.

૩. પું. ઉકેલ; નિકાલ.

૪. પું. ગુસ્સો; ક્રોધ.

૫. [ આ ( સુધી ) + ટોપ ( ઘુમટ ) ] પું. બ્રહ્માંડ.

૬. પું. વાયુને લીધે પેટમાં થતો એક જાતનો અવાજ; પેટનો ગડગડાટ.

૭. પું. વિસ્તાર; ફેલાવો.

૮. પું. વેગ; જોર.

૯. વિ. ( જૂ. ગુ. ) શોભિતું.

પહિર્યા અંગા ચંગા ટોપ,
રંગિ રંગા ઉલિના આટોપ. લાવણ્યસમય

**આટોપવું** ૧. [ સં. આ ( તરફ ) + સ્તુપ્ ( ઊંચો ઢગલો કરવો ) ] સ. ક્રિ. બંધ કરવું; સંકેલવું; સમેટી લેવું.

૨. સ. ક્રિ. સમાપ્ત કરવું; પૂરું કરવું; માંડી વાળવું; પતાવવું.

૧. આટોપી દેવું = ટૂંકામાં પતાવી દેવું.

૨. આટોપી નાખવું = જલદીથી પૂરું કરવું.

**આટોપાટ** વિ. સોંસરું; આરપાર.

**આટોપાણી** ૧. [ આટો ( લોટ ) + પાણી ] ન. બ. વ. ખોરાક; લોટ અને પાણી.

૨. ન. બ. વ. નસીબ; ભાગ્ય; દાણોપાણી; ભાવિ.

૩. ન. બ. વ. રોજી; કમાણી; ગુજરાનનાં સાધન.

**આટોપાવવું** ૧. સ. ક્રિ. એકઠું કરાવવું.

૨. સ. ક્રિ. પૂરું કરાવવું.

૩. સ. ક્રિ. બંધ કરે એમ કરવું.

**આટોપાવું** ૧. અ. ક્રિ. એકઠું થવું.

૨. અ. ક્રિ. પૂરું થવું; સમાપ્ત થવું.

૩. અ. ક્રિ. બંધ થવું.

**આટ્ટોપ** ૧. [ સં. ] પું. ( વૈદક ) પેટની નસો તણાય એવો એક રોગ.

૨. પું. પેટની નસો તણાવી તે.

**આઠ** ૧. પું. વગર ચૂલે રાંધી શકાય એવી છાણાંની ગોઠવણ.

૨. [ સં. અષ્ટન્; પ્રા. અટ્ઠ ] વિ. દશમાં બે ઓછા કરીએ એટલું; ચાર ને ચાર; ૮.

૧. આઠ અઢાર = છૂટુંછવાયું; અવ્યવસ્થિત.

૨. આઠ આઠ આંસુ રૂવાવવું = બહુ રોવરાવવું.

૩. આઠ આઠ આંસુ રોવું = અત્યંત રોવું; બહુ વિલાપ કરવો; ઘણું રડવું.

૪. આઠ જામ = દિવસરાત; આઠે પહોર; અહોનિશ. બાણુ કરોડ બેઠા રહે, આઠ જામ હરનિશ જિહાં.—શામળ

૫. આઠ-આઠો પહર = (૧) રાત્રિદિવસ; ચોવીસે કલાક. (૨) હમેશાં; કાયમ.

૬. આઠ પહરી-પહર્યા-પહોરા = (૧) જે નોકર ગામડામાં જમીનનું ભાડું ઉઘરાવવાનું કે પાકનું ધ્યાન રાખવાનું કામ કરતો હોય તે. (૨) જે હમેશાં નોકરી ઉપર હોય તે.

૭. આઠ વાર ને નવ તહેવાર = (૧) કામ કરવાને વખતે જે આનંદ કરે તે વહેલા મરે. (૨) ગજા ઉપરાંત કામ કરનાર; ન હોય ત્યાંથી લાંબું કરનાર. (૩) મોજમઝા. રમતગમત અને ખાવાપીવામાં જ આનંદ માનનારાઓને માટે આ કહેવત વપરાય છે. (૪) રજનું ગજ કરનાર.

૮. આઠે અંગે = (૧) ખરા અંતઃકરણથી. (૨) તદ્દન; સંપૂર્ણ; પૂરેપૂરું. આપે જુક્તિ બતાવી તે અમારે આઠે અંગે કબૂલ છે.—પ્રતાપ નાટક (૩) સાંગોપાંગ; સાષ્ટાંગ. કેટલાક છાતી, માથું, નજર, વાણી, મન, પગ, હાથ અને ઘૂંટણ અને કેટલાક બે હાથ, બે પગ, બે ઢીંચણ, છાતી અને કપાળ એમ આઠ અંગ દંડવત્ પ્રણામ કરવામાં નમાવવાનાં માને છે.

૯. આઠે ગાંઠે = સંપૂર્ણ રીતે; પૂરેપૂરી રીતે.

૧૦. આઠે ગાંઠે ઉમેદ = (૧) બધી રીતે રાજી અને ઉત્સાહી. (૨) બહુ જ હોશિયાર ને પાકું.

૧૧. આઠે ગાંઠે કુમેદ = બહુ શાણું; ઘણું ચતુર.

૧૨. આઠે પહોર = દિવસરાત.

૧૩. આઠે પહોર અને બત્રીસે ઘડી = હરહમેશ; નિરંતર; સદા; રાતદિવસ.

૧૪. આઠે સિદ્ધિ ને નવે નિદ્ધિ = સંપૂર્ણ સુખ.

**આઠઆની** ૧. [ આઠ + આની ( આનાનો સિક્કો ) ] સ્ત્રી. અરધા રૂપિયાનો સિક્કો.

૨. વિ. અરધોઅરધ; અરધું; પચાસ ટકા જેટલું.

**આઠકાઠ** પું. ( કચ્છી ) આટકાટ; સાગ, બાવળ સિવાય બીજું કોઈ જાતનું લાકડું.

**આઠકોટી** વિ. ( જૈન ) વ્રત કરવાના નવ ભેદમાંથી ત્રણ વચનના, ત્રણ કરવાના અને

બે મનના એમ આઠ જાતથી વ્રત કરનાર.

**આઠકોની** [ સં. અષ્ટન્ ( આઠ ) + કોણ ( ખૂણો ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ ખૂણાવાળું.

**આઠકૌંસલ** સ્ત્રી. સભા; મીટિંગ.

**આઠખંભા** [ આઠ + ખાંભો ] પું. ( હિંદી ) આઠ થાંભલા ઉપર ઊભો કરેલ તંબુ.

**આઠખમ્બા** આઠ થાંભલા ઉપર ઉભો કરેલો હોય છે, તેમાં સત્તર વિભાગ કરવામાં આવે છે. આઈને અકબરી

**આઠગણ** [ સં. અષ્ટન્ ( આઠ ) + ગણ ( જથ્થો ) ] પું. ( પિંગળ ) કવિતામાં લઘુ ગુરુ પ્રમાણે બનેલ ત્રણ ત્રણ અક્ષરના આઠ ગણ: મગણ, યગણ, રગણ, સગણ, તગણ, જગણ, ભગણ અને નગણ.

**આઠગણું** વિ. આઠથી ગુણેલું.

**આઠડી** ( આઠડી ) [ સં. અષ્ટન્ ( આઠ ) ] સ્ત્રી. આઠ બેલાંની થપ્પી.

**આઠડો** ( આઠડો ) ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) ] પું. આઠનો આંકડો; ૮; આઠની સંખ્યા દેખાડનારૂં ચિહ્ન.

૨. પું. વણતી વેળા તાણી ખેંચાયેલી રહે તે સારૂ કરાતો બંધ.

**આઠણ** પું. ડણ; આંટણ.

**આઠણું** ન. રેસાને વળ દેવાનું એક છેડે જરા ખાંચાવાળું લાકડાનું ઓજાર; આઠલું; દોરી વણતી વખતે વળ દેવાની સોટી.

**આઠદળ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + દલ ( પાંખડી ) ] પું. આઠ પાંખડી.

૨. વિ. આઠ પાંખડીવાળું.

**આઠદ્રગન** [ અષ્ટન્ ( આઠ ) + દ્રગન ( આંખ ) ] પું. ( ડિંગળ ) ચાર મોઢાં અને આઠ આંખવાળા બ્રહ્મા.

**આઠધાન** ૧. [ હિં. ] પું. વ્યભિચારથી થયેલ દીકરો.

૨. ન. કાંસું.

**આઠપગ** પું. ( ડિંગળ ) અષ્ટાપદ સિંહ.

**આઠપત્રી** [ સં. અષ્ટન્ ( આઠ ) + પત્ર ( પાનું ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠપાનિયું; એક તાનાં આઠ પાનાં કરીને બાંધેલું; 'ઑક્ટેવો'.

**આઠપહરી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રહર ( ત્રણ કલાક ) ] પું. ( હિંદી ) આઠે પહોરનો એટલે રાતદિવસનો નોકર.

૨. પું. રખેવાળ; ચોકીદાર.

**આઠપાનિયું** [ સં. અષ્ટન્ ( આઠ ) + પત્ર ( પાનું ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠપત્રી; એક તાનાં આઠ પાનાં કરીને બાંધેલ; આઠપેજી.

**આઠપેજી** વિ. આઠ પાનાં જેટલા કદનું; 'ઑક્ટેવો'.

**આઠમ** [ સં. અષ્ટમી ] સ્ત્રી. પખવાડિયાની આઠમી તિથિ; અષ્ટમી.

આઠમનો ઉપવાસ = હાંડલાં તડકે મૂકવાં; કંઈ રાંધવું નહિ. આઠમના કે કોઈ ઉપવાસને દિવસે કંઈ રાંધવામાં આવતું નથી તેથી આ પ્રયોગ વપરાય છે.

**આઠમાસ** [ સં. અષ્ટન્ ( આઠ ) + માસ ( મહિનો ) ] પું. ( હિંદી ) શેરડીના વાવેતર માટે અષાડથી માઘ એટલે આઠ મહિના સુધી ખેડી તૈયાર કરેલી જમીન.

**આઠમું** [ સં. અષ્ટમ; પ્રા. અટ્ઠમ ] વિ. આઠમા નંબરનું; આઠની સંખ્યા દેખાડનાર.

**આઠવસ્ત્ર** [ સં. અષ્ટન્ ( આઠ ) + વસ્ત્ર ( કપડું ) ] ન. ઉમામહેશ્વરરૂપ સ્ત્રીપુરુષની જોડ. સ્ત્રીપુરુષ માટેનાં પૂરાં લૂગડાં આઠ હોય છે. પુરુષનાં પાંચ: ધોતિયું, બંડી, અંગરખું, પાઘડી ને ખેસ. સ્ત્રીનાં ત્રણ: સાડી, ઘાઘરો ને કમખો.

**આઠવારા** [ સં. અષ્ટન્ ( આઠ ) + વાર ( દિવસ ) ] પું. ( હિંદી ) આઠ દિવસમાં વ્યાજ સહિત પાછાં આપવાની શરતે નાણાં ધીરનાર.

**આઠવાં** [ સં. અષ્ટમ ] વિ. આઠમું.

**આઠવું** સ. ક્રિ. લાદવું; નાખવું.

અંબાડી પુઠિઈ **આઠવી**,
તે ઉપરિ ધજ લહકિ વલી. લાવણ્યસમય

**આઠવ્યક્તિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + વ્યક્તિ ( માણસ ) ] પું. ( બૌદ્ધ ) સ્રોત-આપત્તિ માર્ગસ્થ, સ્રોત-આપત્તિ ફલસ્થ, સકૃદાગામિ માર્ગસ્થ, સકૃદાગામિ ફલસ્થ, અનાગામિ માર્ગસ્થ, અનાગામિ ફલસ્થ, અર્હન્ માર્ગસ્થ, અર્હન્ ફલસ્થ એમ આઠ જાતનાં માણસ.

**આઠશત** [ સં. અષ્ટન્ ( આઠ ) + શત ( સો ) ] પું. આઠસો; ૮૦૦; આઠ વાર સો.

**આઠસેં** વિ. આઠ વાર સો જેટલું.

**આઠ સો** વિ. સો આઠ વખત લઈએ તેટલું.

**આઠા** [ સં. અષ્ટન્ ( આઠ ) ] પું.બ.વ. આઠનો પાડો.

**આઠાં** વિ. આઠ.

**આઠિયા** [ સં. અષ્ટન્ ( આઠ ) ] પું.બ.વ. આઠ ઠેકાવાળો રાગનો પ્રકાર.

**આઠિયું** ૧. ન. ચૂરમું ખાંડવાનો આશરે બે હાથ લંબાઈનો લૂગડાનો કટકો.

૨. વિ. છેતરાય નહિ એવું.

૩. વિ. લુચ્ચું; ઠગ.

૪. વિ. હોશિયાર; કાબેલ.

**આઠિયો** પું. ઠગ.

**આઠી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) ] સ્ત્રી. આઠ સેરના ઝૂમખા જેવું અંબોડામાં નાખવાનું સ્ત્રીઓનું સોનાનું એક ઘરેણું.

૨. સ્ત્રી. એ નામની એક રમત; આઠ કૂકા અથવા ખાંગડા-કોડાનું ઝૂમખું.

**આઠીઆ** ૧. પું. હિંદુમાંથી વટલી મુસલમાન થયેલ એક જાતિનું માણસ; મતીઆ. આ પ્રમાણે વટલેલી લગભગ એંસી જાતોમાંની મુખ્ય મેમણ, ખોજા, વોરા, મતીઆ અથવા આઠીઆ, મોલે સલામ, કસબાતી અને મલેક છે.

૨. વિ. હિંદુમાંથી મુસલમાન થયેલ એ નામની જાતિનું.

**આઠીઓ** પું. લુચ્ચો માણસ; શઠ.

**આઠીગણ** [ સં. અવ ( નીચે ) + સ્થા ( મૂકવું ) + અંગ ( શરીર ) ] ન. વાંસાને ટેકવી બેસવાપણું; અઢીંગણ.

**આઠુ** ૧. સ્ત્રી. દેઢની એક અટક.

૨. ન. દેઢની એ નામની અટકનું માણસ.

૩. વિ. દેઢની એ નામની અટકનું.

**આઠું** [ સં. અષ્ટન્ ( આઠ ) ] ન. અઠ્ઠું; આઠના ગુણાકારનો ઘડિયો; ૧ × ૮ થી ૧૦ × ૮ સુધીનો પાડો.

**આઠે** સ્ત્રી. સુદ અથવા વદ આઠમ.

**આઠે અડાજન** પું. લખોટાની રમતમાં આઠમે ટિપ્પે બોલાતો શબ્દ.

**આઠે અંગે** ૧. અ. અંતઃકરણપૂર્વક; હૃદયથી.

૨. [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( અવયવ ) ] અ. શિર, દૃષ્ટિ, બુદ્ધિ, વાણી, હૃદય, હાથ, પગ અને ઢીંચણ, અથવા છાતી, માથું, નજર, વાણી, મન, પગ, હાથ અને ઘૂંટણ અથવા બે હાથ, બે પગ, બે ઢીંચણ, છાતી અને કપાળ એ આઠે અંગથી.

૩. અ. સંપૂર્ણપણે; પૂરેપૂરી રીતે.

**આઠે આઠે** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અષ્ટન્ ( આઠ ) ] અ. આઠ અને આઠ એમ આઠઆઠને કટકે; આઠમે આઠમે વિરામે.

૨. અ. આઠ આઠ દિવસને અંતરે; આઠ દહાડાને ગાળે.

**આઠેક** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) ] વિ. આઠ સુધી.

૨. વિ. આશરે આઠ; આઠની લગભગનું.

**આઠેજામ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + યામ

(ત્રણ કલાક)] અ. આખો દહાડો અને રાત સુધી; આઠે પહોર; અહોરાત્ર.
૨. અ. રોજ; હમેશ; સતત; બારે માસ.

**આઠેપહોર** [સં. અષ્ટન્ (આઠ) + પ્રહર (પહોર)] અ. અહોરાત્ર. જુઓ આઠેજામ.

**આઠેમ** [સં. અષ્ટમી] સ્ત્રી. આઠમ; પખવાડિયાની આઠમી તિથિ.

**આઠૈં** સ્ત્રી. સુદ અથવા વદ આઠમ.

**આઠૈં** જુઓ આઠેં.

**આઠો** ૧. [સં. અષ્ટન્] પું. અષ્ટક; આઠનો જથ્થો.
૨. પું. સંવત્સરનું દરેક આઠમું વર્ષ.

**આઠોજામ** [સં. અષ્ટન્ (આઠ) + યામ (પહોર)] અ. રાતદિવસ; આઠેપહોર.

**આઠોઠ** વિ. વ્યાપી ગયેલું; એક રસ થયેલ; ઓતપ્રોત; સાથે મળી ગયેલું.

**આઠોઠઠ** વિ. ઓતપ્રોત. જુઓ આઠોઠમ.

**આઠોઠમ** ૧. [સં. અષ્ટન્ (આઠ) + સ્થાન (ઠેકાણું)] વિ. આઠોઢ; વ્યાપ્ત; ઓતપ્રોત; બરાબર એકમેક થયેલ.
૨. અ. ચોમેર; સર્વત્ર.

**આઠોઠ્ય** વિ. વ્યાપક; ફેલાયેલ.
જેમ જર છોડ સહિત પાનોઠ્ય,
તેમ એક બ્રહ્મ સઘળે **આઠોઠ્ય.** — નર્મકોષ

**આઠોડ** (આઠોડ઼) [સં. હસ્ત (હાથ) + વૃ (ફેરવવું)] સ્ત્રી. ઊભા છોડનાં કણસલાં કાપીને નહિ પણ ખંખેરીને એકઠી કરેલી જુવાર.

**આઠોઢ** વિ. વ્યાપેલું; ઓતપ્રોત; એકબીજામાં પરોવાયેલ; મળીભળી ગયેલું.

**આઠોઢ્ય** વિ. વ્યાપક; ઓતપ્રોત.

**આઠોં અંગ** પું. શરીરના આઠ અવયવ. શરીરનાં આઠ અંગ: ઘૂંટણ, પગ, હાથ, છાતી, માથું, વાણી, દૃષ્ટિ અને બુદ્ધિ, અથવા બે હાથ, બે પગ, બે ઢીંચણ, છાતી અને કપાળ.

**આઠોં ગાંઠ કુમૈત** ૧. વિ. અનુભવી.
૨. વિ. ઉસ્તાદ.
૩. વિ. ચતુર; હોશિયાર.
૪. વિ. તેજ; ચાલાક.
૫. વિ. શાણું.

**આઠોં પહર** અ. હમેશાં.

**આડ** ૧. પું. આડસર.
ધામકો ન **આડ** ભયો,
ફૂલ ફલકો ન લાડ;
એરે તાડ મચ્છ!
એતો બદિકે કહા કિયો. — સુકાવ્ય સંજીવની

૨. (આડ઼) પું. કપાસ પીલવાની જગ્યા; રૂનું કારખાનું; જીન.
૩. પું. થાક.
૪. પું. (સંગીત) દોઢા બોલ. તાલના એક ઠેકામાં ગતના ચાર અક્ષરો અને ગતના એક અક્ષરના ગાળામાં આડના દોઢ અક્ષર વગાડાય છે માટે આને દોઢા બોલ કહે છે.
૫. સ્ત્રી. અટકળ.
આડ બાંધવી = (૧) અટકળે વાત કરવી. (૨) એક જાતની વાત કઢાવવા અજાણ્યા થઈને બીજા જ પ્રકારની વાત કાઢી મૂળ વાત મેળવવી. (૩) કોઈની વચમાં પડવું. (૪) વાતની કાળજી રાખવી.
૬. સ્ત્રી. અટકાવ; અડચણ; નડતર; પ્રતિબંધ; હરકત.
૧. આડ આવવી = અડચણ આવવી; પ્રતિબંધ હોવો.
૨. આડનું દોઢ કરવું = (૧) અતિશયોક્તિથી લંબાવીને કહેવું; વધારીને બોલવું. (૨) કરવાનું હોય તેથી ઊલટું કરવું; કંઈનું કંઈ કરવું; અવળનું સવળ કરવું; ઓડનું ચોડ વેતરવું. બેઉએ જોવા ન રહીને આડનું દોઢ કર્યું.–મુદ્રારાક્ષસ (૩) મુખ્ય બાબતને બીજા રૂપમાં કટાક્ષમાં કહેવી.
૭. સ્ત્રી. આડું તિલક; ત્રિપુંડ.
૮. સ્ત્રી. (સંગીત) આડો તાલ; અષ્ટતાલનો એક ભેદ.
આડ મારવી = સીધે તાલે ગાતાં ગાતાં આડે તાલે ગાવું.
૯. સ્ત્રી. એ નામનું એક જાતનું બતક જેવું પક્ષી.
૧૦. [સં. આલિ (રેખા)] સ્ત્રી. કપાળમાં કરેલ કંકુની અર્ચા એટલે પિયળ.
ભાલ લાલ **આડ** કમકુમની રાતડી રે લોલ. — બાલણ
આડ કરવી–પીળવી = કંકુથી સ્ત્રીના કપાળ ઉપર લેપ કરવો.
૧૧. સ્ત્રી. કપાળમાં ચોડવાનો ચંદ્રાકાર ચાંદલો.
૧૨. સ્ત્રી. કરવત; આડિયું.
૧૩. સ્ત્રી. ક્રિકેટની રમતમાં હદની લાકડીઓ ઉપર મૂકવામાં આવતી આડી મોય; ચકલી.
૧૪. સ્ત્રી. ખાંડના કારખાનામાં વપરાતો ચાટવો; કડછો.
૧૫. સ્ત્રી. ખેતરની સરહદ ઉપરની વાડ.
૧૬. સ્ત્રી. ખોબો; આડિયું.
૧૭. [હિં.] સ્ત્રી. ગાડીના પૈડાને પાછળ હટતું અટકાવવા માટે તેની પાછળ રાખવામાં આવતો ઈંટ અથવા પથ્થરનો કટકો; ઠેસ; ઠેબું.
૧૮. સ્ત્રી. જુદું પાડનારી લીટી.
૧૯. [સં. અલ (ડંખ)] સ્ત્રી. (હિંદી) ડંખ.
૨૦. સ્ત્રી. ઠેકાં, પથરા ભાંગવાની મોગરી.
૨૧. સ્ત્રી. તરવાર.
૨૨. [હિં.] સ્ત્રી. પગથિયાં વગરનો કૂવો.
૨૩. (આડ઼) સ્ત્રી. પડદો; દીવાલ; વાડ.
૨૪. સ્ત્રી. બાના તરીકે મૂકેલી ચીજ.
મૂકી કટારી **આડમાં**, આપ્યું ખાવા અન્ન.. — નવલરામ
૨૫. સ્ત્રી. બારણું બંધ રાખવાનો લાંબો આડો; ભૂંગળ; ભોગળ.
૨૬. સ્ત્રી. બે ચીજની આડે કે વચ્ચે હોવું તે.
૨૭. [સં. અલ્ (અટકાવવું)] સ્ત્રી. બે ચીજની વચ્ચે મૂકેલી નિશાની; બે પદાર્થને જુદી પાડનારી વસ્તુ; વચ્ચે રાખેલી ચીજ; આડશ.
આડ બાંધવી–મૂકવી = વચ્ચે આંતરા માટે કંઈ મૂકવું.
૨૮. સ્ત્રી. રક્ષણ; આશ્રય; ઓથ.
૨૯. (આડ઼) સ્ત્રી. રક્ષણકર્તા; પાલક.
૩૦. સ્ત્રી. હઠ; આડાઈ; જિદ; હઠીલાઈ; દુરાગ્રહ.
રામ સાથે રાડ કેવી? ન્યાય સામે **આડ** કેવી? — અમૃતબિંદુ
આડ મારવી = વહાણનું ડોલવું.
૩૧. વિ. મુખ્ય નહિ એવું; પેટાનું; ગૌણ.
૩૨. અ. (વ્યાકરણ) એ નામનો એક પ્રત્યય. જેમકે, જમવું–જમાડવું, રમવું–રમાડવું.
'જમાડઈ'માં 'આડ' છે તે ગુજરાતી **આડ** પ્રત્યયનું મૂળ છે. — બૃહદ્વ્યાકરણ
૩૩. અ. 'ગૌણ' અર્થ બતાવતો પૂર્વગ. જેમકે, આડકથા.

**આડકડીંડક** અ. આડુંઅવળું; જ્યાંસાં.

**આડકતરતું** વિ. ઊતરતા દરજ્જાનું. જુઓ આડકતરાતું.

**આડકતરાતું** ૧. વિ. આડુંઅવળું; સર્પાકાર; વાંકુંચૂકું.
૨. વિ. જરા વાંકું જતું; સહેજ ત્રાંસું.
૩. વિ. પરોક્ષ; અપ્રત્યક્ષ; દેખાય નહિ તેવું; નજર બહારનું.
૪. વિ. મુખ્ય હારમાં ન આવતું હોય એવું; ઊતરતા દરજ્જાનું.

**આડકતરું** ૧. વિ. પરોક્ષ; અપ્રત્યક્ષ; નજર બહારનું.
૨. વિ. મુખ્ય નહિ એવું; ઊતરતું.
આડકતરી રીતે = સીધી રીતે નહિ તેમ.
૩. [આડું (વાંકું) + કૃત્ (કાપવું)] વિ. વાંકુંચૂકું; સીધું નહિ એવું.

**આડકથા** ૧. [આડ (મુખ્ય નહિ એવું) + કથા (વાર્તા)] સ્ત્રી. મુદ્દાની વાત છોડી કરાતી

બીજી વાત; ઉપકથા; અવાંતર પ્રસંગ; પ્રસંગાંતરતા; વાતમાં આવતી બીજી વાત.

૨. સ્ત્રી. વાત કરતાં બીજી વાતે ચડી જવું તે; મુદ્દાની વાત છોડી બીજી વાત કરવી તે.

**આડકાટ** [ આડ ( હલકું ) + કાષ્ઠ ( લાકડું ) ] ન. આટકાટ. જુઓ આડકાઠ.

**આડકાઠ** [ આડ ( હલકું ) + કાષ્ઠ ( લાકડું ) ] પું.; ન. સાગ, બાવળ સિવાય બીજું કોઈ પણ લાકડું; આટકાટ.

**આડકેડી** ( આડકેડી ) [ આડ ( મુખ્ય નહિ એવું ) + કેડી ( સાંકડો પગરસ્તો ) ] સ્ત્રી. જંગલનો સાંકડો પગરસ્તો.

**આડકોટ** ૧. [ આડું ( વચ્ચે આવેલું ) + કોટ ( કિલ્લાની દીવાલ ) ] પું. અંતરાય; અટકાવ; અડચણ.

૨. પું. આડી દીવાલ; વચ્ચેની ભીંત.

**આડક્ષેત્રે** અ. સમાન્તર આડી લીટીમાં; 'હોરિઝોન્ટલ'.

**આડખરચ** [ આડ ( મુખ્ય નહિ એવું ) + ખરચ ] ન. આડુંઅવળું થતું ખર્ચ; આડવરો; આડો ખર્ચ; પરચૂરણ ખરચો.

**આડખર્ચ** ન. આડવરો. જુઓ આડખરચ.

**આડખીલ** સ્ત્રી. આગળી. જુઓ આડખીલી.

**આડખીલી** ૧. [ આડ ( અડચણ ) + કીલ ( ખીલો ) ] સ્ત્રી. આગળી; આગળિયો; બારણાની ભોગળ.

૨. સ્ત્રી. હરકત; નડતર; અડચણ; વિઘ્ન.

**આડખીલો** પું. આગળિયો. જુઓ આડખીલી.

**આડગાર્મો** [ આડ ( ઊતરતું ) + ગ્રામ ( ગામડું ) ] ન. ( મરાઠી ) નાનું ગામડું.

**આડગીર** ( આડ઼ગીર ) [ હિં. ] સ્ત્રી. ખેતરના શેઢાનું ઘાસ.

**આડગીરો** [ આડ ( પેટાનું ) + ગીરો ( ઘરેણે મૂકેલું ) ] પું. પોતાને ત્યાં ગીરો મુકાયેલ વસ્તુ બીજાને ત્યાં ગીરો મૂકવી તે.

**આડગોડ** ( આડ઼ગોડ઼ ) ૧. [ હિં. ] પું. કચરો; પૂંજો.

૨. [ હિં. ] પું. લેણદેણ; હિસાબ.

**આડઘહિણિ** અ. આડઘરેણે.

> એ ઘર માંહિ વસિ વસાવિ ભરડિ આપિ **આડઘહિણિ** મૂકિ. ખતપત્ર ( સં. ૧૭૧૫ )

**આડઘરાણે** અ. આડઘરેણે; આડગીરો તરીકે.

**આડઘરેણે** [ આડું + ઘરેણે ( ગીરો આપેલું હોય એમ ) ] અ. આડગીરો તરીકે; પોતાને ત્યાં ગીરો મૂકવામાં આવેલી ચીજ બીજાને ત્યાં ગીરવવામાં આવે એવી રીતે.

**આડઘોડો** ( આડઘોડો ) ૧. [ આડ ( ઊતરતા દરજ્જાનું ) + ઘોડો ] પું. નાની જાતનો ઘોડો; ટટ્ટુ.

૨. પું. રોઝ; વનાશ્વ.

**આડચ** ૧. સ્ત્રી. અંતરાય; હરકત; નડતર.

૨. સ્ત્રી. આડપડદો; આડશ; આડભીંત.

**આડચોતાલો** પું. ( સંગીત ) એ નામનો એક તાલ. જુઓ આડચૌતાલ.

**આડચૌતાલ** પું. ( સંગીત ) ચતુસ્ર જાતિનો ૧૪ માત્રાનો એક તાલ; ધ્રુવતાલ; દ્રુતતાલ. તેમાં પહેલી, ત્રીજી, સાતમી અને અગિયારમી માત્રા ઉપર તાલ આવે છે. તેના કોટડીના બોલ—ધીંધી(સમ૧) ધાત્રક(૨) તિંતા તિંતી(૩) તા ધીંત્રક(૪) ધિંધિં, તોડો કિટ(સમ૧)–તક ધિનકિટધા(તાર) કિટતક(૩) ધિનકિટધા ૪કિટતક ધિનકિટ ધા(૧સમ).

**આડછ** સ્ત્રી. અંતરાય. જુઓ આડચ.

**આડછેદ** [ આડ ( આડું ) + છેદ ( કાપ ) ] પું. આડો કાપ; મધ્યચ્છેદ; 'ક્રોસ સેક્શન.'

**આડજાત** [ આડું + જ્ઞાતિ ( નાત ) ] સ્ત્રી. મિશ્રકોમ; જુદી જુદી કોમ લગ્નથી જોડાઈ પેદા થયેલ જાતિ.

**આડજામીન** [ આડું + જામીન ] પું. જામીનનો જામીન.

**આડડું** ( આડડું ) અ. વચમાં.

> ખડ પૂળો ને ખાણ નીરે, **આડડી** ઊભી રહું, કાનજી રે મારી આળ કરો તો જશોદા માને કહું. હાલરડાં

**આડણ** સ્ત્રી. ઢાલ.

**આડણિયો** પું. રોટલી વગેરે વણવાની પાટલી. જુઓ આડણી.

**આડણી** ૧. સ્ત્રી. બેસવાનું આસન; બેસણી. લાકડાના ત્રણ પાયા ઉપર પાટિયું જડેલી બેસણી; આરણિયો.

> પાટ પીરોજ ને સોના **આડણી**ઓ,
> તે જનને આસન દીજીએ. પુરીબાઈ

૨. સ્ત્રી. રોટલી વગેરે વણવાની પાટલી; આખળિયો; આડણિયો.

> મેલઈ **આડણી**, દિવ ભોજન તણી માંડણી. પૃથ્વીચંદ્રરાસ ( સં. ૧૪૭૮ )

**આડણું** ન. કાબૂમાં રાખનારી વસ્તુ.

> એની અક્કડ પૂછડી **આડણાં** ( એક )ની ગરજ સારે છે. કુમાર

**આડત** ( આડ઼ત ) ૧. સ્ત્રી. ( બંગાળી ) જ્યાંથી સૌએ ફરજિયાત માલ ખરીદવાનો હોય તે જગ્યા.

૨. સ્ત્રી. ( બંગાળી ) માલનો જથ્થો.

૩. [ અ. આરિયત્ ( ઉછીનું લેવું ) ] સ્ત્રી. માલિકની વતી કરાતું કામકાજ; એજન્સી; આડતિયા તરીકેનું કામકાજ.

> આડતને અને અધીરાઈને ન બને = વેપારીએ પોતાના આડતિયામાં વિશ્વાસ રાખી પૈસાની ઉઘરાણીની ઉતાવળ કરવી નહિ.

૪. સ્ત્રી. ( બંગાળી ) વખાર; કોઠાર.

૫. [ સં. ઋધ્ ( વધવું ) ] સ્ત્રી. હકસાઈ; કમિશન; દલાલી; મારફત; આડતનું મહેનતાણું.

**આડતલો** પું. ( વહાણવટું ) ખાડી.

> સુરતની **આડતલે**થી નાંગર ઉપાડ્યા પછી જોખમ કબૂલ છે. તે શ્રી મુંબઈની ખાડીએ નાંગર મૂકે જોખમ ઉતરે. વહાણની પરિભાષા

**આડતવાલા** ( આડ઼તવાલા ) ૧. પું. આડતિયો; એજંટ.

૨. પું. દલાલ.

૩. પું. હૂંડી લખનાર અને સ્વીકારનાર શરાફ.

**આડતાળો** ( આડ઼તાળો ) ૧. [ આડું + તુલ્ ( જોખવું ) ] પું. ઊલટી રીતે જવાબ મેળવી જોવો તે; હિસાબ કરી જવાબ આવે ત્યારે તેનો મેળવાતો તાળો એટલે કરાતી તપાસ.

૨. પું. એક મણના **અડતાળીસ** શેરવાળો તોલ.

**આડતિયો** ( આડ઼તિયો ) [ અ. આરિયત ( ઉછીનું લેવું ) ] પું. મારફતિયો; દલાલ; પ્રતિનિધિ; મુખત્યાર; એજન્ટ.

**આડતી** ( આડ઼તી ) ૧. પું. આડતિયો; એજંટ.

૨. પું. દલાલ.

૩. પું. હૂંડી લખનાર અને સ્વીકારનાર શરાફ.

**આડતીઆ** ( આડ઼તીઆ ) ૧. સ્ત્રી. લોહાણાની એક અટક.

૨. ન. લોહાણાની એ નામની અટકનું માણસ.

૩. વિ. લોહાણાની એ નામની અટકનું.

**આડતીઓ** ( આડ઼તીઓ ) [ અ. આરિયત ( ઉછીનું લેવું ) ] પું. માલિકની વતી કામ કરનાર; એજન્ટ.

**આડતીસ** ( આડ઼તીસ ) વિ. આડત્રીસ.

**આડતેડું** ( આડતેડું ) વિ. ( ગ્રામ્ય ) વાંકુંચૂકું; આડુંઅવળું.

**આડત્રા** સ્ત્રી. કૃષ્ણની દ્વારિકા.

**આડત્રાંસું** ૧. વિ. આડકતરું; પરોક્ષ; અપ્રત્યક્ષ.

૨. [ આડું + ત્રસ્ ( જવું ) ] વિ. આડુંઅવળું; ત્રાંસું; આડું અને ત્રાંસું.

**આડત્રીશ** ( આડ઼ત્રીશ ) વિ. આડત્રીસ.

**આડત્રીસ** ( આડ઼ત્રીસ ) [ સં. અષ્ટન્ ( આઠ ) + ત્રિંશત્ ( ત્રીસ ); પ્રા. અટ્ઠતીઅ ] વિ. ત્રીસ ને આઠ; ચાળીસમાં બે ઓછા; ૩૮.

આડત્રીસ બેતાળાં = આડત્રીસ અથવા બેતાળીસ વર્ષે આંખે આવતી ઝાંખ.

**આડદરા** ( આડ્દરા ) [ સં. આર્દ્રા ] સ્ત્રી. ( જ્યોતિષ ) સત્તાવીશ નક્ષત્ર માંહેનું છઠ્ઠું નક્ષત્ર; આર્દ્રા.

આડદરા જે વાર છે, મેઘાધિપતિ એહ,
પ્રભવે સંક્રાંતિ તુલે, રસાધિપતિ તેહ.
ભડલી

**આડદાવો** પું. દાવો મંડાયો હોય તેની સામે કરેલો દાવો; સામો દાવો.

**આડદ્રા** ( આડ્દ્રા ) સ્ત્રી. ( જ્યોતિષ ) આર્દ્રા નામનું નક્ષત્ર.

**આડધડે** ( આડધડે ) ૧. અ. જેમ ફાવે તેમ; ગમેતેમ; નિયમ વગર.

આડધડે ધાયો શું અંધા, ધન યૌવનને માટે,
અંતે તારી એક દશા છે, દાહ કરે કે દાટે.
રા'કવાટ

૨. અ. બહુ; ઘણું.

**આડધંધો** [ આડ ( મુખ્ય નહિ એવું ) + ધંધો ( રોજગાર ) ] પું. મુખ્ય ધંધાની સાથે કરવામાં આવતો બીજો ધંધો; પેટા ધંધો.

**આડનામ** [ આડ ( પેટાનું ) + નામન્ ( નામ ) ] ન. અટક; ઉપનામ.

**આડનામા** ન. ઉપનામ; અટક.

**આડનીપજ** ૧. [ આડ ( પેટાનું ) + નીપજ ( પેદાશ ) ] સ્ત્રી. આડકતરી રીતે ઊપજ વધારવી તે.

૨. સ્ત્રી. ખેતીની મૂળ ઊપજ ઉપરાંત વચ્ચે કરાતી બીજી ઊપજ.

**આડપડદો** ( આડપડ્દો ) ૧. [ આડું + પટ્ટ્ ( પડદો ) ] પું. આડું રાખેલું કપડું; અંતરપટ.

૨. પું. આંતરો; છેટું.

૩. પું. લાજ; શરમ; વિનય; મર્યાદા.

**આડપાસું** ૧. અ. આડેઅવળે રસ્તે; મુખ્ય રસ્તો છોડીને બીજી કોઈ તરફ.

૨. [ આડું + પાર્શ્વ ( બાજુ ) ] અ. એક બાજુએ; એક પડખે; પાસાભેર.

**આડપાસે** અ. આડેઅવળે રસ્તે. જુઓ આડપાસું.

**આડફેટ** ૧. [ આડ ( આડું ) + સ્ફુટ્ ( વટવું ) ] સ્ત્રી. આડો માર્ગ; ગલીકૂંચીવાળો રસ્તો; ઉપમાર્ગ.

૨. [ સં. આસ્ફાલન ( ભટકાવું તે ) ] સ્ત્રી. ધક્કો; હડસેલો; અડફટ.

૩. સ્ત્રી. હડસેલો વાગવો તે.

૪. વિ. ગલીકૂંચીવાળું; ગૂંચવણ ભરેલું.

**આડફૂટ** [ આડ ( આડું ) + સ્ફુટ્ ( વટવું ) ] સ્ત્રી. આડો માર્ગ. જુઓ આડફેટ.

**આડફૂંટું** [ આડું + સ્ફુટ્ ( વટવું ) ] વિ. મુખ્ય માર્ગમાંથી જુદું પડી આડું જનારૂં; આડું ફંટાનારૂં. જુઓ આડફેડું.

**આડફાટ** [ આડ ( આડું ) + સ્ફુટ્ ( વટવું ) ] સ્ત્રી. આડો માર્ગ. જુઓ આડફેટ.

**આડફાટું** વિ. ગલીકૂંચીવાળું. જુઓ આડફેડું.

**આડફેટ** વિ. આડુંઅવળું; વાંકુંચૂકું.

**આડફેટિયું** વિ. ગલીકૂંચીવાળું. જુઓ આડફેડું.

**આડફેડુ** પું. રસ્તામાં આડો પડનાર લૂંટારો.

**આડફેડું** ૧. વિ. ગલીકૂંચીવાળું.

૨. [ આડું + સ્ફુટ્ ( ફૂટવું ) ] વિ. માર્ગ બહારનું; અવળું; ઊંધે રસ્તે જનારૂં.

૩. અ. ઊંધે રસ્તે; આડે માર્ગે; સરિયામ માર્ગથી જુદું પડીને; ગલીકૂંચીને રસ્તે.

**આડફેડ** ( આડફેડ્ ) [ આડું + સ્ફુટ્ ( ફૂટવું ) ] અ. આડીઅવળી રીતે; મેળ વગર.

મારે દૂહા આપવા જ હતા, પણ જેમ હાથમાં આવે તેમ **આડફેડ** ફેંકાફેંકી કરીને નહિ.
સોરઠી ગીતકથાઓ

**આડફોડું** વિ. ગલીકૂંચીવાળું. જુઓ આડફેડું.

**આડબંદ** ( આડ્બંદ ) [ હિં. ] પું. કચ્છ; લંગોટ.

**આડબંધ** ૧. [ આડું + બન્ધ્ ( બાંધવું ) ] પું. ગાંઠ; બંધન.

૨. પું. લંગોટ.

૩. પું. લાકડાનો કંદોરો; માલકાંકણી અથવા બીજા કોઈ વેલાનો કંદોરો.

**આડબીડ** ૧. ( આડબીડ્ ) પું. ( ગ્રામ્ય ) ખેતરાઉ માર્ગ; કેડો.

૨. સ્ત્રી. પડદાની દીવાલ; વચમાં ચણેલી ભીંત.

**આડભીંત** [ આડું + ભિત્તિ ( ભીંત ) ] સ્ત્રી. ઘરમાં પેસતાં એકદમ નજર પડે નહિ તે માટે મોટા બારણાની સામે કરેલી દીવાલ.

**આડભીંતિયું** [ આડું + ભિત્તિ ( ભીંત ) ] ન. પછીત અથવા કરાની જોડે ન પરખાય એવી રીતે એક આડી ભીંત ભરી લઈ ખજાનો રાખવાને કરેલ જગ્યા; પડભીંતિયું; ગુપ્ત કોઠાર; ભીંતની જોડે ભીંત ભરી લઈને બનાવેલો છૂપો કોઠાર કે ભંડાર.

**આડમાર્ગ** ૧. પું. આંતરિક એટલે રાજ્યની અંદરના વેપાર ઉપર લેવાતી જકાત.

૨. પું. કેડી.

૩. પું. બેથી વધારે રસ્તા ભેગા થતા હોય તે જગ્યા.

૪. [ આડું ( વાંકું ) + માર્ગ ( રસ્તો ) ] પું. વાંકોચૂકો રસ્તો.

**આડમૂઠ** સ્ત્રી. ( મરાઠી ) ખરાબાની અથવા પથ્થરવાળી જમીનમાં બીજું વાવેતર.

**આડ મેં** ( આડ્ મેં ) ૧. અ. છૂપી જગ્યાએ સંતાયેલ.

આડ મેં આવવું = (૧) રક્ષણ કરવું. (૨) વચ્ચે આવવું.

૨. અ. તિરકસપણે.

૩. અ. બહાના નીચે; ખોટું કારણ આપીને.

**આડર** ૧. [ અં. ઑર્ડર ] પું. આજ્ઞા; ફરમાન; હુકમ.

૨. પું. ગોઠવણ; રચના.

૩. પું. પરવાનગી; રજા.

૪. પું. મર્યાદા; રીતભાત; આચાર.

૫. પું. શાંતિ. નાટકશાળામાં ઘણી ગરબડ થતી હોય ત્યારે 'ઑર્ડર' કરી શાંત રહેવા બૂમ મારવામાં આવે છે.

૬. પું. સનદ; પરવાનો.

**આડરસ્તો** ૧. [ આડું ( ખોટું ) + રસ્તો ( માર્ગ ) ] પું. આડો કે ખોટો રસ્તો.

૨. [ આડ ( આડું ) + રાહ ( રસ્તો ) ] પું. ગલીકૂંચીવાળો માર્ગ; આડે ફાટનાર રસ્તો; ઉપમાર્ગ; પેટામાર્ગ; ગલી.

**આડલય** સ્ત્રી. ( સંગીત ) લયની ૭ જાત માંહેની એ નામની એક. ગાનાર જો ધ્રુપદના ચાર આવૃત એટલે અડતાલીસ માત્રામાં પૂરા થતા બોલોને બે આવૃત અને આઠ માત્રામાં એટલે બત્રીસ માત્રામાં પૂરા કરે તો તે આડલય સમજવી.

**આડલું** ૧. [ આડું + લુ ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] ન. આડણું; દોરડાને વળ દેવાનું લાકડાનું એક ઓજાર; છેડે ખાંચાવાળી વળ દેવાની સોટી.

૨. ન. જેનાથી તાણા અથવા દોરામાંથી દોરડું વણાય તેવો લાકડાનો કટકો.

**આડવણ** ૧. [ મરાઠી ] સ્ત્રી. ટેકરીની ટોચ અને તળેટી વચ્ચેની જગ્યા.

૨. સ્ત્રી. ઢોળાવ.

**આડવરો** [ આડું + વરો ( ખરચ ) ] પું. આડુંઅવળું ખરચ; પરચૂરણ ખરચો.

**આડવાટે** [ આડું + વાટ ( માર્ગ ) ] અ. આડે રસ્તે.

**આડવાડ** ( આડ્વાડ્ ) ૧. [ હિં. ] સ્ત્રી. અડચણ.

૨. સ્ત્રી. આશરો; રક્ષણ.

૩. સ્ત્રી. ટેકો; આધાર.

૪. વિ. અટકાવનારું; રોકનારૂં.

**આડવાર્તા** [ આડું + વાર્તા ( વાત ) ] સ્ત્રી. મુદ્દાની વાત છોડી કરાતી બીજી વાત; આડકથા.

**આડવાંસ** પું. પક્ષીઓને બેસવા માટેનો વાંસ; વાસયષ્ટિ.

**આડવિદ્યા** [ સં. આડ ( ઊતરતા દરજ્જાનું ) + વિદ્યા ] સ્ત્રી. મુખ્ય ન હોય એવી વિદ્યા.

**આડવી** પું. આડા લાકડાનો એક જાતનો સાંધો.

**આડવું** ૧. (આડ્વું) [સં. આરુ ( બાંબરવું )] અ. ક્રિ. ગળામાંથી ખેંચીને અવાજ કાઢવો; આરડવું; ઘાંઘરડવું.
 ૨. [ હિં. ] સ. ક્રિ. ગીરવી રાખવું.
 ૩. [ સં. અલ્ ( રોકવું ) ] સ. ક્રિ. ( હિંદી ) રોકવું; વારવું.

**આડવોગાડવો** પું. પાણીમાં તરતાં તરતાં રમાતી એક દેશી રમત; અદુડોમદુડો; અબૂક્ષોદબ્બો.

**આડશ** સ્ત્રી. આડી રાખેલી પડદી; આંતરો; પડદો; ભીંત.

**આડશેરી** [ આડ ( મુખ્ય નહિ એવું ) + શેરી ( ગલી ) ] સ્ત્રી. પેટાગલી; નાની પોળ.

**આડસ** સ્ત્રી. આંતરો; પડદો; ભીંત.

**આડસર** ૧. [ આડું + સ ( સરવું ) ] પું.; સ્ત્રી.; ન. પાણી અટકાવવા માટે કરેલી પાળ કે ભીંત; બંધ.
 ૨. પું.; સ્ત્રી.; ન. મોભ; આડી પાટડી; અડસર; છાપરૂં ટકાવવા માટે લંબાઈને સમાંતર રાખવામાં આવતું જાડું લાંબું લાકડું.

**આડસરમાચી** [ આડું + સ ( સરવું ) + મંચ ( ઊંચી બેઠક ) ] સ્ત્રી. ગારા કે માટીથી ચણેલા કરા ઉપર આડસર મૂકવા માટે રાખવામાં આવતું ચોકડું.

**આડસરિયા** ૧. સ્ત્રી. ભરવાડની એક અટક.
 ૨. ન. ભરવાડની એ નામની અટકનું માણસ.
 ૩. વિ. ભરવાડની એ નામની અટકનું.

**આડસરિયું** ન. મોભ; આડસર.

**આડસાલ** [ આડું + સાલ ( વર્ષ ) ] સ્ત્રી. એકાંતરૂં વરસ.

**આડસાલે** અ. દર એકાંતરે વર્ષે; એક મૂકીને બીજી સાલે.

**આડસૃષ્ટિ** [ આડું + સૃજ્ ( ઉત્પન્ન કરવું ) ] સ્ત્રી. બે જુદી જુદી જાતિના સંયોગથી સંકર જાતિની કરાતી ઉત્પત્તિ; 'ક્રોસ-બ્રીડિંગ'.

**આડસો** પું. ઘોડાની એ નામની એક ચાલ; છારકત; પ્લુત ગતિ.

**આડસોડ** ( આડસોડ઼ ) સ્ત્રી. પછેડી. જુઓ આડસોડિયું.

**આડસોડિયું** ( આડસોડ઼િયું ) ૧. ન. છાતીની આડે રહે એમ કપડું ઓઢવાની એક રીત; એક ખભો ઢંકાય અને બીજો ઉઘાડો રહે તેમ ઓઢવું તે.
 ૨. ન. પછેડી; ઓઢવાના મુખ્ય સાધનની સાથે અંદરના ભાગમાં રાખીને ઓઢવાનું કપડું; સોડમાં નાખવાની ચાદર.

**આડસોડે** ( આડસોડ઼ે ) અ. ગળેથી બીજા હાથની બગલમાં આડું નાખતું એવી રીતે.
 બાંધ્યો છે નવિન રૂમાલ આડસોડે.
 ઇંદ્રજિતવધ

**આડહથિયાર** [ આડ ( મુખ્ય નહિ એવું ) + હથિયાર ] ન. હથિયારની ગેરહાજરીમાં બીજું જે કંઈ હથિયાર તરીકે કામ આવે તે સાધન; હથિયાર તરીકે વપરાતી ચીજ.

**આડહો** સ્ત્રી. ઘોડાની એક ચાલ; છારકત; 'ટ્રેન્ટર'.

**આડંગ** પું. ( ડિંગળ ) વરસાદનો દેખાવ.

**આડંબર** ૧. [ સં. ] પું. અહંકાર; તુંપદ; ગર્વ.
 ૨. પું. ખોટો ડોળ; મિથ્યા આટોપ.
 મનની વૃદ્ધિ ત્યારે થાયે,
 ત્યારે મતિ આડંબર ચૂકે જી. પ્રેમાનંદ
 ૩. [ સં. ડમ્ ( અવાજ કરવો ) ] પું. ગંભીર અવાજ.
 ૪. પું. ગુસ્સો; આવેશ.
 ૫. પું. ઢાંકણું; આચ્છાદન.
 ૬. પું. તંબૂ.
 ૭. પું. દબદબો; ભભકો; ઠાઠ.
 ૮. પું. પાંપણ; પોપચા ઉપરના વાળ.
 ૯. પું. પોપચું; આંખનું ઢાંકણ.
 ૧૦. પું. યુદ્ધ વખતે વગાડાતો એક જાતનો મોટો ઢોલ. આ એક વૈદિક વાજિંત્ર છે. તેનો ઉપયોગ જૈન ધર્મની ચડતીના વખતમાં ચાલુ હતો. ધૈવત સ્વર આડંબરમાંથી નીકળે છે.
 ૧૧. પું. લડાઈનો કોલાહલ; યુદ્ધનો ઘોંઘાટ.
 ૧૨. પું. લાંબુંપહોળું છવાઈ રહેવાપણું; ઘટાટોપ.
 ૧૩. પું. વરસાદની ગર્જના.
 ૧૪. પું. વાદિત્રનો શબ્દ; વાજાનો અવાજ.
 ૧૫. પું. શરીરને ઘસવું ને ચંપી કરવાપણું.
 ૧૬. પું. શરૂઆત; આરંભ.
 ૧૭. પું. સિંહની ગર્જના.
 ૧૮. પું. સુખ; આનંદ.
 ૧૯. પું. હર્ષ; ખુશાલી.
 ૨૦. પું. હાથીનો અવાજ.
 ૨૧. પું. હુમલો કરતી વખતે કરવામાં આવતો રણશિંગાનો અવાજ.

**આડંબરયુક્ત** ૧. વિ. અભિમાની; ગર્વિષ્ઠ.
 ૨. [ સં. આડંબર ( ડોળ ) + યુક્ત ( જોડાયેલ ) ] વિ. ખાલી દેખાવવાળું; આડંબરી.
 ૩. વિ. પંડિતાઈનો ડોળ કરનાર.

**આડંબરી** ૧. [ સં. આડંબર ( અહંકાર ) + ઇન્ ( વાળું ) ] વિ. અભિમાની; ગર્વિષ્ઠ; અહંકારી.
 ૨. [ સં. આડંબર ( ડોળ ) + ઇન્ ( વાળું ) ] વિ. ડોળી; ખોટો દેખાવ રાખનાર.
 ૩. વિ. વિદ્યાદંભી; પાંડિત્યદંભી; પંડિતાઈનો ડોળ કરનાર.

**આડા** ૧. [ હિં. ] પું. કરવત.
 ૨. પું. મોચીની રાંપી.
 ૩. પું. વહાણની અંદરનો લાકડાનો એ નામનો થાંભલો; શહતીર.
 ૪. પું. બ. વ. ( વહાણવટું ) અડ્ડા; એક બાજુથી બીજી બાજુ સુધી જડવામાં આવતાં જાડાં લાકડાં. આ શબ્દ દ્વારકા તરફ વપરાય છે.
 ૫. પું. બ. વ. આડાઈ; હઠ; જિદ.
 સીમંતને રહ્યા થોડા દહાડા, કુંવરબાઈ લે છે આડા.
 પ્રેમાનંદ
 ૬. સ્ત્રી. આધાર; ટેકો.
 ૭. સ્ત્રી. કાપડની એક જાત.
 ૮. સ્ત્રી. ( પ્રાકૃત ) પાણીમાં તરનાર એક જાતનું પક્ષી.
 ૯. ( આડ઼ા ) [ હિં. ] વિ. ફરેબ કરે એવું; છેતરનારૂં.
 ૧૦. ( આડ઼ા ) વિ. વાંકું.

**આડાઅવળા** ૧. વિ. અવળું; ઊંધું.
 ૨. વિ. ખરૂંખોટું; ઊંધુંચત્તું.
 ૩. વિ. ખૂબ; અતિશય.
 ૪. વિ. ખોટું; જૂઠું.
 ૫. અ. ચારે તરફ; બધે ઠેકાણે.
 આડાઅવળા થઈ જવું = વિખેરાઈ જવું.
 ૬. અ. વગર વિચારે.

**આડાઈ** ૧. [ આડું + આઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અવળાઈ; વાંકાપણું.
 ૨. સ્ત્રી. આડું પડવાની કે હરકત લેવાની ટેવ; ઊંધું ચાલવાની વૃત્તિ; પ્રતિકૂળતા; વિઘ્નસંતોષી પ્રકૃતિ.
 ૩. સ્ત્રી. વિરુદ્ધતા.
 ૪. સ્ત્રી. હઠ; દુરાગ્રહ; જીદ.

**આડાખીલી** ૧. સ્ત્રી. આગળી; ભોગળ.
 ૨. સ્ત્રી. આડખીલું.
 ૩. [ આડું + ખીલી ] સ્ત્રી. નડતર; હરકત; અડચણ; વિઘ્ન; ફાંસ; આડખીલી.

**આઢાખેમટા** ( આડાખેમટા ) [ હિં. ] પું. ( સંગીત ) મૃદંગનો સાડીતેર માત્રાનો એક તાલ. તેમાં ત્રણ આઘાત અને એક ખાલી રહે છે. કોઈ કોઈ આમાં ખાલીનો વ્યવહાર નથી કરતા, આ તાલના બોલ: ધા તેરે કેટે ઘેને ધાગે નાગે તેન | તાકે તેરે કેટે ઘેન ધાગે નાગે તેન.

**આઢાગોઢા** ( આડાગોડા ) [ હિં. ] પું. કચરો.

**આઢાચૌતાલ** ( આડાચૌતાલ ) [ હિં. ] પું. (સંગીત) સાત પૂર્ણ માત્રાનો મૃદંગનો એક તાલ. આમાં ચાર આઘાત અને ત્રણ ખાલી હોય છે. આ તાલના બોલ: ધાગ્ ધાગે દિંતા, કેટે, ધાગે, દિંતા, ગદિ ઘેને ધા. બીજા મત પ્રમાણે આના બોલ આ પ્રમાણે છે:–ધાગે તેટે કેટે તાગ તાગે તેટે, કેટે તગે ઘેત્તા તેટેક તા ગદિ ઘેને ધા.

**આઢાઝૂડ** ( આઢાઝૂડ ) વિ. આડુંઅવળું પથરાયેલું; ગમે તેમ ફેલાયેલ; ગીચ.

**આઢાઠેકા** ( આડાઠેકા ) [ હિં. ] પું. ( સંગીત ) ચાર દીર્ઘ માત્રાની આઠ અને ચાર અણુની એક એમ કુલ નવ માત્રાનો એક તાલ. જ્યારે ઠેકામાં ચાર દીર્ઘ માત્રા આપવામાં આવે તો આમાં દરેકની સાથે સાથે એક એક અણુ માત્રા લગાડવામાં આવે છે. આના મૃદંગના બોલ આ પ્રમાણે છે: ધાંકેટે તાગ ધી ઍન ધા ધા ધિન ધિ ઍન તકેટે તાગધિ ઍન ધા ધા તિન તિઍન ધા.

**આઢાદેણ** ૧. [ આડું + દા ( આપવું ) ] વિ. આડે દેવાતું; બહાનારૂપ.

૨. વિ. દુ:ખ અથવા મુશ્કેલીમાં મદદ કરનાર.

**આઢાપંચતાલ** ( આડાપંચતાલ ) [ હિં. ] પું. (સંગીત) પાંચ આઘાત અને નવ માત્રાનો એક તાલ. તેના બોલ: ધિં તિર કિટ, ધિંના ધિ ધિ નો ના તુ ના, કત્તા ધિ ધિ, ના. ધિ ધિ ના.

**આઢાપાટલી** [ આડું ( ગાડાનું ખલવું ) + પાટલી ] સ્ત્રી. ( ગ્રામ્ય ) ગાડાનાં આડાં જેની અંદર ઘાલવામાં આવે તે પાટલી.

**આઢાબેડી** ( આઢાબેડી ) સ્ત્રી. લોઢાના ડાંઢામાં કડાં જોડી બનાવેલી બેડી.

**આઢાબોલું** ૧. વિ. ઊલટું બોલનાર; વિરોધી.

૨. [ આડું ( ખોટું ) + બોલું ( બોલનાર ) ] વિ. ખોટાબોલું; અસત્યવાદી.

૩. વિ. વચ્ચે બોલનારું; કોઈ બોલતું હોય ત્યાં બોલવા લાગી જનાર.

૪. [ આડું ( વાંકું ) + બોલું ( બોલનારું ) ] વિ. વાંકાબોલું; વિરુદ્ધ બોલનાર; અવળાં વેણ કાઢનાર.

૫. [ આડું + બોલું (બોલનારું) ] વિ. સંબંધ વગરનું બોલનાર; પૂર્વાપર સંગતિ વિનાનું કહેનાર.

**આઢામોઈ** [ આડું ( હઠીલું ) + મોંહી ( મોઢાવાળી ) ] વિ. સ્ત્રી. જક્કી; હઠીલી; જિદ્દી.

**આઢારક** પું. એ નામનો ઋષિ.

**આઢારજપૂત** ૧. ન. એ નામની રજપૂતની જ્ઞાતિનું માણસ.

૨. વિ. ગુજરાતના રજપૂતની ૧૦૮ પેટાજ્ઞાતિ માંહેની એ નામની એકનું.

**આઢારવું** ૧. સ. ક્રિ. દુ:ખ દેવું; પીડવું.

૨. સ. ક્રિ. બીવરાવવું.

**આઢાં** ૧. ન. બ. વ. ( વહાણવટું ) અઢા; એક બાજુથી બીજી બાજુ સુધી જડવામાં આવતાં જાડાં લાકડાં. આ શબ્દ જાફરાબાદ તરફ બોલાય છે.

૨. ન. બ. વ. ગાડા ઉપર પાંજરી મૂકતાં જેની સાથે દોરી બાંધે તે ટેકા; ગાડાનાં પાંજરાં ટેકવવાના લાકડાના ઠોયા; ઉઢણ.

**આઢાંઠોઢાં** [ આડું + દોઢું ] ન. બ. વ. ખટપટ; આડકતરી તજવીજ.

**આઢિ** ૧. [ સં. ] પું. એ નામનું એક માછલું.

૨. પું. ગીધના જેવું એક જાતનું પક્ષી. તેને શરાલિ પણ કહે છે.

**આઢિકા** સ્ત્રી. એક જાતનું પક્ષી. જુઓ આઢિ ૨.

**આઢિટર** ૧. પું. સાંભળનાર; શ્રોતા.

૨. [ અં. ઑડિટર ] પું. હિસાબ તપાસનાર માણસ; નામું જોનાર માણસ; આયવ્યયપરીક્ષક.

**આઢિયાકરસણ** સ્ત્રી. એ નામની એક ઘેરા લીલા રંગનાં, રુવાંટીવાળાં, બે ઈંચ લાંબાં અને એક ઈંચ પહોળાં અને કાંગરીદાર કોરવાળાં પાનવાળી ઔષધિ; અજમોદ. તેને સફેદ અથવા જાંબલી ઝાંયનાં આકરી વાસવાળાં ફૂલના ઝૂમખા અને કાળા રંગનાં, તળિયે ધોળી ટપકીવાળાં અને વાંકી ધારવાળાં ફળ હોય છે. તેને અજગંધા, ગંધારી તલવણી, તનમનિયું અને રાતી તલવણી પણ કહે છે.

**આઢિયું** ૧. ન. અરધો ભર; અરધું ભરોટું.

૨. ન. કપાળ પર કરવામાં આવતી આડ.

૩. ન. ખળાવાડમાં કપાસ નાખવા કડબ વગેરેથી કરેલ ઓથ.

૪. ન. ઘાસની ગંજી.

૫. ન. તોફાની ઢોરને ગળે બાંધવામાં આવતું લાકડું; ડેરો.

૬. ન. ત્રિપુંડ કરવાનું કોતરેલું બીબું; કપાળમાં આડ કરવાનું બીબું.

૭. ન. નાકમાં વારંવાર લીટ આવતું હોય ત્યારે ખંખેરી નાખવાને બદલે હાથની કોણીથી કાંડા સુધીનો ભાગ નાકે ઘસવાથી થતો લપેટો.

૮. [ અર્દ્ધ ( કરવત ) + વર્ધ્ ( કાપવું ) ] ન. પાણા કે લાકડાંને આડાં વહેરવાનું કરવત.

૯. ન. બે બાજુ કસો બાંધવાની બંડી; પાસાબંધી.

૧૦. ન. ભારી ઉપાડવી સહેલ પડે તે માટે આડું બાંધેલું દોરડું.

૧૧. ન. લુહારકામની હથોડી.

૧૨. ન. સુતરાઉ પનિયું.

૧૩. વિ. વચ્ચે આવનારું.

આઢિયુંઊભિયું = મોટેરું, કેમકે દુ:ખની વખતે તે આડું ઊભું રહે છે.

**આઢિયો** ૧. પું. ( કચ્છી ) ચોરણાની નાડી; ઇજારબંધ.

૨. પું. ૭ પાળિયાં એટલે પાળ બાંધી એક ધોરિયાથી પવાતા ક્યારાનો જથ્થો.

૩. પું. છાપરાનો વળો.

૪. પું. ( કચ્છી ) પનિયું.

૫. પું. પેટલાદ તરફ રમાતી એ નામની એક દેશી રમત.

૬. પું. મુખ્ય ધોરિયામાંથી નીકળતો આડો ધોરિયો.

૭. પું. વહાણનો એક ભાગ.

૮. પું. હોડકાની વચ્ચે છેટા છેટા જડેલા લાકડાના ત્રણ કટકામાંનો વચલો.

**આઢિલ્લ** પું. ( સંગીત ) પહોળો ઉચ્ચારાતો મંદ્ર કે મધ્ય સ્વર.

**આઢી** ૧. પું. ( પુરાણ ) અંધકાસુરનો દીકરો. એણે આકરું તપ કરી બ્રહ્મદેવને પ્રસન્ન કરી અમરત્વ માગતાં એ મેળવવું બહુ મુશ્કેલ છે એમ તેમણે કહેતાં એણે ફેરવીને વરદાન માગ્યું કે હું રૂપાંતર થયા વગર મરું નહિ. બ્રહ્મદેવે તથાસ્તુ કહ્યું. પછી આઢી પોતાના બાપને મારનાર શિવનું વેર મનમાં આણીને કૈલાસ ગયો. શિવના રહેઠાણ પર વીરક નામનો શિવગણ ચોકી પર હતો. તે પોતાને અડચણ ન કરે એમ ધારીને આઢી સર્પનું રૂપ લઈ છૂપી રીતે ઘરમાં દાખલ થયો. પછી પાર્વતીનું રૂપ લઈ શિવની પાસે ગયો. એ રૂપાંતર થયો હતો એમ શિવને જાણ થતાં આઢીએ મેળવેલા વરદાનને અનુસરી શિવે એને મારી નાખ્યો.

૨. પું. ( સંગીત ) એ નામનો એક રાગ.

૩. ( આડી ) [ હિં. ] પું. ( સંગીત ) તબલાં, મૃદંગ વગેરે બજાવવાની એક રીત. એમાં કોઈ તાલના પૂરા સમયના ત્રીજા, છઠ્ઠા કે બારમા ભાગમાં પૂરો તાલ બજાવી લેવામાં આવે છે.
૪. [ હિં. ] પું. ભાગીદાર; જોડીઓ; પક્ષનો માણસ.
૫. સ્ત્રી. અડચણ; હરકત; પ્રતિબંધ.
૬. સ્ત્રી. અડપલું; ચાળો.
માતા જશોદા તમારો કાન
કે નીત **આડી** કરે રે લોલ. લોકગીત
૭. સ્ત્રી. આખડી; બાધા.
અંબા જોયાની છે **આડી** રે. સ્ત્રીગીત
૮. સ્ત્રી. આડ; આડું તિલક.
૯. સ્ત્રી. આડાઈ; અવળાઈ; હઠ; જક.
૧૦. [ સં. આવૃત્ ( ફેરવવું ) ] સ્ત્રી. આડે મૂકવાની ચીજ; કમાડ ખાટલા વગેરેની વચમાંનું આડું લાકડું.
ચિતાની આડી = ચિતાની અંદર મુડદું સરખું રાખવા આડું રાખેલું લાકડું.
૧૧. સ્ત્રી. એ નામની એક રમત. જુઓ આટાપાટા.
૧૨. [ સં. આડિ ] સ્ત્રી. એક જાતની માછલી.
૧૩. સ્ત્રી. કુસ્તીનો એક દાવ.
૧૪. સ્ત્રી. છાપરાના વળા ટેકવવા નખાતું આડસરથી પાતળું લાકડું.
૧૫. સ્ત્રી. નાનું કરવત.
૧૬. સ્ત્રી. પાસાભેર મૂકેલી ચીજ.
૧૭. સ્ત્રી. લાકડાં વગેરે ગાડામાં ભરતાં તેનો સાટો ખરાબ ન થાય તે માટે ઈસ ઉપર બંને છેડે અને એક વચમાં ઠામર ઉપર મૂકવામાં આવતાં ત્રણ આડાં લાકડાં.
૧૮. સ્ત્રી. હદ; સીમા.
૧૯. [સં. આડિ] ન. એ નામનું પક્ષી; શરારિ; આટિ.
વસિષ્ઠમુનિ વિશ્વામિત્રના શાપથી **આડી** નામના પક્ષી થયા હતા. ભગવતી ભાગવત
૨૦. વિ. સ્ત્રી. વિરુદ્ધ; ઊલટી.
આડી જીભ વાળવી = વિરુદ્ધ મત આપીને વિઘ્ન નાખવું; વાતને તોડી નાખવી.

**આડીઆણ** [ આડું ( વિરુદ્ધ ) + આજ્ઞા ( હુકમ ) ] સ્ત્રી. અટકાવ કરવા માટે દેવાતા સમ; શપથ; પ્રતિજ્ઞા; કસમ; આથી આગળ ન જવું એવી સોગનપૂર્વક કરાતી આજ્ઞા.
**આડીઆણો** દીધી છે અમને
રઘુપતિરામ હદેમાં રહેજો રે. દલપતરામ

**આડીઉં** ૧. ન. અંગૂઠો તથા આંગળાં જોડી વચ્ચે સહેજ ખાડો રાખી કરાતો પંજાનો આકાર; આડોખોબો.
૨. જુઓ આડિયું.

**આડીઓ** પું. ૭ પાળિયાં એટલે પાળ બાંધી એક ધોરિયાથી પવાતા ક્યારાનો જથ્થો. જુઓ આડિયો.

**આડીખીલી** સ્ત્રી. નડતર; વચ્ચે અડચણકર્તા હોય તે.

**આડીટડીવેલ** (આડીટડીવેલ) સ્ત્રી. જરી અને ભરતકામમાં ઉપયોગમાં આવતી લાકડા ઉપર કોતરેલી એક વેલની છાપ.

**આડીતર** ૧. [ આડું + તૄ ( તરવું ) ] સ્ત્રી. પાણીમાં શરીર તિરકસ રાખીને તરવાની રીત.
૨. સ્ત્રી. સામે કિનારે લઈ જનાર હોડી.
૩. સ્ત્રી. હોડી વડે નદી વગેરેની બીજી પાર જવાપણું.

**આડીતડી** (આડીતેડી) ૧. વિ. સ્ત્રી. આડીઅવળી.
૨. વિ. સ્ત્રી. જેવી તેવી.

**આડીપાટલી** સ્ત્રી. જેના ઉપર બે કરેડાની વચ્ચે રેંટિયાનું ચક્કર રહે તે નીચેનો આધાર.

**આડીભાષા** ૧. [ આડું + ભાષા ( વાણી ) ] સ્ત્રી. અટપટી વાણી; મુશ્કેલ બોલી.
૨. સ્ત્રી. આડું બોલવું તે; ઊલટી વાણી; અવળવાણી; ગોરખવાણી.

**આડીરાત** ૧. [ આડું ( વચમાં ) + રાત ] સ્ત્રી. અમુક બે દિવસો વચ્ચે આવતી રાત.
આડીરાત તેની શી વાત? = અણધારી આફત આવી પડે તે કોણ જાણી બેઠું છે?
૨. સ્ત્રી. ( ગ્રામ્ય ) ભવિષ્ય; ભાવી.

**આડીલીટી** સ્ત્રી. ઊભી નહિ એવી લીટી; 'ડેશ'.

**આડીવલી** સ્ત્રી. ગુદનલિકાની અંદરની બાજુએ આવેલ લગભગ અર્ધચંદ્રાકાર પડદા; 'ટ્રાન્સવર્સ ફોલ્ડઝ'. આ આડીવલીઓ ત્રણ અને કોઈમાં ચાર હોય છે. તે કલા એટલે પાતળા ચામડી વડે ઢંકાયેલા માંસતંતુઓની બનેલી છે. તેમાંની એક ગુદનલિકાની શરૂઆતમાં જમણી બાજુ તરફ, બીજી તેનાથી સહેજ નીચે ડાબી બાજુ તરફ, જ્યારે ત્રીજી અને સૌથી મોટી વલી અથવા આડો પડદો બસ્તિની પાછળ ગુદનલિકાની આગલી બાજુએ આવેલી હોય છે.

**આડીવાટ** ૧. સ્ત્રી. માણસનો પગરવ ઓછો હોય તેવો રસ્તો; આડો રસ્તો.
આડીવાટની ધૂળ = કંઈ નહિ; કાંઈ, કારણકે **આડી** વાટે ધૂળ લગભગ નહિ જેવી જ હોય છે.
૨. સ્ત્રી. મુશ્કેલીથી જઈ શકાય તેવો રસ્તો.
૩. [ આડું ( વચ્ચે ) + વાટ ( રસ્તો ) ] સ્ત્રી. વચલો માર્ગ; ખેતર કે વાવેતર વગેરેની વચમાં થઈને જતો માર્ગ.

**આડીવાડી** ( આડીવાડી ) ૧. સ્ત્રી. ઓથ; રખોપું; આશરો; છત્રછાયા; રક્ષણ.
આડીવાડી હોવી = રક્ષણ હોવું; આશ્રય હોવો.
૨. સ્ત્રી. ખટપટ.
૩. સ્ત્રી. ( ગ્રામ્ય ) વંશપરિવાર; કુટુંબકબીલો; વસ્તાર; બાળબચ્ચાં; છૈયાંછોકરાં; પરિવાર.

**આડીશેરી** સ્ત્રી. મોટી શેરીમાંથી નીકળેલી પેટા ગલી.

**આડીસગાઈ** સ્ત્રી. મા તરફનું સગપણ.

**આડુ** ( આડુ ) ૧. પું. ( કચ્છી ) કડિયો.
૨. પું. ( કચ્છી ) ગોવાળિયો; ઢોર ચારવા જનાર.
૩. ન. ચરખામાંથી અમુક તાર ભેગા કરી જોઈતી લંબાઈની મરતૂલ એટલે સાળમાં વપરાતી કોકડી બનાવવાનું સાધન.
૪. ન. તેજી; શક્તિ.
આડુમાં આવવું = તેજીમાં આવવું; શક્તિ આવવી.
૫. ન. થાક; શ્રમ.
૬. [ સં. અંડ ] ન. પીચ નામનું ફળ. તે ઠંડા દેશમાં થાય છે.
૭. ન. પીચનું ઝાડ.
૮. ન. મુસાફરી.
૯. ન. હઠ; જિદ.

**આડુઆંક** પું. ( જૂ. ગુ. ) અવધિ; છેવટ; આડોઆંક.
સહી જાણુ નિ **આડુઆંક** કાંઈ નથી રાયનું વાંક. ભાલણ

**આડુદાર** (આડુદાર) વિ. (ગ્રામ્ય) મોભાવાળું; પ્રતિષ્ઠિત.

**આડું** ૧. [સં. આ (ઊલટું) + વૃત્ (હોવું)] ન. અણગમતી વાત; રીસ ચડે તેવી બાબત; પ્રતિકૂળતા.
૧. આડું અવળું લેવું = ઊંધડું લેવું; ઠપકો દેવો.
૨. આડું પડવું = (૧) અણગમતી વાતથી કે ઊલટું સમજવાથી વાંકું પડવું; માઠું લાગવું; રીસ ચડવી. (૨) એક બાજુ પર હોવું. (૩) રોકવું.
૨. ન. અંતરાય; હરકત; પ્રતિબંધ.
૧. આડી ખીલી–આડો ખીલો = વચ્ચે અડચણ કરનારી ચીજ; નડતર.
૨. આડું ઊતરવું = (૧) અપશુકન તરીકે

આડું ઊતરવું; અપશુકન થવાં. (૨) વચમાં હરકત નાખવી. (૩) સામું થવું.

૩. આડો હાથ કરવો-ઘાલવો = (૧) અડચણ કરવી કે નાખવી; વચ્ચે અંતરાય કરવો. (૨) કામ કરતાં અટકાવવું.

**૩.** ન. આડાઈ; અવળાઈ; વિરુદ્ધતા; હઠીલાઈ.

૧. આડું ચડવું = હઠીલાઈ કરવી.

૨. આડું દેવું = બહાનું દેવું; બહાનું કાઢવું.

**૪.** ન. ઉપર ઘોડિયાના મોરવાયા અને નીચે પાયા સાલવવામાં આવ્યા હોય તે ગોળ લાકડું.

**૫.** ન. ખોટું લાગવાપણું.

**૬.** ન. ગાડા ઉપર પાંજરી મૂકતાં જેની સાથે દોરી બંધાય તે ઊભો ટેકો; ગાડાની સાઠી ઉપર આવેલ ઊભો સીધો કટકો; ખલવું.

**૭.** ન. જે કંઈ વચ્ચે પડેલું હોય તે.

**૮.** ન. ઠાઠડીને ટેકવી રાખવા માટે આડું રાખવામાં આવતું લાકડું.

**૯.** ન. ઠામચિયામાં આડાં રાખવામાં આવતાં ત્રણ લાકડાં માંહેનું દરેક લાકડું.

**૧૦.** ન. બચ્ચું આડું આવવું તે; જણતી વખતે ગર્ભ આડો હોવો તે.

આડું ભાંગવું = જણતી વખતે બાળક આડું આવતું હોય તેને બહાર કાઢવું.

**૧૧.** ન. ભૂત; પ્રેત; પિશાચ; મેલું.

**૧૨.** ન. મારવાનું જાડું લાકડું; બહુ જાડી લાકડી.

**૧૩.** ન. સંઘાડિયાના સંઘાડામાં બન્ને બાયામાં રહેતું આડું લાકડું.

**૧૪.** વિ. અણગમતું; અપ્રિય.

**૧૫.** વિ. અનિયમિત; ઠરાવ સિવાયનું.

**૧૬.** વિ. આડકતરું; પરોક્ષ.

આડી રીતે = (૧) ત્રાંસા રહીને. (૨) સમજાય નહિ તેમ; પરોક્ષ રીતે.

**૧૭.** વિ. આડા સ્વભાવનું; ઊંધી પ્રકૃતિનું; અવળચંડું.

૧. આડા થવું = (૧) આડું પડવું; અડચણ નાખવી. (૨) વિરુદ્ધ પડવું; સામે થવું. (૩) સૂઈ જવું; ડિલ લાંબું કરવું. (૪) હઠીલાઈ કરવી.

૨. આડાં દોઢાં કરવાં = ખટપટ કરવી.

૩. આડું બોલવું = (૧) જૂઠું બોલવું. (૨) બોલેલું ફરી જવું. (૩) વાંકું બોલવું. (૪) વિરુદ્ધ બોલવું.

૪. આડે લાકડે આડો વહેર = લોઢું લોઢાંને ખાય; આડા માણસ સાથે આડાઈથી જ વર્તવું ઘટે; શઠં પ્રતિ શાઠ્યમ્.

૫. આડે લાકડે આડો વાઢ = જેવાની સાથે તેવા થવું.

૬. સીધો રહીને દૂધ ન પીએ, આડો રહીને મૂતર પીએ = અવળા માણસને માનપૂર્વક કોઈ કામ કરવાનું કહ્યું હોય ત્યારે ન કરે, પણ પછી દબાણ થાય ત્યારે તેનું તે કામ કે તેથી હલકું કામ હડધૂત થઈને કરે.

**૧૮.** વિ. ઊભું નહિ તેવું; પડખાભર; જેના છેડા અને લાંબું પાસું જમીનને લાગેલાં હોય એવું; જમીનની સપાટી પર પથરાયું હોય તેવું.

૧. આડા ને ઊભા દેવા = આંકવું; ડામવું.

૨. આડું પડખું કરવું = જરા સૂવું.

૩. આડું વધવું = જાડું થવું.

૪. આડે પડખે થવું = સૂવું; પડખું વાળીને સૂવું.

**૧૯.** વિ. ઊંધું; અવળું.

૧. આડી દોટે ખાવું = (૧) અપ્રમાણિક રીતે ધમધોકાર ઘર ભર્યે જવું. (૨) આખાં સાકરકોળાં ગળી જવાં; લાંચ પેટે કોઈની મિલકત પચાવી પાડવી.

૨. આડું તેડું વેતરવું = ઊલટું કરી બગાડી નાખવું; ઊંધું વેતરવું; વિવાહની વરસી કરી મૂકવી.

૩. આડે હાથે = ખોટે માર્ગે; અપ્રમાણિકપણે; બદદાનતથી; છૂપી રીતે.

૪. આડે હાથે ઉસરડવું = ગમે તેમ કરીને એકઠું કરવું.

૫. આડો અવળો હાથ પડવો-મારવો = (૧) ચોરીથી મેળવવું. (૨) લાંચ રિશ્વત અથવા અનીતિના માર્ગે ખીસું ભરવું; ગમે તેમ કોઈનાં ઊંધાંચત્તાં કરી સારી પેઠે ચોતરફથી કમાવું.

૬. આડો વહેવાર = પરપુરુષ અથવા પરસ્ત્રી સાથેનો મૈથુનસંબંધ; વ્યભિચાર; જારી.

૭. આડો સંબંધ = (૧) ખરાબ સંગત; વહેમ પડતો વહેવાર. (૨) પરપુરુષ કે પરસ્ત્રી સાથેનો મૈથુનસંબંધ; વ્યભિચાર; જારી.

૮. આડો હાથ મારવો = લાંચ લેવી; ધંધામાં ગરબડ કરવી.

**૨૦.** વિ. ખોટું; વાંકું.

**૨૧.** વિ. વચ્ચે પડ્યું હોય તેવું.

૧. આડાં અવળાં વહેવું = (૧) આમતેમ ચાલવું. (૨) પવન વાવો.

૨. આડાં લાકડાં લેવાં = અકાળે મરણ પામવું; વૃદ્ધ વડીલોની હયાતીમાં મરણ થવું.

૩. આડું ઊભું રહેવું = વચ્ચે આવવું.

૪. આડે આવવું = (૧) ચાલતી વાત અટકાવી બીજી કાઢવી. (૨) બચ્ચાનું ગર્ભદ્વારમાંથી અવળી રીતે આવવું. (૩) વચમાં પડવું. (૪) સંકટ સમયે સહાય થવું; મદદે આવવું. (૫) સામે થવું; વિરુદ્ધ થવું. (૬) હરકત કરવી; કનડવું; નડવું.

૫. આડે વગડે = (૧) ચોમેર; સર્વત્ર. (૨) રસ્તા વગર; આડે ધડ.

૬. કામમાં આડા ને આઢા આવવું = (૧) કામમાં વચ્ચે આવવું. (૨) દખલગીરી કરવી.

૭. પુરુષના નસીબ આડું પાંદડું છે = માણસનું નસીબ ક્યારે અને કેવી રીતે ઊઘડશે તે કહી શકાતું નથી.

૮. બારણાં વચ્ચે આડું ઊભું રહેવું = બારણું રોકીને ઊભવું.

**૨૨.** વિ. વાંધાખોરિયું; વાંધાપાડિયું.

**૨૩.** વિ. સામાન્ય; ગૌણ; મુખ્ય નહિ એવું.

૧. આડું ફાટવું = (૧) એકાએક આડે રસ્તે જવું; અમુક બાબત અમુક રીતે થતી હોય તેથી આડે જ માર્ગે ઊતરી પડે તેવું થવું. (૨) ઓચિંતા ફરી જવું. (૩) તકરાર થવી. (૪) બીજાની તકરારમાં માથું મારવું. (૫) મુખ્ય રસ્તો છોડી જુદો માર્ગ લેવો. (૬) મુદ્દાની વાત મૂકીને નાની બાબત ઉપર ચડી જવું; પ્રસંગાંતર કરવું. (૭) વિરુદ્ધ પડવું; આડા જવું.

૨. આડે દહાડે = તહેવાર અથવા ખાસ પ્રસંગ ન હોય તેવે દહાડે.

૩. આડો રસ્તો = ગાડા માર્ગ.

**૨૪.** વિ. સામું; વિરુદ્ધ.

આડી મૂઠી = (૧) ઠોંસો; ઘુસ્તો. (૨) મૂઠીથી થોડું.

**૨૫.** વિ. સીધું નહિ એવું; વાંકું વળેલું; વક્ર; તિરકસ.

૧. આડું જોઈ ચાલવું = મોઢા સામું જોયા વિના ચાલવું; નજર મેળવ્યા સિવાય ચાલ્યા જવું.

૨. આડું જોવું = (૧) અવળું જોવું; એક બાજુ નજર કરવી. (૨) ત્રાંસી નજરે જોવું. (૩) શરમાવું.

૩. આડું દોરવું = આડી ત્રાંસી લીટી દોરવી.

૪. આડું વળવું = એક બાજુએ જવું.

૫. આડું વેતરવું = (૧) ઊંધું બોલવું. (૨) ત્રાંસું કાપવું.

૬. આડો આંક = (૧) તોબા; ત્રાહિ. (૨) હદ; અવધિ. જૂના વખતમાં પૂર્ણ વિરામને માટે આડી લીટી વપરાતી અને તે વાક્યનો છેડો સૂચવતી.

૭. આડો આંક વાળવો = (૧) ગજબ કરવો. (૨) હદ વાળવી.

**૨૬.** વિ. હઠીલું; જક્કી; મમતી.

૨૭. જા. એક બાજુ; આડી બાજુએ; ઊલટું; વિમુખ.

આડી અવળી વાતો = (૧) ગામગપાટા. (૨) સંબંધ વગરની કુથલી.

૨૮. જા. નડતરરૂપે; માર્ગમાં; વચ્ચે; અંતરાય તરીકે.

આડી જીભ કરવી-ઘાલવી = (૧) આડું બોલીને વચમાં હરકત નાખવી. (૨) કોઈ શુભ કાર્ય કરતું હોય તેને વારવું.

૨૯. જા. વચમાં; દરમિયાન; વચગાળે.

૩૦. જા. સામે; વિરુદ્ધમાં.

૧. આડું ચાલવું = (૧) કહ્યા પ્રમાણે ન ચાલવું. (૨) ખરાબ રસ્તે ચાલવું. (૩) વિરુદ્ધ ચાલવું.

૨. આડું નાખવું = છોકરાંઓ અર્થ નાખવાની રમત રમે છે તેમાં કોઈને એક અર્થનો જવાબ ન આવડે ત્યારે તે સામો અર્થ પૂછે તેને આડું નાખવું કહે છે.

૩. આડું રહીને સાંભળવું = છૂપી રીતે સાંભળવું.

૪. આડે ઊતરવું = (૧) અપશુકન થવા. (૨) સામું થવું.

**આડુંઅવળું** ૧. [ આડું + અવળું ] વિ. અતિશય; ઘણું.

૨. વિ. અયોગ્ય; અઘટિત; અણછાજતું.

૩. વિ. અવળું; ઊંધું.

૪. વિ. ઊલટુંસૂલટું; ઊંધુંચત્તું; ગરબડિયું; આડું ને ઊભું.

આડુંઅવળું સમજાવવું = ઊંધુંચત્તું સમજાવવું.

૫. વિ. ખોટું; જૂઠું.

૬. વિ. મુદ્દા બહારનું; અપ્રસ્તુત; વિષયને નહિ લગતું.

૭. વિ. વજૂદ વગરનું; બિનપાયાદાર.

૮. વિ. વાંકુંચૂકું; ફેરવાળું.

૯. જા. આમતેમ; આડી અથવા અવળી બાજુએ.

૧૦. જા. ચારે તરફ; બધે ઠેકાણે; સર્વત્ર.

**આડુંઆડું** ૧. વિ. ઊલટું; સામું; વિરુદ્ધ.

૨. વિ. હઠીલું; જિદ્દી.

૩. જા. દખલ કરે તેમ.

**આડું આંદોલન** ન. જે દિશામાં શક્તિનું સંચાલન થતું હોય તે દિશામાં જતું મોજું; 'વેવ્ઝ લૉંજિટ્યુડિનલ'.

**આડુંઊભું** ૧. ન. ( ગ્રામ્ય ) મોટેરું; વડીલ.

એના ઘરમાં આડુંઊભું કોઈ નથી. — લોકોક્તિ

૨. [ આડું + ઊભું ] વિ. લંબાઈએ અને પહોળાઈએ હોય તેવું; આડું અને ઊભું; લંબાઈમાં અને ઊંચાઈમાં એવું; લાંબું ને પહોળું.

૩. જા. લંબાઈમાં અને પહોળાઈમાં.

**આડુંટેડું** ( આડુંટેડું ) ૧. વિ. ફક્કડ; છેલબટાઉ.

૨. વિ. વાંકુંચૂકું; ઊંધુંચત્તું.

આડુંટેડું વેતરવું = ઊંધુંચત્તું કરી બગાડી નાખવું; ખરુંખોટું કરી મેલવું.

૩. જા. આમતેમ; અહીંતહીં; જ્યાંત્યાં.

૪. જા. ઊલટુંસૂલટું; આડુંઅવળું.

**આડુંતેડું** ( આડુંતેડું ) વિ. આડુંઅવળું. જુઓ આડુંટેડું.

**આડુંદોઢું** ૧. ન. આડીઅવળી વાત.

૨. વિ. આડુંઅવળું; ઊંધુંચત્તું; ઊલટસૂલટ.

૩. જા. જ્યાંત્યાં; આમતેમ.

**આડૂ** ( આડૂ ) ૧. [ સં. આલુ ] પું. એ નામના ફળનું ઝાડ.

૨. [ હિં. ] પું. એક જાતનું ફળ; પીચ નામનું ફળ. તેનો સ્વાદ ખટમીઠો હોય છે. દહેરાદૂન તરફ આ ફળ બહુ સારાં થાય છે. તેને શફતાલૂ પણ કહે છે.

ચકાઈ-ચપટા આડૂ = એક જાતનું ચપટું ફળ.

**આડે** ૧. જા. ધડો રાખ્યા વિના; જેમ આવે એમ.

૨. જા. વચમાં; મધ્યે.

૩. જા. વચ્ચે; નડતરરૂપે; માર્ગમાં રોકાણ થાય તેમ.

૧. આડે આવવું = (૧) નડવું; હરકત કરવી. (૨) વચમાં પડવું; ચાલતી બાબતને અટકાવવી. (૩) સંકટમાં સહાય થવું; મદદે જવું.

૨. આડે હાથ લેવા = (૧) કલંક લગાડવું. (૨) ધખવું; વઢવું. (૩) પકવવું. (૪) ભરી આપવું. (૫) ભેટવું. (૬) સારું નરસું કહેવું. (૭) હાથ મારવો.

૩. આડે હોવું = (૧) ટેકું હોવું; વાંકું હોવું. (૨) ( અપશબ્દ ) વાંકું વળવું.

૪. જા. વિરુદ્ધમાં; સામે.

**આડેચ** સ્ત્રી. આંતરો; પડદો; ભીંત. જુઓ આડચ.

**આડેણુ** ન. સહેજ આધાર.

**આડેદહાડે** ( આડેદહાડે ) ૧. જા. અમુક દિવસ સિવાયના બીજા કોઈ દિવસે.

૨. જા. વાર તહેવાર કે ખાસ પ્રસંગના દિવસો સિવાયના સાધારણ દિવસે.

આડેદહાડે જોર ન ફાવ્યું, આજ હોળીનું ટાણું,
ઘણા દિવસની દાઝો વ્હાલમ, આજ ઉકેલશો ભાણું. — દયારામ

**આડેદિવસે** જા. નક્કી કરેલ વાર સિવાયના બીજા કોઈ દિવસે. જુઓ આડેદહાડે.

**આડેદી** જા. ઠરાવેલ દિવસ સિવાય બીજે કોઈ વખતે. જુઓ આડેદહાડે.

**આડેદીએ** જા. સાધારણ દિવસે. જુઓ આડેદહાડે.

**આડેદેણુ** ન. દુઃખ અથવા મુશ્કેલીને વખતે બચવા માટે બહાના રૂપ આડું ધરવામાં આવે તે.

**આડેધડ** ( આડેધડ ) ૧. વિ. આડુંઅવળું.

૨. જા. કેડી વગર; આડે માર્ગે; આડ માર્ગે.

૩. જા. ખૂબ પ્રમાણમાં.

ક્લેશ કુસંપ કરી મમતામાં, અહીં આડેધડ ધાયા. — કેશવકૃતિ

૪. જા. ખોટે રસ્તે; કુમાર્ગે; ઉવાટે.

૫. જા. ઢંગધડા વગર; જેમ આવ્યું તેમ; ફાવે તેમ; ધડો રાખ્યા વિના.

**આડેધડે** ( આડેધડે ) જા. જેમ આવે એમ. જુઓ આડેધડ ૨, ૩, ૪.

**આડેધામ** ન. અવળો રસ્તો; કુમાર્ગ.

લટકો કરીને લાડણી આડેધામ ઉતરીયાં. — બાલણ

**આડેવગડે** ( આડેવગડે ) ૧. જા. ( ગ્રામ્ય ) આડેધડ; કુમાર્ગે; ઉવાટે.

૨. જા. ખેતી ન થતી હોય તેવે ઠેકાણે.

૩. જા. ચારેમેર; જ્યાં જુઓ ત્યાં.

**આડેસરા** ૧. સ્ત્રી. એ નામની એક અટક.

૨. ન. એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની ઓડકનું.

**આડો** ૧. પું. આડાઈ; હઠ; જિદ; રઢ.

કાને આડો રે લીધલો, મા મને હાલવાં દેખાડ. — હાલરડાં

આડો લેવો = (૧) જિદ કરવી; હઠ લેવી; આડાઈ કરવી. (૨) રૂસણું લેવું; અમુક બાબત માટે રિસાવું.

૨. પું. નડતર; અટકાવ; અડચણ; વિરોધ.

૩. પું. વાણાને રાસ સાથે બાંધી ઢીલો પોચો કરવાનું સાધન.

**આડોઅડિ** જા. ( ડિંગળ ) ત્રાંસું થઈને

**આડોઆંક** ૧. પું. તોબા; સીમા; અવધિ.

આતુર જન તો ઘણા ય દીઠા,
પણ તમથી આડોઆંક છો. — દયારામ

આડો આંક વાળવો = હદ ઉપરાંત પહોંચી જવું; કોઈ ન કરે તેવું કરવું.

૨. પું. હદ બતાવનારો શબ્દ. અગાઉના વખતમાં પૂર્ણવિરામને બદલે આડો લીટો કરતા. આથી હદ બતાવવા માટે આ શબ્દ વપરાવા લાગ્યો.

**આઢોખરચ** પું. આઢખરચ; પરચૂરણ ખરચ.

**આઢોખોબો** ૧. પું. અરધો ખોબો; પોશ; એક જ હાથનાં આંગળાં અને અંગૂઠો એકબીજાને અડીને રહે તેમ સહેજ ઊંચાં કરી હથેળીમાં ખાડો પાડી કરેલો આકાર.

> ચણીએ ચળકે હીર, આઢોખોબો આલશાં,
> જાડું મોઢું શરીર, કરી ન શકે કુતેલાં.
>
> લોકોક્તિ

૨. વિ. ખૂબ; પુષ્કળ.

**આઢોચોતાલ** પું. (સંગીત) ચૌદ માત્રાનો એ નામનો તાલ. જુઓ આઢચોતાલ.

**આઢોઢ** (આઢોડ઼) વિ. કુટિલ; વ્યવહારમાં સીધું ન હોય એવું; કપટી; દગાબાજ.

**આઢોઢાઈ** (આઢોડ઼ાઈ) ૧. સ્ત્રી. આઢાઈ; અવળાઈ; આડું વર્તન.

૨. સ્ત્રી. વાંકાઈ; વિરુદ્ધતા.

૩. સ્ત્રી. હઠ; દુરાગ્રહ.

**આઢોઢિયું** (આઢોડ઼િયું) ૧. ન. ભટકતી જંગલી જાતનું માણસ.

૨. વિ. આડી રીતે ચાલનાર; આઢાઈ કરનાર.

**આઢોઢિયો** (આઢોડ઼િયો) પું. વાઘરી જેવી એક જંગલી જાતનો માણસ; સીમમાં રહી ગમે તે રીતે પોતાનું ગુજરાન ચલાવનાર ભટકતી જંગલી જાતનો માણસ; આઢફેડુ લૂંટારો.

**આઢોદહાડો** (આઢોદહાડ઼ો) પું. વારતહેવાર વિનાનો દિવસ; સાદો કે સાધારણ ચાલુ વખત.

**આઢોધડ** (આઢોધડ઼) વિ. સાવ આડું; નિયમ બહારનું.

**આઢોપંથ** પું. વામમાર્ગ; મોટો પંથ.

**આઢોપું** ૧. ન. આઢકતરી સૂચનાથી અમુકની વતી કરાતું કામ.

૨. ન. કોઈના કામમાં આપેલી મદદ; આડું કામ.

આઢોપું દેવું = ઓથ દેવી; રક્ષણ આપવું.

**આઢોવહેવાર** [ આડું (ખોટું) + વ્યવહાર (સંબંધ)] પું. પરપુરુષ કે પરસ્ત્રી સાથે અનીતિભર્યો સંબંધ. જુઓ આઢોવ્યવહાર.

**આઢોવાઢો** (આઢ઼ોવાડ઼ો) અ. (ગ્રામ્ય) આસપાસ; લગભગ; નજીકમાં.

**આઢોવાઢ** ૧. [ આડું (ઢળેલું) + વાઢ (કાપ)] પું. આઢાઈ ભરેલું વલણ.

૨. [ આડું (ઊભું નહિ તેવું) + વાઢ (કાપ)] પું. આઢો કાપ.

**આઢોવાર** પું. તહેવાર સિવાયનો દિવસ.

**આઢોવિભાગ** પું. એકની એક ચીજ એક કરતાં વધુ વર્ગમાં આવી શકે એવો વિભાગ; જેના પેટા વર્ગ એકબીજાથી અલગ ન હોય એવો વિભાગ; 'ક્રૉસ ડિવિઝન'.

> પુસ્તકોમાં આઢપેજી, બારપેજી, ફ્રેંચ, જર્મન કોશો એવો વિભાગ કરવો નિરર્થક છે, કારણકે કોઈ ફ્રેંચ અથવા જર્મન કોષ આઢપેજી અથવા કોઈ બારપેજી હોઈ શકે અને એ પ્રમાણે એકની એક વસ્તુ ત્રણેય વર્ગમાં આવી શકે. આવી જાતનો વિભાગ **આઢોવિભાગ** ( cross division ) કહેવાય, કારણકે તેમાં એકથી વધારે વિભાગસૂત્ર છે અને તેથી કરીને ઉપજાતિઓ એક બીજીને આડે આવે છે.
>
> મણિશંકર રત્નજી

**આઢોવ્યવહાર** [ આડું (ખોટું) + વ્યવહાર (સંબંધ)] પું. અનીતિમય સંબંધ; લાગઠું; પરાયાં સ્ત્રીપુરુષનો સંબંધ.

**આઢોશણપાઢોશણ** [ આઢોશણ (પાઢોશણનું બેવડું રૂપ) + પ્રતિ (તરફ) + વાસિન્ (રહેનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પાઢોશમાં રહેનાર સ્ત્રી.

**આઢોશપાઢોશ** ૧. પું. આજુબાજુનો લત્તો; આસપાસનો રહેઠાણનો ભાગ.

૨. [ આઢોશ (પાઢોશનું બેવડું રૂપ) + પ્રતિ (તરફ) + વાસ (રહેઠાણ)] પું. આજુબાજુમાં રહેતાં લોકો; ઘરની આસપાસનો વસવાટ.

૩. વિ. આસપાસનું; આગળપાછળનું; અડખાપડખાનું.

**આઢોશી** ન. પાઢોશમાં રહેનાર. જુઓ આઢોશીપાઢોશી.

**આઢોશીપાઢોશી** ૧. [ આઢોશી (પાઢોશીનું બેવડું રૂપ) + પ્રતિ (તરફ) + વાસિન્ (રહેનાર)] ન. ઘરની નજીક રહેનાર માણસ; પાઢોશી. પાઢોશી ઉપરથી દ્વિર્ભાવ સિદ્ધ રૂપ આઢોશીપાઢોશી થયું છે. આ દ્વિર્ભાવનો પ્રકાર બે હજાર વર્ષથી વધારે જૂનો છે.

૨. વિ. આસપાસ રહેનાર; ઘરની પાસે રહેનાર.

**આઢોસપાઢોસ** પું. આજુબાજુનો લત્તો. જુઓ આઢોશપાઢોશ.

**આઢોસંબંધ** [ આડું (ખોટું) + સંબંધ (વહેવાર)] પું. અનીતિભર્યો વહેવાર. જુઓ આઢોવ્યવહાર.

**આઢોસાંઢો** પું. (ગ્રામ્ય) અડચણ; આઢો પગ કરવો તે.

**આઢોસીપાઢોસી** ન. આઢોશપાઢોશમાં રહેનાર. જુઓ આઢોશીપાઢોશી.

**આઢોળવું** અ. ક્રિ. આઢા સૂવું.

**આઢોળે** અ. આડે; પડખાભેર.

**આઢ્ઢા** ૧. પું. દુકાન.

૨. [હિં.] પું. મજૂરોને ઊભા રહેવાનું ઠેકાણું.

**આઢ્ઢાકદાર** [ હિં. ] પું. પાલખી ઉપાડનાર.

**આઢ્ય** ૧. સ્ત્રી. તિલક; ટીલું; આડ.

૨. ન. પાણીમાં રહેતું એક જાતનું પક્ષી; બતક.

**આઢ્યા ચોતાલ** પું. (સંગીત) ચતુસ્ર જાતિનો ચૌદ માત્રાનો એક તાલ; આઢ ચોતાલ.

**આઢ** ૧. [ સં. આઢક; પ્રા. અડ્ઢ ] પું. (હિંદી) આઢક; ચાર પ્રસ્થ એટલે ચાર શેરનું એક વજન.

૨. પું. કાલાં ફોલવાની અને કપાસ લોઢવાની જગ્યા.

૩. પું. ઢગ; ઢગલો; રાશિ.

૪. પું. પૂંજી; ધન; દોલત.

૫. પું. રસોઈ માટે કરેલો છાણાંના કટકાનો ઢગલો; આરો; ઓબાળો.

૬. [ સં. આઢિ ] સ્ત્રી. એક જાતની માછલી.

૭. સ્ત્રી. રક્ષા; બચાવ; આશ્રય; શરણ.

૮. [ હિં. ] સ્ત્રી. સ્ત્રીઓનું માથા પર પહેરવાનું એક ઘરેણું.

૯. [ સં. આઢ્ય (સંપન્ન) ] વિ. કુશળ; દક્ષ.

૧૦. વિ. વારાફરતી; અમુક મુદ્દત કે જગ્યાને આંતરે; 'ઑલ્ટરનેટ'.

**આઢક** ૧. [ સં. ] પું. એક હજાર ચોવીસ મૂઠીનું માપ.

૨. પું. બસો છપ્પન પળ બરાબર સોના વગેરેનું માપ.

૩. પું.; ન. આઢ શેર અનાજ સમાય તેવડું લાકડાનું માપ.

૪. પું.; ન. ચાર પ્રસ્થ એટલે ચાર શેર બરોબરનું વજન.

> માષ, ટંક, અક્ષ, બિલ્વ, કુડવ, પ્રસ્થ, **આઢક**, રાશિ, ગોણી અને ખારી એઓ એકએક કરતાં (ઉત્તરોત્તર) ચારગણાં હોય છે.
>
> યોગચિંતામણિ

૫. સ્ત્રી. એક જાતનું કઠોળ; તુવેર.

૬. ન. એ નામનું એક વજન. તે લગભગ ૭ પૌંડ અને ૧૧ આઉંસ બરોબર હોય છે.

૪ પ્રસ્થ = ૧ કુડવ
૪ કુડવ = ૧ આઢક
૪ આઢક = ૧ દ્રોણ

**આઢકમંડલ** ન. (જ્યોતિષ) દક્ષિણ ગોળાર્ધમાં આવેલું એ નામનું એક નક્ષત્ર. તેમાં દસ તારા છે.

**આઢકી** ૧. [ સં. ] સ્ત્રી. એક જાતની સુગંધી માટી; ગોપીચંદન; સૌરાષ્ટ્ર મૃત્તિકા.

૨. સ્ત્રી. એક જાતનું કઠોળ; તુવેર.

**આઢત** ૧. [હિં.] સ્ત્રી. આડત; બીજાનો માલ

વેચી આપવા બદલ મળતી હકસાઈ.

૨. સ્ત્રી. આડત લઈ વેચી આપવાનો બીજાનો માલ રાખવાનું ઠેકાણું.

૩. સ્ત્રી. બીજાનો માલ રાખી કાંઈ રકમ લઈ તે વેચી આપવાનું કામ; એજન્સી; આડત.

**આઢતદાર** [ આઢત (આડત) + દાર (વાળું) ] પું. (હિંદી) આડતિયો; દલાલ; આડતનું કામ કરનાર.

**આઢતિયા** [ હિં. ] પું. આડતિયો.

**આઢઆંઢવી** સ્ત્રી. કપાસનાં કાલાં ફોલવા માટે ભેગાં કરવામાં આવે તે જગ્યા.

**આઢવું** ૧. [ સં. આ ( સુધી ) + ઢૌક્ ( જવું ) ] અ. ક્રિ. ઢોરને લઈ સીમમાં જવું; ધણ ચરાવવા જવું.

૨. અ. ક્રિ. ધણમાં ચરવા જવું; ચારા માટે સીમમાં જવું.

૩. અ. ક્રિ. રખડવું; ભટકવું; રઝળવું.

**આઢા** ૧. સ્ત્રી. ચારણની એ નામની અટક.

૨. ન. ચારણની એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની ચારણની અટકનું.

**આઢિયું** ન. અઢી કોરીનું રૂપા નાણું; અરધા પાંચિયાની કીમતનો સિક્કો.

**આઢિયો** ૧. પું. કાલાં ફોલવાવાળો માણસ.

૨. [ સં. આ ( સુધી ) + ઢૌક્ ( જવું ) ] પું. ધણ સાથે આઢવા જનાર માણસ; ગોવાળિયો; ભરવાડ.

૩. [ આઢ (કપાસ લોઢવાની જગ્યા) ] પું. રૂનો વેપારી; કપાસનો આઢ રાખનાર માણસ.

**આઢેલ** ૧. [ સં. આ ( સુધી ) + ઢૌક્ ( જવું ) ] વિ. ચરવા ગયેલું.

૨. વિ. ઢોર ચારવા સીમમાં ગયેલ.

૩. વિ. ( ગ્રામ્ય ) મૂર્ખ.

**આઢ્ય** ૧. [ સં. ] પું. ( વૈદક ) એક જાતનો વાયુરોગ; જાંઘનો લકવો. આ રોગમાં સાથળ જકડાઈ જાય છે.

> આઢ્ય નામનો વાયુરોગ, હનુગ્રહ નામનો વાયુ, આક્ષેપક વાયુ, ભ્રમવાયુ, કટિવાયુ, ઉરૂસ્તંભ વાયુ, છાતીના રોગ, સર્વ અંગમાં રહેલો વાયુ તથા સાંધામાં રહેલો વાયુ આ પથ્યકારક લસણપાક નાશ કરે છે. યોગચિંતામણિ

૨. વિ. ધનવાન; પૈસાદાર; સંપત્તિવાળું; શ્રીમંત.

૩. વિ. ભરપૂર; પૂર્ણ; ભરેલું; પરિપૂર્ણ; સંપન્ન. જેમકે, ધનાઢ્ય, ગુણાઢ્ય, પુણ્યાઢ્ય.

૪. વિ. મિશ્રિત; ભેળવેલું.

૫. વિ. સહિત; યુક્ત; સાથેનું; જોડાયેલું.

**આઢ્યકુલીન** [ સં. આઢ્ય ( પૈસાદાર ) + કુલ ( કુટુંબ ) + ઈન ( વાળું ) ] વિ. ધનવાન કુળમાં ઉત્પન્ન થયેલું; ગર્ભશ્રીમંત.

**આઢ્યતમ** [ સં. આઢ્ય ( પૈસાદાર ) + તમ ( સૌથી સારું એવો અર્થ બતાવતો પ્રત્યય ) ] વિ. ઘણું ધનવાન.

**આઢ્યતર** [ સં. આઢ્ય ( પૈસાદાર ) + તર ( વધારો બતાવનાર પ્રત્યય ) ] વિ. વધારે પૈસાદાર; વધુ ધનવાન.

**આઢ્યતા** ૧. [ સં. આઢ્ય ( ધનવાન ) + તા ( પણું ) ] સ્ત્રી. દોલત; સમૃદ્ધિ.

૨. સ્ત્રી. ભરપૂરતા; પૂર્ણતા.

૩. સ્ત્રી. શ્રીમંતાઈ; પૈસાદારપણું.

**આઢ્યવાત** [ સં. આઢ્ય ( એ નામનો રોગ ) + વાત ( વાયુ ) ] પું. ( વૈદક ) જેનાથી સાથળ જકડાઈ જાય છે તે ઊરુસ્તંભ નામનો વાનો રોગ. જુઓ આઢ્ય ૧.

**આઢ્યંકર** [ સં. આઢ્ય (ધનવાન) + કૃ (કરવું) ] વિ. ગરીબને તવંગર બનાવનાર; અસંપન્નને સંપન્ન કરનાર.

**આઢ્યંકરણ** ૧. [ સં. આઢ્ય ( પૈસાદાર ) + કરણ ( કરવાપણું ) ] ન. ધનવાન ન હોય તેને ધનવાન કરવું તે.

૨. ન. સાહૂકાર બનાવવાનું સાધન; પૈસો; સંપત્તિ.

૩. વિ. ધનવાન બનાવે એવું; સાહૂકાર બનાવનારું.

**આણ** ૧. પું. ( ડિંગળ ) પવન.

૨. [ સં. આજ્ઞા; પ્રા. અણ્ણા ] સ્ત્રી. આજ્ઞા; આદેશ; હુકમ; ફરમાન; દુવાઈ.

૧. આણ કરવી = દુવાઈ દેવી.

૨. આણ વર્તાવવી = (૧) અમલ ચલાવવો; સત્તા ચલાવવી. (૨) ઢંઢેરો પિટાવવો; દુવાઈ ફેરવવી; જાહેર કરવું.

૩. સ્ત્રી. કોઈનો સંદેહ દૂર કરવા કે કોઈની પાસે ધાર્યું કામ કરાવવા ઈશ્વર તરફથી શિક્ષાનો કે વહાલા માણસના નાશનો ભય દેખાડીને પોતાનો નિશ્ચય જાહેર કરવાને લીધેલા શપથ; મનાઈ; સમ; સોગન; પ્રતિજ્ઞા; કસમ. આણને લગતી પ્રતિજ્ઞામાં ઈશ્વર, દેવ કે રાજાને વચમાં આણવામાં આવે છે માટે આણ કહેવાય છે.

> દાણ લીધા વિના જવા દઉં તો, નંદ બાવાની આણ. દાણલીલા

આણ દેવી = (૧) શપથ આપવા; પ્રતિજ્ઞા લેવરાવવી. (૨) હુકમ કરવો; આજ્ઞા દેવી.

૪. સ્ત્રી. ઢંઢેરો; જાહેરનામું.

આણ ફરવી = (૧) અમુક રાજા ગાદીએ બેઠો છે, માટે તેની આજ્ઞામાં રહેવાનું રૈયતને જાહેર કરવું. (૨) ઢંઢેરો પિટાવો; હુકમનું જાહેરનામું નીકળવું. (૩) સત્તા ચાલવી; અમલ ચાલવો.

૫. સ્ત્રી. દુ:ખ; સંકટ; તકલીફ.

૬. સ્ત્રી. વિજયઘોષણા; જીત થઇ છે એવું જણાવતો ઢંઢેરો.

૭. સ્ત્રી. સત્તા; અમલ; હકૂમત.

૮. [ સં. આણિ ( હદ ) ] સ્ત્રી. સીમા; મર્યાદા.

૯. ન. એ નામનું એક વાજું.

૧૦. ન. એક જાતનું ઝાડ.

૧૧. [ સં. અન્ય ] વિ. બીજું.

> એ વિણ પર્વના દિન આણજી,
> જેની વેદ પુરાણે વખાણજી. પ્રેમાનંદ

૧૨. અ. ( વ્યાકરણ ) વિશેષણ અને ક્રિયાપદ ઉપરથી નામ બનાવનાર પ્રત્યય. જેમકે, વેચાણ, ખોદાણ, પોલાણ, ઊંડાણ.

**આણક** ૧. [ સં. ] પું. એક આનો; રૂપિયાનો સોળમો ભાગ.

૨. [ સં. ] ન. પડખાભેરનું મૈથુન.

૩. વિ. અધમ; હલકું; કુત્સિત.

**આણદ** પું. ( ચારણી ) એ નામનો એક અક્ષરમેળ છંદ.

**આણદાણ** ૧. [ આજ્ઞા + દાણ ( વેરો ) ] સ્ત્રી. કર લેવાની સત્તા.

આણદાણ ફરવી = (૧) અમલ ચાલવો; શાસન પ્રવર્તવું. (૨) કર આપવાની ફરજ પડવી.

૨. સ્ત્રી. સત્તા; અધિકાર.

૩. સ્ત્રી. હુકમ; અમલ.

**આણદાણી** ૧. સ્ત્રી. કડિયાની એ નામની એક અટક.

૨. સ્ત્રી. લેઉઆ કણબીની એક અટક.

૩. ન. કડિયાની એ નામની અટકનું માણસ.

૪. ન. લેઉઆ કણબીની એક અટકનું માણસ.

૫. વિ. કડિયાની એ નામની અટકનું.

૬. વિ. લેઉઆ કણબીની એ નામની અટકનું.

**આણપન્ની** પું. ( જૈન ) વ્યંતર દેવતાની સોળ જાત માંહેની એ નામની એક.

**આણપાણ** [ ગુ. આનો + પાણ ( ચોથો ભાગ જણાવનારી કાના જેવી ઊભી લીટી ) ] સ્ત્રી. આનાપાણ; આના પા આનાના હિસાબ દર્શાવનારી આડીઊભી લીટીઓ. જેમકે, ૦ ⁄ ॥.

આણપાણના અપૂર્ણાંક = જેમાં ઓળાયો ને આડી ઊભી પાણો આવે એવા અપૂર્ણાંક.

**આણલું** [ સં. આની ( લાવવું ) ] ન. વહુને સાસરિયાં તરફનું તેડું; આણું.

મારાં આણુંડાં પાછાં વળાવ,
રાસડે રમત ચડી રે લોલ. — લગ્નગીત

**આણુવ** ૧. [ સં. ] ન. અણુ જેવું હોવાપણું; લઘુત્વ; અણુત્વ; નાનું હોવાપણું; ઝીણાશ.

૨. વિ. ઘણું નાનું; બહુ ઝીણું.

**આણુવિક** [ સં. અણુ ( બારીક ભાગ ) + ઇક ( લગતું ) ] વિ. અણુ સંબંધી.

**આણુવીન** ૧. ન. એક જાતની ઔષધિ; સામળી; ચિનો.

૨. ન. સરસવ વગેરે ઝીણું ધાન્ય ઉત્પન્ન થતું હોય એવું ખેતર.

૩. [ સં. અણુ ( બારીક પદાર્થ ) + ઈન ( લગતું ) ] વિ. અણુઓનું વજન ગ્રામમાં આપ્યું હોય એવું; 'મોલર'.

૪. વિ. જેમાં સરસવ વગેરે અણુ ધાન્ય થતું હોય એવું.

**આણવું** ૧. [ સં. આનય્ ( લાવવું ) ] અ. ક્રિ. ઉત્પન્ન થવું; નીપજવું.

૨. સ. ક્રિ. દૂરથી લાવવું; જઈને લાવવું.

૩. સ. ક્રિ. મેળવવું; પ્રાપ્ત કરવું.

૪. સ. ક્રિ. ( ગ્રામ્ય ) મૈથુન કરવું; સંભોગ કરવો.

૫. સ. ક્રિ. હરાવવું; વશ કરવું.

**આણુંદ** ૧. પું. અનંતદોરો; અનંતચૌદશ એટલે ભાદરવા સુદ ચૌદશને દિવસે જમણે હાથે બાંધવામાં આવતો ચૌદ ગાંઠવાળો રેશમી દોરો. સુખસમૃદ્ધિ મેળવવા માટે આ દોરો બાંધવામાં આવે છે.

૨. [ સં. આનંદ ] પું. આનંદ; હરખ.

૩. પું. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, રગણ, લઘુ અને ગુરુ મળી આઠ અક્ષરનો અનુષ્ટુપ છંદની જાતનો એક છંદ; નારાચિકા.

૪. પું. ( જ્યોતિષ ) મોટી દિનશુદ્ધિથી થતા અઠ્ઠાવીશ ઉપયોગમાંનો એ નામનો એક. તે ધનનો લાભ કરે છે.

૫. પું. ( ડિંગળ ) વીર્ય.

૬. પું. સંતોષ; તૃપ્તિ.

૭. પું. સુખ.

**આણુંદકંકણ** [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + કંકણ ( દોરો ) ] ન. અનંતચૌદશ એટલે ભાદરવા સુદ ચૌદશને દિવસે જમણે હાથે બાંધવામાં આવતો ચૌદ ગાંઠવાળો રેશમી દોરો; અનંતદોરો.

કર આણુંદકંકણ પાણ, એ રૂપ કૃષ્ણ કળે. — ભાલણ

**આણુંદચતુર્દશી** [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + ચતુર્દશી ( ચૌદશ ) ] સ્ત્રી. ભાદરવા સુદ ચૌદશ; અનંતચૌદશ. તે દિવસે જમણે હાથે ચૌદ ગાંઠવાળો રેશમી દોરો બાંધવામાં આવે છે. એ દોરો બાંધવાથી વૈભવ મળે છે.

**આણુંદચૌદશ** સ્ત્રી. અનંતચૌદશ; આણુંદ ચતુર્દશી.

**આણુંદદોરો** પું. અનંતદોરો. જુઓ આણુંદકંકણ.

**આણુંદપરા** ૧. સ્ત્રી. વાણિયાની એક અટક.

૨. ન. વાણિયાની એ નામની અટકનું માણસ.

૩. વિ. વાણિયાની એ નામની અટકનું.

**આણુંદવું** [સં. આનંદ ( ખુશી )] અ. ક્રિ. ખુશ બનવું; પ્રસન્ન થવું.

વલયા કટક આણુંદ્યું સહૂ. — કાન્હડદેપ્રબંધ

**આણુંદી** ૧. [ સં. આનંદ ( ખુશી ) + ઇન્ ( વાળું ) ] વિ. લહેરી પ્રકૃતિનું; આનંદી સ્વભાવવાળું.

૨. વિ. સંતોષી; તૃપ્ત; ધરાયેલ.

૩. વિ. હરખાયેલું; ખુશ થયેલ.

**આણુંદ્રા** ૧. ન. વાણિયાની એ નામની જાતનું માણસ.

૨. વિ. વાણિયાની ચોરાશી જાત માંહેની એ નામની જાતનું.

**આણા** ૧. [ સં. આજ્ઞા ] સ્ત્રી. આદેશ; હુકમ.

૨. સ્ત્રી. સાસરેથી વહુને આવેલું તેડું.

**આણાઆણ** ૧. સ્ત્રી. કંઈ લાવવાની દોડધામ; ઉપરાઉપરી કે બધેથી લાવ્યા કરવું તે.

૨. [ આણવું + આણવું ] સ્ત્રી. લાવજા લઈજા; સઘળેથી એકઠું કરવાપણું.

**આણાત** [સં. આની (લાવવું)] વિ. સ્ત્રી. આણે જવાને તૈયાર થયેલી અથવા આણેથી આવેલી.

રાણો રાતે ફૂલડે, ખાખર નીંધલિયાં,
સાજણ ઘેરે સામટે, આણાત ઉઘલિયાં. — રાણા-કુંવરનો દુહો

**આણાસુખડી** ( આણાસુખડી ) [ આણું + સુખડી ( મીઠાઈ ) ] સ્ત્રી. પરણેલી દીકરીને સાસરે જતી વખતે અપાતી મીઠાઈ વગેરેની ભેટ.

ત્રિલોચના ત્યાં તાતને રે, માત જણાવી વાત,
આપો આણાસુખડી, હરખિત તે તો થાત. — શિલરાજ

આણાસુખડી આપવી = (૧) કાઢી મૂકવું; જવાની રજા આપવી. (૨) પરણેલી દીકરીને વળાવવી; પરણેલ છોકરીને વિદાયગીરીની રજા આપવી.

**આણાં** [ સં. અન્ય ( બીજું ) ] અ. ( ડિંગળ ) અન્યત્ર; બીજે ઠેકાણે.

**આણિ** ૧. [ સં. ] પું. ધરનો ખૂણો.

૨. પું. નોક; છેડો.

૩. પું. હદ; સીમા; મર્યાદા.

૪. પું.; સ્ત્રી. ઘૂંટણના સાંધાથી ત્રણ આંગળ ઊંચે જતાં સાથળની બન્ને બાજુએ આવેલું ત્રણ આંગળનું સ્નાયુમર્મ.

૫. સ્ત્રી. તરવારની ધાર.

૬. સ્ત્રી. રથના પૈંડાની આગળ રહેલો ખીલો; ધરીનો ખીલો.

**આણિદિન** [ સં. અનુ ( દરેક ) + દિન ( દિવસ ) ] અ. દરરોજ; હમેશાં; અનુદિન.

તમને ભજ્યે હું તો થઈ છું રે,
આણિદિન રળિયાત રે. — મીરાંબાઈ

**આણિદ્વાર** ૧. [ સં. આણિ ( હદ ) + દ્વાર ( બારણું ) ] ન. આગલું બારણું.

૨. ન. સરહદ ઉપર આવેલ કિલ્લાનો દરવાજો.

**આણી** ૧. સ. આ.

૨. [ સં. એવમ્ ] અ. આ રીતે; આ પ્રમાણે.

૩. અ. નારીજાતિવાચક એક પ્રત્યય. જેમકે, શેઠાણી, દેરાણી, જેઠાણી.

**આણીઆણી** સ. આ.

આણીઆણી આંખડી રે. — પ્રેમાનંદ

**આણીકોર** [ આણી ( આ ) + કોર ( બાજુ ) ] અ. આ બાજુ; આ તરફ.

**આણીગમ** [ આણી ( આ ) + ગમ ( બાજુ ) ] અ. આ તરફ; આ બાજુ; આ પાસે.

**આણીતરફ** [ આણી ( આ ) + તરફ ( બાજુ ) ] અ. આ બાજુ; આ તરફ.

**આણીતીર** ૧. [ આણી ( આ ) + તીર ( કાંઠો ) ] અ. આ કિનારે.

૨. અ. આ બાજુ; આ તરફ.

**આણીપા** [ આણી ( આ ) + પા ( બાજુ ) ] અ. આ તરફ.

**આણીપાણી** અ. સહીસલામત રીતે; નિર્વિઘ્ને.

આણીએ પાણીએ = સહીસલામત રીતે; હેમખેમ.

**આણીપાર** [આણી ( આ ) + પાર ( કાંઠો ) ] અ. આ પાર; આ બાજુ. જુઓ આણીકોર.

**આણીપાસ** ૧. અ. અહીં.

૨. [ આણી ( આ ) + પાસ ( બાજુ ) ] અ. આ બાજુ; આ ગમ; આ તરફ.

**આણીપેર** [ આણી ( આ ) + પેર ( રીત ) ] અ. આ રીતે.

**આણીબાજુ** [ આણી ( આ ) + બાજુ ( દિશા ) ] અ. આ તરફ.

**આણીબાણી** સ્ત્રી. ( ગ્રામ્ય ) અણધારી આફત; આસમાનીસુલતાની.

**આણીમગ** [ આણી ( આ ) + મગ ( તરફ ) ] અ. આ તરફ; આ બાજુએ.

**આણીમુહિ** [ પ્રા. આણી ( આ ) + મુહિ ( મોઢું ) ] અ. આ તરફ; આ બાજુ.

આણીમુહિ મઈ દેસ બી લીધા.
કાન્હડદેપ્રબંધ

**આણીમેર** [ આણી ( આ ) + મેર ( બાજુ ) ] અ. આ તરફ; આ બાજુએ.

**આણીરીતે** [ આણી ( આ ) + રીત ] અ. આ પ્રમાણે.

**આણીવાટે** [ આણી ( આ ) + વાટ ( રસ્તો ) ] અ. આ રસ્તે; આં તરફ.

**આણીવાર** [ આણી ( આ ) + વાર ( વખત ) ] અ. આ વખતે; આ ટાણે.

રત્ન આવ્યું હું હાથમાં,
રાખી ન શકી આણીવાર. પ્રેમાનંદ

**આણીવિય** [સં. આણીવ ( એક ઋષિ ) + ઈય ( પુત્રવાચક પ્રત્યય ) ] પું. આણીવ ઋષિનો દીકરો.

**આણીવેળા** [ આણી ( આ ) + વેલા ( વખત )] અ. આ વખતે. જુઓ આણીવાર.

**આણુપૂર્વીનામ** સ્ત્રી. (જૈન) નામકર્મનો એક ભેદ, જે કર્મ પ્રમાણે જે ગતિમાં જીવ જવાનો હોય તે જ ગતિમાં તેને લઈ જાય છે.

**આણુહ** પું. સોમવંશી પુરુવંશમાં જન્મેલ પાર અથવા વિભ્રાજ રાજાનો એ નામનો દીકરો; નીપ. તે શુકદેવજીની દીકરી કૃત્વી સાથે પરણ્યો હતો.

**આણું** ૧. [ સં. આ ( પાસે ) + ની ( લાવવું ) ] ન. કરિયાવર; પરણેલ સ્ત્રીને સાસરે મોકલતાં કરાતી રીત. આ શબ્દ બહુવચને પણ વપરાય છે.

આણું કરવું = (૧) તેડવા મોકલવું. (૨) દીકરીને સાસરે વળાવતાં કરિયાવર કરવો.

૨. ન. તેડું; આમંત્રણ.

૩. ન. પરણીને સાસરે ગયેલ દીકરીને પિયર તરફનું પહેલી વખતનું તેડું.

૪. ન. લાયક ઉંમરની સ્ત્રીનું સાસરે રહેવા જવું તે.

૫. ન. વહુને પિયરથી સાસરે લઈ જવા વરપક્ષના માણસોનું તેડું.

૧. આણાનું આવવું = વહુને તેને સાસરેથી તેડું આવવું.

૨. આણું આવવું = સાસરેથી વહુને તેડું આવવું.

૩. આણું કરવા જવું ને વહુ ભૂલી આવવું = સૌથી વધારે અગત્યનું કામ ભૂલી જવું.

૪. આણું પરિયાણું = પરણ્યા પછી કેટલીક મુદ્દત સુધીમાં દીકરીનું સાસરે જવું અને પિયર આવવું. આણે પરિયાણે વીરો દેજે. –બાળગીત

૫. આણું મોકલવું = સાસરેથી તેડવા મોકલવું.

૬. આણું વાળવું = પરણેલી બાઈને પિયરથી સાસરે વળાવવી.

૭. આણે આવવું = (૧) તેડું થતાં વહુએ સાસરે આવવું. (૨) વહુને તેડવા આવવું.

૮. છીઆણાનું આણું = પહેલી જ વાર છોકરું લઈ સ્ત્રીનું સાસરે જવું તે; છીઆણું.

૬. અ. ફારસી 'આના' પ્રત્યયને બદલે વપરાતો પ્રત્યય. જેમકે, નજરાણું, સમિયાણું.

૭. અ. વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવનાર એક પ્રત્યય. જેમકે, જૂનાણું.

**આણુંઆણું** વિ. આ.

**આણે** ૧. વિ. આ.

૨. અ. આ રીતે; આ પ્રમાણે; આમ; આણી.

૩. અ. આ વખતે; આ વેળાએ.

**આણેવાણે** ૧. અ. જ્યાંત્યાં.

૨. અ. પોતપોતાને ઠેકાણે.

**આણો** પું. વણતાં નખાતા આડા દોરા; વાણો.

**આણોતાણો** ૧. [ આણો ( વણતાં નખાતા આડા દોરા ) + તન્ ( લંબાવવું ) ] પું. તાણોવાણો; લૂગડામાંના ઊભા અને આડા તાંતણા.

૨. પું. સાદડી, ટોપલી વગેરે ગૂંથવામાં કામ આવતું એક જાતનું ઘાસ.

**આત** ૧. [સં. આત્મન્] પું. (પ્રાકૃત) આત્મા.

૨. પું. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર; પૂર્વાષાઢા.

૩. પું. સીતાફળ.

૪. વિ. ફેલાયેલ.

**આત આત** અ. બકરાં હાંકવા માટે કરવામાં આવતો અવાજ.

**આતક** [ સં. ] પું. એક જાતનો સર્પ.

**આતકારી** [ હિં. ] સ્ત્રી. દક્ષિણ હિંદની રેશમ વણનાર એક કોમ.

**આતત** ૧. [સં. આતન્ (ફેલાવવું)] ન. લંબાઈ.

૨. વિ. વિસ્તારેલ; ફેલાયેલ; પાથરેલું; ખેંચેલું.

**આતતાઈ** વિ. મહા પાપી. જુઓ આતતાયી.

**આતતાયી** ૧. [ સં. આતતાયિન્ ] પું. નીડર માણસ; મરણિયો.

૨. વિ. ખૂની.

૩. [ સં. આતત ( ખેંચેલું ) ] વિ. ખેંચેલા શસ્ત્રથી મારવાને તૈયાર હોય એવું; ઠાર મારવા તૈયાર થયેલ.

૪. વિ. મહા પાપી. આગ લગાડનાર, ખેતર લઈ લેનાર, ઘોર કર્મ કરનાર, ઝેર દેનાર, ધાડપાડુ, સ્ત્રીનું હરણ કરનાર પણ આતતાયી કહેવાય છે.

૫. વિ. સાહસ ખેડનાર; અવિચારી કામ કરનાર.

**આતતાવી** [ સં. આતત ( ખેંચેલું ) + અવ્ ( રક્ષણ કરવું ) ] વિ. ખેંચેલા ધનુષ્ય વડે રક્ષણ કરનાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**આતતી** [ સં. આતત ( ખેંચેલ ) ] સ્ત્રી. તાણ; ખેંચાણ.

**આતતીલું** વિ. મહા પાપી. જુઓ આતતાયી.

**આતન** ૧. પું. નજર દૂર પહોંચવી તે.

૨. ન. દેખાવ.

૩. [ સં. આ ( સુધી ) + તન્ ( ફેલાવવું ) ] ન. પથારો; ફેલાવ.

**આતન્વાન** [ સં. આ ( સુધી ) + તન્વત્ ( ફેલાવતું ) ] વિ. ધનુષ્યની દોરી ખેંચનાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**આતપ** ૧. [ સં. આ ( ચોતરફ ) + તપ્ ( ગરમ થવું ) ] પું. ગરમી; ઉષ્ણતા.

૨. પું. તડકો; તાપ.

૩. પું. તાવ; જ્વર.

૪. પું. ( જૈન ) નામકર્મનો એ નામનો એક ભેદ, જેને લીધે ગરમી અને પ્રકાશ આપનાર શરીર મળે.

૫. પું. પીડાનું કારણ; કષ્ટ.

૬. પું. ( પુરાણ ) પ્રાચેતસવંશના વિભાવસુ અને ઉષાનો દીકરો.

૭. પું. સૂર્ય.

૮. પું. સૂર્યનો પ્રકાશ; ગરમ તેજ.

સૂર્ય આદિનો ઉષ્ણ પ્રકાશ આતપ અને ચંદ્ર આદિનો અનુષ્ણ પ્રકાશ ઉદ્યોત કહેવાય છે.
તત્ત્વાર્થસૂત્ર

૯. ન. એ નામનું રાતદિવસનું ચોવીસમું મુહૂર્ત.

**આતપકાચ** [ સં. આતપ ( ગરમી ) + કાચ ] પું. જેમાંથી સૂર્યનાં કિરણ આવતાં જે વસ્તુ ઉપર પડે તેને બાળે એવો કાચ.

**આતપઘાત** [ સં. આતપ ( ગરમી ) + ઘાત ( પ્રહાર ) ] પું. લૂ લાગવાપણું.

**આતપજ્વર** [ સં. આતપ ( ગરમી ) + જ્વર ( તાવ ) ] પું. લૂ લાગવાથી આવતો તાવ.

**આતપત્ર** [ સં. આતપ ( તડકો ) + ત્રૈ ( રક્ષણ કરવું ) ] ન. છત્રી; છત્તર; આફતાબગીરી.

તેહનૂં આતપત્ર લેઈ કરે, શયન મંડપ ઉપરિ ધર્યું. —ભાલણ

**આતપત્રક** [ સં. આતપ ( તડકો ) + ત્રૈ ( રક્ષણ કરવું ) + ક ( વાળું ) ] ન. છત્રી. જુઓ આતપત્ર.

**આતપન** [ સં. આતપ્ ( ગરમ થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. સૂર્ય.

**આતપનામ** ન. ( જૈન ) નામકર્મના આઠ ભેદમાંનો એક, જેને લીધે જીવને ગરમી અને પ્રકાશ આપનાર શરીર મળે છે; સૂર્યના બિંબની પેઠે બીજાને તાપ પેદા કરનાર તેજવાળું શરીર મળે એવું નામકર્મ.

**આતપવર્ષ્ય** [ સં. આતપ ( તડકો ) + વર્ષ્ ( વરસવું ) ] ન. તડકામાં વરસેલા વરસાદનું પાણી.

**આતપવાન** ૧. [ સં. આતપવત્ ] ન. ( જ્યોતિષ ) જૈન મત પ્રમાણે રાત્રિદિવસનાં ત્રીસ મુહૂર્તમાંનું ચોવીસમું મુહૂર્ત.
૨. વિ. તડકાવાળું.
૩. વિ. તાપવાળું; ગરમી આપનારું.
૪. વિ. પ્રકાશિત.

**આતપવારણ** ૧. [ સં. આતપ ( તડકો ) + વારણ ( અટકાવ ) ] ન. છત્ર; છત્તર.

સુંદર જોતાં ચક્ષુ ચિત્રામ,
નિમિષ ન લાગે લોચન ઠામ;
**આતપવારણ** છાયા થાય,
માળા કોહોની નવ કરમાય. —ભાલણ

૨. વિ. તડકો અટકાવનાર.

**આતપશુષ્ક** [ સં. આતપ ( ગરમી ) + શુષ્ક ( સુકાયેલું ) ] વિ. તડકામાં સુકાયેલું.

**આતપસ્નાન** [ સં. આતપ ( તડકો ) + સ્નાન ( નાવણ ) ] ન. શરીરને ખુલ્લું કરી સૂર્યનાં કિરણો શરીર ઉપર પડવા દેવાપણું.

**આતપા** [ સં. આતપ ( સૂર્ય ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સૂર્યની એ નામની સ્ત્રી.

**આતપાત્યય** [ સં. આતપ ( સૂર્ય ) + અત્યય ( અદૃશ્ય થવાપણું ) ] પું. સૂર્યનું આથમવાપણું; સૂર્યના તાપનું દૂર થવાપણું.

**આતપાભા** [ સં. ] સ્ત્રી. સૂર્યની એ નામની પટરાણી.

**આતપાભાવ** [ સં. આતપ ( તડકો ) + અભાવ ( ગેરહાજરી ) ] પું. છાયા; છાંયો; છાંયડો.

**આતપી** ૧. [ સં. આતપ ( તાપ ) + ઇન્ ( વાળું ) ] પું. સૂર્ય.
૨. [ સં. આતપ ( તડકો ) + ઇન્ ( લગતું ) ] વિ. તડકા સંબંધી.

**આતપોદક** [ સં. આતપ ( તડકો ) + ઉદક ( પાણી ) ] ન. ઝાંઝવાનું પાણી; મૃગજળ; રેતાળ જમીન ઉપર સૂર્યનાં કિરણ પડવાથી દૂરથી દેખાતો પાણી જેવો આભાસ.

**આતપ્ત** ૧. [ સં. આ ( ચોતરફ ) + તપ્ત ( તપેલ ) ] વિ. એકદમ તપી ગયેલું; ચારે પાસથી ગરમ થયેલ.
૨. વિ. દુઃખી; પીડિત.

**આતપ્ય** [ સં. આતપ્ ( તપવું ) + ય ( જેવું ) ] વિ. તડકારૂપ; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**આતમ** ૧. [ સં. આત્મન્ ] પું. અંતઃકરણ.
૨. પું. આત્મા; ચૈતન્ય; આત્મા માટે કવિતામાં વપરાતું રૂપ.

**આતમ** ને પર આતમરે એક કરી જાણીયે રે. —મૂળદાસ

૩. પું. જીવ.
૪. પું. પંડ; જાત.
૫. પું. બુદ્ધિ; સમજ; જ્ઞાન.
૬. પું. વાયુ; પવન.
૭. પું. સૂર્ય; સૂરજ; આદિત્ય.
૮. વિ. પોતાનું.

**આતમઅર્ક** [ સં. આત્મન્ ( આત્મા ) + અર્ક ( સૂર્ય ) ] પું. આત્મારૂપી સૂરજ.

**આતમકાજ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + કાર્ય ( કામ ) ] ન. આત્માનું કામ.
૨. [ સં. આત્મન્ ( પોતાનું ) + કાર્ય ( કામ ) ] ન. પોતાનું કામ.

**આતમકામ** [ સં. આત્મન્ ( આત્મા ) + કર્મન્ ( કામ ) ] ન. આત્માનું કામ. જુઓ આતમકાજ.

**આતમક્ષેમ** [ સં. આત્મન્ ( જાતનું ) + ક્ષેમ ( કલ્યાણ ) ] ન. પોતાનું કલ્યાણ.

**આતમગાથા** [ સં. આત્મન્ ( આત્મા ) + ગાથા ( કથા ) ] સ્ત્રી. આત્મકથા; પોતાનું જીવનવૃત્તાંત.

**આતમઘાત** [ સં. આત્મન્ ( પોતે ) + ઘાત ( હત્યા ) ] પું. ( હિંદી ) આપઘાત.

**આતમજોણી** [ સં. આત્મન્ ( પોતે ) + યોનિ ( ઉત્પત્તિસ્થાન ) ] પું. ( ડિંગળ ) કામદેવ. તે પોતાની મેળે ઉત્પન્ન થયાનું મનાય છે.

**આતમજ્ઞાન** [ સં. આત્મન્ ( આત્મા ) + જ્ઞાન ] ન. આત્મા સંબંધી જ્ઞાન; અધ્યાત્મજ્ઞાન. જુઓ આત્મજ્ઞાન.

**આતમજ્ઞાની** [ સં. આત્મન્ ( આત્મા ) + જ્ઞાન + ઇન્ ( વાળું ) ] વિ. જીવ સંબંધી જ્ઞાન મેળવનાર; બ્રહ્મજ્ઞાની.

**આતમતા** [ સં. આત્મન્ ( આત્મા ) + તા ( પણું ) ] સ્ત્રી. ચૈતન્યતા; આત્મજ્ઞાન; આત્મતા માટે કવિતામાં વપરાતું રૂપ.

**આતમદરસ** [ સં. આત્મન્ ( પોતે ) + દર્શન ( દેખાવ ) ] પું. ( ડિંગળ ) કાચ; અરીસો; દર્પણ.

**આતમનૈવેદ** ૧. ન. પોતામાં તલ્લીન થવાપણું.
૨. [ સં. આત્મન્ ( પંડ ) + નૈવેદ્ય ( ઈશ્વરને અર્પણ કરેલ વસ્તુ ) ] ન. પોતે અને પોતાનું બધું ઈશ્વરને અર્પણ કરવા સરખી ભક્તિ.

**આતમપણું** ન. આત્મતા; ચૈતન્યપણું.

**આતમપ્યાસુ** [ સં. આત્મન્ ( આત્મા ) + પા ( પીવું ) ] વિ. આત્માની તરસવાળું; આત્મજ્ઞાનની ઇચ્છા રાખનાર.

તો ય હું **આતમપ્યાસો** રે ખોલો દ્વાર. —ખબરદાર

**આતમબોધ** [ સં. આત્મન્ ( આત્મા ) + બોધ ( જ્ઞાન ) ] પું. આત્મજ્ઞાન.

**આતમભૂ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + ભૂ ( થવું ) ] પું. ઈશ્વર; પરમાત્મા.
૨. પું. કામદેવ.
૩. પું. ( ડિંગળ ) બ્રહ્મા.
૪. પું. વિષ્ણુ.
૫. પું. શિવ; શંકર. જુઓ આત્મભૂ.

**આતમમર્મ** [ સં. આત્મન્ ( આત્મા ) + મર્મન્ ( તત્ત્વ ) ] ન. આત્મા સંબંધી ઊંડું જ્ઞાન.

**આતમમૂળી** સ્ત્રી. એ નામની એક ઔષધિ; ધમાસો.

**આતમરામ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + રામ ( ઈશ્વર ) ] પું. અંતરાત્મારૂપી ઈશ્વર.

સુખનું ધામ નિજ **આતમરામ** છે,
પુણ્યકામ પરબ્રહ્મ પ્યારો. —આનંદ-ઘન-ભજનાનંદ

૨. પું. આત્મામાં તલ્લીન રહેનાર યોગી; આત્મજ્ઞાનથી ધરાયેલ યોગી.
૩. પું. પોતાના આત્માને ઈશ્વર તરીકે માનનાર યોગી.

**આતમલક્ષી** [ સં. આત્મન્ ( આત્મા ) + લક્ષ ( ધ્યાન ) + ઇન્ ( વાળું ) ] વિ. આત્મા સંબંધીનું જ ધ્યાન રાખનાર કે રખાવનાર.

**આતમશલ્ય** ન. એ નામની વનસ્પતિ; શતાવરી.

**આતમા** ૧. [ સં. આત્મન્ ] પું. અંતઃકરણ.
૨. પું. આત્મા; જીવ; ચૈતન્ય; આત્મા માટે કવિતામાં વપરાતું રૂપ.
જ્યાં લગી **આતમા** તત્ત્વ ચિન્ત્યો નહીં,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી. નરસિંહ
૩. પું. જાત; પંડ.
૪. પું. જીવ.
૫. પું. ( ડિંગળ ) દેહ; શરીર.
૬. પું. બુદ્ધિ.
૭. પું. બ્રહ્મ; પરમાત્મા.
૮. પું. વાયુ; પવન.
૯. પું. શહેનશાહ અકબરના વખતનો સોનાનો એક સિક્કો. એ સિક્કો શહેનશાહ નામના સિક્કાથી ચોથા ભાગનો અને તેનો આકાર ગોળ અથવા ચોખંડો હતો.
૧૦. પું. સૂર્ય.

**આતયાયી** [ સં. આતતાયિન્ ] વિ. મહા પાપી. જુઓ આતતાયી.

**આતર** ૧. સ્ત્રી. પાણીનો નિકાસ થવાની શક્તિવાળી જમીન.
૨. [ સં. આ ( તરફ ) + તૄ ( તરવું ) ] સ્ત્રી. વહાણનું ભાડું; નદીપાર જવાનું ભાડું; નૂર.

**આતરવખ્શી** [ આતર્ ( અગ્નિનો પ્રકાર ) + વૃક્ષ ( વધારવું ) ] પું. ( જરથોસ્તી ) ધર્મની ક્રિયા કરાવનાર આચાર્યને મદદ કરનાર ધર્મગુરુ; આતરોક્ષી. તેનું મુખ્ય કામ પવિત્ર અગ્નિમાં સુખડ અને લોબાન નાખીને આતશને બળતો રાખવાનું હોઈ તેને આતરવખ્શી, આત્રવખ્શી, આતરોક્ષી, આથ્રવખ્શી કે આતરેવક્ષ કહેવામાં આવે છે.

**આતરીલાલ** [ યૂ. ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; કાકજંઘા.

**આતરેવક્ષ** પું. ( જરથોસ્તી ) આતરોક્ષી; જેનું કામ આતશને વધારવાનું હોય એવો મોબેદ. જુઓ આતરવખ્શી.

**આતરોક્ષી** [ આતર્ ( અગ્નિનો પ્રકાર ) + વૃક્ષ ( વધારવું ) ] પું. ( જરથોસ્તી ) ધર્મગુરુ. જુઓ આતરવખ્શી.

**આતર્પણ** ૧. [ સં. આતૃપ્ ( સંતોષ પામવું ) ] ન. પ્રસન્ન કરવાપણું; ખુશ કરવું તે.
૨. ન. પ્રેમ ઉપજાવવાપણું.
૩. ન. માંગલિક લીંપણ; શુભ અવસરના પ્રસંગે કરાતી ગાર.
૪. ન. સંતોષ પમાડવો તે; તૃપ્તિ; સંતુષ્ટ કરવું તે.
૫. ન. સારે અવસરે વપરાતો રંગ.

**આતવ** ૧. [ સં. ] પું. એ નામનો રાજા.
૨. [ સં. આ + તુ ( ઠાર મારવું ) ] પું. હિંસા.
૩. વિ. હિંસક; મારી નાખનાર.

**આતવાર** [ સં. આદિત્ય ( સૂર્ય ) + વાર ( દિવસ ) ] પું. રવિવાર; આદિત્યવાર.
આતવારે પરણ્યો ને મંગળવારે રાંડ્યો = એક દિવસ આમ કરે ને બીજે દિવસ તેમ કરે એવું માણસ; અનિશ્ચિત વિચારવાળું માણસ.

**આતવારિયું** [ સં. આદિત્યવાર ( રવિવાર ) ] વિ. રવિવાર સાથે સંબંધ ધરાવતું; રવિવારે નીકળતું.

**આતશ** ૧. [ ફા. ] પું. અગ્નિ; દેવતા; આગ. પારસીઓ આતશને પવિત્ર માનતા હોવાથી તેઓની ઘણીખરી ક્રિયામાં આતશ રાખવામાં આવે છે. તેઓના આતશબહેરામમાંનો પવિત્ર આતશ બનાવવામાં ભેગા કરવામાં આવતા ૧૬ અગ્નિઃ (૧) બળતા મુડદાનો, (૨) રંગારાનો, (૩) રાજા અથવા રાજ કરતી સત્તાનો, (૪) કુંભારનો, (૫) ઈંટ બનાવનારનો, (૬) ફકીરનો, (૭) સોની અથવા કિમિયાગરનો, (૮) ટંકશાળનો, (૯) લુહારનો, (૧૦) બખ્તર બનાવનારનો, (૧૧) ભઠિયારાનો, (૧૨) દારૂ ગાળનારનો અથવા મૂર્તિપૂજકનો, (૧૩) સૈનિકનો અથવા મુસાફરનો, (૧૪) ભરવાડનો, (૧૫) વાતાવરણમાંની વિદ્યુતનો અને (૧૬) જરથોસ્તીનો. અવસ્તામાં આતશને અહુરમઝદનો પુત્ર કહ્યો છે.
૨. પું. ક્રોધ; ગુસ્સો.
૩. પું. તલપ; લગની; તીવ્ર ઇચ્છા.
૪. પું. બળતરા; અગન; લાય.
૫. [ અવ. ] પું. સૂક્ષ્મ વાયુ; 'ઈથિર'.

**આતશઆદરાન** ૧. [ અવ. આતશ ( અગ્નિ ) + આદરાન ( જુદી જુદી જાતના આતશ ) ] ન. ( જરથોસ્તી ) આતશબહેરામથી ઊતરતા દરજ્જાનો અગ્નિ; પારસીઓના ત્રણ પ્રકારના અગ્નિમાં બીજી પાયરીનો અગ્નિ. જરથોસ્તીઓની જ્યાં જ્યાં નાની પણ વસતી હોય છે ત્યાં ત્યાં આતશઆદરાન સ્થાપવામાં આવે છે. તે સ્થાપન કરવાની ક્રિયામાં ચાર ટોળાંના ચાર જાતના આતશ લેવામાં આવે છેઃ (૧) અથોરનાન ટોળાનો ( ગામના દસ્તૂર, મોબેદ, દાવર અને જે આતશઆદરાન પરઠે એટલે સ્થપાવે તેનો ), (૨) રથેસ્તાર ટોળાનો ( વડા હાકેમ, વડા સરદાર અને ઓહ્દેદારના ઘરનો ), (૩) વાસ્ત્રીઓશનો ( જરથોસ્તી ખેડૂતના ઘરનો ), (૪) હુતોક્ષ ટોળાનો, ( જુદા જુદા વીસ ધંધાદારીના ઘરનો ). આતશોને ત્રણ દિવસ સુધી ધર્મ ક્રિયાથી પવિત્ર કરી ચોથે દિવસે પરઠવામાં એટલે તખ્તનશીન કરવામાં આવે છે.
૨. ન. ( જરથોસ્તી ) જેમાં આતશઆદરાન નામના પવિત્ર અગ્નિ સ્થાપવામાં આવ્યા હોય તેવું અગ્નિમંદિર.

**આતશક** [ ફા. આતશ ( અગ્નિ ) + ક ( લઘુતાવાચક પ્રત્યય ) ] સ્ત્રી. ફિરંગ રોગ; ઉપદંશ; ગરમીની બીમારી; ચાંદી.

**આતશકદા** [ ફા. આતશ ( અગ્નિ ) + કદા ( ઠેકાણું ) ] ન. પારસી લોકોની અગિયારી.

**આતશકદેહ** [ ફા. આતશ ( આગ ) + કદા ( જગ્યા ) ] ન. પારસીઓનું અગ્નિમંદિર.

**આતશખાઉ** [ ફા. આતશ ( અગ્નિ ) + ખુર્દન ( ખાવું ) ] વિ. ઘણું ગુસ્સે થઈને ઉશ્કેરાઈ ગયેલું.

**આતશખાનું** ૧. [ ફા. આતશ ( અગ્નિ ) + ખાના ( ઘર ) ] ન. ઓરડા ગરમ કરવાને માટે અગ્નિ રાખવામાં આવતો હોય તેવું ઠેકાણું.
૨. ન. તોપખાનું.
૩. ન. દારૂખાનાનો ભંડાર.
૪. ન. પારસીઓનો પવિત્ર અગ્નિ રાખવાનું મંદિર; અગિયારી; અગ્નિદેવનું મંદિર.

**આતશખેલ** [ ફા. આતશ ( દેવતા ) + ખેલ ( રમત ) ] પું. દારૂખાનું.

**આતશખોર** [ ફા. આતશ ( અગ્નિ ) + ખોર ( ખાનાર ) ] ન. ચકોર પક્ષી. આ પક્ષી ટિબેટ તથા સિંધુ કાંઠેના પ્રદેશમાં પુષ્કળ મળી આવે છે. તે પંખી અંગારા ખાતું મનાય છે.

**આતશગાહ** ૧. પું. અગ્નિ રાખવાનું ઠેકાણું.
૨. પું. [ ફા. આતશ ( અગ્નિ ) + ગાહ ( ઘર ) ] ( જરથોસ્તી ) પારસીઓનો પવિત્ર દેવતા રાખવાની જગા; આતશખાનું.

**આતશગીર** [ ફા. આતશ ( અગ્નિ ) + ગીર ( લેનાર ) ] વિ. સહેલાઈથી સળગે એવું.

**આતશઝદગી** ( આતશઝદગી ) [ ફા. આતશ ( અગ્નિ ) + ઝદગી ( લાગવાપણું ) ] સ્ત્રી. આગ; લાય.

**આતશઝન** ( આતશઝન ) [ ફા. આતશ ( અગ્નિ ) + ઝન ( લગાડનાર ) ] વિ. આગ લગાડનાર.

**આતશઝની** ( આતશઝની ) [ ફા. આતશ ( અગ્નિ ) + ઝન ( લગાડનાર ) + ઈ ( ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આગ લગાવવાનું કામ.

**આતશદાદગાહ** ૧. [ ફા. ] પું. ( જરથોસ્તી ) ઘરનો આતશ. જરથોસ્તીઓ પોતાના ઘરનો આતશ ન બુઝાય તેની ખાસ સંભાળ રાખતા હોવાથી તેઓ રાત્રે સૂવા જવા પહેલાં આતશને જાળવી રાખવા માટે તેને વહેર તથા રાખથી ઢાંકી રાખે છે.

૨. પું. ( જરથોસ્તી ) પારસીઓનાં આતશદાદગાહ, આતશઆદરાન અને આતશબહેરામ એવા ત્રણ પ્રકારનાં અગ્નિમંદિરમાં સૌથી નીચલી પાયરીનું અગ્નિમંદિર.

૩. પું. યોગ્ય જગ્યાએ ક્રિયા સહિત પધરાવેલો અગ્નિ.

**આતશદાન** ૧. [ ફા. આતશ ( અગ્નિ ) + દાન ( ઠેકાણું બતાવનાર પ્રત્યય ) ] ન. દેવતા રાખવાની જગ્યા; અંગીઠી; ચૂલો; દેવતા રાખવાનું ઠામ.

૨. ન. ધૂપિયું.

**આતશનોખ્વાન** પું. ( જરથોસ્તી ) ધાર્મિક ક્રિયા કરવામાં વપરાતો અગ્નિ રાખવાનો પથ્થરનો તકતો; આતશ્તો; આદુશ્ત.

**આતશન્યાઈશ** સ્ત્રી. ( જરથોસ્તી ) અગ્નિની કે અગ્નિના ઉપરી દેવની બંદગી.

**આતશપરસ્ત** ૧. [ ફા. આતશ ( અગ્નિ ) + પરસ્ત ( પૂજનાર ) ] પું. અગ્નિની પૂજા કરનાર મનુષ્ય.

૨. પું. પારસી. તેઓ એક ખુદાને માનનારા છે. સૂર્ય તથા આતશને તેઓ ભજતા નથી, પણ ખુદાની ઉમદા પેદાશ તરીકે તેની આરાધના કરે છે. પવિત્ર આતશ સન્મુખ તેઓ બંદગી કરતા હોવાથી તેઓને આતશપરસ્ત જણાવવામાં આવે છે.

૩. વિ. અગ્નિને પૂજનાર; અગ્નિપૂજક.

**આતશપરસ્તી** [ ફા. આતશ ( અગ્નિ ) + પરસ્તી ( પૂજા ) ] સ્ત્રી. અગ્નિપૂજા.

**આતશબહેરામ** ૧. [ફા. આતશ (અગ્નિ) + બહેરામ ( જરથોસ્તી ફિરસ્તાનું નામ ) ] પું. પારસીઓના પવિત્ર અગ્નિ રાખવાનું મંદિર; અગિયારી; પારસીઓનું પવિત્ર અગ્નિગૃહ; અગ્ન્યાગાર. જરથોસ્તી લોકોની બંદગી ગુજારવાની મુખ્ય જગ્યાને આતશબહેરામ કહે છે. આ શબ્દની ઉત્પત્તિ થવાનું એક કારણ એવું જણાવવામાં આવે છે કે જ્યારે જરથોસ્તીઓ ઈરાન દેશ છોડીને હિંદુસ્તાન તરફ આવવા નીકળ્યા, ત્યારે પારસીઓને દરિયાએ પણ તોફાનના વમળમાં લઈ બહુ હેરાન કર્યા. તમામ ડૂબી ફના થઈ જાય એવી સ્થિતિમાં હતા, ત્યારે તે વહાણ ઉપરના બુજરગોએ અને અથોરનાનોએ એટલે પવિત્ર અગ્નિને લગતું કામ કરનારાઓએ માનતા કરી કે જો આવા મુશ્કેલીના વખતમાં બહેરામ ઇજદ ફિરસ્તો મદદ કરે તો હિંદુસ્તાનની જમીન ઉપર સલામત ઊતરતાં જ પાક બહેરામ ઇજદની યાદમાં એક આતશબહેરામ અમે બાંધશું. તેઓ સહીસલામત સંજાણ આવી પહોંચ્યા. સંજાણ આવ્યા પછી બંદગીની ક્રિયા કરવા અને પોતે માનેલી માનતા પૂરી કરવા તે ફિરસ્તાના નામ ઉપરથી આતશબહેરામ સ્થાપ્યું.

૨. પું. પારસીઓનો પવિત્ર આતશ એટલે અગ્નિ.

**આતશબાજ** ૧. [ ફા. આતશ ( દેવતા ) + બાજ ( ખેલનાર ) ] પું. આતશબાજી બનાવનાર; હવાઈગર.

૨. પું. દારૂખાનું વેચનાર.

૩. પું. દારૂની બનાવેલ રમતો ફોડનાર.

**આતશબાજી** ૧. [ ફા. આતશ ( આગ ) + બાજી ( રમત ) ] સ્ત્રી. દારૂખાનું ફોડવું તે.

૨. સ્ત્રી. ફોડવાના દારૂમાં તાંબુ, જસત, લોઢું વગેરેની ભૂકી અને કપૂર, રાળ જેવા સળગી ઊઠે તેવા પદાર્થો ભેળવીને બનાવેલું દારૂખાનું; ફોડવાના દારૂની જુદી જુદી જાતની બનાવટો; આગખેલ; દારૂ, ગંધક વગેરેની મેળવણીથી બનેલો ફોડવાનો જુદા જુદા પ્રકારનો સામાન. આતશબાજી બનાવવાની કળા હજારો વર્ષ ઉપર પહેલવહેલી ચીનમાં નીકળી અને યુરપમાં તે ચૌદમી સદીમાં દાખલ થઈ એમ મનાય છે.

**આતશબેહેરામ** પું. અગિયારી. જુઓ આતશબહેરામ.

**આતશબેહેરામપાદશાહ** પું. અગિયારી. જુઓ આતશબહેરામ.

**આતશમિજાજ** [ ફા. આતશ ( અગ્નિ ) + મિજાઝ ( સ્વભાવ ) ] વિ. અગ્નિ જેવા આકરા અને ક્રોધી સ્વભાવવાળું.

**આતશશીશી** [ ફા. આતશ ( દેવતા ) + શીશા ( કાચ ) ] સ્ત્રી. આગથી ફૂટે નહિ એવી શીશી.

**આતશિયું** [ ફા. આતશ (અગ્નિ)] વિ. અગ્નિના રંગનું.

**આતશિયો** ૧. [ ફા. આતશ ( આગ ) ] પું. એક જાતનો ઘોડો; આગિયો.

૨. વિ. પું. અગ્નિના જેવા રંગનો.

**આતશી** ૧. [ ફા. આતશ ( અગ્નિ ) ] પું. ( વૈદક ) સંગ્રહણી રોગનો એક પ્રકાર. તેમાં રોગીનું દિલ પાણી વાસ્તે તરફડે, છાતીમાં બળતરા થાય અને પાણીના જેવા ઝાડા થયા કરે.

૨. સ્ત્રી. કલાઈના વરખના ભૂકા સાથે સરેશ મેળવી બનાવેલી લાહીના પડવાળી એક જાતની આતશબાજી.

૩. વિ. અગ્નિ સંબંધી.

૪. વિ. આગ ઉત્પન્ન કરનારું; અગ્નિ-ઉત્પાદક.

૫. વિ. ગરમ સ્વભાવનું; ક્રોધી.

૬. વિ. જલદ; તીખું.

૭. વિ. દેવતાના જેવા રંગનું.

૮. વિ. બાળે એવું; ગરમ.

૯. વિ. સખત આગ સહન કરી શકે તેવું; તપાવવાથી ન ફૂટે એવું. જેમકે, આતશી શીશી.

**આતશ્તો** પું. ( જરથોસ્તી ) અગ્નિ રાખવાનો પથ્થરનો તકતો. જુઓ આતશનોખ્વાન.

**આતસ** ૧. [ ફા. આતશ ] પું. અગ્નિ. જુઓ આતશ.

૨. વિ. આકરા સ્વભાવનું; તામસી.

૩. વિ. ગરમ; અગ્નિવાળું.

૪. વિ. ગુસ્સાવાળું.

**આતસઆદરાન** [ ફા. આતશ ( અગ્નિ ) + આદરાન ( આદરનું બહુવચન ) ] ન. આતશબહેરામથી ઊતરતા દરજ્જાનું અગ્નિમંદિર. જુઓ આતશઆદરાન.

**આતસકદેહ** [ ફા. આતશ ( આગ ) + કદા ( જગ્યા ) ] પું. ( જરથોસ્તી ) અગ્નિમંદિર. જુઓ આતશકદેહ.

**આતસખાઉ** [ ફા. આતશ ( આગ ) + ખુર્દન્ ( ખાવું ) ] વિ. ગુસ્સાથી ઉશ્કેરાયેલું. જુઓ આતશખાઉ.

**આતસખાનું** [ ફા. આતશ ( અગ્નિ ) + ખાના ( ઘર ) ] ન. અગ્નિ રાખવાનું ઠેકાણું. જુઓ આતશખાનું.

**આતસખેલ** [ ફા. આતશ ( અગ્નિ ) + ખેલ ( રમત ) ] પું. દારૂખાનું. જુઓ આતશખેલ.

**આતસખોર** [ ફા. આતશ ( અગ્નિ ) + ખોર ( ખાનાર ) ] ન. ચકોર પક્ષી. આ પંખી અંગાર ખાતું મનાય છે. જુઓ આતશખોર.

**આતસગાહ** [ ફા. આતશ ( અગ્નિ ) + ગાહ ( જગ્યા ) ] પું. (જરથોસ્તી) અગ્નિ રાખવાનું ઠેકાણું. જુઓ આતશગાહ.

**આતસગીર** [ફા. આતશ (અગ્નિ) + ગીર (લેનાર)] વિ. સહેલાઈથી સળગે એવું.

**આતસદાદગાહ** પું. (જરથોસ્તી) ઘરનો આતશ. જુઓ આતશદાદગાહ.

**આતસદાન** [ફા. આતશ (અગ્નિ) + દાન (ઠેકાણું બતાવનાર પ્રત્યય)] ન. દેવતા રાખવાનું ઠામ. જુઓ આતશદાન.

**આતસપરસ્ત** [ફા. આતશ (અગ્નિ) + પરસ્ત (પૂજનાર)] પું. પારસી. જુઓ આતશપરસ્ત.

**આતસપરસ્તી** [ફા. આતશ (અગ્નિ) + પરસ્તી (પૂજા)] સ્ત્રી. અગ્નિપૂજા; આતશપરસ્તી.

**આતસબહેરામ** [ફા. આતશ (અગ્નિ) + બહેરામ (એ નામનો 'ફિરસ્તો)] પું. (જરથોસ્તી) અગિયારી. જુઓ આતશબહેરામ. તેને મળતો સંસ્કૃતમાં આહુતીશ બ્રહ્મ અને ફારસીમાં આતસ બહરમ શબ્દ છે.

**આતસબાજ** [ફા. આતશ (અગ્નિ) + બાજ (ખેલનાર)] પું. આતશબાજી બનાવનાર. જુઓ આતશબાજ.

**આતસબાજી** [ફા. આતશ (અગ્નિ) + બાજી (રમત)] સ્ત્રી. દારૂખાનું. જુઓ આતશબાજી.

**આતસમિજાજ** [ફા. આતશ (આગ) + મિજાઝ (સ્વભાવ)] વિ. ક્રોધી સ્વભાવવાળું. જુઓ આતશમિજાજ.

**આતસશીશી** [ફા. આતશ (અગ્નિ) + શીશા (કાચ)] સ્ત્રી. અગ્નિમાં મૂકતાં ફૂટે નહિ એવી શીશી; આતશશીશી.

**આતસિયું** [ફા. આતશ (અગ્નિ)] વિ. અગ્નિના રંગનું.

**આતસિયો** [ફા. આતશ (આગ)] પું. આંગિયો. જુઓ આતશિયો.

**આતસી** [ફા. આતશ (અગ્નિ)] વિ. અગ્નિ પેદા કરનારું. જુઓ આતશી.

**આતંક** ૧. [સં.] પું. જીવલેણ રોગ. જેમકે, ઝેરી તાવ.

૨. પું. તાવ; જ્વર.

૩. પું. નગારાનો અવાજ.

૪. પું. ભય; ડર; બીક.

> દર સાધ્વસ આતંક ભય બે ઉદ્વેગ ને ત્રાસ,
> ડરતી ડરતી સહચરી ગઈ કુંવરીની પાસ.
> પિંગળલઘુકોષ

૫. પું. માનસિક દુઃખ; સંતાપ.

૬. પું. રોગ; વ્યાધિ; મંદવાડ.

> અતિ ઘણું આશાપાતિક પંક,
> તેહ દેખી ઉપનું આતંક. ભીમ

૭. પું. (જૈન) રોગનો પરીષહ એટલે રોગ સહન કરવો તે.

૮. પું. રોફ; દબદબો; પ્રતાપ.

૯. પું. સંદેહ; શંકા; સંશય.

**આતંકનિગ્રહ** [સં. આતંક (રોગ) + નિગ્રહ (અટકાવ)] વિ. રોગને અટકાવનાર; વ્યાધિનાશક.

**આતંગ** ૧. [સં. આતંક] પું. ભય; ડર.

૨. પું. રોફ; દબદબો.

**આતા** ૧. [હિં.] પું. આવનાર.

૨. પું. કરજ; દેણું.

૩. પું. બાપ; પિતા.

૪. પું. સીતાફળ.

૫. સ્ત્રી. દિશા.

૬. સ્ત્રી. શેખની એક અટક.

૭. ન. શેખની એ નામની અટકનું માણસ.

૮. વિ. બાહોશ.

૯. વિ. શેખની એ નામની અટકનું.

૧૦. [સં. આત્મન્] ઉ. (જૂ. ગુ.) સગાંવહાલાંને બોલાવવા વપરાતો શબ્દ.

૧૧. અ. હવે.

**આતાજાતા** [હિં.] પું. મુસાફર.

**આતાજી** ૧. [સં. તાત (બાપ)] પું. દાદો; પિતામહ; બાપનો બાપ.

૨. પું. માનો બાપ; નાનો.

**આતાન** ૧. [સં. આ (ચોતરફ) + તન્ (ફેલાવવું)] પું. ચારે તરફ ફેલાવવું તે.

૨. પું. લાંબો વિસ્તાર.

**આતાનક** [સં. આ (ચોતરફ) + તન્ (ફેલાવવું) + અક (કરનાર)] વિ. વિસ્તારનાર; ફેલાવો કરનારું.

**આતાપ** ૧. પું. (જૈન) અસુરકુમાર જાતના દેવતાની એક જાત.

૨. [સં. આતપ્ (તપવું)] પું. ઘામ; બફારો.

૩. પું. તડકો; તાપ; આતપ.

૪. પું. માનસિક વ્યાધિ; ચિંતા; ઉચાટ.

**આતાપક** [સં. આતાપ (તડકો)] પું. સૂરજના તડકાનું દુઃખ વેઠનાર; સૂર્યની સામે નજર રાખી તેનો તાપ સહન કરનાર.

**આતાપન** [સં. આતપ્ (તપવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. આતાપના લેવી તે; ઠંડી અથવા ગરમી સહન કરવાપણું.

**આતાપનભૂમિ** [સં. આતપ્ (તપવું) + અન (નામ બનાવનાર પ્રત્યય) + ભૂમિ (જમીન)] સ્ત્રી. આતાપના લેવાની જગ્યા.

**આતાપના** ૧. સ્ત્રી. (જૈન) ઠંડી, ગરમી સહન કરવી તે.

૨. [સં. આતપ્ (તપવું)] સ્ત્રી. (જૈન) સખત ગરમીમાં તડકે ઊભા રહીને કરાતો કાયોત્સર્ગ વગેરે તપ.

**આતાપિ** [સં.] પું. એ નામનો અસુર. જુઓ આતાપી ૧.

**આતાપી** ૧. [સં. આતાપિન્] પું. એ નામનો એક અસુર, જેને અગસ્ત્ય મુનિએ પોતાના પેટમાં પચાવ્યો હતો.

૨. [સં. આતાપિન્ (ચીલ પક્ષી)] પું. સમળી; સમડી.

૩. વિ. (જૈન) આતાપના લેનાર; તાપ અથવા ઠંડી સહન કરનાર.

**આતાફલ** ન. સીતાફળ.

**આતાઘ્ર** [સં. આ (જરા) + તામ્ર (રાતું)] વિ. સહેજ લાલ રંગનું; રતાશ પડતું.

**આતાયી** [સં. આતાયિન્] પું. એક જાતનું પક્ષી; સમળી; આતાપી.

**આતાર** ૧. [અ.] પું. અત્ર, તેલ તૈયાર કરનારો.

૨. પું. અત્ર, તેલ વેચનારો.

૩. [અ. અત્તાર] પું. સુગંધ.

૪. [સં.] પું. હોડીનું ભાડું; આતર.

**આતાર્ય** ૧. [સં. આ (સુધી) + તૄ (તરવું)] વિ. વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

૨. વિ. સંસારને કાંઠે આવ્યા છતાં ભોગવ્યાં વગર બાકી રહેલાં કર્મને લીધે ફરી જન્મ લેવો પડે તેવું.

**આતાવૃક્ષ** [આતા (સીતાફળ) + વૃક્ષ (ઝાડ)] ન. એક જાતનું ઝાડ; સીતાફળી.

**આતાસંદેશ** [આતા (સીતાફળ) + સંદેશ (એક જાતની મીઠાઈ)] પું. માવામાંથી બનતી સીતાફળના જેવી સુગંધવાળી એક જાતની બંગાળી મીઠાઈ.

**આતિ** [સં.] પું. એક જાતનું પક્ષી. 'બારહેડેડ ગૂસ'. આ જળચર એટલે પાણીમાં રહેતું પક્ષી બતકના વર્ગનું પણ જુદા વંશનું છે.

**આંતિથ** [સં. આતિથ્ય] ન. (ડિંગળ) આતિથ્ય; મહેમાની; પરોણાગત; અતિથિસત્કાર.

**આતિથિ** [સં. આ (સુધી) + તિથિ (વાર)] વિ. તદ્દન નવા જમાનાનું; અદ્યતન.

**આતિથિગ્વ** પું. એ નામનો દિવોદાસ રાજાનો પુત્ર.

**આતિથેય** ૧. [સં.] પું. અતિથિસેવામાં હોશિયાર માણસ.
૨. ન. અતિથિના સત્કારની સામગ્રી.
૩. ન. પરોણાગત; મહેમાની; ખાતરબરદાસ.
૪. ન. સ્વાગત; આવકાર; સત્કાર.
૫. વિ. મહેમાનનું; અતિથિ સંબંધી.
૬. વિ. મહેમાનને માફક આવે એવું.
૭. વિ. મહેમાનનો સત્કાર કરવામાં હોશિયાર.

**આતિથેયતા** [સં. આતિથેય (પરોણાગત) + તા (પણું)] સ્ત્રી. પરોણાચાકરી; મહેમાનગીરી; આતિથ્ય.

**આતિથ્ય** ૧. [સં.] પું. અતિથિ; મહેમાન; પરોણો.
૨. ન. અતિથિને આપવા લાયક વસ્તુ.
૩. ન. અભ્યાગતની સેવા.
૪. ન. મહેમાનની સેવાચાકરી; પરોણાગીરી; પરોણાગત; બરદાસ્ત; અતિથિસત્કાર.
૫. ન. સોમ જ્યારે યજ્ઞભૂમિમાં લાવવામાં આવે ત્યારે તેનો સત્કાર કરવાનો વિધિ; આતિથ્યેષ્ટિ.
૬. વિ. અતિથિને માફક આવે તેવું; મહેમાનને અનુકૂળ.
૭. વિ. પરદેશથી આવતું; આયાત થતું.

**આતિથ્યઉદાર** [સં. આતિથ્ય (સેવાચાકરી) + ઉદાર (મોટા મનનું)] વિ. મહેમાનીમાં ઉદારતાવાળું.

**આતિથ્યકાર** [સં. આતિથ્ય (પરોણાગત) + કાર (કરનાર)] પું. મહેમાની કરનાર માણસ; યજમાન.

**આતિથ્યકારિણી** [સં. આતિથ્ય (મહેમાની) + કારિણી (કરનારી)] સ્ત્રી. ગૃહસ્વામિની; યજમાના; મહેમાનગીરી કરનાર બાઈ.

**આતિથ્યક્રિયા** [સં. આતિથ્ય (મહેમાનની બરદાસ્ત) + ક્રિયા (કામ)] સ્ત્રી. મહેમાનગીરી; પરોણાચાકરી.

**આતિથ્યગૃહ** [સં. આતિથ્ય (મહેમાન) + ગૃહ (ઘર)] ન. મહેમાનને ઊતરવાનો ઉતારો

**આતિથ્યશીલ** [સં. આતિથ્ય (પરોણાગત) + શીલ (સ્વભાવ)] વિ. પરોણાગત કરવાના સ્વભાવવાળું; પરોણાચાકરી કરે એવું.

**આતિથ્યશીળ** [સં. આતિથ્ય (મહેમાનની બરદાસ્ત) + શીલ (સ્વભાવ)] વિ. પરોણાચાકરી કરે એવું. જુઓ આતિથ્યશીલ.

**આતિથ્યસત્કાર** [સં. આતિથ્ય (મહેમાન) + સત્કાર (માન)] પું. પરોણાનું સન્માન; આદરસત્કારની વિધિ; મહેમાનગીરી.

**આતિથ્યસત્ક્રિયા** [સં. આતિથ્ય (મહેમાન) + સત્ (સારૂં) + ક્રિયા (કામ)] સ્ત્રી. મહેમાનગીરી; આતિથ્યસત્કાર.

**આતિથ્યાગાર** [સં. આતિથ્ય (મહેમાન) + આગાર (ઘર)] ન. મહેમાનને ઊતરવાનું મકાન; આતિથ્યગૃહ.

**આતિથ્યાર્ચના** [સં. આતિથ્ય (પરોણો) + અર્ચના (પૂજા)] સ્ત્રી. અતિથિનું પૂજન.

**આતિથ્યેષ્ટિ** [સં. આતિથ્ય (પરોણાનો સત્કાર) + ઇષ્ટિ (યજ્ઞ)] સ્ત્રી. સોમરસ જ્યારે યજ્ઞભૂમિમાં લાવવામાં આવે ત્યારે તેનો સત્કાર કરવાનો વિધિ.

**આતિદેશિક** [સં. અતિદેશ (એક જગ્યાના ગુણ બીજે ઠેકાણે લગાડવા તે) + ઇક (લગતું)] વિ. અતિદેશથી મળેલ; એક જગ્યાના ગુણ કે નિયમ બીજે ઠેકાણે લગાડવાથી થયેલ.

**આતિદેશિકી** [સં. અતિ (હદ બહાર) + દેશ (જગ્યા) + ક (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. અતિદેશની સાથે સંબંધ રાખનારી.

> જે માણસ ભરતખંડમાં **આતિદેશિકી** બ્રહ્મહત્યા એટલે જે કરવાથી બ્રહ્મહત્યા જેટલું પાપ લાગે છે તે કરવાથી એક મન્વંતર સુધી કુંભીપાક કુંડમાં વસે છે. ભગવતી ભાગવત

**આતિદેશિકીગોહત્યા** [સં. અતિ (હદ બહાર) + દેશ (જગ્યા) + ઇક (સંબંધી) + ગો (ગાય) + હત્યા (વધ)] સ્ત્રી. ગોવધ જેટલું પાપ જેનાથી લાગે એવું કાર્ય.

> જે માણસ ગૌહત્યા કરતો હોય ને તેને જે વારે નહિ તેને **આતિદેશિકીગોહત્યા** લાગે છે.
> ભગવતી ભાગવત

**આતિદેશિકીબ્રહ્મહત્યા** [સં. અતિ (હદ બહાર) + દેશ (જગ્યા) + ઇક (સંબંધી) + બ્રહ્મહત્યા (બ્રાહ્મણનું ખૂન)] સ્ત્રી. બ્રહ્મહત્યા જેવું પાપ લાગે એવું કામ.

> શ્રીકૃષ્ણમાં, શ્રીકૃષ્ણની પ્રતિમામાં, બીજા દેવોની પ્રતિમામાં, શિવમાં, શિવલિંગમાં, સૂર્યમાં, સૂર્યકાંતમણિમાં, ગણેશમાં અને દુર્ગામાં જે માણસ પરસ્પર ભેદબુદ્ધિ કરે તેને **આતિદેશિકીબ્રહ્મહત્યા** કહે છે.
> ભગવતી ભાગવત

**આતિફત** [અ.] સ્ત્રી. દયા; ભલાઈ.

**આતિયાત્રિક** [સં. અતિ (હદ બહાર) + યાત્રા (મુસાફરી) + ઇક (લગતું)] વિ. સૂક્ષ્મ શરીરને પરલોક લઈ જવાના કામમાં નિમાયેલું. જુઓ આતિવાહિક ૪.

**આતિરેક્ય** [સં. અતિ (વધારે) + રિચ્ (એકઠું કરવું) + ય (ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય)] ન. અધિકપણું; વૃદ્ધિ; વધારો; વિપુલતા.

**આતિરૈક્ય** [સં. અતિરેક (અધિક) + ય (ભાવવાચક નામનો પ્રત્યય)] ન. અધિકપણું. જુઓ આતિરેક્ય.

**આતિવાહિક** ૧. પું. ભાડૂતી વાહન ઉપર લેવાતો કર.
૨. [સં. અતિ (હદ બહાર) + વહ્ (લઈ જવું)] પું. સૂક્ષ્મ દેહને પરલોકમાં પહોંચાડવાને માટે ઈશ્વરે નીમેલ અર્ચિરાદિસ્થાનમાં રહેનાર એક દેવ.
૩. ન. (સાંખ્ય) પવન કરતાં પણ વધુ ઉતાવળી ગતિવાળું સૂક્ષ્મ શરીર; લિંગશરીર, જે રૂપમાં જીવ યમલોકમાં ભટકે છે; ભોગશરીર.
૪. વિ. સૂક્ષ્મ શરીરને પરલોક લઈ જવાના કામમાં નિમાયેલું; પરલોકમાં લઈ જનાર; આતિયાત્રિક.

**આતિશ** [ફા.] પું. અગ્નિ. જુઓ આતશ.

**આતિશઅફગન** (આતિશઅફ્ગન) [ફા. આતિશ (અગ્નિ) + અફગન (નાખનાર)] વિ. દેવતા નાખનાર.

**આતિશઅફરાઝ** (આતિશઅફ્રાઝ) [ફા.] પું. હવાઈ; અગ્નિબાણ; કોઠબાણ.

**આતિશઅફરોઝ** (આતિશઅફ્રોઝ) [ફા. આતિશ (અગ્નિ) + અફ્રોઝ (સળગાવનાર)] વિ. અગ્નિ સળગાવનારૂં.

**આતિશઅંગેઝ** (આતિશઅંગેઝ) ૧. [ફા. આતિશ (અગ્નિ) + અંગેઝ (ઉશ્કેરનાર)] પું. બળવાખોર માણસ.
૨. વિ. દેવતા સળગાવતું.

**આતિશઅંદાઝ** (આતિશઅંદાઝ) [ફા. આતિશ (અગ્નિ) + અંદાઝ (ફેંકનાર)] વિ. અગ્નિ ફેંકતું.

**આતિશક** [ફા.] સ્ત્રી. ચાંદીનો રોગ; ઉપદંશ; ગરમી; ફિરંગ રોગ.

**આતિશકદા** ૧. [ફા. આતિશ (અગ્નિ) + કદા (ઠેકાણું)] પું. અગ્નિપૂજકોનું મંદિર.
૨. પું. ચૂલો.
૩. પું. ફારસી ભાષામાં લખેલી જીવનચરિત્રોની એ નામની ચોપડી.

**આતિશખાના** [ફા. આતિશ (અગ્નિ) + ખાના (ઘર)] પું. અગ્નિમંદિર. જુઓ આતશખાનું.

**આતિશખ્વાર** [ ફા. આતિશ ( અગ્નિ ) + ખોર ( ખાનાર )] પું. એક પક્ષી; ચકોર. તે અંગાર ખાતું મનાય છે.

**આતિશઝદગી** ( આતિશઝદગી ) [ ફા. આતિશ ( અગ્નિ ) + ઝદા ( પ્રગટાવેલું )] સ્ત્રી. આગ; લાય.

**આતિશઝન** ( આતિશઝન ) ૧. [ ફા. ] પું. ઝટ સળગે એવી દીવાસળી જેવી વસ્તુ રાખવાની પેટી.

૨. પું. બળે એવી વસ્તુ.

**આતિશઝનગી** ( આતિશઝનગી ) [ ફા. ] સ્ત્રી. અગ્નિ પાડવાની ક્રિયા; આતિશઝની.

**આતિશઝના** ( આતિશઝના) [ ફા. ] પું. બળે એવી વસ્તુ. જુઓ આતિશઝન.

**આતિશઝની** ( આતિશઝની ) ૧. [ ફા. ] સ્ત્રી. અગ્નિ પાડવાની ક્રિયા.

૨. [ ફા. આતિશ ( અગ્નિ ) + ઝની ( લાગવી તે )] સ્ત્રી. દાવાનળ.

**આતિશતબઅ** [ ફા. આતિશ ( અગ્નિ ) + તબઅ ( સ્વભાવ )] પું. તેજ સ્વભાવ; આકરી તાસીર.

**આતિશદાન** [ ફા. આતિશ ( અગ્નિ ) + દાન ( ઠેકાણું બતાવનાર પ્રત્યય )] પું. સગડી; ચૂલો.

**આતિશનાક** [ ફા. ] વિ. ગરમ; તેજ.

**આતિશના પરકાલા** ૧. પું. ઉત્સાહ અને ચાલાકીથી ભરેલો માણસ.

૨. પું. તણખા.

૩. પું. બહુ દેખાવડો માણસ.

૪. પું. બહુ લુચ્ચું અને દુષ્ટ માણસ.

**આતિશપરસ્ત** [ ફા. આતિશ ( અગ્નિ ) + પરસ્ત ( પૂજનાર )] વિ. અગ્નિપૂજક.

**આતિશપરસ્તી** [ ફા. આતિશ ( અગ્નિ ) + પરસ્તી ( પૂજા )] સ્ત્રી. અગ્નિપૂજા.

**આતિશપારા** ૧. પું. કજિયો જગાડનાર.

૨. [ ફા. આતિશ ( અગ્નિ ) + પારા ( કટકો )] પું. તણખો.

૩. પું. સુંદર માણસ.

**આતિશફિશાન** ( આતિશફિશાન ) [ ફા. આતિશ ( અગ્નિ ) + ફિશાન ( નિસાસો )] વિ. અગ્નિ ફેલાવતું.

**આતિશફિશાન** ( આતિશફિશાન ) ૧. [ ફા. આતિશ ( અગ્નિ ) + ફિશાન ( પાથરનાર )] પું. જ્વાળામુખી પર્વત.

૨. વિ. જ્વાળામુખી જેવું.

**આતિશબાઝ** ( આતિશબાઝ ) ૧. [ ફા. આતિશ ( અગ્નિ ) + બાઝ ( રમનાર )] પું. આતશબાજી ફોડનાર.

૨. પું. આતશબાજી બનાવનાર.

**આતિશબાઝી** ( આતિશબાઝી ) ૧. [ ફા. આતિશ ( અગ્નિ ) + બાઝી ( રમત )] સ્ત્રી. આતશબાજી ફોડવી તે.

૨. સ્ત્રી. દારૂખાનાની બનાવટ; આગખેલ.

૩. સ્ત્રી. ફટાકિયા, ફૂલઝર વગેરે દારૂખાનું બનાવવાંની અને ફોડવાની આવડત.

**આતિશબાર** ૧. [ ફા. આતિશ ( અગ્નિ ) + બાર ( વરસાવનાર )] પું. ચકમકવાળી બંદૂક.

૨. વિ. અગ્નિ વરસાવતું.

**આતિશમિઝાજ** ( આતિશમિઝાજ ) [ ફા. આતિશ ( અગ્નિ ) + મિઝાજ ( સ્વભાવ )] વિ. ગરમ સ્વભાવનું; સહેજમાં ગુસ્સે થનારૂં.

**આતિશય્ય** [ સં. અતિશય ( ઘણું ) + ય ( ભાવવાચક નામનો પ્રત્યય )] ન. વધારો; ઘણું હોવાપણું; અતિશયતા; અધિકાઈ; જ્યાદાપણું.

**આતિશરેઝ** ( આતિશરેઝ ) [ ફા. આતિશ ( અગ્નિ ) + રેઝ ( રેડનાર )] પું. અગ્નિ બહાર કાઢનાર; કજિયો જગાડનાર.

**આતિશિસ્તાન** ૧. [ ફા. આતિશ ( અગ્નિ ) + ઇ ( નું ) + સ્તાન ( ઠેકાણું )] પું. અગ્નિનું ઠેકાણું.

૨. પું. શબની ચેહ; ચિતા.

**આતિશી** ૧. વિ. ક્રોધી; સહેજમાં ગુસ્સે થનારૂં.

૨. [ ફા. આતિશ ( અગ્નિ ) + ઈ ( સંબંધી )] વિ. દેવતાથી ભરેલ; દેવતાવાળું.

૩. વિ. બહુ ગરમ.

**આતિશીઆઈના** ૧. [ ફા. આતિશ ( અગ્નિ ) + ઈ ( સંબંધી ) + આઈના ( કાચ )] ન. આગીઓ કાચ; 'બર્નિંગ લેન્સ'.

૨. ન. કાચનું બકપાત્ર; પ્રવાહી ગાળવામાં વપરાતું નીચે વળેલ લાંબા નાળચાવાળું કાચનું વાસણ; 'ગ્લાસ રિટૉર્ટ'.

**આતિશીન** [ ફા. આતિશ ( અગ્નિ ) + ઈન ( બનેલું )] વિ. બહુ ગરમ.

**આતિશીનઆબ** ૧. [ ફા. આતિશીન ( બહુ ગરમ ) + આબ ( પાણી )] ન. આંસુ, કેમકે તે ગરમ હોય છે.

૨. [ ફા. આતિશ ( અગ્નિ ) + ઈન ( નું બનેલું ) + આબ ( પાણી )] ન. રાતો દારૂ.

**આતિશીનગોલા** [ ફા. આતિશ ( અગ્નિ ) + ઈન ( લગતું ) + ગોલા ( ગોળો )] પું. બંબગોળો; 'બૉમ્બ શેલ'.

**આતિશીશીશા** ૧. પું. આગીઓ કાચ.

૨. પું. કાચનું બકપાત્ર; 'ગ્લાસ રિટૉર્ટ'.

**આતિષ્ઠ** [ સં. અતિ ( ઘણું સરસ ) + સ્થા ( રહેવું )] ન. ઉત્કર્ષ; ચડતી.

**આતી** સ્ત્રી. બાપની મા; દાદી; આઈ.

**આતીપાતી** [ હિં. પતી ( પત્ર )] સ્ત્રી. એ નામની એક રમત. એમાં કેટલાક છોકરા ભેગા થઈ એક છોકરાને ચોર ઠરાવે અને તેને કોઈ ઝાડનાં પાન લેવા મોકલે. તે ગયા પછી બાકીના છોકરા સંતાઈ જાય. પાન લઈ આવીને તે છોકરો જેને ગોતી કાઢે તેને ચોર કહેવામાં આવે અને ઉપર પ્રમાણે તેની પાસેથી દાવ લેવામાં આવે. આ રમત ઘણુંખરૂં ચાંદની રાતે રમવામાં આવે છે.

**આતીપોતી** [ સં. અર્થ ( પૈસો ) + પુષ્ ( પોષણ કરવું )] સ્ત્રી. પૂંજી; મૂડી; થાપણ.

આતીપોતી અને ધર્મ બંગોટી = થોડી પૂંજી હોય અને ઘણી મોટી પૂંજી હોવાનો ડોળ કરવો.

**આતીર** ૧. [ અ. ] વિ. ઉપકારી; ઉપકાર કરનારૂં.

૨. વિ. સુવાસિત; ખુશબોદાર.

**આતીલટાંગ** સ્ત્રી. કુસ્તીનો એક દાવ.

**આતીવ્ર** ન. એ નામની એક ધાતુ; 'ઇટર્બિઅમ'. આ ધાતુ જવલ્લે જ મળે છે. તેના રંગ વગરના ક્ષાર થાય છે.

**આતીવ્રજ** [ આતીવ્ર ( એ નામની ધાતુ ) + જ ( જન્મેલું )] ન. આતીવ્ર નામની ધાતુનું પ્રાણિલ; 'ઇટર્બિઆ'.

**આતુનપાયકાઢણુ** ન. કુસ્તીનો એક દાવ.

**આતુર** ૧. [ સં. ત્વર્ ( ઉતાવળ કરવી )] વિ. આકળું; અધીરૂં; ઉતાવળું.

૨. વિ. આશાભર્યું; ઉમેદવાળું; હોંસીલું; ઉત્સાહી.

૩. વિ. ઉત્સુક; ઉત્કંઠાવાળું; તીવ્ર અભિલાષી.

૪. વિ. તૈયાર; તત્પર.

૫. વિ. નબળું; અશક્ત.

૬. વિ. પીડાતું; દુઃખી. જેમકે, કામાતુર.

તે તું વિરહાતુર થૈ આવી માહારા ચિત માંહાં બીઠી.

બાલણ

૭. [ સં. આ ( થોડું ) + અત્ ( ચાલવું )] વિ. માંદું; રોગી; બીમાર.

૮. વિ. વ્યાકુળ; વ્યગ્ર; ગભરાયેલું.

૯. અ. શીઘ્ર; જલદી.

**આતુરતા** ૧. [ સં. આતુર ( આકળું ) + તા ( પણું )] સ્ત્રી. ઉતાવળ; અધીરાઈ; આકળાપણું.

૨. [સં. આતુર (ઉત્કંઠાવાળું) + તા (પણું)] સ્ત્રી. ઉત્કંઠા; ઉત્સુકતા; તીવ્ર ઇચ્છા; તાલાવેલી.

૩. [સં. આતુર (તૈયાર) + તા (પણું)] સ્ત્રી. તૈયારી; તત્પરતા.

૪. [સં. આતુર (પીડાર્ત) + તા (પણું)] સ્ત્રી. દુ:ખીપણું.

૫. [સં. આતુર (વ્યાકુળ) + તા (પણું)] સ્ત્રી. વ્યાકુળતા; બેચેની; ગભરાટ.

૬. [સં. આતુર (હોંસીલું) + તા (પણું)] સ્ત્રી. હોંસ; ઔત્સુક્ય; ઉમેદ.

**આતુરતાઈ** [હિં.] સ્ત્રી. ઉતાવળ; શીઘ્રતા.

**આતુરત્વ** [સં. આતુર (ઉત્કંઠા) + ત્વ (પણું)] ન. ઉત્કંઠા; ઉત્સુકતા. જુઓ આતુરતા.

**આતુરપણું** [આતુર (ઉત્સુક) + પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. તીવ્ર ઇચ્છા. જુઓ આતુરતા.

**આતુરપત્ર** ૧. [સં. આતુર (ઉત્સુક) + પત્ર (કાગળ)] પું. આતુરતા પૂરી પાડે એવા સમાચાર.

૨. [સં. આતુર (બીમાર) + પત્ર (કાગળ)] પું. કોઈ મોટા માણસની તબિયત સંબંધી સમાચાર; 'બુલેટિન'.

**આતુરલેખ** [સં. આતુર (માંદું) + લેખ (દસ્તાવેજ)] પું. મૃત્યુપત્ર; વસિયતનામું; 'વિલ'.

**આતુરશાલા** ૧. [સં. આતુર (રોગી) + શાલા (મકાન)] સ્ત્રી. દરદીનો ઓરડો.

૨. સ્ત્રી. દવાખાનું; ઔષધશાળા; ઇસ્પિતાલ.

**આતુરશાળા** [સં. આતુર (રોગી) + શાલા (મકાન)] સ્ત્રી. દવાખાનું. જુઓ આતુરશાલા.

**આતુરસંન્યાસ** [સં. આતુર (રોગી) + સંન્યાસ (ત્યાગ)] પું. અતિશય માંદગીને પ્રસંગે કે મરતી વખતે લીધેલો સંન્યાસ; એકદમ લેવામાં આવતું સંન્યસ્ત.

**આતુરાલય** [સં. આતુર (માંદું) + આલય (મકાન)] ન. દવાખાનું. જુઓ આતુરશાલા.

**આતુરી** ૧. [સં. આતુર (ઉત્સાહી)] સ્ત્રી. આતુરતા; ઉત્સુકતા; ઉત્સાહ. જુઓ આતુરતા.

૨. [હિં.] સ્ત્રી. શીઘ્રતા; ઉતાવળ.

૩. વિ. (ડિંગળ) વ્યાકુળ; બાવરું.

૪. વિ. સ્ત્રી. અધીરી; ઉત્સુક; ઉતાવળી.

**આતુર્ય** ૧. ન. અધીરાઈ; ઉતાવળ; જુઓ આતુરતા.

૨. [સં.] ન. એક જાતનો તાવ.

૩. [સં. આતુર (બીમાર) + ય (નામ બનાવનાર પ્રત્યય)] ન. માંદગી; બીમારી.

**આતું** [સં. આત્મન્ (આત્મા)] વિ. આત્મા જેવું વહાલું.

માતા જેમ **આતા** બાળ કેરું કરે રક્ષણ તેમ.
પ્રેમાનંદ

**આતુંપોતું** [સં. અર્થ (પૈસો) + પુષ્ (પોષણ કરવું)] ન. પૂંજી; મૂડી. જુઓ આતીપોતી.

**આતૂ** [હિં.] સ્ત્રી. સ્ત્રીશિક્ષક; મહેતીજી; શિક્ષિકા.

**આતૂં** [હિં.] સ્ત્રી. શિક્ષિકા; સ્ત્રીશિક્ષક.

**આતૂંજી** [હિં.] સ્ત્રી. સ્ત્રીશિક્ષક.

**આ તે** સ. આ જ; 'આ'નું ભાર બતાવનાર રૂપ.

**આતે જાતે** ૧. [હિં.] પું. મુસાફર.

૨. ન. આવવું અને જવું તે; આવાગમન.

**આતો** ૧. [સં. આત્મજ (પુત્ર); પ્રા. અત્તઅ] પું. આત્મા જેવો વહાલો દીકરો; ઘણો વહાલો દીકરો. પુત્રને સંબોધતાં આ શબ્દ પ્રેમાનંદના વખત સુધી વપરાયેલ.

૨. પું. ગામડું.

૩. પું. (ગ્રામ્ય) બાપ; પિતા.

૪. પું. બાપનો બાપ; દાદો.

૫. પું. બીજો પ્રાંત.

૬. પું. મોટો દીકરો; પાટવી પુત્ર.

૭. પું. વડીલ. કણબી ને ખાંટ કોમમાં વડીલને આતો કહે છે.

૮. વિ. પું. આત્મા જેવો વહાલો; લાડકો; અતિપ્રિય.

**આ તો** સ. આ જ; આ તે; 'આ'નું ભાર બતાવનાર રૂપ.

**આતોદ્ય** [સં.] ન. વાદ્ય; વાજું; વાજિંત્ર.

**આતોદ્યસ્થાન** [સં. આતોદ્ય (વાદ્ય) + સ્થાન (ઠેકાણું)] ન. નાટકગૃહ; રંગભૂમિ.

**આત્કીલ** પું. સામવેદમાં જણાવેલ એક ઋષિ.

**આત્ત** ૧. [સં. આત્મન્] પું. (પ્રાકૃત) આત્મા; જીવ.

૨. પું. શરીર; દેહ.

૩. સ. પોતે; સ્વયં; જાતે.

૪. [સં. આદા (લેવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. મેળવેલું; લીધેલ; ગ્રહણ કરેલું.

**આત્તપ્રતિદાન** [સં. આત્ત (મેળવેલું) + પ્રતિદાન (પાછું આપવું તે)] ન. મેળવેલું પાછું આપવું તે.

**આત્તરીય** સ્ત્રી. એ નામની એક સંગીત પદ્ધતિ.

**આત્તાયી** [સં. આતતાયિન્] પું. ચોર; ખૂની; આતતાયી.

**આત્મ** ૧. [સં. આત્મન્ (આત્મા)] પું. આત્મા; જીવ.

૨. પું. પોતાની જાત; પંડ. સમાસની શરૂઆતમાં આ શબ્દ વપરાય છે. જેમકે, આત્મકૃત.

૩. ન. એકસો આઠ ઉપનિષદ માંહેનું ઋગ્વેદનું એક ઉપનિષદ. એનાં બીજાં નામ આત્મબોધ અને આત્મપ્રબોધ છે.

૪. વિ. આત્માનું; પોતા વિષેનું; પોતાનું; સ્વકીય. જેમકે, આત્મકથા, આત્મનિરીક્ષણ, આત્મગુણ.

**આત્મઅનાત્મવિવેક** [સં. આત્મન્ (આત્મા) + અનાત્મન્ (જડ વસ્તુ) + વિવેક (પારખવાની શક્તિ)] પું. આત્માને જડ વસ્તુથી જુદો ઓળખવાની શક્તિ.

**આત્મઉપાલંભ** [સં. આત્મન્ (આત્મા) + ઉપાલંભ (ઠપકો)] પું. ખરાબ કામ કરતી વખતે હૃદયનો ઠપકો; અંતઃકરણનો ડંખ.

**આત્મઓળખ** ૧. [સં. આત્મન્ (આત્મા) + અવલક્ષ્ (જાણવું)] સ્ત્રી. આત્મસાક્ષાત્કાર; આત્માનું જ્ઞાન; બ્રહ્મજ્ઞાન.

૨. સ્ત્રી. પોતાની ઓળખ; જાતની પિછાણ.

**આત્મક** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં નગણ, લઘુ અને લઘુ મળી પાંચ અક્ષરનો એક અક્ષરમેળ છંદ. તે સુપ્રતિષ્ઠા છંદનો એક ભેદ છે.

૨. [સં. આત્મન્ (પંડ) + ક (લગતું)] વિ. પોતાનું.

૩. [સં. આત્મન્ (સ્વભાવ) + ક (વાળું)] વિ. સ્વભાવ કે ગુણધર્મવાળું; મય; યુક્ત; વાળું. આ શબ્દ એકલો વપરાતો નથી, સમાસને છેડે વપરાય છે. જેમકે, ગદ્યાત્મક, ત્રિગુણાત્મક, અહિંસાત્મક.

**આત્મકથા** ૧. સ્ત્રી. ગાંધીજીકૃત પોતાના જીવનવૃત્તાંતનું એ નામનું પુસ્તક.

૨. [સં. આત્મન્ (પોતાનું) + કથા (વાર્તા)] સ્ત્રી. પોતાનું લખેલું વૃત્તાંત; પોતાની જીવનકથા; આત્મચરિત્ર.

**આત્મકર્મ** [સં. આત્મન્ (આત્મા) + કર્મન્ (કામ)] ન. પોતાની ફરજ; પોતાનું કર્તવ્ય.

**આત્મકલા** [સં. આત્મન્ (આત્મા) + કલા (તેજ)] સ્ત્રી. આત્માનો પ્રકાશ.

**આત્મકલ્યાણ** [સં. આત્મન્ (પોતાનું) + કલ્યાણ (હિત)] ન. પોતાનું હિત; જાતનું ભલું.

**આત્મકલ્યાણસાધક** [સં. આત્મન્ (પોતાનું) + કલ્યાણ (સારું) + સાધક (સાધનાર)] વિ. પોતાની જાતનું ભલું કરનાર.

**આત્મકષ્ટ** [સં. આત્મન્ (દેહ) + કષ્ટ (દુઃખ)] ન. શરીરને દુઃખ આપવાપણું.

**આત્મકહાણી** [સં. આત્મન્ (પોતાનું) + કથાનિકા (વાર્તા)] સ્ત્રી. પોતાની જાતનો ઇતિહાસ; આત્મકથા.

**આત્મકામ ૧.** [સં. આત્મન્ (આત્મા) + કામ (ઇચ્છા)] વિ. કેવળ આત્માની જ ઇચ્છાવાળું; માત્ર આત્મજ્ઞાનની ચાહનાવાળું.
૨. વિ. પોતાની જાતને ચાહનારું; અહંકારી; ઘમંડી.
૩. વિ. બ્રહ્મને જ ચાહનાર.
૪. વિ. મતલબ સાધનાર; સ્વાર્થી; મતલબી.

**આત્મકારક** [સં. આત્મન્ (આત્મા) + કારક (કરનાર)] પું. સૂર્ય; સૂરજ.

**આત્મકારણ** [સં. આત્મન્ (પંડ) + કારણ (હેતુ)] અ. પોતાને માટે; સ્વાર્થ સારુ.

**આત્મકારાગૃહ** [સં. આત્મન્ (આત્મા) + કારા (કેદખાનું) + ગૃહ (ઘર)] ન. આત્માનું કેદખાનું; શરીર.

**આત્મકાર્ય** [સં. આત્મન્ (પોતાનું) + કાર્ય (કામ)] ન. પોતાનું કામ; ખાનગી કામ.

**આત્મકીય** [સં.] વિ. પોતાનું.

**આત્મકૃત** [સં. આત્મન્ (પોતે) + કૃત (કરેલું)] વિ. પોતે બનાવેલું; જાતે કરેલું.

**આત્મકૌતુક** [સં. આત્મન્ (પોતે) + કૌતુક (આશ્ચર્ય)] ન. પોતા વિષેનું વખાણ ભરેલું આશ્ચર્ય.

**આત્મક્રીડ** (આત્મક્રીડ઼) [સં. આત્મન્ (આત્મા) + ક્રીડા (રમત)] વિ. પોતાના આત્માની સાથે રમનાર; આત્મામાં જ આનંદ લેનાર.

> આત્મરતિ, **આત્મક્રીડ,** આત્મમિથુન, આત્મજ્યોતિ, આત્માનંદ રૂપ થઈને સર્વદા રહે છે. — ગીતાપંચામૃત

**આત્મક્રીડા** (આત્મક્રીડ઼ા) [સં. આત્મન (આત્મા) + ક્રીડા (રમત)] સ્ત્રી. પોતાના આત્મામાં જ રમાતી અલૌકિક રમત; પોતાપણાના ભાનની શોધ.

**આત્મખેદ** [સં. આત્મન્ (આત્મા) + ખેદ (દિલગીરી)] પું. જીવ બાળવો તે; સંતાપ.

**આત્મખ્યાતિ ૧.** [સં. આત્મન્ (આત્મા) + ખ્યાતિ (વાદ)] સ્ત્રી. કોઈ પદાર્થ આત્માથી જુદો ન હોવાથી, આત્માનું જ પદાર્થરૂપે ભાન થવું તે; કોઈ પદાર્થ અનિર્વચનીય આત્માથી બાહ્ય નથી જ, આત્મા જ પદાર્થરૂપે ભાસે છે એવો મત; બધે આત્મતત્ત્વનું ભાન થવાપણું.
૨. [સં. આત્મન્ (પોતે) + ખ્યાતિ (કીર્તિ)] સ્ત્રી. પોતાની કીર્તિ; આત્મપ્રસિદ્ધિ.

**આત્મગણના** [સં. આત્મન્ (પોતે) + ગણના (ગણતરી)] સ્ત્રી. પોતાની કીમત આંકવી તે; પોતાનું માન.

**આત્મગત ૧.** [સં. આત્મન્ (મન) + ગત (ગયેલું)] વિ. પોતાના મનની અંદર રહેલું; મનમાંનું.
૨. [સં. આત્મન્ (પંડ) + ગત (વિષે)] વિ. પોતાને માટે રચાયેલું; જાતને ધ્યાનમાં લઈને કરેલ; આત્મલક્ષી.
૩. અ. પોતે પોતાના મનમાં પોતાની સાથે જ બોલતું હોય એવી રીતે; સ્વગત.

**આત્મગતિ ૧.** [સં. આત્મન્ (આત્મા) + ગતિ (દશા)] સ્ત્રી. આત્માની મરણ પછીની દશા; મરણ પછી થતી જીવની અવસ્થા.
૨. સ્ત્રી. પોતાની શક્તિ.
૩. [સં. આત્મન્ (પંડ) + ગતિ (માર્ગ)] સ્ત્રી. પોતે લીધેલો માર્ગ.

**આત્મગામિની** [સં. આત્મન્ (આત્મા) + ગામિન્ (જનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. આત્મા તરફ જનારી; આત્માભિમુખ.

**આત્મગીતા** સ્ત્રી. એ નામની ગીતા.

**આત્મગુણ ૧.** [સં. આત્મન્ (આત્મા) + ગુણ (ધર્મ)] પું. આત્માનો ગુણ; આત્માનો ધર્મ.
૨. [સં. આત્મન્ (પોતાનું) + ગુણ] પું. પોતાનો ગુણ.

**આત્મગુપ્ત ૧.** [સં. આત્મન્ (પોતે) + ગુપ્ત (બચાવેલ)] વિ. આત્મસંયમી; પોતાના ઉપર અંકુશ રાખનાર.
૨. વિ. પોતાની શક્તિથી જ રક્ષણ કરાયેલ; પોતે રક્ષેલું.
૩. વિ. (જૈન) મન, વચન અને કાયાએ કરીને આત્માને પાપથી બચાવનાર; જિતેંદ્રિય.

**આત્મગુપ્તા ૧.** [સં. આત્મન્ (પંડ) + ગુપ્ત (રક્ષેલ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એ નામની વનસ્પતિ; અજહા; અવ્યણ્ડા; કણ્ડુરા; પ્રાવૃષાયણી; ઋષ્યપ્રોક્તા; શૂકશિંબિ; કપિકચ્છુ; મર્કટી; કૌવચ. તેને અડવાથી ખરજ આવે છે. તેની શિંગ ઉપરના વાળ, બીજ અને મૂળ દવાના કામમાં આવે છે.
૨. સ્ત્રી. ધોળી મૂસળી; શતાવર.

**આત્મગુપ્તાદિચૂર્ણ** [સં. આત્મગુપ્તા (કૌવચ) + આદિ (વગેરે) + ચૂર્ણ (ભૂકો)] ન. (વૈદક) કૌચાં એટલે કૌવચનાં બીજ અને ગોખરુ સરખે ભાગે લઈ તે બન્નેની બરોબર સાકર મેળવીને બનાવેલું ચૂર્ણ. તેની માત્રા ના થી ૧ તોલો દૂધમાં પીવાથી કમતાકાત દૂર થઈ શરીર બળવાન થવાનું મનાય છે.

**આત્મગુપ્તિ ૧.** [સં. આત્મન્ (આત્મા) + ગુપ્તિ (સંયમ)] સ્ત્રી. આત્મસંયમ; નિગ્રહ.
૨. [સં. આત્મન્ (પોતે) + ગુપ્તિ (ખાડો)] સ્ત્રી. બોડ; ભોણ; બખોલ; ગુફા; દર; ભોંયરું.

**આત્મગુરુ** [સં. આત્મન્ (પોતે) + ગુરુ (શિક્ષક)] પું. પોતે જ પોતાનો ગુરુ.

**આત્મગોચરા** [સં. આત્મન્ (આત્મા) + ગોચર (ઇંદ્રિયોથી જાણી શકાય એવું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. આત્માની ઓળખ કરાવનાર ખરું જ્ઞાન.

**આત્મગૌરવ ૧.** [સં. આત્મન્ (પોતાનું) + ગૌરવ (મોટાઈ)] પું. પોતાની બડાઈ.
૨. ન. પોતાની મોટાઈ.

**આત્મજ્ઞાન** [સં. આત્મન્ (પોતા વિષેનું) + જ્ઞાન (જાણપણું)] ન. પોતાના સંબંધી જ્ઞાન. જુઓ આત્મજ્ઞાન.

**આત્મગ્રાહી** [સં. આત્મન્ (પોતે) + ગ્રાહિન્ (લેનાર)] વિ. પોતાને માટે જ લેનાર; એકલપેટું; સ્વાર્થી.

**આત્મઘટના** [સં. આત્મન્ (આત્મા) + ઘટના (રચના)] સ્ત્રી. આત્માને ઘડવો તે; પોતાની ટેવો પાડવાપણું; પંડનો દૃઢ સ્વભાવ બાંધવો તે.

**આત્મઘાત ૧.** [સં. આત્મન્ (પોતે) + ઘાત (હત્યા)] પું. આપઘાત; પોતાને હાથે પોતાને મારી નાખવાનું કામ.
૨. પું. નાસ્તિકતા; પાખંડધર્મ.

**આત્મઘાતક ૧.** [સં. આત્મન્ (પંડ) + ઘાતક (નાશ કરનાર)] વિ. આત્મઘાત કરનાર; પંડને હણનાર; પોતાને હાથે પોતાને મારી નાખનાર.
૨. વિ. નાસ્તિક; પાખંડી.

**આત્મઘાતકી** [સં. આત્મન્ (પોતાનું) + ઘાતક (નાશ કરનાર)] વિ. પોતાને હાથે પોતાને હણનાર; આત્મઘાત કરનાર. જુઓ આત્મઘાતક.

**આત્મઘાતી** [સં. આત્મન્ (પોતે) + ઘાતિન્

(હણનાર)] વિ. આપઘાત કરનાર. જુઓ આત્મઘાતક.

**આત્મઘોષ** ૧. [સં. આત્મન્ (પોતે) + ઘોષ (અવાજ)] પું. કાગડો; કાક; કરટ; અરિષ્ટ; બલિપુષ્ટ; સકૃત્પ્રજ; ધ્વાંક્ષ; પરભૃત્; બલિભુક્; વાયસ; ચિરંજીવી; એકદૃષ્ટિ; મૌકુલિ.
૨. પું. કૂકડો; મરઘો.
૩. ન. પોતાની ભાષામાં પોતાનાં જ વખાણ કરનાર માણસ.
૪. વિ. પોતાની બડાઈ કરનાર.

**આત્મઘૃણા** [સં. આત્મન્ (આત્મા) + ઘૃણા (તિરસ્કાર)] સ્ત્રી. આત્મતિરસ્કાર.

**આત્મચક્ષુ** [સં. આત્મન્ (આત્મા) + ચક્ષુસ્ (આંખ)] ન. જ્ઞાનચક્ષુ; પ્રજ્ઞાચક્ષુ.

**આત્મચરિત** [સં. આત્મન્ (આત્મા) + ચરિત્ર (વર્તન)] ન. પોતાનું આચરણ. જુઓ આત્મચરિત્ર.

**આત્મચરિત્ર** ૧. [સં. આત્મન્ (આત્મા) + ચરિત્ર (જિંદગીનો અહેવાલ)] ન. પોતાના જીવનનો પોતે લખેલો અહેવાલ; આત્મકથા.
૨. ન. પોતાનું આચરણ; પોતાનું વર્તન.

**આત્મચંદ્રિકા** [સં. આત્મન્ (આત્મા) + ચંદ્રિકા (ચાંદની)] સ્ત્રી. આત્મારૂપી ચંદ્રનો પ્રકાશ.

**આત્મચાલક** [સં. આત્મન્ (પોતે) + ચાલક (ચલાવનાર)] વિ. પોતાની મેળે ચાલતું; સ્વચેષ્ટ.

**આત્મચિત્ર** ૧. ન. આત્મચરિત્ર.
૨. [સં. આત્મન્ (પોતાનું) + ચિત્ર (છબી)] ન. પોતાનું પોતે દોરેલું ચિત્ર.

**આત્મચિંતન** ૧. [સં. આત્મન્ (આત્મા) + ચિંતન (ધ્યાન)] ન. આત્મતત્ત્વનું ધ્યાન; આત્માનું મનન.
૨. ન. જાતે ચલાવેલી વિચારણા; આંતરમનન.

**આત્મચિંતા** [સં. આત્મન્ (પોતે) + ચિંતા (વ્યાધિ)] સ્ત્રી. પોતા વિષેની ફિકર.

**આત્મચેતન** [સં. આત્મન્ (પોતે) + ચેતન (શક્તિ)] ન. પોતાથી પોતામાં થતી લાગણી.

**આત્મચૈતન્ય** [સં. આત્મન્ (આત્મા) + ચૈતન્ય (ચેતન)] ન. 'હું' છું એવો ભાવ; આત્મભાન; અસ્મિતા.

**આત્મચ્છલ** [સં. આત્મન્ (પોતે) + છલ (કપટ)] ન. પોતાને છેતરવાપણું.

**આત્મચ્છિદ્ર** [સં. આત્મન્ (પોતે) + છિદ્ર (દોષ)] ન. પોતાની ખોડ; પંડનો દોષ.

**આત્મજ** ૧. [સં. આત્મન્ (પોતે) + જન્ (જન્મવું)] પું. કામદેવ. તે પોતાની મેળે ઉત્પન્ન થયાનું મનાય છે માટે તેને આત્મજ કહે છે.
૨. પું. પુત્ર; દીકરો. તે આત્મામાંથી ઉત્પન્ન થાય છે.

સુનુ અપત્ય **આત્મજ** સુત તનુજ તનય ને તાત,
નંદ નંદ ગોવિંદથી ન કર ગર્વની વાત.
પિંગળલઘુકોષ

૩. પું. લોહી; રક્ત; ખૂન.

**આત્મજ** કહીએ રુધિરને, આત્મજ કહીએ કામ;
આત્મજ પુત્ર સુપુત્ર તે, ભજે જે સુંદર શામ.
ભાવદાનજી

૪. પું. વંશજ.
૫. વિ. પોતામાં કે પોતાનાથી ઊપજેલું; પંડમાંથી પેદા થયેલું.

**આત્મજન** ૧. ન. પોતાની આસપાસ રહેનાર; પરિજન.
૨. [સં. આત્મન્ (પોતાનું) + જન (માણસ)] ન. પોતાનું માણસ; નજીકનું સ્વજન; અંગત માણસ.
૩. ન. પ્રિયજન; મિત્ર.
૪. ન. સગું.
૫. ન. હજૂરિયો.

**આત્મજનન** [સં. આત્મન્ (પોતે) + જનન (ઉત્પત્તિ)] ન. પોતાથી પોતામાં થતી ઉત્પત્તિ.

એક જ ઝાડ ઉપર એક જ ફૂલમાં પુંકેસર અને સ્ત્રીકેસર બંને હોય છે, ત્યારે એના સંયોગથી જે બીજોત્પત્તિ થાય છે તેને **આત્મજનન** કહે છે.
વનસ્પતિશાસ્ત્ર

**આત્મજન્મ** [સં. આત્મન્ (પોતે) + જન્મન્ (જન્મ)] ન. આત્માની પુત્રરૂપે ઉત્પત્તિ.

**આત્મજન્મા** [સં. આત્મન્ (પોતે) + જન્મન્ (જન્મ)] પું. પુત્ર; દીકરો.

**આત્મજય** ૧. [સં. આત્મન્ (પોતે) + જય (ફતેહ)] પું. પંડ ઉપરનો કાબૂ; આત્મસંયમ.
૨. પું. પોતાની ફતેહ.

**આત્મજા** ૧. [સં. આત્મન્ (પોતે) + જન્ (જન્મવું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પુત્રી; દીકરી.
૨. સ્ત્રી. બુદ્ધિ.
૩. વિ. સ્ત્રી. પોતાથી ઉત્પન્ન થયેલી.

**આત્મજાત** [સં. આત્મન્ (પોતે) + જાત (જન્મેલું)] પું. પુત્ર; દીકરો.

**આત્મજાતા** [સં. આત્મન્ (પોતે) + જાત (જન્મેલું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પુત્રી; દીકરી.

**આત્મજિજ્ઞાસા** [સં. આત્મન્ (પોતે) + જિજ્ઞાસા (જાણવાની ઇચ્છા)] સ્ત્રી. પોતાને ઓળખવાની ઇચ્છા.

**આત્મજિજ્ઞાસુ** [સં. આત્મન્ (આત્મા) + જિજ્ઞાસુ (જાણવાની ઇચ્છાવાળું)] વિ. આત્માને જાણવાની ઇચ્છાવાળું.

**આત્મજીવન** [સં. આત્મન્ (પોતે) + જીવન (જિંદગી)] ન. પોતાની જિંદગીનું વૃત્તાંત.

**આત્મજુગુપ્સા** [સં. આત્મન્ (પોતે) + જુગુપ્સા (ચીતરી)] સ્ત્રી. પોતા પર થતો અણગમો.

**આત્મજેતા** [સં. આત્મન્ (આત્મા) + જેતૃ (જીતનાર)] વિ. આત્મા પર એટલે પોતાના ઉપર વિજય મેળવનારું; આત્મસંયમી.

**આત્મજ્ઞ** ૧. [સં. આત્મન્ (આત્મા) + જ્ઞ (જાણનાર)] પું. ઋષિ; આત્માનું સ્વરૂપ જાણનાર; પોતાના સ્વરૂપનું જેને જ્ઞાન થયું હોય તે.
૨. વિ. આત્મજ્ઞાની; આત્મા સંબંધી જ્ઞાન ધરાવનાર.

**આત્મજ્ઞાન** ૧. [સં. આત્મન્ (આત્મા) + જ્ઞાન] ન. અધ્યાત્મજ્ઞાન; બ્રહ્મજ્ઞાન; બ્રહ્મનો સાક્ષાત્કાર; તત્ત્વજ્ઞાન.
૨. ન. આત્મા શરીરથી જુદો ભોગવનાર છે એવું જ્ઞાન.
૩. ન. આત્માનો સાક્ષાત્કાર; 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન; જીવાત્મા અને પરમાત્મા સંબંધમાં જાણપણું; આત્માનું સાચું જ્ઞાન.

યોગવસિષ્ઠમાં **આત્મજ્ઞાન**ની સાત ભૂમિકાઓ કહેલી છેઃ શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુર્યા.
યોગકૌસ્તુભ

૪. ન. પોતા સંબંધી જ્ઞાન; 'હું કોણ' એ જ્ઞાન.

**આત્મજ્ઞાની** ૧. [સં. આત્મન્ (આત્મા) + જ્ઞાન + ઇન્ (વાળું)] વિ. અધ્યાત્મજ્ઞાનવાળું; જેને આત્મજ્ઞાન થયું હોય તેવું; બ્રહ્મજ્ઞાની.
૨. વિ. આત્મા અને પરમાત્મા સંબંધી જ્ઞાન ધરાવનાર.
૩. વિ. પોતા સંબંધી જ્ઞાન મેળવેલ હોય એવું; આત્મજ્ઞાનવાળું.

**આત્મજ્યોતિ** ૧. [સં. આત્મન્ (પોતે) + જ્યોતિસ્ (તેજ)] પું. શિવનું એક નામ. તેઓ પોતાના તેજથી પ્રકાશિત છે માટે આત્મજ્યોતિ કહેવાય છે.
૨. સ્ત્રી. આત્માનું તેજ.

૩. વિ. નિજાનંદી; આત્મામાં આનંદ લેનાર.

**આત્મતત્ત્વ** ૧. ન. આત્મજ્ઞાન.
૨. [ સં. આત્મન્ ( જીવ ) + તત્ત્વ ( સત્ય વસ્તુ ) ] ન. આત્માનું ખરેખરું સ્વરૂપ; પરબ્રહ્મ સ્વરૂપ.
૩. ન. ( જૈન ) જ્ઞાન, દર્શન એટલે શ્રદ્ધા અને ચારિત્રરૂપ ત્રણ રત્ન.

**આત્મતત્ત્વજ્ઞ** [ સં. આત્મન્ ( આત્મા ) + તત્ત્વ ( સાચી વસ્તુ ) + જ્ઞ ( જાણનાર ) ] પું. વેદાંતના સિદ્ધાંતોમાં કુશળ પંડિત; આત્મતત્ત્વ જાણનાર માણસ.

**આત્મતત્ત્વવાદી** [ સં. આત્મન્ ( આત્મા ) + તત્ત્વ ( ખરી વસ્તુ ) + વાદિન્ ( મત ધરાવનાર ) ] વિ. આત્મા તત્ત્વ છે એમ માનનાર.

**આત્મતત્ત્વવિદ્યા** ૧. [સં. આત્મન્ ( આત્મા ) + તત્ત્વ ( સાચી વસ્તુ ) + વિદ્યા ] સ્ત્રી. આત્માના ખરા સ્વરૂપ વિષેનો વિચાર કરનાર શાસ્ત્ર; અધ્યાત્મશાસ્ત્ર; આત્મા સંબંધી વિદ્યા; તત્ત્વશાસ્ત્ર; બ્રહ્મજ્ઞાન; બ્રહ્મવિદ્યા; વેદાંત.
૨. સ્ત્રી. તત્ત્વજ્ઞાન; ફિલસૂફી.

**આત્મતત્ત્વવિષયક** [ સં. આત્મન્ ( આત્મા ) + તત્ત્વ ( પદાર્થ ) + વિષયક ( સંબંધી ) ] વિ. આધ્યાત્મિક.

**આત્મતત્ત્વવ્યૂહ** [ સં. આત્મન્ ( આત્મા ) + તત્ત્વ ( સ્વરૂપ ) + વ્યૂહ ( જથ્થો ) ] પું. ( શાક્ત ) જીવનું સંસારનું સ્વરૂપ જણાવનાર તત્ત્વનો સંગ્રહ. શાક્તશાસ્ત્રમાં સ્વીકારાયેલા છત્રીસ તત્ત્વોના શિવવ્યૂહ, વિદ્યાવ્યૂહ અને આત્મવ્યૂહ એવા ત્રણ ભાગ પાડવામાં આવે છે. શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એમ કલ્પેલી તે તત્ત્વોની ત્રણ શાખા માંહેની દરેકમાં અમુક તત્ત્વ આવેલાં છે. એ તત્ત્વોમાં ક્ષેત્રજ્ઞ જીવનું સઘળું સાંસારિક સ્વરૂપ સમાતું હોઈ એ બધાંને આત્મતત્ત્વવ્યૂહ કહે છે.

**આત્મતત્ત્વશાસ્ત્ર** [ સં. આત્મન્ ( આત્મા ) + તત્ત્વ ( સાચી વસ્તુ ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. અધ્યાત્મશાસ્ત્ર. જુઓ આત્મતત્ત્વવિદ્યા.

**આત્મતર્પણ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + તર્પણ ( સુખ ) ] ન. આત્માને પાણીની અંજલિ આપવી તે.
૨. [ સં. આત્મન્ ( આત્મા ) + તર્પણ ( સંતોષ ) ] ન. આત્માનો સંતોષ.

**આત્મતલ્લીન** [ સં. આત્મન્ ( આત્મા ) + તલ્લીન ( પરોવાયેલું ) ] વિ. આત્મામાં મગ્ન.

**આત્મતલ્લીનતા** [ સં. આત્મન્ ( આત્મા ) + તલ્લીન ( પરોવાયેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. આત્મામાં મગ્ન રહેવાપણું.

**આત્મતા** [ સં. આત્મન્ ( પંડ ) + તા ( પણું ) ] સ્ત્રી. સ્વરૂપતા; પોતાપણું; સ્વત્વ; આત્માપણું. જુઓ આત્મત્વ.

**આત્મતારણ** [ સં. આત્મન્ ( આત્મા ) + તૄ ( તરવું ) ] ન. આત્માનું મોક્ષ મેળવવાપણું.

**આત્મતિ** ન. મધ્યમ કદનું એક ઝાડ; દેવકંચન; રક્તકંચન; વનરાજ.

**આત્મતિરસ્કાર** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + તિરસ્કાર ( ધિક્કાર ) ] પું. આત્મા તરફ અણગમાની લાગણી.
૨. પું. પોતે પોતાને આપેલો ફિટકાર.

**આત્મતુલ્ય** [ સં. આત્મન્ ( જાત ) + તુલ્ય ( જેવું ) ] વિ. જાતના જેવું; પોતાની સમાન.

**આત્મતુષ્ટ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + તુષ્ટ ( સંતોષ પામેલું ) ] વિ. પોતાના આત્માથી જ સંતોષ પામનાર.
૨. વિ. પોતાના આત્મામાં સંતોષથી રહેનાર.

**આત્મતુષ્ટિ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + તુષ્ટિ ( ખુશાલી ) ] સ્ત્રી. આત્મજ્ઞાનથી ઊપજતો આનંદ.
૨. સ્ત્રી. આત્મતૃપ્તિ; આત્માનો સંતોષ.
૩. સ્ત્રી. પોતાનો સંતોષ; પોતે પોતાની મેળે સંતુષ્ટ થવાપણું.
૪. વિ. બ્રહ્મજ્ઞાની; આત્મવેત્તા; માત્ર આત્મજ્ઞાનથી સંતોષ પામનાર; આત્મામાં જ જેનો સંતોષ હોય એવું.

**આત્મતૃપ્ત** [ સં. આત્મન્ ( આત્મા ) + તૃપ્ત ( ધરાયેલું ) ] વિ. આત્માના આનંદમાં સંતોષ પામેલું.

**આત્મતૃપ્તિ** [ સં. આત્મન્ ( આત્મા ) + તૃપ્તિ ( સંતોષ ) ] સ્ત્રી. આત્મનો સંતોષ.

**આત્મતૃષા** [ સં. આત્મન્ ( મન ) + તૃષા ( તરસ ) ] સ્ત્રી. હૃદયની ઇચ્છા.

**આત્મતોષણ** [ સં. આત્મન્ ( આત્મા ) + તુષ્ ( સંતોષ પામવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આત્મજ્ઞાનથી ઊપજતો આનંદ.

**આત્મત્યાગ** ૧. [ સં. આત્મન્ ( શરીર ) + ત્યજ્ ( છોડવું ) ] પું. આપઘાત; પોતાનો નાશ કરવો તે.
૨. પું. સ્વાર્થત્યાગ; પોતાનો સ્વાર્થ જતો કરવાપણું.

**આત્મત્યાગિની** ૧. [ સં. આત્મન્ ( શરીર ) + ત્યાગ ( છોડવું તે ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. આપઘાત કરનારી.
૨. વિ. સ્ત્રી. સ્વાર્થત્યાગ કરનારી.

**આત્મત્યાગી** ૧. [ સં. આત્મન્ ( શરીર ) + ત્યાગ ( તજવું તે ) + ઇન્ ( વાળું ) ] વિ. આપઘાત કરનાર.
૨. વિ. નાસ્તિક; પાખંડી.
૩. વિ. પોતાનો લાભ જતો કરનાર.

**આત્મત્રય** [ સં. આત્મન્ ( આત્મા ) + ત્રયમ્ ( ત્રણ ) ] પું. ( વેદાંત ) ત્રણ જાતના આત્મા: (૧) જાણનાર રૂપે અહંકાર વિનાનું ચૈતન્ય તે જ્ઞાનાત્મા; (૨) બધાં માણસમાં રહેલ જીવ તે મહાનાત્મા; (૩) દરેક ઠેકાણે અંદર અને બહારના ભાવવાળું ચૈતન્ય એટલે જીવ તે શાંતાત્મા. બીજી રીતે પણ આત્મા ત્રણ પ્રકારના છે: (૧) પુત્ર વગેરે તે ગૌણાત્મા; (૨) શરીર વગેરે તે મિથ્યાત્મા; અને (૩) કૂટસ્થ એટલે પરમાત્મા તે મુખ્યાત્મા.

**આત્મત્રાણ** ૧. [ સં. આત્મન્ ( શરીર ) + ત્રાણ ( બચાવ ) ] પું. અંગરક્ષક; શરીરનું રક્ષણ કરનાર.
૨. ન. પોતાનું રક્ષણ; જાતબચાવ.

**આત્મત્વ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + ત્વ ( પણું ) ] ન. આત્મસાક્ષાત્કાર; આત્મા સાથેનું ઐક્ય.
૨. ન. આત્માનો ગુણ; આત્માનો ધર્મ.
૩. ન. પોતાપણું; સ્વત્વ; આત્માપણું.

**આત્મત્વવિદ્યા** [ સં. આત્મન્ ( આત્મા ) + ત્વ ( પણું ) + વિદ્યા ] સ્ત્રી. અધ્યાત્મશાસ્ત્ર.

**આત્મત્વાભિનિવેશ** [સં. આત્મન્ ( આત્મા ) + ત્વ ( પણું ) + અભિનિવેશ ( આગ્રહ ) ] પું. આત્મા હોવાની દૃઢ માન્યતા.

**આત્મદ** [ સં. આત્મન્ ( જાત ) + દા ( આપવું ) ] વિ. પોતાનો ભોગ આપનાર.

**આત્મદમ** [ સં. આત્મન્ ( પંડ ) + દમ્ ( તાબામાં રાખવું ) ] વિ. પંડને કાબૂમાં રાખનાર; જાતને દમનાર.

**આત્મદમન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + દમન ( પીડવું તે)] ન. આત્માને દુ:ખ આપવું તે.
૨. [ સં. આત્મન્ ( પંડ ) + દમ્ ( તાબે રાખવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પોતાની વાસના વશ રાખવાપણું; આત્મનિગ્રહ; આત્મસંયમ; મનને તાબામાં રાખવું તે.

**આત્મદર્શ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + દશ્ ( જોવું ) ] પું. આત્માનું દર્શન.

૨. [ સં. આત્મન્ ( દેહ ) + દૃશ્ ( જોવું ) ] પું. દર્પણ; આરસી; અરીસો; આભલું; કાચ.
૩. પું. બ્રહ્મસાક્ષાત્કાર.

**આત્મદર્શન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + દર્શન ( જોવું તે ) ] ન. જાતનો પ્રત્યક્ષ અનુભવ; આત્માના સ્વરૂપનું જ્ઞાન.
૨. [ સં. આત્મન્ ( પંડ ) + દર્શન ( જોવું તે ) ] ન. પોતાની જાતની ઓળખાણ; પોતાના પંડને સમજવાપણું; આત્મપરિચય.
૩. ન. પ્રાણીમાત્રમાં આત્મારૂપે દૃષ્ટિ કરવી તે.
૪. ન. બ્રહ્મનો સાક્ષાત્કાર.
૫. ન. શ્રવણ, મનન અને નિદિધ્યાસન જેવાં બ્રહ્મસાક્ષાત્કારનાં સાધન.

**આત્મદર્શા** [ સં. આત્મન્ ( આત્મા ) + દૃશ્ ( જોવું ) ] વિ. આત્મજ્ઞાની. જુઓ આત્મદર્શી.

**આત્મદર્શિણી** [ સં. આત્મન્ ( આત્મા ) + દર્શિન્ ( જોનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. આત્માને જોનારી.

**આત્મદર્શી** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. આત્માનો સાક્ષાત્કાર કરનાર; આત્મજ્ઞાની; આત્માને જોનાર.
૨. વિ. પોતા સંબંધી જ્ઞાનવાળું; પંડને જાણનાર.

**આત્મદંડ** [ સં. આત્મન્ ( આત્મા ) + દંડ ( શિક્ષા ) ] પું. આત્માને દુઃખ દેવું તે. જુઓ આત્મદંડન.

**આત્મદંડન** [ સં. આત્મન્ ( આત્મા ) + દંડ્ ( શિક્ષા કરવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( બૌદ્ધ ) આત્માને દુઃખ આપવાપણું.

**આત્મદાન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + દાન ( આપવું તે ) ] ન. પોતાની જાતની કુરબાની; પરોપકાર અર્થે પોતાના આત્માનું પણ દાન કરી દેવું તે; સ્વાર્પણ; આત્મત્યાગ.
૨. ન. સ્વાર્થત્યાગ; પરોપકારને માટે પોતાનો લાભ જતો કરવાપણું.

**આત્મદીપ્ત** [ સં. આત્મન્ ( જાત ) + દીપ્ત ( પ્રકાશવાળું ) ] વિ. પોતાના તેજથી અજવાળું આપનાર.

**આત્મદૂષણ** [ સં. આત્મન્ ( પોતાનું ) + દૂષણ ( દોષ ) ] ન. પોતાનો દોષ.

**આત્મદૃષ્ટાંત** [ સં. આત્મન્ ( પોતે ) + દૃષ્ટાંત ( દાખલો ) ] ન. પોતાનો જ દાખલો.

**આત્મદૃષ્ટિ** [ સં. આત્મન્ ( મન ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. સૂક્ષ્મ નજર; અંતર નિરીક્ષણ.

**આત્મદેવ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + દેવ ] પું. આત્મારૂપી દેવ.
૨. [ સં. આત્મન્ ( શરીર ) + દેવ ] પું. જઠરાગ્નિ; ખાધેલું પાચન કરવાની શક્તિ.

**આત્મદેવતા** [ સં. આત્મન્ ( પોતાની જાત ) + દેવતા ( દેવ ) ] સ્ત્રી. કુળદેવતા.

**આત્મદેશ** [ સં. આત્મન્ ( આત્મા ) + દેશ ( વિભાગ ) ] પું. આત્માને લગતો વિષય.

**આત્મદૈવત** [ સં. આત્મન્ ( આત્મા ) + દૈવત ( બળ ) ] ન. આત્માની શક્તિ.

**આત્મદોષ** [ સં. આત્મન્ ( જાત ) + દોષ ( ભૂલ ) ] પું. પોતાની ભૂલ; પંડની ખાંપણ.

**આત્મદોષક્ષાલન** ૧. [ સં. આત્મન્ ( પોતાનું ) + દોષ ( ભૂલ ) + ક્ષાલન ( ધોઈ નાખવું તે ) ] ન. પોતાની ભૂલનો બચાવ.
૨. ન. પોતાની વર્તણૂક બરાબર છે એવું સાબિત કરવું તે.

**આત્મદોષજ્ઞ** [ સં. આત્મન્ ( પોતાનું ) + દોષ ( ભૂલ ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. પોતાની ભૂલ જાણનાર.

**આત્મદ્રોહ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + દ્રુહ્ ( ઈજા કરવી ) ] પું. આપઘાત.
૨. પું. જાતને આપેલું દુઃખ; પોતાને હાનિ પહોંચાડવી તે; આત્મપીડન.

**આત્મદ્રોહી** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + દ્રોહિન્ ( બેવફાઈ કરનાર ) ] વિ. આપઘાત કરનાર; પંડનો નાશ કરે એવું; પોતાનો નાશ કરનાર.
૨. વિ. પોતાને છેહ દેનાર; પંડનું ભૂંડું કરનાર; પોતાની હાનિ કરનાર.

**આત્મદ્વય** [ સં. આત્મન્ ( આત્મા ) + દ્વય ( બે ) ] પું. બ. વ. આત્માની જોડી.

**આત્મધન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + ધન ( દોલત ) ] ન. આત્મા એ જ જેની દોલત છે એવું મનુષ્ય; આત્માને જ સર્વસ્વ માનનાર માણસ.
૨. ન. પંડનો આત્મા.
૩. ન. પુત્ર; દીકરો.
૪. ન. પોતાનો પૈસો.
૫. ન. બાળબચ્ચાં; ઓલાદ; સંતતિ.

**આત્મધર્મ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + ધર્મ ( ગુણ ) ] પું. આત્માનો ગુણ; આત્માનો સ્વભાવ. તે બાર મનાય છે: નિત્ય, અવ્યય, શુદ્ધ, એક, ક્ષેત્રજ્ઞ, આશ્રય, અવિક્રિય, સ્વપ્રકાશ, હેતુ, વ્યાપક, અસંગી અને અનાવૃત્ત.
૨. પું. પોતાની ફરજ; આત્મકર્તવ્ય.

**આત્મધર્મપરાયણ** [ સં. આત્મન્ ( પંડ ) + ધર્મ ( ફરજ ) + પરાયણ ( લીન ) ] વિ. પોતાની ફરજ બજાવવામાં મશગૂલ.

**આત્મધારણભૂમિ** [ સં. આત્મન્ ( પંડ ) + ધારણ ( લેવું તે ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. જેના વહીવટનો સામ્રાજ્યને કાંઈ ખર્ચ ન ઉઠાવવો પડે તેવું તાબાનું રાજ્ય.

**આત્મધારી** [ સં. આત્મન્ ( જીવ ) + ધારિન્ ( પકડનાર ) ] વિ. જેને આત્મા હોય એવું; જીવવાળું.

**આત્મધિક્કાર** [ સં. આત્મન્ ( પંડ ) + ધિક્કાર ( તિરસ્કાર ) ] પું. પશ્ચાત્તાપ. પોતે ભૂલ કરી છે એવું ભાન થવાથી આ દશામાં માણસ પોતાને ધિક્કારે છે.

**આત્મધ્યાન** [ સં. આત્મન્ ( આત્મા ) + ધ્યાન ( વિચાર ) ] ન. આત્મા વિષે વિચાર; આત્મતત્ત્વનું એકચિત્તથી ચિંતન.

**આત્મનાદ** [ સં. આત્મન્ ( પ્રાણ ) + નાદ ( સ્વર ) ] પું. જીવનો અવાજ.

કર અંગુલિ રૂંધ્યે કરણ, **આત્મનાદ** ન સુણાય.
દયારામ

**આત્મનામી** [ સં. આત્મન્ ( પોતે ) + નામા ( નામવાળું ) ] વિ. દેખીતું.

**આત્મનાશ** [ સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + નાશ ( સંહાર ) ] પું. પોતાનો સંહાર.

**આત્મનાશક** [ સં. આત્મન્ ( પંડ ) + નશ્ ( નાશ પામવું ) ] વિ. પંડનો જ નાશ કરનાર.

**આત્મનિકંદન** [ આત્મન્ ( પંડ ) + નિકંદન ( નાશ ) ] ન. પોતાનો નાશ.

**આત્મનિકંદી** [ આત્મન્ ( પંડ ) + નિકંદી ( નાશ કરનાર ) ] વિ. પંડનો નાશ કરનાર.

**આત્મનિગ્રહ** [ સં. આત્મન્ ( મન ) + નિગ્રહ ( દાબ ) ] પું. પોતાની વાસનાઓ ઉપર કાબૂ; ઇંદ્રિયો ઉપરનો કાબૂ; મનને વશ રાખવાપણું.

**આત્મનિમગ્ન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + નિમગ્ન ( લીન ) ] વિ. જીવમાં પરોવાયેલું.
૨. [ સં. આત્મન્ ( પંડ ) + નિમગ્ન ( તલ્લીન ) ] વિ. પોતામાં રચ્યુંપચ્યું રહેનાર; સ્વાર્થી.

**આત્મનિમજ્જન** [ સં. આત્મન્ ( પ્રાણ ) + નિમજ્જન ( પેસવાની ક્રિયા ) ] ન. જીવમાં તલ્લીન રહેવું તે.

**આત્મનિયન્ત્રિત** [ સં. આત્મન્ ( પંડ ) + નિયંત્રિત ( કાબૂમાં રાખેલું ) ] વિ. પોતાની મેળે નિયમમાં રખાયેલું.

**આત્મનિયમન** [ સં. આત્મન્ ( મન ) +

નિયમન ( નિયમમાં રાખવું તે )] ન. મનને વશ રાખવાપણું. જુઓ આત્મનિગ્રહ.

**આત્મનિરાલોક** [સં. આત્મન્ ( પંડ ) + નિર્ ( નહિ ) + આલોક ( નજર કરવું )] પું. શિવનાં હજાર નામ માંહેનું એક. તે બીજાંના ભલા ઉપર નજર રાખે છે, પોતાના તરફ દૃષ્ટિ કરતા નથી એમ મનાય છે.

**આત્મનિરીક્ષણ** [સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + નિરીક્ષ્ ( બારીકીથી જોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. પોતાના ગુણદોષની તપાસ; પોતાના મનમાં ઊંડા ઊતરી વિચારવું તે; અંતરાવલોકન.

**આત્મનિરૂપણ** [સં. આત્મન્ (પોતાનું સ્વરૂપ) + નિરૂપણ ( અવલોકન )] ન. અંતરાવલોકન. જુઓ આત્મનિરીક્ષણ.

**આત્મનિરૂપિત** [સં. આત્મન્ ( પંડ ) + નિરૂપિત ( અવલોકન કરેલ )] વિ. પોતે જોયેલું.

**આત્મનિર્ણય** ૧. [સં. આત્મન્ ( પંડ ) + નિર્ણય ( નિર્ધાર )] પું. પોતાને લગતી બધી બાબતમાં પોતાને જ નિશ્ચયનો હક હોવો જોઈએ એવો વાદ; સ્વયંનિર્ણય; 'સેલ્ફડિટર્મિનેશન'.
૨. પું. પોતે કરવાનો કે કરેલો નિશ્ચય.

**આત્મનિર્ણીત** [સં. આત્મન્ ( પંડ ) + નિર્ણીત ( નક્કી કરેલું )] વિ. પંડે નક્કી કરેલું; જાતે ઠરાવેલું.

**આત્મનિર્ણીતતા** [સં. આત્મન્ ( પંડ ) + નિર્ણીત ( નક્કી કરેલું ) + તા ( પણું )] સ્ત્રી. પોતાની બાબતોમાં પોતાને જ નિશ્ચય કરવાનો હક હોવો જોઈએ એવો મત; 'સેલ્ફ ડિટર્મિનિઝમ'. જુઓ આત્મનિર્ણય.

**આત્મનિર્દિષ્ટ** ૧. [સં. આત્મન્ ( પંડ ) + નિર્દિષ્ટ ( બતાવેલું )] વિ. આત્મનિરૂપિત; જાતે અવલોકન કરેલું.
૨. વિ. જાતે ઠરાવેલું; પંડે નક્કી કરેલું.
૩. વિ. પંડે વિચારેલું.
૪. વિ. પોતાની મેળે માથે લીધેલું.
૫. વિ. પોતે નીમેલું.

**આત્મનિર્દેશ** [સં. આત્મન્ ( પોતે ) + નિર્દેશ ( જણાવવાપણું )] વિ. આપોઆપ નોંધ લે એવું; 'સેલ્ફ રજિસ્ટરિંગ'.

**આત્મનિર્ભર** [સં. આત્મન્ ( જાત ) + નિર્ભર ( ભરેલું )] પું. પંડમાં વિશ્વાસ; પોતા ઉપર શ્રદ્ધા.

**આત્મનિવેદન** ૧. ન. ઈશ્વરને અને ખાસ કરીને કૃષ્ણને પોતાની જાત અર્પણ કરવી તે.
૨. ન. ઈશ્વરભક્તિ માટે આત્મસમર્પણ; પોતાની જાતને અને પોતાનું બધું ઈશ્વરને અર્પણ કરવાપણું.
૩. [સં. આત્મન્ ( પોતે ) + નિવેદન ( અર્પણ )] ન. પંડનું સ્વરૂપ ઓળખી પરમાત્માની સ્તુતિમાં લેહ લગાડવી તે; ભક્તિના નવ પ્રકાર માંહેનો એક. મનન, કીર્તન, ધ્યાન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય અને આત્મનિવેદન એમ નવ જાતની ભક્તિ કહેવાય છે.
૪. [સં. આત્મન્ ( પંડ ) + નિવેદન ( જણાવવું તે )] ન. પોતાનો ખુલાસો.

**આત્મનિવેદનાસક્તિ** [સં. આત્મન્ ( શરીર ) + નિવેદન ( અર્પણ ) + આસક્તિ ( મોહ )] સ્ત્રી. પોતાનું બધું અને શરીર ઇષ્ટદેવને સોંપી દેવાની તીવ્ર ઇચ્છા; ભક્તિની અગિયાર અવસ્થા માંહેની એક. જુઓ ભક્તિ.

**આત્મનિવેદિયું** [સં. આત્મન્ ( શરીર ) + નિવેદિન્ ( સોંપનાર )] વિ. પોતાનું બધું ઇષ્ટદેવને અર્પણ કરનાર. જુઓ આત્મનિવેદી.

**આત્મનિવેદી** ૧. [સં. આત્મન્ ( શરીર ) + નિવેદિન્ ( સોંપનાર )] વિ. ઈશ્વરને અને ખાસ કરીને કૃષ્ણને જેણે પોતાની જાત સોંપી દીધી હોય એવું; પોતાની જાત ઇષ્ટદેવને અર્પણ કરનાર.
૨. [સં. આત્મન્ ( પંડ ) + નૈવેદ્ય ( પ્રસાદ )] વિ. જાતે રાંધીને જમવાના નિયમવાળું.
૩. વિ. દેહના અભિમાનનો ત્યાગ કરી પોતામાં જ નિમગ્ન રહેનાર; જેણે આત્માનું આત્માને નિવેદન એટલે સમર્પણ કરેલ હોય તેવું.

**આત્મનિષ્ટ** [સં. આત્મન્ ( આત્મા ) + નિષ્ઠા ( શ્રદ્ધા )] વિ. આત્મામાં તલ્લીન; પોતામાં મગ્ન; મુમુક્ષુ.

**આત્મનિષ્ઠ** ૧. વિ. ઈશ્વરભજનમાં મસ્ત.
૨. વિ. જાતમાં જ વિશ્વાસ હોય એવું; દૃઢ રહેનાર; આત્મશ્રદ્ધાવાળું.
૩. [સં. આત્મન્ ( આત્મા ) + નિષ્ઠ ( લીન )] વિ. જીવ સંબંધી જ્ઞાનમાં જેની નિષ્ઠા છે એવો મુમુક્ષુ; બ્રહ્મનિષ્ઠ.
૪. [સં. આત્મન્ ( પંડ ) + નિષ્ઠ ( લીન )] વિ. પોતાના ઉપર જ આધાર રાખનારું; સ્વાશ્રયી.
૫. અ. અંતઃકરણપૂર્વક.

**આત્મનિષ્ઠતા** [સં. આત્મન્ ( આત્મા ) + નિષ્ઠ ( લીન ) + તા ( પણું )] સ્ત્રી. સ્વાર્થમાં રચ્યુંપચ્યું રહેવું તે. જુઓ આત્મનિષ્ઠા.

**આત્મનિષ્ઠા** ૧. [સં. આત્મન્ ( આત્મા ) + નિષ્ઠા ( લીનતા )] સ્ત્રી. જાતમાં મગ્ન રહેવાપણું; બ્રહ્મનિષ્ઠા.
૨. સ્ત્રી. પંડમાં વિશ્વાસ; પોતાની જાતની જે ખાતરી તે.

**આત્મનિસંસ્થિત** [સં. આત્મનિ ( આત્મામાં ) + સંસ્થિત ( રહેલું )] પું. શિવનું એક નામ, કેમકે તે આત્મચિંતનમાં તલ્લીન રહે છે.

**આત્મનિંદા** ૧. [સં. આત્મન્ ( જાત ) + નિંદા ( બદગોઈ )] સ્ત્રી. ( જૈન ) પોતાના દોષ જોવાપણું; પંડનો વાંક કાઢવો તે.
૨. [સં. આત્મન્ ( પંડ ) + નિંદા ( વગોવણી )] સ્ત્રી. પોતાને વખોડવાપણું; પંડનું જ ભૂંડું બોલવું તે; જાતને નિંદવી તે.

**આત્મનીન** ૧. [સં. આત્મન્ ( પંડ ) + નીન ( જતનું )] પું. પુત્ર; દીકરો.
૨. પું. વિદૂષક.
૩. પું. સાળો.
૪. વિ. જીવવાળું; ચેતનમય.
૫. વિ. પોતાના તાબાનું.
૬. વિ. પોતાના હિતનું.
૭. વિ. બળવાન; શક્તિવાળું.

**આત્મનીય** ૧. [સં.] પું. પુત્ર; દીકરો.
૨. પું. વિદૂષક.
૩. પું. સાળો.
૪. વિ. જીવવાળું; ચેતનમય.
૫. વિ. પોતાના તાબાનું.
૬. વિ. પોતાના લાભનું.
૭. વિ. બળવાન; શક્તિવાળું.

**આત્મનૂર** [આત્મન્ ( આત્મા ) + નૂર ( તેજ )] ન. પોતાનું તેજ.

**આત્મનેપદ** ૧. [સં. આત્મને ( પોતાને માટે ) + પદ ( શબ્દ )] પું. ( વ્યાકરણ ) સંસ્કૃત ધાતુનો એક વિભાગ. જેમકે, લભ્, વિદ્, રમ્, યુધ્ વગેરે આત્મનેપદના અને ગમ્, નશ્, કથ્, આપ્ વગેરે પરસ્મૈપદના ધાતુ છે.
૨. પું. સંસ્કૃત વ્યાકરણમાં ધાતુને એ નામના પ્રત્યય લગાડવાથી બનેલાં રૂપ.
૩. પું. સંસ્કૃત વ્યાકરણમાં ધાતુને લગાડવાના એક જાતના પ્રત્યય. મિ, વઃ, મઃ વગેરે પરસ્મૈપદના વર્તમાનકાળના અને ઈ, વહે, મહે વગેરે આત્મનેપદના વર્તમાનકાળના પ્રત્યય છે.

**આત્મનેપદી** ૧. [સં. આત્મને ( પોતાને માટે ) + પદ ( શબ્દ ) + ઇન્ ( વાળું )] પું. ( વ્યાકરણ ) આત્મનેપદ પ્રત્યયવાળો ધાતુ.
૨. વિ. આત્મનેપદને લગતું.

**આત્મનેભાષા** જુઓ આત્મનેપદ.

**આત્મનૌકા** [ સં. આત્મન્ ( આત્મા ) + નૌકા ( હોડી ) ] સ્ત્રી. જીવરૂપી વહાણ.

**આત્મન્** **૧.** પું. અગ્નિ.

**૨.** પું. આકડાનો છોડ.

**૩.** [ સં. અન્ ( શ્વાસ લેવો ) ] પું. આત્મા; જીવ.

**૪.** પું. ચિત્રકવૃક્ષ; ચિત્રાનું ઝાડ.

**૫.** પું. જન્મ.

**૬.** પું. ધર્મ.

**૭.** પું. ધૈર્ય; ધીરજ.

**૮.** [ સં. અત્ ( વ્યાપવું ) ] પું. પરબ્રહ્મ; પરમાત્મા, કેમકે તે જગતમાં બધા જીવમાં વ્યાપી રહેલ છે.

**૯.** પું. પંડ; જાત. આ શબ્દનો પ્રયોગ ઘણે ભાગે સામાસિક શબ્દોમાં થાય છે. અને ત્યાં તેનો અર્થ 'પોતાનું' એવો થાય છે. જેમકે, આત્મકલ્યાણ, આત્મરક્ષા, આત્મહત્યા, આત્મશ્લાઘા. આત્મન્‌નો ગૌણ અર્થ 'પોતે' છે. તે ઉપરથી પોતેના અર્થનું 'આપણ' સર્વનામ થયું છે. વળી 'તમે પોતે'ના અર્થનું 'આપ' સર્વનામ પણ એના ઉપરથી થયું છે. તેમ વળી 'તમે ને હું', 'તમે ને અમે' એવા સંયુક્ત અર્થનું 'આપણે' સર્વનામ પણ એ જ શબ્દ ઉપરથી ઊતરી આવ્યું છે. ઉપરાંત આપણ સર્વનામ સાથે સંબંધ ધરાવતું 'આપણું' વિશેષણ પણ એ જ મૂળનું છે. નામ ઉપરથી સર્વનામની ઉત્પત્તિ ધ્યાન ખેંચનારી છે.

**૧૦.** પું. પોતાનું સ્વરૂપ; નિજત્વ.

**૧૧.** પું. પ્રયત્ન; પ્રયાસ.

**૧૨.** પું. પ્રાણી; જીવ.

**૧૩.** પું. બુદ્ધિ; વિચારશક્તિ.

**૧૪.** પું. મન; અંતઃકરણ.

**૧૫.** પું. વાયુ; પવન.

**૧૬.** પું. શરીર; દેહ.

**૧૭.** પું. સૂર્ય; સૂરજ.

**૧૮.** પું. સ્વભાવ; મૂળ ગુણ.

**આત્મનચંદ્ર** [ સં. આત્મન્ ( પ્રાણ ) + ચંદ્ર ] પું. પ્રાણરૂપી ચંદ્ર.

**આત્મનતૃષા** [ સં. આત્મન્ ( જીવ ) + તૃષા ( તરસ ) ] સ્ત્રી. જીવની ઇચ્છા.

**આત્મન્વત્** **૧.** વિ. ઉદાર મનનું.

**૨.** [સં. આત્મન્ ( પ્રયત્ન ) + વત્ ( વાળું )] વિ. પ્રયત્નવાળું; મહેનત કરનારું.

**૩.** [ સં. આત્મન્ ( પ્રાણ ) + વત્ ( વાળું ) ] વિ. પ્રાણવાળું.

**આત્મનસુહાગી** [ સં. આત્મન્ ( આત્મા ) + સુહાગી ( સુખી ) ] વિ. જાતને સુખ આપનાર.

**આત્મપક્ષીય** [ સં. આત્મન્ ( પોતાનું ) + પક્ષ ( બાજુ ) + ઈય ( વાળું ) ] વિ. પોતાની બાજુનું.

**આત્મપદાર્થ** [ સં. આત્મન્ ( આત્મા ) + પદાર્થ ] પું. જીવ.

**આત્મપર** **૧.** [ સં. આત્મન્ ( પંડ ) + પર ( પારકું ) ] પું. પોતાનાં સગાં અને પારકાં માણસ.

**૨.** વિ. સ્વાર્થી; આત્મપરાયણ.

**આત્મપરાજિત** [ સં. આત્મન્ ( જાત ) + પરાજિત ( હારેલું ) ] વિ. પંડને ખોઈ બેઠેલું.

**આત્મપરાયણ** [ સં. આત્મન્ ( પંડ ) + પરાયણ ( વહાલું ) ] વિ. સ્વાર્થી; એકલપેટું.

**આત્મપરિચય** **૧.** [ સં. આત્મન્ ( આત્મા ) + પરિચય ( જાણ ) ] પું. પંડનું જ્ઞાન.

**૨.** પું. પોતાની શક્તિ અને ગુણદોષનું ભાન.

**આત્મપરિતાપ** [ સં. આત્મન્ ( આત્મા ) + પરિતાપ ( શોક ) ] પું. અંતરનો પશ્ચાત્તાપ.

**આત્મપરિતોષ** [ સં. આત્મન્ ( આત્મા ) + પરિ ( ચોતરફ ) + તુષ્ ( સંતોષ પામવો ) ] પું. પંડને થતો સંતોષ.

**આત્મપરીક્ષક** **૧.** [ સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + પરીક્ષક ( તપાસનાર ) ] પું. પોતાની બારીકાઈથી તપાસ કરનાર માણસ.

**૨.** વિ. પંડના ગુણદોષની તપાસ કરે એવું; પોતાની બારીકાઈથી તપાસ કરનાર.

**૩.** [ સં. આત્મન્ ( હૃદય ) + પરીક્ષક ( તપાસનાર ) ] વિ. હૃદયની પરીક્ષા કરનારું.

**આત્મપરીક્ષણ** [ સં. આત્મન્ ( પંડ ) + પરીક્ષણ ( તપાસ ) ] ન. પંડના ગુણદોષની બારીકાઈથી તપાસ કરવી તે. જુઓ આત્મપરીક્ષા.

**આત્મપરીક્ષણવાદ** [ સં. આત્મન્ ( આત્મા ) + પરીક્ષણ ( તપાસ ) + વાદ ( મત ) ] પું. મન અને ઇંદ્રિયોને જગતની ચીજો પરથી પાછાં ખેંચી આત્માની તપાસ કરવાનો સિદ્ધાંત.

**આત્મપરીક્ષા** **૧.** [ સં. આત્મન્ ( પોતે ) + પરીક્ષા ( તપાસ ) ] સ્ત્રી. આત્માવલોકન; પોતાના ગુણદોષની બારીક તપાસ.

**૨.** સ્ત્રી. ચીજ કે માણસની પાસે રહેવાથી અથવા તેને અડવાથી તેના ગુણ જાણવાની શક્તિ; દરેક વસ્તુને પ્રાણ છે, તે ઉપરથી તેના સ્વરૂપને સમજવાની શક્તિ.

**આત્મપર્યાપ્ત** [ સં. આત્મન્ ( પંડ ) + પર્યાપ્ત ( સંપૂર્ણ ) ] વિ. પોતામાં એકત્ર થયેલું; પોતામાં જ સમાયેલું.

**આત્મપાલક** **૧.** [ સં. આત્મન્ ( પોતાનું ) + પાલક ( રક્ષણ કરનાર ) ] વિ. પોતાની મેળે પાળનાર.

**૨.** વિ. સ્વાર્થી; આપમતલબી.

**આત્મપીડન** ( આત્મપીડ઼ન ) [ સં. આત્મન્ ( આત્મા ) + પીડન ( દુઃખ ) ] ન. પોતાની જાતને આપેલું દુઃખ.

**આત્મપીડા** ( આત્મપીડ઼ા ) [ સં. આત્મન્ ( આત્મા ) + પીડા ( દુઃખ ) ] સ્ત્રી. પોતે પોતાને આપેલું દુઃખ.

**આત્મપુરાણ** [ સં. આત્મન્ ( પરમાત્મતત્ત્વ ) + પુરાણ ( ધર્મનું પુસ્તક ) ] ન. ઉપનિષદ ઉપર વિવેચનવાળો એ નામનો ગ્રંથ.

**આત્મપુષ્ટ** [ સં. આત્મન્ ( પંડ ) + પુષ્ટ ( પોષાયેલું ) ] વિ. પોતાની મેળે પોષણ પામેલું.

**આત્મપૂજક** [ સં. આત્મન્ ( આત્મા ) + પૂજક ( પૂજનાર ) ] વિ. પોતાને સંતોષનાર.

**આત્મપોષક** [ સં. આત્મન્ ( આત્મા ) + પોષક ( પોષનાર ) ] વિ. પોતાને પોષનાર; આત્મપૂજક.

**આત્મપોષણ** [ સં. આત્મન્ ( આત્મા ) + પોષણ ( પોષવું તે ) ] ન. પોતાનો નિભાવ.

**આત્મપ્રકાશ** **૧.** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રકાશ ( તેજ ) ] પું. અંતરનું અજવાળું; આત્માનું તેજ.

**૨.** પું. પોતાનો પ્રકાશ.

**૩.** [ સં. આત્મન્ ( મન ) + પ્રકાશ ( પ્રકટ કરવાપણું ) ] પું. હૃદયના ભાવ જણાવવાપણું; અંતરની લાગણી ખુલ્લી કરવી તે.

**આત્મપ્રકાશન** [ સં. આત્મન્ ( મન ) + પ્રકાશન ( જાહેર કરવું તે ) ] ન. પોતાના હૃદયના વિચાર જણાવવાપણું.

**આત્મપ્રકાશી** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રકાશ ( તેજ ) + ઇન્ ( વાળું ) ] વિ. આત્માના તેજવાળું.

**આત્મપ્રતારક** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રતારક ( ઠગનાર ) ] વિ. પોતાને છેતરનાર; આત્મપ્રવંચક.

**આત્મપ્રતારણા** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રતારણા ( છેતરપિંડી ) ] સ્ત્રી. આત્માને છેતરવાનું કામ; મનને ફોસલાવવાપણું; આત્મવંચના.

**આત્મપ્રતિજ્ઞા** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રતિજ્ઞા ( નિયમ ) ] સ્ત્રી. પોતે લીધેલી ટેક; પોતે કરેલું પણ.

**આત્મપ્રતિષ્ઠા** [ સં. આત્મન્ ( પોતાનું ) + પ્રતિષ્ઠા ( આબરૂ ) ] સ્ત્રી. સ્વમાન; પોતાનું ગૌરવ.

**આત્મપ્રતીતિ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રતીતિ ( સમજ ) ] સ્ત્રી. આત્માનો સાક્ષાત્કાર.
૨. [ સં. આત્મન્ ( પંડ ) + પ્રતીતિ ( ભરોંસો ) ] સ્ત્રી. પંડ ઉપર વિશ્વાસ; આત્મપતીજ.
૩. સ્ત્રી. પોતાને ખાતરી થવાપણું; આત્મવિશ્વાસ.
૪. સ્ત્રી. હૃદયની વિશુદ્ધિ; નિખાલસતા.
૫. વિ. પોતાની ઉપર વિશ્વાસ અને આધાર રાખનાર.

**આત્મપ્રત્યય** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રત્યય ( વિશ્વાસ ) ] પું. આત્મવિશ્વાસ. જુઓ આત્મપ્રતીતિ ૧ થી ૪.

**આત્મપ્રદ** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રદ ( આપવાવાળું ) ] પું. પુરુષોત્તમ ભગવાન, કેમકે તે પોતાના ભક્ત માટે સર્વસ્વ અર્પણ કરે છે.

**આત્મપ્રદર્શક** [ સં. આત્મન્ ( મન ) + પ્રદર્શક ( બતાવનાર ) ] વિ. પોતાના હૃદયના ભાવ જણાવનારૂં.

**આત્મપ્રદેશ** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રદેશ ( સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ ) ] પું. ( જૈન ) જે અસંખ્ય પ્રદેશ એટલે અવિભાગ અંશનો આત્મા બનેલ છે તેમાંનો દરેક.

**આત્મપ્રપોષણ** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રપોષણ ( પાલન ) ] ન. પોતાનું સંરક્ષણ; પંડનો બચાવ.

**આત્મપ્રબોધ** ૧. પું. એ નામનું એક ઉપનિષદ.
૨. [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રબોધ ( સમજ ) ] પું. જીવ સંબંધી જ્ઞાન.
૩. પું. પોતાનું ભાન; આત્મભાન.

**આત્મપ્રભ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રભા ( તેજ ) ] પું. પરમાત્મા. તેજોમય હોવાથી તે આત્મપ્રભ કહેવાય છે.
૨. વિ. પોતાના તેજવાળું; સ્વયંપ્રકાશમાન.

**આત્મપ્રભવ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + પ્રભવ ( જન્મ ) ] પું. કામદેવ. તે પોતાની મેળે શરીરમાં જન્મેલ હોવાનું મનાવાથી આત્મપ્રભવ કહેવાય છે.
૨. પું. દીકરો; પુત્ર.
૩. વિ. વંશમાં ઉત્પન્ન થયેલું; વંશજ.

**આત્મપ્રભવા** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રભવ ( જન્મ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દીકરી; પુત્રી.
૨. સ્ત્રી. બુદ્ધિ.

**આત્મપ્રભા** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રભા ( તેજ ) ] સ્ત્રી. આત્માનું ઓજસ; સ્વયંપ્રકાશ.

**આત્મપ્રભાવ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રભાવ ( શક્તિ ) ] પું. આત્માની શક્તિ.
૨. [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રભાવ ( પ્રતાપ ) ] પું. શરીરમાં રહેલ પરમતત્ત્વ એટલે પરમાત્માનું તેજ.

**આત્મપ્રમા** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રમા ( સાચું જ્ઞાન ) ] સ્ત્રી. આત્માનું ખરૂં જ્ઞાન.

**આત્મપ્રમાદ** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રમાદ ( ભૂલ ) ] પું. પોતાની ભૂલ.

**આત્મપ્રયત્ન** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રયત્ન ( મહેનત ) ] પું. જાતમહેનત; સ્વપ્રયાસ.

**આત્મપ્રવણ** [ સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + પ્રવણ ( નમેલું ) ] વિ. પોતા તરફ વલણવાળું; આત્મપરાયણ; આત્મનિષ્ઠ.

**આત્મપ્રવંચક** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રવંચક ( ઠગનાર ) ] વિ. પોતાને છેતરનાર.

**આત્મપ્રવંચન** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રવંચન ( છેતરપિંડી ) ] ન. પોતાને છેતરવું તે.

**આત્મપ્રવાદ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રવાદ ( પરસ્પર વાતચીત ) ] પું. આત્મા પરમાત્મા વિષેની ચર્ચા.
૨. પું. ( જૈન ) એ નામનું એક શાસ્ત્ર.

**આત્મપ્રશંસક** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રશંસક ( વખાણ કરનાર ) ] વિ. પોતાનાં વખાણ કરનાર; આત્મશ્લાઘી.

**આત્મપ્રશંસા** [ સં. આત્મન્ ( પોતાનું ) + પ્રશંસા ( વખાણ ) ] સ્ત્રી. પોતાનાં વખાણ; આપવડાઈ; આત્મશ્લાઘા; આત્મસ્તુતિ.

**આત્મપ્રસિદ્ધિ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + પ્રસિદ્ધિ ( ખ્યાતિ ) ] સ્ત્રી. પોતાની કીર્તિ.
૨. [ સં. આત્મન્ ( પંડ ) + પ્રસિદ્ધિ ( જાહેરાત ) ] સ્ત્રી. પોતાને જાહેરમાં લાવવાપણું; સ્વજાહેરાત.

**આત્મપ્રસ્ફોટન** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રસ્ફોટન ( ખિલવણી ) ] ન. પંડની ખિલવણી; જાતનો વિકાસ.

**આત્મપ્રાધાન્ય** [ સં. આત્મન્ ( આત્મા ) + પ્રાધાન્ય ( મહત્ત્વ ) ] ન. પોતાની મોટાઈ.

**આત્મપ્રાપ્તિ** [ સં. આત્મન્ ( પરબ્રહ્મ ) + પ્રાપ્તિ ( મેળવવું તે ) ] સ્ત્રી. મુક્તિ; મોક્ષ.

**આત્મપ્રિયતા** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રિય ( વહાલું ) + તા ( પણું ) ] સ્ત્રી. આત્મપ્રીતિ; પોતાસ્નેહ; અહંપ્રેમ; 'સેલ્ફલવ'.

**આત્મપ્રીતિ** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રીતિ ( પ્રેમ ) ] સ્ત્રી. પોતાનો પ્રેમ. જુઓ આત્મપ્રિયતા.

**આત્મપ્રેમ** [ સં. આત્મન્ ( પંડ ) + પ્રેમન્ ( પ્રીતિ ) ] પું. પોતા ઉપર પ્રીતિ; આત્મપ્રીતિ.

**આત્મપ્રૌઢી** [ સં. આત્મન્ ( પોતાનું ) + પ્રૌઢિ ( પાકટતા ) ] સ્ત્રી. પોતાને વિષે ઊંચામાં ઊંચો વિચાર.

**આત્મફલક** [ સં. આત્મન્ ( જીવ ) + ફલક ( પાટિયું ) ] ન. જીવ રૂપી પડદો.

**આત્મફલન** [ સં. આત્મન્ ( પંડ ) + ફલન ( ફળવું તે ) ] ન. પોતાની મેળે ફળવું તે. જુઓ આત્મફલિતતા.

**આત્મફલિતતા** [ સં. આત્મન્ ( પંડ ) + ફલિત ( ફળેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. આત્મફલન; એક જ ફૂલનાં પુંકેસરનું સ્ત્રીકેસરની સાથે ભેગા થવાથી બીજનું જામવું તે; 'ઑટોગમિ'.

**આત્મબધ** [ સં. આત્મન્ ( પંડ ) + વધ ( ઘાત ) ] પું. આપઘાત; આત્મહત્યા.

**આત્મબલ** [ સં. આત્મન્ ( પંડ ) + બલ ( શક્તિ ) ] ન. પોતાની શક્તિ. જુઓ આત્મબળ.

**આત્મબલિ** [ સં. આત્મન્ ( પંડ ) + બલિ ( ભોગ ) ] પું. જાતનું બલિદાન; સ્વાર્પણ.

**આત્મબલિદાન** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + બલિદાન ( ભોગ ) ] ન. આત્મભોગ; પ્રાણાર્પણ; સ્વાર્પણ; આપભોગ.
૨. ન. સ્વાર્થત્યાગ; પોતાનું હિત જતું કરવાપણું; સ્વાર્થસંન્યાસ.

**આત્મબહુત્વવાદી** [ સં. આત્મન્ ( જીવ ) + બહુત્વ ( ઘણાપણું ) + વાદિન્ ( માનનાર ) ] વિ. જીવના બહુપણામાં માનનાર.

**આત્મબહુમાન** [ સં. આત્મન્ ( પંડ ) + બહુ ( ઘણું ) + માન ( આદર ) ] ન. આત્મપ્રશંસા; શેખી; આપવડાઈ.

**આત્મબળ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + બલ ( શક્તિ ) ] ન. પોતાની શક્તિ; પોતાનું બળ.
૨. [ સં. આત્મન્ ( મન ) + બલ ( શક્તિ ) ] ન. મનોબળ; આત્મદૈવત; આત્માનું સામર્થ્ય; માનસિક શક્તિ.

**આત્મબળવંત** [ સં. આત્મન્ ( જીવ ) + બલ ( શક્તિ ) + વત્ ( વાળું ) ] વિ. જેનો આત્મા બળવાન હોય એવું; આત્મબળવાળું.

**આત્મબળવાદી** [ સં. આત્મન્ ( પંડ ) + બલ ( શક્તિ ) + વાદિન્ ( માનનાર ) ] વિ. પોતાના બળમાં માનનારૂં; પુરુષાર્થમાં માનનાર.

**આત્મબંધુ** ૧. [ સં. આત્મન્ ( જીવ ) + બંધુ ( મિત્ર ) ] પું. આત્મજ્ઞાન મેળવવામાં મદદ કરનાર.
૨. પું. આત્મા.
૩. પું. એક લોહીનું સગું; સ્વજન.
૪. [ સં. આત્મન્ ( પંડ ) + બંધુ ( ભાઈ ) ] પું. પોતાનો મિત્ર.
૫. પું. વિશ્વાસુ મિત્ર.

**આત્મબાંધવ** [ સં. આત્મન્ ( પંડ ) + બાંધવ ( ભાઈ ) ] પું. એક લોહીનું સગું. જુઓ આત્મબંધુ.

**આત્મબુદ્ધિ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + બુદ્ધિ ( અક્કલ ) ] સ્રી. પોતાની સમજણ; પંડનું ડહાપણ; સ્વબુદ્ધિ.
૨. સ્રી. મતલબિયાપણું; એકલપેટાઈ; સ્વાર્થમતિ.
૩. સ્રી. મારાપણું; મારૂં પોતાનું એવી ભાવના; પોતાપણાનો વિચાર.

**આત્મબોધ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + બોધ ( જ્ઞાન ) ] પું. આત્મજ્ઞાન; બ્રહ્મની સમજ; આત્માની ઓળખ.
૨. પું. એકસો આઠ માંહેનું એ નામનું એક ઉપનિષદ.
૩. પું. જાતને ઉપદેશ; જીવને શિખામણ; નિજબોધ.
૪. પું. શંકરાચાર્યનો રચેલો વેદાંતનો એ નામનો ગ્રંથ. તેનું ફ્રેંચ અને અંગ્રેજીમાં ભાષાંતર થયું છે.

**આત્મબોધક** [ સં. આત્મન્ ( પરબ્રહ્મ ) + બોધક ( જ્ઞાન આપનારૂં ) ] ન. અથર્વવેદનું એ નામનું ઉપનિષદ.

**આત્મભક્તિ** [ સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + ભક્તિ ( સ્નેહ ) ] સ્રી. પોતા વિષેનો પ્રેમ; આત્મપ્રીતિ. જુઓ આત્મપ્રિયતા.

**આત્મભર્ત્સના** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + ભર્ત્સના ( તિરસ્કાર ) ] સ્રી. આત્મતિરસ્કાર.
૨. સ્રી. પોતે પોતાને આપેલો ઠપકો.

**આત્મભવ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + ભૂ ( થવું ) ] પું. કામદેવ; મદન. તે પોતાની મેળે ઉત્પન્ન થયાનું મનાવાથી આત્મભવ કહેવાય છે.
૨. પું. દીકરો; પુત્ર.

**આત્મભવા** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + ભૂ ( થવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્રી. દીકરી; પુત્રી.
૨. સ્રી. બુદ્ધિ.

**આત્મભંડાર** [ સં. આત્મન્ ( જીવ ) + ભંડાર ( સંઘરો ) ] પું. જીવનો સદ્‌ગુણરૂપી ખજાનો.

**આત્મભાજ** [ સં. આત્મન્ ( પરબ્રહ્મ ) + ભાજ્ ( ભજનાર ) ] પું. માણસ. પરમાત્માની ભક્તિ માણસ કરી શકતો હોવાથી આત્મભાજ કહેવાય છે.

**આત્મભાન** [ સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + ભાન ( જ્ઞાન ) ] ન. પોતાનું જ્ઞાન; અસ્મિતા; પંડના ગુણદોષની ખબર.

**આત્મભાની** [ સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + ભાન ( જ્ઞાન ) + ઇન્ ( વાળું ) ] વિ. પોતાના સ્વરૂપનું જ્ઞાન હોય એવું; જાતની સમજવાળું.

**આત્મભાવ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + ભાવ ( વૃત્તિ ) ] પું. અભિપ્રાય; સ્વમત; પોતાનો મનની અંદરનો વિચાર.
૨. પું. આત્માનું સ્વરૂપ.
૩. પું. ગર્વ; ફુંપદ; અભિમાન.
૪. [ સં. આત્મન્ ( જીવ ) + ભૂ ( હોવું ) ] પું. જીવની હયાતી.
૫. [ સં. આત્મન્ ( પંડ ) + ભાવ ( પ્રેમ ) ] પું. પોતાના રક્ષણ અને ઉન્નતિની લાગણી.
૬. [ સં. આત્મન્ ( પોતાનું ) + ભાવ ( સ્વભાવ ) ] પું. પોતાનો સ્વભાવ.
૭. પું. બધાં પ્રાણીમાં એક જ આત્મા વસી રહ્યો છે એવી માન્યતા; સર્વાત્મબુદ્ધિ; આત્મીયતાની વૃત્તિ; પોતાના જેવો જ આત્મા બધામાં વસે છે એવી ભાવના.
૮. પું. શરીર. તેમાં આત્મા રહેતો હોવાથી તે આત્મભાવ કહેવાય છે.

**આત્મભાવના** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + ભાવના ( વૃત્તિ ) ] સ્રી. પોતાની વૃત્તિ.
૨. સ્રી. બધાં પ્રાણીઓમાં વસતો આત્મા એક જ હોવાની લાગણી.

**આત્મભૂ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + ભૂ ( થવું ) ] પું. ઈશ્વર; પરમાત્મા.
૨. પું. કામદેવ; મદન. તે પોતાની મેળે ઉત્પન્ન થયાનું મનાવાથી આત્મભૂ કહેવાય છે.
૩. પું. પુત્ર; દીકરો.
૪. [ સં. આત્મન્ ( પરબ્રહ્મ ) + ભૂ ( થવું ) ] પું. બ્રહ્મા; સુરજ્યેષ્ઠ; કમલાસન; પ્રજાપતિ. બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી તે આત્મભૂ કહેવાય છે.
૫. પું. વિષ્ણુ.
૬. પું. શિવ; શંકર.
૭. પું. હિરણ્યગર્ભ; આદિજીવ.
૮. સ્રી. પુત્રી; દીકરી.
૯. સ્રી. બુદ્ધિ.
૧૦. વિ. પંડના શરીરમાંથી ઉત્પન્ન થયેલું; પોતામાં કે પોતાનાથી ઊપજેલું.
૧૧. વિ. પોતાની મેળે ઉત્પન્ન થયેલું; સ્વયંભૂ.

**આત્મભૂત** ૧. [ સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + ભૂત ( થયેલું ) ] પું. દેહ; શરીર.
૨. પું. પોતાનો થયેલ સેવક.
૩. વિ. અનુકૂળ; પોતાનું થયેલું.
૪. વિ. અવયવરૂપ; અંગભૂત.
૫. વિ. નિમકહલાલ; કૃતજ્ઞ; અનુરક્ત.
૬. જુઓ આત્મભૂ ૨, ૩, ૧૦, ૧૧.

**આત્મભૂતલક્ષણ** [ સં. આત્મન્ ( પંડ ) + ભૂત ( હોયેલું ) + લક્ષણ ( ચિહ્ન ) ] ન. ચીજના સ્વરૂપમાં રહેલ ચિહ્ન. જેમકે, અગ્નિનું લક્ષણ ગરમી.

**આત્મભૂતા** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + ભૂત ( થયેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્રી. પુત્રી; દીકરી.
૨. સ્રી. બુદ્ધિ.

**આત્મભૂતાશક્તિ** [ સં. આત્મન્ ( પોતે ) + ભૂતા ( થયેલી ) + શક્તિ ( દેવી ) ] સ્રી. માયા; પરમાત્માની અદ્‌ભુત શક્તિ; પ્રકૃતિ.

**આત્મભૂય** ૧. [ સં. આત્મન્ ( પરબ્રહ્મ ) + ભૂય ( હોવાપણું ) ] ન. બ્રહ્મરૂપ.
૨. [ સં. આત્મન્ ( મૂળ ગુણ ) + ભૂય ( હોવાપણું ) ] ન. સ્વભાવ; પ્રકૃતિ.

**આત્મભોગ** ૧. [ સં. આત્મન્ ( શરીર ) + ભોગ ( બલિદાન ) ] પું. આપભોગ; સ્વાર્પણ.
૨. પું. પોતાનું હિત જતું કરવાપણું; સ્વાર્થત્યાગ.

**આત્મભ્રાંતિ** [ સં. આત્મન્ ( જીવ ) + ભ્રાંતિ ( ખોટો ખયાલ ) ] સ્રી. જીવ વિષે ખોટો ખયાલ.

**આત્મમદ** [ સં. આત્મન્ ( પંડ ) + મદ ( ગર્વ ) ] પું. અભિમાન; અહંકાર.

**આત્મમનન** [ સં. આત્મન્ ( પરબ્રહ્મ ) + મનન ( વિચાર ) ] ન. પરમેશ્વરનું ચિંતન.

**આત્મમય** [ સં. આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) + મય ( ભરેલું ) ] વિ. જીવ સંબંધી વિચારમાં લીન થયેલું.

**આત્મમર્યાદા** [ સં. આત્મન્ ( પંડ ) + મર્યાદા

(હદ)] સ્ત્રી. પોતાની શક્તિની હદ.

**આત્મમલિનતા** [સં. આત્મન્ (પંડ) + મલિન (મેલું) + તા (પણું)] સ્ત્રી. પોતાનો દોષ.

**આત્મમહત્તા** [સં. આત્મન્ (પંડ) + મહત્ (મોટું) + તા (પણું)] સ્ત્રી. આપવડાઈ; પોતાની મોટાઈ.

**આત્મમહિમા** [સં. આત્મન્ (પંડ) + મહિમન્ (મોટાઈ)] પું. પંડની મોટાઈ; આપવડાઈ; પોતાની અગત્યતા.

**આત્મમંથન** [સં. આત્મન્ (મન) + મંથન (ગડમથલ)] ન. પરસ્પર વિરોધી વિચારનું મનની અંદર ઘમસાણ; અંતઃકરણમાં અનેક વૃત્તિઓ અને ભાવોની ગડમથલ; જુદા જુદા વિચારનું આંતરયુદ્ધ.

**આત્મમંથનકાલ** [સં. આત્મન્ (મન) + મંથન (ગડમથલ) + કાલ (વખત)] પું. અંતઃકરણમાં અનેક વૃત્તિ અને ભાવોની ગડમથલ થાય તે વેળા; હૃદયમાં જુદા જુદા વિચાર અને વૃત્તિની ઉથલપાથલ ચાલે તે વખત.

**આત્મમંથનકાળ** [સં. આત્મન્ (મન) + મંથન (ગડમથલ) + કાલ (વખત)] પું. અંતઃકરણમાં જુદી જુદી વૃત્તિ અને ભાવોની ગડમથલ થાય તે વખત. જુઓ આત્મમંથનકાલ.

**આત્મમંદિર** ૧. [સં. આત્મન્ (જીવ) + મંદિર (ધામ)] ન. જીવરૂપી ધામ.
૨. [સં. આત્મન્ (પોતાનું) + મંદિર (ઘર)] ન. પોતાનું ઘર; પોતાને રહેવાનું ઠેકાણું.
૩. ન. શરીર; દેહ. તે આત્માનું ઘર છે તેથી તે આત્મમંદિર કહેવાય છે.

**આત્મમાત્રા** [સં. આત્મન્ (પરમાત્મા) + માત્રા (અંશ)] સ્ત્રી. પરમાત્માનો અંશ.

**આત્મમાન** [સં. આત્મન્ (પંડ) + માન (આબરૂ)] ન. સ્વમાન; પોતાની આબરૂ.

**આત્મમાની** ૧. [સં. આત્મન્ (પોતે) + માનિન્ (અહંકારી)] વિ. ગર્વિષ્ઠ; પોતાને સૌથી ચડિયાતા માનનાર; અભિમાની.
૨. વિ. પોતાની ચડતીમાં અભિમાન લેનાર.
૩. વિ. પ્રાણી માત્રમાં સમભાવ રાખી પોતારૂપે જોનારૂં; સર્વભૂતમાં પોતાપણાને માનનાર.
૪. [સં. આત્મન્ (પંડ) + માન (આબરૂ) + ઇન્ (વાળું)] વિ. સ્વમાનવાળું; પોતાને માટે માન રાખનારૂં.

**આત્મમાહાત્મ્ય** [સં. આત્મન્ (પંડ) + માહાત્મ્ય (મોટાઈ)] ન. પોતાની મોટાઈ; આપવડાઈ.

**આત્મમિથુન** [સં. આત્મન્ (જીવ) + મિથુન (સમાગમ)] વિ. નિજાનંદી; આત્મામાં જ આનંદ લેનાર.

**આત્મમૂર્તિ** ૧. [સં. આત્મન્ (પરમાત્મા) + મૂર્તિ (રૂપ)] પું. જીવ.
૨. પું. ભાઈ.
૩. સ્ત્રી. (ન્યાય) કર્તૃત્વ; કર્તા હોવાપણું.
૪. સ્ત્રી. (વેદાંત) જીવનું સ્વરૂપ.

**આત્મમૂલ** [સં. આત્મન્ (પરબ્રહ્મ) + મૂલ (પેદા થવાનું ઠેકાણું)] ન. જગત. તે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી આત્મમૂલ કહેવાય છે.

**આત્મમૂલી** [સં.] સ્ત્રી. એ નામની વનસ્પતિ; ધમાસો; દુરાલભા.

**આત્મમોટાઈ** [આત્મા (પોતે) + મોટાઈ (મોટાપણું)] સ્ત્રી. આપવડાઈ; આત્મશ્લાઘા; પંડનાં વખાણ.

**આત્મયજ્ઞ** ૧. [સં. આત્મન્ (પંડ) + યજ્ઞ (યાગ)] પું. જાતનું બલિદાન.
૨. પું. તપ વડે ઇંદ્રિયોને નિયમમાં લેવા રૂપ યજ્ઞ.

**આત્મયાગ** [સં. આત્મન્ (પંડ) + યાગ (યજ્ઞ)] પું. પંડનું બલિદાન. જુઓ આત્મયજ્ઞ.

**આત્મયાજી** ૧. [સં. આત્મન્ (પરબ્રહ્મ) + યાજિન્ (પૂજનાર)] પું. બ્રહ્મનિષ્ઠ કર્મયોગી.
૨. [સં. આત્મન્ (પંડ) + યાજિન્ (યજ્ઞ કરનાર)] વિ. પોતાની મેળે યજ્ઞ કરનાર.
૩. વિ. પોતાનો યજ્ઞ કરનાર.
૪. વિ. પ્રાણી માત્રને આત્મા સ્વરૂપે જોનાર.

**આત્મયોગ** ૧. પું. જીવનું બ્રહ્મ સાથે એકાકારપણું; બ્રહ્મ અને આત્માનો સંયોગ.
૨. [સં. આત્મન્ (પરબ્રહ્મ) + યોગ (જોડાણ)] પું. પરબ્રહ્મ સાથે જોડાણ.

**આત્મયોગી** [સં. આત્મન્ (પરમાત્મા) + યોગિન્ (સંબંધવાળું)] પું. પરબ્રહ્મને જાણનાર પુરુષ.

**આત્મયોનિ** ૧. [સં. આત્મન્ (પંડ) + યોનિ (જન્મનું ઠેકાણું)] પું. કામદેવ; મદન. તે પોતાની મેળે ઉત્પન્ન થયેલ હોવાનું મનાવાથી આત્મયોનિ કહેવાય છે.
૨. પું. બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ બ્રહ્મા.
૩. પું. વિષ્ણુ. તે જીવોના આત્મારૂપ અને દરેક આત્માનું ઉત્પત્તિસ્થાન હોવાથી આત્મયોનિ કહેવાય છે.
૪. પું. શિવ; મહેશ. તે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી આત્મયોનિ કહેવાય છે.

**આત્મરક્ષ** [સં. આત્મન્ (દેહ) + રક્ષ (રક્ષણ કરનાર)] વિ. અંગરક્ષક; બીજાના શરીરનું રક્ષણ કરનાર.

**આત્મરક્ષક** ૧. [સં. આત્મન્ (દેહ) + રક્ષક (બચાવ કરનાર)] પું. (જૈન) એ નામના એક જાતના દેવતા; પોતાના અધિપતિનો બચાવ કરનાર દેવ.
૨. વિ. પંડનું રક્ષણ કરનાર.

**આત્મરક્ષણ** [સં. આત્મન્ (પંડ) + રક્ષણ (બચાવ)] ન. પોતાનો બચાવ; આત્માની હરેક રીતે સાચવટ; પંડની સંભાળ.

**આત્મરક્ષદેવ** [સં. આત્મન્ (દેહ) + રક્ષ (જાળવનાર) + દેવ (દેવતા)] પું. (જૈન) આત્મરક્ષક દેવતા; પોતાના અધિપતિના શરીરની સંભાળ રાખનાર દેવ.

**આત્મરક્ષા** ૧. સ્ત્રી. એ નામની વનસ્પતિ; ઇન્દ્રવારણી.
૨. [સં. આત્મન્ (પંડ) + રક્ષા (બચાવ)] સ્ત્રી. વિઘ્ન કરનારાથી પોતાનો બચાવ; આત્મરક્ષણ; પોતાની સંભાળ; સ્વરક્ષણ.

**આત્મરક્ષિત** [સં. આત્મન્ (જાત) + રક્ષ્ (બચાવવું) + ઇત (વાળું)] વિ. પોતાથી જળવાયેલું; પંડથી સંભાળ રખાયેલ.

**આત્મરક્ષી** [સં. આત્મન્ (પંડ) + રક્ષિન્ (બચાવ કરનાર)] વિ. પોતાની સાચવટ રાખનાર.

**આત્મરત** ૧. પું. એ નામની વનસ્પતિ; મહેંદ્રવારુણી; મોટી ઇંદ્રાયણ.
૨. [સં. આત્મન્ (પરમાત્મા) + રત (લીન)] વિ. પરમાત્મામાંજ રમનારૂં; આત્મામાંજ તલ્લીન થયેલું; આત્મતત્ત્વમાં રમણ કરનાર; આત્મનિમગ્ન.
૩. વિ. બ્રહ્મજ્ઞાન મેળવ્યું હોય એવું; આત્મજ્ઞાનવાળું.

**આત્મરતિ** ૧. [સં. આત્મન્ (પરમાત્મા) + રતિ (પ્રેમ)] સ્ત્રી. પરબ્રહ્મપ્રીતિ; આત્મામાં આનંદ.
૨. [સં. આત્મન્ (પંડ) + રતિ (સ્નેહ)] સ્ત્રી. પોતાને માટે પ્રેમ; અહંપ્રેમ.
૩. સ્ત્રી. બ્રહ્મજ્ઞાન; આત્મા સંબંધી જાણ.
૪. વિ. આત્મતત્ત્વમાં પ્રેમવાળું; નિજાનંદી.

**આત્મરમણ** [સં. આત્મન્ (પરમાત્મા) + રમણ (વિલાસ)] ન. પરબ્રહ્મમાં તલ્લીનતા.

**આત્મરમણતા** [સં. આત્મન્ (પરમાત્મા)

+ રમણ ( વિલાસ ) + તા ( પણું )] સ્ત્રી. પરબ્રહ્મમાં મશગૂલ હોવાપણું.

**આત્મરંગી** ૧. વિ. જીવ સંબંધી વિચાર કરવામાં પરોવાયેલું.

૨. [ સં. આત્મન્ ( પરમાત્મા ) + રંગિન્ ( મોહવાળું ) ] વિ. ભગવાનમાં લીન થયેલું.

**આત્મરામ** ૧. [ સં. આત્મન્ ( પ્રભુ ) + રામ ( ઈશ્વર )] પું. આત્મામાં જ રમનાર યોગી; આત્મજ્ઞાનથી તૃપ્ત રહેનાર યોગીન્દ્ર.

૨. પું. નિજાનંદમસ્ત યોગી; આત્માને પ્રભુ માનનાર યોગી.

૩. વિ. હમેશાં આત્મામાં લીન થઈ આનંદ કરનાર.

**આત્મરામાયણ** [ સં. આત્મન્ ( આત્મા ) + રામાયણ ( રામની જીવનકથા )] ન. એ નામનું જીવ સંબંધી ઉપદેશ આપનારૂં પુસ્તક. રામાયણમાં જણાવેલ માણસો અને જગ્યાઓ તેમાં નીચે પ્રમાણે બતાવેલ છે: દશરથ-જીવાત્મા; કૌશલ્યા-ભક્તિ; કૈકેયી-પ્રવૃત્તિ; સુમિત્રા-નિવૃત્તિ; રામ-જ્ઞાન; ભરત-વૈરાગ્ય; લક્ષ્મણ-વિવેક; શત્રુઘ્ન-વિચાર; વિશ્વામિત્ર-વિશ્વાસ; વસિષ્ઠ-વેદ; તાડકા-શંકા; મારીચ-કામના; યજ્ઞ-વિષ્ણુનું આરાધન; જનક-વિદેહ; સીતા-ધીરજ; શિવધનુષ્ય-અહંકાર; ગૌતમ-તપ; અહલ્યા-ક્ષમા; જનકપુર-જગત; પરશુરામ-પ્રેમ; પરશુરામનું ધનુષ્ય-અભિમાન; વન-આનંદ; ઊર્મિલા-નમ્રતા; માંડવી-વિરતિ; શ્રુતકીર્તિ-સમતા; સુમન્ત્ર-સુકર્મ; રથ-અખંડતા; તમસા-બ્રહ્મવિદ્યા; નિષાદ-જાણવાની ઇચ્છા; નૌકા-ધારણા; ભરદ્વાજ-સંન્યાસ; ત્રિવેણી ( ગંગા, યમુના, સરસ્વતી )-ઇડા, પિંગલા, સુષુમ્ણા; વાલ્મીકિ-ઇંદ્રિય ઉપરનો કાબૂ; ચિત્રકૂટ-સંસારમાં મોહ વિનાનો માણસ; ચરણપાદુકા-કૃપા; નારદ-નિષ્કામ; શરભંગ-તેજ; સુતીક્ષ્ણ-મનની સ્થિરતા; અગસ્ત્ય-અદ્વૈત; પંચવટ-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ; પંચવટી-જિતેન્દ્રિય પુરુષનું ચિત્ત; શૂર્પણખા-તૃષ્ણા; ખર-મોહ; દૂષણ-ઉન્માદ; રાવણ-અજ્ઞાન; શબરી-પ્રીતિ; બોર-ભાવ; પમ્પાસર-નિર્મલ હૃદય; કિષ્કિન્ધા-ઉન્નતિ; વાલી-લોભ; ઋષ્યમૂક-એકાન્ત; સુગ્રીવ-સંતોષ; હનુમાન-સત્સંગ; અંગદ-અક્રોધ; સ્ફટિક શિલા-વિવેકી જનોનું શુદ્ધ અંતઃકરણ; વાનર-યમ, નિયમ વગેરે; સમુદ્ર-અગમ; સંપાતિ-સત્ત્વગુણ; લંકા-ભ્રાન્તિ; પરિખા-આશા; જલ-મનોરથ; રાક્ષસ-વૈર અને વિરોધ; વિભીષણ-શાસ્ત્રમાં ફરમાવેલ કર્મ; અશોકવાટિકા-શોક વિનાનું ઠેકાણું; મુદ્રિકા-ભગવાનનું વચન; વૃક્ષવેલા-જૂઠાણું; મેઘનાદ-રાગ; ચૂડામણિ-શ્રદ્ધા; રામેશ્વર-ગુરુ; સેતુબન્ધ-રામલીલા; મન્દોદરી-સુમતિ; રામચંદ્રજીનો પત્ર-ઉપદેશ; અંગદ-સ્થિરતા; સુષેણ-ધૈર્ય; દ્રોણાચલ-સાચું શાસ્ત્ર; સંજીવની-સ્મૃતિ; કાલનેમિ-કપટ; કુંભકર્ણ-ક્રોધ; સુલોચના-રતિ; અહિરાવણ-દ્વેષ; મકરધ્વજ-નિર્લોભ; અવધ-પંચકોશપુરી એટલે શરીર; રાજસિંહાસન-વિજ્ઞાન; છત્ર-અટલ આનંદ; વ્યજન-ઘણો આનંદ; ચમર-સંરક્ષણ; મોરછલ-સંગોપન એટલે સારી રીતે સંતાડવું તે; અમૂલ્ય રત્ન-અભેદ શક્તિ; રામાયણ-આત્મવિચાર.

**આત્મરૂપ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + રૂપ ( સ્વરૂપ ) ] ન. પોતાનું સ્વરૂપ.

૨. વિ. આત્મા જેવું; પોતાના સરખું.

**આત્મલ** પું. ચરપમાં થતી એ નામની એક વનસ્પતિ; 'સ્વૉલો વર્ટ'. અગાઉ તેનું મૂળ ઝેરનું વારણ મનાતું હતું.

**આત્મલક્ષી** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + લક્ષ્ ( ધ્યાનમાં લેવું ) ] વિ. જેમાં કર્તાની પોતાની લાગણીઓ મુખ્ય હોય તેવું; પોતાને ઉદ્દેશીને રચાયેલું; સ્વાનુભવરસિક.

૨. વિ. પોતા તરફ ધ્યાન આપનાર.

૩. વિ. પોતાની જાતને ઉદ્દેશેલું; પોતાને લગતું.

**આત્મલગ્ન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + લગ્ન ( જોડાયેલું ) ] ન. જીવ અને પરબ્રહ્મનું ઐક્ય.

૨. ન. દેહલગ્નથી જુદું એવું બે આત્મા વચ્ચેનું લગ્ન; દેહવાસના વિનાનો એકબીજાના આત્મા પ્રત્યેનો પ્રેમમય દાંપત્ય એટલે સ્ત્રીપુરુષનો સંબંધ.

**આત્મલાઘવ** [ સં. આત્મન્ ( પોતાનું ) + લાઘવ ( નાનાપણું ) ] ન. પંડનું નાનાપણું.

**આત્મલાભ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + લાભ ( ફાયદો ) ] પું. આત્મા સંબંધી જ્ઞાન મળવા રૂપી નફો; આત્મસ્વરૂપપ્રાપ્તિ.

૨. પું. આત્માનું કલ્યાણ; આત્માનો લાભ.

૩. [ સં. આત્મન્ ( જન્મ ) + લાભ ( પ્રાપ્તિ ) ] પું. જન્મ; ઉત્પત્તિ.

૪. [ સં. આત્મન્ ( પોતાનું ) + લાભ ( ફાયદો ) ] પું. પોતાનો ફાયદો.

**આત્મલોક** [ સં. આત્મન્ ( આત્મા ) + લોક ( પ્રકાશ ) ] પું. આંતરિક પ્રેરણા મેળવનાર જીવ.

**આત્મલોમ** ૧. [ સં. આત્મન્ ( પોતાનું ) + લોમન્ ( વાળ ) ] ન. દાઢી.

૨. ન. પોતાનો વાળ.

૩. [ સં. આત્મન્ ( દેહ ) + લોમન્ ( વાળ ) ] ન. શરીરના વાળ.

**આત્મવત્** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + વત્ ( વાળું ) ] વિ. જિતેંદ્રિય; ઇંદ્રિયોને જીતી હોય એવું.

૨. વિ. જ્ઞાની; આત્મજ્ઞાનવાળું.

૩. [સં. આત્મન્ ( બુદ્ધિ ) + વત્ ( વાળું ) ] વિ. ડાહ્યું; બુદ્ધિશાળી.

૪. વિ. નિર્વિકારી મનવાળું; વશ ચિત્તવાળું.

૫. [ સં. આત્મન્ ( પંડ ) + વત્ ( જેમ ) ] વિ. પોતાના જેવું.

૬. વિ. શાંત.

૭. અ. આત્મા પ્રમાણે.

૮. અ. પોતાની જેમ.

**આત્મવત્તા** [ સં. આત્મન્ ( આત્મા ) + વત્ ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. પોતાના ઉપરનો કાબૂ; આત્મનિગ્રહ; સંયમ.

**આત્મવધ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + વધ ( હત્યા ) ] પું. આત્મહત્યા; આપઘાત.

૨. પું. ખૂન; જીવથી મારી નાખવું તે.

**આત્મવશ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + વશ ( સત્તા ) ] પું. પોતાના પરનો કાબૂ; આત્મસંયમ.

૨. વિ. પોતાને તાબે રહેલું; સ્વાધીન; સ્વતંત્ર.

**આત્મવશતા** [સં. આત્મન્ ( આત્મા ) + વશ ( કાબૂ ) + તા ( પણું ) ] સ્ત્રી. સ્વાધીનતા; સ્વતંત્રપણું; સ્વાતંત્ર્ય.

**આત્મવશતાવાદ** [સં. આત્મન્ ( આત્મા ) + વશ ( કાબૂ ) + તા ( પણું ) + વાદ ( મત ) ] પું. પોતાના પુરુષાર્થમાં આધાર રાખવાપણું; પુરુષકારવાદ.

**આત્મવશ્ય** [સં. આત્મન્ ( આત્મા ) + વશ્ય ( તાબે ) ] વિ. જેનું મન પોતાને વશ હોય એવું; આત્મસંયમી.

**આત્મવશ્યતા** [સં. આત્મન્ ( પંડ ) + વશ્ય ( તાબે ) + તા ( પણું ) ] સ્ત્રી. ઇંદ્રિયો ઉપરનો કાબૂ.

**આત્મવંચક** [સં. આત્મન્ ( આત્મા ) + વંચક ( છેતરનાર ) ] વિ. પોતાને છેતરનાર; પોતે પોતાને ઠગનાર; અજ્ઞાની.

**આત્મવંચન** [ સં. આત્મન્ ( પોતે ) + વંચન ( છેતરપિંડી ) ] ન. પોતાને છેતરવાપણું; આત્મપ્રતારણા.

**આત્મવંચના** [ સં. આત્મન્ ( પોતે ) + વંચના ( છેતરપિંડી ) ] સ્ત્રી. પંડની છેતરપિંડી.

**આત્મવંચનામૂલક** [ સં. આત્મન્ ( પંડ ) + વંચના ( છેતરપિંડી ) + મૂલક ( મૂળવાળું )] વિ. જેમાં પોતાને છેતરવામાં આવ્યો હોય એવું.

**આત્મવંતું** [ સં. આત્મન્ ( આત્મા ) + વત્ ( વાળું ) ] વિ. આત્માના જ્ઞાનવાળું; આત્મજ્ઞાની.

**આત્મવાજી** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + વાજિન્ ( જાણનાર ) ] પું. તત્ત્વવેત્તા; ફિલસૂફ.

૨. પું. યોગી.

૩. [ સં. આત્મન્ ( સ્વભાવ ) + વાજિન્ ( જાણનાર ) ] વિ. આત્માના સ્વભાવને જાણનાર; પોતાની શક્તિ અને સ્વભાવનો અભ્યાસી.

**આત્મવાદ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + વાદ ( સિદ્ધાંત ) ] પું. આત્માનું અસ્તિત્વ સ્વીકારનાર વાદ; અહંવાદ; આત્મા છે એવો મત.

૨. [ સં. આત્મન્ ( પંડ ) + વાદ ( મત ) ] પું. પોતાના મન પ્રમાણે વર્તવાપણું.

૩. પું. પોતાના સુખ માટે યત્ન કરવાનો સિદ્ધાંત; વ્યક્તિસુખવાદ.

**આત્મવાદી** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + વાદિન્ ( મત ધરાવનાર ) ] પું. અદ્વૈતવાદી; જે કંઈ દેખાય છે તે બધું આત્મા સિવાય કંઈ નથી એમ માનનાર માણસ.

૨. વિ. આત્મા છે એવો મત ધરાવનાર; અહંવાદી; આત્માનું અસ્તિત્વ સ્વીકારનાર.

૩. વિ. પોતાના સુખ માટે મહેનત કરવાના સિદ્ધાંતમાં માનનારું; વ્યક્તિસુખવાદી.

**આત્મવાન** ૧. પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

૨. પું. વિષ્ણુ. આત્મજ્ઞાનીના તે આત્મા મનાતા હોઈને આત્મવાન કહેવાય છે.

૩. વિ. અપ્રમત્ત; જાગ્રત; જાગતું; ભાનવાળું.

૪. વિ. ઇંદ્રિયો ઉપર કાબૂ રાખનાર.

૫. વિ. ચેતનવાળું; આત્માવાળું.

૬. [ સં. આત્મન્ ( બુદ્ધિ ) + વત્ ( વાળું ) ] વિ. ડાહ્યું; બુદ્ધિશાળી.

૭. વિ. પોતા ઉપર કાબૂવાળું; આત્મનિગ્રહી.

૮. [ સં. આત્મન્ ( પોતે ) + વત્ ( વાળું ) ] વિ. પોતાને ઓળખનાર.

**આત્મવિકત્થના** [ સં. આત્મન્ ( પોતે ) + વિકત્થ્ ( વખાણ કરવાં ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પોતાનાં વખાણ; આત્મશ્લાઘા.

**આત્મવિકાસ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + વિકાસ ( પ્રગતિ ) ] પું. પોતાની ઉન્નતિ; આધ્યાત્મિક પ્રગતિ.

૨. [ સં. આત્મન્ ( પંડ ) + વિકાસ ( ખિલવણી ) ] પું. પોતાની ખિલવટ.

**આત્મવિક્રય** [ સં. આત્મન્ ( પોતે ) + વિક્રય ( વેચાણ ) ] પું. પોતાના શરીરનું વેચાણ; પોતે જ પોતાને વેચવું તે. મનુના જણાવવા પ્રમાણે આ એક ઉપપાતક એટલે ગૌણ પાપ છે.

**આત્મવિક્રયી** [ સં. આત્મન્ ( પંડ ) + વિક્રયિન્ ( વેચનાર ) ] વિ. પોતાને વેચનાર; પોતાનું શરીર બીજાને વેચાતું આપનાર

**આત્મવિક્રીત** [ સં. આત્મન્ ( પંડ ) + વિક્રીત ( વેચેલું ) ] પું. પોતે વેચાયેલો ગુલામ; આત્મવિક્રેતા.

**આત્મવિક્રેતા** [ સં. આત્મન્ ( પંડ ) + વિક્રેતૃ ( વેચનાર ) ] પું. પોતે વેચાયેલો ગુલામ; પોતે પોતાને વેચીને થયેલો દાસ.

**આત્મવિગ્રહ** [ સં. આત્મન્ ( પોતે ) + વિગ્રહ ( લડાઈ ) ] પું. પોતાના જ જાતભાઈઓ વચ્ચેની લડાઈ; આંતરવિગ્રહ; યાદવાસ્થળી; અંદર અંદરનું યુદ્ધ.

**આત્મવિચય** [ સં. આત્મન્ ( પોતે ) + વિચય ( શોધ ) ] પું. પોતાની તપાસ.

**આત્મવિચાર** [ સં. આત્મન્ ( આત્મા ) + વિચાર ( ખયાલ ) ] પું. જીવ વિષેનો વિચાર; બ્રહ્મવિચાર.

**આત્મવિજેતા** [ સં. આત્મન્ ( પંડ ) + વિજેતૃ ( જીતનાર ) ] પું. ઇંદ્રિયો ઉપર જીત મેળવનાર.

**આત્મવિજ્ઞાન** [ સં. આત્મન્ ( આત્મા ) + વિ ( વધારે ) + જ્ઞાન ( જાણવું તે ) ] ન. આત્મા સંબંધી જ્ઞાન.

**આત્મવિડંબના** ૧. [ સં. આત્મન્ ( પોતાનું ) + વિડંબના ( પીડા ) ] સ્ત્રી. પોતાની મુશ્કેલી.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + વિડંબના ( મશ્કરી ) ] સ્ત્રી. પોતાને બીજા હાંસી કરે એવું બનાવવું તે.

**આત્મવિત્** [ સં. આત્મન્ ( આત્મા ) + વિદ્ ( જાણનાર ) ] પું. બ્રહ્મજ્ઞ. જુઓ આત્મવિદ.

**આત્મવિદ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + વિદ્ ( જાણનાર ) ] પું. આત્માને જાણનાર પુરુષ; આત્મવેત્તા; બ્રહ્મજ્ઞ.

૨. [ સં. આત્મન્ ( સ્વરૂપ ) + વિદ્ ( જાણનાર ) ] પું. ઋષિ; આત્માનું સ્વરૂપ જાણનાર.

૩. પું. શિવ; શંકર; મહેશ.

૪. વિ. આત્મજ્ઞાની; આત્મસ્વરૂપનું જ્ઞાન ધરાવનાર.

૫. વિ. પોતાના પક્ષને જાણનાર.

૬. [ સં. આત્મન્ ( પંડ ) + વિદ્ ( જાણનાર ) ] વિ. પોતાને જાણનાર.

**આત્મવિદ્યા** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. અંગત જ્ઞાન.

૨. [ સં. આત્મન્ ( આત્મા ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. આત્માના ખરા સ્વરૂપને જણાવનારી વિદ્યા; અધ્યાત્મશાસ્ત્ર; આત્મજ્ઞાન.

૩. સ્ત્રી. આત્માના ખરા સ્વરૂપને જણાવનારું સાધન; શાસ્ત્ર; વેદાંત.

૪. સ્ત્રી. પોતે પોતાને જાણવાની વિદ્યા.

૫. સ્ત્રી. પ્રાણવિનિમય; મન જાગતું હોય પણ શરીરનું ભાન ન રહે એવી ઊંઘમાં નાખવાની કળા.

**આત્મવિધાન** [ સં. આત્મન્ ( પોતે ) + વિધાન ( વિધિ ) ] ન. પોતાનું પ્રાણબળ પોતાને માટે વાપરવાની ક્રિયા.

**આત્મવિનાશ** [ સં. આત્મન્ ( પંડ ) + વિનાશ ( નાશ ) ] પું. પોતાની જાતનો નાશ; સ્વવિનાશ; આપઘાત.

**આત્મવિનાશક** [ સં. આત્મન્ ( પંડ ) + વિનાશક ( નાશ કરનાર ) ] વિ. પોતાનો નાશ કરનાર.

**આત્મવિનાશી** [ સં. આત્મન્ ( પોતે ) + વિનાશ ( નાશ ) + ઇન્ ( વાળું ) ] વિ. પોતાનો વધ કરનાર.

**આત્મવિનિગ્રહ** [ સં. આત્મન્ ( પંડ ) + વિનિગ્રહ ( કાબૂ ) ] પું. મનની વૃત્તિનો નિરોધ; ઇંદ્રિયો ઉપરનો સંયમ.

**આત્મવિભુત્વવાદ** [ સં. આત્મન્ ( આત્મા ) + વિભુ ( સર્વવ્યાપી ) + ત્વ ( પણું ) + વાદ ( મત ) ] પું. આત્મા બધે ઠેકાણે વ્યાપી રહ્યો છે એવો મત.

**આત્મવિભુત્વવાદી** [ સં. આત્મન્ ( આત્મા ) + વિભુ ( સર્વવ્યાપી ) + ત્વ ( પણું ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. આત્મા બધે ઠેકાણે વ્યાપી રહ્યો છે એમ માનનાર.

**આત્મવિભૂતિ** [ સં. આત્મન્ ( આત્મા ) + વિભૂતિ ( સંપત્તિ ) ] વિ. પ્રાણની દિવ્ય એટલે અલૌકિક શક્તિ.

**આત્મવિમુખ** [ સં. આત્મન્ ( આત્મા ) + વિમુખ ( વિનાનું ) ] વિ. આત્મજ્ઞાનથી અણમાહિતગાર; જેણે આત્માને જાણ્યો ન હોય એવું.

**આત્મવિરુદ્ધ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + વિરુદ્ધ ( સામા પક્ષનું ) ] વિ. આત્મવિરોધી; પોતાની સામે થનાર.

૨. વિ. પોતાના બોલથી ઊલટું કહેનાર.

૩. વિ. પોતાનું હિત બગાડનાર.

**આત્મવિરોધી** [ સં. આત્મન્ ( પંડ ) + વિરોધિન્ ( સામે થનાર ) ] વિ. પોતાની સામે થનાર. જુઓ આત્મવિરુદ્ધ.

**આત્મવિલક્ષણતા** [ સં. આત્મન્ ( પોતે ) + વિલક્ષણતા ( અસાધારણપણું ) ] સ્ત્રી. પોતાનો ખાસ ગુણ; વ્યક્તિત્વ; પૃથક્‌લક્ષણ.

**આત્મવિલય** [ સં. આત્મન્ ( દેહ ) + વિલય ( નાશ ) ] પું. મોક્ષ; નિર્વાણ.

**આત્મવિલોપન** [ સં. આત્મન્ ( પોતે ) + વિલોપન ( નાશ ) ] ન. જાણે પોતે છે જ નહિ એમ વર્તવું તે; પોતાને ભૂંસી નાખવાપણું; સ્વાર્થત્યાગ.

**આત્મવિવૃદ્ધિ** [ સં. આત્મન્ ( પોતે ) + વિવૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. પોતાનાં વધારીને વખાણ કરવાપણું; આત્મશ્લાઘા.

**આત્મવિશ્વાસ** [ સં. આત્મન્ ( પોતે ) + વિશ્વાસ ( શ્રદ્ધા ) ] પું. પોતાની શક્તિ ઉપર ભરોંસો.

**આત્મવિષસંચાર** [ સં. આત્મન્ ( પંડ ) + વિષ ( ઝેર ) + સંચાર ( ફેલાવો ) ] પું. નુકસાનકારક રસથી થતું ઝેર આખા શરીરમાં ફેલાઈ જવું તે.

**આત્મવિષય** [ સં. આત્મન્ ( આત્મા ) + વિષય ( પ્રકરણ ) ] પું. આત્મા સંબંધી બાબત.

**આત્મવિષયક** [ સં. આત્મન્ ( આત્મા ) + વિષયક ( સંબંધી ) ] વિ. જીવ સાથે સંબંધ ધરાવતું.

**આત્મવિષયકતા** [ સં. આત્મન્ ( આત્મા ) + વિષયક ( સંબંધી ) + તા ( પણું ) ] સ્ત્રી. આત્મા સાથે સંબંધ ધરાવવાપણું.

**આત્મવિસર્જન** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + વિસર્જન ( ત્યાગ ) ] ન. પોતાના હિતને જતું કરવું તે; સ્વાર્થત્યાગ.

૨. ન. ભાન ભૂલી જવાપણું.

૩. ન. હું કંઈ જ નથી એમ માનવું તે; અહંકારત્યાગ.

**આત્મવિસ્મરણ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + વિસ્મરણ ( ભૂલી જવું તે ) ] ન. પોતાને ભૂલી જવાપણું; પંડનું ધ્યાન ન રાખવું તે.

૨. ન. સ્વાર્થત્યાગ; નિઃસ્વાર્થીપણું.

**આત્મવિસ્મૃતિ** [ સં. આત્મન્ ( પંડ ) + વિસ્મૃતિ ( ભૂલી જવું તે ) ] સ્ત્રી. પોતાને ભૂલી જવાપણું. જુઓ આત્મવિસ્મરણ.

**આત્મવિહાર** [ સં. આત્મન્ ( આત્મા ) + વિહાર ( ક્રીડા ) ] પું. આત્માના આનંદમાં મશગૂલપણું.

**આત્મવિક્લવ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + + વિક્લવ ( વ્યાકુળ ) ] વિ. ગભરાયેલું.

૨. વિ. ગૂંચવાયેલું.

૩. [ સં. આત્મન્ ( બુદ્ધિ ) + વિક્લવ ( ગભરાયેલ ) ] વિ. જેની બુદ્ધિ ગૂંચવાઈ ગઈ હોય એવું.

૪. વિ. ભૂલકણું.

૫. વિ. ભૂલી જનારું.

**આત્મવીર** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + વીર ( દીકરો ) ] પું. પુત્ર; દીકરો.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + વીર ( પરાક્રમી ) ] પું. વિદૂષક.

૩. પું. સાળો.

૪. વિ. પોતાને યોગ્ય; પંડને લાયક.

૫. વિ. વિશેષ બળવાન.

૬. વિ. સજીવ; ચેતનમય; જીવતું.

**આત્મવૃત્ત** [ સં. આત્મન્ ( પોતે ) + વૃત્ત ( વર્ણન ) ] ન. પોતાનો અહેવાલ; પોતાના જીવનનું વર્ણન.

**આત્મવૃત્તાંત** [ સં. આત્મન્ ( પંડ ) + વૃત્તાંત ( હકીકત ) ] પું.; ન. પોતાનો અહેવાલ; જીવનકથા.

**આત્મવૃત્તિ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + વૃત્તિ ( ધંધો ) ] સ્ત્રી. આજીવિકાનું સાધન.

૨. [ સં. આત્મન્ ( આત્મા ) + વૃત્તિ ( વલણ ) ] સ્ત્રી. આત્મામાં મનને પરોવવું તે.

**આત્મવૃદ્ધિ** [ સં. આત્મન્ ( પંડ ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. પોતાનાં વધારીને વખાણ કરવાં તે. જુઓ આત્મવિવૃદ્ધિ.

**આત્મવેગી** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + વેગ ( ગતિ ) + ઇન્ ( વાળું ) ] વિ. પોતાની મેળે હાલતુંચાલતું; સ્વયંવેગી; સ્વચેષ્ટ.

૨. [ સં. આત્મન્ ( મન ) + વેગ ( ગતિ ) + ઇન્ ( વાળું ) ] વિ. મનના જેવા વેગવાળું; બહુ જ ઉતાવળું.

**આત્મવેત્તા** [ સં. આત્મન્ ( આત્મા ) + વેત્તૃ ( જાણનાર ) ] પું. આત્માને જાણનાર પુરુષ; આત્મવિદ્; બ્રહ્મજ્ઞાની.

**આત્મવેદી** [ સં. આત્મન્ ( આત્મા ) + વેદિન્ ( જાણનાર ) ] વિ. આત્માને ઓળખનાર. જુઓ આત્મવિદ્.

**આત્મવ્યાપી** [ સં. આત્મન્ ( પોતે ) + વ્યાપિન્ ( મશગૂલ ) ] વિ. પોતામાં લીન રહેનાર; પંડમાં નિમગ્ન; 'સેલ્ફસેન્ટર્ડ'.

**આત્મવ્યૂહ** [ સં. આત્મન્ ( આત્મા ) + વ્યૂહ ( જથ્થો ) ] પું. શાક્તશાસ્ત્રનાં છત્રીસ તત્ત્વોના શિવવ્યૂહ, વિદ્યાવ્યૂહ અને આત્મવ્યૂહ એમ ત્રણ વ્યૂહ એટલે જથ્થા માંહેનો ત્રીજો.

**આત્મશક્તિ** ૧. [ સં. આત્મન્ ( મન ) + શક્તિ ( જોર ) ] સ્ત્રી. આત્માનું બળ; મનનું સામર્થ્ય.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + શક્તિ ( જોર ) ] સ્ત્રી. પોતાનું બળ; તાકાત.

૩. સ્ત્રી. માયા; ઇંદ્રજાળ.

**આત્મશલ્યા** [ સં. આત્મન્ ( શરીર ) + શલ્ય ( કાંટો ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક ધાતુપૌષ્ટિક બારીક કાંટાવાળી વનસ્પતિ; શતાવરી; સતાવળ.

**આત્મશંકા** [ સં. આત્મન્ ( પોતે ) + શંકા ( શક ) ] સ્ત્રી. પોતાની શક્તિ કે યોગ્યતા વિષે અવિશ્વાસ.

**આત્મશંકી** [ સં. આત્મન્ ( પોતે ) + શંકિન્ ( શંકા રાખનાર ) ] વિ. પોતાના વિષે શંકા રાખનાર; પોતાનો ભરોંસો ન કરે એવું.

**આત્મશાસન** [ સં. આત્મન્ ( પોતે ) + શાસન ( અમલ કરવો તે ) ] ન. રાજ્યતંત્ર દેશના લોકોના જ હાથમાં હોય એવી રાજ્યપદ્ધતિ; સ્વરાજ્ય; સ્વયંશાસન.

**આત્મ-શાસિત ઉપનિવેશ** [ સં. આત્મન્ ( પોતે ) + શાસ ( રાજ્ય કરવું ) + ઇત ( એલું ) + ઉપ ( મુખ્ય નહિ એવું ) + નિવેશ ( રહેઠાણ ) ] પું. પોતાના મત મુજબ રાજ્યકારભાર ચલાવી શકે એવી વસાહત; રાજ્યકારભાર સ્વતંત્ર રીતે ચલાવતું સંસ્થાન.

**આત્મશાંતિ** [ સં. આત્મન્ ( પંડ ) + શાંતિ ( સંતોષ ) ] સ્ત્રી. પોતાને મળતો સંતોષ.

**આત્મશિક્ષણ** [ સં. આત્મન્ ( પોતે ) + શિક્ષણ ( કેળવણી ) ] ન. પોતાને શિક્ષણ આપવું તે; જાતકેળવણી.

**આત્મશિક્ષા** [ સં. આત્મન્ ( પંડ ) + શિક્ષા ( શિક્ષણ ) ] સ્ત્રી. જાતકેળવણી.

**આત્મશિક્ષિત** [ સં. આત્મન્ ( પંડ ) + શિક્ષિત ( શિક્ષણ પામેલું ) ] વિ. પોતાની મેળે કેળવાયેલું; જાતે સંસ્કાર પામેલું.

**આત્મશુચિ** ૧. [ સં. આત્મન્ ( શરીર ) + શુચિ ( પવિત્રતા ) ] સ્ત્રી. પોતાના શરીરની સ્વચ્છતા.

૨. [ સં. આત્મન્ ( મન ) + શુચિ ( શુદ્ધિ ) ] સ્ત્રી. મનની શુદ્ધતા.

**આત્મશુદ્ધિ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + શુદ્ધિ ( શુદ્ધ કરવું તે )] સ્ત્રી. કર્મ, ઉપાસના અને ભક્તિથી પોતાનાં શરીર અને મનને શુદ્ધ કરવાં તે; પોતાની પવિત્રતા.

૨. સ્ત્રી. ( વેદાંત ) પાપકર્મોનો નાશ.

૩. [ સં. આત્મન્ ( મન ) + શુદ્ધિ ( પવિત્રતા ) ] સ્ત્રી. મનની પવિત્ર દશા.

**આત્મશોધન** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + શોધન ( પરીક્ષા ) ] ન. પોતાના ગુણદોષ જોવા તે.

૨. [ સં. આત્મન્ ( પંડ ) + શોધન ( શુદ્ધ કરવું તે ) ] ન. પોતાને પવિત્ર કરવાપણું.

**આત્મશ્રદ્ધા** [ સં. આત્મન્ ( પંડ ) + શ્રદ્ધા ( ભરોંસો )] સ્ત્રી. પોતાની શક્તિ ઉપર વિશ્વાસ.

**આત્મશ્રેય** ૧. [સં. આત્મન્ ( પંડ ) + શ્રેયસ્ ( કલ્યાણ ) ] ન. પોતાનું કલ્યાણ.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + શ્રેયસ્ ( કલ્યાણ ) ] ન. પોતાનું ભલું; પંડનું મંગળ.

**આત્મશ્લાઘા** [ સં. આત્મન્ ( પોતે ) + શ્લાઘા ( વખાણ ) ] સ્ત્રી. પોતાનાં વખાણ; સ્વપ્રશંસા; આપવખાણ; આપવડાઈ; શેખી.

**આત્મશ્લાઘી** [ સં. આત્મન્ ( પોતે ) + શ્લાઘિન્ ( વખાણનાર )] વિ. પોતાને મોંએ પોતાનાં વખાણ કરનાર; બડાઈખોર.

**આત્મષષ્ઠવાદ** [ સં. આત્મન્ ( આત્મા ) + ષષ્ઠ ( છઠ્ઠું ) + વાદ ( મત )] પું. પંચ મહાભૂત અને છઠ્ઠો આત્મા તેનો નાશ થતો નથી એવો મત.

**આત્મસદૃશ** [ સં. આત્મન્ ( પંડ ) + સદૃશ ( જેવું ) ] વિ. પોતાના જેવું; પંડ સમાન.

**આત્મસમ** [ સં. આત્મન્ ( પોતે ) + સમ ( સમાન ) ] વિ. પોતાના જેવું.

**આત્મસમર્થન** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + સમર્થન ( ટેકો ) ] ન. પોતાના શબ્દનો બચાવ

૨. ન. પોતે જે કહેલ હોય તેની પુષ્ટિ માટે કરેલી દલીલ.

**આત્મસમર્પણ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + સમર્પણ ( આપી દેવું ત )] ન. ઇષ્ટ દેવને પોતાનું પંડ અને પોતાનું બધું ધરી દેવું તે; ભક્તિના નવ પ્રકારમાંનો એક.

૨. ન. પોતાના હિતને જતું કરવું તે; સ્વાર્થત્યાગ.

૩. ન. વૃત્તિનો પૂરેપૂરો નાશ; 'સેલ્ફ-એનાઇહિલેશન'.

૪. ન. શરણે જવું તે; તાબે થવાપણું.

**આત્મસમાદર** [સં. આત્મન્ ( પંડ ) + સમાદર ( માન )] પું. પોતાને માટે ઊંચો અભિપ્રાય.

**આત્મસમાલોચન** [ સં. આત્મન્ ( પંડ ) + સમાલોચન ( તપાસ ) ] ન. પોતાની જાતનું સંશોધન; પંડના સ્વભાવનું ચિંતન.

**આત્મસમાલોચના** [ સં. આત્મન્ ( પંડ ) + સમાલોચના ( તપાસ )] સ્ત્રી. પોતાના સ્વભાવની પરીક્ષા.

**આત્મસમુદ્ભવ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + સમુદ્ભવ ( ઉત્પત્તિ )] પું. કામદેવ. તે પોતાની મેળે ઉત્પન્ન થયાનું મનાય છે.

૨. પું. પરમાત્મા; ઈશ્વર.

૩. પું. પુત્ર; દીકરો. પોતે પુત્ર રૂપે અવતરતો હોવાનું મનાવાથી તે આત્મસમુદ્ભવ કહેવાય છે.

૪. [ સં. આત્મન્ ( પરમાત્મા ) + સમુદ્ભવ ( જન્મ ) ] પું. બ્રહ્મા. તે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયા છે.

૫. પું. મહેશ; શંકર; શિવ. તે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ મનાતા હોવાથી આત્મસમુદ્ભવ કહેવાય છે.

૬. પું. વિષ્ણુ. બ્રહ્મમાંથી તે ઉત્પન્ન થયા હોય એમ મનાય છે.

૭. [ સં. આત્મન્ ( શરીર ) + સમુદ્ભવ ( ઉત્પત્તિ ) ] વિ. પોતાના શરીરથી પેદા થયેલ.

૮. વિ. પોતાની મેળે ઉત્પન્ન થયેલ.

૯. [ સં. આત્મન્ ( મન ) + સમુદ્ભવ ( ઉત્પત્તિ ) ] વિ. મનથી ઉત્પન્ન થતું.

**આત્મસમુદ્ભવા** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + સમુદ્ભવ ( જન્મ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પુત્રી; દીકરી. પોતે દીકરી રૂપે અવતરતા હોવાનું મનાવાથી આત્મસમુદ્ભવા કહેવાય છે.

૨. સ્ત્રી. બુદ્ધિ.

૩. [ સં. આત્મન્ ( શરીર ) + સમુદ્ભવ ( જન્મ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પોતાના શરીરથી ઉત્પન્ન થયેલી.

૪. વિ. સ્ત્રી. પોતાની મેળે ઉત્પન્ન થયેલી.

**આત્મસમૃદ્ધિ** [ સં. આત્મન્ ( આત્મા ) + સમૃદ્ધિ ( દોલત )] સ્ત્રી. ( જૈન ) જ્ઞાન, દર્શન એટલે ખરી શ્રદ્ધા, ચારિત્ર અને તપ રૂપી આત્માની લક્ષ્મી.

**આત્મસર્જન** [સં. આત્મન્ ( પોતે ) + સર્જન ( ઉત્પન્ન કરવું તે ) ] ન. પોતાની પ્રેરણાથી કંઈ નવું રચવું કે બનાવવું તે; પોતાની મૂળ કૃતિ.

**આત્મસંકોચી** [ સં. આત્મન્ ( પોતે ) + સંકોચ ( અચકાવું તે ) + ઇન્ ( વાળું ) ] વિ. પોતાને બીજાથી અલગ રાખનારું; સંકોચશીલ; અતડું.

**આત્મસંગોપન** [ સં. આત્મન્ ( શરીર ) + સંગોપન ( સંતાડવું તે ) ] ન. શરીરને સંતાડવાપણું.

**આત્મસંતાન** [ સં. આત્મન્ ( પંડ ) + સંતાન ( વંશજ ) ] ન. પોતાનું બાળક.

**આત્મસંતુષ્ટ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + સંતુષ્ટ ( ધરાયેલું ) ] વિ. આત્મસંતોષ રાખનાર; પોતામાં સંતોષ રાખી રહેનારું.

૨. [સં. આત્મન્ (પોતે) + સંતુષ્ટ (સંતોષી)] વિ. પોતાને સંપૂર્ણ માનનાર; પોતામાં જ બધું છે એવા વિચારનું.

૩. વિ. બીજાના અભિપ્રાયની પરવા ન કરનારું.

૪. વિ. સંકુચિત સ્વભાવવાળું.

**આત્મસંતોષ** [ સં. આત્મન્ ( પંડ ) + સંતોષ ( ધરપત ) ] પું. પોતે પોતાથી સંતોષ પામી રહેવું તે.

**આત્મસંતોષી** [ સં. આત્મન્ ( પંડ ) + સંતોષ ( ધરપત) + ઇન્ (વાળું)] વિ. પોતામાં સંતોષ મેળવી રહેનારું. જુઓ આત્મસંતુષ્ટ.

**આત્મસંદેહ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + સંદેહ ( શક )] પું. અંગત શંકા.

૨. [ સં. આત્મન્ ( દેહ ) + સંદેહ ( શક ) ] પું. જિંદગીનું જોખમ.

**આત્મસંપત્તિ** [ સં. આત્મન્ ( પંડ ) + સંપત્તિ ( દોલત ) ] સ્ત્રી. પોતાની લક્ષ્મી. જુઓ આત્મસમૃદ્ધિ.

**આત્મસંપન્ન** ૧. [સં. આત્મન્ ( આત્મા ) + સંપન્ન ( વૈભવવાળું ) ] વિ. બુદ્ધિ, ચારિત્ર, સંયમ જેવા ગુણોવાળું.

૨. [ સં. આત્મન્ ( બુદ્ધિ ) + સંપન્ન ( વાળું ) ] વિ. બુદ્ધિશાળી; ચતુર.

૩. [ સં. આત્મન્ ( હિંમત ) + સંપન્ન ( વાળું ) ] વિ. સ્વસ્થ; સાવધ; સ્થિર મનવાળું; શાંત.

**આત્મસંપર્ક** [ સં. આત્મન્ ( પોતે ) + સંપર્ક ( સંબંધ ) ] પું. પોતા સાથેનો સંબંધ.

**આત્મસંબદ્ધ** [ સં. આત્મન્ ( પોતે ) + સંબદ્ધ ( જોડાયેલ ) ] વિ. પોતા સાથે જોડાયેલ; પંડનું જ ધ્યાન રાખતું; સ્વાર્થી.

**આત્મસંબદ્ધઊર્મિ** [ સં. આત્મન્ ( પોતે ) + સંબદ્ધ ( જોડાયેલ ) + ઊર્મિ ( લાગણી ) ] સ્ત્રી. પોતાના સંબંધી લાગણી.

**આત્મસંબંધ** [ સં. આત્મન્ ( પંડ ) + સંબંધ ] પું. પોતા સાથેનું જોડાણ; આત્મસંપર્ક.

**આત્મસંભવ** [ સં. આત્મન્ ( પોતે ) + સંભવ ( ઉત્પત્તિ ) ] પું. પુત્ર; દીકરો. જુઓ આત્મસમુદ્ભવ.

**આત્મસંભવા** [ સં. આત્મન્ ( પોતે ) + સંભવ ( ઉત્પત્તિ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પુત્રી; દીકરી.

**આત્મસંભાવન** [ સં. આત્મન્ ( પોતે ) + સંભાવન ( શક્તિ ) ] પું. શિવ; મહાદેવ; શંકર. સર્વ શક્તિમાન હોવાથી તે આત્મસંભાવન કહેવાય છે.

**આત્મસંભાવના** [ સં. આત્મન્ ( પોતે ) + સંભાવના ( માન ) ] સ્ત્રી. અહંકાર; ગર્વ; અભિમાન.

**આત્મસંભાષણ** [ સં. આત્મન્ ( પંડ ) + સમ્ ( સાથે ) + ભાષણ ( બોલવું તે ) ] ન. સ્વગત ઉક્તિ; પોતાની સાથે જ બોલ્યા કરવું તે; 'સોલિલોક્વિ'.

**આત્મસંભુ** [ સં. આત્મન્ ( પોતે ) + સંભુ ( પેદા થવું ) ] પું. શિવ; શંકર; મહાદેવ. તે પોતાની મેળે ઉત્પન્ન થયેલ મનાતા હોવાથી આત્મસંભુ કહેવાય છે.

**આત્મસંભોગ** [ સં. આત્મન્ ( પોતે ) + સંભોગ ( મૈથુન ) ] પું. પોતાના હાથથી સંભોગસુખ ભોગવવું તે; હસ્તમૈથુન.

**આત્મસંભ્રમ** [ સં. આત્મન્ ( પોતે ) + સંભ્રમ ( શંકા ) ] પું. પોતાની જાતને માટે અવિશ્વાસ.

**આત્મસંમત** [ સં. આત્મન્ ( પંડ ) + સંમત ( માન્ય રાખેલું ) ] વિ. પોતાની મરજીથી સંમતિ આપી હોય એવું.

**આત્મસંમતિ** [ સં. આત્મન્ ( પંડ ) + સંમતિ ( મંજૂરી ) ] સ્ત્રી. પોતાની મેળે આપેલી મંજૂરી.

**આત્મસંમાન** [ સં. આત્મન્ ( પોતે ) + સમ્ ( સારું ) + માન ] ન. પોતા માટે માન; સ્વમાન.

**આત્મસંયમ** [ સં. આત્મન્ ( પોતે ) + સંયમ ( કાબૂ ) ] પું. ઇંદ્રિયો પરનો કાબૂ; ઇંદ્રિયનિગ્રહ; ઇચ્છાઓને વશ રાખવાપણું.

**આત્મસંયમન** [ સં. આત્મન્ ( પોતે ) + સંયમન ( વશ રાખવું તે ) ] ન. પોતા ઉપર કાબૂ; ઇંદ્રિયનિગ્રહ; મનમારણ.

**આત્મસંયમયોગ** [ સં. આત્મન્ ( આત્મા ) + સંયમ ( અંકુશ ) + યોગ ( પ્રસંગ ) ] પું. ભગવદ્ગીતાના અઢાર અધ્યાયમાંનો એ નામનો છઠ્ઠો. આ અધ્યાયને જુદી જુદી ગીતાની પ્રતમાં જુદું જુદું નામ આપવામાં આવ્યું છે. એને કોઈ ધ્યાનયોગ, તો કોઈ અધ્યાત્મયોગ કહે છે.

**આત્મસંયમી** [ સં. આત્મન્ ( પોતે ) + સંયમ ( કાબૂ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઇચ્છાઓને વશ રાખનાર; ઇંદ્રિયનિગ્રહવાળું.

**આત્મસંરક્ષણ** [ સં. આત્મન્ ( પોતે ) + સં ( સારી રીતે ) + રક્ષણ ( બચાવ ) ] ન. પોતાનો બચાવ.

**આત્મસંવરણ** [ સં. આત્મન્ ( પોતે ) + સંવરણ ( કાબૂ ) ] ન. ઇંદ્રિયો ઉપર કાબૂ.

**આત્મસંવાદ** [ સં. આત્મન્ ( પંડ ) + સંવાદ ( ચર્ચા ) ] પું. મનમાં વિચાર કરવો તે.

**આત્મસંવિદ્** [ સં. આત્મન્ ( આત્મા ) + સંવિદ્ ( ભાન ) ] સ્ત્રી. 'હું છું' એવું ભાન; આત્મભાન; અસ્મિતા; 'સેલ્ફ-કૉન્શસનેસ'.

**આત્મસંવિદ્વાદ** [ સં. આત્મન્ ( આત્મા ) + સંવિદ્ ( ભાન ) + વાદ ( મત ) ] પું. આત્માની તપાસ કરવાનો સિદ્ધાંત; અંતરદૃષ્ટિવાદ.

**આત્મસંવૃત્ત** [ સં. આત્મન્ ( પોતે ) + સંવૃત્ત ( ઘેરાયેલું ) ] વિ. ઇંદ્રિયોને કાબૂમાં રાખનારું. જુઓ આત્મસંયમી.

**આત્મસંવેદન** [ સં. આત્મન્ ( આત્મા ) + સંવેદન ( ભાન ) ] ન. અસ્મિતા; આત્મબોધ; આત્મભાન.

**આત્મસંશય** ૧. [ સં. આત્મન્ ( મન ) + સંશય ( શંકા ) ] પું. અંતરની શંકા.
૨. પું. પોતાને માટે અવિશ્વાસ.

**આત્મસંશોધન** [ સં. આત્મન્ ( પોતે ) + સંશોધન ( શુદ્ધ કરવું તે ) ] ન. પંડની શુદ્ધિ; પોતાને પવિત્ર કરવાપણું. જુઓ આત્મશોધન.

**આત્મસંસ્કાર** [ સં. આત્મન્ ( પોતે ) + સંસ્કાર ( સુધારો ) ] પું. પોતાને સુધારવું તે.

**આત્મસંસ્કૃતિ** [ સં. આત્મન્ ( પોતે ) + સંસ્કૃતિ ( સંસ્કાર ) ] સ્ત્રી. પોતાને સુધારવું તે.

**આત્મસંસ્થ** [ સં. આત્મન્ ( આત્મા ) + સંસ્થ ( રહેલું ) ] વિ. જીવમાં મગ્ન રહેલું.

**આત્મસંસ્રવ** [ સં. આત્મન્ ( પંડ ) + સંસ્રવ ( સંબંધ ) ] પું. પોતા સાથેનો સંબંધ; પોતાનો નિકટ સંબંધ.

**આત્મસાક્ષાત્કાર** [ સં. આત્મન્ ( જીવ ) + સાક્ષાત્કાર ( નજરોનજર જોવું તે ) ] પું. આત્માનું પ્રત્યક્ષ જ્ઞાન; આત્મજ્ઞાન.

**આત્મસાક્ષી** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + સાક્ષિન્ ( જોનાર ) ] પું. જીવોનો દ્રષ્ટા.
૨. પું. ( વેદાંત ) બુદ્ધિને પ્રકટ કરનાર ચૈતન્ય એટલે જ્ઞાન.

**આત્મસાત્** [ સં. આત્મન્ ( પંડ ) + સાત્ ( પૂરું બદલાયેલું ) ] અ. તદ્દન પોતાના જેવું કે પોતાનું હોય એમ; સંપૂર્ણ રીતે પોતાને સ્વાધીન.
આત્મસાત્ કરવું = તાબે કરવું.

**આત્મસાધન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + સાધન ( ઉપાય ) ] ન. આત્માની મરણ પછી સારી ગતિ થાય તેવા ઉપાય.
૨. ન. આત્માને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય તેવું સાધન.
૩. ન. આત્માનો સાક્ષાત્કાર કરવાનો માર્ગ; પરમાત્માને મેળવવાના ઉપાય; મોક્ષનું સાધન—કર્મ, ઉપાસના, ભક્તિ અને જ્ઞાનમાંનું કોઈ પણ.
૪. ન. પુણ્યદાન.
૫. [ સં. આત્મન્ ( પોતે ) + સાધન ( સામગ્રી ) ] ન. પોતાને સુખ થાય તેવી તજવીજ.

**આત્મસાધના** [ સં. આત્મન્ ( પરમાત્મા ) + સાધના ( યત્ન ) ] સ્ત્રી. આત્મભાવ મેળવવા માટેની મહેનત; પ્રભુપદ પામવાનો પ્રયાસ.

**આત્મસાહાય્ય** [ સં. આત્મન્ ( પોતાની જાત ) + સાહાય્ય ( મદદ ) ] સ્ત્રી. પોતા ઉપર આધાર રાખવો તે; સ્વાશ્રય.

**આત્મસિદ્ધ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + સિદ્ધ ( સફળ થયેલ ) ] વિ. મહેનત વિના પાર પડેલું.
૨. વિ. સ્વયંસિદ્ધ; પોતાની મેળે થયેલું.

**આત્મસિદ્ધિ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + સિદ્ધિ ( ફળ ) ] સ્ત્રી. જીવના સ્વરૂપની ઓળખ; 'સેલ્ફ-રિઅલાઇઝેશન'.
૨. સ્ત્રી. પોતાની સિદ્ધિ.
૩. સ્ત્રી. પોતાનો લાભ.
૪. સ્ત્રી. મોક્ષ; મુક્તિ.

**આત્મસુખ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + સુખ ( આનંદ ) ] ન. આત્મસાક્ષાત્કારથી થતું સુખ; પરમાનંદ.
૨. ન. આત્માથી મળતું સુખ; નિજાનંદ.
૩. ન. પોતાનું સુખ.

**આત્મસુત** [ સં. આત્મન્ ( પંડ ) + સુત ( દીકરો ) ] પું. પોતાનો દીકરો.

**આત્મસુતા** [ સં. આત્મન્ ( પંડ ) + સુતા ( દીકરી ) ] સ્ત્રી. પોતાની દીકરી.

**આત્મસુધારણા** [ સં. આત્મન્ ( પોતે ) + સુધારણા ( સુધારો ) ] સ્ત્રી. પોતાને સુધારવું તે; પંડની પ્રગતિ.

**આત્મસૂચિતવેદન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + સૂચિત ( જણાવેલું ) + વેદન ( જ્ઞાન ) ] ન. આત્મા વડે થતો અનુભવ.
૨. ન. સચેત જ્ઞાનશક્તિ.

**આત્મસૂતિ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + સૂતિ ( જન્મ ) ] પું. સ્વયંભૂ; બ્રહ્મા. તે પોતાની મેળે ઉત્પન્ન થયેલા મનાતા હોવાથી આત્મસૂતિ કહેવાય છે.
૨. ન. પોતાની મેળે ઉત્પન્ન થવું તે.

**આત્મસૃષ્ટિ** [ સં. આત્મન્ ( પંડ ) + સૃષ્ટિ ( દુનિયા ) ] સ્ત્રી. પોતાની રચેલી દુનિયા.

**આત્મસેવા** [ સં. આત્મન્ ( આત્મા ) + સેવા ( ભક્તિ ) ] સ્ત્રી. જીવનું કલ્યાણ થાય એવાં કામ કરવાં તે.

**આત્મસૌંદર્ય** [ સં. આત્મન્ ( પંડ ) + સૌંદર્ય ( સુંદરતા ) ] ન. પોતાની સુંદરતા.

**આત્મસ્તુતિ** [ સં. આત્મન્ ( પોતે ) + સ્તુતિ ( વખાણ ) ] સ્ત્રી. પોતાનાં વખાણ; આત્મશ્લાઘા; આપવડાઈ.

**આત્મસ્થ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + સ્થા ( રહેવું ) ] વિ. જીવ સંબંધી જ્ઞાન મેળવવા મહેનત કરનાર.
૨. વિ. પ્રાણ સંબંધી વિચાર કરવામાં લીન રહેનાર.

**આત્મસ્થિત** [ સં. આત્મન્ ( આત્મા ) + સ્થિત ( રહેલું ) ] વિ. આત્મામાં મગ્ન રહેનાર. જુઓ આત્મસ્થ.

**આત્મસ્થિતિ** [ સં. આત્મન્ ( આત્મા ) + સ્થિતિ ( રહેવાપણું ) ] સ્ત્રી. આત્મામાં સ્થિર હોવાપણું.

**આત્મસ્થિર** [ સં. આત્મન્ ( આત્મા ) + સ્થિર ( દૃઢ ) ] વિ. આત્મામાં લીન રહેનાર.

**આત્મસ્થિરતા** [ સં. આત્મન્ ( આત્મા ) + સ્થિર ( દૃઢ ) + તા ( પણું ) ] સ્ત્રી. આત્મામાં લીન રહેવાપણું. જુઓ આત્મસ્થિતિ.

**આત્મસ્ફુરણ** [ સં. આત્મન્ ( પોતે ) + સ્ફુરણ ( વિચાર થવો તે ) ] ન. આપોઆપ વિચાર થવો તે.

**આત્મસ્ફુરણરેખા** [ સં. આત્મન્ ( પોતે ) + સ્ફુરણ ( વિચાર આવવો તે ) + રેખા ( લીટી ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) ભવિષ્યના પ્રસંગોનું ભાન કરાવે તેવી હથેળી માંહેની રેખા.

**આત્મસ્ફુરણા** [ સં. આત્મન્ ( પોતે ) + સ્ફુરણા ( વિચાર ) ] સ્ત્રી. આપોઆપ ઊગી આવતો વિચાર.

**આત્મસ્ફુરિત** [ સં. આત્મન્ ( પોતે ) + સ્ફુરિત ( વિચારમાં આવેલું ) ] વિ. એની મેળે સૂઝી આવેલું; આપોઆપ ઉદ્ભવેલું.

**આત્મસ્વરૂપ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + સ્વરૂપ ( રૂપ ) ] ન. આત્માનું રૂપ; આત્માનું લક્ષણ; આત્માનો સ્વભાવ.
૨. ન. પોતાપણું.

**આત્મસ્વાતંત્ર્ય** [ સં. આત્મન્ ( પોતે ) + સ્વાતંત્ર્ય ( સ્વતંત્રતા ) ] ન. પંડની સ્વતંત્રતા.

**આત્મહત્યા** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + હત્યા ( નાશ ) ] સ્ત્રી. આપઘાત; આત્મઘાત.
૨. સ્ત્રી. પોતાની જાતને દુઃખ દેવું તે.

**આત્મહત્યારું** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + હત્યા ( વધ ) ] વિ. આપઘાત કરનારું.
૨. વિ. દુષ્ટ; પાપી.

**આત્મહનન** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + હનન ( નાશ ) ] ન. આપઘાત.
૨. ન. જીવને હલકી યોનિમાં લઈ જવો તે એટલે તેનું નીચે ઊતરવું તે.

**આત્મહંતા** [ સં. આત્મન્ ( પંડ ) + હંતૃ ( હણનાર ) ] વિ. પું. આપઘાત કરનાર. જુઓ આત્મહા.

**આત્મહા** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + હન્ ( મારવું ) ] વિ. પું. આત્માના જ્ઞાન વિનાનું.
૨. વિ. પું. પરમેશ્વરમાં નહિ માનનાર; નાસ્તિક.
૩. વિ. પું. પોતાનો નાશ કરનાર.
૪. [ સં. આત્મન્ ( પોતે ) + હન્ ( મારી નાખવું ) ] વિ. પું. પોતાનો ભોગ આપનારું.

**આત્મહિત** ૧. [ સં. આત્મન્ ( જીવ ) + હિત ( ભલું ) ] ન. આત્માનું કલ્યાણ.
૨. ન. સ્વાર્થ; પોતાની મતલબ.
૩. વિ. પંડના હિતનું.

**આત્મહિતૈષી** [ સં. આત્મન્ ( પોતે ) + હિત ( કલ્યાણ ) + ઇષ્ ( ઇચ્છવું ) ] વિ. પોતાનું ભલું ઇચ્છનાર.

**આત્મહિંસા** [ સં. આત્મન્ ( આત્મા ) + હિંસા ( ઘાત ) ] સ્ત્રી. આપઘાત. જુઓ આત્મહત્યા.

**આત્મહીન** ૧. [ સં. આત્મન્ ( જીવ ) + હીન ( વગરનું ) ] વિ. અચેતન; જીવ વિનાનું; જડ.
૨. વિ. ખરાખોટાના વિવેક વગરનું.
૩. વિ. દુષ્ટ; પાપી.

**આત્મહોમ** [ સં. આત્મન્ ( પોતે ) + હોમ ( બલિદાન ) ] પું. પંડની કુરબાની; આપભોગ.

**આત્મંભરિ** ૧. [ સં. આત્મન્ ( દેહ ) + ભૃ ( પોષવું ) ] વિ. એકલપેટું; પેટભરું; માત્ર પોતાનું પેટ ભરનાર; પોતાના એકનુંજ પોષણ કરનાર.
૨. [ સં. આત્મન્ ( પોતે ) + ભૃ ( ભરવું ) ] વિ. દેવતા, પિતૃ, અતિથિને જમવાનું આપ્યા વિના ખાનાર.
૩. વિ. સ્વાર્થી; માત્ર પોતાનું હિત ધ્યાનમાં રાખનાર.

**આત્મા** ૧. પું. અગ્નિ; દેવતા.
૨. પું. અહંકાર; ગર્વ; અભિમાન.
૩. પું. અંતઃકરણ; મન; હૃદય.
૪. પું. આકડાનો છોડ; અર્ક.
૫. પું. ( પુરાણ ) એ નામનો એક દેવ.
૬. પું. ચિત્રકનું ઝાડ.
૭. [ સં. અન્ ( શ્વાસ લેવો ) ] પું. જીવ; શરીરનું ચેતન; પ્રાણીમાં રહેલું પ્રાણદાયક તત્ત્વ; શરીરમાંનો અમર પદાર્થ; જીવાત્મા; વ્યષ્ટિ જીવ એટલે બધા નહિ પણ એકેક જીવ. તે જન્મ, અસ્તિત્વ, વૃદ્ધિ, અપક્ષય એટલે ઘટાડો, પરિણામ અને વિનાશ એ છ ભાવ વિનાનો હોવાથી દરેક શરીરમાં જુદો, વિભુ એટલે બધે ઠેકાણે રહેલ, નિત્ય, કર્તા અને ભોગવનાર છે. આત્મા જ્યારે સુખદુઃખ વિકારથી બંધાયેલો હોય ત્યારે તે ક્ષેત્રજ્ઞ એટલે શરીરમાં રહેલો જીવાત્મા કહેવાય અને એ વિકારથી છૂટો થાય ત્યારે તે જ પરમાત્મા કહેવાય. જીવ શરીરના દરેક અંગમાં અને બ્રહ્મ સંસારના દરેક અણુ અને અવકાશમાં રહેલ છે. ચાર્વાકો ચૈતન્યવાળા દેહને અને તેના કેટલાક શિષ્યો ઇંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ અને અહંકારને આત્મા માને છે. વૈશેષિક દર્શનમાં આત્માને એક પદાર્થ માની પ્રાણ, અપાન એટલે ગુદા વાટે નીકળતો વાયુ, નિમેષ એટલે આંખનો પલકારો, ઉન્મેષ, જીવન, મન, ગતિ, ઇંદ્રિય, ભૂખ, તરસ, તાવ, પીડા, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્નને આત્માનાં ચિહ્ન માન્યાં છે, એટલે કે જ્યાં પ્રાણ વગેરે ચિહ્ન દેખાય ત્યાં જ આત્મા હોય. ન્યાયકાર ગૌતમ મુનિના કહેવા મુજબ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન એ આત્માનાં ચિહ્ન છે. સાંખ્યમાં તે અકર્તા, સાક્ષીભૂત અને પ્રકૃતિથી જુદો એવો એક ઇંદ્રિયોથી ન

સમજાય એવો પદાર્થ છે. યોગશાસ્ત્રમાં તેને ક્લેશ, કર્મવિપાક અને આશય હોય એમ કહેલ છે. વેદાંત મતે તે કાયમી, શુદ્ધ, જ્ઞાની, બ્રહ્મના વિશેષ અંશવાળો કહેલ છે. જેની શરૂઆત અને અંત અવસ્થાનું જ્ઞાન નથી હોતું એવા એક વર્ણન ન થઈ શકે એવા પદાર્થ તરીકે આત્માને બુદ્ધદેવ વર્ણવે છે. ઉત્તરીય બૌદ્ધોના માનવા મુજબ તે એક શૂન્ય પદાર્થ અને જૈનોના મતે તે કર્મનો કર્તા, ફળનો ભોક્તા અને પોતાનાં કર્મથી મોક્ષ અને બંધનને પામનાર એક રૂપ વિનાનો પદાર્થ છે. મીમાંસકો આત્માને કર્મનો કર્તા અને ફળનો ભોક્તા એવો એક સ્વતંત્ર ઇંદ્રિયોથી ન સમજાય એવો પદાર્થ માને છે. તેનાં કારણ પરત્વે જુદાં જુદાં નામ પડેલ છે. જેમકે, ગમન કરે માટે હંસ; આકાશમાં સૂર્ય રૂપે ફરે તેથી શુચિષત્; સર્વમાં વ્યાપી રહેલ હઈ વસુ; વાયુરૂપ આકાશમાં ચાલે માટે અંતરિક્ષસત્; અગ્નિરૂપે હોવાથી હોતા; પૃથ્વી ઉપર ચાલનાર હોવાથી વેદિષત્; સોમરસરૂપ થઈ કળશમાં રહે માટે દુરોણસત્; મનુષ્યમાં રહેલ હોવાથી નૃષત્; દેવોમાં હોવાથી વરસત્; સત્ય તેમ જ યજ્ઞમાં હોવાથી ઋતસત્; આકાશમાં ચાલતો હોવાથી વ્યોમસત્; પાણીમાં શંખ, છીપ, મકર વગેરે રૂપે ઉત્પન્ન થતો હોવાથી અબ્જા; વ્રીહિ, યવાદિ રૂપે પેદા થવાથી ગોજા; યજ્ઞ વગેરે રૂપથી થતો હોવાથી ઋતુજા; પર્વતોમાંથી નદી વગેરે રૂપે થતો હોવાથી અદ્રિજા.

૧. આત્મા ઠંડો હોવો = સંતોષાવું.

૨. આત્મા કલ્પાવો-સતાવવો = (૧) તપ કરવું. (૨) પોતાને દુઃખ આપવું.

૮. પું. તેજ; નૂર; પાણી.

૯. [સં. અત્ (વ્યાપવું)] પું. પરમાત્મા; બ્રહ્મ. તે જગતમાં બધા જીવમાં વ્યાપી રહેલો હોવાથી તે આત્મા કહેવાય છે.

આત્મા પરમાત્મા = મહાન ઈશ્વર.

૧૦. પું. પંડ; પોતે.

૧૧. પું. પુત્ર; દીકરો. આત્મા પુત્ર રૂપે અવતરવાનું મનાવાથી તે આત્મા કહેવાય છે.

૧૨. પું. પુરુષોત્તમ ભગવાન.

૧૩. પું. પોતાના જ તેજથી પ્રકાશતું જ્ઞાન.

૧૪. પું. બુદ્ધિ; સમજશક્તિ.

૧૫. પું. ભૂખ; ક્ષુધા.

આત્મા ઠંડો થવો = (૧) ભૂખ મટવી; પેટ ભરાવું. (૨) સંતોષ થવો; તૃપ્તિ થવી.

૧૬. પું. મનુષ્ય; માણસ.

૧૭. પું. મૂર્તિ; આકૃતિ.

૧૮. પું. મૂળ સ્વભાવ; પ્રકૃતિ.

૧૯. પું. યત્ન; મહેનત.

૨૦. પું. લક્ષણ; ખાસિયત.

૨૧. પું. વાયુ; પવન.

૨૨. પું. શરીર; દેહ.

કાય કલેવર કુણપ વપુ દેહ આત્મા અંગ;
વિગ્રહ ઉપઘન સહનન ધામ શરીર પતંગ.
પિંગળલઘુકોષ

૨૩. પું. સંભાળ.

૨૪. પું. સાર રૂપે રહેલું તત્ત્વ; સત્ત્વ.

૨૫. પું. સૂર્ય; સૂરજ.

૨૬. પું. હિંમત; ધૈર્ય.

૨૭. પું. હોજરી; પેટ.

**આત્માકાર** [સં. આત્મન્ (આત્મા) + આકાર (રૂપ)] વિ. આત્માના જેવું.

**આત્માદર** [સં. આત્મન્ (પંડ) + આદર (માન)] પું. સ્વમાન; પોતા માટે ઊંચો અભિપ્રાય.

**આત્માદર્શ** [સં. આત્મન્ (પંડ) + આદર્શ (દૃષ્ટાંત)] પું. પોતાનું દૃષ્ટાંત; પંડનો દાખલો.

**આત્માદિષ્ટ** ૧. [સં. આત્મન્ (પંડ) + આદિષ્ટ (ફરમાવેલ)] ન. સુલેહ ઇચ્છનારની મરજી મુજબ કરવામાં આવેલી સંધિ.

૨. [સં. આત્મન્ (આત્મા) + આદિષ્ટ (આજ્ઞા કરાયેલું)] વિ. પોતાના અભિપ્રાય પ્રમાણે વર્તનાર.

**આત્માદેશ** [સં. આત્મન્ (હૃદય) + આદેશ (આજ્ઞા)] પું. અંતઃકરણમાં ઊઠતો આત્માનો અવાજ; અંતરમાં રહેલી ખરૂંખોટું પારખવાની વિવેકબુદ્ધિ.

**આત્માધિદેવ** [સં. આત્મન્ (જીવ) + અધિ (ઉપરી) + દેવ (સુર)] પું. ઈશ્વર.

**આત્માધીન** ૧. પું. દીકરો; પુત્ર. તે બાપની આજ્ઞા પ્રમાણે વર્તે છે.

૨. [સં. આત્મન્ (પેટ) + અધીન (તાબેદાર)] પું. વિદૂષક. તે પોતાના ગુજરાન માટે કોઈને તાબે રહેતો હોવાથી આત્માધીન કહેવાય છે.

૩. પું. સાળો.

૪. [સં. આત્મન્ (પોતે) + અધીન (તાબે)] વિ. પોતાના ઉપર આધાર રાખનારું; સ્વતંત્ર.

૫. [સં. આત્મન્ (મન) + અધીન (તાબે)] વિ. બળવાન; મનને કાબૂમાં રાખે એવું.

**આત્માનંદ** ૧. [સં. આત્મન્ (આત્મા) + આનંદ (હર્ષ)] પું. જીવનો સાક્ષાત્કાર થવાથી થતો આનંદ; બ્રહ્મમાં લીન થવાથી મળતું સુખ; નિજાનંદ; પૂર્ણાનંદ; બ્રહ્માનંદ; પરમાત્મા સંબંધી વિચારો કર્યાથી થતો સંતોષ.

૨. વિ. આત્મામાં જ આનંદ માનનાર.

**આત્માનંદી** [સં. આત્મન્ (આત્મા) + આનંદ (સુખ) + ઇન્ (વાળું)] વિ. પોતાના આત્મામાં જ સુખ માનનાર.

**આત્માનાત્મ** [સં. આત્મન્ (આત્મા) + અન્ (નહિ) + આત્મન્ (આત્મા)] પું. આત્મા અને આત્મા સિવાયની બીજી વસ્તુ; જડ અને ચેતન.

**આત્માનાત્મવિચાર** [સં. આત્મન્ (આત્મા) + અનાત્મન્ (આત્મા નહિ તે) + વિચાર] પું. શુદ્ધ, મોહ વિનાનો જ્ઞાનવાળો એ આત્મા, અને તેથી જુદું એટલે મન, શરીર એ બધું અનાત્મા એવો વિચાર; આત્મા અને તે સિવાયના બીજા પદાર્થ વચ્ચેના ભેદની સમજણ; તત્ત્વવિચાર; ચૈતન્ય એ આત્મા અને બીજું બધું દેખાતું જગત અનાત્મા એવો વિચાર.

**આત્માનાત્મવિવેક** [સં. આત્મન્ (આત્મા) + અન્ (નહિ) + આત્મન્ (આત્મા) + વિવેક (વિચાર)] પું. આત્મા અને અનાત્મા વચ્ચેની જ્ઞાનથી આવેલ સાચી સમજ; જડ અને ચૈતન્ય સંબંધી વિચારપૂર્વક કરાતો નિશ્ચય; દેહમાં રહેલો શુદ્ધ જ્ઞાનાંશ તે હું એટલે આત્મા અને દેહ વગેરે અનાત્મ એવો વિચાર.

**આત્માનાત્માવિચાર** [સં. આત્મન્ (આત્મા) + અનાત્મન્ (આત્મા નહિ તે) + વિચાર] પું. સત્યાસત્ય, નિત્યાનિત્ય સંબંધી વિચાર; તત્ત્વવિચાર. જુઓ આત્માનાત્મવિચાર.

**આત્માનુગમન** [સં. આત્મન્ (પોતે) + અનુ (પાછળ) + ગમન (જવું તે)] ન. પંડે તહેનાતમાં હાજર રહેવું તે.

**આત્માનુભવ** [સં. આત્મન્ (આત્મા) + અનુભવ (પ્રત્યક્ષ જ્ઞાન)] પું. આત્માનું જ્ઞાન; આત્મસાક્ષાત્કાર; આત્માના સ્વરૂપની બરાબર ઓળખ.

**આત્માનુભૂતિ** [સં. આત્મન્ (આત્મા) + અનુભૂતિ (અનુભવ)] સ્ત્રી. આત્માનું જ્ઞાન; આત્માનુભવ.

**આત્માનુરાગી** [સં. આત્મન્ (આત્મા) + અનુરાગ (પ્રેમ) + ઇન્ (વાળું)] વિ. આત્મા ઉપર પ્રેમ રાખનાર.

**આત્માનુરૂપ** ૧. [સં. આત્મન્ (પોતે) + અનુરૂપ (જેવું)] વિ. પોતાને મળતું આવતું; પંડના જેવું.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + અનુરૂપ ( લાયક ) ] વિ. પોતાને યોગ્ય; પંડને લાયક.

**આત્માનુસંધાન** [ સં. આત્મન્ ( આત્મા ) + અનુસંધાન ( જોડાણ ) ] ન. મનનું જીવની સાથે જોડાણ.

**આત્માન્વેષણ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + અન્વેષણ ( શોધ ) ] ન. જીવ સંબંધી શોધ.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + અન્વેષણ ( તપાસ ) ] ન. પંડની પરીક્ષા; પોતાના ગુણદોષ જોવા તે.

૩. વિ. પોતાની મેળે શોધ કરનાર.

**આત્માપરાધ** [ સં. આત્મન્ ( પંડ ) + અપરાધ ( ગુનો ) ] પું. પોતે કરેલ ગુનો.

**આત્માપહાર** [ સં. આત્મન્ ( પોતે ) + અપહાર ( છુપાવવું તે ) ] પું. સંતાઈ જવું તે.

**આત્માપહારક** [ સં. આત્મન્ ( પોતે ) + અપહારક ( છુપાવનાર ) ] વિ. પોતાની અસલ જાત છુપાવીને પોતે ઊંચી જાતિનો હોવાનો ડોળ કરનાર; દંભી; પોતાનું રૂપ છાનું રાખનાર.

**આત્માપહારી** [ સં. આત્મન્ ( પોતે ) + અપહારિન્ ( છુપાવનાર ) ] વિ. દંભી; ઢોંગી. જુઓ આત્માપહારક.

**આત્માપુરુષ** [ સં. આત્મન્ ( આત્મા ) + પુરુષ ] પું. પરમાત્મા; ઈશ્વર; પરબ્રહ્મ.

**આત્માભિનિવેશ** [ સં. આત્મન્ ( પોતે ) + અભિનિવેશ ( આગ્રહ ) ] પું. દીકરો, સ્ત્રી વગેરેમાં પોતાપણાનો આગ્રહ; મમત્વ.

**આત્માભિમાન** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + અભિમાન ( ગર્વ ) ] ન. આપવડાઈ; મગરૂરી; હુંપદ.

૨. ન. સ્વમાન; આત્મગૌરવ; પોતાની ઇજ્જત કે પ્રતિષ્ઠાનો ખયાલ.

**આત્માભિમાની** ૧. [ સં. આત્મન્ ( પોતાની જાત ) + અભિમાન ( અહંકાર ) + ઇન્ ( વાળું ) ] વિ. અહંકારી; હુંપદવાળું; આપવડાઈ કરનારું.

૨. વિ. સ્વમાની; આત્મગૌરવવાળું; પોતાની ઇજ્જતનો બહુ વિચાર રાખનાર.

**આત્માભિમુખ** [ સં. આત્મન્ ( આત્મા ) + અભિ ( તરફ ) + મુખ ( મોઢું ) ] વિ. આત્મા તરફ વળેલું; અંતર્મુખ; પરમાત્માના ચિંતનમાં લીન.

**આત્માભ્યાસ** [ સં. આત્મન્ ( આત્મા ) + અભ્યાસ ( મહાવરો ) ] પું. આત્માને ઓળખવા કરાતી મહેનત.

**આત્મામિષસંધિ** [ સં. આત્મન્ ( પોતે ) + અ ( નહિ ) + મિષ ( કપટ ) + સંધિ ( સુલેહ ) ] સ્ત્રી. પોતે લશ્કર સાથે શત્રુ પાસે જઈ કપટ વિના કરેલી સુલેહ.

**આત્મારામ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + આરામ ( આનંદ ) ] પું. આત્મામાં આનંદ મેળવનાર પુરુષ; આત્મલીન માણસ; આત્મજ્ઞાનથી તૃપ્ત રહેનાર યોગી.

૨. પું. જીવ.

૩. પું. જીવનમુક્ત યોગી; આત્મામાંજ વિરામ અને આનંદ લેનાર યોગી.

૪. પું. પરમાત્મા; બ્રહ્મ.

૫. પું. પોપટ.

૬. પું. માયાનાં બંધનથી છૂટેલો યોગી.

૭. પું. સાક્ષાત્કાર માટે યત્ન કરતો યોગી.

૮. વિ. આત્મજ્ઞાન મેળવવાનો યત્ન કરનારું; સાક્ષાત્કારની ઇચ્છાવાળું.

૯. વિ. આત્મા જેનું આનંદનું સાધન હોય એવું; આત્મામાં આનંદ મેળવનાર; આત્મામાં જ રમણ કરનારું.

**આત્મારામ પાંડે** પું. ગૌડ બ્રાહ્મણની સરવરીયા નામની શાખાવાળો એ નામનો એક બ્રાહ્મણ. તેને ત્યાં રાજાપુર જિલ્લાના પ્રયાગ ગામમાં તુલસીદાસનો જન્મ સંવત ૧૫૮૯માં થયો હતો.

**આત્મારામાસન** [ સં. આત્મન્ ( પંડ ) + આરામ ( આનંદ ) + આસન ( બેઠક ) ] ન. ( યોગ ) એ નામનું એક આસન; આદિઆસન; અલોપાસન; અધ્યાત્માસન. આ આસનથી ચિંતા મટે અને શરીર તંદુરસ્ત રહે એમ મનાય છે.

**આત્માર્થ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + અર્થ ( લાભ ) ] પું. પોતાનું કલ્યાણ.

૨. [ સં. આત્મન્ ( પંડ ) + અર્થ ( હેતુ ) ] પું. મતલબ; સ્વાર્થ.

૩. અ. પોતાના માટે.

**આત્માર્થી** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + અર્થ ( હેતુ ) + ઇન્ ( વાળું ) ] વિ. આત્મસાક્ષાત્કાર ઇચ્છનાર.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + અર્થ ( કલ્યાણ ) + ઇન્ ( વાળું ) ] વિ. પંડનું કલ્યાણ ઇચ્છનાર.

**આત્માર્પણ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + અર્પણ ( આપવું તે ) ] ન. પોતાની કુરબાની; સ્વાર્પણ.

૨. ન. હુંપદ છોડવાપણું; અહંકારનો ત્યાગ.

**આત્માલંબન** [ સં. આત્મન્ ( પોતે ) + આલંબન ( ટેકો ) ] ન. સ્વાશ્રય; પોતાનો આધાર.

**આત્માલંબી** [ સં. આત્મન્ ( પોતે ) + આલંબ ( આધાર ) + ઇન્ ( વાળું ) ] વિ. પંડના ઉપર આધાર રાખનાર; સ્વાશ્રયી.

**આત્માવચ્છેદ** [ સં. આત્મન્ ( ગર્વ ) + અવચ્છેદ ( કાપવું તે ) ] પું. અહંકાર જતો રહેવાથી થતું જીવ સંબંધી જ્ઞાન.

**આત્માવજ્ઞા** [ સં. આત્મન્ ( પંડ ) + અવજ્ઞા ( અપમાન ) ] સ્ત્રી. પોતાનો તિરસ્કાર.

**આત્માવમાનતા** [ સં. આત્મન્ ( પોતે ) + અવમાન ( તિરસ્કાર ) + તા ( પણું ) ] સ્ત્રી. પોતાનો તિરસ્કાર.

**આત્માવમાનના** [ સં. આત્મન્ ( પંડ ) + અવમાનના ( તિરસ્કાર ) ] સ્ત્રી. પોતા માટે તિરસ્કાર.

**આત્માવમાનસૂચક** [ સં. આત્મન્ ( પોતે ) + અવમાન ( અનાદર ) + સૂચક ( જણાવનાર ) ] વિ. પોતા માટે ધિક્કાર બતાવનાર.

**આત્માવલંબન** [ સં. આત્મન્ ( આત્મા ) + અવલંબન ( આશ્રય ) ] ન. સ્વાશ્રય; પોતાનો આધાર.

**આત્માવલંબી** [ સં. આત્મન્ ( પોતે ) + અવલંબ્ ( આધાર રાખવો ) ] વિ. બધું કામ પોતાની શક્તિથી કરનાર; સ્વાશ્રયી.

**આત્માવલોકન** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + અવલોકન ( દર્શન ) ] ન. આત્મદર્શન; બ્રહ્મસાક્ષાત્કાર.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + અવલોકન ( તપાસ ) ] ન. પોતાના ગુણદોષની તપાસ; આત્મનિરીક્ષણ; 'સેલ્ફ-ઇન્ટ્રોસ્પેક્શન'.

**આત્માવસ્થા** [ સં. આત્મન્ ( પોતે ) + અવસ્થા ( હાલત ) ] સ્ત્રી. પંડની દશા.

આત્માવસ્થા ત્રણ ભાગમાં વહેંચાઈ જાય છે: ૧. આધ્યાત્મિક અવિકાસ; ૨. આધ્યાત્મિક વિકાસ ક્રમ; ૩. મોક્ષ. પુરાતત્ત્વ

**આત્માશી** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + આશિન્ ( ખાનાર ) ] પું. પોતાનાં બચ્ચાંઓને કે પોતાની જાતની નિર્બળ માછલીઓને ખાઈને રહેતું મનાતું માછલું.

૨. વિ. પોતાનું જ ભક્ષણ કરનાર.

**આત્માશૂન્ય** [ સં. આત્મન્ ( આત્મા ) + શૂન્ય ( રહિત ) ] વિ. જેમાં જીવ ન હોય એવું; જડ; પ્રાણ વિનાનું.

**આત્માશ્રય** ૧. પું. ( ન્યાય ) એ નામનો એક તર્કદોષ; સાધ્ય એટલે સાબિત કરવાની બાબતને પક્ષ એટલે કોઈ શંકાવાળી બાબતથી જ સિદ્ધ કરવા રૂપી એક દોષ. જેમકે, આ માણસ લુચ્ચો છે, કારણ કે તે હરામખોર છે.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + આશ્રય ( આધાર ) ] પું. પોતાનો આધાર; પંડ ઉપર આધાર રાખવો તે; સ્વાશ્રય.
૩. વિ. પોતા ઉપર આધાર રાખનારું; પંડનો આશ્રય કરી રહેલું.
૪. [ સં. આત્મન્ ( મન ) + આશ્રય ( આધાર ) ] વિ. મનનો આશ્રિત.

**આત્માશ્રયાદિદોષષટ્ક** [ સં. આત્મન્ ( પોતે ) + આશ્રય ( આધાર ) + આદિ ( વગેરે ) + દોષ ( ખામી ) + ષટ્ક ( ૭ ) ] ન. ( વેદાંત ) આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા, અનવસ્થા, પ્રાગ્લોપ, અવિનિગમના અથવા વિનિગમનાવિરહ એ ૭ દોષ. કોઈ 'પ્રમાણાભાવ' નામે દોષ ઉમેરીને આત્માશ્રયાદિ સાત દોષ પણ કહે છે.

**આત્માશ્રયી** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + આશ્રય ( આધાર ) + ઇન્ ( વાળું ) ] વિ. જીવનો આધાર રાખનાર; પ્રાણપરાયણ.
૨. [ સં. આત્મન્ ( પોતે ) + આશ્રય ( આશરો ) + ઇન્ ( વાળું ) ] વિ. પોતા ઉપર આધાર રાખનાર; સ્વાશ્રયી.

**આત્માહુતિ** [ સં. આત્મન્ ( પોતે ) + આહુતિ ( બલિદાન ) ] સ્ત્રી. આત્મભોગ; પંડનું બલિદાન.

**આત્માંકુશ** [ સં. આત્મન્ ( પોતે ) + અંકુશ ( કાબૂ ) ] પું. પોતા ઉપરનો કાબૂ.

**આત્માંતર્ગત** [ સં. આત્મન્ ( મન ) + અંતર્ગત ( અંદર રહેલ ) ] વિ. મનમાં હોય એવું.

**આત્મિક** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + ઇક ( સંબંધી ) ] વિ. જીવ સંબંધી.
૨. વિ. નજીકનું; પોતાનું ખાસ; અતલગનું.
૩. [ સં. આત્મન્ ( પોતે ) + ઇક ( લગતું ) ] વિ. પોતાનું; નિજ.
૪. [ સં. આત્મન્ ( મન ) + ઇક ( લગતું ) ] વિ. માનસિક; મનનું.
૫. વિ. સગું; વહાલું.

**આત્મિકતા** [ સં. આત્મન્ ( પોતે ) + ઇક ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. સરખાપણું; સમાનતા.

**આત્મીકરણ** ૧. [ સં. આત્મન્ ( પોતાનું ) + કૃ ( કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પોતામાં સમાવી દેવાપણું.
૨. ન. શોષણ; ચૂસી લેવું તે.

**આત્મીકૃત** [ સં. આત્મન્ ( પોતે ) + કૃત ( કરેલું ) ] વિ. સ્વીકારેલું; અંગીકાર કરેલું; અપનાવેલ; કબૂલ રાખેલ; માન્ય રાખેલ.

**આત્મીભાવ** [ સં. આત્મન્ ( પરમાત્મા ) + ભાવ ( હોવું તે ) ] પું. પરમાત્માની સાથે તલ્લીન થવાપણું; પ્રભુમાં એકાકાર થવું તે.

**આત્મીય** ૧. પું. સંબંધી; સગું; સ્વજન.
૨. વિ. અહંભાવવાળું; અભિમાની; ગર્વી.
૩. [ સં. આત્મન્ ( જીવનતત્ત્વ ) + ઈય ( વાળું ) ] વિ. આત્માનું; આત્મા સંબંધી; અધ્યાત્મિક.
૪. [ સં. આત્મન્ ( જીવ ) + ઈય ( વાળું ) ] વિ. જીવવાળું.
૫. [ સં. આત્મન્ ( પોતે ) + ઈય ( લગતું ) ] વિ. પોતાનું; અંગત.
૬. [ સં. આત્મન્ ( મન ) + ઈય ( લગતું ) ] વિ. મનનું; માનસિક.
૭. વિ. સ્વાધીન; પોતાને નિયમમાં રાખનાર.

**આત્મીયગ્રહ** [ સં. આત્મીય ( પોતાનું ) + ગ્રહ ( પકડ ) ] પું. પોતાપણાની બુદ્ધિ; મમતા.

**આત્મીયજન** ૧. [ સં. આત્મીય ( પોતાનું ) + જન ( માણસ ) ] ન. સગાંવહાલાં.
૨. ન. સહાયકારી; મદદગીર; મિત્ર.

**આત્મીયતા** [ સં. આત્મીય ( પોતાનું ) + તા ( પણું ) ] સ્ત્રી. પોતાપણું; મૈત્રી; અભેદભાવ.

**આત્મીયત્વ** [ સં. આત્મીય ( પોતાનું ) + ત્વ ( પણું ) ] ન. પોતાપણું; આત્મીયતા.

**આત્મીયવિહીન** ૧. વિ. મિત્ર વિનાનું.
૨. [ સં. આત્મીય ( સ્વજન ) + વિહીન ( વગરનું ) ] વિ. સગાંવહાલાં વગરનું.

**આત્મીયવ્યય** [ સં. આત્મીય ( પોતાનું ) + વ્યય ( ખરચ ) ] પું. પોતાને લગતું ખરચ; અંગત ખરચ.

**આત્મીયસંપત્તિ** [ સં. આત્મીય ( પોતાનું ) + સંપત્તિ ( મિલ્કત ) ] સ્ત્રી. પોતાની મિલ્કત.

**આત્મીયસ્વજન** [ સં. આત્મીય ( પંડનું ) + સ્વ ( પોતાનું ) + જન ( માણસ ) ] ન. સગાંવહાલાં. જુઓ આત્મીયજન.

**આત્મીયહીન** [ સં. આત્મીય ( સ્વજન ) + હીન ( વગરનું ) ] વિ. સગાંવહાલાં વગરનું.

**આત્મીયા** [ સં. આત્મીય ( પોતાનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સગી; સગપણ ધરાવતી બાઈ.

**આત્મેતર** [ સં. આત્મન્ ( પોતે ) + ઇતર ( બીજું ) ] વિ. પોતા સાથે સંબંધ નહિ ધરાવનારું.

**આત્મેશ્વર** ૧. [ સં. આત્મન્ ( મન ) + ઈશ્વર ( પ્રભુ ) ] પું. મનને સંયમમાં રાખનાર મોટો યોગી.
૨. વિ. ઇંદ્રિયો ઉપર કાબૂ રાખનાર; મનને વશ રાખનાર.

**આત્મૈક્ય** [ સં. આત્મન્ ( આત્મા ) + ઐક્ય ( જોડાણ ) ] ન. આત્માની એકતા.

**આત્મોક્તિ** [ સં. આત્મન્ ( પંડ ) + ઉક્તિ ( કથન ) ] સ્ત્રી. એકલાં પંડને વાત કરવી તે.

**આત્મોજસ** [ સં. આત્મન્ ( આત્મા ) + ઓજસ ( તેજ ) ] ન. જીવનું તેજ.

**આત્મોત્કર્ષ** [ સં. આત્મન્ ( પોતે ) + ઉત્કર્ષ ( ચડતી ) ] પું. પોતાની આબાદી; પંડનો ઉદય.

**આત્મોત્થિત** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + ઉત્થિત ( ઊભું થયેલું ) ] વિ. આત્મામાંથી પેદા થયેલું.
૨. [ સં. આત્મન્ ( પોતે ) + ઉત્થિત ( ઉદય થયેલું ) ] વિ. પોતાની મેળે ચડતી પામેલું.

**આત્મોત્પત્તિ** [ સં. આત્મન્ ( પોતે ) + ઉત્પત્તિ ( જન્મ ) ] સ્ત્રી. પોતાનો જન્મ.

**આત્મોત્પન્ન** [ સં. આત્મન્ ( પોતે ) + ઉત્પન્ન ( થયેલું ) ] વિ. પોતાની મેળે પેદા થયેલું; સ્વયંભૂ.

**આત્મોત્પાદન** [ સં. આત્મન્ ( પંડ ) + ઉત્પાદન ( પેદા કરવાપણું ) ] ન. પોતાની મેળે કરેલું સર્જન.

**આત્મોત્સર્ગ** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + ઉત્સર્ગ ( ત્યાગ ) ] પું. પંડનું સમર્પણ.
૨. [ સં. આત્મન્ ( જીવ ) + ઉત્સર્ગ ( ત્યાગ ) ] પું. પ્રાણત્યાગ; મરણ.

**આત્મોદય** [ સં. આત્મન્ ( પોતે ) + ઉદય ( ચડતી ) ] પું. પોતાની ચડતી; પંડનું કલ્યાણ.

**આત્મોદાહરણ** [ સં. આત્મન્ ( પોતે ) + ઉદાહરણ ( દાખલો ) ] ન. પોતાનું જ દૃષ્ટાંત; પંડનો દાખલો; આત્માદર્શ.

**આત્મોદ્ધાર** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + ઉદ્ધાર ( ચડતી ) ] પું. પોતાને અધમતામાંથી ઊંચે લઈ જવું તે.
૨. [ સં. આત્મન્ ( જીવનતત્ત્વ ) + ઉદ્ધાર ( છુટકારો ) ] પું. મોક્ષ; મુક્તિ.

**આત્મોદ્ભવ** ૧. [ સં. આત્મન્ ( પંડ ) + ઉદ્ભવ ( ઉત્પત્તિ ) ] પું. કામદેવ. પોતાની મેળે ઉત્પન્ન થયેલ મનાતા હોવાથી તેને આત્મોદ્ભવ કહેવાય છે.
૨. [ સં. આત્મન્ ( પોતે ) + ઉદ્ભવ ( જન્મ ) ] પું. દીકરો; પુત્ર, કેમકે પોતે પુત્રરૂપે ઉત્પન્ન થતો મનાય છે.
૩. [ સં. આત્મન્ ( મન ) + ઉદ્ભવ ( જન્મ ) ] પું. દુઃખ; વ્યાધિ.

૪. પું. પૂજા.
૫. પું. શોક; દિલગીરી.
૬. [ સં. આત્મન્ ( પોતે ) + ઉદ્ભવ ( પેદા થવું તે ) ] વિ. પોતાથી પેદા થયેલું.
૭. વિ. મનમાં ઉત્પન્ન થતું.

**આત્મોદ્ભવા** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + ઉદ્ભવ ( જન્મ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દીકરી; પુત્રી.
૨. [ સં. આત્મન્ ( મન ) + ઉદ્ભવ ( જન્મ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. બુદ્ધિ.
૩. સ્ત્રી. રાની અડદ; માષપર્ણી.

**આત્મોદ્ભૂત** [ સં. આત્મન્ ( પોતાની મેળે ) + ઉદ્ભૂત ( થયેલું ) ] વિ. પોતાની મેળે થયેલું; વગર મહેનતે થયેલું.

**આત્મોદ્રેક** [ સં. આત્મન્ ( મન ) + ઉદ્રેક ( વધારો ) ] પું. મનનો ઊભરો; હૃદયની લાગણીનો ઉછાળો.

**આત્મોન્નતવિવેક** પું. શંકરાચાર્યે લખેલ જીવ સંબંધી એ નામનો ગ્રંથ.

**આત્મોન્નતિ** ૧. [ સં. આત્મન્ ( પોતાની જાત ) + ઉન્નતિ ( ચડતી ) ] સ્ત્રી. જાતનો ઉદય; પોતાની ચડતી.
૨. સ્ત્રી. જીવની સારી ગતિ.
૩. [ સં. આત્મન્ ( પોતે ) + ઉન્નતિ ( ચડતી ) ] સ્ત્રી. પંડની આબાદી.

**આત્મોન્નતિકર** ૧. [ સં. આત્મન્ ( પ્રાણ ) + ઉન્નતિ ( ચડતી ) + કર ( કરનાર ) ] વિ. જીવની ચડતી કરનાર.
૨. [ સં. આત્મન્ ( પંડ ) + ઉન્નતિ ( ચડતી ) + કર ( કરનાર ) ] વિ. પોતાની ચડતી કરનાર.

**આત્મોપકાર** [ સં. આત્મન્ ( પોતે ) + ઉપકાર ( ભલું કરવું તે ) ] પું. પંડનું ભલું; સ્વલાભ.

**આત્મોપકારક** [ સં. આત્મન્ ( પોતે ) + ઉપકારક ( લાભ કરનાર ) ] વિ. પોતાનું ભલું કરનાર; પંડને લાભકારી.

**આત્મોપકારી** [ સં. આત્મન્ ( પોતે ) + ઉપકાર ( ભલું કરવું તે ) + ઇન ( વાળું ) ] વિ. પોતાનું ભલું કરનાર; પંડને ફાયદાકારક.

**આત્મોપજીવી** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + ઉપજીવિન્ ( જીવનાર ) ] પું. જાહેરમાં તમાશો કરનાર નટ.
૨. વિ. પોતાની જાતમહેનત ઉપર જીવનાર; સ્વાશ્રયી. જેમકે, મજૂર.
૩. વિ. પોતાની સ્ત્રીની કમાણીથી ગુજરાન ચલાવનાર; ભડવો.

**આત્મોપનિધાન** [ સં. આત્મન્ ( પોતાનું ) + ઉપ ( પાસે ) + નિધાન ( મૂકવું તે ) ] ન. બે જણનું ભલું એક જ બાબતમાં સમાયેલ હોવું તે; હિતની ઐક્યતા.

**આત્મોપનિષદ** [ સં. આત્મન્ ( આત્મા ) + ઉપનિષદ્ ( તત્ત્વજ્ઞાન સંબંધી પુસ્તક ) ] ન. એ નામનું એક ઉપનિષદ. તેમાં આત્માની ચર્ચા કરી છે.

**આત્મોપમ** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + ઉપમા ( સરખાપણું ) ] પું. પુત્ર; દીકરો.
૨. વિ. પોતાના જેવું.

**આત્મોપાર્જિત** [ સં. આત્મન્ ( પંડ ) + ઉપાર્જિત ( મેળવેલું ) ] વિ. સ્વોપાર્જિત; પંડે મેળવેલું.

**આત્મોપાસના** [ સં. આત્મન્ ( આત્મા ) + ઉપાસના ( સેવા ) ] સ્ત્રી. આત્માનું આરાધન.

**આત્મોલ્લાસ** [ સં. આત્મન્ ( પંડ ) + ઉલ્લાસ ( આનંદ ) ] પું. પોતાનો આનંદ; હૃદયની પ્રફુલ્લતા.

**આત્મોલ્લાસક** [ સં. આત્મન્ ( પોતે ) + ઉલ્લસ્ ( આનંદ પામવો ) ] વિ. પંડને આનંદ આપનારું; મન ખુશ કરનાર.

**આત્મૌપમ્ય** ૧. [ સં. આત્મન્ ( આત્મા ) + ઔપમ્ય ( સરખાપણું ) ] ન. બધાને પોતાના જેવાં ગણવાં તે.
૨. વિ. પોતાના જેવું.

**આત્મ્ય** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + ય ( વિશેષણ બનાવનાર પ્રત્યય ) ] વિ. પોતાનું; અંગત.
૨. [ સં. આત્મન્ ( સ્વભાવ ) + ય ( વિશેષણ બનાવનાર પ્રત્યય ) ] વિ. સ્વભાવવાળું.

**આત્યયિક** ૧. [ સં. અત્યય ( નાશ ) + ઇક ( લગતું ) ] વિ. નાશ સંબંધી.
૨. વિ. નાશના કારણવાળું.
૩. વિ. પીડા ઉત્પન્ન કરનાર; દુઃખજનક.
૪. વિ. વિપદસૂચક; વિપત્તિ જણાવનારું.

**આત્યંતિક** ૧. [ સં. અત્યંત ( ઘણું ) + ઇક ( વાળું ) ] વિ. અત્યંત; અતિશય; પુષ્કળ; ખૂબ; ઘણું.
૨. વિ. અનંત; સતત.
૩. વિ. આખું; સળંગ.
૪. વિ. ઉત્તમ; ઉત્કૃષ્ટ; સૌથી સારું.
૫. વિ. છેલ્લું; આખરનું; અંતિમ; છેવટનું.
૬. વિ. તમામ; બધું; સાવ.
૭. વિ. શાશ્વત; હમેશનું; કાયમનું.

**આત્યંતિકક્ષય** [ સં. આત્યંતિક ( હમેશનું ) + ક્ષય ( નાશ ) ] પું. પૂરેપૂરો નાશ; હમેશ માટેનો નાશ.

**આત્યંતિકતા** [ સં. આત્યંતિક ( ઘણું ) + તા ( પણું ) ] સ્ત્રી. અત્યંતપણું; વધારે હોવું તે.

**આત્યંતિકદુઃખનિવૃત્તિ** [ સં. આત્યંતિક ( કાયમનું ) + દુઃખ + નિવૃત્તિ ( બંધ થવાપણું ) ] સ્ત્રી. ( વેદાંત ) દુઃખનો કાયમ માટેનો નાશ; મોક્ષ; મુક્તિ.

**આત્યંતિકપ્રલય** ૧. [ સં. આત્યંતિક ( છેવટનું ) + પ્રલય ( નાશ ) ] પું. આખી દુનિયાનો તદ્દન અંત આવે એવો છેલ્લો નાશ.
૨. પું. ( વેદાંત ) બ્રહ્મસાક્ષાત્કારના કારણે અજ્ઞાન સહિત બધા ભાવ કાર્યનો નાશ.

**આત્યંતિકી** ૧. [ સં. આત્યંતિક ( પુષ્કળ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અતિશય; ઘણું; બહુ.
૨. વિ. સ્ત્રી. અનંત; સતત.
૩. વિ. સ્ત્રી. આખી; ચાલુ; અભંગ; સળંગ.
૪. વિ. સ્ત્રી. છેવટની; અંતિમ; છેલ્લી.
૫. વિ. સ્ત્રી. તમામ; સઘળી; બધી.
૬. વિ. સ્ત્રી. શાશ્વત; કાયમની.
૭. વિ. સ્ત્રી. સૌથી સારી; શ્રેષ્ઠ; ઉત્તમ.

**આત્યંતીન** [ સં. અત્યંત ( ઘણું ) + ઈન ( લગતું ) ] વિ. પુષ્કળ. જુઓ આત્યંતિક.

**આત્યાંતિક** [ સં. અંત્ય ( છેવટનું ) ] વિ. છેવટનું.

**આત્ર** પું. ( જરથોસ્તી ) અગ્નિ; આતશ; દેવતા.

**આત્રવખ્શ** [ આત્ર ( અગ્નિ ) + વખ્શ ( ખવાડવું ) ] પું. ( જરથોસ્તી ) ધાર્મિક ક્રિયામાં અગ્નિ બળતો રાખનાર ધર્મગુરુ.

**આત્રવખ્શી** [ આત્ર ( અગ્નિ ) + વખ્શ ( ખવાડવું ) ] પું. ( જરથોસ્તી ) અગ્નિ સાચવનાર ધર્મગુરુ. તે અગ્નિના વાસણ આગળ બેસી તેમાં ઇંધન નાખે છે.

**આત્રેય** ૧. [ સં. અત્રિ ( એક ઋષિ ) + એય ( નું ) ] પું. અત્રિ ઋષિનો દીકરો.
૨. પું. અત્રિના વંશનો મુખ્ય માણસ.
૩. પું. ( પુરાણ ) એ નામના એક ઋષિ.
૪. પું. ( પિંગળ ) એ નામનો એક માત્રામેળ છંદ. તેમાં ૧૦, ૧૦ ને ૭ માત્રાએ યતિ એટલે વિરામ વાળી ૨૭ માત્રા અને અંતે લઘુ ગુરુ આવે. તેમાં ૧, ૬, ૧૧, ૧૬, ૨૧ અને ૨૬ માત્રાએ તાલ આવે છે.
૫. પું. એ નામનો મહાભારતમાં જણાવેલો એક અસલી દેશ; દિનાજપુર જિલ્લામાં આત્રેયી નદીના કાંઠાનો પ્રદેશ.
૬. પું. ચંદ્રમા.

કુમુદબંધુ શ્રીબંધુ અને રોહિણીધવ સુરપેય,
ઉડુરાજ દ્વિજરાજ હરિ સ્રી મૃગાંક **આત્રેય.**
પિંગળલઘુકોષ

૭. પું. (પુરાણ) જનમેજયના સર્પયજ્ઞનો એ નામનો એક પુરુષ.
૮. પું. દત્તાત્રેય.
૯. પું. દુર્વાસા ઋષિ.
૧૦. પું. (પુરાણ) પરમહંસ રૂપે ફરતા એક ઋષિ.
૧૧. પું. (પુરાણ) યજ્ઞમાં મદદ કરનાર ઋષિ.
૧૨. પું. (પુરાણ) વામદેવ ઋષિનો એક શિષ્ય.
૧૩. પું. શરીરનો મુખ્ય રસ; લસીકા રસ.
૧૪. પું. શિવ; શંકર.
૧૫. પું. શુક્લ યજુર્વેદનો એક ઋષિ.
૧૬. પું. સામવેદનો એક ઋષિ.
૧૭. પું. 'સીરિયમ' વર્ગની એક ધાતુ; 'ઇટ્રિઅમ'. તે દેખાવમાં કાળાશ પડતા ભૂખરા ભૂકા જેવો હોય છે.
૧૮. ન. ઋગ્વેદનું એ નામનું ગોત્ર.
૧૯. ન. મિત્રાવરુણ ગોત્રનું એ નામનું પ્રવર.
૨૦. વિ. અત્રિ ગોત્રનું.
૨૧. વિ. અત્રિને લગતું.

**આત્રેયજ** [સં. આત્રેય (એક ધાતુ) + જ (પેદા થયેલ)] ન. આત્રેયમાંથી થતી એક જાતની ધોળી ભૂકી; 'ઑક્સાઇડ ઑવ ઇટ્રિઅમ'.

**આત્રેયદ** [સં. આત્રેય (એક ધાતુ) + દ (દેનાર)] વિ. જેમાંથી આત્રેય ધાતુ નીકળે એવું.

**આત્રેયસંપ્રદાય** [સં. આત્રેય (અત્રિ ઋષિનું) + સંપ્રદાય (પંથ)] પું. આયુર્વેદનો એ નામનો એક ફાંટો.

**આત્રેયસંહિતા** [સં. આત્રેય (એક ઋષિ) + સંહિતા (લખાણનો સંગ્રહ)] સ્રી. આત્રેય ઋષિએ બનાવેલો ૪૬૫૦૦ શ્લોકનો એક જૂનો વૈદકગ્રંથ.

**આત્રેયાયનિ** પું. (પુરાણ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આત્રેયાશ્મ** [સં. આત્રેય (એક ધાતુ) + અશ્મન્ (પથ્થર)] પું. ઇટ્રિઅમ અને રેતીના મિશ્રણવાળો ચીકણો અને લીલાશ પડતો એક પદાર્થ; 'ઇટ્રિઅલાઇટ'.

**આત્રેયિ** સ્રી. (પુરાણ) રામના વખતની એ નામની એક તાપસી.

**આત્રેયિકા** [સં. આત્રેયી (અટકાવવાળી સ્રી) + ઇકા (વાળી)] સ્રી. અટકાવવાળી ચોથે દિવસે નાહેલી સ્રી.

**આત્રેયી** ૧. [સં.] સ્રી. અત્રિ ઋષિની સ્રી; અનસૂયા.
૨. સ્રી. અત્રિ ગોત્રની સ્રી.
૩. સ્રી. ઋગ્વેદમાં જણાવેલી મંત્ર જાણનારી તપસ્વિની.
૪. સ્રી. એ નામની મહાભારતમાં જણાવેલી અને બંગાળાની ઉત્તરે આવેલી નદી; તિસ્તા.
૫. સ્રી. ગોદાવરીનો એ નામનો ફાંટો. આત્રેય ઋષિએ અહીં બેસી આકરું તપ કર્યું અને તેને ઇન્દ્રપદ મળ્યું તેથી તેને આત્રેયી કહેવાય છે.
૬. સ્રી. બ્રાહ્મણ જાતિની સ્રી.
૭. સ્રી. રજસ્વલા; અટકાવવાળી સ્રી; મલિની; પુષ્પવતી; ઋતુમતી; સ્રીધર્મિણી; અવિ; ઉદક્યા.
૮. વિ. સ્રી. અત્રિ ઋષિની; અત્રિ ઋષિ સંબંધી.

**આત્રેયીસ્મૃતિ** [સં. આત્રેયી (અત્રિ ઋષિની) + સ્મૃતિ (હિંદુઓનું ધર્મશાસ્ત્ર)] સ્રી. અઢાર સ્મૃતિમાંની એ નામની એક; અત્રિ ઋષિએ બનાવેલી સ્મૃતિ. જુઓ સ્મૃતિ.

**આથ** ૧. પું. આથો; અનાજ કે વસાણાંને પાણીમાં પલાળી રાખતાં તેમાં ખટાશ ઉત્પન્ન થઈ ફીણ આવ્યા જેવી થતી સ્થિતિ; બોળો.
૨. [સં. અસ્ત્ર (હથિયાર)] સ્રી. ખેડનાં ઓજાર.
૩. સ્રી. ખેતરના એકથી બીજા શેઢા સુધી જઈ પાછું મૂળ જગાએ આવવાપણું.
૪. [સં. અર્થ (પૈસો)] સ્રી. (જૂ. ગુ.) દોલત; પૂંજી; મૂડી; થાપણ; આથીપોથી. આથ શબ્દનું મૂળ અત્થ એટલે અર્થમાં લાગે છે, પણ 'અત્થ'નું આથ રૂપ અર્થનું હલકાપણું જણાવે છે. 'આથો કરશો' પ્રયોગ તે જ બીના સૂચવે છે. જેનો આથો નાખવાનો હોય તે વસ્તુને બહુ વખત રાખી સડાવવું પડે છે, એટલે 'આથ'માં વધારે વખત સુધી રાખી મૂકવાનો તૃષ્ણામૂલક એટલે લોભનો ભાવ સમાયેલો છે. 'આ' ઉપસર્ગ સાથે 'સ્થા' ધાતુથી 'આથ' શબ્દ નીપજાવી શકાય. 'આસ્થા' શબ્દ પણ લાંબો વખત સંઘરાના ભાવને જણાવે છે.

માહરે બીજી શી છે **આથ,**
દેહ સમરપું સ્વામી સાથ. — શામળ

૫. સ્રી. મદદ; સહાય; ઓથ.

રાજ **આથે** રહ્યા પાવન. — પ્રેમાનંદ

૬. સ્રી. વસવાયાંને અપાતું વાર્ષિક મહેનતાણું; સુતાર લુહારની પાસે ખેડૂત લોકો બાર માસ કામ કરાવે તેની મજૂરીનો દાણાથી અપાતો બદલો.
૭. ન. સીતાફળ.

**આથડ** (આથડ) ૧. સ્રી. અડચણ; હરકત.
૨. સ્રી. અફળામણ; ટિચામણ.
૩. સ્રી. ઠડાકૂટ; માથાફોડ.
૪. [સં. અટ્ (રઝળવું)] સ્રી. રખડપટ્ટી; રઝળાટ; અથડામણ.
૫. સ્રી. લડાઈ; કજિયો.
૬. સ્રી. શ્રમ; હલાકી.

**આથડવું** (આથડવું) ૧. અ. ક્રિ. અફળાવું; અથડાવું; ટિચાવું.
૨. અ. ક્રિ. તકરાર થવી.
૩. અ. ક્રિ. ફાંફાં મારવાં.
૪. [સં. અટ્ (રઝળવું)] અ. ક્રિ. રખડવું; ભટકવું.
૫. અ. ક્રિ. સામસામા લડવું; આખડવું.

**આથડાઉ** (આથડાઉ) [સં. અટ્ (રઝળવું)] વિ. રખડાઉ; ભટકણ; આથડનારું.

**આથડિયાં** (આથડિયાં) ૧. [સં. અટ્ (રખડવું)] ન. બ. વ. ઓથાં; લથડિયાં; અઠબડિયાં.
૨. ન. બ. વ. ફાંફાં; વલખાં.

**આથડી** (આથડી) સ્રી. સીતાફળી; સીતાફળનું ઝાડ.

**આથણિયાં** ૧. ન. બ. વ. રતાળુ; શકરિયું.
૨. ન. બ. વ. લોદરિયાં; આથણામાં વપરાતાં ગાજર.

**આથણી** સ્રી. સીતાફળી; આથડી.

**આથણું** ૧. ન. આથવાની ક્રિયા; આથવાની રીત.
૨. ન. મસાલામાં આથેલી કેરી, ગુંદાં, ગરમર, ડાળાં અને કેરડાં; આચાર; અથાણું. જુઓ અથાણું.

આથણા સારૂ વરો બગડે = નજીવી ચીજમાં લોભ કરવાથી વરાનો મોટો ખર્ચ નકામો જાય.

**આથપોત** [સં. અર્થ (પૈસો) + પુષ્ (પોષવું)] સ્રી. મૂડી; દોલત; પૂંજી. તેનાથી માણસ ગુજરાન ચલાવે છે.

**આથપોથ** ૧. [સં. અર્થ (પૈસો) + પુષ્ (પોષવું)] સ્રી. માલમિલકત; સમૃદ્ધિ.
૨. સ્રી. વસવાયાંને અપાતી આથ અને પોથીવાળાને અપાતું દાન.

**આથમણ** [સં. અસ્તમન (આથમવું તે)] સ્રી. સૂર્ય, ચંદ્ર, ગ્રહો વગેરે જે દિશામાં આથમે તે દિશા; પશ્ચિમ દિશા.

**આથમણી** ૧. [સં. અસ્તમન (આથમવું તે)] સ્રી. પશ્ચિમ દિશા.
૨. વિ. સ્રી. પશ્ચિમ તરફની.

૧. આથમણી પ્રાકૃત = 'મધ્ય પ્રાકૃત'માંથી

નીકળેલી ત્રણ ભાષા માંહેની પશ્ચિમ તરફ બોલાતી એક; શૌરસેની.

૨. આથમણી હિંદી = 'શૌરસેની અપભ્રંશ' ઉપરથી ઉત્પન્ન થયેલી ત્રણ ભાષા માંહેની હિંદના પશ્ચિમ ભાગમાં બોલાતી એક.

**આથમણું** ૧. વિ. અસ્ત પામતું; આથમતું.

૨. [ સં. અસ્તમન; પ્રા. અત્થમણ ] વિ. પશ્ચિમ તરફનું.

**આથમતી** ૧. [ સં. અસ્તમન ( આથમવું તે ) ] સ્ત્રી. સાયંકાળ; સંધ્યાકાળ; સાંજ.

૨. વિ. સ્ત્રી. અસ્ત પામતી; ક્ષિતિજની નીચે ઊતરતી; દેખાતી બંધ થતી.

**આથમતું** ૧. [ સં. અસ્તમન ( આથમવું તે ) ] વિ. અસ્ત પામતું; ક્ષિતિજની નીચે ઊતરતું.

૨. વિ. પડતી દશામાં આવતું; અવનતિ તરફ જતું; પડતું; ઊતરતું.

આથમતાને કોઈ ન માને = સત્તાવાળાને જ બધા માને છે; સત્તા રહિત થયેલને કોઈ ભજતું નથી.

**આથમવું** ૧. [ સં. અસ્તમિત; પ્રા. અત્થમ ] અ. ક્રિ. ક્ષિતિજની નીચે અદૃશ્ય થવું; ન દેખાવું; અસ્ત પામવું; દૃષ્ટિમર્યાદા નીચે જવું.

આથમ્યા પછી અસૂર શું અને લૂંટાયા પછી ભય શો? = યોગ્ય વખત વીતી ગયા પછી વખતનો સવાલ શું?

૨. અ. ક્રિ. નાશ પામવું; લોપ થવો.

૩. અ. ક્રિ. પડતી દશામાં આવવું; દશા બેસવી; અવનતિ થવી.

**આથર** ૧. [ સં. આસ્તરણ ] પું. ખાણમાં અનાજ બગડી ન જાય તે માટે તેની નીચે મૂકેલો બાજરાની કડબના પૂળાનો થર; ઘાસનો થર.

૨. પું. ગધેડા ઉપર નાખવાની ડળી; ગધેડા ઉપર ગૂણ નાખતાં પહેલાં મુકાતું નીચેનું કપડું.

૩. પું. નીચે પાથરવાનું જાડું પાથરણું.

૪. પું. બૂંગણું; પછેડી; મોદ.

**આથરણ** ૧. [સં. આસ્તરણ ] ન. ઓછાડ; પથારી ઉપર પાથરવાની ચાદર.

૨. ન. પથારી; બિસ્તરો.

૩. ન. પાથરણું; બૂંગણું; જાજમ.

**આથરવું** ૧. સ. ક્રિ. ગંજી બનાવવી; પૂળા ગોઠવવા.

૨. સ. ક્રિ. છાંદવું; મોઢવું કરવું.

૩. [ સં. આસ્તૄ ( પાથરવું ) ] સ. ક્રિ. ઢાંકવું; આચ્છાદન કરવું.

વળી માંસ વસા રુધિર ક્યાંથી, કહો કોણે પાથર્યાં,
સામાન્ય પક્ષી નથી શિખ્યો, શે પાથર્યાં શે આથર્યાં.
પ્રેમાનંદ

૪. સ. ક્રિ. પાથરવું; બિછાવવું.

**આથરિયું** [ સં. આસ્તૄ ( ઢાંકવું ) ] ન. નાનું પાથરણું.

**આથરો** [ સં. આ ( ચોતરફ ) + સ્તૃ ( પાથરવું ) ] પું. વાસણ પકવવા માટે બનાવેલો કાંટા કે કૂચાનો થર.

**આથર્વણ** ૧. [ સં. ] પું. ( પુરાણ ) અથર્વણ ઋષિના કુળમાં થયેલ ઋષિ.

૨. પું. ( પુરાણ ) અથર્વણ ઋષિનો દીકરો.

૩. પું. અથર્વવેદ.

૪. પું. અથર્વવેદ ભણનારો કે જાણનારો બ્રાહ્મણ.

૫. પું. અથર્વવેદના કલ્પને એટલે યજ્ઞકામ સંબંધી ક્રિયાને જાણનાર પુરોહિત; અથર્વવેદમાં જણાવેલી ક્રિયા જાણનાર યજ્ઞકામ કરાવનાર ગોર.

૬. પું. અથર્વવેદીનો ધર્મ.

૭. પું. અથર્વા ગોત્રમાં થયેલ પુરુષ.

૮. પું. પુરોહિત; કુળગોર.

૯. પું. શુક્લ યજુર્વેદનો એ નામનો એક ઋષિ.

૧૦. ન. અથર્વવેદમાં કહેલ કર્મ.

૧૧. ન. જેમાં યજમાનને અધ્વર્યુ યજ્ઞના શુભ ખબર આપે તે એકાંત ઓરડો.

૧૨. ન. ભૃગુએ ફેલાવેલ મત.

૧૩. વિ. અથર્વવેદ જાણનાર.

૧૪. વિ. અથર્વવેદને લગતું.

૧૫. વિ. અથર્વવેદનો અભ્યાસ કરનાર.

**આથર્વણિક** ૧. [ સં. આથર્વણ ( અથર્વવેદ ) + ઇક ( લગતું ) ] પું. અથર્વવેદ જાણનારો બ્રાહ્મણ.

૨. પું. એ નામનો એક સંપ્રદાય.

૩. સ્ત્રી. એક વેદશાખા.

**આથર્વાણ** [ સં. આથર્વણ ( અથર્વવેદ ) ] પું. અથર્વવેદના મંત્ર.

કેટલાક શાંત અથવા ભેષજ **આથર્વાણ** અને ઘોર અથવા *આભિચારિક આથર્વાણ આવા અથર્વમંત્રોના બે ભાગ પાડે છે. પુરાતત્ત્વ

**આથલી** અ. ( ગ્રામ્ય ) ફરી વાર.

**આથવારા** પું. એક જાતનો કર.

**આથવાલે** ૧. સ્ત્રી. એક મરાઠી અટક.

૨. ન. એ નામની મરાઠી અટકવાળું માણસ.

૩. વિ. એ નામની મરાઠી અટકનું.

**આથવું** ૧. સ. ક્રિ. આથો એટલે ખટાશ આવે તેમ કરવું; ખમીર ચડાવવું; લોટમાં પાણી રેડી હલાવી રાખી મૂકવું.

૨. સ. ક્રિ. કાચાં ફળને મીઠામાં નાખી મૂકવાં; અથાણું કરવું; કેરી, ગુંદાં, લીંબુ ડાળાં, ગરમર, કેરડાંને મસાલામાં બગડે નહિ તેમ રાખી મૂકવાં.

૩. સ. ક્રિ. ગૂંગળાવવું.

૪. સ. ક્રિ. મસાલો ચડે તેમ કરવું; અથાય તેમ કરવું.

૫. સ. ક્રિ. મૂંઝવવું.

**આથા** [સં. અર્થ ( પૈસો )] પું. પૂંજી; માલમિલકત; મૂડી. જુઓ આથ.

**આથાણ** [ સં. આસ્થાન ( વિશ્રામનું ઠેકાણું ) ] ન. ( ડિંગળ ) ઘર.

**આથાર** [ સં. આસ્તૃ ( ઢાંકવું ) ] પું. છાતી ઉપર કોઈ ચડી બેઠું હોય એમ લાગે એવું સ્વપ્નું; ઓથાર.

જાગતાં **આથાર** કો, દાબતો મુજ ઉરને.
સ્નેહસંહિતા

**આથાંણ** [ સં. આસ્થાન ( ઠેકાણું ) ] ન. સ્થાન; જગ્યા; ઠેકાણું.

**આથાંન** ન. સ્થાન; ઠેકાણું.

**આથિયું** ૧. [ આથ ( વસવાયાને અપાતું મહેનતાણું ) ] ન. ગામ તરફથી પસાયતાં આપી વસાવેલ હજામ, ધોબી, મોચી જેવા કારીગર; વસવાયું.

૨. [ આથ ( પૂંજી ) + ઇય ( વાળું ) ] વિ. આથવાળું; દોલતવાળું.

**આથિયુંપોથિયું** [ આથ ( વરસને છેડે વસવાયાને અપાતું મહેનતાણું ) ] ન. વસવાયું કે માગણ; આથ લેનાર વસવાયું અને દાન લેનાર પોથીવાળું માણસ.

**આથિયો** [ આથ ( વસવાયાને અપાતું મહેનતાણું ) ] પું. આથ લેવાવાળો માણસ; વસવાયો.

**આથી** [સં. અર્થ ( પૈસો )] સ્ત્રી. અમીરી; પૈસાદાર હોવું તે.

**આથીપોથી** ૧. [ સં. અર્થ ( પૈસો ) + પુષ્ ( પોષવું )] સ્ત્રી. આબાદી; સમૃદ્ધિ.

૨. સ્ત્રી. માલમિલકત; આથ; મૂડી; દોલત; પૂંજી.

૩. સ્ત્રી. લક્ષ્મી અને વિદ્યા.

૪. વિ. સ્ત્રી. પૂંજીવાળી; પૈસેટકે અને પોષણે ભરપૂર.

૫. વિ. સ્ત્રી. લૂગડાંલત્તાં અને પૈસોટકો લઈને આવેલી.

**આથે** અ. ( ગ્રામ્ય ) અટકળે; અંદાજે; કલ્પનાથી.

**આથો** ૧. પું. અનાજ કે વસાણાને પાણીમાં પલાળી રાખતાં તેમાં ખટાશ ઉત્પન્ન થઈ ફીણ

આવ્યા જેવી થતી સ્થિતિ; ખમીર; વિપાક; ખટાશનો જોશ આવવો તે.

૧. આથો આવવો-ચડવો = (૧) ખટાશવાળો જોશ આવવો; ખમીર ચડવું. (૨) મીઠું ચડવું; અથાઈ જવું.

૨. આથો નાખવો = લોટને પાણીમાં અડવાળી તેમાં ખટાશનો જોશ આવવા રાખી મૂકવો.

૨. પું. આથવા માટે નાખેલી વસ્તુ.

૩. પું. આથીને બનાવેલી ખાવાની વસ્તુ; સાકર, ઘી જેવી પુષ્ટિકારક ચીજો સાથે બનાવેલી મેળવણી; મુરબ્બો.

આથો કરવો = ઘી, સાકર, મધ વગેરે રસદાર વસ્તુમાં ચીજોનું નાખી રાખવું.

૪. પું. કોહવાઈને ખટાશવાળું થયેલું ખીરું; બોળો; ખમીર.

૫. પું. ઝવેરાતી દાગીનાનો બાકી રહેલ સુરમો વગેરે.

૬. પું. લાહી. કાગળ અને ચામડાં ચોડવામાં વપરાતી ઘઉંના લોટની ખેળ.

**આથોટું** વિ. નક્કી.

એક અણચીતવ્યું આવી મળે, **આથોટું** થાએ ફોક.
રણયજ્ઞ

**આથોરનાન** પું. (જરથોસ્તી) ધર્મગુરુના વર્ગનો માણસ.

**આથ્ય** [સં. અર્થ (પૈસો)] સ્ત્રી. પૂંજી; માલમિલકત; પૈસોટકો.

પણ કૃપા રૂપિણી જોઈએ **આથ્ય.** અખો

**આથ્યુ** સ્ત્રી. પૂંજી; આથ્ય; માલમિલકત.

**આથ્ર** પું. (જરથોસ્તી) આતશ; દેવતા.

**આથ્રવખ્શી** [આથ્ર (અગ્નિ) + વૃક્ષ્ (વધારવું)] પું. (જરથોસ્તી) ધર્મની ક્રિયા કરાવનાર આચાર્યને મદદ કરનાર ધર્મગુરુ. જુઓ આતરવખ્શી.

**આથ્રવન** [આથ્ર (આતશ) + વત્ (વાળું)] પું. (જરથોસ્તી) પવિત્ર અગ્નિ સાચવનાર ધર્મગુરુ.

**આદ** ૧. પું. અદાપ; બળતરા; બળાપો.

૨. સ્ત્રી. કુળની જૂની રીત; પરંપરાગત રિવાજ.

૩. [હિં.] સ્ત્રી. જન્મ; મૂળ; શરૂઆત.

૪. સ્ત્રી. જૂની આરબની એક જાત, જેના તરફ હૂદ પેગંબરને મોકલવામાં આવ્યા હતા.

૫. સ્ત્રી. માયા; બહારની દુનિયા.

૬. [સં. આર્દ્રક] ન. આદુ.

૭. [હિં.] વિ. અર્ધું.

આદ સેર આટા = (૧) અર્ધો શેર લોટ. (૨) ગુજરાન. (૩) દાન માગતા ફકીર અને નોકરીના અરજદાર તરફથી વપરાતો વાક્યખંડ એટલે નાનું વાક્ય.

૮. [સં. આદિ] વિ. મૂળનું; અસલનું; આદ્ય; આદિ.

**આદઅનાદ** અ. અસલથી; મૂળથી.

**આદઅંત** [સં. આદિ (શરૂઆત) + અંત (છેડો)] અ. પહેલેથી છેલ્લે સુધી; અવલથી આખર સુધી; આદ્યંત.

**આદકવિ** [સં. આદિ (પ્રથમનું) + કવિ] પું. (ડિંગળ) સંસ્કૃત ભાષાનો પહેલો કવિ વાલ્મીકિ; આદિ કવિ.

**આદગામાં** ૧. સ્ત્રી. કોળીની એક અટક.

૨. ન. કોળીની એ નામની અટકનું માણસ.

૩. વિ. કોળીની એ નામની અટકનું.

**આદત** ૧. [સં. આદિત્ય] પું. (ગ્રામ્ય) આદિત્ય; સૂર્ય.

જોબનરો ઝગકાટ, માધવ! કરણ્યું કાઢતો,
જોઈ નહિ તેં વાટ, **આદત** ત્યો મુજ આથમી.
લોકોક્તિ

૨. સ્ત્રી. અભ્યાસ; મહાવરો.

૩. [અ. અવદ (ટેવ પડવી)] સ્ત્રી. એકજ કામ વારંવાર કરવાથી પડેલી ટેવ.

૪. સ્ત્રી. તબિયત; પ્રકૃતિ.

૫. સ્ત્રી. સ્વભાવ; ખાસિયત.

**આદતન** [અ.] અ. સ્વભાવથી; ટેવ પડવાથી.

**આદતી** ૧. [અ.] પું. સૃષ્ટિ વિરુદ્ધ કામ કરાવનાર.

૨. વિ. ટેવવાળું.

૩. વિ. હમેશની ટેવ જેવું.

**આદત્ત** ૧. [સં. આદા (મેળવવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. માથે લીધેલું.

૨. વિ. લીધેલ; ગ્રહણ કરેલ.

૩. વિ. શરૂ કરેલું.

**આદત્તગર્વ** [સં. આદત્ત (લીધેલ) + ગર્વ (અભિમાન)] વિ. જેના ગર્વને તોડી નાખવામાં આવ્યો હોય એવું.

**આદત્તગંધ** ૧. [સં. આદત્ત (લીધેલ) + ગંધ (અભિમાન)] વિ. અભિમાન ગાળી નાખવામાં આવ્યો હોય એવું; હાર પામેલું.

૨. [સં. આદત્ત (લીધેલું) + ગંધ (વાસ)] વિ. સૂંઘેલું.

**આદત્તદંડ** [સં. આદત્ત (લીધેલું) + દંડ (એક રાજચિહ્ન)] વિ. રાજદંડ મળેલ હોય એવું; રાજસત્તા ધારણ કરનાર.

**આદત્તલક્ષ્મી** [સં. આદત્ત (લેવાયેલ) + લક્ષ્મી (દોલત)] વિ. જેનાં માલમિલકત લઈ લેવામાં આવ્યાં હોય એવું.

**આદપાઉ** [આદ (અર્ધું) + પાઉ (ચોથો ભાગ)] પું. શેરનો આઠમો ભાગ; પાશેરનું અર્ધ.

**આદપુરુષ** [સં. આદિ (મૂળ) + પુરુષ] પું. વિષ્ણુનો સત્તરમો અવતાર. ખોજા લોકો વિષ્ણુના ૧૭ અવતાર માને છે: (૧) શ્રી અહણ્ણાદ, (૨) અલખ, (૩) નામનીલ, (૪) અનીલ, (૫) સુન, (૬) સાન, (૭) નાન, (૮) ગ્યાન, (૯) નુર, (૧૦) તેજ, (૧૧) જળ, (૧૨) કમળ, (૧૩) અદબુધ, (૧૪) જાગ, (૧૫) તંતવ, (૧૬) પ્રેમતંતવ અને (૧૭) આદપુરુષ.

**આદબટાઈ** [હિં.] સ્ત્રી. આધબટાઈ; નીપજની બે સરખે ભાગે વહેંચણ.

**આદમ** ૧. [અ. આદમ (મૂળ પુરુષ)] પું. બાઈબલની હકીકત પ્રમાણે પહેલો પુરુષ. તેને ઇવ નામે સ્ત્રી હતી, અને બંને મનુષ્ય જાતનાં માબાપ કહેવાયાં. આદમ ઉપરથી ઘણી વસ્તુ અને જગ્યાઓનાં નામ પડ્યાં છે. ગળા ઉપરના નળગોટાને આદમ્સ ઍપલ કહેવાય છે. કમળને મળતા એક ફૂલવાળા છોડને આદમ્સ નીડલ કહે છે. તેનાં પાંદડાં કાપડમાં તાંતણા તરીકે વપરાય છે. હિંદ અને લંકા વચ્ચે ખડક અને રેતીનો સાંકડો રસ્તો આદમનો પૂલ કહેવાય છે. તે સત્તર માઈલ લાંબો છે અને ભરતી વખતે પાણીથી ઢંકાઈ જાય છે. લંકામાં આદમનું પીક નામનું શિખર છે. તેના ઉપર મોટા પગની છાપ દેખાય છે અને એમ મનાય છે કે તેના ઉપર આદમ ઘણાં વર્ષ ઊભો રહ્યો હતો. બીજા એમ માને છે કે તે નિશાની બુદ્ધ ભગવાનની છે.

૨. પું. માણસ; મનુષ્ય; માણસ જાત; આદમની સંતતિ.

૩. [અ. અદીમુલઅર્જ (માટીથી બનેલું) + ઉદમત (રતાશ પડતું ધોળું)] પું. મુસલમાન અને યહૂદીનાં ધર્મપુસ્તકમાં જણાવ્યા પ્રમાણે આ દુનિયામાં પહેલો થયેલો પુરુષ; આદિપુરુષ; સૃષ્ટિમાં સૌથી પહેલાં જન્મેલ પુરુષ. આ શબ્દ "અદીમુલઅર્જ" ને "ઉદમત" એ બે શબ્દો પરથી થયો છે. પહેલાનો અર્થ 'માટીથી બનેલો' ને બીજાનો અર્થ 'ઘઉંવર્ણો' થાય છે. હજરત આદમ માટીથી બનેલા હતા. વળી તેમનો રંગ ઘઉં જેવો હતો.

૧. બાવા આદમ = (૧) આદમ; પ્રથમ મનુષ્ય. (૨) ઘરડો માણસ.

૨. બાવા આદમના વખતમાં = સૃષ્ટિની શરૂઆતમાં; ઘણા જૂના વખતમાં.
૪. પું. રાતી મટોડી.
૫. પું. વૃદ્ધ માણસ.

**આદમ કાકાના સોયદોરા** પું. એક જાતનો કુંવાર જેવો છોડ. જુઓ આદમસોય.

**આદમખેલ** ૧. ન. એ નામની પઠાણ લોકોની જાતનું માણસ.
૨. વિ. હિંદની સરહદ ઉપર પેશાવર અને કોહાટની વચ્ચે રહેતા આફ્રિદી તાયફાવાળાની જાતનું.

**આદમખોર** ૧. [ અ. આદમ ( માણસ ) + ખોર ( ખાનાર ) ] ન. ધોરખોદા જેવું એક જાનવર. તે માણસને ખાઈ જતું હોવાથી આદમખોર કહેવાય છે.
૨. ન. મનુષ્યનું ભક્ષણ કરનાર માણસ.
૩. વિ. માણસનું માંસ ખાનાર; મનુષ્યાહારી; માણસખાઉ; પુરુષાદ; ક્રવ્યાદ; નરભક્ષક.

**આદમગર** [ ફા. ] વિ. બીજાનું ભલું કરનાર.

**આદમગરી** [ ફા. ] સ્ત્રી. પરોપકાર.

**આદમચશ્મ** [ અ. આદમ ( માણસ ) + ફા. ચશ્મ ( આંખ ) ] પું. માણસના જેવી આંખવાળો ઘોડો. આવો ઘોડો બહુ લુચ્ચો મનાય છે.

**આદમજાત** [ આદમ ( માણસ ) + જાત ( જાતિ ) ] સ્ત્રી. માણસજાત; મનુષ્યજાતિ; માનવ.

**આદમજાદ** ૧. [ અ. આદમ ( પ્રથમ પુરુષ ) + ફા. ઝાદ ( પેદા ) ] ન. આદમનું બાળક.
૨. ન. માણસનું સંતાન.
૩. વિ. આદમના વંશનું.

**આદમજીનો કોરડો** ( આદમજીનો કોરડો ) પું. કૂંડાળામાં બેસીને રમાતી એ નામની એક રમત; દમગોટીલો. જુઓ અડિયુંદડિયું. આ રમતમાં દાવ દેનાર હાથમાં ગોટીલો લઈ કૂંડાળામાં બેઠેલ છોકરાંની પાછળ 'આદમજીકા કોરડા, ઊંચે જુએ ઉસકા લાલ બરડા' એમ બોલતાં બોલતાં ગોળ ચક્કર ફરે છે.

**આદમઝાદ** ( આદમઝાદ ) ૧. [ અ. આદમ ( આદિ પુરુષ ) + ઝાદ ( જન્મેલું ) ] પું. આદમનું બાળક. જુઓ આદમજાદ.
૨. પું. માણસજાત.

**આદમઝાદા** ( આદમઝાદા ) ૧. [ અ. આદમ ( પ્રથમ પુરુષ ) + ઝાદા ( જન્મેલ ) ] પું. પુરુષ.
૨. વિ. આદમના વંશનું.

**આદમરફુદન** [ અ. આદમ ( માણસ ) + રફુદન ( નાસી જવું ) ] ન. મનુષ્યહરણ; માણસને નસાડી જવું તે.

**આદમસોય** ન. જાડા, લીસા, રેસાવાળો, અણીદાર અને કાંટાળાં પાનનો કુંવાર જેવો છોડ. ચોમાસામાં થતાં તેનાં મોટાં ધોળાં ફૂલ ટેબલ શણગારવાના કામમાં આવે છે.

**આદમિયત** ૧. [ અ. આદમ ( માણસ ) + અત ( પણું ) ] સ્ત્રી. માણસાઈ; મનુષ્યત્વ; ઇનસાનિયત; માણસને છાજે એવું વર્તન.
૨. સ્ત્રી. લાગણી.
૩. સ્ત્રી. સમજશક્તિ.
૧. આદમિયત છોડી જવી = (૧) જંગલી થવું. (૨) રીતભાત ભૂલી જવી. (૩) સુધીમાં ન હોવું. (૪) સ્વભાવ ખોઈ બેસવો.
૨. આદમિયત કરવી = વિવેકથી વર્તવું.
૩. આદમિયત પકડવી-શીખવી = (૧) ભાનમાં આવવું. (૨) સભ્ય થવું; સભ્યતા શીખવી. (૩) સુધરેલા થવું.
૪. આદમિયત શીખડાવવી-આદમિયતમાં લાવવું = (૧) સારી રીતભાતવાળું બનાવવું; સુધારવું. (૨) સુધીમાં લાવવું.
૪. સ્ત્રી. સારી રીતભાત; સભ્યતા; વિવેક; આદરમાન.
૫. સ્ત્રી. સુજનતા; ભલમનસાઈ; ખાનદાની; બુનિયાદી; અશરાફી.

**આદમી** ૧. પું. ડાહ્યો માણસ.
૨. પું. નોકર; ચાકર.
૩. પું. પતિ; ધણી.
૪. પું. પરાક્રમી પુરુષ.
૫. પું. પુખ્ત ઉંમરનો માણસ.
૧. આદમી થવું = (૧) ગાંડપણ અથવા મસ્તીમાંથી સારા થવું. (૨) પુખ્ત ઉંમરનું થવું. (૩) સભ્યતા શીખવી.
૨. આદમી પીછે = (૧) માણસ દીઠ. (૨) વ્યક્તિગત.
૩. આદમી બનાવવું = સુધારવું; કેળવવું.
૪. કાલા આદમી = કાળો માણસ; સીદી.
૬. પું. પુરુષ; નર.
૭. પું. પ્રમાણિક માણસ.
૮. પું. બુદ્ધિશાળી માણસ.
૯. [ અ. ] પું. માણસ; મનુષ્ય; માનવી; આદમનો વંશજ. તેને મળતો સંસ્કૃતમાં આદિમ, અંગ્રેજીમાં ઍડમ અને અરબી, ફારસી અને ઉર્દૂમાં આદમ શબ્દ છે.
આદમી બનવું = સભ્યતા શીખવી; સારો આચાર શીખવો.
૧૦. પું. માણસજાત.
૧૧. ન. પુરુષ અને સ્ત્રી.

**આદમીઅત** [ અ. આદમ ( માણસ ) + અત ( પણું ) ] સ્ત્રી. માણસાઈ. જુઓ આદમિયત.

**આદમીઝાદ** ( આદમીઝાદ ) [ અ. આદમ ( પ્રથમ પુરુષ ) + ઝાદ ( જન્મેલું ) ] ન. આદમનું બાળક. જુઓ આદમજાદ.

**આદમુરજઆનદ્ધ** ન. ( ડિંગળ ) ચામડાથી મઢેલું વાજું.

**આદમ્સ બ્રિજ** [ અં. ] પું. રામનો સેતુ; મનારના અખાતની ઉત્તરે આવેલો દરિયા વચ્ચેનો એક સાંકડો પુલ જેવો રસ્તો.

**આદર** ૧. પું. અન્ન.
૨. [ સં. ] પું. આરંભ; શરૂઆત.
૧. આદર કરવો = શરૂઆત કરવી.
૨. આદરે આવવું = શરૂ કરવું; માંડવું.
૩. પું. ઇચ્છા; આતુરતા; ઉત્સુકપણું.
૪. પું. ( કાવ્ય ) એ નામનો એક અલંકાર. વધારે સારી વસ્તુ મળશે એવી આશા રાખીને પોતાની પાસેની ચીજ છોડી દેવી પણ એવી સારી વસ્તુ નહિ મળતાં મૂળને માનપૂર્વક સ્વીકારી લેવી તેને આદર અલંકાર કહે છે.
૫. પું. ( જરથોસ્તી ) એ નામનો એક ફિરસ્તો. એ અગ્નિનો અધિષ્ઠાતા મનાય છે.
૬. પું. જરથોસ્તી માસનો નવમો દિવસ.
૭. પું. પારસીઓના બાર મહિનામાંનો એ નામનો નવમો મહિનો.
૮. પું. પ્રેમ; વહાલ; હેત; આસક્તિ; ભાવના; પ્રીતિ.
૯. પું. મહેનત; પ્રયત્ન; શ્રમ.
અલ્પ આદરે જે આવે હાથ. અખો
૧૦. [ સં. આદ્ર ( માન આપવું ) ] પું. માન; આબરૂ; ઇજ્જત.
૧૧. પું. માનની લાગણી; પૂજ્યભાવ.
૧૨. પું. વિનતિ; અરજ.
૧૩. પું. વિવેક; તેડવા, બોલાવવા અથવા કંઈ પણ વસ્તુ લેવાની સારી રીત.
૧૪. પું. સત્કાર; આવકાર; સન્માન.
૧. આદર કરવો = સત્કાર કરવો.
૨. આદર દેવો = (૧) આવકાર આપવો. (૨) માન આપવું.
૩. આદરથી લેવું = માનથી સ્વીકારવું.
૧૫. પું. સંભાળ; દરકાર; કાળજી.
૧૬. પું. સારી ચીજ મેળવવાની ઇચ્છા.

**આદરખોર્દાદ** પું. ( જરથોસ્તી ) એ નામનો એક આતશ. તે આફત અને દુઃખને દફે કરનાર અને નેક ધંધાદારીઓનો મદદગાર

બનાય છે. તેના ઉપર પાણી પડે તો તે બુઝાતો નથી, પણ જેમ સાધારણ આતશમાં ઘી કે તેલ પડવાથી ભડકો લઈ ઊઠે તેમ તેના ઉપર પાણી પડવાથી તે વધારે પ્રકાશ આપે.

**આદરગાન** પું. ( જરથોસ્તી ) અગ્નિના ઉપરી દેવ આદરના માનમાં નવમા મહિનાના નવમા દિવસના રોજ ઊજવવામાં આવતો એ નામનો એક પારસી તહેવાર. આ દિવસે આતશબહેરામમાં જઈ અગ્નિના અધિષ્ઠાતા દેવ આદરની બંદગી કરવામાં આવે છે.

**આદરણી** ૧. [ સં. આદ ( માન આપવું ) ] સ્ત્રી. માનની નિશાની.
૨. સ્ત્રી. વેવિશાળ થયા પછી કન્યાને સાસરિયાં તરફથી લૂગડાં ઘરેણાં વગેરેની આપવામાં આવતી ભેટ; વસંત; સમુરતું.
૩. સ્ત્રી. સગપણ; વેવિશાળ; સગાઈ.

**આદરણીય** ૧. વિ. ઇચ્છવા જેવું.
૨. [ સં. આદ ( માન આપવું ) + અનીય ( જેવું ) ] વિ. માન આપવા લાયક; પૂજ્ય.
૩. વિ. વખાણવા જેવું; સ્તુત્ય; પ્રશંસનીય.
૪. વિ. સ્વીકારવા જેવું.

**આદરપાત્ર** [ સં. આદર ( માન ) + પાત્ર ( લાયક ) ] વિ. માનને લાયક; માન આપવા જેવું.

**આદરપૂર્ણ** [ સં. આદર ( માન ) + પૂર્ણ ( ભરેલ ) ] વિ. માનભર્યું.

**આદરબાદ મારેસ્પંદ** પું. ( જરથોસ્તી ) સાસાની વંશના ત્રીજા પાદશાહ હોરમઝ્દ પહેલાના વખતમાં થયેલ એ નામનો એક પ્રસિદ્ધ દસ્તૂર. તેણે ઘણા ધાર્મિક ગ્રંથો અને બંદગીઓ રચ્યાનું કહેવાય છે.

**આદરબુદ્ધિ** ૧. [ સં. આદર ( માન ) + બુદ્ધિ ( વિચાર ) ] સ્ત્રી. પૂજ્યભાવ; સદ્ભાવ; સન્માન આપવાની વૃત્તિ.
૨. સ્ત્રી. ભાવ; પ્રીતિ.

**આદરભાવ** ૧. [સં. આદર ( માન ) + ભાવ (લાગણી)] પું. પૂજ્યભાવ; માનની લાગણી; માનબુદ્ધિ.
૨. પું. પ્રેમભાવ; સ્નેહની લાગણી.
૩. પું. વિવેક; સભ્યતા.
૪. પું. સત્કાર; સન્માન; આગતાસ્વાગતા; સરભરા.

**આદરભેર** [ સં. આદર ( માન ) + ભર ( ભરપૂર ) ] અ. માન સાથે; આવકાર સહિત.

**આદરમાન** ૧. [ સં. આદર ( આવકાર ) + માન ] ન. આદરસત્કાર; માનપૂર્ણ આવકાર; સરભરા.

મ ભૂલ **આદરમાન** ક્યાંય કાઠિયાવાડમાં;
મોંઘાં થયાં મસાણ, મોટાના મેમાનથી.
વિહારી

૨. ન. ભક્તિ; પૂજા; ઉપાસના; સેવા.
૩. ન. વહાલ; હેત; પ્રેમ.

**આદરયુક્ત** ૧. [ સં. આદર ( વિવેક ) + યુક્ત ( વાળું ) ] વિ. અદબવાળું; મર્યાદાશીલ.
૨. [ સં. આદર ( માન ) + યુક્ત ( વાળું ) ] અ. માન સહિત.

**આદરયોગ્ય** [ સં. આદર ( માન ) + યોગ્ય ( લાયક ) ] વિ. સત્કારવા લાયક; માન આપવા જેવું.

**આદરવાચક** ૧. [ સં. આદર ( માન ) + વાચક ( બતાવનાર ) ] વિ. માન બતાવનાર.
૨. વિ. ( વ્યાકરણ ) સર્વનામનો એક પ્રકાર; માન બતાવવા વપરાતું. જેમકે, 'તમે' ને બદલે 'આપ' વપરાય છે.

**આદરવાત** ૧. [ સં. આદર ( ઇચ્છા ) + વાર્તા ( વાત ) ] સ્ત્રી. મનોરંજક વાત; ખુશ કરનારી બાબત.
૨. [ સં. આદર ( માન ) + વાર્તા ( વાત ) ] સ્ત્રી. માન ઉપજાવે એવી વાત; આદરયુક્ત વાત.

**આદરવું** ૧. [ સં. આદર ( શરૂઆત ) ] સ. ક્રિ. આરંભવું; શરૂ કરવું; પ્રારંભ કરવો.

આદર્યું અધૂરું રહે ને હરિ કરે સો હોય = માણસ ધારે કાંઈ અને થાય કાંઈ.

૨. [ સં. આદ ( માન આપવું ) ] સ. ક્રિ. આવકાર આપવો; સત્કારવું; માન આપવું.
૩. સ. ક્રિ. ખંતથી કામે લાગવું.
૪. સ. ક્રિ. પ્યાર કરવો; સંવનન કરવું.
૫. સ. ક્રિ. માથે લેવું; નિશ્ચય કરવો.
૬. સ. ક્રિ. સ્વીકારવું; કબૂલ કરવું.

**આદરવૃત્તિ** [ સં. આદર ( માન ) + વૃત્તિ ( મનનું વલણ ) ] સ્ત્રી. માનની લાગણી.

**આદરશક્તિ** [ સં. આદર ( માન ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. માનબુદ્ધિ.

**આદરશીલ** ૧. [ સં. આદર ( ઇચ્છા ) + શીલ ( સ્વભાવ ) ] વિ. ઇચ્છાવાળું; ઉત્સુક.
૨. [ સં. આદર ( માન ) + શીલ ( સ્વભાવ ) ] વિ. સભ્ય; અદબ ભરેલું.

**આદરશીલતા** [ સં. આદર ( માન ) + શીલ ( સ્વભાવ ) + તા ( પણું ) ] સ્ત્રી. સભ્યતા; વિવેક; વિનય.

**આદરસ** [ સં. આદર્શ ] પું. ( ડિંગળ ) કાચ; અરીસો.

**આદરસત્કાર** [ સં. આદર ( માન ) + સત્કાર ( આવકાર ) ] પું. માનથી કરેલો સત્કાર; આગતાસ્વાગતા; ભાવભરી પરોણાગત; આતિથ્ય.

**આદરા** [ સં. આર્દ્રા ] સ્ત્રી. ( હિંદી ) ચોમાસાની શરૂઆત.

**આદરાતિથ્ય** [ સં. આદર ( સત્કાર ) + આતિથ્ય ( મહેમાનગત ) ] ન. પરોણાચાકરી; આગતાસ્વાગતા.

**આદરાવું** ૧. [ સં. આદર ( શરૂઆત ) ] અ. ક્રિ. આરંભ થવો; શરૂ થવું.
૨. અ. ક્રિ. પ્રેમ કરાવો; સંવનન કરવામાં આવવું.
૩. અ. ક્રિ. માથે લેવામાં આવવું; નિશ્ચય થવો.
૪. અ. ક્રિ. સગાઈ થવી; ભવિષ્યના વરવહુ તરીકે જાહેર થવું.

**આદરો** પું. પોષણ વિનાનો ખોરાક ખાવાથી થતો એક જાતનો રોગ. તેમાં સુસ્તી અને હાલવાચાલવાની અશક્તિ ઉપરાંત જીભ, પગ, કમ્મર વગેરે ઉપર સોજા થઈ આવે છે.

**આદરોજા** ૧. સ્ત્રી. કણબીની એક અટક.
૨. ન. કણબીની એ નામની અટકનું માણસ.
૩. વિ. કણબીની એ નામની અટકનું.

**આદર્ય** [ સં. આદ ( માન આપવું ) + ય ( જેવું ) ] વિ. માન આપવા લાયક; સત્કારવા જેવું; આદરણીય.

**આદર્શ** ૧. [ સં. આ ( મર્યાદા બતાવનાર ઉપસર્ગ ) + દશ્ ( જોવું ) ] પું. અરીસો; આયનો; દર્પણ; ચાટલું; મુકુર; મકુર.

પીઠ દઈ પ્રમદા રહી, કાંઈ નહિ મુખથી કહ્યું,
કરકંકણ **આદર્શ**માં, નેહે હરિમુખ નિરખીયું.
કાવ્યશાસ્ત્ર

૨. પું. એ નામનો એક દેશ.
૩. પું. ટીકા; ભાષ્ય; વિવેચન; વ્યાખ્યા.
૪. પું. દાખલો; દૃષ્ટાંત.
૫. પું. દેશની સીમા.
૬. પું. ધ્યેય; લક્ષ્ય; હેતુ; નેમ.
૭. પું. નમૂનો; નમૂનેદાર વસ્તુ; જેના ઉપરથી નકલ કરવાની હોય એવો અસલ નમૂનો; જેનાં રૂપ ગુણ વગેરેનું અનુકરણ કરવામાં આવે તે.
૮. પું. પડછાયો; પ્રતિબિંબ.

પ્રતિબિંબ **આદર્શ** અને મુકર મુકરમાં લેત,
નેત્રમાંહિ પતિઆંઈને નીરખી નાંખી દેત.
પિંગળલઘુકોષ

૯. પું. પુસ્તકની નકલ.
૧૦. પું. પ્રમાણ; ધોરણ.
૧૧. પું. સૌથી ઊંચી નેમ; સર્વોત્કૃષ્ટ ભાવના; ઉચ્ચગ્રાહ.

૧૨. પું. હસ્તલેખ.
૧૩. વિ. નમૂનેદાર; ધ્યેયરૂપ.
૧૪. વિ. સ્વાભાવિક; જોઈએ તેટલું; 'નૉર્મલ'.

**આદર્શઉષ્ણતા** [ સં. આદર્શ ( સ્વાભાવિક ) + ઉષ્ણતા ( ગરમી ) ] સ્ત્રી. સ્વાભાવિક ગરમી; જોઈએ તેટલી ગરમી; 'નૉર્મલ ટેમ્પરેચર'.

**આદર્શક** ૧. [ સં. આદર્શ ( આયનો ) + ક ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] પું. અરીસો.
૨. [ સં. આદર્શ ( દેશની સીમા ) + ક ( લગતું ) ] વિ. દેશની અમુક સીમામાં થનાર કે હોનાર.

**આદર્શઘેલડું** ( આદર્શઘેલડું ) [ સં. આદર્શ ( ઊંચી નેમ ) + ઘેલડું ( ગાંડું ) ] વિ. ઊંચી જાતના હેતુ પાછળ ગાંડું બનેલ.

**આદર્શજીવી** [ સં. આદર્શ (નમૂનો) + જીવિન્ ( જીવનાર ) ] વિ. નમૂનેદાર જીવન ગુજારનાર.

**આદર્શદબાણ** [ આદર્શ ( સ્વાભાવિક ) + દબાણ ( ભાર ) ] ન. સ્વાભાવિક દબાણ; 'નૉર્મલ પ્રેશર'.

**આદર્શદર્શન** [ સં. આદર્શ ( ઊંચી ભાવના ) + દર્શન ( દેખાવ ) ] ન. નમૂનેદાર લાગણીવાળું દર્શન; વસ્તુઓને શ્રેષ્ઠ રૂપે જોવી તે; 'આઇડીઅલિઝમ'.

**આદર્શદર્શી** [ સં. આદર્શ ( નેમ ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. હેતુને જોનારું; 'આઇડીઅલિસ્ટ'.

**આદર્શદષ્ટિ** [ સં. આદર્શ ( નમૂનો ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. નમૂના ઉપર નજર રાખવાનું વલણ.

**આદર્શન** ૧. [ સં. આદશ્ ( જોવું ) + અન ( પણું ) ] ન. અરીસો; દર્પણ.
૨. ન. બતાવવાપણું; દેખાડવું તે.

**આદર્શપટ** [ સં. આદર્શ ( નેમ ) + પટ ( પડદો ) ] ન. કલ્પનામાં રહેલું ચિત્ર.

**આદર્શપરાવર્તનશાસ્ત્ર** [ સં. આદર્શ ( અરીસો ) + પરાવર્તન ( પાછું ફરવાપણું ) + શાસ્ત્ર ] ન. અરીસા ઉપર પડતા તેજનાં કિરણ પાછાં ફરે તે સંબંધી વિગતવાર ચર્ચા કરતું શાસ્ત્ર; તેજપરાવર્તનશાસ્ત્ર.

**આદર્શપુરુષ** [ સં. આદર્શ ( નમૂનેદાર ) + પુરુષ ( આત્મા ) ] પું. પુરુષોત્તમ. ભગવદ્ગીતાએ આદર્શપુરુષનાં લક્ષણોનો ચિતાર જુદાં જુદાં નામ તળે, જુદે જુદે ઠેકાણે આપી દીધો છે. સ્થિતપ્રજ્ઞ, ગુણાતીત, ભક્ત, પંડિત, બુધ, સંન્યાસી, યોગી અને જ્ઞાની એ બધાનાં ચિત્રો એક જ આદર્શપુરુષને સ્પર્શે છે. × × × એ બધા ગુણ ભેગા કરી ગીતાના આદર્શપુરુષ અથવા પુરુષોત્તમનું એક ઉત્તમ ચિત્ર આલેખી શકાય.

**આદર્શપુસ્તક** [ સં. આદર્શ ( નમૂનેદાર ) + પુસ્તક ( ચોપડી ) ] ન. નમૂનેદાર ચોપડી; સૌથી સારો ગ્રંથ.

**આદર્શપૂર્ણ** [ સં. આદર્શ ( ઉમદા લાગણી ) + પૂર્ણ ( ભરપૂર ) ] વિ. ઉત્તમ લાગણીવાળું.

**આદર્શપ્રદેશ** [ સં. આદર્શ ( સૌથી સારી લાગણી ) + પ્રદેશ ( જગા ) ] પું. નમૂનેદાર ઠેકાણું.

**આદર્શભૂત** [ સં. આદર્શ ( નમૂનો ) + ભૂત ( વાળું ) ] વિ. નમૂનેદાર; દાખલે પડતું; અનુકરણીય.

**આદર્શભ્રષ્ટ** ૧. [ સં. આદર્શ ( નેમ ) + ભ્રષ્ટ ( પડેલું ) ] વિ. જે હેતુથી કામ શરૂ કર્યું હોય તે હેતુનો નાશ થયો હોય એવું.
૨. [ સં. આદર્શ ( સારી ભાવના ) + ભ્રષ્ટ ( પડેલું ) ] વિ. દુરાચારી; બદમાશ.

**આદર્શમય** [ સં. આદર્શ ( સૌથી સારું ) + મય ( ભરેલું ) ] વિ. સારી લાગણીઓથી ભરેલું.

**આદર્શમંડલ** ૧. પું. એક જાતનો સાપ. તેના શરીર ઉપર ગોળ ચાઠાં હોય છે.
૨. [ સં. આદર્શ ( અરીસો ) + મંડલ ( ગોળ ) ] ન. ગોળ અરીસો.
૩. [ સં. આદર્શ ( અરીસો ) + મંડલ ( સપાટી ) ] ન. ચાટલાની સપાટી.

**આદર્શમંદિર** [ સં. આદર્શ ( આયનો ) + મંદિર ( ઘર ) ] ન. કાચનું મકાન; આયના મહલ.

**આદર્શરૂપ** [ સં. આદર્શ ( નમૂનો ) + રૂપ ( જેવું ) ] વિ. ધડો લેવા જેવું; નમૂનેદાર.

**આદર્શરૂપ ઉપયુક્તતાવાદ** [ સં. આદર્શરૂપ ( નમૂનેદાર ) + ઉપયુક્ત ( ઉપયોગી ) + તા ( પણું ) + વાદ ( મત ) ] પું. સમાજમાં ઘણાંઓને સૌથી વધારે સુખ મળે એવી રીતે દુનિયાનો બધો વ્યવહાર આદર્શ રીતે ચાલે તો સારું એવો મત; આદર્શરૂપ જનસુખવાદ; આદર્શરૂપ પરહિતવાદ; 'આઇડીઅલ યુટિલિટેરિયનિઝમ'.

જે નીતિની વિચારપદ્ધતિ આદર્શ શ્રેયને સાધવાના વલણથી કર્મોની નીતિમત્તા નક્કી કરવા પ્રયત્ન કરે છે તેને **આદર્શરૂપ ઉપયુક્તતાવાદ** કહી શકાય. અતિસુખશંકર

**આદર્શરૂપ જનસુખવાદ** [ સં. આદર્શરૂપ ( નમૂનેદાર ) + જન ( લોકો ) + સુખ + વાદ ( મત ) ] પું. એક મત. જુઓ આદર્શરૂપ ઉપયુક્તતાવાદ.

**આદર્શરૂપ પરહિતવાદ** [ સં. આદર્શરૂપ ( નમૂનેદાર ) + પર ( પારકું ) + હિત ( ભલું ) + વાદ ( મત ) ] પું. પારકાનું સુખ સધાય એવી નમૂનેદાર રીતે જગતવહેવાર ચાલે તો ઠીક એવો મત; આદર્શરૂપ ઉપયુક્તતાવાદ.

**આદર્શલિપિ** સ્ત્રી. અઢાર લિપિમાંની એ નામની એક. અઢાર લિપિ: (૧) બ્રાહ્મી, (૨) યવનાલિકા, (૩) દોષોરિકા અથવા દોષા, (૪) ખરોષ્ટ્રિકા, (૫) ખરશાવિકા, (૬) પ્રભારાતિકા, (૭) ઉચ્ચત્વરિકા, (૮) અક્ષરપૃષ્ટિકા, (૯) ભોગવતિકા, (૧૦) વેનતિકા, (૧૧) નિહ્નવિકા અથવા નૈહ્નવિકી, (૧૨) અંકલિપિ, (૧૩) ગણિતલિપિ, (૧૪) ગંધર્વલિપિ, (૧૫) આદર્શલિપિ, (૧૬) માહેશ્વરીલિપિ, (૧૭) દામલિપિ, (૧૮) બોલિંદિલિપિ.

**આદર્શવાદ** [ સં. આદર્શ ( નેમ ) + વાદ ( મત ) ] પું. સૌથી સારી બાબતનું જ પરિપાલન કરવું જોઈએ એવો મત; ધ્યેયવાદ; ઊંચી જાતની ભાવનાને વળગી રહેવું એવો મત; 'આઇડીઅલિઝમ'.

**આદર્શવાદી** ૧. [ સં. આદર્શ ( નેમ ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] પું. ઊંચી જાતના વિચારોમાં માનનાર પુરુષ.
૨. વિ. સૌથી સારી લાગણીઓમાં માનનાર; ભાવનાવાદી.

**આદર્શવાન** [ સં. આદર્શ ( સારી ભાવના ) + વત્ ( વાળું ) ] વિ. ઊંચી ભાવના સેવનાર.

**આદર્શવિવેચકશાસ્ત્ર** [ સં. આદર્શ ( ઉચ્ચ ભાવના ) + વિવેચક ( વર્ણન કરનાર ) + શાસ્ત્ર ] ન. આપણા નમૂનેદાર વિચારો કેવા હોવા જોઈએ તેનું વર્ણન કરતું શાસ્ત્ર; ઔચિત્યવિજ્ઞાનશાસ્ત્ર; 'નૉર્મેટિવ સાયન્સ'.

**આદર્શશક્યતા** [ સં. આદર્શ ( નમૂનો ) + શક્ય ( બની શકે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. સૌથી વધારે સંભવ.

**આદર્શસિદ્ધિ** [ સં. આદર્શ ( નેમ ) + સિદ્ધિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. હેતુની પ્રાપ્તિ.

**આદર્શાનુસાર** [ સં. આદર્શ ( નેમ ) + અનુસાર ( પ્રમાણે ) ] અ. હેતુ પ્રમાણે.

**આદર્શાવલિ** પું. આરાવલિ પર્વતનું અસલ નામ.

**આદર્શી** [ સં. આદર્શ ( નેમ ) + ઇન્ ( વાળું ) ] વિ. હેતુને જોનારું.

**આદવાણી** [ આદિ ( શરૂઆતનું ) + વાણી ( બોલી ) ] સ્ત્રી. મૂળ વચન; શાસ્ત્રનાં વચન.

સ્તુતિ ઉઠી માહરી **આદવાણી**. નરસિંહ

**આદવેર** ૧. [ સં. આદિ ( અગાઉનું ) + વૈર ( દુશ્મનાવટ ) ] પું. પહેલાંથી અણબનાવ હોવો તે; જૂની શત્રુતા; મૂળનું વેર; જન્મવેર; લાંબા વખતની દુશ્મનાવટ.

૨. ન. હાડવેર; પાકી દુશ્મનાવટ.

**આદશ્યંતી** સ્ત્રી. ( પુરાણ ) પારાશર ઋષિની મા.

**આદહન** ૧. [ સં. આ ( ઓછું ) + દહ્ ( બળવું ) + અન ( પણું ) ] ન. ઈર્ષા; જલન.

૨. ન. દાહ; બાળવું તે.

૩. ન. નિંદા કરવાપણું.

૪. ન. શ્મશાન; ચિતાભૂમિ; મડદાં બાળવાની જગ્યા.

૫. ન. હિંસા.

**આદંશ** ૧. [ સં. આદંશ્ ( કરડવું ) ] પું. કરડવાપણું; દંશ.

૨. પું. દાંત.

૩. ન. ડંખ લાગ્યો હોય તે જગ્યા; દંશસ્થાન.

**આદા** ૧. [ અ. આદ્દા ] પું. આવક; ઉત્પન્ન.

૨. સ્ત્રી. ભરપાઈ; સંપૂર્ણ પતાવટ.

૩. [ હિં. ] ન. આદુ.

**આદાઈ** સ્ત્રી. ભરણું; ભરપાઈ કરવું તે.

**આદાતવ્ય** ૧. ન. લેવાપણું.

૨. [ સં. આદા ( લેવું ) + તવ્ય ( જેવું ) ] વિ. લેવા જેવું.

**આદાતા** ૧. પું. ફરયાદાર.

૨. [ સં. આદાતૃ ( લેનાર ) ] પું. વસૂલદાર.

૩. વિ. ગ્રહણ કરનાર; લેનાર.

**આદાદ** [ અ. અદદ ( સંખ્યા )નું બ. વ. ] પું. સંખ્યાઓ.

૧. આદાદે મુતબાઈન = અવિભાજ્ય એટલે શેષ વિના ભગાય નહિ એવી સંખ્યા. જેમકે, ૩, ૫, ૭, ૧૧.

૨. આદાદે મુતવાફિક = સંયુક્ત સંખ્યા; જેને એક સિવાયની કોઈ રકમથી શેષ વધ્યા વગર ભાગી શકાય એવી રકમ; 'કૉમ્પોઝિટ નંબર'. જેમકે, ૬. તેને ૨ અને ૩ થી શેષ ન વધે એમ ભાગી શકાય છે.

**આદાન** ૧. [ સં. આદા ( મેળવવું ) ] ન. કમાણી.

૨. ન. ઘોડાનો એક શણગાર.

૩. [ સં. આદા ( લેવું ) ] ન. પકડવાપણું.

૪. ન. બાંધવાની ક્રિયા.

૫. ન. રોગનું નિદાન; વ્યાધિ પારખવો તે.

૬. ન. લેવું તે; ગ્રહણ; સ્વીકાર; અંગીકાર.

> જે હતુ અપાય વિશ્લેષુ હુઈ જે હતુ ભય હુઈ, જે હતુ આદાન-ગ્રહણ હુઈ તં કારક અપાદાનુ. — ષડ્કારક ( સં. ૧૪૮૫ )

૭. ન. વસૂલાત.

**આદાનકાલ** પું. ઉત્તરાયણ; ૭ માસ સુધી સૂર્ય વિષુવવૃત્તની ઉત્તરમાં હોય તે કાળ.

**આદાનધન** [ સં. આદાન ( અંગીકાર ) + ધન ( નાણું ) ] ન. જેટલા પૈસા માટે વસ્તુ ગીરો મૂકવામાં આવી હોય તે રકમ.

**આદાનનિક્ષેપ** [ સં. આદાન ( લેવાપણું ) + નિક્ષેપ ( મૂકવું તે ) ] પું. ( જૈન ) વસ્તુ લેવા મૂકવાની ક્રિયા.

> પ્રત્યવેક્ષણ અને પ્રમાર્જન કર્યા વિના જ લાકડી, બાજોઠ વગેરે ચીજો લેવી અને મૂકવી તે અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિતમાં આદાનનિક્ષેપ. — તત્ત્વાર્થસૂત્ર

**આદાનનિક્ષેપણ** [ સં. આદાન ( લેવું તે ) + નિક્ષેપણ ( મૂકવું તે ) ] ન. લેવું મૂકવું તે.

**આદાનનિક્ષેપસમિતિ** [સં. આદાન (લેવું તે) + નિક્ષેપ ( મૂકવું તે ) + સમિતિ ( સંભાળથી ક્રિયા કરવાપણું ) ] સ્ત્રી. ( જૈન ) વસ્તુ લેવા કે મૂકવામાં સંભાળ રાખવાપણું.

**આદાનનિદાન** [ સં. આદાન ( લેવું તે ) + નિદાન ( રોગની ઓળખ ) ] ન. રોગનું કારણ શોધી કાઢવાની વિદ્યા; રોગચિકિત્સા.

**આદાનપરિઘ** [ સં. આદાન ( પકડવાપણું ) + પરિઘ ( ભોગળ ) ] પું. બારણાં બંધ કરવાની ભોગળ; આગળો.

**આદાનપ્રદાન** [ સં. આદાન ( લેવાપણું ) + પ્રદાન ( દેવાપણું ) ] ન. આપલે; લેવડદેવડ; લેણદેણ; વ્યવહાર.

**આદાનભાંડમાત્રનિક્ષેપણસમિતિ** [ સં. આદાન ( લેવું તે ) + ભાંડ ( માટીનાં ઠામ ) + અમત્ર ( વાસણ ) + નિક્ષેપણ ( મૂકવું તે ) + સમિતિ ( સંભાળપૂર્વક કરવાની ક્રિયા ) ] સ્ત્રી. (જૈન) કપડાં વાસણ વગેરે ચીજો સંભાળપૂર્વક લેવાં મૂકવાં તે.

**આદાનરહિત** [ સં. આદાન ( લેવું તે ) + રહિત ( વગરનું ) ] વિ. દાન ન લેનારું.

> જે અકિંચન અને આદાનરહિત હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. — સુત્તનિપાત

**આદાનવિરહિત** [ સં. આદાન ( લેવું તે ) + વિરહિત ( વગરનું ) ] વિ. ધર્માદો નહિ લેનાર.

> જે સંપત્તિવિરહિત અને આદાનવિરહિત હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. — સુત્તનિપાત

**આદાની** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; હસ્તિઘોષા.

**આદાનીય** [ સં. આદા ( લેવું ) + અનીય ( જેવું ) ] વિ. લેવા જેવું; ગ્રાહ્ય.

**આદાપાક** ૧. [ સં. આર્દ્રક ( આદુ ) + પચ્ ( રાંધવું ) ] પું. આદુની મેળવણીવાળો પાક.

૨. પું. માર; શિક્ષા; મેથીપાક.

૧. આદાપાક આપવો-દેવો = સખ્ત માર મારવો.

૨. આદાપાક ખવરાવવો = (૧) આદુ નાખી કરેલ પાક ખાવા આપવો. (૨) માર મરાવવો.

૩. આદાપાક ખાવો = (૧) આદુ નાખી બનાવેલો પાક ખાવો. (૨) સખ્ત માર ખાવો.

**આદાબ** ૧. [ અ. અદબ (વિનય)નું બહુવચન ] પું. નમસ્કાર; વંદન; સલામ; પ્રણામ.

૧. આદાબ-અર્જ = મળવા વખતે સલામ કરતાં બોલવામાં આવતો શબ્દ.

૨. આદાબ કરવી-બજાવવી = (૧) રજા લેવી. (૨) સલામ કરવી. (૩) હાર કબૂલ કરવી.

૩. આદાબ-બંદગી = નમસ્કાર કરીને થતી અરજ.

૪. આદાબે શુકર્યા = આભાર માનવો તે.

૫. આદાબો ઇલ્કાબ = ખિતાબ.

૨. પું. નિયમ; કાયદો.

૩. પું. પૂજ્યભાવ; માનની લાગણી.

૪. પું. ભેટમાં આપવાની ચીજ; દાગીનો.

૫. પું. લાજ; અદબ; શરમ; મર્યાદા.

૬. પું. શિષ્ટાચાર; સભ્યતા દેખાડવા ખાતર કરાતું આચરણ.

૭. પું. સભ્યતા; વિવેક.

૮. પું. સૌજન્ય; સુજનતા; ભલાઈ.

૯. અ. આભાર માનવા માટે ઉચ્ચારાતો શબ્દ.

૧૦. અ. સાહેબજી એવો અર્થ જણાવવા વપરાતો ઉદ્ગાર.

**આદાબ-તસ્લીમાત** [ અ. ] પું. સવિનય પ્રણામ.

**આદાબ વ કોરનિશાત** [ અ. આદાબ (સલામ) + વ (અને) + કોરનિશાત ( નમીને કરાતી સલામ ) ] પું. પ્રણામ.

**આદામૂળી** ૧. સ્ત્રી. આદુની ઝીણી ઝીણી ચીર.

૨. [ સં. આર્દ્રક ( આદુ ) + મૂલ ( મૂળિયું ) ] સ્ત્રી. આદુનું કુમળું મૂળ.

**આદાય** ૧. [ સં. આદા ( લેવું ) ] પું. ઊપજ; આવક; પેદાશ.

૨. પું. એ નામનો એક સમુદ્ર.

> આદાય, બર્બર, અરવાટ, સિંહદ્વીપ, અરબી સમુદ્ર એટલા સમુદ્રમાં શુક્તિ નામના જીવના પેટમાં સ્વાતિ નક્ષત્રમાં જે જળબિંદુઓ પડે છે તે મોતી રૂપે પરિણમે છે. — આયુર્વેદ રહસ્યાર્ક

૩. પું. લાભ; નફો.

૪. પું. વધારો.
૫. પું. સ્વીકાર; ગ્રહણ; લેવું તે.

**આદાયાદક** [ સં. આદાય ( લેવું તે ) + આદ ( મેળવવું તે ) + ક ( વાળું )] ન. બિનવારસી મિલ્કત.

**આદાયી** [ સં. આદાય ( લેવું તે ) + ઇન્ ( વાળું )] વિ. લેનાર; સ્વીકારનાર.

**આદાર** [ ફા. ] ન. દાડમ; અનાર.

**આદારસ** [ આદુ + રસ ] પું. આદુનો રસ.

**આદારિબિમ્બી** [ સં. ] સ્ત્રી. એ નામનો એક જાતનો વેલો.

**આદારિશિમ્બી** [ સં. ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; કદંબપુષ્પી.

**આદાશીશી** [ સં. અર્ધ ( અરધું ) + શીર્ષ ( માથું )] સ્ત્રી. અરધું માથું દુઃખે એવો રોગ; કપાળની એક બાજુનો દુખાવો.

**આદાસીસી** [ સં. અર્ધ ( અરધુ ) + શિરસ્ ( માથું )] સ્ત્રી. અરધું માથું દુખવાનો રોગ.

**આદાહોલી** ન. આસમાની રંગનાં ઊંધાં ફૂલ આવે એવો લાંબાં ને તીખાં પાનવાળો એક જાતનો વેલો; અધઃપુષ્પી; ઊંધાફૂલી.

**આદિ** ૧. પું. અવયવ.
૨. [ સં. ] પું. પરમાત્મા; પરમેશ્વર.
૩. પું. પહેલું હોવાપણું.
૪. પું. પહેલો પાક.
૫. પું. પ્રકાર; જાત.
૬. પું. બ્રહ્મ.
૭. પું. બ્રાહ્મણ.
૮. પું. મૂળ; બીજ.
૯. પું. મૂળ કારણ; મૂળતત્ત્વ.
૧૦. પું. શરૂઆતનો એટલે પહેલો ભાગ.
૧૧. પું. શિવ; શંકર; મહાદેવ.
૧૨. પું. ( ગણિત ) શ્રેઢી એટલે સંખ્યાની હારમાં પહેલું પદ.
૧૩. પું. સમીપતા; પાસે હોવાપણું.
૧૪. સ્ત્રી. શરૂઆત; પ્રારંભ.
૧૫. ન. ( યોગ ) એ નામનું ચિંતા મટાડનારું એક આસન; અલોપાસન; અધ્યાત્માસન; આત્મારામાસન.
૧૬. ન. મહાભારતનું એ નામનું પર્વ.
૧૭. ન. સામગાનનો એક ભાગ.
૧૮. વિ. પહેલું; પ્રથમ; આરંભનું.
૧૯. વિ. મુખ્ય; પ્રધાન.
૨૦. વિ. મૂળનું; અસલ.
૨૧. અ. વગેરે; ઇત્યાદિ; અને બીજું. આ શબ્દ સમાસને અંતે વપરાય છે. જેમકે, ઇંદ્રાદિ.

**આદિઅનાદિવાદ** [ સં. આદિ ( મૂળથી જ ) + અનાદિ ( શરૂઆત વિનાનું ) + વાદ ( મત ) ] પું. સૃષ્ટિ શરૂઆતથી જ હોવાની માન્યતા.

**આદિઅંત** ૧. [ સં. આદિ ( પહેલ ) + અંત ( છેડો ) ] પું. શરૂઆત અને છેડો; આરંભ અને સમાપ્તિ.
૨. વિ. પહેલું અને છેલ્લું.
૩. અ. પહેલેથી છેવટ સુધી.

**આદિઆસન** ન. યોગનું એ નામનું ચિંતા દૂર કરનારું એક આસન; અધ્યાત્માસન; અલોપાસન; આત્મારામાસન.

**આદિઆંધ્ર** પું. આંધ્ર દેશમાં રહેનાર અંત્યજ.

**આદિક** ૧. ન. વાહનની એક જાત; એ નામનું ઝડપી વાહન. વાહનના પ્રકારઃ આદિક, સ્યન્દન, શિબિકા અને રથ.
૨. [ સં. આદિ ( વગેરે ) + ક ( નાનાપણું બતાવનાર શબ્દને છેડે લાગતો અક્ષર )] વિ. ઇત્યાદિ; વગેરે. આ શબ્દ ઘણુંકરીને સમાસને છેડે વપરાય છે. જેમકે, દેવાદિક = દેવો અને બીજા.
૩. વિ. શરૂઆતનું.
૪. અ. વગેરે; અને બીજા.

**આદિકર** ૧. [ સં. આદિ (શરૂઆત) + કૃ ( કરવું ) ] પું. ( જૈન ) પહેલા તીર્થંકર. તેમણે જૈન ધર્મની શરૂઆત કરી હોવાથી તે આદિકર કહેવાય છે.
૨. પું. પુરુષોત્તમ ભગવાન.
૩. પું. બ્રહ્મા. તેણે જગત રચ્યું હોવાથી તે આદિકર કહેવાય છે.
૪. પું. શિવ; શંકર; મહાદેવ.
૫. [ સં. આદિ ( શરૂઆત ) + કૃ ( કરવું ) ] વિ. પહેલાં કરનાર.

**આદિકર્ણાટક** પું. કર્ણાટકમાં રહેનાર અંત્યજ.

**આદિકર્તા** ૧. પું. જૈન ધર્મના પહેલા તીર્થંકર.
૨. પું. પુરુષોત્તમ ભગવાન; વિષ્ણુ.
૩. [સં. આદિ ( શરૂઆત ) + કર્તૃ ( કરનાર ) ] પું. બ્રહ્મા.
૪. પું. શિવ; શંકર.
૫. વિ. શરૂઆત કરનાર.

**આદિકર્ત્તા** જુઓ આદિકર્તા.

**આદિકર્મ** ૧. [ સં. આદિ ( પહેલ ) + કર્મન્ ( કામ )] ન. કામની શરૂઆત; કાર્યનો આરંભ.
૨. ન. પહેલું કામ.

**આદિકવિ** ૧. [સં. આદિ ( પહેલું ) + કવિ] પું. નરસિંહ મહેતો, કેમકે ગુજરાતી ભાષાના તે પહેલા કવિ મનાય છે.
૨. પું. બ્રહ્મા. તે વેદના કર્તા હોવાથી આદિકવિ કહેવાય છે.
૩. પું. વાલ્મીકિ ઋષિ. તેણે સંસ્કૃત ભાષામાં પહેલું રામાયણ નામનું કાવ્ય રચ્યું હોવાથી તેમને આદિકવિ કહેવાય છે.
૪. પું. શુક્રાચાર્ય.
૫. પું. સૌથી પહેલો કવિ.

**આદિકારણ** ૧. [ સં. આદિ ( બીજ ) + કારણ ] ન. ( વેદાંત ) ઈશ્વર; પરમેશ્વર; બ્રહ્મ. તે જગતની ઉત્પત્તિનું મૂળ કારણ મનાતા હોવાથી આદિકરણ કહેવાય છે.
૨. ન. ( વૈશેષિક ) પરમાણુ.
૩. ન. પુરુષ અને પ્રકૃતિ.
૪. ન. પૃથક્કરણ.
૫. ન. બીજગણિત.
૬. ન. મૂળ કારણ; મૂળ બીજ; અસલ કારણ.
૭. ન. સાંખ્યમત પ્રસિદ્ધ પ્રધાન પુરુષ.
૮. ન. સૃષ્ટિનું બીજ. સાંખ્યમતવાળા પ્રકૃતિને અને નૈયાયિકો ઈશ્વરને આદિકારણ માને છે.

**આદિકાર્ય** [ સં. આદિ ( શરૂઆત ) + કાર્ય ( કામ ) ] ન. પ્રથમ કરાતું કામ.

**આદિકાલ** [ સં. આદિ ( શરૂઆત ) + કાલ ( વખત ) ] પું. શરૂઆતનો વખત. જુઓ આદિકાળ.

**આદિકાવ્ય** ૧. [ સં. આદિ ( શરૂઆતનું ) + કાવ્ય ( કવિતા ) ] ન. વાલ્મીકિ રામાયણ.
૨. ન. સૌથી પહેલું રચાયેલું કાવ્ય.

**આદિકાળ** ૧. [ સં. આદિ ( શરૂઆત ) + કાલ ( વખત )] પું. દુનિયાની શરૂઆતનો વખત.
૨. પું. પુરુષોત્તમ ભગવાન; વિષ્ણુ.
૩. પું. પ્રારંભનો સમય; આરંભનું ટાણું.
૪. પું. શરૂઆતનો વખત.

**આદિકાંડ** [ સં. આદિ ( પહેલું ) + કાંડ ( ભાગ )] ન. રામાયણનું પહેલું પર્વ.

**આદિકિરણશાસ્ત્રી** [ સં. આદિ ( પ્રથમનું ) + કિરણ ( તેજની રેખા ) + શાસ્ત્રિન્ ( શાસ્ત્રનો અભ્યાસી ) ] પું. કિરણ વિષે જ્ઞાન ધરાવનાર જૂનામાં જૂનો માણસ.

**આદિકૂર્મ** ૧. પું. પુરુષોત્તમ ભગવાન.
૨. [ સં. આદિ ( જન્મ ) + કૂર્મ (કાચબો) ] પું. વિષ્ણુ, કેમકે તેણે સમુદ્રમંથન વખતે કાચબાનું રૂપ મુખ્ય લીધું હોવાથી તે આદિકૂર્મ કહેવાય છે.

**આદિકૃત** [ સં. આદિ ( ઉત્પત્તિ ) + કૃત્ ( કરનાર ) ] પું. બ્રહ્મા. તે જગતના સરજનહાર મનાતા હોઈ આદિકૃત કહેવાય છે.

**આદિકેરલ** [ સં. આદિ ( શરૂઆત ) + કેરલ

(એ નામનો દેશ)] પું. કેરલ દેશમાં રહેનાર અંત્યજ.

**આદિકેશવ** [સં. આદિ (શરૂઆત) + કેશવ (વિષ્ણુ)] પું. કાશીમાં સ્થપાયેલી કેશવની એક મૂર્તિ.

**આદિકોટ** [સં. આદિ (શરૂઆત) + કોટ (કિલ્લો)] ન. રોહિલખંડમાં આવેલ રામનગરનું જૂનું નામ.

**આદિગદાધર** [સં. આદિ (મૂળ) + ગદા + ધર (રાખનાર)] પું. કાશીમાં સ્થપાયેલી વિષ્ણુની એક મૂર્તિ. ગદા વિષ્ણુ ભગવાનનું ચિહ્ન મનાય છે.

**આદિગર્ભ** [સં. આદિ (શરૂઆતનું) + ગર્ભ] પું. ગર્ભની શરૂઆત.

**આદિગ્રંથ** ૧. [સં. આદિ (શરૂઆતનું) + ગ્રંથ (પુસ્તક)] પું. પહેલું પુસ્તક; મૂળ ગ્રંથ.
૨. પું. વેદ.
૩. પું. શીખ લોકોનું ધર્મ પુસ્તક; ગ્રંથસાહેબ.

**આદિઘટક** ૧. [સં. આદિ (પ્રથમ) + ઘટક (રચનારૂં)] પું. મૂળ એકમ; 'યુનિટ'.
૨. પું. મૂળ યોજક.
૩. વિ. સૌથી પહેલાં યોજના કરનાર.

**આદિજન્ય** [સં. આદિ (પહેલું) + જન્ (ઉત્પન્ન થવું)] વિ. પહેલાં જન્મેલું.

**આદિજિન** [સં. આદિ (પ્રથમ) + જીન (તીર્થંકર)] પું. (જૈન) પહેલા તીર્થંકર; આદિનાથ; આદીશ્વર; ઋષભદેવ.

**આદિજીવ** પું. એક કોષવાળાં બહુ સૂક્ષ્મ પ્રાણીનો એક મૂળવર્ગ. તેઓની ઉત્પત્તિ ઈંડાંથી કે વીર્યકોષથી નથી થતી પણ શરીરના વિભાગ કરીને તેઓ ફરી વાર પેદા થાય છે. તેઓ ઘણુંખરૂં જળચર હોય છે અને સમુદ્રમાં અને મીઠા બંધિયાણ પડતર પાણીમાં પુષ્કળ જથ્થામાં રહે છે. તેમાંનાં કેટલાંક પરોપજીવી એટલે બીજા ઉપર જીવનારા હોય છે ને ખાસ રોગ ઉત્પન્ન કરતાં મનાય છે.

**આદિજીવતત્ત્વ** [સં. આદિ (મુખ્ય) + જીવ (પ્રાણ) + તત્ત્વ (સાર)] ન. પ્રાણવાયુ, ઉદકજનવાયુ, અંગાર અને નિર્ગુણવાયુનો બનેલો વનસ્પતિ અને પ્રાણીઓના જીવનના પાયારૂપ અર્ધપ્રવાહી અર્ધપારદર્શક રંગ વગરનો પદાર્થ; 'પ્રોટોપ્લેઝમ'.

**આદિજીવયુગ** પું. પ્રથમ જીવયુગ. જુઓ આદિજીવસૃષ્ટિમહાયુગ.

**આદિજીવસૃષ્ટિમહાયુગ** [સં. આદિ (શરૂઆતનું) + જીવ (પ્રાણી) + સૃષ્ટિ (ઉત્પત્તિ) + મહા (મોટું) + યુગ (જમાનો)] પું. એક કોષવાળા બહુ બારીક જીવની ઉત્પત્તિનો જમાનો; 'પેલીઓઝોઇક ઈરા'.

**આદિત** ૧. [સં. આદિત્ય] પું. આકડાનો છોડ. જુઓ આદિત્ય.
૨. પું. કશ્યપના અદિતિથી થયેલા બાર દીકરામાંનો દરેક. તેમનાં નામ: વરુણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેત, દિવાકર, મિત્ર અને વિષ્ણુ. બીજા મત પ્રમાણે તેનાં નામ ધાતા, મિત્ર, અર્યમા, શુક્ર, વરુણ, અંશ કે અંશુમાન્, ભગ, વિવસ્વાન્, પૂષા, સવિતા, ત્વષ્ટા અને વિષ્ણુ પણ છે. દરેક માસમાં દરેક આદિત્ય ઉપરી હોય છે.
૩. પું. રવિવાર.
૪. પું. સૂર્ય; આદિત્ય; રવિ.
આકાશને ઉતરડી જનની, **આદિત** મુજને આપ. — ભાલણ

**આદિતત્ત્વ** [સં. આદિ (મૂળ) + તત્ત્વ (સાર)] ન. ઈશ્વર. તે સૃષ્ટિનું બીજ હોવાથી આદિતત્ત્વ કહેવાય છે.
સઘળાં કારણોના કારણરૂપ, તત્ત્વોના આદિરૂપ, સચ્ચિદાનંદરૂપ, સઘળાં પ્રાણીઓનાં કર્મોના અધિષ્ઠાનરૂપ, હૂંકારના અર્થરૂપ અને ઇચ્છા, જ્ઞાન તથા ક્રિયાઓના આશ્રયરૂપ એ તત્ત્વ **આદિતત્ત્વ** કહેવાય છે. — ભગવતી ભાગવત

**આદિતરામ** પું. એ નામના જામનગરમાં થઈ ગયેલ એક પ્રખ્યાત સંગીતશાસ્ત્રી.

**આદિતવાર** [સં. આદિત્ય (સૂર્ય) + વાર (દિવસ)] પું. રવિવાર.
દિવા વિતી પંચમી, આવે **આદિતવાર**. ધનકણ રાખી સંગ્રહો, જગનાં સકળ નરનાર. — ભડલી

**આદિતા** [સં. આદિ (પ્રથમ) + તા (પણું)] સ્ત્રી. પ્રથમતા; પહેલાં હોવાપણું.

**આદિતાલ** [સં. આદિ (મુખ્ય) + તાલ] પું. (સંગીત) ગાવામાં સૂરને બળ આપવાનો પહેલો તાલ; ધ્રુવપદ; રાસતાલ; એકતાલી. આ તાલની ચાર માત્રામાં પહેલી ઉપર તાલી અને ત્રીજી ઉપર ખાલી આવે છે.

**આદિતાલક** [સં. આદિ (મુખ્ય) + તાલક (તાલ)] પું. સંગીતમાં સૂરને બળ આપવાનો પહેલો તાલ; આદિતાલ; રાસતાલ; એકતાલી.

**આદિતીર્થ** [સં. આદિ (મોટું) + તીર્થ] ન. જાત્રાનું મુખ્ય ઠેકાણું; બ્રહ્માવર્ત.

**આદિતેય** ૧. [સં. અદિતિ] પું. અદિતિનો પુત્ર; દેવ. અદિતિ દેવોની માતા મનાય છે.
૨. પું. સૂર્ય; રવિ.

**આદિત્ય** ૧. [સં. અદિતિ (દેવોની માતાનું નામ)] પું. (પુરાણ) અદિતિને કશ્યપથી થયેલા બાર દીકરામાંનો હરકોઈ. પહેલાં આદિત્યોની સંખ્યા સાત હતી. તેમાં વરુણ મુખ્ય હતો. પણ બ્રાહ્મણ કાળમાં તે સંખ્યા વધી બાર થઈ. તેમનાં નામ: વરુણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેત, દિવાકર, મિત્ર, વિષ્ણુ. બીજા મત પ્રમાણે તેમનાં નામ ધાતા, મિત્ર, અર્યમા, શુક્ર, વરુણ, અંશ કે અંશુમાન્, ભગ, વિવસ્વાન્, પૂષા, સવિતા, ત્વષ્ટા અને વિષ્ણુ પણ છે. વર્ષના દરેક મહિનાનો એકેક એમ બાર મહિનાના બાર આદિત્ય મનાયા.
૨. પું. આકડાનો છોડ.
૩. પું. ઇંદ્ર.
૪. પું. એ નામના શુક્લ યજુર્વેદના ઋષિ.
૫. પું. ગાયત્રીના ચોવીસ દેવતા માંહેના એક.
૬. પું. દેવ; દેવતા.
૭. [સં. અ (નહિ) + દો (નાશ થવો)] પું. પરમાત્મા; ઈશ્વર; પરમેશ્વર. તેનો નાશ થતો નથી.
૮. પું. (જ્યોતિષ) પુનર્વસુ નક્ષત્ર.
૯. પું. પુરુષોત્તમ ભગવાન; વિષ્ણુ.
૧૦. પું. (પિંગળ) બાર માત્રાઓના છંદનું ચિહ્ન. જેમકે, તોમર, લીલા, તુરગ.
૧૧. પું. બારની સંખ્યાનો સંકેત.
૧૨. પું. (જૈન) લોકાંતિક જાતના દેવના નવ પ્રકાર માંહેનો એક.
સારસ્વત, **આદિત્ય**, વહ્નિ, અરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, મરુત અને અરિષ્ટ એ લોકાન્તિક છે. — તત્ત્વાર્થસૂત્ર
૧૩. પું. વસુ.
૧૪. પું. વામન અવતાર.
૧૫. પું. વિશ્વેદેવા.
૧૬. પું. વિષ્ણુ. તે અખંડિત પૃથ્વીના ધણી છે. જેમ એક સૂર્ય અનેક પાણીના વાસણમાં પ્રતિબિંબિત થઈ અનેક દેખાય, તેમ એક જ આત્મા અનેક શરીરમાં અનેક દેખાય. માટે સમાનતાને લીધે તે આત્મા-પરમાત્મા-વિષ્ણુ આદિત્ય કહેવાય. વળી કશ્યપથી વામનરૂપે અદિતિના ગર્ભમાં ઉત્પન્ન થયેલ હોવાથી પણ વિષ્ણુ આદિત્ય કહેવાય છે.
૧૭. પું. શિવ; મહાદેવ; શંકર.
૧૮. પું. સામવેદનો એક દેવતા.
૧૯. પું. સૂર્ય; રવિ.
૨૦. પું. હિરણ્યગર્ભ.
૨૧. વિ. અદિતિ સંબંધી; અદિતિથી ઉત્પન્ન થયેલું.
૨૨. વિ. સૂર્યને લગતું.

૨૩. વિ. સૂર્યવંશનું; સૂર્યવંશને લગતું.
૨૪. વિ. સૂર્યવંશી; સૂર્યવંશમાં જન્મેલું.

**આદિત્યકેતુ** ૧. [ સં. આદિત્ય ( સૂર્ય ) + કેતુ ( નિશાની ) ] પું. અરુણ; સૂર્યનો સારથિ.
૨. પું. ( પુરાણ ) એ નામનો એક રાજા. તેના વંશજોએ નવ પેઢી સુધી ૩૭૫ વર્ષ દિલ્હીમાં રાજ્ય કર્યું હતું.
૩. પું. ધૃતરાષ્ટ્રનો એ નામનો એક દીકરો.

**આદિત્યકેશવ** [સં.] પું. કાશીમાં સ્થાપેલી કેશવની એટલે વિષ્ણુની મૂર્તિ.

**આદિત્યતીર્થ** [ સં. ] ન. (પુરાણ) સરસ્વતીને કાંઠે આવેલું એક જાત્રાનું ઠેકાણું. પૂર્વે મધુકૈટભ નામના અસુરનો વધ કરી વિષ્ણુ તેમ જ મહા તપસ્વી દેવલ ઋષિ પણ અહીં પરમ યોગનો આશ્રય કરી સિદ્ધિ પામ્યા હતા.

**આદિત્યપત્ર** ૧. [ સં. આદિત્ય ( સૂર્ય ) + પત્ર ( પાન ) ] પું. સૂરજમુખી છોડ.
૨. [ સં. આદિત્ય ( આકડો ) + પત્ર ( પાન ) ] ન. આકડાનું પાંદડું.

**આદિત્યપર્ણિની** ૧. [ સં. આદિત્ય ( સૂર્ય ) + પર્ણ ( પાન ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની લાલ પાનવાળી એક ઔષધિ.
૨. સ્ત્રી. નદીના કિનારા ઉપર ઊગતો સોનેરી રંગનાં ફૂલવાળો એક વેલો.

**આદિત્યપાકતૈલ** ૧. ન. વાળ માટે ઉપયોગી મનાતું એક જાતનું તેલ. વડવાઈ અને જટામાંસીનો બન્નેનો ભેગો ભૂકો શેર ૧, તેલ શેર ૪ અને ગળોનો રસ શેર ૪ મેળવી તડકામાં સૂકવી આ તેલ તૈયાર કરાય છે.
૨. [ સં. આદિત્ય ( સૂર્ય ) + પાક + તૈલ ( તેલ ) ] ન. ( વૈદક ) સૂર્યના તાપથી પકાવેલું કોઢ મટાડવામાં ઉપયોગી મનાતું એક તેલ. મજીઠ, લાખ, ત્રિફલા, હળદર, મનશીલ, હરતાલ અને ગંધક દરેક સરખે ભાગે લઈ તેનો બારીક ભૂકો કરી તેથી ચારગણું તેલ અને તેલ જેટલું પાણી નાખવું. પછી તડકામાં મૂકી પાણી સુકાઈ જઈ માત્ર તેલ બાકી રહે ત્યારે વાપરવું.

**આદિત્યપુરાણ** [ સં. ] ન. એ નામનું એક ઉપપુરાણ. જુઓ અષ્ટાદશોપપુરાણ.

**આદિત્યપુષ્પિકા** [ સં. આદિત્ય ( સૂર્ય ) + પુષ્પ ( ફૂલ ) ] સ્ત્રી. લાલ ફૂલવાળો આકડાનો છોડ.

**આદિત્યબંધુ** [ સં. ] પું. ( બૌદ્ધ ) બુદ્ધ.

**આદિત્યભક્ત** [ સં. આદિત્ય ( સૂર્ય ) + ભક્ત ( ઉપાસક ) ] પું. સૂર્યનો ઉપાસક; સૂરજની પૂજા કરનાર.

**આદિત્યભક્તા** [ સં. આદિત્ય ( સૂર્ય ) + ભક્ત ( પ્રેમવાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સૂર્યફૂલનો છોડ; સૂરજમુખી; હુરહુર.

**આદિત્યમંડલ** [ સં. આદિત્ય ( સૂર્ય ) + મંડલ ( કૂંડાળું ) ] ન. સૂર્યના તેજનું કૂંડાળું.

**આદિત્યમાસ** [ સં. આદિત્ય ( સૂર્ય ) + માસ ( મહિનો ) ] પું. સૂર્યમાસ; સૌરમાસ; ૩૦ દિવસનો મહિનો.

**આદિત્યરસ** પું. ( વૈદક ) અજીર્ણ મટાડનાર અને પાચનશક્તિ વધારનાર એક ઔષધ. હિંગળો, વછનાગ, ગંધક, ત્રિકટુ, ત્રિફલા, જાયફળ, લવિંગ, બંગડીખાર, સિંધાલૂણ, બીડલવણ અને સંચળ એકઠાં કરી લીંબુના રસની સાત ભાવના આપી અર્ધી રતિ જેવડી ગોળીઓ બનાવી ઉપયોગ કરવો.

**આદિત્યરામ** પું. એ નામના એક કાઠિયાવાડી સંગીતાચાર્ય. સંગીતવિદ્યા તેમને વારસામાં મળેલ, અને જેમ જેમ તેમની ઉંમર વધતી ગઈ તેમ તેમ તેમનામાં આ વિદ્યા પણ અસાધારણ રીતે વધતી ગઈ. સંવત ૧૮૮૩માં તેમની ઉંમર આઠ વર્ષની હતી ત્યારે તેમણે પદ, ઠુમરી, ખ્યાલ વગેરે હિંદી ભાષામાં રચ્યાં. પંડિત ધનશ્યામ ભટ્ટજી પાસેથી તેમણે સંસ્કૃતમાં પંચકાવ્યનો અભ્યાસ કર્યો. જૂની ગવાતી સારીગમમાં ઉત્તરોત્તર થતી આવતી અને વધતી જતી ભૂલો સુધારી નિખાલસ રાગનું રૂપ તેમણે શિષ્યોને શીખવ્યું. સંગીત વિદ્યા અને વાદ્યવિદ્યામાં તે પ્રવીણ હતા. મૃદંગ તો તેમણે પોતાનું ખાસ વાદ્ય કર્યું હતું. માત્રાના હિસાબથી લયના ભિન્નભિન્ન રૂપમાં એક પરાલ જુદા જુદા તાલમાં લાવી આપવી ને તેનો હિસાબ ગોઠવવો એ તેમની મુખ્ય શોધ હતી. પ્રાચીન હિંદી સંગીતવિદ્યા નાશ પામતી જતી જોઈ તે વિદ્યાનો ફેલાવો સારી રીતે વધારવા, સુનીતિનો બોધ મળે તેવાં પદ રચવાં, અને લય, રાગની બંધશ, તાલની માત્રા વગેરે નિયમ પ્રમાણે મળે એવી યોજના કરવા ઉપર તેમણે ધ્યાન આપ્યું હતું અને ગાવામાં અનુકૂળ, સહેલાઈથી શીખી શકાય અને ગમે તે વાદ્ય ઉપર બજાવી શકાય તેવી સારીગમ ચતરંગપદ વગેરે રચ્યાં હતાં. પોતાના શિષ્યોને આ બાબતનું જ્ઞાન આપવા તેમણે પોતાને ખર્ચે એક શાળા ખોલી હતી. સંગીતાદિત્ય નામનો સંગીતનો ગ્રંથ બહાર પાડવાની તેમની ઇચ્છા હતી, પણ સંવત ૧૯૩૬માં તેમનો દેહ પડ્યો ત્યાં સુધીમાં તેમની તે ઇચ્છા બર આવી નહિ. તેમનાં બનાવેલ ચતરંગાદિપદ વીણા, સિતાર, પિયાનો, હાર્મોનિયમ, જલતરંગ, નસતરંગ વગેરેમાં ગાઈ બજાવી શકાય છે. તેઓ મધુર, ગંભીર અને બુલંદ અવાજથી ગાઈ શકતા.

**આદિત્યલોક** [ સં. આદિત્ય ( દેવ ) + લોક ( દુનિયા ) ] પું. સ્વર્ગ.

**આદિત્યવર્ણી** [ સં. આદિત્ય ( સૂર્ય ) + વર્ણ ( રંગ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સૂરજમુખીનો છોડ; આદિત્યવલ્લી.

**આદિત્યવર્મા** પું. પુલકેશી રાજાનો એ નામનો ભાઈ. તે કૃષ્ણા અને તુંગભદ્રાના સંગમ પાસેના પ્રાંતનો કારભાર કરતો હતો.

**આદિત્યવલ્લી** [ સં. આદિત્ય ( સૂર્ય ) + વલ્લી ( વેલ ) ] સ્ત્રી. એ નામનો એક છોડ; સૂરજમુખીનો છોડ.

**આદિત્યવસુ** પું. શિવનું એક નામ; શંકર; મહાદેવ.

**આદિત્યવાર** [ સં. આદિત્ય ( સૂર્ય ) + વાર ( દિવસ ) ] પું. રવિવાર; શનિ અને સોમ વચ્ચેનો દિવસ; આતવાર.

**આદિત્યવ્રત** [ સં. આદિત્ય ( સૂર્ય ) + વ્રત ( નિયમ ) ] ન. સૂર્યની ઉપાસના માટેનો એક ધાર્મિક નિશ્ચય.

**આદિત્યસંવત્સર** ૧. ન. થોડે વરસાદ થવા છતાં પૃથ્વી અને ફળફૂલમાં ઘણો રસકસ હોય અને અનાજ વગેરે ઘણાં સારાં પાકે એવું વરસ.
૨. [ સં. આદિત્ય ( સૂર્ય ) + સંવત્સર ( વર્ષ ) ] ન. સૌરવર્ષ; ૩૬૬ દિવસનું વરસ.

**આદિત્યસૂનુ** ૧. [ સં. આદિત્ય ( સૂર્ય ) + સૂનુ ( દીકરો ) ] પું. ( પુરાણ ) કર્ણ, કેમકે તે કુંતાની કૂખે સૂર્યના મંત્રથી જન્મ્યો હતો.
૨. [ સં. અદિતિ ( દેવોની મા ) + સૂનુ ( દીકરો ) ] પું. યમ.
૩. પું. વૈવસ્વત મનુ.
૪. પું. શનૈશ્ચર; શનિ. તે સૂર્યનો દીકરો હોવાથી આદિત્યસૂનુ કહેવાય છે.
૫. પું. સુગ્રીવ, કેમકે તે સૂર્યનો પુત્ર મનાય છે.

**આદિત્યસેન** પું. સાતમા સૈકામાં થયેલ મગધ દેશનો એક રાજા. એણે અશ્વમેધ કર્યો હતો.

**આદિત્યાન્તર્ગત** [ સં. આદિત્ય ( સૂર્ય ) + અંતર્ ( અંદર ) + ગત ( રહેલ ) ] પું. પુરુષોત્તમ ભગવાન. તે સૂર્યની અંદર પણ રહેલા છે.

**આદિત્યાયન** ન. ( સંગીત ) મધ્યમ ગ્રામમાં

ષડ્જ વર્જવાથી એટલે છોડવાથી થતું એક તાન.

**આદિત્યાશ્રમ** [ સં. આદિત્ય ( એક ઋષિ ) + આશ્રમ ( રહેઠાણ ) ] પું.; ન. ( પુરાણ ) મહાભારતમાં જણાવેલ એ નામનું એક ક્ષેત્ર.

**આદિત્વ** ૧. [ સં. આદિ ( પ્રધાન ) + ત્વ ( પણું ) ] ન. મુખ્ય હોવાપણું.

૨. ન. શરૂઆતમાં હોવાપણું; પહેલા હોવાપણું.

**આદિદેવ** ૧. [ સં. આદિ ( મુખ્ય ) + દેવ ] પું. પરમાત્મા; નારાયણ; દેવાધિદેવ; બ્રહ્મ.

૨. [ સં. આદિ ( મૂળનું ) + દેવ ] પું. બ્રહ્મા.

૩. પું. વિષ્ણુનું એક નામ. તે પ્રથમ અને મુખ્ય દેવ હોવાથી આદિદેવ કહેવાય છે.

૪. પું. શિવ; શંકર.

૫. પું. સૂર્યનાં એકસો આઠ નામ માંહેનું એક.

**આદિદૈત્ય** ૧. [ સં. આદિ ( પ્રથમ ) + દૈત્ય ( રાક્ષસ ) ] પું. પહેલો રાક્ષસ; હિરણ્યકશિપુ નામનો અસુર.

૨. પું. ( પુરાણ ) હિરણ્યકશિપુનો ભાઈ હિરણ્યાક્ષ નામનો રાક્ષસ. તે ચાલુ કલ્પના આરંભમાં થયો હતો અને વરાહને હાથે મરણ પામ્યો હતો.

**આદિદ્રષ્ટા** ૧. [ સં. આદિ ( પહેલું ) + દ્રષ્ટૃ ( જોનાર ) ] વિ. પું. અગાઉથી ભાખનાર.

૨. વિ. પું. આગળથી જોઈ લેનાર.

**આદિદ્રાવિડ** સ્ત્રી. દક્ષિણ હિંદમાં વસતી એક અંત્યજ કોમ.

**આદિનવ** ૧. [ સં. ] પું. ક્લેશ; દુઃખ.

૨. પું. દોષ; ભૂલ; ખામી.

૩. પું. નડતર; અડચણ.

**આદિનાથ** ૧. [ સં. આદિ ( પ્રથમ ) + નાથ ( ધણી ) ] પું. ( જૈન ) ઋષભદેવ; પહેલા તીર્થંકર. સ્વયંભૂ વંશના આ તત્ત્વવેત્તા યોગી પ્રિયવ્રત કુળના નાભી રાજર્ષિની મરૂદેવી નામની સ્ત્રીથી અયોધ્યામાં જન્મ્યા હતા. તેમનું ચિહ્ન આખલો મનાય છે.

૨. પું. નાથધર્મનો સિદ્ધિ મેળવનાર એ નામનો એક યોગી.

૩. પું. મહેશ્વર.

યોગકલામાં નિપુણ એવા શ્રી આદિનાથે ( શ્રી મહેશ્વરે ) ચોરાશી લાખ જાતનાં આસનો કહ્યાં છે, એમ યોગીઓ કહે છે. — યોગકૌસ્તુભ

**આદિનાથતીર્થ** ન. બંગાળમાં મૈનાક પર્વત ઉપર આવેલ એ નામનું એક જાત્રાનું ઠેકાણું.

**આદિનારાયણ** [ સં. આદિ ( શરૂઆત ) + નારાયણ ( વિષ્ણુ ) ] પું. દુનિયાની શરૂઆતમાં ક્ષીરસમુદ્રમાં શેષનાગ ઉપર પોઢેલા વિષ્ણુ ભગવાન.

**આદિનિવાસી** [ સં. આદિ ( પહેલું ) + નિવસ્ ( રહેવું ) ] વિ. અસલથી રહેનારું; મૂળ વતની.

**આદિપત્ર** [ સં. આદિ ( પહેલું ) + પત્ર ( પાંદડું ) ] ન. ફોંટો; ફણગો.

**આદિપદ** ૧. [ સં. આદિ ( મુખ્ય ) + પદ ( જગ્યા ) ] ન. ઊંચી પદવી; પહેલું અને અગત્યનું ઠેકાણું.

૨. ન. ( ગણિત ) પહેલું પદ.

**આદિપર્વ** ૧. [ સં. આદિ ( પહેલું ) + પર્વન્ ( પ્રકરણ ) ] ન. પહેલો ભાગ; પ્રથમ ખંડ.

૨. ન. મહાભારતનો પહેલો ખંડ.

**આદિપંચમ** પું. ( સંગીત ) એ નામની દક્ષિણ હિંદમાં ગવાતી એક રાગિણી.

**આદિપુરાણ** [ સં. આદિ ( પહેલું ) + પુરાણ ] ન. ચાર લાખ શ્લોકની સંખ્યાવાળું એ નામનું પહેલું ૨૯ અધ્યાયનું બ્રહ્મપુરાણ. તેમાં વ્યાસદેવે પુરાણનો સાર, કળિયુગના દોષ, કૃષ્ણ ભગવાનના જન્મથી શરૂ કરીને તેની અનેક લીલા, રામાવતારની ચર્ચા અને વૈષ્ણવોની અનેક ચિત્તાકર્ષક ઘણી ઉપયોગી કથા વર્ણવી છે.

**આદિપુરુષ** ૧. પું. કૃષ્ણ.

૨. [ સં. આદિ ( પહેલું ) + પુરુષ ] પું. નારાયણ; પરમેશ્વર; પરબ્રહ્મ. બ્રહ્માંડને ધારણ કરનારા બ્રહ્માંડગોળરૂપી પૃથ્વીની બહાર દશ આંગળ રહેલા આ આદિપુરુષને હજાર માથાં હોવાનું મનાય છે. વર્તમાન, ભૂત અને ભવિષ્યવાળું આ બધું જગત અને તેમાં રહેલાં સઘળાં પ્રાણીશરીર રૂપી અવયવવાળા દેવપણાના ધણી આ પુરુષનો ચોથો પાદ એટલે ભાગ દુનિયામાં અને બાકીના ત્રણ અવિનાશી પાદ સ્વયંપ્રકાશ સ્વરૂપે આકાશમાં રહેલા છે. તે પોતાના પાદત્રયથી સંસારની ઉપર બ્રહ્મસ્વરૂપે અને બીજા એક પાદથી દુનિયામાં ચેતન પ્રાણી તથા જડ પદાર્થમાં બધે ઠેકાણે જુદે જુદે રૂપે વ્યાપી રહેલ છે. તેમાંથી વિરાટ પુરુષ અને તેમાંથી ધીમે ધીમે સૃષ્ટિ ઉત્પન્ન થઈ.

૩. પું. બ્રહ્મા; સર્જનહાર.

૪. પું. મૂળ પુરુષ.

૫. પું. વિષ્ણુ.

**આદિપૂરુષ** પું. પરબ્રહ્મ. જુઓ આદિપુરુષ.

**આદિપૃષ્ઠવંશ** [ સં. આદિ ( મુખ્ય ) + પૃષ્ઠવંશ ( કરોડરજ્જુ ) ] પું. કરોડની દોરી; કરોડમાંથી પસાર થતું જ્ઞાનતંતુનું દોરડું.

**આદિપ્ત** [ સં. આ ( થોડું ) + દિપ્ ( પ્રકાશવું ) ] વિ. આછા પ્રકાશવાળું.

**આદિપ્રણેતા** [ સં. આદિ ( પહેલું ) + પ્રણેતૃ ( રચનાર ) ] પું. પ્રથમ શરૂ કરનાર; મૂળ પાયો નાખનાર.

**આદિપ્રયાસ** [ સં. આદિ ( પહેલું ) + પ્રયાસ ( મહેનત ) ] પું. શરૂઆતની મહેનત.

**આદિપ્રવર્તક** [ સં. આદિ ( પહેલું ) + પ્રવર્તક ( ઉત્પન્ન કરનાર ) ] પું. બ્રહ્મા, કેમકે તે જગતના ઉત્પાદક મનાય છે.

**આદિપ્રાણી** [ સં. આદિ ( શરૂઆત ) + પ્રાણિન્ ( જીવ ) ] ન. એક કોષવાળાં બહુ નાનાં પ્રાણીનો એક મૂળવર્ગ; આદિજીવ.

**આદિબલ** [ સં. આદિ ( ઉત્પત્તિ ) + બલ ( શક્તિ ) ] ન. ઉત્પન્ન કરવાની શક્તિ.

**આદિબિંદુ** [ સં. આદિ ( શરૂઆતનું ) + બિંદુ ( ટપકું ) ] ન. ( જ્યોતિષ ) મેષબિંદુ; 'ફર્સ્ટ પૉઇન્ટ ઑવ એરીઝ'.

**આદિબીજ** [ સં. આદિ ( ઉત્પત્તિ ) + બીજ ] ન. સ્ત્રીકેસરના ગર્ભાશયમાં રહેલું બી.

**આદિબુદ્ધ** ૧. [ સં. આદિ ( મૂળ ) + બુદ્ધ ( જ્ઞાની ) ] પું. અસલના બુદ્ધ. ઐશ્વરિક ઉત્તરબુદ્ધ સંપ્રદાય આદિબુદ્ધને સર્વોપરી માને છે. તેઓની માન્યતા છે કે આદિબુદ્ધે પોતાના ધ્યાનવડે ( શ્વેતરંગના ) વૈરોચન, ( આસમાની રંગના ) અક્ષોભ્ય, ( પીળા રંગના ) રત્નસંભવ, ( લાલ રંગના ) અમિતાભ અને ( લીલા રંગના ) અમોઘસિદ્ધ એમ પાંચ ધ્યાની બુદ્ધને ઉત્પન્ન કર્યા. આ પાંચમાંના દરેકે એકેકો પુત્ર ઉત્પન્ન કર્યો. એ પુત્ર બોધિસત્વ કહેવાયા.

૨. [ સં. આદિ ( શરૂઆત ) + બુદ્ધ ( જાણેલું ) ] વિ. શરૂઆતમાં જાણેલું.

**આદિભક્તકવિ** ૧. પું. જયદેવ.

૨. [ સં. આદિ ( મોટું ) + ભક્ત + કવિ ] પું. ભક્તિરસનાં કાવ્ય લખનાર મોટો પુરુષ.

**આદિભવ** ૧. પું. બ્રહ્મા. તે જગતના ઉત્પન્ન કરનાર મનાય છે.

૨. [ સં. આદિ ( પહેલું ) + ભવ ( જન્મ ) ] પું. મોટો ભાઈ.

૩. પું. વિષ્ણુ.

૪. પું. શંકર; શિવ.

૫. પું. હિરણ્યગર્ભ.

૬. વિ. પહેલું થનાર.

૭. વિ. પ્રથમ હોનાર.

**આદિભૂત** [ સં. આદિ ( પહેલું ) + ભૂત ( થયેલું ) ] પું. મોટો ભાઈ; આદિભવ.

**આદિમ** ૧. [ સં. આદિ ( પહેલું હોનાર ) ] પું. પહેલા મનુ.

૨. પું. બ્રહ્મા.
૩. વિ. મૂળ; અસલનું.

**આદિમનિવાસી** [ સં. આદિમ ( મૂળ ) + નિવાસિન્ ( રહેનાર ) ] વિ. અસલથી રહેતું હોય તેવું; મૂળ વતની.

**આદિમંગલ** [ આદિ ( શરૂઆત ) + મંગલ ( ખુશાલીનું ગીત ) ] ન. શરૂઆતમાં ગાવાની સ્તુતિ.

**આદિમાતા** ૧. [ સં. આદિ ( પહેલું ) + માતૃ ( મા ) ] સ્ત્રી. જગતનો બધો પ્રપંચ રચનારી પરમાત્માની જાણી ન શકાય એવી શક્તિ.
૨. સ્ત્રી. દેવી.
૩. સ્ત્રી. પાર્વતી; આદ્યભવાની.
૪. સ્ત્રી. પ્રકૃતિ; કુદરત.

**આદિમાન** ૧. [ સં. આદિ ( પ્રથમ ) + માન ( સત્કાર ) ] ન. અધિકારની રૂએ થતો આદરસત્કાર.
૨. [ સં. આદિ ( મુખ્ય ) + માન ( માપ ) ] ન. ( શિલ્પ ) મુખ્ય માપ.
૩. [ સં. આદિ ( મૂળ કારણ ) + મત્ ( વાળું ) ] વિ. ખરા કારણવાળું.
૪. વિ. જેની આદિ એટલે શરૂઆત હોય એવું.
૫. વિ. પ્રથમ સીમાવાળું.
૬. વિ. શરૂઆતનું; પ્રથમ.

**આદિમાનવ** [ સં. આદિ ( પ્રથમનું ) + માનવ ( માણસ ) ] પું. પહેલો પુરુષ; આદિપુરુષ.

**આદિમાયા** ૧. સ્ત્રી. દેવની એક મૂર્તિ.
૨. [ સં. આદિ ( પ્રથમ ) + માયા ( લક્ષ્મીનું નામ ) ] સ્ત્રી. પાર્વતી. જુઓ આદિમાતા.

**આદિમુહૂર્ત** [ સં. આદિ ( પહેલું ) + મુહૂર્ત ( બે ઘડી ) ] ન. સૂર્ય ઊગ્યા પછીનો બે ઘડીનો વખત.

**આદિમૂળ** ૧. ન. ખીના કાણાના છેડા ઉપર ઉપસેલો લાંબો ગોળ ભાગ; ખીના જે ભાગનું મૂળ બાઝે છે તે ભાગ.
૨. [ સં. આદિ ( શરૂઆતનું ) + મૂલ ] ન. મૂળ પાયો.

**આદિમોક્ષ** [ સં. આદિ ( ઉત્પત્તિ ) + મોક્ષ ( છુટકારો ) ] પું. જન્મમાંથી છુટકારો; મુક્તિ.

**આદિય** [ સં. આદિ ( પહેલું ) + ય ( શબ્દને છેડે આવતો નકામો અક્ષર ) ] વિ. પ્રથમ; શરૂઆતનું.

**આદિયનિવાસી** [ સં. આદિય ( પહેલાંનું ) + નિવાસિન્ ( રહેનાર ) ] વિ. મૂળ વતની.

**આદિયર** પું. તામિલ દેશનો એક જાતનો શિવભક્ત. તે સામાન્ય રીતે કવિ અને ગવૈયો હોય છે.

**આદિયુગ** [ સં. આદિ ( શરૂઆતનું ) + યુગ ( જમાનો ) ] પું. સત્યયુગ; ચાર યુગમાંનો એ નામનો પહેલો યુગ.

**આદિયોગાચાર્ય** [ સં. આદિ ( મૂળ ) + યોગ + આચાર્ય ( ગુરુ ) ] પું. શિવ. યોગના તે પહેલા આચાર્ય મનાતા હોવાથી તે આદિયોગાચાર્ય કહેવાય છે.

**આદિયોજક** ૧. [ સં. આદિ ( પહેલું ) + યોજક ( ગોઠવણ કરનાર ) ] પું. બ્રહ્મા; વિષ્ણુ; નારાયણ.
૨. પું. મૂળ યોજના કરનાર.

**આદિરસ** [ સં. આદિ ( પહેલું ) + રસ ] પું. ( કાવ્ય ) આઠ કાવ્યરસમાંનો પહેલો; શૃંગાર રસ.

**આદિરાજ** ૧. [ સં. આદિ ( પ્રથમ ) + રાજન્ ( રાજા ) ] પું. પૃથુરાજા. પૃથ્વીના તે પહેલા રાજા ગણાતા હોવાથી તે આદિરાજ કહેવાય છે.
૨. પું. મનુ.
૩. પું. ( પુરાણ ) સોમવંશી અવિક્ષિત અથવા અશ્વવાન રાજાના આઠ દીકરા માંહેનો એ નામનો એક.

**આદિલ** ૧. [ અ. અદ્લ ( તે ન્યાયી હતો ) ] પું. ન્યાયાધીશ.
૨. વિ. ન્યાયી; ખરૂં; ન્યાયવાળું.

**આદિલઈને** ૧. વિ. આદિક; વગેરે; ઇત્યાદિ.
૨. અ. અમુકને પહેલા ગણીને બીજા પણ ગણાય તેમ.

**આદિલશાહ** પું. બિજાપુરનો એ નામનો એક નવાબ.

**આદિલશાહી** ૧. સ્ત્રી. બિજાપુર રાજ્યનો એક અસલી ચલણી સિક્કો.
૨. વિ. બિજાપુરના નવાબ આદિલશાહનું.

**આદિલેખ** [ સં. આદિ ( મૂળ ) + લેખ ( લખાણ ) ] પું. હાથે લખેલું લખાણ.

**આદિવચન** [ સં. આદિ ( પહેલું ) + વચન ( કથન ) ] ન. પ્રસ્તાવના; પુસ્તકની શરૂઆતમાં તેનું સ્વરૂપ સમજાવવા માટે લખેલા બે બોલ; પુરોવચન.

**આદિવરાહ** [ સં. આદિ ( શરૂઆત ) + વરાહ ( સૂવર ) ] પું. ચાલુ કલ્પના આરંભમાં હિરણ્યાક્ષને મારવા સારૂ થયેલો સૂવર રૂપે વિષ્ણુનો ત્રીજો અવતાર; શ્વેતવરાહ; વરાહ અવતાર.

**આદિવરાહોપાસક** [ સં. આદિવરાહ ( વિષ્ણુનો ત્રીજો અવતાર ) + ઉપાસક ( પૂજા કરનાર ) ] પું. વરાહનું ચિહ્ન ધારણ કરનાર વિષ્ણુના ત્રીજા અવતારને પૂજનાર માણસ.

**આદિવર્ણ** ૧. [ સં. આદિ ( પહેલું ) + વર્ણ ( જાત ) ] પું. પહેલી જ્ઞાતિ.
૨. [ સં. આદિ ( પહેલું ) + વર્ણ ( હરફ ) ] પું. પહેલો અક્ષર; 'અ'.
૩. [ સં. આદિ ( મુખ્ય ) + વર્ણ ( કોમ ) ] પું. બ્રાહ્મણ જાતિ.

**આદિવર્ણી** [ સં. આદિ ( પહેલું ) + વર્ણિન્ ( જાતનું ) ] વિ. બ્રાહ્મણ જ્ઞાતિનું.

**આદિવંશ** [ સં. આદિ ( પહેલું ) + વંશ ] પું. શરૂઆતનો વંશ.

**આદિવિદ્વાન** [ સં. આદિ ( મુખ્ય ) + વિદ્વસ્ ( પંડિત ) ] પું. સાંખ્ય મતના આચાર્ય કપિલમુનિ.

**આદિવિપુલા** [ સં. આદિ ( પ્રથમ ) + વિપુલા ( આર્યા છંદનો એક પ્રકાર ) ] પું. ( પિંગળ ) પહેલા દલના પહેલા ત્રણ ગણમાં પાદ અધૂરો હોય એવો આર્યા છંદ.

**આદિવિપુલાઆર્યાગીતિ** [ સં. આદિવિપુલા ( એક છંદ ) + આર્યાગીતિ ( એક છંદ ) ] પું. ( પિંગળ ) બન્ને દલના નિયમ આર્યાગીતિ મુજબ પણ પહેલા દલમાં વિપુલા પ્રમાણે યતિવાળો એક આર્યાગીતિ માત્રામેળ છંદ.

**આદિવિપુલાઉદ્‌ગીતિ** [ સં. ] પું. ( પિંગળ ) પહેલા દલમાં વિપુલા પ્રમાણે યતિવાળો એક ઉદ્‌ગીતિ માત્રામેળ છંદ. તેમાં બન્ને દલમાં ઉદ્‌ગીતિના નિયમો હોય છે.

**આદિવિપુલાઉપગીતિ** [ સં. ] પું. ( પિંગળ ) એક ઉપગીતિ માત્રામેળ છંદ. તેમાં બન્ને દલનું માપ ઉપગીતિ પ્રમાણે હોય, પરંતુ પહેલા દલમાં વિપુલા પ્રમાણે યતિવાળો તે હોય છે.

**આદિવિપુલાજઘનચપલા** [ સં. ] પું. ( પિંગળ ) પહેલા પાદના ત્રણ ગણમાં પાદ અધૂરો હોય અને બીજા દલમાં બીજો અને ચોથો ગણ જગણ હોય એવો આર્યા છંદ.

**આદિવિષ્ણુ** [ સં. આદિ ( પ્રથમ ) + વિષ્ણુ ] પું. વિષ્ણુનું એક નામ; વાસુદેવ; જનાર્દન. જુદા જુદા ભાગમાં વિષ્ણુના મંદિર જુદા જુદા નામથી સ્થાપી શકાય. જેમકે, પૂર્વમાં શ્રીધર, દક્ષિણમાં વામન, પશ્ચિમમાં વાસુદેવ અથવા આદિવિષ્ણુ, ઉત્તરમાં કેશવ કે નારાયણ, અને

ખૂણા ઉપર નૃસિંહ, ગોપાળ, રામ વગેરે.

**આદિશક્તિ** ૧. સ્ત્રી. દેવીની એક મૂર્તિ.

૨. સ્ત્રી. પાર્વતી; દુર્ગા; આદ્યશક્તિ.

૩. [ સં. આદિ ( મૂળ ) + શક્તિ ( દુર્ગા ) ] સ્ત્રી. સંસારનો બધો પ્રપંચ રચનાર ઈશ્વરની અકળ શક્તિ; માયા;. પ્રકૃતિ; પરમેશ્વરની માયારૂપ શક્તિ.

**આદિશરીર** ૧. ન. અજ્ઞાન; અવિદ્યા.

૨. [ સં. આદિ ( મૂળ ) + શરીર ( દેહ ) ] ન. કારણ શરીર; જીવનું અવિદ્યારૂપ મૂળ શરીર.

૩. વિ. સૂક્ષ્મ શરીર; લિંગદેહ.

**આદિશિલ્પી** [ સં. આદિ ( મૂળ ) + શિલ્પ ( કળા ) + ઇન્ ( વાળું )] પું. દેવોનો શિલ્પશાસ્ત્રી વિશ્વકર્મા.

**આદિશેષ** [ સં. આદિ ( મુખ્ય ) + શેષ ] પું. ( પુરાણ ) શેષનાગ. વિષ્ણુ ભગવાન તેની ઉપર બેઠેલ મનાય છે.

**આદિશ્યમાન** [ સં. આદિશ્ ( હુકમ કરવો ) + ય ( જેવું ) + મત્ ( વાળું ) ] વિ. જેને હુકમ અપાયેલ હોય એવું.

**આદિષ્ટ** ૧. [ સં. આદિશ્ ( હુકમ કરવો ) ] ન. આજ્ઞા; હુકમ.

૨. ન. ઉપદેશ; સલાહ.

૩. વિ. આજ્ઞા અપાયેલું; હુકમ કરેલ.

૪. વિ. ઉચ્છિષ્ટ; એઠું; બોટેલું.

૫. વિ. કહેલું; સૂચવેલું.

૬. વિ. બદલે મૂકેલું.

૭. વિ. શિખામણ આપેલું; ઉપદેશ કરેલ.

૮. વિ. હુકમ અપાયો હોય એવું; આદેશ પામેલું.

**આદિષ્ટકર્તવ્ય** [ સં. આદિષ્ટ ( આજ્ઞા કરેલું ) + કર્તવ્ય ( કામ ) ] ન. સોંપવામાં આવેલું કામ.

**આદિષ્ટસંધિ** [ સં. આ ( તરફ ) + દિષ્ટ ( બતાવેલું ) + સંધિ ( સુલેહ ) ] સ્ત્રી. પ્રબળ શત્રુને કોઈ દેશ આપવાની કબૂલત આપીને કરેલી સુલેહ.

**આદિષ્ટી** ૧. પું. એક જાતનો બ્રહ્મચારી; બ્રહ્મચર્યાશ્રમી બ્રાહ્મણ વિદ્યાર્થી.

૨. [ સં. આદિશ્ ( હુકમ કરવો ) ] વિ. આજ્ઞા કરનારૂં; હુકમ કરનાર.

૩. વિ. પ્રાયશ્ચિત કરવામાં રોકાયેલું.

**આદિસર્ગ** [ સં. આદિ ( મૂળ ) + સર્ગ ( ઉત્પત્તિ ) ] પું. શરૂઆતની દુનિયા; આદ્યસૃષ્ટિ.

**આદિસાર** ન. બાંધકામનાં મુખ્ય ગણાતાં બત્રીસ પુસ્તકમાંનું એ નામનું એક.

**આદિસૂર** પું. ઈ. સ. ૭૦૦ના સુમારમાં થયેલો ગૌડ દેશનો એક રાજા. તેણે કનોજથી પાંચ બ્રાહ્મણ અને પાંચ ક્ષત્રિય બોલાવી બંગાળામાં વસાવ્યા. તેમાંથી ઘણાં પ્રસિદ્ધ કુટુંબ થયાનું કહેવાય છે.

**આદિસ્થાન** [ સં. આદિ ( મુખ્ય ) + સ્થાન ( જગ્યા ) ] ન. મૂળ ઠેકાણું.

**આદી** ૧. [ અ. ] પું. દુશ્મન; વેરી.

૨. ન. આદુ; એક કંદ.

૩. વિ. અન્યાયી; ગેરઇન્સાફથી વર્તનારૂં.

૪. વિ. આદતવાળું; બ્યસની.

૫. વિ. ઓળંગી જતું.

૬. [ સં. અદ્ ( ખાવું ) ] વિ. ખાનારૂં; ખાતું.

૧. આદી હોવું = ટેવ હોવી.

૨. શરાબની આદી હોવી = દારૂ પીવાના હેવા હોવા.

૭. વિ. ચઢિયાતું; વધારે સરસ.

૮. વિ. પસાર થતું.

૯. વિ. શરૂઆતનું; મૂળ.

૧૦. વિ. હમેશાનું; દરરોજનું.

૧૧. અ. બિલકુલ; જરા પણ.

**આદીચક્ર** [ સં. આર્દ્રક ( આદુ ) + ચક્ર ( ફેદાળું ) ] ન. ( હિંદી ) એક જાતનું આદુ.

**આદીદ** ન. પીસણું; દળણું.

**આદીનવ** ૧. [ સં. આ ( દરેક રીતે ) + દી ( નાશ પામવું ) + ન ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + વ ( ભાવાર્થક પ્રત્યય ) ] પું. ક્લેશ; દુ:ખ.

૨. પું. દુર્ભાગ્ય; પ્રતિકૂલતા.

૩. પું. દોષ; ભૂલ; ખામી.

૪. પું. પાસા ઊંધા પડવાપણું.

૫. વિ. ક્લેશ પામેલ.

૬. વિ. દુ:ખ આપનાર.

૭. વિ. દુ:ખેથી વશ થઈ શકે તેવું; દુર્દમ્ય.

**આદીના** [ ફા. ] પું. શુક્રવાર.

**આદીપક** ૧. [ સં. આદીપ્ ( સળગાવવું ) ] વિ. પારકા ઘરમાં આગ લગાડનાર.

૨. વિ. સતેજ કરનાર.

**આદીપન** ૧. ન. ઉત્સવ પ્રસંગે દીવાલ, ભીંતળિયું વગેરે ધોળવાની ક્રિયા.

૨. [ સં. આદીપ્ ( સળગાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. દેવતા પ્રકટાવવાપણું.

૩. ન. પ્રજ્વલિત કરવું તે.

૪. ન. રોશની.

૫. ન. સતેજ કરવાપણું.

**આદીપિત** ૧. વિ. સતેજ કરેલ.

૨. [ સં. આદીપ્ ( સળગાવવું ) ] વિ. સળગતું; સળગાવેલું.

**આદીપ્ત** ૧. [ સં. આદીપ્ ( સળગાવવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. સતેજ કરેલ.

૨. વિ. સળગાવેલું.

**આદીબ** ૧. પું. શિક્ષક.

૨. [ અ. અદબ ( તે વિનયી હતો ) ] વિ. સભ્ય; વિવેકી.

**આદીશ્વર** [ સં. આદિ ( પહેલું ) + ઈશ્વર ] પું. ( જૈન ) ઋષભદેવ; આદિનાથ; પહેલા તીર્થંકર.

**આદુ** ૧. સ્ત્રી. વાઘરીની એક અટક.

૨. [ સં. આર્દ્રક ] ન. લીલી સૂંઠ; શૃંગવેર; કટુભદ્ર. તેના એકાદ ફૂટ ઊંચા વાંસની સોટી જેવા છોડને રેતાળ અને કાંપાળ જમીન માફક આવે છે. છોડનાં મૂળિયાં લીલાં હોય ત્યારે આદુ અને સુકાય ત્યારે સૂંઠ કહેવાય. તે દવા તરીકે બહુ વપરાય છે. તે પાચક, અગ્નિદીપક, ગળાને ફાયદાકારક અને સોજો, કફ, વાયુ, કંઠરોગ, ઉધરસ, દમ, અનાહવાયુ, મલબંધ, વાંતિ અને શૂળ મટાડનાર મનાય છે.

૧. આદાપાક આપવો-જમાડવો = ખૂબ મારવું.

૨. આદુ કાઢી નાખવું = નબળું પાડવું; થકવવું.

૩. આદુ ખાઈને પડવું = પાછળ પડવું; ખણખોદ કરવી.

૪. આદુ ખાઈને મંડવું-લાગવું = ( આદુ બહુ ગરમ હોય છે તે ઉપરથી નીકળતો અર્થ ) (૧) કમ્મર બાંધી વગર થાકે કામ કર્યે જવું; મંડ્યા રહેવું; આતુરતાથી ચાનક રાખી જોશભેર કામ કર્યા કરવું; ખંતે પડવું. (૨) ઘણી જ બારીકીથી તપાસ કરવી. (૩) ચાનક રાખવી. (૪) ગુસ્સામાં આવીને કોઈની ભૂલ ખોળ્યા કરવી; ખણખોદ કરવી; ખંતથી કોઈના દોષ કાઢ્યા કરવા.

૫. આદુ વાવવું = (૧) રંજાડવું; હેરાન કરવું. (૨) સત્યાનાશ કાઢવું.

૬. આદુની સૂંઠ થવી = (૧) કદમાં ઓછું થવું; બહુ ઊતરી જવું. (૨) ઠંડા થઈ જવું; સ્વભાવ શાંત થવો; નરમ પડવું.

૩. ન. વાઘરીની અટકનું માણસ.

૪. વિ. ( ગ્રામ્ય ) પહેલું; શરૂઆતનું; પ્રથમ.

૫. વિ. વાઘરીની એ નામની અટકનું.

**આદુકાળ** ૧. [ સં. આદિ ( અસલ ) + કાલ ( વખત ) ] પું. જૂનો વખત.

૨. અ. મૂળથી; પહેલેથી.

**આદુકોબ** સ્ત્રી. એ નામની પુરાતની તોપ. તેમાં નીચે પ્રમાણે કોતરવામાં આવ્યું છે: ફજલ અકાલ, ગુરુ નાનકની કૃપા અને ગોવિંદસિંગની મહેરબાની અને રણજિતસિંગ બહાદુર બાદશાહના હુકમથી આદુકોબ તોપ જનરલ તેજસિંગની વ્યવસ્થાથી પાટનગર લાહોરના સુબાસિંગના કારખાનામાં સને ૧૮૯૦ વિક્રમીમાં થઈ.

**આદુનું** [ સં. આદિ ] વિ. જૂનું; પુરાણું; અસલનું.

**આદુબકા** ૧. સ્ત્રી. સગરની એક અટક.
૨. ન. સગરની અટકનું માણસ.
૩. વિ. સગરની એ નામની અટકનું.

**આદુરત** પું. ( જરથોસ્તી ) ધાર્મિક ક્રિયા કરવામાં વપરાતો અગ્નિ રાખવાનો પથ્થરનો તકતો; આતશનોખ્વાન; આતરતો.

**આદું** ૧. [ સં. આર્દ્રક ] ન. એક કંદ; આદુ; લીલી સૂંઠ.
૨. અ. તરફ એવો અર્થ બતાવતો પ્રત્યય. જેમકે, દખણાદું, ઉત્તરાદું.

**આદૃત** ૧. [ સં. આદ્ર ( માન આપવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આબરૂદાર; કીર્તિવાળું.
૨. [ સં. આદ્ર ( મંડ્યા રહેવું ) ] વિ. ઉત્સાહવાળું; ઉદ્યોગી.
૩. વિ. ચતુર; હોશિયાર.
૪. વિ. માન આપેલું; સન્માન કરેલ; પૂજેલ; પૂજિત.
૫. વિ. શરૂઆત કરેલું; આદરેલું.

**આદૃત્ય** [ સં. આદ્ર ( સત્કાર કરવા ) + ત્ય ( જેવું ) ] વિ. માન આપવા જેવું; પૂજવા લાયક; આદરણીય.

**આદૃષ્ટિ** ૧. [ સં. આદૃશ્ ( જોવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. જોવાની શક્તિ.
૨. સ્ત્રી. ત્રણ ભાગની સંકોચેલી દૃષ્ટિ.

**આદે** ૧. [ સં. આદિ ] વિ. અને બીજા.
૨. વિ. મૂળ; પ્રથમ.
૩. વિ. વગેરે; ઇત્યાદિ.
૪. અ. તોબા, હદ થઈ, થાક્યા, હાર્યા એવો અર્થ બતાવનાર શબ્દ.

**આદેય** ૧. [ સં. આદા ( લેવું ) + ય ( જેવું ) ] પું. સહેલાઇથી મળે, સારી રીતે જાળવીને રાખી શકાય અને શત્રુથી ન લઈ શકાય તેવો લાભ.
૨. ન. માગણું; લેણું.
૩. વિ. ગ્રહણ કરવા જેવું; લેવા લાયક.

**આદેયકર્મ** [ સં. આદેય ( લેવા જેવું ) + કર્મન્ ( અગાઉ કરેલા કામનું પરિણામ ) ] ન. ( જૈન ) જીવ જે કહે તે થાય એટલે જીવને જેનાથી વાક્સિદ્ધિ થાય તે કર્મ.

**આદેયનામ** [ સં. આદેય ( લેવા જેવું ) + નામન્ ( નામ ) ] ન. ( જૈન ) જેના પરિણામે બોલેલું વચન મનાય એવું કર્મ.

**આદેવક** [ સં. આદિવ્ ( જૂગટું રમવું ) + ઇકિ ( વાળું ) ] વિ. જુગારી; જૂગટું ખેલનાર; જૂગટિયો.

**આદેવન** ૧. [ સં. આ ( ઉપર ) + દિવ્ ( જૂગટું રમવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. જુગાર રમવાનું પાટિયું.
૨. ન. જૂગટામાં વપરાતો પાસો; જુગારનું સાધન.
૩. ન. દ્યૂત; જુગાર.

**આદેશ** ૧. [ સં. આદિશ્ ( હુકમ કરવો ) ] પું. આજ્ઞા; ફરમાન; હુકમ.
૨. પું. આજ્ઞાપત્રિકા; ગઝેટ.
૩. પું. ઈશ્વરી કાયદો કે હુકમ.
૪. પું. ( ગણિત ) ઉત્થાપન; પદીમાં અવ્યક્ત રાશિને બદલે તેની બરોબર હોય એવી બીજી કોઈ રાશિ, પદી કે વ્યક્ત સંખ્યા મૂકવી તે; 'સબ્સ્ટિટ્યૂશન'. જેમકે,
$(ક^{૨}-૨ક)^{૨}-૧૧(ક^{૨}-૨ક)+૨૪$ના અવયવ પાડવાની સગવડને ખાતર $(ક^{૨}-૨ક)$ ને બદલે બંને ઠેકાણે કોઈ બીજી અવ્યક્ત રાશિ ગ મૂકીએ તો $ગ^{૨}-૧૧ગ+૨૪$ એવી પદી થાય તે આદેશથી થઈ કહેવાય.
૫. પું. ઉપદેશ; બોધ; સલાહ.
૬. પું. ( વ્યાકરણ ) એક અક્ષરને બદલે બીજો અક્ષર મૂકવાની ક્રિયા; અક્ષરપરિવર્તન. જેમકે, દૈત્ય + અરિ = દૈત્યારિ, હરિ + ઇચ્છા = હરીચ્છા, ભાનુ + ઉદય = ભાનૂદય.

> અવર્ણ, ઇવર્ણ, ઉવર્ણ કે ઋવર્ણની પછી સવર્ણ સ્વર આવે તો બે સ્વર મળીને દીર્ઘ સ્વરરૂપ એક **આદેશ** થાય છે. — બૃહદ્ વ્યાકરણ

૭. પું. કથન; વર્ણન.
૮. પું. (જ્યોતિષ) ગ્રહોનું સારું કે નરસું ફળ.
૯. પું. જિંદગીમાં કરવાનું ખાસ કામ.
૧૦. પું. પ્રણામ; નમસ્કાર. કાનફટા પંથના ગોસાંઈ એકબીજાને મળે ત્યારે આદેશ કહીને આવકારે છે.
૧૧. પું. ( વ્યાકરણ ) ફેરફાર; એકને બદલે આવતો બીજો શબ્દ.

> દશ્ ( જોવું ) ધાતુનો **આદેશ** પશ્ થાય છે, અને તેને 'ઉણાદિ' કુ પ્રત્યય લાગવાથી પશુ શબ્દ વ્યાકરણકારોએ સિદ્ધ કર્યો છે. — સિદ્ધાંતદર્શન

૧૨. પું. ભવિષ્યસૂચન; આગાહી; ભવિષ્ય કહેવું તે.
૧૩. પું. વટહુકમ; સર્ક્યુલર.
૧૪. પું. શાસન; વિધિ; નિયમ.
૧૫. પું. શિવ; શંકર; મહાદેવ.
૧૬. પું. સંમતિ; પરવાનગી; રજા; અનુમતિ.
૧૭. પું. સિદ્ધાંત; નિર્ણય; ઠરાવ.
૧૮. પું. હૂંડી મોકલનારની વતી કોઈને નાણાં આપવાનો ત્રીજા આસામી ઉપર હુકમ.

**આદેશક** ૧. [ સં. આદિશ્ ( હુકમ કરવો ) ] પું. સૂબો; હાકેમ.
૨. પું. સેનાધિપતિ.
૩. વિ. આજ્ઞા કરનાર; હુકમ આપનાર.
૪. [ સં. આદિશ્ ( ઉપદેશ આપવો ) ] વિ. ઉપદેશ કરનાર; ઉપદેશક.
૫. વિ. ભવ્ય; દબદબાવાળું; જાજરમાન.

**આદેશન** ૧. [ સં. આદિશ્ ( હુકમ કરવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આજ્ઞા કરવાપણું; હુકમ કરવો તે.
૨. [ સં. આદિશ્ ( ઉપદેશ આપવો ) ] ન. ઉપદેશ કરવો તે.

**આદેશપત્ર** [ સં. આદેશ ( પરવાનગી ) + પત્ર ( કાગળ ) ] ન. પરવાનો; રજાચિઠ્ઠી; છૂટ.

**આદેશમંત્ર** ૧. [ સં. આદેશ ( બોધ ) + મંત્ર ] પું. આચારસૂત્ર તરીકે અપાયેલો ઉપદેશ; દીક્ષામંત્ર; રહેણીકરણીમાં પાળવા માટે ગુરુએ આપેલ શિખામણ.
૨. પું. ( ગણિત ) ઉત્થાપનમંત્ર; પદીમાં એક અવ્યક્ત રાશિને બદલે તેની બરાબર બીજી રાશિ મૂકવાનો સિદ્ધાંત; 'પ્રિન્સિપલ ઑવ સબ્સ્ટિટ્યૂશન'.

**આદેશયુક્ત** [ સં. આદેશ ( આજ્ઞા ) + યુક્ત ( વાળું ) ] વિ. હુકમ કરેલો હોય એવું; આજ્ઞા કરાયેલું.

**આદેશવાહક** [ સં. આદેશ ( ફરમાન ) + વાહક ( લઈ જનાર ) ] વિ. હુકમ ઉઠાવનાર; આજ્ઞા પાળનાર.

**આદેશસૂચક** [ સં. આદેશ ( આજ્ઞા ) + સૂચક ( બતાવનાર ) ] વિ. હુકમ જણાવનાર.

**આદેશી** ૧. [ સં. આદિશ્ ( આજ્ઞા કરવી ) ] પું. અધ્યક્ષ; ઉપરી.
૨. પું. જોશી; જ્યોતિષી.
૩. વિ. ઉપદેશ કરનાર; બોધ દેનાર.
૪. વિ. ઉશ્કેરનાર; પ્રેરનાર.
૫. વિ. પેદા કરનાર; ઉત્પાદક.
૬. [ સં. આદિશ્ ( બતાવવું ) ] વિ. બતાવનાર; દેખાડનાર.
૭. વિ. હુકમ કરનાર; આજ્ઞા આપનાર.

**આદેશ્ય** ૧. [ સં. આદિશ્ ( હુકમ કરવો ) + ય ( જેવું ) ] વિ. આજ્ઞા કરવા લાયક; હુકમ કરવા જેવું.
૨. વિ. ઉપદેશ આપવા જોગ.
૩. વિ. કહેવા જેવું.

**આદેષ્ટા** ૧. [ સં. આદિશ્ ( હુકમ કરવો ) ] પું. કુલ અખત્યારવાળો પુરુષ.
૨. પું. 'મારા ઇષ્ટ કર્મ માટે મહેનત કર' એમ ઋત્વિજને કહેનાર યજમાન.
૩. વિ. આજ્ઞા કરનાર; હુકમ કરનાર.
૪. વિ. ઉપદેશ કરનાર.

**આદેસ** ૧. પું. જરથોસ્તી માસનો નવમો દિવસ.
૨. પું. જરથોસ્તી વર્ષનો નવમો મહિનો.

**આદેસર** [ સં. આદીશ્વર ] પું. ( જૈન ) પહેલા તીર્થંકર; આદિનાથ; ઋષભદેવ.

**આદો** ૧. પું. ( ડિંગળ ) આદુ; જેમાંથી સૂંઠ બને તે કંદ.
૨. ભૂ. ક્રિ. ( ચારણી ) આવ્યો.

**આદોકદમી** વિ. ( ગ્રામ્ય ) અસલનું; જૂના વખતનું; ઘણા કાળનું.

**આદોકાદ** વિ. ( ગ્રામ્ય ) અસલનું; જૂનું.

**આદોવાયો** પું. ગાડાં ભાડે ફેરવનાર પુરુષ; ભાડૂતી ગાડાવાળો.

**આદોશ્ત** [ ૫. ] પું. ( જરથોસ્તી ) આતશતો; આતશનો ખ્વાન; ધાર્મિક ક્રિયા કરવામાં અગ્નિ રાખવાને માટે વપરાતો પથ્થરનો તકતો.

**આદૌ** ૧. [ સં. આદિ ( શરૂઆત ) ] અ. પૂર્વે; પહેલાં; અગાઉ.
૨. અ. પ્રારંભમાં; શરૂઆતમાં.

**આદ્ય** ૧. પું. ( પુરાણ ) એ નામનો બ્રહ્મર્ષિ. ઉપરિચરના સોળ ઋત્વિજમાંનો તે એક હતો.
૨. પું. ( પુરાણ ) ચાક્ષુષ મન્વંતરના પાંચ પ્રકારના દેવમાંનો પહેલો.
૩. [ સં. આદ્ય ( પ્રથમ ) ] પું. શિવ. તે સૌથી પહેલાં થયેલ મનાય છે તેથી આદ્ય કહેવાય છે.
૪. ન. આકાશ.
૫. ન. એક જાતનું પ્રેતશ્રાદ્ધ; પિતૃશ્રાદ્ધ.
૬. ન. જન્મ; ઉત્પત્તિ.
૭. ન. ધાન્ય; અનાજ.
૮. ન. માયા; બહારની દુનિયા.
૯. ન. ( પિંગળ ) વેદના છંદનાં ત્રણ સમક માંહેનું પહેલું.
૧૦. ન. શરૂઆત; મૂળ.
૧૧. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.
૧૨. [ સં. અદ્ ( ખાવું ) ] વિ. ખાવા જેવું.
૧૩. વિ. પહેલું હોનારું.
૧૪. વિ. મુખ્ય; પ્રધાન.
૧૫. વિ. મૂળ; આરંભનું.
૧૬. અ. વગેરે; ઇત્યાદિ.

**આદ્યઋષિ** [ સં. આદ્ય ( શરૂઆતનું ) + ઋષિ ] પું. બ્રહ્મા.

**આદ્યકવિ** ૧. [ સં. આદ્ય ( પ્રથમનું ) + કવિ ] પું. આદિકવિ; સૌથી પહેલો કવિ.
૨. પું. નરસિંહ મહેતો. તે ગુજરાતીમાં પહેલું કાવ્ય રચનાર મનાય છે.
૩. પું. બ્રહ્મા. તે વેદના કર્તા મનાય છે.
૪. પું. વાલ્મીકિ. તેણે સંસ્કૃત ભાષામાં પહેલું રામાયણ નામનું કાવ્ય રચ્યું હોવાથી તેમને આદ્યકવિ કહેવાય છે.
૫. પું. હિરણ્યગર્ભ.

**આદ્યગુરુ** ૧. પું. ઈશ્વર; બ્રહ્મ.
૨. [ સં. આદ્ય ( પહેલું ) + ગુરુ ( શિક્ષક ) ] પું. પહેલો શિક્ષક.

**આદ્યગૌડ** ( આદ્યગૌડ ) પું. બ્રાહ્મણની એ નામની એક જાત.

**આદ્યચાલક** [ સં. આદ્ય ( પહેલું ) + ચાલક ( ચલાવનાર ) ] પું. મૂળ પ્રવર્તક.

**આદ્યચિહ્ન** [ સં. આદ્ય ( પહેલું ) + ચિહ્ન ( નિશાની ) ] ન. શરૂઆતની નિશાની.

**આદ્યતંત્રી** [ સં. આદ્ય ( પ્રથમ ) + તંત્રી ( છાપું બહાર પાડનાર ) ] પું. છાપું પહેલવહેલાં પ્રસિદ્ધ કરનાર.

**આદ્યતા** [ સં. આદ્ય ( પ્રથમ ) + તા ( પણું ) ] સ્ત્રી. પહેલું હોવાપણું.

**આદ્યદ્રષ્ટા** ૧. પું. પ્રથમ શરૂ કરનાર; મૂળ પાયો નાખનાર; આદિપ્રણેતા.
૨. [ સં. આદ્ય ( પહેલું ) + દ્રષ્ટૃ ( જોનાર ) ] પું. વસ્તુનું તત્ત્વ સૌથી પહેલું જોઈ શકનાર પુરુષ.

**આદ્યનિર્ગમ** [ સં. આદ્ય ( શરૂઆતનું ) + નિર્ગમ ( બહાર જવું તે ) ] પું. શિવનું એક નામ. તેમણે આદિ કાળ પસાર કર્યો છે.

**આદ્યપક્ષ** [ સં. આદ્ય ( પહેલું ) + પક્ષ ( બાજુ ) ] પું. ( ગણિત ) સમીકરણમાં બરાબરની નિશાનીની ડાબી બાજુએ આવેલ પદી.

**આદ્યપાષાણયુગ** [ સં. આદ્ય ( શરૂઆત ) + પાષાણ ( પથ્થર ) + યુગ ( જમાનો ) ] પું. ચાર લાખ વર્ષનો એ નામનો એક યુગ; 'ઇઓલીથિક એજ'. આ જમાનામાં માણસો પથ્થરનાં અણઘડ હથિયારો અને સાધનો વાપરતા તેથી તે સ્ટોન એજ પણ કહેવાય છે.

**આદ્યપિતા** [ સં. આદ્ય ( પ્રથમનું ) + પિતૃ ( બાપ ) ] પું. મૂળ પિતા; પરમેશ્વર.

**આદ્યપુરુષ** [ સં. આદ્ય ( પહેલું ) + પુરુષ ] પું. ઈશ્વર; પરમાત્મા; નારાયણ.

**આદ્યપ્રકૃતિ** [ સં. આદ્ય ( પ્રથમનું ) + પ્રકૃતિ ( સૃષ્ટિનું મૂળ કારણ ) ] સ્ત્રી. માયા.

**આદ્યપ્રચારક** [ સં. આદ્ય ( પહેલું ) + પ્રચારક ( ફેલાવનાર ) ] વિ. પ્રથમ ફેલાવો કરનાર.

**આદ્યપ્રણેતા** [ સં. આદ્ય ( પહેલું ) + પ્રણેતૃ ( બનાવનાર ) ] પું. પ્રથમ રચનાર પુરુષ.

**આદ્યપ્રાણી** [ સં. આદ્ય ( શરૂઆતનું ) + પ્રાણિન્ ( જીવ ) ] ન. એક કોષવાળા બહુ નાના જીવનો એક મૂળવર્ગ; આદિજીવ.

**આદ્યપ્રેરક** [ સં. આદ્ય ( પહેલું ) + પ્રેરક ( ગતિ આપનાર ) ] વિ. પહેલ કરનાર.

**આદ્યબીજ** ૧. [ સં. આદ્ય ( મૂળ ) + બીજ ( મૂળ કારણ ) ] ન. આદિ કારણ; મૂળ કારણ.
૨. ન. ઈશ્વર.
૩. ન. પ્રકૃતિ; જગતનું આદિકારણ; માયા.
૪. ન. ( સાંખ્ય ) પ્રધાન.

**આદ્યભવાની** ૧. પું. પાવૈયો; હીજડો; નપુંસક.
૨. [ સં. આદ્ય ( પહેલું ) + ભવાની ( દુર્ગા ) ] સ્ત્રી. જગદંબા; મૂળ શક્તિ.

**આદ્યભૂમિ** [ સં. આદ્ય ( પ્રથમ ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. મૂળ રહેઠાણ.

**આદ્યમંત્રી** [ સં. આદ્ય ( પહેલું ) + મંત્રિન્ ( સલાહકાર ) ] પું. મુખ્ય પ્રધાન.

**આદ્યમાષક** પું. માસો; પાંચ ચણોઠીનું માપ.

**આદ્યય** [ આદિ ( પહેલાં ) + અય્ ( જવું ) + અ ( ક્રિયાવાચક પ્રત્યય ) ] પું. શબ્દના પહેલાં આવનાર શબ્દાંગ; પૂર્વગ. જેમકે, પ્ર, પરા, અપ, સમ, અનુ, અવ, નિસ ( નિર્ ), દુસ ( દુર્ ), વિ, આ, નિ, અધિ, અતિ, સુ, ઉદ્, અભિ, પ્રતિ, પરિ, ઉપ, અપિ, અ, તિરસ, આવિસ, અલમ, અન્તર્, બહિર્, ઇતિ, કુ, ચિરમ, દિવા, ધિક્, પશ્ચાત, પુરસ, પુરા, પૃથક્, પ્રાતર્, સાયમ, સ અથવા સહ, સ્વયમ, અધઃ, પ્રાદુર્, સ્વર્, પુનર્, સ્વસ્તિ, મિથ્યા, નમસ, શનૈઃ, સાક્ષાત, વૃથા. ન.

**આદ્યરચના** [ સં. આદ્ય ( પહેલું ) + રચના ( બનાવવું તે ) ] સ્ત્રી. પ્રથમ બનાવટ.

**આદ્યર્ષ** પું. શિવધર્મના કવિ અને ગવૈયાઓની મંડળી. તેમણે શૈવધર્મના ફેલાવામાં સારો ફાળો

આપ્યો હતો. તેમાં સૌથી પ્રખ્યાત ગવૈયો દક્ષિણ હિંદમાં રહેનાર મણિક્ક્વાસગર હતો.

**આદ્યવિવેચક** [ સં. આદ્ય ( પહેલું ) + વિવેચક ( ચર્ચા કરનાર ) ] વિ. પહેલું વિવેચન કરનાર.

**આદ્યવૃક્ક** ૧. ન. ગુદા.

૨. [ સં. આદ્ય ( શરૂઆતનું ) + વૃક્ક ( ગુરદો ) ] ન. ગુરદાનો પિંડ; 'પ્રોનેફ્રોસ'. ગર્ભના ત્રીજા અઠવાડિયામાં કરોડની બન્ને બાજુ પિંડના ઝૂમખા રૂપે તેની શરૂઆત થાય છે, અને પછી નળીઓના રૂપમાં ફેરવાઈ જાય છે. ગર્ભને છઠ્ઠે અઠવાડિયે પુષ્પ થઈ ત્રીજે મહિને તે અદૃશ્ય થાય છે, જ્યારે કાયમના ગુરદાની શરૂઆત થાય છે.

**આદ્યવેર** ૧. [ સં. આદ્ય ( પહેલું ) + વૈર ( દુશ્મનાવટ ) ] ન. જૂની દુશ્મનાવટ; પહેલેથી ચાલ્યો આવતો અણબનાવ.

૨. ન. હાડવેર; પાકી દુશ્મનાવટ.

આદ્યવેર વેશ્યાને સતી = સારા અને ખરાબ માણસને કદી બનતું નથી.

**આદ્યવૈર** [ સં. આદ્ય ( મૂળનું ) + વૈર ( દુશ્મનાવટ ) ] ન. જૂની દુશ્મનાવટ. જુઓ આદ્યવેર.

**આદ્યશક્તિ** ૧. [ સં. આદ્ય ( મૂળનું ) + શક્તિ ( દુર્ગા ) ] સ્ત્રી. અંબાભવાની; દુર્ગા; માતા; દેવી.

૨. [ સં. આદ્ય ( મૂળ ) + શક્તિ ( દેવી ) ] સ્ત્રી. બ્રહ્માંડની મૂળ ઉત્પન્ન કરનારી શક્તિ; પ્રકૃતિ; માયા.

**આદ્યશરીર** [ સં. આદ્ય ( પ્રથમ ) + શરીર ( દેહ ) ] પું. બ્રહ્મા.

**આદ્યશ્રાદ્ધ** [ સં. આદ્ય ( પહેલું ) + શ્રાદ્ધ ] ન. મરનારની પાછળ અગિયારમે દિવસે કરવામાં આવતા સોળ શ્રાદ્ધમાંનું પહેલું.

**આદ્યષ્ટકવિધિ** [ સં. આદિ ( શરૂઆતનું ) + અષ્ટક ( આઠની સંખ્યા ) + વિધિ ( ક્રિયા ) ] સ્ત્રી. ( શિલ્પ ) સ્થાપનાનો પાયો નાખવાની ક્રિયા.

**આદ્યસહકારી** [ સં. આદ્ય ( પહેલું ) + સહ ( સાથે ) + કારિન્ ( કરનાર ) ] વિ. શરૂઆતથી સાથે કામ કરનાર.

**આદ્યસંયમી** [ સં. આદ્ય ( ઉત્તમ ) + સંયમ ( ઇંદ્રિયનિગ્રહ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઉત્તમ સંયમી; શ્રેષ્ઠ ઇંદ્રિયનિગ્રહ કરનાર.

**આદ્યસૂચક** [ સં. આદ્ય ( પહેલું ) + સૂચક ( બતાવનાર ) ] વિ. પ્રથમ જણાવનાર.

**આદ્યસૃષ્ટ** [ સં. આદ્ય ( પહેલું ) + સૃષ્ટ ( ઉત્પન્ન કરેલું ) ] વિ. પહેલાં સરજેલું.

**આદ્યસ્થાન** ૧. [ સં. આદ્ય ( પહેલું ) + સ્થાન ( ઠેકાણું ) ] ન. આગળનું સ્થાન; પહેલી જગ્યા; અગ્રસ્થાન.

૨. ન. મૂળ ઠેકાણું.

**આદ્યસ્થાપક** [ સં. આદ્ય ( પહેલું ) + સ્થાપક ( સ્થાપનાર ) ] વિ. પાયો નાખનાર; શરૂઆત કરનાર.

**આદ્યસ્રાવક** પું. ગર્ભને લગતી નલિકાઓનું જોડકું; 'મ્યુલેરિઅન ડક્ટ'. સ્ત્રીઓમાં જનનવિષયક માર્ગો તેમાંથી વૃદ્ધિ પામે છે; પણ પુરુષોમાંથી તે અદૃશ્ય થઈ જાય છે.

**આદ્યંક** ૧. પું. ( ગણિત ) ત્રિરાશિનું પહેલું પદ.

૨. [ સં. આદિ ( પહેલું ) + અંક ( આંકડો ) ] પું. પહેલો આંકડો.

**આદ્યંત** ૧. [ સં. આદિ ( આરંભ ) + અંત ( છેડો ) ] પું. શરૂઆત અને છેડો.

૨. વિ. પહેલું અને છેલ્લું.

૩. વિ. શરૂઆત અને અંતવાળું.

૪. અ. પહેલેથી છેડા સુધી; અથેતિ; શરૂઆતથી આખર સુધી.

**આદ્યા** ૧. [ સં. આદ્ય ( પહેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દસ મહાવિદ્યાઓમાં પહેલી દેવી.

૨. સ્ત્રી. દુર્ગા; પ્રધાન શક્તિ.

૩. સ્ત્રી. મહિનાની પહેલી તિથિ; પ્રતિપદા.

૪. વિ.સ્ત્રી. પહેલી; પ્રથમ થતી.

**આદ્યાકાલી** [ સં. આદ્ય ( પહેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + કાલી ( એક દેવી ) ] સ્ત્રી. મૂળ પ્રકૃતિ; જગતનું મૂળ ઉપાદાન.

**આદ્યાક્ષર** [ સં. આદ્ય ( પ્રથમનું ) + અક્ષર ] પું. પહેલો અક્ષર; શરૂઆતનો અક્ષર.

**આદ્યાક્ષરબંધ** [ સં. આદ્ય ( પ્રથમનું ) + અક્ષર + બંધ ( રચના ) ] પું. ( કાવ્ય ) દરેક લીટીનો પહેલો અક્ષર અનુક્રમે લેતાં કોઈ માણસ, શહેર વગેરેનો કંઈ અર્થ થાય તેવી રચનાવાળી કવિતા; પ્રથમાક્ષરબંધ.

**આદ્યાવસ્થા** [ સં. આદ્ય ( પહેલું ) + અવસ્થા ( સ્થિતિ ) ] સ્ત્રી. શરૂઆતની સ્થિતિ.

**આદ્યાશક્તિ** [ સં. આદ્ય ( પહેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + શક્તિ ( દેવી ) ] સ્ત્રી. દુર્ગા. જુઓ આદ્યશક્તિ.

**આદ્યાંગ** [ સં. આદ્ય ( પહેલું ) + અંગ ( ભાગ ) ] પું. પૂર્વ વિષય; શરૂઆતનો ભાગ.

**આદ્યુદાત્ત** [ સં. આદિ ( પ્રથમ ) + ઉદાત્ત ( ઉચ્ચ સ્વરવાળું ) ] વિ. જેનો પહેલો સ્વર ઉચ્ચ હોય એવું.

**આદ્યે** ૧. [ સં. આદ્ય ( પહેલું ) ] અ. પૂર્વે; અગાઉ; પહેલાં.

૨. અ. વગેરે.

આઈ આદ્યે એમ સાંભળીયું,
ઉખાને આપ્યું વરદાન. — નાકર

**આદ્યોત** [ સં. આ ( ચોપાસ ) + દ્યુત્ ( પ્રકાશવું ) ] પું. પ્રકાશ; તેજ; રોશની. તે બધી દિશામાં ફેલાય છે.

**આદ્યોદાત્ત** [ સં. આદ્ય ( પહેલું ) + ઉદાત્ત ( ઊંચા સ્વરવાળું ) ] વિ. જેનો પહેલો સ્વર ઊંચો હોય એવું.

**આદ્યોપાંત** [ સં. આદ્ય ( પહેલું ) + ઉપ ( પાસે ) + અંત ( છેડો ) ] અ. પહેલેથી છેલ્લે લગી; અથથી ઇતિ સુધી.

**આદ્ર** [ સં. આર્દ્ર ] વિ. ( ડિંગળ ) લીલું; ભીનું.

**આદ્રક** [ સં. આર્દ્રક ] ન. આદુ.

**આદ્રપુર** ન. એડનનું જૂનું નામ.

**આદ્રવ** પું. યજ્ઞસ્થાનનો વૈશ્ય અથવા ક્ષત્રિય.

**આદ્રા** [ સં. આર્દ્રા ] સ્ત્રી. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર. જ્યારે સૂર્ય આ નક્ષત્રમાં હોય ત્યારે લોકો અનાજ વાવવું સારું ગણે છે.

**આદ્રિસાર** [ સં. અદ્રિસાર ( લોઢું ) ] વિ. લોઢાનું બનાવેલું.

**આધ** ૧. [ સં. અર્દ્ધ ( અરધું ) ] પું. અરધો ભાગ.

તેણે માગવો'તો મારી પાસે રાજ્ય કરો આધ. — પ્રેમાનંદ

એક આધમેં = થોડાએકમાં; બહુ ઓછામાં.

૨. [ હિં. ] વિ. અડધું; અરધ.

૧. આધ ભાગે આપવું–આધે આપવું = (૧) ગાય કે ભેંસ વસૂકી ગયા પછી તે વિયાય ત્યાંસુધી અને વાછડાં મોટાં થાય ત્યાંસુધી તેની જે કીમત ઠરે તેનો અર્ધો ભાગ આપવાની શરતે પાળવા આપવાં. (૨) ઢોર પુખ્ત ઉમરનું થયા પછી તેની અંકાતી કીમત અરધે ભાગે વહેંચી લેવાની શરતે ઉછેરવા અથવા સાચવવા દેવું.

૨. આધ સેર આટા = રોટી; રોજી.

**આધડવું** ( આધ્રડવું ) અ. ક્રિ. અથડાવું.

**આધણ** ૧. [ સં. આધા ( મૂકવું ) ] ન. આંધણ; ધાન્ય બાફવા માટે ઉકાળવા મૂકેલું પાણી.

૧. આંધણ આવવું = પાણી ઓરવા જેવું ગરમ થવું; ઊકળવું.

૨. આંધણુ મૂકવું = (૧) પાણીને ઉકાળવા માટે મૂકવું. (૨) બરબાદ કરવું; હોળી કરવી.

૨. ન. ઉફાણો; ઊભરો.

૩. ન. ટેકો; આધાર.

**આધન** ૧. સ્ત્રી. ખેડવા માટે આપેલી જમીન.

૨. ન. આંધણુ; ધાન્ય બાફવા માટે ઊકળવા મૂકવામાં આવતું પાણી.

૩. ન. એડનનું જૂનું નામ.

**આધપગરા** [ મ. ] વિ. અરધા સાફ કરેલ. જેમકે, કમોદમાંથી ચોખા.

**આધબટાઈ** [ હિં. ] સ્ત્રી. નીપજની બે સરખે ભાગે વહેંચણ.

**આધમન** ૧. [ સં. આધા ( મૂકવું ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] ન. અનામત મૂકવું તે.

૨. ન. ધરેણે મૂકવું તે.

૩. ન. થાપણ; નિક્ષેપ.

૪. [ સં. આ ( વધારે ) + ધ્મા ( ધમવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બહુ શ્વાસ ચડવાનો રોગ; હાંફ.

**આધમર્ણ્ય** [ સં. અધમર્ણ ( કરજ ) ] ન. કરજદાર હોવાપણું.

**આધર** ન. ( કચ્છી ) આર્દ્રા; એ નામનું એક નક્ષત્ર.

**આધરકણ** ન. અધરકણ; આખરણ; મેળવણ; દહીં જમાવવા માટે જોઈતી ખટાશ.

કાંઈક **આધરકણ** વિના તો નથે જામી.
ધીરો

**આધરકવું** સ. ક્રિ. દહીં બનાવવા દૂધમાં ખટાશ નાખવી; અધરકવું; મેળવવું.

**આધરણ** ૧. [ સં. આધૃ ( ધરી રાખવું ) ] ન. આધાર; ટેકો.

૨. ન. આધાર રાખવાપણું.

૩. [ સં. આધા ( મૂકવું ) ] ન. આંધણ; ધાન્ય બાફવા માટે ઊકળવા મૂકેલું પાણી.

૪. [ સં. આધૃ ( ટેકો આપવો ) ] ન. સારી રીતે ટેકો આપવાપણું.

૫. વિ. રાખનાર.

**આધરા** ૧. ન. ( કચ્છી ) આંતરડાં.

૨. [ સં. આર્દ્રા ] ન. ( કચ્છી ) સત્તાવીસ નક્ષત્રમાંનું એક નક્ષત્ર; આર્દ્રા.

**આધર્મિક** [ સં. અ ( નહિ ) + ધર્મ + ઇક ( વાળું ) ] વિ. અધર્મ કરનાર; અન્યાયી; અધર્મી.

**આધર્ષ** ૧. [ સં. આધૃષ્ ( અપમાન કરવું ) ] પું. તિરસ્કાર; અપમાન.

૨. પું. પીડા કરવી તે.

**આધર્ષણ** ૧. [ સં. આધૃષ્ ( અપમાન કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. તિરસ્કાર; અપમાન.

૨. ન. બળથી પીડવું તે.

**આધલું** [ સં. અર્ધ ( અરધું ) ] સ. ક્રિ. ઢોર અધિયારે આપવું; ઢોર ભાગામું આપવું.

આધલું દેવું = (૧) ગાય કે ભેંસ વસૂકી ગયા પછી તે વિયાય ત્યાંસુધી અને વાછડાં મોટાં થાય ત્યાંસુધી તેની જે કીમત ઠરે તેનો અર્ધો ભાગ આપવાની શરતે પાળવા આપવાં. (૨) ઢોર પુખ્ત ઉમરનું થયા પછી તેની અંકાતી કીમત અરધે ભાગે વહેંચી લેવાની શરતે ઉછેરવા અથવા સાચવવા દેવું.

**આધસોડે** ( આધસોડે ) અ. ( ગ્રામ્ય ) આડે રસ્તે.

**આધા** ૧. [ સં. અર્ધ ] વિ. ( હિંદી ) અર્ધું.

આધા હોવું = અર્ધું થવું; દુબળું પડવું.

૨. વિ. અર્ધું અંદર.

૩. વિ. સુંવાળું; કોમળ.

**આધાકર્મ** ન. જૈન સાધુને ખાસ પોતાના માટે બનાવેલ ખોરાકપાણી લેવાથી લાગતો દોષ.

**આધાકર્મી** વિ. જૈન સાધુને ખાસ પોતાના માટે બનાવેલ ખોરાકપાણી લેવાથી દોષ લાગે એવું.

**આધાકર્મી** આહાર ન લીજે, નિશિભોજન નવિ કરિયે.
વૃદ્ધિવિજય

**આધાચાંદ** ૧. [ હિં. ] પું. અર્ધ ચંદ્ર; આઠમનો ચંદ્ર.

૨. પું. અર્ધું કૂંડાળું.

**આધાતા** [ સં. આ ( પાસે ) + ધાતૃ ( મૂકનાર ) ] પું. ધરેણે મૂકનાર; ગીરો આપનાર; નિક્ષેપ્તા.

**આધાન** ૧. પું. એક પ્રકારનો પ્રાચીન યજ્ઞ.

૨. ન. અગ્નિમાં નાખવું તે.

૩. [ સં. આ ( પાસે ) + ધા ( મૂકવું ) ] ન. અનામત.

૪. ન. અમલમાં મૂકવાપણું; બજવણી.

૫. ન. ઉત્પત્તિ; પેદાશ.

૬. ન. ગર્ભ.

આધાન હોવું = ગર્ભ હોવો.

૭. ન. ગર્ભ રહે તે માટે કરવામાં આવતો એક સંસ્કાર.

૮. ન. ગર્ભધારણ; ગર્ભ રહેવાપણું. સામાન્ય રીતે ગર્ભ રહેવાના અર્થમાં ગર્ભાધાન શબ્દ વપરાય છે. તે ઉપરથી સંસ્કૃતમાં આધાન અને આધાનિક શબ્દો એ સંસ્કારને લગતા થયેલા છે. ગુજરાતી ઓધાન શબ્દ સંસ્કૃત આધાન ઉપરથી છે.

માંહોમાંહિ સ્નેહ અપાર, કરિ વિલાસ પ્રેમિ નરનારિ;
ઘણા દિવસ વાંછા **આધાન**, પુત્રી એક હવૂં સંતાન.
ભાલણ

૯. ન. ગીરવી રાખવાપણું.

૧૦. ન. ધરેણે મૂકવાપણું; નિક્ષેપ.

૧૧. ન. ચીજ મૂકવાની જગા; આશય.

૧૨. ન. ચોક્કસપણું; ખાતરી.

૧૩. ન. થાપણ; મૂડી; પૂંજી.

૧૪. ન. પકડવું તે; ઝીલવાપણું.

૧૫. ન. પવિત્ર અગ્નિ રાખવાપણું; અગ્ન્યાધાન.

૧૬. ન. પ્રયત્ન; યત્ન; ઉદ્યોગ.

૧૭. ન. બે લાકડાંને ઘસી દેવતા સળગાવવાનું કામ; અગ્નિહોત્રીનું શરૂઆતનું કર્મ.

૧૮. ન. મર્યાદા; સીમા.

૧૯. ન. મૂકવાપણું; સ્થાપન.

૨૦. ન. લેવાપણું.

**આધાનગતિક** ૧. [ સં. આધાન ( મૂકવું તે ) + ગતિ ( ચાલ ) + ક ( વાળું ) ] પું. બે પગે, ત્રણ પગે કે જુદી જુદી રીતે ચાલતાં શીખવેલો હાથી.

૨. ન. હાથીએ બે કે ત્રણ પગે ચાલવાપણું.

**આધાનનક્ષત્ર** [ સં. આધાન ( ગર્ભધારણ ) + નક્ષત્ર ( તારાનું ઝૂમખું ) ] ન. ( જ્યોતિષ ) કર્મ નક્ષત્રથી દશમું નક્ષત્ર.

**આધાનમોચન** ૧. [ સં. આધાન ( ગીરો ) + મોચન ( છોડાવવાપણું ) ] ન. ગીરોમાંથી છુટકારો.

૨. ન. ધરેણે મૂકેલ ચીજ છોડાવવી તે.

**આધાનમોચનાધિકાર** [ સં. આધાન ( ગીરો ) + મોચન ( છોડાવવાપણું ) + અધિકાર ( હક ) ] પું. ગીરો છોડાવવાનો હક.

**આધાનવતી** [ સં. આધાન ( ગર્ભ ) + વત્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ગર્ભવતી; ભારેવગી.

**આધાનવ્યવસાયી** [ સં. આધાન ( ગીરો ) + વ્યવસાય ( ધંધો ) + ઇન ( વાળું ) ] પું. ગીરોનું કામ કરનાર દલાલ.

**આધાનિક** [ સં. આધાન ( ગર્ભાધારણ ) + ઇક ( વાળું ) ] ન. સારી પ્રજા ઉત્પન્ન થાય તે માટે સંભોગ પહેલાં કરવામાં આવતો વિધિ; ગર્ભાધાનસંસ્કાર.

**આધાપલીત** [ સં. અર્ધ ( અરધું ) + પલીત ( ભૂતપ્રેત ) ] વિ. ફતરઝોડ; દાધારંગું; અરધું ગાંડું.

**આધાપલીતું** [ સં. અર્ધ ( અર્ધું ) + પલીત ( ભૂતપ્રેત ) ] વિ. અર્ધું ગાંડું; દાધારંગું.

**આધાપાલું** વિ. દાધારંગું; આધાપલીત.

**આધાપેટ** ૧. [ સં. અર્ધ ( અરધું ) + પેટિકા ( પેટી ) ] વિ. અર્ધું પેટ ભરાય એટલું.

૨. [ હિં. ] વિ. જોઈએ તેથી ઓછું.

**આધાભાગું** [ સં. અર્ધ ( અરધું ) + ભાગ ( હિસ્સો ) ] વિ. અડધુંપડધું ભાંગેલું; અધકચરૂં.

**આધાય** [ સં. આધા ( મૂકવું ) ] પું. ગર્ભાધાન. જુઓ આધાન.

**આધાયક** ૧. [ સં. આધાય ( ગર્ભાધાન ) ] વિ. ગર્ભ મૂકનાર.

૨. વિ. મૂકનાર.

૩. [ સં. આ ( સુધી ) + ધાયક ( મૂકનાર ) ] વિ. સ્થાપન કરનાર.

**આધાર** ૧. પું. અન્નપાણી; ખોરાક.

આધાર હોવો = કંઈક પેટ ભરાવું; સહેજ ભૂખ મટવી.

૨. [સં. આ ( ઉપર ) + ધૃ ( ટેકો આપવો ) ] પું. અવલંબન; ટેકો; થોડી.

૩. પું. આકાશ.

૪. પું. આધારબિંદુ; 'ફલ્ક્રમ'.

૫. પું. આશરો; મદદ; સહાય.

૧. આધાર રાખવો = વિશ્વાસ રાખવો.

૨. આધારથી ચાલવું = (૧) કોઈની સલાહ પ્રમાણે ચાલવું. (૨) ટેકો લઈ ચાલવું.

૩. કોઈને આધારે રહેવું = બીજાને આશ્રયે રહેવું.

૬. પું. ( શિલ્પ ) એક જાતનું કોતરકામ. જુઓ અબ્જ ૧૩.

૭. પું. ( શિલ્પ ) એક જાતનો હાળો.

૮. પું. જીવનના આઠ પ્રબંધ માંહેનો એક.

૯. [ સં. આ ( ઉપર ) + ધૃ ( ધારણ કરવું ) ] પું. ( ગણિત ) જેના ઉપરથી ગણિતનું કોષ્ટક તૈયાર કરવામાં આવે તે સંખ્યા; 'બેસ'.

૧૦. પું. ઝાડનો ક્યારો; થાળું; આલવાલ.

૧૧. પું. થાંભલો; સ્તંભ.

૧૨. પું. દસ્તાવેજ.

૧૩. પું. નાટકનું પાત્ર.

૧૪. પું. પાણી આડો આવેલો બંધ.

૧૫. પું. પુરાવો; સાબિતી; પ્રમાણ.

૧૬. પું. પુષ્ટિ; અનુમોદન; ટેકો.

૧૭. પું. બહુકોણની કોઈ પણ એક બાજુ.

૧૮. પું. બંધન.

૧૯. પું. મદદ દેનાર પુરુષ.

૨૦. પું. ( વેદાંત ) માયા સહિત બ્રહ્મમાં સંબંધથી માની લીધેલ અધિષ્ઠાન એટલે પ્રભાવનો ભાગ.

૨૧. પું. મૂળ; પાયો.

૨૨. પું. ( તંત્ર ) યોગશાસ્ત્રમાં જણાવેલ એ નામનું એક ચક્ર. તેને મૂલાધાર પણ કહે છે. જુઓ આધારચક્ર.

મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞાચક્ર, બિંદુ, અર્દ્ધેન્દુ, રોધિની, નાદ, નાદાંત, શક્તિ, વ્યાપિકા, સમની, રોધિની, ધ્રુવમંડલ એ સોળ આધાર છે. ત્રિકાળદર્શક દર્પણ

૨૩. પું. રજા; મંજૂરી; અનુમતિ.

૨૪. પું. વાસણ; પાત્ર.

૨૫. પું. ( યોગ ) શરીર માંહેનો અમુક ભાગ. અંગૂઠો, ઘૂંટી, ઘૂંટણ, સાથળ, સીવની એટલે લિંગમણિ નીચેનું સૂત્ર, લિંગ, નાભિ, હૃદય, ડોક, કાન, જીભ, નાક, ભમ્મર, લલાટ, માથું અને બ્રહ્મરંધ્ર એ સોળ આધાર કહેવાય છે.

૨૬. પું. સત્તા; અધિકાર.

૨૭. પું. સમાવેશ.

૨૮. પું. સંગ્રહ; જથ્થો.

૨૯. પું. સંબંધ.

૩૦. પું. ( વ્યાકરણ ) સાતમી વિભક્તિનો અર્થ.

૩૧. ન. હાથો નાખવા માટે હથિયારમાં રાખેલી જગ્યા.

**આધારક** [ સં. આધૃ ( પકડવું ) ] પું. પાયો; મૂળ.

**આધારકલા** સ્ત્રી. અંદરના કાનનો પડદો; 'બેસમન્ટ મેમ્બ્રન'.

**આધારકામ** ૧. [ આધાર ( ટેકો ) + કામ ] ન. અનુમોદન; પુષ્ટિ.

૨. ન. થાંભલો; સ્તંભ.

**આધારગર્ભકલા** [ સં. આ ( ઉપર ) + ધૃ ( ધારણ કરવું ) + ગર્ભ ( હમલ ) + કલા ( પડ ) ] સ્ત્રી. ગર્ભની આસપાસ વીંટાયેલું પડ. તે ઓરનો ભાગ છે અને ઓરની સાથે બહાર નીકળી આવે છે.

**આધારગ્રંથ** [ સં. આધાર ( પુરાવો ) + ગ્રંથ ( ચોપડી ) ] પું. આધારરૂપ ગણાતું પુસ્તક.

**આધારચક્ર** ન. ( યોગ ) મેરુદંડના નીચલા ભાગમાં આવેલું ચાર પાંખડીનું પહેલું ચક્ર; શરીરમાં આવેલાં સાત માંહેનું ગુદા અને જનનેંદ્રિય વચ્ચે રહેલું ચક્ર. તેના ઉપરના ત્રણ ખૂણિયા આસન ઉપર આવેલી અગ્નિની જ્યોતના આકારની મૂર્તિનું દરરોજ પાંચ ઘડી ધ્યાન ધરવાથી બધી શાસ્ત્રવિદ્યા મળે એમ મનાય છે. તેના અધિપતિ ગણપતિ છે. ગુદાસ્થાનમાં વં શં ષં સં એ ચાર અક્ષરવાળું ચાર પાંખડીવાળું અને અગ્નિના વર્ણ સમાન આ ચક્ર છે.

**આધારણ** ૧. [ સં. આધૃ ( ધારણ કરવું ) ] ન. આશ્રય; આશરો.

૨. ન. ટેકો આપવાપણું.

૩. ન. પકડવાપણું.

**આધારતા** [ સં. આધાર + તા ( પણું ) ] સ્ત્રી. ટેકો હોવો તે; આશ્રય હોવાપણું.

**આધારત્વ** જુઓ આધારતા.

**આધારનગ** [ સં. આધાર ( ટેકો ) + નગ ( પહાડ ) ] પું. ટેકો આપનાર પર્વત.

**આધારનિલય** [ સં. આધાર ( આશ્રય ) + નિલય ( સ્થાન ) ] પું. વિષ્ણુ. તે આધારના પણ આધાર અને તેના પણ આધાર છે. પૃથ્વી વગેરે પંચભૂત આધારોનો પણ આધાર હોવાથી પરમેશ્વર આધારનિલય કહેવાય છે.

**આધારપત્ર** ન. અંદરના કાનનો પડદો; આધારકલા.

**આધારપાત્ર** [ સં. આધાર ( પ્રમાણ ) + પાત્ર ( લાયક ) ] વિ. ભરોંસો રાખવા લાયક; વિશ્વાસ કરવા જેવું.

**આધારબિંદુ** [ સં. આધાર ( ટેકો ) + બિંદુ ] ન. ઉચ્ચાલન એટલે વજન ઊંચું કરવાની એક યોજનામાં નીચે મૂકેલો ટેકો; 'ફલ્ક્રમ'.

**આધારભૂત** ૧. [ સં. આધાર ( ટેકો ) + ભૂત ( થયેલ ) ] વિ. ટેકારૂપ; આધાર જેવું બનેલું; અવલંબનરૂપ.

૨. વિ. પ્રમાણભૂત; પુરાવારૂપ; ભરોસાપાત્ર.

૩. વિ. મૂળભૂત; સ્વાભાવિક.

**આધારભૂતબલ** [ સં. આધાર ( ટેકો ) + ભૂત ( થયેલ ) + બલ ( જોર ) ] ન. સત્ત્વ; દમ; કડણ હાડ; 'સ્ટેમિન'.

**આધારભૂતવાક્ય** [ સં. આધાર ( પુરાવો ) + ભૂત ( થયેલ ) + વાક્ય ] ન. ( ન્યાય ) કારણ બતાવનારૂં કથન કે વાક્ય; સાધન; હેતુ; ઉપન્યાસ; પ્રતિજ્ઞા; 'પ્રેમિસ'.

**આધારરૂપ** [ સં. આધાર ( પ્રમાણ ) + રૂપ ( જેવું ) ] વિ. પ્રમાણભૂત. જુઓ આધારભૂત.

**આધારરેખા** [ સં. આધાર ( ટેકો ) + રેખા ( લીટી ) ] સ્ત્રી. જે મૂળ રેખા કે ભાગ ઉપર કોઈ બીજી વસ્તુ ઊભેલી હોય તે રેખા.

**આધારરેષા** [ સં. આધાર ( ટેકો ) + રેષા ( લીટી ) ] સ્ત્રી. આધારરેખા; ઊભી લીટી નીચે આવેલ આડી લીટી.

**આધારવક્ર** [ સં. આધાર ( પ્રમાણ ) + વક્ર ( વાંક ) ] ન. એક વળાંક ઉપરથી બનતો બીજો વક્ર.

**આધારવું** સ. ક્રિ. ટેકો આપવો.

**આધારશક્તિ** ૧. સ્ત્રી. પરમેશ્વરની શક્તિ; માયા; પ્રકૃતિ.
૨. સ્ત્રી. ( તંત્ર ) બાવન દેવતા.
૩. સ્ત્રી. ( હઠયોગ ) મૂલાધાર એટલે ગુદા અને ગુહ્યેન્દ્રિય વચ્ચે આવેલા ચક્રમાં સુષુમ્ણા નાડીના મૂળની નીચે રહેતી મનાતી એક સર્પના આકારવાળી શક્તિ; કુંડલિની.

**આધારસમીકરણ** [ સં. આધાર ( પ્રમાણ ) + સમીકરણ ( સરખું કરવાપણું ) ] ન. ( ગણિત ) એક સમીકરણ ઉપરથી અમુક નિયમ પ્રમાણે બનતું બીજું સમીકરણ.

**આધારસ્તંભ** ૧. [ સં. આધાર ( ટેકો ) + સ્તંભ ( થાંભલો ) ] પું. થાંભલો.
૨. પું. મુખ્ય ટેકો.
૩. વિ. ખરું મદદગાર.

**આધારસ્થંભ** [ સં. આધાર ( ટેકો ) + સ્તંભ ( થાંભલો ) ] પું. થાંભલો. જુઓ આધારસ્તંભ.

**આધારા** સ્ત્રી. ચોપન વાયુતત્ત્વ દેવીમાંની એ નામની એક. જુઓ વાયુતત્ત્વદેવતા.

**આધારાધેય** [ સં. આધાર ( મદદ દેનાર માણસ ) + આધેય ( આશરામાં રહેનાર ) ] પું. મદદ દેનાર અને લેનારનો સંબંધ.

**આધારાધેયભાવ** [ સં. આધાર ( વાસણ ) + આધેય ( અધિકરણમાં રહેનાર ) + ભાવ ] પું. વાસણ અને તેમાં રહેલી વસ્તુનો સંબંધ.

**આધારાનંદ** પું. પ્રાકૃત સાહિત્યમાં મદદ આપનાર સ્વામીનારાયણ સંપ્રદાયના એ નામના એક કવિ.

**આધારી** ૧. વિ. ખાનાર.
૨. [ સં. આધાર ( ટેકો ) + ઇન્ ( વાળું ) ] વિ. ટેકાવાળું; મદદ ઉપર રહેનાર.

**આધારેશ** ૧. પું. ચોપન વાયુતત્ત્વ દેવતામાંનો એ નામનો એક. જુઓ વાયુતત્ત્વદેવતા.
૨. પું. છપ્પન પાર્થિવતત્ત્વ દેવતામાંનો એક. જુઓ પાર્થિવતત્ત્વદેવતા.

**આધાર્મિક** [ સં. અ ( નહિ ) + ધર્મ + ઇક ( વાળું ) ] વિ. અધાર્મિક; ધર્મ વિરુદ્ધનું.

**આધાશીશી** [ સં. અર્ધ ( અરધું ) + શીર્ષ ( માથું ) ] સ્ત્રી. એક બાજુનું માથું દુખવાનો રોગ. જુઓ આદાશીશી. આધાશીશી મટાડવાના ગામડી ઉપાય: (૧) જૂના રૂનો ધૂમાડો નાકેથી લેવો. (૨) કેસરને ઘીમાં ઘૂંટી સૂંઘવું. (૩) જૂના ગોળમાં થોડું કપૂર મેળવી સૂરજ ઉગ્યા પહેલાં ખાવું. (૪) માથું લટકતું રાખીને નાકમાં મીઠાના પાણીનાં ટીપાં નાખવાં. (૫) જે તરફનું માથું દુખતું હોય તે તરફના હાથની કોણીથી ઉપરના ભાગમાં જોરથી દોરી બાંધવી.

**આધાસીસી** [ સં. અર્દ્ધ ( અરધું ) + શીર્ષ ( માથું ) ] સ્ત્રી. ( વૈદક ) માથાની એક બાજુનો ભાગ દુખવાનો રોગ; અધકપાલી. તે નિયમિત વખત રહી મટી જાય. નગોડનાં પાંદડાં ત્રણ અને ચોખ્ખી હીંગ ચણા બરોબર લઈ પાણી સાથે વાટી પોટલી કરી તેનાં બે ત્રણ ટીપાં નાકમાં નાખવાથી આરામ થવાનું મનાય છે. જુઓ આધાશીશી.

**આધાંન** [ સં. આધાન ( ગર્ભધારણ ) ] પું. ( જૂ. ગુ. ) ગર્ભ; ઓધાન.

પુત્ર તણુઉં આવીઉ **આધાંન,**
છઠ્ઠઈ માસિ કરિઉ પકવાન.

લાવણ્યસમય

**આધિ** ૧. [ સં. આધિ ( પાસે હોવું ) ] પું. અનામત.
૨. પું. આશ્રય; નિવાસસ્થાન.
૩. પું. કબૂલાત.
૪. પું. કુટુંબના ભરણપોષણમાં રોકાયેલ માણસ.
૫. પું. ઘરેણે મૂકવું તે; ગીરો.
૬. પું. જોખમ; જુમ્મો.
૭. પું. થાપણ; મૂડી; પૂંજી.
૮. [ સં. આ ( વધારે ) + ધ્યૈ ( વિચાર કરવો ) ] પું. ભય, શોક, ચિંતા વગેરે મનની પીડા; મનોવ્યથા; માનસિક દુઃખ.
૯. પું. વિપત્તિ.
૧૦. પું. વ્યસન; દુઃખ.
૧૧. સ્ત્રી. આશા; ઉમેદ.
૧૨. સ્ત્રી. જગા; સ્થળ.
૧૩. સ્ત્રી. ધર્મચિંતા; કર્તવ્યનો વિચાર.
૧૪. સ્ત્રી. લક્ષણ; સંજ્ઞા; ઉપનામ.
૧૫. સ્ત્રી. શાપ; બદદુઆ.
૧૬. ન. બંગાળી બે મણનું માપ.

**આધિક** ૧. [ સં. આધિ ( માનસિક પીડા ) + ક ( વાળું ) ] પું. ભૂતપ્રેત કાઢનારો; ભૂવો.
૨. [ હિં. ] વિ. લગભગ અરધું.

**આધિકરણિક** [ સં. આધિ ( ધર્મનો વિચાર ) + કરણ ( કરવાપણું ) + ઇક ( વાળું ) ] પું. ન્યાયાધીશ.

**આધિકારિક** ૧. પું. નાટકની મુખ્ય વસ્તુ.
૨. પું. પરમાત્મા; પરમેશ્વર.
૩. [સં. અધિકાર ( સત્તા ) + ઇક ( વાળું )] વિ. અધિકારીને લગતું.
૪. [ સં. અધિ ( ઉપર ) + કૃ ( કરવું ) + ઇક ( વાળું ) ] વિ. ઉચ્ચ; ચઢિયાતું.
૫. વિ. મુખ્ય; પ્રધાન.
૬. વિ. સત્તા સંબંધી; પદવીને લગતું.
૭. વિ. સર્વોપરી.

**આધિક્ય** ૧. [ સં. અધિક ( વધારે ) + ય ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અધિકતા; વધારેપણું; બહુપણું.
૨. ન. ઉચ્ચતા; ઉત્તમપણું; શ્રેષ્ઠત્વ; ચઢિયાતાપણું.
૩. ન. કોઈ વેપારની ચીજથી બજારનું ભરચક થવાપણું; રેલમછેલ.
૪. ન. પુષ્કળપણું; વિપુલતા; અતિશયતા.
૫. ન. ફાયદો; લાભ; નફો.
૬. ન. વધારો; ઉમેરણ.
૭. ન. સર્વોપરી સત્તા.

**આધિક્યચિહ્ન** [ સં. આધિક્ય ( વધારેપણું ) + ચિહ્ન ( નિશાની ) ] ન. અધિકતાની નિશાની; મુકાબલે મોટું એવો અર્થ બતાવતું > આવું ચિહ્ન. આ ચિહ્નનાં બે પાંખિયાં જે બાજુએ હોય તે બાજુની રકમ મોટી ગણાય. જેમકે, ૭ > ૬ એટલે ૭ એ ૬ થી મોટી રકમ છે એવો અર્થ થાય.

**આધિગોપ્ય** [ સં. આધિ ( થાપણ ) + ગુપ્ ( બચાવવું ) ] ન. અનામત મિલ્કત સાચવવાપણું.

**આધિચિકિત્સક** [સં. આધિ ( માનસિક પીડા ) + ચિકિત્સક ( પારખનાર ) ] વિ. મનના દુઃખનું કારણ શોધનાર.

**આધિજ્ઞ** ૧. [ સં. આધિ ( મનનું દુઃખ ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. દુઃખી; મનની પીડાનો અનુભવ કરનાર.
૨. વિ. વાંકું; ત્રાંસું.

**આધિદેવ** [ સં. અધિ ( ઉપરી ) + દેવ ( દેવતા ) ] વિ. ( ડિંગળ ) ઇંદ્રિયોનું રક્ષણ કરનાર દેવને લગતું.

**આધિદેવિક** [ સં. અધિ ( ઉપરી ) + દેવ ( દેવતા ) + ઇક ( લગતું ) ] વિ. ઇંદ્રિયોના અધિદેવોને લગતું. જુઓ આધિદૈવિક.

**આધિદૈવત** [ સં. આધિ ( માનસિક પીડા ) + દૈવત ( આકસ્મિક ) ] વિ. દૈવયોગે આવી પડતી માનસિક પીડા સંબંધી.

**આધિદૈવતપક્ષ** [ સં. આધિ ( મનની પીડા ) + દૈવત ( આકસ્મિક ) + પક્ષ ( બાજુ ) ] પું. સુખ અને દુઃખ અકસ્માત આવતાં હોવાનો મત ધરાવનારાં માણસોનો સમૂહ.

**આધિદૈવતવાદ** [સં. આધિ ( પીડા ) + દૈવત ( આકસ્મિક ) + વાદ ( મત ) ] પું. સુખ અને દુઃખ અકસ્માત આવતાં હોવાનો મત.

**આધિદૈવતવાદી** [ સં. આધિ ( પીડા ) + દૈવત ( ઓચિંતું ) + વાદ ( મત ) + ઇન્

( વાળું )] વિ. સુખદુઃખ અકસ્માત આવે છે એમ માનનાર.

**આધિદૈવિક** ૧. વિ. ઇંદ્રિયોથી થયેલું.

૨. [ સં. અધિ ( ઉપરી ) + દેવ ( દેવતા ) + ઇક ( લગતું )] વિ. ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવોને લગતું.

૩. વિ. ઈશ્વરશાસ્ત્ર સંબંધી; આધ્યાત્મિક.

૪. વિ. દેવને ઉદ્દેશીને કરેલું.

૫. વિ. નસીબે થયેલું; દૈવકૃત.

૬. [ સં. આધિ ( માનસિક પીડા ) + દૈવ ( નસીબ ) + ઇક ( વાળું )] વિ. ભૂત, પ્રેત વગેરેથી થતું; યક્ષ, પિશાચ, ભૂત, પ્રેત વગેરેથી થયેલું. સુશ્રુતે સાત પ્રકારનાં દુઃખ ગણાવ્યાં છે તેમાંનાં ત્રણ: (૧) કાલબલકૃત એટલે કુદરતી કારણોને લીધે થતું. જેમકે, બરફ વગેરેનું પડવું, અતિવૃષ્ટિ થવી વગેરે. (૨) દૈવબલકૃત એટલે વીજળી પડવી, ઝોડ વળગવું વગેરે. (૩) સ્વભાવબલકૃત એટલે ભૂખ તરસ લાગવી તે. આ ત્રણ દુઃખ આધિદૈવિક કહેવાય છે.

૭. વિ. વાત, પિત્ત વગેરેને લીધે થતું.

**આધિદૈવિકતાપ** [સં. આધિદૈવિક ( દૈવયોગે થયેલ ) + તાપ (દુઃખ)] પું. ( વેદાંત ) યક્ષ, રાક્ષસ, દેવ વગેરેથી થયેલ અથવા પવન, વરસાદ, તડકો, ટાઢ, ગરમી વગેરેથી થતું દુઃખ.

**આધિદૈવિકદેશ** [ સં. આધિદૈવિક ( ઈશ્વર સંબંધી ) + દેશ ] પું. ( યોગ ) ધારણા કરવાના ત્રણ પ્રકારના દેશ માંહેનો એ નામનો એક.

**આધિદૈવિકમાર્ગ** [સં. આધિદૈવિક (પરમાર્થિક) + માર્ગ ( રસ્તો )] પું. ભક્તિ કરવાનો રસ્તો.

**આધિદૈવિકરૂપધૃક** પું. પુરુષોત્તમ ભગવાન.

**આધિદૈવી** પું. ( પિંગળ ) યગણ, મગણ, યગણ અને યગણ એમ બાર અક્ષરવાળો જગતીની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેમાં દર છઠ્ઠે અક્ષરે વિરામ આવે.

ય મા યા યા છઠ્ઠે યતિ **આધિદૈવી.**

રણપિંગળ

**આધિની** સ્ત્રી. ( ચારણી ) પરાધીનતા.

**આધિપત્ય** ૧. [ સં. અધિ ( ઉપર ) + પતિ ( ધણી )] ન. અધિકાર; સત્તા.

૨. ન. ઉપરીપણું; ધણીપણું; સ્વામિત્વ.

૩. ન. ચક્રવર્તીપણે રાજ્ય ચલાવવાની રીત; બ્રાહ્મણ વખતનું એક જાતનું રાજ્યબંધારણ.

૪. ન. છાપું બહાર પાડનારનું પદ; છાપાના વહીવટ કરનાર હોવાપણું.

૫. ન. પટેલાઈ; શેઠાઈ.

૬. ન. પ્રજાને પાળવી, પોષવી વગેરે રાજાનું કામ.

૭. ન. રાજ્ય; રાષ્ટ્ર; 'પ્રિન્સિપેલિટિ'.

**આધિપાલ** [ સં. આધિ ( અનામત ) + પાલ ( બચાવનાર )] પું. અનામતની રક્ષાની ગોઠવણ કરનાર અમલદાર.

**આધિબંધ** [ સં. આધિ ( ચિંતા ) + બંધ ( જકડાવું તે )] પું. ચિંતા રૂપ બંધન.

**આધિભૂતક** [ સં. અધિભૂત ( જડ વસ્તુ ) + ક ( લગતું )] વિ. ( ડિંગળ ) આધિભૌતિક; પંચમહાભૂત સંબંધી.

**આધિભોગ** ૧. [ સં. આધિ ( થાપણ ) + ભોગ ( ઉપયોગ )] પું. ગાય, ઘોડા જેવી થાપણ મૂકેલી વસ્તુનો ભોગવટો.

૨. [ સં. આધિ ( મનની પીડા ) + ભોગ ( ભોગવટો )] પું. માનસિક પીડાના અનુભવ રૂપ ભોગવટો.

**આધિભૌતિક** ૧. વિ. આ લોક સંબંધી.

૨. વિ. ઇંદ્રિયોના વિષય સંબંધી.

૩. [ સં. અધિભૂત ( જડ વસ્તુ ) + ઇક ( વાળું )] વિ. પાંચ મહાભૂત સંબંધી.

૪. વિ. પ્રાણીઓ તરફથી થતું; જીવ અથવા શરીરધારી તરફથી મળેલું.

૫. વિ. પ્રાણીઓને લગતું; પ્રાણીઓ વિષેનું.

૬. વિ. શારીરિક. સુશ્રુતમાં લોહી અને વીર્યના રોગ અને અયોગ્ય આહારવિહારથી ઊપજેલ વ્યાધિઓને આધિભૌતિક જણાવ્યા છે.

**આધિભૌતિકતાપ** [સં. આધિભૌતિક ( શારીરિક ) + તાપ ( દુઃખ )] પું. ( વેદાંત ) ચોર, શત્રુ, વીંછી, કૂતરાં, સિંહ, વાઘ, પાડો, પક્ષી, સાપ, જૂ, ડાંસ, મચ્છર, મગર, ઝાડ, પથરા વગેરે સ્થાવરજંગમ જાતનાં જીવથી થતું દુઃખ; આધિભૌતિક દુઃખ.

**આધિભૌતિકદેશ** પું. (યોગ) ધારણા એટલે વિચાર કરવાના ત્રણ પ્રકાર માંહેનો એ નામનો દેશ.

**આધિભૌતિકવિજ્ઞાન** [ સં. આધિભૌતિક ( પંચ મહાભૂત સંબંધી ) + વિજ્ઞાન ( શાસ્ત્રીય સમજ )] ન. જડ પદાર્થ સંબંધી વિદ્યા.

**આધિભૌતિકશાસ્ત્ર** [ સં. આધિભૌતિક ( પંચ મહાભૂત સંબંધી ) + શાસ્ત્ર ] ન. જડ પદાર્થ સંબંધી વિદ્યા; ભૌતિકશાસ્ત્ર.

**આધિભૌતિકશાસ્ત્રાદ્વૈત** [ સં. આધિભૌતિક ( પદાર્થ સંબંધી ) + શાસ્ત્ર ( વિદ્યા ) + અ ( નહિ ) + દ્વૈત ( જુદાપણું )] ન. શરીર, આત્મા તેમ જ જગતની હયાતી, ગતિ અને પ્રગતિ અંતે એક જ પદાર્થ ઉપર આધાર રાખે છે એવો મત; જડ પ્રકૃતિમાં બધી વસ્તુનો સમાવેશ કરવાનો અભિપ્રાય; આખી સૃષ્ટિનું મૂળ એક જડ અને અવ્યક્ત પ્રકૃતિ હોવાનો મત; અદ્વૈતવસ્તુવાદ; અદ્વૈતપ્રકૃતિવાદ; જડાદ્વૈત; અદ્વૈતવાદ; એકતત્ત્વવાદ; 'મોનિઝમ'.

**આધિમુક્તિપ્રત્યાખ્યાન** [સં. આધિ (થાપણ) + મુક્તિ ( છુટકારો ) + પ્રત્યાખ્યાન ( નાંહ લેવું તે )] ન. ગીરો છોડાવવાનો હક્ક રદ કરવાપણું.

**આધિમુક્તિબાધકદાવો** [ આધિ ( અમાનત ) + મુક્તિ ( છુટકારો ) + બાધક ( અટકાવનાર ) + દાવો ( હક્ક મેળવવાની માગણી )] પું. ગીરો છોડાવવાનો હક્ક રદ કરવાનો દાવો; તારણમુક્તિબાધકવાદ.

**આધિમુક્તિબાધકપ્રાર્થના** [ સં. આધિ ( અમાનત ) + મુક્તિ ( છુટકારો ) + બાધક ( અટકાવનાર ) + પ્રાર્થના ( માગણી )] સ્ત્રી. ગીરો છોડાવવાનો હક્ક રદ કરવાની માગણી; આધિમુક્તિબાધકદાવો.

**આધિમુક્તિબાધકવાદ** [ સં. આધિ ( અમાનત ) + મુક્તિ ( છુટકારો ) + બાધક ( અટકાવનાર ) + વાદ ( દાવો )] પું. ગીરો છોડાવવાનો હક્ક રદ કરવાનો દાવો; આધિમુક્તિબાધકદાવો.

**આધિમોચન** [ સં. આધિ ( અમાનત ) + મોચન ( છુટકારો )] ન. ગીરવી છોડાવવું તે.

**આધિમોચનવાદ** [ સં. આધિ ( અમાનત ) + મોચન ( છુટકારો ) + વાદ ( દાવો )] પું. ગીરો છોડાવવાનો દાવો.

**આધિયું** [ સં. અર્ધ ( અરધું ) + ઈય ] ન. ( કચ્છી ) આઠ ઢીંગલાની કીમતનું રૂપાનાણું; અર્ધી કોરી.

**આધિયો** [ સં. અધ્યાય ] પું. પ્રકરણ.

**આધિરથિ** [ સં. અધિરથ ( ધૃતરાષ્ટ્રનો સારથિ )] પું. કર્ણ, કેમકે તેનો પાલક પિતા અધિરથ ધૃતરાષ્ટ્રનો સારથિ હતો.

**આધિરાજ્ય** [ સં. અધિ ( ઉપર ) + રાજ્ય ( રાજાની સત્તા )] ન. કુલ ધણીપણું; સર્વોપરી સત્તા; સંપૂર્ણ સ્વામિત્વ; આધિપત્ય.

**આધિવિદ્યા** [ સં. આધિ ( માનસિક દુઃખ ) + વિદ્યા ] સ્ત્રી. મનના રોગ પારખવાની વિદ્યા.

**આધિવેદન** [ સં. ] ન. એક સ્ત્રી ઉપર બીજી કરનાર પુરુષે પહેલી સ્ત્રીને સંતોષવા આપેલું ધન.

**આધિવેદનિક** [ સં. અધિવેદન ( પહેલી સ્ત્રી હયાત છતાં બીજી વખત કરેલું પરણેતર ) + ઇક ( લગતું )] વિ. એક સ્ત્રી ઉપર બીજી કરનાર

પુરુષે પહેલી સ્ત્રીને સંતોષવા આપેલું. આવી રીતે આપેલું ધન સ્ત્રીધન ગણાય છે.

**આધિવ્યાધિ** [ સં. આધિ ( મનની પીડા ) + વ્યાધિ ( શરીરનું દુઃખ ) ] સ્ત્રી. મન અને શરીરની પીડા; આધિ અને વ્યાધિ; માનસિક અને શારીરિક દુઃખ.

**આધી** ૧. પું. અઘેડાનો રસ; અપામાર્ગ નામની વનસ્પતિનો રસ.
૨. [ સં. અર્ધ ] વિ. અરધું.
૩. વિ. અર્ધું અંદર.
૪. વિ. કોમળ; નાજુક.
૫. વિ. સુંવાળું.

**આધીઓ** પું. ( કચ્છી ) અર્ધી કોરી.

**આધીક** પું. ભૂત, પ્રેત વગેરેને કાઢનારો; ભૂવો.

**આધીકરણ** [ સં. આધિ ( ગીરો મૂકવું તે ) + કરણ ( કામ ) ] ન. ઘરેણે મૂકવું તે; ગીરો મૂકવું તે.

**આધીકૃત** [ સં. આધિ ( ગીરો ) + કૃત ( કરેલું ) ] વિ. ઘરેણે મૂકેલું; ગીરો મૂકેલ.

**આધીત** ન. બહારના વિષયોનું જ્ઞાન.

**આધીન** ૧. [ સં. અધીન ( તાબે ) ] વિ. અધીન; તાબેદાર; વશ; તાબે. ખરો શબ્દ અધીન છે.
૨. વિ. નમ્ર; દીન; નમનતાઈવાળું.
૩. વિ. બીજાને આશ્રયે રહેલું; બીજા ઉપર આધાર રાખનારું; આશ્રિત; અનુયાયી.
૪. વિ. વિવશ; લાચાર.
આધીન હોવું = (૧) તાબે રહેવું. (૨) નમ્ર બનવું.

**આધીનતા** ૧. સ્ત્રી. આશ્રય; વળગણ; સંબંધ.
૨. સ્ત્રી. ગુલામી.
૩. [ સં. અધીન ( વશ ) + તા ( પણું ) ] સ્ત્રી. તાબેદારી; પરતંત્રતા; અસ્વાતંત્ર્ય.
૪. સ્ત્રી. નમ્રતા; દીનપણું.
૫. સ્ત્રી. લાચારી; વિવશતા; પરવશપણું.

**આધીનતી** ૧. સ્ત્રી. અધીનતા; તાબે હોવાપણું.
૨. સ્ત્રી. ગુલામી.
૩. સ્ત્રી. નમ્રતા; નમનતાઈ.

**આધીનપણું** ન. તાબેદારી. જુઓ આધીનતા.

**આધીની** ૧. સ્ત્રી. અધીનતા; તાબે હોવાપણું.
૨. સ્ત્રી. ગુલામી.
૩. સ્ત્રી. નમ્રતા; દીનપણું.
૪. સ્ત્રી. લાચારી; વિવશતા.

**આધીરાત** [ સં. અર્ધ ( અરધું ) + રાત્રિ ( રાત ) ] સ્ત્રી. મધરાત; અધરાત.

**આધીલહર** [ હિં. ] સ્ત્રી. અર્ધું મોજું.

**આધુડો** ( આધુડો ) પું. એ નામની એક દેશી રમત. જુઓ અબુલોઢબુલો. કેટલેક ઠેકાણે આ રમત પાણીમાં તરતાં તરતાં રમાય છે. તેમાં એક રમનાર હાથમાં પથ્થર અથવા નિશાનીવાળું ઠીકરૂં લઈ બીજાને બતાવી તેને અબ્બુલોઢબુઢ્ઢો કહી પૂછે. તેના સાથી ' જ્યાં પડો ત્યાં વેડો ' અથવા એવા બીજા શબ્દ કહી જવાબ આપે. એટલે પેલો રમનાર તે પાણીમાં નાખે અને બીજા તે લેવા જાય. જેને હાથ તે ઠીકરૂં અથવા પથ્થર આવે તે ફરીને તેજ પ્રમાણે બોલી પાણીમાં નાખે અને પાછાં તે લેવા માટે બધાં રમનારાંમાં હોંસાતુશી થાય.

**આધુનિક** ૧. પું. ( જ્યોતિષ ) અઠ્યાસી ગ્રહમાંનો એ નામનો એક. જુઓ ગ્રહ.
૨. વિ. થોડી વારનું; લાંબો વખત ન ટકે એવું.
૩. વિ. નવીન; તાજું.
૪. [ સં. અધુના ( હમણાં ) ] વિ. હમણાંનું; હાલનું; વર્તમાનકાળનું; આજકાલનું; સાંપ્રત સમયનું; અર્વાચીન; થોડા વખત ઉપરનું.

**આધુનિકતા** [ સં. આધુનિક ( ચાલુ કાળનું ) + તા ( પણું ) ] સ્ત્રી. હાલનું હોવું તે; અર્વાચીનપણું.

**આધુનિકી** ૧. સ્ત્રી. ( ન્યાય ) એક જાતની લક્ષણા.
૨. [ સં. આધુનિક ( હમણાનું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. હાલની.

**આધુ** [ સં. અર્ધ; પ્રા. અદ્ધ ] વિ. અરધું; અર્ધ.

**આધૂત** ૧. [ સં. આ ( ઓછું ) + ધૂત ( હલાવેલ ) ] વિ. કંપાવેલ; હલાવેલ; ધૂણાવેલ; કંપિત.
૨. વિ. ગભરાયેલ; વ્યાકુલ.
૩. વિ. પાગલ; ગાંડું.

**આધૂર્તરજા** પું. ( પુરાણ ) ગય રાજાનો બાપ અમૂર્તરજા.

**આધે** [ સં. અર્ધ ( અરધું ) ] અ. અધભાગે; અર્ધભાગથી; ઉપયોગમાં લેવા જેવડું થાય અથવા વિયાતું થાય ત્યારે તેની ઊપજતી કીમત અરધોઅરધ વહેંચી લેવાની શરતે ઢોર ઊછેરવા અપાય તેમ; અધિયારૂં.
૧. આધે આપવું-બંધાવવું-મૂકવું=ઉપયોગમાં લેવાય એવડું થાય કે વિયાતું થાય ત્યારે અરધી કીમત સાચવનારને મળે એવી શરતે વાછડું, પાડું કે કોઈ ઢોર કોઈને સાચવવા દેવું; અધિયારૂં આપવું.
૨. આધે બાંધવું-બાંધી જવું = અધભાગે આપવું.

**આધેક** [ હિં. ] વિ. લગભગ અરધું; અરધા જેટલું.

**આધેડ** ( આધેડ઼ ) ૧. [ સં. અર્ધ ( અરધું ) + વયસ્ ( અવસ્થા ) ] વિ. અરધી ઉમર થઈ હોય અથવા થવા આવી હોય એવું; પ્રૌઢ વયનું; પુખ્ત ઉમરનું; જુવાની જઈ ઘડપણની શરૂઆત થવાની હોય એટલી ઉમરનું; ૪૦ વર્ષની આસપાસની ઉમરનું.
૨. વિ. પીઢ; ઠરેલ.
૩. વિ. સમજુ; ડાહ્યું.

**આધેય** ૧. [ સં. આ ( પાસે ) + ધા ( મૂકવું ) ] ન. આશ્રયસ્થાન; આશરાનું ઠેકાણું.
૨. ન. જેનું પ્રતિબિંબ પડ્યું હોય તે ચીજ.
૩. ન. ટેકા પર રહેલી ચીજ; આધારસ્થિત વસ્તુ.
૪. વિ. આધાર આપવા જેવું; ટેકો દેવા લાયક.
૫. વિ. આશ્રયમાં રહેલ.
૬. વિ. થાપણ મૂકવા જેવું.
૭. વિ. પેદા કરવા લાયક.
૮. વિ. મૂકવા જેવું; સ્થાપન કરવા લાયક.
૯. વિ. રાખવા લાયક.

**આધેવાયું** ૧ ન. ઉપયોગમાં લેવાય એવડું થાય કે વિયાતું થાય ત્યારે તેની ઊપજતી કીમત અરધોઅરધ વહેંચી લેવાની શરતે સાચવવા આપેલ ઢોર; અધિયાઈ ઢોર.
આધેવાયાં નથી અમ સાથે, કે નથી બળદ કે પોઠ. એક બે ટકાનું ગોરસડું, તેમાં શાની માગો ગોઠ.
નરસિંહ
૨. વિ. ગાડાં ભાડે ફેરવનારૂં; અધવાયું.

**આધે** [ સં. અધ્યાય ] પું. પ્રકરણ; આધિયો.
શ્રી ભાગવત શ્રી ગીતાજી, આધે ન શ્રવણ શુભ રીત.
દયારામ

**આધોઆધ** [ સં. અર્ધ + અર્ધ ] અ. બરાબર બે ભાગમાં; અરધોઅરધ.

**આધોટ** વિ. આધેડ; પ્રૌઢ વયનું.

**આધોડું** ( આધોડું ) ન. ( ગ્રામ્ય ) મરેલ ઢોરનું અર્ધું ચામડું.

**આધોદાણો** પું. અરધો દાણો; ખેતરમાં જેટલો દાણો પાકે તે માંહેનો અરધો ભાગ.

**આધોરણ** [ સં. ] પું. મહાવત; હાથીનો હાંકનાર; હાથીવાન.
આધોરણિ ઈ આણી રાખી.
ભાલણ

**આધોવાઓ** વિ. પું. ભાર વહેનારો; ગાડાં વગેરે ભાડે ફેરવનારો.

**આધોંઆધ** ૧. [ હિં. ] ન. એક જાતનું સાટું, જેમાં એક વસ્તુને બદલે બીજી વસ્તુ અરધી અપાય.

૨. અ. અરધોઅરધ.

આધોઆધ કરવું = અરધા ભાગ પાડવા.

**આધ્માત** ૧. [ સં. આધ્મા ( ફૂલવું ) ] પું. આફરો; પેટમાં ચડતો ગોળો.
૨. ન. દાહ; બળવાપણું; બળતરા.
૩. ન. યુદ્ધ; લડાઈ.
૪. ન. શબ્દ; અવાજ.
૫. વિ. અહંકારી; અભિમાની.
૬. વિ. આફરાના રોગવાળું.
૭. વિ. પવનથી ભરેલું; ધમેલ; ફુલાવેલ.
૮. વિ. બળેલ.
૯. વિ. વધારેલું; મોટું કરેલું.
૧૦. વિ. શબ્દવાળું; અવાજવાળું.
૧૧. વિ. સળગાવેલું; બાળેલ.

**આધ્માન** ૧. [ સં. આધ્મા ( ફૂલવું ) ] પું. પેટનું ફૂલવાપણું; આફરો; કબજિયત, ઝાડો, મરડો, અજીર્ણ, ચૂંક અને બીજા કેટલાએક પેટના રોગમાં વાયુનો ભરાવો થઈ આંતરડાં ફૂલીને પેટનું ઊપસી આવવું. કોઈ વાર તે એટલું તો ચડી આવે કે તે ઠોકવાથી ઢોલની માફક વાગે અને સાથે ગડગડાટ, શ્વાસનું રૂંધાવું, બેચેની વગેરે જણાય.
૨. ન. અગ્નિના સંયોગથી થતો એક જાતનો અવાજ.
૩. ન. ગર્વ; અહંકાર.
૪. ન. ધમવાનું કામ.
૫. [ સં. આ ( ઓછું ) + ધ્મા ( અગ્નિ પેદા કરવો ) ] ન. ધોળું જીરૂં, શાહજીરૂં અને કાળું જીરૂં એ ત્રણ જાતનાં જીરાં. જઠરમાં અનાજ અરધું પાકેલું હોય તેને તે પૂરૂં પકવી આપે છે, માટે તેને આધ્માન કહે છે.
૬. ન. લુહારની ધમણ.
૭. ન. વધારો; વૃદ્ધિ.
૮. ન. વિસ્તાર; ફેલાવો.

**આધ્માની** સ્ત્રી. નલિકા નામની એક સુગંધી વસ્તુ.

**આધ્ય** ૧. સ્ત્રી. આધિનું કવિતામાં વપરાતું રૂપ.
૨. [ સં. આ ( પાસે ) + ધા ( મૂકવું ) ] સ્ત્રી. થાપણ.

લાવ્યા શું પાછી આપવાને,
એક હસતું ને બીજી હાણી;
પૃથ્વીપતિ એ આધ્ય મૂકો કયમ,
ઉલ્લે ક્યારે ગયું શું પાણી.
મંદોદરી સંવાદ

**આધ્યક્ષ્ય** ૧. [ સં. અધિ ( ઉપર ) + અક્ષ ( આંખ ) ] ન. અધિષ્ઠાતાપણું.
૨. ન. અધ્યક્ષપણું.
૩. [ સં. અધિ ( પાસે ) + અક્ષ ( આંખ ) ] ન. નજરોનજર હોવાપણું; પ્રત્યક્ષપણું.

**આધ્યા** ૧. સ્ત્રી. આતુરતાથી યાદ કરવાપણું.
૨. [ સં. આધ્યૈ ( વિચારવું ) ] સ્ત્રી. ચિંતન.
૩. [ હિં. ] સ્ત્રી. બી પૂરૂં પાડનાર અને મહેનત કરનાર વચ્ચે પાકની સરખેભાગે વહેંચણી.
૪. સ્ત્રી. લોહાણાની એક અટક.
૫. સ્ત્રી. સંભારવું તે; યાદ કરવાપણું.
૬. ન. લોહાણાની એ નામની અટકનું માણસ.
૭. વિ. લોહાણાની એ નામની અટકનું.

**આધ્યાત્મ** [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( જીવ ) ] ન. એકસો આઠ માંહેનું એ નામનું ઉપનિષદ. જુઓ ઉપનિષદ.

**આધ્યાત્મજ** [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( જીવ ) + જ ( પેદા થયેલ ) ] સ્ત્રી. બ્રહ્મવિદ્યા.

**આધ્યાત્મવિદ્યા** [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( જીવ ) + વિદ્યા ] સ્ત્રી. આત્મા સંબંધી ઊંડું જ્ઞાન.

**આધ્યાત્મવિદ્યાવેત્તા** [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( જીવ ) + વિદ્યા + વેત્તૃ ( જાણનાર ) ] પું. આત્મા સંબંધી ઊંડું જ્ઞાન ધરાવનાર માણસ.

**આધ્યાત્મિક** ૧. [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( આત્મા ) + ઇક ( વાળું ) ] વિ. અતિભૌતિક; જીવના તત્ત્વ સંબંધી.
૨. વિ. જીવ સંબંધી.
૩. વિ. જ્ઞાનથી થયેલ.
૪. વિ. પવિત્ર; ધાર્મિક.
૫. [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( બ્રહ્મ ) + ઇક ( વાળું ) ] વિ. બ્રહ્મ સંબંધી; પરમાત્માને લગતું.
૬. વિ. મનના ભાવ સંબંધી.
૭. [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( મન ) + ઇક ( વાળું ) ] વિ. માનસિક; મન સંબંધી; મનથી થયેલું. દુઃખ ત્રણ જાતનાં છે: આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક. આધ્યાત્મિક દુઃખ બે જાતનાં છે: શરીરને લગતાં એટલે વાતપિત્તથી થતાં અને મનને લગતાં એટલે કામ, ક્રોધ વગેરેથી થતાં.

**આધ્યાત્મિકઆયતન** [ સં. આધ્યાત્મિક ( આત્માનું ) + આયતન ( ઠેકાણું ) ] ન. ( જૈન ) આત્માનું રહેવાનું ઠેકાણું. આંખ, કાન, નાક, જીભ, શરીર અને મન એ છ આધ્યાત્મિકઆયતન છે.

**આધ્યાત્મિકઉન્નતિ** [ સં. આધ્યાત્મિક ( આત્માનું ) + ઉન્નતિ ( ચડતી ) ] સ્ત્રી. આત્માની ઊંચી અવસ્થા.

**આધ્યાત્મિકજ્ઞાન** [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( જીવ ) + ઇક ( વાળું ) + જ્ઞાન ] ન. જીવના અસલ રૂપને લગતું વેદાંત જ્ઞાન.

**આધ્યાત્મિકતા** [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( જીવ ) + ઇક ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. આત્મા સંબંધી હોવાપણું; આત્મવિષયકતા; પારમાર્થિકતા.

**આધ્યાત્મિકતાપ** [ સં. આધ્યાત્મિક ( માનસિક ) + તાપ ( દુઃખ ) ] પું. શરીર અને મનને લીધે થતી પીડા; મન, આત્મા, દેહ વગેરેને પીડા કરનારૂં દુઃખ. જેમકે, શોક, મોહ, તાવ. જુઓ આધ્યાત્મિક ૭.

**આધ્યાત્મિકદુઃખ** [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( જીવ ) + ઇક ( વાળું ) + દુઃખ ( પીડા ) ] ન. મનનું દુઃખ. જુઓ આધ્યાત્મિકતાપ.

**આધ્યાત્મિકદેશ** પું. ( યોગ ) વિચાર કરવાના ત્રણ દેશ માંહેનો એક દેશ એટલે શરીરનો ભાગ.

શરીરમાંનાં પૃથ્વી, જલ, તેજસ, વાયુ ને આકાશ એ પાંચ તત્ત્વો તથા નાસિકાગ્ર, ભ્રૂમધ્ય, આધારચક્ર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા, બ્રહ્મચક્ર, ( સહસ્રદલ ), હૃત્પદ્મ, કંઠકૂપ, જિહ્વાનો અગ્રભાગ, જિહ્વાનો મધ્યભાગ, જિહ્વામૂલ, તાલુ, નેત્ર, મૂર્ધાની ઉપર દ્વાદશ આંગળપ્રદેશ, શ્વાસનો લયોદ્ભવ, આંતરનાદ, સ્વપ્નનું ને નિદ્રાનું જ્ઞાન તથા શરીરાવચ્છિન્ન ચૈતન્ય એ આદિ જે શરીરના દેશ છે તે **આધ્યાત્મિકદેશ** કહેવાય છે. યોગકૌસ્તુભ

**આધ્યાત્મિકપક્ષઘાત** [ સં. આધ્યાત્મિક ( આત્માનું ) + પક્ષ ( બાજુ ) + ઘાત ( નાશ ) ] પું. આત્મા સંબંધી જ્ઞાનનો નાશ.

**આધ્યાત્મિકબ્રહ્મચર્ય** [ સં. આધ્યાત્મિક ( માનસિક ) + બ્રહ્મચર્ય ( ઇંદ્રિય ઉપરનો કાબૂ ) ] ન. શારીરિક તેમ જ માનસિક રીતે ઇંદ્રિય ઉપર રખાતો કાબૂ.

**આધ્યાત્મિકવાયુ** [ સં. આધ્યાત્મિક ( આત્માનું ) + વાયુ ] પું. જીવ ટકાવી રાખનાર વાયુ; પ્રાણવાયુ.

**આધ્યાત્મિકવિજ્ઞાન** [ સં. આધ્યાત્મિક ( આત્મા સંબંધી ) + વિજ્ઞાન ( વિશેષ જ્ઞાન ) ] ન. આત્મતત્ત્વ સંબંધી વિશેષ જ્ઞાન. જુઓ આધ્યાત્મિકવિદ્યા.

**આધ્યાત્મિકવિદ્યા** [ સં. આધ્યાત્મિક ( આત્માનું ) + વિદ્યા ] સ્ત્રી. આત્મતત્ત્વ સંબંધી વિજ્ઞાન; અધ્યાત્મશાસ્ત્ર; પરમાર્થશાસ્ત્ર; આત્મતત્ત્વશાસ્ત્ર.

**આધ્યાત્મિકશાસ્ત્ર** [ સં. અધિ ( સંબંધી ) + આત્મન્ ( બ્રહ્મ ) + શાસ્ત્ર ( વિદ્યા ) ]

ન. બ્રહ્મમીમાંસા; અધ્યાત્મશાસ્ત્ર. જુઓ આધ્યાત્મિકવિદ્યા.

**આધ્યાત્મિકશૌર્ય** [ સં. આધ્યાત્મિક ( મનનું ) + શૌર્ય ( બહાદુરી ) ] ન. કોઈની ટીકાની દરકાર નહિ કરતાં પોતાના સત્ય સિદ્ધાંતને વળગી રહેવાની બહાદુરી; નૈતિકબલ; નીતિધૈર્ય; લોકનિર્ભીરુતા.

**આધ્યાન** ૧. [ સં. આધ્યૈ ( ચિંતન કરવું ) ] ન. આતુરતાથી યાદ કરવું તે.

૨. ન. ચિંતા; ફિકર.

૩. ન. મનન; ધ્યાન; વિચાર; ચિંતન.

૪. ન. સમાધિ.

**આધ્યાપક** [સં. અધિ + ઇ ( અભ્યાસ કરવો )નું પ્રેરક રૂપ ] પું. શિક્ષક; ભણાવનાર; અધ્યાપક.

**આધ્યાયિક** ૧. [ સં. અધિ + ઇ ( જવું )નું પ્રેરક રૂપ ] પું. વેદ ભણેલ માણસ.

૨. વિ. વેદના અભ્યાસમાં રોકાયેલ.

**આધ્યાસિક** [ સં. અધિ ( અંદર ) + આસ્ ( વસવું ) ] વિ. એક વસ્તુના ગુણ બીજી વસ્તુમાં ભ્રમથી આરોપવાથી થતું; અધ્યાસથી કલ્પેલું. જેમકે, છીપમાં રૂપાની કલ્પના.

**આધ્ર** ૧. [ સં. ] પું. આધાર.

૨. વિ. ગરીબ; નબળું.

**આધ્રકણ** ન. મેળવણ; આખરણ; દૂધ જમાવવાને માટે વપરાતો ખાટો પદાર્થ; આધરણ.

**આધ્રકવું** ૧. અ. ક્રિ. જામી જવું; મળી જવું.

૨. સ. ક્રિ. દહીં બનાવવા સારૂ દૂધમાં મેળવણ ભેળવવું; મેળવવું; જમાવવું.

**આધ્રખવું** અ. ક્રિ. જામી જવું. જુઓ આધ્રકવું.

**આધ્રિકણ** ન. મેળવણ. જુઓ આધ્રકણ.

**આધ્રિકવું** અ. ક્રિ. જામી જવું. જુઓ આધ્રકવું.

**આધ્વનિક** ૧. [ સં. અધ્વન્ ( રસ્તો ) + ઇ ( જવું ) + ક ( વાળું ) ] વિ. મુસાફરી કરતું; રાહદાર.

૨. વિ. રસ્તો જાણનાર; માર્ગમાં કુશળ; ભોમિયું.

**આધ્વરિક** ૧. [ સં. અધ્વર ( યજ્ઞ ) + ઇક ( વાળું ) ] પું. યજ્ઞ કરવાની વિધિ બતાવનાર પુસ્તક; યજ્ઞ વ્યાખ્યાનનો ગ્રંથ.

૨. પું. યજ્ઞ કરાવવાની ક્રિયા જાણનાર પુરુષ; પુરોહિત.

૩. વિ. યજ્ઞના ગ્રંથને ભણનાર; યજ્ઞને લગતાં પુસ્તકોનો અભ્યાસી.

૪. વિ. યજ્ઞની વિધિ જાણનાર.

**આધ્વર્યવ** ૧. [ સં. અધ્વર ( યજ્ઞ ) + યુ ( મેળવવું ) ] ન. અધ્વર્યુએ કરવાનું કામ.

૨. ન. અધ્વર્યુનો હોદ્દો.

૩. ન. અધ્વર્યુપણું.

૪. વિ. અધ્વર્યુ સંબંધી; અધ્વર્યુને લગતું; અધ્વર્યુનું.

૫. વિ. યજુર્વેદ સંબંધી.

૬. વિ. યજુર્વેદમાં હોશિયાર; યજુર્વેદ સારી રીતે જાણનાર.

**આન** ૧. પું. કમળો.

૨. [ સં. અન્ ( શ્વાસ લેવો ) ] પું. પ્રાણવાયુને નસકોરામાંથી બહાર કાઢવાની ક્રિયા; નાકથી શ્વાસ મૂકવાપણું.

૩. પું. ફૂગ; ઊબ.

૪. [ હિં. ] પું. ભભકો; દેખાવ.

૫. પું. મુખ; મોઢું.

૬. પું. વિજયઘોષણા; ફતેહની ધૂમ.

૭. પું. શ્વાસ લેવો તે.

૮. પું. ( વ્રજ ) સંદેહ; શંકા.

૯. સ્ત્રી. અભિમાન; ગર્વ.

૧૦. સ્ત્રી. આણ; પ્રતિજ્ઞા.

આન માનવી = (૧) બીજાનું ચઢિયાતાપણું કબૂલ કરવું; આણ માનવી. (૨) હારવું.

૧૧. સ્ત્રી. એન; ઇજ્જત; આબરૂ.

૧૨. [ ફા. ] સ્ત્રી. છટા; લાલિત્ય; હાવભાવ.

૧૩. સ્ત્રી. છેદ; હદ.

૧૪. [ હિં. ] સ્ત્રી. તીવ્ર ઇચ્છા.

૧૫. સ્ત્રી. પળ; ક્ષણ.

૧. આન કી આન મેં = એક સેકંડમાં; પળમાં; ક્ષણમાં.

૨. આન પડવું = (૧) આવી પડવું. (૨) ઉપર પડવું. (૩) નસીબમાં હોવું.

૩. આન બનવું = મુશ્કેલીમાં ફસાઈ જવું.

૪. આન મલવું = સંબંધમાં આવવું.

૫. આન રહેવું = (૧) નીચે પડવું. (૨) વસવું.

૬. આન લેવું = પકડવું.

૧૬. [ સં. આણિ ] સ્ત્રી. મર્યાદા; સીમા; હદ.

૧૭. સ્ત્રી. રીત; ઢંગ.

આન તોડવી = (૧) રિવાજ તોડવો. (૨) વચનભંગ થવું.

૧૮. સ્ત્રી. લાજ; શરમ.

૧૯. સ્ત્રી. હુકમ; આજ્ઞા.

૨૦. ન. નાક.

૨૧. ન. ફૂંકવાની ક્રિયા.

૨૨. ન. સોગન; કસમ.

૨૩. સ. તે.

૨૪. [ સં. અન્ય ( બીજું ) ] વિ. બીજું; અન્ય.

> ઇદ્રતણી જાણે અપ્સરા રે,
> એહવી નહીં કોઈ આન રે. જિનહર્ષ

૨૫. અ. આવીને.

૨૬. [ હિં. ] અ. ક્ષણમાં; એકદમ.

૨૭. અ. સોગનપૂર્વક.

**આનક** ૧. [ સં. આનય્ ( ઉમંગી બનાવવું ) ] પું. ઢોલ; નગારૂં; નરઘું; મૃદંગ; દુંદુભિ. તે એક બાજુ વગાડી શકાય છે, અને યુદ્ધમાં લડવૈયાને શૂર ચઢાવે છે.

> શંખ ભેરી આનક ગરગડે. દયારામ

૨. પું. વાઘેલા વંશનો એ નામનો મૂળ પુરુષ; અર્ણોરાજ. વ્યાઘ્રપલ્લી ઉર્ફે વાઘેલા ( વાઘની ગુફા ) તેમની રાજધાની હતી. આ ગામ તેને કુમારપાળ રાજાએ આપ્યું હતું.

૩. પું. ( પુરાણ ) સોમવંશી યદુકુળમાં જન્મેલ શૂર રાજાને મારીષાથી થયેલા દશ દીકરામાંનો ચોથો.

૪. ન. ગર્જતું વાદળ; ગાજતો મેઘ.

૫. વિ. ઉત્સાહ આપનાર.

**આનકદુંદુભિ** ૧. [ સં. આનક ( ઉત્સાહ આપનાર ) + દુંદુભિ ( નગારૂં ) ] પું. વસુદેવ; શ્રીકૃષ્ણના બાપ, કેમકે જ્યારે વસુદેવ જન્મ્યા ત્યારે દેવતાઓએ નગારાં બજાવ્યાં હોવાનું કહેવાય છે.

૨. સ્ત્રી. મોટું નગારૂં.

**આનકદુંદુભી** સ્ત્રી. મોટું નગારૂં.

**આનકવાદ્ય** [ સં. આનક ( નગારૂં ) + વાદ્ય ( વાજું ) ] ન. ઢોલ; મૃદંગ; નરઘું.

**આનકસ** [ ફા. ] પું. તે માણસ.

**આનકસ્થલી** સ્ત્રી. એ નામનો એક દેશ.

**આનકચ** પું. એ નામનો એક મુનિ.

**આનખશિખ** [ સં. આ ( સુધી ) + નખ + શિખા ( ચોટલી ) ] અ. પગથી માથા સુધી.

**આનગાહ** [ ફા. ] અ. તે વખતે.

**આનચુનાં** [ ફા. ] અ. જેમ તેમ.

**આનચે** [ ફા. ] સ. તે જે.

**આનજા** [ ફા. ] અ. ત્યાં.

> અઝ આનજા = ત્યાંથી.

**આનત** ૧. [ સં. આ ( થોડું ) + નત ( નમેલ ) ] ન. ઢાળ; ઉતાર.

૨. ન. ( જૈન ) નવમું દેવલોક.

૩. વિ. આનંદી.

૪. વિ. તાબેદાર; કહ્યાગરૂં.

૫. વિ. નમન કરનાર.

૬. [સં. આ ( વધારે ) + નત ( નમેલ ) ] વિ. વાંકું વળેલું; ઘણું નમેલ; પ્રણામ કરેલ; નીચા મુખવાળું.

૭. વિ. વિનયી; અતિ નમ્ર.

૮. વિ. સંતોષી.

**આનતજ** [ સં. આનત ( નવમું દેવલોક ) + જ ( પેદા થયેલ ) ] પું. ( જૈન ) નવમા દેવલોકમાં ઉત્પન્ન થયેલ દેવ.

**આનતા** પું. ( પિંગળ ) અતિજગતીની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેમાં મગણ, નગણ, રગણ, રગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર આવે છે.

મા ના રા ર ગ થકી રચો **આનતા** તો.
રણપિંગળ

**આનતાન** ૧. [ અન્ય ( બીજું ) + તાન ( આલાપ ) ] સ્ત્રી. ( હિંદી ) અંડબંડ વાત; સંબંધ વગરની વાત.

૨. સ્ત્રી. મર્યાદા.

૩. સ્ત્રી. હઠ; જીદ; ટેક.

**આનતિ** ૧. સ્ત્રી. આનંદ.

૨. [ સં. આ ( સહેજ ) + નમ્ ( નમવું ) ] સ્ત્રી. ઢાળ.

૩. સ્ત્રી. નમન; પ્રણામ; નમસ્કાર; નમવું તે.

૪. સ્ત્રી. નમ્રભાવ; નમ્રતા.

૫. સ્ત્રી. નીચું નમવાપણું.

૬. સ્ત્રી. ( ન્યાય ) પગાર આપી કે ખરીદ કરી વશમાં લાવવાપણું.

૭. સ્ત્રી. મહેમાનગતિ; આતિથ્ય.

૮. સ્ત્રી. માન; પૂજ્યભાવ.

૯. સ્ત્રી. વાંક; વક્રતા.

૧૦. સ્ત્રી. સંતોષ.

**આનતિકર** [ સં. આનતિ ( પ્રણામ ) + કર ( કરનાર ) ] વિ. નમન કરનાર.

**આનતિપ્રદેશ** [ સં. આનતિ ( ઢોળાવ ) + પ્રદેશ ] પું. ઢળતો મુલક; નીચાણની જગ્યા; ઢોળાવ કે તળેટીનો મુલક.

**આનદ્ધ** ૧. પું. ( પિંગળ ) રગણ, નગણ, સગણ, તગણ અને મગણ મળી પંદર અક્ષરવાળો અતિશર્કરીની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેમાં દશમે અને પાંચમે અક્ષરે યતિ આવે છે.

રા ન સા ત મ દશ અને છે, પાંચ **આનદ્ધે**.
રણપિંગળ

૨. ન. ચામડાથી મઢેલું વાજું; ઢોલક; મૃદંગ; નરઘું.

૩. વિ. ગૂંથેલ; આંટી પાડીને સાંકળેલું.

૪. વિ. બાંધેલ; બંધથી જકડેલું.

૫. વિ. મઢેલું.

૬. વિ. વ્યાપ્ત; ફેલાયેલું.

**આનન** ૧. સ્ત્રી. હુકમ; આજ્ઞા.

૨. ન. ચહેરો; વદન.

**આનન** આસ્ય લપન વદન, વક્ત્ર તુંડ છબી ધામ; મુખની શોભા જોઈને, લાજત કોટિક કામ.
પિંગળલઘુકોષ

૩. ન. પુસ્તકનો ભાગ; પ્રકરણ.

૪. ન. મોં; મુખ; મોઢું.

**આનનઅંબુજ** ૧. [ સં. આનન ( મોઢું ) + અંબુજ ( કમળ ) ] ન. મુખકમળ; કમળ જેવું સુંદર મોઢું.

૨. વિ. કમળના જેવા સુંદર મોઢાવાળું.

**આનનકંજ** [ સં. આનન ( મોઢું ) + કંજ ( કમળ ) ] ન. મુખકમલ; કમલ જેવું સુંદર મોઢું.

**આનનફાનન** ૧ [ અ. ] અ. ચાલુ; હમેશ.

૨. અ. ( ગ્રામ્ય ) જોતજોતામાં; વાતવાતમાં; આંખના પલકારામાં.

**આનનમૂલ** પું. ( પિંગળ ) અતિજગતીની જાતનો ભગણ, તગણ, યગણ, સગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરવાળો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

**આનનમૂલે** ભા ત ય સા ગા. રણપિંગળ

**આનપત્ય** [ સં. અન્ ( નહિ ) + અપત્ય ( સંતાન ) ] ન. બાળકનો અભાવ; સંતાન ન હોવાપણું; વાંઝિયાપણું.

**આનપાન** [ સં. અન્ન ( ખોરાક ) + પાન ( પીવાની ચીજ ) ] ન. આછું પાતળું ખાણું.

**આનબાન** ૧. [ ફા. ] સ્ત્રી. ગર્વ; અભિમાન.

૨. સ્ત્રી. નખરાં; ગર્વભરી ચેષ્ટા; ઠસક.

૩. સ્ત્રી. ભપકો.

૪. સ્ત્રી. રીત; ઠાઠમાઠ.

**આનબિનાન** પું. કાળજી; ચીવટ.

**આનમન** [ સં. આ ( સહેજ ) + નમન ( નમવું તે) ] ન. નીચા વળી કરાતા નમસ્કાર; સારી રીતે નમવું તે.

**આનમાન** ૧. પું. માન; આદર.

આનમાનસે = માનથી; આદરભાવથી.

૨. [ સં. અન્ ( નહિ ) + મન્ ( ધારવું ) ] વિ. ખોટું; મનાય નહિ તેવું.

આવડી આધીન તુંને પ્રીત હોય પરથી,
**આનમાન** વાત અનુમાનની તું એહવી.
દયારામ

**આનમિત** ૧. વિ. અનુકૂળ કરેલ.

૨. [ સં. આ ( સહેજ ) + નમ્ ( નમવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નમાવેલ.

**આનમ્ય** ૧. વિ. કળાની અસર થાય એવું.

૨. [ સં. આ ( થોડું ) + નમ્ ( નમવું ) + ય ( જેવું ) ] વિ. નમાવવા લાયક.

૩. વિ. વળે એવું; નરમ.

**આનમ્ર** [ સં. આ ( સહેજ ) + નમ્ ( નમવું ) ] વિ. જરા નમેલું.

**આનય** ૧. પું. જનોઈ દેવાનો વિધિ.

૨. [ સં. આ ( ઊલટાપણાના અર્થવાળો ઉપસર્ગ ) + ની ( લઈ જવું ) ] પું. લાવવાપણું.

**આનયન** ૧. [ સં. આ ( ઊલટાપણું બતાવનાર ઉપસર્ગ ) + ની ( લઈ જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આણવું તે; લાવવાપણું.

૨. [ સં. આ ( તરફ ) + નયન ( લઈ જવું તે ) ] ન. જનોઈ દેવાનો વિધિ; ઉપનયન સંસ્કાર; યજ્ઞોપવિતની ક્રિયા.

**આનયનપ્રયોગ** [ સં. આનયન ( લાવવાપણું ) + પ્રયોગ ( ઉપયોગ ) ] પું. ( જૈન ) નક્કી કરેલ હદની બહાર રહેલી ચીજ સંદેશાથી બીજા પાસે મંગાવવી તે; શ્રાવકના દશમા દેશાવકાશિક વ્રતનો એક અતિચાર એટલે દોષ.

**આનર્ત** ૧. પું. આનર્ત દેશનો માણસ.

૨. પું. આનર્ત દેશનો રાજા.

૩. પું. એ નામનો એક ચંદ્રવંશી રાજા.

૪. પું. કાઠિયાવાડનું જૂનું નામ.

૫. પું. દ્વારકાનગરી.

૬. પું. નાચ; નાચવું તે.

૭. [ સં. આ ( ઉપર ) + નૃત્ ( નાચવું ) ] પું. નૃત્યગૃહ; રંગભૂમિ; નાટકશાળા; નાચઘર.

૮. પું. ભારતવર્ષનો એ નામનો એક દેશ. ઇંદ્રપ્રસ્થની ઉત્તર અને પશ્ચિમ બંને દિશાએ તે આવેલો હોવાથી તેના બે વિભાગ કહેવાય છે.

૯. પું. યુદ્ધ; લડાઈ.

૧૦. પું. રસ.

૧૧. પું. વડનગર અને તેની આસપાસનો મુલક; ગુજરાતનો ઉત્તરનો ભાગ.

૧૨. પું. વૈવસ્વત મનુનો પૌત્ર અને શર્યાતિનો દીકરો. આ સૂર્યવંશી રાજાના નામ ઉપરથી ગુજરાતના કેટલાક ભાગનું નામ આનર્ત પડ્યું હોય, કેમકે તેનો દીકરો રૈવત કુશસ્થલી અથવા દ્વારકા નામના રાજ્યધાનીના શહેરમાં રહીને આખા આનર્ત ઉપર રાજ્ય કરતો હતો. આનર્તનું મુખ્ય શહેર દ્વારકા હતું. પાછળથી વલ્લભી તામ્રપત્રોમાં વડનગરને આનર્તપુર કહ્યું હોવાથી વિદ્વાનોના ધારવા પ્રમાણે કાઠિયાવાડ સહિત આખો ગુજરાત તે વખતે આનર્ત કહેવાતો હશે અને આનર્તનો એક ભાગ કાઠિયાવાડ અથવા સૌરાષ્ટ્ર હતો.

૧૩. ન. ખંભાતના અખાત ઉપર થોડે દૂર આવેલું એક પુરાણું શહેર.

૧૪. ન. પાણી; જળ.

૧૫. વિ. નાચનાર; નૃત્ય કરનાર.

**આનર્તક** ૧. પું. દ્વારકા.
૨. [ સં. આનર્ત ( એ નામનો એક દેશ ) + ક ( વાળું ) ] વિ. આનર્ત દેશનું.
૩. [ સં. આ ( ઉપર ) + નૃત્ ( નાચવું ) + ક ( સંબંધી ) ] વિ. નાચનાર; નૃત્ય કરનાર.

**આનર્તદેશ** [ સં. આનર્ત ( સૌરાષ્ટ્ર ) + દેશ ] પું. કાઠિયાવાડ; સૌરાષ્ટ્ર.

**આનર્તનગરી** [ સં. આનર્ત ( સૌરાષ્ટ્ર ) + નગરી ( શહેર ) ] સ્ત્રી. દ્વારકા. જુઓ આનર્તપુર.

**આનર્તપુર** ૧. [ સં. આનર્ત ( સૌરાષ્ટ્ર ) + પુર ( શહેર ) ] ન. કાઠિયાવાડની પુરાણી રાજધાનીનું શહેર દ્વારકા.
૨. ન. વડનગર. ઉત્તર ગુજરાતની રાજધાની આનર્તપુર હતું. પાછળથી આનર્તપુરનું આનંદપુર ને હાલ વડનગર નામ પડયું છે.

**આનર્ત્ત** ૧. પું. કાઠિયાવાડનું પ્રાચીન નામ. જુઓ આનર્ત.
૨. પું. ગુજરાત અને માળવાના અમુક પ્રદેશનો બનેલો મુલક. કુશસ્થળી એટલે હાલનું દ્વારકા એની રાજધાની હતી.

**આનર્ત્તપુર** ૧. ન. ઉત્તર ગુજરાતની પ્રાચીન રાજધાની. તે ઉપરથી આનંદપુરને હાલ વડનગર કહેવાય છે.
૨. [ સં. આનર્ત્ત ( સૌરાષ્ટ્ર ) + પુર ( શહેર ) ] ન. દ્વારકા.

**આનર્ત્તીય** [ સં. આનર્ત્ત ( એ નામનો દેશ ) + ઈય ( લગતું ) ] વિ. આનર્ત્ત દેશનું; આનર્ત્તમાં થયેલું.

**આનર્થક્ય** [ સં. અન્ ( નહિ ) + અર્થ ( હેતુ ) + ક ( વાળું ) + ય ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. નિરર્થકતા; અનર્થકપણું.

**આનલ** ન. શરીરનાં ષટ્ ચક્રમાંનું ત્રીજું. શૈવતંત્રમાં જણાવેલ ૭ ચક્ર: પાર્થિવ, આપ્ય, આનલ, વાયવ્ય, નાભસ અને માનસ.

**આ. નં.** પું. આવક નંબર; બીજી કચેરીમાંથી આવેલ કાગળના આંકનું ટૂંકું રૂપ. આ રૂપ તુમારમાં વપરાય છે.

**આનંતર્ય** [ સં. અન્ ( નહિ ) + અંતર ( છેટું ) + ય ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. તરત હોવાપણું; વચ્ચે જગ્યા ન હોય એવું નજીક હોવું તે; અંતરરહિતપણું.

**આનંત્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + ય ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. છેડો ન હોવાપણું; અનંતપણું; અપારતા.
૨. ન. પરલોકનું સુખ; સ્વર્ગીય આનંદ.
૩. ન. મર્યાદા વગરનું હોવાપણું.
૪. ન. વખત, જગ્યા અને સંખ્યામાં અંતરહિતપણું.
૫. ન. શાશ્વતતા; નિત્યતા; નાશરહિતપણું.
૬. ન. સ્વર્ગ; ઉપલો લોક.

**આનંદ** ૧. પું. અદ્ભુત વસ્તુ પ્રત્યેનો પ્રેમ; કૌતુકપ્રેમ.
૨. પું. અંતઃકરણની પ્રસન્ન સ્થિતિ. આનંદ પાંચ જાતના હોય છે: આત્માનંદ, બ્રહ્માનંદ, વિષયાનંદ, વિદ્યાનંદ અને યોગાનંદ.
આનંદં પરમં સુખમ્ = આનંદ એ જ મોટામાં મોટું સુખ છે.
૩. પું. એક પાર્થિવતત્ત્વ દેવતાનું નામ.
૪. પું. ( જૈન ) ચાલુ અવસર્પિણી એટલે જેમાં સુખ, ધર્મ, આયુષ્ય ઓછાં થતાં જાય એવા ઊતરતા કાળના એ નામના છઠ્ઠા બળદેવ.
૫. પું. ( પિંગળ ) દંડકની જાતનો ૨૮ ગુરુ અને ૮ લઘુ મળી ૩૬ અક્ષરવાળો અર્ધ સમજાતિ માત્રામેળ છંદ.
૬. પું. બાસઠ તેજસ્તત્ત્વ દેવતામાંનો એક. જુઓ તેજસ્તત્ત્વદેવતા.
૭. પું. બુદ્ધ શાક્યમુનિનો પિત્રાઈ ભાઈ.
૮. પું. બૃહસ્પતિ સંવત્સરનું ૪૮મું વર્ષ.
૯. પું. બ્રહ્મ; પરમાત્મા; પરમેશ્વર, કેમકે તે આનંદસ્વરૂપ છે અને બધાં પવિત્ર માણસોને આનંદ આપે છે.
૧૦. પું. ભાદરવા સુદ ચૌદશને દિવસે જમણા હાથની કોણી ઉપર બાંધવાનો રેશમી દોરો; અનંતદોરો.
૧૧. પું. મન પ્રસન્ન રહે એવો એક યોગ.
૧૨. પું. મોટો ઉત્સવ.
૧૩. પું. વિષ્ણુ. સુખ, મનનો હર્ષ, ઉલ્લાસ, અને આનંદમૂર્તિ હોવાથી તે આનંદ કહેવાય છે.
૧૪. પું. શિવ; શંકર.
૧૫. પું. શીખ લોકોના લગ્નનો એક પ્રકાર.
૧૬. પું. સુખ; મોદ; આહ્લાદ.
૧૭. [ સં. આનંદ્ ( ખુશ થવું ) ] પું. હર્ષ; પ્રસન્નતા; મઝા; ખુશી. મારે કાંઈ જોઈતું નથી, હું પરિપૂર્ણ છું એવી સંતોષાત્મક ચિત્તવૃત્તિ એ આનંદનું ઉપલક્ષણ છે.
૧. આનંદ વધાવો = મુબારકબાદી.
૨. આનંદના તાર બજાવવા = ઉપભોગ કરવો; માણવું.
૧૮. પું. ( સંગીત ) હિંડોળ રાગના આઠ દીકરા માંહેનો એક રાગ. આ રાગ બહુ જાણીતો નથી.
૧૯. ન. ( જ્યોતિષ ) જૈનમત પ્રમાણે રાત્રિ દિવસનાં ૩૦ મુહૂર્તમાંના એકનું નામ.
૨૦. ન. દારૂ; શરાબ.
૨૧. ન. પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ તરફ બબ્બે અલિંદો અને અંદર પાટડાવાળું ઘર.
વિપુલ ઘરના પછી તે એક અલિંદ તથા તેની ડાબી તરફ એક અલિંદ અને એ વિપુલ ઘરની જમણી તરફ એક અલિંદ એ રીતે ત્રણે તરફ ત્રણ અલિંદો હોય તે દરેક અલિંદ આગળ એક એક અલિંદ વધારી વિપુલ ઘરમાં પાટડો નાખવામાં આવે તો તે આનંદ નામનું ઘર થાય.
રાજવલ્લભ
૨૨. વિ. આનંદવાળું; આનંદી; પ્રસન્ન.
૨૩. વિ. ગોંસાઈ અને સંન્યાસીની એ નામની એક જાતનું.

**આનંદઓઘ** [ સં. આનંદ ( મજા ) + ઓઘ ( ઢગલો ) ] પું. અતિશય હર્ષ.

**આનંદક** ૧. ન. ( પુરાણ ) હિંદુસ્તાનનું એ નામનું એક તીર્થ.
૨. [ સં. આનંદ ( મજા ) + ક ( વાળું ) ] વિ. હર્ષ કરાવનાર.

**આનંદકર** [ સં. આનંદ ( મજા ) + કૃ ( કરવું ) ] વિ. હર્ષ કરાવનાર; મજા આપનાર.

**આનંદકર્તા** પું. પુરુષોત્તમ ભગવાનનું એક નામ.

**આનંદકંદ** ૧. પું. આનંદનું મૂળ; સુખસાગર.
૨. [ સં. આનંદ ( હર્ષ ) + કંદ ( મૂળ ) ] પું. ઈશ્વર; પ્રભુ; પરમાત્મા; બ્રહ્મ.
૩. પું. શ્રીકૃષ્ણ.

**આનંદકાનન** [ સં. આનંદ ( ખુશાલી ) + કાનન ( જંગલ ) ] ન. કાશીક્ષેત્ર.

**આનંદકામ** પું. ( પિંગળ ) વસ્તુ અને ઉલ્લાસ છંદના ભેગા થવાથી બનેલ છપ્પય છંદની જાતનો એ નામનો વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૧૫૦ માત્રા હોય છે.

**આનંદકારી** [ સં. આનંદ ( હર્ષ ) + કૃ ( કરવું ) ] વિ. ખુશી ઉપજાવનારું; હર્ષ પેદા કરે એવું.

**આનંદકાવ્ય** ન. હર્ષે રચેલ બાવીસ સર્ગવાળું નૈષધ કાવ્ય.

**આનંદકાંત** [ સં. આનંદ ( મજા ) + કાંત ( દેખાવડું ) ] વિ. હર્ષને લીધે સુંદર દેખાતું.

**આનંદકેલી** [ સં. આનંદ ( મજા ) + કેલિ ( રમત ) ] સ્ત્રી. મજાથી ભરપૂર રમત; સુખમય ક્રીડા.

**આનંદક્ષણિકા** [ સં. આનંદ ( મજા ) + ક્ષણિકા ( વીજળી ) ] સ્ત્રી. આનંદનો ચમકારો; ખુશાલીનો ટૂંક વખત.

**આનંદગાન** [ સં. આનંદ ( સુખ ) + ગાન ( ગીત ) ] ન. મજાથી ભરપૂર ગાયન.

**આનંદગિરિ** પું. શંકરાચાર્યનાં ભાષ્યો ઉપર ટીકા લખનાર એ નામનો વિદ્વાન.

**આનંદગીત** [ સં. આનંદ ( સુખ ) + ગીત ( ગાયન ) ] ન. સુખ ઉપજાવે તેવું ગાયન; આનંદગાન.

**આનંદઘન** ૧. પું. એ નામનો એક જૈન સંત.

૨. પું. બ્રહ્મ; પરમાત્મા; ઈશ્વર.

૩. [ સં. આનંદ ( મજા ) + ઘન ( ભરેલું ) ] વિ. આનંદથી ભરેલું; સુખમય.

**આનંદઘંટા** [ સં. આનંદ ( મજા ) + ઘંટા ( ટોકરી ) ] સ્ત્રી. હર્ષ બતાવવા વગાડવામાં આવતો ટોકરો.

**આનંદઘેલું** [ આનંદ ( ખુશાલી ) + ઘેલું ( ગાંડું ) ] વિ. હર્ષને લીધે ગાંડા જેવું થયેલું; હરખઘેલું.

**આનંદચિંતા** [ સં. આનંદ ( મજા ) + ચિંતા ( વિચાર ) ] સ્ત્રી. ખુશી કરે એવો વિચાર.

**આનંદચૌદશ** [ સં. આનંદ ( વિષ્ણુ ) + ચતુર્દશી ( ચૌદશ ) ] સ્ત્રી. આનંદદોરો પહેરવા માટેની તિથિ; ભાદરવા સુદ ચૌદશ; વિષ્ણુની આરાધના કરવાનો દિવસ. જુઓ અનંતચતુર્દશી.

**આનંદજ** [ સં. આનંદ ( ખુશાલી ) + જ ( પેદા થયેલ ) ] વિ. હર્ષથી થતું.

**આનંદજનક** [ સં. આનંદ ( ખુશી ) + જનક ( પેદા કરનાર ) ] વિ. ખુશ કરે તેવું; હર્ષ થાય તેવું; આહ્લાદક.

**આનંદજ્ઞાન** પું. શંકરાચાર્યનાં ભાષ્યો ઉપર ટીકા લખનાર આનંદગિરિ નામનો વિદ્વાન.

**આનંદજ્ઞાનગિરિ** જુઓ આનંદજ્ઞાન.

**આનંદતા** [સં. આનંદ ( મજા ) + તા ( પણું )] સ્ત્રી. ખુશાલી; હર્ષ.

**આનંદતીર્થ** ૧. પું. દ્વૈતમત પ્રવર્તક એટલે ચલાવનાર મધ્વાચાર્યનું એક નામ.

૨. પું. બ્રહ્મ સંપ્રદાય ફેલાવનાર એ નામના એક પુરુષ.

**આનંદત્રય** [ સં. આનંદ ( સુખ ) + ત્રય ( ત્રણ ) ] પું. ( વેદાંત ) ત્રણ જાતનો હર્ષ. (૧) બ્રહ્માનંદ એટલે બ્રહ્મ સાથે અભેદનું સુખ. બ્રહ્માનંદને નિજાનંદ, યોગાનંદ, મુખ્યાનંદ, અદ્વૈતાનંદ, આત્માનંદ પણ કહે છે. (૨) વિષયાનંદ એટલે સંસાર વિષયોમાં રસ. (૩) વાસનાનંદ એટલે સંસારની તૃષ્ણા સંતોષાવાથી મળતું સુખ.

**આનંદથુ** [ સં. આ + નંદથુ ( મજા ) ] પું. હર્ષ; સુખ.

**આનંદદ** [ સં. આનંદ ( મજા ) + દ ( આપનાર ) ] વિ. હર્ષ કરાવનાર.

**આનંદદત્ત** [ સં. આનંદ ( સુખ ) + દત્ત ( આપેલ ) ] પું. પુરુષની જનનેંદ્રિય; લિંગ.

**આનંદદાયક** [ સં. આનંદ ( હર્ષ ) + દાયક ( આપનાર ) ] વિ. ખુશ કરનાર.

**આનંદદાયી** [ સં. આનંદ ( સુખ ) + દાયિન્ ( આપનાર ) ] વિ. મજા આપે એવું. જુઓ આનંદદાયક.

**આનંદદોરો** પું. ભાદરવા સુદ ચૌદશને દિવસે સુખ મેળવવા પહેરાતો દોરો. જુઓ અનંતદોરો.

**આનંદન** ૧. [ સં. આનંદ્ ( ખુશ થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ખુશાલી ઉપજાવવાપણું.

૨. ન. જતી આવતી વેળા સગાસંબંધીને કુશળતા પૂછવાપણું.

૩. ન. માન આપવાપણું; વિનય.

૪. ન. સ્નેહીને ભેટવાપણું.

**આનંદનાથ** પું. નાથધર્મનો એ નામનો સિદ્ધિ મેળવનાર યોગી.

**આનંદનિકેતન** [ સં. આનંદ ( હર્ષ ) + નિકેતન ( ઘર ) ] ન. જ્યાં હમેશાં આનંદ જ હોય એવું ઠેકાણું; સુખ આપનારૂં ઘર.

**આનંદપટ** [ સં. આનંદ ( મજા ) + પટ ( કપડું ) ] ન. તાજી પરણેલી સ્ત્રીનું લૂગડું; નવોઢાનું કપડું.

**આનંદપર્યવસાયી** [ સં. આનંદ ( મજા ) + પર્યવસાય ( છેડો ) + ઇન્ ( વાળું ) ] વિ. જેનો છેડો આનંદજનક હોય એવું; સુખાંત.

**આનંદપર્યવસાયીનાટક** [ સં. આનંદ ( ખુશી ) + પર્યવસાય ( અંત ) + ઇન્ ( વાળું ) + નાટક ] ન. હાસ્યરસથી ભરેલું ભજવવાનું દશ્ય; પ્રહસન; ફારસ.

**આનંદપુર** ૧. ન. એ નામનું શહેર; શીખ ગુરુ ગોવિંદસિંહની જન્મભૂમિ.

૨. ન. ગુજરાતનું એ નામનું એક શહેર. કેટલાકના માનવા પ્રમાણે અત્યારનું આણંદ એ આનંદપુર હતું. કેટલાક કાઠિયાવાડમાં આનંદપુરને જૂનું આનંદપુર માને છે. પણ ખરી રીતે અત્યારનું દક્ષિણ ગુજરાતમાં આવેલ વડનગર એ આનંદપુર હતું એમ સામાન્ય માનવું છે. જો કે આનંદપુર અને વડનગરના નામ વચ્ચે કંઈ પણ મેળ નથી તોપણ લોકવાર્તા અને ઇતિહાસની નજરે કૃતયુગમાં આ શહેર ચમત્કારપુર, ત્રેતાયુગમાં આનર્તપુર, દ્વાપરયુગમાં આનંદપુર અને કલિયુગમાં વૃદ્ધનગર કહેવાયું એમ મનાય છે. વડનગર પાસે આવેલ સામેલા તળાવમાં લખેલા લેખ ઉપરથી મનાય છે કે આનંદપુર એ વડનગર પાસેજ આવેલું હતું. હ્યુએનસાંગના લખાણ પ્રમાણે પણ એમ જ ઠરે છે. ત્રિવેદી અને ચતુર્વેદી બ્રાહ્મણોનું એ વિદ્યાભ્યાસ માટે ઘણું પ્રખ્યાત ઠેકાણું હતું.

૩. ન. નાગહદ; નાગડા નામનું ગામ.

**આનંદપુંજ** ૧. [ સં. આનંદ ( ખુશાલી ) + પુંજ ( ઢગલો ) ] પું. ઘણી ખુશાલી.

૨. પું. વિષ્ણુ. બધા આનંદનું મૂળ તે મનાય છે.

૩. વિ. ખુશીમાં રહે એવું.

**આનંદપૂર્ણ** ૧. [ સં. આનંદ ( મજા ) + પૂર્ણ ( પૂરૂં ) ] પું. પરમાત્મા; બ્રહ્મ.

૨. વિ. હર્ષથી ભરપૂર.

**આનંદપ્રચુર** [ સં. આનંદ ( મજા ) + પ્રચુર ( પુષ્કળ ) ] વિ. અત્યંત ખુશાલીવાળું.

**આનંદપ્રદ** [ સં. આનંદ ( મજા ) + પ્રદ ( આપનાર ) ] વિ. સુખદાયક.

**આનંદપ્રધાન** [ સં. આનંદ ( સુખ ) + પ્રધાન ( મુખ્ય ) ] વિ. હાસ્યરસ જેમાં મુખ્ય હોય એવું.

**આનંદપ્રભવ** ૧. [ સં. આનંદ ( સુખ ) + પ્રભવ ( પેદા થવું ) ] પું. પારો; વીર્ય, કેમકે તે ઇંદ્રિયને સુખ મળવાથી ઉત્પન્ન થાય છે.

૨. પું. ભૂતપ્રેત.

**આનંદપ્રસંગ** [ સં. આનંદ ( સુખ ) + પ્રસંગ ( ટાણું ) ] પું. ખુશાલીનો અવસર.

**આનંદબઝાર** ( આનંદબઝાર ) [ આનંદ ( મજા ) + બઝાર ( ગુજરી ) ] ન. સુંદર ચીજોનું બજાર; મેળો.

**આનંદબાષ્પ** [ સં. આનંદ ( ખુશાલી ) + બાષ્પ ( આંસુ ) ] સ્ત્રી. હર્ષનાં આંસુ.

**આનંદબ્રહ્મ** [ સં. આનંદ ( મજા ) + બ્રહ્મન્ ( પ્રભુ ) ] પું. સુખમય પરમાત્મા.

આ રીતે આનંદબ્રહ્મ, પ્રેમબ્રહ્મ, પ્રકાશબ્રહ્મ, શાંતબ્રહ્મ, નિર્ગુણબ્રહ્મ, સાક્ષીબ્રહ્મ વગેરે મતો થયેલા છે અને દરેકનો સાક્ષાત્કાર થયેલાની વાતો સાંભળવામાં આવે છે. જીવનશોધન

**આનંદભક્તિ** સ્ત્રી. ભક્તિના ૭ પ્રકારમાંનો એક. ૭ પ્રકાર: સમરસભક્તિ, અવધાનભક્તિ, આનંદભક્તિ, અનુભવભક્તિ, નૈષ્ઠિકભક્તિ અને સદ્ભક્તિ.

**આનંદભર** [ સં. આનંદ ( મજા ) + ભર ( ભરેલ ) ] વિ. હર્ષથી ભરેલ.

**આનંદભેર** [ સં. આનંદ ( મજા ) + ભર ( ભરેલ ) ] અ. આનંદ સાથે.

**આનંદભૈરવગોળી** [ સં. આનંદભૈરવ ( શંકર ) + ગુટિકા ( ગોળી ) ] સ્ત્રી. મરી, શુદ્ધ હિંગળો, લીંડીપીપર, ટંકણખાર અને શુદ્ધ વછનાગને સરખે ભાગે ભેગાં કરીને બનાવેલી એકેક વાલની ગોળી. તાવ, અતિસાર, સંગ્રહણી, હરસ અને મંદાગ્નિ માટે તે વપરાય છે.

**આનંદભૈરવી** [ સં. આનંદ ( સુખ ) + ભૈરવી ( એક રાગિણી ) ] સ્ત્રી. ( સંગીત ) ભૈરવ રાગની સઘળા કોમળ સ્વરવાળી એ નામની એક રાગિણી. તે ગાવાનો વખત સવારનો છે.

**આનંદભૈરવ** ૧. [ સં. ] પું. એ નામની શિવની મૂર્તિ.

૨. પું. પાર્વતીપતિ; મહાદેવ; શંકર.

૩. પું. ( સંગીત ) ભૈરવ અને બીલાવલના ભળવાથી બનતો ભૈરવ રાગનો એક પ્રકાર. તે સવારના ૪ થી ૮ વાગ્યા સુધી ગવાય છે.

૪. પું. હઠ વિદ્યાનો એ નામનો મહાન યોગી.

૫. સ્ત્રી. તાવ, ખાંસી અને ઝાડા ઉપર મધ, દૂધ કે પાણી સાથે અપાતું એક ઔષધ. તેની માત્રા ૧ થી ૨ ગોળીની છે.

૬. [ સં. આનંદ ( હર્ષ ) + ભૈરવ ( ભયાનક ) ] વિ. એકી સાથે આનંદ અને ભય પમાડનારૂં; હર્ષશોક સાથે સાથે કરાવનાર.

**આનંદભૈરવગુટિકા** [સં. આનંદભૈરવ ( શંકર ) + ગુટિકા ( ગોળી ) ] સ્ત્રી. એ નામની એક દવા. જુઓ આનંદભૈરવગોળી.

**આનંદભૈરવરસ** પું. તાવ, અતિસાર, સંગ્રહણી, હરસ અને મંદાગ્નિ માટેની પારાવાળી દવા.

**આનંદભૈરવી** ૧. સ્ત્રી. એ નામની એક દેવી.

૨. સ્ત્રી. એ નામની એક દેશી દવા.

૩. સ્ત્રી. એ નામની એક રાગિણી. જુઓ આનંદભૈરવી.

**આનંદભૈરવીવટી** [ સં. આનંદભૈરવ ( શંકર ) + વટી ( ગોળી )] સ્ત્રી. શીતાંગ સન્નિપાત માટેની દવા. વછનાગ, ગંધક, ટંકણખાર, તામ્રભસ્મ, ધતુરાનાં બી, સૂંઠ, મરી, પીપર, અને હિંગળો સરખે ભાગે લઈ ભાંગના ક્વાથમાં ઘૂંટી ચણા જેવડી ગોળી કરવી. તેની માત્રા એક ગોળીની છે.

**આનંદમગ્ન** [ સં. આનંદ ( ખુશી ) + મગ્ન ( ડૂબેલું ) ] વિ. ખુશીમાં ગરકાવ.

**આનંદમત્તા** [ સં. આનંદ ( હર્ષ ) + મત્ત ( મસ્ત ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પ્રૌઢા નાયિકાનો એક ભેદ; આનંદથી ઉન્મત્ત આધેડ ઉમરની સ્ત્રી.

**આનંદમય** ૧. [ સં. આનંદ ( સુખ ) + મય ( વાળું ) ] પું. આનંદ સ્વરૂપ પરમાત્મા.

૨. વિ. આનંદથી ભરેલું; સુખપૂર્ણ.

**આનંદમયકોશ** [ સં. આનંદ ( હર્ષ ) + મય ( વાળું ) + કોશ ( આવરણ ) ] પું. ( વેદાંત ) આત્માના અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશમાંનો એક; અવિદ્યાસ્વરૂપ કારણ શરીર; સત્કર્મથી થતા સંતોષ અને આનંદને અનુભવનારૂં શરીરમાંનું સવિશેષ તત્ત્વ; આત્માને વીંટાયેલા પાંચ આવરણમાંનું પહેલું એટલે કે સૌથી અંદરનું.

**આનંદમયકોષ** પું. આત્માના પાંચ કોશમાંનો એક. જુઓ આનંદમયકોશ.

**આનંદમયત્વ** [ સં. આનંદ ( સુખ ) + મય ( વાળું ) + ત્વ ( પણું ) ] ન. સુખ પૂર્ણ હોવાપણું.

**આનંદમયા** [ સં. આનંદ ( હર્ષ ) + મય ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દુર્ગાનું એક સ્વરૂપ.

**આનંદમયી** ૧. સ્ત્રી. દુર્ગાદેવીની મૂર્તિ.

૨. [ સં. આનંદ ( સુખ ) + મય ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. આનંદથી ભરેલી.

**આનંદમસ્ત** [ સં. આનંદ ( સુખ ) + મસ્ત ( લીન ) ] વિ. આનંદમાં મસ્ત થયેલ; હર્ષમાં મશગૂલ બનેલ.

**આનંદમંગળ** ૧. [ સં. આનંદ ( સુખ ) + મંગલ ( કલ્યાણ ) ] ન. કોઈ પણ પ્રકારનું દુઃખ ન હોવું તે; સુખચેન.

૨. ન. નાચગીત; મોજમજા.

**આનંદમંદિરાસન** ન. (યોગ) બંને પગની પાની ઉપર બંને ઢગરા રાખી પગના ફણા ઉપર શરીરનો ભાર આવે તેમ સ્થિર થઈ, ઢીંચણો જમીન ઉપર અડાડી જમણા હાથથી જમણા પગની પાની અને ડાબા હાથથી ડાબા પગની પાની પકડી સ્થિર બેસવું તે.

**આનંદમાત્ર** [ સં. આનંદ ( હર્ષ ) + માત્ર ( ફક્ત ) ] પું. ફક્ત હર્ષ; શુદ્ધ આનંદ.

**આનંદમાસ** [ સં. આનંદ ( સુખ ) + માસ ( મહિનો ) ] પું. લગ્ન થયા પછીનો પહેલો મહિનો; વધૂમાસ; મધુચંદ્રિકા.

**આનંદમીમાંસા** [ સં. આનંદ ( સુખ ) + મીમાંસા ( વિચારણા ) ] સ્ત્રી. કળાના ઉપભોગથી થતા આનંદ વિષે વિચાર કરનારૂં શાસ્ત્ર; રસશાસ્ત્ર; 'એસ્થેટિક્સ'.

**આનંદમૂર્તિ** ૧. [ સં. આનંદ ( પ્રસન્નતા ) + મૂર્તિ ( આકૃતિ ) ] સ્ત્રી. આનંદનો અવતાર; બહુ આનંદી માણસ; મોજીલું માણસ.

૨. વિ. જેનો દેખાવ સુખ રૂપ હોય એવું; પ્રસન્ન મુખમુદ્રાવાળું; લહેરમાં હોય એવું.

**આનંદમોહન બોઝ** પું. એ નામના એક બંગાળી રાજદ્વારી પુરુષ. તેમનો જન્મ ઈ. સ. ૧૮૪૭માં બંગાળામાં જેસીધી ગામમાં થયો હતો. એમ.એ. થયા બાદ ઈ.સ. ૧૮૭૭માં તેઓ ઈંગ્લંડ ગયા. ત્યાં તેમણે હિંદુસ્તાન સંબંધી કેટલાંક ભાષણ કરી ત્યાંની પ્રજા તરફથી ઘણું માન મેળવ્યું. ઈ.સ. ૧૮૯૮ની મદ્રાસ ખાતેની ૧૪મી કોંગ્રેસમાં પ્રમુખપદ મેળવ્યું અને બંગાલની ધારાસભામાં બે વાર બેઠક મેળવી તેમણે પ્રજા ઉપયોગી કામો બજાવ્યાં હતાં.

**આનંદયુક્ત** [ સં. આનંદ ( હર્ષ ) + યુક્ત ( જોડાયેલું ) ] વિ. આનંદથી ભરપૂર; આનંદમય.

**આનંદયુગ** [ સં. આનંદ ( સુખ ) + યુગ ( જમાનો ) ] પું. સત્ય, નીતિ અને ધાર્મિકપણાને લીધે સુખ ફેલાયું હોય એવો જમાનો; પરમયુગ.

**આનંદરવિ** [ સં. આનંદ ( સુખ ) + રવિ ( સૂર્ય ) ] પું. આનંદનો સૂર્ય.

**આનંદરસ** પું. ( પિંગળ ) આનંદરંગ છંદ. 'વસ્તુ' અને 'ઉલ્લાલ' છંદનાં મિશ્રણથી બનેલ છપ્પય છંદની જાતનો વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં આનંદવસ્તુની ૯૦ માત્રા અને રસઉલ્લાલની ૫૬ માત્રા મળી કુલ ૧૪૬ માત્રા હોય છે.

**આનંદરંગ** ૧. પું. જુઓ આનંદરસ.

૨. [ સં. આનંદ ( હર્ષ ) + રંગ ( મસ્તી ) ] પું. મોજમજા; લહેર.

**આનંદરૂપ** [ સં. આનંદ ( હર્ષ ) + રૂપ ( સ્વરૂપ ) ] વિ. હર્ષમાં તલ્લીન થયેલું; આનંદમય બનેલું.

**આનંદરૂપક** પું. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, રગણ, લઘુ અને ગુરુ એમ આઠ અક્ષરવાળો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ; નારાચિકા છંદ. તે અનુષ્ટુપ છંદનો એક ભેદ છે.

**આનંદલક્ષી** ૧. [ સં. આનંદ ( હર્ષ ) + લક્ષિન્ ( ધ્યાનમાં રાખનારૂં ) ] વિ. મસ્ત; રંગદર્શી; કૌતુકપ્રિય; 'રોમૅન્ટિક'.

૨. વિ. મોજમજા સંબંધી.

**આનંદલહરિ** ૧. સ્ત્રી. નાળિયેરની કાચલી ઉપર ચામડું મઢી તેમાં વાંસની એક હાથની

લાંબી પાતળી દાંડી મજબૂત કરી બે તાર લગાવી બનાવેલું એક તંતુવાદ્ય; તુણતુણો. લંકાના રાજા રાવણે તે બનાવ્યું હતું. એવી માન્યતાને લીધે તે રાવણહથ્થો પણ કહેવાય છે. મોટે ભાગે ભિખારીઓ તેને ઉપયોગમાં લે છે.

૨. સ્ત્રી. શંકરાચાર્યે પાર્વતીની સ્તુતિરૂપે બનાવેલ એક કવિતા.

૩. [ સં. આનંદ ( હર્ષ ) + લહરિ ( મોજું ) ] સ્ત્રી. હર્ષનું મોજું; સુખચેનની લહેર.

**આનંદલહરી** જુઓ આનંદલહરિ.

**આનંદવન** [ સં. ] ન. કાશી; વારાણસી.

**આનંદવર્દ્ધન** પું. ( પિંગળ ) પીયૂષવર્દ્ધ છંદ. ૧૦, ૯ માત્રાએ યતિ, અંતે લઘુ ગુરુ અને ૧, ૮, ૧૫ માત્રાએ તાલ આવે એવો ઓગણીસ માત્રાનો છંદ.

**આનંદવર્ધન** પું. નવમા સૈકાના ઉત્તરાર્ધમાં અમરૂ કવિના અમરૂશતક કાવ્યનાં ભારે વખાણ કરનાર ધ્વન્યાલોક નામના કાવ્યશાસ્ત્રના પુસ્તકનો કર્તા.

**આનંદવર્ષી** [ સં. આનંદ ( સુખ ) + વર્ષિન્ ( વરસાવનાર ) ] વિ. હર્ષ વરસાવનારૂં; સુખ આપનાર.

**આનંદવસ્તૂ** પું. ( પિંગળ ) કુલ ૯૦ માત્રા અને ૬ લઘુ અને ૪૨ ગુરુ મળી ૪૮ અક્ષર હોય એવો એક વિષમજાતિ માત્રામેળ છંદ.

**આનંદવાદ** [ સં. આનંદ ( સુખ ) + વાદ ( મત ) ] પું. સુખની ઇચ્છા એ અંતિમ સત્ય હોઈ શુદ્ધ ઇચ્છા એ જ પૂર્ણ પરમાત્મ તત્ત્વ છે એવો મત.

**આનંદવિનોદ** [ સં. આનંદ ( હર્ષ ) + વિનોદ ( મોજ ) ] પું. મોજમજા.

**આનંદવિહોણું** [સં. આનંદ (સુખ) + વિહીન ( વગરનું )] વિ. સુખ વગરનું.

**આનંદવું** [ સં. આનંદ્ ( આનંદ કરવો ) ] અ. ક્રિ. ખુશ થવું; હરખાવું; મજા માણવી.

**આનંદવૃત્તિ** ૧. [ સં. આનંદ ( હર્ષ ) + વૃત્તિ ( લાગણી ) ] સ્ત્રી. ખુશખુશાલીમાં રહેવાનો સ્વભાવ; રોજ ખુશીમાં હોવું તે; ખુશમિજાજીપણું.

૨. વિ. ખુશમિજાજી સ્વભાવવાળું.

**આનંદવ્યવસાય** [ સં. આનંદ ( સુખ ) + વ્યવસાય ( ધંધો ) ] પું. સુખ આપે એવો ધંધો.

**આનંદશ્યામ** પું. ( પિંગળ ) 'વસ્તુ' અને 'ઉલ્લાલ' છંદના મિશ્રણથી બનેલ છપ્પય છંદની જાતનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં આનંદવસ્તૂની ૯૦ અને શ્યામઉલ્લાલની ૫૨ મળી ૧૪૨ માત્રા હોય છે.

**આનંદસમાગમ** [ સં. આનંદ ( ખુશાલી ) + સમાગમ ( મેળાપ ) ] પું. મજા કરવા માટે ભેગા થવું તે; સ્નેહસંમેલન.

**આનંદસમાધિ** ૧. [ સં. આનંદ ( હર્ષ ) + સમાધિ ( ઊંડું ધ્યાન ) ] સ્ત્રી. અતિશય સુખને લીધે બહારની દશા ભૂલી જવાપણું.

૨. સ્ત્રી. રજોગુણ અને તમોગુણથી ભરેલ મન સ્થિર બને ત્યારે થતી સમાધિ.

**આનંદસરિતા** [ સં. આનંદ ( હર્ષ ) + સરિતા ( નદી ) ] સ્ત્રી. ખુશાલીની નદી; હર્ષની નદી.

**આનંદસંપ્રદાય** પું. રામાનંદ સ્વામીએ સ્થાપેલો મત. કબીરે પોતાનો પંથ આનંદ સંપ્રદાયની મદદથી રચ્યો હતો.

**આનંદસંમોહિતા** [ સં. આનંદ ( સુખ ) + સંમોહિતા ( મોહ પામેલી ) ] સ્ત્રી. ( કાવ્ય ) રતિના આનંદમાં અત્યંત મગ્ન થવાથી મુગ્ધ બનેલી પ્રૌઢા નાયિકાનો એક ભેદ. જુઓ પ્રૌઢા.

**આનંદસંવેદન** [ સં. આનંદ ( હર્ષ ) + સંવેદન ( ભાન ) ] ન. હર્ષનું ભાન.

**આનંદસાગર** [ સં. આનંદ ( હર્ષ ) + સાગર ( દરિયો ) ] પું. સુખરૂપી સમુદ્ર; ઘણો જ હર્ષ.

**આનંદસિંધુ** [ સં. આનંદ ( હરખ ) + સિંધુ ( દરિયો ) ] પું. ઘણો હર્ષ.

**આનંદસ્રોત** [ સં. આનંદ ( સુખ ) + સ્રોતસ્ ( ઝરો ) ] પું. સુખનો ઝરો.

**આનંદસ્વરૂપ** [ સં. આનંદ ( હર્ષ ) + સ્વરૂપ ( દેખાવ ) ] વિ. ખુશી બનેલું.

**આનંદહંસ** પું. ( પિંગળ ) આનંદવસ્તૂની ૯૦ અને હંસઉલ્લાલની ૪૮ મળી ૧૩૮ માત્રાવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. 'વસ્તુ' અને 'ઉલ્લાલ' છંદના મિશ્રણથી બનેલ છપ્પય છંદનો તે એક ભેદ છે.

**આનંદા** ૧. પું. ( પિંગળ ) દરેક ચરણમાં જગણ, રગણ, જગણ, રગણ, લઘુ અને ગુરુ એમ ચૌદ અક્ષરનો શર્કરી છંદની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ; કુડંગિકા.

૨. સ્ત્રી. એ નામની દિક્કુમારિકા.

૩. [ સં. આનંદ ( સુખ ) + દા ( આપનારી ) ] સ્ત્રી. ભાંગ; વિજયા. તે પીનારને ખુશીમાં રાખે છે.

**આનંદાતિરેક** [સં. આનંદ ( હર્ષ ) + અતિરેક ( વધારો ) ] પું. અતિશય ખુશાલી; પરમાનંદ; હર્ષનો ઊભરો.

**આનંદાતિશય** [ સં. આનંદ ( મજા ) + અતિશય ( બહુ ) ] પું. ઘણું સુખ.

**આનંદાનંદનાથ વાસર** પું. તંત્રશાસ્ત્રના પંચાંગમાં જણાવેલ નવ દિવસ માંહેનો એ નામનો એક. જુઓ અષ્ટાંગ.

**આનંદાનુગમ** [ સં. આનંદ ( ખુશાલી ) + અનુગમ્ ( અનુસરવું ) ] પું. યોગશાસ્ત્ર પ્રમાણે સંપ્રજ્ઞાત સમાધિનો એક પ્રકાર.

સંપ્રજ્ઞાત સમાધિ ચાર પ્રકારની છેઃ ૧. વિતર્કાનુગમ, ૨. વિચારાનુગમ, ૩. **આનંદાનુગમ**, ૪. અસ્મિતાનુગમ. વિશ્વજ્યોતિ

**આનંદાનુભવ** [ સં. આનંદ ( હર્ષ ) + અનુભવ ( જ્ઞાન ) ] પું. સુખની લાગણી.

**આનંદાબ્ધિ** [ સં. આનંદ ( મજા ) + અબ્ધિ ( દરિયો ) ] પું. ઘણી જ ખુશાલી.

**આનંદામૃત** [ સં. આનંદ ( મજા ) + અમૃત ( અમી ) ] ન. હર્ષ રૂપી અમી.

**આનંદાર્ણવ** ૧. [ સં. આનંદ ( સુખ ) + અર્ણવ ( સમુદ્ર ) ] પું. ઘણી ખુશાલી.

૨. પું. બ્રહ્માનંદ; આત્માનંદ.

**આનંદાવવું** [ સં. આનન્દ્ ( સુખ પામવું ) ] સ. ક્રિ. ખુશી કરવું.

**આનંદાવેશ** [ સં. આનંદ ( ખુશી ) + આવેશ ( જુસ્સો ) ] પું. સુખનો ઊભરો.

**આનંદાશ્રુ** [ સં. આનંદ ( સુખ ) + અશ્રુ ( આંસુ ) ] ન. હર્ષના ઊભરાને લીધે આવતાં આંસુ.

**આનંદાંશ** [ સં. આનંદ ( મજા ) + અંશ ( ભાગ ) ] પું. થોડી ખુશાલી.

**આનંદિ** ૧. [ સં. ] પું. કૌતુક.

૨. પું. હર્ષ.

**આનંદિત** [ સં. આનન્દ્ ( સુખ પામવું ) + ઇત ( એલું ) ] વિ. ખુશ; સુખી.

**આનંદિતા** સ્ત્રી. છપ્પન માંહેની એ નામની દિક્કુમારિકા. જુઓ દિક્કુમારિકા.

**આનંદિની** ૧. સ્ત્રી. જેમાં પાંચ અંગ હોય તેવો પ્રબંધ.

૨. [ સં. આનંદ્ ( મજા કરવી ) ] વિ. સ્ત્રી. હર્ષ ઉપજાવવાવાળી.

**આનંદી** ૧. [ સં. આનંદ ( સુખ ) + ઇન્ ( વાળું ) ] પું. વિષ્ણુનું એક નામ. તે સુખરૂપ અને સંપૂર્ણ સંપત્તિવાળા હોવાથી આનંદી કહેવાય છે.

૨. સ્ત્રી. એક જાતનું ઝાડ.

૩. વિ. આનંદકારક; મોજ કરાવનાર.

૪. વિ. મોજી; સુખી; વિનોદી; ગમતી.

૫. વિ. હર્ષિત; ખુશમિજાજી; પ્રસન્ન; હસમુખું; ખુશ.

**આનંદેશ્વરી** [ સં. આનંદ ( સુખ ) + ઈશ્વરી ( દેવી ) ] સ્ત્રી. એ નામની એક દેવી. તેનું રહેઠાણ ઓસડના ડુંગર ઉપર છે.

**આનંદૈક્ય** [ સં. આનંદ ( સુખ ) + ઐક્ય ( એકતા ) ] ન. આત્મા પરમાત્માના ઐક્યમાં થતું સુખ; અભેદાનંદ.

**આનંદોજ્જ્વલ** [ સં. આનંદ ( હર્ષ ) + ઉજ્જ્વલ ( ઊજળું ) ] વિ. આનંદથી હરખાતું; હરખથી ઊભરાતું.

**આનંદોત્પાદક** [ સં. આનંદ ( હર્ષ ) + ઉત્પાદક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. હર્ષ ઉપજાવે એવું.

**આનંદોત્પાદકતા** [ સં. આનંદ ( હર્ષ ) + ઉત્પાદક ( ઉત્પન્ન કરનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. હર્ષ ઉપજાવવો તે.

**આનંદોત્સવ** [ સં. આનંદ ( હર્ષ ) + ઉત્સવ ( ઓચ્છવ ) ] પું. હર્ષ કરાવે તેવો ઉત્સવ; હરખની ખુશાલી.

**આનંદોદધિ** [ સં. આનંદ ( હર્ષ ) + ઉદધિ ( મહાસાગર ) ] પું. આનંદનો મહાસાગર; ઘણો હર્ષ.

**આનંદોદયરસ** પું. પાંડુ રોગ માટે રસની બનાવટ. તે બનાવવા પારો, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ અને વછનાગ એ દરેક એક તોલો, મરી ૮ તોલા અને ટંકણખાર ૪ તોલા લઈ ભાંગરાના રસની અને ખાટાં દાડમના રસની ( કે દાડમસારના ક્વાથની ) સાત સાત ભાવના દેવી. આ રસ ૧થી૨ રતિ નાગરવેલના પાનમાં લેવાય છે.

**આનંદોરો** પું. અનંતચૌદશને દિવસે જમણે હાથે બાંધવામાં આવતો ચૌદ ગાંઠવાળો રેશમી દોરો; અનંતદોરો.

**આનંદોલ્લાસ** [સં. આનંદ ( હર્ષ ) + ઉલ્લાસ ( આનંદ ) ] પું. હર્ષનો આવેશ.

**આનંદ્વાન** પું. મલબાર જિલ્લામાં સંયુક્ત કુટુંબમાં મુખી સિવાયની બીજી ગમે તે વ્યક્તિ.

**આના** ૧. પું. કોઈ પણ ચીજનો સોળમો ભાગ.

૨. પું. જમીનનું સોળ રૂસીની બરાબરનું એક માપ.

૩. [ હિં. ] પું. રૂપિયાના સોળમા ભાગની કીમતનો સિક્કો.

૪. [ સં. અન્ય ( બીજું ) ] વિ. બીજું; અન્ય.

૫. [ફા.] અ. ને લાયક એવો અર્થ બતાવતો એક પ્રત્યય. જેમકે, અમીરાના એટલે અમીરને શોભે એવું.

૬. [ હિં. ] અ. ક્રિ. આવવું.

**આનાઈ** ૧. સ્ત્રી. ખોજાની એક અટક.

૨. ન. ખોજાની એ નામની અટકનું માણસ.

૩. વિ. ખોજાની એ નામની અટકનું.

**આનાકર** [ આના ( એક સિક્કો ) + કર ( વેરો ) ] પું. એક રૂપિયામાં એક આનાની લાગત.

**આનાકાની** ૧. સ્ત્રી. આંખ આડા કાન કરવા તે.

૨. [ સં. અન્ ( નહિ ) + આકર્ણન ( કાને પહોંચવું તે ) ] સ્ત્રી. કોઈ કામ કરવામાં ઢચુપચુપણું; સંકલ્પવિકલ્પ; સંદેહ; સંશય.

૩. સ્ત્રી. ગદ્‌ગદ્‌વાણી; સ્ખલન.

૪. સ્ત્રી. ધ્યાન ન આપવું તે.

૫. સ્ત્રી. બહાનું; મસ; મિશ.

આનાકાની કરવી-દેવી = (૧) આંખ આડા કાન કરવા; ધ્યાન ન આપવું. (૨) ઢોંગ કરવો. (૩) મુલતવી રાખવું.

૬. સ્ત્રી. શરમ; લાજ.

૭. સ્ત્રી. હા ના કરવી તે.

**આનાજાના** [ સં. આગમ ( આવવું ) + ગમ ( જવું ) ] પું. આવક અને જાવક.

**આનાટો** પું. દક્ષિણ અમેરિકામાં એક છોડના બીમાંથી નીકળતો રાતો પદાર્થ. આલ્કોહોલ એટલે મદ્યાર્કમાં ઓગળી જતો આ પદાર્થ રંગવાના કામમાં આવે છે. વાર્નિશ અને બીજા તેલમાં પણ તે પડે છે.

**આનાતોલફ્રાંસ** પું. એક ઘણી બુદ્ધિવાળો લેખક. જુઓ સાહિત્યસ્વામી.

**આનાથ્ય** [સં. અ ( નહિ ) + નાથ ( ધણી ) + ય ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ધણી ન હોવાપણું; અનાથતા; નિરાધારપણું; સ્વામીશૂન્યતા.

**આના દેસ** [ સં. અન્ય ( બીજું ) + દેશ ] પું. બીજો દેશ; પરદેશ.

**આના દેસી** [ સં. અન્ય ( બીજું ) + દેશીય ( દેશનું ) ] પું. બીજા દેશનો માણસ; પરદેશી; અજાણ્યો.

**આનાનસ** પું. એક જાતનું ફળઝાડ. જુઓ અનનાસ.

**આનાનસી** જુઓ આનાનસ.

**આનાને** [ સં. અન્ય ( બીજું ) + અન્ય ( જુદું ) ] વિ. ભિન્ન ભિન્ન; જુદું જુદું.

**આનાપાણ** સ્ત્રી. ( કચ્છી ) આના, પા આના બતાવનારી આડી ઊભી લીટીઓ; આણપાણ.

**આનામ્ય** [ સં. આનમ્ ( નમસ્કાર કરવો ) ] વિ. નમસ્કાર કરવા જેવું; નમનને પાત્ર.

**આનાય** [ સં. ] પું. માછલાં પકડવાની જાળ.

**આનાયી** ૧. [ સં. આનાયિન્ ( મચ્છીમાર ) ] પું. મચ્છીમાર; માછી.

૨. [ સં. આની ( આણવું ) ] વિ. આણનાર.

**આનાય્ય** ૧. [ સં. ] પું. અમાસને દિવસે પિતૃ માટે કરવામાં આવતા શ્રાદ્ધનો અગ્નિ; દક્ષિણાગ્નિ.

૨. [ સં. આની ( પાસે લાવવું ) ] વિ. પાસે આણવા જેવું.

**આનાવારી** ૧. સ્ત્રી. ઉત્પન્નનો અડસટ્ટો; કેટલી આની પાક પાક્યો તેનો અંદાજ કાઢવો તે.

૨. સ્ત્રી. રૂપિયે આનાનું પ્રમાણ.

**આનાહ** ૧. [ સં. આનાહ્ ( અટકી જવું ) ] પું. ( વૈદક ) પેટ ફૂલવાનો રોગ; આફરો. આમ અથવા મળ પેટમાં ઘણા દિવસ સુધી ભેગો થઈ વાયુને લીધે સુકાઈ જઈ ગાંઠો બાઝવાથી ઝાડો સાફ ઊતરતો નથી. આમથી આનાહ થયો હોય તો તરસ, સળેખમ, માથામાં બળતરા, આમાશયમાં શૂળ, જડપણું, હૃદયમાં પીડા, ઓડકારનો અટકાવ, કમર પીડ અને મળમૂત્રનું સ્તંભન, મૂર્છા, મળની ઊલટી અને શ્વાસ એ લક્ષણો થાય છે. ઉપચાર: (૧) હીંગ એક ભાગ, ઘોડાવજ બે ભાગ, કોષ્ઠ પાંચ ભાગ, સાજીખાર સાત ભાગ અને વાવડીંગ નવ ભાગ લઈ તેનું ચૂર્ણ કોકરવરણા પાણીમાં આપવું. (૨) નસોતર બે ભાગ, લીંડીપીપર ચાર ભાગ અને હરડે પાંચ ભાગ લઈ ચૂર્ણ કરી તેની બરાબર ગોળ નાખી ખાવું. પથ્ય: ઘી, ભાત, અભ્યંગ, કુમળા મૂળા, બિજોરૂં. અપથ્ય: દાળ, જાંબુ, કાકડી, અળવી, તુરા પદાર્થ અને ટાઢો ખોરાક.

૨. પું. બંધ.

૩. પું. લંબાઈ.

**આનાહિક** [ સં. આનાહ ( આફરો ) + ઇક ( લગતું ) ] પું. આફરાના રોગને શાંત પાડવાનો ઉપચાર.

**આનિત** ન. વક્રતા; વળાંક.

**આનિયું** ૧. ન. કાંઠલી; કાંટલી.

૨. ન. કોટની કાંઠલીમાં પગલાને બદલે હોય છે તે પુતળિયું.

**આનિયુંકલિયું** ન. એ નામની ગુજરાતમાં રમાતી એક દેશી રમત; દાલપિઠોડો. જુઓ દાલપિઠોડો.

**આનિરુદ્ધ** [ સં. ] પું. અનિરુદ્ધનો પુત્ર.

**આનિર્હંત** ૧. પું. એ નામનો એક દેવ.
૨. વિ. બધી બાજુએથી તમામ પાપને હણનાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**આનિલ** ૧. [ સં. અનિલ ( પવન ) ] પું. ભીમસેન. તે વાયુથી ઉત્પન્ન થયા હતા માટે તેને આનિલ કહેવાય છે.
૨. પું. વાયુપુત્ર હનુમાન.
૩. વિ. પવનથી ઉત્પન્ન થયેલું.
૪. વિ. પવનવાળું.
૫. વિ. વાયુ જેનો દેવ હોય તેવું.
૬. વિ. વાયુ સંબંધી.

**આનિલિ** ૧. [ સં. અનિલ ( વાયુ ) ] પું. પવનનો પુત્ર ભીમસેન.
૨. પું. વાયુપુત્ર હનુમાન.

**આનિલી** [ સં. ] સ્ત્રી. ( જ્યોતિષ ) સ્વાતી નક્ષત્ર.

**આની** ૧. સ્ત્રી. (લાક્ષણિક) ગણવામાં અથવા માપમાં એક આખી સંખ્યા અથવા ચીજનો સોળમો ભાગ.
૧. પ્રતની આની = વર્ગનો દર.
૨. બે આની = એક દોરો.
૩. સોળ આની = એક ઈંચ.
૨. સ્ત્રી. ચાર પૈસાની કીમતનો સિક્કો; રૂપિયાના સોળમા ભાગનું નાણું; એક આનાનો સિક્કો.
૩. સ્ત્રી. નારીજાતિ બનાવનાર પ્રત્યય. જેમકે, ભવ-ભવાની. આ 'આની' માંથી ગુજરાતીમાં 'અણ-એણ' થયું છે. જેમકે, વાઘણ-વાઘેણ.
૪. સ્ત્રી. રૂપામાં શુદ્ધિનું પ્રમાણ બતાવનાર આંક.
૫. [ ફા. ] અ. સંબંધ બતાવનાર એક પ્રત્યય. જેમકે, જિસ્માની=શારીરિક; રૂહાની=આત્મિક.

**આનીક** પું. ( પુરાણ ) સિંધુદેશના રાજા જયદ્રથનો એક ભાઈ.

**આનીકાકી** સ્ત્રી. થોડું ઘી નાખી બનાવેલો કંસાર; લાપસી.

**આનીકોર** અ. આ તરફ.

**આનીત** [ સં. આની ( આણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આણેલું; લાવેલું.

**આનીતિ** [ સં. આની ( આણવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આણવું તે; લાવવાપણું.

**આની પાની** [ હિં. ] સ્ત્રી. ખાવું પીવું તે.

**આનીલ** ૧. [ સં. આ ( જરા ) + નીલ ( કાળાશ પડતું આસમાની ) ] પું. કાળાશ પડતો ઘોડો.
૨. પું. લગાર કાળાશ પડતો આસમાની રંગ.
૩. વિ. જરા કાળા રંગનું.

**આનીલી** [ સં. આ ( જરા ) + નીલ ( કાળાશ પડતું આસમાની ) ] સ્ત્રી. થોડા કાળા રંગની ઘોડી.

**આનીલીન** પું. રંગ વગરનો એક તૈલી પદાર્થ. ડામરમાંથી બનતા ઘણા ખરા રંગો જેવા કે ખુવાસી, માંજુલી, જાંબુડીઆ વગેરે તેના આધારે બને છે.

**આનુ** સ્ત્રી. બંગાળા તરફ વપરાતી એક ભાષા.

**આનુકલ્પિક** [ સં. અનુ ( મળતું ) + કલ્પ ( આચાર ) + ઇક ( લગતું ) ] વિ. મુખ્ય નહિ એવા આચાર પુરવાર કરનાર ગ્રંથ જાણનાર.

**આનુકૂલિક** [ સં. અનુકૂલ ( માફક ) + ઇક ( લગતું ) ] વિ. માફક આવે એમ વર્તનાર.

**આનુકૂલ્ય** ૧. ન. કૃપા; મહેરબાની; દયા.
૨. [ સં. ] ન. સવળતા; સગવડ.

**આનુક્રમિક** [ સં. અનુક્રમ ( એક પછી એક આવવું તે ) + ઇક ( વાળું ) ] વિ. એક પછી એક એ પ્રમાણે આવતું.

**આનુગતિક** ૧. [ સં. અનુ ( પાછળ ) + ગત ( ગયેલું ) + ઇક ( સંબંધી ) ] વિ. અનુયાયીની સાથે સંબંધ ધરાવતું.
૨. વિ. અનુસરવાથી થયેલ.

**આનુગત્ય** ૧. [ સં. અનુ ( પાછળ ) + ગતિ ( ગમન ) ] ન. આચરણ; અનુકરણ; નકલ.
૨. ન. ઓળખાણ; પરિચય.

**આનુગામિક** ન. ( જૈન ) અવધિજ્ઞાનના એટલે મર્યાદાવાળા જ્ઞાનના ૭ માંહેનો એક ભેદ; જ્યાં અવધિજ્ઞાન થયું હોય તે જગ્યા છોડવા છતાં પણ કાયમ રહે તે જાતનું અવધિજ્ઞાન.

**આનુગુણ્ય** ૧. ન. અનુકૂળતા ભરેલું આચરણ.
૨. [ સં. અનુ ( અનુકૂળ ) + ગુણ્ય ( ગુણવાળું ) ] ન. અનુકૂળપણું.
૩. ન. દયાળુ હોવાપણું.
૪. ન. સમાનતા; બરાબરી.

**આનુગ્રહિક કર નીતિ** [ સં. અનુગ્રહ ( કૃપા ) + ઇક ( વાળું ) + કર ( વેરો ) + નીતિ ( રાજનીતિ ) ] સ્ત્રી. કોઈ ખાસ માલ ઉપર ઓછો કર લેવાની રાજનીતિ.

**આનુચારક** ૧. [ સં. અનુચર ( નોકર ) + ક ( લગતું ) ] ન. નોકરની ફરજ.
૨. વિ. અનુચરને લગતું.

**આનુનાસિક્ય** [ સં. અનુ ( પ્રમાણે ) + નાસિક્ય ( નાક સંબંધી ) ] ન. નાકમાંથી ઉચ્ચાર કાઢવાપણું.

**આનુપદિક** [ સં. અનુ ( પ્રમાણે ) + પદ ( પગલું ) + ઇક ( વાળું ) ] વિ. પાછળ પાછળ દોડનાર.

**આનુપાતિક** [ સં. અનુ ( પ્રમાણે ) + પાત ( પડતું તે ) + ઇક ( વાળું ) ] પું. ઊપજના પ્રમાણમાં નખાતો વેરો.

**આનુપૂર્વ** ૧. [ સં. અનુ ( પાછળ ) + પૂર્વ ( આગળ ) ] ન. અનુક્રમ; ક્રમ; પરંપરા; યોગ્ય ક્રમ; આગળ પાછળનો સંબંધ; પરિપાટી; આનુપૂર્વી.
૨. ન. જ્ઞાતિનો નિયમિત ક્રમ.
૩. ન. ( ન્યાય ) નિયમ પ્રમાણે કાઢેલું અનુમાન.

**આનુપૂર્વી** ૧. [ સં. અનુ ( એક પછી એક ) + પૂર્વ ( આગળ ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. ક્રમ; પરિપાટી; પરંપરા.
૨. સ્ત્રી. જ્ઞાતિનો નિયમિત ક્રમ.
૩. સ્ત્રી. ( ન્યાય ) નિયમ પ્રમાણે દોરેલું અનુમાન.
૪. [ સં. આનુપૂર્વ્ય ] વિ. ક્રમાનુસાર; એક પછી બીજું.

**આનુપૂર્વીનામકર્મ** [ સં. આનુપૂર્વી ( અનુક્રમ ) + નામકર્મન્ ( એક જાતનું કર્મ ) ] ન. ( જૈન ) બળદને જેમ નાથ ખેંચી જાય તેમ જીવ જે ગતિમાં જવાનો હોય તે જ ગતિમાં તેને લઈ જવાના સ્વભાવવાળું કર્મ.

**આનુપૂર્વીપૂર્વક** [ સં. આનુપૂર્વી ( ક્રમ ) + પૂર્વક ( વાળું ) ] અ. ક્રમ પ્રમાણે.

**આનુપૂર્વ્ય** [ સં. અનુ ( એક પછી એક ) + પૂર્વ્ય ( આગળનું ) ] ન. યોગ્ય ક્રમ; પરંપરા; પરિપાટી. જુઓ આનુપૂર્વ.

**આનુભવિક** [ સં. અનુભવ ( પ્રત્યક્ષ જ્ઞાન ) + ઇક ( લગતું ) ] વિ. અનુભવથી મળેલું; પ્રયોગસિદ્ધ.
વિજ્ઞાનનો અર્થ **આનુભવિક** બ્રહ્મજ્ઞાન કિંવા બ્રહ્મસાક્ષાત્કાર એવો કેટલાક કરે છે.
ગીતારહસ્ય

**આનુમાનિક** ૧. ન. ( સાંખ્ય ) પ્રધાન.
૨. [ સં. અનુમાન ( અટકળ ) + ઇક ( વાળું ) ] વિ. અનુમાન સંબંધી.
૩. વિ. અનુમાનથી પ્રાપ્ત થયેલું; તર્કસિદ્ધ; અટકળે નક્કી કરેલું.

**આનુયાત્રિક** [ સં. અનુ ( પાછળ ) + યાત્રિક ( મુસાફર ) ] પું. અનુયાયી; નોકર; અનુચર.

**આનુયાંત્રિક** [ સં. અનુ ( પ્રમાણે ) + યંત્ર ( સંચો ) + ઇક ( વાળું ) ] વિ. યાંત્રિક; યંત્રવત્; એકધારું.

**આનુરક્તિ** ૧. [ સં. અનુ ( સાથે ) + રક્તિ ( પ્રેમ ) ] સ્ત્રી. અનુરાગ; સ્નેહ.
૨. સ્ત્રી. અનુસરણ.

**આનુરાહતિ** પું. એ નામનો એક મુનિ.

**આનુરોહતિ** પું. ઋષિનું એક નામ.

**આનુલોમિક** ૧. [ સં. અનુલોમ ( અનુકૂળ ) + ઇક ( વાળું ) ] વિ. અનુકૂળ આચરણવાળું.
૨. [ સં. અનુલોમ ( ક્રમ ) + ઇક ( વાળું ) ] વિ. ક્રમ પ્રમાણેનું.
૩. વિ. નિયમિત; વખતસર.

**આનુલોમ્ય** ૧. ન. અનુકૂળ સ્વભાવ.
૨. [ સં. અનુલોમ ( ક્રમ ) + ય ( લગતું ) ] ન. અનુક્રમ.
૩. ન. અનુક્રમપણું.
૪. ન. કુદરતી ક્રમ; યોગ્ય રચના.
૫. વિ. કુદરતી ક્રમવાળું.

**આનુવંશિક** ૧. [ સં. અનુ ( દરેક ) + વંશ ( કુળ ) + ઇક ( લગતું ) ] વિ. વંશપરંપરાથી ચાલતું; પેઢી દર પેઢીથી ઊતરી આવેલું.
૨. વિ. વારસામાં મળેલું.

**આનુવંશિકતા** [ સં. આનુવંશિક ( પરંપરાથી ચાલ્યું આવતું ) + તા ( પણું ) ] સ્ત્રી. વંશપરંપરાથી ચાલુ હોવાપણું.

**આનુવંશીય** [ સં. અનુ ( દરેક ) + વંશ ( કુળ ) + ઈય ( લગતું ) ] વિ. વંશને લગતું.

**આનુવેશ્ય** ૧. [ સં. ] ન. પાડોશી.
૨. વિ. પાડોશીની પાસેના ઘરમાં રહેનાર; એક ઘર છોડી તે પછીના ઘરમાં રહેનાર.

**આનુશાસનિક** ૧. ન. એ નામનું મહાભારતનું એક પર્વ.
૨. [ સં. અનુ ( સંબંધી ) + શાસન ( બોધ ) + ઇક ( વાળું ) ] વિ. શિખામણ ને ઉપદેશને લગતું.

**આનુશ્રવિક** જુઓ આનુશ્રાવિક.

**આનુશ્રાવિક** ૧. [સં. અનુ ( ક્રમ પ્રમાણે ) + શ્રવ્ ( સાંભળવું ) + ઇક ( વાળું ) ] પું. સ્વર્ગ કે મોક્ષ મેળવવાનું સાધન.
૨. વિ. સાંભળવાથી જાણેલું; પરંપરાથી સંભળાતું આવતું.

**આનુષંગિક** ૧. [ સં. અનુ ( સાથે ) + સંગ ( સંબંધ ) + ઇક ( વાળું ) ] વિ. અમુકના સંબંધવાળું; સંબંધ ધરાવનાર; સાથે રહેલું; સહવર્તી; સહકારી.
૨. વિ. આસક્ત; સ્નેહ રાખનારું.
૩. વિ. જેવું; મળતું.
૪. વિ. ( વ્યાકરણ ) પડતું મૂકેલું; અધ્યાહાર હોય એવું.
૫. વિ. પરિણામે આવેલું; પરિણામક.
૬. વિ. પ્રમાણસરનું.
૭. વિ. મુખ્ય નહિ એવું; ગૌણ.
૮. વિ. સહેજે મળી આવેલ; પ્રસંગવશાત મળેલ; પ્રાસંગિક.
૯. વિ. સાથે થનાર.

**આનુષંગિકતા** ૧. સ્ત્રી. ગૌણપણું.
૨. સ્ત્રી. મળતાપણું.
૩. સ્ત્રી. સહેજે મળી આવેલ હોવું તે.
૪. [ સં. અનુ ( સાથે ) + સંગ ( સંબંધ ) + ઇક ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. સંબંધ હોવાપણું.

**આનુષ્ટુભ** ૧. [ સં. ] ન. અનુષ્ટુભ નામનો છંદ.
૨. વિ. અનુષ્ટુભનું બનેલું.
૩. વિ. અનુષ્ટુભને લગતું.

**આનુસંગિક** [ સં. અનુ ( સાથે ) + સંગ ( સંબંધ ) + ઇક ( વાળું ) ] વિ. સહાયક; મદદગાર; સહકારી.

**આનુસૂય** [ સં. ] વિ. અત્રિ ઋષિની સ્ત્રી અનસૂયાએ આપેલ; અનસૂયા તરફથી આવેલું.

**આનૂપ** ૧. [ સં. અનૂપ ( ભીનાશવાળો દેશ ) ] પું. ભેજવાળી જમીનમાં રહેનાર પ્રાણી. જેમકે, ભેંસ.
૨. વિ. પાણી કે ભીનાશવાળા દેશમાં હોનાર કે થનાર.
૩. વિ. ભીનાશવાળું; ભેજવાળું.

**આનૂપક** [ સં. અનૂપ ( ભીનાશવાળો મુલક ) ] વિ. ભીનાશવાળી જમીનમાં રહેનારું.

**આનૃણ્ય** [સં. અન્ ( નહિ ) + ઋણ ( કરજ ) + ય ( ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય ) ] ન. કરજ અદા કરવું તે; કરજ વગરનું હોવાપણું; દેણદારની સ્થિતિ ન હોવાપણું; છુટકારો.

**આનૃત** [સં. અનૃત ( જૂઠાણું ) ] વિ. ખોટાબોલું.

**આનૃશંસ** જુઓ આનૃશંસ્ય.

**આનૃશંસિ** [ સં. અ ( નહિ ) + નૃશંસ ( ક્રૂર ) ] પું. દયાળુનો દીકરો.

**આનૃશંસ્ય** ૧. [ સં. અ ( નહિ ) + નૃશંસ ( ક્રૂર ) + ય ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] ન. અનુકંપા; દયા; કારુણ્ય.
૨. ન. દયાળુપણું.
૩. ન. નમ્રતા.
૪. વિ. દયાળુ.
૫. વિ. નમ્ર.

**આનેતા** [ સં. આ ( તરફ ) + નેતૃ ( લાવનાર ) ] વિ. આણનાર; લાવનાર.

**આનેય** ૧. [ સં. ] પું. યજ્ઞ સંબંધી દક્ષિણાગ્નિ.
૨. [ સં. આની ( આણવું ) ] વિ. લાવવા લાયક.

**આનેયાર** પું. ઉનાળામાં ખેતીની મજૂરીનો સૂર્યોદયથી બપોર સુધીનો વખત.

**આનેવારી** ૧. સ્ત્રી. કેટલી આની પાક થયો તેનો અડસટ્ટો કાઢવો તે. જુઓ આનાવારી.
૨. સ્ત્રી. રૂપિયે આનાનું પ્રમાણ.

**આનૈપુણ** [ સં. અ ( નહિ ) + નિપુણ ( હોશિયાર ) ] ન. બિનહોશિયારી; મૂર્ખતા; અનિપુણતા.

**આનૈપુણ્ય** જુઓ આનૈપુણ.

**આનૈશ્વર્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + ઐશ્વર્ય ( દોલત ) ] ન. ઐશ્વર્ય ન હોવાપણું; સમૃદ્ધિનો અભાવ.
૨. ન. ( સાંખ્ય ) બુદ્ધિનો ગુણ.
૩. [ સં. અનીશ્વર ( નિરંકુશ ) ] ન. સત્તા કે ઉપરીપણું ન હોવું તે.

**આનો** ૧. [સં. અન્ય (બીજું)] પું. આનાની કીમતનો સિક્કો; ચાર પૈસાની કીમતનું નાણું; રૂપિયાનો સોળમો ભાગ. ચલણ ફક્ત બે છે, એક રૂપિયાનું અને રૂપિયાનું નહિ તે અન્ય એટલે બીજું. આનાનું ચિહ્ન આ પ્રમાણે )− અથવા ૦)− કરાય છે.
૨. પું. કોઈ પણ પૂર્ણાંકનો કે ચીજનો સોળમો ભાગ.
૩. પું. શેરના સોળમા ભાગનું વજન; અધોળ.

**આનોસકેન** પું. એ નામનો એક બૌદ્ધ રાજા.

**આન્ન** ૧. પું. સપાદલક્ષ નામના દેશનો રાજા પૂરણપાલ; અર્ણોરાજ. શાકંભરી તેની રાજધાની હતું.
૨. વિ. અનાજમાંથી મેળવેલું.
૩. વિ. અન્ન મેળવનાર.
૪. વિ. ખોરાક સંબંધી; અન્નનું.

**આન્પૂજા** પું. શેવડા ચોરાસી ગચ્છનો એક પેટા ગચ્છ. જુઓ શેવડા.

**આન્યોર** ન. એ નામની જગ્યા. ત્યાં વલ્લભાચાર્યની બેઠક છે.

**આન્વયિક** [ સં. અન્વય ( કુળ ) + ઇક ( વાળું ) ] વિ. કુલીન; સારા કુળમાં જન્મેલું.

**આન્વાહિક** [ સં. અનુ ( દરેક ) + અહ્ન ( દિવસ ) + ઇક ( લગતું ) ] વિ. હમેશાં કરવાનું.

**આન્વીક્ષકી** [ સં. અન્વીક્ષ્ ( વિચાર કરવો ) ] સ્ત્રી. તર્કશાસ્ત્ર. તેમાં સાંખ્યફીલસૂફી, યોગ અને લોકાયત એટલે નાસ્તિકવાદનો સમાવેશ થાય છે.

**આન્વીક્ષિક** ૧. [સં. અન્વીક્ષ્ ( વિચાર કરવો )] સ્ત્રી. આત્મવિદ્યા.
૨. સ્ત્રી. તર્કવિદ્યા; ન્યાય.

**આન્વીક્ષિકી** ૧. [ સં. અન્વીક્ષ્ ( ધ્યાનમાં રાખવું ) ] સ્ત્રી. અવલોકન અને કલ્પના કરવાની શક્તિ.
૨. [ સં. અન્વીક્ષ્ ( વિચાર કરવો ) ] સ્ત્રી. આત્મવિદ્યા; આધ્યાત્મિક વિદ્યા; મોક્ષવિદ્યા. તે બ્રહ્મદેવના પૂર્વ મુખમાંથી ઉત્પન્ન થયાનું મનાય છે.
૩. સ્ત્રી. તર્કવિદ્યા; ન્યાયશાસ્ત્ર.
૪. સ્ત્રી. દંડનીતિ.

**આન્વીક્ષિકીજ્ઞ** ૧. [ સં. આન્વીક્ષિકી ( આત્મવિદ્યા ) + જ્ઞ ( જાણનાર ) ] પું. આત્મજ્ઞાની; આત્મતત્ત્વ જાણનાર પુરુષ.
૨. પું. તર્કશાસ્ત્રી.

**આન્હક** ન. ( જૈન ) એક જાતનું પિશાચ.
પિશાચોના પંદર ભેદ આ પ્રમાણે છે–કૂષ્માંડ, પટક, જોષ, **આન્હક**, કાલ, મહાકાલ, ચોક્ષ, અચોક્ષ, તાલપિશાચ, મુખરપિશાચ, અધસ્તારક, દેહ, મહાવિદેહ, તૂષ્ણીક અને વનપિશાચ.
તત્ત્વાર્થસૂત્ર

**આન્હિક** [ સં. અહ્ન ( દિવસ ) + ઇક ( સંબંધી ) ] વિ. રોજનું; નિત્યનું.

**આપ્** ૧. [ સં. ] સ. ક્રિ. ( ધાતુ ) પકડી પાડવું; પહોંચી જવું; મળવું.
૨. સ. ક્રિ. મેળવવું; પ્રાપ્ત કરવું. એ ઉપરથી નીકળેલા શબ્દ: આપ્ત; પ્રાપ્તિ; પ્રાપ્ત; દુરાપ.
૩. સ. ક્રિ. વ્યાપી રહેવું. તે ઉપરથી નીકળેલા શબ્દ: વ્યાપ્તિ; સર્વવ્યાપક.

**આપ** ૧. પું. ( પુરાણ ) આઠ વસુમાં ચોથો વસુ; અષ્ટ વસુ. ધર, ધ્રુવ, સોમ આપ, અનિલ, અનળ, પ્રત્યૂષ અને પ્રભાસ એ આઠ વસુ છે.
૨. [ સં. આત્મન્ ( આત્મા ); પ્રા. અત્તાઅપ્પા ] પું. આત્મા.
૩. [ હિં. ] પું. ઈશ્વર; ભગવાન.
૪. પું ( પુરાણ ) એ નામનો એક અગ્નિ.
૫. પું. ( પુરાણ ) ક્રૌંચદ્વીપના રહેવાસીઓનો ઇષ્ટ દેવ.
૬. પું. દેહ; પોતાનું શરીર; જાત; પંડ.
નાથ મને મેલી ગયા, કેમ રાખું રે **આપ**?
પ્રેમાનંદ
૭. પું ( પુરાણ ) ભગવાનની એક વિભૂતિ.
૮. પું. ( પુરાણ ) સ્વારોચિષ મન્વંતરમાંનો એ નામનો પ્રજાપતિ.
૯. પું. ( જ્યોતિષ ) હસ્ત અને ચિત્રા નક્ષત્રની ઉત્તરે આવેલ એક ત્રીજા વર્ગનો તારો; 'ગૅમ વર્જિનિસ'. તે ચિત્રા અને અપાંવત્સ તારાની સીધી લીટીમાં આવેલો છે.
પ્રાચીન ગ્રંથોમાં હસ્ત અને ચિત્રા નક્ષત્રની ઉત્તરે વર્ણવેલા **આપ** અને અપાંવત્સ એ બે તારા હોય છે એ અનુક્રમે ત્રીજા અને ચોથા વર્ગના છે. જ્યોતિર્વિલાસ
૧૦. સ્ત્રી. કરજે ધીરવ પણું.
૧૧. [ સં. અર્પ્ ( આપવું ) ] સ્ત્રી. વાપરવા આપવું તે.
૧૨. ન. અહંકાર; મગરૂબી.
આપ મુએ પીછે ડૂબ ગઈ દુનિયા = આપણા મોત પછી દુનિયાનું શું થશે તેની આપણને દરકાર રહેતી નથી.
૧૩. ન. આકાશ; ગગન.
૧૪. ન. ચળકાટ; તેજ. જેમકે, મોતીનું આપ; હીરાનું આપ.
૧૫. ન. દરજ્જો; પંક્તિ.
૧૬. ન. પાણીનો સમૂહ; પાણી; જળ.
મીલન સંગ સંકેત યન રંગમ અને મિલાપ,
એ મોહન એ મોહની મળે દુગ્ધમાં **આપ**.
રૂપગળલઘુકોષ
આપ મેલવું = કોઈ વસ્તુમાંથી પાણી કે ભીનાશ છૂટવી; આસરવું.
૧૭. ન. પોતાપણું; અહંતા; હુંપણું; અહંભાવ.
૧૮. સ. ( બીજી ) આપણે.
૧૯. સ. તમે. માનાર્થે બીજા પુરુષમાં તમેને બદલે આપ વપરાય છે.
૧. આપ આપકી સમાલીએ, દુસરેકી પંચાત મત કીજીએ = પોતાનું સંભાળવું, બીજાની વ્યાધિ ન કરવી.
૨. આપ આપકી સમાલીઓ, મેં મેરી ફોડતા હું = સહુએ પોતપોતાનું સંભાળવું.
૨૦. [ સં. આત્મન્ ] સ. પોતે; ખુદ; જાતે.
૧. આપ ઘેર દીકરી તે પારકે ઘેર વહુ = (૧) દીકરીને સસરાને ઘેર પિતાના ઘર જેટલું સુખ મળતું નથી. (૨) પોતાની દીકરી બીજાને ત્યાં વહુ તરીકે જવાની છે માટે દીકરી અને વહુ તરફ એકસરખુ વર્તન રાખી ભેદભાવ ગણવો નહિ.
૨. આપ જિતાય, કંઈ જગ જિતાય? = પોતાની ઇંદ્રિયોને કાબૂમાં રાખી શકાય પરંતુ દુનિયાને કબજે કરી શકાય નહિ.
૩. આપ જૈસા જગ = જેવા આપણે હોઈએ તેવું જગત લાગે; આપણે ભલા હોઈએ તો જગત પણ ભલું લાગે.
૪. આપ ભલા તો જગ ભલા = આપણે જેમ વર્તીએ તેમ દુનિયા આપણી સાથે વર્તે.
૫. આપ ભૂલવું = (૧) પોતાની જાતને ભૂલી જવી. (૨) મુંઝાઈ જવું; ગભરાઈ જવું.
૬. આપ મૂઆ ઔર ડૂબ ગઈ દુનિયા = (૧) પોતાનું કામ થઈ ગયા પછી બીજાની દરકાર ન કરવી. (૨) પોતે મૂઆ એટલે આખી દુનિયા નાશ પામી એમ માની લેવું.
૭. આપ મૂઆ વગર સ્વર્ગે ન જવાય = (૧) બીજા ઉપર આધાર નહિ રાખતાં જાતે કામ કરવામાં જ ફાયદો છે. (૨) સ્વર્ગ મેળવવા માટે પોતે જ મરવું જોઈએ.
૮. આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ = (૧) જેમ વરસાદના પાણી જેવું શ્રેષ્ઠ બીજું પાણી નથી તેમ પોતાના બળ જેવું બીજું એકે બળ નથી. (૨) બીજાથી નહિ પરંતુ પોતાના બળથી જ કામ થઈ શકે છે.
૯. આપ સુખી તો જગ સુખી = પોતાના પ્રમાણે જ બધું લાગે.
૧૦. આપકી લાપસી ઔર પરાયોંકી કુસકી = જેટલું પોતાનું તેટલું સારું, પારકાનું તેટલું ખરાબ.
૧૧. આપથી ઊતરતી સગા બાપની = પોતાના સ્વાર્થ આગળ માણસ પોતાના બાપના હિતની પણ દરકાર કરતો નથી.
૧૨. આપનાં પાપ અંતર જાણે = સહુ પોતાનાં કરેલાં પાપ અંતરમાં જાણતું જ હોય છે.
૧૩. આપને દૂર ખેંચવું = પોતાનો ખૂબ વિચાર કરવો.
૧૪. આપવીતી સહુ જાણે, પરવીતી કોઈ ના જાણે = સહુ પોતપોતાનું દુ:ખ રડે, પારકાનું દુ:ખ કોઈને ધ્યાનમાં આવતું નથી.
૨૧. વિ. પોતા સંબંધી; પોતાનું; ખુદનું. જેમકે, આપમતલબી; આપખુદ.
૨૨. પ્ર. ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય. જેમકે, મળવું–મેળાપ.

**આપઅક્કલ** ૧. [ આત્મન્ ( પોતે ) + અકલ ( બુદ્ધિ ) ] સ્ત્રી. પોતાની બુદ્ધિ; જાતની ચતુરાઈ.
૨. વિ. પોતાની સમજ પ્રમાણે વર્તનાર; બીજાની સલાહ ન લેનાર.

**આપઅખત્યાર** ૧. [ આત્મન્ ( પોતે ) + ઇખ્તિયાર ( સત્તા ) ] સ્ત્રી. જોહુકમી.
૨. વિ. ન્યાયાન્યાયનો વિચાર કર્યા વિના પોતાની મરજી પ્રમાણે સત્તા ચલાવનાર; જોહુકમી કરનાર; આપખુદ; સ્વચ્છંદી.
૩. વિ. સ્વતંત્ર; અપરાધીન; સ્વાધીન.

**આપઅખત્યારી** ૧. [ આત્મન્ ( પોતે ) + અખત્યાર ( સત્તા ) ] સ્ત્રી. જોહુકમી; આપખુદી.
૨. સ્ત્રી. સ્વતંત્રતા; સ્વાધીનતા; સ્વસત્તા; આપઅખત્યારપણું; સ્વમતાનુગમન.

**આપઆપ** ૧. [ હિં. ] પું. હુંપદ; સ્વાર્થીપણું.
આપઆપ કરવું = (૧) ખુશામદ કરવી. (૨) માનથી કોઈને સંબોધવું.
૨. વિ. દરેક.

**આપઆપણું** [ સં. આત્મન્ ( પોતે ) + આત્મન્ ( પોતાનું ) ] સ. પોતપોતાનું; સૌ સૌનું; પોતીકું.

**આપઆપમાં** [ સં. આત્મન્ ( પોતે ) + આત્મન્ ( ખુદ ) + મધ્યે ( માં ) ] અ. પોતપોતામાં; અંદરોઅંદર; માંહોમાંહે.

**આપઈઆપ** અ. આપોઆપ; પોતાની મેળે.

**આપઉઠાવ** [ સં. આત્મન્ ( પોતે ) + ઉત્થાન ( ઊઠવું તે ) ] પું. જાત હોશિયારી; પોતાનું ડહાપણ.

**આપકમાઈ** [ સં. આત્મન્ (ખુદ) + ક્રમ ( મોહ હોવો ) ] સ્ત્રી. જાતે કરેલી કમાણી; સ્વોપાર્જિત ધન.

**આપકરમણ** [ સં. આત્મન્ ( પોતે ) + કર્મિણી ( કર્મ કરનારી ) ] સ્ત્રી. આપકર્મી સ્ત્રી.

**આપકરમી** જુઓ આપકર્મી.

**આપકરામત** [ આત્મન્ ( ખુદ ) + કરામત ( ચમત્કાર ) ] સ્ત્રી. પોતાની હોશિયારી; પોતાનું ચાતુર્ય.

**આપકર્મી** [ સં. આત્મન્ ( પોતે ) + કર્મન્ (કામ) + ઇન્ ( વાળું ) ] વિ. પોતાના જ પુરુષાર્થ ઉપર આધાર રાખનારું; સ્વપરાક્રમી; પોતાના જ ઉદ્યમથી રળનાર.
આપકર્મી કે બાપકર્મી ? = પોતાના પર આધાર રાખશો કે બીજા પર ?

**આપકહાણી** [ સં. આત્મન્ ( પોતે ) + કથાનક ( નાની વાર્તા ) ] સ્ત્રી. આત્મકથા; પોતાનું વર્ણન.

**આપકળ** ૧. [ સં. આત્મન્ ( ખુદ ) + કલા ( કળા ) ] સ્ત્રી. પોતાની કળા; સ્વસિદ્ધ કળા.
૨. સ્ત્રી. પોતાની મેળે કામ કરવાની યુક્તિ; પોતાની કરામત.

**આપકળા** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + કલા ( કળા ) ] સ્ત્રી. પોતાની મેળે શીખાય પણ કોઈની શીખવી શીખાય નહિ એવી કળા.
૨. સ્ત્રી. પોતાની સ્વાભાવિક કળા.

**આપકાજ** ૧. [ સં. આત્મન્ ( પોતાનું ) + કાર્ય ( કામ ) ] પું. પોતાનું કામ; સ્વાર્થ.
૨. વિ. સ્વાર્થી; આપમતલબી.

**આપકાજી** વિ. સ્વાર્થી; પોતાની ગરજવાળું.

**આપક્વ** [ સં. આ ( જરા ) + પક્વ ( પાકેલું ) ] વિ. થોડું પાકેલું; અધપક.

**આપખુદ** ૧. [ આત્મન્ ( પોતે ) + ખુદ ( પોતે ) ] પું. પોતાની જ મરજી પ્રમાણે વર્તનાર.
૨. વિ. પોતાની જ મરજી પ્રમાણે સત્તા ચલાવનારું; જોહુકમી કરનારું; સર્વ સત્તા સ્વાધીન રાખી વર્તનારું; સ્વસત્તાધારી.

**આપખુદી** ૧. સ્ત્રી. ઉદ્ધતપણું.
૨. સ્ત્રી. જુલમ.
આપખુદી વાપરવી = જોહુકમી કરવી.
૩. [ આત્મન્ ( પોતે ) + ખુદ ( પોતે ) + ઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. પોતાની મરજી પ્રમાણે ચાલવું અને બીજા ઉપર પોતાની સત્તા ચલાવવી તે; આપખુદ વર્તન; સ્વેચ્છાચાર; પોતાની જ સત્તા ચલાવવાપણું.
૪. સ્ત્રી. પોતાનો સર્વોપરી અધિકાર.

**આપખુરાદી** ૧. ન. સ્વતંત્ર માણસ.
૨. વિ. સ્વાર્થી; આપમતલબી.

**આપખુશી** [ આત્મન્ ( પોતે ) + ખુશી ( હર્ષ ) ] સ્ત્રી. પોતાનો રાજીપો; પોતાની મરજી; રાજીખુશી; સ્વેચ્છા.

**આપખુશીથી** અ. સ્વેચ્છાપૂર્વક; સ્વતંત્રપણે; ઇચ્છાનુસાર; મનગમતી રીતે.

**આપગરજી** [ આત્મન્ ( પોતે ) + ગરજ ( ઇચ્છા ) ] વિ. સ્વાર્થીલું; મતલબી; એકલપેટું.

**આપગા** ૧. સ્ત્રી. કુરુક્ષેત્રમાંની એ નામની એક નદી; ઓઘવતી.
૨. [ સં. આપ્ ( પાણી ) + ગમ્ ( જવું ) ] સ્ત્રી. નદી; સરિતા; શૈવલિની; દ્વીપવતી; સ્રોતસ્વતી.
સરિતા ધુની તરંગિણી તટિની કુલિની હોઇ;
સ્રોતા સ્રવંતી નિમ્નગા **આપગા** દ્વિરેફા જોઈ.
પિંગળલઘુકોષ
૩. સ્ત્રી. પંજાબમાં રાવિ નદીની પશ્ચિમે આવેલી એ નામની નદી.
૪. સ્ત્રી. ભાગીરથી; ગંગા.

**આપગાનાથ** [ સં. આપગા ( નદી ) + નાથ ( પતિ ) ] પું. સમુદ્ર; દરિયો.

**આપગેય** ૧. પું. કૃષ્ણ.
૨. [ સં. આપગા ( નદી ) + ઇય ( નું ) ] પું. ગંગા નદીનો પુત્ર ભીષ્મપિતામહ.

**આપઘાત** [ સં. આત્મન્ ( પોતે ) + ઘાત ( નાશ ) ] પું. આત્મહત્યા; પોતે જ પોતાનો નાશ કરવો તે; આત્મઘાત.

**આપઘાતક** [ સં. આત્મન્ ( પંડ ) + ઘાતક ( નાશ કરનાર ) ] વિ. પોતાનો નાશ કરનાર; આપઘાતિયું.

**આપઘાતિયું** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + ઘાતક ( હત્યા કરનારું ) ] વિ. આપઘાત કરે એવું; આપઘાત કરનારું.
૨. વિ. જાતને જ નુકસાન કરે એવું; અતિ સાહસિક; અવિચારી; બહુ આકળું.
૩. વિ. જેણે આપઘાતનો પ્રયત્ન કર્યો હોય એવું.

**આપછંદું** [ સં. આત્મન્ ( પોતે ) + છંદસ્ ( તરંગ ) ] વિ. સ્વચ્છંદી; મનસ્વી; પોતાની મરજી પ્રમાણે વર્તનારું.
નહિ સાસુ નહિ નણંદી, વહુ નાચે **આપછંદી**.
લોકોક્તિ

**આપજોડિયું** [ સં. આત્મન્ ( પોતે ) + યુજ્ ( જોડવું ) ] વિ. પોતાની મેળે જોડી કાઢેલું; મેળે બનાવી કાઢેલું.

**આપઝલું** [ સં. આત્મન્ ( પોતે ) + યુધ્ ( લડવું ) ] વિ. જાતબળ ઉપર ઝૂઝનારું; આપબળે નભનારું; સ્વાશ્રયી.

**આપઠ** સ્ત્રી. ( ગ્રામ્ય ) માંદગીનો લતાડ; મંદવાડની અસર; નબળાઈ.

**આપટવ** [ સં. અ ( નહિ ) + પટુ ( હોશિયાર ) ] ન. હોશિયારી ન હોવાપણું; મૂર્ખતા; કમઅક્કલ.

**આપટવું** સ. ક્રિ. પછાડવું; અફાળવું.

**આપટાવવું** સ. ક્રિ. પછાડાવવું; અફાળે એમ કરવું.

**આપટાવું** અ. ક્રિ. પછડાવું; અફાળવું.

**આપટો** પું. એક જાતનું ઝાડ; આસુંદરો. તેનાં પાન મોટાં અને અધવચ્ચેથી જરા ફાટેલાં હોય છે. તેની બીડી બનાવવામાં આવે છે. તેની લાંબી શિંગો ઘસીને બાળકોને પાવામાં અને અંતરગાલ વાત, પિત્ત, કફ, દાહ, તરસ અને ઝાડા મટાડવા તથા દોરડાં અને બંદુકના તોટા બનાવવા વપરાય છે.

**આપડ** ( આપડ્ ) સ. આપણે.
આવો તો આલીંગન **આપડ** લીજે રે,
કાનકુંવર મારા મનનું ગમતું કીજે રે. બ્રહ્માનંદ

**આપડવું** ( આપડવું ) ૧. [ સં. આપત્ ( હલ્લો કરવો ) ] સ. ક્રિ. ( ગ્રામ્ય ) પકડી પાડવું; અડવું; પહોંચવું.
ઘણ વણ ઘડ્યાં, એરણને **આપડ્યાં** નહિ;
ગોત્યાં નવ જડ્યાં, મળે તો મોકલજે.
હલામણ જેઠવાનો દુહો
૨. સ. ક્રિ. મળવું; પ્રાપ્ત થવું.

**આપડાહ્યલું** ૧. [ સં. આત્મન્ ( પોતે ) + દક્ષિણ ( ડાહ્યું ) ] વિ. દોઢડાહ્યું; આપમતીલું.
૨. વિ. પોતાને બહુ ડાહ્યું માનનાર.

**આપડાહ્યું** ૧. [ આપ ( પોતે ) + ડાહ્યું ( સમજુ ) ] વિ. દોઢડાહ્યું; ડહાપણ ડોળનાર.
૨. વિ. પોતાને બહુ ડાહ્યું માનનાર.

**આપડું** (આપડું) સ. આપણું; આપણ બન્નેનું.
નાણી દયા તુંજ તાતે બેઠા **આપડી**.
નરસિંહરાવ

**આપણ** ૧. [ સં. ] પું. ચૌટું; બજાર; પીઠ.
૨. પું. વેચવા ખરીદવાનો વ્યવહાર; વેપાર.
૩. પું. વેચવાની વસ્તુ.
૪. પું. વેપારનું સ્થાન; હાટ; દુકાન.
૫. સ. આપણે; હું ને તમે.
૬. સ. તમે; આપને માટે માનાર્થે વપરાતો શબ્દ.
૭. [ સં. આત્મન્; પ્રા. અપ્પા–અપ્પણ ] સ. પોતે.
આપણને નહિ તો આપણા પાડોશીને હજો = પોતાને લાભ ન થાય તો કંઈ નહિ પણ પોતાના પાડોશીને ફાયદો થાય એમ ઇચ્છવું.
૮. સ. હુંને માટે વ્યંગમાં વપરાતો શબ્દ.

**આપણક** [ સં. આપણ ( બજાર ) ] પું. બજારનો રસ્તો.

**આપણડું** ( આપણડું ) [ આપણું + ડું ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] સ. આપણું.

**આપણનિરીક્ષક** [ સં. આપણ ( બજાર ) + નિરીક્ષક ( તપાસનાર ) ] પું. બજાર તપાસનાર અમલદાર; 'માર્કેટ ઇન્સ્પેક્ટર'.

**આપણપું** ૧. ન. અહંકાર; ગર્વ; અભિમાન.
૨. ન. ( જૂ. ગુ. ) પોતાનું સ્વરૂપ; વ્યક્તિત્વ.
અલ્ખાનિ **આપણપૂં** દીઠઉં, કીધઉ ગરવ અપાર.
કાન્હડદેપ્રબંધ
૩. સ. પોતાનું; નિજનું.
૪. વિ. આપનાર.

**આપણવિદ્યા** સ્ત્રી. શિલ્પસંહિતામાં વર્ણવેલી મુખ્ય બત્રીસ માંહેની એક વિદ્યા. જુઓ વિદ્યા.

**આપણહાર** વિ. આપનાર.

**આપણા** ૧. [ સં. આત્મા; પ્રા. અપ્પા ] સ. આપણે પોતે; આપણ.
૨. સ. તમારાના અર્થમાં માનાર્થે વપરાતો શબ્દ.
૩. સ. પોતાને લગતા બીજા.

**આપણાપણું** [ આપણું ( પોતાનું ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પોતાપણું; આત્મીયતા; વ્યક્તિત્વ.

**આપણિક** ૧. [ સં. આપણ ( હાટ ) + ઇક ( વાળું ) ] પું. દુકાન ઉપરનો કર.
૨. પું. દુકાનદાર; વેપારી; વણિક.
૩. વિ. દુકાનનું.
૪. [ સં. આપણ ( બજાર ) + ઇક ( સંબંધી ) ] વિ. બજારમાંથી લીધેલું; પીઠનું.
૫. [ સં. આપણ ( વેપાર ) + ઇક ( લગતું ) ] વિ. વેપારને લગતું.

**આપણિકા** પું. ( પિંગળ ) જગણ, તગણ, જગણ, જગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરનો અતિજગતીની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
રચાય છે **આપણિકા** જ ત જ જ ગે.
રણપિંગળ

**આપણું** ૧. [ સં. આત્મીય; પ્રા. અપ્પણય; અપ. અપ્પણ ] સ. અમારું ને તમારું; બોલનાર ને સાંભળનારનું; પોતે અને પોતાના જાણીતા બીજાનું.
૨. સ. પોતાનું; પંડનું.
૧. આપણી સૂઝ ને જીવને પૂછ = અંતરાત્મા કહે તે પ્રમાણે કરવું.
૨. આપણું ઘર ગાઉથી દેખાય–આપણું ઘર બાર કોસથી દેખાય = (૧) દરેક જણ પોતે જ પોતાના હિતનો નિર્ણય કરી શકે. (૨) પોતાનું સુખદુઃખ અને લાભાલાભ પોતાને સહજ જણાય પણ પારકાં જણાય નહિ.
૩. આપણું બાળ્યું ને પારકું સમાર્યું = પોતાના હિતને જતું કરી બીજાના લાભ માટે મહેનત કરવી.

**આપણે** ૧. [ સં. આત્મન્; પ્રા. અપ્પણ ] સ. જાતે; પંડે; પોતે.
આપણે નકારા, તો આપણી જાતને ભારે = (૧) આપણું કાંઈ ખરાબ થાય તો તે દોષ આપણો પોતાનો છે. (૨) આપણે ખરાબ હોઈએ તો તેમાં બીજાને નહિ પણ આપણને પોતાને જ નુકસાન છે.
૨. સ. તમે; આપ.
૩. સ. ( કટાક્ષમાં ) હું.
૪. સ. હું અને તમે; પોતે અને પોતાનાં લાગતાવળગતાં બીજાં; પહેલા બીજા પુરુષ સર્વનામનું બહુવચન.

**આપત** ૧. [ સં. આપદ્ ] સ્ત્રી. આફત; સંકટ; વિપત્તિ; આપત્તિ; મુશ્કેલી.
૨. સ્ત્રી. દુઃખ; પીડા.
૩. સ્ત્રી. પેદાશ; કમાઈ; આયપત.
આપત હોય થોડી તો રાખીએ ગાય કે ઘોડી = (૧) ઓછી કમાઈ હોય તો એવું કામ કરવું કે જેમાંથી લાભ મળે. (૨) કમાણી પૂરતી ન હોય તો ગાય કે ઘોડી રાખવી જેથી આવકમાં થોડો વધારો થાય.
૪. સ્ત્રી. બેઆબરૂ; કલંક.
૫. વિ. પોતાનું; આપ્ત.
સુહૃદ સગો ઉપકારી **આપત**,
તે પોતે ભગવાન રે. રત્નેશ્વર

**આપતન** ૧. ન. આવવું તે; આગમન.
૨. ન. કોઈ સપાટી ઉપર કિરણ પડવાની દિશા; 'ઇન્સિડન્સ'.
૩. [ સં. આપત્ ( મનમાં આવવું ) ] ન. જ્ઞાન.
૪. ન. નસીબ જોગે થવું તે.
૫. ન. પ્રાપ્તિ; મળવું તે.
૬. ન. બનાવ.

**આપતનકોણ** [ સં. આપતન ( કિરણ પડવાની દિશા ) + કોણ ( ખૂણો ) ] પું. કોઈ સપાટી ઉપર પડતું પ્રકાશનું કિરણ તે સપાટીના લંબ સાથે બનાવે તે ખૂણો; 'ઍંગલ ઑવ ઇન્સિડન્સ'.

**આપતંત્રી** [ સં. આત્મન્ ( પોતાનું ) + તંત્ર્ ( કાબૂ રાખવો ) ] વિ. પોતાના જ બુદ્ધિબળથી ચાલનાર; સ્વાશ્રયી.

**આપતા** ૧. વિ. પારકું; બીજાનું.
૨. વિ. હરામનું; અણહક્કનું.

**આપતાનક રોગ** પું. તાંડવ રોગ; વાતિક રોગ; હાસ્યાનુકારી મુખભંગ. તેમાં હોઠ ખૂણામાંથી ખેંચાઈ જુદા પડી જાય અને ભમર ઉપર ચડી જાય.

**આપતાપ** [ ફા. આફતાબ ] પું. સૂર્ય.

**આપતિક** ૧. [ સં. આપત ( હલ્લો કરવો ) ] પું. બાજ પક્ષી; શકરો. તે પક્ષીઓ ઉપર હુમલો કરે છે.
૨. વિ. દૈવાધીન; નસીબને વશ.

**આપતિત** ૧. વિ. એકદમ.
૨. [ સં. આપત્ ( આવવું ) ] વિ. દૈવયોગે આવી પડેલ.
૩. વિ. નીચે આવેલું.
૪. વિ. બનેલું.

**આપત્કાલ** ૧. [ સં. આપદ્ ( દુઃખ ) + કાલ ( વખત ) ] પું. કટોકટીનો સમય; મુશ્કેલીનો વખત; દુર્દિન; વિપત્તિની વેળા.
૨. પું. કુસમય; ખરાબ વખત.
૩. પું. દુકાળ.
૪. પું. દૈવકોપ; આસમાનીસુલતાની.

**આપત્કાલસેના** [ સં. આપદ્ ( દુઃખ ) + કાલ ( વખત ) + સેના ( લશ્કર ) ] સ્ત્રી. જરૂરિયાતના પ્રસંગ માટે રાખેલ લશ્કર.

**આપત્કાલિક** [ સં. આપદ્ ( દુઃખ ) + કાલ ( વખત ) + ઇક ( વાળું ) ] વિ. વિપત્તિમાં થનાર, આફતના વખતમાં હોનાર.

**આપત્કાલીન** જુઓ આપત્કાલિક.

**આપત્કાળ** જુઓ આપત્કાલ.

**આપત્કૃત ઋણ** [ સં. આપદ્ ( વિપત્તિ ) + કૃત ( કરેલું ) + ઋણ ( દેવું ) ] ન. આપત્તિને વખતે કરેલું દેવું.

**આપત્તિ** ૧. [ સં. આપત્ ( બનવું ) ] સ્ત્રી. અકસ્માત બનેલ માઠો બનાવ.

૨. સ્ત્રી. અનિષ્ટ પ્રસંગ.

૩. સ્ત્રી. આગમન; આવવાપણું.

૪. સ્ત્રી. આફત; સંકટ; વિપત્તિ; આપદા; મુશ્કેલી.

૫. સ્ત્રી. ( કાવ્ય ) એક કાવ્યાલંકાર. અનિષ્ટ એટલે ખરાબ બાબત બની આવવું તે.

૬. સ્ત્રી. કટોકટીનો વખત.

૭. સ્ત્રી. ક્લેશ.

૮. સ્ત્રી. ગુજરાન મેળવવાની મુશ્કેલી.

૯. સ્ત્રી. દુઃખ; પીડા.

૧૦. સ્ત્રી. દુઃખનો વખત; કષ્ટનો સમય.

૧૧. સ્ત્રી. દૈવકોપ; હોનારત; ધરતીકંપ, આગ, રોગ વગેરેથી થયેલી દુઃખી હાલત.

૧૨. સ્ત્રી. દોષ; ઉલ્લંઘન; અપરાધ.

૧૩. સ્ત્રી. દોષનું આરોપણ.

૧૪. સ્ત્રી. પ્રાપ્તિ; મેળવવાની ક્રિયા. જેમકે, સુખાપત્તિ; ઇષ્ટાપત્તિ.

૧૫. સ્ત્રી. વિઘ્ન; અડચણ.

૧૬. સ્ત્રી. સમજાવટ.

**આપત્તિકાળ** [ સં. આપત્તિ ( આફત ) + કાલ ( વખત ) ] પું. દુઃખનો સમય; મુશ્કેલીનો વખત.

**આપત્તિગ્રસ્ત** [ સં. આપત્તિ ( આફત ) + ગ્રસ્ત ( પકડાયેલું ) ] વિ. સંકટથી ઘેરાયેલું.

**આપત્તિધર્મ** [ સં. આપત્તિ ( આફત ) + ધર્મ ] પું. મુશ્કેલીને વખતે ન ચાલી શકે ત્યારે જે કરવાની ધર્મશાસ્ત્રે છૂટ આપી હોય એવું કામ.

**આપત્ધર્મ** જુઓ આપત્તિધર્મ.

**આપત્પ્રાપ્ત** ૧. [ સં. આપદ્ ( આપત્તિ ) + પ્રાપ્ત ( મળેલું ) ] વિ. આપત્તિને પામેલ; આફતમાં આવી પડેલ.

૨. વિ. દુઃખી; કમનસીબ.

**આપત્ય** ૧. [ સં. અપત્ય ] ન. સંતાન; છોકરૂં.

૨. વિ. ( વ્યાકરણ ) અપત્યવાચક એટલે સંતાનનો અર્થ બતાવનાર શબ્દ બનાવવાને લગતું.

૩. વિ. બાળકને લગતું.

**આપદ** ૧. [ સં. આપદ્ ] સ્ત્રી. આફત; મુશ્કેલી; સંકટ; આપત્તિ.

૨. સ્ત્રી. દુઃખ; પીડા; કષ્ટ.

૩. સ્ત્રી. વિઘ્ન; અડચણ.

**આપદકાલ** [ સં. આપદ્ ( આફત ) + અ ( ખરાબ ) + કાલ ( વખત ) ] પું. મુશ્કેલીનો સમય; આફતનો વખત.

**આપદગ્રસ્ત** [ સં. આપદ્ ( આપત્તિ ) + ગ્રસ્ત ( પકડાયેલું ) ] વિ. સંકટમાં સપડાયેલું.

**આપદર્થ** [ સં. આપત્ ( આપત્તિ ) + અર્થ ( પૈસો ) ] પું. જે મેળવવાથી આગળ ઉપર પોતાનું ખરાબ થાય તેવું ધન.

**આપદર્થસંચય** [ સં. આપદ્ ( સંકટ ) + અર્થ ( પૈસો ) + સંચય ( સંગ્રહ ) ] પું. દુઃખના વખત માટે એકઠું કરેલ નાણું; દ્રવ્યસંચય.

**આપદવસ્થા** [ સં. આપદ્ ( આફત ) + અવસ્થા ( હાલત ) ] સ્ત્રી. મુશ્કેલીની દશા; દુઃખી સ્થિતિ.

**આપદા** ૧. [ સં. આપદ્ ( મુશ્કેલી ) ] સ્ત્રી. આફત; સંકટ; આપત્તિ; વિપત્તિ.

૨. સ્ત્રી. કષ્ટનો વખત.

૩. સ્ત્રી. ગુજરાન મેળવવાનું દુઃખ.

૪. સ્ત્રી. પીડા; હોનારત; દુઃખ.

૫. સ્ત્રી. લોભ; લાલચ.

૬. સ્ત્રી. વિઘ્ન; અડચણ.

**આપદીધું** [ સં. આત્મન્ ( પોતાનું ) + દા ( આપવું ) ] વિ. પોતાનું આપેલું.

**આપદૃષ્ટિ** ૧. [ સં. આત્મન્ ( પોતાનું ) + દૃશ્ ( જોવું ) ] સ્ત્રી. પોતાની નજર; સ્વદૃષ્ટિ.

૨. સ્ત્રી. સ્વાર્થબુદ્ધિ; પોતાના જ ભલાની દરકાર; આત્મહિત; પોતાના સ્વાર્થ ઉપર જ લક્ષ આપવું તે; મતલબ; સ્વાર્થપરાયણતા.

**આપદેવ** [ સં. આપસ્ ( પાણી ) + દેવ ] પું. વરુણ દેવતા.

**આપદ્કાળ** [ સં. આપદ્ ( દુઃખ ) + કાલ ( વખત ) ] પું. મુશ્કેલીનો વખત.

**આપદ્ગત** [ સં. આપદ્ ( વિપત્તિ ) + ગત ( ગયેલું ) ] વિ. મુશ્કેલીમાં આવી પડેલું.

**આપદ્ગ્રસ્ત** ૧. [ સં. આપદ્ ( દુઃખ ) + ગ્રસ્ત ( ઘેરાયેલું ) ] વિ. કમનસીબ; દુઃખી.

૨. વિ. મુશ્કેલીમાં આવી પડેલું.

**આપદ્ધન** ૧. [ સં. આપદ્ ( દુઃખ ) + ધન ( પૈસો ) ] ન. જે મેળવવાથી આગળ ઉપર પોતાનું ખરાબ થાય તેવું ધન.

૨. ન. મુશ્કેલીને વખતે વાપરવા સંઘરી રાખેલું નાણું.

૩. ન. ઓધન; પહલું.

**આપદ્ધર્મ** ૧. [ સં. આપદ્ ( દુઃખ ) + ધર્મ ] પું. મુશ્કેલીની વેળાએ ન છૂટકે જે કરવાની ધર્મશાસ્ત્રે છૂટ આપી હોય તેવું કામ; આફતના વખતમાં પાળવાનો ધર્મ; બીજો ઉપાય ન હોવાથી જે કરવું પડે તે.

૨. ન. ( પુરાણ ) મહાભારતમાં શાંતિપર્વનું એ નામનું પેટાપર્વ.

**આપદ્મિત્ર** [ સં. આપદ્ ( દુઃખ ) + મિત્ર ( દોસ્ત ) ] પું. મુશ્કેલીને વખતે મદદ કરનાર ભાઈબંધ.

**આપધર** [ સં. આપ ( પાણી ) + ધૃ ( સંઘરવું ) ] ન. મેઘ; વાદળ.

**આપધાઈ** [ આપ ( પોતે ) + ધાવવું ] સ્ત્રી. પોતે પોતાને ધાવી જતી ગાય.

**આપધાક** [ આપ ( પોતે ) + ધાક ( બીક ) ] સ્ત્રી. બીક; ત્રાસ.

**આપધાપ** [ હિં. ] સ્ત્રી. પોતપોતાની ચિંતા.

**આપધાયું** [ આપ ( પોતે ) + ધાવવું ] વિ. પોતાનું દૂધ ધાવે તેવું.

**આપન** ૧. ન. મરી; તીખાં.

૨. [ સં. આપ્ ( મેળવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. મેળવવું તે; પ્રાપ્તિ.

**આપનાર** વિ. દાતા; દેનાર.

**આપનારૂં** જુઓ આપનાર.

**આપનિક** ૧. [ સં. ] પું. ઇંદ્રનીલ; નીલમ; પન્નું.

૨. પું. ભીલ.

**આપનિધિ** [ સં. આપસ્ ( પાણી ) + નિધિ ( ભંડાર ) ] પું. સમુદ્ર; દરિયો.

**આપનું** ૧. સ. તમારૂં. આ અર્થ માનાર્થે વપરાય છે.

૨. [ સં. આત્મન્ ( પોતે ) ] સ. પોતાનું; નિજ; ખાનગી.

**આપનેર** સ્ત્રી. ( કચ્છી ) સ્વાર્થબુદ્ધિ; આપદૃષ્ટિ.

**આપન્ન** ૧. [ સં. આપદ્ ( દુઃખમાં આવવું ) ] વિ. આફતથી ઘેરાયેલું.

૨. વિ. આફતમાં આવી પડેલું; માથે મોટું સંકટ આવી પડ્યું હોય એવું; દુઃખી; સંકટગ્રસ્ત.

૩. વિ. ગયેલું.

૪. વિ. થયેલું.

અને હરિવંશ પ્રમાણે આપવે બ્રહ્માનું કામ કર્યું. તેણે પુરુષ અને સ્ત્રી એમ પોતાની જાતના બે ભાગ કર્યા. તેમાંથી વિષ્ણુ ઉત્પન્ન થયા. વિષ્ણુએ વિરાજ અને વિરાજે આદિપુરુષ ઉત્પન્ન કર્યો.

૨. પું. ( પુરાણ ) વસિષ્ઠ ઋષિ. સહસ્રાર્જુને એના આશ્રમને બાળી નાખવાથી 'તારા હજાર હાથ કપાઈ જશે' એવો એણે શાપ આપ્યો હતો.

**આપવખાણુ** ૧. [આપ (પોતાનું) + વખાણુ ( સારું બોલવું તે )] ન. આત્મશ્લાઘા; પોતે કરેલ પોતાનું ગુણગાન; આપવડાઈ.

૩. ન. મગરૂરી; પતરાજી; બડાઈ.

**આપવડાઈ** ( આપવડાઈ ) ૧. સ્ત્રી. પોતાની મોટાઈ; પતરાજી; બડાઈ.

૨. સ્ત્રી. પોતાની મોટાઈ દેખાડવાપણું; આત્મશ્લાઘા.

**આપવત્સ** પું. વાસ્તુપુરુષની પૂજામાં હૃદય ઉપર જેને આસન અપાય અને જેને દહીંનું બલિદાન અપાય એવા એક દેવ.

**આપવર્ગ્ય** [સં. અપવર્ગ (મોક્ષ) + ય ( લગતું )] વિ. મોક્ષ આપનારૂં.

**આપવાહાખ્ય** પું. ( પિંગળ ) દરેક ચરણમાં છવીસ અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

**આપવીતક** ૧. [ આપ ( પોતાનું ) + વીતવું ( ગુજરવું ) ] ન. પંડ ઉપર પડેલું દુઃખ.

૨. વિ. પોતા ઉપર ગુજરેલું.

**આપવીતી** [ આપ (પોતાનું) + વિપત્તિ ( દુઃખ ) ] સ્ત્રી. પોતાને પડેલ દુઃખનો અનુભવ; આપવીતક.

**આપવું** ૧. [ સં. અર્પ્; પ્રા. અપ્પ ] સ. ક્રિ. અર્પવું; દેવું; પોતાની વસ્તુ બીજાને જાય તેમ કરવું.

૧. આપવાનાં કાટલાં જુદાં અને લેવાનાં જુદાં = કહેવું એક ને કરવું બીજું.

૨. આપવું સાટવું = (૧) દાન તરીકે દેવું. (૨) વેચાતું આપવું.

૩. આપવો ઠોકડો ને લેવો બોકડો = નાની આપીને મોટી વસ્તુ લેવી.

૪. આપી દેવું = બીજાને હવાલે કરવું.

૫. આપી વીસરવું = ઉદારતાથી આપવું; આપ્યા પછી તે યાદ ન કરવું.

૬. આપીએ તેવું પામીએ = જેવું વાવીએ તેવું લણીએ; કરીએ તેવું ભોગવીએ; જેવું કર્મ તેવું ફળ મળે.

૭. આપીને માગે તેની અક્કલ જાય આઘી= (૧) આપેલ વસ્તુ પાછી માગે તે અક્કલ વગરનો કહેવાય. (૨) ઉછીનું આપ્યા પછી દુશ્મનાવટ થાય છે, માટે ધીરધાર કરતાં વિચાર કરવો.

૮. આપે ચડવો ને લઈ જાય ગોળો = નાની વસ્તુ આપીને મોટી વસ્તુ લઈ લેવી.

૯. આપે તે સુંવાળો અને બીજો કાખનો મોવાળો = કમાઉ દીકરો વહાલો લાગે.

૧૦. આપે તેને દીકરા, ને ન આપે તો મૂળગું-સર્વસ્વ લે લે = જેના ઉપર પ્રસન્ન થાય તેને મોંઘામાં મોંઘી ને વહાલામાં વહાલી ચીજ આપી દે, અને નાખુશ થાય તેને પાયમાલ કરી મૂકે.

૧૧. આપે તેને રામ = (૧) તરવું અથવા ડૂબવું; કાં આ પાર, કાં પેલે પાર. (૨) ભગવાન આપે તો ઠીક, નહિતર કંઈ નહિ. (૩) મરણિયા થઈને કામ કરવું.

૧૨. આપે ત્યારે કોઈ ન જાણે, માગે ત્યારે સહુ કોઈ જાણે = પૈસા આપીએ તેની કોઈને ખબર ન પડે, પણ પાછા માગીએ અને સામો ધણી આનાકાની કરે એટલે બધાને તેની ખબર પડે.

૧૩. આપ્યું કર્યું જે કલ્યાણ, ફરી માગે તે મુસલમાન = આપેલી ચીજ પાછી માગવાથી હીણપત લાગે છે.

૧૪. આપ્યું લીધું કોઈનું રહેતું નથી = મદદ રૂપે અથવા બક્ષિસ તરીકે અપાયેલ સહાયથી લાંબો વખત નિભાવ થઈ શકે નહિ, માટે સૌએ પોતાની કમાણી ઉપર આધાર રાખવો.

૧૫. આપ્યું વાણીએ અને ખાધું પ્રાણીએ = તમે આપ્યું અને અમે વાપર્યું એમાં પાછું શાનું ?

૨. સ. ક્રિ. સોંપવું; હવાલે કરવું.

**આપશુદ્ધિ** ૧. [ સં. આત્મન્ ( પોતાનું ) + શુદ્ધિ ( સ્વચ્છતા ) ] સ્ત્રી. પોતાની સ્વચ્છતા.

૨. સ્ત્રી. શરીરની પવિત્રતા.

**આપસ** ૧. પું. ( જ્યોતિષ ) એ નામનો એક તારો; 'ગેમ વર્જિનિસ'.

૨. પું. સગાઈ; સંબંધ; ભાઈચારો; નાતો.

આપસના મુઆમલા = સગાંનું કામ.

૩. અ. પોતપોતામાં; અરસપરસ; પરસ્પર.

૧. આપસમાં રહેવું = (૧) સંભોગ કરવો. (૨) સાથે રહેવું; ભેગું રહેવું; ધણીધણીઆણી તરીકે ભેગું રહેવું.

૨. આપસમેં = અરસપરસ; સાથે.

**આપસઆપસમાં** અ. પોતપોતામાં; માંહોમાંહે; અંદરોઅંદર; આપઆપમાં; અરસપરસ.

**આપસત્તા** [ સં. આત્મન્ ( પોતાનું ) + સત્તા ( શક્તિ ) ] સ્ત્રી. પોતાની શક્તિ.

**આપસદન** [ સં. આત્મન્ ( પોતાનું ) + સદન ( રહેઠાણ ) ] ન. પોતાનું ઘર.

**આપસદારી** સ્ત્રી. ભાઈચારો; ભ્રાતૃભાવ; પરસ્પરનો વહેવાર.

**આપસમાન** ૧. વિ. તમારા સરખું.

૨. [ સં. આત્મન્ ( પોતે ) + સમાન ( જેવું ) ] વિ. પોતાના જેવું.

**આપસમાં** અ. અંદરોઅંદર; અરસપરસ.

**આપસી મધ્યસ્થતા** [ આપસ ( માંહોમાંહે ) + મધ્યસ્થ ( વચ્ચે રહેલું ) + તા ( પણું )] સ્ત્રી. ખાનગી રીતે વચમાં રહી પતાવટ કરવી તે; 'પ્રાઇવેટ આર્બિટ્રેશન'.

**આપસુઆર્થી** [ હિં. ] વિ. સ્વાર્થી.

**આપસે** અ. પોતાની મેળે; મરજીથી.

**આપસેઆપ** અ. પોતાની મેળે. જુઓ આપસે.

**આપસ્તંબ** ૧. [ સં. ] પું. ( પુરાણ ) એ નામના એક સ્મૃતિ રચનાર ઋષિ.

૨. પું. કૃષ્ણ યજુર્વેદની એક શાખાના મૂળ ઋષિ.

૩. પું. ભૃગુકુળમાં થયેલ એક બ્રહ્મર્ષિ અને સૂત્રકાર. તેમણે કલ્પ, ગૃહ્ય અને ધર્મ એવા ત્રણ સૂત્રગ્રંથ રચ્યા છે. કશ્યપ ઋષિએ દિતિ પાસે પુત્ર માટે યજ્ઞ કરાવ્યો તેમાં તે આચાર્યપદે હતા. એ યજ્ઞમાંથી મરુદ્ગણ નામના દેવ ઉત્પન્ન થયા.

૪. સ્ત્રી. અઢાર સ્મૃતિ માંહેની એ નામની એક; આપસ્તંબ ઋષિએ રચેલી સ્મૃતિ.

૫. સ્ત્રી. કૃષ્ણ યજુર્વેદની એ નામની શાખા.

૬. ન. કૃષ્ણ યજુર્વેદનું એક કલ્પસૂત્ર.

**આપસ્તંબ કલ્પસૂત્ર** [ સં. ] ન. કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીય શાખાનું એ નામનું કલ્પસૂત્ર. તે બધાં સૂત્રોમાં જૂનું હોવાથી તેની ભાષા સાદી અને પાણિનિ વગેરેનાં સૂત્રો જેવી બહુ ટૂંકી નથી.

**આપસ્તંબસ્મૃતિ** સ્ત્રી. આપસ્તંબ ઋષિની રચેલી સ્મૃતિ.

**આપસ્તંબી** ૧. પું. ( પુરાણ ) અંગિરાકુળમાં જન્મેલ એક ઋષિ.

૨. પું. ( પુરાણ ) આપસ્તંબકુળમાં થયેલ એક મુનિ.

૩. સ્ત્રી. યજુર્વેદની એક પેટા શાખા.

**આપસ્તંબીય** [ સં. આપસ્તંબ ( એક ઋષિ ) + ઈય ( સંબંધી ) ] વિ. આપસ્તંબ ઋષિ સંબંધી.

**આપસ્તંબેય** [સં. આપસ્તંબ] પું. આપસ્તંબ ઋષિની દીકરીનો દીકરો.

**આપસ્તંભિની** [સં.] સ્ત્રી. એ નામની એક વેલ.

**આપસ્થૂણ** [સં.] પું. (પુરાણ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આપસ્વરૂપ** ૧. [સં. આત્મન્ (પોતાનું) + સ્વરૂપ] પું. આત્મા.
૨. પું. પરમાત્મા; ઈશ્વર.

**આપસ્વાર્થ** [સં. આત્મન્ (પોતાનું) + સ્વ (પોતાનું) + અર્થ (હિત)] પું. પોતાનું હિત; એકલપેટાપણું; સ્વાર્થબુદ્ધિ; આત્મહિત.

**આપસ્વાર્થી** ૧. [સં. આત્મન્ (પોતાનું) + સ્વાર્થ (પોતાનું હિત) + ઇન્ (વાળું)] વિ. આત્મપ્રીતિને લીધે માણસનાં બધાં કામ થાય છે એમ માનનાર.
૨. વિ. પોતાનું જ ભલું સાધનાર; આપમતલબી; સ્વાર્થપરાયણ; એકલપેટું.

**આપહત્યા** [સં. આત્મન્ (પોતાનું) + હત્યા (ઘાત)] સ્ત્રી. આપઘાત; પોતાની મેળે મરી જવાપણું.

**આપહત્યારું** [સં. આત્મન્ (પોતાનું) + હન (મારી નાખવું)] વિ. આત્મઘાતી; પોતાને મારી નાખનાર.

**આપ હી આપ** અ. આપોઆપ; એકલું.

**આપહીણું** [સં. આત્મન્ (પોતાનું) + હીન (વગરનું)] વિ. પોતાને માટે માન ન હોય એવું; સ્વમાન વિનાનું.

**આપંત** સ. ક્રિ. 'આપે છે'નું કવિતામાં વપરાતું રૂપ.
ઇક્ષુદંડ વળી પીલતાં, અમૃતરસ **આપંત**.
નયસુંદર

**આપઃ** ૧. [સં.] પું. સામવેદનો એક દેવતા.
૨. ન. પાણી; જળ.
૩. ન. પાપ.

**આપા** ૧. પું. અહંકાર; ઘમંડ; ગર્વ.
૨. પું. કાઠી લોકોને બોલાવવામાં વપરાતો શબ્દ.
૩. [હિં.] પું. પોતાની હયાતી.
૧. આપા તજવું = (૧) આપઘાત કરવો. (૨) તપ કરવું. (૩) દિલગીરી તજવી.
૨. આપા વીસરવું = પોતાને ભૂલી જવું; શરીરનું બેપરવા બનવું.
૩. આપે મેં આવવું = (૧) થાક ઊતરવો. (૨) પોતાની ભૂલોથી વાકેફ થવું. (૩) મૂર્છા વળવી.
૪. આપે સે બહાર હોવું = સંયમ ન રાખી શકાવો.
૪. પું. બોલનાર ધણી.
૫. [મ. આપ્પા (ભાઈ)] પું. મોટો ભાઈ; ભાઈ સાહેબ; મુરબ્બી કે મોટા માણસને માન આપવા માટે વપરાતો શબ્દ. આ શબ્દ નામને છેડે વપરાય છે. જેમકે, વિનાયકરાવ આપા.
૬. પું. હોસહવસ; સૂજબૂજ.
૭. સ્ત્રી. મોટી બેન.
૮. સ. તમે પોતે.
૯. અ. આ તરફ; આ બાજુ.

**આપાઆપી** ૧. સ્ત્રી. સ્વાર્થ.
૨. સ. પોતે; પંડે.

**આપાઈ** ૧. સ્ત્રી. મેમણની એક અટક.
૨. ન. મેમણની એ નામની અટકનું માણસ.
૩. વિ. મેમણની એ નામની અટકનું.

**આપાક** ૧. [સં. આ (ઓછું) + પાક (ઊપજ)] પું. થોડી નીપજ.
૨. પું. નિભાડો.
૩. પું. પુટ એટલે કુલડી કે દાબડામાં મૂકી ભઠ્ઠીમાં દવા પકવવાની ક્રિયા; પુટપાક.
૪. પું. સારો પાક.

**આપાગ્નેય** પું. (પુરાણ) એ નામના બ્રહ્મર્ષિ.

**આપાજાન** [તુ.] સ્ત્રી. મોટી બેન; વહાલી બેન.

**આપાત** ૧. પું. અંત; છેડો.
૨. પું. આરંભ; શરૂઆત; ઉપક્રમ.
૩. [સં. આપત્ (આવી પડવું)] પું. આવી પડવું તે.
૪. પું. ઉપલક નજર.
૫. પું. કિરણના પડવાની દિશા; 'ઇન્સિડન્સ ઑવ રે'.
૬. પું. કોઈ બનાવનું અચાનક બનવાપણું.
૭. પું. ક્ષણ; ટૂંક વખત.
૮. પું. ઘા; પ્રહાર.
૯. પું. ચાલુ વખત; તત્કાળ; ચાલુ ક્ષણ.
૧૦. પું. નીચે ફેંકી દેવાપણું.
૧૧. પું. પડવું તે; પતન.
૧૨. પું. પરાવર્તન એટલે પાછા ફેંકાવા માટે કિરણની કોઈ સપાટી ઉપર પડવાની ક્રિયા.
૧૩. પું. પહેલો દેખાવ; પ્રથમ દર્શન.
૧૪. પું. પાડવું તે.
૧૫. પું. વિચાર્યા વિના જાણવું તે.
૧૬. પું. હલ્લો; હુમલો.

**આપાતકિરણ** [સં. આ (ઉપર) + પાત (પડવું તે) + કિરણ (તેજની રેખા)] ન. કોઈ પણ વસ્તુની ઉપર કે અંદર પડતું કિરણ; 'ઇન્સિડન્ટ રે'.

**આપાતકોણ** [સં. આપાત (કિરણ પડવાની ક્રિયા) + કોણ (ખૂણો)] પું. પ્રકાશનું કિરણ કોઈ સપાટી ઉપર પડીને જે બિંદુથી પાછું ફેંકાય તેમાંથી તે સપાટીને કાટખૂણે દોરેલી સીધી લીટીની અને તે કિરણની વચ્ચેનો ખૂણો.

**આપાતતલ** [સં. આપાત (કિરણ પડવાની ક્રિયા) + તલ (સપાટી)] ન. કિરણ જે ઉપર પરાવર્તન પામે તે સપાટી.

**આપાતતઃ** ૧. [સં. આપત્ (આવી પડવું)] અ. અચાનક; કારણ વિના; અકસ્માત.
૨. અ. અંતમાં; આખરે.
૩. અ. ઉપરથી.
૪. અ. એકદમ; તરત જ; નજર પડતાં વેંત; પહેલી નજરે.
૫. અ. ચોમેર; બધી બાજુએ.

**આપાતબિંદુ** [સં. આપાત (કિરણ પડવાની ક્રિયા) + બિંદુ (ટપકું)] ન. કિરણ જ્યાં પરાવર્તન એટલે પાછું ફેંકાય તે બિંદુ.

**આપાતરેખા** [સં. આપાત (કિરણ પડવાની દિશા) + રેખા (લીટી)] સ્ત્રી. પરાવર્તન પામેલા એટલે પાછા ફેંકાયેલ કિરણની દિશા બતાવનાર લીટી.

**આપાતલિકા** પું. (પિંગળ) પહેલા અને ત્રીજા ચરણમાં ૬ માત્રા ઉપરાંત ભગણ અને બે ગુરુ મળી ૧૪ માત્રા તથા બીજા અને ચોથા ચરણમાં ૮ માત્રા ઉપરાંત ભગણ અને બે ગુરુ મળી ૧૬ માત્રાવાળો વૈતાલીયની જાતનો એક વિષમવૃત્ત છંદ. તેમાં ૧, ૫, ૯ અને ૧૩ માત્રાએ તાલ આવે છે.

**આપાતાક્ષ** [સં. આપાત (કિરણ પડવાની ક્રિયા) + અક્ષ (વચલી લીટી)] પું. કિરણ કોઈ સપાટી ઉપર પડીને જે બિંદુએ પાછું ફેંકાય તેમાંથી તે સપાટીને કાટખૂણે દોરેલી સીધી લીટી.

**આપાતાલ** [સં. આ (સુધી) + પાતાલ] અ. પાતાલ સુધી.

**આપાતાલી** જુઓ આપાતલિકા.

**આપાતી** ૧. [સં. આ (તરફ) + પત (પડવું)] વિ. નીચે ઊતરનાર.
૨. વિ. બનતું.
૩. વિ. બનનારૂં.
૪. વિ. હુમલો કરનારૂં.

**આપાદ** ૧. [સં. આ (ઊલટું) + પદ્ (જવું)] પું. આવવું તે; આગમન.
૨. [સં. આપદ્ (મળવું)] પું. પ્રાપ્તિ; લાભ.

૩. પું. બદલો.
૪. [ સં. આ ( સુધી ) + પાદ ( પગ ) ] અ. પગ સુધી.

**આપાદન** ૧. ન. અમુક સ્થિતિમાં લાવવું તે.
૨. [ સં. આપદ્ ( મળવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. મેળવવું તે; સંપાદન.

**આપાધાપી** ૧. સ્ત્રી. ખેંચતાણ.
૨. સ્ત્રી. પોતપોતાના કામનું ધ્યાન.
૩. સ્ત્રી. સ્વાર્થ.
આપાધાપી પડવી = પોતાના સ્વાર્થની વાતમાં મશગૂલ બનવું.
૪. સ. પોતે; પંડે.

**આપાન** ૧. પું. ( ડિંગળ ) અપાન વાયુ.
૨. [ સં. આપા ( પી જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. એકઠા થઈને દારૂ પીવાનું ઠેકાણું; મદ્યપાનભૂમિ; પીઠું.
૩. ન. ભેગા મળી દારૂ પીવો તે; એકત્ર મદ્યપાન.
૪. ન. મિજબાની.
૫. ન. હવાડો.

**આપાનક** ૧. ન. એકઠા થઈ દારૂ પીવાની જગ્યા; મદ્યપાનભૂમિ; પીઠું.
૨. [ સં. આપા ( પી જવું ) ] ન. દારૂ પીવો તે; મદ્યપાન.
૩. ન. મિજબાની.
૪. ન. શરાબીઓની વાતચીત.

**આપાનભૂમિ** [ સં. આપા ( પીવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. દારૂનું પીઠું; કલાલખાનું.

**આપાપણું** ૧. [ આપ ( પોતે ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અભિમાન; ગર્વ; અહંકાર.
૨. ન. પોતાપણું.
૩. વિ. પોતપોતાનું.

**આપાપર** ૧. [ આપ ( પોતે ) + અપર ( બીજું ) ] ન. મારાતારાના ભેદની સમજ; આ પોતાનું અને તે પારકું એવો વિચાર.
આપાપર ટળતે ઊગરે, સેજ લક્ષ તેમાં સ્થિત કરે. — અખો
૨. સ. પોતે અને બીજું.
૩. સ. મારુંતારું; પોતાનું અને પારકું.

**આપાપંથી** [સં. આત્મન્ ( પોતાનું ) + પંથિન્ ( મુસાફર ) ] વિ. મનમાનતા માર્ગે ચાલનાર; કુમાર્ગી.

**આપાયત** વિ. ( ડિંગળ ) જોરાવર; પ્રબળ.

**આપાયી** [ સં. આપાયિન્ ] વિ. દારૂ પીનાર; સુરાપાન કરનાર; દારૂડિયું.

**આપારદર્શક** [ સં. આ ( સુધી ) + પારદર્શક ( આરપાર દેખાય એવું ) ] વિ. સોંસરું જોઈ શકાય એવું.

**આપાલિ** [સં. આ ( અર્થ વગરનો પૂર્વગ ) + પાલિ ( જૂ ) ] પું. જૂ; માથામાં પડતું જંતુ.

**આપાવડિયા** ( આપાવડ઼િયા ) ૧. સ્ત્રી. કણબીની એક અટક.
૨. ન. કણબીની એ નામની અટકનું માણસ.
૩. વિ. કણબીની એ નામની અટકનું.

**આપાસ્યા** પું. ગૌતમ ગોત્રની એક શાખા.

**આપાંડર** ૧. ન. હોલાની એક જાત; ધોળ.
૨. [ સં. આ ( થોડું ) + પાંડુર ( ફિક્કું ) ] વિ. થોડું ફિક્કું.

**આપાંપતિ** ૧. [ સં. આપામ્ ( પાણીનું ) + પતિ ( નાથ ) ] પું. દરિયો; સમુદ્ર.
૨. પું. પ્રતિષ્ઠા; આબરૂ.

**આપિ** [ સં. ] પું. મિત્ર; સ્નેહી; સંબંધી; આપ્તબંધુ.

**આપિઆપ** સ. ( જૂ. ગુ. ) પોતે; પંડે.
પીઉ ! પરદેસી વિનવઈજી, આપિઆપ સંભારિ. — પદ્મનાભ

**આપિકાયનિ** પું. ( પુરાણ ) ભૃગુકુલમાં થયેલ એક ઋષિ.

**આપિત** વિ. આપેલું; બક્ષિસ કરેલું.

**આપિશલ** ૧. [ સં. ] પું. આપિશલિ ઋષિનો શિષ્ય.
૨. ન. આપિશલિ ઋષિએ રચેલું શાસ્ત્ર.
૩. વિ. આપિશલિના વંશમાં ઉત્પન્ન થયેલું.

**આપિશલિ** પું. ( પુરાણ ) ભૃગુકુળમાં જન્મેલ એ નામના એક વ્યાકરણકાર ઋષિ.

**આપિશલ્યા** સ્ત્રી. આપિશલિ મુનિની દીકરી.

**આપિંજર** ૧. [ સં. આ ( થોડું ) + પિંજર ( પીળું ) ] પું. આછો પીળો રંગ.
૨. ન. સોનું.
૩. વિ. સહેજ પીળું.

**આપી** ૧. [ સં. આપ્ય ] સ્ત્રી. ( જ્યોતિષ ) પૂર્વાષાઢા નક્ષત્ર; વીસમું નક્ષત્ર. તેનો અધિષ્ઠાતા દેવતા આપ એટલે પાણી છે.
૨. [ સં. આપ્યૈ ( જોરાવર થવું ) ] વિ. જાડું; પુષ્ટ; વધેલું.

**આપીઆપ** અ. આપોઆપ; પોતે.

**આપીડ** ( આપીડ઼ ) ૧. પું. ( પિંગળ ) પહેલા ચરણમાં ૬ લઘુ અને ૨ ગુરુ મળી ૮, બીજા ચરણમાં ૧૦ લઘુ અને ૨ ગુરુ મળી ૧૨, ત્રીજા ચરણમાં ૧૪ લઘુ અને ૨ ગુરુ મળી ૧૬ અને ચોથા ચરણમાં ૧૮ લઘુ અને ૨ ગુરુ મળી ૨૦ અક્ષરનો સંકીર્ણ જાતનો એક વિષમવૃત્ત છંદ. જેમકે,
ભ્રમર ચતુર ભારે
કમળિની વનપતિ રસભોગી
કરમથિ અલગ અપર વનવચ રૈને
અરક કુસમનિ સુરભિ મન અતિ ગણી
લીધે પોતે.–હીરાચંદ
૨. પું. ફૂલનો હાર.
૩. પું. માથા ઉપર પહેરવાની ચીજ. જેમકે, પાઘડી, સિરપેચ.
૪. પું. મુગટ; માથાનો શણગાર; ફૂલનો મુકુટ.
૫. [ સં. આપીડ્ ( દુઃખ દેવું ) ] ન. પીડા કરવાપણું.
૬. [ સં. આપીડ્ ( દાબવું ) ] વિ. દબાવનારું; નિચોવનાર.
૭. વિ. દુઃખ આપનાર.

**આપીડન** ( આપીડ઼ન ) ૧. [ સં. આપીડ્ ( દાબવું ) ] ન. દબાણ.
૨. ન. દુઃખ આપવું તે.
૩. ન. ભેટવું તે; આલિંગન.
૪. ન. મજબૂત બાંધવું તે.

**આપીડિત** ( આપીડ઼િત ) ૧. [ સં. આપીડ્ ( દાબવું ) ] વિ. ચોળેલ.
૨. વિ. દાબેલ; નિચોવેલ.
૩. વિ. ફૂલતોરાથી શણગારેલું.
૪. [ સં. આપીડ્ ( દુઃખ દેવું ) ] વિ. બહુ દુઃખ આપેલું.

**આપીત** ૧. [ સં. આ ( થોડું ) + પીત ( પીળું ) ] પું. સહેજ પીળો રંગ.
૨. સ્ત્રી. સુવર્ણમાક્ષિક ધાતુ; સોનામુખી.
૩. [ સં. આ ( થોડું ) + પા ( પીવું ) ] વિ. થોડું પીધેલું; જરા ચાખેલું.
૪. વિ. પી લીધેલું.
૫. વિ. પીળાશ પડતું; લગાર પીળું.
૬. વિ. મસ્ત.

**આપીન** ૧. [ સં. આપ્યૈ ( પૂરું ભરાઈ જવું ) ] પું. કૂવો.
૨. ન. આઉ; બાવલું; અડણ.
૩. વિ. જાડું.

**આપુ** ૧. [સં. આત્મન્ ( પંડ ) ] ન. અહંભાવ; મારાપણું; અભિમાન.
જેને આપુ ઊણું છે, તેને પ્રભુ ભાસે છે એ. — પ્રાચીન કાવ્યમાળા
૨. સ. આપ; તમે. આ શબ્દ બીજા પુરુષમાં માનાર્થે વપરાય છે.
૩. સ. પોતે; ખુદ.
૪. વિ. પોતાનું; કબજાનું.

**આપુરણી** ન. એ નામનું એક ઝાડ; શેમળો; યમદ્રુમ.

**આપુશાહ** ૧. પું. દિવાળિયો; દિવાળું કાઢનાર માણસ.
૨. પું. પોતાનું દેવું ભરી આપે એવો ગૃહસ્થ.
૩. પું. સાહુકાર.
૪. પું. ( વ્યંગ ) સાહુકારનો દીકરો.
૫. વિ. દેવું પતાવી આપનાર.

**આપુ હી આપ** ૧. [ હિં. ] સ્ત્રી. પંડ; પોતાની જાત.
૨. સ્ત્રી. સ્વાર્થ; પોતાની મતલબ.

**આપું** ૧. ન. આત્માનું રૂપ.
૨. ન. પોતાપણું.
આપે **આપું** અરપીને રે, પરને પોખીયે રે.
મૂળદાસ
૩. સ. આપ; તમે.
૪. સ. આપણું; આપણે.

**આપૂપ** [ સં. અપૂપ ( મધમાખીઓનું ઘર )] પું. મધપૂડો.
બહુ વૃક્ષના રસભેળેથી નિપજે **આપૂપ**.
દયારામ

**આપૂપા** અ. પોતાની મેળે.

**આપૂપિક** ૧. [ સં. અપૂપ ( પૂરી ) ] પું. પૂડાનો જથ્થો.
૨. પું. સારી પૂરી બનાવનાર માણસ.
૩. વિ. પૂરી ખાવાના સ્વભાવવાળું; પૂરીનું શોખીન.

**આપૂર** ૧. [સં. આપૄ ( ભરવું )] પું. નદીમાં ઘણું પાણી આવવું તે; મોટું પૂર.
૨. પું. ભરવાની ક્રિયા.
૩. વિ. ભરવામાં આવતું.

**આપૂરણ** જુઓ આપૂર ૨, ૩.

**આપૂર્ણ** [ સં. આપૄ ( ભરવું )] વિ. પૂરે ભરેલું.

**આપૂર્યમાણ** જુઓ આપૂર ૩.

**આપૂર્યમાણા** સ્ત્રી. અજવાળિયાની અગિયારમી રાત્રિ.

**આપૂલી** સ્ત્રી. જાડી છાશ. એથી પાતળી તે બાપૂલી ને તેથી પાતળી તે જગુલી કહેવાય છે.

**આપૂલું** [ સં. આત્મન્ ] વિ. ( ગ્રામ્ય ) પોતાનું; પંડનું.
ચંદ્રાસ આવ્યા **આપૂલે** અવાસ,
હઈડા માંહે અતિ ઉહુલાસ. નાકર

**આપૂષ** ૧. [ સં. ] ન. કલાઈ.
૨. ન. જસત.
૩. ન. સીસું.

**આપૃચ્છના** [ સં. આપ્રચ્છ્ ( પૂછવું ) ] સ્ત્રી. પૂછવાપણું.

**આપૃચ્છા** ૧. સ્ત્રી. આનંદ ઉપજાવવાપણું.
૨. સ્ત્રી. આવવા જવાના ખબર પૂછવા તે.
૩. [સં. આપ્રચ્છ્ ( પૂછવું )] સ્ત્રી. ખબરઅંતર પૂછવા તે; પડપૂછ.
૪. સ્ત્રી. જિજ્ઞાસા; જાણવાની ઇચ્છા.
૫. સ્ત્રી. પરવાનગી; રજા લેવી તે.
૬. સ્ત્રી. પ્રાર્થના; અરજ.
૭. સ્ત્રી. વાતચીત; સંભાષણ.

**આપે** ૧. [ સં. આત્મન્ ] સ. જાતે; પોતે; ખુદ.
૨. સ. તમે પોતે.
આપેમાં ન રહેવું = મગજનું ચસકેલ હોવું.
૩. અ. એની મેળે; પોતાની જાણે.
એ તો **આપે** બનીને આવે રે.
નરસિંહ

**આપેઆપ** ૧. અ. પોતાની મેળે.
૨. અ. સહેજે.

**આપેક્ષા** ૧. સ્ત્રી. આશા; ઉમેદ.
૨. [ સં. અપેક્ષ્ ( ઇચ્છવું ) ] સ્ત્રી. ઇચ્છા; વાંછના.
૩. સ્ત્રી. ગરજ.
૪. સ્ત્રી. જરૂરિયાત.

**આપેક્ષિક** [ સં. અપેક્ષ્ ( જરૂર હોવી )] વિ. બીજા પર આધાર રાખનારું; સાપેક્ષ.
સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વના અંત્ય તથા આપેક્ષિક એવા બે ભેદો છે; જે સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ બન્ને એક જ વસ્તુમાં અપેક્ષા ભેદથી ઘટી ન શકે તે અંત્ય અને જે ઘટી શકે તે **આપેક્ષિક**.
તત્ત્વાર્થસૂત્ર

**આપેક્ષિકઅવસ્થાન** [ સં. આપેક્ષિક ( બીજા ઉપર આધાર રાખનારું ) + અવસ્થાન ( જગ્યા )] ન. એકની સાથે સરખામણી કરતાં બીજાની સ્થિતિનો થતો ખયાલ; 'રેલેટિવ પોઝિશન'.

**આપેક્ષિકઘનત્વ** જુઓ આપેક્ષિત ગુરુત્વ.

**આપેક્ષિકતાપ** [ સં. અપેક્ષ્ ( જરૂર હોવી ) + ઇક ( વાળું ) + તાપ ( ગરમી )] પું. કોઈ પદાર્થના એક ગ્રામ ભારની ઉષ્મા એક અંશ સેંટિગ્રેડ ઊંચી લેવામાં જોઈતી ગરમી; વિશિષ્ટ ઉષ્મા; 'સ્પિસિફિક હીટ'.

**આપેક્ષિતગુરુત્વ** [ સં. અપેક્ષ્ ( જરૂર હોવી ) + ઇત ( વાળું ) + ગુરુ ( ભારે ) + ત્વ ( પણું )] ન. કોઈ પણ ઘન અથવા પ્રવાહી વસ્તુનું પાણીથી અને વાયુનું હવાથી કેટલા ગણું વજન છે તે બતાવનારી સંખ્યા; વિશિષ્ટ વજન; 'સ્પિસિફિક ગ્રેવિટિ'.

**આપૈસા** અ. સહજ; આપોઆપ.

**આપો** ૧. [ સં. આત્મન્; દે. અપ્પા ] પું. બાપ; પિતા.
૨. પું. બાપનો મોટો ભાઈ.
૩. પું. વૃદ્ધ માણસ. કાઠી લોકો પુરુષોને માનવાચક આપો શબ્દથી સંબોધે છે.

**આપોઆપ** ૧. [ સં. આત્મન્; પ્રા. અત્તા; અપ. અપ્પઉ ] અ. ખુદ; જાતે; પંડે; પોતે જ.
અંતકાળે આવે નહિ, બેલપ કરવા બાપ;
અહિંથી **આપોઆપ**, સર્વે જવું શામળા.
શામળ
૨. અ. પોતાની જાણે; સ્વાભાવિક રીતે; સહજ; કુદરતથી જ; એની મેળે.
૩. અ. બીજાની સૂચના વગર; આપખુશીથી; પોતાની મરજીથી.
સ્વામી **આપઈઆપ** વિમાસિ,
ઊઠિ શક્તિ આપણી પ્રકાશી. જય

**આપોક્લિમ** [ સં. ] ન. ( જ્યોતિષ ) જન્મકુંડલીનું ત્રીજું, છઠ્ઠું, નવમું અને બારમું ઘર.

**આપોક્લિમભાવ** જુઓ આપોક્લિમ.

**આપોક્લિમરાશિ** [ સં. ] સ્ત્રી. ( જ્યોતિષ ) મિથુન, કન્યા, ધન અને મીન એમાંની દરેક રાશિ.

**આપોદ** પું. ( પુરાણ ) ધૌમ્ય નામના મહર્ષિ. તેમને ઉપમન્યુ, આરુણિ અને વૈદ એ ત્રણ શિષ્ય હતા.

**આપોપઈ** અ. ( જૂ. ગુ. ) પોતાની મેળે. જુઓ આપોઆપ.
**આપોપઈ** ઊઠઈ અસમુહિયા કટકિ પડ્યું બલકાક.
કાન્હડદેપ્રબંધ

**આપોપું** ૧. [ સં. આત્મન્ ( પોતે ); પ્રા. અપ્પપ્પઉ ] ન. અહંભાવ; હુંપદ.
૨. ન. ટેક; પણ.
૩. ન. પોતાપણું; આપપણું; વ્યક્તિત્વ.
૪. ન. વજન; પોત.
૫. વિ. ( જૂ. ગુ. ) પોતાનું; પોતીકું; મારું.
૬. વિ. બ્રહ્મથી અલગ હોય તેવું; નિજ સ્વરૂપનું.
૭. અ. આપોઆપ; એની મેળે; સ્વાભાવિક રીતે; સહજ.

**આપોપે** [ સં. આત્મન્ ( પોતે ) ] અ. કુદરતી રીતે; આપખુશીથી.
તે **આપોપે** ઊભા રહે, જન ગાય ગુણ નિજ જ્યાંય. દયારામ

**આપોમય** [ સં. આપસ્ ( પાણી ) + મય ( ભરેલું ) ] વિ. પાણીથી બનેલું.

**આપોમૂર્ત્તિ** ૧. પું. એ નામનો એક ઋષિ.

૨. પું. (પુરાણ) સ્વારોચિષ મનુનો એ નામનો દીકરો.

**આપોમોઆ** [અં. આઇપોમીઅ] સ્ત્રી. એક જાતની વેલ.

**આપોશણ** જુઓ આપોશાન.

**આપોશાન** ૧. [સં. અપ્ (પાણી) + અશન (જમવાની ક્રિયા)] ન. ખાવા પહેલાં અને પછી હથેળીમાં પાણી લઈ કરવામાં આવતું આચમન.

૨. ન. જમતાં પહેલાં દેવોને બલિદાન આપવાની વિધિ.

૩. ન. જમવાના આરંભે અને અંતે બોલવાનો મંત્ર.

૪. ન. ભોજનની શરૂઆતમાં લેવાતો થોડો ભાત.

૫. ન. હથેળીમાં લીધેલું પાણી.

**આપોષનિષ્પત્તિ** સ્ત્રી. કરારદાદ; તોડજોડની કબૂલાત.

**આપોહિષ્ઠા** પું. એ નામનું એક સૂક્ત.

પ્રણવ, વ્યાહૃતિ, ગાયત્રી અને **આપોહિષ્ઠા** એ સૂક્ત એ સઘળું મેળવીને માર્જન કરવું.
ભગવતી ભાગવત

**આપ્ત** ૧. પું. અર્હંત; બુદ્ધ.

૨. પું. ઋષિ.

૩. પું. જિન; તીર્થંકર; જિનેશ્વર; વીતરાગ.

૪. [સં. આપ્ (વ્યાપવું)] પું. પરમેશ્વર. તે પવિત્ર માણસોથી મળવા યોગ્ય અને છલકપટ રહિત હોવાથી આપ્ત કહેવાય છે.

૫. પું. પોતે જે વસ્તુ વિષે કહેતો હોય તે વસ્તુ જાતે જોઈ હોય કે જાણી હોય એવો માણસ.

૬. પું. મિત્ર.

૭. પું. (યોગ) શબ્દપ્રમાણ.

૮. ન. અંગત માણસ; સગું; સ્વજન.

તેને રાજ્યપદ થયું જ્યારે પ્રાપ્ત રે,
ત્યારે તેણે પોષ્યા સંતોષ્યા **આપ્ત** રે.
પ્રેમાનંદ

૯. ન. (ગણિત) ભાગાકાર.

૧૦. [સં. આપ્ (બરાબર થવું)] ન. (ગણિત) સમીકરણ.

૧૧. વિ. કુશળ; દક્ષ; હોશિયાર.

૧૨. વિ. જાણેલ.

૧૩. વિ. (ન્યાય) જેવું હોય તેવું કહી આપનાર; યથાર્થવક્તા.

**આપ્ત** એટલે યથાર્થવક્તા.
પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા

૧૪. વિ. તહોમતદાર; જેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો હોય એવું.

૧૫. વિ. નજીકના સંબંધવાળું; સગું; સંબંધી.

૧૬. વિ. નિયુક્ત; નીમેલું.

૧૭. [સં. આપ્ (પહોંચવું)] વિ. પહોંચેલું; હદમાં આવેલું.

૧૮. વિ. પૂરું; પૂર્ણ; ભરપૂર.

૧૯. વિ. ભ્રમ વગરનું.

૨૦. [સં. આપ્ (મેળવવું)] વિ. મેળવેલું; પામેલું.

૨૧. વિ. યથાર્થ જ્ઞાનવાળું.

૨૨. વિ. યુક્તિવાળું.

૨૩. વિ. રાગદ્વેષ વિનાનું.

૨૪. વિ. વિશ્વાસપાત્ર; પ્રમાણભૂત; આધાર રાખવા જેવું.

૨૫. વિ. વિશ્વાસમાં લીધેલું; પોતાનું માનેલું.

૨૬. વિ. વિશ્વાસુ; ભરોસા લાયક; પ્રમાણિક.

૨૭. વિ. સાચું; ખરેખરું; બરાબર.

૨૮. વિ. સ્વીય; અંગત; પોતાનું.

૨૯. વિ. હિત ઇચ્છનાર.

**આપ્તકામ** ૧. પું. પરમાત્મા; ઈશ્વર.

૨. વિ. જીવ અને પરમાત્માની એકતા જાણનાર.

૩. [સં. આપ્ત (મેળવેલું) + કામ (ઇચ્છા)] વિ. બધા મનોરથ સિદ્ધ થયા હોય એવું.

આ પ્રમાણે **આપ્તકામ** થયેલા મહાત્માઓને પોતાના આત્મસ્વરૂપના અનુભવથી અપૂર્વપણે પૂર્ણ તૃપ્તિ થાય છે.
સૂતસંહિતા

૪. વિ. સંસાર પરથી મોહ ઊઠી ગયો હોય એવું; ત્યાગી; વૈરાગી.

**આપ્તકામત્વ** ૧. [સં. આપ્ત (મેળવેલું) + કામ (ઇચ્છા) + ત્વ (પણું)] ન. બધી ઇચ્છા પૂર્ણ થઈ હોય એવી સ્થિતિ.

૨. ન. વિરક્તિ; નિર્મોહીપણું.

**આપ્તકારી** ૧. [સં. આપ્ત (પ્રમાણિક) + કારિન્ (કરનાર)] ન. ભરોસાપાત્ર માણસ.

૨. વિ. વિશ્વાસભરી રીતે કામ કરનાર.

**આપ્તકાલ** [સં. આપ્ત (પહોંચેલું) + કાલ (વખત)] વિ. જેનો વખત આવી પહોંચ્યો હોય એવું.

**આપ્તગર્ભા** [સં. આપ્ત (મેળવેલ) + ગર્ભ (હમલ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સગર્ભા સ્ત્રી; ભારેવગી.

**આપ્તજન** ૧. [સં. આપ્ત (પોતાનું) + જન (માણસ)] પું.; ન. વિશ્વાસુ માણસ; સ્વજન; પોતાનું માણસ.

૨. પું.; ન. સંબંધી; સગું; સ્નેહી.

**આપ્તતમ** ૧. [સં. આપ્ત (સંબંધી) + તમ (સૌથી વધારે)] ન. ખાસ પોતાનું માણસ.

૨. ન. પૂજ્ય માણસ.

**આપ્તતા** ૧. [સં. આપ્ત (સાચું) + તા (પણું)] સ્ત્રી. ખરું હોવું તે; સાચાપણું; યથાર્થતા.

૨. સ્ત્રી. સગપણ; સંબંધ.

**આપ્તત્વ** [સં. આપ્ત (સાચું) + ત્વ (પણું)] સ્ત્રી. સાચાપણું. જુઓ આપ્તતા.

**આપ્તદક્ષિણ** [સં. આપ્ત (મેળવેલું) + દક્ષિણા (દાન)] વિ. દાન મળ્યું હોય એવું.

**આપ્તધૌમ્ય** પું. (પુરાણ) એ નામનો ઋષિ. તે ઉપમન્યુના ગુરુ હતા.

અરુણી ઉપમન્યુ **આપ્તધૌમ્ય**ના શિષ્યજી.
નિષ્કુલાનંદ

**આપ્તપણું** [સં. આપ્ત (સાચું) + પણું (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ખરું હોવું તે. જુઓ આપ્તતા.

**આપ્તપુરુષ** ૧. [સં. આપ્ત (પ્રમાણિક) + પુરુષ (જણ)] પું. વિશ્વાસપાત્ર માણસ; જેનો ભરોસો પડતો હોય એવો માણસ.

૨. પું. સગું; સંબંધી.

**આપ્તપ્રમાણ** [સં. આપ્ત (આધાર રાખવા જેવું) + પ્રમાણ (પુરાવો)] ન. કબૂલ રાખેલ સાચી હકીકત; ખરો નિર્ણય.

**આપ્તભાવ** [સં. આપ્ત (સગું) + ભાવ (લાગણી)] પું. સગપણ; સંબંધ.

**આપ્તમંડળ** [સં. આપ્ત (સગું) + મંડલ (સમૂહ)] ન. સગાંવહાલાં; સ્વજનનો સમૂહ.

**આપ્તમંત્રી** [સં. આપ્ત (અંગત) + મંત્રિન્ (પ્રધાન)] પું. રાજાનો ખાસ મંત્રી.

**આપ્તમંત્રીમંડળ** [સં. આપ્ત (અંગત) + મંત્રિન્ (પ્રધાન) + મંડલ (સમૂહ)] ન. રાજાના ખાસ મંત્રીઓની સભા.

**આપ્તમુંજણ** [મ.] સ્ત્રી. દશેરાને દિવસે ગામના મુખીને અપાતી ભેટ.

**આપ્તવચન** ૧. [સં. આપ્ત (ખરું) + વચન (વેણ)] ન. ભરોસાપાત્ર માણસનું વચન.

૨. ન. વિશ્વાસ મૂકવા જેવું વચન.

૩. ન. વેદ; શ્રુતિ.

**આપ્તવર્ગ** ૧. [સં. આપ્ત (વિશ્વાસપાત્ર) + વર્ગ (સમૂહ)] પું. વિશ્વાસુ માણસોની મંડળી.

૨. [સં. આપ્ત (સંબંધી) + વર્ગ (ટોળું)] પું. સગાંવહાલાં.

**આપ્તવાક્ય** ૧. [સં. આપ્ત (વિશ્વાસુ) + વાક્ય (વચન)] ન. ભરોસાપાત્ર માણસનો બોલ; વિશ્વાસુ માણસનું ભાષણ.

૨. ન. વિશ્વાસ મૂકવા જેવું વચન; પ્રમાણભૂત વેદ કે સ્મૃતિનું વચન.
૩. ન. શ્રુતિ; વેદ; ધર્મશાસ્ત્ર.

**આપ્તશ્રુતિ** [ સં. આપ્ત ( આધાર રાખી શકાય એવું ) + શ્રુતિ ( વેદ ) ] સ્ત્રી. વેદ; ધર્મશાસ્ત્ર.

**આપ્તસ્વકીય** [ સં. આપ્ત ( સંબંધી ) + સ્વકીય ( પોતાનું ) ] પું. અંગત સગું.

**આપ્તા** ૧. [ સં. ] સ્ત્રી. જટા; વાળનું ઝુંડ.
૨. સ્ત્રી. ભાગાકાર.
૩. વિ. ખરું; વિશ્વાસ કરવા લાયક.

**આપ્તાગમ** [ સં. આપ્ત ( આધાર રાખી શકાય એવું ) + આગમ ( શાસ્ત્ર ) ] ન. વેદ; આપ્તશ્રુતિ.

**આપ્તિ** ૧. સ્ત્રી. 'આપયે' શબ્દથી શરૂ થતા વદના બાર શ્લોક.
૨. સ્ત્રી. આબાદી; સંપત.
૩. સ્ત્રી. છેડો; અંત.
૪. સ્ત્રી. દુઃખ.
૫. સ્ત્રી. ભવિષ્યકાળ.
૬. સ્ત્રી. યોગ્યતા.
૭. [ સં. આપ્ ( મેળવવું ) ] સ્ત્રી. લાભ; પ્રાપ્તિ.
૮. સ્ત્રી. સંબંધ; જોડાણ; સંયોગ.
૯. [ સં. આપ્ ( પહોંચવું ) ] સ્ત્રી. સાથે થઈ જવું તે; પહોંચી જવાપણું.

**આપ્તી** [ મ. ] સ્ત્રી. વધારે અથવા ઓછા વરસાદથી પાક ન ઊગવાપણું.

**આપ્તોક્તિ** ૧. સ્ત્રી. પ્રમાણભૂત વેદસ્મૃતિનું વચન.
૨. [ સં. આપ્ત ( ખરું ) + ઉક્તિ ( વચન ) ] સ્ત્રી. ભરોસો રાખવા લાયક માણસનો બોલ.
૩. સ્ત્રી. શ્રુતિ; ધર્મશાસ્ત્ર; વેદ.

**આપ્તોપદેશ** [ સં. આપ્ત ( ખરું ) + ઉપદેશ ( શિખામણ ) ] પું. જેમાંથી ખરું જ્ઞાન થાય એવું શિક્ષણ.

**આપ્ત્ય** ૧. પું. દેવતાઓનો એક વર્ગ.
૨. [સં.] પું. હિંદુનો એક સંસ્કાર.

**આપ્ત્યતૃતકુત્સ** પું. વેદનું ઓગણીસ ઋચાવાળું સૂક્ત રચનાર ઋષિ.

**આપ્નુવાન** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આપ્નોર્યામ** ૧. પું. એક જાતનો યજ્ઞ.
૨. પું. દેવતાનો એક વર્ગ.

**આપ્પાપર** [ સં. આત્મન્ ( પોતાનું ) + અપર ( બીજું ) ] સ. મારુંતારું. જુઓ આપાપર.

**આપ્ફડ** સ્ત્રી. બકરાંને પાણી પાતી વખતે ભરવાડ બોલે તે શબ્દ.

**આપ્ય** ૧. પું. ચાક્ષુષ મન્વંતરનો એક દેવ.
૨. [ સં. આપ ( પાણી ) ] પું. ઝાડ, કેમકે તે પાણીથી ઊગે છે.
૩. પું. દેવતાઓનો એક વર્ગ.
૪. પું. ( જ્યોતિષ ) પૂર્વાષાઢા નક્ષત્ર.
૫. ન. એક જાતનું ચકચકિત અને સફેદ મોતી.
૬. ન. પ્રવાહી ચીજ.
૭. ન. શરીરનાં છ ચક્રમાંનું બીજું.
શૈવતંત્રમાં ( ૧ ) પાર્થિવ, ( ૨ ) આપ્ય, ( ૩ ) આનલ, ( ૪ ) વાયવ્ય, ( ૫ ) નાભસ અને ( ૬ ) માનસ એમ નામ આપ્યાં છે. સ્તોત્રસરિતા
૮. વિ. પાણી જેવું.
૯. વિ. પાળવા લાયક.
૧૦. વિ. મેળવવા લાયક.

**આપ્યતા** [ સં. આપ્ય ( પાણી જેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. પ્રવાહીપણું; દ્રવભાવ.

**આપ્યાયન** ૧. પું. ( પુરાણ ) કૃષ્ણને સત્યાથી થયેલો દીકરો.
૨. પું. ( પુરાણ ) ક્રૌંચદ્વીપમાંનો પહેલો દેશ.
૩. પું. શાલ્મલી બેટનો એ નામનો ખંડ.
સુરોચન, સૌમનસ્ય, રમણ, દેવવર્ષ, પારિભદ્ર, આપ્યાયન અને વિજ્ઞાત એ નામના શાલ્મલી દ્વીપના સાત ખંડો છે. ભગવતી ભાગવત
૪. પું. ( પુરાણ ) સ્વાયંભૂવવંશના પ્રિયવ્રત રાજર્ષિના દીકરાનો દીકરો. તે આ નામના ખંડનો રાજા હતો.
૫. ન. એક રૂપમાંથી બીજા રૂપમાં ફેરફાર; રૂપાંતર. જેમકે, દૂધમાંથી દહીં.
૬. ન. ખુશી કરવાપણું.
૭. [ સં. આપ્યૈ ( જાડા થવું ) ] ન. જાડું અને મજબૂત થવાપણું.
૮. ન. તર્પણ; તોષણ; સંતોષ.
૯. ન. તાકાત આપનાર દવા; પૌષ્ટિક ઓષધિ.
૧૦. ન. દીક્ષણીયા નામનો એક મંત્ર સંસ્કાર.
૧૧. ન. પ્રીતિ; હેત; સ્નેહ.
૧૨. ન. ફરી ફરીને આવવું તે; પુનરાવર્તન.
૧૩. ન. વધારો; વૃદ્ધિ.
૧૪. ન. સારી સ્થિતિએ લઈ જનાર વસ્તુ.
૧૫. ન. સોમ નામની વેલ ઉપર પાણી નાખી તેનો કરાતો વધારો.

**આપ્યાયન યંત્ર** [ સં. આપ્યાયન ( સોમરસ ઉપર પાણી રેડવું તે ) + યંત્ર ( સાધન ) ] ન. સાતથી આઠ શેર પાણી સમાય એવો ચાર ઇંચ પહોળા મોઢાવાળો ઘડો; કૂજો; ચંબુ.

**આપ્યાયમાના** સ્ત્રી. અજવાળિયાની છઠ્ઠી રાત.

**આપ્યાયા** સ્ત્રી. સુદિ આઠમ.

**આપ્યાયિત** ૧. [ સં. આપ્યૈ ( જાડા થવું ) ] વિ. મજબૂત; જોરાવર.
૨. વિ. વધેલું.
૩. વિ. સંતોષ પામેલું.
૪. વિ. સુધરેલું.

**આપ્યાયિની** સ્ત્રી. ( સંગીત ) એક જાતની મૂર્છના.

**આપ્રચ્છન્ન** [ સં. આ ( થોડું ) + પ્રચ્છન્ન ( ઢાંકેલું ) ] વિ. થોડું છાનું; લગાર ગુપ્ત.

**આપ્રી** [ સં. ] સ્ત્રી. એ નામની વેદની ઋચા.

**આપ્રીણન** [ સં. ] ન. આપ્રી નામની વેદની ઋચાથી કરાતું પૂજન.

**આપ્રીત** ૧. વિ. આપ્રી નામની અગિયાર ઋચાથી જેનું યજન થયું હોય એવું.
૨. [ સં. આ ( થોડું ) + પ્રીત ( ખુશી થયેલું ) ] વિ. થોડું પ્રસન્ન થયેલ.

**આપ્રીતપ** [ સં. આ ( ઉપર ) + પ્રીત ( ખુશી ) + પા ( બચાવવું ) ] પું. વિષ્ણુ. જે માણસ પોતાનો ગુસ્સો શાંત પાડે છે તેના ઉપર તે પ્રીતિ રાખે છે.

**આપ્લવ** ૧. ન. ડુબાવવું તે.
૨. ન. પાણીનો ઉછાળો.
૩. [ સં. આપ્લુ ( ડૂબકી મારવી ) ] ન. સ્નાન.

**આપ્લવન** જુઓ આપ્લવ.

**આપ્લવવ્રતી** [ સં. આપ્લવ ( સ્નાન ) + વ્રત ( નિયમ ) + ઇન્ ( વાળું ) ] પું. ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલો માણસ.

**આપ્લાવ** [ સં. આપ્લુ ( નાહવું ) ] પું. સ્નાન. જુઓ આપ્લવ.

**આપ્લાવન** [ સં. આપ્લુ ( નાહવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. તરબોળપણું.

**આપ્લુડા** ( આપ્લુડા ) પું. સુંદર પાનવાળો એક જાતનો છોડ.

**આપ્લુત** ૧. પું. ગૃહસ્થ.
૨. [ સં. આપ્લુ ( ડૂબકી મારવી ) ] ન. સ્નાન.
૩. વિ. ચારે તરફથી ઊછળતું.
૪. વિ. ચોતરફથી ભરપૂર.
૫. વિ. છાંટેલું.
૬. વિ. ભીનું થયેલું.
૭. વિ. સ્નાન કરેલું.

**આપ્લુતવ્રતી** [ સં. આપ્લુત ( ગૃહસ્થ ) + વ્રતિન ( નિયમવાળું ) ] વિ. ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલું; સ્નાતક.

**આપ્લુવન** ન. વત્સસગોત્રનું એ નામનું એક પ્રવર.

**આફ** ( આફ઼ ) ૧. [ ફા. ] પું. કસ્તુરી મૃગ.
૨. પું. સૂર્ય.

**આફ્યન** ( આફ્યન ) [ અ. અફ્યૂન ] ન. અફીણ.

**આફટ** [ સં. આસ્ફલ્ ( ભટકાવું ) ] સ્ત્રી. અફટ; ઝપાટો; અથડામણ.

**આફડું** ( આફડું ) ૧. અ. એકાએક.

૨. અ. એની મેળે; આપોઆપ; આફણિયે.
તેણે અરૂપ ભાસે રૂપ સરખું તેણે અહંતા ઊઠી આફડી. અખો

**આફણતું** ૧. વિ. ( ગ્રામ્ય ) અફળ; નકામું.

૨. અ. બળાતકારે; પરાણે.

**આફણિયે** ૧. [ પ્રા. અપ્પણિયમ ] અ. ઓચિંતું; એકદમ; એકાએક.

૨. અ. નકામું; કારણ વિના.

૩. અ. પોતાની મેળે; આપોઆપ.
શિવ કહે તારી ધર્મધ્વજા, આફણિયે આવી પડરો. પ્રેમાનંદ

૪. અ. વગર બોલાવ્યે; સ્વેચ્છાએ.

૫. અ. સ્વાભાવિક રીતે; સહજ.

**આફણી** ૧. [ સં. આપત્તિ ] સ્ત્રી. આફત; સંકટ.

૨. સ્ત્રી. સાપની ફેણ.

૩. અ. એકાએક; ઓચિંતું.

૪. અ. એની મેળે; આપોઆપ.
તેનું તાળવું ફાટયું આફણી. પ્રેમાનંદ

૫. અ. તરત; તત્કાળ.
જાદવની એવી વાણી સાંભળી, વળતા રામ વદે આફણી. પ્રેમાનંદ

૬. અ. સહજમાં.

**આફણીએ** ૧. અ. અકસ્માતથી; અણધારી રીતે.

૨. અ. પોતાની મેળે; આપોઆપ.

૩. અ. સ્વાભાવિક રીતે; સહજ.

૪. અ. સ્વેચ્છાથી.

**આફત** (આફત) ૧. [ ફા. ] સ્ત્રી. આપદા; મુશ્કેલી.

૨. સ્ત્રી. કષ્ટ; દુઃખ. ધરતીકંપ, આગ, રેલ, વધારે વરસાદ, દુકાળ, રોગચાળો એ આસમાની અને લડાઈ, જુલમ એ સુલતાની આફત કહેવાય છે.

૧. આફત તૂટવી–પડવી = (૧) કજિયો થવો. (૨) દૈવી કોપ આવવો.

૨. આફત મચાવવી = ઘોંઘાટ કરવો.

૩. આફતના પર્કાલા = (૧) ઘણો દુષ્ટ માણસ. (૨) બહુ લુચ્ચો માણસ.

૪. આફતની ચિઠ્ઠી = (૧) ખરાબ કરવાનું જાદુ. (૨) માઠા સમાચાર.

૩. સ્ત્રી. દુઃખની વેળા; મુસીબતનો વખત.

૪. સ્ત્રી. નડતર; અડચણ; હરકત.

૧. આફત આવવી–આવી પડવી = (૧) આરોપ આવવો. (૨) મુશ્કેલી કે પીડા નડવી. (૩) વાંધો ઊભો થવો.

૨. આફત ઉઠાવવી = (૧) અડચણ ઊભી કરવી. (૨) મુશ્કેલી વેઠવી.

૩. આફત ખમવી–વેઠવી = (૧) જોખમ ખેડવું. (૨) દુઃખ સહન કરવું; ખમવું.

૪. આફત ટાળવી–દૂર કરવી = (૧) આવેલી મુશ્કેલીમાંથી છૂટી જવું. (૨) સંકટમાથી છોડાવવું.

૫. આફતનું પડીકું = ઘણું ક્રોધી; બોલાવતાં માઠું પરિણામ લાવે એવું.

**આફતઝાદા** (આફતઝાદા) [ ફા. આફત ( આપદા ) + ઝાદા ( જન્મેલું ) ] વિ. મુશ્કેલીમાં સપડાયેલું.

**આફતરસીદા** ( આફતરસીદા ) [ ફા. આફત ( આપદા ) + રસીદા ( પહોંચેલું ) ] વિ. દુઃખમાં પડેલું. જુઓ આફતઝાદા.

**આફતાબ** ( આફતાબ ) ૧. [ ફા. ] પું. તાપ; તડકો.

૨. પું. તેજ; પ્રકાશ.

૩. પું. સૂર્ય; સૂરજ; રવિ.

**આફતાબ–ઇ–મુલ્ક–ઇ–હિંદ** ( આફતાબ–ઇ–મુલ્ક–ઇ–હિંદ ) ૧. [ ફા. આફતાબ ( સૂર્ય ) + ઇ ( નું ) + મુલ્ક ( દેશ ) + ઇ ( નું ) + હિંદ ] પું. ખ્વાજા મુઇન–અલ–દીનનો એક ઇલકાબ.

૨. પું. હિંદનો સૂર્ય.

**આફતાબગીર** ( આફતાબગીર ) ૧. પું. બાદશાહી રાજચિહ્ન ઊંચકનાર માણસ.

૨. [ ફા. આફતાબ ( તડકો ) + ગીર ( લેનાર ) ] ન. બાદશાહી રાજચિહ્ન. જુઓ આફતાબગીરી.

**આફતાબગીરી** ( આફતાબગીરી ) [ ફા. આફતાબ ( તાપ ) + ગીર ( લેનાર ) + ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. છત્રી; તડકાથી બચાવવાનું સાધન; છત્ર.

**આફતાબઝદગી** ( આફતાબઝદગી ) [ ફા. આફતાબ ( સૂરજ ) + ઝદગી ( તડકો લાગવાપણું ) ] સ્ત્રી. લૂ લાગવી તે; સૂર્યના તાપથી લાગતો ઝપાટો.

**આફતાબઝદા** ( આફતાબઝદા ) [ ફા. આફતાબ ( સૂર્ય ) + ઝદા ( લાગેલું ) ] વિ. લૂ લાગેલું.

**આફતાબ પરસ્ત** ( આફતાબ પરસ્ત ) ૧. [ ફા. આફતાબ ( સૂરજ ) + પરસ્ત ( પૂજનાર ) ] પું. સૂર્યને પૂજનાર.

૨. ન. સૂરજમુખીનું ફૂલ.

**આફતાબ પરસ્તી** ( આફતાબ પરસ્તી ) [ ફા. આફતાબ ( સૂરજ ) + પરસ્તી ( પૂજા ) ] સ્ત્રી. સૂર્યની ઉપાસના.

**આફતાબા** ( આફતાબા ) [ ફા. ] પું. ચંબુ; કૂજો.

**આફતાબી** ( આફતાબી ) ૧. સ્ત્રી. કાચબાની પીઠની બનાવેલ ઢાલ.

૨. [ ફા. આફતાબ ( સૂર્ય ) ] સ્ત્રી. છાંયો કરવાનું સાધન; છત્ર.

૩. સ્ત્રી. જે છૂટવાથી તેજ નીકળે એવી આતશબાજી.

૪. સ્ત્રી. પાનના આકારનો ગોળ ઝીક સિતારાથી ભરેલો કપડાનો સૂર્યના ચિહ્નવાળો પંખો. લાકડીને મથાળે તે લગાડી સરઘસોમાં ફેરવવામાં આવે છે.

૫ સ્ત્રી. મુઘલ બાદશાહ અકબરના વખતની સોનાની મહોર. તે આકારમાં ગોળ, વજનમાં એક તોલો, બે માસા અને પોણીપાંચ રતી હોય છે.

૬. સ્ત્રી. સૂરજમુખીનું ફૂલ.

૭. વિ. ગોળ.

૮. વિ. સૂર્ય સંબંધી.

**આફતાબીગુલકંદ** ( આફતાબીગુલકંદ ) [ ફા. આફતાબ ( સૂર્ય ) + ગુલકંદ ( ગુલાબપાક ) ] પું. સૂર્યની ગરમીથી તૈયાર કરવામાં આવતો ગુલાબની પાંખડીઓ અને સાકરનો પાક.

**આફતાબે ઈસ્લામ** ( આફતાબે ઇસ્લામ ) [ ફા. આફતાબ ( સૂર્ય ) + ઇ ( નું ) + ઇસ્લામ ( મુસલમાની ધર્મ ) ] પું. ઇસ્લામનો સૂરજ; મુસ્લિમ મઝહબ.

**આફયડું** ( આફયડું ) જુઓ આફરડું.

**આફર** ( આફર ) [ અં. ઑફર ] સ્ત્રી. માગણી.

**આફરકવું** [ સં. અવરુધ્ ( રોકવું ) ] અ. ક્રિ. વાયુ નીકળતો અટકાવાથી પેટ ચડવું; આફરવું.

**આફરગાનિયું** (આફરગાનિયું) ન. (જરથોસ્તી) ધર્મક્રિયામાં વાપરવાનો આતશ રાખવાનું વાસણ. 'આફ્રિન' એટલે ધાર્મિક આશીર્વાદ આપતી વખતે તેની જરૂર પડે તેથી તેને આફરગાનિયું કહે છે. તેનું કદ એકસરખું હોતું નથી. ઇઝશનગાહમાં તે ૧૫ થી ૧૮ ઇંચ લાંબું પહોળું અને ૧૮ થી ૩૦ ઇંચ ઊંચું પણ આતશ બહેરામમાં તે ૩ થી ૪ ફૂટના વ્યાસનું અને તેટલી જ ઊંચાઈનું જણાવેલ છે.

**આફરડું** ( આફરડું ) ૧. [ સં. આત્મન્; પ્રા. અપ્પુણો ] અ. આપોઆપ; પોતાની મેળે; સ્વાભાવિક રીતે.

૨. અ. એકાએક.

૩. અ. નાહક; કારણ વગર; અમયું.

**આફરણું** ન. (કચ્છી) પેટ ચડવાપણું. જુઓ આફરો.

**આફરવું** [ સં. અવરુધ્ (અટકાવવું) ] અ. ક્રિ. આફરો ચડવો; પવનથી પેટ ફૂલવું; પેટ ચડવું.

આફરી જવું = ફૂલી જવું; આફરો ચડવો.

**આફરિદી** (આફ઼રિદી) ૧. [ અ. આફ્રિદી ] ન. એ નામની એક પઠાણ કોમનું માણસ; આફ્રિદી. તેઓનો મુલક કાબૂલ નદીથી પચાસ માઇલ સુધી દક્ષિણે વધેલો છે. તેઓ લુટારૂ, નિર્દય, ઝનૂની, ખૂની અને ઘણી જંગલી કોમ મનાય છે.

૨. વિ. એ નામની પઠાણ કોમનું.

**આફરીન** (આફ઼રીન) ૧. [ ફા. આફ્રીન ] સ્ત્રી. શાબાશી; વખાણ.

૨. વિ. ખુશ; પ્રસન્ન.

૩. વિ. ફિદા; કુરબાન.

આફરીન થવું = વારી જવું.

૪. અ. વાહવાહ; ધન્ય; શાબાશ; ઠીક કર્યું.

**આફરીનગાન** (આફ઼રીનગાન) [ આફરીન (વખાણ) + ગાન (ગીત) ] ન. (જરથોસ્તી) બંદગીરૂપ શબ્દો. જેમ ગાહમબાર, જશન, ફ્સલ, ફરોહર અને બુઝુર્ગવાર ઉપર જરથોસ્તી ધર્મના પાઠોમાં દુઆઓની આફરીનો છે, તેમ ગાથા, ગાહમબાર, વગેરેની સેતાયશ તથા આરાધનાનાં બંદગીરૂપ કલામો છે, જે "આફરીનગાન"ને નામે ઓળખાય છે. નીચલાં આફરીનગાનો મુખ્ય છે: અરદાફરવશનું, ગાથાનું, ગાહમબારનું, દહમાનનું, નાવરનું, રપીથવનનું, સરોશનું.

**આફરીનનામું** (આફ઼રીનનામું) [ ફા. આફ્રીન (ધન્યવાદ) + નામા (પત્ર) ] ન. વખાણપત્ર; શાબાશીનું લખાણ.

**આફરું** ૧. [ સં. અવરોધ (અટકાયત) ] ન. પેટમાં પવનનું ઉપર ચડવાપણું.

૨. ન. ફુગાવાની ક્રિયા.

૩. ન. ફુલાઈ જવાની સ્થિતિ.

**આફરો** ૧. [ સં. અવરોધ (અટકાયત); અપૂર્ણક–અફ્ફુણઉ–આફુણો–આફરો ] પું. પવન નીકળતો અટકી જવાથી થતી અકળામણ.

૨. પું. પેટ ફૂલી જવું તે; પવનથી પેટ ઢમઢોલ થઈ જવાની સ્થિતિ; બંધકોશથી કે અપચાથી પેટમાંના પવનનું ફુલાઈને ઊંચે ચડવું તે; આનાહ. કબજિયત, ઝાડો, મરડો, અજીર્ણ, ચૂંક અને બીજા કેટલાક પેટના રોગમાં પવનનો ભરાવો થઈ, આંતરડાં ફૂલીને પેટ ઊપસી આવે છે. ઝાડો, પેશાબ છીંકનો વેગ રોકવાથી પણ વાયુ ઊંચે ચડે ને પેટ ફૂલીને ઊપસી આવે. હિંગ એક, ઘોડાવજ બે, કોઠ પાંચ, સાજીખાર સાત અને વાવડિંગ નવ ભાગ લઈ તેનું ચૂર્ણ કોકરવરણા પાણીમાં આપવું એટલે આફરો મટે. નસોતર બે, લીંડીપીપર ચાર અને હરડે પાંચ ભાગ લઈ ચૂર્ણ કરી તેના સરખે ભાગે ગોળ નાખી ખાવું એ ભયંકર આફરો મટાડનાર મનાય છે. આફરાના રોગીએ ખોરાકમાં ઘી, ભાત, કૂણા મૂળા, બિજોરૂં લેવાં. ઢોરની ઓઝરીમાં હવા ભરાઈ પેટ ફૂલે ત્યારે તે આફરાઈ જાય. આ રોગનું કારણ અનિયમિત ખોરાક હોય છે. વરસાદનાં પહેલાં ઝાપટાં પડ્યાં પછી નવું ઘાસ ઊગવા માંડે ત્યારે આ રોગ જોવામાં આવે છે. આ વખત પહેલાં તેમને સૂકું ઘાસ કેટલાક મહિના સુધી આપવામાં આવેલ હોય અથવા ઘણી વખત ભૂખે મરી ગયેલાં જેવાં હોય. આથી તે નવું ઊગેલું લીલું ઘાસ અકરાંતિયાં થઈ ખાય અને તેથી તેનું પેટ ચડે. આ વખતે એક ટોળાનાં ઘણાં આફરાઈ જાય. ગળે ડચૂરો ભરાઈ રહેવાથી પણ આફરો ચડી આવે. આ વ્યાધિનાં ચિહ્ન: પેટની ડાબી બાજુએ પાછલો ભાગ ફૂલેલો માલૂમ પડે ને તેના ઉપર આંગળીથી ટકોરો મારવાથી ઢોલના જેવો અવાજ થાય, શ્વાસ લેવામાં અડચણ પડે, માથું સીધું ઊંચું રાખી કરાંજે અને અકડાઈ ગયેલું જણાય. આફરો એકદમ વધી જઈ શ્વાસ રૂંધાઈ જાય અને જો તાકીદથી ઉપાય લેવામાં ન આવે તો પ્રાણી ગુંગળાઈને મરી પણ જાય. ઉપાય: તલીયું તેલ શેર એક પાઈ દેવું પણ ગાભણાં પશુને તે પાવું નહિ; અથવા સંચળ પાંચ તોલા, અજમો એક અધોળ, સૂંઠ એક અધોળ, હિંગ એક અધોળ બારીક ખાંડી ચાળી એક શેર ગોળ અને એક શેર પાણીમાં ઓગાળી પાઈ દેવું. તે પાયા પછી પ્રાણીને ઉતાવળું ચલાવવા કે દોડાવવાથી તે સાજું થાય. જ્યારે આ દરદ વધવા માંડે ત્યારે પેટનો જે ભાગ ઘણો ફૂલેલો હોય તેમાંથી હવા બહાર કાઢવા સારૂ પેટમાં કાણું પાડવું પડે. આમ કરવું જોખમભરેલું છે, પણ જ્યારે કોઈ ઉપાય કામ નથી કરતો ત્યારે આખર ઇલાજ તરીકે તે કરવું પડે. ફૂલેલ જગ્યાએ ધારવાળો ચપ્પુ ખોસી ગોળ ફેરવવો કે જેથી હવા બહાર નીકળી જાય. રોગ મટી ગયા પછી જખમ ઉપર ટિંક્ચર આયોડિન ચોપડવું. આફરો ચઢે અને ઊતરે એમ ઘણા દિવસ સુધી થયાં કરે તો તેને કુક્ષવા એટલે પેટનો વા કહે છે. કુક્ષવા માટે કેટલાક લોકો ડામે છે, પણ તેનાથી આરામ થતો નથી.

૧. આફરો ઊતરવો = પેટમાં રાખેલી છાની વાત કહી દેવાથી શાંતિ થવી.

૨. આફરો ચડવો = (૧) અધીરૂં–ઉતાવળું થવું. (૨) ગુસ્સે થવું. (૩) મીણો ચડવો.

૩. આફરો ઠલવવો = પેટમાં રાખેલી છાની વાત બીજાને કહી દેવી.

૩. પું. મીણો; કોઈ પણ બાબતના અતિશયથી ઢમઢોલ થઈ જવાપણું.

**આફલાતૂન** (આફ઼લાતૂન) ૧. પું. તત્ત્વવેત્તા; ફીલસૂફ.

અફલાતૂનની દીકરી જાણે = મોટાઈવાળી આગ્રહી દીકરી કે સ્ત્રી. આ કટાક્ષમાં બોલાય છે.

૨. [ અ. ] પું. પ્લેટો નામનો એક તત્ત્વવેત્તા. તે પોતાના ઘણા ડહાપણને લીધે ઇશ્વરીઆફલાતૂન કહેવાતો.

૩. વિ. મોટું.

૪. વિ. સર્વોત્તમ; સૌથી સરસ.

**આફળવું** ૧. [ સં. આસ્ફલ્ (ભટકાય એમ કરવું) ] અ. ક્રિ. અથડાવું; અફળાવું; પટકાવું.

૨. અ. ક્રિ. નકામું પડવું; નિષ્ફળ જવું.

૩. અ. ક્રિ. પછડાવું; વાગવું; ટિચાવું.

૪. અ. ક્રિ. ભટકવું; રખડવું.

૫. અ. ક્રિ. લડવું.

**આફા** [ આ પાસ ] અ. આણીમેર; આ ગમ; આ તરફ.

વેલી જ લેઈ હું આવીશ આફા. — નર્મદ

**આફાક** (આફ઼ાક઼) [ અ. ] ન. બ. વ. આંખને પૃથ્વી અને આકાશ જ્યાં સાથે મળતાં જણાય એ કલ્પિત રેખા; ક્ષિતિજ.

**આફાટ** [ આ (ચારે તરફ) + ફાટવું ] અ. પૃથ્વીને ફાડી નાખતો હોય એમ; એકદમ ફાટી પડે એવી રીતથી.

**આફાત** (આફ઼ાત) [ અ. આફત (પીડા)નું બહુવચન ] સ્ત્રી. બ. વ. આવી પડેલાં દુઃખ; મુશ્કેલીઓ; વિપત્તિઓ.

**આફિડેવિટ** (આફ઼િડેવિટ) [ અં. ઍફિડેવિટ ] સ્ત્રી. સોગન ઉપર કરાતો એકરાર; કબૂલાત; કસમ ઉપર સાચી વાત જણાવવાપણું; સોગનનામું.

**આફિયત** (આફ઼િયત) ૧. [ અ. અફા (તેણે તંદુરસ્તી આપી) ] સ્ત્રી. આરોગ્ય; કુશળ; ક્ષેમ.

૨. સ્ત્રી. સલામતી.

૧. આફિયત તંગ કરવી = શાંતિમાં ભંગ કરવો.

૨. આફિયત-ઇ-ખલાયક=લોકોનું કલ્યાણ; જાહેર શાંતિ.

૩. ખૈરો આફિયત = સહીસલામત.

**આફિસ** [અં. ઑફિસ] સ્ત્રી. અદાલત; કચેરી; કાર્યાલય.

૨. સ્ત્રી. અધિકાર; દરજ્જો.

૩. સ્ત્રી. કામ.

૪. સ્ત્રી. પેઢી; દુકાન.

**આફી** [હિં.] અ. આપોઆપ; એની મેળે.

**આફીમ** [હિં.] સ્ત્રી. અફીણ.

**આફીલાફી** અ. એલફેલ; ગમેતેમ; વગર વિચાર્યું.

ક્રોધ ન કરો રે, વદે ન આફીલાફી.
પ્રાચીન કાવ્યમાળા

**આફુદી** સ્ત્રી. નશો આપનારી એક વસ્તુ.

**આફુરડું** (આફુરડું) ૧. અ. અમથું; વિના કારણ.

૨. અ. આપોઆપ; એની મેળે.

૩. અ. એકાએક.

૪. અ. કુદરતી રીતે.

**આફૂ** જુઓ આફૂક.

**આફૂક** [સં.] ન. અફીણ.

**આફૂટ** વિ. (ગ્રામ્ય) તાકાતવાળું; મજબૂત; જોરાવર.

**આફૂડું** (આફૂડું) જુઓ આફૂરું.

**આફૂરું** ૧. [સં. અપૂર્ણ; પ્રા. આપુણ્ણ] અ. આપોઆપ; એની મેળે.

૨. અ. ઓચિંતું; એકાએક.

૩. અ. કારણ વગર; અમથું.

૪. અ. સ્વાભાવિક રીતે; કુદરતીપણે.

**આફૂસ** ૧. પું. મુરતિયાની અછત.

૨. [પોર્ટું. એલ્ફોન્સો] સ્ત્રી. એક જાતની કલમી કેરી. પોર્ટુગલનો ઓલ્ફોન્સો નામનો વહાણવટી બ્રાઝિલમાંથી જે આંબાની કલમ હિંદુસ્તાનમાં લાવ્યો હતો તે જાતના કલમી આંબા અને તેની કેરી આલ્ફોન્સો કહેવાય છે.

**આફેઇન** (આફેઇન) ૧. સ્ત્રી. અરબ લોકોની એ નામની અટક.

૨. ન. અરબ લોકોની એ નામની અટકનું માણસ.

૩. વિ. અરબ લોકોની એ નામની અટકનું.

**આફોડું** (આફોડું) ૧. અ. એકાએક.

૨. અ. કારણ વગર.

૩. અ. પોતાની મેળે.

૪. અ. સ્વાભાવિક રીતે.

**આફતાબા** (આફતાબા) [ફા.] પું. નાળચાવાળો કળશો; આબ્તાબા.

**આફ્રિકન** (આફ્રિકન) ૧. [અં. ઍફ્રિકન] પું. આફ્રિકાનો વતની.

૨. વિ. આફ્રિકાને લગતું.

**આફ્રિકા** (આફ્રિકા) [અં. ઍફ્રિક] પું.; ન. હિંદી મહાસાગર અને આટલાંટિક મહાસાગર વચ્ચે આવેલો ખંડ. સુએઝ તેને એશિઆથી જુદો પાડે છે. વિસ્તારમાં તે ૧,૧૯,૫૦૦૦૦ ચોરસ માઈલ છે. અખંડ કિનારો, સહરા જેવાં મોટાં રણ, મોટાં સરોવર અને નદીઓ તેનાં ખાસ લક્ષણ છે. ઉત્તરમાં આરબ અને દક્ષિણમાં ડચ અને બ્રિટિશ લોકો વસે છે. આફ્રિકાની અનેક કીમતી ખનિજમાં ટ્રૅંસવાલનું સોનું અને રોડિશિઅનું રૂપું મુખ્ય છે.

**આફ્રિકાવાલા** (આફ્રિકાવાલા) ૧. સ્ત્રી. ખોજાની એ નામની અટક.

૨. ન. ખોજાની એ નામની અટકનું માણસ.

૩. વિ. ખોજાની એ નામની અટકનું.

**આફ્રિકેન્ડર** (આફ્રિકેન્ડર) [અં.] વિ. દક્ષિણ આફ્રિકાના સંસ્થાનની પાર્લમેન્ટના એ નામના એક મજબૂત પક્ષનું.

**આફ્રિદી** (આફ્રિદી) ૧. સ્ત્રી. હિંદની ઉત્તર અને પશ્ચિમ સરહદ તરફ રહેતા પઠાણ લોકોની એક લડાયક અને જોરાવર કોમ.

૨. ન. હિંદની વાયવ્ય સરહદ ઉપર વસતી એ નામની ટોળીનું માણસ. નિર્દય, વિશ્વાસઘાતી, ખંધા, લુટારૂ અને ઝનૂની રીતભાતવાળા આ લોકોનો મુલક કાબુલ નદીથી પચાસ માઈલ સુધી દક્ષિણે ફેલાયેલો છે. આ તાયફાવાળાઓની ટોળીઓ: ઝાખાખેલ, કુકીખેલ, મલિકદીનખેલ, કંબરખેલ, કમરાઇખિલ, સીપાહ, આકાખેલ, આદમખેલ. અગાઉ હિંદી લશ્કરમાં તેઓની મોટી સંખ્યામાં ભરતી થતી.

૩. વિ. હિંદની વાયવ્ય સરહદ ઉપર વસતી એ નામની એક પઠાણ ટોળીનું.

**આફ્રીદગાર** (આફ્રીદગાર) [ફા. આફ્રીદન (પેદા કરવું)+ગાર (કરનાર)] પું. સરજનહાર.

**આફ્રીદા** (આફ્રીદા) ૧. [ફા. આફ્રીદન (પેદા કરવું)] ન. પેદા કરેલી વસ્તુ.

૨. વિ. પેદા કરેલું.

**આફ્રીન** (આફ્રીન) ૧. સ્ત્રી. (જરથોસ્તી) આફ્રીનગાન નામની બંદગીનો પાજંદ ભાષામાં લખાયેલો અને આશિષથી ભરેલો છેવટનો ભાગ. તેની ઘણી જાતમાંની કેટલીક અમુક પ્રસંગ તેમ જ આફ્રીનગાન પછી જ બોલાય છે.

૨. સ્ત્રી. આશીર્વાદ.

૩. [ફા.] સ્ત્રી. શાબાશી; વખાણ.

આફ્રીન પઢવું = વખાણ કરવાં.

૪. વિ. ખુશ; પ્રસન્ન.

આફ્રીન કરવું = ખુશ કરવું.

૫. [ફા. આફ્રીદન (પેદા કરવું)] વિ. પેદા કરનાર.

જહાં આફ્રીન = સરજનહાર.

૬. વિ. ફિદા; કુરબાન.

૭. અ. વાહવાહ; ધન્ય; શાબાશ.

આફ્રીન સદ આફ્રીન = શાબાશ.

**આફ્રીનગાન** (આફ્રીનગાન) ૧. [અવ. ફ્રી (ચાહવું)] સ્ત્રી. (જરથોસ્તી) એ નામની એક ધાર્મિક વિધિ. મરતબની ક્રિયા જેને ન થઈ હોય તેવો ધર્મગુરુ પણ તે કરાવી શકે. સાધારણ રીતે બે અથવા વધારે ધર્મગુરુઓ પાસે તે કરાવવામાં આવે, પણ બીજો ધર્મગુરુ ન મળી શકે તો એકથી પણ ચાલે. તે કરાવનાર મુખ્ય ગુરુને ઝોતી અથવા જોતી અને બીજાને આત્રવખ્શી કહેવામાં આવે છે.

૨. સ્ત્રી. (જરથોસ્તી) દિવસના ગમે તે ભાગમાં બોલી શકાય એવી પ્રેમ અથવા વખાણસૂચક એક બંદગી. તેની શરૂઆતમાં 'આફ્રીનામી' શબ્દ આવતો હોવાથી તેનું નામ 'આફ્રીનગાન' પડ્યું. આ ક્રિયા વેદની 'આપ્રી' ક્રિયાને મળતી છે. તેમાં જેના માનમાં તે કરવામાં આવે તેનું નામ લેવામાં આવે. જેને તે ન આવડતી હોય તેણે ૧૨ અશેમ વોહુ સાથે અહૂનવરની ૧૨૧ માળા ફેરવવાની હોય છે.

૩. સ્ત્રી. (જરથોસ્તી) મરનાર પાછળ પહેલા ત્રણ દિવસ સુધી રાત પડે ત્યાંથી મધરાત સુધી સરોશ ફિરસ્તાની આરાધના માટે કરવામાં આવતી એ નામની ક્રિયા.

**આફ્રીન-તહસીન** (આફ્રીન-તહસીન) [ફા. આફ્રીન (શાબાશ) + તહસીન (વાહવાહ)] સ્ત્રી. સ્તુતિ; અભિનંદન.

**આફ્રીનંદા** (આફ્રીનંદા) [ફા. આફ્રીન (પેદા કરવું) + નદા (કરનાર)] પું. સરજનહાર; પ્રભુ.

**આફ્રીનિશ** (આફ્રીનિશ) [ફા. આફ્રીન (પેદા કરવું) + શ (ક્રિયાવાચક નામનો પ્રત્યય)] સ્ત્રી. સૃષ્ટિ.

**આબ** ૧. પું. પાણીથી સિંચાતો દેશ. જેમકે, દોઆબ એટલે બે નદી વચ્ચે આવેલ દેશ, પંજાબ.

૨. [ફા.] ન. પાણી; જળ; ઉદક.

૧. આબ આબ હોવું = (૧) ઘણો પરસેવો

વળવો. (૨) પાણી પાણી હોવું એટલે નામોશી લાગવી. (૩) શરમાવું.

૨. આબ ચઢાવવું=(૧) તીક્ષ્ણ કરવું. (૨) તેજસ્વી બનાવવું. (૩) પોલાદને પાણી પાવું.

૩. આબ બિગાડવું-ઉતારવું-જાવું = (૧) આબરૂ ખોવી. (૨) નિસ્તેજ હોવું.

૩. ન. પ્રકાશ; તેજ; કાંતિ; ચળકાટ; નૂર.
૪. ન. પ્રતિષ્ઠા; મહિમા; ગુણ; ઉત્કર્ષ.
૫. ન. પ્રવાહી પદાર્થ.
૬. ન. મૂલ્ય; દામ; માલ.
૭. ન. વીરતા; શૌર્ય.
૮. ન. શક્તિ; તાકાત.
૯. ન. શોભા; રોનક.
૧૦. ન. હથિયારનું પાણી; ધાર; તીખાશ.

**આબઈ** સ્ત્રી. એ નામનું એક શાક.

**આબકદૂબક** ૧. પું. ગિલ્લીદંડાની રમતનો એક દાવ. મોઈને દંડા વતી ટોલ્લા મારી દરેક રમનાર પોતાના ટોલ્લા ગણી રાખે. પછી ભેરૂ પાડી દાવ લેનાર ટોળાનો કોઈ મોઈ ફેંકે. તે સામો પક્ષ ઝીલી લે તો દાવ જાય. ન ઝિલાય તો દંડો ગબી ઉપર આડો મૂકયો હોય તેને આંટે તો દાવ જાય. ન અંટાય તો મોઈ જ્યાં પડી હોય ત્યાંથી પોતાના જેટલા ટોલ્લા થયા હોય તેટલા ટપા મોઈને મારે. જ્યાં પડે ત્યાંથી આંટે.

૨. પું. પરચૂરણ સામાન.

**આબકશ** [ફા. આબ (પાણી) + કશ (ખેંચનાર)] પું. પાણી ભરનાર માણસ; ભિસ્તી.

ચાલીશ ઘોડાના તબેલામાં ત્રણ આબકશ રાખવામાં આવે છે. આઇને અકબરી

**આબકશા** [ફા. આબ (પાણી) + કશીદન (ખેંચવું)] પું. બંબો; શોષકયંત્ર.

**આબકશી** [ફા. આબ (પાણી) + કશ (ખેંચનાર) + ઈ (ભાવવાચક નામનો પ્રત્યય)] સ્ત્રી. પાણી ખેંચવાની કે ભરવાની ક્રિયા.

**આબકાર** ૧. [ફા. આબ (પાણી) + કાર (કામ)] પું. કલાલ; દારૂ વેચનાર માણસ.
૨. પું. દારૂ બનાવનાર માણસ.
૩. પું. દારૂડિયો.
૪. પું. પાણી છાંટનાર માણસ.
૫. પું. ભિસ્તી.

**આબકારી** ૧. [ફા. આબ (પાણી) + કાર (કામ) + ઈ (ભાવવાચક નામનો પ્રત્યય)] સ્ત્રી. દારૂ ગાળવા અને માદક વસ્તુઓ સાથે સંબંધ ધરાવતું ખાતું.
૨. સ્ત્રી. દારૂ વગેરે કેફી ચીજો ઉપર લેવાતો કર.
૩. સ્ત્રી. દારૂની ભઠ્ઠી
૪. સ્ત્રી. ભિસ્તીનું કામ.
૫. સ્ત્રી. શરાબ ગાળવાનું કામ.
૬. સ્ત્રી. શરાબખાનું.
૭. વિ. દારૂ ગાળવાના કામને લગતું.
૮. વિ. દારૂ, ગાંજો, ભાંગ, અફીણ વગેરે કેફી ચીજોના કર સંબંધી.

**આબકારી અધિકારી** પું. કેફી પદાર્થો સાથે સંબંધ ધરાવતા ખાતાનો ઉપરી.

**આબકારી ઉત્પન્ન** સ્ત્રી. નશો ચઢાવનાર વસ્તુમાંથી મળતી ઊપજ; નિર્માણશુલ્ક.

**આબકારી ખાતું** ન. દારૂ ગાળવા અને માદક વસ્તુઓ સાથે સંબંધ ધરાવતું ખાતું.

**આબકારી દારોગો** પું. દારૂની ભઠ્ઠી, પીઠાં વગેરે ઉપર દેખરેખ રાખનાર અમલદાર.

**આબકારૂ** પું. પ્રાચીન ઇજિપ્તના મહાન રાજકર્તા ઍન્ટેકની સમાધિ ઉપર ચીતરેલા ચાર કૂતરામાંનો ઊંચા કાન, અણીદાર નાક અને ગુચ્છાદાર પૂછડીવાળો શિયાળને મળતો એક વિચિત્ર કૂતરો.

**આબકાસા** [ફા. આબ (પાણી) + કાસા (પ્યાલો)] પું. પાણીનો પ્યાલો.

**આબકિલ્લો** [ફા. આબ (પાણી) + અ. કિલ્લા (કોટ)] પું. નજીકમાં ઘણું પાણી હોય એવો નદી અથવા ટાપુ ઉપરનો કિલ્લો.

**આબકૌસર** [ફા. આબ (પાણી) + અ. કૌસર (સ્વર્ગની એ નામની એક નદી)] પું. કૌસર નદીનું પાણી. એમ કહેવાય છે કે દૂધ અને મધ કે અમૃતથી ભરેલી તે નદી સ્વર્ગમાં વહે છે.

**આબખસ્ત** (આબખસ્ત) ૧. [ફા. આબ (પાણી) + ખાસ્ત (ઊગેલું)] સ્ત્રી. કાકડી.
૨. ન. તરબૂચ.

**આબખાના** (આબખાના) ૧. [ફા. આબ (પાણી) + ખાના (જગ્યા)] ન. ઝરો.
૨. ન. પાણી રાખવાની જગ્યા.
૩. ન. ભોંયરૂં.

**આબખુર** (આબખુર) ૧. [ફા. આબ (પાણી) + ખુર (ખોરાક)] પું. ખોરાક અને પાણી.
૨. પું. નસીબ.

**આબખુરા** (આબખુરા) ૧. [ફા. આબ (પાણી) + ખુર (પીવું)] પું. પાણી પીવાનો પ્યાલો.
૨. પું. માટીની મટકી.

**આબખુર્દ** (આબખુર્દ) પું. ખોરાક અને પાણી. જુઓ આબખુર.

**આબખેડ** (આબખેડ) [આબ (પાણી) + ખેડ (ખેતીની જમીન)] સ્ત્રી. પાણી ભરેલી ભીનાશવાળી જમીન.

**આબખોરી** [ફા. આબ (પાણી) + ખુર્દન (પીવું)] સ્ત્રી. પાણી પીવાનું પહોળા મોઢાવાળું નાનું વાસણ; ટોયલી; લોટી.

**આબખોરો** ૧. [ફા. આબ (પાણી) + ખુર્દન (પીવું)] પું. પડઘીવાળું પહોળા મોઢાનું નકશીદાર નાનું વાસણ; પાણી પીવાનો નાનો લોટો.
૨. પું. પ્યાલો; કટોરો.

**આબગીના** ૧. [ફા. આબ (તેજ) + ગીન (ભરેલું)] પું. અરીસો; દર્પણ.
૨. પું. દારૂ; શરાબ.
૩. પું. શીશાનો કાચ.
૪. પું. હીરો.

**આબગીર** ૧. [ફા. આબ (પાણી) + ગીર (લેવું)] પું. ખાડો; નાનું તળાવ.
૨. પું. પાણીનું વાસણ.
૩. પું. વણકરનો વાળનો પીંછો.

**આબગુઝાર** (આબગુઝાર) ૧. પું. ખેપિયો; કાસદ.
૨. [ફા. આબ (પાણી) + ગુઝર (ઊતરવું)] સ્ત્રી. ઉતરણ; ઊતરાય એવો નદીનો ભાગ.
૩. સ્ત્રી. પાણીની નહેર.

**આબચશી** [ફા. આબ (પાણી) + ચશી (પીવું તે)] સ્ત્રી. બાળકને ધાવણ છોડાવતી વખતે શરૂઆતમાં આપવામાં આવતું પીણું.

**આબચીબાબચી** પું. રામતુલસી જેવાં પાન, લાંબી માંજર ને તેમાં ધોળાં કે ફિક્કાં જાંબુડાં ફૂલ અને ચાર બીજડાંવાળાં ફળ હોય એવો તુલસીથી નાનો એક છોડ. તેના પાનના રસનું ટીપું દુખતા કાનમાં નખાય છે.

**આબજો** [ફા. આબ (પાણી) + જૂ (ઝરો)] સ્ત્રી. નાની નદી.

**આબજોશ** ૧. [ફા. આબ (પાણી) + જોશીદન (ઉકાળવું)] પું. ઊના પાણીમાં ઉકાળેલ અંગૂર.
૨. પું. સેરવો.
૩. ન. ગરમ પાણી.

**આબતાબ** ૧. [ફા. આબ (પાણી) + તાબ (પ્રકાશ)] સ્ત્રી. તેજ; ચળકાટ.
૨. સ્ત્રી. પ્રતિષ્ઠા; આબરૂ.

૩. સ્ત્રી. ભપકો; ભવ્યતા.

**આબતાબા** [ ફા. ] પું. ચંબુ; નાળચાવાળો કળશો.

**આબદસ્ત** ૧. [ ફા. આબ ( પાણી ) + દસ્ત ( હાથ ) ] ન. ઝાડે ફર્યા પછી ગુદા ધોવાની ક્રિયા; પખાળ લેવી તે.

૨. [ ફા. આબ ( પાણી ) + દસ્ત ( ઝાડો ) ] ન. પખાળ લેવાનું પાણી.

૩. ન. વજૂ; નમાઝ પઢતા પહેલાં હાથ, પગ અને મોં ધોવાં તે.

૪. ન. હાથ ધોવા તે.

**આબદા** [ સં. આપદ્ ] સ્ત્રી. આફત; સંકટ; દુ:ખ; આપત્તિ; આપદા.

**આબદાગીરી** [ ફા. આફતાબ (તાપ) + ગીર (લેનાર) + ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. રાજા અને ગુરુને માથે ધરાતું મૂલ્યવાન છત્ર; મોટું અને સુંદર છત્ર; સુંદર મોટી છત્રી.

**આબદાન** [ ફા. આબ ( પાણી ) + દાન ( વાસણ ) ] ન. પાણીનું ઠામ; જળપાત્ર.

**આબદાના** ૧. [ ફા. આબ ( પાણી ) + દાના ( દાણો ) ] પું. ગુજરાનનું સાધન; જીવિકા.

૨. પું. દાણોપાણી; અન્નજળ.

**આબદાર** ૧. પું. ખાસ બાદશાહની નજદીક રહી નોકરીચાકરી કરનાર હજૂરી.

૨. પું. તોપને ઠંડી કરવા તેમાં પાણીનો પીછો ફેરવનાર માણસ.

૩. [ ફા. આબ ( પાણી ) + દાર ( વાળું ) ] પું. પાણીવાળો.

૪. વિ. કાંતિમાન; પાણીદાર; તેજસ્વી; પ્રકાશવાળું.

૫. વિ. કીમતી; મૂલ્યવાન.

૬. વિ. ચમકેલ; ભડકેલું.

૭. વિ. શક્તિવાળું; જોરાવર.

૮. વિ. સારી રીતે પાણી ચડાવેલ.

**આબદારખાતું** ન. પીવાના પાણીની વ્યવસ્થા કરનાર ખાતું.

આબદારખાતાને શાહેનશાહ અકબર જીવનામૃત લેખે છે અને તેની વ્યવસ્થા માટે વિશ્વાસપાત્ર અમલદારો રાખે છે. આઇને અકબરી

**આબદારખાનું** ૧. [ ફા. આબ ( પાણી ) + દાર ( વાળું ) + ખાના ( ઘર ) ] ન. ઘરમાં પાણી રાખવાની જગ્યા; પાણિયારું.

૨. ન. પાણીની ટાંકી.

**આબદારી** ૧. સ્ત્રી. તલવારની ધાર.

૨. [ ફા. આબ ( પાણી ) + દાર ( વાળું ) + ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય )] સ્ત્રી. તેજસ્વિતા; પાણીદાર હોવાપણું.

૩. સ્ત્રી. સફાઈ; ચોખ્ખાઈ.

૪. સ્ત્રી. હજૂરિયાની કચેરી.

**આબદીદા** [ ફા. આબ ( પાણી ) + દીદા ( આંખ ) ] વિ. આંસુવાળું.

**આબદ્ધ** ૧. [ સં. આબંધ્ ( બાંધવું ) ] પું. કેદી.

૨. ન. જોતર.

૩. ન. પ્રેમ; સ્નેહ; હેત.

૪. ન. બંધન.

૫. ન. ભૂષણ; અલંકાર; ઘરેણું.

૬. વિ. કેદ થયેલું.

૭. વિ. બાંધેલું; જકડાયેલું.

૮. વિ. મેળવેલું; પ્રાપ્ત.

૯. વિ. રચેલું.

૧૦. વિ. વ્યાપેલ; ઘેરાયેલું.

૧૧. વિ. સજ્જડ.

૧૨. વિ. સ્થિર.

**આબધ્ય** [ સં. આબંધ્ (બાંધવું)] ન. જવાહિર; ઝવેરાત.

**આબનઈ** [ ફા. આબ ( પાણી ) + નઈ ( હોકાની નળી ) ] સ્ત્રી. હોકાનો મેર; જેના ઉપર હોકાની ચલમ રહે છે તે ડોયો.

**આબનાએ** સ્ત્રી. સામુદ્રધુની; બે દરિયાને જોડનાર ખાડી.

**આબનુકા** ( આબનુક્રા ) [ અ. આબ ( પાણી ) + નુકા ( રૂપું ) ] પું. પારો.

**આબનૂસ** ૧. [ અ. ] ન. એક જાતનું લાકડું; અબનૂસ.

૨. વિ. કદરૂપું.

૩. વિ. કાળું.

**આબનૂસી** ૧. વિ. આબનૂસનું બનેલું.

૨. [ અ. ] વિ. શ્યામ; કાળું.

**આબપાશી** [ ફા. આબ ( પાણી ) + પાશી ( છંટકાવ ) ] સ્ત્રી. નહેરથી ખેતરોને પાણી પૂરું પાડવાપણું; સિંચાઈ; નહેરથી પાણી પાવાપણું.

**આબપાશીકૂજો** પું. ઢેકૂડી; ખુડકી; જલ ઉચ્ચાલક; 'વૉટર લિફ્ટ'.

**આબપાશીમહેસૂલ** [ ફા. આબ ( પાણી ) + પાશી ( પાવું તે ) + મહેસૂલ ( લાગત ) ] ન. વાવેતર માટે પાણી પૂરું પાડવા બદલ લેવાતો કર.

**આબબાઝી** ( આબબાઝી ) [ ફા. આબ ( પાણી ) + બાઝી ( રમત ) ] સ્ત્રી. પાણીની અંદર રમાતી રમત; જળક્રીડા.

**આબયાર** [ ફા. આબ ( પાણી ) + યાર ( મિત્ર ) ] પું. પાણી પાનાર માણસ.

**આબયારી** ૧. સ્ત્રી. એક જાતનું કબૂતર.

૨. [ ફા. આબ ( પાણી ) + યારી ( મિત્રતા ) ] સ્ત્રી. પાણી પાવું તે.

૩. સ્ત્રી. શણના પાતળા કપડાની એક જાત.

**આબરવાં** ૧. [ ફા. આબ ( પાણી ) + રવાં ( વહેતું ) ] ન. એક જાતનું બારીક કપડું; બહુ જ બારીક મલમલ. તે કાપડ બનાવવાની કળા હવે ભુલાઈ ગઈ છે.

૨. ન. વહેતું પાણી.

**આબરા** ૧. સ્ત્રી. મેમણની એ નામની અટક.

૨. ન. મેમણની એ નામની અટકનું માણસ.

૩. વિ. મેમણની એ નામની અટકનું.

**આબરાકાડાબરા** ૧. [ લે. ઍબ્રકેડૅબ્ર ] પું. અગાઉના વખતનો એસિરિયાનો વડો દેવતા.

૨. પું. જંતરમંતરને લાગુ પાડવામાં આવતો એક બોલ. ટાઢિયા તાવના ઇલાજ તરીકે એ નામ એક ચર્મપત્ર પર ઊંધા પડાના આકારમાં કે ત્રિકોણાકારમાં લખી માદળિયામાં નાંખી લોકો ગળે પહેરતા.

Abracadabra
Abracadabr
Abracadab
Abracada
Abracad
Abraca
Abrac
Abra
Abr
Ab
A

આ શબ્દ યહૂદીઓની મૂળ ભાષા હિબ્રૂમાંથી નીકળ્યો છે. તેનો અર્થ પિતા, પુત્ર અને પવિત્ર આત્મા એમ થાય છે. આગલા જમાનામાં નબળા મનનાં અને વહેમી માણસો આ બોલમાં રોગ મટાડવાનો ગુણ હોવાનું માનતા.

**આબરૂ** ૧. પું. એક કવિનું નામ.

૨. [ ફા. આબ ( પાણી ) + રૂ ( ચહેરો ) ] સ્ત્રી. ઇજ્જત; માણસોમાં સારાપણા માટે પડેલી છાપ; શાખ; કીર્તિ; પ્રતિષ્ઠા; માન; નેકનામી.

૧. અધવચ્ચ આબરૂ લેવી = (૧) ખરેખરું રૂપ બતાવવું. (૨) પોકળ ખુલ્લાં કરવાં; ફજેતી કરવી.

૨. આબરૂ આપવી-દેવી = માન આપવું.

૩. આબરૂ ઉતારવી–બગાડવી–લેવી = (૧) ગાળો ભાંડવી; બેઇજ્જત કરવું. (૨) બળાત્કાર કરવો.

૪. આબરૂ ઉપર આવવું = ઇજ્જત ઉપર હાથ નાખવો.

૫. આબરૂ ઉપર જવું = પ્રતિષ્ઠા ભંગ કરવી; છિદ્ર ઉઘાડવાં.

૬. આબરૂ ઉપર વાત આવવી = (૧) વાતે ગંભીર સ્વરૂપ પકડવું; વાત વધી જવી. (૨) શાખ જવાનો વખત આવવો.

૭. આબરૂ ઉપર હાથ નાંખવો = પતિવ્રતનો ભંગ કરવો; શિયળ ખંડિત કરવું.

૮. આબરૂ કરવી = કોઈને માન આપવું.

૯. આબરૂ ખાકમાં મિલાવવી–ખોવી–ગુમાવવી = મોભો ખોવો.

૧૦. આબરૂ જોઈ કામ પાડવું = ખરાબ માણસની સાથે કામ પાડતાં પહેલાં વિચાર કરવો.

૧૧. આબરૂ દેવી = જશ આપવો.

૧૨. આબરૂ ધરાવવી = પ્રતિષ્ઠા હોવી.

૧૩. આબરૂ પેદા કરવી–હાસિલ કરવી = કીર્તિ મેળવવી.

૧૪. આબરૂ મળવી = પંકાવું; વખણાવું.

૧૫. આબરૂ મેળવવી = માન મેળવવું.

૧૬. આબરૂ લૂંટવી–લેવી = (૧) અપમાન કરવું. (૨) બદનક્ષી કરવી; લાંછન લગાડવું. (૩) શિયળનો ભંગ કરવો.

૧૭. આબરૂના કાંકરા કરવા = (૧) અપકીર્તિ કરવી. (૨) ફજેતી કરવી; બેઆબરૂ કરવું.

૧૮. આબરૂનાં તો ગાડે ગાડાં જાય છે = મુદ્દલ આબરૂ ન હોવી. નામીચા લુચ્ચાને વિષે ટોણામાં બોલતાં આ વપરાય છે.

૧૯. આબરૂની પીછે પડવું = કોઈની નામોશી કરવા યત્ન કરવો.

૨૦. આબરૂમાં ફર્ક આવવો = કલંકવાળું થવું.

૨૧. હાથે કરીને આબરૂ ખોવી–લૂંટાવવી = જાણી જોઈને પ્રતિષ્ઠા ઓછી થાય તેમ વર્તવું.

૩. સ્ત્રી. ચાલચલગત.

૪. સ્ત્રી. યોગ્યતા; લાયકી.

૫. સ્ત્રી. લોકમાં જણાવાપણું; પ્રસિદ્ધિ.

૬. સ્ત્રી. વખાણ; શાબાશી; તારીફ.

૭. ન. (લાક્ષણિક) ઘરેણું.

**આબરૂદાર** ૧. [ફા. આબરૂ (ઇજ્જત) + દાર (વાળું)] વિ. મોભાદાર; નામાંકિત; પ્રતિષ્ઠિત; શાખવાળું.

૨. વિ. સાહુકાર; નાણાવટી.

**આબરૂનુકસાની** સ્ત્રી. બદનક્ષી; મિથ્યારોપ; ચારિત્ર્યદૂષણ.

**આબરૂપત્ર** ૧. [આબરૂ (ઇજ્જત) + પત્ર (કાગળ)] ન. જાહેર રીતે અપાતો વખાણનો લેખ.

૨. ન. સારી ચાલનું પ્રમાણપત્ર.

**આબરૂમહું** [આબરૂ (શાખ) + માંડું (ઓછું)] વિ. ઇજ્જત વગરનું.

**આબરૂરેજ** (આબરૂરેઝ) [ફા. આબરૂ (શાખ) + રેઝ (રેડવું તે)] પું. ચાડિયો.

**આબરૂરેઝી** (આબરૂરેજી) ૧. [ફા. આબરૂ (ઇજ્જત) + રેઝ (રેડવું તે)] સ્ત્રી. ચાડી.

૨. સ્ત્રી. નિંદા.

**આબરેઝે** (આબરેઝ) [ફા. આબ (પાણી) + રેઝ (રેડવું તે)] સ્ત્રી. પાણી રેડવાની નાળચાવાળી ટોયલી; ઝારી. બાગબાનો તે વાપરે છે.

**આબરેતર** પું. (જરથોસ્તી) ધર્મક્રિયામાં પવિત્ર પાણી લાવવાના કામ ઉપર મુકરર કરેલો મોબેદ.

**આબરેશમ** [ફા. અબ્રેશમ] પું. રેશમનું કોકડું.

**આબરેશમી** [ફા. અબ્રેશમ] વિ. રેશમનું બનેલું.

**આબર્હન** [સં. આભરણ] પું. ઘરેણાં; ઝવેરાત.

**આબલા** [ફા.] પું. ફોલ્લો; શીતળાનો દાણો.

**આબલૂચ** [હિં.] સ્ત્રી. સાકર.

**આબલૂજ** જુઓ આબલૂચ.

**આબલ્ય** ૧. [સં. આવર્તકી] સ્ત્રી. આવળ. તેનાં પાંદડાં આંખના રોગ ઉપર વપરાય છે.

૨. [સં. અ (નહિ) + બલ (તાકાત)] ન. નબળાઈ; અશક્તિ.

**આબવાબ ઉફ્તા આલ** ન. અકબરના વખતનાં ત્રણ જાતનાં દફતર માંહેનું એક. આ જાતના દફતરમાં જમાબંદી, વસૂલાત, વસિલાત અને તેઓનો ઓછો વધુ જમાખર્ચ રહે છે.

**આબવો** પું. એક જાતનો વેલો. તેનાં ફૂલ ફિક્કાં કે ગુલાબી રંગનાં ને શિંગ લાંબી ને જાડી થાય છે.

**આબશાર** ૧. પું. કુંડ.

૨. [ફા. આબ (પાણી) + શાર (પાણીનું પડવું તે)] પું. પાણીનો ધોધ.

**આબશિનાસ** [ફા. આબ (પાણી) + શિનાસ (જાણનાર)] પું. દરિયાની ઊંડાઈ જોઈ રસ્તો બતાવવાનું કામ કરનાર વહાણ ઉપરનો અમલદાર.

**આબશોર** [ફા. આબ (પાણી) + શોર (ખારૂં)] ન. ખારૂં પાણી.

**આબશોરા** ૧. પું. લીંબુનો રસ અને ખાંડથી બનાવવામાં આવતું શરબત; લીંબુનું શરબત.

૨. [ફા. આબ (પાણી) + શોરા (સુરોખાર)] પું. સુરોખારથી ઠારવામાં આવતું પાણી.

**આબશોલા** જુઓ આબશોરા.

**આબસાનીઆ** ૧. ન. એ નામની પેટાજ્ઞાતિનું માણસ.

૨. વિ. સુંવાળિયા કોળીની એ નામની પેટા જ્ઞાતિનું.

**આબસાલ** ૧. પું. દ્રાક્ષનો બગીચો.

૨. [ફા. આબ (પાણી) + સાર (જગ્યા)] પું. બગીચો.

**આબસાંથ** ન. એ નામનું એક પેય.

**આબસ્તાની** [ફા. આબ (પાણી) + સ્તાન (ઠેકાણું) + ઈ (સંબંધી)] સ્ત્રી. નહેર કે ધોરિયાથી પાણી પાયેલી જમીન.

**આબહવા** [ફા. આબ (પાણી) + હવા (પવન)] સ્ત્રી. શરદી ગરમી વગેરે પ્રમાણે કોઈ દેશની કુદરતી સ્થિતિ; હવાપાણી.

**આબળિયો** ૧. પું. દૂધ દહીંનો વેપાર કરનાર માણસ.

૨. ન. ઘાંચીની એક નાતનું માણસ.

૩. વિ. ઘાંચીની એ નામની એક જ્ઞાતિનું.

**આબંધ** ૧. [સં. આબંધ્ (જોડવું)] પું. ઊંડો પ્રેમ; ગાઢ અનુરાગ.

૨. પું. જોતર.

૩. પું. બંધન; બાંધવાપણું.

૪. પું. ભૂષણ; ઘરેણું.

**આબંધન** જુઓ આબંધ.

**આબા** ૧. પું. આભો; ઝબ્બો.

૨. [ફા.] પું. દાદો.

૩. પું. નાનો; માનો બાપ.

૪. પું. બાપ; પિતા.

૫. પું. વડવો; પૂર્વજ.

**આબાઈ** ૧. [ફા. આબા (દાદો) + ઈ (નું)] વિ. બાપદાદાથી ઊતરી આવેલું; વડીલોપાર્જિત.

૨. વિ. વડવાના વંશનું.

**આબાઓ અજદાદ** ૧. પું. કુટુંબ.

૨. પું. કુળ.

૩. [ અ. આબા ( દાદો ) + વ ( અને ) + અજદાદ ( વડવા ) ] પું. બ. વ. બાપદાદા; વડવાઓ.

**આબાકા** સ્ત્રી. એક જાતની વનસ્પતિ. એની ઝીણી ડાળી મલમલ બનાવવાના કામમાં અને જાડી ડાળી સાદડી, દોરડાં અને વહાણના સઢ બનાવવાના કામમાં આવે છે. તે ફિલિપાઈન ટાપુમાં થાય છે.

**આબાટીગાઈડોગુબાલ્ડો** પું. એ નામનો ઈ. સ. ૧૬૦૦માં સીટાડી કાસ્ટીલો ખાતે જન્મેલો એક રોમન કસબી. તાજાં ફળ ફળાદિનાં આબેહૂબ રંગીન ચિત્ર કાઢવામાં એ અસાધારણ બાહોશી ધરાવતો હતો. એનાં ઘણાંખરાં ચિત્રો રોમમાં છે.

**આબાદ** ૧. [ ફા. ] વિ. અમોઘ; સફળ; ધાર્યું પાર પાડે એવું; ફતેહમંદ; જયવંત.
૨. વિ. કાયમ; હમેશ.
૩. વિ. ખુશનુમા; ઝાડપાનથી ભરેલું.
૪. વિ. ઘણું; અતિશય; સંપૂર્ણ.
૫. વિ. બહોળા વેપાર અને કારખાનાવાળું.
૬. વિ. ભારે; સરસ; ઉત્તમ.
૭. વિ. રિદ્ધિસિદ્ધિવાળું; ભરપૂર; સમૃદ્ધ; પૈસેટકે સુખી.
 ૧. આબાદ રહેવું = આબાદ હોવું; ભરપૂર હોવું; સુખી હોવું; ખુશ રહેવું.
 ૨. ઘર આબાદ કરવું = પરણવું.
૮. વિ. વસેલું; વસતીથી ભરપૂર.
 ઘર આબાદ હોવું = (૧) ઘર વસાવવું. (૨) વિવાહ થવા.
૯. વિ. સલામત; ક્ષેમકુશળ; સુખી; નુકસાન ન થાય કે ન થયેલું હોય એવું.
 દિલ આબાદ કરવું = ખુશ કરવું.
૧૦. વિ. સારો પાક આપે એવું; કસદાર; ખેડાયેલું; ફળદ્રુપ; ઉપજાઉ.
 આબાદ કરવું = (૧) ખેડવું. (૨) જગ્યા બાંધવી. (૩) જગ્યા વસાવવી.
૧૧. વિ. સ્થિર; નિત્ય.
૧૨. અ. અચૂક; તાકયા પ્રમાણે જ; બરાબર.
૧૩. અ. ( વ્યાકરણ ) સ્થળવાચક નામ બનાવનાર પ્રત્યય. જેમકે, અમદાવાદ; હૈદરાબાદ.

**આબાદકલાવિત** [ આબાદ ( સરસ ) + કલાવિત ( કળાવાળું ) ] વિ. જેની કળા ભારે ખીલી હોય એવું.

**આબાદકાર** ૧. [ ફા. આબાદ ( ખેડેલું ) + કાર ( વાવવું તે ) ] પું. ઉજ્જડ જમીન ઉપર પહેલો વસનાર માણસ; જંગલ કાપી ત્યાં વસેલ ખેડૂત.
૨. પું. જેની પાસેથી સીધી રીતે માલગુજારી વસૂલ કરવામાં આવતી હોય એવો જમીનદાર.

**આબાદબેશી** સ્ત્રી. નવી વસાયેલી કે નવી ખેડાયેલી જમીનની પહેલી આકારણી.

**આબાદાન** [ ફા. ] વિ. સમૃદ્ધ; રિદ્ધિસિદ્ધિવાળું; પૈસેટકે સુખી.
 કહે નેપોલિયન દેશને કરવા આબાદાન,
 સરસ રીત તો એ જ છે દ્યો માતાને જ્ઞાન.

**આબાદાની** જુઓ આબાદી.

**આબાદી** ૧. સ્ત્રી. અતિશયતા; પુષ્કળતા.
૨. સ્ત્રી. કાયમીપણું; નિત્યતા.
૩. [ ફા. ] સ્ત્રી. ખેતી કરવામાં આવે તે જમીન.
૪. સ્ત્રી. ચડતી દશા; ઉત્કર્ષ; ઉન્નતિ; ઉદય.
૫. સ્ત્રી. મજા; ખુશી; આનંદ.
૬. સ્ત્રી. વસતી ઘણી હોવી તે.
૭. સ્ત્રી. સફળતા; ફતેહ.
૮. સ્ત્રી. સમૃદ્ધ હોવાપણું; બરકત.
૯. સ્ત્રી. સલામતી; ક્ષેમકુશળતા.
૧૦. સ્ત્રી. સારી હાલતમાં હોવું તે.
૧૧. સ્ત્રી. સારો પાક આપે એવી હાલત; ફળદ્રુપતા.
૧૨. સ્ત્રી. સુધારો; સંસ્કૃતિ.

**આબાદીખાનું** [ ફા. આબાદી ( ચડતી ) + ખાના ( ઠેકાણું ) ] ન. સમૃદ્ધિવાળી જગ્યા.

**આબાદી ટોળું** ન. ઈરાની લોકોનો એક સમુદાય. તેના વડાઓએ ઈરાનના પેગંબર અને પાદશાહ તરીકે સેંકડો વરસ રાજ્ય ચલાવ્યું હતું. તેના મૂળ પુરુષનું નામ મેહઆબીદ હતું. તેણે આ ટોળાને પાંચ ભાગમાં વહેંચી નાખ્યું હતુંઃ વિદ્વાન, કણબી, પાદશાહ, ધંધાદારી અને પહેલવાન.

**આબાદીવેરો** [ આબાદી ( ચડતી ) + વેરો ( લાગત ) ] પું. ગામની સમૃદ્ધિ નિમિત્તે લેવાતું ઉઘરાણું.

**આબાદુ** [ ફા. આબાદ ( સરસ ) ] વિ. સચોટ; અફળ જાય નહિ એવું; અચૂક.

**આબાધ** ૧. [ સં. આ ( થોડું ) + બાધ્ ( રોકી રાખવું ) ] પું. અટકાવ; અડચણ; નડતર; હરકત.
૨. પું. ( ગણિત ) અલ્પકોણ ત્રિકોણના શિરોબિંદુ ( વર્ટેક્સ )થી પાયા ઉપર દોરેલા લંબ વડે પાયાના થતા બે ભાગમાંનો એક.
૩. પું. પીડા; દુઃખ.

**આબાધા** [ સં. આ ( થોડું ) + બાધ્ ( હેરાન કરવું ) ] સ્ત્રી. પીડા. જુઓ આબાધ.

**આબાધિત** [ સં. અ ( નહિ ) + બાધિત ( નડતરવાળું ) ] વિ. અડચણ વગરનું; હરકત વિનાનું.

**આબાધિતવ્યાપારનીતિ** [ સં. અ ( નહિ ) + બાધિત ( હરકતવાળું ) + વ્યાપાર ( વેપાર ) + નીતિ ( વહેવાર ) ] સ્ત્રી. વેપારને કંઈ પણ જકાત કે અડચણ વિના ચાલવા દેવાની રીત.

**આબાન** ૧. [ ફા. ] પું. ઇલાહી સન તેમજ જરથોસ્તી માસનો દશમો દિવસ.
૨. પું. ( જરથોસ્તી ) એ નામે પાણીનો ઉપરી દેવ; અહુરમઝદના ચાર દમકારમાંનો એક.
૩. પું. પારસી વર્ષનો આઠમો મહિનો. એ વખતે સૂર્ય વૃશ્ચિક રાશિમાં હોય છે.

**આબાનજશન** [ આબાન ( પાણીનો દેવ ) + જશન ( તહેવાર ) ] ન. ( જરથોસ્તી ) આઠમા મહિના આબાનના દશમે દિવસે પાણીના ઉપરી દેવના માનમાં પાળવામાં આવતો તહેવાર. સેંકડો પારસી લોકો અને ખાસ કરીને સ્ત્રીઓ આ દિવસે દરિયા કે નદી કિનારે જઈ પાણીના દેવ આબાનની બંદગી કરે છે.

**આબાના** સ્ત્રી. દમાસ્કસની નદી; બારાડા.

**આબાલક** [ સં. આ ( શરૂઆતથી ) + બાલક ( બચ્ચું ) ] અ. છોકરાંથી શરૂ કરીને.

**આબાલગોપાલ** [ સં. આ ( સુધી ) + બાલ ( બચ્ચું ) + ગોપાલ ( રાજા ) ] અ. દરેક નાનાં મોટાં આવે તે રીતે; સહુ સાથે.

**આબાલવૃદ્ધ** [ સં. આ ( શરૂઆતથી ) + બાલ ( બાળક ) + વૃદ્ધ ] અ. બાળકથી ઘરડાં સુધી નાનાં મોટાં બધાં આવી જાય એવી રીતે; સહુ સાથે.

**આબાશાહી** વિ. જાંબુડિયા રંગનું.

**આબાળવૃદ્ધ** જુઓ આબાલવૃદ્ધ.

**આબિદ** ૧. [ અ. અબદ ( તેણે ભક્તિ કરી ) ] પું. ભક્ત; ઉપાસક.
૨. વિ. ધર્મપરાયણ; પવિત્ર; ધાર્મિક.
૩. વિ. પ્રાર્થના કરનાર.

**આબિયાન** [ ફા. આબ ( પાણી ) + બહા ( કીમત ) ] સ્ત્રી. પાણીની કીમત.

**આબિર** ૧. [ અ. અબર ( તેણે ઓળંગ્યું ) ] પું. ઓળંગનાર માણસ.
૨. પું. મુસાફર.
૩. [ અ. અબર ( તેણે સમજાવ્યું ) ] પું. સમજાવનાર માણસ; દુભાષિયો.
૪. ન. ઉલ્લંઘન; ઓળંગવાપણું.

**આબિલકંદ** પું. એક જાતની વનસ્પતિ.

**આબિલા** [ ફા. ] પું. ફોલ્લો; ફોડલો.

**આબિલા યે ફરંગ** [ ફા. ] પું. ચાંદી; ગરમીનો રોગ.

**આબિસિનિઅ** પું. આફ્રિક ખંડમાંનો એ નામનો દેશ.

**આબિસિનિઅન** ૧. પું. આબિસિનિઅમાં કરવામાં આવતો ભૂંગળિયો કૂવો.
૨. ન. આબિસિનિઅ દેશનું વતની.
૩. વિ. આબિસિનિઅને લગતું.

**આબિસ્ત** ૧. [ ફા. આબિસ્તન ( સગર્ભા હોવું ) ] સ્ત્રી. ભારેવગી સ્ત્રી; સગર્ભા.
૨. વિ. ગાભણું.
૩. વિ. નવું જન્મેલું.

**આબિસ્તગી** [ ફા. ] સ્ત્રી. સગર્ભા અવસ્થા.

**આબિસ્તની** [ ફા. ] સ્ત્રી. ભારેવગું હોવું તે; સગર્ભા હોવાપણું.

**આબિસ્તા** ૧. [ ફા. ] પું. ખુશામદખોર.
૨. પું. ગર્ભાશય.
૩. પું. જાસૂસ.
૪. વિ. ગાભણું.
૫. વિ. નવું જન્મેલું.
૬. વિ. બચ્ચાવાળું.

**આબી** ૧. પું. સંગ્રહણી રોગની એક જાત. તેમાં તરસ થોડી હોય, ક્યારેક ઝાડો અને વખતે બંધકોશ થાય.
૨. [ ફા. આબ ( પાણી ) ] સ્ત્રી. તળાવ, ટાંકાં, સરોવર કે નહેર વાટે પાણી પૂરું પાડવામાં આવતું હોય એવી જમીન. આ જમીનની આકારણી કૂવાનું પાણી પવાતી જમીનથી ઓછી હોય છે.
૩. સ્ત્રી. મહારાષ્ટ્રમાં થતી એક જાતની દરાખ.
૪. ન. જલ કિનારે રહેનારું એક પક્ષી.
૫. ન. સમુદ્રલવણ; દરિયાઈ મીઠું.
૬. વિ. કાંઠા નજીક રહેનાર.
૭. વિ. પાણી સંબંધી; પાણીને લગતું.
આબી રોટી = જેનો લોટ માત્ર પાણીથી બાંધ્યો હોય એવી રોટી.
૮. વિ. પાણીના રંગનું; આછું નીલું કે આસમાની.
૯. વિ. પાણીથી ભીંજવેલ.
૧૦. વિ. પાણીમાં રહેનાર.
૧૧. વિ. ફિક્કું; રંગમાં હલકું.
૧૨. વિ. ભેજવાળું; ભીનું.
૧૩. વિ. સૂતરાઉ કાપડના એક રંગનું.

**આબી ઘોડો** ( આબી ઘોડો ) પું. જળઘોડો; 'હિપોપોટેમસ'.

**આબુ** [ સં. અર્બુદ ] પું. ગુજરાતની ઉત્તરે આવેલો અને રજપૂતાનામાં ચોતરફ ફેલાયેલો પર્વત. આ પર્વત ઉપર વસિષ્ઠ ઋષિનો આશ્રમ હતો. આ ઊંચા પર્વતના તળિયાનો ઘેરાવો ૪૦ થી ૫૦ માઈલનો છે. તેના દરિયાની સપાટીથી ૫૦૦૦ ફૂટની ઊંચાઈવાળા સૌથી ઊંચા શિખર ગુરુશિખર ઉપરની જમીન સપાટ છે. દેલવાડા નામના બીજા શિખર ઉપર જૈન લોકો ત્યાંના જગપ્રસિદ્ધ જૈન મંદિરોની જાત્રા કરી ગુરુશિખરની ભેટ લેવા જાય છે. આ ડુંગર ઉપરનાં મુખ્ય સ્થળો: ગુરુશિખર, અચળગઢ, ગૌમુખી અને દેલવાડા. આબુ સ્ટેશનથી આબુ પર્વત ૧૭ માઈલ દૂર અને શહેરથી અર્બુદા દેવીનું સ્થાન એકાદ માઈલ દૂર આવેલું છે.

**આબુઓ** જુઓ આબુવો.

**આબુત્ત** [ સં. ] પું. બનેવી.

**આબુવો** ૧. પું. એ નામના વેલાને થતી જાડી અને પહોળી વાલોળ જેવી શિંગ.
૨. સ્ત્રી. મૃગ નક્ષત્રના અરસામાં વાવવામાં આવતો એક વેલો; મહાશિંબી. અશ્વિની નક્ષત્રમાં તેને આવતી શિંગનું શાક અને અથાણું થાય છે. તેની ધોળી, રાતી અને કાળી ત્રણ જાત છે. બરોળ મટાડવા અને રેચ તરીકે તે અપાય છે.

**આબુસરા** વિ. ઘોડાની એક જાત.

**આબે અશરત** ૧. [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + અ. અશરત ( આનંદ ) ] ન. દારૂ; શરાબ.
૨. ન. વીર્ય.
૩. ન. સ્વાદિષ્ટ પીણું; આનંદ આપે એવું પીણું.

**આબે ઇસ્તાદા** [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + ઇસ્તાદા ( ઊભેલું ) ] પું. સ્થિર પાણી.

**આબે કૌસર** [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + અ. કૌસર ( સ્વર્ગની એક નદી ) ] પું. અમૃત.

**આબેખિઝ્ર** ( આબેખિઝ્ર ) ૧. [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + અ. ખિઝ્ર ( પાણીનો દેવ ) ] ન. અમરતાનું પાણી.
૨. ન. ચોખ્ખું, મીઠું અને ઠંડું પાણી.
૩. ન. જુસ્સો.
૪. ન. થયેલ જ્ઞાન.
૫. ન. પ્રેરણા.
૬. ન. રાજાથી વપરાતું પીવાનું પાણી.

**આબે ગોશ્ત** [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + ગોશ્ત ( માંસ ) ] ન. સેરવો; માંસને રાંધતાં તેમાંથી નીકળતો રસ.

**આબે ગોહર** ૧. [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + ગોહર ( જવાહિર ) ] ન. મોતીનું તેજ
૨. ન. સ્વચ્છ પાણી.

**આબે ચશ્મ** [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + ચશ્મ ( આંખ ) ] ન. આંસુ.

**આબે જારી** ૧. [ ફા. આબ ( પાણી ) + જારી ( ચાલુ ) ] પું. ગાલ ઉપર ચાલ્યાં જતાં આંસુ.
૨. પું. ઝરો.
૩. પું. વહેતું પાણી.

**આબેજો** [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + જો ( ઝરો ) ] સ્ત્રી. નાની નદીનું પાણી.

**આબે ઝર** ( આબેઝર ) ૧. ન. સફેદ દારૂ.
૨. [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + ઝર ( સોનું ) ] ન. સોનાનો ચળકાટ.

**આબે ઝલાલ** ( આબે ઝલાલ ) ૧. [ ફા. આબ ( પાણી ) + અ. ઝલાલ ( પવિત્ર ) ] ન. પવિત્ર પાણી.
૨. ન. સ્વચ્છ પાણી.

**આબેદ** [ અ. અબદ ( તેણે સેવા કરી ) ] વિ. પ્રાર્થના કરનાર; ધાર્મિક; પવિત્ર. જુઓ આબિદ.

**આબે દહાન** ૧. [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + દહાન ( મોઢું ) ] ન. થૂંક.
૨. ન. મોઢામાં પાણી આવવું તે.

**આબે દંદાન** ૧. ન. એક જાતની મીઠાઈ.
૨. ન. દાડમ.
૩. [ ફા. આબ ( તેજ ) + ઇ ( નું ) + દંદાન ( દાંત ) ] ન. દાંતનો ચળકાટ.
૪. ન. નબળાઈ.
૫. ન. નાસપાતી.

**આબે નુકરા** ( આબે નુક્રા ) [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + અ. નુકરા ( રૂપું ) ] પું. પારો.

**આબે બસ્તા** [ ફા. આબ ( પાણી ) + બસ્તા ( સ્થિર ) ] પું. બરફ; જામેલું પાણી.

**આબે બારાન** [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + બારાન ( વરસાદ ) ] પું. વરસાદનું પાણી.

**આબેરવાં** ૧. [ ફા. આબ ( પાણી ) + રવાં ( વહેતું ) ] ન. ચાલતું અથવા વહેતું પાણી.
૨. ન. મલમલની એક જાત.

**આબેરેતાર** પું. ( જરથોસ્તી ) જશનની ક્રિયા માટે વીસ્પરદમાં જણાવેલ આઠ ધર્મગુરુમાંનો એક; ધાર્મિક ક્રિયા માટે પાણી લાવનાર ઝ્ઓતરનો એક મદદનીશ.

**આબેશોર** [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + શોર ( ખારૂં ) ] ન. ખારૂં પાણી.

**આબેસફા** [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + સફા ( પાક ) ] ન. પવિત્ર પાણી.

**આબેહયાત** ૧. [ ફા. આબ ( પાણી ) + ઇ ( નું ) + અ. હયાત ( જિંદગી ) ] ન. અમર કરે એવો રસ; અમૃત.
 ૨. ન. અમરપણું.
 ૩. ન. મીઠું અને ઠંડું પાણી.
 ૪. ન. રાજાથી વપરાતું પીવાનું પાણી.

**આબેહયાતી** ન. અમૃત. જુઓ આબેહયાત.

**આબેહરામ** ૧. [ફા. આબ ( પાણી ) + હરામ ( ન લેવા જેવું ) ] પું. ડોળનાં આંસુ; ખોટાં આંસુ.
 ૨. પું. દારૂ; શરાબ.
 ૩. ન. જે પીવાનો પ્રતિબંધ હોય એવું પાણી.

**આબે હસરત** ૧. પું. ઇચ્છા; આતુરતા.
 ૨. પું. ભૂખ.

**આબેહૂબ** [ અ. હૂબહૂ; હૂ ( પેલું ) + બ ( સાથે ) + હૂ ( પેલું ) ] વિ. અસલ હોય તેવું જ; મૂળને મળતું; તાદૃશ; બરાબર; પ્રતિરૂપ.

**આબે હૈવાન** ૧. [ ફા. આબ ( પાણી ) + હૈવાન ( જીવન ) ] ન. અમૃત.
 ૨. ન. એક કલ્પિત ઝરો.
 ૩. ન. ચોખ્ખું, મીઠું અને ઠંડું પાણી.
 ૪. ન. જુસ્સો.
 ૫. ન. પ્રેરણા.
 ૬. ન. રાજાથી વપરાતું પીવાનું પાણી.

**આબોતાબ** [ ફા. આબ ( તેજ ) + વ ( અને ) + તાબ ( પ્રકાશ ) ] પું. તેજ; ચળકાટ.

**આબોદાના** ૧. [ફા. આબ ( પાણી ) + વ ( અને ) + દાના ( દાણો ) ] ન. દાણાપાણી; ખોરાક; અંજળ.
 ૨. ન. નસીબ.
 ૩. ન. નોકરી.

**આબોધન** ૧. [ સં. આ ( તરફ ) + બોધન ( જાણ ) ] ન. જણાવવાપણું; ઉપદેશ.
 ૨. ન. જ્ઞાન.

**આબોનમક** ૧. પું. ભરણપોષણ.
 ૨. [ફા. આબ ( પાણી ) + વ ( અને ) + નમક ( મીઠું ) ] પું. મસાલો.
 ૩. પું. મીઠું અને પાણી પૂરતાં હોવાપણું.
 ૪. પું. સ્વાદ.

**આબોર** ૧. સ્ત્રી. આસામના લોકોની એક જાત.
 ૨. સ્ત્રી. ઉત્તર આસામની એ નામની એક બોલી.
 ૩. ન. આસામ પ્રાંતમાં વસતા લોકોની એ નામની જાતનું માણસ. તેઓ નાગા લોકોને મળતા, અભિમાની અને સુખી સ્થિતિના લોકો છે.
 ૪. વિ. લોકોની એ નામની જાતનું.

**આબોરંગ** ૧. પું. અત્યાનંદ; ઘણો હર્ષ.
 ૨. [ ફા. આબ ( તેજ ) + વ ( અને ) + રંગ ( ચહેરો ) ] પું. સૌંદર્ય.

**આબોહવા** ૧. [ ફા. આબ ( પાણી ) + વ ( અને ) + હવા ] સ્ત્રી. ભેજવાળી હવા.
 ૨. સ્ત્રી. શૈત્ય; ઠંડી.
 ૩. સ્ત્રી. હવાપાણી; દેશપ્રકૃતિ.

**આબ્દ** ૧. [ સં. અબ્દ ( વાદળું ) ] વિ. મેઘ સંબંધી.
 ૨. વિ. વાદળમાં હોનાર.

**આબ્દિક** ૧. [ સં. અબ્દ ( વર્ષ ) + ઇક ( લગતું ) ] ન. વર્ષે પ્રગટ થતું સામયિક એટલે છાપું.
 ૨. વિ. વાર્ષિક; સાંવત્સરિક.

**આભ્રવતી** સ્ત્રી. ( પુરાણ ) એ નામની એક નદી.

**આબ્રાહામ** [ અં. એબ્રહેમ ] પું. યહૂદી પ્રજાનો મૂળ પુરુષ.

**આભ** ૧. [ સં. અભ્ર; પ્રા. અબ્ભ ] ન. અભ્ર; વાદળું.
 ૨. ન. આકાશ; વાદળ; ગગન.
  ૧. આભ ગિંડળમાં લેવું = ન થઈ શકે એવું કામ કરવાની હામ ધરવી; મોટી બાથ ભરવી.
  ૨. આભ જમીનનું અંતર-ફેર = (૧) એકબીજાથી બહુ જ જુદું. (૨) જબરો તફાવત.
  ૩. આભ જેવડું = ઘણું મોટું.
  ૪. આભ તૂટી પડવું = મોટી આફત આવવી; મહા દુ:ખદાયક પીડા થવી; ગજબ થવો; દુ:ખનું વાદળ માથે આવી પડવું.
  ૫. આભ ને જમીન એક થવી = (૧) અસંભવિત બનાવ બનવો; સૂર્ય પશ્ચિમમાં ઊગે એવી અશક્ય ઘટના થવી. (૨) ગજબ થવો; ઉત્પાત થવો; મોટો પ્રલય થવો. (૩) ભારે ત્રાસ પડવો; અસાધારણ દુ:ખ આવવું; મહા મુશ્કેલી આવી પડવી.
  ૬. આભ પડવું = અતિશય સંકટમાં ઘેરાઈ જવું. શૂરવીર તે હિંમત ધરીને, આભ પડે નવ હારે જી.--નર્મદ
  ૭. આભ ફાટવું-ફાટવો = (૧) અકસ્માત એક સામટી આફત પડવી; દુ:ખનું વાદળ તૂટી પડવું; અપાર સંકટ આવી પડવું. (૨) અમુક જગ્યાએથી બહુ માણસનું એક સાથે આવવું; ઘણા લોકોનું એકઠું થવું. (૩) ઘણી વસ્તુ આવવી. (૪) ઘણો વરસાદ વરસવો.
  ૮. આભ ફાટે ત્યાં થીગડું ન દેવાય = ચોતરફથી આફતના વરસાદ વરસે ત્યાં કોઈ ઉપાય ચાલતો નથી.
  ૯. આભ ફાટ્યું ત્યાં થીગડું ક્યાં દેવું ? = ચોતરફથી આફત આવી પડે ત્યાં કોઈ ઉપાય ન થઈ શકે.
  ૧૦. આભ રાતો, તો કણબી માતો = આકાશ રાતું જોઈને કણબી ફુલાય, કેમકે તે વરસાદની આગાહી છે.
  ૧૧. આભ વાંચવા = થોડા વખતમાં ઝાઝું કામ કરવું.
  ૧૨. આભના તારા ઉખાડવા-ઉતારવા = (૧) અસાધારણ પરાક્રમ કરવું. (૨) ગજબ કરવો; મહા વિકટ કામ કરી બતાવવું; અશક્યને શક્ય કરવા જેટલો પરિશ્રમ લેવો. (૩) બહુ જોર કરવું.
  ૧૩. આભના તારા ખરવા = ઉલ્કાપાત થવો.
  ૧૪. આભના તારા દેખવા = (૧) ઊંચા પ્રકારનું સુખ નિહાળવું; બહુ સુખ ભોગવવું. (૨) કોઈ તરફથી બીક ન હોવી. (૩) સ્વર્ગનું સુખ જાણે નજીક આવ્યું હોય એવો ગર્વ રાખવો.
  ૧૫. આભના તારા દેખાડવા = (૧) અતિશય સંકટ કે દુ:ખ પાડવું. (૨) બહુ તકલીફ આપવી.
  ૧૬. આભની સાથે બાથ બીડવી = (૧) નકામી મહેનત કરવી. (૨) ફળીભૂત ન થાય એવી મોટી મોટી ઇચ્છા કરવી; પાર ન પડે એવા ખયાલ કરવા. (૩) મોટાની સાથે લડવું. (૪) શક્તિ ઉપરાંતનું કામ કરવા જવું; ગજા ઉપરાંત હામ બીડવી.
  ૧૭. આભમાં તારા જોવા = અતિશય સંકટ કે દુ:ખમાં આવી પડવું.
  ૧૮. આભમાં તારા દેખાડવા = મોટી મોટી વ્યર્થ આશા આપવી; આશા પાર પડશે એવો ખોટો ભરોસો દેખાડવો.
 ૩. [ ફા. આબ ] ન. પાણી; જળ.
 ૪. ન. મેઘ; વરસાદ.
 ૫. ન. શોભા; કાંતિ; દીપ્તિ.

**આભઅડતું** [ આભ ( આકાશ ) + અડવું ( અડકવું ) ] વિ. ઘણું ઊંચું; ગગન સાથે વાત કરતું.

**આભઉદાર** [ આભ ( આકાશ ) + ઉદાર ( મોટા મનનું ) ] વિ. મોટા મનવાળું.

**આભઊડણુ** [ આભ ( આકાશ ) + ઊડવું ] વિ. ઘોડાની એક જાત.

**આભકપાળું** ૧. [ આભ ( કાંતિ ) + કપાળ ] વિ. ભાગ્યશાળી; નસીબદાર.

૨. વિ. મોટા કપાળવાળું.

**આભગહ્વર** [ સં. અભ્ર ( આકાશ ) + ગહ્વર ( બખોલ ) ] સ્ત્રી. આકાશરૂપી ગુફા.

**આભગંગા** [ સં. અભ્ર ( આકાશ ) + ગંગા ( એક નદી ) ] સ્ત્રી. આકાશગંગા; વાદળમાં રાતે દેખાતો અસંખ્ય તારાઓનો લાંબો, સફેદ અને ચળકતો પટ્ટો.

**આભગાભ** [ સં. અભ્ર ( આકાશ ) + ગર્ભ ( અંદરનો ભાગ ) ] પું. આકાશનું પોલાણ.

**આભડઆરો** ( આભડ઼આરો ) પું. ( કચ્છી ) શુદ્ધ ગંધક.

**આભડછેટ** ( આભડ઼છેટ ) ૧. સ્ત્રી. અટકાવવાળી તેમ જ સુવાવડી સ્ત્રીને અડવાપણું.

૨. સ્ત્રી. અડવાથી અભડાઈ જવાય તેવી માન્યતા; અડવામાં દોષ છે એવો વ્યવહારમાં ચાલેલો મત.

૩. સ્ત્રી. જેથી અભડાવાય તેવી વસ્તુ.

૪. સ્ત્રી. ન અડવા જેવી વસ્તુને અડવાથી થયેલી અપવિત્રતા; બોળાવાડો; અડ્યાથી અશુદ્ધ થવાપણું; ભ્રષ્ટતા.

> **આભડછેટ** બોલે નહિ પણ બોળી મારે. — લોકોક્તિ

૫. સ્ત્રી. પ્રસવ વખતે નીકળતા ઓર, લોહી વગેરે મલિન પદાર્થ.

૬. સ્ત્રી. રજ; ઋતુસ્રાવ; અટકાવ.

૭. સ્ત્રી. લપ; લફરું.

> ઢેઢ મૂવો ને આભડછેટ ગઈ = પાપ ટળ્યું; ટાઢે પાણીએ ખસ ગઈ.

**આભડછેટિયું** ( આભડ઼છેટિયું ) વિ. જેને અડતાં અભડાઈ જવાય એવું.

**આભડણું** ( આભડ઼ણું ) ૧. ન. ( કચ્છી ) અડવાથી અપવિત્ર બનવું તે.

૨. ન. આભડવા જવાની ક્રિયા.

**આભડબોળો** ( આભડ઼બોળો ) પું. અડવાથી થતો દોષ. જુઓ આભડછેટ.

**આભડવા જવું** ( આભડ઼વા જવું ) ૧. અ. ક્રિ. મૂએલા માણસની પાછળ રોવા કૂટવા જવું.

૨. અ. ક્રિ. મૂએલા માણસને બાળવા જવું; ડાઘુમાં જવું.

**આભડવું** ( આભડ઼વું ) ૧. [ હિં. અભિભડ ( સંગતિ કરવી ) ] અ. ક્રિ. અભડાવું; ન અડવા જેવી વસ્તુને અડકી અપવિત્ર થવું.

૨. અ. ક્રિ. મરનાર પાછળ શ્મશાને જવું. જુઓ આભડવા જવું.

> **આભડ્યાનો** અમરસી ને ખાધાનો ખીમો. — લોકોક્તિ

> આભડ્યું અભડાવે અને વટલ્યું વટલાવે = માણસ પોતે જેવું હોય તેવું બીજાને કરવા મથે.

૩. અ. ક્રિ. સાપ કરડવો.

> **આભડ્યો** સાપ પણ ભૂંડો. — લોકોક્તિ

૪. સ. ક્રિ. અડીને અપવિત્ર કરવું; અભડાવવું; અભડાય તેમ કરવું.

**આભડું** ( આભડ઼ું ) ન. રજસ્રાવ; દસ્તાન; અટકાવ.

**આભડેલ** ( આભડ઼ેલ ) ૧. વિ. અભડાયેલું; અપવિત્ર થયેલ; અશુદ્ધ.

૨. વિ. સાપ કરડ્યો હોય એવું.

૩. વિ. સ્ત્રી. અટકાવવાળી; છેટે બેઠેલી.

**આભડેલું** ( આભડ઼ેલું ) ૧. વિ. અભડાયેલું; અપવિત્ર થયેલ; અશુદ્ધ.

૨. વિ. સાપ કરડ્યો હોય એવું.

**આભઢાળું** વિ. આકાશ તરફનું.

**આભનિધિ** [ સં. અભ્ર ( વાદળું ) + નિધિ ( ભંડાર ) ] પું. સમુદ્ર.

**આભપરો** પું. બરડાના ડુંગરનું ઘૂમલી પાસેનું શિખર.

> અમથી બીજું દેવાય નહીં, તમે છોરુ ચારણ છો;
> મન બગડે મારું, તો **આભપરો** લાજે ઉજળી. — મેહ-ઉજળીનો દુહો

**આભફાડ** ( આભફાડ઼ ) [ આભ ( આકાશ ) + ફાડવું ] વિ. આકાશને ફાડી નાખે એવું.

**આભમાંડ્યું** વિ. વાદળને અડતું; ઘણું ઊંચું.

**આભયજાત** પું. ( પુરાણ ) અભયજાત નામના મુનિનો દીકરો.

**આભરણ** ૧. [ સં. આ ( આજુબાજુ ) + ભૃ ( ભરવું ) ] ન. અલંકાર; આભૂષણ; ઘરેણું. પૃથ્વીચંદ્ર ચરિત્રમાં હાર, અર્ધહાર, ત્રિસર, પ્રાલંબ, પ્રલંબ, કટીસૂત્ર, કાંચી, કલપ, રસના, કિરીટ, મુકુટ, પટ્ટ, શેખર, ચૂડામણિ, મુદ્રિકા, તબક, દશમુદ્રિકા, કેયૂર, કટક, કંકણ, ગ્રૈવેયક, અંગુલીયક, અંગુસ્થલ, હેમજાલ, મણિજાલ, રત્નજાલ, ગોપુચ્છક, ઉરસ્થિક, ચિત્રક, તિલક, કુંડલ, અશ્રપેચક, કર્ણપીઠ, હસ્તસંકલી, નૂપુર વગેરે આભરણ જણાવેલ છે. આભરણના ચાર ભેદ: ૧. આવેધ્ય એટલે છિદ્ર દ્વારા પહેરાય તેવાં. જેમકે, કાનનું ફૂલ, વાળી. ૨. બંધનીય એટલે બાંધીને પહેરાય તેવાં. જેમકે, બાજુબંધ, પહોંચી. ૩. ક્ષેપ્ય એટલે જેમાં અંગ નાખીને પહેરાય તેવાં. જેમકે, કડું, છડા, ચૂડી. ૪. આરોપ્ય એટલે શરીર પર લટકાવીને પહેરાય તેવાં. જેમકે, હાર, કંઠી, મગમાળા.

૨. ન. વસ્ત્રઘરેણાં.

૩. ન. શોભા; શણગાર.

૪. ન. સારી રીતે પોષણ.

**આભરણપરિધાન** ૧. ન. ચોસઠ પ્રકારનાં વિજ્ઞાન પૈકીનું ઘરેણાં સંબંધી શાસ્ત્ર.

૨. [ સં. આભરણ ( ઘરેણું ) + પરિધાન ( વસ્ત્ર ) ] ન. વસ્ત્રઘરેણાં.

**આભરણારોહણ** [ સં. આભરણ ( ઘરેણું ) + આરોહણ ( ચડાવવું તે ) ] ન. ઘરેણાં પહેરાવી કરાતી પૂજા.

**આભરણું** ન. આભડવાનો પ્રસંગ; કાણ; મરણ થતાં કે બહારગામથી કોઈ સગાના મરણના ખબર આવતાં નાતીલાઓ અને સંબંધીઓ મળી નદીએ નાહવા જવાનો વહેવાર.

**આભરિત** ૧. વિ. અલંકૃત; આભૂષિત; શણગારેલ.

૨. [ સં. આભૃ ( ભરવું ) ] વિ. ભરેલું.

**આભલી** ૧. સ્ત્રી. નાનો અરીસો.

૨. [ સં. અભ્ર ( વાદળું ) ] સ્ત્રી. વાદળી.

**આભલું** ૧. [ સં. અભ્ર ] ન. આકાશ; વાદળ.

> આભલામાં = (૧) આભમાં; ઊંચે. (૨) મરી જઈશ ત્યારે.

૨. ન. ચાટલું; દર્પણ; આરસી.

૩. ન. ચાંદરડું; તારો.

૪. ન. પાણી; જળ; આભને માટે કવિતામાં વપરાતું રૂપ.

> હું તો ઉભી **આભલાને** આરે
> વસંતની વાટ જોતી. — ચિત્રમયજગત

૫. ન. લુગડામાં ચોડવાનો નાનો કાચનો સતારો; પહેરવાના કપડામાં ચોડે છે તે ઝીણો ગોળ કાચ.

> આભલે ઢાંક્યું = ચીંથરે વીંટ્યું; ખૂણેખાંચરે પડેલું.

૬. ન. હલેસું.

**આભવર્ણું** [ સં. અભ્ર ( વાદળ ) + વર્ણ ( રંગ ) ] વિ. આકાશી રંગનું; આસમાની.

**આભસ** વિ. થોડું; જરા.

**આભસોધારણા** સ્ત્રી. ( હઠયોગ ) યોગની એક મુદ્રા. અમૃત તેની સંજ્ઞા, 'વ' કાર તેનુ બીજ અને વિષ્ણુ તેના દેવતા છે. યોગના પ્રભાવથી

હૃદયની વચમાં એ જલતત્ત્વના જથ્થાનું ધ્યાન ધરે અને તે વખતે પ્રાણવાયુને અંદર ખેંચી પાંચ ઘડી સુધી ચિત્ત સ્થિર રાખીને કુંભક પ્રાણાયામમાં સ્થિર રહે તે આભસીધારણામુદ્રા કહેવાય છે. પાપનો નાશ કરનારી આ મુદ્રા જાણનારો માણસ મહા ભયાનક અને ઊંડાં પાણીમાં પડે તોપણ શ્વાસસાધનથી જીવી શકે છે.

**આભંગ** [સં. આ (થોડું) + ભંગ (વળાક)] પું. (શિલ્પ) મૂર્તિની જરા વળાંકવાળી સ્થિતિ.

**આભા** ૧. પું. બાવળ.
૨. સ્ત્રી. ઉપમાન; જેની સાથે સરખામણી કરીએ તે.
૩. [સં. આ (ચોતરફ) + ભા (ચળકવું)] સ્ત્રી. કાંતિ; તેજ; પ્રકાશ; દીપ્તિ.
૪. સ્ત્રી. ઝલક; છાયા; પ્રતિબિંબ.
૫. સ્ત્રી. વવૂલ નામની વનસ્પતિ.
૬. સ્ત્રી. વાયુનો એક રોગ.
૭. સ્ત્રી. સરખાપણું; મળતાપણું.
૮. [હિં.] સ્ત્રી. સુંદરતા; ભભક; શોભા.

શોભા **આભા** ભા પ્રભા સુખમા પરમા કાંતિ,
કહિ ન શકું છબી ભુવનની સુરમન સ્વર્ગની ભ્રાંતિ.
પિંગળલઘુકોષ

આભા બનવું = અચંબો થવો.

**આભાગુગ્ગુળ** પું. (વૈદક) હાડકું ભાંગ્યું હોય તે ઉપર વપરાતો એક જાતની બનાવટનો ગૂગળ. તેમાં બાવળનાં બી એક ભાગ, ત્રિફળા ત્રણ ભાગ અને ત્રિકટુ ત્રણ ભાગે લઈ એ બધાંની બરાબર ગૂગળ મેળવી ગોળીઓ બનાવાય છે. ઘી અને મધ સાથે તેની એકથી આઠ ગોળીનું સેવન થાય છે.

**આભાણક** ૧. [સં.] પું. એક પ્રકારનો નાસ્તિક.
૨. પું. કહેવત.

**આભામંડળ** [આભ (આકાશ) + મંડળ (જથ્થો)] ન. આકાશ.

**આભામંડળ** વીજળી, ધરતીમંડળ મે;
નરામંડળ નાગડો, (એમ) અસીઓં આલણદે.
નાગ-નાગમદેનો દુહો

**આભાર** ૧. પું. ઓશિયાળ; દીનતા.
૨. પું. ગૃહસ્થીનો બોજો; ઘરવ્યવસ્થાની જવાબદારી.
૩. પું. (પિંગળ) દરેક ચરણમાં આઠ તગણ આવે એવો ૨૪ અક્ષરનો છંદ.
૪. [સં. આભૃ (ધારણ કરવું)] પું. બીજાએ કરેલી મહેરબાનીનો બોજો; ઉપકાર; અહેસાન; પાડ.

**આભારદર્શક** [આભાર (ઉપકાર) + દર્શક (દેખાડે એવું)] વિ. આભાર બતાવનારું.

**આભારદર્શન** [આભાર (અહેસાન) + દર્શન (દેખાડવાપણું)] ન. આભાર માનવાપણું.

**આભારપ્રદર્શન** [સં. આભાર (ઉપકાર) + પ્રદર્શન (દેખાડવું તે)] ન. ઉપકાર દેખાડવો તે; આભારદર્શન.

**આભારબુદ્ધિ** [આભાર (પાડ) + બુદ્ધિ (સમજ)] સ્ત્રી. ઉપકારની લાગણી.

**આભારભાવ** [આભાર (ઉપકાર) + ભાવ (લાગણી)] પું. ઉપકારની લાગણી.

**આભારવૃત્તિ** [આભાર (ઉપકાર) + વૃત્તિ (લાગણી)] સ્ત્રી. પાડ માનવાનું વલણ; અહેસાનમંદ થવાની લાગણી.

**આભારસૂચક** [આભાર (પાડ) + સૂચક (દેખાડનાર)] વિ. ઉપકાર બતાવતું.

**આભારી** ૧. વિ. ઓશિયાળું; ઓશિંગણું.
૨. [આભાર (અહેસાન) + ઇન્ (વાળું)] વિ. જેની ઉપર અહેસાન થયેલો હોય એવું; ઉપકૃત; આભારયુક્ત.

આભારી હોવું = ઉપકાર નીચે હોવું; ઓશિયાળા હોવું.

૩. વિ. થયેલા ઉપકારને સમજનારું; કૃતજ્ઞ.

**આભાલાડુ** ૧. [આભા (છાયા) + લાડુ (એક મીઠી વાની)] પું. કલ્પનામાં રહેલી મોટાઈ.
૨. પું. ચાંદો ચૂંટવો તે; મળી ન શકે એવી વસ્તુ કે બાબતની આશા.
૩. પું. માની લીધેલ મોટો લાભ.
૪. પું. મોટી આશા.

**આભાવ** ૧. પું. કલ્પના; વિતર્ક.
૨. પું. વહેમ; શંકા; સંદેહ; શક.

**આભાષ** [સં. આ (થોડું) + ભાસ (દેખાવું)] પું. પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; પુસ્તકનો પરિચય.

**આભાષણ** ૧. ન. આલાપ.
૨. [સં. આ (તરફ) + ભાષ્ (બોલવું)] ન. વાતચીત.
૩. ન સંબોધન.

**આભાષ્ય** [સં. આ (તરફ) + ભાષ્ (બોલવું) + ય (જેવું)] વિ. વાતચીત કરવા લાયક; કહેવા યોગ્ય.

**આભાસ** ૧. પું. એક જાતનું બારણું.
૨. પું. (શિલ્પ) એક માળવાળાં મકાનનો એક પ્રકાર.
૩. પું કલ્પના; તર્ક; વિચાર.
૪. પું. ખરાબ હેતુ.
૫. [સં. આભાસ (ખોટું દેખાવું)] પું. ખોટું છતાં ખરું દેખાય તેવું કારણ; ભ્રામક હેતુ.
૬. પું. ખોટો દેખાવ; મિથ્યા જ્ઞાન; ભ્રમ. જેમકે, છીપમાં રૂપાનો અને દોરડામાં સર્પનો આભાસ.
૭. પું. ઝાંખો પ્રકાશ.

પ્રતિજ્ઞા મહાન કીધ, સાખ કૃષ્ણતણી દીધ;
તુલસી ઉપાડી લીધ, વદું શું **આભાસ** એ?
વલ્લભ

૮. [સં. આ (ચોતરફ) + ભાસ્ (પ્રકાશવું)] પું. તેજ; કાંતિ; દીપ્તિ; પ્રકાશ.
૯. પું. દેખાવ; ડોળ.
૧૦. પું. પડછાયો; પ્રતિબિંબ.
૧૧. પું. પત્તો; ભાળ.
૧૨. પું. પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; પુસ્તકનો પરિચય.
૧૩. પું. મળતાપણું; સાદૃશ્ય.
૧૪. પું. માણસોએ પોતાની ઇચ્છા અનુસાર ઘડી કાઢેલ આશ્રમધર્મોથી જુદો ધર્મ.
૧૫. પું. (ન્યાય) વાદવિવાદમાં હારવું તે.
૧૬. પું. સરખું તેજ.
૧૭. પું. સહેજ પારદર્શક હોય એવો મૂર્તિ બનાવવામાં વપરાતો એક જાતનો આરસ. આરસની ત્રણ જાત છે: ચિત્ર, અર્ધચિત્ર અને આભાસ.

**આભાસકેંદ્ર** [સં. આભાસ (ખોટો દેખાવ) + કેંદ્ર (મધ્યબિંદુ)] ન. કિરણોની દિશા જો ઉલટાવવામાં આવે તો વિખરાયેલાં કિરણો જ્યાં એકઠાં મળે તે બિંદુ; 'વર્ચ્યુઅલ ફોકસ'.

**આભાસજ્ઞાન** [સં. આભાસ (ખોટો દેખાવ) + જ્ઞાન (સમજ)] ન. ખોટી સમજ.

**આભાસધર્મ** [સં. આભાસ (ડોળ) + ધર્મ] પું. પાંચ જાતના અધર્મ માંહેનો એક; બીજાંને દેખાડવા સારુ ધર્મ કર્મ કરે અને શ્રદ્ધા બિલકુલ ન હોવાપણું.

**આભાસન** [સં. આ (ચોતરફ) + ભાસ્ (પ્રકાશવું)] ન. ચોખ્ખું કરવાપણું; સ્પષ્ટીકરણ.

**આભાસપ્રતિબિંબ** ન. આંખને દેખાય પણ ખરેખર હોય નહિ તેવું પ્રતિબિંબ; ભ્રામક પ્રતિબિંબ.

**આભાસમાન** પું. (પિંગળ) ઉત્કૃતિ છંદની જાતનો દરેક ચરણમાં યગણ, યગણ, યગણ, યગણ, તગણ, તગણ, તગણ, તગણ અને છેલ્લે બે ગુરુ મળી ૨૬ અક્ષરનો એક છંદ.

**આભાસમૈત્રી** [સં. આભાસ (ડોળ) + મૈત્રી (દોસ્તી)] સ્ત્રી. ખોટી દોસ્તી.

**આભાસવાદ** ૧. [સં. આભાસ (ભ્રમ) + વાદ (મત)] પું. જગત ખરું નથી પણ બ્રહ્મનો માત્ર આભાસ છે એમ માનવાપણું; જીવમાં પરમાત્માનો આભાસ છે ત્યાંસુધી શરીરમાં

ચેતના રહે છે એવો મત; પ્રતિબિંબવાદ; જીવ ઈશ્વરના સ્વરૂપ વિષે ત્રણ મત છે તેમાંનો એક. આભાસવાદની દલીલ એ છે કે જેમ આંખના વિકારને લીધે ચંદ્ર એક છતાં અનેક દેખાય છે, તેમ અજ્ઞાનને લીધે બ્રહ્મ એક નહિ પણ અનેક રૂપે દેખાય તે સાચું નથી.

૨. [સં. આભાસ (દેખાવ) + વાદ (મત)] પું. વસ્તુનો વિગતવાર ચિતાર નહિ આપતાં તેનો સહેજ ખયાલ આવે એવી રીતે વર્ણન કરવાની કે ચિત્ર દોરવાની કળા.

**આભાસવાદી** [સં. આભાસ (દેખાવ) + વાદ (મત) + ઇન્ (વાળું)] વિ. આભાસવાદમાં માનનાર.

**આભાસાત્મક** [સં. આભાસ (ડોળ) + આત્મક (વાળું)] વિ. દેખાતું; સાચું ન હોય એવું. જુઓ આભાસી.

**આભાસાનંદ** [સં. આભાસ (દેખાવ) + આનંદ (સુખ)] પું. દેખાતો આનંદ; સાચું નહિ એવું સુખ.

**આભાસિત** [સં. આભાસ (દેખાવ) + ઇત (વાળું)] વિ. દેખાવવાળું; ડોળવાળું.

**આભાસી** ૧. વિ. પ્રકાશતું; તેજસ્વી.

૨. વિ. સરખું દેખાતું.

૩. [સં. આભાસ (ડોળ) + ઇન્ (વાળું)] વિ. સાચું નહિ દેખાતું.

**આભાસુર** [સં. આ (ચોતરફ) + ભાસ (પ્રકાશવું)] વિ. તેજસ્વી.

**આભાસ્વર** ૧. પું. (બૌદ્ધ) એ નામના ચોસઠ ગણદેવતા.

૨. પું. (જૈન) એ નામના બાર ગણદેવ.

૩. [સં. આભા (પ્રકાશવું)] વિ. તેજસ્વી; પ્રકાશિત.

**આભાળ** [મ.] ન. આકાશ.

**આભિચરણિક** ન. જાદૂ. જુઓ આભિચારિક.

**આભિચારિક** ૧. [સં. અભિચર્ (જાદૂ કરવું) + ઇક (વાળું)] ન. જાદૂ; મંત્ર.

૨. ન. તંત્રશાસ્ત્ર.

૩. વિ. જાદૂ સંબંધી.

**આભિજન** ૧. [સં. અભિ (તરફ) + જન (વંશ)] વિ. વંશ સંબંધી.

૨. વિ. વંશપરંપરાથી ઊતરી આવેલું.

**આભિજાત્ય** ૧. [સં. અભિજન્ (ઊંચા કુળમાં જન્મ થવો)] ન. કુલીનતા; ખાનદાની.

૨. ન. ચતુરાઈ; ડહાપણ.

૩. ન. પંડિતપણું; વિદ્વત્તા.

૪. ન. સુંદરતા; સૌંદર્ય.

**આભિજિત** ૧. ન. (જ્યોતિષ) અઠ્ઠાવીસમું નક્ષત્ર; અભિજિત. બધાં નક્ષત્રમાં તે શ્રેષ્ઠ અને શ્રીકૃષ્ણનું સ્વરૂપ મનાય છે.

૨. વિ. અભિજિત નક્ષત્રમાં જન્મેલ.

**આભિજિત્ય** વિ. અભિજિત નક્ષત્રમાં જન્મેલ.

**આભિનિબોધિક** [સં. અભિ (તરફ) + નિબોધ્ (જણાવવું) + ઇક (વાળું)] ન. મન અને ઇંદ્રિયથી થતું જ્ઞાન; મતિજ્ઞાન.

**આભિનિબોધિકજ્ઞાન** [સં. આભિનિબોધિક (મતિજ્ઞાન) + જ્ઞાન (સમજ)] ન. મતિજ્ઞાન. જુઓ આભિનિબોધિક.

**આભિનિબોધિકજ્ઞાનાવરણ** [સં. આભિનિબોધિક (મતિજ્ઞાન) + જ્ઞાન (સમજ) + આવરણ (ઢાંકણ)] ન. (જૈન) મતિજ્ઞાનને અટકાવનાર કર્મ.

**આભિપ્રાયિક** [સં. અભિપ્રાય (મત) + ઇક (વાળું)] વિ. મત આપ્યો હોય એવું; અભિપ્રાયવાળું.

**આભિમાનિક** ૧. [સં. અભિમાન (ગર્વ) + ઇક (વાળું)] વિ. અહંકારથી ઉત્પન્ન થયેલું.

૨. વિ. રાજ્ય, વિદ્યા વગેરેના અભિમાન વડે ઉત્પન્ન થતું.

**આભિમાનિકી** [સં. અભિમાન (ગર્વ) + ઇક (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. અહંકારથી ઉત્પન્ન થયેલી.

**આભિમુખ** ૧. [સં. અભિ (તરફ) + મુખ (મોં)] ન. અનુકૂળતા; અનુકૂળ હોવું તે.

૨. ન. સન્મુખપણું; સામે હોવું તે.

**આભિમુખ્ય** ન. અનુકૂળતા. જુઓ આભિમુખ.

**આભિયોગિક** [સં. અભિયુજ્ (મહેનત કરવી)] વિ. (જૈન) નોકરી બજાવનાર; સેવા કરનાર. ઇંદ્રની સેવા કરનારા દેવને આભિયોગિક દેવ કહે છે.

**આભિયોગી** [સં. અભિ (ખરાબ) + યોગ (અવસર) + ઇન્ (વાળું)] વિ. અશુભ.

**આભિયોગ્ય** ૧. પું. (જૈન) આનંદ કરનારા દેવ.

૨. [સં. અભિયુજ્ (મહેનત કરવી)] પું. નોકર; સેવક.

૩. પું. નોકરી; સેવકભાવ.

**આભિરૂપક** [સં. અભિ (જેવું) + રૂપ (દેખાવ) + ક (સ્વાર્થવાચક પ્રત્યય)] ન. સૌંદર્ય; સુંદરપણું.

**આભિરૂપ્ય** [સં. અભિરૂપ (સુંદર) + ય (ભાવવાચક નામનો પ્રત્યય)] ન. સૌંદર્ય; સુંદરતા.

**આભિષેકચ** [સં. અભિષિચ્ (મંત્ર ભણતાં પાણી સીંચવું)] વિ. રાજ્યાભિષેક કરવા લાયક.

**આભિષેચનિક** [સં. અભિષિચ્ (મંત્ર ભણતાં પાણી સીંચવું) + ઇક (સંબંધી)] વિ. રાજ્યાભિષેકને લગતું.

**આભિહારિક** ૧. ન. ઓરડો.

૨. ન. બક્ષિસ.

૩. [સં. અભિ (પાસે) + હૃ (લઈ જવું) + ઇક (વાળું)] ન. ભેટ.

૪. ન. ભેટમાં મૂકવા લાયક ચીજ.

**આભીક** ન. અભીક ઋષિએ તપાસેલ સામવેદનો ભાગ.

**આભીક્ષ્ણ્ય** ૧. [સં. અભીક્ષ્ણ (વારંવાર) + ય (ભાવવાચક નામનો પ્રત્યય)] ન. વારંવારપણું.

૨. ન. સતતપણું; ચાલુ હોવાપણું.

**આભીયા** પું. (ગ્રામ્ય) આ ભાઈ; આ માણસ.

> હરિ ગોપીને દેખાડે રાગ, ઘડો ફૂટ્યો તે આભીયાનું કાગ. — પ્રેમાનંદ

**આભીર** ૧. પું. એ નામના દેશનો રાજા.

૨. પું. એ નામના દેશમાં રહેતા લોક.

૩. પું. (સંગીત) એ નામનો એક રાગ. તે ભૈરવ રાગનો દીકરો મનાય છે.

૪. પું. (પુરાણ) એ નામનો વંશ. કળિયુગમાં સંસ્કાર વિનાના સાત શૂદ્ર રાજા આ વંશના થયા હતા.

૫. પું. ગુજરાતમાં નર્મદા નદી જ્યાં દરિયાને મળે છે તેની આસપાસનો પ્રદેશ.

૬. પું. (પિંગળ) જેમાં ૧૧ માત્રા, છેડે જગણ અને ૧, ૫, અને ૯ માત્રાએ તાલ હોય એવો માત્રામેળ છંદ; આહીર. જુઓ રૌદ્ર.

> કુલ કલ કર અગિયાર, જગણ ચરમ નિરધાર,
> આભીર આહીર નામ જાતિ રચ શુભ આમ;
> છે શશિ શર પર તાલ, વળી નવ પર ઠીક બાળ,
> એ રીતની શુભ ચાલ, આભીરમાં રચ બાલ. — રણપિંગળ

૭. [સં.] પું. ભરવાડ; રબારી; ગોવાળિયો; આહીર; ગોપ. મનુસ્મૃતિ પ્રમાણે આભીર એ બ્રાહ્મણ પુરુષ અને અંબષ્ટ સ્ત્રીમાંથી ઉત્પન્ન થયેલ મનાય છે. કોઈ કોઈ વાર આ જાતિને સુરાભિરા પણ કહેવાય છે.

> ટોલેમી કહે છે કે સિંધુ નદીના મુખ પરના પ્રદેશને આભીરીયા કહે છે. આ દેખાડે છે કે તે જમાનામાં આભીર નામના કોઈ ટોળાની ત્યાં વસાહત હતી. કાઠિયાવાડમાં હાલના આહીરો પૂર્વે આભીર નામે ઓળખાતા હતા. — સુવર્ણમાળા

૮. પું. (પુરાણ) હિંદુ રાજાઓના વખતમાં પૂર્વ રજપૂતાનામાં આવેલ મહાભારતમાં જણાવેલ એક પ્રજાસત્તાક રાજ્ય.

**આભીરનટ** પું. ( સંગીત ) આભીર અને નટ એ બે રાગ મળવાથી થતો એક રાગ.

**આભીરપલ્લિ** [ સં. આભીર ( ભરવાડ ) + પલ્લિ ( ઠેકાણું ) ] સ્ત્રી. જ્યાં માત્ર ભરવાડ રહેતા હોય એવું ગામડું; ભરવાડનો નેસડો.

**આભીરપલ્લિકા** જુઓ આભીરપલ્લિ.

**આભીરપલ્લી** જુઓ આભીરપલ્લિ.

**આભીરિયા** પું. સિંધુ જ્યાં સમુદ્રને મળે છે તે પ્રદેશ.

ટૉલેમી કહે છે કે સિંધુ નદીના મુખ પરના પ્રદેશને **આભીરીયા** કહે છે. આ દેખાડે છે કે તે જમાનામાં આભીર નામના કોઈ ટોળાંની ત્યાં વસાહત હતી. કાઠિયાવાડમાં હાલના આહીરો પૂર્વે આભીર નામે ઓળખાતા હતા.
સુવર્ણમાલા

**આભીરી** ૧. સ્ત્રી. આહીર ભાષા; ભરવાડની બોલી. રુદ્રાના મત પ્રમાણે તે અપભ્રંશ ભાષાનો એક વિભાગ છે. જુઓ અપભ્રંશ.
૨. સ્ત્રી. ( સંગીત ) દેશકાર, કલ્યાણ, શ્યામ અને ગુર્જરીના મળવાથી થતી એક રાગિણી.
૩. [ સં. આભીર ( ભરવાડ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ભરવાડણ; રબારણ; આયરાણી; ગોવાળણી; મહિયારી; આહીરણ; ગોપી; આભીર જ્ઞાતિની સ્ત્રી.
૪. સ્ત્રી. ભારતવર્ષની એ નામની પ્રાચીન ભાષા. ઈ.સ.ના બીજા અને ત્રીજા સૈકામાં સિંધ, મુલતાન અને ઉત્તર પંજાબમાં તે બોલાતી હતી. ઈ.સ.ના છઠ્ઠા સૈકામાં તે અપભ્રંશના નામથી પ્રસિદ્ધ થઈ હતી.
૫. સ્ત્રી. ( સંગીત ) સોમેશ્વર મત પ્રમાણે મુખ્ય ૭ રાગમાંના નટનારાયણ રાગની એક રાગિણી.

**આભીરીનાટ** પું. (સંગીત) એ નામની ઉત્તર હિંદમાં ગવાતી એક રાગિણી.

**આભીરુકા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં જગણ, ભગણ, નગણ, નગણ અને ગુરુ મળી તેર અક્ષરનો છંદ.

**આભીલ** ૧. [ સં. ] ન. દુઃખ; વ્યથા.
૨. ન. શરીરની પીડા; કષ્ટ.
૩. વિ. કષ્ટવાળું.
૪. વિ. ભયકારક; બીવડાવે એવું.
૫. વિ. ભયભીત; બીધેલું.
૬. વિ. રોગી.

**આભીવર** ૧. સ્ત્રી. એક અટકનું નામ.
૨. ન. એ નામની અટકનું માણસ.
૩. વિ. એ નામની અટકનું.

**આભીશવ** ન. સામવેદનો એક ભાગ.

**આભુ** ૧. પું. ( કચ્છી ) આબુ પર્વત.
૨. ન. પોલાણ.
૩. વિ. બધે ઠેકાણે ફેલાતું; વ્યાપક.

**આભું** ૧. [ સં. અર્ભક ( મૂર્ખ ) ] વિ. ગભરાયેલ; બેબાકળું.
૨. [ સં. અદ્ભુત; પ્રા. અબ્ભુય ] વિ. ચકિત; દિઙ્મૂઢ; વિસ્મિત; સ્તબ્ધ થયેલું.
અષાડ સુદિ નવમી દિને, નિર્મળ ઊગે સૂર;
ભરે બહુ **આભાં** કરે, મેહ હોય ભરપૂર.
ભડલી
૩. વિ. ચોંકેલું; ભડકેલ.
૪. વિ. ( ચારણી ) શોભતું; સુંદર.

**આભૂ** ૧. પું. કેદખાનું; તુરંગ.
૨. ન. એક રસતત્ત્વનું નામ.
૩. વિ. ઘણું; આબાદ.
૪. વિ. મજબૂત; પૂરતું; અસરકારક.

**આભૂક** [ સં. ] વિ. ખાલી; શક્તિ વગરનું.

**આભૂકન** [ હિં. ] ન. આભરણ; ઘરેણું.

**આભૂખણ** [ સં. આભૂષણ ] ન. ઘરેણું.

**આભૂખન** [ હિં. ] ન. આભૂષણ; ઘરેણું.

**આભૂડો** ( આભૂડો ) પું. ( કચ્છી ) તરતાં તરતાં પાણીમાં રમાતી છોકરાંની એક રમત; આઘુડો. જુઓ અખલોઢખૂલો.

**આભૂત** [ સં. આભૂ ( પેદા થવું ) ] વિ. પેદા થયેલ.

**આભૂતિ** ૧. પું. શુક્લ યજુર્વેદનો એ નામનો એક ઋષિ.
૨. સ્ત્રી. ઘણું બળ.
૩. સ્ત્રી. ફેલાવો; વ્યાપ્તિ.
૪. સ્ત્રી. શક્તિમાનપણું.

**આભૂષણ** ૧. [ સં. આ ( ઉપર ) + ભૂષણ ( ઘરેણું ) ] ન. ઘરેણું; શણગાર; આભરણ. છઠ્ઠીથી પંદરમી સદીના વખતમાં શરીર સજવા માટે ઘરેણાં પણ વપરાતાં. પુરુષ અને સ્ત્રીઓ બંને ઘરેણાંનાં શોખીન હતાં. હ્યુએનસંગના કહેવા પ્રમાણે રાજાઓ અને તેમના પાસેના લોકો ખાસ ઘરેણાં પહેરતા. અમૂલ્ય મણિઓ અને રત્નોના હાર, અંગૂઠીઓ, કડાં અને માળાઓ તેમનાં આભૂષણ હતાં. સોનાચાંદીના રત્નજડિત ભુજબંધ, સાદા અથવા મકરાકૃતિ સોનાનાં કુંડલ જેવાં ઘણાં ઘરેણાં હતાં. કોઈ કોઈ વાર સ્ત્રીઓ કાનના નીચલા ભાગમાં બે વીંધ કરાવતી અને તે દરેકમાં તાર નાખીને તેમાં સોનાની કડીઓ નંખાવતી. પગમાં સાદાં અથવા ઘૂઘરાવાળાં સાંકળાં પહેરાતાં. હાથમાં કડાં, શંખ અથવા હાથીદાંતની અનેક પ્રકારની ચૂડીઓ, બાહુ ઉપર ભિન્ન ભિન્ન જાતના બાજુબંધ, ગળામાં કીમતી હાર અને આંગળીઓમાં તરેહ તરેહની અંગૂઠીઓ પહેરાતી. પૈસાદાર સ્ત્રીપુરુષો સુગંધિત પુષ્પોની માળાઓ પહેરતાં. દરેક વ્યક્તિ પોતાની આર્થિક સ્થિતિ અનુસાર ઘરેણાં પહેરતી. નથણી અને નાકની વાળીનો ઉલ્લેખ પ્રાચીન સાહિત્યમાં નથી મળતો. કદાચ મુસલમાનો પાસેથી લીધો હોય.

**આભૂષિત** [ સં. આ ( ઉપર ) + ભૂષ્ ( શણગારવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. શણગારેલ.

**આભૃત** [ સં. આભૃ ( ભરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ભરેલું; ભરપૂર; સમૃદ્ધ.

**આભૃતિ** [ સં. આભૃ ( ભરવું ) ] સ્ત્રી. ફેલાવો; વ્યાપ્તિ.

**આભૃત્ય** ૧. પું. આજીવિકા; ગુજારો; નિર્વાહનું સાધન.
૨. પું. ટેકો; આશરો; આધાર.
૩. [ સં. આ ( ઉપર ) + ભૃત્ય ( ગુજરાન ચલાવવું ) ] પું. શેઠ; ધનિક.
૪. વિ. ભરણપોષણ કરનાર.
મારાં પ્રગટયાં કર્મનાં કૃત્ય,
જે હું રાંકડી ને તમો **આભૃત્ય**. પ્રેમાનંદ

**આભેર** પું. નર્મદા નદી જ્યાં દરિયાને મળે છે તેની આસપાસનો પ્રદેશ.

**આભેરી** ૧. સ્ત્રી. ( સંગીત ) એ નામની એક રાગિણી; અંભારી; ચાહેટી.
૨. સ્ત્રી. ( સંગીત ) સોમેશ્વર મત પ્રમાણે ૭ રાગમાંના નટનારાયણ રાગની ૭ માંહેની એક રાગિણી.

**આભેસ કરવું** સ. ક્રિ. ( વહાણવટું ) સઢ ચડાવવો.

**આભો** ૧. [ અ. અબા ( ઝભ્ભો ) ] પું. લાંબું પહેરણ; ઝભ્ભો.
૨. [ પ્રા. અબ્ભુય ] વિ. પું. ગભરાયેલો; ગાભરો.
૩. વિ. પું. દિઙ્મૂઢ; સ્તબ્ધ.

**આભોક** ૧. [ સં. આભુજ્ ( ઉપભોગ કરવો ) ] પું. કબજો; ભોગવટો; ઉપભોગ.
૨. પું. ( સંગીત ) ધ્રુપદના ત્રણ ભાગમાંનો છેલ્લો ભાગ.
૩. પું. માંડવાળ; પતાવટ; સમેટી લેવું તે.
આભોક વાળવો = પૂરું કરવું; છેવટ આણવું.

**આભોગ** ૧. પું. ઇચ્છા.

૨. પું. કવિતામાં વચ્ચે કવિના નામનો ઉલ્લેખ.

૩. પું. ગીતનો અંત.

૪. પું. ઘેરાવો; વિસ્તાર; આસપાસનો ભાગ.

૫. પું. (સંગીત) ધ્રુપદ રાગનો ભાગ; આભોક.

૬. પું. (પિંગળ) ધ્રુપદની ચાર તૂકમાંની એક.
આસ્થાઈ, અંતરા, **આભોગ** અને સંચારી એ જેવી રીતે હાલનાં ધ્રુપદ વગેરે પ્રબંધના ધાતુઓ કહેવામાં આવે છે તેમ જ પહેલાનાં પ્રબંધગીતમાં એ વ્યવસ્થા હતી. પુરાતત્ત્વ

૭. પું. પાસેનો ભાગ.

૮. [સં. આભુજ્ (ઉપભોગ કરવો)] પું. ભોગવટો.

૯. પું. મધ્યભાગ.

૧૦. પું. યત્ન; મહેનત.

૧૧. પું. વરુણનું છત્ર.

૧૨. પું. વાંક; વક્રતા.

૧૩. પું. વિચાર; ખયાલ.

૧૪. પું. વિસ્તાર.

૧૫. પું. સમજ; જ્ઞાન.

૧૬. પું. સંપૂર્ણપણું.

૧૭. પું. સાપ.

૧૮. પું. સાપની ફેણ.

૧૯. પું. સુખનો સારી રીતે અનુભવ.

**આભોગિ** [સં. આભુજ્ (માણવું)] વિ. વિષયભોગ કરનાર.

**આભોગી** [સં. આભોગ (સંપૂર્ણતા) + ઇન્ (વાળું)] વિ. પૂરેપૂરું; પરિપૂર્ણ.

**આભોર** ૧. પું. આસામમાં વસતી માણસની એક જાત.

૨. ન. એ નામની જાતનું માણસ.

૩. વિ. આસામની એ નામની જાતનું.

**આભ્ભોષણ** ન. (જૂ.ગુ.) માન; સત્કાર.
મન વિણ **આભ્ભોષણ** દિઇ ઘણાં. લાવણ્યસમય

**આભ્યવકાશિક** [સં. અભિ (ચોતરફ) + અવકાશ (ખાલી જગ્યા) + ઇક (લગતું)] વિ. ખુલ્લી હવામાં રહેનારું.

**આભ્યવકાશિકી** [સં. અભિ (ચોતરફ) + અવકાશ (ખાલી જગ્યા) + ઇક (લગતું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. ખુલ્લી હવામાં રહેતી.

**આભ્યવહારિક** [સં. અભ્યવહાર (ભોજન) + ઇક (લગતું)] વિ. ખાવા જેવું.

**આભ્યંતર** ૧. પું. (બૌદ્ધ) દેવોના મુખ્ય બે ભાગ માંહેના ગુહ્ય દેવ.

૨. પું. વાણી ઉત્પન્ન કરવાનો મોઢામાંથી થતો યત્ન. જુઓ આભ્યંતર પ્રયત્ન.
**આભ્યન્તર**—મુખની અંદરનો પ્રયત્ન છે. બૃહદ્ વ્યાકરણ

૩. પું. શ્વાસ બને તેટલો અંદર રોકવામાં આવે એવો પ્રાણાયામ.

૪. સ્ત્રી. છૂપી રીતે થતી પૂજા.
બાહ્ય અને **આભ્યંતર** એવી રીતે મારી પૂજા બે પ્રકારની છે. ભગવતી ભાગવત

૫. ન. અંદરનો ઓરડો.

૬. [સં.] વિ. અંદરનું; માંહેલું; ભીતરનું.

૭. વિ. ખાનગી; અંતરનું; અંતઃકરણનું.

૮. વિ. વચ્ચેનું.

૯. અ. અંદર; માંહે; અંતરમાં.

**આભ્યંતર આતિથ્ય** [સં. આભ્યંતર (અંદરનું) + આતિથ્ય (મહેમાનગીરી)] ન. પરદેશી માલ.

**આભ્યંતર ઉપકરણ** [સં. આભ્યંતર (અંદરનું) + ઉપકરણ (સાધન)] ન. (જૈન) ઇંદ્રિયોનું અંદરથી રક્ષણ કરનાર સાધન. જેમકે, આંખમાં કીકીની આજુબાજુનો ગોળાકાર કાળો ભાગ.

**આભ્યંતર કરણ** [સં. આભ્યંતર (અંદરનું) + કરણ (સાધન)] ન. નજરે દેખાતા બહારના સાધનથી નહિ પરંતુ શરીરમાં રહેલ અંદરના સાધનથી થતું કામ. જેમકે, મનથી દેવદત્ત પાટલિપુત્ર જાય છે. અહીંયાં મનથી શબ્દનો અર્થ શરીરમાં રહેલ મનથી થાય છે. આ રીતે જવાનું કામ ખરેખર નહિ પરંતુ કલ્પનામાં થાય છે.

**આભ્યંતર કશેરૂક શિરાચક્ર** ન. સુષુમ્ણાના છિદ્ર આસપાસ વીંટળાયેલું શિરાઓનું ચક્ર. તે સુષુમ્ણા કાંડને ઢાંકનાર કલા અને તેની આસપાસની પાંસળીના ભાગની વચ્ચે રહેલું છે. તેમાં મુખ્યત્વે કશેરૂપિંડ પરની પીઠ પર રહેલી મોટી શિરાઓ પોતાનું લોહી ઠાલવે છે.

**આભ્યંતર કોપ** [સં. આભ્યંતર (અંદરનું) + કોપ (ગુસ્સો)] પું. મંત્રી, પુરોહિત, સેનાપતિ, યુવરાજ જેવાનો વિદ્રોહ એટલે બળવો.

**આભ્યંતર ક્રિયા** [સં. આભ્યંતર (અંદરનું) + ક્રિયા (કામ)] સ્ત્રી. (જૈન) યોગ અને કષાય. મન, વચન અને કાયાથી આત્માના પ્રદેશ ચંચળ થાય તેને યોગ કહે છે અને ક્રોધ, અભિમાન, માયા તથા લોભને કષાય કહે છે.

**આભ્યંતર ગર્ભછિદ્ર** [સં. આભ્યંતર (અંદરનું) + ગર્ભ (હમલ) + છિદ્ર (કાણું)] ન. ગર્ભાશયમાં ગ્રીવાસરણિનું કાણું. ગર્ભાશયનો અંદરનો પોલો ભાગ ત્રિકોણાકાર છે. આ ત્રિકોણના પાયાના દરેક ખૂણા ઉપર બીજવાહિનીનું બારણું અને ટોચના ખૂણા ઉપરમાં ગ્રીવાસરણિ ઊઘડે છે. ગ્રીવાસરણિનું આ બારણું આભ્યંતર ગર્ભછિદ્ર તરીકે ઓળખાય છે.

**આભ્યંતર તપ** [સં. આભ્યંતર (અંદરનું) + તપસ્ (તપ)] ન. (જૈન) અંદરની તપસ્યા; માનસિક ક્રિયા ઉપર વધારે આધાર રાખતું હોવાથી બીજાઓથી ન દેખી શકાય એવું તપ. આ તપના છ પ્રકાર છે: પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, શાસ્ત્રપઠન, ધ્યાન અને કાયોત્સર્ગ.

**આભ્યંતર પ્રયત્ન** [સં. આભ્યંતર (અંદરનું) + પ્રયત્ન (મહેનત)] પું. વાણી ઉત્પન્ન કરનાર એક જાતનો પ્રયત્ન. તે ચાર જાતના છે: ૧. સ્પૃષ્ટ, એટલે ક્ થી મ્ સુધીના વ્યંજનનો ઉચ્ચાર કરતી વખતે જેમાં જીભનું ટેરવું, તેની પાસેનો ભાગ, મધ્ય ભાગ અથવા મૂળ ભાગ ઉચ્ચારસ્થાન સાથે બરાબર અડે છે. ૨. ઇષત્સ્પૃષ્ટ, એટલે અંતઃસ્થ અક્ષરો બોલવામાં જીભનું ટેરવું, તેની પાસેનો ભાગ, વચલો અથવા મૂળ ભાગ તે અક્ષરોનાં ઉચ્ચારસ્થાનને સહેજ અડે છે. ૩. સંવૃત, એટલે હ્રસ્વ અ વર્ણના પ્રયોગમાં જીભનું ટેરવું વગેરે ભાગ તે અક્ષરના સ્થાનની પાસે રહે છે અને ૪. વિવૃત, એટલે સ્વર અને ઉષ્મ વ્યંજન બોલવામાં જીભના ભાગ તેનાં સ્થાનથી દૂર રહે છે.
ઓઠથી તે ગળાની બારી (શ્વાસનળીની ટોચ) લગણના મુખના અંદરના ભાગમાંનાં તે તે સ્થાનો સાથે જીભના ભાગોનો સ્પર્શ, ઇષત્સ્પર્શ, દૂર અવસ્થાન, કે સમીપ અવસ્થાન થાય છે; માટે એ પ્રયત્ન **આભ્યંતર પ્રયત્ન** કહેવાય છે. બૃહદ્ વ્યાકરણ

**આભ્યંતરશૌચ** [સં. આભ્યંતર (અંદરનું) + શૌચ (સ્વચ્છતા)] ન. (યોગ) મનની પવિત્રતા; અંતરની સ્વચ્છતા.

**આભ્યંતરસ્તર** [સં. આભ્યંતર (અંદરનું) + સ્તર (પડ)] ન. હૃદયનું અંદરનું પડ. જુઓ હૃદયધરકલાકોષ.

**આભ્યંતરિક** ૧. [સં. આભ્યંતર (અંદરનું) + ઇક (વાળું)] વિ. અંદરનું; માંહેનું.

૨. વિ. ખાનગી; અંતરનું.

**આભ્યંતરી** [સં. આભ્યંતર (અંદરનું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. અંદરની.

**આભ્યંતરીય** [સં. આભ્યંતર (અંદરનું) + ઈય (વાળું)] વિ. અંદરનું.

**આભ્યંતરીવૃત્તિ** [સં. આભ્યંતરી (અંદરની) + વૃત્તિ (હોવાપણું)] સ્ત્રી. નાના આંતરડાના

ચાર પડ માંહેનું સૌથી અંદરનું નાજુક પડ. આ પડમાં અસંખ્ય નાની ગ્રંથિઓમાંથી ઝરતો ક્ષારરસ હોય છે, જે પાચનક્રિયામાં અગત્યનો ભાગ લે છે. નાના આંતરડાના આ પડમાં કદંબકેસરો જેવી હજારો રસાંકુરિકાઓ જોવામાં આવે છે. દરેક રસાંકુરિકાના વચલા ભાગમાં આવેલ બારીક રસાયનીઓના જાલકની આસપાસ શિરાધમનીઓની બારીક શાખાઓ વીંટળાઈને નવાં જાલકો રચે છે.

**આભ્યંતિલકગણિ** પું. હેમચંદ્રાચાર્યનું દ્વયાશ્રયનું અધૂરું રહેલું કાવ્ય પૂરું કરનાર એ નામના એક જૈન સાધુ. આ ગ્રંથનો આરંભ ઈ. સ. ૧૧૬૦માં અને સમાપ્તિ ઈ. સ. ૧૨૫૫માં થઈ હતી.

**આભ્યાગારિક** [ સં. અભિ ( ચોતરફ ) + આગાર ( ઘર ) + ઇક ( લગતું ) ] વિ. કુટુંબના ભરણપોષણમાં મશગૂલ.

**આભ્યાદાયિક** [ સં. અભિ ( સામે ) + આદાન ( લેવું તે ) + ઇક ( સંબંધી ) ] ન. માતાપિતાના કુળ તરફથી આવેલ સ્ત્રીધન.

**આભ્યાસિક** ૧. [ સં. અભ્યસ્ ( વારંવાર કરવું ) ] વિ. અભ્યાસી; અભ્યાસ કરનારું; ફરીફરીને બોલતું; મહાવરો રાખનાર.

૨. [ સં. અભિ ( પાસે ) + અસ્ ( હોવું ) ] વિ. પાસે રહેલ; નજીકનું; પાડોશમાં આવેલું.

૩. વિ. લાંબા વખતની ટેવથી ઊપજતું; અભ્યાસના પરિણામરૂપ; મહાવરાથી મળતું.

૪. વિ. સૂર્ય ભગવાનને નમસ્કાર કરવાથી મળતું.

**આભ્યાસિકી** [ સં. અભ્યસ્ ( વારંવાર કરવું ) + ઇક ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અભ્યાસથી થતી.

**આભ્યુદયિક** ૧. [ સં. અભ્યુદય ( ચડતી ) + ઇક ( વાળું ) ] ન. ખુશાલીભર્યો અવસર; શુભ ટાણું.

૨. ન. નાંદીમુખ નામનું પિતૃઓનું શ્રાદ્ધ; વૃદ્ધિશ્રાદ્ધ. આ શ્રાદ્ધ દીકરાના જન્મ વખતે, જનોઈ દેતી વેળા અથવા વિવાહ જેવા શુભ પ્રસંગે સામાન્ય રીતે થાય છે. તેમાં દાદી અને પરદાદીને પ્રથમ ત્રણ પિંડ આપી પછી બાપ, દાદા, પરદાદા, માતામહ અને વૃદ્ધ પ્રમાતામહ અને ત્રણ પક્ષના ત્રણ વિશ્વદેવને પણ પિંડ અપાય છે. આ યજ્ઞ કરનારને અપસવ્ય કરવું પડતું નથી.

૩. વિ. આબાદી આપનાર.

૪. વિ. ઉદાત્ત; ઊંચું.

૫. [ સં. અભિ ( તરફ ) + ઉદય ( ચડતી ) + ઇક ( વાળું ) ] વિ. ચડતી સંબંધી.

૬. વિ. શુભ; મંગળ કે કલ્યાણને લગતું.

**આભ્રણ** [ સં. આભરણ ] ન. ઘરેણું; અલંકાર. જુઓ આભરણ.

એમ કહી અબલા થઈ અચેત
કે આભ્રણ પરહર્યાં રે લોલ. વલ્લભ

**આભ્રાચ્છાદિત** [ સં. અભ્ર ( વાદળું ) + આચ્છાદિત ( ઢંકાયેલ ) ] વિ. વાદળાંથી ઢંકાયેલું.

**આમ** ૧. [ સં. ] પું. અજીર્ણનો રોગ.

૨. [ સં. આમ્ર ] પું. આંબાનું ઝાડ. જુઓ આંબો.

૩. પું. કબજિયત.

૪. પું. કાચો મળ; જળસ; ઝાડા સાથે નીકળતો સફેદ અને ચીકણો પદાર્થ.

૫. પું. કેરીનો રસ.

૬. પું. ( પુરાણ ) ક્રૌંચ દ્વીપના એક ખંડનું નામ.

આમ, મધુરુહ, મેઘપૃષ્ઠ, સુધામા, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ અને વનસ્પતિ એ નામના ક્રૌંચ દ્વીપના સાત ખંડ છે. ભગવતી ભાગવત

૭. પું. ખોરાક; અનાજ.

૮. પું. ચણાનો ખાર.

૯. પું. ( પુરાણ ) ધૃતરાષ્ટ્રનો એ નામનો દીકરો. તે આ નામના ખંડનો અધિપતિ હતો.

૧૦. પું. ( પુરાણ ) નાગ્નજિતિથી શ્રીકૃષ્ણને થયેલો એ નામનો દીકરો.

૧૧. પું. ફોતરાંમાંથી છૂટા કરેલા દાણા.

૧૨. પું. ( વૈદક ) મરડો; ઝાડા સાથે લોહી અને જળસ પડવાનો રોગ.

૧૩. પું. રોગ; બીમારી.

૧૪. સ્ત્રી. કેરી; આંબાનું ફળ.

૧. ટપકેની આમ = ઝાડ ઉપરથી પડેલી પાકી કેરી.

૨. પાલની આમ = દાબામાં પકવેલી કેરી.

૧૫. સ્ત્રી. સાધારણ લોકોની સભા.

૧૬. ન. ( ડિંગળ ) કાચું ફળ.

૧૭. ન. કાચું હોવાપણું.

૧૮. ન. સાધારણ લોક; સામાન્ય પ્રજા.

આમની સભા = સાધારણ લોકો તરફથી ચુંટાયેલા સભાસદોની મંડળી; 'હાઉસ ઑવ કૉમન્સ.'

૧૯. વિ. કાચું; નહિ પાકેલું.

૨૦. વિ. નહિ પચેલ.

૨૧. [ હિં. ] વિ. પ્રસિદ્ધ; વિખ્યાત. આ અર્થમાં આ શબ્દ વસ્તુ માટે વપરાય છે, માણસ માટે નહિ.

૨૨. વિ. બધા લોકોનું; સાર્વજનિક.

૧. આમમાં = જાહેરમાં.

૨. ખાસો આમ = ઉચ્ચનીચ બધા લોક.

૨૩. વિ. રાંધ્યા વગરનું.

૨૪. [ અ. ] વિ. સાધારણ; સામાન્ય.

૧. ઇખ્તિયારે આમ = સામાન્ય સત્તા.

૨. જલસાયે આમ = સાધારણ માણસની સભા.

૨૫. અ. અહીં; આ ઠેકાણે.

૨૬. અ. આ તરફ; આણીગમ; આ બાજુ.

૨૭. [ સં. અદસ્ ( આ ) ] અ. આ પ્રમાણે; આ રીતે.

૨૮. અ. એક બાજુ; એક તરફ.

**આમ અખત્યાર** [ અ. આમ ( સામાન્ય ) + અખતિયાર ( સત્તા ) ] પું. સામાન્ય અધિકાર.

**આમ અદબ** [ અ. આમ ( સાર્વજનિક ) + અદબ ( વિવેક ) ] સ્ત્રી. બધા તરફ વિવેકથી વર્તવાપણું.

**આમઅમન** [ અ. આમ ( સામાન્ય ) + અમન ( શાંતિ ) ] સ્ત્રી. લોકશાંતિ; સાર્વજનિક સુલેહ.

**આમ આદાબ** જુઓ આમ અદબ.

**આમઈ સામઈ** [ હિં. ] અ. સામે; રૂબરૂ.

**આમક** [ સં. આમ ( કાચું ) + ક ( વાળું ) ] વિ. કાચું; અપક્વ.

**આમકુંજ** [ સં. આમ્ર ( આંબો ) + કુંજ ( ઘટા ) ] સ્ત્રી. આંબાની વાડી; આંબાવાડિયું.

**આમકુંભ** [ સં. આમ ( કાચું ) + કુંભ ( ઘડો ) ] પું. માટીનો કાચો ઘડો.

**આમખતરા** [ અ. આમ ( સાર્વજનિક ) + ખતરા ( ભય ) ] ન. સાર્વજનિક ભય; લોકભીતિ.

**આમખબર** [ અ. આમ ( સર્વ લોકોનું ) + ખબર ( સમાચાર ) ] સ્ત્રી. જાહેરખબર; પ્રસિદ્ધ સૂચના.

**આમખાસ** [ અ. આમ ( સામાન્ય ) + ખાસ ( અમીર ) ] પું. રાજસભા; કચેરી; દરબાર.

**આમગ** [ સં. આ ( તરફ ) + ગમ્ ( જવું ) ] અ. ( ગ્રામ્ય ) આણીગમ; આ તરફ.

**આમગંધ** ૧. પું. ( બૌદ્ધ ) અપવિત્ર વસ્તુ.

૨. [ સં. આમિષ્ ( માંસ ) + ગંધ ( વાસ ) ] સ્ત્રી. માંસની ગંધ.

આમગંધનો મૂળ અર્થ માંસની ગંધ થાય. પુરાતત્ત્વ

**આમગંધિ** ૧. [ સં. આમિષ્ ( માંસ ) + ગંધિ ( ગંધવાળું ) ] સ્ત્રી. બળતા મડદાની વાસ.

૨. સ્ત્રી. બળતા માંસની ગંધ.

૩. વિ. કાચા માંસ જેવી ગંધવાળું.

**આમગંધિક** [ સં. આમિષ્ ( માંસ ) + ગંધ ( વાસ ) + ઇક ( વાળું ) ] ન. કાચા માંસની ગંધ.

**આમચું** ૧. [ સં. અમ્લ ( ખાટું ) + ચીર ( કટકો ) ] ન. આંબોળિયું; કાચી કેરીનું સૂકવેલું ચીરિયું.
૨. ન. કોકમ.
૩. ન. શાક, દાળ વગેરેમાં ખટાશ તરીકે નાખવાને રાખી મૂકવામાં આવેલું કોઈ ખાટા ફળનું સૂકવેલું છોડું.

**આમચૂર** ૧. [ સં. આમ્ર ( આંબો ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. અથાણા તરીકે રાખેલો કેરીનો છૂંદો.
૨. ન. કોકમ.

**આમછૂંદો** [ આમ ( કેરી ) + છૂંદો ] પું. કેરીનો તાજો છૂંદો; કેરીને છોલી છીણીને કરેલી પાતળી કટકીઓ. આ છૂંદો તાજો મસાલો નાખીને અથાણાં તરીકે પણ વપરાય.

**આમજ** અ. એમ જ; એ જ રીતે; એ જ પ્રમાણે.

**આમજનતા** [ આમ ( સામાન્ય ) + જનતા ( લોકસમૂહ ) ] સ્ત્રી. સાધારણ રૈયતવર્ગ; લોકવર્ગ.

**આમજન્ય** [ સં. આમ ( મરડો ) + જન્ય ( પેદા થતું ) ] વિ. મરડાના રોગમાંથી પેદા થતું.

**આમજન્ય અતિસાર** [ સં. આમ ( મરડો ) + જન્ય ( પેદા થતું ) + અતિસાર ( ઝાડો ) ] પું. મરડાથી થતો ઝાડો.

**આમજલસા** [ અ. આમ ( સાધારણ ) + જલસા ( મેળાવડો ) ] પું. જાહેર સભા.

**આમજીભામજી** ૧. પું. (ગ્રામ્ય) સગાંસંબંધી વિનાનો માણસ; આલતુફાલતુ વ્યક્તિ.
૨. પું. હલકા દરજ્જાનો માણસ; હાલીમવાલી.

**આમજ્વર** ૧. [ સં. આમ ( કાચું ) + જ્વર ( તાવ ) ] પું. કાચો તાવ; નવો તાવ; અપક્વ જ્વર.
૨. પું. ( વૈદક ) પેટમાં રહેલ મળના વિકારથી થયેલ તાવ; આમદોષવાળો તાવ. મોંમાંથી લાળ પડવી, ઊબકા આવવા, છાતી ભારે હોવી, અરુચિ, ઘેન, આળસ, અજીર્ણ, મોંનો બદસ્વાદ, શરીરનું ભારેપણું, ભૂખ મરી જવી, વારેવારે પેશાબ થવો અને શરીર જકડાઈ જવું એ આ જાતના તાવનાં લક્ષણ છે.

**આમટ** [ સં. અમ્લ ( ખાટું ) ] વિ. ખાટું; ખટાશવાળું.

**આમટી** ૧. [ મ. આંબટ ( ખાટું ) ] સ્ત્રી. આંબલીના પાણીની કઢી.
૨. [ મ. ] સ્ત્રી. ઓસામણ.
૩. [ સં. અમ્લ ( ખાટું ) ] સ્ત્રી. ખાટી દાળ.

**આમટો** ૧. પું. અભિમાન; અહંકાર.
૨. પું. ખાર; દ્વેષ; અદેખાઈ.
૩. પું. ટેક.
૪. પું. વળ; વસ્તુને આમળવાથી તેના ઉપર દેખાતો વાંકો લિસોટો; વળવાળો આંટો.

**આમણ** ૧. સ્ત્રી. આગળિયો; ઉલાળો.
આમણની પૂંજી દામણમાં = દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં.
૨. [ સં. આમ ( કાચો મળ ) ] સ્ત્રી. આંતરડાનો છેડાનો ભાગ; જેમાં મળ રહે છે તે આંતરડું; ગુદાની અંદર આવેલો પણ નબળાઈને લીધે બહાર નીકળી પડતો ભાગ; પૂંઠની અંદરનો મળાશયનો આંટો.
૧. આમણ આવી રહેવી = થાકી રહેવું.
૨. આમણેથી ખામણે = જ્યાંનું ત્યાં.
૩. સ્ત્રી. પૈડાની નાળમાં ધરો નાખવાની લોખંડની ભૂંગળી; ધરેલું.
૪. અ. ધાતુ ઉપરથી નામ બનાવનાર એક પ્રત્યય; ક્રિયાપદ ઉપરથી તે નપુંસકલિંગનું નામ બનાવે. જેમકે, અકળામણ, ગભરામણ, શિખામણ, પીંજામણ.

**આમણદૂમણું** ૧. વિ. આભારથી દબાયેલ; ઉપકારવશ.
૨. [ સં. અ ( વગરનું ) + મનસ્ ( મન ) + દુર્મનસ્ ( ઉદાસ ) ] વિ. નિરાશ; હતાશ; ઉત્સાહભંગ.

**આમણસામણ** ૧. [ આમણ ( સામણનું બેવડું રૂપ ) + સન્મુખ ( સામે ) ] અ. એકબીજાને; અન્યોન્ય; અરસપરસ; પરસ્પર.
૨. અ. સામસામે.

**આમણસારો ગંધક** [ સં. અમલ ( ચોખ્ખું ) + સાર ( સત્ત્વ ) + ગંધક ] પું. ચોખ્ખો ગંધક; આમનું સારણ કરનારો ગંધક. ગંધકની ચાર જાતમાં આમલસારો ગંધક ઘણો ચોખ્ખો અને કટકાના આકારમાં આવે છે. આ ગંધક ઔષધિમાં કામ લાગે છે. તેનો રંગ પાકેલા આંબળાના જેવો હોય છે.

**આમણી** અ. ક્રિયાપદ ઉપરથી સ્ત્રીલિંગનું નામ બનાવનાર પ્રત્યય. જેમકે, પીંજામણી.

**આમણું** ૧. અ. કૃદંત ઉપરથી નામ બનાવનાર પ્રત્યય. જેમકે, રિસામણું, મનામણું.
૨. અ. કૃદંત ઉપરથી વિશેષણ કરનારો પ્રત્યય. જેમકે, અળખામણું.

**આમતકલીફ** [ અ. આમ ( સાર્વજનિક ) + તકલીફ ( દુઃખ ) ] સ્ત્રી. જાહેર ત્રાસ; લોકોપદ્રવ.

**આમતેમ** ૧. [ આમ ( આ બાજુ ) + તેમ ( તે બાજુ ) ] અ. આ તરફ ને પેલી તરફ; અહીંતહીં; જ્યાંત્યાં.
૨. અ. આ રીતે ને તે રીતે; ગમે તે રીતે; ગમેતેમ.
૩. અ. ઢંગધડા વગર; અવ્યવસ્થિત રીતે.

**આમતૌર** [ અ. આમ ( સામાન્ય ) + તૌર ( અભિપ્રાય ) ] પું. જાહેર મત; સામાન્ય અભિપ્રાય.

**આમથી તેમ** અ. અહીંથી તહીં. જુઓ આમતેમ.

**આમદ** ૧. [ ફા. આમદન ( આવવું ) ] સ્ત્રી. આવક.
ઉપરકી આમદ–બાલાઈ આમદ = વધારાની પેદાશ; હરામની આવક.
૨. સ્ત્રી. આવવાપણું; આગમન.
૧. આમદો મુલાહિઝા કાગઝાત = દસ્તાવેજ જોવાની છૂટ.
૨. ઔર આમદ = બીજો આવે છે.
૩. સ્ત્રી. ઊપજ; પેદાશ; પાક.
૪. સ્ત્રી. કમાઈ; આમદાની.
૫. વિ. સરળ; સારું.
૬. વિ. સ્વાભાવિક; કુદરતી.

**આમદઆમદ** ૧. [ હિં. ] સ્ત્રી. આવણજાવણ.
૨. સ્ત્રી. આવવાની ખબર.

**આમદન** [ ફા. ] ન. આવવું તે; આગમન.

**આમદની** જુઓ આમદાની.

**આમદરફત** (આમદરફ્ત) જુઓ આમદોરફ્ત.

**આમદરૂ** પું. ( બૌદ્ધ ) ભિક્ષુક સાધુ.

**આમદવાલા** ૧. પું. જથ્થાબંધ વેપારી.
૨. પું. પૈસાદાર માણસ; મોટી આવકવાળો માણસ.

**આમદશુદ** જુઓ આમદોશુદ.

**આમદા** [ ફા. આમદા ( આવેલું ) ] પું. આગમન; પધરામણી.

**આમદાણી** ૧. સ્ત્રી. મેમણની એક અટક.
૨. ન. મેમણની એ નામની અટકનું માણસ.
૩. વિ. મેમણની એ નામની અટકનું.

**આમદાની** ૧. [ ફા. આમદન ( આવવું ) ] સ્ત્રી. આબાદી; વિભૂતિ.
૨. સ્ત્રી. આયાત; આયાતની વસ્તુ.
૩. સ્ત્રી. આવક.
૪. સ્ત્રી. આવક કર.
૫. સ્ત્રી. આવવાપણું; આગમન.
૬. સ્ત્રી. કમાઈ.
૭. સ્ત્રી. નફો.

૮. સ્ત્રી. પેદાશ; ઊપજ.
૯. સ્ત્રી. મોસમ; ખાસ વખત.

**આમદારી** [ ફા. આમદન ( આવવું ) ] સ્ત્રી. આવક. જુઓ આમદાની.

**આમદોખર્ચ** [ ફા. આમદ ( આવક ) + વ ( અને ) + ખર્ચ ] ન.બ.વ. આવક અને ખર્ચ.

**આમદોરફ્ત** ૧. [ ફા. આમદ ( તે આવ્યો ) + વ ( અને ) + રફ્ત ( તે ગયો ) ] સ્ત્રી. આવકજાવક; આવજા.
૨. સ્ત્રી. આવકજાવક ઉપર લેવાતો વેરો.
૩. સ્ત્રી. મુસાફરી કરવાનો પરવાનો.
૪. સ્ત્રી. રસ્તો.
૫. સ્ત્રી. વ્યવહાર; આવવા જવાનો વહેવાર.

**આમદોશુદ** [ ફા. આમદ ( તે આવ્યો ) + વ ( અને ) + શુદ ( તે થયો ) ] પું. આવજા; વ્યવહાર. જુઓ આમદોરફ્ત.

**આમધા** પું. જથ્થાબંધ વેપારી. જુઓ આમદવાલા.

**આમન** ૧. પું. બંગાળામાં ઠંડી ઋતુમાં થતા ચોખાની એક જાત. તે જુલાઈ અને ઑગસ્ટમાં વવાય અને ડિસેમ્બરમાં લણવામાં આવે છે.
૨. [હિં.] સ્ત્રી. આખી સાલમાં એક જ પાક આપે એવી જમીન.
૩. [ હિં. ] સ્ત્રી. મોટી લંબગોળ કેરી.
૪. વિ. રીંગણાની એક જાતનું.

**આમનધાન** [ હિં. આમન ( ચોખાની એક જાત ) + ધાન ( અનાજ ) ] ન. ચોખાનો શિયાળુ પાક; આમન.

**આમનન** [ સં. આ ( ઘણું ) + મનન ( ચિંતન ) ] ન. વિચાર.

**આમનસામન** ૧. [ આમન ( સામનનું જેવડું રૂપ ) + સન્મુખ ( સામે ) ] અ. અરસપરસ; પરસ્પર; અંદરોઅંદર; માંહોમાંહિ; આપસઆપસમાં.
૨. અ. સામસામે.

**આમનસ્ય** ૧. [ સં. અ ( નહિ ) + મનસ ( દિલ ) ] ન. ખેદ; શોક.
૨. ન. પીડા; વ્યથા; દુઃખ; કષ્ટ.

**આમના** ૧. [ સં. આમ્નાય ] સ્ત્રી. ચાલતો આવતો રિવાજ; રૂઢિ.
૨. અ. આ તરફ; આ બાજુ; આણીપા.

**આમનાસામના** ૧. [હિં. આમના (આ તરફ) + સામના ( સામે ) ] પું. વિરુદ્ધતા; સામસામા થવું તે.
૨. અ. સામે; રૂબરૂ.

**આમનિયા** [ હિં. ] સ્ત્રી. ચોખાના શિયાળુ પાકવાળી જમીન.

**આમની** ૧. [ સં. આમ્લ ] સ્ત્રી. ( ભીલી ) આંબલી.
૨. [ હિં. ] સ્ત્રી. જેમાં શિયાળુ પાક વાવવામાં આવે એવી જમીન.
૩. સ્ત્રી. શિયાળામાં વાવવાના પાકની ખેતી.

**આમનીબસ** [ અં. ઑમ્નિબસ ] સ્ત્રી. ઘણાં માણસ બેસી શકે એવી મોટી ગાડી.

**આમનીમોર** અ. આ બાજુ; આ તરફ.

**આમનીયત** [ અ. ] સ્ત્રી. શાંતિનું ઠેકાણું.

**આમનેસામને** ૧. અ. રૂબરૂ.
૨. [ હિં. ] અ. સામસામે.
આમનેસામને કરવું = (૧) સરખામણી કરવા સાથે મૂકવું; સરખાવવું. (૨) સામે મૂકવું; રૂબરૂ લાવવું.

**આમન્ના** [ અ. ] અ. ખરેખર.

**આમન્ય** જુઓ આમન્યા.

**આમન્યા** ૧. સ્ત્રી. આજ્ઞા.
૨. [ સં. આજ્ઞા ( હુકમ ) + મન્ ( માનવું ) ] સ્ત્રી. તાબેદારી; આજ્ઞાધીનતા.
૩. સ્ત્રી. મર્યાદા; સભ્યતા; માન; મલાજો.
૪. સ્ત્રી. વિવેક; વિનય.
૫. સ્ત્રી. વીણી કાઢેલા દાણા.
૧. આમન્યા કરવી = ચૂંટવું; વીણવું.
૨. આમન્યુ કરવું = શાક સુધારવું.
૬. [ હિં. ] સ્ત્રી. શિયાળુ ચોખાનો પાક ઉગાડવામાં આવે તે જમીન.

**આમન્વંતર** [ સં. આ ( સુધી ) + મન્વંતર ( મનુનો વખત ) ] અ. એક મનુની કારકિર્દીના સમય એટલે ૩૦૬૭૨૦૦૦૦ વર્ષ સુધી.

**આમપાક** ૧. [ સં. આમ ( કાચું ) + પાક ( ગૂમડું ) ] પું. જળોદર રોગની શરૂઆત.
૨. પું. ( વૈદક ) સોજાના રોગ વગેરેના અંગરૂપ અપક્વને પકાવવાપણું.

**આમપાત્ર** [ સં. આમ ( કાચું ) + પાત્ર ( ઠામ ) ] ન. માટીનું કાચું વાસણ.

**આમપીચ** ૧. ન. એક જાતનું ખટમીઠું ફળ.
૨. ન. ચીનમાં ઊગતું અને દેખાવમાં સુંદર એક પ્રકારનું ઝાડ. તેનાં ફળનો મુરબ્બો થાય છે.

**આમપીનસ** [ સં. આમ ( કાચું ) + પીનસ ( સખત સળેખમ ) ] ન. નાકે પાણી વહ્યા કરે એવો રોગ.

**આમપ્રજા** [આમ ( સાધારણ ) + પ્રજા ( લોકો ) ] સ્ત્રી. સામાન્ય લોકો.

**આમપ્રીસ** ન. ધોળાં ઝીણાં ફૂલવાળું સીતાફળી જેવડું એક જાતનું ફળઝાડ. તેનું લીંબોળી જેવડું થતું ફળ પાકે ત્યારે રંગે પીળું અને ખાવામાં ખટમીઠું હોય છે.

**આમફહમ** [ અ. આમ ( સામાન્ય ) + ફા. ફહમ ( સમજવું તે ) ] વિ. બધા સમજી શકે એવું.

**આમફાયદા** [ અ. આમ ( સાર્વજનિક ) + ફાયદા ( લાભ ) ] પું. પ્રજાહિત.

**આમમાલ** પું. બધાની મિલકત; સંયુક્ત મિલકત.

**આમમાંસ** [ સં. આમ ( કાચું ) + માંસ ] ન. રાંધ્યા વગરનું ગોસ.

**આમમાંસાશી** ૧. [ સં. આમ ( કાચું ) + માંસ ( પરમાટી ) + અશ્ ( ખાવું ) + ઇન્ ( વાળું ) ] વિ. કાચું માંસ ખાનાર.
૨. વિ. માણસનું માંસ ખાનાર; નરભક્ષક.

**આમમુકામ** [ અ. આમ ( સાર્વજનિક ) + મુકામ ( ઠેકાણું ) ] ન. જાહેર જગ્યા; સાર્વજનિક જગ્યા.

**આમય** ૧. [ સં. આમ ( કાચું ) ] પું. અપચો; અજીર્ણ.
૨. [ સં. આમ ( અપચો ) + ઇય ( વાળું ) ] પું. આમને લગતો વ્યાધિ.
૩. પું. ઇજા; નુકસાન.
૪. પું. રોગ; વ્યાધિ; બીમારી. નહિ પચેલા અન્નથી આમ થાય અને પેટમાં તેનો ભરાવો થવાથી રોગ થાય. માટે રોગને આમય કહે છે.
૫. ન. એક જાતનો છોડ; કુઠ; ઉપલેટ.
૬. ન. કોઢનો રોગ.

**આમયાવિતા** [ સં. આમયાવિન્ ( રોગી ) + તા ( પણું ) ] સ્ત્રી. રોગીપણું.

**આમયાવિત્વ** [ સં. આમયાવિન્ ( રોગી ) + ત્વ ( પણું ) ] ન. રોગીપણું.

**આમયાવી** [ સં. આમયાવિન્ ( બીમાર ) ] વિ. રોગી; દરદી.

**આમયિ** વિ. રોગી.

**આમરક્ત** [ સં. આમ ( કાચો મળ ) + રક્ત ( લોહી ) ] ન. લોહીના ઝાડાનો રોગ.

**આમરક્તાતિસાર** [ સં. આમ ( જળસ ) + રક્ત ( લોહી ) + અતિસાર ( ઝાડો ) ] પું. દસ્તમાં લોહી અને આમ પડવાનો રોગ.

**આમરખ** [ સં. આમર્ષ ] પું. ગુસ્સો; ક્રોધ. જુઓ આમર્ષ.

**આમરણુ** ૧. [ સં. આ ( સુધી ) + મરણ ( મોત ) ] વિ. મોત સુધી રહેનારું.

૨. અ. મરતાં લગી; જિંદગી પર્યંત.

**આમરણાંત** ૧. [ સં. આ ( સુધી ) + મરણ ( મોત ) + અંત ( છેડો ) ] વિ. મરણ સુધીનું.

૨. અ. મરણ સુધી; જિંદગી પર્યંત.

**આમરણાંતિક** જુઓ આમરણ.

**આમરસ** ૧. પું. એક જાતનું ઇમારતી લાકડું.

૨. [ સં. આમ્ર ( કેરી ) + રસ ] પું. કેરીનો રસ.

૩. પું. જઠરમાં ખોરાકનું થતું માવા જેવું રૂપ; પકવાશયમાં લોંદો થયેલો ખોરાક.

૪. [ સં. આમ ( કાચું ) + રસ ] પું. પેટનો કાચો મળ.

**આમરસિયું** ૧. [ સં. આમ ( કાચું ) + રસ ( પ્રવાહી ) + ઇય ( વાળું )] વિ. અર્ધું પાકેલું.

૨. [ સં. આમ્ર ( કેરી ) + રસ + ઇય ( વાળું )] વિ. કેરીના રસ જેવા રંગવાળું.

**આમરસી** ૧. વિ. અધપાકું.

૨. વિ. કેરીના રસ જેવા રંગવાળું.

**આમરા** [ સં. આમલક ] ન. એ નામનું સોપારી જેવડું એક જાતનું ફળ; આંબળું.

**આમરાઈ** ૧. [ સં. આમ્ર ( આંબો ) ] સ્ત્રી. આંબાનું વન; આંબાવાડિયું; અમરાઈ.

૨. સ્ત્રી. ફળઝાડ ઉપર લેવાતી મહેસૂલ.

**આમરાક્ષસી** સ્ત્રી. ( વૈદક ) એક જાતની દવા. અફીણ, જાયફળ, લવિંગ, શોધેલો હિંગળો અને કપૂર સરખે ભાગે લઈ તેની બબ્બે રતીભારની ગોળી બનાવવી. તેમાંથી એક ગોળી દિવસમાં બે વાર પાણીમાં લેવાથી કોગળિયામાં થતો ઝાડો મટે છે.

**આમરાજ્યવાદ** [ સં. આમ ( સાર્વજનિક ) + રાજ્ય + વાદ ( મત ) ] પું. સમાજમાં દરેક માણસનો સરખો દરજ્જો છે એવો મત.

**આમરાજ્યવાદી** [ સં. આમ ( સાર્વજનિક ) + રાજ્ય + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. દરેક માણસના સરખા દરજ્જામાં માનનારૂં.

**આમરાણિયા** ૧. સ્ત્રી. સુતારની એક અટકનું નામ.

૨. ન. સુતારની એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની અટકનું.

**આમરાની** [ ફા. ] સ્ત્રી. ( વહાણવટું ) સભાઈ; વચલી મારી અને સયા અથવા તૂતકની સાથે બાંધેલું દોરડું; સાંભાઈ; મોરમાં ભરાવી જણુત્રા સાથે સતાણ બંધાતું ગરેડીઓવાળું આગલું દોરડું.

**આમરિયો** પું. આંબો.

**આમરિયોકંદ** પું. ( કચ્છી ) એ નામનો કંદ; વારાકંદ; વણાંવેલ. તેનું શાક થાય છે.

**આમરી** ૧. ન. પીળાં ખાટાં ફળવાળું એક જાતનું સુંદર ઝાડ. તેનાં ફળ આમળાંને બદલે વપરાય છે.

૨. ન. હાથેક ઊંચાઈનો એક જાતનો છોડ; ભોંયઆમલી.

**આમરી શ્રાવણીઓ** વિ. કેરીની એક જાત. બાટલી જેવા આકારનું બશેર સુધી વજનનું આ ફળ શ્રાવણ મહિનામાં પાકે છે.

**આમર્દ** ૧. [ સં. આ ( તરફ ) + મૃદ્ ( દાબવું ) ] પું. ખેંચતાણ.

૨. [ સં. આ ( વધારે ) + મૃદ્ ( પીસવું ) ] ન. જોરથી દબાવવાપણું.

**આમર્દકી** ૧. [ સં. ] સ્ત્રી. આંબળું.

૨. સ્ત્રી. ફાગણ માસની સુદ અગિયારશ; આમલકી એકાદશી.

**આમર્દન** [ સં. આ ( ઉપર ) + મૃદ્ ( પીસવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. જોરથી દબાવવાપણું. જુઓ આમર્દ.

**આમર્દી** [ સં. આ ( ઉપર ) + મૃદ્ ( પીસવું ) + ઇન્ ( વાળું ) ] વિ. જોરથી દબાવનાર; બળાત્કારથી મર્દન કરનાર.

**આમર્શ** [ સં. આ ( ઘણું ) + મૃશ્ ( અડવું ) ] પું. સાવ અડી રહેવું તે.

**આમર્શન** ન. અડવું તે.

**આમર્ષ** ૧. પું. અદેખાઈ.

૨. [ સં. આ ( ઓછું ) + મૃષ્ ( સહન કરવું ) ] પું. અસહનશીલતા; સહન કરી ન શકવાપણું.

૩. પું. ક્રોધ; કોપ; ગુસ્સો.

> કોપ ક્રોધ **આમર્ષ** ને રોષ મન્યુ તમ હોઈ,
> ક્ષોભભરી છે સુંદરી, ડરી સહચરી જોઈ.
>
> પિંગળલઘુકોષ

૪. પું. ચીડિયાપણું.

૫. પું. ( કાવ્ય ) સંચારી ભાવના તેત્રીસ ભેદ માંહેનો એક. બીજાનો અહંકાર સહન ન થવાથી તેનો નાશ કરવાની ઇચ્છા.

૬. [ સં. આ ( ચોતરફ ) + મૃશ્ ( વિચારવું ) ] પું. સારી રીતે વિચાર.

**આમર્ષણ** [ સં. આ ( ઓછું ) + મૃષ્ ( સહન કરવું ) ] ન. ક્રોધ; કોપ; ગુસ્સો; આમર્ષ.

**આમર્ષૌષધિ** [ પ્રા. આમોસહિ ] સ્ત્રી. ( જૈન ) છત્રીસ લબ્ધિમાંની માત્ર હાથના અડવાથી બધાં દરદ મટી જાય એવી એક શક્તિ.

**આમર્સ્ટિઅ નોબિલિસ** ન. એક જાતનું સુંદર ૩૦ થી ૪૦ ફૂટ ઊંચું ફૂલઝાડ. તેની દરેક ડાળીમાંથી લટકતાં પીળાં, પાંચ પાંખડીવાળાં ફૂલ, અને ફૂલની આસપાસ લાંબાં લટકતાં ઘેરાં રાતાં અથવા જાંબુડિયાં પાન તેની શોભામાં વધારો કરે છે. હિંદી વનસ્પતિશાસ્ત્રમાં રસ લેનાર લેડિ એમર્સ્ટના નામ ઉપરથી આ ઝાડનું નામ પડ્યાનું કહેવાય છે. ફૂલ ન હોય ત્યારે દેખાવમાં તે આસોપાલવ જેવું લાગે. ઝાડનું મજબૂત થડ જાડી, ખરબચડી, રાખોડિયા રંગની કાળી છાલથી ઢંકાયેલું હોય છે અને એકથી દોઢ ફૂટ લાંબાં પાંદડાંની બન્ને બાજુઓ સમાંતરે હોય છે. છેડે પાંદડાં અણીવાળાં, ઉપરની બાજુએ સુંવાળાં અને કાળાશ પડતાં લીલાં અને નીચેની બાજુએ ઝાંખાં રૂંવાટીવાળાં હોય છે. બર્મા, તીનાસરીમ અને જમૈકામાં આ ઝાડ થાય છે.

**આમલ** ૧. [ સં. આમ્લ ] પું. આમળાનું ઝાડ.

૨. પું. ( જૂ. ગુ. ) ઘેરાવો.

**આમલક** ૧. [ સં. ] ન. આમળાનું ઝાડ.

૨. ન. આમળું; આમળાના ઝાડનું ફળ.

૩. ન. વાસક નામનું ઝાડ.

**આમલકવંતિકાપીઠ** ન. ( શિલ્પશાસ્ત્ર ) ઘણા પાયાવાળી ખુરશી.

**આમલકાદિલોહ** [ સં. આમલક ( આંબળું ) + આદિ ( વગેરે ) + લોહ ( લોઢું ) ] ન. ( વૈદક ) રક્તપિત્તમાં ઉપયોગી મનાતી એક દવા. આંબળાં એક ભાગ, લીંડીપીપર એક ભાગ, સાકર બે ભાગ અને લોહ ચાર ભાગ લઈને મેળવવાથી આ દવા બને છે.

**આમલકાદિવટી** [ સં. આમલક ( આંબળું ) + આદિ ( વગેરે ) + વટી ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) આંબળાં, કુષ્ટ, સાકર વગેરે ચીજોની બનાવાતી ગોળી. તે મોઢામાં રાખી ચગળવાથી તરસ, પિત્ત અને ખટાશ ઓછાં થતાં મનાય છે.

**આમલકાયસ** [ સં. આમલક ( આમળું ) + આયસ ( લોઢાનું ) ] સ્ત્રી. ( વૈદક ) આમળાના રસથી બનાવેલી લોહભસ્મ. ઠળિયા વિનાનાં છાંયે સૂકવેલાં પાકાં આમળાં આઠ શરાવ અને જીવનીય ગણનાં બધાં ઔષધ મળીને આઠ શરાવ લઈ તેમને દશગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ ઉકાળો બાકી રહે તેને ભાવના આપવાથી તે બને છે.

**આમલકાયસ રસાયન** [ સં. આમલક ( આંબળું ) + આયસ ( લોઢું ) + રસાયન ( ઘડપણ અને વ્યાધિ દૂર કરનાર ઔષધ ) ] ન. ફરી જુવાની મેળવવા માટે વપરાતું ઔષધ. અગાઉ વસિષ્ઠ, કાશ્યપ, અંગિરા, જમદગ્નિ અને

ભૃગુ ઋષિઓએ આ રસાયનનું સેવન કર્યાનું અને તેથી તેઓ રોગ અને વૃદ્ધાવસ્થા પામ્યા વિના લાંબો વખત જીવી તપ કરી શક્યા હોવાનું મનાય છે.

**આમલકી** ૧. [ સં. ] સ્ત્રી. આંબળાંનું ઝાડ.

૨. સ્ત્રી. એ નામનું ઝાડ. પાંડવોએ ઇંદ્રપ્રસ્થના બગીચામાં તે રોપ્યું હતું.

૩. સ્ત્રી. નાની જાતનું આંબળું.

૪. સ્ત્રી. ફાગણ સુદ અગિયારશ. જુઓ આમલકી એકાદશી. તેનું બીજું નામ કુંજ એકાદશી છે.

૫. સ્ત્રી. વાસક નામનું ઝાડ.

**આમલકી એકાદશી** સ્ત્રી. ફાગણ સુદ અગિયારશ. આ એકાદશીને દિવસે આમળાના ઝાડની પૂજા કરવાનો મહિમા છે. વૈદિશ નગરમાં સોમવંશી ચૈતરથ રાજા રાજ્ય કરતો હતો. તેની પ્રજા પણ સમૃદ્ધિવાન, સર્વગુણસંપન્ન અને વિષ્ણુભક્ત હતી. રાજાપ્રજા ફાગણ સુદ અગિયારશનો ઉપવાસ કરી આમળાંના ઝાડનું પૂજન કરવા બેઠા થયા. આ વખતે એક ભૂખ્યો શિકારી ત્યાં આવી પહોંચ્યો. આ શિકારીએ પણ એ વ્રતવિધિમાં ભાગ લઈ જાગરણ કર્યું. કેટલાક દિવસ પછી એ શિકારી મરણ પામ્યો, અને આ એકાદશીના પ્રભાવે જયંતીનગરના વિદુરથ રાજાને ત્યાં વસુરથ નામે દીકરા તરીકે જન્મ્યો. એક વખતે શિકારે જતાં ભૂલો પડ્યો. ભૂખ્યો અને થાકેલો હોવાથી નિદ્રાવશ થયો. તેવામાં યવનોનું એક ટોળું ત્યાં ચડી આવ્યું. તેઓએ તેને મારી નાખવા અનેક શસ્ત્રો વાપર્યાં પણ કાંઈ ઈજા થઈ નહિ. થોડા વખતમાં રાજાના શરીરમાંથી નીકળેલી એક દિવ્ય શક્તિએ રાજાને ભયમાંથી મુક્ત કર્યો. તેથી આ એકાદશીનું નામ આમલકી એકાદશી પડ્યું છે.

**આમલકચ્યવલેહ** [ સં. આમલક ( આંબળું ) + ચ્યન્ ( વાળું ) + અવલેહ ( ચાટણ ) ] પું. ( વૈદક ) કમળા અને પાંડુરોગ ઉપર વપરાતું આમળાં અને બીજી ઔષધિનું બનાવેલ ચાટણ.

**આમલક્યાદિ ગુટિકા** [ સં. આમલકી ( આંબળું ) + આદિ ( વગેરે ) + ગુટિકા ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) આમળાં, કમળ, ક્રોધ, ઓખાની ધાણી અને કૂણી વડવાઈના ભૂકાની મધમાં બનાવેલી ગોળી. આ ગોળી ખાવાથી તરસ છિપાવાનું કહેવાય છે.

**આમલક્યાદિ ચૂર્ણ** [ સં. આમલકી ( આંબળું ) + આદિ ( વગેરે ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. ( વૈદક ) આમળાં, ચિત્રક, હરડે, પીપર અને સિંધાલૂણ સરખે ભાગે લઈ લૂગડે ચાળવાથી બનતું રેચક ચૂર્ણ. તે ખાવાથી દરેક જાતના તાવ અને કફ દૂર થાય અને અન્ન પચી ખાવાની રુચિ થાય.

**આમલસાર** પું. મંદિરના શિખર ઉપરનો કળશ.

**આમલસારો** જુઓ આમલસાર.

**આમલસારો ગંધક** [ સં. અમલ ( શુદ્ધ ) + સાર ( સત્વ ) + ગંધક ] પું. શુદ્ધ કરી ગાંગડા રૂપે બનાવેલો ગંધક.

**આમલા** [ સં. આમલક ] ન. બ. વ. ( હિંદી ) આંબળાં.

**આમલાદિલોહ** [ સં. આમલક ( આંબળું ) + આદિ ( વગેરે ) + લોહ ( લોઢું ) ] સ્ત્રી. ( વૈદક ) રક્તપિત્ત માટે લોહની એક જાતની બનાવટ. તે બનાવવા આંબળાં તોલા ચાર, પીપર તોલા ચાર અને સાકર તોલા આઠ લઈ તેનો લૂગડે ચળાય એવો ભૂકો કરી તેમાં લોહભસ્મ તોલા સોળ નાખી ખરલ કરવી.

**આમલિયા** ૧. સ્ત્રી. આહેરની એક અટકનું નામ.

૨. ન. આહેરની અટકનું માણસ.

૩. વિ. એ નામની અટકનું.

**આમલિયોકંદ** જુઓ આમરિયોકંદ.

**આમલી** ૧. સ્ત્રી. આમલી નામના ઝાડનાં ફળ; આંબલી. તેમાં ખટાશ અને સહેજ ગળપણ હોવાથી દાળ, શાક વગેરે રસોઈમાં ખટાશ તરીકે તેનો ઉપયોગ થાય છે. નવી કરતાં જૂની આમલી ગુણકારક મનાય છે. તેમાં ખટાશ હોવાથી તે મોઢાને સાફ કરે અને જઠરાગ્નિ વધારે. તેનાં બિયાંને આંબલિયા, કચૂકા, ચિચૂડા, ચિંચા અથવા ચિચોડા કહેવાય છે. તે શેકીને ખવાય છે.

૨. સ્ત્રી. આમળાંનું ઝાડ.

૩. [ સં. આમ્લિકા ] સ્ત્રી. મોટું, ઘટાદાર અને ચીકણા લાકડાવાળું એક ઝાડ; આંબલી. તે ગરમ, ખાટું, પિત્ત વધારનાર, કફ કરનાર, વાનો રોગ મટાડનાર અને તેનાં પાંદડાં સોજો અને રક્તદોષ મટાડનાર મનાય છે. તેની ખાટી અને વિલાયતી એમ બે મુખ્ય જાત છે. તેને આઠમે વર્ષે શિશિર ઋતુમાં ફળ આવે છે.

૧. આમલીના પાનમાં સૂવું = આ પાનમાં સુવાય નહિ છતાં બેદરકારીના જવાબ તરીકે આમ બોલાય છે.

૨. આમલીનો બંધ = (૧) આમલીના જેવું ઘણું સખત એટલે ન તૂટે એવું બંધન. (૨) કંજૂસ.

૩. હાથે આમલીના બંધ હોવા = હાથથી પૈસો ન છૂટવો.

૪. વિ. ચીડિયા સ્વભાવનું; ખાટું.

**આમલીઆરા** ન. મહીકાંઠા એજન્સિમાં આવેલું એક સંસ્થાન.

**આમલીતલા** ન. તામ્રપર્ણીના ઉત્તર કિનારે આવેલું એક પ્રાચીન ઠેકાણું. ચૈતન્ય પ્રભુ અહીં યાત્રાએ આવ્યા હતા.

**આમલીપીપળી** સ્ત્રી. ઝાડની એક ડાળીથી બીજી ડાળીએ કૂદતા જઈ રમનારમાંના કોઈને અડકી લેવાની છોકરાંની એક રમત; ઓળકોળામણો.

આમલીપીપળી રમાડવી = (૧) આડુંઅવળું સમજાવીને પોતાના મતનું કરવું; ભમાવવું. (૨) ગૂંચવણમાં નાખવું; મૂંઝવવું; ગભરાવવું.

**આમલીસહકારફળ** [ આમલી ( આમળાંનું ઝાડ ) + સહકાર ( આંબો ) + ફલ ( ફળ ) ] ન. આંબળાં અને કેરી.

> **આમલીસહકારફળ** આરોગિયાં મિ, નાથ !
>
> ભાલણ

**આમલેટ** [ અં. ઓમલેટ ] પું. એક જાતનો પૂડો એટલે લોટ અથવા દાળના ખીરાની તળેલી પોળી.

**આમલો** પું. ( જૂ. ગુ. ) મર્મ; તત્ત્વ.

> પુરુષ તણીયે બહુત્તિરિ કલા,
>
> પ્રીછયા સકલ શાસ્ત્ર **આમલા.** લાવણ્યસમય

**આમલોક** જુઓ આમવર્ગ.

**આમલોગ** ન. બ. વ. સાધારણ વર્ગનાં લોકો.

**આમવર્ગ** [ આમ ( સાધારણ ) + વર્ગ ( વિભાગ ) ] પું. સાધારણ માણસોનો વિભાગ; સામાન્ય લોકસમૂહ; પ્રજાવર્ગ.

**આમવાત** [ સં. આમ ( કાચો મળ ) + વાત ( વા ) ] પું. ( વૈદક ) એક જાતનો વાયુનો રોગ; આમ એટલે ઝાડા સાથે સફેદ અને ચીકણા પદાર્થ નીકળવાથી થતો સંધિવા. અપચામાં ખાવાથી યોગ્ય પોષક રસ થવાને બદલે તેમાંથી આમ એટલે કાચો મળ ઉત્પન્ન થાય. મંદાગ્નિવાળાં, આળસુ અને ભારે ખોરાક ખાઈ તરત જ મહેનત કરનાર માણસને આ રોગ થાય છે. તેમાં અંગ મરડાઈ જવું, અરુચિ, તરસ, આળસ, તાવ, ખોરાક ન પચવો, શરીર સોજા થવા, હાથ, પગ, માથું, ઘૂંટી, કેડ, ઢીંચણ અને સંધિમાં સોજો આવી પીડા થાય છે. સૂંઠ અને ગળોનો ઉકાળો રોજ લેવાથી આ

દરદ દૂર થવાનું કહેવાય છે. આ રોગમાં ઘી, ભાત, કૂમળા મૂળા અને બિજોરું હિતકર અને દાળ, જાંબુ, કાકડી, અળવી અને તુરા પદાર્થ નુકસાનકારક મનાય છે.

**આમવાતારિ ગુટિકા** [ સં. આમવાત ( એક જાતનો સંધિવા ) + અરિ ( દુશ્મન ) + ગુટિકા ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) આમવાત મટાડનાર રસની એક જાતની બનાવટ. ગંધક, પારદ, ટંકણખાર, સિંધાલૂણ, લોહભસ્મ, તામ્રભસ્મ અને શંખભસ્મ દરેક અક્કેક તોલો અને ગૂગળ ચૌદ તોલા, ત્રિફળા ત્રણ તોલા અને ચિત્રક ત્રણ તોલા લઈ બધાંને ઘીમાં ઘૂંટી ગોળી કરવી. કેટલાક પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, ટંકણખાર, સિંધાલૂણ સરખે ભાગે લઈ તે બધાથી બમણો ગૂગળ અને ગૂગળથી ચોથા ભાગની નસોતરની છાલ તથા તેટલો જ ચિત્રક નાખી ઘીમાં ઘૂંટી ગોળીઓ બનાવે છે. તેની માત્રા ચાર થી આઠ વાલ સુધીની છે. વળી કેટલાક પારદ તોલો એક, ગંધક તોલા બે, ત્રિફળા તોલા ત્રણ, ચિત્રક તોલા ચાર અને ગૂગળ તોલા પાંચને એરંડિયામાં ઘૂંટી ગોળી વાળવાનું કહે છે.

**આમવાતિક જ્વર** [ સં. આમવાત ( સંધિવા ) + ઇક ( વાળું ) + જ્વર ( તાવ ) ] પું. સંધિવા સાથે આવતો તાવ. આ તાવનું ચોક્કસ કારણ કે તેના જીવાણુ બાબતની ચોક્કસ માહિતી મળી નથી. પણ કેટલાક વિજ્ઞાનવેત્તાઓ માને છે કે સૂક્ષ્મ જીવાણુથી તે થાય છે. કેટલાક આ રોગનું કારણ બિંદુકાકાર કીટાણુ માને છે. વસંત અથવા વર્ષાઋતુમાં, ભીનાશવાળી અને ગરમ જગ્યામાં, સ્ત્રી કરતાં પુરુષને અને તેમાં પણ જુવાનને આ બીમારી વધારે લાગુ પડે છે. એક વાર આ તાવ આવે તો બીજી વાર આવવાનો ભય રહે. થાક અને શરદીથી આ રોગ વધારો પામે. તેમાં એકદમ ટાઢ ચડી તાવ આવે, શરીર જકડાઈ જાય, ગળામાં બળતરા થાય, ડોક સજ્જડ થઈ જાય, કોઈ કોઈ વાર ગળાની ગાંઠનો સોજો દેખાય, સાંધામાં સોજો થાય અને વખતે રોગીને સખ્ત પીડા થાય. થોડા વખત પછી સોજો ઘટી પીડા ઓછી થાય, પણ કેટલીક વાર એક સાંધો સારો થતાં બીજા સાંધામાં સોજો ચડે. તાવ પણ સોજો ઓછો થતાં ઓછો થાય અને વધતાં વધે. શરૂઆતમાં ૧૦૨ થી ૧૦૩ ડીગ્રી સુધી તાવ હોય. તાવનો ચડવા ઊતરવાનો આધાર સાંધાના સોજા ઉપર છે. કેટલીક વાર ૧૦૬થી ૧૦૭ ડીગ્રી સુધી તાવ ચડે. નાડી ઉતાવળે ચાલનારી અને ભરેલી હોય. કોઈ કોઈ વાર આ દરદના જીવાણુ હૃદયના પોલાણમાં જઈ તેના ઉપર સોજો કરે અને તે ભયંકર ગણાય. આ વ્યાધિની મુદત ૭ અઠવાડિયાંની છે.

**આમવાતેશ્વરરસ** [ સં. આમવાત ( એક જાતનો સંધિવા ) + ઈશ્વર ( ધણી ) + રસ ] પું. ( વૈદક ) આમવાયુ, મરડો, અજીર્ણ અને સંધિવા મટાડવા માટે વપરાતા એક જાતના રસની બનાવટ. શુદ્ધ ગંધક પલ અર્ધ, તામ્રભસ્મ પલ અર્ધ, શુદ્ધ પારદ તોલો એક અને લોહભસ્મ તોલો એકને એરંડાના મૂળના રસની સાત ભાવના દઈ છેવટે ગળોના ક્વાથની દશ ભાવના દેવી. તે પછી બધા ચૂર્ણની બરાબર ફુલાવેલો ટંકણખાર, ટંકણથી અર્ધ બીડલૂણ, બીડલૂણ જેટલાં મરી, વાવડિંગ અને આમલીનો ક્ષાર મેળવવાં તથા પારદ જેટલું દંતીમૂળ અને એ સર્વના ચૂર્ણથી, અરધું ત્રિકટુ, ત્રિફળા ને લવિંગનું ચૂર્ણ મેળવવું. તે ચૂર્ણ મધ, દૂધ કે પાણી સાથે બે થી ત્રણ રતી લેવાય છે.

**આમવાયુ** [ આમ ( જળસ ) + વાયુ ( પવન ) ] પું. અપચાને લીધે થતો સાંધા રહી જવાનો રોગ. જુઓ આમવાત.

**આમવિકાર** [ સં. આમ ( કાચો મળ ) + વિકાર ( બગાડ ) ] પું. ઝાડામાં કાચો મળ નીકળવાનો રોગ.

**આમવ્યાધિ** જુઓ આમવાત.

**આમશૂલ** [ સં. આમ ( ઝાડાની કબજિયાત ) + શૂલ ( દુઃખ ) ] ન. અજીર્ણને લીધે થતું શૂળ; કાચા મળને લીધે પેટમાં ચૂંક આવવાનો રોગ.

**આમશ્રાદ્ધ** [ સં. આમ ( કાચું ) + શ્રાદ્ધ ] ન. કાચા અનાજથી કરાતું એક જાતનું શ્રાદ્ધ; કાચા અન્નથી કરવા લાયક શ્રાદ્ધ. તેમાં પિંડદાનને બદલે બ્રાહ્મણને કાચું અન્ન દેવામાં આવે છે.

**આમસભા** ૧. [ આમ ( સામાન્ય ) + સભા ( મંડળ ) ] સ્ત્રી. સાધારણ લોકોના પ્રતિનિધિઓની મંડળી.

૨. સ્ત્રી. સામાન્ય લોકોની સભા.

**આમસરા** ૧. [ અ. આમ ( સામાન્ય ) + સરા ( ઉતારો ) ] સ્ત્રી. ધર્મશાળા; સાર્વજનિક ઉતારો.

૨. સ્ત્રી. પોળના રહેવાસીઓને વાપરવા અને જવા આવવા માટે રસ્તા તરીકે રાખેલી મહોલ્લામાંની જમીન.

**આમહો સામુહે** અ. ( ડિંગળ ) આમનેસામને; સામસામે.

**આમળ** ૧. સ્ત્રી.; ન. ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી બહાર ધસી આવેલી નળી.

૨. [ સં. આમ ( નહિ પચેલું ) ] સ્ત્રી.; ન. ગુદાની બહાર નીકળેલો આંતરડાનો છેડો; આમળુ.

૩. સ્ત્રી.; ન. યોનિની બહાર નીકળેલ ગર્ભનો પડદો; ભાંડું.

**આમળક** ૧. [ સં. આમલક ] પું. આંબલિયો; કચૂકો.

૨. ન. આંબળું.

**આમળકી** સ્ત્રી. એક જાતનું ઝાડ. જુઓ આમળી.

**આમળતું** ૧. વિ. અમળાતું; પેટમાં ચૂંક આવતી હોય એવું.

૨. વિ. વળ દેતું.

**આમળનળી** સ્ત્રી. સ્ક્રૂના પેચ જેવા આકારની નળી.

**આમળવું** ૧. સ. ક્રિ. ચોળવું; મસળવું.

૨. સ. ક્રિ. જોરથી વાંકું વાળવું; મરડવું.

૩. સ. ક્રિ. બોલાવવું.

૪. સ. ક્રિ. મચડવું; આંબળવું; વળ ચડાવવો.

૫. સ. ક્રિ. વણવું.

**આમળસારો** ગંધક પું. આમણસારો ગંધક.

**આમળિયું** ૧. ન. દાબાની તમાકુને વળ દઈ બાંધેલું ગાંઠયું; વળિયું.

૨. ન. બે કે ત્રણ તારનું વળ દીધેલું કડું; વળિયું; સોના, રૂપા કે તાંબાના જાડા તારવાળું વળ દીધેલું કડું. રૂપાના તારનાં વળ દીધેલાં આમળિયાં છોકરાં પગે પહેરે છે અને સોનાનાં વળ દીધેલાં અથવા વળ દીધો હોય તેવાં આંકા પાડેલાં આમળિયાં સ્ત્રીઓ હાથે પહેરે છે.

૩. ન. વાજિત્રના તાર સખ્ત કે ઢીલા કરવા માટે રાખેલું લાકડાનું નાનું બટકું.

**આમળિયો** પું. દોરી વણવામાં વપરાતું ઓજાર. તે વળ દેવામાં વપરાય છે.

**આમળી** સ્ત્રી. એક જાતનું ઝાડ. તેનાં નાનાં બોર જેવડાં અને સ્વાદે ખટમીઠાં ફળ આમળી કહેવાય છે.

**આમળીપીપળી** સ્ત્રી. ઝાડપીપળી નામની છોકરાંની એક દેશી રમત. જુઓ ઝાડપીપળી.

**આમળીભોજન** ન. કારતક સુદિ દશમથી પૂનમ સુધી વનમાં જઈને આમળીના ઝાડની પૂજા કરવાનો અને ત્યાં જ જમવાનો ઉત્સવ.

**આમળીયારૂં** વિ. વાંકડિયું.

**આમળું** ૧. [ સં. આમલક; ફા. અમ્લક ] ન. આંબાના વર્ગનું એ નામનું બોરડી જેવડું ઊંચું એક ઝાડ. તેનાં પાંદડાં આમલીનાં પાન જેવાં ઝીણાં થાય. તેમાં સેપ્ટેમ્બર મહિનામાં પીળા રંગનાં ફૂલ આવે અને માર્ચ એપ્રિલમાં આમળાં પાકે. આમળાં આકારે ગોળ અને સ્વાદમાં ખાટાં હોય. તેની અંદર મોટો ઠળિયો હોય. તાજાં આમળાં લઈ ખાતર વગેરે નાખી ક્યારા કરવા અને તેમાં વેંત વેંતને અંતરે ઠળિયા વાવી દર અઠવાડિયે પાણી પાવું. એ વરસના રોપા થાય એટલે કાયમની જગ્યાએ ચોમાસામાં વાવવા. આમળાંની બે જાત: નાનાં અને મોટાં. નાનાં આમળાં વાવ્યા પછી પાંચમે વરસે અને મોટાં આમળાંનાં ઝાડ આઠમે વરસે ફળે. લોકો તેનું અથાણું ને મુરબ્બો કરે છે. આ ઝાડને ખાસ ખાતર નાખવાની જરૂર નથી. તેને શરૂઆતમાં ત્રણ વર્ષ સુધી ગોડવા અને પાણી પાવાનું સંભાળવું. પથ્થરવાળી જમીનમાં ત્રણ ફૂટ ઊંડા અને બે ફૂટ પહોળા ખાડા ગાળી તેમાં નદીના કાંપની માટી ભરી આમળાનો રોપ વાવી શકાય. આ ઝાડના લાકડામાંથી થતા ધોળા કાથાને મરાઠીમાં આવળકંટી કહે છે. તેમાંથી તેલ પણ કાઢે છે. તે ઘણું જ પુષ્ટિકારક હોવાથી વૃદ્ધાવસ્થા મટાડે એવું અને સર્વ જાતના તાવ ઉપર તે અકસીર મનાય છે.

૨. ન. એ નામનું એક જાતનું ફળ; આમળું. તેની ત્રણ જાત: (૧) દેવઆમળાં. તે સ્વાદે તૂરાં અને ખાટાં અને માથામાં નાખવાના તેલમાં ને મુરબ્બો કરવામાં વપરાય છે. (૨) ચોરઆમળાં. તે ઝુબડીમાંથી નીકળે અને એનો સ્વાદ ખાટો અને કંઈક ગળ્યો હોય. (૩) રાયઆમળાં. તે ખાટાં હોય અને અથાણું કરવાના તેમ જ દવાના કામમાં આવે. આ ફળ મોટાં બોર જેવડાં અને રંગે પીળાં જરા રતાશ ઉપર હોય. કાચાં આમળાંનો રંગ લીલો હોય ને તેને ૭ હાંસ હોય છે. તે રક્તપિત્ત, પ્રમેહ, વિષ, જ્વર, રક્તસ્રાવ, વીર્યસ્ખલન, કબજિયત, સોજા, રસ, રક્તવિકાર અને ત્રિદોષ મટાડનાર મનાય છે.

૧. આમળાં જેવડું મીંડું = મોટું મીંડું; છેક રદ પદાર્થ; બાતલ વસ્તુ.

૨. આમળું કાઢવું = (૧) કામ કરાવીને થકવવું; કાયર કરવું. (૨) ખૂબ માર મારવો.

**આમળો** ૧. પું. અદેખાઈ; ઈર્ષા.

૨. પું. અભિમાન.

૩. પું. ખાર; અંટસ.

૪. પું. ચીંટિયો.

૫. પું. ટેક.

૬. પું. પોતાનું કામ ન થવાથી થતી દિલગીરી.

૭. પું. મદ; ગર્વ; અહંકાર.

૧. આમળા ખાવા = વળ ખાવો; અંબળાવું.

૨. આમળો ચડવો = (૧) ઉશ્કેરાવું. (૨) ખાર રાખવો.

૩. આમળો રાખવો = (૧) અભિમાન રાખવું. (૨) ખાર રાખવો.

૪. દોરડી બળે પણ આમળો ન મૂકે = માણસ પાયમાલ થાય કે મરી જાય પણ પોતાનો વળ ન મૂકે.

૫. મનનો આમળો = (૧) અહંકાર. (૨) મનમાંનો ડંખ કે ઝેર.

૮. પું. વળ; વળવાળો આંટો; વસ્તુને આમળવાથી તેના પર દેખાતો વાંકો લીસોટો.

**આમંડ** ૧. પું. એરંડાનો છોડ.

૨. પું. દશ ફૂટ ઊંચું અને સુશોભિત એક જાતનું ઝાડ; બદામનું ઝાડ. તેનાં ગુલાબી અને રાતાં ફૂલ વસંત ઋતુમાં ખીલે છે. ફળમાંથી નીકળતાં બી બદામ કહેવાય અને તેની કડવી અને મીઠી એવી બે જાત હોય છે.

**આમંડુ** [ સં. આમંડ ] પું. ધોળો એરંડો.

**આમંત્ર** ૧. પું. એરંડાનો છોડ.

૨. [ સં. આમંત્ર્ ( બોલાવવું ) ] પું. બોલાવવાપણું; આમંત્રણ; તેડું; નોતરું.

**આમંત્રણ** ૧. ન. અભિનંદન.

૨. [ સં. આમંત્ર્ ( બોલાવવું ) ] ન. નિમંત્રણ; તેડું; નોતરું; ઇજન.

૩. ન. પરવાનગી; રજા.

૪. ન. પ્રશ્ન.

૫. ન. રજા લેવાપણું; છૂટા પડવું તે.

૬. ન. વાતચીત.

૭. ન. સંબોધન.

૮. ન. ( વ્યાકરણ ) સંબોધન વિભક્તિ.

**આમંત્રણ આજ્ઞાપત્ર** [ સં. આમંત્રણ (તેડું) + આજ્ઞા ( હુકમ ) + પત્ર ( કાગળ ) ] ન. અદાલતમાં હાજર થવા માટેનું અધિકારીનું લિખિત તેડું; 'સમન્સ'.

**આમંત્રણપત્રિકા** [ સં. આમંત્રણ ( નોતરું ) + પત્રિકા ( ચિઠ્ઠી ) ] સ્ત્રી. નોતરાની ચિઠ્ઠી.

**આમંત્રણા** જુઓ આમંત્રણ.

**આમંત્રવું** [ સં. આમંત્ર્ ( બોલાવવું ) ] સ. ક્રિ. નિમંત્રણ કરવું; બોલાવવું; નોતરવું; તેડવું.

**આમંત્રિત** ૧. ન. વાતચીત; સંભાષણ.

૨. ન. સંબોધન.

૩. ન. ( વ્યાકરણ ) સંબોધન વિભક્તિ.

૪. [ સં. આમંત્ર્ ( નોતરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નોતરેલ; બોલાવેલ; આમંત્રેલું; નિમંત્રેલ.

૫. વિ. બિનજરૂરી કામમાં રોકેલ.

**આમંદ** પું. વાસુદેવ.

**આમાજ** [ ફા. ] પું. તીર મારવાની નિશાની.

**આમાજીર્ણ** [ સં. આમ ( કાચો મળ ) + અજીર્ણ ( અપચો ) ] ન. ખાધેલું અન્ન ઝાડામાં કાચું નીકળે એવો અજીર્ણનો એક પ્રકાર; કાચો અપચો; જઠરાજીર્ણ. આ રોગમાં ખાધેલું અનાજ જ્યાંનું ત્યાં પડી રહેવાથી તેનું પાણી મોઢામાં પાછું આવે અને ગાલ અને આંખ ઉપર સોજો લાવે. શરીર ભારે લાગે, ઊબકો આવે અને ખાધેલની ગંધના ઓડકાર આવે.

**આમાઝોન** સ્ત્રી. દક્ષિણ અમેરિકાની એક નદી. તે ક્યાંથી નીકળે છે તે સંબંધી ઘણી શંકા હોવાના પરિણામે તેની લંબાઈ વિષે જુદા જુદા મત છે. તેને સોએક જેટલી નદીઓ મળતી હોવાથી તેમાં ઘણી વખત પૂર આવે છે.

**આમાતિસાર** [ સં. આમ ( કાચો મળ ) + અતિસાર ( ઝાડો ) ] પું. મરડો; સંગ્રહણી; અજીર્ણથી થયેલો ઝાડાનો રોગ; ચુંકાઈને વારંવાર જળસના દુર્ગંધ મારતા ઝાડા થાય એવો રોગ; પાતળા પાણી જેવા અથવા કાચા મળ સાથે ઝાડા થવાનું દરદ; અતિસારનો એક પ્રકાર.

**આમાતીસાર** જુઓ આમાતિસાર.

**આમાત્ય** ૧. [ સં. અમા ( સાથે ) + વસ્ ( રહેવું ) ] પું. દીવાન; વજીર; પ્રધાન; કારભારી; મંત્રી.

૨. પું. સેનાધિપતિ.

**આમાત્રિકા નલિકા** સ્ત્રી. શિરોધીયા ધમનીની સુરંગ; લમણાના હાડકામાંથી મગજમાં જતી ધોરી નસને જવાનો માર્ગ; માતૃકા પરિખા; 'કેરોટિડ કનેલ'.

**આમાદગી** [ ફા. આમાદન ( તૈયાર કરવું ) ] સ્ત્રી. તૈયાર હોવાપણું; તૈયારી; તત્પરતા.

આમાદગી-એ-હુમ્લા = હુમલો કરવાની તૈયારી.

**આમાદા** ૧. વિ. ખંતીલું; ઉદ્યત.

આમાદા કરવું = ઉશ્કેરવું.

૨. [ ફા. આમાદન ( તૈયાર કરવું ) ] વિ. તૈયાર; તત્પર.

**આમાનસ્ય** [ સં. અ ( નહિ ) + માનસ ( મન ) ] ન. દુઃખ.

**આમાનાહ** [સં. આમ (કાચો મળ) + આનાહ (કબજિયત)] પું. કાચા મળને લીધે ચડેલ આફરો.

**આમાન્ન ૧.** [સં. આમ (કાચું) + અન્ન (અનાજ)] ન. કાચું અનાજ.
**૨.** ન. બ્રાહ્મણને આપવાનું વગર રાંધેલું અનાજ.
**૩.** ન. રાંધ્યા વગરના ચોખા.

**આમાન્યા ૧.** સ્ત્રી. અદબ રાખે એવી નાયકા.
**૨.** [સં. આજ્ઞા (હુકમ) + મન્ (પાળવું)] સ્ત્રી. આજ્ઞાપાલન; હુકમ પાળવાપણું.
**૩.** સ્ત્રી. મર્યાદા; અદબ; શરમ.

**આમાર ૧.** [ફા.] પું. ગણતરી.
**૨.** પું. તપાસ.
**૩.** પું. હિસાબનો ચોપડો.

**આમાલ** [અ. અમલનું બહુવચન] પું. બ. વ. સારાં કામ; સત્કર્મો; પુણ્યો.

**આમાલનામું ૧.** [અ. આમાલ (સારાં કામ) + ફા. નામા (લખાણ)] ન. નોકરોની ચાલચલણ અને કામ કરવાની યોગ્યતાની નોંધની ચોપડી; 'સર્વિસ બુક'.
**૨.** ન. પત્રક; રજિસ્ટર.

**આમાવર્ત** પું. કેરીનો રસ.

**આમાવસુ** પું. (પુરાણ) ઇંદ્રિયોને કાબૂમાં રાખનાર એ નામનો એક પિતર. અચ્છોદા નામની એક પિતર કન્યા એક વખત એના ઉપર મોહી ગઈ પણ આમાવસુ એને વશ થયો નહિ. આ વાત બીજા પિતરોને જાણ થવાથી તેઓએ પ્રસન્ન અંતઃકરણથી 'જે તિથિએ એ બ્રહ્મચર્યભ્રષ્ટ ન થયો તે તિથિ સઘળા પિતરોને પ્રિય થાઓ' એવો આશીર્વાદ આપ્યો અને એ તિથિનું નામ એનાજ નામ ઉપરથી આમાવાસ્યા પાડ્યું. અચ્છોદાને એના અણછાજતા કામને લીધે શાપ આપ્યો કે તું મૃત્યુલોકમાં પડીશ. અચ્છોદા મૃત્યુલોકમાં જન્મી. ત્યાં તે મત્સ્યગંધા અથવા સત્યવતી તરીકે રહી.

**આમાવસ્યક** જુઓ આમાવાસ્ય.

**આમાવાસ્ય ૧.** ન. અમાસને દિવસે આપવામાં આવતી આહુતિ.
**૨.** વિ. અમાસને દિવસે જન્મેલ.
**૩.** વિ. અમાસને દિવસે થનાર.
**૪.** વિ. અમાસને લગતું.

**આમાવાસ્યા** [સં. અમાવાસ્યા] સ્ત્રી. અમાસ; અંધારિયાનો છેલ્લો દિવસ.

**આમાશય** [સં. આમ (કાચું) + આશય (ઠેકાણું)] ન. જઠર; ઉદર; કોઠો; ઓઝરી; ખાધાપીધેલા અનાજપાણીને આધાર આપનાર માંસતંતુઓની બનેલી એક કોથળી. તેનો આકાર નાની મસકના જેવો લંબગોળ છે. તે પેટના હૃદયાધરિક અને વામાનુપાર્શ્વિક પ્રદેશમાં ત્રાંસી રીતે રહેલ છે. ઉપર મહાપ્રાચીરા પેશીને ભેદીને નીચે આવેલા અન્નનલિકાના મુખ સાથે, અને નીચે નાના આંતરડાના શરૂઆતના ભાગ ગ્રહણીના મોઢા સાથે તે જોડાય છે. ઓઝરી લગભગ એક વેંત લાંબી અને પાંચ છ આંગળ પહોળી હોય છે; મોટા આહારવાળા માણસની ઓઝરી મોટી હોય છે. તેની ઉપર તથા ડાબી બાજુએ મહાપ્રાચીરા પેશી, નીચે વપાથી ઢંકાયેલો મોટા આંતરડાનો આડો ભાગ, જમણી બાજુએ યકૃત, ડાબી બાજુએ પ્લીહા અને તેની પાછળ અગ્ન્યાશય રહેલું છે. ઓઝરીની દીવાલ ચાર પડ મળીને બનેલી છે. સૌથી બહાર ઉદર્યા કલાનું પડ, તેની અંદર સ્વતંત્ર માંસપેશીઓનું પડ, તેની અંદર સંયોજક તંતુઓનું પડ અને સૌથી અંદર સ્થૂલ કલાનું પડ છે. આમાશયક્રોડિકા ધમનીઓની બે શાખાઓ ઓઝરીને લોહી પૂરું પાડે છે.

**આમાશય આંત્રચ્છદા ધમની** [સં. આમાશય (ઓઝરી) + આંત્ર (આંતરડું) + છદા (ઢાંકનારી) + ધમની (હૃદયમાંથી લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. ઓઝરીની ઉપલી કોર ઉપર આવેલી જઠરને લોહી પૂરું પાડનારી નળી; 'ગેસ્ટ્રો એપિપ્લોઇક આર્ટરિ'.

**આમાશયક્રોડિકા દક્ષિણા** [સં. આમાશય (ઓઝરી) + ક્રોડ (વચલો ભાગ) + ઇકા (વાળી) + દક્ષિણ (જમણું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અભિયાકૃતી ધમનીની એ નામની એક શાખા. તે ઓઝરીની ધનુષ્યના જેવી વાંકી ઉપલી કિનારી ઉપર ફેલાયેલી છે.

**આમાશયક્રોડિકા ધારા** [સં. આમાશય (ઓઝરી) + ક્રોડ (વચલો ભાગ) + ઇકા (વાળી) + ધારા (કોર)] સ્ત્રી. ઓઝરીની બેમાંની ઉપલી અને ટૂંકી ધારા.

**આમાશયક્રોડિકા વામા** [સં. આમાશય (ઓઝરી) + ક્રોડ (વચલો ભાગ) + ઇકા (વાળી) + વામ (ડાબું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અર્દ્ધોદરિકા ધમનીની એ નામની એક શાખા. તે ઓઝરીની ઉપલી કિનારી ઉપર ફેલાયેલી છે. તે આમાશયક્રોડિકા દક્ષિણા સાથે મળીને આમાશયના ઉપલા અર્ધ ભાગને લોહી પૂરું પાડે છે.

**આમાશયક્રોડિકા શિરા** સ્ત્રી. ઓઝરીની ઉપલી અર્ધચંદ્રાકાર ધારમાં આવેલી એ નામની અશુદ્ધ લોહી લઈ જનારી નળી. તે ઓઝરીની બન્ને બાજુએ આવેલી શિરાઓનું લોહી એકઠું કરે છે. ગ્રહણીની પાછળ યકૃતના મૂળ ભાગમાં તે પ્રતિહારિણી શિરાને મળી જાય છે.

**આમાશયચતુર્થ કોષ** [સં. આમાશય (જઠર) + ચતુર્થ (ચોથું) + કોષ (કોઠો)] પું. વાગોળનારાં પશુઓના જઠરનું ચોથું ખાનું.

**આમાશયતલિકા** [સં. આમાશય (ઓઝરી) + તલિકા (જેરબંધ)] સ્ત્રી. જઠરની નીચલી ધારા. તે જઠરને વીંટળાઈ નીચે ઊતરી ઓઝરીને તળિયે જાય છે અને ત્યાંથી પાછી તે જમણી તરફ જાય છે.

**આમાશયતલિકાધમની દક્ષિણા** [સં. આમાશય (ઓઝરી) + તલિકા (જેરબંધ) + ધમની (ધોરી નસ) + દક્ષિણ (જમણું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અભિયાકૃતી ધમનીની એ નામની એક શાખા. તે ઓઝરીની નીચલી કિનારી ઉપર ફેલાઈ જઠરને પોષણ આપે છે.

**આમાશયતલિકાધમની વામા** [સં. આમાશય (ઓઝરી) + તલિકા (જેરબંધ) + ધમની (ધોરી નસ) + વામ (ડાબું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અભિપ્લીહિકા ધમનીની એ નામની એક મોટી શાખા. તે ઓઝરીની નીચલી કિનારી ઉપર ફેલાઈ આમાશયતલિકાધમની દક્ષિણા સાથે મળી જાય છે.

**આમાશયતલિકા શિરા** [સં. આમાશય (જઠર) + તલિકા (જેરબંધ) + શિરા (નસ)] સ્ત્રી. બરોળની એ નામની એક શિરા.

**આમાશયપક્વાશય ધમની** [સં. આમાશય (ઓઝરી) + પક્વ (પાકું) + આશય (ઠેકાણું) + ધમની (હૃદયમાંથી લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. ઓઝરી અને નાના આંતરડાને લોહી પૂરું પાડનારી નળી.

**આમાશયપરીક્ષા** [સં. આમાશય (ઓઝરી) + પરીક્ષા (તપાસ)] સ્ત્રી. જઠરના અંદરના ભાગની તપાસણી; 'સ્ટમકોસ્કપિ'.

**આમાશયપૃષ્ટિકા** સ્ત્રી. ઓઝરીની નીચલી ધારા; આમાશયતલિકા. જુઓ આમાશયતલિકા.

**આમાશયપ્રણાલિકા** [સં. આમાશય (ઓઝરી) + પ્રણાલિકા (નાળચું)] સ્ત્રી. પિત્તકોષની પાસે રહેલા ગ્રહણીના મુખ સાથે જોડાયેલો જાડી નળી જેવો ઓઝરીનો છેલ્લો ભાગ.

**આમાશય મધ્ય** [ સં. આમાશય ( ઓઝરી ) + મધ્ય ( વચલો ભાગ ) ] પું. ઓઝરીનો વચલો ભાગ.

**આમાશય મૂલ ધમની** [ સં. આમાશય ( જઠર ) + મૂલ ( મૂળ ) + ધમની ( હૃદયમાંથી લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. પેટની નીચેના ભાગમાંથી નીકળતી મહાધમનીની એક નાની શાખા. તે કાળજું, બરોળ અને ઓઝરીને લોહી પૂરું પાડે છે.

**આમાશય યકૃત કલા** [ સં. આમાશય ( ઓઝરી ) + યકૃત ( કલેજું ) + કલા ( પડ ) ] સ્ત્રી. ઉદર્યા કલાનો કલેજાની નીચેના ભાગ અને ઓઝરીની ઉપરની કિનારીને જોડનાર પડદો.

**આમાશય યમક ધમની** [ સં. આમાશય ( જઠર ) + યમ્ ( જડું ) + ક ( વાળું ) + ધમની ( હૃદયમાંથી લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. કાળજું, બરોળ અને ઓઝરીને લોહી પૂરું પાડનાર પેટની નીચેના ભાગમાંથી નીકળતી મહાધમનીની એક નાની શાખા; 'સીલિએક એક્સિસ'.

**આમાશય વિસ્ફાર** [ સં. આમાશય ( ઓઝરી ) + વિસ્ફાર ( ધનુષનો ટંકાર ) ] પું. અકરાંતિયાપણાથી થતો એ નામનો રોગ.

**આમાશયશૂલ** [ સં. આમાશય ( ઓઝરી ) + શૂલ ( ચસકો ) ] ન. જઠરમાં થતું દુઃખ.

**આમાશય સ્કંધ** [ સં. આમાશય ( ઓઝરી ) + સ્કંધ ( ખભો ) ] પું. ઓઝરીનો ખૂંધના જેવો ઊપસેલો બહિર્ગોળ ભાગ. ઓઝરીનો આ સૌથી પહોળો અને ઊંચાઈએ આવેલો ભાગ ડાબા અનુપાર્શ્વિક ભાગમાં મહાપ્રાચીરા પેશી નીચે રહેલો છે. તેની ડાબી બાજુએ પ્લીહામાશયિકા નામની કલાબંધની તેને પ્લીહા સાથે સંબંધમાં રાખે છે.

**આમાશયાભિગા** [ સં. આમાશય ( ઓઝરી ) + અભિ ( તરફ ) + ગા ( જનારી ) ] વિ. સ્ત્રી. જઠર તરફ જતી.

**આમાશયિક ગ્રંથિ** [ સં. આમાશય ( ઓઝરી ) + ઇક ( સંબંધી ) + ગ્રંથિ ( ગાંઠ ) ] સ્ત્રી. જઠરમાં આવેલ એક માંસપિંડ; 'ગૅસ્ટ્રિક ગ્લૅંડ'.

**આમાશયિક ધમની** [ સં. આમાશય ( જઠર ) + ઇક ( સંબંધી ) + ધમની ( હૃદયમાંથી લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. જઠરને લોહી પૂરું પાડનારી નળી; 'ગૅસ્ટ્રિક આર્ટરિ'.

**આમાશયિક પ્રદેશ** [ સં. આમાશય ( ઓઝરી ) + ઇક ( સંબંધી ) + પ્રદેશ ( ભાગ ) ] પું. પેટના નવ વિભાગમાંનો એક; 'લેફ્ટ હાઇપોકૉન્ડ્રિએક રીજન'. તેમાં આમાશય સ્કંધ (ફન્ડસ ઑવ ધ સ્ટમક), પ્લીહા, અગ્ન્યાશયનો છેડો, મોટા આંતરડાનો બરોળ તરફનો ખૂણો અને ડાબા મૂત્રપિંડનો ભાગ આવેલા છે.

**આમાશયિક રસ** [ સં. આમાશય ( જઠર ) + ઇક ( સંબંધી ) + રસ ] પું. ખાધેલું પચાવનાર જઠરમાંથી ઝરતો ખાટો રસ; 'ગૅસ્ટ્રિક જૂસ'.

**આમાસ** [ ફા. ] પું. સોજો.

**આમાંશ** [ સં. આમ ( કાચું ) + અંશ ( ભાગ ) ] પું. લોહીવાળો ઝાડો; રક્તાતિસાર.

**આમિક્ષા** ૧. [ સં. આ ( ઉપર ) + મિક્ષ્ ( છાંટવું ) ] સ્ત્રી. ઊના દૂધમાં દહીં નાખતાં બનતો પદાર્થ; પનીર.
 ૨. સ્ત્રી. યજ્ઞમાં વપરાતી ઉકાળેલા દૂધ અને દહીંની મેળવણી.

**આમિખ** ન. માંસ. જુઓ આમિષ.

> આમિખ આરોગ્યનું અતિ ઘણું,
> પાપણીએ પોષ્યું પેટ. — શામળ

**આમિતૌજિ** [ સં. ] પું. કેતુમાન રાક્ષસના વંશના દુર્યોધન પક્ષના રાજા અમિતૌજાનો દીકરો.

**આમિત્ર** ૧. [ સં. આ ( ઊલટું ) + મિત્ર ( દોસ્ત ) ] વિ. વેરવાળું; દુશ્મનાવટવાળું.
 ૨. વિ. શત્રુ સંબંધી.

**આમિત્નક** [ સં. અમિત ( અપાર ) ] વિ. સર્વ બાજુએથી હુમલો કરતા સ્થૂળ એટલે બારીક નહિ એવા ભાવને પ્રાપ્ત થનાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**આમિન** [ હિં. આમ ] સ્ત્રી. અયોધ્યા પ્રાંતમાં થતી મીઠાં પણ બહુ નાનાં ફળવાળી કેરી.

**આમિર** ૧. પું. દરજી લોકના એક કબીલાનું નામ.
 ૨. [ અ. આમિલ ] પું. હાકેમ; અધિકારી.
 ૩. [ અ. ] પું. હુકમ કરનાર; રાજા.

**આમિરા** ૧. વિ. પુષ્કળ; ઘણું.
 ૨. [ અ. ] વિ. બાદશાહી.

**આમિલ** ૧. પું. કર્તવ્યપરાયણ; ફરજ બજાવનાર.
 ૨. પું. જાદુગર.
 ૩. પું. ધાર્મિક તેમ જ વ્યાવહારિક કામોની દેખરેખ રાખવા માટે નિમાયેલ ધાર્મિક અમલદાર.
 ૪. પું. વસૂલાતી અધિકારી.
 ૫. પું. સત્તાવાળો માણસ.
 ૬. પું. સિદ્ધ; સિદ્ધિઓ મેળવી હોય એવો યોગી.
 ૭. [ અ. અમલ ( તેણે કામ કર્યું ) ] પું. હાકેમ; અમલદાર; અધિકારી; કર્મચારી.
 ૮. વિ. અમલ કરનાર.
 ૯. [ સં. અમ્લ ] વિ. ખાટું.
 ૧૦. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ.
 ૧૧. વિ. સિંધમાં વસતી એ નામની એક જાતનું.

**આમિલદાર** [ અ. અમલ ( સત્તા ) + ફા. દાર ( વાળું ) ] પું. અધિકારી; અમલદાર.

**આમિલદોલ** [ અ. ] પું. ઉઘરાવવાની મહેસૂલનો અડસટ્ટો.

**આમિલનામા** ૧. ન. મુખત્યારનામું.
 ૨. [ અ. ] ન. સરકારને નામે અમુક જમીનનો કબજો લેવાનો લિખિત હુકમ.

**આમિલા** [ અ. ] ન. બીજા નામની સાથે સંબંધ રાખનાર શબ્દ.

**આમિલાત** [ અ. અમલ ( સત્તા ) ] સ્ત્રી. આમિલની જગ્યા કે પદવી.

**આમિલી** [ અ. ] સ્ત્રી. પાકના હિસાબે ગણાતું વર્ષ.

**આમિશ્ર** ૧. [ સં. આ ( ચોતરફ ) + મિશ્ર ( મળેલું ) ] વિ. જલદી મળી જાય એવું; ભળે એવું.
 ૨. વિ. ભળેલું; મળેલ.

**આમિશ્રા** [ સં. આ ( ચોતરફ ) + મિશ્ર ( ભળેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જેમાં રાજભક્ત અને રાજદ્રોહી બન્ને હોય એવું રાજ્ય.

**આમિષ** ૧. ન. આનંદ.
 ૨. ન. આનંદની ચીજ.
 ૩. [ સં. ] ન. ખાવા પીવા કે પહેરવાની ચીજ; ભોગવવાની વસ્તુ.
 ૪. ન. જંબીર ફળ.
 ૫. ન. પાંદડું.
 ૬. [ સં. આ ( ઊલટું ) + મિષ ( છળ ) ] ન. માછલાં પકડવાનું કાંટા જેવું સાધન; ગલ.
 ૭. ન. માંસ; ગોશ્ત.
 ૮. ન. લાલચ.
 ૯. ન. લાલસા; તૃષ્ણા.
 ૧૦. ન. લાંચ; રિશ્વત.
 ૧૧. ન. લોભ.
 ૧૨. ન. લોભ કરવા જેવી બાબત.
 ૧૩. ન. સુંદર રૂપ.

**આમિષપ્રિય** ૧. [ સં. આમિષ ( માંસ ) + પ્રિય ( વહાલું ) ] પું. કંક પંખી.

૨. પું. માંસાહારી પક્ષી. જેવાં કે, સમળી, ગીધ, બાજ.
૩. વિ. માંસ જેને વહાલું હોય એવું.

**આમિષભુજ** ૧. [ સં. આમિષ ( માંસ ) + ભુજ ( ખાનાર ) ] ન. માંસ ખાનાર એક જાતનું પક્ષી.
૨. વિ. માંસ ખાનાર.

**આમિષાશી** [ સં. આમિષ ( માંસ ) + અશ્ ( ખાવું ) + ઇન્ ( વાળું ) ] વિ. માંસ ખાનાર.

**આમિષાહાર** ૧. [ સં. આમિષ ( માંસ ) + આહાર ( ખોરાક ) ] પું. માંસ ખાવું તે; માંસનો ખોરાક.
૨. [ સં. આમિષ ( લાંચ ) + આહાર ( ખોરાક ) ] પું. લાંચ ખાવી તે.

**આમિષાહારી** [ સં. આમિષ ( માંસ ) + આહાર ( ખોરાક ) + ઇન્ ( વાળું ) ] વિ. માંસાહારી.

**આમિષી** [ સં. ] સ્ત્રી. નદીને કિનારે વેલાની જેમ જમીન ઉપર ફેલાતી એક વનસ્પતિ; જટામાંસી; બાલછડ.

**આમિસ** ૧. [ સં. ] ન. કાચું માંસ.
૨. ન. શબ.

**આમી** ૧. [ હિં. ] સ્ત્રી. ખાખટી; નાની કાચી કેરી.
૨. સ્ત્રી. હિમાલય તરફ થતું એક જાતનું નાના કદનું ઝાડ. શિશિર ઋતુમાં તેનાં પાન ખરી જાય છે. તેનાં લાકડામાંથી ફર્નિચર બનાવાય છે.
૩. [સં. અમી (અમે)] સ. 'હું'નું બહુવચન; અમે.
૪. વિ. અજ્ઞાન.
૫. વિ. આંધળું.
૬. અ. ( ગ્રામ્ય ) હવે.

**આમીઝઆધાર** ( આમીઝઆધાર ) [ હિં. ] પું. વાવ, તળાવ, નહેર જેવાં સાધનોથી મોલને પાણી પાવું તે.

**આમીન** ૧. [ હિં ] અ. તેમ થાઓ; ભવતુ; તથાસ્તુ; ઇતિશમ્; પ્રાર્થનાની અંતે વપરાતું આશીર્વાદવાચક અવ્યય.
૨. અ. પ્રભુ આપણું રક્ષણ કરો એવો અર્થ બતાવતો અવ્યય.

**આમીલ** ન. ( ડિંગળ ) દુઃખ.

**આમુ** સ્ત્રી. તાર્તરી દેશની એક નદી. તે ૧૫૦૦ માઈલ લાંબી છે અને એરલના સરોવરમાં પડે છે.

**આમુક્ત** ૧. [ સં. આ ( ચારે તરફ ) + મુક્ત ( છોડવું ) ] વિ. છોડી દીધેલું; તજેલું.
૨. વિ. પહેરેલું; ધારણ કરેલું.

**આમુક્તિ** ૧. [ સં. આ ( ઘણું ) + મુચ્ ( છોડવું ) ] સ્ત્રી. છુટકારો; છોડી દેવું તે.
૨. સ્ત્રી. પહેરવું તે.
૩. સ્ત્રી. મર્યાદા.
૪. સ્ત્રી. મોક્ષ; છુટકારો પામવાપણું.
૫. [સં. આ ( સુધી ) + મુક્તિ ( મોક્ષ ) ] અ. મોક્ષ થતાં સુધી.

**આમુખ** ૧. ન. ઉપોદ્ઘાત; પ્રસ્તાવના; પ્રારંભ.
૨. [સં. આ (શરૂઆતથી) + મુખ ( નાટકનું મૂળ કારણ ) ] ન. ( નાટક ) નાટકનું એક અંગ. પ્રરોચના અને આમુખ નામના પ્રસ્તાવનાના બે પ્રકાર છે. નાટકની શરૂઆતમાં નટી, વિદૂષક, સૂત્રધાર વગેરે મળી જે વાતચીત વગેરે કરે તેને આમુખ કહે છે.

**આમુત્રિક** [ સં. અમુત્ર ( પરલોક ) + ઇક ( સંબંધી ) ] વિ. પરલોક સંબંધી.

**આમુદરિયા** સ્ત્રી. એ નામની નદી. જુઓ આમુ.

**આમુર** સ્ત્રી. પેસિફિક મહાસાગરમાં પડતી એ નામની એક નદી. વિષ્ણુ પુરાણમાં તેને સીતા કહેલી છે.

**આમુર્ઝ** ( આમુર્ઝ ) [ ફા. ] સ્ત્રી. માફી આપવી તે.

**આમુર્ઝગાર** (આમુર્ઝગાર) ૧. [ફા.] પું. પરમેશ્વર.
૨. વિ. માફી આપનાર.

**આમુર્ઝિશ** ( આમુર્ઝિશ ) [ ફા. ] સ્ત્રી. માફી.

**આમુલ** [ અ. ] પું. હમેશનો રિવાજ.

**આમુલતી** ૧. સ્ત્રી. ખટુમડી.
૨. સ્ત્રી. ચાંગેરી.
૩. સ્ત્રી. નવરી.
૪. સ્ત્રી. પીળાં ફૂલવાળો એક જાતનો છોડ. તેનાં પાનની ચટણી કરે છે. બીજી એક રાતાં ફૂલની પણ જાત થાય છે.

**આમુષ્મિક** [ સં. અમુષ્મિન્ ( આમાં ) ] વિ. પરલોક સંબંધી; પેલી દુનિયાનું; પારલૌકિક; બીજા લોકનું.

**આમુષ્યકુલક** [ સં. અમુષ્ય ( પ્રસિદ્ધ ) + કુલ ( કુટુંબ ) + ક ( વાળું ) ] ન. ઉત્તમ કુળપણું.

**આમુષ્યકુલિકા** સ્ત્રી. કુળવાન પુત્રીપણું.

**આમુષ્યકુલીન** [ સં. અમુષ્ય ( પ્રસિદ્ધ ) + કુલીન ( કુળવાળું ) ] વિ. ઉમદા કુળમાં થયેલ.

**આમુષ્યપુત્રિકા** [ સં. આમુષ્ય ( પ્રસિદ્ધ ) + પુત્ર ( દીકરો ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. કુળવાન પુત્રી.

**આમુષ્યાયણ** વિ. પ્રખ્યાત વંશમાં પેદા થનાર.

**આમું** ૧. [ સં. આમ્ર ] પું. ( કચ્છી ) આંબો.
૨. સ્ત્રી. કેરી.

**આમૂખ્તા** ૧. [ ફા. આમૂખ્તન ( શીખવું ) ] વિ. ભણેલું; શીખેલું.
૨. વિ. વાંચેલું.

**આમૂલ** [સં. આ ( સુધી ) + મૂલ ( મૂળ ) ] અ. મૂળ સુધી.

**આમૂલાગ્ર** [ સં. આ (સુધી) + મૂલ ( મૂળ ) + અગ્ર ( આગળનું ) ] વિ. મૂળનું.

**આમે** ૧. પું. વાંક; દોષ.
અંતરમાં આમે નહિ. — અખો
૨. વિ. જૂઠું; ખોટું.
૩. અ. આ તરફ.
૪. [ સં. અદસ્ ] અ. આમ પણ; આ રીતે પણ; વળી આ પ્રમાણે.
૫. અ. આમ હોઈને; આમ હોવાથી.

**આમેખ્તા** [ ફા. ] વિ. ભેળવેલું.

**આમેજ** ૧. પું. વધારો.
૨. [ ફા. આમેઝ ( મેળવેલું ) ] વિ. સામેલ; ભેળવેલું; મેળવેલું; મિશ્રિત.
૩. વિ. હયાત; હોય એવું.

**આમેઝ** ( આમેઝ ) જુઓ આમેજ.

**આમેઝિશ** ( આમેઝિશ ) ૧. [ ફા. ] ન. મળતાવડાપણું; આનંદી હોવાપણું.
૨. ન. મિલાવટ; મિશ્રણ; મેળવણી; સેળભેળ.

**આમેઝોન** ( આમેઝોન ) [ અં. એમઝોન ] ન. કાળા સમુદ્રના કિનારા ઉપર એશિઅ માઇનરની ઈશાન તરફ અગાઉ થઈ ગયેલું સ્ત્રીઓનું રાજ્ય. આ સ્ત્રીઓને લડાઈ અને શિકારબાજીનો શોખ હોવાથી એશિઅ માઇનરના કિનારા ઉપર ચડાઈઓ કરતી અને ત્યાંની પ્રજાને ભારે ત્રાસ આપતી. તેમનાં હથિયારોમાં બાણ, તીર, ઢાલ, કુહાડી અને ભાલાં હતાં. તેઓ આગલી ઈરાની સ્ત્રીઓ જેવો પોશાક પહેરતાં. આ સ્ત્રીઓ ઘોડે બેસીને કે પગે ચાલીને લડાઈ કરતી અને લગ્ન કરતી નહિ પણ પાસેના પ્રાંતમાં જઈ સંતતિ થવા માટે ત્યાં પુરુષોના સંબંધમાં આવતી. તેથી જો તેમને દીકરી થતી તો તેને રાખતી, પણ દીકરો થાય તો બાપને પાછો આપતી અથવા તેને લૂલો કરી ઘરમાં ગુલામ તરીકે રાખતી. ધનુષ પકડતાં હરકત ન થાય તે માટે જમણા થાનને તે બાળી નાખતી અથવા કોઈ ઉપાયથી દાબી નાખતી. આથી અસલના વખતથી તેમને આમેઝોન એટલે સ્તન

રહિત કહેવાનો રિવાજ પડ્યો. મહાભારત ઉપરથી જણાય છે કે યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞ વખતે અર્જુન આ સ્ત્રીરાજ્યમાં ગયો હતો અને ત્યાંની રાણી પ્રમિલા સાથે તેણે ગાંધર્વ લગ્ન કરી તેને હસ્તિનાપુર લાવ્યો હતો.

**આમેણુ** [ સં. આમ ( કાચો મળ ) ] સ્ત્રી. આંતરડાનો છેક નીચલો ભાગ. જુઓ આમણુ.

**આમેન** અ. તથાસ્તુ. જુઓ આમીન.

**આમેના** સ્ત્રી. એમણા; અમીના; હઝરત મહંમદ મુસ્તફાની માનું નામ.

**આમેય** ૧. અ. આપોઆપ; સ્વતઃ.
૨. અ. આમ પણ; આ રીતે પણ.

**આમેર** ન. જયપુર પાસે આવેલું રજપૂતસ્તાનનું એક પ્રસિદ્ધ શહેર; અંબરીષનગર. તે અગાઉ રજપૂતાનાની રાજધાની હતી.

**આમેલ** [ અ. અમલ ( અધિકાર ) ] પું. વહીવટદાર; વસૂલાતી અધિકારી.

**આમેલક** ન. સ્તનનો આગલો ભાગ; ડીંટડી.

**આમેસામે** [ હિં. ] અ. સામે; રૂબરૂ.

**આમેં** અ. નિષ્ફળ; ફોગટ.
પ્રભુ ભજ્યા વિના ગાફલ પ્રાણી,
આમેં ઉમ્મર ખોઈજી. બ્રહ્માનંદ

**આમોક** [ સં. ] પું. ઉકરડો; કચરાનો ઢગલો.

**આમોક્ષ** [ સં. આ ( ચોતરફ ) + મોક્ષ ( છુટકારો ) ] પું. છુટકારો.

**આમોખાસ** [ અ. આમ ( સામાન્ય ) + ફા. વ ( અને ) + અ. ખાસ ( અસાધારણ ) ] ન. બ. વ. માણસોનો સમૂહ; સકળ જનમંડળ.

**આમોખ્તા** [ ફા. આમૂખ્તન ( શીખવવું ) ] વિ. શીખવેલું; કેળવાયેલું.

**આમોચન** ૧. [ સં. આમુચ્ ( છોડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. છોડી દેવાપણું.
૨. ન. પહેરવું તે.

**આમોઝ** ( આમોઝ ) [ ફા. ] વિ. કેળવાયેલું. આ શબ્દ સમાસમાં વપરાય છે. જેમકે, દસ્તઆમોઝ એટલે પાળેલું પક્ષી.

**આમોટ** [ સં. આમ્ર ( કેરી ) ] સ્ત્રી. કેરીના રસને સૂકવીને બનાવેલી પાતળી રોટલી; આંબાપોળી.

**આમોટિ** પું. ઉત્સાહ.

**આમોઢ** ( આમોઢ઼ ) [ પ્રા. ] પું. અંબોડો.

**આમોડવું** ( આમોડ઼વું ) સ. ક્રિ. આમળવું; મચડવું.

**આમોડિયાં** ( આમોડ઼િયાં ) ન. બ. વ. કાચી કેરીનાં સૂકવેલાં ચીરિયાં; આંબોળિયાં.

**આમોદ** ૧. [ સં. આમુદ્ ( ખુશ થવું ) ] પું. આનંદ; હર્ષ; ખુશી; પ્રસન્નતા; હરખ.
૨. પું. એ નામની વનસ્પતિ; શતાવરી.
૩. પું. સુગંધ; સુવાસ; મહેક; સૌરભ.
૪. પું. સ્ત્રીના મુખના શ્વાસની સારી ગંધ.
૫. ન. ( સંગીત ) એક જાતનું વાજું, કેમકે તે આનંદ આપનારૂં છે.
૬. ન. ભરૂચ જિલ્લાનું એ નામનું એક ગામ.

**આમોદક** ન. આકાશી રંગની એક ધાતુ; 'ટંગસ્ટેન'. તેના પાસા વાદળી રંગના અને કાચથી મજબૂત હોય છે. વીજળીના પોટામાં રહેલ ઝીણા તાર બનાવવામાં તે ઉપયોગી છે.

**આમોદન** ૧. [ સં. આમુદ્ ( આનંદ પામવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. સુખચેન; ભોગવિલાસ; મોજશોખ.
૨. ન. આનંદ પમાડવું તે.
૩. [ સં. આમોદ ( સુગંધ ) ] ન. સુગંધી બનાવવાપણું.
૪. જુઓ આમોદ ૧, ૨, ૪.

**આમોદપ્રમોદકર** ૧. [ સં. આમોદ ( આનંદ ) + પ્રમોદ ( હર્ષ ) + કર ( વેરો ) ] પું. મોજશોખનાં સાધન ઉપર નખાતો વેરો.
૨. પું. સિનેમા, નાટક, પ્રદર્શન, નાચગાન અને એવા બીજા આનંદના તમાશા જોનાર પાસેથી લેવાતો કર.

**આમોદિત** ૧. [ સં. આમુદ્ ( આનંદ પામવો ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. પ્રસન્ન; ખુશ.
૨. [ સં. આમોદ ( સુગંધ ) + ઇત ( વાળું ) ] વિ. સુવાસવાળું; સુગંધિત; ખુશબોદાર.

**આમોદી** ૧. [ સં. આમોદ ( સુગંધ ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. મોઢામાં રાખવાની સુગંધી ગોળી. જેમકે, જીનતાન, સેશિન્તાન, કાથવટી.
૨. વિ. ખુશબોદાર; સુગંધી.
૩. વિ. ખુશી; પ્રસન્ન રહેનાર.
૪. વિ. મોઢાને સુગંધી કરનાર. જેમકે, કપૂર.

**આમોનાયકમ** પું. પંજાબ અને અફઘાનિસ્તાન તરફ થતો એક જાતનો ગુંદર. તે ઉધરસ ઉપર અપાય તેમ જ વાના દરદમાં લેપ તરીકે વપરાય છે.

**આમોની** ન. આંબાની જાતનું એક ઝાડ. પૂના અને મદ્રાસ તરફ તે સારા પ્રમાણમાં ઊગે છે.

**આમોનીયા** [ અં. અમોનિઅ ] પું. નવસાર અને કળીચૂનાનાં એકઠા થવાથી બનતો એક જાતનો અતિ ઉગ્ર અને આકરી વાસવાળો ક્ષાર.

**આમોર્ષુનકર** પું. એ નામનો એક છોડ; જેવંતી. તે ભેજવાળા પ્રદેશમાં ઊગે અને પાંદડાં વાવવાથી નવાં અંકુર ફૂટે છે.

**આમોષ** ૧. ન. અપહરણ.
૨. [ સં. આ ( ચોતરફ ) + મુષ્ ( ચોરી કરવી ) ] ન. ચોરવું તે.
૩. વિ. ચોરી કરનાર; ચોર.

**આમોષી** [ સં. આમુષ્ ( ચોરી કરવી ) ] પું. ચોર.

**આમોહનિકા** [ સં. આ ( વધારે ) + મોહન ( ખુશ કરવું તે ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. એક જાતની સુગંધી વાસ.

**આમ્ટી** [ મ. ] સ્ત્રી. ખાવાનો એક ખાટો પદાર્થ; આમલી વગેરે નાખી બનાવેલ ચટણી જેવી વાની.

**આમ્દની** [ ફા. ] સ્ત્રી. આવક. જુઓ આમદની.

**આમ્ન** [ સં. આમ્ના ( અભ્યાસ કરવો ) ] પું. અભ્યાસ; અધ્યયન.

**આમ્નાત** ૧. [ સં. આમ્ના ( અભ્યાસ કરવો ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. અભ્યાસ; અધ્યયન.
૨. ન. કહેવું તે.
૩. વિ. કહેલ.
૪. વિ. ધર્મનાં પુસ્તકોમાં પરંપરાથી આવેલું.
૫. [ સં. આમ્ના ( ધ્યાનમાં લેવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ધ્યાનમાં લીધેલ; માનવામાં આવેલું.
૬. [ સં. આમ્ના ( યાદ રાખવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. યાદ રાખેલ.
૭. વિ. સારી રીતે અભ્યાસ કરેલ; સારી રીતે ભણાયેલું.

**આમ્નાતી** [ સં. આમ્નાત ( ધર્મનાં પુસ્તકોમાંથી મળેલ ) + ઇન્ ( વાળું ) ] વિ. વેદનો અભ્યાસી; વેદમાં પ્રવીણ.

**આમ્નાન** ૧. [ સં. આમ્ના ( અભ્યાસ કરવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. વેદનો અભ્યાસ.
૨. ન. વેદનો પાઠ કરવો તે.

**આમ્નાય** ૧. પું. અભ્યાસ કરવાની પાંચ માંહિની એક જાત; શીખેલ બાબતના ઉચ્ચારનો શુદ્ધિપૂર્વક વારંવાર કરાતો પાઠ; સારી રીતે પાઠ કરવો તે.
૨. [ સં. આમ્ના ( અભ્યાસ કરવો ) ] પું. આદત; ટેવ; અભ્યાસ.

૩. પું. ઉપદેશ; સલાહ; બોધ.

૪. પું. ( જૈન ) ધર્મગ્રંથના પાઠનું શુદ્ધ ઉચ્ચારણ.

૫. પું. નિયમસર ગુરુમુખથી સાંભળીને કરેલ ધાર્મિક પુસ્તકનો અભ્યાસ.

૬. પું. પરંપરાથી મળેલ ધર્મગ્રંથ.

૭. પું. રાજ્યબંધારણ; શાસનતંત્ર.

૮. પું. રૂઢિ; ચાલ; શિષ્ટાચાર; રિવાજ; રીતભાત.

૯. પું. વગર પ્રમાણે ઠોકી બેસાડેલો મત; રૂઢીતવાદ; વગર વિચાર્યે પકડી રાખેલ મત.

૧૦. પું. વેદ; શ્રુતિ; આગમ; શાસ્ત્ર.

> આમ્નાય શ્રુતિ બ્રહ્મ શ્રવ ધર્મમૂલ સહકામ,
> નિગમાગમ જેને કહે તે તો સુંદર શ્યામ.
> પિંગળલઘુકોષ

૧૧. પું. સંપ્રદાય; પંથ.

૧૨. સ્ત્રી. ગુપ્તવિધિ; છાની ક્રિયા.

**આમ્નાયપરિષદ** [ સં. આમ્નાય ( શાસ્ત્ર ) + પરિષદ્ ( સભા ) ] પું. વેદ જેવા ધર્મના ગ્રંથની ચર્ચા કરવા માટેની સભા.

**આમ્નાયાર્થવાચક** [ સં. આમ્નાય ( વેદ ) + અર્થ ( માયનો ) + વાચક ( કહેનાર ) ] પું. વેદના પાઠ અને અપવાદનું રહસ્ય જણાવનાર ગુરુ.

**આમ્બલિક** ન. આમળું. જુઓ આમળું.

**આમ્મત** [ અ. ] પું. દશ જાતના જખમ માંહેનો એક.

**આમ્મી** ૧. [ અ. ] વિ. સામાન્ય.

૨. વિ. સામાન્ય લોક સંબંધી.

**આમ્ર** ૧. [ સં. ] પું. આંબાનું ઝાડ; આંબો; સહકાર; રસાલ; મધુદૂત.

૨. પું. ચાર રૂપિયાભારનું વજન.

> ૨ અર્દ્ધપલનો ૧ પલ ( ૪ રૂપિયાભાર ) તેને મુષ્ટિ, આમ્ર, ચતુર્થિકા, પ્રકુંચ, ષોડશી અને બિલ્વ પણ કહે છે. યોગચિંતામણિ

૩. પું. ( પિંગળ ) દરેક ચરણમાં નવ નગણ અને બે ગુરુ મળી ઓગણત્રીશ અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

૪. ન. આંબાનું ફળ; કેરી.

**આમ્રકલી** [ સં. આમ્ર ( આંબો ) + કલિકા ( કળી ) ] સ્ત્રી. આંબાનો મોર.

**આમ્રકાનન** [ સં. આમ્ર ( આંબો ) + કાનન ( જંગલ ) ] ન. આંબાનાં ઝાડ ઘણાં હોય એવું વન; આંબાવાડિયું.

**આમ્રકુંજ** [ સં. આમ્ર ( આંબો ) + કુંજ ( ઘટા ) ] સ્ત્રી. આંબાની ઘટા; અમરાઈ.

**આમ્રકૂટ** પું. એ નામનો એક પર્વત; અમરકંટક. આ પર્વતમાંથી સોણ અને નર્મદા નદી નીકળે છે.

**આમ્રગંધક** પું. એક જાતનું ઝાડ; સમષ્ઠિલવૃક્ષ.

**આમ્રગંધા** [ સં. આમ્ર ( કેરી ) + ગંધ ( વાસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આંબાહળદર, કેમકે તેની વાસ કેરી જેવી હોય છે.

**આમ્રગંધિ** પું. એક જાતની કેરીના જેવી સુગંધી વસ્તુ.

**આમ્રગંધિક** [ સં. આમ્ર ( કેરી ) + ગંધ ( વાસ ) + ઇક ( વાળું ) ] પું. એક જાતનું કેરીના જેવી સુગંધવાળું ઝાડ.

**આમ્રગુપ્ત** પું. એક ઋષિ.

**આમ્રગુપ્તાયનિ** પું. આમ્રગુપ્તનો દીકરો.

**આમ્રગુપ્તિ** પું. આમ્રગુપ્તનો દીકરો.

**આમ્રતીર્થ** ન. કાવેરી નદીને કાંઠે આવેલ સાત માંહેનું એક પુરાણું તીર્થ. બાકીનાં ૭ શ્વેતારણ્ય, કુંભકોણ, મધ્યાર્જુન, હદસ્થાન, મંગલવંશક અને ત્રિકોટિ છે.

**આમ્રનિશા** [ સં. આમ્ર ( આંબો ) + નિશા ( હળદર ) ] સ્ત્રી. આંબાહળદર.

**આમ્રપલ્લવ** [ સં. આમ્ર ( આંબો ) + પલ્લવ ( કૂંપળ ) ] પું. આંબાનું કૂંપળ; પવિત્ર ગણાતા પંચપલ્લવ માંહેનું એક. જુઓ પંચપલ્લવ.

**આમ્રપલ્લવી** સ્ત્રી. આંબાનું કૂંપળ. જુઓ આમ્રપલ્લવ.

**આમ્રપલ્લી** [ સં. આમ્ર ( આંબો ) + પલ્લી ( ગામડું ) ] સ્ત્રી. અમરાઈ; આંબાનું વન.

**આમ્રપાક** [ સં. આમ્ર ( કેરી ) + પાક ( પકવવાપણું ) ] પું. ( વૈદક ) મીઠી કેરીનો રસ અને બીજાં ઓસડિયાં નાખી બનાવેલ પાક. પાકેલી અને મીઠી કેરીનો રસ ૨૦૪૮ તોલા, સાકર ૨૫૬ તોલા, ઘી ૧૨૮ તોલા, સૂંઠ ૩૨ તોલા, મરી ૧૬ તોલા, લીંડીપીપર ૮ તોલા અને પાણી ૫૧૨ તોલા એકઠાં કરી, માટીના વાસણમાં ધીમા તાપથી ચોડવવાં અને લાકડાના ચાટવાથી તેને વારંવાર હલાવવાં. જાડું થયા પછી તેમાં ધાણા, જીરૂં, તમાલપત્ર, ચિત્રો, નાગરમોથ, તજ, કલોંજીજીરૂં, પીપરીમૂળ, નાગકેસર, એલચીદાણા, લવીંગ અને જાયફળ એ દરેક ૪ તોલા લઈ તેનો ભૂકો કરી તેમાં નાખવો. પછી તે વાસણ નીચે ઉતારી ઠંડું થાય ત્યારે તેમાં ૬૪ તોલા મધ નાખવું. તેમાંથી દરરોજ સવારમાં ૪ તોલા અથવા શક્તિ પ્રમાણે પાક આપવો. આ પાક ચાલુ ખાવાથી માણસ બળવાન, આનંદી, પુષ્ટ અને નીરોગી થાય. તેનાથી ક્ષય, શ્વાસ, અરુચિ, અમ્લપિત્ત, પિત્ત, રક્તપિત્ત અને પાંડુરોગ મટે એમ મનાય છે. બીજી જાતનો આમ્રપાક: સારી પાકેલી કેરીનો રસ ૨૦૪૮ તોલા, સાકર ૫૧૨ તોલા, ઘી ૨૫૬ તોલા, સૂંઠ ૧૨૮ તોલા, મરી ૬૪ તોલા, લીંડીપીપર ૩૨ તોલા અને પાણી ૫૧૨ તોલા એકઠાં કરી માટીના વાસણમાં નાખી લાકડાના ચાટવાથી તેને હલાવવું. તે પછી તેમાં પીપરીમૂળ, નાગરમોથ, ચવક, ધાણા, જીરૂં, શાહજીરૂં, એલચીદાણા, નાગકેસર, તજ અને તાલીશપત્રનો સોળ તોલા ભૂકો નાખવો. પાક તૈયાર થયા પછી તેમાં મધ ૧૨૮ તોલા નાખી સારા વાસણમાં ભરી રાખવો. દરરોજ જમ્યા પહેલાં આ પાક ૪ તોલા આપવો.

**આમ્રપેશી** [ સં. આમ્ર ( કેરી ) + પેશી ( ફળનો ગર ) ] સ્ત્રી. સુકાયેલ કેરીનો કટકો; આંબોળિયું.

**આમ્રફળ** [ સં. આમ્ર ( આંબો ) + ફલ ] ન. આંબાનું ફળ; કેરી.

**આમ્રબીજ** [ સં. આમ્ર ( આંબો ) + બીજ ( બી ) ] ન. કેરીની ગોટલી.

**આમ્રમય** [ સં. આમ્ર ( આંબો ) + મય ( વાળું ) ] વિ. આંબાવાળું; આંબાથી છવાયેલું.

**આમ્રમંજરી** [ સં. આમ્ર ( આંબો ) + મંજરી ( મોર ) ] સ્ત્રી. આંબાના મોરનો ગુચ્છો; આંબાની મહોરાયેલી ડાળી. તેને કામદેવના ધનુષ્યના શર એટલે બાણની ઉપમા અપાય છે.

**આમ્રયઆસ** પું. ( ડિંગળ ) દેવતા; અગ્નિ.

**આમ્રરસ** [ સં. આમ્ર ( કેરી ) + રસ ] પું. કેરીનો રસ.

**આમ્રરસાકૃત** [ સં. આમ્ર ( કેરી ) + રસ + કૃતિ ( બનાવટ ) ] સ્ત્રી. એક જાતનું પીણું.

**આમ્રરાજિ** [ સં. આમ્ર ( આંબો ) + રાજિ ( હાર ) ] સ્ત્રી. આંબાના ઝાડની હાર; અમરાઈ.

**આમ્રવણ** [ સં. આમ્ર ( આંબો ) + વન ( જંગલ ) ] ન. આંબાનું વન; અમરાઈ.

**આમ્રવન** [ સં. આમ્ર ( આંબો ) + વન ( જંગલ ) ] ન. અમરાઈ; આંબાવાડિયું.

**આમ્રવનન્યાય** [ સં. આમ્ર ( આંબો ) + વન ( જંગલ ) + ન્યાય ( દાખલો ) ] પું. કોઈ જંગલમાં આંબાનાં ઝાડ વધારે હોવાથી તે વન બીજાં ઝાડ હોવા છતાં આંબાનું વન કહેવાય, તેમ જ્યાં બીજી બાબતો છોડી મુખ્ય બાબત દેખાડાય તેને માટે વપરાતો દાખલો.

**આમ્રવૃક્ષ** [ સં. આમ્ર ( આંબો ) + વૃક્ષ ( ઝાડ ) ] ન. આંબાનું ઝાડ.

**આમ્રવેતસ** [સં. આમ્ર (આંબો) + વેતસ (છોડ)] સ્ત્રી. આંબાહળદર; આમ્રનિશા.

**આમ્રહરિદ્રા** [સં. આમ્ર (આંબો) + હરિદ્રા (હળદર)] સ્ત્રી. આંબાહળદર.

**આમ્રાત** ૧. [સં.] પું. ગરમ પ્રદેશમાં ઊગતું કેરીના જેવા રસવાળું ઝાડ. સામાન્ય રીતે તેનાં ફળ ભૂંડને ખવરાવવામાં આવે છે.

૨. ન. એ નામના ઝાડનું ફળ. જુઓ આમ્રાતક ૪.

**આમ્રાતક** ૧. પું. એ નામનો એક પર્વત.

૨. પું. કેરીના રસથી બનાવાતી એક વાની. જુઓ આમ્રાવર્ત ૨.

૩. [સં.; પ્રા. અમ્બાડઓ; અપ. અમ્બાડઉ; હિં. અંબાડા] પું. જંગલી આંબો. આ ઝાડ સામાન્ય રીતે ડુંગર ઉપર થાય છે. આંબા જેવો તેને મોર આવે છે.

૪. ન. અંબાડું. કાચાં અંબાડાં ખાટાં, વાતનાશક, ગરમ, રુચિકારક ને રેચક અને પાકાં અંબાડાં સ્વાદુ, શીતલ, કફકારક, ચીકણાં, વીર્યવર્ધક, પુષ્ટિકારક અને બલકારી મનાય છે.

**આમ્રાતકેશ્વર** પું. એ નામનું એક સિદ્ધસ્થાન; ભારતવર્ષનું એક તીર્થ.

**આમ્રાદિ હીમ** ન. (વૈદક) આંબાની, જાંબુની અને અર્જુનવૃક્ષની છાલ સરખે ભાગે લઈ તેનું ચૂર્ણ ઠંડા પાણીમાં પલાળવાથી થતી ઔષધિ. તે પાંચથી દશ તોલાની માત્રામાં મધની સાથે અપાય છે.

**આમ્રાવતી** સ્ત્રી. એ નામની એક નદી.

**આમ્રાવર્ત** ૧. [સં.] પું. અંબાડાનું ઝાડ; આમ્રાતકનું વૃક્ષ.

૨. પું. કેરીના રસથી બનાવાતી એક વાની. કેરીના રસને સૂકવી બીજો રસ મેળવી પાછો સૂકવવો. એમ કર્યાથી આમ્રાવર્ત બને છે.

૩. ન. આમ્રાતક ઝાડનું ફળ; અંબાડું.

**આમ્રાંકુર** ૧. [સં. આમ્ર (આંબો) + અંકુર (કળી)] ન. આંબાનો મોર.

૨. ન. કામદેવનું બાણ.

**આમ્રુડા** ન. એક જાતનું ફળ. પાકું ફળ હલકું વિરેચક છે. કાચાં ફળ અને મૂળની છાલનો ઉકાળો અતિસારમાં અને કોગળિયામાં ઊલટી અને ઝાડા અટકાવવા માટે અપાય. છાલનો ભૂકો ગૂમડાં ઉપર છાંટવાથી રૂઝ આવે.

**આમ્રેડન** (આમ્રેડન) [સં. આમ્રેડ્ (ફરી વાર કરવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. તેના તે શબ્દો બોલવાપણું.

**આમ્રેડિત** (આમ્રેડિત) ૧. ન. ફરી વાર બોલવું અથવા ઉચ્ચાર કરવાપણું.

૨. ન. (વ્યાકરણ) બેવડું રૂપ; બેવડા કરેલ રૂપમાં બીજો શબ્દ.

૩. [સં. આમ્રેડ્ (ફરી વાર બોલવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ફરી વાર બોલેલ.

**આમ્લ** ૧. [સં.] પું. તેજાબ.

૨. પું. પ્રાણવાયુ લેના કોષની અંદરના અણુ.

૩. સ્ત્રી. આમલીનું ઝાડ.

૪. ન. ખટાશ; ખાટો રસ.

૫. વિ. ખાટું.

**આમ્લકણ** [સં. આમ્લ (ખાટું) + કણ (નાનો ભાગ)] પું. લોહીમાં એક વિશેષ પ્રકારનો કોષ.

**આમ્લજ** [સં. આમ્લ (ખાટું) + જ (પેદા થવું)] ન. આંબળું.

**આમ્લજનક** [સં. આમ્લ (ખટાશ) + જનક (પેદા કરનાર)] પું. પ્રાણવાયુ; 'ઑક્સિજન'.

**આમ્લતા** [સં. આમ્લ (ખાટું) + તા (પણું)] સ્ત્રી. ખટાશ.

**આમ્લત્વ** [સં. આમ્લ (ખાટું) + ત્વ (પણું)] ન. ખટાશ.

**આમ્લરસ** [સં. આમ્લ (ખાટું) + રસ] પું. ખાટો રસ.

**આમ્લલતા** [સં. આમ્લ (ખાટું) + લતા (વેલ)] સ્ત્રી. દરાખની વેલની એક જાતિ.

**આમ્લવેતસ** [સં. આમ્લ (ખાટું) + વેતસ (લીંબુ)] પું. આંબલીનું ઝાડ. કેમકે આમલી લીંબુની જેમ ખાટી હોય છે.

**આમ્લશીધુ** [સં. આમ્લ (ખાટું) + શીધુ (શેરડીના રસનો એક જાતનો દારૂ)] પું. ગોળમાંથી બનાવેલ દારૂ.

**આમ્લા** ૧. [સં. આમ્લ (ખાટું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. આંબલીનું ઝાડ.

૨. સ્ત્રી. ખટાશ; ખાટો રસ.

૩. સ્ત્રી. ખાટો ઓડકાર.

**આમ્લિકા** ૧. [સં. આમ્લ (ખાટું) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. આંબલીનું ઝાડ.

૨. સ્ત્રી. ઓઝરીમાં ખટાશ વધવાપણું.

૩. સ્ત્રી. ખાટો ઓડકાર.

૪. સ્ત્રી. ખાટો રસ.

**આમ્લી** [સં. આમ્લિકા] સ્ત્રી. આંબલીનું ઝાડ.

**આમ્લીકા** જુઓ આમ્લિકા.

**આય** ૧. પું. આવક; આમદાની.

૨. પું. ઉપાય.

૩. પું. કુરાનની એક કડી.

૪. પું. (જ્યોતિષ) કુંડલીમાં અગિયારમું ઘર.

૫. પું. ઘરનું રક્ષણ કરનાર દેવ. આય આઠ જાતના છે: ધ્વજ, ધૂમ, સિંહ, શ્વાન, વૃષભ, ગર્દભ, ગજ અને ધ્વાંક્ષ.

> આયોનાં બબ્બે રૂપો હોય છે તેમાં એક સ્ત્રી હોય છે અને બીજો પુરુષ હોય છે.
>
> રાજવલ્લભ

૬. પું. જનાનખાનાનો નાજર.

૭. પું. (કચ્છી) નિસાસો.

૮. પું. પેદાશ; ઊપજ.

૯. પું. મિલકત.

૧૦. પું. લાભ; ફાયદો; પ્રાપ્તિ.

૧૧. [સં. આ (ઊલટું) + ઇ (જવું)] સ્ત્રી. આગમન; આવવું તે.

૧૨. સ્ત્રી. (પ્રાકૃત) આત્મા; જીવ.

૧૩. [સં. આયત્ (યત્ન કરવો)] સ્ત્રી. જોર; સત્ત્વ; તાકાત; શક્તિ; જોમ; સામર્થ્ય; બળ.

> આય તેની વાય = જેનામાં શક્તિ હોય તે જીતે.

૧૪. સ્ત્રી. (પ્રાકૃત) દેહ; શરીર.

૧૫. [સં. આયમ્ (દાબમાં રાખવું)] સ્ત્રી. હિંમત; છાતી; નિગ્રહ.

૧૬. [સં. આયુસ્] ન. આયુષ્ય; જન્મથી મરણ સુધીનો વખત; જીવનકાળ; આવરદા.

૧૭. વિ. (પારસી) આ.

**આયકર** [સં. આય (આવક) + કર (વેરો)] પું. આવક ઉપરનો કર; આયપત વેરો.

**આયખું** ૧. [સં. આયુષ્ય; અપ. આઉસ] ન. આયુષ્ય; આવરદા; જીવનકાળ; જીવતર; જિંદગાની.

> આયખું આવવું-આવી રહેવું = આયુષ્યકાળ પૂરો થવા આવવો; જિંદગી પૂરી થવા આવવી; મૃત્યુ નજીક હોવું.

૨. ન. છેડો; અંત.

**આયચ્છિદ** વિ. ધનુષ્યની દોરી ખેંચનાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**આયજોમાયજો** [આય (આગમન) + માયજો (આયજોનું બેવડું રૂપ)] પું. અદલોબદલો; લેવડદેવડ.

**આયડાં** (આયડાં) ન. બ. વ. આહીર લોકો; ભરવાડો; ગોવાળિયા.

**આયડુ** (આયડુ) [સં. આહિર] પું. ઢોર ચારનારો ગોવાળ; ગોવાળિયો.

**આયડું** (આયડું) ૧. ન. ઢોરનું ચરવા જવું તે; આરડી જવું તે.

૨. ન. ઢોરનું બોલવું તે.

**આયણકાયણ** ન. (ગ્રામ્ય) અનિશ્ચિતતા; ચોક્કસ નહિ હોવાપણું.

**આયણિ** સ્ત્રી. ઇચ્છા; સ્પૃહા.

**આયણી** ૧. સ્ત્રી. આવરદાના દસ ભાગ કરીને દરેક દસમે ભાગે દશા હોય તેમાંની છઠ્ઠી દશા.
૨. સ્ત્રી. મરજી; ઉમેદ.

**આયત** ૧. પું. તડકો.
૨. પું. (ગણિત) લંબચોરસ; જેના ચારે ખૂણા કાટખૂણા હોય પણ ચારે બાજુ સરખી ન હોય તેવો ચતુષ્કોણ; 'રેકટૅંગલ'.
૩. [અ.] સ્ત્રી. કુરાનનું વાકય.
૪. [અ. અય્યા (તેણે નિશાની કરી)] સ્ત્રી. નિશાન; ચિહ્ન.
૫. [સં. આ (થોડું) + યત (દાબેલું)] વિ. અંકુશમાં આણેલું; નિગ્રહમાં રાખેલું; સંયમિત.
૬. [સં. આ (સુધી) + યત (ખેંચેલું)] વિ. ખેંચેલું; તાણેલું; આકર્ષેલું.
૭. વિ. દૂરનું.
પૃથુલ પ્રાંશુ પરિણાહિ પૃથુ **આયત** વ્યૂઢ વિશાલ, દીર્ઘશ્વાસ ભરતી સદા શું કારણ હે બાલ. પિંગળલઘુકોષ
૮. વિ. નિયમિત.
૯. [સં. આ (ચોતરફ) + યત્ (યત્ન કરવો)] વિ. બહુ કોશિશ કરનાર.
૧૦. [સં. આ (ઊલટું) + યત (ઇચ્છે)] વિ. બંધાયેલ.
૧૧. વિ. મોટું; દીર્ઘ.
૧૨. વિ. લંબચોરસ.
૧૩. વિ. લંબાયેલું.
૧૪. વિ. લાંબું; લંબાઈવાળું.

**આયતક્ષેત્ર** [સં. આયત (લંબ) + ક્ષેત્ર] ન. લંબચોરસ જગ્યા.

**આયતખાત** [સં. આયત (લંબચોરસ) + ખાત (ખાડો)] ન. (ગણિત) છએ પાસા કાટખૂણે રહેલ હોય એવી ઘન આકૃતિ; ચિત્તિ; ઇંટના આકારની ઘનાકૃતિ. 'રેકટૅંગ્યુલર પૅરલેલઓપાઇપેડ'.

**આયતગણના** [સં. આયત (લાંબું) + ગણના (ગણતરી)] સ્ત્રી. લંબાઈની માપણી.

**આયતચક્ષુ** [સં. આયત (લાંબું) + ચક્ષુસ (આંખ)] વિ. ઊંડી નજરવાળું; દીર્ઘદર્શી; અગમબુદ્ધિ.

**આયતચ્છદા** [સં. આયત (લાંબું) + છદ (પાંદડું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. કેળ.

**આયતતત્ત્વ** પું. મંડન નામના શિલ્પશાસ્ત્રીએ રચેલું એ નામનું પુસ્તક.
મંડને શિલ્પનો ઉદ્ધાર કરી રૂપમંડન, વાસ્તુમંડન, પ્રાસાદમંડન, **આયતતત્ત્વ**, વાસ્તુસાર ઇત્યાદિ ગ્રન્થો રચેલા છે. તેમજ તેના નાના ભાઈ નાથુએ પણ વાસ્તુમંજરી ગ્રન્થ રચેલો જોવામાં આવે છે. રાજવલ્લભ

**આયતન** ૧. પું. ત્રિલિંગ જાતના ઘાસનો એક પ્રકાર.
૨. ન. આધાર.
૩. ન. ખળું.
૪. ન. ઘનફળ; વસ્તુના કદનું માપ.
૫. ન. જેના ઉપર મકાન ચણવામાં આવ્યું હોય તે જમીન; રહેણાકની જગ્યા; ઘરભેણી.
૬. ન. જ્ઞાનના ફેલાવાનું સ્થાન; જ્યાં અમુક વખત સુધી જ્ઞાન રહે તે જગ્યા. જેમકે, ઇંદ્રિયો અને તેના વિષય. બૌદ્ધ મત પ્રમાણે બાર આયતન છે: ચક્ષ્વાયતન, શ્રોત્રાયતન, ઘ્રાણાયતન, જિહ્વાયતન, કાયાયતન, મનસાયતન, રૂપાયતન, શબ્દાયતન, ગંધાયતન, રસનાયતન, શ્રોતવ્યાયતન અને ધર્માયતન.
૭. ન. દેવને વંદન કરવાની જગ્યા.
૮. ન. પવિત્ર ઠેકાણું; દેવસ્થાન; મંદિર; ચૈત્ય.
૯. ન. પ્રતિમા; મૂર્તિ.
૧. પંચાયતન = પાંચ દેવમૂર્તિઓનો જથ્થો.
૨. રામપંચાયતન = સીતાજી, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન સાથે રામની મૂર્તિ.
૧૦. ન. યજ્ઞની જગ્યા.
૧૧. [સં. આયત્ (રહેવું)] ન. રહેઠાણ; નિવાસસ્થાન; ઘર; વિશ્રામસ્થાન; આશ્રય; મકાન.
મંદિર મંડપ **આયતન** વસ્તિ નિકાય સ્થાન, ભુવન ભૂપ ઉખભાનને ગઈ સહચરી સુજાન. પિંગળલઘુકોષ
૧૨. ન. રોગનું કારણ.
૧૩. ન. સ્થળ; આશ્રમ; ઠેકાણું; જગા; સ્થાન.

**આયતનેત્ર** [સં. આયત (લાંબું) + નેત્ર (આંખ)] વિ. પહોળી આંખવાળું.

**આયતર** વિ. (ડિંગળ) પરાધીન.

**આયતલોચન** [સં. આયત (લાંબું) + લોચન (આંખ)] વિ. પહોળી આંખ હોય એવું.

**આયતવૃત્ત** [સં. આયત (લંબ) + વૃત્ત (કૂંડાળું)] ન. (ગણિત) અંડાકાર કૂંડાળું; લંબવર્તુળ; 'ઇલિપ્સ'.

**આયતસ્તૂ** ૧. [સં. આયત (નિયમસર) + સ્તુ (વખાણ કરવાં)] પું. ભાટ; ચારણ; બારોટ.
૨. વિ. નિયમિત સ્તુતિ કરનાર.

**આયતા** સ્ત્રી. (સંગીત) શ્રુતિઓની પાંચ જાતિ માંહેની એક. તેમાં કુમુદ્વતી, ક્રોધા, પ્રસારિણી, સંદીપની ને રોહિણી શ્રુતિઓનો સમાવેશ થાય છે.

**આયતાકાર** [સં. આયત (લંબ) + આકાર (ઘાટ)] પું. લંબચોરસ; 'રેકટૅંગલ'.

**આયતાક્ષ** જુઓ આયતનેત્ર.

**આયતાક્ષી** [સં. આયત (લાંબું) + અક્ષિ (આંખ)] સ્ત્રી. વિશાળ નેત્રવાળી સ્ત્રી; પહોળી આંખવાળી બાઈ.

**આયતાયન** પું. (પુરાણ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આયતારામ** [અ (નહિ) + યત્નતઃ (મહેનતથી) + રામ (માણસ)] પું. (ગ્રામ્ય) એદી પુરુષ.

**આયતિ** ૧. પું. (પુરાણ) સોમવંશી નહુષનો દીકરો અને યયાતિનો ભાઈ.
૨. સ્ત્રી. આવક.
૩. સ્ત્રી. કામ; કર્મ.
૪. [સં. આ (વધારે) + યમ્ (કાબૂમાં રાખવું)] સ્ત્રી. જિતેંદ્રિયપણું; સંયમ.
૫. સ્ત્રી. તેજ; વૈભવ; ઐશ્વર્ય.
૬. સ્ત્રી. પરિણામ.
૭. સ્ત્રી. પરિમાણ.
૮. સ્ત્રી. પહોંચાડવું તે.
૯. સ્ત્રી. પ્રભાવ; શક્તિ.
૧૦. સ્ત્રી. ફળ આપનારી ઋતુ.
૧૧. સ્ત્રી. ભવિષ્યકાળ; ઉત્તરકાળ.
૧૨. સ્ત્રી. ભવિષ્યમાં થનારી કમાણી.
૧૩. સ્ત્રી. મૂળ.
૧૪. [સં. આયમ્ (લંબાવવું)] સ્ત્રી. લંબાઈ.
૧૫. સ્ત્રી. વિસ્તાર.
૧૬. સ્ત્રી. સંગમ; સાથે મળવાપણું.
૧૭. [સં. આ (ઊલટું) + યમ્ (આપવું)] સ્ત્રી. સ્વીકાર.

**આયતી** ૧. સ્ત્રી. (પુરાણ) મેરુની એ નામની દીકરી. તે નિયતીની બેન અને ભૃગુના દીકરા ધાતા નામના ઋષિની સ્ત્રી હતી.
૨. જુઓ આયતિ ૨-૧૭.

**આયતું** ૧. [સં. અ (નહિ) + યત્નતઃ (મહેનતથી)] વિ. અનાયાસે મળેલું; વગર મહેનતે મળેલું.
૨. વિ. તૈયાર.
'આવ્યું તે'નું ટૂંકું રૂપ. આ શબ્દ ભાલતુની માફક મરાઠીમાંથી આવ્યો છે.
આયતી વસ્તુ = તૈયાર ચીજ.
૩. વિ. મફત; વિના મૂલ્ય.

૪. અ. મહેનત વગર; અનાયાસે; સહજ.
આયતા પર રાચવું = (૧) તૈયાર મળેલું હોય તેને ઉડાડી મૂકવું; તૈયાર ઉપર તાગડધિન્નાં કરવાં. (૨) વારસામાં મળેલું નાણું છૂટથી ખરચવું.

**આયત્ત** ૧. [ સં. આ ( થોડું ) + યત ( દબાયેલ ) ] વિ. અધીન; વશ; તાબે.
૨. વિ. નમ્ર; દાબમાં રાખી શકાય એવું.
૩. [ સં. આયત્ ( પ્રયાસ કરવો ) નું ભૂતકૃદંત ] વિ. યત્ન કર્યો હોય તેવું.

**આયત્તતા** ૧. [ સં. આયત્ત ( તાબેદાર ) + તા ( પણું ) ] સ્ત્રી. અધીનપણું; તાબેદારી.
૨. સ્ત્રી. નમ્રતા.

**આયત્તિ** ૧. [ સં. આ ( ઊલટું ) + યા ( જવું ) ] સ્ત્રી. આવવું તે; આગમન.
૨. સ્ત્રી. ઉપાય.
૩. [ સં. આ ( વધારે ) + યમ્ ( કાબૂમાં રાખવું ) ] સ્ત્રી. જિતેંદ્રિયપણું; સંયમ.
૪. સ્ત્રી. તેજ; વૈભવ; ઐશ્વર્ય.
૫. સ્ત્રી. દિવસ.
૬. સ્ત્રી. પરવશપણું; અધીનતા.
૭. સ્ત્રી. બળ; શક્તિ; પ્રભાવ; સામર્થ્ય.
૮. [ સં. આ ( ઊલટું ) + યાત ( ભૂતકાળ ) ] સ્ત્રી. ભવિષ્યનો વખત; ભવિષ્યકાળ.
૯. [ સં. આયમ્ ( લંબાવવું ) ] સ્ત્રી. લંબાઈ.
૧૦. સ્ત્રી. શયન; સૂવું તે.
૧૧. સ્ત્રી. સીધી ચાલ; સરળ વર્તન.
૧૨. સ્ત્રી. સીમા; હદ; મર્યાદા.
૧૩. સ્ત્રી. સ્નેહ; પ્યાર.
૧૪. સ્ત્રી. હવાલો; રખવાળી.

**આયથાતથ્ય** [ સં. આ ( ઊલટું ) + યથા ( એ પ્રમાણે ) + તથા ( આવી રીતે ) ] ન. અયોગ્યપણું; અનુચિતપણું; અઘટિતતા.

**આયદ** ૧. [ અ. અવદ ( પાછું આવવું ) ] વિ. ઉપર રહેલું.
૧. આયદ હુવા = ઉપર નાખવામાં આવેલું.
૨. હિકારત આયદ હુઆ = તિરસ્કારને પાત્ર.
૨. વિ. યોગ્ય; લાયક.

**આયદો** [ સં. આય ( પેદાશ ) + દા ( આપવું ) ] પું. ભાગિયાનો ભાગ; કોઈ પણ હકદારે પોતાના ભાગીદારને દર વર્ષે આપવાનો મુકરર કરેલ હક.

**આયદ્વાર** [ સં. આય ( ઊપજ ) + દ્વાર ( સાધન ) ] ન. ઊપજનું મૂળ; કમાણીનું સાધન.

**આયન** ૧. [ સં. આ ( ઊલટું ) + ઇ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આગમન; આવવાપણું.
૨. ન. પદાર્થનું વીજળીથી રાસાયણિક પૃથક્કરણ કરવામાં આવે ત્યારે તેના અનુક્રમ ધ્રુવ ઉપર દેખાતાં તત્ત્વો માંહેનું એક.
૩. વિ. ગ્રહોની દક્ષિણ અને ઉત્તર ગતિરૂપ અયન સંબંધી.

**આયનદકકર્મ** [ સં. આયન ( ગ્રહોની ઉત્તર દક્ષિણ ગતિ સંબંધી ) + દશ્ ( જોવું ) + કર્મન્ ( કામ ) ] ન. ગ્રહના ક્રાંતિવૃત્તના સ્થાનના વિષુવાંશને જે સંસ્કાર આપવાથી ગ્રહના સ્પષ્ટ વિષુવાંશ આવે તે સંસ્કાર અથવા તે સંસ્કાર આપવાની ક્રિયા.

**આયનદ્દકકર્મ** જુઓ આયનદકકર્મ.

**આયના** ૧. [ ફા. આહન ( લોઢું ) ] પું. અરીસો.
૨. પું. જોવાનો કાચ.
૩. [સં. આજ્ઞા] સ્ત્રી. આજ્ઞા; આમન્યા; હુકમ.
૪. સ્ત્રી. માઝા; મર્યાદા; અદબ; વિવેક; માન.
૫. વિ. ચોખ્ખું.
૬. વિ. સોંસરવું દેખાય એવું; પારદર્શક.

**આયનાદાર** [ ફા. આયના ( અરીસો ) + દાર ( વાળું ) ] વિ. અરીસા જેવું સાફ.

**આયનાદિલ** [ફા. આયના ( અરીસો ) + દિલ ( મન ) ] ન. આરસી જેવું સાફ મન.

**આયનામહેલ** જુઓ આયનામ્હેલ.

**આયનામ્હેલ** ૧. [ફા. આયના ( કાચ ) + અ. મહલ ( મોટું મકાન ) ] પું. કાચ અને લોઢાનો મહેલ.
૨. પું. ભીંતમાં બધે અરીસા જડેલા હોય એવો ઓરડો.

**આયનાસાઝ** ( આયનાસાઝ ) [ ફા. આયના ( અરીસો ) + સાઝ ( બનાવનાર )] પું. અરીસા બનાવનાર કારીગર.

**આયનાસાઝી** ( આયનાસાઝી ) [ ફા. આયના ( અરીસો ) + સાઝ ( બનાવનાર ) + ઈ ( ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અરીસાની બનાવટ.

**આયનું** ન. કુળદેવીનાં નિવેદ.

**આયનો** ૧. [ ફા. આહન ( લોઢું ) ] પું. અરીસો; તખ્તો; ચાટલું; દર્પણ.
૨. પું. આતશી કાચ.

**આયપત** ૧. [ સં. આય ( પેદાશ ) + પદ ( જગ્યા ) ] સ્ત્રી. આવક; આમદાની; પેદાશ.
૧. આયપત થોડી ને વિખવાદ ઘણો = આવક થોડી ને અદેખાઈ બહુ.
૨. નવનું આયપત ને તેરનો વરો = આવક થોડી ને ખરચ ઘણું.
૨. ન. વારસો.

**આયપતવેરો** [ સં. આયપત ( આવક ) + વેરો ( કર ) ] પું. આવક ઉપરનો કર; આયકર.

**આયપદ** જુઓ આયપત.

**આયપુરરવ** પું. ( ડિંગળ ) વિષ્ણુ.

**આયમન** ૧. [ સં. આ ( ઉપર ) + યમન ( દાબી દેવું તે ) ] ન. નિયમન; કાબૂ.
૨. ન. બાંધ; બંધ.
૩. [ સં. આ ( ચોતરફ ) + યમન ( ખેંચવાપણું ) ] ન. વિસ્તાર; ફેલાવો.
૪. ન. સંકોચાયેલાને તાણવું તે; ધનુષ્યની માફક ખેંચવું તે.

**આયમાનિ** ૧. ન. રાજ્યની આવક માપનું ત્રાજવું. કૌટિલ્ય અર્થશાસ્ત્ર પ્રમાણે તેની દાંડી ૭૨ ઇંચ લાંબી અને ત્રાજવાનું વજન ૫૩ પલ હોય છે.
૨. ન. રાજ્યની આવકનું માપ.
૧૦ ધરણ = ૧ પલ
૧૦૦ પલ = ૧ આયમાનિ.

**આયમાની** ન. એકસો પદનું ઘન પદાર્થ તોળવાનું એક વજન.
૧૪ સર્ષપ = ૧ માસા; માષ.
૧૬ માષ = ૧ કર્ષ
૪ કર્ષ = ૧ તૌલિક; પલ
૨૦ તૌલિક = ૧ ભાર
૧૦ ભાર = ૧ પદ
૧૦૦ પદ = ૧ આયમાની

**આયમુખ** [સં. આય ( પેદાશ ) + મુખ ( મોં ) ] ન. આવકનું મૂળ.

**આયર** ૧. [સં. આભીર ] પું. આહીર; ભરવાડ.
૨. પું. ઇંગ્લંડની પશ્ચિમે આવેલો એ નામનો ટાપુ. જુઓ આઇર્લંડ.
૩. ન. એ નામની જાતનું માણસ.
૪. વિ. એ નામની ઢોર ચારનાર માણસની એક જાતનું.
૫. વિ. મદ્રાસ તરફ વસતી લોકોની એક જાતનું.

**આયરશાયર** પું. એક જાતનો ગુલાબ. તે વેલા ઉપર ઊગતો હોવાથી જૂની દીવાલો, ટટ્ટી વગેરે ઉપર શોભા માટે ચડાવવામાં આવે છે.

**આયરા** ૧. સ્ત્રી. વાણંદની એક અટકનું નામ.
૨. ન. વાણંદની એ નામની અટકનું માણસ.
૩. વિ. વાણંદની એ નામની અટકનું.

**આયરાણી** સ્ત્રી. આયર જાતિની સ્ત્રી.

**આયરિશ** ૧. [ અં. ] પું. આઇર્લંડનો વતની.

૨. સ્ત્રી. આયર્લેંડના લોકોની ભાષા. જુઓ કેલ્ટિક ભાષા.

૩. વિ. આયર્લેંડનું; આયર્લેંડને લગતું.

**આયર્લેંડ** પું. ઈંગ્લંડની પશ્ચિમે આવેલો ૩૨૫૮૬ ચોરસ માઇલ ક્ષેત્રફળવાળો એ નામનો ટાપુ; આયર્લેંડ. તેનો કિનારો સરસ અને દુનિયાનાં સારામાં સારાં બંદર અહીં હોવાનું મનાય છે.

**આયર્સ રોક** [ અં. આયર્સ રૉક ] પું. મધ્ય આસ્ટ્રેલિયામાં આવેલો એ નામનો એક જ સળંગ પથ્થરનો બે માઈલ લાંબો, એક માઈલ પહોળો અને એક હજાર ફૂટ ઊંચો ખડક. તેમાંની કેટલીક ગુફાનાં બારણાં ૨૦૦ ફૂટ ઊંચાં અને ૪૦૦ ફૂટ પહોળાં અને તેની પડઘો પાડીને મોટો અવાજ કરે તેવી ગેલરીઓ અસલી ચિત્રકામથી ભરેલી છે.

**આયલ** [ સં. આ ( ઊલટું ) + યા ( જવું ) ] વિ. નવું આવેલું; આજકાલનું.

**આયવન** ન. ચમચો.

**આયવલો** વિ. પું. ( કચ્છી ) વહાલો; પ્રિય.

**આયવેલ** ન. રાતી છાલનાં પાકાં નાળિયેરમાંથી કાઢેલું તેલ.

**આયવ્યય** [ સં. આય ( આવક ) + વ્યય ( ખરચ ) ] પું. આવકજાવક; પેદાશ અને ખરચ.

**આયવ્યયઅનુમાનપત્ર** [ સં. આય ( આવક ) + વ્યય ( ખરચ ) + અનુમાન ( અટકળ ) + પત્ર ( કાગળ ) ] ન. આવક અને જાવક બતાવતું પત્રક; અંદાજપત્ર; 'બજેટ'.

**આયવ્યયપરીક્ષક** [ સં. આય ( આવક ) + વ્યય ( ખરચ ) + પરીક્ષક ( તપાસનાર ) ] પું. હિસાબ તપાસનાર અમલદાર; 'ઑડિટર'.

**આયવ્યયપરીક્ષા** [ સં. આય ( આવક ) + વ્યય ( ખરચ ) + પરીક્ષા ( તપાસ ) ] સ્ત્રી. આવકજાવકના હિસાબની તપાસણી.

**આયવ્યયશાસ્ત્ર** [ સં. આય ( આવક ) + વ્યય ( ખરચ ) + શાસ્ત્ર ] ન. નાણાંશાસ્ત્ર; આવક અને ખર્ચ સંબંધી વિદ્યા.

**આયવ્યયસ્થૂલમાન** [ સં. આય ( આવક ) + વ્યય ( ખરચ ) + સ્થૂલમાન ( અડસટો ) ] ન. ઊપજખર્ચનો અંદાજ બતાવતું પત્રક; અંદાજપત્રક; 'બજેટ'.

**આયશ** [ સં. આદેશ ] સ્ત્રી. આજ્ઞા; હુકમ.

**આયશરીર** ન. રાજ્યની આવકનાં મૂળ.

**આયસ** ૧. પું. અગરનું લાકડું.

૨. [ સં. આદેશ ] પું. ફરમાન; આજ્ઞા.

અહીં આયસ દીધું જમરાજ,
એહ નઈ લેવા આવ્યા રાજ. ભીમ

૩. પું. રત્ન; મણિ.

૪. [ સં. આયુસ ] ન. આયુષ્ય; આવરદા; આયુ.

૫. [ સં. આયાસ ( મહેનત ) ] ન. કામ; કર્તવ્ય; પ્રવૃત્તિ.

અલ્પ આયુ, આયસ ઘણું, તેજ રહિત વરનારિ. ભીમ

૬. ન. લોખંડની બનાવેલ વસ્તુ.

૭. ન. લોઢાનું કવચ.

૮. ન. લોઢું.

૯. ન. હથિયાર; શસ્ત્ર.

૧૦. વિ. લોઢાનું; લોઢામય; લોઢાનું બનાવેલું.

**આયસકાર** [ સં. આદેશ ( આજ્ઞા ) + કાર ( કરનાર ) ] પું. આજ્ઞા ઉઠાવનાર માણસ; તાબેદાર; સેવક.

**આયસી** ૧. [ સં. ] સ્ત્રી. લોઢાની કોશ.

૨. સ્ત્રી. લોઢાનું બખ્તર.

૩. વિ. લોઢાનું.

**આયસુ** [ સં. આદેશ ] સ્ત્રી. ( હિંદી ) આજ્ઞા; હુકમ.

**આયસ્કાર** ૧. [ સં. આયસ ( લોઢાનું ) + કાર ( કરનાર ) ] પું. લુહાર.

૨. પું. હાથીની જાંઘનો ઉપરનો ભાગ.

**આયસ્ત** ૧. વિ. અથડાયેલ.

૨. વિ. ઉત્સુક; આતુર; ઈંતેજાર.

૩. [ સં. આ ( ચોતરફ ) + યસ્ત ( મહેનત કરેલ ) ] વિ. થાકેલ.

૪. વિ. દુ:ખ પામેલ; પીડિત.

૫. વિ. ધાર કાઢેલ.

૬. વિ. ફેંકેલ.

**આયસ્થાન** ૧. [ સં. આય ( આવક ) + સ્થાન ( જગ્યા ) ] ન. આવકનું ઠેકાણું; લાભકારી જગ્યા.

૨. ન. જકાત અથવા દાણ લેવાતાં હોય તે જગ્યા.

**આયંક** [ સં. આતંક ] પું. જીવલેણ રોગ.

**આયંગર** ૧. સ્ત્રી. એક મદ્રાસી અટક.

૨. ન. એ નામની મદ્રાસી અટકનું માણસ.

૩. વિ. એ નામની મદ્રાસી લોકોની અટકનું.

**આયંત** ૧. પું. મોક્ષ; મુક્તિ.

૨. [ સં. આચાંત ] વિ. ( પ્રાકૃત ) પાણીથી હાથ મોઢું સાફ કરેલ; ચળુ કરેલ.

૩. [ સં. આયમ ( લંબાવવું ) + અંત ( છેડો ) ] વિ. લાંબું; દીર્ઘ.

**આયંદા** જુઓ આયંદે.

ઝમાના આયંદા = ભવિષ્યકાળ.

**આયંદારવિંદા** [ ફા. આયંદા ( આવનાર ) + રવિંદા ( જનાર ) ] પું. મુસાફર.

**આયંદાહક્ક** [ ફા. આયંદા ( ભવિષ્ય ) + અ. હક્ક ( અધિકાર ) ] પું. ઉત્તરાધિકાર; વારસાનો હક્ક; 'રિવર્ઝન'.

**આયંદે** ૧. [ ફા. આયંદા ( આવનાર ) ] અ. આજ પછી; ભવિષ્યમાં; હવે પછી; અત:પર.

૨. અ. પરિણામે; આખરે; છેલ્લે સરવાળે.

**આયંબિલ** [ સં. આચામ્લ ] ન. આંબેલ; એક દિવસમાં એક જ વખત બાફેલું એક જ અનાજ ખાઈને કરવાનું જૈનોનું તપ. તેમાં (૧) દહીં, (૨) દૂધ, (૩) ઘી, (૪) તેલ, (૫) ગોળ, ખાંડ, સાકર અને (૬) તળેલી વસ્તુ ખવાતી નથી. એ છ વસ્તુ 'વિગય' કહેવાય છે. આ તપમાં કેટલાક કાચા મીઠાને બદલે કંદોઈની ચૂલમાં પકવેલું મીઠું અથવા સિંધાલૂણ વાપરે છે. કોઈ કાચા ચોખાનો એક જ દાણો ગળી આંબેલ કરે છે. ચૈત્ર સુદિ ૭થી સુદિ ૧૫ સુધી અને આસો સુદિ ૭થી સુદિ ૧૫ સુધી નવ દિવસ આ તપ કરવાનો ખાસ મહિમા ગણાય છે.

**આયંભરિ** [ સં. આત્મન્ ( આત્મા ) + ભૃ ( ભરવું ) ] વિ. પોતાનું પેટ ભરનાર; સ્વાર્થી.

**આયા** ૧. [ પોર્ટુ. ] સ્ત્રી. ધાવ; બાળકને સંભાળવા રાખવામાં આવતી પગારદાર સ્ત્રી; ચાકરડી; બાળપરિચારિકા; ધાત્રી.

૨. સ્ત્રી. લોહાણાની એ નામની અટક.

૩. ન લોહાણાની એ નામની અટકનું માણસ.

૪. વિ. લોહાણાની એ નામની અટકનું.

૫. [ ફા. ] અ. લખવામાં વપરાતું સવાલ પૂછવાનું અવ્યય.

**આયાગયા** ૧. [ હિં. ] પું. અણધાર્યો મહેમાન.

૨. વિ. ગયેલ.

૩. વિ. છૂટું થયેલ.

૪. વિ. નક્કી કરેલ.

**આયાચિત** [ સં. આ ( પાસે ) + યાચ્ ( અરજ કરવી ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ખાસ વિનતિ કરેલ.

**આયાત** ૧. [ અ. ] સ્ત્રી. કુરાનનું વાક્ય.

૨. [ સં. આ ( ઊલટું એવા અર્થવાળો પૂર્વગ ) + યાત ( ગયેલું ) ] સ્ત્રી. માલની આવક; વસ્તુનું ઊતરવું તે.

આયાતનિકાશ = આવતો અને જતો માલ.

૩. [ અ. ] સ્ત્રી. બ. વ. નિશાનીઓ.

૪. સ્ત્રી. આગમન; આવવું તે.
૫. ન. વધારો; પુષ્કળતા.
૬. વિ. બહારગામથી આવેલું; આગત.

**આયાતકર** [ સં. આયાત ( બહારના માલની આવક ) + કર ( વેરો ) ] પું. બહારથી આવતી ચીજ ઉપર નાખેલો વેરો; જકાત.

**આયાતજકાત** [ આયાત ( બહારના માલની આવક ) + જકાત ( દાણ ) ] સ્ત્રી. બહારથી આવતી ચીજ ઉપર નાખેલો વેરો; આયાતકર.

**આયાતન** ૧. [ સં. આયત્ ( આધાર રાખવો ) ] સ્ત્રી. આધાર.
૨. ન. ઠેકાણું; જગ્યા.
૩. ન. પરદેશથી આવેલો માલ; આયાત.

**આયાતનિકાશ** ૧. [ સં. આયાત ( બહારગામથી આવેલું ) + નિષ્કાશ ( બહાર મોકલવાપણું ) ] સ્ત્રી. એક દેશનો માલ મંગાવી બીજા દેશમાં મોકલવાપણું; 'રીએક્સપૉર્ટ'.
૨. સ્ત્રી. પરદેશથી આવતો અને દેશમાંથી બહાર મોકલાતો માલ.

**આયાતનિયતિકર** [ સં. આયાત ( બહારથી આવેલો માલ ) + નિયતિ ( કાબૂ ) + કર ( વેરો ) ] પું. જકાત; પરદેશથી આવતી વસ્તુ ઉપર લેવાતું દાણ.

**આયાતનિયતિકરસૂચિ** [ સં. આયાત (આવવું તે) + નિયતિ ( કાબૂ ) + કર ( વેરો ) + સૂચિ ( કોઠો ) ] સ્ત્રી. પરદેશથી આવતી વસ્તુ ઉપર કેટલું દાણ લેવું તે બતાવતો કોઠો; 'ટૅરિફ'.

**આયાતવૃત્તક** [ સં. આયાત ( લંબ ) + વૃત્ત ( કૂંડાળું ) + ક ( વાળું ) ] ન. એક જાતની નક્કર આકૃતિ. તેને સરળ સપાટીથી કાપતાં આંતર્છેદ ઈંડાના આકારનો કે વાંકોચૂંકો થાય.

**આયાતવૃત્તીય** [ સં. આયાત ( લાંબું ) + વૃત્ત ( કૂંડાળું ) + ઈય ( લગતું ) ] ન. અંડાકાર આકૃતિને તેની બેમાંની કોઈ ધરી ઉપર ફેરવવાથી થતી ઘન આકૃતિ; લંબગોળ; અંડાકાર; 'ઇલિપ્સૉઇડ'.

**આયાતવેરો** પું. બહારગામથી આવતા માલ ઉપરની જકાત. જુઓ આયાતકર.

**આયાતવ્યાપારી** [ સં. આયાત ( બહારથી આવેલ માલ ) + વ્યાપૃ ( કામે લાગવું ) ] પું. પરદેશથી માલ મંગાવનાર વેપારી.

**આયાતિ** ૧. પું. નહુષ રાજાનો એક દીકરો.
૨. [ સં. આયાત્ ( આવવું ) ] સ્ત્રી. આગમન; આવવું તે.

**આયાતિપ્રદર્શન** [ સં. આયાતિ ( આગમન ) + પ્રદર્શન ( દેખાવ ) ] ન. ભવિષ્ય બતાવવું તે.

**આયાતી** ૧. [ સં. આયાત ( આવવું ) + ઇન્ ( વાળું ) ] વિ. આયાત થયેલું; પરહદ અથવા પરદેશથી આવેલું.
૨. વિ. પરદેશથી આવેલ માલ સંબંધી; આયાતને લગતું.

**આયાતુ** [ સં. આયત્ ( આવવું ) ] વિ. આવનાર; આગંતુક.

**આયાન** ૧. [ સં. આ ( પાસે ) + યાન ( જવાપણું ) ] ન. આગમન; આવવું તે.
૨. ન. લઈ જવું તે.
૩. ન. સ્વભાવ.

**આયાપાન** ન. એક સુગંધી છોડ. તેની ડાળીઓ સીધી અને કડવાં પાંદડાં ત્રણ નસવાળાં, સામસામાં, લીસાં અને અણીવાળાં હોય છે. વાયુરોગમાં અને ઉધરસ ઉપર તે અકસીર મનાય છે.

**આયામ** ૧. [ સં. આ ( ઉપર ) + યમ ( કાબૂમાં રાખવું ) ] પું. અંકુશ; નિગ્રહ; નિયમન; દાબ; કાબૂ.
૨. [ સં. આ ( તરફ ) + યમ્ ( લંબાવવું ) ] પું. દીર્ઘતા; લંબાઈ.
૩. પું. રોક; અટકાવ.
૪. પું. લંબાવવાપણું; ખેંચવું તે.
૫. પું. વિસ્તાર; ફેલાવો.
૬. ન. વાંભ જેટલી લંબાઈ.
૭. [ સં. આ ( સુધી ) + યામ ( પહોર ) ] અ. એક પહોર સુધી.

**આયામવિષ્કંભ** [ સં. આયામ ( લંબાઈ ) + વિષ્કંભ ( વિસ્તાર ) ] ન. લંબાઈ પહોળાઈ.

**આયામી** [ સં. આયામ ( લંબાઈ ) + ઇન્ ( વાળું ) ] વિ. લાંબું; દીર્ઘ.

**આયાલ** જુઓ આયાળ.

**આયાસ** ૧. પું. ( ડિંગળ ) આકાશ.
૨. [ સં. આ ( વધારે ) + યસ ( મહેનત કરવી ) ] પું. ઉદ્યમ; ઉદ્યોગ; ધંધો; રોજગાર.
૩. પું. કષ્ટ; દુઃખ; ખેદ; પીડા; મુશ્કેલી.
૪. પું. ત્રાસ; કંટાળો.
૫. પું. થાક; શ્રમ.
૬. પું. વૈતરું; થાક અથવા કંટાળો ઉપજાવે એવું કામ.

**આયાસક** ૧. વિ. કંટાળા ભરેલું.
૨. વિ. દુઃખ દેનાર; ખેદ પમાડનાર.
૩. [ સં. આયાસ ( યત્ન ) + ક ( વાળું ) ] વિ. પ્રયાસવાળું; મહેનતુ; ઉદ્યોગી.

**આયાસક્ષમ** [ સં. આયાસ ( દુઃખ ) + ક્ષમ ( સહન કરવું ) ] વિ. સહન કરી શકે તેવું; સહનશક્તિવાળું.

**આયાસમાપક** [ સં. આયાસ ( શ્રમ ) + માપક ( માપનાર ) ] ન. થાક માપનારું એક જાતનું યંત્ર.

**આયાસી** ૧. [ સં. આયસ્ ( મહેનત કરવી ) + ઇન્ ( વાળું ) ] વિ. ઉદ્યોગી; મહેનતુ; પ્રયાસવાળું.
૨. વિ. કઠણ; ત્રાસદાયક; કપરું; દુઃખપ્રદ.
૩. વિ. થાકેલું; ખિન્ન.

**આયાસુ** [ સં. આયસ ( થાકી જવું ) ] ન. થાકેલ માણસ.

**આયાસ્ય** ૧. ન. એ નામના વંશનું એક પ્રવર.
૨. ન. એ નામનું એક ગોત્ર.
૩. ન. ( પુરાણ ) ગૌતમાંગિરસ વંશમાંનું એ નામનું એક કુળ.

**આયાળ** [ ફા. યાલ ] સ્ત્રી. કેશવાળી; ઘોડાની ડોક ઉપરના વાળ.

**આયી** સ્ત્રી. ( ડિંગળ ) દેવી.

**આયીતા** વિ. તૈયાર.

**આયીસ્ટર** [ અં. ઑઇસ્ટર ] સ્ત્રી. કાલુ માછલી. તેનાં કોઈ કોઈ કોટલામાંથી મોતી નીકળે છે.

**આયુ** ૧. પું. ( પુરાણ ) કૃષ્ણને ભદ્રાથી થયેલો મહારથી દીકરો.
૨. પું. (પુરાણ) કૃષ્ણને રોહિણીથી થયેલો દીકરો.
૩. પું. ( પુરાણ ) દશ આંગિરસ દેવોમાંનો એક દેવ.
૪. પું. ( પુરાણ ) પ્રાણ નામના વસુનો ઊર્જસ્વતીને પેટે થયેલ દીકરાનું નામ.
૫. પું. ( પુરાણ ) મંડૂકોના એક રાજાનું નામ.
૬. પું. ( પુરાણ ) વૈવસ્વત મન્વંતરમાં થયેલ ક્રતુ ઋષિનું બીજું નામ.
૭. પું. સોમવંશી પુરુરવા રાજાને ઉર્વશીથી થયેલા છમાંનો મોટો દીકરો.
૮. પું. ( પુરાણ ) સોમવંશી યદુપુત્ર, ક્રોષ્ટાના વંશના પુરુહોત્ર રાજાનો દીકરો.
૯. [ સં. આયુસ્ ] ન. આવરદા; આયુષ્ય.
૧૦. ન. ( જૈન ) કર્મના આઠ પ્રકારમાંનો પાંચમો પ્રકાર; આયુષ્ય કર્મ; જેને લીધે જીવ આયુષ્ય ભોગવે છે તે કર્મ.
૧૧. ન. જીવતર; જિંદગી; જીવન.
૧૨. ન. વય; ઉમર.

**આયુઆરો** [ સં. આયુસ ( આવરદા ) + આર ( સીમા ) ] પું. આયુષ્યનો અંત; જિંદગીનો છેડો.

**આયુકર** [ સં. આયુસ ( આવરદા ) + કર ( કરનાર ) ] વિ. આવરદા વધારતું; આયુષ્ય લંબાવતું.

**આયુકર્મ** [ સં. આયુ ( આવરદા ) + કર્મન્ ( સારાંનરસાં કામનું ફળ ) ] ન. ( જૈન ) આત્માને નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવના શરીરમાં રોકી રાખે તેવું કર્મ.

**આયુકાણ્વ** ૧. પું. એક ઋગ્વેદિક ઋષિ. તેણે આઠમા મંડલનું બાવનમું સૂક્ત રચ્યું છે.
૨. પું. સામવેદનો એક ઋષિ.

**આયુક્ત** ૧. [ સં. આયુજ્ ( નીમવું ) ] પું. પ્રતિનિધિ; એજન્ટ.
૨. વિ. જોડેલ; સાથે લગાડેલ.
૩. વિ. નિમણૂક કરેલ; નીમેલું.
૪. વિ. યોજેલું; જોડેલું.
૫. વિ. રંધાઈને તૈયાર થયેલ.
૬. વિ. સાવચેત; સાવધાન.

**આયુક્ષીણ** [ સં. આયુસ ( આવરદા ) + ક્ષીણ ( નાનું ) ] વિ. ટૂંકી આવરદાવાળું.

**આયુત** ૧. [ સં. ] ન. અરધું પીગળેલું માખણ.
૨. વિ. દશ હજાર.
૩. વિ. મેળવેલું; ભેગું કરેલું.

**આયુતિક** [ સં. અયુત ( દશ હજાર ) + ઇક ( સંબંધી ) ] પું. દશ હજાર સિપાઈઓનો ઉપરી.

**આયુધ** ૧. ન. ઘરેણાં માટે વપરાતું સોનું.
૨. [ સં. આ ( સર્વત્ર ) + યુધ્ ( લડવું ) ] ન. યુદ્ધ સાહિત્ય; લડાઈની સામગ્રી; લડવાનું સાધન; હથિયાર; શસ્ત્ર. કેટલાકના મત પ્રમાણે આયુધની ત્રણ જાત છે: (૧) પ્રહરણ એટલે હાથમાં ઝાલીને મારી શકાય એવું. જેમકે તરવાર. (૨) હસ્તમુક્ત એટલે ફેંકી શકાય એવું. જેમકે, ચક્ર. (૩) યંત્રમુક્ત એટલે યંત્રથી ફેંકી શકાય એવું. જેમકે, બાણ. અમુક મત પ્રમાણે આયુધની ચાર જાત મનાય છે: મુક્ત, મુક્તામુક્ત, અમુક્ત, યંત્રમુક્ત. અમુક મતે આયુધ છત્રીસ જાતનાં છે: ચક્ર, ત્રિશૂળ, ધનુષ્ય, વજ્ર, બાણ, કૈવાણ, તુફંગ ( બંદૂક ), કોકબાણ, ફરસી, કટાર, છરો, બરછી, ખેટક (ઢાલ), ગદા, તરવાર, સાંગ, તોમર (ચાબુક), પાશ, ભુશંડી ( એક જાતનું બાણ ), બાંટ, ખંજર, જંબુર, લઠ, જંત્ર, અંકુશ, ભાલો, હળ, મુસલ, ખાંડું ( ખડ્ગ ), બરબઠ, જંજાલ ( મોટી બંદૂક ), જરહ, ગુપ્તી, ગુરજ, પટા અને નાની બંદૂક ચાણાક્ય અર્થશાસ્ત્રમાં નીચેનાં મુખ્ય હથિયાર વર્ણવ્યાં છે: સ્થિરયંત્રો:-સર્વતોભદ્ર, જામદગ્ન્ય, બહુમુખ, વિશ્વાસઘાતી, સંઘાતી, યાનક, પર્જન્યક, અર્ધબાહુ અને ઊર્ધ્વબાહુ. ફેરવી શકાય એવાં યંત્રો:-પાંચાલિક, દેવદંડ, સુકરિક, મુસલ, યષ્ટિ, હસ્તિવારક, તાલવૃંત, મુદ્ગર, ગદ, સ્પૃક તલ, કુદ્દાલ. આસ્ફાતિમ, ઉદ્ઘાતિમ, શતઘ્નિ, ત્રિશૂલ અને ચક્ર. હલમુખાનિ:-શક્તિ, પ્રાસ, કુંત, હાટક ભિંડીવાલ, શૂલ, તોમર, વરાહકર્ણ, કણય, કર્પણ અને ત્રાસિક. યંત્રોની ધાર હળના જેવી હોવાથી તેને હલમુખાનિ કહેવાય છે. કામઠાં:- કાર્મુક, કોદંડ, દ્રૂણ અને ધનુ. તીર:-વેણુ, શર, શલાકા, દંડસન અને નારાચ. તરવારો:- નિસ્ત્રિંશ, મંડલાગ્ર અને અસિયષ્ટિ. અસ્રા જેવાં હથિયાર:- પરશુ, કુઠાર, પટ્ટસ, ખનિત્ર, કુદ્દાલ, ચક્ર અને કાંડચ્છેદન. બીજાં હથિયારો:- યંત્રપષાણ, ગોષ્પણપષાણ, મુષ્ટિપષાણ, રોચની અને પથ્થર. બખ્તરો:-લોહજાલિકા, પત્ત, કવચ, સુત્રક, શિરસ્ત્રાણ, કંઠત્રાણ, કૂર્પાસ, કંચુક, વારવાણ અને નાગોદરિક. આવરણાનિ:- વેતિ, ચર્મ, હસ્તિકર્ણ, તાલમૂલ, ધમનિક, ક્વાત, કિટિક, અપ્રતિહત અને વલાહકાંત.

૧. આયુધ છોડવાં = (૧) લડાઈનું મેદાન છોડવું; નાસીપાસ થવું. (૨) હથિયાર મૂકી દેવાં.
૨. આયુધ બાંધવાં = (૧) લડવાને તૈયાર થવું. (૨) હથિયાર સજવાં.
૩. આયુધ સજવાં = હથિયાર બાંધીને લડવાને માટે તૈયાર થવું.

૩. ન. લડાઈ.
૪. ન. સાહિત્ય; સાધન.

**આયુધગૃહ** [ સં. આયુધ ( હથિયાર ) + ગૃહ ( ઘર ) ] ન. હથિયારો રાખવાની અથવા બનાવવાની જગ્યા; આયુધશાળા.

**આયુધજીવિસંઘ** ૧. પું. લડવાની કળાને પોતાના રાજબંધારણના મુખ્ય નિયમ તરીકે ગણનાર પ્રજાતંત્ર.
૨. [સં. આયુધ ( હથિયાર ) + જીવ્ ( જીવવું ) + ઇન્ ( વાળું ) + સંઘ ( મંડળ ) ] પું. લડાયક લોકોનો જથ્થો; સૈનિક તરીકે ગુજરાન ચલાવનાર વર્ગ.

**આયુધજીવી** ૧. [ સં. આયુધ ( હથિયાર ) + જીવ્ ( જીવવું ) + ઇન્ ( વાળું ) ] પું. સૈનિક; લડવૈયો.
૨. વિ. લડાઈ કરી રહેનાર; શસ્ત્રોપજીવી.

**આયુધધર્મિણી** [ સં. આયુધ ( શસ્ત્ર ) + ધર્મ ( ગુણ ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામનું એક ઝાડ; જયંતી. તે રોગ ઉપર રામબાણ ઉપાય મનાય છે.

**આયુધધારા** [ સં. આયુધ ( હથિયાર ) + ધારા ( વરસાદ ) ] સ્ત્રી. હથિયારોનો વરસાદ; શસ્ત્રવૃષ્ટિ.

**આયુધધારી** [ સં. આયુધ ( હથિયાર ) + ધારિન્ ( રાખનાર ) ] વિ. હથિયારથી સજ્જ થયેલ.

**આયુધન્યાસ** ૧. પું. ( તંત્ર ) એક જાતનો ન્યાસ એટલે મંત્ર અને વિધિથી શરીરનાં જુદાં જુદાં અંગો દેવતાઓને સોંપવાં તે.
૨. [ સં. આયુધ ( હથિયાર ) + ન્યાસ ( મૂકવાની ક્રિયા ) ] પું. વૈષ્ણવોમાં પૂજન પહેલાં બહારની શુદ્ધિની રીત. તેમાં ચક્ર, ગદા જેવાં આયુધોનાં નામ લઈ એક એક અંગને અડવામાં આવે છે.

**આયુધપિશાચિકા** [ સં. આયુધ ( હથિયાર ) + પિશાચિકા ( ડાકણ ) ] સ્ત્રી. લડાઈનો ચરસ.

**આયુધશાલા** [ સં. આયુધ ( શસ્ત્ર ) + શાલા ( મકાન ) ] સ્ત્રી. હથિયાર બનાવવાની અથવા રાખવાની જગ્યા; આયુધાગાર.

**આયુધશાળા** જુઓ આયુધશાલા.

**આયુધા** પું. જેલમ નદી અને સિંધુ નદીની વચ્ચે આવેલા દોઆબ પ્રદેશનું જૂનું નામ.

**આયુધાગાર** [ સં. આયુધ ( હથિયાર ) + આગાર ( ઘર ) ] ન. હથિયાર બનાવવાની અથવા રાખવાની જગ્યા; આયુધશાલા.

**આયુધાગારાધ્યક્ષ** [ સં. આયુધ ( હથિયાર ) + આગાર ( ઘર ) + અધ્યક્ષ ( ઉપરી ) ] પું. હથિયાર રાખવાની જગ્યાનો ઉપરી.

**આયુધાધ્યક્ષ** [ સં. આયુધ ( હથિયાર ) + અધ્યક્ષ ( ઉપરી ) ] પું. હથિયારખાનાની દેખરેખ રાખનાર અમલદાર.

**આયુધાભ્યાસ** [ સં. આયુધ ( હથિયાર ) + અભ્યાસ ( મહાવરો ) ] પું. શસ્ત્રકળા; હથિયાર વાપરવાની બોતેર કળા માંહેની એક કળા. જુઓ કળા.

**આયુધિક** ૧. [ સં. આયુધ ( હથિયાર ) + ઇક ( વાળું ) ] પું. યોદ્ધો; લડવૈયો.
૨. વિ. હથિયાર સંબંધી.

**આયુધી** ૧. પું. શિવ; શંકર; મહાદેવ. પિનાક ધનુષ્ય તેમનું આયુધ છે.
૨. [ સં. આયુધ ( શસ્ત્ર ) + ઇન્ ( વાળું ) ] વિ. શસ્ત્રધારી; હથિયાર રાખતું.

**આયુધીય** ૧. [ સં. આયુધ ( હથિયાર ) + ઈય ( વાળું ) ] પું. યોદ્ધો; લડવૈયો.
૨. પું. સૈનિક કે રંગરૂટ દેનારું ગામ.
૩. વિ. હથિયાર રાખતું અથવા વાપરતું.

**આયુપ્રવેશ** [ સં. આયુસ ( ઉમર ) + પ્રવેશ ( દાખલ કરવું તે ) ] પું. સ્વીકારેલી ઉમર; દાખલ કરેલી ઉમર. આ શબ્દ વીમામાં વપરાય છે.

**આયુબલ** [ સં. આયુસ ( આવરદા ) + બલ ( શક્તિ ) ] ન. બ. વ. આયુષ્ય અને શક્તિ.

**આયુરદા** [ સં. આયુસ ] સ્ત્રી. આવરદા; આયુષ્ય; જિંદગી.

**આયુરારોગ્ય** ૧. [સં. આયુસ ( આવરદા ) + આરોગ્ય ( તંદુરસ્તી ) ] ન. આયુષ્ય અને આરોગ્ય; આવરદા અને તંદુરસ્તી.

૨. ન. રોગ વગરની લાંબી જિંદગી; નીરોગી લાંબું જીવન.

**આયુર્દા** ૧. [ સં. આયુ ( આયુષ ) + દા ( કાપવું ) ] પું. કાળ.

૨. સ્ત્રી. ( પુરાણ ) શાકદ્વીપની એ નામની નદી.

૩. [ સં. આયુસ ] ન. આવરદા; આયુષ્ય; જીવનદોરી; જિંદગી.

**આયુર્દાય** ૧. પું. આયુ; જીવનકાળ; જિંદગી; આયુષ્યનું પ્રમાણ.

૨. [સં. આયુસ (આવરદા) + દા (આપવું)] પું. આયુષ્ય આપવું તે.

૩. પું. ( જ્યોતિષ ) ગ્રહોના સ્થાન ઉપરથી આવરદા નક્કી કરવી તે. જેમકે, આઠમા સ્થાનમાં બૃહસ્પતિ, ત્રીજામાં રાહુ, છઠ્ઠામાં મંગળ અને અગિયારમા સ્થાનમાં શનિ આયુ વધારે છે.

**આયુર્દ્રવ્ય** ૧. [ સં. આયુસ ( આવરદા ) + દ્રવ્ય ( ચીજ ) ] ન. આવરદા લંબાવનારું ઔષધ; દવા.

૨. ન. ઘી.

**આયુર્બલ** [ સં. આયુસ ( આવરદા ) + બલ ( શક્તિ ) ] ન. ઉમર; આયુષ્ય.

**આયુર્મર્યાદા** [ સં. આયુસ ( આવરદા ) + મર્યાદા ( હદ ) ] સ્ત્રી. આવરદાની હદ; જિંદગીની સીમા. પશુપક્ષીની આયુર્મર્યાદા નીચે મુજબ મનાય છે: ઊંટ ૪૦ વર્ષ, કબૂતર ૨૦ વર્ષ, કાગડો ૧૦૬ વર્ષ, કાચબો ૪૦૯ વર્ષ, કૂકડો ૧૪ વર્ષ, કૂતરો ૧૫ વર્ષ, ગરુડ ૧૦૦ વર્ષ, ગાય ૨૫ વર્ષ, ઘેટું ૧૨ વર્ષ, ઘોડો ૨૭ વર્ષ, ચકલી ૪૦ વર્ષ, ડુક્કર ૨૫ વર્ષ, પોપટ ૬૦ વર્ષ, બકરી ૧૫ વર્ષ, બિલાડી ૧૩ વર્ષ, મગર ૩૦૦ વર્ષ, મોર ૨૪ વર્ષ, વેલ ૫૦૦ થી ૧૦૦૦ વર્ષ, સસલું ૫ વર્ષ, સિંહ ૪૦ વર્ષ, હંસ ૧૦૦ વર્ષ, હાથી ૧૦૧ વર્ષ.

**આયુર્મિતિ** [ સં. આયુસ ( આવરદા ) + મિતિ ( માપણી ) ] સ્ત્રી. આયુષ્ય કેટલું છે તેની અટકળ.

**આયુર્યોગ** [ સં. આયુસ ( આવરદા ) + યોગ ] પું. આયુષ્ય કેટલું છે તે જાણવા માટે જ્યોતિષમાં જણાવેલ ગ્રહોની સ્થિતિ.

**આયુર્વર્ણન** [ સં. આયુસ ( આવરદા ) + વર્ણન ( હકીકત ) ] ન. જિંદગીની હદ. જુઓ આયુષ્યમર્યાદા.

**આયુર્વૃદ્ધિ** [ સં. આયુસ ( આવરદા ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. જિંદગીનો વધારો.

**આયુર્વેદ** ૧. [ સં. આયુસ ( આવરદા ) + વેદ ] પું. ઋગ્વેદનો એક ઉપવેદ; આર્યોનું વૈદકશાસ્ત્ર; વૈદ્યવિદ્યા; ચિકિત્સાશાસ્ત્ર. આ ઉપવેદ બ્રહ્મદેવના પૂર્વ મુખમાંથી નીકળ્યાનું અને તેના સૌથી પહેલા આચાર્ય અશ્વિનીકુમાર હોવાનું મનાય છે. અશ્વિનીકુમાર પાસેથી ઇંદ્રે આ વિદ્યા મેળવીને ધન્વંતરિને તે શીખવી. કાશીનો રાજા દિવોદાસ ધન્વંતરિનો અવતાર કહેવાતો. તેની પાસે જઈને સુશ્રુતે આયુર્વેદનો અભ્યાસ કર્યો. અત્રિ અને ભરદ્વાજને પણ આ શાસ્ત્રના પ્રવર્તક માનવામાં આવે છે. કેટલાકના મત પ્રમાણે આ શાસ્ત્ર અથર્વવેદનું ઉપાંગ મનાય છે. શલ્ય, શાલાક્ય, કાયચિકિત્સા ભૂતવિદ્યા, કૌમારતંત્ર ( બાલચિકિત્સા ), અગદતંત્ર, રસાયન અને વાજીકરણ એ તેનાં આઠ અંગ છે. કફ, પિત્ત અને વાયુ એ ત્રણ પ્રકૃતિની માન્યતા ઉપર આયુર્વેદ રચાયેલ છે. આયુર્વેદના આચાર્યો: અશ્વિનીકુમાર, ધન્વંતરિ, દિવોદાસ (કાશીરાજ), નકુલ, સહદેવ, અર્કિ, ચ્યવન, જનક, બુધ, જાવાલ, જાજલિ, પૈલ, કરથ, અગસ્ત્ય, અત્રિ અને તેના ૬ શિષ્ય ( અગ્નિવેશ, ભેડ, જાતૂકર્ણ, પરાશર, સીરપાણિ, હારીત ), સુશ્રુત અને ચરક. આયુર્વેદનું જ્ઞાન આરબ અને યુનાની લોકોની મારફત યુરપમાં પ્રસરવા પામ્યું અને અર્વાચીન વૈદકશાસ્ત્રની ઉત્પત્તિમાં તે ઉપયોગી થઈ પડયું. આયુર્વેદના મૂળ ગ્રંથકારો ચરક અને સુશ્રુત લગભગ અઢી હજાર વર્ષ જેટલા જૂના છે. ચરક ( ઈ. સ. પૂ. ૫૦૦) ઔષધ સંગ્રહ માટે અને સુશ્રુત (ઈ. સ. ૧૦૦ ) શસ્ત્રવૈદ્ય તરીકે પ્રસિદ્ધ છે.

૨. પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.

૩. પું. એ નામનો એક દેવ.

**આયુર્વેદપ્રકાશ** પું. એ નામનું આયુર્વેદ સંબંધી એક પુસ્તક.

**આયુર્વેદપ્રકાશક** પું. ઔષધોની બનાવટ અને તેના ઉપયોગ વિષે ઈ. સ. ૧૭૩૪માં કાશીના માધવે રચેલો એ નામનો ગ્રંથ.

**આયુર્વેદપ્રણેતા** ૧. [ સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + પ્રણેતૃ ( રચનાર ) ] પું. પુરુષોત્તમ ભગવાન.

૨. પું. વિષ્ણુ.

**આયુર્વેદભૂષણ** [ સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + ભૂષણ ( શણગાર ) ] ન. આર્યોના વૈદકશાસ્ત્રની પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થીને અપાતી ઉપાધિ.

**આયુર્વેદમહોપાધ્યાય** [ સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + મહાન્ ( મોટું ) + ઉપાધ્યાય ( શિક્ષક ) ] પું. દેશી વૈદાનો મોટો શિક્ષક.

**આયુર્વેદરત્ન** [ સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + રત્ન ( મણિ ) ] ન. આયુર્વેદની પરીક્ષા પસાર કરનારને અપાતી પદવી.

**આયુર્વેદવિજ્ઞાન** ન. કલકત્તાના કવિરાજ વિનોદલાલ સેને રચેલો આર્યોની વૈદ્યવિદ્યાનો એક ગ્રંથ.

**આયુર્વેદવિદ્યા** સ્ત્રી. આર્યોનું વૈદકશાસ્ત્ર. જુઓ આયુર્વેદ.

**આયુર્વેદવિશારદ** [ સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + વિશારદ ( હોશિયાર ) ] પું. આયુર્વેદમાં પ્રવીણ માણસને મળતી ઉપાધિ.

**આયુર્વેદવેત્તા** [ સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + વેતૃ ( જાણનાર ) ] વિ. વૈદકશાસ્ત્ર જાણનાર; આયુર્વેદ ભણેલ.

**આયુર્વેદસુષેણસંહિતા** સ્ત્રી. સુષેણે રચેલો એ નામનો વૈદકનો ગ્રંથ. તેમાં સામાન્ય ઔષધવર્ગ, ધાન્યવર્ગ, પાનનો વર્ગ વગેરેના ગુણદોષનું વર્ણન કર્યું છે.

**આયુર્વેદાર્ણવ** [સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + અર્ણવ ( સમુદ્ર ) ] પું. વૈદ્યને અપાતી એક પદવી.

**આયુર્વેદાલંકાર** [ સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + અલંકાર ( શણગાર ) ] પું. દેશી વૈદામાં હોશિયાર માણસને અપાતી પદવી.

**આયુર્વેદિક** ૧. [સં. આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) + ઇક ( સંબંધી ) ] વિ. આર્યોના વૈદકશાસ્ત્રને લગતું; આયુર્વેદનું.

૨. વિ. વૈદકશાસ્ત્ર જાણતું; વૈદાનું અભ્યાસી.

**આયુર્વેદી** જુઓ આયુર્વેદિક.

**આયુર્વેદીય** જુઓ આયુર્વેદિક.

**આયુવર્ધક** [ સં. આયુસ ( આવરદા ) + વર્ધક ( વધારનાર ) ] વિ. આવરદા વધારનાર.

**આયુવાન** [ સં. આયુસ ( આવરદા ) +

વત્ (વાળું)] વિ. આવરદાવાળું; લાંબી જિંદગીવાળું; દીર્ઘાયુ.

**આયુર્વૃદ્ધિ** [સં. આયુસ્ (આવરદા) + વૃદ્ધિ (વધારો)] સ્ત્રી. આયુષ્યનો વધારો.

**આયુશ** સ્ત્રી. રજા. જતી વખતે વડીલો દીર્ઘાયુ રહો એમ કહે તે ઉપરથી આ અર્થ નીકળ્યો છે.

**આયુષ** ૧. પું. શિવ; શંકર; મહાદેવ.

૨. ન. અવતાર; ભવ; જન્મારો.

૩. [સં. આયુસ્] ન. આવરદા; જીવનકાળ; જિંદગી.

૪. ન. (જૈન) જેનાથી ભવ ધારણ થાય એવું કર્મ. જુઓ આયુષકર્મ.

**આયુષકર્મ** [સં. આયુસ્ (આવરદા) + કર્મન્ (કર્મ)] ન. (જૈન) આઠ કર્મમાંનું પાંચમું. તેને પરિણામે જીવ જિંદગી ભોગવે છે.

આયુષકર્મના ચાર પ્રકારો-જેના ઉદયે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકગતિનું જીવન ગાળવું પડે છે. તે અનુક્રમે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકનું આયુષ છે. તત્ત્વાર્થસૂત્ર

**આયુષદોરી** ૧. સ્ત્રી. આયુષ્યનો આધાર; જીવનની મુખ્ય વસ્તુ.

૨. [સં. આયુસ્ (આવરદા) + દોર (દોરડું)] સ્ત્રી. આવરદા; જીવવાની મુદત.

**આયુષભર** [સં. આયુસ્ (આવરદા) + ભર (ભરેલું)] અ. આખી જિંદગી સુધી; જીવન પૂરું થતાં સુધી.

**આયુષમર્યાદા** [સં. આયુસ્ (આવરદા) + મર્યાદા (હદ)] સ્ત્રી. આવરદાની હદ; જીવતરની અવધ.

**આયુષમાન** પું. (જ્યોતિષ) સત્તાવીસ માંહેનો ત્રીજો યોગ.

**આયુષ્ક** ૧. ન. (જૈન) આયુષ્યનો બંધ; આવતા ભવમાં જે ગતિમાં જવું હોય તેનું નક્કી થવું તે.

૨. વિ. લાંબી આવરદાવાળું.

**આયુષ્કર** [સં. આયુસ્ (આવરદા) + કર (કરનાર)] વિ. જિંદગી વધારનાર.

**આયુષ્કામ** [સં. આયુસ્ (આવરદા) + કામ (ઇચ્છા)] વિ. લાંબી આવરદાની ઇચ્છા રાખનાર.

**આયુષ્ટોમ** [સં. આયુસ્ (આવરદા) + સ્તોમ (યજ્ઞ)] પું. જિંદગી વધે તે માટે કરવામાં આવતો યજ્ઞ.

**આયુષ્મતી** ૧. [સં. આયુસ્ (આવરદા) + મત્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. લાંબું જીવનારી; દીર્ઘાયુ.

૨. વિ. સ્ત્રી. વિદ્યમાન; જીવતી; હયાત.

**આયુષ્માન** ૧. પું. (પુરાણ) દક્ષસાવર્ણિ નામના હવે પછી થનારા મન્વંતરમાં વિષ્ણુનો જે અવતાર થવાનો છે તે વખતના તેના બાપ.

૨. પું. (પુરાણ) પ્રહ્લાદ દૈત્યના ચારમાંનો મોટો દીકરો.

૩. પું. (જ્યોતિષ) વિષ્કુંભક વગેરે સત્તાવીસ માંહેનો ત્રીજો યોગ.

૪. [સં. આયુસ્ (આવરદા) + મત્ (વાળું)] વિ. ઘણું જીવનારું; લાંબી આયુષ્યવાળું; દીર્ઘાયુષી; ચિરંજીવી.

૫. વિ. જીવતું; હયાત; વિદ્યમાન.

૬. વિ. નાટકમાં સંબોધન માટે વપરાતો શબ્દ. નાટકમાં સૂત એટલે સારથિને, રથી એટલે રથમાં બેઠેલ માણસને અને રાજકુમારને આ શબ્દથી બોલાવે છે.

**આયુષ્ય** ૧. [સં.] ન. અવતાર; ભવ; જન્મારો.

૨. ન. આવરદા; જિંદગી; જીવનકાળ.

આયુષ્યનો બંધ પડવો = આવતા ભવમાં જે ગતિમાં જવું હોય તે ગતિનું નિર્માણ થવું.

૩. ન. (જૈન) કર્મના આઠ ભેદ માંહેનો પાંચમો. તેના પરિણામે જીવ જિંદગી ભોગવે છે.

૪. ન. જીવનચરિત્ર.

૫. ન. બાળકના જન્મ પછી થતી એક ધાર્મિક ક્રિયા.

૬. વિ. આવરદા વધારનાર.

**આયુષ્યક** ૧. [સં. આયુષ્ય (આવરદા) + ક (વાળું)] ન. હજામત; વતું.

૨. વિ. જિંદગી વધારનાર.

**આયુષ્યકર્મ** ૧. [સં. આયુષ્ય (આવરદા) + કર્મન્ (સારાંનરસાં કામનું ફળ)] ન. (જૈન) આયુકર્મ; નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવતાના શરીરમાં આત્માને રોકી રાખનારું કર્મ.

૨. [સં. આયુષ્ય (આવરદા) + કર્મન્ (કામ)] ન. હજામત; ક્ષૌરકર્મ.

**આયુષ્યગંગા** [સં. આયુષ્ય (જિંદગી) + ગંગા (એ નામની એક નદી)] સ્ત્રી. જિંદગી રૂપી નદી; જીવનપ્રવાહ.

**આયુષ્યદ** [સં. આયુષ્ય (આવરદા) + દ (દેનાર)] વિ. જીવન વધારનાર.

**આયુષ્યદોરી** [સં. આયુષ્ય (આવરદા) + દોર (દોરડું)] સ્ત્રી. જીવનદોરી; આવરદા; જીવવાની મુદત. જુઓ આયુષદોરી.

**આયુષ્યબળ** [સં. આયુષ્ય (જીવન) + બલ (જોર)] ન. લાંબી આવરદા.

**આયુષ્યભર** [સં. આયુષ્ય (જીવન) + ભર (સુધી)] અ. જિંદગી સુધી.

**આયુષ્યભાવ** પું. (જ્યોતિષ) કુંડળીમાં આઠમું ઘર.

**આયુષ્યભુવન** [સં. આયુષ્ય (આવરદા) + ભુવન (ઘર)] ન. (જ્યોતિષ) બાર ઘરમાંનું એ નામનું આઠમું.

**આયુષ્યમર્યાદા** [સં. આયુષ્ય (આવરદા) + મર્યાદા (હદ)] સ્ત્રી. જિંદગીની હદ. જુદી જુદી પ્રજાની સરેરાશ આયુષ્યમર્યાદા નીચે પ્રમાણે ગણાય છે:

| દેશ | માણસની સરાસરી આયુષ્યમર્યાદા |
|---|---|
| અમેરિકા (યુનાઇટેડ સ્ટેટ્સ) | ૫૮.૦ વરસ |
| દક્ષિણ આફ્રિકા | ૫૫.૬ વરસ |
| નોર્વે | ૫૫.૬ વરસ |
| હોલંડ | ૫૫.૧ વરસ |
| ઈંગ્લંડ | ૫૧.૦ વરસ |
| ફ્રાંસ | ૪૮.૫ વરસ |
| જર્મની | ૪૭.૪ વરસ |
| જાપાન | ૪૪.૩ વરસ |
| હિંદુસ્તાન | ૨૪.૭ વરસ |

**આયુષ્યમંત્ર** [સં. આયુષ્ય (આવરદા) + મંત્ર] પું. લાંબું જીવન અને તંદુરસ્તી મેળવવાનો નિયમ.

**આયુષ્યમાન** ૧. [સં. આયુષ્ય (આવરદા) + મત્ (વાળું)] વિ. જીવતું; હયાત.

૨. વિ. લાંબી જિંદગીવાળું; ઘણું જીવનારું; ચિરંજીવી.

આયુષ્યમાન ભવ = ઘણું જીવો.

**આયુષ્યમાનયોગ** પું. (જ્યોતિષ) થયેલો રોગ મટે એવું ગ્રહોનું જોડાણ; એ નામનો એક યોગ.

સિદ્ધિયોગ, શુક્લયોગ, શુભયોગ, પ્રીતિયોગ, આયુષ્યમાનયોગ, ધૃતિયોગ, વૃદ્ધિયોગ, ધ્રુવયોગ, હર્ષયોગ, એ સર્વ સુખસાધ્ય છે, અર્થાત્ એ યોગોમાં થયેલો રોગ સારી રીતે મટી શકે છે.

આયુર્વેદ રહસ્યાર્ક

**આયુષ્યરેખા** [સં. આયુષ્ય (આવરદા) + રેખા (લીટી)] સ્ત્રી. (સામુદ્રિક) હથેળીમાંની આવરદા બતાવનારી લીટી. હાથ ઉપરની બધી રેખામાં આ ઘણી અગત્યની મનાય છે. તે પહેલી આંગળીની નીચે અને અંગૂઠાના મૂળના ઉપલા ભાગમાંથી શરૂ થઈ વીનસના માઉન્ટ એટલે અંગૂઠા નીચેના હથેળીના ઉપસેલ માંસલ ભાગની એક બાજુએ લંબાયેલ હોય છે. હાથ જોતી વખતે આ રેખાની લંબાઈ,

પહોળાઈ, રંગ, દિશા, તેમાંથી નીકળતી નાની મોટી રેખા, તેના ફાંટા, તેના ઉપરનાં ટપકાં અને ચોકડીઓ, તેની શરૂઆતની તેમ જ પૂરી થતી વખતની હાલત એ બધું ધ્યાનમાં લેવામાં આવે છે. રેખા લાંબી, સુશોભિત, સારા આકારની, ત્રુટીઓ વગરની અને વીનસના માઉન્ટને ફરી વળતી હોય તો આદર્શ ગણાય છે. રતાશ પડતી હોય ત્યારે તે ગુસ્સો અને તામસી પ્રકૃતિ બતાવે; ઝાંખી હોય તો આરોગ્યમાં ખામી, શરીરની નાજુકતા અને અદેખાઈ જણાવે; વધારે પડતી પહોળી હોય તો શારીરિક અશક્તિ, ખરાબ સ્વભાવ, ચારિત્રમાં ખામી બતાવે; ઊંડી હોય તો નિર્દયતા અને તોછડાપણું; લાંબી હોય તો શાંત પ્રકૃતિ, સાધારણ બળ, નાજુક બાંધો, માનસિક નબળાઈ પણ લાંબું આયુષ્ય બતાવે. તેની શરૂઆતમાં ભાંગતૂટ જણાતી હોય તો માનસિક અસ્થિરતા અને ચાલચલગતમાં ઢીલાપણું બતાવે; વચ્ચે ભાંગતૂટ જણાય અને તેમાં થઈને આરપાર બીજી રેખા પસાર થતી હોય તો તે માંદગી જણાવે; તે બે કટકે હોય તો ભયંકર માંદગી બતાવે, પણ બીજા હાથમાં ભાંગેલી ન હોય તો માંદગી સાધ્ય સમજવી; બન્ને હાથમાં સરખી ભાંગેલી હોય તો તે વખતે તેવા માણસનું મરણ નક્કી સમજવું. ટૂંકી રેખા ટૂંકું આયુષ્ય બતાવે છે. આયુષ્યરેખા ટૂંકી હોય પણ તે પાસે બીજી આયુષ્યરેખા હોય તો આવરદા લાંબી હોવા ઉપરાંત સમૃદ્ધિ બતાવે. સ્ત્રીના હાથ ઉપર આવરદાની બે રેખા હોય તો તેનામાં ચતુરાઈ, લુચ્ચાઈ, જ્ઞાન પણ હલકી ચાલચલગત બતાવે. આવી બાઈ હરકોઈ રીતે પોતાનું શિયળ ગુમાવે. ઊંચા કુટુંબની બૈરી હલકા દરજ્જાના માણસ સાથે પ્રેમસંબંધ રાખવામાં હલકાઈ ન ગણે. આયુષ્યરેખા પૂરી થતી વખતે બે છેડા થયા હોય અને તેમાંનો એક છેડો કાંડા તરફ જતો હોય તો શારીરિક નબળાઈ અને વૃદ્ધાવસ્થા સુધી કામનો બોજો બતાવે. આયુષ્યરેખાના વચ્ચેથી ફાંટા પડતા હોય અને એક છેડો ચંદ્ર તરફ જતો હોય તો લાંબી મુસાફરી બતાવે.

**આયુષ્યવર્ધક** [ સં. આયુષ્ય ( આવરદા + વર્ધક ( વધારનાર ) ] વિ. જિંદગી વધારનાર.

**આયુષ્યવંત** [ સં. આયુષ્ય ( આવરદા ) + વત્ ( વાળું ) ] વિ. લાંબી જિંદગીવાળું.

**આયુષ્યશેષ** [ સં. આયુષ્ય ( આવરદા ) + શેષ ( બાકી રહેલ ભાગ ) ] ન. બાકી રહેલ જિંદગી.

**આયુષ્યસંક્રાંતિવ્રત** [ સં. આયુષ્ય ( આવરદા ) + સંક્રાંતિ ( સૂર્યનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવાપણું ) + વ્રત ( નિયમ ) ] ન. દરેક સંક્રાંતિને દિવસે કરવામાં આવતું એ નામનું વ્રત. તેમાં નાહી અને પૂજા કરી કાંસાના વાસણમાં દૂધ, ઘી ને સોનું નાખી બ્રાહ્મણને દાન આપવામાં આવે છે.

**આયુસ** [ સં. આયુસ્ ] ન. આયુષ; આવરદા; ઉમર.

**આયુંક્ષ્વાહિ** પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

**આયુઃકાલ** [ સં. આયુસ્ ( આવરદા ) + કાલ ( વખત ) ] પું. મોતનો વખત; મૃત્યુકાળ.

**આયુઃશબ્દયતિ** [ સં. આયુસ્ ( આવરદા ) + શબ્દ + યતિ ( સંન્યાસી ) ] પું. શિવ; શંકર.

**આયૂ** [ સં. ] સ્ત્રી. આવરદા; આયુષ્ય.

**આયે** ૧. [ સં. ] અ. પ્રેમ અથવા લાગણી બતાવવા માટે વપરાતો શબ્દ.

૨. અ. સ્વાગત દર્શાવતો એક શબ્દ; આવો; પધારો.

**આયેસ** [ પ્રા. ] પું. હુકમ; આદેશ; આજ્ઞા.

> નિજ નારી નઈ જઈ કહઈ, જો તુજ હોઈ આયેસ. — દર્શનવિજય

**આયો** ૧. પું. (જ્યોતિષ) ગુરુના સાત ઉપગ્રહો માંહેનો બીજો. તેની શોધ ઈ.સ. ૧૬૧૦માં થઈ હતી. ગુરુથી તેનું અંતર ૨૬૦ હજાર માઈલ છે. તેનો વ્યાસ ૨૩૪૯ માઈલ અને તેનો પ્રદક્ષિણા કાળ ૧ દિ. ૧૮ ક. ૨૯ મિ. છે.

૨. અ. ક્રિ. ( કચ્છી ) આવ્યો.

**આયોગ** ૧. પું. ચંદન, ફૂલ વગેરેની ભેટ ધરવાપણું.

૨. પું. તટ; કિનારો.

૩. પું. ધન મેળવવાનો ઉપાય; કમાણી કરવાનો રસ્તો; વેપાર ઉદ્યોગ.

૪. [ સં. આ (પાસે) + યુજ્ ( જોડવું ) ] પું. નિમણૂક.

૫. પું. રોધ; અટકાવ.

૬. પું. સરંજામ; સામગ્રી.

૭. પું. સારો સંબંધ.

**આયોગવ** [ સં. ] પું. વૈશ્ય મા અને શૂદ્ર બાપથી થયેલો પુરુષ.

**આયોગવી** [ સં. ] સ્ત્રી. વૈશ્ય મા અને શૂદ્ર બાપથી થયેલી સ્ત્રી.

**આયોગિક** [ સં. આ ( વધારે ) + યોગ ( પ્રાપ્તિ ) + ઇક ( વાળું ) ] પું. જ્ઞાની.

**આયોજક** [ સં. આયુજ્ ( કરવું ) ] વિ. બનાવનાર; પેદા કરનાર.

**આયોજન** ૧. [ સં. આયુજ્ ( જોડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઉદ્યોગ; ઉદ્યમ; મહેનત; પ્રયત્ન.

૨. ન. ઉપાડી જવાપણું; હરણ.

૩. ન. એકઠું કરવાપણું.

૪. ન. ( ન્યાય ) કર્મ.

૫. ન. કસબ; હથોટી.

૬. ન. કોઈ કામમાં લગાડવાપણું; નિયુક્તિ.

૭. ન. તૈયારી; સામગ્રી મેળવવી તે.

> આયોજન થવું = મળતું આવવું.

૮. ન. વ્યવસ્થા; પ્રબંધ; ગોઠવણ.

૯. ન. ( ન્યાય ) વ્યાખ્યાન; વિવરણ.

**આયોજના** સ્ત્રી. વ્યવસ્થા; પ્રબંધ; ગોઠવણ; સંગઠન.

**આયોજ્ય** [ સં. આયુજ્ ( જોડવું ) + ય ( જેવું ) ] વિ. એકબીજા સાથે જોડવા જેવું.

**આયોટા ઓરાયન** પું. ( જ્યોતિષ ) મૃગ નક્ષત્રનો આઠમો તારો.

**આયોડિન** [ અં. ] ન. કુદરતી ક્ષારમાંથી કાઢવામાં આવતો ધાતુના જેવો ઝળકાટવાળો વાદળી રંગનો એક પદાર્થ; રાસાયણિક ગુણમાં હરિત ( ક્લોરિન ) અને રોહિત ( બ્રોમિન ) ના જેવું એક તત્ત્વ; નૈલ. અગાઉ તે દરિયાઈ છોડની રાખમાંથી કાઢવામાં આવતું. જંતુનાશક હોઈને તેનો ચોપડવાની દવા તરીકે ઉપયોગ થાય છે. છબી પાડવામાં પણ તે વપરાય છે.

**આયોદ** પું. ( પુરાણ ) ધૌમ્ય નામના બ્રહ્મર્ષિ.

**આયોધન** ૧. [ સં. આ ( ઉપર ) + યોધન ( લડાઈ ) ] ન. રણક્ષેત્ર; રણભૂમિ; લડાઈનું મેદાન.

૨. ન. લડાઈ; યુદ્ધ.

> આયોધન રણ આજિ મૃધ, આહવ સંખ્ય સમીક, સંપરાય સંગર સમર સંયુગ કલહ અનીક; સુરતયુદ્ધ પતિસંગમાં જ્યારે થાશે હે બામ, ત્યારે નખ વિના નહી પામીશ શું પરિણામ. — પિંગળલઘુકોષ

૩. ન. વધ; મારવું તે.

**આયોધ્યિક** ૧. [ સં. અયોધ્યા ( એ નામનું શહેર ) + ઇક ( લગતું ) ] વિ. અયોધ્યા સંબંધી.

૨. વિ. અયોધ્યાવાસી.

**આયોનિયન** [ અં. ] સ્ત્રી. એ નામની એક ગ્રીક જાતિ.

**આર** ૧. પું. અજગર.

૨. [ સં. આરા ] પું. અંકુશ; પરોણાની આર.

૩. પું. ( જ્યોતિષ ) એ નામનો ગ્રહ; મંગળ.

૪. પું. ( જ્યોતિષ ) એ નામનો ગ્રહ; શનિ.

૫. પું. એક જાતનું ઝાડ; મધુરામ્રફલ; મધુર અને ખાટાં ફળવાળું એક ઝાડ.

૬. [ સં. આહાર ] પું. કાંજી; ખેળ; કપડાંને અને કપડાંના તાણાવાણાને અક્કડ બનાવવાને વપરાતી વસ્તુ.

૧. આર ઉતારવો-કાઢવો = નવાં કપડાંમાંથી ખેળ કાઢવી.

૨. આર ચડાવવો-દેવો = કપડાંને આરમાં બોળવું.

૭. પું. કિનારો.

૮. [ અં. ઓર ] પું. ખાણમાંથી નીકળેલો લોઢાવાળો પદાર્થ.

૯. પું. ખૂણો.

૧૦. [ સં. આહાર ( ખોરાક ) ] પું. ખોરાક.

૧૧. પું. ગુસ્સે થવું તે.

૧૨. પું. ચાબુક.

૧૩. પું. ( જૈન ) ચોથી નરકમાં નારકીઓને રહેવાનું એ નામનું ઠેકાણું.

૧૪. પું. છેડો; અંત.

૧૫. પું. પાણીનો વોહ; તાણ; ખેંચ.

૧૬. પું. પિત્તળ.

૧૭. પું. પૈડાનો આરો; પૈડાનો ન્યાથી પાટલા સુધીનો કટકો.

૧૮. [ સં. કર ( કરનાર ) ] પું. ( વ્યાકરણ ) બનાવનાર અથવા કામ કરનાર એવો અર્થ બતાવતો પ્રત્યય. જેમકે, લુહાર, કુંભાર.

૧૯. પું. ( પિંગળ ) મંગલવસ્તુની જાતનો ૭ ગુરુ, ૭૪ લઘુ મળી ૮૧ વર્ણ અને ૮૮ માત્રાનો વિષમજાતિ માત્રામેળ છંદ.

૨૦. પું. મોઈદાંડિયાની રમતમાં દાંડિયો ભરવામાં વપરાતો શબ્દ. મોઈદાંડિયાની રમતમાં વકટ, લેન, મૂક, નાર, આર એવા જે શબ્દો વપરાય છે તે કર્ણાટક ભાષામાં એક, બે, ત્રણ એમ અર્થના છે.

૨૧. પું. હરતાલ.

૨૨. [ અં. ] પું. હલેસું.

૨૩. [ સં. આ ( ચોતરફ ) + ઋ ( જવું ) ] સ્ત્રી. અણી; ધાર; અણીવાળો ધાતુનો કકડો.

૨૪. સ્ત્રી. અદાવત; વેર.

૨૫. સ્ત્રી. આહાર; ખાધ; જમવાનું માપ.

૨૬. સ્ત્રી. એડ; કાંટો.

૨૭. સ્ત્રી. ઓટ; ભરતીનું ઊતરી જવાપણું.

૨૮. સ્ત્રી. કાગળમાં કાણાં પાડવાનું ઓજાર.

૨૯. સ્ત્રી. કાણાં પાડવા માટે ચપટી અણી તથા દોરો ખેંચવા માટે ખાંચાવાળું મોચીનું એક હથિયાર; ટોંચણું.

૩૦. સ્ત્રી. કૂકડાના પગ ઉપરનો એક કાંટો. આથી તે લડતી વખતે એકબીજાને ઘાયલ કરે છે.

૩૧. સ્ત્રી. કોસની રાસડી જે ગરેડી ઉપર ફરે તેને બન્ને છેડે ભરાવેલ લોઢાનો કટકો.

૩૨. સ્ત્રી. ખાંડના કારખાનામાં વપરાતો કડછો.

૩૩. સ્ત્રી. જરૂરિયાત.

૩૪. સ્ત્રી. તિરસ્કાર; ઘૃણા.

૩૫. સ્ત્રી. પરોણી; અણીવાળી નાની લાકડી.

૩૬. સ્ત્રી. ભમરડામાં નીચે ભરાવેલ અણીવાળી ખીલી.

૩૭. સ્ત્રી. લાકડામાં બેસાડેલી અણીદાર લોઢાની સળી.

૧. આર ઘલાવવી = ખીલી નખાવવી.

૨. આર ચડાવવી = ઉશ્કેરવું.

૩૮. [ અ. ] સ્ત્રી. શરમ.

આર આવવી = શરમાવું.

૩૯. સ્ત્રી. સંઘાડાના લાકડામાં બેસારેલ અણીવાળો લોઢાનો કટકો.

૪૦. [ સં. ઋ ( જવું ) ] ન. ગમન; જવાપણું.

૪૧. [ ફા. આવરદન ( લાવવું ) ] અ. લાવનાર એવો અર્થ બતાવનાર ફારસી પ્રત્યય.

**આરકાટી** પું. સુકાની.

**આરકાને દૌલત** [ અ. અરકાન ( થાંભલા ) + એ ( નું ) + દૌલત ( રાજ્ય ) ] પું. બ. વ. રાજ્યના પ્રધાનો.

**આરકું** [ અં. આર્ક ] ન. કમાન; મહેરાબ; વાંક.

**આરકૂટ** ૧. ન. પિત્તળ.

૨. ન. પિત્તળનું ઘરેણું.

**આરક્ત** ૧. [ સં. આ ( સહેજ ) + રક્ત ( લાલ ) ] પું. લાલ ચંદન.

૨. પું. લાલાશ પડતો રંગ.

૩. ન. અનુરાગ; સ્નેહ.

૪. વિ. ઘેરું લાલ.

૫. [ સં. આ ( નીચે ) + રક્ત ( રાતું ) ] વિ. જોઈ શકાય તેવા રંગપટ (સ્પેક્ટ્રમ)ના રાતા રંગની નીચે આવેલ; 'ઇન્ફ્રારેડ'. કેટલાંક અદૃશ્ય ઉષ્માકિરણ માટે આ વિશેષણ વપરાય છે.

૬. વિ. રતાશ પડતું; લાલાશવાળું.

૭. [ સં. આ ( વધારે ) + રક્ત ( પ્રેમવાળું ) ] વિ. સારી રીતે સ્નેહવાળું.

**આરક્તજ્વર** [ સં. આરક્ત ( રતાશ પડતું ) + જ્વર ( તાવ ) ] પું. શરીર ઉપર રાતાં ચાઠાં દેખાય એવો એક જાતનો ચેપી તાવ; 'સ્કાર્લેટ ફીવર'.

**આરક્તતા** [ સં. આ ( સહેજ ) + રક્ત ( રાતું ) + તા ( પણું ) ] સ્ત્રી. લાલાશ; રતાશ.

**આરક્તપણું** જુઓ આરક્તતા.

**આરક્તહિમ** [ સં. આ ( સહેજ ) + રક્ત ( લાલ ) + હિમ ( બરફ ) ] ન. ઊંચા પર્વત ઉપર જમા થયેલો લાલ રંગના ઘાસના કારણે રાતો દેખાતો બરફ.

**આરક્ષ** ૧. [ સં. આ ( ચોપાસ ) + રક્ષ્ ( બચાવવું ) ] પું. રક્ષણ; બચાવ.

૨. પું. સિપાઈ; રખવાલ; ચોકીદાર.

૩. પું. સૈન્ય; લશ્કર.

૪. પું. હાથીના માથાનું ચામડું.

૫. પું. હાથીના લમણાની નીચેનો ભાગ.

૬. વિ. રક્ષણ કરનાર; રક્ષક.

**આરક્ષક** ૧. પું. ફોજદારી કેસ ચલાવનાર ન્યાયાધીશ.

૨. [ સં. આ ( ચોપાસ ) + રક્ષક ( બચાવ કરનાર ) ] પું. સિપાઈ; રખવાલ; ચોકીદાર; કોટવાળ.

૩. પું. ( ડિંગળ ) હાથીના માથા ઉપર બે બાજુ ઉપસી આવેલ ભાગ.

**આરક્ષા** ૧. [ સં. આ ( ચોતરફ ) + રક્ષ્ ( બચાવવું ) ] સ્ત્રી. રક્ષણ; બચાવ.

૨. સ્ત્રી. સંભાળ.

૩. સ્ત્રી. સૈન્ય; લશ્કર.

૪. સ્ત્રી. હાથીના લમણાની નીચેનો ભાગ.

**આરક્ષિક** જુઓ આરક્ષક.

**આરગણું** [ સં. આરા ] ન. આર; ચામડાં સીવવાનું મોચીનું ઓજાર; ટોંચણું.

**આરગન** ૧. પું. એક જાતનો દીવો.

૨. [ અં. ઑર્ગેન ] ન. એક જાતનું વાજું.

**આરગો** [ અં. ] ન. એ નામનું એક નક્ષત્ર.

**આરગ્વધ** ૧. [સં.] પું. ગરમાળો; અમલતાસ; રાજવૃક્ષ; વ્યાધિઘાત; સુવર્ણક.

૨. ન. ગરમાળો નામની વનસ્પતિનું ફળ.

**આરગ્વધપંચક** [ સં. આરગ્વધ ( ગરમાળો ) + પંચક ( પાંચનો જથ્થો ) ] પું. ગરમાળો, કડુ, હરડે, પીપરીમૂળ અને મોથનો ઉકાળો.

**આરગ્વધાદિક્વાથ** [ સં. આરગ્વધ ( ગરમાળો ) + આદિ ( વગેરે ) + ક્વાથ ( કાઢો ) ] પું. ( વૈદક ) એ નામની એક ઔષધિ. ગરમાળાનો ગર, કડુ, હરડે, લીંડીપીપર અને મોથ લઈ તેને પાણીમાં ઉકાળી ઉતારી લેવું.

**આરચ્યા** ૧. [ સં. અર્ચ્ ( પૂજવું ) ] સ્ત્રી. અર્ચા; પૂજા; પૂજન.

કૃષ્ણની તમે લીધી આરચ્યા. પ્રેમાનંદ

૨. સ્ત્રી. આડ; પીળ; કપાળ ઉપર ચંદનનો લેપ.

**આરજ** ૧. વિ. આર્ય લોકોને લગતું.
આરજ દેશ ઉત્તમ કુળે, ભાગ્યે જન્મ જ હોય. — વીર વીમળ
૨. [ સં. આર્ય ] વિ. કુલીન; ખાનદાન.

**આરજક** પું. એ નામનો એક પ્રદેશ.

**આરજધરમ** [ સં. આર્ય ( આર્ય લોકોનું ) + ધર્મ ] પું. ( કચ્છી ) આર્ય લોકોની ફરજ.

**આરજપંથ** જુઓ આરજધરમ.

**આરજબરત** [ સં. આર્ય ( આર્ય લોકોનું ) + આવર્ત ( રહેઠાણ ) ] પું. ( ડિંગળ ) આર્યાવર્ત.

**આરજા** ૧. [ અ. આરિજા ] સ્ત્રી. બીમારી; રોગ.
૨. સ્ત્રી. ( પુરાણ ) ભૃગુઋષિની એ નામની પુત્રી. જ્યારે તે દશ વર્ષની હતી ત્યારે દંડક નામના વિદર્ભ દેશના રાજાએ તેના પર મોહિત થઈ બળાત્કાર ગુજાર્યો તેથી સતીએ પ્રાણત્યાગ કર્યો હતો. આથી ભૃગુઋષિએ કોપાયમાન થઈ તેને અને તેના દેશને શાપ આપી ભસ્મ કર્યો. અહીં જે વન બન્યું તે દંડકારણ્ય નામે પ્રસિદ્ધ થયું.
૩. [ સં. અરિ ( દુશ્મન ) + જિ ( જીતવું ) ] સ્ત્રી. સંસારનો ત્યાગ કરી વિરાગી થયેલી જૈન સાધ્વી; કામ, ક્રોધ જેવા શત્રુને જીતનાર સ્ત્રી; આર્યા; ગરણી.
૪. [સં. આર્યા; પ્રા. આરિયા ] સ્ત્રી. સ્ત્રી; સન્નારી; બૈરી.

**આરજાર** [ હિં. ] ન. આવજાવ.

**આરજાં** જુઓ આરજા.

**આરજિકા** [ સં. આર્યિકા ] સ્ત્રી. આરજા; જૈન સાધ્વી.

**આરજીરોલ** [ અં. આર્જિરોલ ] ન. આંખમાં નાખવાની એ નામની દવા.

**આરજૂ** ૧. સ્ત્રી. અરજ.
૨. [ ફા. આર્ઝૂ ] સ્ત્રી. ઇચ્છા; મરજી.
૩. સ્ત્રી. ઉત્કંઠા; આતુરતા; અધીરાઈ.
૪. સ્ત્રી. ઉમેદ; આશા.
૫. સ્ત્રી. કાળજી; ચિંતા.
૬. સ્ત્રી. વિનય; અનુનય.
૭. વિ. આતુર.

**આરજૂકશી** સ્ત્રી. આતુરતા.

**આરજૂમંદ** ૧. [ ફા. આર્ઝૂ ( ઇચ્છા ) + મંદ ( વાળું ) ] વિ. ઇચ્છાવાળું.
૨. વિ. ઇંતેજાર; આતુર.
૩. વિ. ઉમેદથી ભરેલું; આશાપૂર્ણ.
૪. વિ. કાળજી રાખનાર; ચિંતાતુર.
૫. વિ. વિનયી.

**આરજૂમંદી** [ ફા. આર્ઝૂમંદ ( આતુર ) + ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ) સ્ત્રી. આતુરતા.

**આરજો** ૧. પું. દુઃખ.
૨. [ અ. આરિઝા ] પું. રોગ; વ્યાધિ; માંદગી; બીમારી.

**આરજોરીઆ** સ્ત્રી. બારીક તારવાળી ઊંચી જાતની જીન. મચ્છુકાંઠામાં તેવી જીન મોટા પ્રમાણમાં થાય છે.

**આરઝી** [ અ. ] વિ. બનાવટી; નકલી.

**આરઝૂ** જુઓ આરજૂ.
આરઝૂ કરવી = (૧) અરજ કરવી. (૨) આતુર હોવું. (૩) ઇચ્છવું. (૪) ચાહવું. (૫) પરિશીલન કરવું. (૬) માગવું.

**આરઝૂકશી** જુઓ આરજૂકશી.

**આરઝૂમંદ** જુઓ આરજૂમંદ.

**આરઝૂમંદી** જુઓ આરજૂમંદી.

**આરટ** [ સં. ] પું. નટ.

**આરટવું** ૧. અ. ક્રિ. અટવાવું; આંટી આવવી; ગૂંચવાવું.
૨. સ. ક્રિ. અટકાવવું; રોકવું.

**આરટિચોક** પું. એ નામનો એક વિલાયતી પૌષ્ટિક ભાજીપાલો. અર્ધું ચોમાસું વીત્યા પછી તેનાં બી વવાય છે. એના આલુ જેવા કંદ ખાવામાં આવે છે.

**આરટેબોર્ટીસ** ન. એક જાતનું ફૂલઝાડ; ચીભડિયો ચંપો.

**આરટ્ટ** ૧. [ સં. ] પું. અરબસ્તાન.
૨. પું. એ નામના દેશનો ઘોડો.
૩. પું. પંજાબના ઈશાન ખૂણામાં આવેલો ઘોડાની સારી જાત માટે પ્રખ્યાત એક દેશ. ગુજરાત અને રાવળપિંડીના લોકો હજુ આ દેશને હૈરાત અથવા ઐરાત દેશ કહે છે.
૪. પું. હાલનો પંજાબ પ્રાંત. ચંદ્રગુપ્તના વખતમાં પંજાબને આરટ્ટ એટલે કે અરાષ્ટ્રક ( રાજા વગરનું ) કહેતા.

**આરટ્ટજ** [ સં. આરટ્ટ ( અરબસ્તાન ) + જ ( જન્મેલું ) ] પું. અરબસ્તાની ઘોડો.

**આરડ** ( આરડ઼ ) [ સં. અવ ( નીચે ) + રટ્ ( બૂમ મારવી ) ] સ્ત્રી. આરડવું તે; ઘાંટો તાણીને ગળામાંથી બોલવાપણું.

**આરડબોરડ** ( આરડ઼બોરડ઼ ) ન. ( ગ્રામ્ય ) બોરડી જેવું કાંટાળું જંગલી ઝાડ.

**આરડબોરડકેરડ** (આરડ઼બોરડ઼કેરડ઼) ન. (ગ્રામ્ય) બોરડી અને કેરડા જેવું કાંટાવાળું ઝાડ.

**આરડભેરડ** ( આરડ઼ભેરડ઼ ) ૧. ( ગ્રામ્ય ) ન. કલબલ; ન સમજાય તેવી બોલી.
૨. વિ. જેવું તેવું; ગમે તેવું.

**આરડવું** ( આરડ઼વું ) ૧. [ સં. આ ( વિશેષ ) + રુદ્ ( રડવું ) ] અ. ક્રિ. ઊંચે સાદે રોવું; આક્રંદ કરવું.
૨. [સં. અવ ( નીચે ) + રટ્ ( બૂમ મારવી )] અ. ક્રિ. ઢોરે ગળામાંથી ખેંચીને અવાજ કાઢવો; ગાંગરવું; ઘાંઘરડવું; ભાંભરવું.
૩. અ. ક્રિ. બૂમ પાડવી.
૪. અ. ક્રિ. ( લાક્ષણિક ) મોટો ને બેસૂરો અવાજ કાઢવો; ખોટા રાગડા તાણવા.

**આરડાવવું** ( આરડ઼ાવવું ) ૧. સ. ક્રિ. ઊંચે સાદે રડાવવું.
૨. સ. ક્રિ. બૂમ પડાવવી.

**આરડી** ( આરડ઼ી ) સ્ત્રી. એક જાતની વનસ્પતિ.

**આરણ** ૧. પું. ( જૈન ) એ નામનો અગિયારમો દેવલોક. તેના ઇંદ્રનું નામ અચ્યુત.
૨. સ્ત્રી. ઊંડાણ.
૩. ન. એક વિમાનનું નામ.
૪. ન. ( ડિંગળ ) યુદ્ધ; લડાઈ.

**આરણકારણ** ૧. [ આરણ ( કારણનું બેવડું રૂપ ) + કારણ ] ન. આનાકાની.
૨. ન. બહાનું; મિષ; નિમિત્ત; મસ.
૩. વિ. અનિશ્ચિત; ઢચુપચુ; અચોક્કસ.

**આરણજ** [ સં. આરણ ( એક દેવલોક ) + જ ( જન્મેલું ) ] પું. આરણ નામના દેવલોકમાં જન્મેલ દેવ.

**આરણિ** [ આરણ ( યુદ્ધ ) ] અ. લડાઈના મેદાનમાં; યુદ્ધની જગ્યાએ.

**આરણિની** [ સં. આરણિન્ ( કૂકડો ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કૂકડી.

**આરણિયો** [ પ્રા. ઓહડણી ] પું. આડણી; લાકડાના ત્રણ પાયા ઉપર પાટિયું જડેલી બેસણી.

**આરણી** ૧. [ સં. આરણિન્ ] પું. કૂકડો.
૨. [ પ્રા. ઓહડણી ] સ્ત્રી. ત્રિપાઈ; આડણી.

**આરણીક** [ સં. આરણ્યક ] ન. મહાભારતનું એ નામનું એક પર્વ.

**આરણીય** પું. ( પુરાણ ) શુકદેવ. ઘૃતાચી નામની અપ્સરાને જોઈને વ્યાસનું વીર્ય અરણી ઉપર પડેલું. તેમાંથી જન્મેલ હોવાથી તે આરણીય કહેવાય છે.

**આરણું** [ સં. આરણ્ય; પ્રા. આરણ્ણ ] ન. અઠાયું; વગર થાપેલ છાણું; સુકાઈ ગયેલ પોદળો.

**આરણેય** ૧. પું. અરણીનું લાકડું.

૨. [ સં. ] પું. યજ્ઞમાં અગ્નિ પ્રગટાવવા કામ આવતો અરણીના લાકડાનો બનેલ એક સંચો.

૩. પું. શુકદેવ. ઘૃતાચી નામની અપ્સરાને જોઈને વ્યાસનું વીર્ય અરણી ઉપર પડેલું. તેમાંથી જન્મેલ હોવાથી તે આરણેય કહેવાય છે.

**આરણ્યોપનિષદ** ન. એ નામનો તત્ત્વજ્ઞાનનો એક ગ્રંથ.

**આરણ્ય** ૧. [ સં. ] ન. અડાયું; સુકાયેલું છાણું.

૨. ન. અરણ્ય; વન.

૩. ન. જંગલમાં ગવાતું ગાયન. વસતીમાં ગવાતાં ગાયન ગ્રામ કહેવાય.

૪. ન. મહાભારતનો એક ભાગ; વનપર્વ.

૫. ન. રામાયણનું એ નામનું એક પ્રકરણ.

૬. ન. વાવ્યા વગર ઊગી નીકળતું એક અનાજ.

૭. વિ. જંગલનું; વનનું.

૮. વિ. જંગલી.

**આરણ્યક** ૧. પું. ન્યાય; ઇન્સાફ.

૨. પું. મોજમજા કરવાની જગ્યા.

૩. પું. હાથી.

૪. ન. ઈ.સ. પૂર્વે ૨૫૦૦થી ઈ.સ. પૂર્વે ૧૫૦૦ સુધીમાં બ્રાહ્મણ અને ઉપનિષદ એ બેના વચગાળામાં લખાયેલું ધર્મપુસ્તક; વનમાં રચાયેલ અથવા વાનપ્રસ્થ થયા બાદ અરણ્યમાં વાંચવાનું ધર્મનું પુસ્તક. આ શબ્દ પાણિનિ અને વરરુચિના વખતમાં વપરાયો છે. આરણ્યક ચાર છે: ૧. બૃહદ, ૨. તૈત્તિરીય, ૩. ઐતરેય, ૪. કૌશીતકી. પાણિનિના વખતમાં આરણ્યકનો સમાવેશ બ્રાહ્મણમાં થતો હતો. તેના વખતમાં આરણ્યક એટલે જંગલમાં અભ્યાસ કરવા યોગ્ય ધાર્મિક તથા તાત્ત્વિક ગ્રંથો અને બ્રાહ્મણ એટલે વેદના ભાગ જુદા ગણવામાં આવતા ન હતા.

૫. ન. ઉજ્જન અને વિદર્ભની દક્ષિણે આવેલ એક રાજ્યનું જૂનું નામ. તેને અરણ્ય પણ કહ્યું છે.

૬. ન. ઔરંગાબાદ અને દક્ષિણ કોંકણથી બનેલા દેશનું અસલી નામ. તેને એરિઅક એટલે આર્યક્ષેત્ર કહેતા. તેનું મુખ્ય શહેર તગર એટલે હાલનું દૌલતાબાદ હતું.

૭. ન. જંગલમાં આવેલો બૌદ્ધ વિહાર.

૮. ન. મહાભારતનું એ નામનું એક પર્વ.

૯. વિ. આરણ્યકવ્રત પાળનાર.

૧૦. વિ. જંગલનું; વગડાઉ; વન સંબંધી.

૧૧. [ સં. આરણ્ય ( વન ) + ક ( વાળું ) ] વિ. જંગલમાં રહેતું; વનવાસી; અરણ્યવાસી.

૧૨. વિ. જંગલી.

**આરણ્યકવ્રત** [ સં. આરણ્ય ( જંગલ ) + ક ( વાળું ) + વ્રત ( ધાર્મિક નિશ્ચય ) ] ન. વનવાસનું વ્રત. રામચંદ્રજીએ બાલ્યાવસ્થામાં પુણ્યફળના સાધનરૂપ આ નિયમ ધારણ કર્યો હતો.

**આરણ્યકકાંડ** પું. રામાયણનો ત્રીજો વિભાગ.

**આરણ્યકુક્કુટ** [ સં. આરણ્ય ( જંગલનું ) + કુક્કુટ ( કૂકડો ) ] પું. જંગલી કૂકડો.

**આરણ્યગાન** [ સં. આરણ્ય ( વન સંબંધી ) + ગાન ( ગીત ) ] ન. જંગલમાં ગાવા લાયક સામવેદનો એક ભાગ.

**આરણ્યપર્વ** ન. મહાભારતનું એ નામનું ત્રીજું પ્રકરણ; વનપર્વ.

**આરણ્યપશુ** [ સં. આરણ્ય ( જંગલી ) + પશુ ( પ્રાણી ) ] પું. સાપ, રુરુ જાતનું હરણ, પાડો, વાંદરો, પૃષત્ એટલે ધોળાં ટપકાંવાળો મૃગ, રીંછ અને મૃગ એ સાત જાતનાં જંગલી પ્રાણી.

**આરણ્યમુદ્ગ** [ સં. આરણ્ય ( જંગલી ) + મુદ્ગ ( મગ ) ] પું. જંગલી મગ.

**આરણ્યમુદ્ગા** સ્ત્રી. મુદ્ગપર્ણી નામની વનસ્પતિ.

**આરણ્યરાશિ** સ્ત્રી. ( જ્યોતિષ ) સિંહ રાશિ, મેષ રાશિ, વૃષભ રાશિ અને મકર રાશિનો પહેલો અરધો ભાગ.

**આરણ્યવાસ** [ સં. આરણ્ય ( વનનું ) + વાસ ( રહેવું તે ) ] પું. જંગલમાં વસવાટ; વનવાસ.

**આરણ્યષષ્ઠી** ૧. સ્ત્રી. જેઠ સુદિ છઠ. આ દિવસે સ્ત્રીઓ સંતાનની વૃદ્ધિ માટે ફળાહાર કરી દેવીની પૂજા કરી, હાથમાં વાંસ લઈ જંગલમાં ફરે છે.

૨. સ્ત્રી. સ્ત્રીઓથી કરાતી એ નામની એક ધાર્મિક ક્રિયા.

**આરણ્યસભા** સ્ત્રી. સાધુઓની કચેરી.

**આરણ્યું** [ સં. આરણ્ય ( જંગલનું ) ] ન. અડાયું; વગર થાપેલું છાણું.

**આરત** ૧. [ સં. આરાત્રિક ( આરતી ) ] સ્ત્રી. ( હિંદી ) આરતા; લગ્નની એક વિધિ. તેમાં કન્યાને ઘેર વર આવતાં કન્યાનાં સગાં ચોખા, કંકુ અને વચમાં લોટનો બનાવેલ ચાર વાટવાળો દીવો લઈને વરનો સત્કાર કરે છે.

૨. સ્ત્રી. ઓરિયો.

૩. સ્ત્રી. કોડ.

૪. સ્ત્રી. ગરજ; જરૂર; અગત્ય.

૫. સ્ત્રી. હોંસ; ઇચ્છા.

> થઈ અતીશે વ્યભિચારિણી,
> નિત્ય નવલ નર **આરત** ઘણી. — શામળ

૬. [ હિં. ] સ્ત્રી.; ન. અળતો; હિંદુ સ્ત્રીઓ પગ રંગવા માટે વાપરે છે તે લાખના રંગવાળું રૂ.

૭. [ સં. આર્ત ] ન. પીડા; દુઃખ.

૮. વિ. અગત્યનું; જરૂરી.

૯. [ સં. આરમ્ ( અટકવું ) નું ભૂતકૃદંત ] વિ. અટકેલું; બંધ પડેલ.

૧૦. વિ. આતુર.

૧૧. વિ. કોડીલું; અંતરની ઉમેદવાળું.

૧૨. વિ. નિરાંત થયેલ; નિવૃત્તિ પામેલ.

૧૩. વિ. પીડિત; દુઃખી.

૧૪. વિ. ભીડમાં આવી પડેલું.

૧૫. વિ. શાંત; નમ્ર.

૧૬. વિ. હોંસીલું; ઉત્સાહવાળું.

૧૭. વિ. સ્ત્રી. અળતાથી પગ રંગેલા હોય એવી.

**આરતગીત** [ સં. આર્ત ( દુઃખી ) + ગીત ] ન. દુઃખનો પોકાર.

**આરતનાદ** [ સં. આર્ત ( દુઃખી ) + નાદ ( અવાજ ) ] પું. પીડાનો પોકાર; કલ્પાંત; આર્તનાદ.

**આરતબંધુ** [ સં. આર્ત ( પીડિત ) + બંધુ ( ભાઈ ) ] પું. દુઃખિયાંનો બેલી; પીડિત લોકોને મદદ કરનાર.

**આરતવંત** [ આરત ( હોંસ ) + વત્ ( વાળું ) ] વિ. ઇચ્છાવાળું; કોડીલું.

**આરતવાન** જુઓ આરતવંત.

**આરતા** [ સં. આરાત્રિક ( આરતી ) ] પું. લગ્નની એક વિધિ. જ્યારે વર પહેલી વખતે કન્યાને ઘેર આવે ત્યારે કન્યાનાં સગાં આવી એક રકાબી લઈ મળવા જાય છે. આ રકાબીમાં ચોખા, કંકુ અને વચ્ચે ચાર વાટવાળો લોટનો બનાવેલો દીવો હોય છે.

**આરતિ** ૧. પું. આડતિયો.

૨. [ સં. આર્તિ ] સ્ત્રી. ઇચ્છા; હોંસ.

> શંભુસુતને લાગું પાય, ભારતી **આરતિ** પુરે સુખ થાય. — પ્રેમાનંદ

૩. સ્ત્રી. દુઃખ; પીડા; કષ્ટ.

૪. સ્ત્રી. દુઃખનો પોકાર; આર્તનાદ.

૫. સ્ત્રી. નિરાંત; નિવૃત્તિ; વિરતિ.

**આરતિયું** ૧. [ સં. આરાત્રિક ( આરતી ) ] ન. આરતી ઉતારવાનું વાસણ.

૨. વિ. કોડીલું; હોંસીલું.

૩. વિ. ગરજાઉ; ગરજવાન.

૪. વિ. જરૂરનું.

૫. [ સં. આર્ત ] વિ. દુઃખી; પીડિત; આરતવાળું.

**આરતી** ૧. [ સં. આર્તિક્ય ] સ્ત્રી. આરતી ઉતારતી વખતે ગવાતું સ્તવન.

૨. સ્ત્રી. આરતી ઉતારવાનું વાસણ; આરતિયું.

૩. સ્ત્રી. આરતીથી પૂજન કરવું તે.

૧. આરતી ઉતારૂં ને મંગળ ગાઉં, તમને ધરાવું ત્યારે હું શું ખાઉં ? = પૈસા ખરચવા વગર દેવની જેટલી સેવા થાય તેટલી કરૂં.

૨. આરતી પારતી મંગળ ગાઉં, દેવને ચહડાવું ત્યારે હું શું ખાઉં ? = કાંઈ ખરચ કર્યા વિના દેવની જે રીતે ભક્તિ થઈ શકે તે કરૂં, પણ પૈસા ખરચવાની વાત આવે ત્યારે તે વાત ખોટી.

૪. સ્ત્રી. (પિંગળ) એ નામનો આરતી ઉતારતી વખતે ગવાતો છંદ.

૫. [ સં. આરાત્રિક; અપ. આરત્તિય ] સ્ત્રી. દેવમૂર્તિ કે પૂજ્ય માણસની સામે ઘીની વાટ અથવા કપૂરથી સળગાવેલ દીવો ઉતારવાની ક્રિયા.

૧. આરતી ઉતારવી-કરવી-ફેરવવી = (૧) કાંઈ કામધંધો ન હોવો. (૨) દેવની સામે ઘી અથવા કપૂરનો દીવો ઉતારવો. (૩) મારવું. (૪) વખાણનાં ગીત ગાવાં; સારૂં લગાડવું.

૨. આરતી જેવું = ચોખ્ખેચોખ્ખું; ડાઘાડૂઘી કે ગંદવાડ વિનાનું.

૩. આરતી લેવી = ઓવારણાં લેવાં; આરતીના દીવાની ઉપર હાથ ફેરવી મોઢે, કપાળે, આંખે અને માથે અડાડવા.

૬. [ સં. આર્તિ ] સ્ત્રી. પીડા; દુઃખ.

બાધા રૂજ વિધુર વ્યથા, પીડા **આરતી** ગ્લાની,
પતિ પીરસતાં પીડ તે, જાતવદી દુઃખ દેની.
પિંગળલઘુકોષ

૭. સ્ત્રી. મદ્રાસ તરફ વપરાતા જુદા જુદા માપના લાકડાનાં ચોસલાં. તે ૧ થી ૧૧ ફૂટ પહોળાં અને ૧૨ થી ૧૮ ફૂટ લાંબાં હોય છે.

**આરતીટાણું** [ આરાત્રિક (આરતી) + ટાણું (વખત) ] ન. દેવની સાંજની આરતીનો વખત; સંધ્યાકાળ.

**આરતુ** પું. દુઃખમાંથી છૂટવા માટે પ્રભુની પ્રાર્થના કરતો ભક્ત.

**આરતું** [ સં. આર્ત ] વિ. પીડિત; દુઃખી.

કાં રાજા દીસો **આરતા**. નાકર

**આરત્ત** પું. પંજાબ પ્રાંતનું જૂનું નામ.

**આરત્ય** સ્ત્રી. ઇચ્છા.

**આરત્યાર્પણ** [ સં. આરાત્રિક (આરતી) + અર્પણ (ભોગ) ] ન. ઘેટાનું થોડું માંસ, બે ખમીરવાળી અને એક સાદી રોટલી, પોળી અને પાપડનો ભોગ ધરી ઉતારાતી આરતી.

**આરથ** [ સં. આ (ઓછું) + રથ (છત્રવાળી ગાડી) ] પું. એક ઘોડાવાળી અથવા એક બળદવાળી ગાડી; એક્કો.

**આરથી** ૧. પું. રક્ષણ; બચાવ; રક્ષા.

૨. પું. સૈન્ય; લશ્કર.

૩. પું. હાથીના કુંભસ્થળનો નીચલો ભાગ.

૪. પું. હાથીના માથાનું ચામડું.

૫. [ સં. અર્થિન્ ] વિ. અર્થી; ઇચ્છાવાળું.

**આરદ** [ ફા. ] પું. આટો; લોટ.

**આરદરા** [ સં. આર્દ્રા ] ન. (જ્યોતિષ) એ નામનું છઠ્ઠું નક્ષત્ર; આરદ્રા.

જેષ્ટા **આરદરા** શતભિષા, સ્વાતિ અશલેશા માંહી;
સંક્રાંતિ તે જાણજો, મોંઘું અન્ન વેચાહી.
ભડલી

**આરદા** સ્ત્રી. (ગ્રામ્ય) પ્રાર્થના; વિનતિ; અરજ.

**આરદાશ** જુઓ આરદા.

**આરદેશણા** ૧. સ્ત્રી. કડવા કણબીની એક જાત.

૨. ન. કડવા કણબીની એ નામની જાતનું માણસ.

૩. વિ. એ નામની કડવા કણબીની એક જાતનું.

**આરદ્રક** ન. (ડિંગળ) આદુ.

**આરદ્રા** [ સં. આર્દ્રા ] (જ્યોતિષ) ન. સત્તાવીસમાંનું છઠ્ઠું નક્ષત્ર.

**આરન** ૧. પું. એ નામનો એક બેટ.

૨. પું. એક જાતનો હીરો. આરન નામના બેટમાંના કેટલાક ડુંગરમાંથી કીમતી પથ્થર ઉપરાંત એક ઊતરતી જાતનો હીરો નીકળે છે, તે આરન નામથી ઓળખાય છે.

**આરનાલ** [ સં. ] સ્ત્રી. કાંજી; ખેળ. રાંધેલા સાઠી ચોખાને પાણીમાં ૨૧ દિવસ સુધી હવા ન જઈ શકે તેવા મજબૂત ઢાંકણવાળા વાસણમાં રાખી મૂકવાથી આરનાલ થાય છે. તે સંગ્રહણી, ગુદાના મસા અને કફ મટાડનાર, દસ્ત લગાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને ઉદાવર્ત્ત, અંગમર્દ, હાડકાંનું શૂળ અને આફરા ઉપર લાભકારી મનાય છે.

**આરનાલક** ન. કાંજી. જુઓ આરનાલ.

**આરનિકા** પું. યુરપમાં થતો એક જાતનો છોડ. તે આલ્પ્સ પર્વત ઉપર ઊગે છે અને તેમાંથી તેલ કાઢવામાં આવે છે.

**આરનિર્દેસ** પું. (ડિંગળ) આજ્ઞા; હુકમ.

**આરપાર** ૧. [ સં. આર (જવું તે) + પાર (કિનારો) ] અ. આ પારથી પેલી પાર સુધી; એક કાંઠાથી બીજા કાંઠા લગી.

૨. અ. આ બાજુએ અને બીજી બાજુએ.

૩. અ. આ બાજુથી પેલી બાજુ; એક છેડાથી બીજા છેડા સુધી; ઠેઠ; સળંગ; સોંસરૂં.

૪. અ. ઓળંગીને.

૫. અ. તમામ; પૂરૂં; સંપૂર્ણ રીતે.

**આરબ** ૧. [ અ. અરબ ] પું. અરબસ્તાન દેશનું અસલનું નામ.

૨. પું. અરબસ્તાનનો વતની. એબ્રહેમને હાગરથી થયેલા દીકરા ઇશ્માએલે ઇજીપ્શિયન છોકરી સાથે શાદી કરી જે વંશવિસ્તાર કર્યો તે આરબ કુળ કહેવાયાં. આરબને સારાસેન પણ કહે છે. તે કદાચ આરબો એબ્રહેમની સ્ત્રી સારાહથી થયેલા દીકરાના વંશજો છે એમ જણાવવાને માટે હશે.

આરબની ચોકી-આરબનો પહેરો = બહુ સખત દેખરેખ.

૩. સ્ત્રી. એ નામની અરબ લોકોની અટક.

૪. સ્ત્રી. સાફ કરેલા ચોખા.

૫. ન. અરબની એ નામની અટકનું માણસ.

૬. વિ. અરબની એ નામની અટકનું.

૭. વિ. અરબસ્તાનમાં રહેતા લોકોની જાતનું.

**આરબણ** ૧. [ અ. અરબી (આરબ લોકોનું) ] સ્ત્રી. આરબી બંદૂક.

૨. સ્ત્રી. આરબી સ્ત્રી.

**આરબથનોટ** પું. આંબાની એક જાત.

**આરબલ** [ સં. આયુ (ઉમર) + બલ (બળ) ] સ્ત્રી. (હિંદી) જિંદગી; ઉમર.

**આરબાણી** સ્ત્રી. આરબી સ્ત્રી.

**આરબી** ૧. પું. અરબી ઘોડો.

૨. પું. (સંગીત) બિલાવલ પ્રમાણે રાતના બીજા પ્રહરે ગવાતો એક રાગ.

૩. [ અ. અરબી ] સ્ત્રી. આરબ લોકોની બોલી. આ બોલીમાંથી ફારસી, ઉર્દૂ, હિંદુસ્તાની અને હિંદી ઉત્પન્ન થયાનું મનાય છે. તેમાં ધાતુ સામાન્ય રીતે ત્રણ અક્ષરના હોય અને તેનો અર્થ ત્રીજો પુરુષ એકવચન ભૂતકાળમાં થાય. શબ્દોનાં આવાં વંશવૃક્ષ જાણવા જેવાં હોય છે. જેમકે, કતબ ધાતુનો અર્થ તેણે લખ્યું એમ થાય. એ ઉપરથી નીચે જણાવેલ જુદા જુદા શબ્દો યોજાય: કિતાબ = જે લખેલું હોય તે એટલે કે પુસ્તક. મકતબ = મદ્રેસા; શીખવાનું ઠેકાણું. મકતૂબ = કાગળ. કાતિબ = લેખક. કુતુબખાના = પુસ્તકાલય. આ ભાષાની ઘણી જાત છે. તેમાં વખાણવાલી ભાષા હેમીઅરની અને કોરીઈસની જાતના આરબો બોલતા. કોરીઈસ લોકોની બોલીને ચોખ્ખી આરબી કહેતા અને તેમાં કુરાનશરીફ લખાયેલું છે.

૪. સ્ત્રી. મેમણની એક અટક.

૫. ન. બટાટું.

૬. ન. મેમણની એક એવી અટકનું માણસ.
૭. વિ. અરબસ્તાન દેશનું.
૮. વિ. અરબસ્તાનની ભાષાનું; અરબી.
૯. વિ. આરબને લગતું.
૧૦. વિ. મેમણની એ જાતની અટકનું.

**આરબ્ધ** ૧. પું. (પુરાણ) શુકદેવ. તેઓ અરણીમાંથી જન્મ્યા હતા.
૨. પું. (પુરાણ) સોમવંશી દુહ્યુકુળમાં જન્મેલ સેતુ રાજાનો દીકરો.
૩. ન. આરંભ; શરૂઆત.
૪. ન. ચાર પ્રકાર માંહેનું તરત ફળ મળે એવું કર્મ. બીજાં ત્રણ: સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ.
૫. [સં. આરભ્ (શરૂ કરવું)નું ભૂતકૃદંત] વિ. શરૂ કરેલું; આદરેલું.

**આરબ્ધકર્મ** ૧. ન. (વેદાંત) ચાર પ્રકાર માંહેનું તરત ફળ મળે એવું કર્મ.
૨. [સં. આરબ્ધ (આદરેલું) + કર્મન્ (કામ)] ન. જોઈતી વસ્તુઓ મેળવવાપણું.

**આરબ્ધકાર્ય** જુઓ આરબ્ધકર્મ.

**આરબ્યૂટસ** પું. કાયમ લીલો રહેતો એક જાતનો છોડ. તેને સફેદ કે રાતાં ફૂલ ઝૂમખામાં આવે છે. તે ગરમ, તડકાવાળી કે રક્ષણ કરાયેલ ભેજવાળી જમીનમાં ઊગે છે. શરૂઆતમાં તે કૂંડામાં વવાય.

**આરભટ** [સં.] પું. હિંમતવાળો માણસ.

**આરભટા** સ્ત્રી. (જૈન) કપડાં ઉતાવળે લેતાં, મૂકતાં કે જોતાં લાગતો દોષ.

**આરભટી** ૧. [સં.] પું. (પિંગળ) અષ્ટિ જાતનો દરેક ચરણમાં ભગણ, ભગણ, નગણ, જગણ, યગણ અને ગુરુ મળી ૧૬ અક્ષરવાળો સમવૃત્ત અક્ષરમેળ છંદ.
૨. સ્ત્રી. ક્રોધ વગેરેના હાવભાવ.
૩. સ્ત્રી. નાચ કરવાની એક રીત.
૪. સ્ત્રી. નાટકની એક જાતની રચના; નાટકની કૈશિકી, ભારતી, આરભટી અને સાત્વકી એમ ચાર શૈલીઓમાંની એક. જેમાં માયા, ઈંદ્રજાળ, સંગ્રામ, ક્રોધ, આઘાત, પ્રતિઘાત અને બંધનથી રૌદ્ર, ભયાનક કે બીભત્સ રસ બતાવવામાં આવે. એના ચાર ભેદ: (૧) વસ્તૂત્થાપન–જેનાથી રૌદ્ર વગેરે રસની સૂચના થાય એવી ચીજ દેખાડવાપણું. જેમકે, શિયાળોનું બોલવું, સ્મશાન. (૨) સંફેટ–બે આદમીઓનું આવીને લડવા માંડવું. (૩) સંક્ષિપ્ત–ક્રોધ વગેરે ઉગ્ર ભાવોમાંથી નિરાંત. જેમકે, રામચંદ્રની વાત સાંભળીને પરશુરામનો ક્રોધ ઊતરી જવો. (૪) અવપાતન–પ્રવેશથી બહાર નીકળવા સુધી રૌદ્રાદિ ભાવનો અખંડ દેખાવ.

**આરમણ** ૧. [સં.] ન. આરામ; વિશ્રામ.
૨. ન. આરામ લેવાનું ઠેકાણું; વિશ્રામસ્થાન.

**આરમપાર** જુઓ આરપાર.

**આરમાર** [પોર્ટુ. આર્માડ (નૌકાસૈન્ય)] સ્ત્રી.; ન. લડાયક વહાણનો કાફલો; નૌકાસૈન્ય; દરિયાઈ લશ્કર; અરમાર.

**આરમારી** ૧. [પોર્ટુ. અરમાર] સ્ત્રી. દરિયાઈ કાફલો; નૌકાસૈન્ય.
૨. વિ. નૌકાસૈન્ય સંબંધી; દરિયાઈ કાફલાને લગતું.

**આરમારીખાતું** ન. નૌકાસૈન્યનું ખાતું; નાવિક લશ્કર વિભાગ.

**આરમિઅન્સ** પું. એ નામના લોકો. તેઓ ઈ. સ. પૂ. ૩૦૦૦ થી ૨૫૦૦ની વચ્ચેના ગાળામાં યુફ્રેટિસથી પેલેસ્ટાઇન સુધીના રણની ઊપલી સરહદની આસપાસ તક મળતી ગઈ તેમ તેમ ઠેર ઠેર વસાહતોમાં વસતા.

**આરમીદગાન** ૧. [ફા. આરમીદા (શાંત)] પું. બ. વ. આરામ કરતાં માણસ.
૨. પું. બ. વ. મરી ગયેલાં માણસ.

**આરમીદા** [ફા.] વિ. શાંત.

**આરમીનિઅ** પું. પશ્ચિમ એશિઅમાં આવેલો એક દેશ.

**આરમીનિઅન** ૧. પું. આરમીનિઅનો વતની.
૨. વિ. આરમીનિઅ સંબંધી.

**આરમેચર** [અં. આર્મેચર] ન. ઘોડાની નાલ જેવા આકારના લોહચુંબકના છેડાને જોડતો લોઢાનો કટકો.

**આરમેડા** [પોર્ટુ. આર્મેડ] સ્ત્રી. લશ્કરી વહાણનો કાફલો.

**આરયા** [હિં.] પું. કડવી દૂધીનો વેલો.

**આરલોફ** પું. રશિઅના રાજદંડમાં મઢેલો એ નામનો પ્રસિદ્ધ હીરો. તેનું વજન ૧૮૫ કેરેટ અને કદ કબૂતરના ઈંડા જેવડું છે.

**આરવ** [સં.] પું. શબ્દ; અવાજ.

**આરવણા** સ્ત્રી. (ગ્રામ્ય) માફી માગવી તે; આજીજી.

**આરવા** ૧. ન. મન; અંતઃકરણ.
૨. [અ. અર્વાહ (રૂહ એટલે આત્માનું બહુવચન)] ન. બ. વ. આત્મા; જીવ.

**આરવી** [સં.] સ્ત્રી. અરબી ભાષા.

**આરવે** [સં. આહાર (ખોરાક) + વૈ (સુસ્ત થવું)] પું. ઘણું જમ્યા પછી પેટમાં ચૂંથાવું તે; અછોઈ.

**આરવેલ** સ્ત્રી. દરિયા કિનારાની રેતીમાં થતી આશરે સો ફૂટ લંબાઈની આપટાનાં પાન જેવાં ફાટવાળાં, લીસાં, ચળકતાં અને જાડાં પાંદડાંવાળી એક વેલ; દરિયાવેલ; મર્યાદવેલ. તે દરિયા કિનારાની ઊડતી રેતી અટકાવે છે. આ વેલ ઔષધિ તરીકે વાળાના સોજા ઉપર, જલંદર અને સ્ત્રીઓને ગર્ભધારણ કરવાને અપાય છે.

**આરશબેન** ન. એક જાતનું સુતરાઉ કપડું.

**આરસ** ૧. [સં. આદર્શ (અરીસો)] પું. એક જાતનો પથ્થર. જુઓ આરસપહાણ.
આરસની પૂતળી જેવું = અતિ સ્વરૂપવાન.
૨. [સં. અ (નહિ) + લસ (રમવું)] સ્ત્રી. આળસ; બેદરકારી.
૩. સ્ત્રી. કન્યા.
૪. સ્ત્રી. ઢીલ; વિલંબ.
૫. સ્ત્રી. નિદ્રા; ઊંઘ.

**આરસકોર્યું** [સં. આદર્શ (અરીસો) + કૃત (કોતરવું)] વિ. આરસમાં કોરેલું.

**આરસપહાણ** [સં. આદર્શ (અરીસો) + પાષાણ (પથ્થર)] પું. અરીસા જેવો લીસો ને ચળકતો એક જાતનો પથ્થર; સંગેમરમર. રંગે તે ઘણે ભાગે ધોળો અને ગુલાબી, કાળો ને આકાશી પણ હોય છે. તે ઘણે અંશે સંપૂર્ણ કેલસિઅમ કાર્બોનેટ છે. તેનો ચૂનો સારો થાય. તેના અણુસમૂહ બહુ ખીચોખીચ ગોઠવાયેલા હોવાથી તેની ઘટતા અને લીસપ બહુ સારા પ્રકારનાં હોય છે.
આરસપહાણ સરખું = મૂર્ખ; જડ; કમઅક્કલ.

**આરસબંધી** [સં. આદર્શ (અરીસો) + બંધ્ (બાંધવું)] સ્ત્રી. આરસ જડેલી જમીન; આરસની ફરસબંધી.

**આરસશુદ્ધિ** [સં. આદર્શ (અરીસો) + શુદ્ધ (ચોખ્ખું)] વિ. આરસ જેવું શુદ્ધ; બહુ જ સ્વચ્છ; તદ્દન નિર્મળ.

**આરસા** પું. (વહાણવટું) લાતુ.

**આરસી** ૧. સ્ત્રી. આરસીવાળી વીંટી.
૨. [સં. આદર્શ (અરીસો)] સ્ત્રી. નાનો અરીસો; દર્પણ; ચાટલું; ખાપ.
માંકડાને હાથ આરસી = મોટાઈ જીરવી ન શકવી; આછકલાઈ બતાવવી.
૩. વિ. આળસુ; સુસ્ત.

**આરસીગરો** [સં. આદર્શ (અરીસો) + ગર (બનાવનાર)] પું. આરસી બનાવનાર; આરસીનો કારીગર.

**આરસીછલ્લો** [ આદર્શ ( અરીસો ) + છલ્લો ( વીંટી ) ] પું. આપ જડેલી હોય એવી હાથને અંગૂઠે પહેરવાની વીંટી.

**આરસીછાપું** જુઓ આરસીછલ્લો.

**આરસીમસહફ** સ્ત્રી. વરરાજા કુરાનમાંથી એક પ્રકરણ વાંચી પોતાની સ્ત્રીનું મોઢું પહેલી વાર આરસીમાં જુએ તે ક્રિયા.

**આરસીમુસહફ** સ્ત્રી. મુસલમાન લોકોની એ નામની એક લગ્નક્રિયા. જુઓ આરસીમસહફ.

**આરસો** ૧. [ સં. આદર્શ ] પું. અરીસો; આયનો; દર્પણ.

૨. પું. ( વહાણવટું ) કઠછો; આરસાની દૂતી બરાવી રાખવા માટેનું જબુત્રા ઉપરનું બાંધેલું ગાળીનું; 'ચેન'.

૩. પું. કાચમાં બેસાડેલું અથવા કાચ ઉપરનું ચિત્ર.

૪. પું. ( વહાણવટું ) ખવણીમાં બંધાતું દોરડું.

૫. પું. ( વહાણવટું ) લાતુ, પરમણ સાથે બાંધી ખૂવાના રોધમાં થઈ પસાર થતું મજબૂત દોરડું; 'હેલિયર્ડ'. આ દોરડાને તાણવાથી પરમણ અને સઢ ઊંચે ચડે છે. આ શબ્દ જાફરાબાદ તરફ બોલાય છે.

૬. પું. ( વહાણવટું ) સભાઈ વગેરેનું નીચલું ગાળિયું.

**આરસ્ય** [ સં. અ ( નહિ ) + રસ ( સ્વાદ ) ] ન. સ્વાદ વગરનું હોવાપણું; નીરસતા.

**આરહડ** (આરહડ) પું. ( જૂ. ગુ. ) પથ્થરફોડો; પથ્થર ફોડનાર મજૂર.

આરહડે પાહણા ઘણિ ભાંજી કીધા માધવઘાટ.
કાન્હડદેપ્રબંધ

**આરંગ** ૧. [ સં. આરા ( લોઢાનો સૂયો ) + અંગ ( શરીર ) ] ન. આરવાનું એક જાતનું હથિયાર; ઓજાર; શસ્ત્ર.

૨. ન. મકાનની એક જાત. મકાનના પ્રકાર: હર્મ્ય, પ્રાસાદ, મંડપ, સભા, શાલા, પ્રપા અને આરંગ કે રંગ.

**આરંડું** વિ. ( ગ્રામ્ય ) પાણી ભરી રાખનારું.

**આરંદ** ૧. [ ફા. ] પું. કાસદ.

૨. પું. મજૂર.

**આરંભ** ૧. [ હિં. ] પું. આરંભ; શરૂઆત.

૨. પું. કોશિશ; પ્રયત્ન.

૩. પું. મહેનત.

**આરંબી** વિ. સરસ; ઉત્તમ.

**આરંભ** ૧. પું. ઉતાવળ; ત્વરા.

૨. પું. ઉત્સુકતા; આતુરપણું.

૩. પું. કામની શરૂઆત.

૪. પું. ગર્વ; અભિમાન.

૫. પું. ઘણું ધન ખરચાતાં મેળવાય અને શરીરને થાક લાગે એવાં કામોમાં ઉદ્યોગ; યત્ન.

૬. પું. તૈયારી.

૭. પું. પહેલ.

૮. પું. પ્રસ્તાવના.

૯. પું. ફરજ બજાવવાની ઇચ્છા.

૧૦. [ સં. આરભ્ ( શરૂ કરવું ) ] પું. ( જૈન ) બીજાને દુ:ખ થાય એવું કામ; હિંસાનું કામ.

૧૧. પું. મૂળ; આદિપણું.

૧૨. પું. વધ; નાશ; કતલ.

૧૩. પું. વેગ.

૧૪. પું. શરૂઆત; પ્રારંભ.

૧. આરંભે સૌ શૂરા = નવું નવું હોય ત્યાંસુધી ઉમંગ રહે અને પછી ઉમંગ નરમ પડી જાય.

૨. વિદ્યા આરંભ = નિશાળે જવાનો શરૂઆતનો દિવસ.

૧૫. પું. શુભ કામની શરૂઆત.

**આરંભઅવસ્થા** [સં. આરંભ ( શરૂઆત ) + અવસ્થા ( સ્થિતિ ) ] સ્ત્રી. ( નાટક ) નાટકની કથાના વિષયને ખીલવવા માટે નક્કી કરેલ પાંચ પગથિયાંમાંનું એક; ફળની ઇચ્છાથી કાર્યના આરંભ સુધીની પાંચ અવસ્થા માંહેની એક.

**આરંભક** ૧. વિ. ( જૈન ) શરીરનું નિર્માણ કરનાર.

૨. [ સં. ] વિ. શરૂ કરનાર.

**આરંભક ઉપાદાન** [ સં. આરંભક ( શરૂ કરનાર ) + ઉપાદાન ( એક પ્રકારનું કારણ ) ] ન. ( વેદાંત ) જેમાં અનેક ચીજ પરસ્પર જોડાઈને કામ કરનારી થાય તેવું કારણ.

**આરંભકકારણ** [ સં. આરંભક ( શરૂ કરનાર ) + કારણ ] ન. ( વેદાંત ) એકાદ કાર્ય થવામાં અનેક કારણ ભેગાં થવા છતાં તેમાંથી જે કાર્ય ઉત્પન્ન કરનાર હોય તે કારણ.

**આરંભકર** પું. ( જ્યોતિષ ) એ નામનો ગ્રહ.

**આરંભકસ્વર** [ સં. આરંભક ( શરૂ કરનાર ) + સ્વર ] પું. ( સંગીત ) સ થી નિ સુધીમાં આવતા બારે સ્વરમાંથી સ તરીકે ગણેલો સ્વર; શરૂઆતનો ષડ્જ સ્વર; 'કી-નોટ'.

**આરંભકાળ** [ સં. આરંભ ( શરૂઆત ) + કાલ ( વખત ) ] પું. શરૂઆતનો વખત.

**આરંભક્રિયા** [ સં. આરંભ ( હિંસા ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ( જૈન ) દુ:ખ થાય એવું કામ.

ભાંગવા, ફોડવા અને ઘાત કરવામાં સ્વયં રત રહેવું અને બીજાની એવી પ્રવૃત્તિ જોઈને ખુશી થવું તે આરંભક્રિયા છે. તત્ત્વાર્થસૂત્ર

**આરંભજીવી** [ સં. આરંભ ( હિંસા ) + જીવિન્ ( જીવનાર ) ] વિ. હિંસા કરીને ગુજરાન ચલાવનાર.

**આરંભણ** [ સં. ] ન. શરૂઆત.

**આરંભણીય** [ સં. આરભ્ ( શરૂ કરવું ) + અનીય ( જેવું ) ] વિ. આરંભ કરવા લાયક; શરૂ કરવા જેવું.

**આરંભદશા** [ સં. આરંભ ( શરૂઆત ) + દશા ( સ્થિતિ ) ] સ્ત્રી. શરૂઆતની સ્થિતિ; બીજ દશા.

**આરંભદ્રવ્ય** [ સં. આરંભ ( શરૂઆત ) + દ્રવ્ય ( ચીજ ) ] ન. મૂળ દ્રવ્ય; મૂળ વસ્તુ; તત્ત્વ.

**આરંભપદ** [ સં. આરંભ ( શરૂઆત ) + પદ ( જગ્યા ) ] ન. જ્યાંથી શરૂ થવાનું હોય તે ઠેકાણું; પ્રસ્થાનબિંદુ; ઊગમ.

**આરંભવચન** [ સં. આરંભ ( શરૂઆત ) + વચન ( બોલ ) ] ન. શરૂઆતનું વચન.

**આરંભવાચક** [ સં. આરંભ ( શરૂઆત ) + વાચક ( બતાવનાર ) ] વિ. શરૂઆત બતાવનાર.

**આરંભવાદ** ૧. [ સં. આરંભ ( શરૂઆત ) + વાદ ( મત ) ] પું. ( વેદાંત ) પરમાણુઓથી જ જગતની ઉત્પત્તિ થાય એમ ઠરાવ કરનાર વૈશેષિક મત. પ્રથમ ઈશ્વરેચ્છાને લીધે પૃથ્વી વગેરેના પરમાણુઓમાં ક્રિયા ઉત્પન્ન થાય છે અને તેથી દ્વ્યણુક એટલે બે અણુનો એક મોટો અણુ ઊપજે અને તે પછી ત્ર્યણુક એટલે ત્રણ અણુનો અને ચતુરણુક એટલે ચાર અણુનો એક મોટો અણુ એ ક્રમે કરીને ભૂતભૌતિક દ્રવ્ય ઊપજે છે. આ અસંખ્ય પરમાણુ ભેગાં થતાં સૃષ્ટિના અનેક પદાર્થો ઉત્પન્ન થવા માંડે. આ મત પ્રમાણે પરમાણુના ભેગાં થવાની શરૂઆત થતાં સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

૨. પું. શરીર ગર્ભમાં પેદા થાય ત્યારે તરત જ એક નવો આત્મા ખાસ ઉત્પન્ન થાય એવો મત.

**આરંભવાદી** [ સં. આરંભ ( શરૂઆત ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. પરમાણુઓથી જગતની ઉત્પત્તિ થાય છે એવા મતમાં માનનાર.

**આરંભવું** ૧. સ. ક્રિ. તૈયારી કરવી.

૨. [ સં. આરભ્ ( શરૂ કરવું ) ] સ. ક્રિ. શરૂ કરવું; ચાલતું કરવું.

**આરંભશૂર** [ સં. આરંભ ( શરૂઆત ) + શૂર ( શૂરવીર ) ] વિ. શરૂઆતમાં ઉત્સાહ બતાવી પછી ઢીલું થઈ જાય તેવું.

**આરંભશૂરતા** [ સં. આરંભ ( શરૂઆત ) + શૂર ( શૂરવીર ) + તા ( પણું ) ] સ્ત્રી. શરૂઆતમાં ભારે ઉત્સાહ બતાવવો અને પછી ઢીલા પડી જવું એવું હોવાપણું.

**આરંભશૂરત્વ** જુઓ આરંભશૂરતા.

**આરંભશૂરું** જુઓ આરંભશૂર.

**આરંભસમારંભ** [ સં. આરંભ ( હિંસાવાળું કામ ) + સમારંભ ( માથે લીધેલું કામ ) ] પું. જીવની હિંસા કરવી તે.

**આરંભસૂચક** [ સં. આરંભ ( શરૂઆત ) + સૂચક ( બતાવનાર ) ] વિ. શરૂઆત બતાવનાર.

**આરંભસ્થાન** [ સં. આરંભ ( શરૂઆત ) + સ્થાન ( જગ્યા ) ] ન. જ્યાંથી શરૂઆત થતી હોય તે ઠેકાણું; મૂળસ્થાન.

**આરંભસ્થાની** [ સં. આરંભ ( શરૂઆત ) + સ્થાન ( જગ્યા ) + ઇન્ ( વાળું ) ] વિ. જ્યાંથી શરૂઆત થતી હોય તે જગ્યાનું; મૂળસ્થાનનું.

**આરંભાવવું** ૧. સ. ક્રિ. તૈયારી કરાવવી.

૨. સ. ક્રિ. પહેલ કરાવવી.

૩. [ સં. આરભ્ ( શરૂ કરવું ) ] સ. ક્રિ. શરૂ કરાવવું.

**આરંભાવસ્થા** ૧. સ્ત્રી. ( યોગ ) નાદ એટલે અંતરના અવાજની ચાર માંહેની પહેલી અવસ્થા. જુઓ નાદ.

હૃદયમાં રહેલી બ્રહ્મગ્રંથિનો ભેદ થતાં જે નાદ સંભળાય છે તેને નાદની **આરંભાવસ્થા** કહે છે. યોગકૌસ્તુભ

૨. સ્ત્રી. શરૂઆતની સ્થિતિ.

**આરંભાવું** અ. ક્રિ. શરૂ કરવું.

**આરંભિક** [ સં. આરંભ ( શરૂઆત ) + ઇક ( ને લગતું ) ] વિ. પ્રાથમિક; શરૂઆતનું.

**આરંભિત** [ સં. આરભ્ ( શરૂ કરવું ) ] વિ. શરૂ કરેલું.

**આરંભી** ૧. વિ. ( જૈન ) આત્મિક વસ્તુથી જુદી વસ્તુ ઉપર આસક્તિ રાખી હિંસા કરનાર.

૨. વિ. યોજના ઘડનાર.

૩. [ સં. આરભ્ ( શરૂ કરવું ) ] વિ. શરૂ કરનાર.

૪. વિ. સાહસ ખેડનાર.

**આરંભીય** [ સં. આરંભક ( શરૂ કરનાર ) ] વિ. શરૂઆત કરનારું.

**આરંભોપાધિ** [ સં. આરંભ ( શરૂઆત ) + ઉપાધિ ( પીડા ) ] સ્ત્રી. શરૂઆતની મુશ્કેલી.

**આરા** ૧. [ હિં. ] પું. છેડો; અંત.

૨. પું. શાહાબાદમાં એક પ્રાંતનું નામ.

૩. સ્ત્રી. એક જાતનું લોઢાનું અસ્ત્ર.

૪. [ ફા. અર્રા ] સ્ત્રી. કરવત.

૫. સ્ત્રી. ચાબુક.

૬. સ્ત્રી. ( ગણિત ) ત્રિજ્યા; વ્યાસનો અર્ધો ભાગ.

૭. સ્ત્રી. પરોણી; લાકડી.

૮. સ્ત્રી. મોચીની આર.

૯. વિ. શણગારતું. તે સમાસને અંતે વપરાય છે. જેમકે, જહાનઆરા એટલે દુનિયાને શણગારનાર.

**આરાકશ** [ ફા. અર્રા ( કરવત ) + કશીદન્ ( ખેંચવું ) ] પું. લાકડાં વેરનાર માણસ; વેરણીઓ.

**આરાકાન** ૧. પું. એ નામે બ્રહ્મદેશનો એક પર્વત.

૨. પું. બ્રહ્મદેશમાં આવેલો એ નામનો એક પ્રાંત.

**આરાકાની** સ્ત્રી. આરાકાન તરફ વપરાતી એક ભાષા.

**આરાકોશિયા** પું. ચંદ્રગુપ્તે સેલ્યુકસ પાસેથી જીતેલો એ નામનો એક પ્રાંત.

**આરાગુઆટો** પું. બોર્નીઓ, સુમાત્રા, કોચીન-ચીનના જંગલમાં રહેતા ચારથી સાડાચાર ફૂટ ઊંચાઈના રીંછને મળતા આવતા વાંદરાની એક જાત. મોઢું બંધ કરેલું હોય ત્યારે તેના હોઠ ભાગ્યે જ દેખાય છે. તેના કાન નાના, આંખો પાસે પાસે રહેલી, હાથ ટટાર ઊભો રહે ત્યારે પણ જમીનને પહોંચે એટલા લાંબા અને પગ ટૂંકા વળેલા હોય છે. તેનું માથું નાનું અને શરીર તેમ જ દાઢી ઉપર કડણ અને રાતા ભૂરા રંગના વાળ હોય છે. હથેળીમાં અને પગના તળિયામાં તેને વાળ હોતા નથી. ઝાડનાં ફળ, પાન, કૂંપળ ખાઈ તે જીવે છે.

**આરાગ્ર** ૧. [ સં. આરા ( એક હથિયાર ) + અગ્ર ( આગળનો ભાગ ) ] ન. અર્ધચંદ્રાકાર બાણનો આગળનો ભાગ.

૨. ન. આરની અણી.

**આરાજારી** [ મ. ] સ્ત્રી. આવજા.

**આરાઝારી** [ મ. ] સ્ત્રી. આવવું અને જવું તે.

**આરાટી** સ્ત્રી. કાંટાની વાડ.

**આરાડવું** ( આરાડવું ) અ. ક્રિ. ( ગ્રામ્ય ) બરાડવું.

**આરાત** ૧. ન. ( જ્યોતિષ ) ગ્રહ કે ચંદ્ર જેની આસપાસ ફરતા હોય તેનાથી તેના ઓછામાં ઓછા અને વધારેમાં વધારે અંતરનાં બે બિંદુમાંનું દરેક; 'એપ્સિસ'.

૨. [ સં. આરાત્ ] અ. દૂર.

૩. અ. ( ડિંગળ ) પાસે.

**આરાતિ** [ સં. આ ( ઊલટું ) + ઋ ( જવું ) ] પું. શત્રુ; દુશ્મન.

**આરાતી** ન. ( ડિંગળ ) દુઃખ.

**આરાતીય** ૧. વિ. ( જ્યોતિષ ) આરાતને લગતું; 'એપ્સિડલ'.

૨. [ સં. આરાત્ ( દૂર ) ] વિ. દૂરનું; આઘેનું.

૩. વિ. પાસેનું.

**આરાત્રિક** ૧. [ સં. અ ( નહિ ) + રાત્રિ ( રાત ) + ક ( વાળું ) ] ન. આરતી; દેવની મૂર્તિ આગળ દીવો ઉતારવાની ક્રિયા. રાત પડી ન હોય તે પહેલાં સંધ્યા વખતે તે કરાય.

૨. ન. આરતીનો દીવો.

૩. વિ. રાત્રિ વગર પણ થતું.

**આરાદાહના** સ્ત્રી. આજીજી; કાલાવાલા.

**આરાદુપકારક** [ સં. આરાત્ ( પાસે ) + ઉપકાર ( કલ્યાણ ) + ક ( વાળું ) ] ન. ( ન્યાય ) પૈસાના હેતુ વગર કરવાનું કામ.

**આરાદુપકારકાંગ** જુઓ આરાદુપકારક.

**આરાધ** [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) ] ન. રાત્રે બે વાગ્યા પછી ગવાતું ભજન.

**આરાધક** ૧. [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) ] પું. ઉપાસક; ભક્ત.

૨. પું. પૂજારી.

૩. વિ. સિદ્ધ કરનાર; મેળવનારું.

૪. વિ. સેવા કરનારું; પૂજનાર.

**આરાધન** ૧. [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઉપાસના; પૂજા; સેવા; વંદન.

૨. ન. પાક.

૩. ન. પ્રસન્ન કરવાપણું; તોષણ; તર્પણ; ખુશ કરવું તે.

૪. ન. ભક્તિ.

૫. ન. સન્માન.

૬. ન. સિદ્ધિ; સાધના; પ્રાપ્તિ.

૭. ન. સેવા કરવાનું સાધન.

**આરાધના** ૧. સ્ત્રી. ( જૈન ) જીવનના અંત વખતે કરેલ સંથારો.

૨. [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) ] સ્ત્રી. પૂજા; સેવા.

૩. સ્ત્રી. ભક્તિ.

૪. સ્ત્રી. ભજન.

૫. સ્ત્રી. વિનતિ; અરજ; કાલાવાલા.

**આરાધની** જુઓ આરાધના.

**આરાધનીય** [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) + અનીય ( જેવું ) ] વિ. ઉપાસવા લાયક; સેવા કરવા જેવું; પૂજનીય.

**આરાધવું** ૧. સ. ક્રિ. નમાજ પઢવી.
૨. સ. ક્રિ. પ્રસન્ન થાય એમ કરવું; રાજી કરવું.
૩. [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) ] સ. ક્રિ. ભક્તિભાવ રાખવો.
૪. સ. ક્રિ. ભજવું; સેવા કરવી; સ્તુતિ કરવી.

**આરાધિકા** ૧. [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) ] સ્ત્રી. સેવિકા; ભક્તાણી.
૨. વિ. સ્ત્રી. પૂજા કરનારી.

**આરાધિત** ૧. [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) + ઇત ( વાળું ) ] વિ. ઉપાસના કરાયેલું; સેવેલ; પૂજાયેલ.
૨. વિ. સંતોષેલું; પ્રસન્ન કરેલું.

**આરાધિની** ૧. પું. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, મગણ, મગણ, ગુરુ અને ગુરુ મળી ૧૧ અક્ષરનો ત્રિષ્ટુપની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
૨. [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ભક્તાણી; સેવિકા.
૩. વિ. સ્ત્રી. પૂજા કરનારી.

**આરાધી** ૧. પું. પુના સતારા તરફના એક જાતના ભવાનીમાતાના ઉપાસકો. ભીખ માગતી વેળા સ્ત્રી સામાન્ય પહેરવેશ અને પુરુષ ઘૂંટણ સુધી પહોંચે તેવો લાંબો ઝભ્ભો પહેરે છે. પુરુષ સ્ત્રીની માફક વાળનો ચોટલો બાંધે અને ગળામાં કોડીની માળા પહેરે. સવારથી બપોર સુધી એકતારનું વાજિંત્ર રાખી તેઓ ભીખ માગે છે. તેની સાથેનાં બીજાં ડમરુ, તાલ વગેરે વગાડે.
૨. ન. એ નામની જાતનું માણસ.
૩. વિ. એ નામની જાતનું.

**આરાધ્ય** ૧. [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) + ય ( જેવું ) ] પું. દેવ.
૨. પું. બ્રાહ્મણ.
૩. પું. બ્રાહ્મણનો એક વર્ગ.
૪. વિ. પૂજ્ય; પૂજનીય; સેવા કરવા લાયક.
૫. વિ. માન આપવા જેવું.

**આરાધ્યદેવ** [ સં. આ ( તરફ ) + રાધ્ ( પ્રસન્ન કરવું ) + ય ( જેવું ) + દેવ ] પું. ઇષ્ટદેવ; જેની ઉપર આસ્થા બેઠી હોય તે દેવ.

**આરાધ્યદેવી** [ સં. આ ( તરફ ) + રાધ્ ( ખુશ કરવું ) ] સ્ત્રી. પૂજ્ય દેવી.

**આરાફલ** પું. લોઢાની લાકડી જેવું એક જાતનું હથિયાર.

**આરામ** ૧. [ ફા. ] પું. તંદુરસ્તી.
૨. પું. નિરાંત; સ્વાસ્થ્ય; શાંતિ; નિવૃત્તિ.
આરામ કરવો = (૧) મરી જવું. (૨) વિસામો લેવો. (૩) સાજું કરવું; તબિયત સુધારવી. (૪) સૂવું.
૩. પું. ફુરસદ; નવરાશ.
૪. પું. બાગ; બગીચો; ઉપવન; વાડી.
કૃત્રિમવન ઉદ્યાન ને ઉપવન ને **આરામ**,
આ વૃંદાવન બાગ તો, હે સખિ સુખનું ધામ.
પિંગળલઘુકોષ
૫. પું. બે નગણ અને પંદર રગણ મળી ૫૧ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ; પન્નક; વિશ્વવાહ; અર્ક.
૬. પું. વિસામો; થાક લેવાપણું; વિશ્રાંતિ; આસાએશ.
૧. આરામ ચાહવો-લેવો = (૧) ઊંઘ લેવી. (૨) થાક ઉતારવો.
૨. આરામ માંગવો = (૧) આળસુ રહેવું. (૨) આંખ મીંચીને સૂવું. (૩) તબિયત સુધારવી. (૪) દમ લેવો; સૂવું.
૩. આરામમાં હોવું = નિદ્રામાં હોવું.
૪. ઝાડને આરામ આપવો = ઝાડ આસપાસનાં મૂળિયાં ઉઘાડાં કરવાં.
૭. પું. વિસામો ખાવાનું ઠેકાણું; વિશ્રામસ્થાન.
આરામ દેવો – પહોંચાડવો = (૧) ઓછું કરવું. (૨) છૂટું કરવું. (૩) થાક દેવો. (૪) દિલસોજી બતાવવી. (૫) શાંતિ આપવી. (૬) સાજું કરવું.
૮. પું. સારા સંજોગ; સુખી જીવન.
૯. [ સં. આ ( વધારે ) + રમ્ ( આનંદ કરવો ) ] પું. સુખ; આનંદ; ચેન.
૧૦. પું. સુવાણ; મંદવાડમાં સુધારો; રોગશાંતિ.
૧. આરામ હોવો = (૧) ઠીક થવું. (૨) મરવું. (૩) સગવડ થવી.
૨. રોટી ટુકડાનો આરામ = કુટુંબસુખ.
૧૧. પું. સૂવું તે; આડા થવાપણું.

**આરામકુરસી** [ ફા. આરામ ( શાંતિ ) + અ. કુરસી ( ખુરસી ) ] સ્ત્રી. લાંબી ખુરસી. જુઓ આરામખુરસી.

**આરામખુરશી** જુઓ આરામખુરસી.

**આરામખુરસી** [ ફા. આરામ ( શાંતિ ) + અ. કુરસી ( ખુરસી ) ] સ્ત્રી. સુખચેનથી બેસી શકાય તેવી ખુરસી.

**આરામગાહ** ૧. [ ફા. આરામ ( શાંતિ ) + ગાહ ( જગ્યા ) ] સ્ત્રી. મરણ પછીની કાયમની શાંતિ મળે તે જગ્યા; દરગાહ; કબર.
૨. સ્ત્રી. મુસાફરખાનું; વિશ્રાંતિગૃહ.
૩. સ્ત્રી. વાડી; ઉપવન; બગીચો; ક્રીડોદ્યાન.
૪. સ્ત્રી. વિસામો લેવાનું ઠેકાણું.
૫. સ્ત્રી. સૂવાનો ઓરડો; શયનગૃહ.
૬. સ્ત્રી. હમેશ માટે લેવાતો વિસામો; કૈલાસવાસ.
ફિરદૌસ આરામગાહ = સ્વર્ગમાં રહેતું. દિલ્હીના મહમ્મદશાહને આ ઉપનામ લગાડાતું.
૭. ન. એ નામનું એક પુસ્તક.

**આરામગૃહ** જુઓ આરામગાહ ૧ થી ૬.

**આરામઘર** જુઓ આરામગાહ ૧ થી ૬.

**આરામઘા** [ ફા. આરામ ( શાંતિ ) + ગાહ ( ઠેકાણું ) ] સ્ત્રી. કૈલાસવાસ; સ્વર્ગવાસ, કેમકે મરણ પછી માણસને ત્યાં શાંતિ મળે છે.

**આરામતલબ** ૧. [ ફા. આરામ ( સુખચેન ) + તલબ ( શોધનાર ) ] વિ. આળસુ; સુસ્ત.
૨. વિ. મોજશોખવાળું; સુખ ચાહનાર.
૩. વિ. સુકુમાર.

**આરામ દંડ** ન. દંડની કવાયતમાં દંડ ઉપર માથું રાખી આરામ લેવાનો હુકમ. હુકમ થતાં બે પગ પહોળા રાખી દંડને એક ફૂટ આગળ મૂકી ત્રિપગી જેવું બનાવી દંડની ટોચ ઉપર માથું ટેકવી આરામ લેવામાં આવે છે.

**આરામદાન** પું. પાનદાની; ખાવાનાં પાન અને તેનો સામાન રાખવાનું વાસણ.

**આરામદાયી** [ આરામ ( સુખ ) + દાયિન્ ( આપનાર ) ] વિ. સુખ આપનાર.

**આરામદિન** [ આરામ ( શાંતિ ) + દિન ( દિવસ ) ] પું. ખ્રિસ્તી અને યહૂદીઓનો વિસામો લેવાનો દિવસ. ખ્રિસ્તીઓ રવિવાર અને યહૂદીઓ શનિવારે આરામદિન પાળે છે.

**આરામનગર** ન. શાહાબાદ જિલ્લામાં આવેલું એક ગામ. તેનું જૂનું નામ અરાડ હોઈ બુદ્ધનો શિક્ષક અરાડકાલામ ત્યાંનો વતની હોવાનું મનાય છે.

**આરામપટ્ટી** સ્ત્રી. વાહનોમાં હાથ ટેકવવા રખાતો લાકડાનો લાંબો કટકો.

**આરામપ્રિય** [ આરામ ( સુખ ) + પ્રિય ( વહાલું ) ] વિ. આનંદ કરવો બહુ ગમે એવું; એશઆરામી.

**આરામપ્રિયતા** ૧. [ આરામ ( શાંતિ ) + પ્રિય ( વહાલું ) + તા ( પણું ) ] સ્ત્રી. કામધંધા વિના પડી રહેવાની ટેવ.
૨. સ્ત્રી. મોજમજા માણવાની પ્રકૃતિ.

**આરામમય** [ આરામ ( આનંદ ) + મય ( વાળું ) ] વિ. સુખચેનથી ભરેલું.

**આરામરોપણ** ન. એ નામનું એક વિતાન.

**આરામવન** ન. બગીચો.

**આરામવાળા** ૧. વિ. મોજશોખવાળું.
 ૨. વિ. સુસ્ત; આળસુ.

**આરામવાળી** ૧. સ્ત્રી. અર્ધાંગના; વહુ.
 ૨. સ્ત્રી. આળસુ સ્ત્રી.

**આરામશીતલા** સ્ત્રી. સુગંધી પાંદડાંવાળો એક છોડ.

**આરામશીર** વિ. સુખદાયક; શાંતિ આપનારૂં.

**આરામસેજ** [ આરામ ( શાંતિ ) + શય્યા ( પથારી )] સ્ત્રી. સુખથી સુવાય એવી પથારી.

**આરામસ્થળ** [ આરામ ( શાંતિ ) + સ્થળ ( જગ્યા ) ] ન. શાંતિ આપે એવી જગ્યા.

**આરામસ્થાન** ૧. [ સં. આરામ ( વિસામો ) + સ્થાન ( જગ્યા ) ] ન. વિસામો લેવાનું ઠેકાણું.
 ૨. [ આરામ ( શાંતિ ) + સ્થાન ( ઠેકાણું )] ન. સુખ શાંતિ આપે એવો દેવયજ્ઞ. જુઓ દેવયજ્ઞ.

**આરામાધિપતિ** [ સં. આરામ ( બગીચો ) + અધિપતિ ( ઉપરી ) ] પું. બગીચાનો ઉપરી.

**આરામાસાન** ૧. [ આરામ ( શાંતિ ) + આસન ( બેઠક ) ] ન. આરામખુરસી.
 ૨. ન. જેના પર સુખથી બેસી શકાય એવી બેઠક.

**આરામિક** [ સં. આરામ ( વાડી ) + ઇક ( વાળું ) ] પું. માળી; બાગવાન.

**આરામિકા** [ સં. આરામ ( બગીચો ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. માલણ.

**આરામી** [ ફા. ] વિ. આળસુ; સુસ્ત.

**આરામીદા** [ ફા. ] વિ. શાંત.

**આરાયશ** ૧ [ ફા. આરાસ્તન ( શણગારવું ) + શ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અલંકાર; શણગાર.
 ૨. સ્ત્રી. બગીચો; ફૂલવાડી.

**આરારૂટ** ૧. [ અં. એરોરૂટ ] ન. એ નામના એક જાતના છોડનું કંદ. તેનું વાવેતર ચીકાશ વગરની અને રેતાળ જમીનમાં થાય. તેને ઘણું પાણી અને ખાતર નાખવું પડે. તેનું વાવેતર કરવા માટે જમીન ૯-૧૦ આંગળ ખેડી ક્યારા બાંધવા. ક્યારામાં પાળી બાંધવી અને તે ઉપર આરારૂટના કટકા રોપીને પાણી પાવું. આરારૂટમાંથી લોટ કાઢવાની રીત: ખાંડણિયામાં આરારૂટની ગાંઠના કકડા સાંબેલાથી ખાંડી અથવા બારીક ખમણી કાઢ્યા પછી કલઈવાળા તપેલામાં ઝીણા મલમલનું ગરણું બાંધી પાણીની સાથે મસળી તેનો રસ કાઢવો. તે પાણીને તાપમાં આછરવા મૂકવું. આછરેલું પાણી ગળી કાઢવું અને નીચેનો સફેદ કદડો તાપમાં સૂકવવો. ધોબી લોકો લૂગડાંને આર આપવામાં આરારૂટ વાપરે છે. પચવામાં સહેલું હોવાથી માંદા માણસને તેની કાંજી કરી અપાય. તેનાં પોષકતત્ત્વોને લીધે બાળકોને પણ તે ખોરાક તરીકે આપવામાં આવે છે.
 ૨. ન. એ નામના કંદને ખાંડીને બનાવેલો ભૂકો.

**આરાલ** ૧. [ સં. ] વિ. કપટી.
 ૨. વિ. જરા વાંકું.

**આરાલિક** ૧. [ સં. આરાલ ( કુટિલ ) + ઇક ( વાળું )] પું. રસોઇયો, કેમકે તે કપટથી વર્તે છે.
 ૨. વિ. દુરાચારી; ખરાબ આચરણવાળું.

**આરાલુંભો** પું. ( કચ્છી ) સંસારની મોહજાળ.

**આરાવ** ૧. [ સં. આ ( વધારે ) + રવ ( અવાજ ) ] પું. અવાજ; મોટો શબ્દ; રાડ; ઘુમાટ; પોકાર.
 ૨. પું. એક જાતના લોક.

**આરાવલિ** [ સં. ] પું. અરવલ્લી પર્વતની હાર; આદર્શાવલિ.

**આરાવલ્લા** જુઓ આરાવારા.

**આરાવળ** પું. અરવલ્લી પર્વતની હાર.

**આરાવારા** પું. બ. વ. પૂર્વજના શ્રાદ્ધના દિવસ; શ્રાવણ વદિ તેરશ, ચૌદશ અને અમાસ; શ્રાવણ માસના છેલ્લા ત્રણ દિવસ.

**આરાવાલી** પું. અરવલ્લી પર્વત.

**આરાવાલ્લા** પું. પૂર્વજના શ્રાદ્ધના દિવસ. જુઓ આરાવારા.

**આરાવી** [ સં. આ ( વધારે ) + રવ ( અવાજ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઘોંઘાટવાળું; અવાજ કરતું.

**આરાષ્ટ્રક** [ સં. આ ( વિરુદ્ધતા બતાવનારો ઉપસર્ગ ) + રાષ્ટ્ર ( રાજ્ય ) + ક ( વાળું ) ] વિ. રાજા વગરનું.

**આરાસ** [ ફા. આરાયશ ] ન. શણગાર.

**આરાસણ** ન. કુંભારિયા નામનું ગામ. ત્યાંનાં જૈન દેરાં પ્રખ્યાત છે.

**આરાસુર** પું. અરવલ્લી પર્વતનું એક શિખર. તેના ઉપર અંબાજીનું મંદિર છે.

**આરાસુરી** ૧. [ આરાસુર ( અરવલ્લી પર્વત ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અંબાજી; અંબામાતા; અંબાભવાની; આબુ પર્વતના આરાસુર શિખર ઉપર રહેનારી દેવી.
 ૨. વિ. સ્ત્રી. આરાસુર શિખર ઉપર વસનારી.

**આરાસ્ત** ૧. વિ. ગોઠવેલ.
 ૨. વિ. તપાસેલ.
 ૩. [ ફા. આરાસ્તન્ ( શોભાવવું ) ] વિ. તૈયાર કરેલ. જુઓ આરાસ્તે.
 ૪. વિ. શણગારેલ.
 ૫. વિ. સુધારેલ.

**આરાસ્તગી** ૧. [ ફા. આરાસ્તન્ ( શોભાવવું ) ] સ્ત્રી. અલંકાર; શોભા; શણગાર.
 ૨. સ્ત્રી. ખાસિયત; આદત; ખાસ ટેવ.
 ૩. સ્ત્રી. ગોઠવણ; બંદોબસ્ત; વ્યવસ્થા; સગવડ.
 ૪. સ્ત્રી. તજવીજ; યોજના.
 ૫. સ્ત્રી. તૈયારી.
 ૬. સ્ત્રી. સુધારવું તે; સારૂં કરવાપણું.

**આરાસ્તા** જુઓ આરાસ્તે.

**આરાસ્તાપૈરાસ્તા** જુઓ આરાસ્તે.

**આરાસ્તે** ૧. વિ. ગોઠવેલું; વ્યવસ્થિત.
 ૨. વિ. તપાસેલું.
 ૩. વિ. તૈયાર કરેલું; સજ્જ.
 ૪. [ ફા. આરાસ્તન્ ( શોભાવવું ) ] વિ. શણગારેલું; શોભાવેલ.
 ૫. વિ. સુધારેલું.

**આરાહવું** [ સં. આ ( તરફ ) + રાધ્ ( ખુશી કરવું )] સ. ક્રિ. ( જૂ. ગુ. ) આરાધવું; સેવા કરવી; ભજવું.

**આરાંભ** ન. ( જૂ. ગુ. ) વૃક્ષ; ઝાડ.
  જાણઈ જે રોપી **આરાંભ**,
  જાણઈ નીર કરાવી ઠાંમ. લાવણ્યસમય

**આરિ** ૧. [ સં. આર ( છેડો )] પું. આરો; કાંઠો.
 ૨. સ્ત્રી. ( ડિંગળ ) ઝિલ્લી; તમરૂં.

**આરિકા** સ્ત્રી. એક જાતની મેના; મદનસારિકા.

**આરિઝ** ( આરિઝ ) ૧. [ અ. અરઝ ( તે માંદો પડ્યો ) ] પું. અકસ્માત.
 ૨. પું. અડચણ.
 ૩. [ અ. ] પું. ગાલ.
 ૪. પું. માંદગી.
 ૫. પું. લશ્કરનો સરદાર.
 ૬. પું. વસ્તુ.

**આરિઝનામા** ( આરિઝનામા ) [ અ. આરિઝ + ફા. નામા ( પહોંચ )] ન. પહોંચની વિગત.

**આરિઝા** ( આરિઝા ) ૧. [ અ. અરઝ ( તે બન્યું ) ] પું. બનાવ.
  આરિઝા-યે-કાનૂની = કાયદેસરની ખામી.
 ૨. [ અ. અરઝ ( તે માંદો પડ્યો ) ] પું. બીમારી.
  ૧. આરિઝા-યે-જિસ્માની = નબળાઈ.
  ૨. આરિઝા-યે-દિમાગી = મનની નબળાઈ.

**આરિઝી** ( આરિઝી ) [ અ. ] વિ. આકસ્મિક; અણધાર્યું.

**આરિફ** ૧. પું. સાધુ.
૨. [ અ. અરફ ( તેણે જાણ્યું ) ] વિ. જ્ઞાનવાળું.
૩. વિ. પવિત્ર.

**આરિફબિલ્લા** ૧. [ અ. ] પું. પવિત્ર માણસ.
૨. પું. સાધુ.

**આરિફાના** [ અ. આરિફ ( પવિત્ર ) + ફા. આના ( ક્રિયાવિશેષણ બનાવતો પ્રત્યય ) ] અ. પવિત્ર મનથી.

**આરિયત** ૧. [ અ. આરિયત્ ] સ્ત્રી. અમુક શરતે ખેડવા આપેલ ખેતર.
૨. સ્ત્રી. કોઈ વસ્તુ ઉછીની લેવાપણું.
૩. સ્ત્રી. દલાલી; આડત; મારફત; દસ્તુરી.
૪. સ્ત્રી. મૂળ સ્વરૂપમાં પાછી આપવાની શરતે ઉછીની અપાયેલ ચીજ.

**આરિયતન** [ અ. આરિયત્ ( ઉછીનું લેવાપણું ) ] વિ. ઉછીનું લીધેલું.

**આરિયતી** ૧. [ અ. આરિયત્ ( ઉછીનું લેવાપણું ) ] સ્ત્રી. ઉછીની લીધેલ ચીજ.
૨. [ હિં. ] વિ. ઉછીનું લીધેલું.

**આરિયાં** ન. બ. વ. ( વહાણવટું ) સઢ ઉતારી નાખવો તે.
૧. આરિયાં કરવાં = (૧) ચીજ નીચે ઉતારવી. (૨) સઢ ઉતારવો.
૨. આરિયાં થઈ જવું = (૧) તદ્દન નકામું થઈ જવું. (૨) નરમ પડવું.

**આરિયાં તૂરિયાં** [ આરિયાં ( ચીભડાં ) + તૂરિયાં ( ધિસોડાં ) ] ન. બ. વ. ચીભડાં અને ધિસોડાંનું શાક.
આરિયાં તૂરિયાં જેવું = નમાલું; નજીવું; લેખામાં નહિ તેવું; ગણતરીમાં ન હોય એવું; તુચ્છ; હલકું.

**આરિયાં દામણ** ૧. ન. ખાનાખરાબી; સત્યાનાશ.
૨. ન. સઢનાં દોરડાં કરાતાં હોય ત્યારે ખલાસી તરફથી વપરાતો શબ્દ.

**આરિયું** ૧. ન. આરી; નાની કરવતી.
૨. [ સં. આરૂ ( ચીભડું ) ] ન. ચીભડું.
૩. ન. નાની કુમળી કાકડી.

**આરિંદ** [ હિ. ] પું. કાસદ; ખેપિયો.

**આરિંદો** [ હિં. ] પું. આડતિયો; દલાલ.

**આરી** ૧. પું. ( રાનીપરજ ) સાથી; ખેતીનું કામ કરવા મોસમ પૂરી થતાં સુધી મદદ કરનારો માણસ.
૨. સ્ત્રી. આર; અણી.
૩. સ્ત્રી. કાણાં પાડવાનું મોચીનું એક ઓજાર.
૪. સ્ત્રી. કાંડરને મળતી એક જાતની ભમરી.
૫. સ્ત્રી. કૂવાના પરડાનો ખાંચાવાળો ભાગ.
૬. સ્ત્રી. કોર; કિનાર.
૭. સ્ત્રી. ખેરવેલ નામની વેલ.
૮. સ્ત્રી. દોસ્ત; મિત્ર.
૯. [ ફા. અર્રહ ( વહેરવાનું હથિયાર ) ] સ્ત્રી. નાની કરવતી; વહેરવાનું નાનું ઓજાર.
૧૦. સ્ત્રી. મધ્યરેખા.
૧૧. સ્ત્રી. ( કચ્છી ) મૂળાનાં ફાડિયાં; મૂળામાંથી બનાવેલું અથાણું.
૧૨. સ્ત્રી. મોચીની એક જાત.
૧૩. સ્ત્રી. સોનીનું એક જાતનું હથિયાર.
૧૪. ન. મોચીની એક જાતનું માણસ.
૧૫. [ અ. ] વિ. થાકેલું; કંટાળેલું.
આરી આવવું = થાકી જવું; કંટાળવું.
૧૬. વિ. પાયમાલ કરાયેલું.
૧૭. વિ. મોચીની એક જાતનું.
૧૮. વિ. હારેલું.
૧૯. અ. નામ ઉપરથી વિશેષણ બનાવનાર પ્રત્યય.

**આરીઆ કરવા** [ સં. ઋ ( જવું ) ] સ. ક્રિ. નીચે ઉતારવું.

**આરીકારી** ૧. [ આરી ( કારીનું બેવડું રૂપ ) + કારી ( યુક્તિ ) ] સ્ત્રી. ઉસ્તાદી; દાવપેચ.
૨. સ્ત્રી. ચપળતા; ચતુરાઈ; ચાલાકી; કૌશલ્ય.
૩. સ્ત્રી. સગાઈ કર્યા પછી કન્યા માટે દશેરા, દિવાળી જેવા પ્રસંગ ઉપર તેમ જ શીળી, ઓરી જેવા રોગ મટ્યા પછી આપવાની મીઠાઈ બદલ ઊધડ ઠેરવેલ રકમ.

**આરીઠી** ન. ( કચ્છી ) અરીઠાનાં પાન કરતાં પાતળાં, લાંબાં અને ટેરવે અણીદાર પાંદડાંવાળું એક ઝાડ.

**આરીભરત** [ આરી ( અણીવાળું હથિયાર ) + ભરત ( ગૂંથણ કામ ) ] ન. કાપડ ઉપર આરથી કરવામાં આવતું ભરતકામ.

**આરીયત** [ અ. આર ( શરમ ) ] સ્ત્રી. શરમ.

**આરીસાભવન** [ સં. આદર્શ ( આયનો ) + ભવન ( રહેઠાણ ) ] ન. ઘણા અરીસાવાળો ઓરડો.

**આરીસુ** પું. ( જૂ. ગુ. ) અરીસો.

**આરીસો** [ સં. આદર્શ ( આયનો ) ] પું. ( કચ્છી ) અરીસો; દર્પણ; ચાટલું.
**આરીસા** ઝલકઈ, ચાલતાં સ્ત્રીના નેઉર ખલકઈ.
પૃથ્વીચંદ્રચરિત્ર

**આરુ** ૧. [ સં. ] પું. કરચલો.
૨. પું. ઘડો; પાણીનું વાસણ; કૂજો.
૩. પું. ભૂંડ; ડુક્કર.
૪. [ હિં. ] ન. પીચનું ઝાડ.
૫. ન. પીચનું ફળ.

**આરુક** ૧. [ સં. ] પું. આલુ; એક જાતનો સૂકો મેવો.
૨. પું. હિમાલયમાં થતી ઠંડક આપવાના ગુણવાળી એક ઔષધિ.

**આરુજ** ૧. પું. ( પુરાણ ) રાવણની બાજુનો એક રાક્ષસ.
૨. વિ. પીડા કરનાર.
૩. [ સં. આ ( તરફ ) + રુજ્ ( નાશ કરવો ) ] વિ. સામે મારી નાખનાર.

**આરુણ** વિ. અરુણ સંબંધી.

**આરુણિ** ૧. [ સં. અરુણિ ( એક ઋષિ ) ] પું. ( પુરાણ ) અરુણિ ઋષિનો દીકરો. એ ધૌમ્ય ઋષિનો શિષ્ય હતો. આગળ જતાં તેનું ઉદ્દાલક નામ પડ્યું હતું.
૨. પું. જટાયુ.
૩. પું. યુધિષ્ઠિરના અશ્વમેધયજ્ઞમાં આઠ દ્વારપાલમાંનો એ નામનો એક ઋષિ.
૪. પું. વૈશંપાયન ઋષિનો એ નામનો વિદ્યાર્થી.
૫. પું. સૂર્યના સારથિ અરુણનો દીકરો.
૬. પું. સૂર્યનો દીકરો.
૭. ન. ( પુરાણ ) સામવેદનું એક ઉપનિષદ; બ્રાહ્મણ.
૮. વિ. અરુણ સંબંધી.

**આરુણિક** ન. ( પુરાણ ) સામવેદનું એક ઉપનિષદ.

**આરુણી** ૧. [ સં. ] પું. વૈનતેય; કશ્યપ ઋષિથી વિનતાને થયેલો દીકરો.
૨. [ સં. અરુણ ( લાલ ) ] સ્ત્રી. રતાશ પડતી ઘોડી.
૩. વિ. અરુણ સંબંધી.
૪. વિ. વૈશંપાયનના શિષ્યે કહેલ વેદ વગેરે ભણનાર.

**આરુણેય** ૧. [ સં. આરુણિ ( એક મુનિ ) + એય ( દીકરાના અર્થવાળો પ્રત્યય ) ] પું. ઉદ્દાલક મુનિનો દીકરો; શ્વેતકેતુ.
૨. ન. એ નામનું એક બ્રાહ્મણ.

**આરુદ્ધ** ૧. [ સં. આ ( સુધી ) + રુધ્ ( અટકાવવું ) ] વિ. આંતરેલું; રોકેલ.
૨. વિ. ઘેરેલું; વીંટળાયેલું.

**આરુષી** [ સં. ] સ્ત્રી. ( પુરાણ ) ચ્યવન ઋષિની સ્ત્રી અને મનુરાજાની દીકરી.

**આરુષ્કર** [ સં. ] ન. ભલ્લાતક નામના ઝાડનું ફળ; ભિલામું.

**આરુહ** ૧. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] પું. ચડાવ; ઊંચાણ.
૨. પું. સવાર.
૩. વિ. ચડનાર; ઉપર જનાર.

**આરું** વિ. કુમળું; મુલાયમ.

**આરૂ** ૧. [ સં. ] પું. પિંગળો રંગ.
૨. સ્ત્રી. એક જાતની ઔષધિ; કાસમર્દવૃક્ષ.
૩. વિ. પિંગળા રંગવાળું.

**આરૂક** પું. ઠંડક આપવાના ગુણવાળી એક ઔષધિ.

**આરૂડિયું** (આરૂડિયું) ન. માટીનાં વાસણ બનાવતી વેળા વપરાતું પાણી ભરી રાખવાનું સાધન.

**આરૂઢ** ૧. પું. એક જાતનો ઉપપતિ; પારકી સ્ત્રી માટે પરાયા ઘરમાં પેસતો ફરે અને બંધન શિક્ષા સહન કરે એવો પુરુષ.
૨. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] ન. ઉપર ચડવાપણું; સવારી કરવી તે.
૩. વિ. ઊંચે ચડેલું.
૪. વિ. જન્મેલું; થયેલું; ઊગેલ.
૫. વિ. નિષ્ણાત; પ્રવીણ.
૬. વિ. વધી ગયેલું; જામી ગયેલું; દૃઢ; સ્થિર.
થયો ત્યાં રથારૂઢ **આરૂઢ** કાયા. — વલ્લભ
૭. વિ. સવાર થયેલું; ઉપર ચડેલું; બેઠેલું. જેમકે, ગજારૂઢ, અશ્વારૂઢ, ગરુડારૂઢ.

**આરૂઢઉપપતિ** પું. એક જાતનો ઉપપતિ; આરૂઢ.

**આરૂઢયૌવના** [ સં. આરૂઢ ( ચડેલું ) + યૌવન ( જુવાની ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પોતાના ધણી સાથેનો પ્રસંગ સારો લાગે એવી યુવાન સ્ત્રી.

**આરૂઢવું** [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] અ. ક્રિ. સવારી કરવી; ઉપર ચડવું.

**આરૂઢિ** ૧. સ્ત્રી. ઉપર જવાપણું.
૨. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ઊગવું ) ] સ્ત્રી. ઊગવાપણું; ઊગમણ.
૩. સ્ત્રી. ઊંચાઈ; ચડાવ.

**આરૂઢી** [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] વિ. ચડનાર.

**આરૂણી** ૧. પું. ( પુરાણ ) એ નામનો સર્પ; દુષ્યંતના દીકરા ભરતના વંશના દુરિતક્ષયનો દીકરો. એ ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ થયો હતો.
૨. સ્ત્રી. મણિદ્વીપમાં આવેલ એ નામની એક દેવી. જુઓ કલા.
૩. [ સં. અરુણ ( રાતું ) ] સ્ત્રી. રતાશ; લાલ રંગ.
૪. વિ. રાતું; અરુણ અથવા ઊગતા સૂર્યના જેવા રંગવાળું.
હસ્તે પિનાક ધાર્યું, સરાર ચઢવ્યું **આરૂણી** ઉગ્ર એવું. — રુદ્રાધ્યાય

**આરૂણેશ** પું. એ નામનું એક તંત્ર.

**આરૂત** પું. વંટોળિયામાં રહેતું મનાતું એક જાતનું ભૂત. જેને તે વળગે તે રડે, ધ્રૂજે અને ઉશ્કેરાયેલું જણાય એમ કહેવાય છે.

**આરૂદ્રા** [ સં. આર્દ્રા ] સ્ત્રી. ( જ્યોતિષ ) એ નામનું છઠ્ઠું ચાંદ્ર નક્ષત્ર; આરદ્રા.

**આરૂધિ** પું. ( પુરાણ ) એ નામનો પર્વત.
મેરૂ પર્વતના મૂળ ભાગમાં **આરૂધિ** નામનો પર્વત આવેલો છે. — ભગવતી ભાગવત

**આરૂમ** ન. કમળ.

**આરૂં** અ. નામ અને વિશેષણ બનાવનાર પ્રત્યય. જેમકે, પાણિયારૂં; સહિયારૂં.

**આરૂંજવું** અ. ક્રિ. માથું નમાવવું.

**આરે** ૧. [ સં. ] અ. દૂર.
૨. અ. પાસે; નજીક.

**આરેક** પું. ( ડિંગળ ) સંદેહ; શંકા.

**આરેઠી** ન. એક જાતનું ઝાડ. તેનાં ફળ લૂગડાં ધોવામાં, વાળ સાફ કરવામાં અને દવામાં ઉપયોગી છે.

**આરેડું** ( આરેડું ) ૧. ન. આરો; સાત મણનું એક માપ; હારો.
૨. ન. હઠીલું બાળક.
૩. વિ. અદેખું.
૪. વિ. જક્કી; હઠીલું; કજિયાખોર.
૫. [ અ ( નહિ ) + રૂડું ( ડાહ્યું ) ] વિ. તોફાની; મસ્તીખોર.
૬. [ સં. આ ( ઘણું ) + રુદ્ ( રડવું ) ] વિ. રોતલ; સહેજ સહેજમાં રો રો કરે એવું.
**આરેડી** તે તો ઘણી, અવળાનું સવળું હોય. — શામળ

**આરેતઃ કેહલીલા પ્રકર** [ સં. આ ( તરફ ) + રેતસ ( વીર્ય ) + કંદ ( ગાંઠ ) + લીલા ( આનંદ ) + પ્રકર ( જથ્થો ) ] પું. જ્ઞાનતંતુનું કે નસનું મૂત્રપ્રસેકના બસ્તિદ્વારિક ભાગ અને મૂત્રાશયની પછવાડેનું ઝૂમખું.

**આરેતારે** ૧. [ સં. આરો ( કિનારો ) + તૄ ( તરી જવું ) ] અ. છેવટે; આખર વખતે.
૨. અ. પાકવા આવેલું હોય એવે વખતે.
૩. અ. પૂરું થવાની તૈયારીમાં હોય ત્યારે.
૪. અ. લગભગ કિનારે પહોંચવા આવ્યાને વખતે.
આરેતારે આવેલું વહાણ ખુડાડવું = પૂરું થવા આવેલું કામ બગાડવું; કર્યુંકારવ્યું નિષ્ફળ કરવું.

**આરેબલે** [ ફા. ] પું. મોકૂફી; મુલતવી રાખવાપણું.

**આરેલબ્બે** [ ફા. ] પું. મોકૂફી.

**આરેવત** ૧. [ સં. ] પું. ગરમાળાનું ઝાડ; રાજવૃક્ષ; ચતુરંગુલ; વ્યાધિવાત; સુવર્ણક.
૨. ન. ગરમાળો; એ નામનો એક રેચક પદાર્થ.

**આરેશત્રુ** [ સં. આરે ( દૂર ) + શત્રુ ( દુશ્મન ) ] વિ. જેના દુશ્મનો ઘણે દૂર હોય એવું.

**આરો** ૧. પું. કરેવાળો; રાંધવાનાં વાસણને મેશ ન લાગે તે માટે કરેલો માટી કે રાખોડીનો લેપ.
૨. [ સં. આ ( સુધી ) + ઋ ( જવું ) ] પું. કાંઠો; કિનારો; તીર; તટ; ઓવારો; ઘાટ. જેમકે, દશાશ્વમેધનો આરો.
આરે નીકળવું-પહોંચવું = (૧) નિર્વિઘ્ને પૂરું કરવું. (૨) સહીસલામત કિનારે આવવું.
૩. પું. કુંભારની માટી પલાળવાની જગ્યા.
૪. પું. ગાય અથવા ભેંસ એકાદ વખત દોહવા ન આપે એવો વખત.
૫. પું. ચૂના અને રેતીની મેળવણીના કલનો ઢગલો.
૬. પું. છાણાંનો ઉબાળો; ઓબાળો; રસોઈ માટે કરેલો છાણાંના કટકાનો ઢગલો.
૭. પું. છિદ્ર; કાણું.
૮. પું. છૂટકો; નિકાલ.
૯. પું. છૂટવાનો ઉપાય; બચી જવાનો રસ્તો; બચાવ.
જયજય દેવી શારદ અંબે, નથી દીસતો **આરો**. — નર્મદ
૧૦. પું. જ્યાંથી નદી ઊતરાતી હોય તે જગ્યા.
૧૧. પું. ( ગણિત ) ત્રિજ્યા; વ્યાસાર્ધ.
૧૨. પું. પાણી ભરેલું માટીનું વાસણ મૂકવાનું ખામણું.
૧૩. પું. પાર; છેડો; અંત; સમાપ્તિ.
૧. આરે આવવું = (૧) કામ લગભગ પૂરું થવા આવવું. (૨) કિનારે આવવું. (૩) ચોપગી માદાનું આર્તવે આવવું એટલે ગરમીમાં આવવું.
૨. આરે આવ્યું વહાણ ડૂબવું = કામ પૂરું થવાની તૈયારીમાં હોય તે વખતે બગડવું.
૧૪. [ સં. અરક ] પું. પૈડાંમાં નાભીથી પાટલા સુધી ખોસેલો ઊભો કટકો; ગોળ ચક્કરમાં મધ્યબિંદુથી પરિઘ સુધી રાખેલો સીધો દાંડો કે સળિયો.
૧૫. પું. બંદર; ડક્કો.
૧૬. પું. ( જૈન ) યુગ; અમુક નક્કી કરેલ વખતની અવધિ. સુખસુખ, સુખ, સુખદુઃખ, દુઃખસુખ, દુઃખ, દુઃખદુઃખ એ ૭ અવસર્પિણી વખતના અને એથી ઊલટા ક્રમ પ્રમાણે ઉત્સર્પિણી કાળના આરા છે.
૧૭. પું. રેંટિયાના ચક્કરનો જેના ઉપર માળ

ફરે તે અક્કેકો દાંડો.

**૧૮.** પું. સાત મણનું માપ; હારો.

**૧૯.** પું. હદ; અવધિ.

**૨૦.** પ્ર. (વ્યાકરણ) નામ અને વિશેષણ બનાવનાર એક પ્રત્યય. જેમકે, ગળીઆરો; રંગારો; સઢિયારો.

**આરોગ ૧.** [સં. આ (ઊલટું) + રોગ (બીમારી)] પું. સૂર્ય.

૨. જુઓ આરોગ્ય ૨, ૩.

**આરોગણ** [હિં. આરોગના (ખાવું)] ન. ભોજન.

**આરોગવું ૧.** [સં. આ (ઊલટું) + રજ્ (દુઃખ દેવું)] સ. ક્રિ. જમવું; ખાવું.

આરોગી જવું = ઉચાપત કરવું; ઓઇયાં કરી જવું.

૨. સ. ક્રિ. ઠાંસીને ખાવું.

**આરોગાવવું** સ. ક્રિ. જમાડવું; ખવરાવવું.

**આરોગ્ય ૧.** સ્ત્રી. એ નામની દેવી. તેનું મુખ્ય સ્થાન વૈદ્યનાથમાં છે.

**૨.** [સં. આ (ઊલટું) + રોગ (બીમારી)] ન. તંદુરસ્તી; કુશળતા; સુખાકારી; શરીર અને મનની સુખરૂપ દશા.

**૩.** ન. સ્વચ્છતા; સફાઈ.

**૪.** વિ. નીરોગી; સ્વસ્થ; તંદુરસ્ત; કુશળ.

**આરોગ્ય આશ્રમ** [સં. આરોગ્ય (તંદુરસ્તી) + આશ્રમ (રહેઠાણ)] ન. સારાં હવાપાણીની જગ્યા.

**આરોગ્યકર ૧.** વિ. ચિકિત્સાવિજ્ઞાન એટલે રોગના ઉપચારના શાસ્ત્ર સંબંધી.

**૨** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + કર (કરનાર)] વિ. નીરોગી રાખે એવું.

**આરોગ્યકારક** [સં. આરોગ્ય (તંદુરસ્તી) + કારક (કરનાર)] વિ. તંદુરસ્તી વધારનારું; સ્વાસ્થ્યજનક; સ્વાસ્થ્યવર્ધક.

**આરોગ્યગૃહ** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + ગૃહ (ઘર)] ન. તંદુરસ્તી સચવાય એવું મકાન.

**આરોગ્યઘાતક** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + ઘાતક (મારી નાખનાર)] વિ. શરીરની સુખરૂપ હાલતનો નાશ કરનાર.

**આરોગ્યચિંતન** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + ચિંતન (વિચાર)] ન. કુશળતા; જલદી સાજા થાય તેવી પ્રાર્થના.

**આરોગ્યતા** જુઓ આરોગ્ય ૨, ૩.

**આરોગ્યતીર્થ** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + તીર્થ (ઠેકાણું)] ન. શરીરની સુખાકારી સુધરે એવું ઠેકાણું.

**આરોગ્યદાયક** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + દાયક (આપનાર)] વિ. તંદુરસ્તી આપે એવું.

**આરોગ્યદાયી** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + દાયિન્ (આપનાર)] વિ. સુખાકારી આપે તેવું.

**આરોગ્યધામ** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + ધામન્ (ઠેકાણું)] ન. હવા ખાવાનું સ્થળ.

**આરોગ્યપણું** જુઓ આરોગ્ય ૨, ૩.

**આરોગ્યપાન** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + પાન (પીણું)] ન. ખાણા પછી બધાં ભેગાં મળેલાં લોકો કોઈની તંદુરસ્તી ઇચ્છી દારૂ પીએ તે; 'ટોસ્ટ.'

**આરોગ્યપાલન** જુઓ આરોગ્યરક્ષણ.

**આરોગ્યપોષક** જુઓ આરોગ્યરક્ષક.

**આરોગ્યપ્રચાર** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + પ્રચાર (ફેલાવો)] પું. આરોગ્યરક્ષણખાતું.

**આરોગ્યપ્રતિપદ** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + પ્રતિપદ્ (પડવો)] ન. ચૈત્ર સુદિ પડવાને દિવસે સૂર્યપૂજન કરી ધોળા રંગનું અનાજ ખાઈને કરાતું એ નામનું વ્રત. તેનાથી શરીર રોગ વગરનું થવાનું મનાય છે.

**આરોગ્યપ્રદ** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + પ્રદ (આપનાર)] વિ. નીરોગીપણું બક્ષનાર.

**આરોગ્યપ્રદર્શન** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + પ્રદર્શન (બતાવવું તે)] ન. સુખાકારીના ઉપાયો બતાવનારું સંગ્રહસ્થાન.

**આરોગ્યપ્રેરક** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + પ્રેરક (ઉત્તેજન આપનાર)] વિ. તંદુરસ્તી વધારનાર.

**આરોગ્યભવન ૧.** [સં. આરોગ્ય (નીરોગીપણું) + ભવન (રહેઠાણ)] ન. દવાખાનું; ઇસ્પિતાલ.

**૨.** ન. નીરોગી રહેવા માટે મકાન.

**આરોગ્યભુવન** જુઓ આરોગ્યભવન.

**આરોગ્યમંડળી** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + મંડલ (જથ્થો)] સ્ત્રી. તંદુરસ્તી સાચવવાનો ઉપદેશ આપનારા લોકોનો સંઘ.

**આરોગ્યમંડિત** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + મંડિત (શોભાવેલું)] વિ. નીરોગી.

**આરોગ્યમૂલક** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + મૂલ (મૂળ) + ક (વાળું)] વિ. તંદુરસ્તી આપે એવું.

**આરોગ્યયુક્ત** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + યુક્ત (વાળું)] વિ. નીરોગી; સારી તબિયતવાળું.

**આરોગ્યરક્ષક** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + રક્ષક (જતન કરનાર)] વિ. તબિયત જાળવી રાખે એવું; તંદુરસ્તી સાચવનારું.

**આરોગ્યરક્ષણ** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + રક્ષણ (જતન)] ન. તંદુરસ્તીની સાચવણી; શરીરની નીરોગી હાલત જાળવવાપણું; સ્વાસ્થ્ય.

**આરોગ્યરક્ષણ અધિકારી** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + રક્ષણ (જતન) + અધિકારિન્ (અમલદાર)] પું. જનસુખાકારી જાળવી રાખનાર અમલદાર; 'સૅનિટરિ કમિશનર'.

**આરોગ્યરક્ષણખાતું** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + રક્ષણ (જતન) + ખાતું] ન. લોકોનું નીરોગીપણું જાળવી રાખવા માટેની વ્યવસ્થા રાખનાર ખાતું; 'સૅનિટરિ ઍડમિનિસ્ટ્રેશન'.

**આરોગ્યરક્ષણવિધાન** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + રક્ષણ (જતન) + વિધાન (કામ)] ન. તંદુરસ્તી રક્ષનાર ખાતું.

**આરોગ્યરક્ષા** જુઓ આરોગ્યરક્ષણ.

**આરોગ્યવર્ધક** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + વર્ધક (વધારનાર)] વિ. તંદુરસ્તી વધારનાર.

**આરોગ્યવર્ધની** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + વૃધ્ (વધારવું)] સ્ત્રી. (વૈદક) પાંડુ, કમળો, જીર્ણજ્વર, સોજા અને પેટનાં દરદ માટે તથા ચરબી ઓછી કરવા માટે વપરાતું એક ઔષધ.

**આરોગ્યવાન** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + વત્ (વાળું)] વિ. નીરોગી.

**આરોગ્યવાહક** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + વાહક (લઈ જનાર)] વિ. તંદુરસ્તી આપનાર.

**આરોગ્યવિઘાતક** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + વિઘાતક (હણનાર)] વિ. નીરોગીપણાનો નાશ કરનાર.

**આરોગ્યવિજ્ઞાન** જુઓ આરોગ્યવિદ્યા.

**આરોગ્યવિદ્યા** [સં. આ (ઊલટું) + રોગ્ય (રોગી) + વિદ્યા] સ્ત્રી. તંદુરસ્તીને લગતા નિયમોનું શાસ્ત્ર.

**આરોગ્યવિભાગ** જુઓ આરોગ્યરક્ષણખાતું.

**આરોગ્યવ્રત** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + વ્રત ( નિયમ ) ] ન. માહ મહિનાની અજવાળી સાતમથી માંડીને એક વર્ષ સુધી દરેક અજવાળી સાતમે કરવાનું વ્રત. તેથી શરીર રોગ વગરનું રહે એમ મનાય છે.

**આરોગ્યશક્તિ** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. શરીરને નીરોગી રાખવાનો ગુણ.

**આરોગ્યશાસ્ત્ર** જુઓ આરોગ્યવિદ્યા.

**આરોગ્યશાસ્ત્રી** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + શાસ્ત્ર ( વિદ્યા ) + ઇન્ ( વાળું ) ] ન. તંદુરસ્તીના નિયમો સંબંધી શાસ્ત્ર જાણનાર માણસ.

**આરોગ્યશાળા** ૧. [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + શાલા ( મકાન ) ] સ્ત્રી. ઇસ્પિતાલ; દવાખાનું.

૨. સ્ત્રી. દરદીઓના લાભ માટે સારી આબોહવામાં બાંધેલું સ્થળ; 'સેનિટેરિઅમ'.

**આરોગ્યશિંબી** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + શિમ્બી ( શિંગડાં જેવી અણીવાળી લાંબી શિંગ ) ] સ્ત્રી. ગરમાળો. તેની શિંગ રોગ મટાડનાર મનાય છે.

**આરોગ્યસર્જક** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + સર્જક ( પેદા કરનાર ) ] વિ. તંદુરસ્ત કરનાર.

**આરોગ્યસંભાળ** જુઓ આરોગ્યરક્ષણ.

**આરોગ્યસંરક્ષણ** જુઓ આરોગ્યરક્ષણ.

**આરોગ્યસંરક્ષણખાતું** જુઓ આરોગ્યરક્ષણખાતું.

**આરોગ્યસ્થાપન** [ સં. આરોગ્ય ( તંદુરસ્તી ) + સ્થાપન ( બેસાડવાપણું ) ] ન. તંદુરસ્તી મેળવવાપણું; સ્વાસ્થ્ય લાભ.

**આરોગ્યસ્નાન** [ સં. આરોગ્ય ( સુખાકારી ) + સ્નાન ( નાહવું તે ) ] ન. રોગ મટ્યા પછી વિધિપૂર્વક કરાતી નાહવાની ક્રિયા.

**આરોગ્યહીન** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + હીન ( વિનાનું ) ] વિ. રોગવાળું; માંદું; દુર્બળ; અશક્ત.

**આરોગ્યા** સ્ત્રી. વૈદ્યનાથમાં આવેલી એ નામની દેવી.

**આરોગ્યાકાંક્ષી** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + આકાંક્ષિન્ ( ઇચ્છા રાખનાર ) ] વિ. તંદુરસ્તીની ઇચ્છાવાળું.

**આરોગ્યાધ્યક્ષ** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + અધ્યક્ષ ( ઉપરી ) ] પું. જનસુખાકારી ખાતાનો ઉપરી. જુઓ આરોગ્યરક્ષણ અધિકારી.

**આરોગ્યાલય** ૧. [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + આલય ( ઠેકાણું ) ] ન. ઇસ્પિતાલ; દવાખાનું.

૨. ન. દરદીઓના લાભ માટે સારી આબોહવામાં બાંધેલું સ્થળ; આરોગ્યભવન; 'સેનિટેરિઅમ'.

**આરોગ્યાવહ** [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + આ ( સુધી ) + વહ્ ( લઈ જવું ) ] વિ. તંદુરસ્તી આપે એવું.

**આરોગ્યાંબુ** ૧. [ સં. આ ( ઊલટું ) + રોગ્ય ( રોગી ) + અમ્બુ ( પાણી ) ] ન. ઉકાળતાં ચોથા ભાગનું બાકી રહેલું પાણી.

૨. ન. તંદુરસ્તી આપે એવું પાણી.

**આરોચન** [ સં. આ ( તરફ ) + રુચ્ ( પ્રકાશવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] વિ. ચકચકાટ કરતું; ઝળકતું.

**આરોચિત** ૧. [ સં. આ ( ચોતરફ ) + રિચ્ ( ખાલી કરવું ) ] વિ. ખાલી કરેલ.

૨. વિ. ભેળવેલું.

૩. વિ. સોસાયેલું.

**આરોટ** [ સં. આ ( ઉપર ) + રુટ્ ( પછાડવું ) ] ન. આસન; બેઠક; બેસવાની જગ્યા.

**આરોડવું** ( આરોડ્વું ) સ. ક્રિ. ઢોરને ભેગાં કરી હાંકી જવાં.

**આરોડું** ( આરોડું ) [ સં. આ ( ઉપર ) + રોઠ ( દળવું તે ) ] ન. ચાકડા ઉપરથી માટીનાં વાસણ ઉતારતી વખતે હાથ ભીના કરવા માટે પાસે રાખવામાં આવતું પાણીનું વાસણ.

**આરોતારો** પું. ( કચ્છી ) એક જાતનું હાથેક લાંબા તરણાવાળું ટોપલી ગૂંથવામાં વપરાતું ઘાસ. આરોતારો થઈ જવું = ગોટાળો થવો.

**આરોદન** [ સં. આ ( થોડું ) + રુદ્ ( રડવું ) ] ન. સહેજ રોવાપણું.

**આરોધ** ન. એક જાતનું રોગ અટકાવનારૂં ઔષધ.

**આરોધન** [ સં. આ ( તરફ ) + રુધ્ ( અટકાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. રોકાણ; અટકાવ.

**આરોપ** ૧. [ સં. આ ( ઉપર ) + રૂપ્ ( બેસાડવું ) ] પું. આક્ષેપ; તહોમત; આળ.

૨. પું. ઉત્પ્રેક્ષાલંકાર; ઉપમા; રૂપક; દૃષ્ટાંત; નિદર્શન.

૩. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] પું. ઊંચે દોવાપણું.

૪. પું. એક રૂપ થઈ જવાપણું; અધ્યવસાન; તદ્રૂપતા; તાદાત્મ્ય.

૫. [ સં. આ ( ઉપર ) + રોપ્ ( ચઢાવવું ) ] પું. ( વેદાંત ) એક વસ્તુના ગુણદોષ બીજીમાં લાગુ કરવાપણું.

૬. પું. ગુનો; દોષ; દૂષણ.

૭. [ સં. આ ( ઉપર ) + રોપ ( ઊંચું કરવું તે ) ] પું. ચઢામણી.

૮. પું. ઠપકો.

૯. [ આ ( તરફ ) + રોપ ( બાણ ) ] પું. ધનુષ ઝુકાવવાપણું.

૧૦. પું. ફરિયાદ; અભિયોગ.

૧૧. પું. રોપવાની ક્રિયા; એક છોડને એક જગ્યાએથી ઉખેડી બીજી જગ્યાએ રોપવાપણું.

૧૨. પું. વસ્તુને બીજી વસ્તુ તરીકે જોવાપણું; મિથ્યાજ્ઞાન; ખોટી કલ્પના; ભ્રમ; ભ્રાંતિ; 'સર્પ નથી' એવી દોરીને 'સર્પ છે' એમ માનવાપણું.

૧૩. પું. સંસ્થાપન; મૂકવાપણું.

**આરોપક** ૧. [ સં. આ ( ઉપર ) + રોપ ( વાવવું તે ) ] પું. વાવનાર.

૨. [ સં. આ ( ઉપર ) + રૂપ્ ( બેસાડવું ) ] વિ. આરોપ મૂકનારૂં; આળ ચઢાવનારૂં.

**આરોપણ** ૧. [ સં. આ ( ઉપર ) + રૂપ્ ( બેસાડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ખોડવું તે; સ્થાપના. જેમકે, ધ્વજારોપણ.

૨. ન. તહોમત; આળ. જુઓ આરોપ.

૩. ન. પહેરાવવાની ક્રિયા.

૪. ન. પ્રત્યાલેખ; પ્રક્ષેપ; આલેખન; 'પ્રોજેક્શન'.

૫. ન. સોંપણી.

**આરોપણીય** ૧. [ સં. આ ( ઉપર ) + રૂપ્ ( બેસાડવું ) + અનીય ( જેવું ) ] વિ. આળ મૂકવા જેવું.

૨. વિ. ચઢાવવા લાયક.

૩. વિ. જગા ઉપર મુકરર કરવા લાયક.

૪. વિ. ઠપકો આપવા જેવું.

૫. વિ. પહેરાવવા યોગ્ય.

૬. વિ. લાગુ પાડી શકાય એવું.

૭. વિ. વાવવા જેવું.

**આરોપનામું** [ આરોપ ( આળ ) + નામા ( લખાણ ) ] ન. તહોમતનામું; આક્ષેપ મૂકવા બાબતનું લખાણ.

**આરોપવું** ૧. [ સં. આ ( ઉપર ) + રૂપ્ ( બેસાડવું ) ] સ. ક્રિ. આળ ચડાવવું; તહોમત મૂકવું.

૨. સ. ક્રિ. એકના ગુણ બીજામાં મૂકવા; એકના ધર્મ બીજાને લાગુ પાડવા; જેનામાં જે ગુણધર્મ

ન હોય તેનામાં તે ગુણધર્મ લગાડવા.

વસ્તુ જાણવા સાધન કાજ,
**આરોપી** બોલ્યા કવિરાજ. અખો

૩. સ. ક્રિ. ચડાવવું.

૪. સ. ક્રિ. ઠપકો દેવો; દોષ આપવો.

૫. સ. ક્રિ. નાખવું; ઘાલવું.

૬. સ. ક્રિ. પહેરાવવું.

૭. સ. ક્રિ. વાવવું.

૮. સ. ક્રિ. સ્થાપવું; જગ્યાએ મુકરર કરવું.

મુજ માંહે **આરોપી** મન સુને પામશો હે રાજન. ગિરધર

**આરોપાટ** જુઓ આરોપાર.

**આરોપાર** અ. ( ગ્રામ્ય ) સોંસરું; આરપાર.

**આરોપાવવું** ૧. [ સં. આ ( ઉપર ) + રૂપ્ ( બેસાડવું ) ] સ. ક્રિ. આળ ચડાવરાવવું.

૨. સ. ક્રિ. ચડાવરાવવું.

૩. સ. ક્રિ. ઠપકો અપાવવો.

૪. સ. ક્રિ. પહેરાવવું.

૫. સ. ક્રિ. મુકાવવું.

૬. સ. ક્રિ. લાગુ પડાવવું.

૭. સ. ક્રિ. વવરાવવું; વાવે એમ કરવું.

**આરોપાવું** ૧. [ સં. આ ( ઉપર ) + રૂપ્ ( બેસાડવું ) ] અ. ક્રિ. આળ ચડવું.

૨. અ. ક્રિ. ચડાવાવું.

૩. અ. ક્રિ. ઠપકો મળવો.

૪. અ. ક્રિ. પહેરાવાવું.

૫. અ. ક્રિ. ભેટ મળવી.

૬. અ. ક્રિ. મુકાવું; નખાવું.

૭. અ. ક્રિ. લાગુ પડવું.

૮. અ. ક્રિ. વવાવું.

**આરોપિત** ૧. [ સં. આ ( ઉપર ) + રોપિત ( બેસાડેલું ) ] વિ. આળ ચડાવેલ.

૨. વિ. ચડાવેલ; ઊંચું કરેલું.

૩. વિ. ઠપકો આપેલું.

૪. વિ. નાખેલું; મૂકેલું; ઘાલેલું.

૫. વિ. પણછ ચડાવેલું.

૬. વિ. પહેરાવેલું.

૭. વિ. પૂજ્ય તરીકે સ્થાપના કરેલ; પવિત્ર બનાવેલું.

૮. વિ. બદલાવેલું.

૯. વિ. રોપેલ; વાવેલું.

૧૦. વિ. લાગુ પાડેલું.

૧૧. વિ. સોંપેલું; થાપણ તરીકે મૂકેલું.

**આરોપિત મૂલ્ય** [ સં. આ ( ઉપર ) + રોપિત ( બેસાડેલ ) + મૂલ્ય ( કીમત ) ] ન. ઠરાવેલી કીમત.

**આરોપિત વિશેષતા** સ્ત્રી. વાણીનો એક જાતનો ગુણ.

**આરોપી** ૧. [ સં. આરોપ ( આળ ) + ઇન ( વાળું ) ] ન. તહોમતદાર; જેના ઉપર આળ મુકાયું હોય તેવું માણસ.

૨. વિ. જેની ઉપર આળ આવ્યું હોય એવું; તહોમતદાર.

**આરોપ્ય** જુઓ આરોપણીય.

**આરોમારો** અ. ( ગ્રામ્ય ) અરુંપરું; આમતેમ; આગળપાછળ.

**આરોવારો** ૧. પું. ( ગ્રામ્ય ) છેવટ; અંત; છેડો.

૨. પું. પાર; નિકાલ; છૂટકો.

**આરોહ** ૧. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ઊગવું ) ] પું. અંકુર ફૂટવો તે.

૨. પું. આક્રમણ; ચડાઈ; હલ્લો.

૩. પું. આસન.

૪. પું. ઊતરવું તે.

૫. પું. ઊંચાઈ.

૬. પું. ઊંચાઈ અથવા લંબાઈ માપવાનું માપ.

૭. પું. ઊંચે જવાપણું; ઊર્ધ્વગમન.

૮. [ સં. ] પું. એ નામનો એક અર્થાલંકાર. તેમાં બે કે વધારે બાબતને ધીમે ધીમે એકબીજાથી ચડતી વર્ણવવામાં આવે છે. તેને સાર પણ કહે છે.

૯. પું. ખાણ.

૧૦. પું. ગર્વ; અભિમાન.

૧૧. પું. ચડતી; ઉત્કર્ષ; ઉન્નતિ; ઉદય.

૧૨. પું. ચડાણ; ચડાવ.

૧૩. પું. ( વેદાંત ) જીવાત્માને એક પછી એક ચડિયાતા ભવમાં જન્મ મળવો તે; હલકા જીવમાંથી ક્રમ પ્રમાણે ઊંચી જાતના પ્રાણીનો જન્મ.

૧૪. પું. ( ગણિત ) જેમાં અમુક રાશિનું મૂલ્ય ઉત્તરોત્તર વધતું જાય એવો ક્રમ; ચડતો ક્રમ.

૧૫. પું. ઢગલો; ઢગ.

૧૬. પું. ( જ્યોતિષ ) દશ પ્રકાર માંહેનું એક જાતનું ગ્રહણ. ફલિત જ્યોતિષ પ્રમાણે આ જાતનું ગ્રહણ રાજાઓમાં પરસ્પર સંદેહ અને વિરોધ ઉત્પન્ન કરાવનાર છે.

૧૭. પું. નિતંબ; ફૂલો.

૧૮. પું. પદાર્થની એકમાંથી બીજી અવસ્થા. જેમકે, બીજમાંથી અંકુર અને અંકુરમાંથી ઝાડ.

૧૯. પું. રાગ ખેંચવો તે.

૨૦. પું. લંબાઈ.

૨૧. પું. વાહન ઉપર કરાતી સવારી.

૨૨. પું. વિકાસ; ખિલવણી.

૨૩. પું. સવાર; વાહનમાં બેસનાર પુરુષ.

૨૪. પું. સવારી કરવાપણું; ઉપર બેસવું તે.

૨૫. પું. સીડી; નિસરણી.

આરોહની **આરોહ** અને નીસરણી સોપાન,
મણીમય સીડી ચડી સખી નિરખી કુંવરી સુજાણ. પિંગળલઘુકોષ

૨૬. પું. સ્ત્રીની કેડ.

૨૭. પું. ( સંગીત ) સ્વરને ચડતા ક્રમથી બોલી અથવા વગાડી જવા તે; ચડતો ક્રમ.

**આરોહ અવરોહ** ૧. [સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) + અવ ( નીચે ) + રુહ્ ( પહોંચવું ) ] પું. ચડતીપડતી; ચડઊતર.

૨. પું. ( સંગીત ) સ્વરનું ચડવા ઊતરવાપણું.

**આરોહક** ૧. [સં. આ ( ઉપર ) + રુહ્ ( ઊગવું ) ] પું. ઝાડ.

૨. ન. સવાર; વાહનમાં બેઠેલો માણસ.

૩. વિ. ઊંચું જનાર.

૪. વિ. સવારી કરનાર; ઉપર ચડનાર.

**આરોહક્રમ** [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) + ક્રમ ] પું. એક પછી એક એમ સંખ્યાનું ચડતા જવાપણું; 'અસેન્ડિંગ ઓર્ડર'.

**આરોહણ** ૧. પું. શિવ.

૨. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] ન. અંકુર ફૂટવો તે.

૩. ન. ગાડી.

૪. ન. નાટક ભજવવાની ઊંચી જગ્યા; રંગભૂમિ.

૫. ન. પગથિયું.

૬. ન. પગથી; ચાલનાર માટે રાખેલો રસ્તો.

૭. ન. વરાળ થવી તે; બાષ્પીભવન.

૮. ન. સવારી.

૯. ન. સીડી.

**આરોહણિ** [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] સ્ત્રી. સીડી; નિસરણી.

**આરોહણીય** ૧. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) + અનીય ( જેવું ) ] ન. ચડવાનું સાધન.

૨. વિ. ચડવા લાયક.

૩. વિ. ચડી શકાય એવું.

**આરોહવું** ૧. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] સ. ક્રિ. ઊગવું; ફણગા ફૂટવા.

૨. સ. ક્રિ. ઊંચે જવું.

૩. સ. ક્રિ. ચડાવવું; આરોપવું; અર્પણ કરવું.

૪. સ. ક્રિ. સવાર થવું; ઉપર બેસવું; ચડવું.

**આરોહાવરોહ** જુઓ આરોહ અવરોહ.

**આરોહિણી** [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) એક જાતની ગ્રહોની નક્ષત્ર દશા.

**આરોહિણી અનુકટિકા** [ સં. આ ( ઉપર ) + રોહિત ( ચડનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + અનુ ( પાછળ ) + કટિ ( કેડ ) + કા ( વાળા ) ] સ્ત્રી. પૃષ્ઠવંશની આગળ ઊભી આવેલી પુરોવંશિકા અને અનુકટિકા શિરાઓને જોડનારી એ નામની શિરા.

**આરોહિણી બહિઃ કૂર્પરિકા ધમની** [ સં. આરુહ્ ( ઊંચે ચડવું ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + બહિસ્ ( બહાર ) + કૂર્પર ( કોણી ) + ઇકા ( વાળા ) + ધમની ( ધોરી નળી ) ] સ્ત્રી. બહિઃ પ્રકોષ્ઠીયા ધમનીની પહેલી શાખા; 'રેડિઅલ રીકરંટ આર્ટરિ'. કૂર્પર સંધિની બહારની બાજુ ઉપરથી તે નીકળે છે.

**આરોહિણી મહાધમની** સ્ત્રી. હૃદયમાંથી નીકળી, ઊંચે જઈ, ડાબા ફેફસાંને તળીએ મોટી કમાન રૂપે આવેલી ધોરી નસ; 'અસેન્ડિગ એઓર્ટ'. તેની જુદી જુદી શાખાઓ મારફત ફેફસાં સિવાય શરીરના બધા ભાગમાં શુદ્ધ લોહી પહોંચે છે.

**આરોહિણીસ્વરયંત્રનાડી** ( આરોહિણીસ્વરયંત્ર-નાડી ) સ્ત્રી. ગળામાં આવેલી એ નામની નાડી; 'રીકરંટ નર્વ'.

**આરોહિત** ૧. [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. અંકુર ફૂટેલ.

૨. વિ. ઊંચે ચડેલું.

૩. વિ. સવારી કરી હોય એવું.

**આરોહિભાગ** [ સં. આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) + ઇન્ ( વાળું ) + ભાગ ] પું. જમણો નળ. જુઓ આરોહીભાગ.

**આરોહિસૂત્ર** [ સં. આ ( ઉપર ) + રોહિન્ ( ચડનાર ) + સૂત્ર ( દોરો ) ] ન. ઉપર જતો માંસતંતુ; 'અસેન્ડિગ ફાઇબર'.

**આરોહી** ૧. પું. ઉતારુ; પ્રવાસી; મુસાફર; યાત્રાળુ.

૨. પું. ( સંગીત ) ષડ્જથી નિષાદ સુધી ઉત્તરોત્તર ચડતો જાય એવો સ્વર; 'સ' થી શરૂ કરી સાતે સ્વર ચડતા ક્રમમાં બોલી જવા કે વગાડવા તે.

૩. સ્ત્રી. હૃદયમાંથી ઉપર જનારી ધોરી નસ.

૪. વિ. આબાદી પામતું; ઉન્નતિશીલ.

૫. વિ. ઊગતું; વધતું.

૬. વિ. ચડનાર; ઉપર જનાર; સવારી કરનાર.

**આરોહીઅનુવાદી** [ સં. આ ( ઊંચે ) + રોહિન્ ( ચડનાર ) + અનુ ( પાછળ ) + વાદિન્ ( મુખ્ય સ્વર ) ] પું. ( સંગીત ) મુખ્ય સ્વરના આરોહમાં ગણવાથી આવતો ત્રીજો સ્વર. જુઓ આરોહીઅનુવાદીસ્વર.

**આરોહીઅનુવાદીસ્વર** [ સં. આ ( ઊંચે ) + રોહિન્ ( ચડનાર ) + અનુ ( પાછળ ) + વાદિન્ ( મુખ્ય સ્વર ) ] પું. ( સંગીત ) વાદી એટલે મુખ્ય સ્વરને આરોહમાં ગણવાથી આવતો ત્રીજો સ્વર; ગાંધાર અને કોમળ ગાંધાર સ્વર.

**આરોહીભાગ** [ સં. આ ( ઊંચે ) + રોહિન્ ( ચડનાર ) + ભાગ ] પું. જમણો નળ; મોટા આંતરડાનો ૭ ઇંચ લાંબો એક ભાગ. તે કાળજાના નીચલા તળિયા સુધી જઈ વાંકો વળીને તેના આડા ભાગ સાથે જોડાય છે. તેના વાંકા વળવાને લીધે થયેલો ખૂણો યકૃતકોણ તરીકે ઓળખાય છે.

**આરોહીશર** [ સં. આ ( ઊંચે ) + રોહિન્ ( ચડનાર ) + શર ( બાણ ) ] પું. ( જ્યોતિષ ) ઉત્તર ધ્રુવ તરફ જતા આકાશીય પદાર્થનું એટલે ગ્રહનું ક્રાંતિવૃત્તથી વધતું જતું અંશાત્મક અંતર; 'અસેન્ડિગ લૅટિટ્યુડ'.

**આર્ક** ૧. [ સં. અર્ક ] પું. આકડાનો છોડ. તેનાં ફૂલ શિવને ચડાવાય છે.

૨. [ અં. ] સ્ત્રી. કમાન.

**આર્કલૅમ્પ** [ અં. આર્ક લૅમ્પ ] પું. એક જાતની બત્તી. તેમાં કોલસાના બનાવેલ બે કટકામાંથી વીજળીનો પ્રવાહ જવા દેવાથી તેજ થાય છે.

**આર્કાયણ** [ સં. અર્ક ( સૂરજ ) ] વિ. સૂર્યવંશી.

**આર્કિ** ૧. [ સં. અર્ક ( સૂરજ ) ] પું. કર્ણ. તે સૂર્યનો દીકરો હોવાનું મનાય છે.

૨. પું. યમ.

૩. પું. વૈવસ્વત મનુ.

૪. પું. ( જ્યોતિષ ) શનિગ્રહ.

૫. પું. સુગ્રીવ.

૬. પું. સૂર્યનો કોઈ પણ દીકરો.

**આર્કિઓલોજિકલ** [ અં. ] વિ. અસલના વખતની શોધખોળવિદ્યા સંબંધી.

**આર્કિટેક્ટ** [ અં. ] પું. શિલ્પી.

**આર્કિડ** [ અં. ઑર્કિડ ] ન. ઉષ્ણ કટિબંધમાં ઊગતો એક છોડ. તેની અનેક જાત થાય છે. તેનાં ફૂલ વિચિત્ર આકારનાં અને ઘણી વાર જીવડાંને મળતાં હોય છે.

**આર્કિમીડીઝ** પું. ઈ. સ. પૂર્વે ૨૮૭-૨૧૨માં ગ્રીસ દેશમાં થઈ ગયેલ પ્રખ્યાત ભૂમિતિશાસ્ત્રી. ગણિતના સિદ્ધાંતોનો તેણે યંત્રશાસ્ત્રમાં ઉપયોગ કર્યો હતો. ઉચ્ચાલનના સમતોલપણાના સિદ્ધાંતની તેણે શોધ કરી હતી. તેણે એમ પણ સાબિત કર્યું હતું કે જો કોઈ પદાર્થને પાણીમાં ડુબાડવામાં આવે તો તે પદાર્થ જેટલું પાણી ખસેડે તેના જેટલું વજન તે પદાર્થને પાણીમાં જોખતાં ઓછું થાય છે.

**આર્કટિક ઓશન** [ અં. આર્કટિક ( ધ્રુવનું ) + ઓશન ( મહાસાગર ) ] પું. ઉત્તર ધ્રુવ તરફનો મહાસાગર. તે એક બાજુ ડેવિસની સામુદ્રધુનીથી એટલેન્ટિક સાથે અને બીજી બાજુ બેરિંગની સામુદ્રધુનીથી પેસિફિક સાથે જોડાયેલ છે.

**આર્ક્ષ** ૧. [ સં. ઋક્ષ ( એ નામનો રાજા ) ] પું. ( પુરાણ ) ઋક્ષ નામના રાજાનો દીકરો.

૨. [ સં. ઋક્ષ ( તારો ) ] વિ. તારા સંબંધી.

૩. [ સં. ઋક્ષ ( નક્ષત્ર ) ] વિ. નક્ષત્રને લગતું.

**આર્ક્ષદિન** [ સં. ઋક્ષ ( તારો ) + દિન ( દિવસ ) ] પું. વસંતસંપાત ( વર્નલ ઇક્વિનૉક્સ ) યામ્યોત્તરવૃત્ત ( મેરિડિઅ ) ઉપર એક વાર આવે ત્યારથી ફરીથી આવે ત્યાં સુધીનો વખત. તેનો ૨૪મો ભાગ તે આર્ક્ષ કલાક અને તે ઉપરથી આર્ક્ષ મિનિટ, સેકંડ કહેવાય છે. તેની લંબાઈ ૨૩ કલાક, ૫૬ મિનિટ, ૪ સેકંડ હોય છે.

**આર્ક્ષવર્ષ** [ સં. ઋક્ષ ( નક્ષત્ર ) + વર્ષ ( વરસ ) ] ન. નક્ષત્રને પોતાના મુખ્ય ગ્રહ કે તારાની આસપાસ એક ભ્રમણ એટલે ફેરો પૂરો કરતાં લાગે તે વખત.

**આર્ગનનલિકા** [ આર્ગન ( સાધન ) + નલિકા ( નળી ) ] સ્ત્રી. હવાનાં આંદોલનથી અમુક ઊંચાઈનો સૂર ઉત્પન્ન કરવાનું લાંબું નળી જેવું સાધન; 'ઑર્ગન પાઇપ'.

**આર્ગલ** ૧. [ સં. ] ન. આગળિયો.

૨. ન. (શિલ્પ) એક જાતનો ઘાટ.

**આર્ગલી** જુઓ આર્ગલ.

**આર્ગવધ** [ સં. ] પું. એક જાતનો છોડ; ગરમાળો. તેની શિંગમાંથી ગોળ જેવો રેચક પદાર્થ નીકળે છે.

**આર્ગસ** [ અં. ] પું. એક જાતનું પક્ષી; રાની મરઘો. તેની પાંખ અને પૂછડી ઉપરનાં પીછાં ઘણાં લાંબાં અને સુંદર હોય છે.

**આર્ગોન** [ અં. ] પું. વાતાવરણમાં આવેલો વાયુ રૂપી એક પદાર્થ.

**આર્ગ્વધ** જુઓ આર્ગવધ.

**આર્ઘા** [ સં. ] સ્ત્રી. મોટા માથાવાળી પીળા રંગની એક મધમાખી; સારંગ માખી.

**આર્ધ્ય** ૧. [ સં. આર્ઘા ( એક જાતની માખી ) ] ન. આર્ઘા મધમાખીએ બનાવેલ જંગલી મધ; સારંગ મધુ. જુઓ આર્ધ્યમધ.

૨. વિ. આર્ઘા નામની મધમાખી સંબંધી.

**આર્ધ્યમધ** [ સં. આર્ઘ્ય ( એક જાતની માખી ) + મધુ ( મધ ) ] ન. આર્ઘા જાતની મધમાખીએ બનાવેલું મધ. તે તૂરું, તીખું, કડવું, આંખને બહુ લાભકારી, કફ પિત્તને હરનાર અને બળ આપનાર મનાય છે.

**આર્ચ** ૧. [ અં. ] સ્ત્રી. કમાન.

૨. [ સં. ઋચ્ ( ઋગ્વેદનો શ્લોક )] વિ. ઋગ્વેદ સંબંધી.

૩. વિ. પૂજાવાળું.

૪. વિ. શ્રદ્ધાળુ; ભક્તિમાન.

**આર્ચનાનસ** પું. ( પુરાણ ) એ નામના બ્રહ્મર્ષિ.

**આર્ચબિશપ** [ અં. આર્ચ ( મુખ્ય ) + બિશપ ( પાદરી ) ] પું. વડો પાદરી; ખ્રિસ્તી ધર્મનો મુખ્ય ધર્માધ્યક્ષ. છઠ્ઠા સૈકામાં આ ખિતાબ પહેલો અપાયો. ઇંગ્લંડના દેવળમાં કેન્ટરબરિનો અને યોર્કનો એમ બે આર્ચબિશપ હોય છે.

**આર્ચર** ૧. [ અં. ] પું. બાણાવળી; બાણ મારવામાં હોશિયાર પુરુષ.

૨. સ્ત્રી. એ નામની એક માછલી. તે નાનાં જંતુઓને પાણીની છાંટ મારી નીચે પાડી પોતાનો ખોરાક મેળવે છે.

**આર્ચા** ૧. [ સં. ] સ્ત્રી. પૂજા.

૨. સ્ત્રી. ભક્તિ.

**આર્ચિક** ૧. ન. સામવેદ.

૨. વિ. ઋગ્વેદ વિષેનું.

૩. [ સં. ] વિ. વેદની ઋચા સંબંધી.

**આર્ચિક તાન** ન. ( સંગીત ) એક સ્વરનો આલાપ. જેમકે, સા સા, રે રે, ગ ગ, મ મ, પ પ, ધ ધ, ની ની, સા સા.

**આર્ચી** પું. ( પિંગળ ) અનુષ્ટુપ છંદના આઠ ભેદ માંહેનો સાતમો. વેદની ઋચાઓમાં આ છંદનો ઉપયોગ થાય છે.

**આર્ચી ઉષ્ણિક** પું. ( પિંગળ ) ઉષ્ણિકનો એકવીસ અક્ષરવાળો એક છંદ. જુઓ ઉષ્ણિક.

**આર્ચીક** ૧. [ સં. ] પું. ( પુરાણ ) ઋચીક ઋષિના જમદગ્નિનો વંશજ.

૨. પું. ( પુરાણ ) મહાભારતમાં જણાવેલ ઋચીક નામનો એક પર્વત. ઋચીક ઋષિ આ પર્વત ઉપર રહેતા હતા.

૩. વિ. ઋચીક ઋષિ સંબંધી.

૪. વિ. ઋચીક પર્વતનું.

**આર્ચી ગાયત્રી** પું. ( પિંગળ ) ગાયત્રીનો અઢાર અક્ષરવાળો છંદ. જુઓ ગાયત્રી.

**આર્ચી જગતી** પું. ( પિંગળ ) જગતીની જાતનો છત્રીસ અક્ષરવાળો છંદ. જુઓ જગતી.

**આર્ચી ત્રિષ્ટુપ** પું. ( પિંગળ ) ત્રિષ્ટુપનો છત્રીસ અક્ષરવાળો એક છંદ. જુઓ ત્રિષ્ટુપ.

**આર્ચી પંક્તિ** પું. ( પિંગળ ) પંક્તિ છંદનો ત્રીસ અક્ષરનો એક ભેદ. જુઓ પંક્તિ.

**આર્ચી બૃહતિ** પું. ( પિંગળ ) બૃહતિની જાતનો સત્તાવીસ અક્ષર આવતા હોય એવો એક છંદ. જુઓ બૃહતિ.

**આર્જ** [ સં. ] વિ. ખાનદાન; કુલીન.

**આર્જવ** ૧. પું. ( પુરાણ ) ગાંધાર દેશના રાજા શકુનિના ૭ ભાઈમાંનો એ નામનો એક. તેને ભારતના યુદ્ધમાં ઇરાવાને માર્યો હતો.

૨. [ સં. ઋજુ ( સરલ ) ] ન. ઋજુતા; નિખાલસપણું; સરળતા; સીધાપણું.

૩. ન. ખુશામત.

૪. ન. ચોખ્ખે ચોખ્ખી વાત કરવાનો સ્વભાવ.

૫. ન. નમ્રતા.

૬. ન. નિયમ પાળવાનો નિશ્ચય; દઢતા.

૭. ન. પ્રમાણિકપણું; અકુટિલતા.

૮. ન. વિનવણી; કાલાવાલા; આજીજી.

૯. ન. સાદાઈ.

**આર્જવવંત** [ સં. આર્જવ ( વિનવણી ) + વત્ ( વાળું ) ] વિ. વિનતિ ભરેલું.

**આર્જવી** ૧. [ સં. આર્જવ ( સરળતા ) + ઇન્ ( વાળું ) ] વિ. નિખાલસ; સરળ હૃદયનું.

૨. વિ. પ્રમાણિક.

૩. વિ. વિનવણી કરતું; કરગરતું.

**આર્જીક** ૧. [ સં. ] પું. ઋજીક દેશમાં આવેલું સરોવર.

૨. પું. સોમરસ શુદ્ધ કરવાનું એક જાતનું દેવોનું વાસણ.

૩. વિ. ઋજીક નામના દેશ સંબંધી.

**આર્જીકીયા** [ સં. ] સ્ત્રી. ઋગ્વેદમાં વર્ણવેલી વિપાશા નદી. યાસ્ક તેને હાલની બિયાસ તરીકે ઓળખાવે છે.

**આર્જીરોલ** [ અં. ] ન. આંખમાં નાખવાની એક પ્રવાહી દવા.

**આર્જુ** ૧. [ ફા. આર્ઝૂ ] સ્ત્રી. અત્યંત આજીજીપૂર્વક બંદગી.

૨. સ્ત્રી. આતુરતા.

**આર્જુનાયન** ૧. [ સં. અર્જુન ] પું. અર્જુનના વંશનો માણસ.

૨. પું. આર્જુનાયન લોકોનો એ નામનો આગેવાન.

૩. પું. પંજાબમાં વસતી અસલના વખતના હિંદના લોકોની એક જાત.

૪. ન. જૂના વખતના હિંદનું એ નામનું એક પ્રજાસત્તાક રાજ્ય.

**આર્જુનાયનાન** પું. આર્જુનાયન લોકોનો એ નામનો સિક્કો.

**આર્જુનિ** [ સં. અર્જુન ] પું. અર્જુનનો દીકરો અભિમન્યુ.

**આર્જુની** [ સં. અર્જુન ] વિ. અર્જુનને લગતું.

**આર્જુનેય** [ સં. ] પું. કૌત્સ ઋષિ.

**આર્જૂમંદ** [ ફા. આર્ઝૂમંદ ] વિ. ઉત્સુક; ઇચ્છાવાળું.

**આર્ઝબેગી** ( આર્ઝબેગી ) [ અ. અર્ઝ ( અરજી ) + તુ. બેગ ( અધિકારી ) ] પું. મુઘલ શહેનશાહતમાં લોકોની અરજીઓ લઈ પેશ કરનાર અમલદાર.

**આર્ઝૂ** ૧. [ ફા. ] સ્ત્રી. અત્યંત આજીજીપૂર્વક બંદગી.

૨. સ્ત્રી. તીવ્ર ઇચ્છા; આતુરતા.

**આર્ઝૂમંદ** [ ફા. આર્ઝૂ ( આતુરતા ) + મંદ ( ભરેલું ) ] વિ. ઇચ્છાવાળું; ઉત્સુક.

**આર્ટ** ૧. [ અં. ] પું. કળાકૌશલ્ય; હુનર; કસબ.

૨. પું. ચિત્રકારનું કામ કે ધંધો.

૩. પું. છળકપટ; યુક્તિ પ્રયુક્તિ.

૪. પું. શિલ્પવિદ્યા.

**આર્ટપેપર** [ અં. આર્ટ ( કળા ) + પેપર ( કાગળ ) ] પું. ચિત્રકામ છાપવા માટે વાપરવામાં આવતો એક જાતનો જાડો અને લીસો કાગળ.

**આર્ટરિ** ૧. [ અં. ] સ્ત્રી. પોલી નળી; ફૂંકવાની નળી; પવન વહી જનારી નળી.

૨. સ્ત્રી. રક્તવાહિની; ધમની; હૃદયમાંથી શુદ્ધ લોહી લઈ જનારી નળી.

**આર્ટસિલ્ક** [ અં. આર્ટ ( કસબ ) + સિલ્ક ( રેશમ ) ] વિ. બનાવટી રેશમ.

**આર્ટસ્કૂલ** [ અં. આર્ટ ( કળા ) + સ્કૂલ ( નિશાળ ) ] પું. શિલ્પ અને કળાકૌશલ્ય શીખવવાની નિશાળ; હુનરશાળા.

**આર્ટિકલ** ૧. [ અં. ] પું. વર્તમાનપત્રમાંનો લેખ.

૨. સ્ત્રી. કલમ; નિયમ.

૩. સ્ત્રી. વસ્તુ; ચીજ; પદાર્થ.

**આર્ટિઝન** (આર્ટિઝૅન) [અં.] પું. કારીગર.

**આર્ટિફિશિઅલ** [અં.] વિ. બનાવટી; કૃત્રિમ.

**આર્ટિમિસીઅ** [લે.] પું. સેન્ટોનિન નામની કૃમિઘ્ન એટલે કૃમિનો નાશ કરનારી દવા જેમાંથી બનાવવામાં આવે છે તે છોડ.

**આર્ટિલરિ** [અં.] સ્ત્રી. લડાઈમાં વપરાતાં તોપ વગેરે સાધન; તોપખાનું.

**આર્ટિસ્ટ** [અં.] પું. કળાકાર; હુન્નરી; કારીગર.

**આર્ટીચોક** પું. હાથીચોક નામની વનસ્પતિ. તેનાં ફૂલ પીળાં ખરસાણી જેવાં થાય છે તે સ્વાદિષ્ટ અને વીર્ય વધારનાર મનાય છે.

**આર્ટેલ** [અં.] પું. ભેગાં કામ કરી નફો વહેંચી લેનાર મજૂરોનો સ્વતંત્ર સંઘ.

**આર્ડવરૂ** [અં. આર્ડવુલ્ફ] ન. દક્ષિણ આફ્રિક, ન્યૂબિઅ અને અબિસિનિઅનું જરખને મળતું એક માંસાહારી પ્રાણી.

**આર્ડવાર્ક** [અં.] ન. આફ્રિકમાં જમીનમાં રહેતું ડુક્કરના જેવડું, લાંબી જીભવાળું એક જંગલી પ્રાણી. તેને મોટા કાન, રાક્ષી દાંત અને મોટી પૂછડી હોય છે. તે કીડી ખાઈને જીવે છે. તેના આગલા પગ મજબૂત અને જમીન ખોદવામાં ઉપયોગી છે.

**આર્ડવુલ્ફ** [અં.] ન. દક્ષિણ અને પૂર્વ આફ્રિકમાં રહેતું ભૂરા શરીર ઉપર કાળા પટાવાળું નાના જરખ જેવા દેખાવનું એક જંગલી માંસાહારી પ્રાણી. તેના દાંત પોચા હોય છે.

**આર્ડિયું** (આર્ડિયું) સ્ત્રી. (ગ્રામ્ય) ડાકલું વગાડતી વખતે રાવળ લોકોથી ગવાતું ગીત.

**આર્ણવ** [સં. અર્ણવ (સમુદ્ર)] વિ. જળચર; પાણીમાં ચાલનાર.

**આર્ણ્યક** ૧. ન. મહાભારતનું એ નામનું પર્વ.
૨. [સં. અરણ્ય (વન) + ઇક (સંબંધી)] વિ. જંગલનું; વનને લગતું.

**આર્ત** ૧. ન. (જૈન) દુઃખ ઉપજાવે એવો વિચાર.
૨. [સં. અર્તિ (પીડા)] ન. દુઃખી માણસ.
૩. વિ. અનાથ; નિરાધાર.
૪. વિ. ગભરાયેલું; ગદ્ગદ થયેલું.
૫. વિ. નાશ પામે એવું.
૬. વિ. પીડિત; દુઃખી; વ્યાકુળ. જેમકે, કામાર્ત; ક્ષુધાર્ત; તૃષાર્ત.
૭. વિ. માંદું; રોગી; અસ્વસ્થ.

**આર્તક** સ્ત્રી. ઘોડા ઉપર નાખવાની રૂ ભરેલી ગાદી.

ખાસ ઘોડાને માટે આર્તક અથવા રૂ ભરેલી છીંટની ગાદીની કીમત ૪૮ દામ બેસે છે.
આઇને અકબરી

**આર્તકાલ** [સં. આર્ત (દુઃખી) + કાલ (વખત)] પું. આપદા; સંકટ; મુશ્કેલી; વિપત્તિ.

**આર્તગલ** ૧. પું. આસમાની ફૂલનો કાંટાશેળિયો.
૨. [સં.] પું. એ નામનું એક ઝાડ; નીલઝિંટી.

**આર્તતા** ૧. [સં. આર્ત (વ્યાકુળ) + તા (પણું)] સ્ત્રી. દુઃખ; કલેશ.
૨. સ્ત્રી. પીડા; દરદ.

**આર્તતારણ** જુઓ આર્તત્રાણ.

**આર્તત્રાણ** ૧. [સં. આર્ત (દુઃખી) + ત્રાણ (બચાવ)] ન. પીડાતાંનું રક્ષણ.
૨. વિ. દુઃખ દૂર કરનાર.

**આર્તત્રાણધર્મ** [સં. આર્ત (વ્યાકુળ) + ત્રાણ (બચાવ) + ધર્મ (ફરજ)] પું. પીડાતાંને મદદ કરવાનું કામ; વીરવૃત્તિ; ક્ષાત્રધર્મ.

**આર્તત્રાતા** ૧. [સં. આર્ત (ગભરાયેલું) + ત્રાતૃ (રક્ષણ કરનાર)] ન. દુઃખમાંથી બચાવનાર માણસ.
૨. વિ. દુઃખીનું રક્ષણ કરનાર.

**આર્તધ્યાન** [સં. આર્ત (દુઃખી) + ધ્યાન] ન. (જૈન) દુઃખ ઉપજાવે તેવો વિચાર; માઠું ચિંતવન; જેમાંથી પીડા અથવા દુઃખ ઉત્પન્ન થાય એવો વિચાર. ધ્યાનના આર્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ એ ચાર પ્રકાર છે. આ ધ્યાનના ચાર ભેદઃ અનિષ્ટાર્થ સંયોગાર્તધ્યાન એટલે ખરાબ વસ્તુનો સંયોગ; ઇષ્ટાર્થ વિયોગાર્તધ્યાન એટલે ધારેલી વસ્તુનો વિયોગ; રોગ નિદાનાર્તધ્યાન એટલે રોગનાં કારણ પારખવા સંબંધી ચિંતા; અગ્રશોચનમાર્તધ્યાન એટલે આગળના વિચારથી ચિંતા કરવી તે.

**આર્તધ્વનિ** [સં. આર્ત (ગભરાયેલ) + ધ્વનિ (અવાજ)] પું. દુઃખનો પોકાર.

**આર્તનાદ** [સં. આર્ત (ગભરાયેલું) + નાદ (અવાજ)] પું. દુઃખનો પોકાર; વ્યાધિથી પીડાતાનો શબ્દ.

**આર્તપર્ણિ** [સં.] પું. (પુરાણ) ઋતુપર્ણ રાજાનો દીકરો સુદાસ રાજા.

**આર્તપુકાર** [આર્ત (દુઃખી) + પુકાર (બૂમ)] પું. પીડાયેલની બૂમ.

**આર્તપોકાર** [આર્ત (ગભરાયેલ) + પોકાર (અવાજ)] પું. દુઃખિયાનો અવાજ.

**આર્તબંધુ** [સં. આર્ત (દુઃખી) + બંધુ (ભાઈ)] પું. દુઃખિયાંનો બેલી; પીડાતાંને મદદ કરનાર માણસ.

**આર્તભાગ** ૧. [સં. ઋતભાગનું વિશેષણ] પું. ઋતભાગ ઋષિનો વંશજ.
૨. પું. (પુરાણ) જરત્કારુ ઋષિનો દીકરો. આ નામ આસ્તિક ઋષિનું જ હોય એમ જણાય છે. જે આર્તભાગે દૈવરાતિ જનકની સભામાં યાજ્ઞવલ્ક્યની સાથે વાદ કર્યો હતો તે બીજો હોય એમ લાગે છે.

**આર્તરવ** [સં. આર્ત (દુઃખી) + રવ (અવાજ)] પું. દુઃખનો પોકાર.

**આર્તરુદન** [સં. આર્ત (દુઃખી) + રુદન (રોણું)] ન. દુઃખીનું રોણું; કરુણા ઊપજે એવી રીતે રોવું તે.

**આર્તવ** ૧. પું. (પુરાણ) બર્હિષદ નામના પિતરનું બીજું નામ.
૨. ન. ફૂલ; પુષ્પ.
૩. [સં. ઋતુ (અટકાવ)] ન. રજ; સ્ત્રીબીજ; સ્ત્રીઓને થતો માસિક રજસ્રાવ; અટકાવમાં પડતું લોહી. સ્ત્રીને દરેક માસે નિયમિત રીતે આર્તવ આવ્યા જ કરે અને ગર્ભ રહે ત્યારે તે બંધ પડે છે. ગર્ભાવસ્થામાં ગર્ભવતી સ્ત્રીઓનાં આર્તવરક્તને વહેવાનાં છિદ્રોનો માર્ગ ગર્ભથી રોકાઈ જાય છે તેથી ગર્ભિણીઓને રજોદર્શન થતું નથી. એટલે કે ગર્ભાશયમાં ગર્ભ જ્યાંસુધી રહે છે ત્યાંસુધી સ્ત્રી રજસ્વલા થતી નથી. તે રક્ત જ્યારે નીચેની બાજુ પ્રવૃત્ત થતું નથી અને રોકાઈ જાય છે ત્યારે તે ઉપરની બાજુએ એટલે ગર્ભાશય અને સ્તનો તરફ ચાલ્યું જાય છે. એમાં કફાદિક સંચિત થઈને મળે છે. તેથી અપરા, જરાયુ, અર્થાત્ કમલ અને ભ્રૂણ બાલાવરણ અને અંતરાવરણ બને છે. તેમાંથી બાકી રહેલો ભાગ ઉપરની બાજુએ સ્તનોમાં જઈને ગર્ભવતીનાં સ્તન પુષ્ટ અને ઊપસેલાં થાય છે, તેમાં દૂધ બને છે. ગર્ભના શરીરમાં યકૃત અને પ્લીહા એ બન્ને અંગ રુધિરથી, ફેફસાં રુધિરનાં ફીણથી તથા આંતરડાં રુધિર કિટ્ટથી બને છે.
૪. ન. સ્ત્રીઓને અટકાવ આવ્યા પછીના જેમાં સહેલાઈથી ગર્ભ રહી શકે એવા અમુક દિવસ.
૫. વિ. ઉષ્ણકટિબંધ સંબંધી; 'ટ્રૉપિકલ'.
૬. વિ. ઋતુ સંબંધી; મોસમી; ઋતુને લગતું.
૭. વિ. રજસ્રાવને લગતું; સ્ત્રીના અટકાવ સંબંધી.

**આર્તવકાલ** [સં. આર્તવ (રજસ્રાવ) + કાલ (વખત)] પું. સ્ત્રીઓને અટકાવ આવવાનો વખત.

**આર્તવકાલાંતર** [ સં. આર્તવ ( અટકાવ ) + કાલ ( વખત ) + અંતર ( આંતરો ) ] ન. એક વખત અટકાવ આવતો બંધ થાય અને બીજી વખત દેખાય તે વચ્ચેનો વખત.

**આર્તવદોષ** [ સં. આર્તવ ( અટકાવ ) + દોષ ( ખામી ) ] પું. દસ્તાનને લગતો રોગ.

**આર્તવદોષ હરીવટી** સ્ત્રી. સ્ત્રીઓના આર્તવદોષ અને પ્રદર ઉપર વપરાતું એક ઔષધ. તેની ૧ થી ૨ ગોળી મધ, દૂધ કે પાણી સાથે લેવાય છે.

**આર્તવરોગ** [ સં. આર્તવ ( અટકાવ ) + રોગ ( બીમારી ) ] પું. દસ્તાનને લગતી બ્યાધિ; સ્ત્રીને માસિક ધર્મ નિયમ પ્રમાણે ન આવવાપણું. આના બે પ્રકાર છે: (૧) રજસ્રાવ ચારથી વધારે દિવસ રહે અથવા મહિનામાં એકથી વધુ વાર આવે તે. (૨) રજસ્તંભ એટલે એક માસથી વધુ વખતે અથવા કેટલેક મહિને રજોધર્મ આવે તે.

**આર્તવવર્ષ** [ સં. ઋતુ ( મોસમ ) + વર્ષ ( વરસ ) ] ન. અયનચલન પ્રમાણે ગણાતું વરસ; સૂર્યની ગતિ પ્રમાણે ગણાતું વર્ષ; સાયનવર્ષ. તેની મુદત ૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૮ મિનિટ અને ૪૬ સેકંડની છે.

**આર્તવસ્રાવ** [ સં. આર્તવ ( રજ ) + સ્રાવ ( પ્રવાહ ) ] પું. ઋતુ અથવા દસ્તાનનું વહેવું તે.

**આર્તવાણી** [ સં. આર્ત ( દુઃખી ) + વાણી ( ભાષા ) ] સ્ત્રી. દુઃખથી ભરેલી બોલી; ગભરાયેલ માણસના શબ્દ. હૃદયના ભાવની લાગણી ભરેલી વાણીને આર્તવાણી કહે છે. માણસ જ્યારે ચોગરદમ દુઃખથી ઘેરાઈ જાય અગર તેને વૈરાગ્યની ઊંડી ભાવના પ્રકટ થાય ત્યારે તે આર્તવાણીનો ઉચ્ચાર કરે છે.

**આર્તવાવરોધ** [ સં. આર્તવ ( રજ ) + અવરોધ ( અટકાવ ) ] પું. દસ્તાન ન આવવાપણું.

**આર્તવિત્ત** [ સં. આર્ત ( ગભરાયેલું ) + વિત્ત ( દોલત ) ] ન. આપત્તિ વખતે મળેલું ધન.

**આર્તવી** ૧. [ સં. આર્તવ ( રજ ) ] સ્ત્રી. ઘોડી.
૨. વિ. સ્ત્રી. ઋતુને લગતી; મોસમી.
૩. વિ. સ્ત્રી. રજસ્વલા; છેટે બેઠેલી.

**આર્તવીત** [ સં. આર્ત ( વ્યાકુળ ) + વીત ( જતું રહેલું ) ] વિ. દુઃખમાંથી છૂટું થયેલું.

> તારે ચરણે સમરપ્યું ચિત્ત,
> હું વલ્લભ માન્યો આર્તવીત. — પ્રેમાનંદ

**આર્તવેયી** [ સં. આર્તવ ( રજ ) + ઇય ( વાળું ) ] સ્ત્રી. રજસ્વલા; અભડાયેલી સ્ત્રી.

**આર્તસાધુ** [ સં. આર્ત ( દુઃખી ) + સાધુ ( ભલો માણસ ) ] પું. દુઃખિયાંનો બેલી.

**આર્તસ્વર** [ સં. આર્ત ( વ્યાકુળ ) + સ્વર ( અવાજ ) ] પું. દુઃખસૂચક શબ્દ; પીડાનો પોકાર.

**આર્તહૃદયા** [ સં. આર્ત ( ગભરાયેલું ) + હૃદ ( હૃદયનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. દુઃખી હૃદયવાળી.

**આર્તાયનિ** પું. ( પુરાણ ) ઋતાયન નામના મહદેશના રાજાનો દીકરો શલ્ય.

**આર્તિ** ૧. [ સં. આ ( વધારે ) + ઋ ( મેળવવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. જથ્થાબંધ માલ વેચનાર વેપારી.
૨. [ સં. આર્ત ( વ્યાકુળ ) ] સ્ત્રી. દુઃખ; પીડા; કષ્ટ; વિપત્તિ; દરદ; ક્લેશ; દુઃખદાવસ્થા; મનનું દુઃખ.
૩. સ્ત્રી. ધનુષ્યનો છેડો.
૪. સ્ત્રી. નાશ; પાયમાલી.
૫. સ્ત્રી. મંદવાડ; રોગ.
૬. સ્ત્રી. વ્યાધિ; ચિંતા; માનસિક વ્યથા.
૭. વિ. આરત; દુઃખી; પીડિત.

**આર્તિનાશન** ૧. પું. પુરુષોત્તમનું એક નામ.
૨. [ સં. આર્તિ ( દુઃખ ) + નાશન ( સંહાર કરનાર ) ] પું. વિષ્ણુ.
૩. ન. પીડા હરી લેવાપણું.
૪. વિ. દુઃખ ફેડનાર; આફત ટાળનાર.

**આર્તિમાન** ૧. પું. (પુરાણ) જેને સંભારવાથી જ બધી બ્યાધિ દૂર થાય એવા એ નામના ઋષિ.
૨. [ સં. આર્તિ ( પીડા ) + મત્ ( વાળું ) ] વિ. દુઃખી; પીડાયેલ.

**આર્તિહર** ૧. પું. વિષ્ણુ.
૨. [ સં. આર્તિ ( દુઃખ ) + હર ( હરનાર ) ] વિ. પીડા હરનાર; દુઃખ ટાળનાર.

**આર્તિહારક** ૧. પું. વિષ્ણુ.
૨. [ સં. આર્તિ ( દુઃખ ) + હારક ( હરણ કરનાર ) ] વિ. દુઃખવિનાશક.

**આર્ત્ત** ૧. ન. ( જૈન ) દુઃખ ઉપજાવે એવો વિચાર.
૨. [ સં. આર્તિ ] ન. દુઃખી માણસ.
૩. વિ. અનાથ; નિરાધાર.
૪. વિ. ગભરાયેલું.
૫. વિ. દુઃખી.
૬. વિ. નાશ પામે એવું.
૭. વિ. માંદું.

**આર્ત્તકાલ** [ સં. આર્ત્ત ( દુઃખી ) + કાલ ( વખત ) ] પું. સંકટ; દુઃખ.

**આર્ત્તતા** ૧. [ સં. આર્ત્ત ( વ્યાકુળ ) + તા ( પણું ) ] સ્ત્રી. દુઃખ.
૨. સ્ત્રી. પીડા; વ્યાધિ.

**આર્ત્તતારણ** જુઓ આર્ત્તત્રાણ.

**આર્ત્તત્રાણ** ૧. [ સં. આર્ત્ત ( દુઃખી ) + ત્રાણ ( બચાવ ) ] ન. દુઃખીનું રક્ષણ.
૨. વિ. દુઃખ દૂર કરનાર.

**આર્ત્તત્રાણધર્મ** [ સં. આર્ત્ત ( વ્યાકુળ ) + ત્રાણ ( બચાવ ) + ધર્મ ( ફરજ ) ] પું. દુઃખીને મદદ કરવાનું કામ; વીરવૃત્તિ.

**આર્ત્તત્રાતા** ૧. [ સં. આર્ત્ત ( ગભરાયેલું ) + ત્રાતૃ ( બચાવનાર ) ] ન. દુઃખમાંથી બચાવનાર માણસ.
૨. વિ. દુઃખીનું રક્ષણ કરનાર.

**આર્ત્તધ્યાન** [ સં. આર્ત્ત ( દુઃખી ) + ધ્યાન ] ન. ( જૈન ) દુઃખ કરે એવો વિચાર. જુઓ આર્તધ્યાન.

**આર્ત્તધ્વનિ** [ સં. આર્ત્ત ( ગભરાયેલ ) + ધ્વનિ ( અવાજ ) ] પું. દુઃખનો પોકાર.

**આર્ત્તનાદ** [ સં. આર્ત્ત ( દુઃખી ) + નાદ ( અવાજ ) ] પું. દુઃખનો પોકાર.

**આર્ત્તપુકાર** [ આર્ત્ત ( દુઃખી ) + પુકાર ( બૂમ ) ] પું. પીડાયેલની બૂમ.

**આર્ત્તપોકાર** [ આર્ત્ત ( ગભરાયેલ ) + પોકાર ( અવાજ ) ] પું. દુઃખિયાંનો અવાજ.

**આર્ત્તબંધુ** [ સં. આર્ત્ત ( દુઃખી ) + બંધુ ( ભાઈ ) ] પું. દુઃખિયાંનો બેલી.

**આર્ત્તરવ** [ સં. આર્ત્ત ( દુઃખી ) + રવ ( અવાજ ) ] પું. દુઃખનો પોકાર.

**આર્ત્તરુદન** [ સં. આર્ત્ત ( દુઃખી ) + રુદન ( રોણું ) ] ન. દુઃખીનું રોણું.

**આર્ત્તવ** ૧. ન. ફૂલ.
૨. [ સં. ઋતુ ( અટકાવ ) ] ન. રજ; સ્ત્રીબીજ; સ્ત્રીઓને થતો માસિક રજસ્રાવ.
૩. ન. સ્ત્રીઓને અટકાવ આવ્યા પછીના જેમાં સહેલાઈથી ગર્ભ રહી શકે એવા અમુક દિવસ.
૪. વિ. ઉષ્ણકટિબંધ સંબંધી.
૫. વિ. ઋતુ સંબંધી; મોસમી.
૬. વિ. સ્ત્રીના અટકાવ સંબંધી.

**આર્ત્તવદોષ** [ સં. આર્ત્તવ ( અટકાવ ) + દોષ ( ખામી ) ] પું. દસ્તાનને લગતો રોગ.

**આર્ત્તવરોગ** [ સં. આર્ત્તવ ( અટકાવ ) + રોગ ( બીમારી ) ] પું. દસ્તાનને લગતી બ્યાધિ. જુઓ આર્તવરોગ.

**આર્ત્તવવર્ષ** [ સં. ઋતુ ( મોસમ ) + વર્ષ ( વરસ ) ] પું. સૂર્યની ગતિ પ્રમાણે ગણાતું વર્ષ; આર્તવવર્ષ.

**આર્ત્તવસ્રાવ** [ સં. આર્ત્તવ ( રજ ) + સ્રાવ ( પ્રવાહ ) ] પું. દસ્તાનનું વહેવું તે.

**આર્ત્તવાણી** [ સં. આર્ત્ત ( દુ:ખી ) + વાણી ( ભાષા ) ] સ્ત્રી. દુ:ખથી ભરેલી બોલી.

**આર્ત્તવાવરોધ** [ સં. આર્ત્તવ ( રજ ) + અવરોધ ( અટકાવ ) ] પું. દસ્તાન ન આવવાપણું.

**આર્ત્તવિત્ત** [ સં. આર્ત્ત ( ગભરાયેલું ) + વિત્ત ( દોલત ) ] ન. આપત્તિ વખતે મળેલું ધન.

**આર્ત્તવી** ૧. [ સં. આર્ત્તવ ( રજ ) ] સ્ત્રી. ઘોડી.
૨. વિ. સ્ત્રી. ઋતુને લગતી; મોસમી.
૩. વિ. સ્ત્રી. રજસ્વલા; અટકાવવાળી.

**આર્ત્તવીત** [ સં. આર્ત્ત ( વ્યાકુળ ) + વીત ( ગયેલું ) ] વિ. દુ:ખમાંથી છૂટું થયેલું.

**આર્ત્તવેયી** [ સં. આર્ત્તવ ( રજ ) + ઈય ( વાળું ) ] સ્ત્રી. રજસ્વલા.

**આર્ત્તસાધુ** [ સં. આર્ત્ત ( દુ:ખી ) + સાધુ ( ભલો માણસ ) ] પું. દુ:ખિયાંનો બેલી.

**આર્ત્તસ્વર** [ સં. આર્ત્ત ( વ્યાકુળ ) + સ્વર ( અવાજ ) ] પું. દુ:ખનો પોકાર.

**આર્ત્તહૃદા** [ સં. આર્ત્ત ( દુ:ખી ) + હૃદ ( હૃદયનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. દુ:ખી હૃદયવાળી.

**આર્ત્તિ** [ સં. આર્ત્ત ( વ્યાકુળ ) ] સ્ત્રી. દુ:ખ. જુઓ આર્તિ.

**આર્ત્તિનાશન** ૧. પું. પુરુષોત્તમ ભગવાન.
૨. [ સં. આર્ત્તિ ( દુ:ખ ) + નાશન ( નાશ કરનાર ) ] પું. વિષ્ણુ.
૩. ન. પીડા દૂર કરવાપણું.
૪. વિ. દુ:ખ ટાળનાર.

**આર્ત્તિમાન** [ સં. આર્ત્તિ ( દુ:ખ ) + મત્ ( વાળું ) ] વિ. દુ:ખી; પીડિત.

**આર્ત્તિહર** ૧. પું. વિષ્ણુ.
૨. [ સં. આર્ત્તિ ( દુ:ખ ) + હર ( હરનાર ) ] વિ. દુ:ખ ટાળનાર.

**આર્ત્તિહારક** ૧. પું. વિષ્ણુ.
૨. [ સં. આર્ત્તિ ( દુ:ખ ) + હારક ( લઈ જનાર ) ] વિ. દુ:ખ મટાડનાર.

**આર્ત્વિજ** [ સં. ઋત્વિજ ( યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ ) ] વિ. યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ સંબંધી.

**આર્ત્વિજય** [ સં. ઋત્વિજ ( યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ ) ] ન. પુરોહિતનું કામ.

**આર્ત્વિજ** [ સં. ઋત્વિજ ( યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ ) ] વિ. યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ સંબંધી.

**આર્ત્વિજય** [ સં. ઋત્વિજ ( યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ ) ] ન. પુરોહિતનું કામ; ઋત્વિજપણું.

**આર્થ** જુઓ આર્થિક ૧, ૫, ૬, ૭, ૮.

**આર્થપત્ય** [ સં. અર્થ ( ચીજ ) + પતિ ( માલિક ) ] ન. વસ્તુની માલિકી.

**આર્થિક** ૧. [ સં. અર્થ ( ઉદ્દેશ ) + ઇક ( વાળું ) ] વિ. કંઈ હેતુ સમાયેલો હોય એવું; મર્મવાળું.
૨. વિ. કુદરતી.
૩. વિ. ડાહ્યું; ચતુર.
૪. વિ. દોલત લેનાર; ધન ગ્રહણ કરનાર.
૫. વિ. ધની; પૈસાદાર.
૬. [ સં. અર્થ ( દ્રવ્ય ) + ઇક ( વાળું ) ] વિ. પૈસા સંબંધી.
૭. વિ. મતલબ ઉપરથી સમજાતું.
૮. વિ. શબ્દના અર્થ એટલે તાત્પર્ય સંબંધી.

**આર્થિક ઇતિહાસ** [ સં. આર્થિક ( પૈસાને લગતું ) + ઇતિહાસ ] પું. નાણાં સંબંધી હેવાલ; 'ઇકૉનૉમિક હિસ્ટરિ'.

**આર્થિક ઘટના** [ સં. આર્થિક ( પૈસા સંબંધી ) + ઘટના ( રચના ) ] સ્ત્રી. પૈસાની વ્યવસ્થા.

**આર્થિક ઘર્ષણ** [ સં. આર્થિક ( પૈસાને લગતું ) + ઘર્ષણ ( ઘસારો ) ] ન. નાણાં સંબંધી અથડામણ.

**આર્થિક તંત્ર** [ સં. આર્થિક ( પૈસા સંબંધી ) + તંત્ર ( ગોઠવણ ) ] ન. નાણાં સંબંધી ગોઠવણ; પૈસાની વ્યવસ્થા.

**આર્થિક દબાણ** [ સં. આર્થિક ( પૈસા સંબંધી ) + દબાણ ( ભાર ) ] ન. નાણાં સંબંધી બોજો; પૈસાની ખેંચ; 'ઇકૉનૉમિક પ્રેશર'.

**આર્થિક ધૂમ** [ આર્થિક ( પૈસા સંબંધી ) + ધૂમ ( ઘણું ) ] સ્ત્રી. વેપારની ચડતી; 'બૂમ'.

**આર્થિક નિયમ** [ સં. આર્થિક ( પૈસા સંબંધી ) + નિયમ ( કાયદો ) ] પું. અર્થશાસ્ત્ર સંબંધી કાયદો; 'ઇકૉનૉમિક લૉ'.

**આર્થિક પ્રયત્ન** [ સં. આર્થિક ( પૈસાને લગતું ) + પ્રયત્ન ( ચળવળ ) ] પું. નાણાં સંબંધી હિલચાલ; 'ઇકૉનૉમિક ઍક્ટિવિટિ'.

**આર્થિક પ્રવૃત્તિ** [ સં. આર્થિક ( નાણાં સંબંધી ) + પ્રવૃત્તિ ( હિલચાલ ) ] સ્ત્રી. નાણાંને લગતી હિલચાલ.

**આર્થિક મદદ** [ આર્થિક ( પૈસા સંબંધી ) + મદદ ( સહાય ) ] સ્ત્રી. નાણાંની મદદ; આર્થિક સહાયતા.

**આર્થિક મર્યાદા** [ સં. આર્થિક ( પૈસા સંબંધી ) + મર્યાદા ( હદ ) ] સ્ત્રી. પૈસાની હકૂમત; 'પિક્યુનિઅરિ જ્યુરિસ્ડિકશન'.

**આર્થિક શ્રેય સાધનાર મંડળ** ન. પૈસા બાબત મુશ્કેલી દૂર કરનાર મંડળ.

**આર્થિક સલાહકાર** [ આર્થિક ( પૈસા સંબંધી ) + સલાહકાર ( સલાહ આપનાર ) ] પું. નાણાં સંબંધી બાબતમાં સલાહ આપનાર માણસ.

**આર્થિક સહાયતા** [ સં. આર્થિક ( પૈસા સંબંધી ) + સહાય ( મદદ ) + તા ( પણું ) ] સ્ત્રી. નાણાંની મદદ.

**આર્થિક સંબંધ** [ સં. આર્થિક ( પૈસા સંબંધી ) + સંબંધ ( જોડાણ ) ] પું. નાણાંને લગતું હિત; 'પિક્યુનિઅરિ ઇન્ટરેસ્ટ'.

**આર્થિક સ્રાવ** [ સં. આર્થિક ( દ્રવ્ય સંબંધી ) + સ્રાવ ( વહેણ ) ] પું. પૈસો ચાલ્યા જવાપણું.

**આર્થિક સ્વતંત્રતા** [ સં. આર્થિક ( પૈસા સંબંધી ) + સ્વતંત્ર ( છૂટું ) + તા ( પણું ) ] સ્ત્રી. માલ વગેરેના વેચાણ કે ખરીદવા સંબંધી કોઈના ઉપર આધાર નહિ રાખવાપણું; 'ઇકૉનૉમિક ફ્રીડમ'.

**આર્થિક હિત** [ સં. આર્થિક ( નાણાં સંબંધી ) + હિત ( ભલું ) ] ન. નાણાંને લગતું હિત.

**આર્થિક હેત્વાભાસ** [ સં. આર્થિક ( મતલબને લગતું ) + હેતુ ( કારણ ) + આભાસ ( ખોટો દેખાવ ) ] પું. વાસ્તવિક દોષ; 'મટીરિઅલ ફૅલસિ'. જુઓ આકૃતિક હેત્વાભાસ.

**આર્થિગમ્ય** [ સં. અર્થિન્ ( સ્તુતિ કરનાર ) + ગમ્ય ( જઈ શકાય એવું ) ] પું. શિવ, શંકર. ભક્ત પ્રાર્થના કરી તેની પાસે જઈ શકે એવી માન્યતા હોવાથી તેને આર્થિગમ્ય કહે છે.

**આર્થી** ૧. [ સં. આર્થ ( મતલબ સંબંધી ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( કાવ્ય ) અલંકારશાસ્ત્ર પ્રમાણે વાક્યના અર્થ ઉપરથી નીકળતી ગૂઢ અર્થ જણાવવાની શબ્દની શક્તિ.
૨. વિ. વસ્તુ સંબંધી.

**આર્થી ભાવના** [ સં. ] સ્ત્રી. ( વેદાંત ) હેતુની ઇચ્છાથી ઉપજેલ ક્રિયા, વિષય અથવા વ્યાપાર.

**આર્થીય** વિ. કંઈ હેતુ હોય એવું; મર્મવાળું; આર્થિક. સાચો શબ્દ અર્થીય છે.

**આર્થીવ્યંજના** સ્ત્રી. ( કાવ્ય ) અર્થના આશ્રયે રહેલી વ્યંજના. જુઓ આર્થી ૧.

**આર્દવાર્ક** ન. જમીનમાં નીચે રહેનું, કીડીઓ ખાઈ જીવતું આફ્રિક ખંડનું એક જંગલી પ્રાણી. જુઓ આર્ડવાર્ક.

**આર્દિત** પું. ( વૈદક ) મોઢું વાંકું થઈ જાય, ગળું વાંકું થાય, માથું કંપે બોલી શકાય નહિ અને ભમર અને આંખ વાંકી થાય એવો એક જાતનો વાયુરોગ. ઊંચા પદાર્થને હાથથી

પકડી લે, ઘણી કઠણ વસ્તુ ખાય, હસે, ઘણો ભાર ઊંચકે અને ઊંઘમાં ગળું, માથું અથવા શરીર વાંકુંચૂકું રહી જાય તો આ રોગ થાય છે.

**આર્દ્ધપુર** [ સં. આર્ધ ( અરધું ) + પુર ( નગર ) ] ન. શહેરનું પરૂં.

**આર્દ્ધાંગા** [ સં. આર્ધ ( અરધું ) + અંગ ( શરીર ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સ્ત્રી; પત્ની; વહુ.

**આર્દ્ધિક** ૧. [ સં. આર્ધ ( અરધ ) + ઇક ( વાળું ) ] પું. ખેતરમાં નીપજેલા અનાજમાંથી અર્ધું પગાર બદલ લઈ કોઈની ખેતી કરનાર ખેડૂત; અધવારૂ ખેડૂત.

૨. પું. પારાશર સ્મૃતિ પ્રમાણે વૈશ્ય મા અને બ્રાહ્મણ બાપથી થયેલ વર્ણસંકર. તે બ્રાહ્મણ સાથે જમી શકે. મનુએ તેને શુદ્ર માનેલ છે.

**આર્દ્ધિકી** [ સં. ] સ્ત્રી. વૈશ્ય મા અને બ્રાહ્મણ બાપથી થયેલ વર્ણસંકર કન્યા.

**આર્દ્ર** ૧. પું. એ નામનો રાજા.

૨. પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળમાં થયેલ ઇંદુ રાજાનું બીજું નામ.

૩. ન. ( જ્યોતિષ ) આર્દ્રા નક્ષત્ર; સત્તાવીસ માંહેનું છઠ્ઠું નક્ષત્ર.

૪. [ સં. દ્રુ ( પીગળવું ) ] વિ. ઢીલું; પોચું; નરમ; ગળગળું.

૫. વિ. તાજું; નવું.

૬. [ સં. દ્રુ ( ટપકવું ) ] વિ. ભેજવાળું; ભીંજાયેલ; ભીનું; પલળેલું.

૭. વિ. માયાળુ; લાગણીવાળું; ભાવભીનું.

૮. વિ. મૃદુ; કોમળ.

૯. વિ. રસવાળું.

**આર્દ્રક** ૧. પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ વંશના રાજા વિશ્વગશ્વનો દીકરો; ઇંદુ રાજા.

૨. [ સં. આર્દ્ર ( લીલું ) ] ન. આદુ.

૩. વિ. આર્દ્રા નક્ષત્રમાં જન્મેલું.

**આર્દ્રકખંડ** [ સં. આર્દ્રક ( આદુ ) + ખંડ ( કટકો ) ] પું. આદુના ઝીણા કટકા કરી બીજી દવા નાખી બનાવેલો પાક. તે કોઢ મટાડે એમ મનાય છે.

**આર્દ્રકપાક** [ સં. આર્દ્રક ( આદુ ) + પાક ] પું. આદુના કટકા અને બીજી દવા નાખી બનાવેલો એક જાતનો પાક. તે કાન, નાક અને મોઢાના રોગ, ઉધરસ, ક્ષય, સંગ્રહણી, ગુલ્મ અને શોષનો મટાડનાર છે.

**આર્દ્રકંડૂ** [ સં. આર્દ્ર ( ભીનું ) + કંડૂ ( ખરજ ) ] સ્ત્રી. ગીલી ખરજ; પાણી ભરાયેલ ખરજવું.

**આર્દ્રકાવલેહ** [ સં. આર્દ્રક ( આદુ ) + અવલેહ ( ચાટણ ) ] પું. કાસ એટલે ઉધરસ, ક્ષય અને હૃદયરોગ ઉપર અપાતું આદુની બનાવટનું ચાટણ.

**આર્દ્રકાષ્ઠ** [ સં. આર્દ્ર ( નહિ સુકાયેલું ) + કાષ્ઠ ( લાકડું ) ] ન. લીલું લાકડું.

**આર્દ્રકુમાર** પું. ( પુરાણ ) એ નામનો રાજા.

**આર્દ્રગંધકિલ** પું. ગંધકામ્લ; 'હાઇડ્રોજન સલ્ફિડ'.

**આર્દ્રઘટ** [ સં. આર્દ્ર ( ભીનું ) + ઘટ ( ઘડો ) ] પું. પાણી ભરેલો ઘડો.

**આર્દ્રચર્મકીલ** [ સં. આર્દ્ર ( ભીનું ) + ચર્મ ( ચામડી ) + કીલ ( ભાલું ) ] પું. કોઈ વાર ચાંદીના રોગને લીધે સામાન્ય રીતે ગુદા અને ગુહ્યેંદ્રિયના બહારના ભાગની નજીક થતી એક જાતની ગાંઠ; 'કોન્ડિલોમ'.

**આર્દ્રચર્માંબરાવૃત** [ સં. આર્દ્ર ( ભીનું ) + ચર્મન્ ( ચામડું ) + અંબર ( કપડું ) + આવૃત ( ઢંકાયેલ ) ] પું. શિવનું એક નામ.

**આર્દ્રચાપ** [ સં. આર્દ્ર ( ભીનું ) + ચાપ ( ધનુષ ) ] ન. ઘોડાનું એક ચિહ્ન.

> **આર્દ્રચાપ** સહિત હય ઉત્તમ અધ્વર યોગ્ય જણાય.
> અશ્વમેધ

**આર્દ્રજ** [ સં. આર્દ્રક ( આદુ ) + જ ( જન્મેલું ) ] સ્ત્રી. સૂંઠ. આદુ સુકાયાથી તે બને છે.

**આર્દ્રજનક** [ સં. આર્દ્ર ( ભેજવાળું ) + જનક ( પેદા કરનાર ) ] પું. ઉદકજનકવાયુ; 'હાઇડ્રોજન'.

**આર્દ્રજનકવાયુ** [ સં. આર્દ્ર ( ભેજવાળું ) + જનક ( પેદા કરનાર ) + વાયુ ] પું. ઉદકજનક વાયુ; 'હાઇડ્રોજન'. તે હલકામાં હલકો, ઘણો બળી શકે તેવો અને પ્રાણવાયુ સાથે મળીને પાણી પેદા કરનાર છે.

> રસાયન વિદ્યાભિજ્ઞોની જાણમાં જે ૭૦ તત્ત્વો છે તે પૈકી ફક્ત અઢાર કે વીસ જ સજીવ દ્રવ્યમાં હોય છે અને તેમાં પ્રાણવાયુ, **આર્દ્રજનકવાયુ**, નત્રવાયુ અને અંગાર મુખ્ય છે.
> દેહધર્મવિદ્યાનાં મૂળતત્ત્વો

**આર્દ્રતા** ૧. [ સં. આર્દ્ર ( નરમ ) + તા ( પણું ) ] સ્ત્રી. કોમળપણું; મૃદુતા; નરમાશ; પોચાપણું.

૨. સ્ત્રી. ઢીલાપણું.

૩. સ્ત્રી. તાજગી.

૪. સ્ત્રી. દયા; અનુકંપા.

૫. સ્ત્રી. માયાળુપણું; ભાવ.

૬. સ્ત્રી. લીલું હોવું તે.

૭. સ્ત્રી. શરદી; ભેજ; ભીનાશ; રસમયતા.

**આર્દ્રતાગ્રહણ** [ સં. આર્દ્ર ( ભીનું ) + તા ( પણું ) + ગ્રહણ ( લેવું તે ) ] ન. ભેજ ચૂસવાનો ગુણ.

**આર્દ્રતાગ્રાહી** [ સં. આર્દ્ર ( ભીનું ) + તા ( પણું ) + ગ્રાહિન્ ( લેનાર ) ] વિ. ભેજશોષક; ભેજ ચૂસી જનાર.

**આર્દ્રતાચોષક** [ સં. આર્દ્ર ( ભીનું ) + તા ( પણું ) + ચૂષ્ ( ચૂસવું ) + ક ( વાળું ) ] વિ. ભેજ ચૂસી જનારૂં.

**આર્દ્રતાદર્શક** ૧. [ સં. આર્દ્ર ( ભીનું ) + તા ( પણું ) + દર્શક ( બતાવનાર ) ] ન. હવામાંનો ભેજ જણાવનાર યંત્ર; 'હાઇગ્રોસ્કોપ'.

૨. વિ. ભીનાશ બતાવે એવું.

**આર્દ્રતામાનયંત્ર** જુઓ આર્દ્રતાદર્શક ૧.

**આર્દ્રતામાપક** ૧. [ સં. આર્દ્ર ( ભીનું ) + તા ( પણું ) + માપક ( માપનાર ) ] ન. ભીનાશ માપનારૂં યંત્ર; 'હાઇગ્રોમિટર'.

૨. વિ. ભેજ માપનારૂં.

**આર્દ્રતામાપકયંત્ર** [ સં. આર્દ્ર ( ભીનું ) + તા ( પણું ) + માપક ( માપનાર ) + યંત્ર ( સાધન ) ] ન. નક્કર અને પ્રવાહી પદાર્થની ઘનતા માપવાનું તેમાં તરી શકે એવું સાધન; જલગુરુત્વમાપક; 'હાઇડ્રોમિટર'.

**આર્દ્રત્વ** [ સં. આર્દ્ર ( ભીનું ) + ત્વ ( પણું ) ] ન. ભીનાશ; ભેજ; આર્દ્રતા.

**આર્દ્રત્વક્** [ સં. આર્દ્ર ( પોચું ) + ત્વક્ ( ચામડી ) ] ન. માંહેની કોમળ ચામડી.

**આર્દ્રત્વચા** [ સં. આર્દ્ર ( કોમળ ) + ત્વચા ( ચામડી ) ] સ્ત્રી. કોમળ ચામડી.

**આર્દ્રદેશિક** પું. ( સંગીત ) દક્ષિણ હિંદમાં ગવાતી એ નામની એક રાગિણી.

**આર્દ્રદ્વિપ્રાણિલ** પું. એક જાતનો વાયુ; 'હાઇડ્રોજન ડાઓક્સાઇડ'. તે પ્રવાહી રૂપમાં પણ હોય છે. આ પ્રવાહી જંતુવિનાશક હોઈ પાકેલ ભાગમાં લગાડવાથી પરૂવાળા ભાગને સાફ કરે છે.

**આર્દ્રધાન્ય** [ સં. આર્દ્ર ( લીલું ) + ધાન્ય ( અનાજ ) ] ન. કોથમીર; ધાણાની ભાજી.

**આર્દ્રનગર** ન. આર્દ્ર નામના રાજાનું શહેર.

**આર્દ્રનયન** ૧. [ સં. આર્દ્ર ( ભીનું ) + નયન ( આંખ ) ] ન. આંસુ ભરેલી આંખ.

૨. વિ. રોતું; આંસુ પાડતું.

**આર્દ્રપદી** [ સં. આર્દ્ર ( ભીનું ) + પદ ( પગ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ભીના પગવાળી.

**આર્દ્રપવિત્ર** ૧. [ સં. આર્દ્ર ( પાણીવાળું ) + પવિત્ર ( પાવન ) ] પું. સોમરસ.

૨. ન. મંત્રથી શુદ્ધ કરેલું પાણી. તે પીવાથી તાવ ઊતરતો હોવાનું મનાય છે.

**આર્દ્રપૃષ્ટ** [ સં. આર્દ્ર ( ભીનું ) + પૃષ્ટ ( છાંટેલું ) ] વિ. પાણી પાયેલ; તાજું કરેલ.

**આર્દ્રપ્રપ્રાણિલ** પું. એક જાતનો વાયુ; આર્દ્રદ્વિપ્રાણિલ; 'હાઇડ્રોજન ડાયૉક્સાઇડ'. પ્રવાહી રૂપમાં તે જંતુવિનાશક તરીકે વપરાય છે.

**આર્દ્રપ્રાણિલ** પું. એક જાતનો વાયુ; 'હાઇડ્રોજન ડાયૉક્સાઇડ'.

**આર્દ્રમાષા** [ સં. આર્દ્ર ( રસવાળું ) + માષ ( અડદ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જંગલી અડદ; માષપર્ણી; વનમાષ.

**આર્દ્રવાયુ** [ સં. આર્દ્ર ( ભીનું ) + વાયુ ] પું. એક જાતનો વાયુ; 'હાઇડ્રોજન.'

**આર્દ્રવાયુ પ્રાણિલ** ન. પાણી.

> આર્દ્રવાયુ હવામાં બળે છે ત્યારે આર્દ્રવાયુ પ્રાણિલ એટલે પાણી ઉત્પન્ન થાય છે.
> જ્ઞાનમાળા

**આર્દ્રવૃક્ષ** [ સં. આર્દ્ર ( લીલું ) + વૃક્ષ ( ઝાડ ) ] ન. રસવાળું ઝાડ.

**આર્દ્રશાક** [ સં. આર્દ્ર ( નવું ) + શાક ( બકાલું ) ] ન. આદુ.

**આર્દ્રસ્તબક** પું. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, યગણ, નગણ, યગણ, નગણ, યગણ, નગણ, યગણ, નગણ અને યગણ મળી ત્રીશ અક્ષરનો વર્ણદંડક સમવૃત્ત વર્ણમેળ છંદ.

**આર્દ્રસ્રાવ** [ સં. આર્દ્ર ( પલળેલું ) + સ્રાવ ( વહેન ) ] પું. ( વૈદક ) મોંઢામાં આવેલી લાળપિંડ તેમ જ બીજી સૂક્ષ્મપિંડમાંથી નીકળતું પ્રવાહી.

**આર્દ્રહરિતક** વિ. લવણામ્લ સંબંધી; મીઠાના તેજાબવાળું; 'હાઇડ્રોક્લોરિક'.

**આર્દ્રહરિતકામ્લ** ન. મીઠાનો તેજાબ; લવણામ્લ.

**આર્દ્રહરિતિલ** ન. મીઠાનો તેજાબ; લવણામ્લ; 'હાઇડ્રોક્લોરિક ઍસિડ'.

**આર્દ્રહૃદય** ૧. [ સં. આર્દ્ર ( ભાવભીનું ) + હૃદય ] ન. લાગણીવાળું અંતઃકરણ.
૨. વિ. કોમળ હૃદયવાળું.

**આર્દ્રા** ૧. [ સં. ] સ્ત્રી. ચંદ્રની સત્તાવીસ સ્ત્રીમાંની એ નામની એક.
૨. સ્ત્રી. (પિંગળ) ત્રિષ્ટુપની જાતનો અગિયાર અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. આ છંદના પહેલા અને ચોથા ચરણમાં જગણ, તગણ, જગણ અને બે ગુરુ અને બીજા અને ત્રીજા ચરણમાં તગણ, તગણ, જગણ અને બે ગુરુ હોય છે. તેનું પહેલું અને ચોથું ચરણ ઉપેંદ્રવજ્રાના માપનું અને બીજું અને ત્રીજું ચરણ ઇંદ્રવજ્રાના માપનું હોય છે.
૩. સ્ત્રી. ( જ્યોતિષ ) સત્તાવીસ નક્ષત્રમાંનું અશ્વિનીથી ગણતાં ચોમાસાનું છઠ્ઠું નક્ષત્ર. આ નક્ષત્રમાં વરસાદ પડે તેથી તેને આર્દ્રા કહેવાય છે. જ્યોતિષીઓએ આ નક્ષત્રનો આકાર કમળના જેવો અને કોઈ કોઈએ મણિના જેવો માનેલ. આમાં રહેલો માત્ર એકજ ઊજળો તારો યુરોપીય પરિભાષામાં 'આલ્ફા ઓરાઇનિસ' કહેવાય છે અને બીજા મત પ્રમાણે તે 'ગામા જેમિનોરમ' કહેવાય છે. તે મૃગથી ઈશાને રાતા રંગનો તેજમાં વધઘટ થયા કરે એવો સુંદર તારો છે. આ તારાથી આપણી પૃથ્વીને તેજ પહોંચતાં ૧૪૨ વર્ષ થાય. આપણા સૂર્ય કરતાં ત્રણ કરોડ ગણો એ જબરો પ્રચંડ સૂર્ય છે. તેના સ્વામી શિવ અને પાયાના અક્ષર કુ, ઘ, ઙ, છ છે. આ નક્ષત્રના પંદર દિવસમાં વરસાદ અને વાવણી થાય તો સારું વરસ થાય એમ મનાય. મગફળીને માટે આ નક્ષત્રની વાવણી ઉત્તમ ગણાય.

> આર્દ્રા વરસે નહીં, મૃગશિર પવન ન જોય,
> ભડલી કહે જે જાણજે, વરષા બુંદ ન હોય.
> ભડલી

૪. સ્ત્રી. સૂર્ય આર્દ્રા નક્ષત્રમાં આવે તે વખત. આ નક્ષત્રમાં સૂર્ય અષાડ માસની શરૂઆતમાં એટલે તારીખ ૨૧ જૂનથી તારીખ પાંચ જુલાઈ દરમિયાન રહે છે.
૫. ન. માણેક.

**આર્દ્રાઉત્સવ** [ સં. આર્દ્રા ( એ નામનું નક્ષત્ર ) + ઉત્સવ ( તહેવાર ) ] પું. માગશર સુદિ છઠ્ઠને દિવસે દક્ષિણ હિંદુસ્તાનમાં ઊજવાતો એ નામનો તહેવાર.

**આર્દ્રાકુસ્તુંબરી** સ્ત્રી. આદુ; આર્દિકા.

**આર્દ્રાનંદકર** ન. એ નામનું ત્રીજને દિવસે કરવામાં આવતું દેવીનું વ્રત.

> અનંતતૃતીયા, રસ કલ્યાણિની અને આર્દ્રાનંદકર એ નામનાં ત્રણ જાતનાં ત્રીજનાં વ્રત છે.
> જગત્ની ભાગવત

**આર્દ્રાલુબ્ધક** ૧. પું. ( જ્યોતિષ ) કેતુ.
૨. [ સં. આર્દ્રા ( એક નક્ષત્ર ) + લુબ્ધક ( શિકારી ) ] પું. ( જ્યોતિષ ) મૃગ નક્ષત્રની નૈર્ઋત્ય તરફ અને અગસ્ત્યની બરાબર ઉત્તરે આવેલો સૌથી તેજસ્વી તારો; 'સિરિઅસ'.

**આર્દ્રાવીર** [ હિં. ] પું. વામપંથી.

**આર્દ્રાશનિ** ૧. [ સં. ] સ્ત્રી. એ નામનું હથિયાર.
૨. સ્ત્રી. વિદ્યુત; વીજળી.

**આર્દ્રાંગાર** [ સં. આર્દ્ર ( ભેજવાળો પવન ) + અંગાર ( કોલસો ) ] પું. આર્દ્રવાયુ અને અંગાર ભેગા થતાં ઊપજતી રાસાયણિક ચીજ; અંગુનતત્ત્વવાળો ચોખ્ખો કાર્બન; 'હાઇડ્રોકાર્બન'.

**આર્દ્રાંગિરસ** જુઓ આર્દ્રાંગાર.

**આર્દ્રિકા** ૧. [ સં. આર્દ્ર ( ભીનું ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આદુ.
૨. સ્ત્રી. કોથમીર; ધાણાની ભાજી.

**આર્દ્રિલ** ૧. [ સં. આર્દ્ર ( ભેજવાળો પવન ) ] ન. હાઇડ્રોજન સાથે મળી ગયેલો પદાર્થ; 'હાઇડ્રાઇડ'.
૨. વિ. જળમય; પાણીથી ભરેલું.

**આર્દ્રીભાવ** ૧. [ સં. આર્દ્ર ( નરમ ) + ભાવ ( સ્થિતિ ) ] પું. નરમાશ; પોચપ; કોમળપણું; મૃદુતા.
૨. પું. લાગણી; માયા.

**આર્દ્રેંધન** [ સં. આર્દ્ર ( ભેજવાળું ) + ઇન્ધન ( બળતણ ) ] ન. લીલું ઈંધણું.

**આર્ધ** [ સં. ] વિ. અર્ધું. આ શબ્દ સમાસની શરૂઆતમાં જ વપરાય છે.

**આર્ધમાસિક** [ સં. આર્ધ ( અરધું ) + માસિક ( મહિનાનું ) ] વિ. પંદર દિવસનું; અર્ધો મહિનો ચાલતું.

**આર્ધરાત્રિકા:** [ સં. આર્ધ ( અરધું ) + રાત્રિકા ( રાત ) ] પું. બ. વ. અર્ધી રાતથી ગ્રહોની ગતિની શરૂઆત ગણનારા કેટલાક જ્યોતિષશાસ્ત્રી.

**આર્ધિક** ૧. [ સં. આર્ધ ( અરધ ) + ઇક ( વાળું ) ] પું. પાકનો અર્ધ ભાગ ખેતરના ધણીને આપવાની શરતે ખેતી કરનાર માણસ.
૨. પું. વૈશ્ય સ્ત્રીથી થયેલ અને બ્રાહ્મણથી ઊછરેલ છોકરો.
૩. વિ. અર્ધને લગતું.
૪. વિ. અર્ધભાગ લેનારું.

**આર્નદીલીઆન** પું. સંગેમરમર જેવો પથ્થર. તેના ઉપર યુનાની લોકો મુખ્ય બાબતોની તવારીખ, તારીખ અને હેવાલ કોતરતા.

**આર્નીથોરિંકસ** ન. શરીરની બહુ વિલક્ષણ રચનાવાળું ઑસ્ટ્રેલિઅનું વાંદરા જેવું મોઢું બહુ બાકણ એક પ્રાણી.

**આર્ફ ફકીર** [ અ. અરફ ( તેણે જાણ્યું ) + ફકીર ( સાધુ ) ] પું. જ્ઞાની સંત; પૂર્ણ પુરુષ.

**આર્બલ** [ સં. આયુસ ( જિંદગી ) + બલ ( જોર ) ] સ્ત્રી. આયુષ્ય.

**આર્બિટ્રેશન ટ્રિબ્યુનલ** [ અં. ] સ્ત્રી. લવાદ કોર્ટ; પંચ.

**આર્ભવ** ૧. પું. એ નામનો સામવેદનો ભાગ.

૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં રગણ અને જગણ મળી ૭ અક્ષરનો છંદ; ધારિકા.

૩. [ સં. ઋભુ ( એક દેવ ) ] વિ. ઋભુ દેવને ઉદ્દેશીને કરાયેલું કે રચાયેલું.

**આર્મેચર** [ અં. ] ન. ચુંબકત્વરક્ષક; લોહચુંબકના અથવા પાસપાસેના લોહચુંબકના છેડા જોડવામાં નરમ લોઢા કે પોલાદનો કટકો. ચુંબકશક્તિની તીવ્રતા જાળવી રાખવા, વજનને આધાર આપવા અને તારના સંચામાં બને છે તેમ તેની ગતિથી લોહચુંબકમાંથી અને લોહચુંબક તરફ નિશાનીઓ આપવા તેનો ઉપયોગ થઈ શકે. ઘોડાની નાલના આકારના સામાન્ય લોહચુંબકમાં ચુંબકશક્તિનો વ્યય થતો અટકાવવા તે ઉપયોગી છે.

**આર્મેડિલો** [ અં. ] ન. પીઠ અને બરડાથી તે છેક પાછલા ભાગ સુધી જાડાં ભીંગડાંથી ઢંકાયેલું દક્ષિણ અમેરિકનું ઝાડપાન ઉપર જીવતું અને રાત્રે ફરતું ચોપગું પ્રાણી. તે દરમાં રહે છે. તેના મોંમાં આગલા દાંત નથી, પણ પાછળ ઘણા દાંત હોય છે.

**આર્મેસ્લિંગ** [ અં. ] સ્ત્રી. હાથ ટેકવી રાખવાની ઝોળી.

**આર્મિ** [ અં. ] સ્ત્રી. લશ્કર; સેના; ફોજ.

**આર્મિનિઅ** પું. એશિઅ માઇનરની ઈશાન તરફ આવેલો એક પહાડી પ્રદેશ.

**આર્મિનિઅન** ૧. સ્ત્રી. અઠ્ઠાવન અર્વાચીન લિપિમાંની એક. અઠ્ઠાવન અર્વાચીન લિપિઓ: સિરિલિક, મરાઠી ( નાગરી ), મોડી, ગુજરાતી, બંગાળી, કૈથી, મૈથિલ, ઉડિયા, અહોમી, લ્હાઓ, કાશ્મીરી ( શારદા ), ગુરુમુખી, ટાકરી, ગ્રંથ, તેલગૂ-કાનડી, કાનડી, તામિલ, મલયલમ્, તુળુ, ફારશુની, સિંહલી, યવદ્વીપી, સયામી, કોરિઅન, ચીની, કાતાકાના, હિરાગાના, અનામી, મોંગોલિઅન, કાલમુક, માંચુ, સિરોકેલ્ડી, અરબી, ટર્કિશ ( તુર્કી ), પર્શિઅન, હિંદુસ્તાની ( ઉર્દૂ ), અર્વાચીન સામારિટન, રૅબ્બિનિક, આર્મિનિઅન, જ્યોર્જિઅન, ગ્રીક, રોમન, ઇટાલિક, ઇંગ્લિશ, જર્મન, સર્વિઅન, વાલાશિઅન, ગ્લેગોલિટીક, રશિઅન, અલ્બેનિઅન, રોમિક, મધરબી, ચ્યુનિક ઉર્ફે કાર્યેજિઅન, અમ્હેરિક, અઝટેક, મેક્સિકન અને મય.

૨. ન. આર્મિનિઅ દેશનું માણસ.

૩. વિ. આર્મિનિઅ દેશનું; આર્મિનિઅ દેશ સંબંધી.

**આર્મિસ્ટિસ** [ અં. ] સ્ત્રી. લડાઈ થોડા વખત માટે બંધ કરવાની બેઉ લશ્કરની કબૂલત. તે ઘાયલ થયેલાને ખસેડવા અથવા મરી ગયેલાને દાટવા થોડા વખત માટે કરાય છે, અથવા સુલેહ કરવા પહેલાંની શરૂઆતની સલાહ તરીકે કરવામાં આવે છે.

**આર્મોરિકન** સ્ત્રી. કેલ્ટિક ભાષાનો એક વિભાગ. જુઓ કેલ્ટિક ભાષા.

**આર્ય** ૧. [ સં. ] પું. અર્યનો દીકરો.

૨. પું. આર્યજાતિનો માણસ.

૩. પું. કુલીન ગૃહસ્થ; મહાશય; ઊંચા કુળનો સુધરેલો ભણેલો ડાહ્યો માણસ. પતિ, ગુરુ, મિત્ર જેવાને બોલાવવા માટે આ શબ્દ વપરાય છે.

૪. પું. ખરાબ કામોથી બચાવનાર માણસ.

૫. પું. ગુરુ.

૬. પું. જગતમાં સૌથી પહેલી સંસ્કૃતિ મેળવેલી એ નામની પ્રજા; અનાર્ય, દસ્યુ વગેરે હલકી જાતિઓથી જુદી એવી એક સુધરેલી જાતિ; સૌથી પહેલાં હિંદુસ્તાનમાં આવી વસેલા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય. આ લોકો ગોરા રંગના, ઘાટીલાં અંગવાળા અને લાંબા શરીરવાળા અને તેઓનું માથું ઊંચું, વાળ ગીચ અને નાક સારા ઘાટનું હોય છે. જૂના વખતમાં તેઓનો વિસ્તાર મધ્ય એશિઅ અને કાસ્પિઅન સમુદ્રથી ગંગા જમનાના કાંઠા સુધી હતો. તેઓનું અસલ ઠેકાણું કોઈ મધ્ય એશિઅ, કોઈ સ્કેન્ડિનેવિઅ ને કોઈ ઉત્તર ધ્રુવ બતાવે છે. તેઓ ખેતી કરતા, ઢોર પાળતા, ધાતુનાં હથિયાર બનાવતા, કપડાં વણતા અને રથ વગેરે વાપરતા.

જૈન મત પ્રમાણે માણસ જાતિના મુખ્યપણે બે ભાગ છે: આર્ય અને મ્લેચ્છ. આર્યની ૭ જાત માનવામાં આવે છે. જેમકે, ક્ષેત્ર, જાતિ, કુલ, કર્મ, શિલ્પ અને ભાષા. પંદર કર્મભૂમિમાં અને તેમાં પણ આર્ય દેશોમાં પેદા થાય તે ક્ષેત્રઆર્ય; ઇક્ષ્વાકુ, વિદેહ, હરિ, જ્ઞાત, કુરુ, ઉગ્ર વગેરે વંશોમાં પેદા થાય તે જાતિઆર્ય; કુલકર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ અને બીજા વિશુદ્ધ કુળવાળા તે કુળઆર્ય; યજન, યાજન, પઠન, પાઠન, ખેતી, લખાણ, વેપાર વગેરેથી ગુજરાન કરનારા તે કર્મઆર્ય; વણકર, હજામ, કુંભાર વગેરે અલ્પ આરંભવાળા એટલે ઓછાં પાપવાળા અને નિંદા નહિ કરવા જેવી આજીવિકાથી જીવે તે શિલ્પઆર્ય અને માન્ય ભાષામાં સુગમ રીતે બોલવાનો વ્યવહાર કરે તે ભાષાઆર્ય. એ ૭ જાતના આર્યોથી ઊલટાં લક્ષણવાળા બધા મ્લેચ્છ. કેટલાક આર્યના નવ પ્રકાર માને છે: જાતિઆર્ય, કુલઆર્ય, ક્ષેત્રઆર્ય, કર્મઆર્ય, શિલ્પઆર્ય, ભાવઆર્ય, જ્ઞાનઆર્ય, દર્શનઆર્ય અને ચારિત્રઆર્ય. હિંદુ, પારસી, ગ્રીક, રોમન, સેલ્ટ, જર્મન, સ્કેન્ડિનેવિઅન અને રશિઅન લોકો જૂના વખતમાં એક જ હતા અને એક જ ભાષા બોલતા ત્યારે તે આર્ય નામથી ઓળખાતા. તેમની ભાષામાંથી હાલની આર્ય ભાષાઓ ઊતરેલી મનાય છે.

૭. પું. દેશના અને ધર્મના કાયદાને માન આપનાર પુરુષ; પોતાના દેશના આચાર પાળનાર માણસ.

૮. પું. બુદ્ધ.

૯. પું. ( બૌદ્ધ ) બૌદ્ધ ધર્મના મુખ્ય ચાર સિદ્ધાંત ઉપર વિચાર કરી તે પ્રમાણે વર્તનાર પુરુષ.

૧૦. પું. માલિક; સ્વામી; ધણી; પતિ.

૧૧. પું. મિત્ર; દોસ્ત.

૧૨. પું. સસરો.

૧૩. વિ. આર્ય લોકોને લગતું.

૧૪. વિ. ઉદાર ચરિત્રવાળું.

૧૫. વિ. કુલીન; ખાનદાન; ઊંચા કુળનું.

૧૬. વિ. પૂજ્ય; માન્ય.

૧૭. વિ. પ્રતિષ્ઠિત; આબરૂદાર.

૧૮. વિ. લાયક; યોગ્ય.

૧૯. વિ. વફાદાર; વિશ્વાસુ.

૨૦. વિ. વૃદ્ધ; ઘરડું.

૨૧. વિ. શાંત મનનું.

૨૨. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ; સારું.

૨૩. [ સં. આર્જવ ( સરળતા ) ] વિ. સરળ સ્વભાવનું; સીધું; સમજુ; સરળ. કેવળ રૂપથી મોહે તે ગમાર, કેવળ વૈભવથી મોહે તે પામર, માત્ર કુળની મોટાઈથી અંજાય તે અંધ, ગુણો જાણે તે આર્ય.

**આર્ય અષ્ટાંગ માર્ગ** [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + માર્ગ ( રસ્તો ) ] પું. બ. વ. ( બૌદ્ધ ) મોક્ષ મેળવવાના આઠ માર્ગ: ૧. સમ્યક્ દૃષ્ટિ, ૨. સમ્યક્ સંકલ્પના, ૩. સમ્યક્ વાચા, ૪. સમ્યક્ કર્મણા, ૫. સમ્યક્ આજીવ, ૬. સમ્યક્ વ્યાયામ, ૭. સમ્યક્ સ્મૃતિ અને ૮. સમ્યક્ સમાધિ.

**આર્ય અષ્ટાંગિક માર્ગ** [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + ઇક ( વાળું ) + માર્ગ ( રસ્તો ) ] પું. ( બૌદ્ધ ) મોક્ષ મેળવવાના આઠ માર્ગ; આર્ય અષ્ટાંગ માર્ગ.

**આર્યક** ૧. પું. ( પુરાણ ) એ નામનો ગોવાળ. તે પાછળથી રાજા થયો હતો.

૨. પું. ( પુરાણ ) કદ્રુનો દીકરો એક નાગ. તેની દીકરીનું નામ ભોજા હતું. તે યદુકુળના શૂર નામના રાજાની વહુ હતી. શૂર રાજાને

એનાથી પૃથા નામની દીકરી થઈ. પૃથાનું જ નામ પાછળથી કુંતી પડ્યું હતું. આર્યકની પૌત્રી પૃથાના દીકરા ભીમસેનને દુર્યોધન વગેરે સો કૌરવ ભાઈઓએ ઝેર ખવરાવી પ્રમાણકોટી નામના પવિત્ર ઠેકાણે ડુબાડ્યો હતો, ત્યારે નદીમાંથી નાગોએ દંશ કરવાથી તેનું ઝેર ઊતરી ગયું. ભીમે સાવધ થયા પછી નાગ એની પાસે પોતાને કરડવા આવતા જાણી તેમને મારવા માંડ્યા. આ હકીકત કોઈ નાગે આર્યકને જણાવવાથી ત્યાં આવ્યો. એણે ભીમસેનને પોતાના દૌહિત્ર તરીકે ઓળખ્યો અને પાતાળમાં લઈ જઈ અમૃતપાન કરાવ્યું. પછી 'તને દશ સહસ્ર નાગનું બળ પ્રાપ્ત થાઓ' એવો આશીર્વાદ આપી ભીમસેનને હસ્તિનાપુર મોકલાવ્યો.

૩. પું. ( પુરાણ ) ધર્મસાવર્ણિ મન્વંતરમાં થનાર અવતાર વખતના વિષ્ણુના પિતા.

૪. [ સં. આર્ય ( પૂજવા લાયક ) + ક ( વાળું ) ] પું. બાપનો બાપ; દાદો.

૫. પું. માતામહ; નાનો; માનો બાપ.

૬. પું. માનવા લાયક માણસ.

૭. ન. ઔરંગાબાદ અને દક્ષિણ કોંકણથી બનેલા પ્રદેશનું જૂનું નામ. તેને એરિઅક ( આર્યક્ષેત્ર ) કહેતા. એનું મુખ્ય શહેર તગર ( હાલનું દોલતાબાદ ).

૮. ન. પિતૃઓ સંબંધી કરવામાં આવતી ક્રિયા.

૯. ન. પૂર્વજોને બલિદાન આપતી વખતે વપરાતું વાસણ.

૧૦. વિ. માન આપવા લાયક; પૂજ્ય.

૧૧. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ.

**આર્યકા** ૧. સ્ત્રી. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર.

૨. સ્ત્રી. ( પુરાણ ) ક્રૌંચ દ્વીપની એ નામની નદી. અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિરૂપવતી, શુકલા અને પવિત્રવતી એ નામની સાત ક્રૌંચ દ્વીપની નદીઓ છે.

ભગવતી ભાગવત

૩. [ સં. આર્ય ( સૌથી સારું ) + ક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ખાનદાન બાઈ.

**આર્યક્ષેત્ર** ૧. [સં. આર્ય ( એક પ્રજા ) + ક્ષેત્ર ( જગ્યા ) ] ન. આર્યલોકોથી વસાયેલો દેશ.

૨. ન. એ નામનું એક અસલના વખતનું રાજ્ય; એરિઅક.

**આર્યગાથા** સ્ત્રી. કવિ દ્વિજેન્દ્રલાલ રોયકૃત એ નામનું એક ગીતસંગ્રહનું પુસ્તક.

**આર્યજન** ૧. [સં. આર્ય ( માન આપવા લાયક ) + જન ( માણસ ) ] પું. પૂજવા લાયક માણસ.

૨. પું. માનથી બોલાવવામાં વપરાતો શબ્દ.

૩. પું. વૃદ્ધ; વડીલ.

૪. પું. સદ્ગૃહસ્થ; મહાશય.

**આર્યજનતા** [ સં. આર્ય ( એક જાતના લોક ) + જનતા ( લોકો ) ] સ્ત્રી. આર્ય લોકોનું ટોળું.

**આર્યજાતિ** [ સં. આર્ય ( એક જાતના લોક ) + જાતિ ] સ્ત્રી. એ નામની એક પ્રજા. ઋગ્વેદમાં આર્યજાતિ પાંચ ભાગમાં વહેંચાયેલી દર્શાવેલ છે: (૧) પુરુ, (૨) ત્રિત્સુ, (૩) અનુ, (૪) યદુ અને (૫) તુર્વસુ.

**આર્યતા** ૧. [ સં. આર્ય ( એક પ્રજા ) + તા ( પણું ) ] સ્ત્રી. આર્ય હોવાપણું.

૨. સ્ત્રી. ઉદાર વર્તન.

૩. સ્ત્રી. કુલીનતા; ખાનદાની.

૪. સ્ત્રી. પૂજવા લાયક હોવાપણું.

૫. સ્ત્રી. પ્રતિષ્ઠા; આબરૂ.

૬. સ્ત્રી. મનની શાંતિ.

૭. સ્ત્રી. લાયકાત; યોગ્યતા.

૮. સ્ત્રી. લોકકલ્યાણની ઇચ્છા.

૯. સ્ત્રી. વફાદારી; નિમકહલાલી.

૧૦. સ્ત્રી. વૃદ્ધાવસ્થા; ઘડપણ.

૧૧. સ્ત્રી. શ્રેષ્ઠતા; ઉત્તમપણું.

૧૨. સ્ત્રી. સરળ સ્વભાવ.

**આર્યત્વ** જુઓ આર્યતા.

**આર્યદુહિતા** [ સં. આર્ય ( ઉમદા ) + દુહિતૃ ( દીકરી ) ] સ્ત્રી. ખાનદાન કુટુંબની દીકરી.

**આર્યદેવ** પું. એ નામનો એક બૌદ્ધ તત્ત્વજ્ઞાની.

**આર્યદેશ** ૧. [ સં. આર્ય ( એક પ્રજા ) + દેશ ( વતન ) ] પું. આર્યાવર્ત; ભરતખંડ; હિંદુસ્તાન.

૨. પું આર્યોનું રહેઠાણ.

**આર્યધર્મ** ૧. [ સં. આર્ય ( એક પ્રજા ) + ધર્મ ( આચારનો નિયમ ) ] પું. બ્રાહ્મણ ધર્મ; હિંદુ ધર્મ.

૨. પું. સારું આચરણ; સદાચાર.

**આર્યન** ૧. [ અં. ] સ્ત્રી. એશિયા યુરપની ત્રણ મુખ્ય ભાષા પૈકી એક ભાષા. તેને ઇંડો જર્મેનિક કે ઇંડો યુરોપિઅન કહે છે.

૨. સ્ત્રી. હિંદ અને યુરપનાં લોકો જેમાંથી ઊતરી આવ્યાં છે તે જાતિ.

૩. વિ. આર્ય લોકોનું; આર્ય પ્રજા સંબંધી.

૪. વિ. ખાનદાન; અમીરી.

૫. વિ નિમકહલાલ.

**આર્યન મહારાજ્ય** [ આર્યન્ ( આર્યપ્રજાનું ) + મહત્ ( મોટું ) + રાજ્ય ( હકૂમતનો દેશ ) ] ન. ઈ.સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં આર્યલોકોએ સ્થાપેલ મોટી સત્તા. તેનો વિસ્તાર પશ્ચિમમાં ગ્રીસ અને ભૂમધ્ય સમુદ્રના કાંઠાથી હિંદ સુધી ફેલાયેલો હતો.

**આર્યન સેમેટિક** ૧. સ્ત્રી. લોકોની એ નામની એક જાત.

૨. ન. લોકોની એ જાતનું માણસ.

૩. વિ. લોકોની એ નામની જાતનું.

**આર્યપથ** ૧. [ સં. આર્ય ( ઉમદા ) + પથ ( માર્ગ ) ] પું. ખાનદાન માણસે વર્તવાનો રસ્તો.

૨. પું. સદાચાર.

**આર્યપદવી** [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + પદવી ( દરજ્જો ) ] સ્ત્રી. અમીરાઈ; અમીરપણું.

**આર્યપરંપરા** [ સં. આર્ય ( એક જાતના લોક ) + પરંપરા ( હાર ) ] સ્ત્રી. આર્યપ્રજાની ચાલતી આવતી પેઢી.

**આર્યપુત્ર** ૧. [ સં. આર્ય ( સસરો ) + પુત્ર ( દીકરો ) ] પું. કંથ; પતિ; સ્વામી; ધણી; ભરથાર; સસરાનો દીકરો; સાસુજાયો. આર્યસ્ત્રીઓ પોતાના ધણીનું નામ નહિ લેતાં આ શબ્દ વાપરતી. જૂના ગુજરાતી સાહિત્યમાં જેમ 'સાસુજાયા' શબ્દ વપરાય છે તેમ સંસ્કૃત સાહિત્યમાં આ શબ્દ વપરાયેલો છે.

૨. પું. કુલીન ઘરનો છોકરો.

૩. પું. ગુરુનો પુત્ર.

૪. પું. માનથી બોલાવવા માટે વપરાતો શબ્દ; માનવાચક શબ્દ.

૫. પું. મોટા ભાઈનો દીકરો; ભત્રીજો.

૬. પું. રાજકુમાર.

**આર્યપુર** [ સં. આર્ય ( એક જાતના લોક ) + પુર ( શહેર ) ] ન. વિજાપુર જિલ્લાના બદામી તાલુકામાં સાતમા આઠમા સૈકામાં ચાલુક્યોની પશ્ચિમ રાજધાની એહિઓળનું જૂનું નામ. જૂના શિલાલેખોમાં એને અય્યાબોળ કહ્યું છે.

**આર્યપ્રજા** [ સં. આર્ય ( એક જાતના લોક ) + પ્રજા ] સ્ત્રી. જગતમાં સૌથી પહેલી સુધરેલી જાતિ.

**આર્યપ્રાય** ૧. [સં. આર્ય ( એક જાતના લોક ). + પ્રાય ( ઘણું ) ] વિ. આર્યપ્રજાથી વસેલું.

૨. વિ. ખાનદાન માણસો મોટા પ્રમાણમાં રહેતાં હોય એવું.

**આર્યભગિની ભાષા** [ સં. આર્ય ( એક પ્રજા ) + ભગિની ( બેન ) + ભાષા ( બોલી ) ] સ્ત્રી. આર્યલોકોની ભાષા સાથે નજીકનો સંબંધ ધરાવનારી ભાષા. આર્યભગિની ભાષાઓમાં—૭ કરોડ અઠ્ઠાવીસ લાખ માણસ પૂર્વ અને પશ્ચિમ હિંદી ભાષા, ત્રણ કરોડ બાર લાખ માણસ પૂર્વ-પશ્ચિમ-મધ્યમ પહાડી ભાષા, એક કરોડ સિત્તેર લાખ માણસ પંજાબી ભાષા, એક કરોડ નવ લાખ રાજસ્થાની ભાષા, ચાર કરોડ છેતાલીસ લાખ બંગાળી ભાષા, એક કરોડ ગુજરાતી ભાષા અને બાકીનાં બે કરોડ પચાસ લાખ માણસ પરચુરણ ભાષા બોલે છે. દુરની

નેપાળી ભાષા તો ગુર્જર ભાષા જેવી જ છે.

**આર્યભટ** ૧. [ સં. ] પું. એ નામનો એક અસલનો જ્યોતિષી અને પ્રખ્યાત ખગોળશાસ્ત્રી. તેનો જન્મ ઈ. સ. ૪૭૬માં પાટલિપુત્રમાં થયો હતો. પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે એમ તેણે પોતાના ગ્રંથમાં દર્શાવ્યું છે.

૨. ન. ગણિત સંબંધી જ્ઞાન આપતું એ નામનું પુસ્તક.

**આર્યભટ્ટ** જુઓ આર્યભટ.

**આર્યભરત** ન. કાપડ ઉપર આરથી કરવામાં આવતું ભરતકામ; આરીભરત.

**આર્યભાવ** ૧. [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + ભાવ ( લાગણી ) ] પું. સદ્વર્તન; સદાચાર.

૨. પું. સૌથી સારી લાગણી.

**આર્યભાવના** [ સં. આર્ય ( સૌથી સારું ) + ભાવના ( લાગણી ) ] સ્ત્રી. સારી લાગણી; આર્યભાવ.

**આર્યભાષા** ૧. [ સં. આર્ય ( એક પ્રજા ) + ભાષા ( બોલી ) ] સ્ત્રી. આર્ય લોકોની બોલી; સંસ્કૃત. તેમાંથી નીકળેલી ૧૩ ભાષાઓ: ૧. આસામી, ૨. બંગાળી, ૩. ઉડિયા, ૪. બિહારી, ૫. હિંદી, ૬. ઉર્દૂ, ૭. વ્રજ, ૮. પંજાબી, ૯. સિંધી, ૧૦. રાજસ્થાની ( અથવા મારવાડી ), ૧૧. ગુજરાતી, ૧૨. મરાઠી અને ૧૩. કાશ્મીરી.

ગુજરાતી ભાષા આર્યભાષામાંથી નીચે પ્રમાણે ઊતરી આવેલ છે:




૨. સ્ત્રી. સંસ્કૃતમાંથી નીકળેલી પ્રાકૃત વગેરે ભાષા.

૩. સ્ત્રી. હિંદી ભાષા.

**આર્યભિષક** [ સં. આર્ય ( એક જાતના લોક ) + ભિષક્ ( વૈદ્ય ) ] પું. વૈદકનો એક આધારવાળો મનાતો ગ્રંથ. એ પુસ્તક મૂળ મરાઠીમાં રચેલું છે.

**આર્યભૂમિ** [ સં. આર્ય ( એક પ્રજા ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. આર્ય લોકોથી વસાયેલ દેશ; હિંદુસ્તાન.

**આર્યમાર્ગ** [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + માર્ગ ( રસ્તો ) ] પું. સદ્વર્તન; સદાચાર.

**આર્યમાર્ગપ્રાપ્ત** [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + માર્ગ ( રસ્તો ) + પ્રાપ્ત ( મેળવેલું ) ] વિ. સદાચરણી; ચારિત્ર્યવાળું.

**આર્યમિશ્ર** ૧. [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + મિશ્ર ( માન ) ] પું. ખાનદાન પુરુષ; સદ્ગૃહસ્થ.

૨. વિ. ગૌરવવાળું; માન્ય; પૂજ્ય; શ્રેષ્ઠ.

**આર્યમૈત્રેય** પું. વર્તમાનકાળના પાંચ માંહેનો એક બુદ્ધ.

**આર્યરૂપ** [ સં. આર્ય ( ખાનદાન માણસ ) + રૂપ ( દેખાવ ) ] પું. સદ્ગૃહસ્થનો ડોળ કરનાર માણસ; ધુતારો; ઢોંગી.

**આર્યલિંગી** [ સં. આર્ય ( ખાનદાન માણસ ) + લિંગ ( નિશાની ) + ઇન્ ( વાળું ) ] પું. ઢોંગી; ધુતારો; આર્યરૂપ.

**આર્યલોક** [ સં. આર્ય ( સુધરેલ ) + લોક ] પું. બ. વ. સૌથી પહેલાં ઉત્તર હિંદમાં વસનારી કુલીન પ્રજા. તેઓ દક્ષિણમાં ઈ. સ. પૂર્વે આઠમા સૈકામાં અને ઓરિસા અને આંધ્રમાં ઈ. સ. પૂર્વે ૨૫૦૦ વર્ષે દાખલ થયા. વેદમાં લખ્યા પ્રમાણે અસલના આર્ય લોકો દિશા, નક્ષત્ર, લોહચુંબકત્વ, આકાશતત્ત્વ, ગરમી, પ્રકાશ, અવાજની શક્તિ, ગ્રહો, મહામંડળો, વાદળાંની ઉત્પત્તિ, બંધારણ અને ઉપયોગિતા, વરસાદ, ગર્જના, વીજળી, સૂર્ય અને ચંદ્રનાં કિરણો વગેરેનું ઊંચા પ્રકારનું જ્ઞાન ધરાવતા. તેઓ જુદાં જુદાં પાણીનાં તત્ત્વોની શક્તિ અને ઉપયોગ જાણતા હતા અને પડઘા અને અવાજનાં આંદોલન, રજ, ખનિજ પદાર્થ અને વાતાવરણનાં દબાણોને સમજી શકતા હતા. તેઓ પોતાના રક્ષણ માટે ખાઈઓ ખોદતા, કિલ્લાઓ બાંધી જાણતા, હથિયારો અને અસ્ત્રો બનાવતા એટલું જ નહિ પણ વિમાનો અને પાણી નીચે ચાલતાં વહાણ પણ વાપરતા. તે કેમ બનાવવાં, ચાલુ કરવાં અને સમારવાં, વિમાનોની મુસાફરીમાં કઈ જાતનાં કપડાં પહેરવાં, વાતાવરણમાં નડતા ઝેરી પવનોથી કેમ બચવું વગેરે બાબતોનું સંપૂર્ણ સાહિત્ય પણ તેઓ પાછળ મૂકી ગયા છે. વૈદિક આર્યલોકોની બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય ત્રણ જાતિ અંદરોઅંદર લગ્ન કરી શકતી. તેઓ રથમાં બેસીને લડતા ને રથ પોતાની મેળે બનાવતા. એ વખતમાં લોઢાનો ઉપયોગ શરૂ થયાનું મનાય છે. વ્યવહારમાં સોનાના કટકાનો ઉપયોગ કરતા. બ્રાહ્મણોને દક્ષિણામાં સોનું, ગાય, ઘેટાં ને નોકર આપતા. દરિયાથી માહિતગાર હઈ વેપાર માટે દરિયાની મુસાફરી કરતા. કાપડ વણવાની કળા જાણતાં. જુગારના શોખમાં યુધિષ્ઠિરની પેઠે કોઈ કોઈ બધું હારી જતા. વૈદિક આર્યલોકો સ્ત્રીને ઉપભોગનું સાધન માનતા, છતાં ઘરની તે ધણિયાણી મનાતી અને યજ્ઞમાં ધણી સાથે તેને સરખો હિસ્સો અપાતો. સંગીતના સાત સ્વરો જાણતા એટલું જ નહિ પણ તેઓ જુદા જુદા પ્રકારના સંગીતથી માહિતગાર હતા ને નગારાં, વેણુ ને વીણા એ ત્રણે પ્રકારનાં વાજિંત્ર વગાડી શકતા.

**આર્યવસાહત** [ આર્ય ( એ નામના લોક ) + વસાહત ( એક દેશના લોકનો બીજા મુલકમાં વાસ ) ] સ્ત્રી. આર્યલોકોનો વસવાટ.

**આર્યવંશ** પું. આર્યોનો પરિવાર. આર્ય મહાપ્રજા ઉત્તરખંડમાંથી નીકળી જ્યોર્જિયાની આસપાસના કોકેસસ દેશમાં વસી. ત્યાંથી આ વંશની બે શાખા પૂર્વ પશ્ચિમમાં ફેલાઈ. આર્યવંશના પાંચ સંઘો સેલ્ટ, ગ્રીક, રોમન, સ્લાવ અને ટ્યૂટન પશ્ચિમ દિશામાં ગયા અને એક સંઘ પૂર્વ દિશામાં ગયો. સેલ્ટ સંઘે ફ્રાન્સ, સ્કોટલંડ, વેલ્સ ને આયર્લંડ વસાવ્યા. સેલ્ટ સંઘના વંશજોએ આજે એટલેન્ટિક મહાસાગરનો પૂર્વ કાંઠો વસાવ્યો છે. ગ્રીક સંઘે મસેડોનિયા, થેસલિ, એટિક-એમ ગ્રીસ દેશ, રોમન સંઘે ઇટલિનો દ્વીપકલ્પ, સ્લાવ સંઘે યુરપી રશિયા અને ટ્યૂટન સંઘે જર્મનિ વસાવ્યું. એ રીતે આખો યુરપ આર્યદેશ થયો. પૂર્વમાં ગયેલો આર્યસંઘ હેરાત ફરતા એરિયા દેશમાં આવ્યો. ત્યાંથી આર્યવંશની બે શાખા માંહેની એક પશ્ચિમમાં ઈરાન ગઈ. બીજી શાખા ગાંધાર, પુરુષપુર ( પેશાવર ) થઈને સિંધુ દેશમાં જઈ વસી અને ત્યાંથી ધીમે ધીમે આખા ભારતવર્ષમાં વિસ્તાર પામી.

**આર્યવીણા** [ સં. આર્ય ( એક પ્રજા ) + વીણા ( એક તંતુવાદ્ય ) ] સ્ત્રી. કવિ દ્વિજેન્દ્રલાલ રોયકૃત આર્યગાથા નામના ગીતસંગ્રહના પુસ્તકમાંનું એક ગાન.

**આર્યવીર** ૧. [ સં. આર્ય ( એક પ્રજા ) + વીર ( પરાક્રમી ) ] પું. બહાદુર આર્ય માણસ.

૨. પું. સ્વયંસેવક.

**આર્યવીરદળ** [ સં. આર્યવીર ( સ્વયંસેવક ) + દલ ( લશ્કર ) ] ન. દેશ, જાતિ, ધર્મની સેવા અને ધાર્મિક અધિકારીઓના રક્ષણને માટે યોજેલું સ્વયંસેવકોનું મંડળ.

**આર્યવૃત્ત** ૧. [ સં. આર્ય ( ખાનદાન ) + વૃત્ત ( વર્તવું ) ] ન. સદાચાર; સારી ચાલ.

૨. વિ. ધાર્મિક; પવિત્ર.

૩. વિ. ભલું; સારું.

**આર્યવૃત્તિ** ૧. સ્ત્રી. ઔદાર્ય; ઉદારતા.

૨. સ્ત્રી. બહાદુરી.

૩. [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + વૃત્તિ ( વર્તન ) ] સ્ત્રી. સૌથી સારું આચરણ; સદાચાર.

**આર્યવેશ** ૧. [ સં. આર્ય ( કુલીન માણસ ) + વેશ ( પોશાક ) ] પું. ખાનદાન માણસનો પોશાક.

૨. વિ. સજ્જનના જેવા પોશાકવાળું.

**આર્યવ્રત** ૧. [ સં. આર્ય ( એક પ્રજા ) + વૃત્ત ( ફેલાવું ) ] પું. ઉત્તર હિંદુસ્તાનનો આર્ય લોકોથી વસાયેલો દેશ. તેની ઉત્તરે હિમાલય, દક્ષિણે વિંધ્યાચળ, પૂર્વે બ્રહ્મપુત્ર નદ અને પશ્ચિમે સિંધુ નદ હતા.

૨. [ સં. આર્ય ( એક જાતના લોક ) + વ્રત ( નિયમ ) ] ન. આર્યનો નિયમ.

૩. વિ. સદ્ગૃહસ્થના આચાર અને નિયમ પાળનારું.

**આર્યશીલ** [ સં. આર્ય ( એક પ્રજા ) + શીલ ( આચાર ) ] પું. સદાચાર. જુઓ આર્યવૃત્ત.

**આર્યશ્રાવક** પું. ( બૌદ્ધ ) બૌદ્ધધર્મ પાળનાર આર્યજાતિનો માણસ.

**આર્યશ્વેત** ૧. [ સં. આર્ય ( ખાનદાન ) + શ્વેત ( ધોળું ) ] પું. સદાચારી માણસ; ગૃહસ્થ.

૨. વિ. સારા આચરણવાળું; પવિત્ર.

**આર્યસત્ય** [ સં. આર્ય ( સૌથી સારું ) + સત્ય ( સાચું ) ] ન. બૌદ્ધ ધર્મના ચાર મુખ્ય સિદ્ધાંતમાંનો એક; ઉદાત્ત સત્ય. બૌદ્ધ ધર્મના મૂળ પાયારૂપ આર્યે એટલે બુદ્ધે બતાવેલાં ચાર મહાન સત્ય: દુઃખ, સમુદય, માર્ગ અને નિરોધ. (૧) દુઃખ એટલે રાયથી રંક પર્યંત જીવ માત્ર દુઃખી છે. (૨) દુઃખસમુદય એટલે તૃષ્ણા. એ દુઃખનું કારણ છે. (૩) દુઃખનિરોધ ગામિની પ્રતિપદા એટલે દુઃખશાંતિ કરવાનો આર્ય અષ્ટાંગિક માર્ગ. (૪) દુઃખ નિરોધ એટલે તૃષ્ણાને અટકાવવાથી દુઃખ મટે છે, મોક્ષ મળે છે.

> બૌદ્ધ દર્શનમાં જે દુઃખ, સમુદય, નિરોધ, અને માર્ગ એ ચાર આર્યસત્યો છે, સાંખ્ય તથા યોગદર્શનમાં જે હેય, હેયહેતુ, હાન અને હાનોપાય એ ચતુર્વ્યૂહ છે, ન્યાયદર્શનમાં જેને અર્થપદ કહ્યાં છે તેના સ્થાનમાં આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ પાંચ તત્ત્વો જૈનદર્શનમાં પ્રસિદ્ધ છે. સુખલાલજી

**આર્યસભા** [ સં. આર્ય ( એક જાતના લોક ) + સભા ( મંડળી ) ] સ્ત્રી. આર્ય જાતિના લોકોનું મંડળ.

**આર્યસમાજ** ૧. [ સં. આર્ય ( એક પ્રજા ) + સમાજ ( મંડળ ) ] પું. વેદને મુખ્ય ગણી તે પ્રમાણે વર્તવું એવા અભિપ્રાયવાળું સ્વામી દયાનંદે સ્થાપેલું ધર્મમંડળ. આ લોકો વેદના સંહિતાભાગને સ્વતઃપ્રમાણ માને છે, મૂર્તિપૂજા, શ્રાદ્ધ અને તર્પણ કરતા નથી અને વર્ણ ગુણ કર્મ અને સ્વભાવ પ્રમાણે માને છે.

૨. પું. સ્વામી દયાનંદે સ્થાપેલો એક સંપ્રદાય.

**આર્યસમાજી** ૧. [ સં. આર્યસમાજ ( એક ધર્મમંડળ ) + ઇન્ ( વાળું ) ] પું. સ્વામી દયાનંદ સરસ્વતીએ સ્થાપેલા સંપ્રદાયનો માણસ; આર્યસમાજ ધર્મ પાળનાર માણસ.

૨. વિ. આર્યસમાજનું.

૩. વિ. આર્યસમાજનો સંપ્રદાય પાળનાર.

**આર્યસંઘ** [ સં. આર્ય ( એક જાતના લોક ) + સંઘ ( સમૂહ ) ] પું. આર્યજાતિના લોકોનો સમૂહ.

**આર્યસંસ્કૃત** [ સં. આર્ય ( એક જાતના લોક ) + સંસ્કૃત ( ભાષા ) ] ન. અસલના વખતમાં સંસ્કાર પામેલી આર્યપ્રજાથી બોલાતી સંસ્કૃત ભાષા.

> **આર્યસંસ્કૃતમાં** પણ 'તુમ્' ના સે, સેન, અસે, અસેન, કસે, કસેન, અધ્યૈ, અધ્યૈન, કધ્યૈ, કધ્યૈન, શધ્યૈ, શધ્યૈન, તવૈ, તવેહ, અને તવેન એવા અનેક આદેશો થએલા છે.
> પુરાતત્ત્વ

**આર્યસંસ્કૃતિ** [ સં. આર્ય ( એક પ્રજા ) + સંસ્કૃતિ ( સામાજિક પ્રગતિ ) ] સ્ત્રી. આર્યલોકોએ દાખલ કરેલો સુધારો.

**આર્યસિદ્ધાંત** ૧. [ સં. આર્ય ( એક પ્રજા ) + સિદ્ધાંત ( નિયમ ) ] પું. આર્ય લોકોનો નક્કી કરેલો નિયમ.

૨. ન. આર્યભટ્ટે લખેલ ખગોળશાસ્ત્રનું એ નામનું એક પુસ્તક.

**આર્યસ્થાન** [ સં. આર્ય ( એક પ્રજા ) + સ્થાન ( ઠેકાણું ) ] ન. આર્ય લોકોને રહેવાની જગ્યા.

**આર્યહૃદ્ય** [ સં. આર્ય ( ખાનદાન ) + હૃદ્ય ( ગમતું ) ] વિ. કુલીન માણસને ગમે તેવું.

**આર્યા** ૧. [ સં. અર્ય ( સાચું ) ] પું. આર્ય જાતિનો માણસ.

૨. સ્ત્રી. આર્ય લોકોની ભાષા.

૩. સ્ત્રી. આર્યાવર્તની સ્ત્રી.

૪. સ્ત્રી. ( પિંગળ ) એ નામનું એક વૃત્ત; ચાર માત્રાનો એક ગણ. તેના પહેલા અરધા ભાગમાં સાડા સાત અને પછીના અરધા ભાગમાં છઠ્ઠા ગણમાં એક જ લઘુ અક્ષર આવે તે સિવાય સાડા ૭ ગણ હોય છે. ૧ લો, ૩ જો, ૫ મો, ૭ મો જગણ ન જોઈએ. પહેલા અરધા ભાગમાં છઠ્ઠો જગણ અથવા નગણ આવવો જોઈએ.

૫. સ્ત્રી. ( પિંગળ ) એ નામનો ચાર લીટીનો માત્રામેળ છંદ. તેની પહેલી લીટીમાં ૧૨, બીજીમાં ૧૮, ત્રીજીમાં ૧૨ અને ચોથીમાં ૧૫ માત્રા હોય છે. એની ગીતિ, ઉપગીતિ વગેરે ઘણી જાતિ છે.

૬. સ્ત્રી. કુલીન સ્ત્રી; શેઠાણી; પૂજ્ય સ્ત્રી.

૭. સ્ત્રી. ગળામાં પહેરવાનું પટ્ટામાં હીરા જડેલું અને પાંદડીઓના છેડા મોતીથી બાંધેલા હોય એવું બહુ ઝમકદાર મારવાડી સ્ત્રીનું ઘરેણું. ખાસ કરીને નાચનારીઓ તે પહેરે છે.

૮. સ્ત્રી. ગાથા; ગાહા. જુઓ ગાથા. આર્યાના પાંચ ભેદ છે: આર્યા અથવા ગાહા, ગીતિ અથવા ઉગ્ગાહા, ઉપગીતિ અથવા ગાહૂ, ઉદ્ગીતિ અથવા વિગ્ગાહા, આર્યાગીતિ અથવા સ્કંધક અથવા ખંધા.

૯. સ્ત્રી. જૈન ધર્મની સાધ્વી; આરજા.

૧૦. સ્ત્રી. દાદી; પિતામહી.

૧૧. સ્ત્રી. પાર્વતી.

> ઉમા અપર્ણા ઈશ્વરી ગૌરી ગિરિજા હોઈ,
> મૃડા ચંડિકા અંબિકા ભવા ભવાની સોઈ;
> **આર્યા** મેનકજા અજા સર્વમંગલા નામ,
> શિવા નામ શિવ ઉર વસી જેહ સદા સુખધામ.
> પિંગળલઘુકોષ

૧૨. સ્ત્રી. સાસુ.

**આર્યાકુંડલિની** પું. ( પિંગળ ) આર્યાની ૫૭ અને રોલાની ૯૬ મળી ૧૫૩ માત્રાનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે કુંડલિનીનો એક ભેદ છે.

**આર્યાગીતિ** ૧. [ સં. ] સ્ત્રી. એક જાતનો રાગ.

૨. સ્ત્રી. ( પિંગળ ) પહેલા અને ત્રીજા ચરણમાં બાર અને બીજા અને ચોથા ચરણમાં વીશ માત્રા એમ ચોસઠ માત્રાનો એક છંદ. તેમાં દર ચોથી માત્રાએ વિસામો આવે છે. આર્યાના કેટલાક સમ વિષમ ભેદમાં માત્રાઓ અને કેટલાકમાં માત્રાઓ અને ગણ બેઉ હોય છે.

તેના વિષમ ગણમાં જગણ નથી હોતો અને છેડે ગુરુ હોય છે.

**આર્યાગીતિકુંડલી** પું. (પિંગળ) એ નામનો એક વિષમજાતિ છંદ. તેમાં આર્યાગીતિની ૬૪ અને રોલાની ૯૬ મળી ૧૬૦ માત્રા હોય છે.

**આર્યાધિષ્ઠિત** [સં. આર્ય (સૌથી સારું) + અધિષ્ઠિત (રહેલું)] વિ. ખાનદાન; કુલીન; ઉત્તમ આચરણવાળું; ન્યાયને રસ્તે ચાલનાર.

**આર્યામર્કટી** પું. (પિંગળ) એ નામનો આર્યાની જાતિનો છંદ.

**આર્યાવર્ત** ૧. [સં. આર્ય (એક પ્રજા) + આવર્ત (કૂંડાળું)] પું. ઉત્તરે હિમાલય, દક્ષિણે વિંધ્ય પર્વત, પૂર્વમાં બંગાળની ખાડી અને પશ્ચિમમાં અરબી સમુદ્ર વચ્ચેનો હિંદુસ્તાનનો ભાગ; આર્યોનું રહેઠાણ; પૂર્વ સમુદ્રથી તે પશ્ચિમ સમુદ્ર સુધી અને હિમાલયથી તે વિંધ્યાચળ સુધીનો જ્યાં આર્ય લોક પ્રથમ વસ્યા અને પ્રસર્યા તે પ્રદેશ.

૨. પું. ગંગા અને જમના નદીની ઉપરનો અને સિંધુની પૂર્વ તરફનો આર્ય લોકોએ પહેલાં રોકેલો પ્રદેશ; ઉત્તર હિંદુસ્તાન.

૩. [સં. આર્ય (માનનીય) + આવર્ત (કૂંડાળું)] પું. પાવન જમીન.

૪. પું. ભરતખંડ; હિંદુસ્તાન.

**આર્યાવર્તી** ૧. વિ. આર્યાવર્તમાં રહેનાર.

૨. [સં. આર્યાવર્ત (હિંદુસ્તાન) + ઇન્ (વાળું)] વિ. હિંદ સંબંધી; ભરતખંડને લગતું; આર્યાવર્તીય.

**આર્યાવર્તીય** ૧. [સં. આર્યાવર્ત (હિંદુસ્તાન) + ઇય (વિષેનું)] વિ. આર્યાવર્તને લગતું; ભરતખંડ સંબંધી; હિંદ વિષેનું.

૨. વિ. આર્યાવર્તમાં રહેનાર.

**આર્યાવિલાસ** ૧. પું. એ નામનું પ્રાકૃત કાવ્ય.

૨. [સં. આર્યા (પાર્વતી) + વિલાસ (મોહક હાવભાવ)] પું. દુર્ગા વીની શૃંગારક્રીડા.

**આર્યાવૃત્ત** પું. એ નામનો એક છંદ; આર્યા.

**આર્યાસપ્તશતી** [સં.] સ્ત્રી. ગોવર્ધનાચાર્યે લખેલું એ નામનું એક સંસ્કૃત પુસ્તક.

**આર્યિકા** [સં. આર્યક (કુળવાન માણસ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ખાનદાન સ્ત્રી.

**આર્યેતર** [સં. આર્ય (એક જાતના લોક) + ઇતર (બીજું)] વિ. આર્ય પ્રજા સિવાયનું બીજું; આર્યથી જુદું.

**આર્યોડ્રેવિડિઅન** [અં. આર્યો (આર્ય પ્રજાનું) + ડ્રવિડિઅન (દ્રવિડ દેશનું)] પું. સંયુક્ત પ્રાંતો અને બિહાર અને સીલોનમાં વસતા આર્ય અને દ્રવિડ લોકોની મિશ્ર જાતિના લોક.

**આર્યોદય** [સં. આર્ય (એક જાતના લોક) + ઉદય (ચડતી)] પું. આર્ય પ્રજાની ચડતી.

**આર્યૌષધિ** [સં. આર્ય (સારું) + ઔષધિ (ઓસડ)] સ્ત્રી. હિંદુસ્તાનમાં થતી ગુણકારી દવા.

**આર્થ્ય** [સં.] પું. એક ઊંચી જ્ઞાતિ. જુઓ આર્ય.

**આર્શ** ૧. સ્ત્રી. એક તારાવાળું નક્ષત્ર.

૨. [સં. ઋશ્ય (ધોળા પગવાળું હરણ)] વિ. હરણ સંબંધી; હરણનું.

**આર્ષ** ૧. [સં. આર્ષ (ઋષિ સંબંધી)] પું. ઋષિઓથી ઊતરી આવેલ વિવાહના આઠ પ્રકાર માંહેનો એક. તેમાં કન્યાનો બાપ વર પાસેથી માત્ર એક કે બે ગાય લઈને પોતાની કન્યા વરને આપે છે. વિવાહના આઠ પ્રકાર: બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ.

૨. ન. (શિલ્પ) લિંગની એક જાત. તેના ચાર વર્ગ છે: દૈવિક (દેવ લોકોનું), માનુષ (મનુષ્યનું), ગાણુવ (ગણ લોકોનું) અને આર્ષ (ઋષિનું).

૩. ન. વર્તમાન, ભૂત ને ભવિષ્ય સંબંધી ઋષિનું જ્ઞાન; ઋષિનું ત્રિકાળ જ્ઞાન.

૪. ન. વેદ.

૫. વિ. ઋષિ જ વાપરતા હોય તેવું.

૬. [સં. ઋષિ] વિ. ઋષિએ બનાવેલું; ઋષિકૃત.

૭. વિ. ઋષિએ સેવેલું; ઋષિસેવિત.

૮. વિ. ઋષિને લગતું; ઋષિ સંબંધી; ઋષિનું.

૯. વિ દૈવી; અતિમાનુષ; દિવ્ય; પેગંબરી; અલૌકિક.

૧૦. વિ. પવિત્ર.

૧૧. વિ. વૈદિક.

**આર્ષક્રમ** [સં. આર્ષ (ઋષિનું) + ક્રમ (ધારો)] પું. ઋષિઓનો રિવાજ.

**આર્ષગ્રંથ** [સં. આર્ષ (ઋષિનું) + ગ્રંથ (પુસ્તક)] પું. ઋષિએ બનાવેલું પુસ્તક.

**આર્ષચક્ષુ** [સં. આર્ષ (દિવ્ય) + ચક્ષુસ (આંખ)] ન. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળ જોઈ શકનારી દૈવી આંખ.

**આર્ષજીવન** [સં આર્ષ (ઋષિનું) + જીવન] ન. ઋષિના જેવી સાદી અને પવિત્ર જિંદગી.

**આર્ષજ્ઞાન** [સં. આર્ષ (દૈવી) + જ્ઞાન] ન. બ્રહ્મજ્ઞાન.

**આર્ષત્વ** [સં આર્ષ (દિવ્ય) + ત્વ (પણું)] ન. દિવ્યતા.

**આર્ષદૃષ્ટા** [સં. આર્ષ (વેદ) + દ્રષ્ટૃ (જોનાર)] વિ. વેદ જાણનાર.

**આર્ષદૃષ્ટિ** ૧. સ્ત્રી. દૈવી જ્ઞાન.

૨. [સં. આર્ષ (પવિત્ર) + દૃષ્ટિ (નજર)] સ્ત્રી. પવિત્ર નજર.

**આર્ષદેશ** [સં. આર્ષ (ઋષિનું) + દેશ] પું. ઋષિના વસવાટની જગ્યા.

**આર્ષદ્રષ્ટા** ૧. [સં. આર્ષ (અલૌકિક) + દ્રષ્ટૃ (જોનાર)] વિ. દૈવી જ્ઞાનવાળું.

૨. વિ. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળ જોનાર.

**આર્ષધર્મ** ૧. પું. કન્યાનો બાપ વર પાસેથી માત્ર એક કે બે ગાય લઈને પોતાની દીકરી કન્યાદાનમાં આપે એવો વિવાહ.

૨. [સં. આર્ષ (ઋષિ સંબંધી) + ધર્મ (ફરજ)] પું. મનુ વગેરે ઋષિઓએ જણાવેલ આચરણના નિયમ.

**આર્ષપદ્ધતિ** [સં. આર્ષ (ઋષિનું) + પદ્ધતિ (રીત)] સ્ત્રી. ઋષિઓએ નક્કી કરેલ રિવાજ.

**આર્ષપ્રયોગ** ૧. [સં. આર્ષ (ઋષિનું) + પ્રયોગ (અખતરો)] પું. અતિ જૂના વખતમાં ઋષિએ કરેલ અખતરો.

૨. પું. છંદમાં કવિએ વ્યાકરણ વિરુદ્ધ કરેલ ઉપયોગ.

૩. પું. વ્યાકરણના નિયમ વિરુદ્ધ શબ્દનો વ્યવહાર. અસલના જૂના સંસ્કૃત ગ્રંથોમાં ઘણું કરીને વ્યાકરણ વિરુદ્ધ પ્રયોગ મળે છે તેને વ્યાકરણરીતિથી અશુદ્ધ ન કહેતાં આર્ષ કહે છે. ગાયત્રીમાં 'ધીમહિ' રૂપ વૈદિક કાળના ઋષિ મુનિઓએ વાપરેલ ખાસ અનિયમિત રૂપ છે. સંસ્કૃત ધાતુ "ધ્યૈ" (ધ્યાન કરવું) ઉપરથી વિધ્યર્થ પહેલો પુરુષ બહુવચન 'ધ્યાયેમ' થાય, પણ ગાયત્રીમાં 'ધીમહિ' એમ અનિયમિત રૂપે વપરાયું છે. આવા પ્રયોગને આર્ષ પ્રયોગ કહે છે. સંસ્કૃત સાહિત્યમાં મળી આવતા આવા પ્રયોગથી જે તે સાહિત્યનો વખત નક્કી થઈ શકે છે અને ક્યારેક તેના પ્રણેતા ક્યા ઋષિમુનિ છે તે પણ સહેજે જણાઈ આવે છે.

**આર્ષપ્રાકૃત** [સં. આર્ષ (ઋષિનું) + પ્રાકૃત (એક ભાષા)] સ્ત્રી. ઋષિ મુનિઓના વખતમાં ફેલાયેલી પ્રાકૃત ભાષાનું એક સ્વરૂપ.

**આર્ષભ** ૧. [સં. ઋષભ (પહેલા તીર્થંકર)] ન. જૈનોના પહેલા તીર્થંકર ઋષભદેવનું ચરિત્ર.

૨. [સં. ઋષભ (આખલો)] વિ. બળદ સંબંધી.

**આર્ષભાષા** [ સં. આર્ષ ( ઋષિનું ) + ભાષા ] સ્ત્રી. સંસ્કૃત ભાષાનો એક પ્રકાર.

**આર્ષભિ** [ સં. ઋષભ ( પહેલા તીર્થંકર ) ] પું. ઋષભદેવનો દીકરો; ભરત.

**આર્ષભી** ૧. સ્ત્રી. ( સંગીત ) અંશ ઉપરથી થતી રાગની જાતિ.
૨. [ સં. ] સ્ત્રી. એ નામની વનસ્પતિ; કવચ.

**આર્ષભીવીથિ** [ સં. આર્ષભ ( બળદ સંબંધી ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + વીથિ ( રસ્તો ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) ગ્રહોના વચ્ચેના માર્ગના ત્રણ ભાગ માંહેનો એ નામનો એક. પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની અને મઘા એ ત્રણ નક્ષત્રની આર્ષભીવીથિ કહેવાય છે.

**આર્ષભોમ** [ સં. આર્ષ ( ઋષિનું ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. ઋષિઓ જ્યાં વસતા હોય તેવી જમીન; તપોવન.

**આર્ષભ્ય** ૧. [ સં. ઋષભ ( આખલો ) નું વિશેષણ ] પું. ખસી કરવા જેટલી ઉમરે પહોંચેલો ગોધો.
૨. પું. ઘરમાં જોડી શકાય તેવી ઉમરે પહોંચેલો વાછડો.

**આર્ષમ** [ સં. ઋષિ ] ન. ઋષિ મુનિઓના વખતમાં વપરાતી પ્રાકૃત ભાષા.

**આર્ષવચન** [ સં. આર્ષ ( ઋષિનું ) + વચન ] ન. ઋષિનો શબ્દ.

**આર્ષવાણી** ૧. [ સં. આર્ષ ( ઋષિનું ) + વાણી ( બોલી ) ] સ્ત્રી. ઋષિની વાણી.
૨. સ્ત્રી. દૈવી શબ્દ; આકાશવાણી.

**આર્ષવિવાહ** [ સં. આર્ષ ( ઋષિનું ) + વિવાહ ( લગ્ન ) ] પું. કન્યાનો બાપ વર પાસેથી માત્ર એક કે બે ગાય લઈને પોતાની કન્યા પરણાવે એવો વિવાહ.

**આર્ષશાસ્ત્ર** [ સં. આર્ષ ( ઋષિ સંબંધી ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. ઉપનિષદ.
આર્ષદૃષ્ટિનાં દર્શનો હોઈને ઉપનિષદો **આર્ષશાસ્ત્ર** પણ કહેવાય છે. સંસ્કૃત પુષ્પાંજલિ

**આર્ષશૃંગી** પું. દુર્યોધનની બાજુનો એ નામનો એક રાક્ષસ. તેણે અર્જુનના દીકરા ઇરાવાનને માર્યો હતો.

**આર્ષસંસ્કૃત** [ સં. આર્ષ ( વેદનું ) + સંસ્કૃત ( એક ભાષા ) ] ન. વેદના વખતમાં વપરાતું સંસ્કૃત.

**આર્ષી** પું. ( પિંગળ ) અનુષ્ટુપની જાતનો એક છંદ.

**આર્ષાનુક્રમણી** [ સં. આર્ષ ( વેદનું ) + અનુ ( એક પછી એક ) + ક્રમ ( જવું ) ] સ્ત્રી. કાત્યાયને બનાવેલી વેદની અનુક્રમણિકા. તેમાં દરેક સૂક્તના ઋષિ, દેવતા, છંદ અને વિનિયોગનું વર્ણન આપવામાં આવ્યું છે.

**આર્ષિક્ય** [ સં. આર્ષ ( ઋષિનું ) ] ન. ઋષિનો ધર્મ.

**આર્ષિષેણ** [ સં. ઋષિષેણ ( એ નામના ઋષિ ) ] પું. ઋષિષેણ ઋષિનો વંશજ.

**આર્ષી અનુષ્ટુપ** પું. ( પિંગળ ) બત્રીસ અક્ષરનો અનુષ્ટુપની જાતનો છંદ.

**આર્ષીઉષ્ણિક** પું. ( પિંગળ ) ઉષ્ણિક છંદનો અઠ્ઠાવીસ અક્ષરવાળો એક પ્રકાર.

**આર્ષીગાયત્રી** પું. ( પિંગળ ) ચોવીસ અક્ષરનો એક છંદ.

**આર્ષીજગતી** પું. ( પિંગળ ) જગતી છંદનો અડતાલીસ અક્ષરવાળો એક પ્રકાર.

**આર્ષીપંક્તિ** પું. ( પિંગળ ) ચાલીસ અક્ષરનો પંક્તિની જાતનો એક છંદ.

**આર્ષીબૃહતી** પું. ( પિંગળ ) બૃહતીની જાતનો છત્રીસ અક્ષરવાળો એક છંદ.

**આર્ષેય** ૧. [ સં. આર્ષ ( ઋષિનું ) ] પું. ઋષિનું ગોત્ર અને પ્રવર.
૨. પું. ધાર્મિક સાહિત્ય જાણનાર ઋષિ.
૩. પું. પઠન, પાઠન, યજન, યાજન, અધ્યયન, અધ્યાપન જેવું ઋષિઓએ કરવાનું કર્મ.
૪. [ સં. આર્ષ ( વૈદિક ) ] ન. એ નામનું એક ઉપનિષદ.
૫. ન. સામવેદનું એક બ્રાહ્મણ. તેમાં સામગાનના ઋષિનાં નામ આપવામાં આવ્યાં છે.
૬. વિ. ઋષિ સંબંધી.
૭. વિ. એક જ ગોત્રનું.
૮. વિ. માન આપવા લાયક; પૂજવા જેવું.

**આર્ષેયબ્રાહ્મણ** ન. સામવેદનું એક બ્રાહ્મણ. તેમાં સામગાનના ઋષિનાં નામ આપવામાં આવ્યાં છે.

**આર્ષ્ટિષેણ** ૧. પું. એ નામનો એક મુનિ.
૨. પું. ( પુરાણ ) ગંધર્વની એક જાત.
૩. પું. ( પુરાણ ) તે નામનો ચંદ્રવંશી એક રાજા.

**આર્ષ્ટિષેણાશ્રમ** પું. એ નામનું એક તીર્થ.

**આર્સેનિક** [ અં. ] ન. સોમલ.

**આર્સેલા** પું. એક પ્રકારના કીડા.

**આર્હત** ૧. [ સં. અર્હત ( તીર્થંકર ) ] પું. જૈન ધર્મ પાળનાર પુરુષ.
૨. પું. બુદ્ધ.
૩. ન. જૈન મત.
૪. વિ. જૈન મતને લગતું.
૫. વિ. બુદ્ધદેવનું.

**આર્હતદર્શન** [ સં. અર્હત ( તીર્થંકર ) + દર્શન ( શાસ્ત્ર ) ] ન. એક ચીજ અનેક રૂપમાં દેખાય એવો મત.

**આર્હતપ્રવચન** [ સં. અર્હત ( તીર્થંકર ) + પ્રવચન ( વ્યાખ્યાન ) ] ન. ( જૈન ) શાસ્ત્ર; આગમ.

**આર્હંતી** [ સં. અર્હ ( લાયક હોવું ) ] સ્ત્રી. યોગ્યતા; લાયકાત.

**આર્હંત્ય** [ સં. અર્હ ( પાત્ર હોવું ) ] ન. યોગ્યતા; લાયકાત.

**આર્હાયણ** [ સં. અર્હન્ ( એક ઋષિ ) ] પું. અર્હન્ નામના ઋષિનો વંશજ.

**આલ** ૧. [ સં. આલ ( નકામું ) ] પું. શ્રમ; તસદી; મહેનત.
૨. પું. હિંદુસ્તાની રેશમનો કીડો.
૩. પું.; સ્ત્રી. ( કચ્છી ) પીડા; અડચણ; હરકત.
૪. સ્ત્રી. એક વાંભ લાંબી, સફેદ રંગની અને માથે કાળા ડાઘવાળી એક જાતની માછલી.
૫. સ્ત્રી. ઘોડાની કેશવાળી.
૬. સ્ત્રી. ટેવ; હેવા; આદત.
૭. સ્ત્રી. ( હિંદી ) ડુંગળીનો લીલો છોડવો.
૮. સ્ત્રી. દૂધી; નઈ.
૯. સ્ત્રી. ( ડિંગળ ) પક્ષીઓનો માળો; ઘોંસલા.
૧૦. સ્ત્રી. રબારીની એ નામની અટક.
૧૧. [ સં. ] સ્ત્રી. હરતાલ; હરિતાલ; હડતાલ.
૧૨. સ્ત્રી. હળની હાલ; હળના તુંગામાં જડેલું લાકડું.
૧૩. સ્ત્રી. બ. વ. જમીન અને પાણીમાં વસતાં હલકાં પ્રાણીઓનાં અને માછલીનાં ઈંડાં; મીનાંડ.
૧૪. [ અ. ] સ્ત્રી. બ. વ. દીકરીનાં સંતાન. અસલ દીકરીના વંશને આલ અને દીકરાના વંશને ઓલાદ કહેતા.
૧૫. ન. આળ; અટકચાળું; છેડ.
૧૬. ન. ભેજ; ભીનાશ; આર્દ્રતા.
૧૭. [ સં. અલ્ ( શણગારવું ) ] ન. ( હિંદી ) મહુડાનાં પાંદડાં જેવાં પાનવાળું, બારે માસ ધોળા રંગનાં સારી વાસવાળાં ફૂલોવાળું, આથણામાં ઉપયોગી ફળવાળું અને રંગકામમાં વપરાતું ગુજરાત, કાઠિયાવાડ, ખાનદેશ અને વરાડ જિલ્લાનાં જંગલોમાં થતું એક સાધારણ મોટું ઝાડ; સુરંજી. રાનીપરજના લોકો તેનાં ફળનું શાક કરે છે.
૧૮. ન. યુક્તિ; તરકીબ; છળકપટ; હાથચાલાકી.
૧૯. ન. રબારીની એ નામની અટકનું માણસ.
૨૦. ન. લીંબુ.

૨૧. ન. સંતાન; બાળક; પ્રજા.

૨૨. [ સં. આર્દ્ર; પ્રા. અલ્લ ] વિ. આળું; જરા અડવાથી દુખાય એવું.

૨૩. વિ. પુષ્કળ; ઘણું.

૨૪. વિ. રબારીની એ નામની અટકનું.

૨૫. વિ. લીલું; નહિ સુકાયેલું.

૨૬. વિ. વિશાળ; મોટું.

૨૭. વિ. વ્યર્થ; નકામું.

જિણી દિણી હુઈ દેવ ઉફરાટઉ, તિણિ દિણી સહુ ઈ આલ. — કાન્હડદેપ્રબંધ

૨૮. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ; સૌથી સારૂં.

૨૯. અ. નજીક; પાસે.

૩૦. અ. નામ ઉપરથી વિશેષણ બનાવનાર પ્રત્યય. જેમકે, રસ + આલ = રસાલ.

**આલઓલાદ** [ અ. આલ ( પ્રજા ) + ઔલાદ ( વંશ ) ] સ્ત્રી. કચ્ચાંબચ્ચાં; છોકરાંછૈયાં; બાલબચ્ચાં; વંશવેલો; કુટુંબવિસ્તાર; લીલીવાડી; ફૂલવાડી.

**આલઔલાદ** ૧. [ અ. આલ ( પ્રજા ) + ઔલાદ ( વંશ ) ] ન. કુટુંબ; છોકરાંછૈયાં.

૨. ન. વંશ.

**આલક** સ્ત્રી. ફટકડી.

**આલકત** પું. ( ડિંગળ ) અલતો; હાથપગ રંગવામાં વપરાતો લાલ રંગ.

**આલકતક** પું. ( ડિંગળ ) અલતો; મેંદીનો છૂંદો.

**આલકરી** ૧. સ્ત્રી. ખાનદેશ તરફ રહેતી અને ખેતીની મજૂરીનો ધંધો કરતી એક જાત.

૨. ન. એ નામની જાતનું માણસ.

૩. વિ. એ નામની જાતનું.

**આલકલિ** [ અં. ઍલ્કલિ ] ન. ઉદકજનકવાયુ (હાઇડ્રોજન) અને પ્રાણવાયુ (ઑક્સિજન)ની લિથિઅમ, સોડિઅમ, પોટેશિઅમ, રૂબિડિઅમ કે સિસિઅમ નામના મૂળતત્ત્વ સાથેની રાસાયણિક મેળવણી; અમ્લ પદાર્થના રસાયણી (કેમિકલ) ગુણને તોડી નાખવાનો ગુણ ધરાવતી ચીજ. જેમકે, સોડા અને ચૂનાની આછ.

**આલકસ** ૧. [ સં. આલસ્ય ] સ્ત્રી. આળસ; મંદતા; સુસ્તી.

૨. સ્ત્રી. ઊંઘ આવવાપણું; ઝોલાં.

૩. સ્ત્રી. મુલતવી રાખવાપણું; વિલંબ; ઢીલ.

**આલકસી** ૧. [ સં. આલસ્ય ( આળસ ) ] ન. આળસુ માણસ.

૨. વિ. આળસુ; સુસ્ત.

૩. વિ. ઝોલાં ખાતું.

૪. વિ. ટાઢું; ધીમું.

**આલકસ્ય** [ સં. આલસ્ય ( આળસ ) ] ન. આળસુ માણસ.

**આલકંકક** વિ. બર્બર દેશમાંથી નીકળતા પરવાળાના રંગનો એક હીરો. તે રાતો અને કઠણ છે.

**આલકું** ન. એક જાતનું શાક; નોલકોલ.

**આલકોહોલ** ૧. [ અં. ઍલ્કોહૉલ ] પું. દારૂ. તે ફળ અને અનાજમાંથી નીકળે છે.

૨. [ અ. આલકહાલ ] પું. સુરમો. એની ભૂકી ઓરતો ભમર કાળી કરવાને વાપરતી.

**આલકવ્યાદિ** ન. બ. વ. થોર, દિવેલીના વર્ગની વનસ્પતિના પ્રકાર.

**આલક્ષવું** ૧. [ સં. આ ( ચારે બાજુ ) + લક્ષ્ ( જોવું ) ] સ. ક્રિ. જોવું; દેખવું.

૨. સ. ક્રિ. દેખાડવું; ચીંધવું; ઉદ્દેશવું.

**આલક્ષિત** ૧. [ સં. આ ( ચોપાસ ) + લક્ષ્ ( જોવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. અવલોકિત; દેખેલું; જોયેલું.

૨. વિ. ચિહ્ન ઉપરથી જાણેલું.

૩. વિ. જરા દેખાતું.

૪. વિ. દેખાય એવું.

૫. વિ. રેખાવાળું; ચિહ્નથી દેખાડેલું.

**આલક્ષ્ય** ૧. વિ. જાણવા યોગ્ય.

૨. [ સં. આ ( ચોપાસ ) + લક્ષ્ ( જોવું ) + ય ( જેવું ) ] વિ. જોવા જેવું.

૩. વિ. દૃશ્ય; દેખી શકાય એવું.

૪. વિ. લક્ષણ ઉપરથી જાણી શકાય એવું.

**આલખવું** ૧. [ સં. આ ( ઓછું ) + લિખ્ ( લખવું ) ] સ. ક્રિ. ચીતરવું; આળેખવું.

૨. સ. ક્રિ. લલકારવું; ગાવું.

આલખ્યો રાગ મલ્હાર. — ભાલણ

**આલખીપાલખી** [ આલખી ( પાલખીનું બેવડું રૂપ ) + પાલખી ] સ્ત્રી. ત્રણ કે વધારે જણથી રમાતી એક બાળરમત; રાજાપાલખી; પાલખી; પાલખીપોચંડા. જો રમનાર છોકરાં વધારે હોય તો તેમના ત્રણ ત્રણના જથ્થા પાડવામાં આવે છે. ત્રણ છોકરાંની જોડમાંથી બે મોટાં છોકરાં સામસામાં ઊભે પગે બેસે. પછી પોતાના જમણા હાથના પંજા પોતાના ડાબા હાથની કોણી ઉપર મૂકી, ડાબો હાથ લાંબો રાખી સામસામી જમણા હાથની વાળેલી કોણી આગળથી પકડે. આમ કરવાથી ત્રણ ખાનાં થાય. તેમાંનાં આજુબાજુનાં બે ખાનાંમાં એકેકો પગ લટકતો મુકાવી વચલા ખાના ઉપર ત્રીજા રમનારને બેસાડે. તે પોતાના બન્ને હાથ પોતાને ઉપાડનાર છોકરાંને ગળે ભેરવી પોતે પડી ન જાય એમ ઝાલીને બેસે. આમ બધા જથ્થા તૈયાર થઈ રહ્યા પછી તે સીધી હારમાં ઊભા રહી એકી વખતે દોડવા માંડે. તેમાંથી જે જથ્થો આગળ દોડી જાય તે જીત્યો ગણાય.

**આલગદ** પું. જળસાપ; પાણીનો નાગ.

**આલગર્દ્ધ** [ સં. ] પું. પાણીનો નાગ; જળસાપ.

**આલગા** [ અં. ઍલ્ગી ] સ્ત્રી. રાતા, ભૂરા કે લીલા રંગના દરિયાઈ છોડ.

**આલગાવર્ણન** [ આલગા ( એક જાતના છોડ ) + વર્ણન ] ન. એક જાતની દરિયાઈ વનસ્પતિ સંબંધી હકીકત.

**આલગાવેત્તા** [ આલગા ( એક જાતના છોડ ) + વેત્તૃ ( જાણનાર ) ] પું. આલગા નામના દરિયાઈ છોડ જાણવામાં પ્રવીણ માણસ.

**આલગુલાટિયું** ન. ગુલાંટ; આલગોટિયું.

**આલગોટિયું** ન. ગુલાંટ; ઊંધે માથે હડી પડવું તે.

**આલચુ** ન. એક જાતનું ઝાડ.

**આલજિનનીલ** [ હિં. ] પું. ખરાબ સ્વપ્નું; ભયંકર સમણું.

**આલડ** ( આલડ઼ ) ન. વળતાં પાણી; ઓટ.

**આલડર** ન. એક જાતનું ઝાડ. એનું પીળા રંગનું લાકડું પાણીથી કોહતું નથી, તેથી તે વહાણ બનાવવાના કામમાં આવે છે.

**આલણ** ન. ( ગ્રામ્ય ) એક જાતનો ચટાય એવો ખોરાક; ઘેંશ; ઢખું.

**આલણદે** સ્ત્રી. એ નામની એક સ્ત્રી. આ આદર્શ ચારણી સ્ત્રી પોતાની પતિભક્તિ અને સ્વરૂપ માટે જાણીતી થઈ ગયેલ છે.

આભામંડળ વીજળી, ધરતીમંડળ મે;
નરાંમંડળ નાગડો (એમ) અસ્ત્રીયાં આલણદે.
— નાગ-નાગમદેનો દુહો

**આલત** ૧. [ અ. ] સ્ત્રી. ઓજાર; હથિયાર; સાધન.

૨. સ્ત્રી. ( વહાણવટું ) દોરડું.

૩. સ્ત્રી. પુરુષની ગુહ્ય ઇંદ્રિય.

**આલતંઘા** [ તુ. ] પું. ખત, બક્ષિશ, દસ્તાવેજ વગેરે ઉપર મારવામાં આવતો રાતી સાહીનો રાજ્યનો સિક્કો.

**આલતાઈ** ૧. પું. ચીનનો એ નામનો એક પર્વત.

૨. સ્ત્રી. ચીનની એક ભાષા.

**આલતુફાલતુ** ૧. વિ. ચોક્કસ નહિ એવું; અનિર્દિષ્ટ; અચોક્કસ; ગમે તે.

૨. વિ. પરચૂરણ; નજીવું.

૩. વિ. સંબંધ વગરનું.

**આલત્ત** ૧. [ સં. આલપિત; પ્રા. આલત્ત ] વિ. બોલાયેલું; ગવાયેલું.
૨. વિ. વગાડેલું; બજાવેલું.

**આલન** ૧. પું. કૂંવળ, પરાળ, ઠૂંસાં, ભૂસું વગેરે મેળવી કરેલો ગારો.
૨. પું. [ હિં ] દાળની સાથે મેળવેલો ચણાનો લોટ; શાકમાં નાખવાનું વેસણ.

**આલપ** [ સં. આ (વધારે) + લપ્ (બોલવું) ] પું. ( સંગીત ) ગાયન શરૂ કરતાં પહેલાં તેની તૈયારીરૂપે અને વચ્ચે રાગની ધૂનમાં 'આ આ' એમ ગાવું તે. જુઓ આલાપ.

**આલપન** ૧. [ સં. આ ( ઘણું ) + લપ્ ( બોલવું ) + અન ( પણું ) ] ન. બકવાટ; લવારો.
૨. ન. વાતચીત.

**આલપવું** [ સં. આ ( વધારે ) + લપ્ ( બોલવું ) ] સ. ક્રિ. આલાપથી ગાવું.

**આલપંપાલ** ૧. ન. આશ્વાસન; દિલાસો.
૨. ન. ખોટું ખોટું સમજાવવું તે.
૩. ન. ભૂતપ્રેત.
૪. ન. ભૂતભ્રમ; મિથ્યાભાસ; વહેમ.
૫. વિ. મિથ્યા; વ્યર્થ; ફોગટ; નકામું.

**આલપંપાળ** જુઓ આલપંપાલ.

**આલપાકા** પું. દક્ષિણ અમેરિકના પીરુ, ચિલિ અને બોલિવિઆ પ્રાંતના ઊંચા પહાડમાં રહેતું, બદામી કે કાળા રંગની લાંબી અને મુલાયમ ઊનવાળું, ઊંટની જેવી ડોકવાળું, ઘેટાને મળતું, વાગોળનારૂં અર્ધું પાળેલું એક જનાવર.

**આલપાકો** ૧. પું. એક જાતનું કપડું. તે રેશમ અથવા સૂતરની સાથે આલપાકાની ઊન મેળવી બનાવાય છે.
૨. [ ઍલ્પેક ] પું. દક્ષિણ અમેરિકના આલપાકા નામના જનાવરની ઊન.
૩. પું. દક્ષિણ અમેરિકનું ઘેટાને મળતું એક પ્રાણી; આલપાકા.

**આલપાલ** ૧. સ્ત્રી. લાલનપાલન; સંભાળ; માવજત.
૨. સ્ત્રી. સરભરા; સંભાળ; તજવીજ.
૩. સ્ત્રી. સેવાચાકરી; સારવાર.

**આલપુડી** ( આલપુડા ) પું. રંગબેરંગી પાંદડાંવાળો એક છોડ.

**આલપ્તિ** સ્ત્રી. ( સંગીત ) વર્ણાલંકાર, ગમક અને સ્થાયવાળી વારંવાર ઉઠાવાની સ્વર લહરી. પ્રથમ અધિકરણમાં નાદોત્પત્તિ, નાદભેદ, ધ્વનિસ્વરૂપ, તેના ભેદો, મિશ્રધ્વનિ, શારીરલક્ષણ, ગીતલક્ષણ અને તેના ભેદો, આલપ્તિ, વર્ણ, અલંકાર, ઇત્યાદિ વિષયો આપેલા છે. પુરાતત્ત્વ

**આલફજન** પું. એક જાતનું કરિયાણું.

**આલફાબેટ** [ અં. ઍલ્ફબેટ ] પું. મૂળાક્ષર; કક્કો.

**આલબમ** [ અં. ઍલ્બમ ] ન. ચિત્રો, હસ્તાક્ષર અને સહી ( ઑટોગ્રાફ્સ ) સાચવવા માટેની ચોપડી.

**આલબર્સ** પું. ૧૮૦૨માં પાલાસ ગ્રહનો શોધ કરનાર જ્યોતિષી.

**આલબાલ** [ સં. આલવાલ ] પું. ઝાડને પાણી પાવા માટે તેના મૂળ પાસે કરેલ ગોળ ખાડો; ખામણું; આલવાલ.

**આલબેલ** ૧. [ અં. ઑલ વેલ ] સ્ત્રી. ચોકીદારને સોંપાયેલું રક્ષણનું કામ બધું સલામત છે એમ સૂચવતો ચોકીદારનો પોકાર.
૨. [ અ. ] સ્ત્રી. વંશ.

**આલબેલી** [ અં. ઑલ વેલ ] સ્ત્રી. સઘળું સલામત હોવું તે.

**આલબ્યુમિન** [ અં. ઍલ્બ્યુમિન ] ન. ( વૈદક ) શરીરને ઘણો પોષણકારક લોહીમાંનો સફેદ નત્રવાયુવાળો અને પાણીમાં ઓગળી જતો ચીકણો પદાર્થ. વનસ્પતિમાં, આપણા ખોરાકમાં, લોહી અને શરીરની અંદરની બીજી વસ્તુઓમાં તે રહેલો છે. તેમાં લગભગ બે ટકા ગંધક હોય છે.

**આલબ્યુમેન** ૧. [ અં. ઍલ્બ્યુમેન ] ન. ઈંડાનો ધોળો ગર; સફેદી.
૨. જુઓ આલબ્યુમિન.

**આલભન** ૧. [ સં. આ ( સુધી ) + લભ્ ( મેળવવું ) + અન ( પણું ) ] ન. પ્રાપ્તિ; મેળવવું તે.
૨. ન. મર્દન; ચોળવાપણું.
૩. ન. સ્પર્શ; અડવું તે.
૪. ન. હિંસા; યજ્ઞમાં થતી પશુહિંસા.

**આલમ** ૧. [ અ. ] પું. એક જાતનો નાચ.
૨. સ્ત્રી. અવસ્થા; દશા; સ્થિતિ.
૩. સ્ત્રી. જગત; દુનિયા; સંસાર.
૪. સ્ત્રી. દેખાવ; ચિત્ર.
૫. સ્ત્રી. મુદ્દત; વખત.
૬. સ્ત્રી. લોક; માણસજાત; જનસમૂહ.
૭. સ્ત્રી. વસતી.

**આલમઅફરોઝ** ( આલમઅફરોઝ ) ૧. [ અ. આલમ ( દુનિયા ) + ફા. અફરોઝ ( તેજ આપનાર ) ] પું. સૂર્ય.
૨. વિ. દુનિયાને પ્રકાશ આપનાર.

**આલમઆરા** [ અ. આલમ ( દુનિયા ) + ફા. આરા ( ઘરેણું ) ] ન. જગતભૂષણ; સંસારનો શણગાર.

**આલમગર્દ** [ અ. આલમ ( દુનિયા ) + ફા. ગર્દ ( ફરનાર ) ] વિ. દુનિયાની મુસાફરી કરનાર.

**આલમગીર** ૧. [ અ. આલમ ( દુનિયા ) + ફા. ગીર ( જીતનાર ) ] પું. ઔરંગઝેબે ગાદી ઉપર બેઠા પછી ધારણ કરેલું નામ; ઔરંગઝેબનું ઉપનામ.
૨. વિ. દુનિયાને જીતનારૂં.
૩. વિ. દુનિયામાં ફેલાયેલું.

**આલમગીરનામા** [ અ. આલમગીર ( ઔરંગઝેબનું ઉપનામ ) + ફા. નામા ( વર્ણન ) ] ન. મુઘલ શાહેનશાહ આલમગીરના વખતનો ચિતાર આપતું એ નામનું પુસ્તક.

**આલમતાબ** ૧. [ અ. આલમ ( દુનિયા ) + ફા. તાબ ( પ્રકાશનાર ) ] પું. સૂર્ય.
૨. વિ. દુનિયાને પ્રકાશ આપનાર.

**આલમદુનિયા** ૧. [ અ. આલમ ( જગત ) + દુનિયા ] સ્ત્રી. પૃથ્વી; સૃષ્ટિ; વિશ્વ; જગત.
૨. સ્ત્રી. બધા દેશ.
૩. સ્ત્રી. સઘળા લોક; માણસજાત; સમસ્ત જનસમૂહ.

**આલમનવર્દ** વિ. દુનિયાની મુસાફરી કરનાર; આલમગર્દ.

**આલમનૂર** ૧. [ અ. આલમ ( સ્થિતિ ) + નૂર ( પ્રકાશ ) ] ન. અતિશય પ્રકાશ; તેજોમય હોવાપણું.
૨. [ અ. આલમ ( દુનિયા ) + નૂર ( તેજ ) ] ન. દુનિયાનું તેજ.
૩. વિ. પ્રકાશમય; તેજસ્વી.

**આલમપનાહ** ૧. [ અ. આલમ ( વિશ્વ ) + ફા. પનાહ ( રક્ષણ કરનાર ) ] પું. રાજા મહારાજા માટે વપરાતો માનવાચક શબ્દ.
૨. વિ. દુનિયાનું રક્ષણ કરનાર.

**આલમપનાહી** ૧. [ અ. આલમ ( જગત ) + ફા. પનાહી ( રક્ષણ ) ] સ્ત્રી. દુનિયાનું રક્ષણ.
૨. સ્ત્રી. સામ્રાજ્ય.

**આલમા** ન. ચોમાસામાં ઊગતી છત્રી જેવી વસ્તુ; બિલાડીનો ટોપ.

**આલમાજેસ્ટ** [ અં. ઍલમજેસ્ટ ] ન. પ્રખ્યાત ગ્રીક જ્યોતિષી ટૉલમિએ ઈ. સ. ૮૨૭માં લખેલ એ નામનો ગ્રંથ.

**આલમારી** ૧. [ પોર્ટુ. ] સ્ત્રી. ખાનાંવાળો ઘરકોતરો એટલે નાની પેટી.
૨. સ્ત્રી. ભીંતમાં રાખેલ આળિયો.

**આલમાસ** પું. બિહારી કલમી આંબાની એક જાત.

**આલમિઆન** [ અ. આલમ ( દુનિયા ) ] ન. બ. વ. જગતનાં માણસો.

**આલમી** [અ. આલમ ( દુનિયા )] વિ. દુનિયા સંબંધી.

**આલમે અલવી** ન. બ. વ. જગતનાં માણસો.

**આલમે ગૈબ** ( આલમે ગૈમ ) [ અ. આલમ ( દુનિયા ) + ઇ ( નું ) + ગૈબ ( દેવી ) ] ન. સ્વર્ગ; બીજી દુનિયા; ઇંદ્રલોક.

**આલમે જિન્નત** [ અ. આલમ ( દુનિયા ) + ઇ ( નું ) + જિન્નત ( સ્વર્ગ ) ] ન. સ્વર્ગ.

**આલમે જિન્નાત** [ અ. આલમ ( જગત ) + ઇ ( નું ) + જિન્નાત ( ભૂત ) ] સ્ત્રી. ભૂતની દુનિયા.

**આલમે ફાની** ( આલમે ફાની ) [ અ. આલમ ( દુનિયા ) + ફાની ( નાશવંત ) ] સ્ત્રી. ક્ષણભંગુર દુનિયા.

**આલમે બાલા** ૧. [ અ. આલમ ( દુનિયા ) + બાલા ( ઊંચું ) ] ન. સ્વર્ગ.
૨. ન. બ. વ. સ્વર્ગના લોકો.

**આલમે મસ્તી** [અ. આલમ ( સ્થિતિ ) + ઇ ( નું ) + ફા. મસ્તી ( તોફાન ) ] સ્ત્રી. લંપટપણું; વિષયાધીનતા.

**આલમે માની** સ્ત્રી. સ્વર્ગ.

**આલમેલ** ૧. [ આલવું ( આપવું ) + મેલવું ( મૂકવું ) ] સ્ત્રી. આપવું મૂકવું તે; લેમૂક.
૨. સ્ત્રી. લગ્ન વગેરે પ્રસંગે આમંત્રેલ સગાંવહાલાંને પૈસા કપડાં આપવાં તે.

**આલમે શબાબ** [ અ. આલમ ( દુનિયા ) + ઇ ( નું ) + શબાબ ( જુવાની ) ] પું. જીવનનો મુખ્ય ભાગ; જુવાની.

**આલમે સિફલી** [ અ. આલમ ( દુનિયા ) + સિફલી ( નીચેનું ) ] સ્ત્રી. દુનિયા.

**આલમે સૂરત** [ અ. આલમ ( દુનિયા ) + સૂરત ( બહારનું ) ] સ્ત્રી. બહારની દુનિયા.

**આલય** ૧. [ સં. આ ( ઉપર ) + લી ( રહેવું ) ] ન. આધાર; ટેકો.
૨. ન. આવાસ; ઘર; ધામ; ગૃહ; સદન; રહેવાની જગ્યા.

સદન સદ્મ આગાર ગૃહ ગેહ વેશ્મ સંકેત,
લયન ધિસ્ન પદ આસપદ **આલય** નિલય નિકેત.
પિંગળલઘુકોષ

૩. ન. આશ્રમ.
૪. ન. આળિયું; ગોખલો.

દીવો મૂકવાનું **આલય** અથવા આળિયું ઘરના જમણા અંગે રાખવું. તે આલયની ઊંચાઈ દ્વાર માટેની અર્ગલા અથવા ભુંગળ રહેતી હોય તે અને દીપાલય એ બે એક સૂત્રમાં હોવાં જોઈએ.
રાજવલ્લભ

૫. [ સં. આ ( તરફ ) + લી ( વળગી રહેવું ) ] ન. બાથ; છાતી સરસું ચાંપવું તે.
૬. ન. મંદિર; દેવસ્થાન.
૭. ન. રહેઠાણ; સ્થાન; અધિષ્ઠાન. જેમકે, હિમ + આલય = હિમાલય.
૮. ન. ( બૌદ્ધ ) લોભ ઉત્પન્ન કરનાર બાબત.

જે વિદ્વાન ( માણસ ) આસ્રવ અને **આલયો**નો ઉચ્છેદ કરીને ગર્ભવાસને પામતો નથી, તે આર્ય છે.
સુત્તનિપાત

૯. [ સં. આ ( સુધી ) + લય ( નાશ ) ] અ. મોત સુધી; મરણ લગી.

**આલયવિજ્ઞાન** [ સં. આ ( સુધી ) + લય ( નાશ ) + વિજ્ઞાન ( તત્વજ્ઞાન ) ] ન. (બૌદ્ધ) નાશ થતાં સુધી રહેનારૂં જ્ઞાન; 'હું' 'હું' એવું કેવળ પોતાનાં સ્વરૂપ માત્રનું જ્ઞાન; અહંકારનો આધાર. એનાં આશય, ચિત્ત અને આત્મા એવાં પણ નામ છે.

**આલર** ૧. સ્ત્રી. ( ગ્રામ્ય ) વળતાં પાણી.

આલર લાગવી = ( વહાણવટું ) ઓટ શરૂ થવી.

૨. ન. ( ડિંગળ ) દાન.

**આલરિયો ભમરબાણ** પું. ( વહાણવટું ) ઓટિયો ભમરબાણ. તે જુદી જુદી દિશામાંથી દોડી દોડી ભટકાતાં મોજાંને લીધે નથી થતો. દરિયાની અંદર ભૂકંપ કે જ્વાળામુખીના જોરે ધરતી ફાટે અને રસાતલનાં ઢાંકણાં ઊખડી જાય ત્યારે તે અતલકૂપમાં દરિયા ઠલવાય છે. ભરતી વખતે એ કૂપ ભર્યામાં ભર્યો બનતો હોવાથી છુપાયેલો રહે, પણ ઓટ વખતે જ્યારે મહાસાગર પોતે દીધેલાં ભરતીનાં પાણી પાછાં માગે ત્યારે આસપાસનાં પાણી આ પાતાલકૂપને પૂરવા ધસે અને આસપાસની વસ્તુઓને એ કૂપ પોતામાં ખેંચે. પૃથ્વીના ગર્ભમાં ધખધખી રહેલા વડવાનળને લીધે ઊંડેઊંડે પાણી નીચેની મોટી બખોલોમાં વાયુમંડળ ઘેરાય છે. એની ગરમીથી 'વૅક્યુઅમ'ની બખોલો પણ બને. વાયુ ઉપર દબાણ થતાં પાણીમાં ખદબદાટ બોલાવતો એ વાયુ બહાર નાસી છૂટે, પણ 'વૅક્યુઅમ' તો પાણીને નાની મોટી બખોલોમાં આવતું અટકાવી દે. પાણીના બોજને ટકાવી રાખતું આ આકાશ, ભારેલા ડાઇનમાઇટ જેવું, બખોલની છત ઉપરની સેંકડો હાથની જમીનને આધાર વિનાની બનાવી દે. જ્યાંસુધી આ બખોલ નાની હોય, ત્યાંસુધી આ જમીન આસપાસની જમીનને ટેકે ટિંગાઈ રહે, પણ જ્યારે વખત જતાં આ બખોલ મોટી ગુફા બની રહે ત્યારે પૂનમ અમાસનાં મોટાં પાણી વખતે કે આખરની ઋતુમાં દરિયા ગરમ થવાને વખતે ગુફાની છત ભાર નથી ઝીલતી. આસપાસ ઊડતા વાયુના પરપોટાઓનું એકાદ ઝુંડ એ 'વૅક્યુઅમ'માં નાનકડું ગાબડું પાડે અને પાયો નીકળી જતાં જમીન ગરક થવા માંડે. 'વૅક્યુઅમ' ભેદાતાં જબરદસ્ત ધડાકા સાથે પાણી પણ તૂટી પડે. દૂર દૂરથી લોકો કોઈ ગામને, કોઈ શહેરને આમ ગરક થતું જોઈ રહે અને નાનકડાં ઝૂંપડાં કિનારાથી કોશ છેટાં જઈ રહે છે.

**આલર્ક** ૧. [ સં. અલર્ક ( હડકાયો કૂતરો ) ] ન. હડકાયા કૂતરાનું ઝેર.
૨. વિ. હડકાયા કૂતરા સંબંધી.
૩. વિ. હડકાયા કૂતરાથી થયેલું.

**આલવણકાર** પું. જૂના વખતમાં રાજસભામાં બેસવાનો હક ધરાવનાર અમલદાર.

પટાઉજી **આલવણકાર** લાક્ષણિક તાર્કિક.
પૃથ્વીચંદ્રચરિત્ર

**આલવણ્ય** ૧. [ સં. આ ( થોડું ) + લવણ ( મીઠું ) ] ન. ખારાશ ન હોવી તે.
૨. ન. બેડોળપણું; કદરૂપતા.
૩. ન. બેસ્વાદ; સ્વાદ ન હોવાપણું; નિઃસ્વાદતા.

**આલવંદ** [ ફા. ] પું. હમદનમાં એક પર્વત.

**આલવાન** ન. એક જાતનું સાદું કાપડ.

**આલવાલ** ૧. પું. ( ડિંગળ ) ચાંબળાં.
૨. પું. એક જાતનો પુલ.
૩. [ સં. આ ( ચારે તરફ ) + લવ ( જરા ) + લા ( લેવું ) ] પું. ઝાડની આસપાસ કરેલો ક્યારો.

**આલવી** ન. ઇટવાની દિશાને આવેલું એ નામનું બૌદ્ધ લોકોનું એક જૂનું શહેર. ચીની મુસાફર ફાહ્યાં હિંદુસ્તાનમાં ઈ.સ. ૩૯૯થી ૪૧૩ સુધી આવેલ તેણે આ જગ્યાનું નામ એલે જણાવ્યું છે.

**આલવું** ૧. અ. ક્રિ. ( રાનીપરજ ) આવવું.

વાડાલુ જેમાહા **આલુ** વા બેનાવા
ગીતારી બેનેલ લઈ ચાલ્યુ બેનાવા.
રાનીપરજ ગીત

૨. [ સં. આ ( ઊલટું ) + લા ( લેવું ) ] સ. ક્રિ. આપવું; અર્પવું; દેવું.

આલ્યું વાણીએ ને ખાધું પુરાણીએ = મેળવે કોઈ અને લાભ લે કોઈ.

**આલસ** ૧. [ સં. આલસ્ય ] સ્ત્રી. આળસ; બેદરકારી.
૨. સ્ત્રી. ઢીલ.
૩. સ્ત્રી. નિદ્રા; ઊંઘ.
૪. [ સં. ] વિ. આળસુ.

**આલસદોષ** [ સં. આલસ્ય ( આળસ ) + દોષ ( ખામી ) ] પું. ( જૈન ) ધર્મધ્યાનમાં અંગ મરડવાથી, ટચાકા વગાડવાથી વગેરે કરવાથી શરીરને થતા બાર દોષમાંનો એક.

**આલસવીલસ** ૧. [ આલસ્ય ( આળસ ) + વિલસ ( આલસનું બેવડું રૂપ ) ] સ્ત્રી. વધારે બેચેની; અકળામણ; અછોડી.

૨. વિ. તરસથી પીડાતું.

**આલસાલ** વિ. ( ગ્રામ્ય ) સાલપોલિયું; બરાબર નહિ બેઠેલાં એટલે ઢીલાં સાલવાળું.

**આલસી** ૧. [ હિં. ] વિ. આળસુ.

૨. વિ. ટાઢું; ધીમું.

**આલસીકોંઠા** ન. છાલમાંથી મજબૂત દોરડાં બનાવવા માટેના લાંબા તાંતણા નીકળે એવું આફ્રિકામાં થતું એક ઝાડ. તેનાં પાંદડાંનું શાક થાય છે.

**આલસો** પું. નાણાં સંબંધી આફત.

**આલસ્ય** ૧. પું. બાસઠ તેજસ્તત્ત્વ દેવતામાંનો એક. જુઓ તેજસ્તત્ત્વદેવતા.

૨. ન. અનુત્સાહ.

૩. [ સં. આ ( ઊલટું ) + લસ્ ( યત્ન કરવો ) ] ન. આળસ; સુસ્તી; મંદતા.

૪. ન. જડતા; 'ઇનર્શિઅ'.

૫. ન. ( કાવ્ય ) સંચારી ભાવના તેત્રીશ ભેદ માંહેનો એક. કામ કરવાની શક્તિ હોવા છતાં ઉત્સાહ ન હોવો તેને આલસ્ય સંચારી કહે છે.

૬. વિ. આળસુ; મંદ; સુસ્ત.

**આલસ્યી** [ સં. આલસ્ય ( આળસ ) ] વિ. આળસુ.

**આલહિણૂં** ન. નજરાણો; ભેટ.

> વિવહારીયા રાય વીનવઈ, અહ્મો આલહિણૂં કહિસ્યુ સવઈ. કાન્હડદેપ્રબંધ

**આલંકારિક** ૧. [ સં. અલંકૃ ( શણગારવું ) ] પું. અલંકારશાસ્ત્રમાં હોશિયાર માણસ; અલંકારશાસ્ત્રી; કાવ્યશાસ્ત્રનો અભ્યાસી.

૨. વિ. અલંકાર સંબંધી; અલંકારવાળું.

**આલંગ** ૧. [ હિં. ] પું. ઘોડીની મસ્તી.

> આલંગ ઉપર આવવું – હોવું = ઘોડીનું ગરમીમાં આવવું; કાબુમાં આવવું.

૨. [ ફા. ] સ્ત્રી. ખાઈ.

**આલંઘન** ૧. [ સં. આ ( ઉપર ) + લંઘ્ ( હુમલો કરવો ) ] ન. ચડાઈ; હુમલો.

૨. ન. સ્ત્રીને બાથ ભરવાપણું.

> આલંઘન ચુંબન નખઘાત,
> અધરિ દંતતણા વણુપાત. ભાલણ

**આલંબ** ૧. [ સં. આલંબ્ ( ટેકો લેવો ) ] પું. આધાર; ટેકો; આશ્રય; રક્ષણ.

૨. પું. આશ્રય કરવા જેવો માણસ; આશરો લઈ શકાય એવી વ્યક્તિ.

૩. પું. ઉચ્ચાલનમાં મૂકેલું ટેકણ; 'ફલ્ક્રમ'.

૪. પું. એ નામનો વૈશંપાયનનો એક શિષ્ય.

૫. પું. ( ગણિત ) એક લીટી ઉપર બીજી કાટખૂણે પડતી લીટી; લંબરેખા; 'પરપેન્ડિક્યુલર.'

૬. પું. ગતિ; શરણ.

૭. પું. ટેકો લેવાપણું.

૮. [ સં. આલંબ્ ( પકડવું ) ] પું. પકડવાનું સાધન; ધારણ.

૯. પું. ( પુરાણ ) યુધિષ્ઠિરની સભાનો એક ઋષિ.

૧૦. [ સં. આલંબ્ ( લટકવું ) ] પું. લટકણ.

**આલંબન** ૧. [ સં. આલંબ્ ( ટેકો લેવો ) ] ન. આશ્રય કરવા લાયક માણસ.

૨. ન. ( બૌદ્ધ ) કોઈ વસ્તુનો વિચાર કરવાથી થયેલું જ્ઞાન. તેના ૭ પ્રકાર: રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ ને ધર્મ એટલે ગુણ.

૩. ન. ( કાવ્ય ) જેના આધારથી રસ ઉત્પન્ન થાય તે મૂળ કારણ; આલંબનવિભાવ. જેમકે, શૃંગાર રસમાં નાયક અને નાયિકા, રૌદ્ર રસમાં શત્રુ, હાસ્ય રસમાં વિચિત્ર રૂપ કે શબ્દ, કરુણા રસમાં દુઃખદાયક માણસ કે વસ્તુ, વીર રસમાં શત્રુ અથવા શત્રુની ગમતી વસ્તુ, ભયાનક રસમાં ભયંકર રૂપ, બીભત્સ રસમાં તિરસ્કાર પેદા કરે એવી પરૂ, લોહી, માંસ વગેરે ચીજો, અદ્ભુત રસમાં અલૌકિક વસ્તુ, શાંત રસમાં અનિત્ય વસ્તુ અને વાત્સલ્ય રસમાં દીકરો વગેરે.

૪. ન. ટેકો; આધાર; આશ્રય.

૫. ન. ટેકો લેવાપણું.

૬. [ સં. આલંબ્ ( લટકવું ) ] ન. લટકણ.

૭. ન. સહાય; મદદ.

૮. ન. સાધન; કારણ.

**આલંબનદોષ** [ સં. આલંબન ( ટેકો ) + દોષ ( પાપ ) ] પું. ( જૈન ) ઓઠીંગણે બેસવાથી થતો દોષ એટલે લાગતું પાપ.

> ભીંતાદિકે ઓઠીંગણ દઈ બેસે એથી ત્યાં બેઠેલા જંતુ આદિકનો નાશ અને પ્રમાદ થાય તે આલંબનદોષ. રાજચંદ્ર

**આલંબનબાહુ** [ સં. આલંબન ( આધાર ) + બાહુ ( હાથ ) ] પું. બાજુનો ટેકો; દાદરાનો કઠોડો.

**આલંબનવિભાવ** [ સં. આલંબન ( આશ્રય ) + વિભાવ ( રસ જગાવવાપણું ) ] પું. ( કાવ્ય ) જેને આધારે રસ પેદા થાય તે મૂળભૂત અને મુખ્ય કારણ; રસ ઉત્પન્ન કરનાર મુખ્ય કારણ.

**આલંબમાન** ૧. [ સં. આલંબ્ ( આધાર રાખવો ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] વિ. આધાર રાખતું; ટેકો રાખનારૂં.

૨. [ સં. આલંબ્ ( લટકવું ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] વિ. લટકતું.

**આલંબવું** ૧. [ સં. આલંબ્ ( ટેકો રાખવો ) ] અ. ક્રિ. આધાર લેવો; આશરો લેવો.

૨. [ સં. આલંબ્ ( પકડવું ) ] અ. ક્રિ. પકડવું; આશરો લેવો.

> માયાના ગુણ જ્યાં નવ છબે,
> તેને અખા તે કોણ આલંબે. અખો

૩. અ. ક્રિ. પહોંચવું.

૪. [ સં. આલંબ્ ( લટકવું ) ] અ. ક્રિ. લટકવું; ટિંગાવું.

**આલંબાયન** પું. ( પુરાણ ) ઇંદ્રનો મિત્ર. તેણે રુદ્ર માહાત્મ્ય લખ્યું છે.

**આલંબિ** પું. ( પુરાણ ) વૈશંપાયનના શિષ્ય આલંબ ઋષિનો દીકરો.

**આલંબિત** ૧. [ સં. આલંબ્ ( આધાર લેવો ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આધાર લીધેલ; આશ્રિત.

૨. [ સં. આલંબ્ ( પકડવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. પકડી રાખેલ.

**આલંબિની** [ સં. આલંબ્ ( આધાર રાખવો ) ] સ્ત્રી. ઉચ્ચાલનમાં મૂકેલો ટેકો; 'ફલ્ક્રમ.'

**આલંબી** ૧. [ સં. આલંબ ( ટેકો ) + ઇન્ ( વાળું ) ] વિ. આધારવાળું; આશ્રયવાળું.

૨. [ સં. આલંબ્ ( લટકવું ) ] વિ. લટકતું; ટિંગાતું.

**આલંભ** ૧. [ સં. આલંભ્ ( આધાર લેવો ) ] ન. અડવું તે; સ્પર્શ.

૨. ન. પકડવાપણું; ગ્રહણ.

૩. ન. હિંસા; વધ; મારણ.

**આલંભન** જુઓ આલંભ.

**આલંભવું** [ સં. આલંભ્ ( આધાર લેવો ) ] સ. ક્રિ. ( જૂ. ગુ. ) આધાર રાખવો; ટેકો લેવો.

> મર્યાદા માંને નહી, આલંભે બળ આપ. નાકર

**આલંભિકા** ન. આલવી નામના પ્રાચીન નગરનું એક નામ.

**આલંભ્ય** ૧. [ સં. આ ( તરફ ) + લંભ્ય ( વળગવા જેવું ) ] વિ. અડવા લાયક; સ્પર્શ કરવા જેવું.

૨. વિ. વધ કરવા જેવું.

**આલા** ૧. [ અ. ] પું. ઓજાર; હથિયાર.

૨. પું. ઝાડની આસપાસ ખોદેલ ખાડો; ક્યારો; આલવાલ.
૩. પું. ઠગ લોકોનું એકબીજાને બોલાવતી વખતનું સંબોધન.
૪. પું. દીવો રાખવા માટે નાનો ગોખલો.
૫. પું. વરસાદથી ભીંજાયેલી જમીન.
૬. પું. હાથીને બાંધવાનો થાંભલો.
૭. પું. હિંદના એક પ્રખ્યાત કવિનું નામ.
૮. ન. એક જાતનું ફૂલ.
૯. વિ. તવંગર; પૈસાદાર; ધનવાન.
૧૦. વિ. તાજું; લીલું.
૧૧. [સં. આર્દ્ર (ભીનું)] વિ. (હિંદી) ભીનું.
૧૨. વિ. મહાન; શ્રેષ્ઠ; પ્રથમ દરજ્જાનું; ઉત્તમ; ઉમદા.
આલા દરજ્જેકા = ઊંચી પદવીનું.
૧૩. વિ. મુખ્ય.
દીવાને આલા = મુખ્ય પ્રધાન.
૧૪. વિ. વહેલું.

**આલાકતાગા** [અં. અલેક્તગ] ન. એક જાતનું પ્રાણી. તેનું મોઢું ઉંદરને મળતું ને શરીરનો ભાગ હરણના રંગ જેવો ફિક્કો હોય છે. તે દોડવામાં અતિશય ચપળ અને ઝડપવાળું હોય છે. તેના પાછલા પગનાં પાંચ આંગળાંમાંથી ત્રણ જ જમીનને અડે છે.

**આલાક્ત** [સં. આલ (ઝેર) + અક્ત (ચોપડેલું)] વિ. ઝેર ચોપડેલું.

**આલાત** ૧. સ્ત્રી. (જરથોસ્તી) આતશબહેરામમાં જશનની ધર્મસંબંધી ક્રિયાની સામગ્રી રાખવાની ધાતુની થાળી.
૨. સ્ત્રી. (જરથોસ્તી) શુદ્ધિની ક્રિયામાં વાપરવા માટે પવિત્ર કરેલી વસ્તુ; ધર્મની ક્રિયામાં વપરાતી ધાતુની ચીજ.
૩. [અ. આલત (હથિયાર) નું બહુવચન] સ્ત્રી. બ. વ. ઓજારો; હથિયારો; સાધનો.
૪. [સં.] ન. અંગારો; ઊંબાડિયું; ડૂંભારણું.
૫. [ફા.] ન. (વહાણવટું) આલાદ; સઢ અને દોરડાંનું ભેગું નામ.
૬. ન. (જરથોસ્તી) નાહનની ક્રિયાની સામગ્રી: (૧) પવિત્ર ગોમેઝ (ગાયનું મૂત્ર), (૨) શરીરે લગાડવાનું ગૌમૂત્ર, (૩) આતશબહેરામની પવિત્ર રાખ, (૪) રેતી અને (૫) દાડમીનું પાન.

**આલાતખાનું** [અ. આલાત (આલત એટલે હથિયારનું બહુવચન) + ફા. ખાના (ઠેકાણું)] ન. વહાણમાં દોરડાં વગેરે રાખવાની કોટડી.

**આલાતગાહ** [અ. આલાત (પવિત્ર કરેલી ચીજ) + ફા. ગાહ (જગ્યા)] સ્ત્રી. (જરથોસ્તી) આતશબહેરામમાં પવિત્ર કરેલી ચીજો રાખવા માટેનો પથ્થરનો તખ્તો.

**આલાતચક્ર** ૧. [સં. આલાત (ઊંબાડિયું) + ચક્ર (કૂંડાળું)] ન. ચકરચકર ફરતું ખોયણું.
૨. ન. સળગતા ઊંબાડિયાને વેગથી ફેરવતાં દેખાતું ગોળ કૂંડાળું; આતસલતા સુદર્શન.
૩. ન. સળગાવવાથી ચકરચકર ફરે એવી આતશબાજીની રમત; સુદર્શનચક્ર.

**આલાદ** [અ.] પું. (વહાણવટું) સઢ, દોરડાં વગેરેનું ભેગું નામ.

**આલાદ માનિયા** [યુ.] પું. એ નામનું એક સાક; ચોળા.

**આલાદ્ય** વિ. સંસારસાગરમાં ઘણી વાર ભટકનાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**આલાન** ૧. [સં. આલી (કાયમી થવું)] ન. દોરડું; સાંકળ; બંધન.
૨. ન. પુરુષની ઇંદ્રી.
૩. ન. વેલને ચડવા માટે ઝાડની ડાળી.
૪. ન. હાથીને બાંધવાની સાંકળ કે દોરડું.
૫. ન. હાથીને બાંધવાનો ખંભો એટલે થાંભલો; અલાન.
છૂટો લોહશૃંખલા ત્રોડી, મોડી મહા **આલાન** રે. નયસુંદર

**આલાનચક્ર** [સં. આલાત (ઊંબાડિયું) + ચક્ર (કૂંડાળું)] ન. ચકરચકર ફરતું ખોયણું; આલાતચક્ર.

**આલાનિક** ૧. પું. (પિંગળ) અઠ્ઠાવીસ અક્ષરનો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ. તે વર્ણદંડક છંદનો એક ભેદ છે. તેનું માપ: નગણ, નગણ, રગણ, ૬ યગણ, ૧ લઘુ.
૨. ન. હાથીને બાંધવાનો ખીલો.

**આલાપ** ૧. [સં. આલપ્ (બોલવું)] પું. કહેવું તે; વાતચીત; સંભાષણ.
૨. પું. (સંગીત) ગાયનની શરૂઆતમાં અને વચ્ચે રાગની ધૂનમાં 'આ આ' એમ રાગને લંબાવવાપણું; રાગ બેસાડવા માટે અર્થ વગરનો આ આ કરીને રાગ કાઢવો તે; રાગના મુખ્ય સ્વરનો વિસ્તાર કરવો અને એ રાગના બીજા શુદ્ધ સ્વર મેળવી રાગનું ચોખ્ખું સ્વરૂપ બતાવવું તે.
ગ્રહ, અંશ, મંદ્રસપ્તકના સ્વર, તાર સપ્તકના સ્વર, ન્યાસ અને અપન્યાસ સ્વર, અલ્પ સ્વર, બહુ વપરાતા સ્વર, ષાડવ, ઔડવ અને સંપૂર્ણ એ બધાં સ્વરો રાગમાં બતાવવામાં આવે છે તેને રાગનો **આલાપ** કહે છે. ગાયનવાદન પાઠમાળા
૩. પું. ગીતગોવિંદ કાવ્યનો એક ભાગ.
૪. પું. ગુંજન; ગાવું તે; ગાયન.
૫. પું. (ગણિત) દાખલામાં આપેલી શરત અથવા વસ્તુ.
૬. પું. દોષ; આરોપ; આક્ષેપ.
૭. પું. બકવાદ; મિથ્યા ભાષણ.
૮. પું. મદનું ઘેન.
૯. પું. (ડિંગળ) મધુર શબ્દ.
૧૦. પું. (સંગીત) સા રી ગ મ પ ધ ની એમ સાત સ્વર.
૧૧. પું. સ્તુતિનું ગાયન.

**આલાપક** ૧. [સં. આલપ્ (ગાવું) + અક (કરનાર)] વિ. ગાનાર.
૨. [સં. આલપ્ (બોલવું) + અક (કરનાર)] વિ. વાતચીત કરનાર.

**આલાપચારી** [સં. આલાપ (રાગ કાઢવો તે) + ચર્ (અમલમાં મૂકવું)] સ્ત્રી. (સંગીત) આલાપથી ગાવું તે.

**આલાપદાર** [આલાપ (રાગ કાઢવો તે) + દાર (વાળું)] વિ. રાગ લંબાવી ગાનારું.

**આલાપદારી** [આલાપ (રાગ કાઢવો તે) + દાર (વાળું) + ઈ (પણું)] સ્ત્રી. ગાયનની પહેલાં અને વચ્ચે ધૂન માટે રાગ લંબાવવો તે.

**આલાપધારી** [સં. આલાપ (લંબાવેલો રાગ) + ધારિન્ (રાખનાર)] વિ. લંબાવેલ રાગથી ગાનાર.

**આલાપન** ૧. [સં. આલપ્ (બોલવું) + અન (પણું)] ન. કહેવું તે; કથન.
૨. ન. બોલવું તે.
૩. ન. વાતચીત; સંભાષણ.
૪. ન. સ્વસ્તિવાચન; શુભ કામની શરૂઆતમાં કરાતું ધર્મનું કામ.

**આલાપવું** ૧. [સં. આલપ્ (બોલવું)] સ. ક્રિ. કહેવું.
૨. સ. ક્રિ. બોલવું.
૩. સ. ક્રિ. રડવું; રોવું; ઊલકારા કરવા.
૪. સ. ક્રિ. રાગ કાઢીને ગાવું.
૫. સ. ક્રિ. વાતચીત કરવી; સંભાષણ કરવું.

**આલાપસરણી** [સં. આ (વધારે) + લપ્ (બોલવું) + સરણી (વહેન)] સ્ત્રી. એકશ્વાસે એકધારું કંઠના થડકાટ વિના ગાવું તે.

**આલાપસંલાપ** [સં. આલાપ (કહેવું તે) + સંલાપ (વાતચીત)] પું. વાતચીત; સંવાદ.

**આલાપાલા** [મ.] પું. બ. વ. પાંદડાં.

**આલાપિની** ૧. સ્ત્રી. એક જાતની વાંસળી; બંસી.
૨. સ્ત્રી. (સંગીત) એક શ્રુતિનું નામ; કરુણા શ્રુતિનો એક પેટા ભેદ.

૩. સ્ત્રી. ( સંગીત ) એકવીસ મૂર્છનામાંની એક; ગાંધાર ગ્રામની એક મૂર્છના. ચંદ્રસ્થાની મધ્યમ સ્વરથી આરોહ કરી મધ્યમસ્થાની મધ્યમ સ્વરે ગયાથી અને અવરોહ કરી પાછા મૂળ સ્વર ઉપર આવ્યાથી આ મૂર્છના બને છે.

૪. સ્ત્રી. ( સંગીત ) પંચમ; સ્વર સપ્તકમાંનો પાંચમો સ્વર.

**આલાપી** ૧. સ્ત્રી. ( સંગીત ) ગાંધાર ગ્રામની એક મૂર્છના.

૨. વિ. બોલનાર.

૩. [ સં. આલાપિન્ ( ગાનાર ) ] વિ. લાંબા રાગે ગાનાર.

**આલાફ** ન. જેના સ્વર અથવા ઉચ્ચાર એક સરખા તાલના ઠેકા સાથોસાથ ગવાય એવું ગાયન.

**આલાબાલા** ૧. [ ફા. આરી ( હા ) + બલી ( હા ) ] પું. ( હિંદી ) આળસ; સુસ્તી.

૨. પું. છેતરપિંડી; દગો.

૩. પું. મુલતવી રાખવું તે.

આલાબાલા બતાવવા = (૧) છેતરવું; પ્રપંચ કરવો. (૨) મુલતવી રાખવું; વિલંબ કરવો.

**આલાબાસ્ટર** [ અં. ઍલબૅસ્ટર ] પું. કોતરકામમાં વપરાતો સંગેમરમર જેવો પણ તેથી પોચો પથ્થર. તેની બે જાત: એક ખુલ્લા રંગનો ને અર્ધપારદર્શક; બીજો ઘેરા રંગનો ને ઓપ ચઢાવી શકાય તેવો.

**આલાબુ** [ સં. ] સ્ત્રી. તૂંબડી.

**આલાબૂ** સ્ત્રી. તૂંબડી.

**આલામત** [ અ. અલામત ( ચિહ્ન ) ] સ્ત્રી. નિશાની; એંધાણ; ચિહ્ન.

**આલાયશ** ૧. [ ફા. આલૂદન ( ચોપડવું ) ] સ્ત્રી. એબ; કલંક; દૂષણ.

૨. સ્ત્રી. ગંદકી.

૩. સ્ત્રી. પરૂ.

**આલાયા** સ્ત્રી. ( સંગીત ) નારદમત પ્રમાણે શરીર વીણાના ગ્રામની એક મૂર્છના.

**આલારામ** [ અં. ઍલાર્મ ] પું. ધ્યાન ખેંચનારૂં અથવા ઊંઘમાંથી જગાડનારૂં યંત્ર.

**આલારાસી** [ હિં. ] સ્ત્રી. બેપરવાઈ; ગાફિલપણું.

**આલારેસી** ૧. [ હિં. ] સ્ત્રી. ધ્યાન ન હોવું તે; ગાફિલપણું; બેપરવાઈ.

૨. વિ. બેપરવા; ગાફિલ.

**આલાલીલુ** [ સં. આર્દ્ર ( ભીનું ) + ક્લિન્ન ( લીલું ) ] વિ. સુકાયું ન સુકાયું હોય તેવું; લીલુંસકું

**આલાવ** સ્ત્રી. તગાદો; ચાંપતી ઉઘરાણી.

**આલાવરત** પું. ( ડિંગળ ) પંખો.

**આલાવર્ત** [ સં. ] ન. પંખો.

**આલાવા** પું. જેમાંથી ઘણા અર્થ નીકળતા હોય એવું વાક્ય.

> સમુદ્રમાં રત્ન, મોતી અને પરવાળાં જેવી વસ્તુઓ છે તેમ આગમમાં ઉત્તમગમ **આલાવા** હોય છે. લાલન

**આલાસ્ય** [ સં. ] પું. મગર.

**આલાહ** ૧. પું. ઓજાર; હથિયાર.

૨. પું. ( વ્યાકરણ ) ત્રીજી વિભક્તિ. એ, થી, વડે આવા તેના પ્રત્યય છે.

**આલાહજરત** [ અ. આલા ( ઊંચું ) + હઝરત ( પવિત્ર ) ] પું. સર્વશ્રેષ્ઠ સ્વામી.

**આલાંકારિક** વિ. અલંકારવાળું; એક વસ્તુની બીજી સાથે જેમાં સરખામણી થઈ હોય એવું.

**આલાંબાલાં** ન. બ. વ. ખોટું સમજાવવાના શબ્દ; બહાનાં.

**આલિ** ૧. [ સં. ] પું. ભમરો.

૨. પું. વીંછી.

૩. સ્ત્રી. પંક્તિ; હાર; આવલિ; શ્રેણી.

> રાજી આવલિ **આલિ** તતિ રોમ પંક્તિ સુકાઈ,
> જાણે પાછળ શોભતી વિશાળ વેણી ગ્રાંઈ.
> પિંગળલઘુકોષ

૪. સ્ત્રી. પાળ; બંધ.

૫. સ્ત્રી. બેનપણી; સખી; સાહેલી.

૬. સ્ત્રી. રેખા; લીટી.

૭. સ્ત્રી. સેતુ; પુલ.

૮. વિ. ચોખ્ખા મનનું.

૯. વિ. ( જૂ. ગુ. ) ફોગટ; નકામું; નિરર્થક.

> હું માટી તું રંયણ મેં, **આલિ** હારે મ જન્મ.
> ઋષભદાસ

**આલિઓ** પું. ( જૂ. ગુ. ) આળિયો; તાકું.

**આલિકસુંદર** પું. સિકંદર; ઍલેગઝેંડર.

**આલિખ્** [ સં. ] સ. ક્રિ. ( ધાતુ ) દોરવું; ચીતરવું. તે ઉપરથી બનેલ શબ્દ: આલેખ; આલેખન; આલેખ્ય.

**આલિખિત** ૧. [ સં. આલિખ્ ( ચીતરવું ) ] ન. ચિત્ર.

૨. વિ. ચીતરેલું.

**આલિમ** ૧. [ અ. અલમ ( તેણે જાણ્યું ) ] પું. ધર્મગુરુ.

૨. પું. શિક્ષક.

૩. વિ. વિદ્વાન; પંડિત.

**આલિમાના** ૧. વિ. વિદ્વાન; ડાહ્યું.

૨. અ. ડહાપણથી.

**આલિમુલ્ગૈબ** [ અ. આલિમ ( જાણનાર ) + અલ ( ચોક્કસપણું બતાવતો પૂર્વગ ) + ગૈબ ( છાની વાત ) ] વિ. જેનાથી કંઈ છાનું ન હોય એવું; બધું જાણનાર.

**આલિયા** પું. દૂબળાની એક જાતના લોક.

**આલિયાંખાલિયાં** ન. બ. વ. ( ગ્રામ્ય ) મુશ્કેલી; સંકડામણ.

**આલિશાન** ૧. વિ. ખૂબ મોટું; જબરદસ્ત; ગંજાવર; વિશાળ.

૨. વિ. ભભકાદાર; ભવ્ય.

૩. [ અ. આલી ( મોટું ) + ફા. શાન ( આબરૂ ) ] વિ. સૌથી વધારે સારૂં; ઘણી આબરૂવાળું; મહાન.

**આલિંગ** ૧. પું. ( શિલ્પ ) એક જાતનું કમળના આકારનું કોતરકામ.

૨. પું. ( સંગીત ) એક જાતનો ઢોલ.

૩. ન. ( શિલ્પ ) ઢાળાનો એક પ્રકાર.

**આલિંગન** ૧. [ સં. આલિંગ્ ( ભેટવું ) + અન ( પણું ) ] ન. છાતી સરસું ચાંપવું તે; ભેટ; કોટિ; બથ.

૨. ન. સ્ત્રીને પ્રેમ સહિત ભેટવું તે. તે સાત પ્રકારની બાહ્ય રતિમાં ગણાયું છે: **આલિંગન,** ચુંબન, સ્પર્શ, મર્દન, નખ કે દાંત વડે **કરેલ** ક્ષત એટલે ઉઝરડો અને અધરપાન **એટલે** નીચલા હોઠ ઉપર ચુંબન.

**આલિંગમંત્રી** [ સં. આલિંગ્ ( ભેટવું ) + મંત્રિન્ ( પ્રધાન ) ] પું. નાયબ દીવાન; મદદગાર પ્રધાન.

**આલિંગવ** [ સં. આલિંગ્ ( ભેટવું ) ] પું. છાતી સરસું ચાંપવાપણું; બથ.

**આલિંગવું** [ સં. આલિંગ્ ( વળગવું ) ] સ. ક્રિ. છાતી સરસું ચાંપવું; બથ ભરવી; કોટિ કરવી; ભેટવું.

**આલિંગાવવું** [ સં. આલિંગ્ ( ભેટવું ) ] સ. ક્રિ. બથ ભરે તેમ કરવું; ભેટાવવું.

**આલિંગિત** ૧. [ સં. ] પું. વીસ અક્ષરનો એક મંત્ર.

૨. [ સં. આલિંગ્ ( ભેટવું ) ] ન. ભેટ; બથ.

૩. વિ. ભેટેલું; બથ ભરેલું.

**આલિંગી** [ સં. આલિંગિન્ ( ભેટનાર ) ] વિ. આલિંગન કરનાર; બથ ભરનાર.

**આલિંગું** [ સં. આલિંગ્ ( બાથ ભરવી ) ] વિ. ( જૂ. ગુ. ) જેણે આલિંગન કર્યું હોય એવું; બાઝેલું; ભેટેલું.

**આલિંગ્ય** ૧. [ સં. ] ન. એક જાતનું નરઘું; મૃદંગ. તે બન્ને બાજુ વગાડાય છે.

૨. [ સં. આલિંગ્ ( ભેટવું ) + ય ( જેવું ) ] વિ. ભેટવા જેવું.

**આલિંઘન** [ સં. આલિંગન ( ભેટ ) ] ન. ( ગ્રામ્ય ) ભેટ; બથ.
 **આલિંઘન** ચુંબન પરિરંભન
 વાધ્યો રતિરસ રંગે રે. નરસિંહ

**આલિંજર** ૧. [ સં. ] પું. કોઠી.
૨. પું. પાણી રાખવા માટેનું મોઢું માટીનું વાસણ; નાંદ.

**આલિંદ** ૧. [ સં. ] પું. આંગણું.
૨. પું. એક જાતની વેદિકા; ઓટલો.
૩. પું. પરસાળ.
 પ્રસ્તારમાં જે દિશાએ લઘુ આવે તે જ સૃષ્ટિમાર્ગે ધરને **આલિંદ** અથવા પ્રશાળ આવે. રાજવલ્લભ
૪. પું. હૃદયનો જમણો ઉપલો ભાગ.

**આલિંદક** પું. આંગણું; આલિંદ.

**આલિંપન** [ સં. આ ( ઉપર ) + લિપ્ ( લીંપવું ) + અન ( પણું ) ] ન. ચોપડવું તે; લીંપણ; ગાર.

**આલી** ૧. [ સં. ] પું. છેડો; અંત.
૨. પું. પુલ; સેતુ.
૩. પું. બંધ; પાળ.
૪. પું. ભમરો.
૫. પું. ભીખ માગતી વખતનો ફકીરનો અવાજ.
૬. પું. વાળ.
૭. પું. [ સં. આલિન્ ] વીંછી.
૮. સ્ત્રી. ઇચ્છા; હોંસ.
 ખાવું પીવું એને નવ જોઈએ, રમવાની છે **આલી**. ભાલણ
૯. સ્ત્રી. એક જાતની વનસ્પતિ. તેનાં મૂળની છાલ લાલ અને પીળા રંગ માટે વાપરવામાં આવે છે.
૧૦. સ્ત્રી. એક જાતનું ચાર બિસ્વા બરાબરનું જમીનનું માપ; વીઘાના પાંચમા ભાગનું માપ.
૧૧. સ્ત્રી. એક જાતનું ફળ. કેટલાક લોક આ ફળનું શાક બનાવે છે.
૧૨. સ્ત્રી. પંક્તિ; હાર; આવલિ.
૧૩. સ્ત્રી. ભમરી.
૧૪. સ્ત્રી. રેખા; લીટી.
૧૫. સ્ત્રી. વીંછણ.
૧૬. સ્ત્રી. સખી; બેનપણી; સાહેલી.
 હરિ વિના રહી ન શકું મારી **આલી**,
 વહાલે નેણ બાણે વીંધી રે. નરસિંહ
૧૭. સ્ત્રી. સંતતિ; પ્રજા.
૧૮. [ અ. ] વિ. ઊંચું; ભવ્ય; ઉચ્ચ.
૧૯. વિ. માનનીય; મોટું; શ્રેષ્ઠ.
૨૦. વિ. સ્ત્રી. ભીની; લીલી.
૨૧. અ. નકામું.

**આલીએલી** [ અ. આલા ( મહાન ) ] અ. ભીખ માગતી વખતે ફકીર લોકથી પોકારાતો શબ્દ.

**આલીકદર** ( આલીક઼દર ) [ અ. આલી ( સૌથી સારૂં ) + કદ્ર ( કીમત ) ] પું. ઊંચો મોભો.

**આલીખાનદાન** ( આલીખ઼ાનદાન ) [ અ. આલી ( ઊંચું ) + ફા. ખાનદાન ( કુટુંબ ) ] વિ. ઉત્તમ કુળનું; ઊંચા કુટુંબમાં જન્મેલું.

**આલીગારૂં** વિ. અટકચાળું; તોફાની; આળીગાળું.
 વીર રમે **આલીગારા** થતા,
 ક્ષમા રાખતે મન. પ્રેમાનંદ

**આલીગાળું** વિ. અટકચાળું; તોફાની.

**આલીગિયા** ૧. સ્ત્રી. એ નામની લેઉઆ કણબીની અટક.
૨. ન. એ નામની લેઉઆ કણબીની અટકનું માણસ.
૩. વિ. એ નામની અટકવાળું.

**આલીજનાબ** ૧. [ અ. આલી ( ઊંચું ) + જનાબ ( સાહેબ ) ] વિ. ખુદાવિંદ; નામદાર.
૨. વિ. ઠાઠમાઠવાળું; ભભકાદાર.

**આલીજહાં** ૧. [ અ. આલી ( મોટું ) + ફા. જાહ ( દરજ્જો ) ] વિ. ઊંચા દરજ્જાવાળું; ખુદાવિંદ; નામદાર.
૨. વિ. ઠાઠમાઠવાળું; ભભકાદાર; ભવ્ય; પ્રૌઢ.

**આલીજાહ** ૧. [ અ. આલી ( મોટું ) + ફા. જાહ ( દરજ્જો ) ] પું. એ નામનો આગાખાન તરફથી મળતો ઇલકાબ.
૨. [ અ. આલી ( ઊંચું ) + ફા. જાહ ( પદવી ) ] વિ. મોટા દરજ્જાવાળું. જુઓ આલીજહાં.

**આલીજાહ** [ અ. આલી ( મોટું ) + ફા. જાહ ( પદવી ) ] વિ. મોટા દરજ્જાવાળું; આલીજહાં.

**આલીઝણા** સ્ત્રી. ( ગ્રામ્ય ) અફસોસ; ચિંતા; ફિકર.

**આલીઝર્ફ** ( આલીઝ઼ર્ફ ) [ અ. આલી ( મોટું ) + ઝર્ફ ( શક્તિ ) ] વિ. શક્તિમાન; બળવાળું.

**આલીઢ** ૧. [ સં. ] ન. શૌર્ય સૂચવતું એક જાતનું આસન; જમણો ઘૂંટણ આગળ અને ડાબો પગ પાછળ રહે એમ ઉભડક બેસી બાણ ફેંકતી વખતે કરવામાં આવતું એક આસન.
૨. [ સં. આલિહ્ ( ખાવું ) ] વિ. ખાયેલ; ચાખેલ.
૩. વિ. ચાટેલું.
૪. વિ. ચાહેલું.
૫. વિ. જખમ કરેલ.
૬. વિ. થયેલ.
૭. વિ. ધોયેલ.
૮. વિ. મીંચેલું; બંધ કરેલું.

**આલીઢક** ૧. [ સં. ] ન. વાછડાંની ગેલ.
૨. જુઓ આલીઢ ૨-૮.

**આલીઢપ્લુત** [ સં. આલીઢક ( ગેલવાળી ચાલ ) + પ્લુત ( કૂદકો ) ] ન. દોડવું અને કૂદવું જેમાં સાથે હોય એવી ઘોડાની એક ચાલ.

**આલીદિમાગ** [ અ. આલી ( ઊંચું ) + દિમાગ ( મગજ ) ] પું. ઘણો બુદ્ધિશાળી માણસ.

**આલીન** ૧. [ સં. ] ન. કલાઈ.
૨. ન. ભેટ; મેળાપ; આલિંગન.
૩. ન. સીસું.
૪. વિ. એકઠું થયેલ; સેળભેળ.
૫. વિ. ભેટેલ; મળેલ.
૬. વિ. વળગી રહેલ; ચોંટેલ.

**આલીનક** ૧. [ સં. ] ન. કલાઈ.
૨. ન. સંબંધ; મેળાપ.
૩. ન. સીસું.

**આલીફિતરત** ( આલીફ઼િતરત ) [ અ. આલી ( મોટું ) + ફિત્રત ( સ્વભાવ ) ] વિ. ઉદાર.

**આલીફેરા** અ. ( ગ્રામ્ય ) આ વખતે; અટાણે.

**આલીમકાન** [ અ. આલી ( ઊંચું ) + મકાન ( જગ્યા ) ] વિ. મોભાદાર; ઊંચા દરજ્જાવાળું.

**આલીમગા** ૧. સ્ત્રી. વોરાની એ નામની અટક.
૨. ન. વોરાની એ નામની અટકનું માણસ.
૩. વિ. વોરાની એ નામની અટકનું.

**આલીમનિશ** [ અ. આલી ( મોટું ) + ફા. મનિશ્ ( વિચાર ) ] વિ. ઉદાર; મોટા મનનું.

**આલીમરતબા** [ અ. આલી ( મોટું ) + મર્તબા ( પદવી ) ] વિ. ઊંચા અધિકારવાળું.

**આલીમવાલી** [ અ. આલી ( મોટું ) + મવાલી ( ગુલામ ) ] ન. બ. વ. જે તે માણસ; જેવા તેવા માણસ.

**આલીરંગ** [ આલ ( એક ઝાડ ) + રંગ ] પું. આલમાંથી કાઢવામાં આવતો રસ.

**આલીલીલી** [ સં. આર્દ્ર ( ભીનું ) + ક્લિન્ન ( લીલું ) ] વિ. સ્ત્રી. તાજી; ફળદ્રૂપ; લીલી.

**આલીવ** ૧. ન. એ નામના ઝાડનું ખાવાના ઉપયોગમાં આવતું ફળ; જૈતફળ. તેનું અથાણું પણ કરવામાં આવે છે.
૨. ન. એ નામનું એક ઝાડ. તેનું જૂનું અને પાકું લાકડું મજબૂત, કઠણ અને લાલ રંગનું હોય છે. તેમાંથી તપખીરની દાબડીઓ અને રમકડાં બનાવવામાં આવે છે.
૩. ન. ઝાંખો પીળાશ પડતો લીલો રંગ.

**આલીશાન** ૧. [ અ. આલી ( મોટું ) + ફા. શાન ( મોભો ) ] સ્ત્રી. તેજ; તાકાત; બળ.
૨. [ અ. આલી ( ઊંચું ) + ફા. શાન ( પ્રતિષ્ઠા ) ] વિ. આબરૂદાર; મોભાવાળું; પ્રતિષ્ઠિત; ઉત્તમ.
૩. વિ. ઊંચી પદવીવાળું; સારો હોદ્દેદાર.
૪. વિ. ભવ્ય; વિશાળ; મહાન.
૫. વિ. મોટા મનવાળું; ઉદાર.

**આલીહજરત** ૧. [ અ. આલી ( મોટું ) + હઝરત ( માન આપવા લાયક ) ] વિ. ઊંચી પદવીવાળું; મોટા દરજ્જાનું.
૨. વિ. મોટી કીર્તિવાળું.

**આલીહુઝરત** ( આલીહઝરત ) વિ. ઊંચા દરજ્જાનું; આલીહજરત.

**આલીહિમ્મત** ૧. [ અ. આલી ( ઊંચું ) + ફા. હિમ્મત ( ઉદારતા ) ] વિ. ઉદાર ચિત્તવાળું; મોટા મનનું.
૨. વિ. કીર્તિલોભી; મહત્ત્વાકાંક્ષાવાળું; મોટાઈની ઇચ્છા રાખનાર.

**આલીહિમ્મતો** ૧. [ અ. આલી ( મોટું ) + ફા. હિમ્મત ( ઉદારતા ) + ઈ ( પણું ) ] સ્ત્રી. ઉદારતા; મોટું મન.
૨. સ્ત્રી. મહત્ત્વાકાંક્ષા; કીર્તિનો લોભ.

**આલુ** ૧. [ સં. ] સ્ત્રી. નાળચાવાળું પાણીનું વાસણ; ઝારી.
૨. ન. અળવી.
૩. ન. આક્ષેપ; ખોટો આરોપ; અપવાદ.
૪. [ ફા. ] ન. એક સૂકો મેવો; જરદાલુ. તેનાં ઝાડ આશરે દસ હાથ ઊંચાં ઈરાન, અરબસ્તાન, ગ્રીસ વગેરે ઠેકાણે થાય છે. ફળ ગોળાકાર, એક બાજુએ ફૂલેલ, રંગે બહારથી રાતાં અને અંદરથી પીળાશ પડતાં અને કફ ને પિત્ત મટાડનાર, પાચક, ખાટાં, મધુર ને મોંને સાફ કરનાર છે.
૫. ન. ઘુવડ; ઘૂડ.
૬. ન. ડુંગળી.
૭. ન. તરાપો.
૮. ન. તહોમત.
૯. ન. બટેટું. આ કંદમૂળ ઈ. સ. ૧૫૮૦માં અમેરિકથી યુરપ આવ્યું. હિંદુસ્તાનમાં આલુનો ઉલ્લેખ સૌથી પહેલાં ભોજના લખાણમાં આવે છે કે સર ટોમસ રોને આસફખાં તરફથી અજમેરમાં આલુ આપવામાં આવ્યું હતું. જ્યારે હિંદમાં પ્રથમ આલુ આવ્યું ત્યારે કેવળ મુસલમાન અને અંગ્રેજ ખાતા. પછી આ કંદનો ધીમે ધીમે ફેલાવો થયો અને હવે હિંદુઓ વ્રતના દિવસોમાં પણ તેનો ઉપયોગ કરે છે. જિરાયત તેમ જ બાગાયત પાક તરીકે ખુલ્લી, રેતાળ અને પોચી જમીનમાં તે ઉગાડી શકાય. નૈનિતાલ, ગૌહટી, દાર્જીલિંગ, રંગુન અને કટવાની જાત સાધારણ રીતે હિંદમાં વવાય છે.
આલુએ શકરકંદ = મીઠું બટેટું.
૧૦. વિ. આળું; ભીનું; લીલું.
૧૧. અ. 'વાળું' અર્થમાં વપરાતો વિશેષણ બનાવનાર પ્રત્યય. જેમકે, કૃપા + આલુ = કૃપાલુ, દયા + આલુ = દયાલુ, નિદ્રા + આલુ = નિદ્રાલુ.

**આલુક** ૧. [ સં. ] પું. શેષનાગ.
૨. ન. અળવી.
૩. ન. બટેટું.

**આલુકી** સ્ત્રી. રતાળુ.

**આલુકું** ૧. વિ. ( ગ્રામ્ય ) આ વખતનું; અટાણનું.

> વળું તો રહું વાંઝણી, મુવાં ન પામું આગ;
> આલુકો અવતાર, વણસાડ્યો વીઠ્ઠલણંદા.
>
> દુલો

આલુકે ફેરે = હવે પછીને વખતે; આવતે ફેરે.
૨. અ. હવે.

**આલુકેસોઆ** પું. રંગબેરંગી સુંદર પાંદડાંવાળો એક ફૂલછોડ.

**આલુચ** ન. ૫૦૦૦ ફૂટની ઊંચાઈએ ઊગતું એક જાતનું ઝાડ.

**આલુચા** ૧. ન. એ નામના ઝાડનું ફળ.
૨. [ ફા. આલુચા ] ન. પશ્ચિમ હિમાલય ઉપર થતું એક ઝાડ. તેનું પાકેલું ફળ પીળું અને સ્વાદે ખટમીઠું હોય છે. અફઘાનિસ્તાનમાંથી એક જાતનાં આલુચાનાં સુકાં ફળ આલુબુખારાને નામે હિંદમાં આવે છે.

**આલુફ્તા** ( આલુફ્તા ) ૧. [ ફા. આલુફ્તના ભૂતકાળ ઉપરથી બનેલું રૂપ ] પું. બ. વ. અજાણ્યા; પરદેશી.
૨. વિ. નવાઈ પામેલું; અજાયબ થયેલ.

**આલુબાલુ** [ સં. આલુ ( એક ઝાડ ) + બાલુ ( આલુનું બેવડું રૂપ ) ] ન. પશ્ચિમ હિમાલય ઉપર થતું આલુચાની જાતનું ઝાડ. યુરપમાં તેનાં ફળોનો આચાર અને મુરબ્બા બનાવવામાં, બીનો દારૂ સ્વાદિષ્ઠ કરવામાં અને લાકડાનો વીણા વાંસળી વગેરે વાજાં બનાવવાના કામમાં ઉપયોગ થાય છે. આ ફળનો ગરભ નબળાઈ અને થાક ઉપર શક્તિવર્ધક તરીકે કામ આવે.

**આલુબુખાર** (આલુબુખાર) ૧. [ ફા. આલૂચા ( આલુનું ઝાડ ) + બુખારા ( પૂર્વ તુર્કસ્તાનમાં આવેલું એક શહેર ) ] ન. આલુનું ઝાડ. તે ૯ થી ૧૦ હાથ ઊંચું થાય છે.
૨. ન. બુખારા તરફથી આવતું આલુનું ફળ. બુખારા તરફના પ્રદેશનાં ફળ ઉત્તમ હોવાથી તેનું આ નામ પ્રસિદ્ધ છે. તે રંગે પીળાશ પડતું અને સ્વાદે ખટમીઠું, રેચક અને તાવને શાંત કરનાર છે.

**આલુબુખારા** ( આલુબુખારા ) [ ફા. આલૂચા ( આલુનું ઝાડ ) + બુખારા ( એક પ્રાંત ) ] ન. આલુનું ઝાડ અને તેનું ફળ. જુઓ આલુબુખાર.

**આલુબોખારા** [ ફા. આલૂચા ( આલુનું ઝાડ ) + બુખારા ( એક પ્રાંત ) ] ન આલુનું ઝાડ અને તેનું ફળ. જુઓ આલુબુખાર.

**આલુમીનમ** [ અં. એલ્યુમિનમ ] ન. હલકી, રૂપા જેવી સફેદ, ટીપી અને તાર ખેંચી શકાય એવી એક મૂળ ધાતુ.

**આલુલ** [ સં. ] વિ. ચંચળ; ચપળ.

**આલુસમરકંદ** ( આલુસમરકંદ ) [ ફા. આલૂ ( બટાકું ) + સમરકંદ ( પૂર્વ તુર્કસ્તાનનો એક પ્રાંત ) ] ન. બટેટાની એક જાત; મીઠું બટેટું.

**આલું** ૧. [ ફા. આલુ ( એક ફળ ) ] ન. એક જાતનું પીળાશ પડતા બદામી રંગનું ખટમીઠું ખાવા લાયક ફળ; આલુ.
૨. ન. ખોટો આરોપ.
૩. [ સં. આલુ ( ઘુવડ ) ] ન. ઘૂડ.
૪. ન. ઝારી; નાળચાવાળું પાણીનું વાસણ.
૫. [ સં. આર્દ્ર ( ભીનું ) ] વિ. જરા ભીનું; લીલું; આળું.

**આલુંચન** ૧. [ સં. ] ન. ઉખેડી નાખવું તે.
૨. ન. કટકેકટકા કરી નાખવાપણું.
૩. ન. માથાના વાળ ચૂંટી કાઢવા તે. જૈન યતિ અને આરજા વાળનું આલુંચન કરે છે.

**આલુંજ** [ ફા. ] ન. એક જાતનું જંગલી આલુ.

**આલુંટન** [ સં. ] ન. જોરજુલમથી લેવું તે; લૂંટ.

**આલુંલીલું** [ સં. આર્દ્ર ( ભીનું ) + ક્લિન્ન ( લીલું ) ] વિ. લીલું સૂકું; આલાલીલું.

**આલૂ** ૧. [ ફા. ] ન. જરદાળુ
૨. [ સં. આલુક ( બટેટું ) ] ન. બટેટું.

**આલૂક** [ સં. ] ન. બટેટું.

**આલૂગાછ** [ હિં. ] પું. બટેટાનો છોડ.

**આલૂચા** [ ફા. ] ન. એક ઝાડ. જુઓ આલુચા ૨.

**આલૂદ** [ ફા. આલૂદન ( બગાડવું ) ] વિ. બગાડેલું.

**આલુદગો** ૧. [ ફા. આલુદા ( બગડેલું ) ] સ્ત્રી. ડાઘ; કલંક; દૂષણ.

૨. સ્ત્રી. હલકી ચીજનો ભેગ.

**આલૂદા** ૧. વિ. ( ડિંગળ ) બનીઠની તૈયાર થયેલ.

૨. વિ. ભારથી લાદેલું; ભારવાળું.

૩. [ ફા. આલુદન ( હલકું બનાવવું ) ] વિ. ભ્રષ્ટ કરેલ.

**આલુબાલૂ** [ આલૂ ( આલુનું ઝાડ ) + બાલૂ ( આલુનું બેવડું રૂપ ) ] ન. પશ્ચિમ હિમાલય ઉપર થતું આલુચાની જાતનું એક ઝાડ. જુઓ આલુબાલુ.

**આલૂબુખારા** ( આલુબુખારા ) [ ફા. આલૂચા ( આલુનું ઝાડ ) + બુખારા ( એક પ્રાંત ) ] ન. આલુનું ઝાડ અને તેનું ફળ.

**આલૂશફતાલૂ** [ આલૂ + શફતાલૂ ( નકામું ) ] પું. દિલ્હી અને મેરઠ તરફ રમાતી એક રમત. એમાં એક છોકરો બીજાને ઘોડો બનાવી, તેની પીઠ ઉપર સવાર થઈ તેની આંખો પોતાના હાથ વડે બંધ કરે. પછી એક ત્રીજો છોકરો પાછળ ઊભો રહીને ઘોડા ઉપર આંગળીઓ મૂકે. જો ઘોડો આંગળીનો સાચો આંકડો કહે તો પોતે ઊભો થાય અને તે આંગળી મૂકનારને ઘોડો બનાવી તેના ઉપર સવાર થાય.

**આલે** ૧. [ સં. આલય ( જગ્યા ) ] ન. ઘર; રહેવાની જગ્યા; આલય.

૨. [ સં. આર ( લગભગ ) ] વિ. ખરચાળ.

૩. [ સં. આર ( નજીકપણું ) ] વિ. નજીકનું.

૪. વિ. બરાબર; સરખું.

૫. [ સં. આ ( વધારે ) + લગિત ( સ્નેહવાળું ) ] વિ. વધારે વહાલું; વધુ પ્રિય.

૬. વિ. વિચિત્ર.

૭. [ અ. આલી ( સારું ) ] વિ. સારું; આલા.

૮. [ સં. અલીક ( જૂઠું ) ] અ. એળે; નકામું; ફોગટ; વ્યર્થ.

**આલેઅબા** [ અ. આલ ( કુટુંબ ) + ઇ ( નું ) + અબ ( બાપ ) ] ન. બીબી ફાતમાના બાપનું કુટુંબ. હજરત મહમ્મદ, બીબી ફાતમા, હજરત અલી, ઇમામ હસન અને ઇમામ હુસેનનું બનેલું પેગમ્બર સાહેબનું કુટુંબ.

**આલેક** [ સં. અ ( નહિ ) + લક્ષ્ય ( દેખી શકાય એવું ) ] પું. અલખ બ્રહ્મના ઉપાસક ખાખી બાવાઓનો ભીખ માગતી વખતનો એક પોકાર; આહલેક.

**આલેખ** ૧. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) ] પું. આળેખવાની ક્રિયા; ચીતરવું તે.

૨. પું. ( ગણિત ) આંકડા અથવા સમીકરણથી જે હકીકત દર્શાવાય તે બતાવવા દોરેલી આકૃતિ; 'ગ્રાફ'. આ આકૃતિ દોરવામાં પહેલાં એક આડી અને એક ઊભી લીટી દોરવામાં આવે. તે બન્ને એકબીજાને જ્યાં કાપે તે મૂળ એટલે 'ઑરિજિન'. આડી લીટી કોટીમાપન રેખા એટલે 'ઍક્સિસ ઑવ એક્સ' અને ઊભી લીટી ભુજમાપન રેખા એટલે 'ઍક્સિસ ઑવ વાઇ' કહેવાય છે.

૩. પું. ખત; દસ્તાવેજ; લેખપત્ર; ખતપત્તર.

૪. પું. ચિત્ર.

૫. પું. દાનપત્ર; પટ્ટો; સનદ.

૬. પું. નકશો; 'ડિઝાઇન'.

૭. પું. પત્ર.

૮. પું. મહોર; મુદ્રા; સિક્કો; 'સીલ'.

૯. પું. લખાણ; લખાવટ.

૧૦. પું. લખી આપેલું તે.

૧૧. પું. સારી રીતે લખી આપવું તે.

**આલેખક** ૧. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( ચીતરવું ) ] પું. ચિત્રકાર; ચિતારો.

૨. પું. લખનાર પુરુષ.

**આલેખચિત્ર** [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) + ચિત્ર ] ન. ટપકાં અથવા લીટીની પદ્ધતિથી કોઈ પણ જાતનો સંબંધ બતાવવા દોરેલી આકૃતિ; 'ગ્રાફ'.

**આલેખન** ૧. પું. ઋગ્વેદના એ નામના એક પ્રાચીન આચાર્ય.

૨. ન. કોતરકામ.

૩. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( લખવું ) ] ન. ખત; દસ્તાવેજ; લેખપત્ર.

૪. ન. ખેડ; જમીન ઉખાડવાની ક્રિયા.

૫. ન. ચિત્ર.

૬. ન. ચિત્રકામ; અનુસ્મરણાલેખન ( મેમરી ડ્રોઇંગ ) એટલે અમુક વસ્તુ યાદ રાખી તેનું ચિત્ર દોરવું, પલ્લવાલેખન ( ફોલીએજ ડ્રોઇંગ ) એટલે ફૂલ, વેલ કે પાંદડાંનું ચિત્ર દોરવું, પ્રતિમાલેખન ( મોડેલ ડ્રોઇંગ ) એટલે અમુક મૂર્તિ કે વસ્તુ નજર સામે રાખી તેનું ચિત્ર દોરવું, મિતાલેખન ( જ્યૉમેટ્રિકલ ડિઝાઇન ) એટલે આપેલ માપ પ્રમાણે આકાર કાઢવો અને હસ્તાલેખન ( ફ્રી હૅન્ડ ડ્રોઇંગ ) એટલે માપ આપ્યું ન હોય ત્યારે છૂટથી ચિત્ર દોરવું એ તેના પ્રકાર છે.

૭. ન. પીંછી; બ્રશ.

૮. ન. પ્રક્ષેપ; બહાર નીકળતો ભાગ; 'પ્રોજેક્શન'.

૯. ન. લખાણ.

૧૦ ન. લીટીઓ દોરી કોઈ આકારનો ખ્યાલ આપવો તે; રેખાનિરૂપણ; 'આઉટ લાઇન ડ્રોઇંગ'.

૧૧. ન. સનદ; પટ્ટો.

૧૨. વિ. ચીતરનાર.

૧૩. વિ. લખનાર.

**આલેખન ચિત્ર** [ સં. આલેખન ( પીંછી ) + ચિત્ર ] ન. પીંછીથી કાઢેલું ચિત્ર.

**આલેખન રીતિ** [ સં. આલેખન ( ચીતરવું તે ) + રીતિ ( રીત ) ] સ્ત્રી. લીટીઓ અથવા આકારમાં હકીકત જણાવવાની રીત; રેખાચિત્રરીતિ; 'ગ્રૅફિકલ મેથડ'.

**આલેખન વિધિ** [ સં. આલેખન ( ચીતરવું તે ) + વિધિ ( રીત ) ] સ્ત્રી. લીટીઓ અથવા આકારમાં હકીકત જણાવવાની રીત.

**આલેખની** ૧. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) ] સ્ત્રી. ચીતરવાની પીંછી.

૨. સ્ત્રી. ટાંકણું.

૩. સ્ત્રી. લખવાની સરળ રીત.

૪. સ્ત્રી. લેખણ; કલમ.

૫. સ્ત્રી. સૂર્યનાં કિરણની ઝાંય.

**આલેખપત્ર** [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) + પત્ર ( કાગળ ) ] પું. રેખાચિત્ર માટેનો કાગળ; 'ગ્રાફ પેપર'.

**આલેખવું** ૧. સ. ક્રિ. કોતરવું.

૨. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) ] સ. ક્રિ. ચીતરવું; ચિત્ર કાઢવું.

૩. સ. ક્રિ. રંગ દેવો.

૪. સ. ક્રિ. લખવું.

૫. સ. ક્રિ. લીટી દોરવી; રેખા કાઢવી.

**આલેખાવવું** [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) ] સ. ક્રિ. ચીતરાવવું.

**આલેખાવું** [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) ] અ. ક્રિ. ચીતરાવું.

**આલેખિક** [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) ] વિ. ચીતરનાર.

**આલેખિત** ૧. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આકાર અથવા લીટીઓથી જેની હકીકત જણાવેલ હોય એવું; 'ગ્રૅફિક'.

૨. વિ. લખેલું.

**આલેખિની** જુઓ આલેખની.

**આલેખ્ય** ૧. ન. ખૂબીદાર ચિત્રો કાઢવાની ચોસઠ માંહેની એક કલા.

૨. ન. ચિત્ર; તસ્વીર; છબી.

૩. ન. ચિત્રકામ.

૪. ન. લખાણ; લેખ.

૫. ન. વર્ણન.

૬. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) + ય ( જેવું ) ] વિ. ચીતરવા જેવું.
૭. વિ. ચીતરી શકાય એવું.
૮. વિ. લખવા જેવું.
૯. વિ. લખી શકાય એવું.

**આલેખ્યકલા** જુઓ આલેખ્ય ૧.

**આલેખ્યશેષ** [ સં. આલેખ્ય ( છબી ) + શેષ ( બાકી રહેલો ભાગ ) ] વિ. જેની માત્ર છબી પાછળ રહી હોય તેવું; મરેલું; મરણ પામેલું.

**આલેખ્યાકૃતિ** ૧. [ સં. આ ( ઉપર ) + લેખ્ય ( દોરવા જેવું ) + આકૃતિ ] સ્ત્રી. નકશો.
૨. જુઓ આલેખ ૨.

**આલેઠી** ( આલેઠી ) ન. એક જાતનું ઝાડ.

**આલેનબી** [ અ. આલા ( મોટું ) + નબી ( પેગંબર ) ] પું. પેગંબર.

**આલેપ** ૧. [ સં. આ ( થોડું ) + લિપ્ ( લીંપવું ) ] પું. અર્ચા; આડ.
૨. પું. આચ્છાદન; ઢાંકણ.
૩. પું. ચોડવું તે; ચોપડવાપણું.
૪. પું. જાડો લેપ; કરેવાળો.
૫. પું. લીંપવાની ક્રિયા.
૬. પું. લેપ; મલમ.
૭. પું. શરીરે સુગંધી લેપ કરવાપણું.
કુંકુમભરી કનકની થાળ, નાખી નીર આલેપ ઓગાળ. — દયારામ

**આલેપક** [ સં. આલિપ્ ( લીંપવું ) ] પું. કડિયો.

**આલેપન** ૧. પું. ( પિંગળ ) પહેલા અને ત્રીજા ચરણમાં નગણ, તગણ, તગણ, તગણ અને એક ગુરુ મળી ૧૩ વર્ણ અને બીજા તથા ચોથા ચરણમાં નગણ, ભગણ, યગણ, યગણ, એક લઘુ અને એક ગુરુ મળી ૧૪ વર્ણનો સંકીર્ણ જાતનો એક અર્ધસમવૃત્ત વર્ણમેળ છંદ.
૨. ન. લેપ; મલમ; આલેપ.

**આલેપવું** સ. ક્રિ. ચોપડવું.

**આલેબાલે** ૧. પું. આળસ; સુસ્તી.
૨. પું. છેતરપિંડી; દગો.
૩. [ ફા. ] પું. ઢીલ; વિલંબ.
૪. [ હિં. ] સ્ત્રી. અલૈયાબલૈયા; આફત.
૫. સ્ત્રી. ઓઈવાં કરવાપણું.
૬. સ્ત્રી. કચરો.
૭. સ્ત્રી. ખાવાના પદાર્થ.
૮. સ્ત્રી. નકામી વાત.

**આલેમ** ૧. [ અ. ] પું. ધર્મગુરુ.
૨. પું. વિદ્વાન; પંડિત

**આલેરૂં** [ હિં. આલા ( સારું ) ] વિ. ઉત્તમ; સરસ.

**આલેવેલે** અ. નકામું; વ્યર્થ.
ક્યાં કેરી છાંયડી, ક્યાં માંય સમાય;
મનોરથો નીરધન તણા, આલેવેલે જાય. — શામળ

**આલેશાન** ૧. વિ. આબરૂદાર; પ્રતિષ્ઠિત.
૨. વિ. ભભકાદાર; ભવ્ય.
૩. વિ. મોટું; વિશાળ.
૪. [ અ. આલિશાન ] વિ. સારું.

**આલે સુલતાની** [ અ. ] ન. રાજકુટુંબ; રાજવંશ.

**આલૈ** ન. ( ડિંગળ ) દાન.

**આલૈખિક** [ સં. આ ( ઉપર ) + લિખ્ ( દોરવું ) + ઇક ( સંબંધી ) ] વિ. આંકડા અથવા સમીકરણથી જે હકીકત દર્શાવાય તે બતાવવા દોરેલ આકૃતિ સંબંધી; 'ગ્રાફિકલ'.

**આલૈશ** [ ફા. આલાયશ ] સ્ત્રી. ગંદકી.

**આલો** [ હિં. ] પું. કાચા અનાજનો એક ભાગ.

**આલો અતફાલ** [ અ. ] સ્ત્રી. કુટુંબ.

**આલોઈ** ન. ( જૂ. ગુ. ) પ્રાયશ્ચિત્ત.
અતિચાર ઈહ્રસુ દૈવસિ, આલોઈ ગુરુ નામી સીસ. — લાવણ્યસમય

**આલોઈન** [ અં. ઍલોઇન ] ન. એળિયાનું સત્ત્વ.

**આલોક** ૧. પું. આ જગત; આ દુનિયા; મૃત્યુલોક.
૨. [ સં. આ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) ] પું. ચિતાર; દર્શન; દીદાર; દેખાવ.
૩. પું. જોવું તે; દેખવું તે.
દયાના પ્રીતમ દામોદર જેવો,
થાય ન ક્યહુ આલોક. — દયારામ
૪. પું. તેજ; દીપ્તિ; પ્રકાશ; પ્રભા.
૫. પું. દૃષ્ટિમર્યાદા; જ્યાં પૃથ્વી આકાશ સાથે મળતી જણાય એવી કલ્પિત લીટી; ક્ષિતિજ.
૬. પું. પ્રકરણ; વિભાગ.
૭. પું. ભાટચારણે કરેલ વખાણ; સ્તુતિવચન; જયજયકાર.
૮. પું. વિચાર.
૯. પું. શિવ; શંકર.
૧૦. અ. આ દુનિયામાં.

**આલોકચિત્ર** [ સં. આલોક ( જોવું તે ) + ચિત્ર ] ન. છબી; છાયાચિત્ર; તસ્વીર.

**આલોકદર્શન** [ સં. આ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + દર્શન ( દેખાવ ) ] ન. દેખાવ; 'પ્રૉસ્પેક્ટ'.

**આલોકન** ૧. [ સં. આ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + અન ( પણું ) ] ન. અવલોકન; નિરીક્ષણ; દર્શન.
૨. ન. તપાસ; પરીક્ષા.
૩. ન. તેજ; આલોક.
૪. ન. દેખરેખ.

**આલોકનમાર્ગ** [ સં. આલોકન ( નજર ) + માર્ગ ( રસ્તો ) ] પું. બારી.

**આલોકનીય** ૧. [ સં. આ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + અનીય ( જેવું ) ] વિ. જોવા જેવું; દર્શન કરવા યોગ્ય.
૨. વિ. દેખી શકાય એવું.

**આલોકનીયતા** ૧. [ સં. આ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + અનીય ( જેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. જોવા જેવું હોવું તે.
૨. સ્ત્રી. દેખી શકાય એવી સ્થિતિ.

**આલોક પ્રલાપ** [ સં. આલોક ( પ્રકાશ ) + પ્રલાપ ( બબડાટ ) ] પું. તેજને લીધે વધતી ઘેલછા; 'ફોટોમેનિઆ'.

**આલોક માર્ગ** [ સં. આ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + માર્ગ ( રસ્તો ) ] પું. દૃષ્ટિમાર્ગ; જ્યાંથી બધું જોઈ શકાય એવો રસ્તો.

**આલોક રસાયન** [ સં. આલોક ( તેજ ) + રસાયન ( એક વિદ્યા ) ] ન. છબી પાડવામાં તેજની રાસાયણિક અસર સંબંધી વિદ્યા; 'ફોટો કેમિસ્ટ્રિ'.

**આલોક વિવર્તન** [ સં. આલોક ( પ્રકાશ ) + વિવર્તન ( બદલાયેલી સ્થિતિ ) ] ન. જુદા જુદા ઘનત્વ એટલે નક્કરવાળી એક ચીજમાંથી બીજીમાં પસાર થતી વખતે પ્રકાશનાં કિરણનું વાંકું થવાપણું; વિચલન; 'રિફ્રેક્શન'.

**આલોકવું** ૧. [ સં. આ ( ચારે બાજુ ) + લોક્ ( જોવું ) ] સ. ક્રિ. અવલોકન કરવું.
૨. સ. ક્રિ. જોવું; તપાસવું.

**આલોકિત** ૧. [ સં. આ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + ઇત ( એલું ) ] ન. દૃષ્ટિ; નજર.
૨. વિ. જોયેલ; દર્શન કરેલ; દેખેલું.
૩. વિ. તપાસેલ; નિરીક્ષણ કરેલું.

**આલોકિતપાનભોજન** [ સં. આ ( આસપાસ ) + લોક્ ( જોવું ) + ઇત ( એલું ) + પાન ( પીવું તે ) + ભોજન ( જમણ ) ] ન. ( જૈન ) ખાવાપીવાની ચીજ બરાબર જોઈ તપાસીને જ લેવી અને લીધા પછી તેવી જ રીતે અવલોકન કરી ખાવી કે પીવી તે.

**આલોકી** [ સં. આલોક્ ( જોવું ) + ઇન ( વાળું ) ] વિ. જોનાર; દર્શન કરનાર.

**૨.** સ્ત્રી. એકલાપણું.

**ઇકલિંગ** પું. ( ડિંગળ ) મેવાડના રજપૂતોના કુળદેવ મહાદેવ. તેનું લિંગ એક જ છે, પરંતુ ચારે બાજુ ચાર મુખ છે.

**ઇકલોચણ** [ સં. એક + લોચન ( આંખ ) ] પું. ( ડિંગળ ) કૌવો; કાગડો. તેને એક ડોળો હોવાનું મનાય છે.

**ઇકલૌતા** [ હિં. ઇકલા ( એક ) + ઔત ( દીકરો ) ] પું. એકનો એક દીકરો.

**ઇકલ્લા ૧.** [ હિં. ] વિ. એક તરેહનું.
**૨.** વિ. એકલું.

**ઇકલ્લો** [ હિં. ] વિ. પું. એકલો.

**ઇકસઠ** [ સં. એકષષ્ટિ ] વિ. ( હિંદી ) એકસઠ; ૬૧.

**ઇકસર ૧.** [ હિં. ] વિ. એકલું; એકાકી.
**૨.** અ. એકદમ; તરત.
**૩.** અ. જથ્થામાં; ટોળામાં.

**ઇકસાર ૧.** વિ. મળતું આવતું; જેવું.
**૨.** [ હિં. ] વિ. સપાટ; ખાડા ખડિયા વગરનું.
**૩.** વિ. સરખું; બરાબર.

**ઇકસાં ૧.** વિ. મળતું આવતું; જેવું.
**૨.** [ હિં. ] વિ. સપાટ; સીધું.
**૩.** વિ. સમાન; સરખું.

**ઇકસીર ૧.** [ અ. ઇક્સિર ] સ્ત્રી. એક જાતનું મીઠું, માદક અને સુગંધી પીણું; 'ઇલિક્સર'.
**૨.** સ્ત્રી. ધૂળ; કચરો.
**૩.** સ્ત્રી. બીજી ધાતુમાંથી સોનું બનાવનારો રસ.
**૪.** સ્ત્રી. રસાયણ વિદ્યા.
**૫.** વિ. અકસીર; આબાદ અસર કરનાર; રામબાણ.

**ઇકસૂં ૧.** વિ. મળતું આવતું.
**૨.** વિ. સરખું; બરાબર.
**૩.** વિ. સીધું.

**ઇકસોર** [ અં. ] ન. રાતાં, ધોળાં કે પીળાં ફૂલવાળું એક ફૂલઝાડ. તે સામસામાં પાંદડાંવાળો છોડ છે. તેમાં ખાસ કરીને જૂની દુનિયાના છોડ કે નાનાં ઝાડનો સમાવેશ થાય છે. તેની આશરે સો જાત છે. રકાબી આકારના ફૂલ ઉપર વીંટાયેલ પાંખડીઓ તે બહાર નીકળતા પુંકેસરનાં તંતુ હોય. ત્રણ ત્રણ ફૂલ ઝૂમખામાં એક પછી એક નીકળે. પાન ચવડ અને હમેશા લીલાં રહે. ઘણી જાત તેની શોભા અને સુગંધ માટે વવાય છે અને કેટલીક જાત દવાના કામમાં આવે છે. ભપકાદાર, કીરમજી રંગનાં ફૂલવાળું ઇસ્ટ ઇન્ડીઝમાં થતું 'ઇકસોર કોકસીનીઅ' વાવવા માટે ખાસ પસંદ કરાય છે. આ જાતનાં બહુ મોટાં અને વધારે મજબૂત ઝાડ-લોહવૃક્ષ-નું લાકડું કીમતી છે. યુરપમાંથી તેની બે નાશ પામેલ જાત શોધાઈ છે અને ઇકસોરો થિલમ નામે બીજી ત્રણ બોર્નિઓના કિનારા સામે લેબુઆના ટાપુમાંથી શોધવામાં આવેલ છે. તેનું આ નામ 'ઇશ્વર' ઉપરથી પડેલ છે અને તેનાં રમણીય રાતાં ફૂલ તે દેવને મંદિરમાં ચડાવવામાં આવે છે.

**ઇકહરા** [ હિં. ] વિ. એકવડું; એક પડવાળું.

**ઇકહરાજ** [ સં. ઇક્ષુ ( શેરડી ) + રાજ ( એક ) ] પું. ઉત્તર હિંદુસ્તાનનો એક તહેવાર. ત્યાં શેરડીની વાવણી આ દિવસે કરવામાં આવી હતી.

**ઇકહરી ૧.** [ હિં. ] વિ. એકલું.
**૨.** વિ. જુદા જુદા ફાંટા ન હોય એવું.

**ઇકહવાન** [ યૂ. ] સ્ત્રી. એક વનસ્પતિનું નામ; મુરહરી.

**ઇકંત** વિ. એકલું.

**ઇકંત્રા** [ હિં. ] પું. એકાંતરા ઉપવાસ કરવા તે.

**ઇકા** સ્ત્રી. પેસિફિક મહાસાગરના ટાપુમાં થતી એક જાતની માછલી.

**ઇકાઈ ૧.** [ સં. એક ] સ્ત્રી. એકમ; ગણતરી માટે એક માનેલી વસ્તુ; 'યુનિટ'.
**૨.** સ્ત્રી. સંખ્યાઓ.

**ઇકાદશી** [ હિં. ] સ્ત્રી. ચાંદ્રમાસનો અગિયારમો દિવસ; અગિયારશ.

**ઇકાદસી** [ સં. એકાદશી ] સ્ત્રી. હિંદુ મહિનાનો અગિયારમો દિવસ.

**ઇકાનવે** [ હિં. ] વિ. એકાણું; ૯૧.

**ઇકાબ** ( ઇક઼ાબ ) [ અ. અકબ ( તેણે સજા કરી ) ] પું. શિક્ષા; સજા.

**ઇકામત** ( ઇક઼ામત ) [ અ. કવમ ( તે વસ્યો ) ] સ્ત્રી. રહેઠાણ.

**ઇકામરા** ન. ઓરિસાનું એ નામનું જંગલ. શિવને તે વહાલું હોવાથી વારંવાર તે ત્યાં આવીને રહેતા એમ મનાય છે.

**ઇકાર ૧.** [ સં. ઇ ( ત્રીજો સ્વર અક્ષર ) + કાર ( અવાજ ) ] પું. 'ઇ' અક્ષર.
**૨.** પું. 'ઇ' ઉચ્ચાર.

**ઇકારાંત** [ સં. ઇ ( એક અક્ષર ) + કાર ( અવાજ ) + અંત ( છેડો ) ] વિ. જેને છેડે ઇ અક્ષર કે ઉચ્ચાર હોય એવું.

**ઇકાવન** [ હિં. ] વિ. એકાવન; ૫૧.

**ઇકાસના** [ સં. એક + આસન ( બેઠક ) ] પું. ( હિંદી ) દિવસમાં એક વખત ખાવું તે.

**ઇકાસસી** [ હિં. ] સ્ત્રી. ચાંદ્રમાસનો અગિયારમો દિવસ.

**ઇકાસી** [ હિં. ] વિ. એક્યાશી; ૮૧.

**ઇકાંત ૧.** સ્ત્રી. જ્યાં કોઈ ન હોય એવી જગ્યા.
**૨.** વિ. એકાંત; કોઈના અવરજવર વિનાનું.

**ઇકિલ્લ** [ સં. એકાકિન્ ] વિ. એકલું; સાથ વિનાનું.

> અબલ જીવ અસહાય અતિ,
> ઇકિલ્લો અરિ અનેક. — દયારામ

**ઇ. કૃ.** ( ગણિત ) અ. ભૂમિતિનું કૃત્ય એટલે સિદ્ધાંત પૂરૂં થાય ત્યાં 'જે કરવાનું હતું તે કર્યું છે' એમ બતાવનાર ટૂંકું રૂપ; ઇતિ કૃતમ્.

**ઇકેઇક** [ સં. એક એક ] વિ. હરેક; દરેક.

> કરે ઇશારા ઇકેઇક. — પ્રેમાનંદ

**ઇકેટ** [ સં. ઇક્કટ ] સ્ત્રી. એક જાતનો છોડ; ઇક્કડ.

**ઇકેડ** ( ઇકેડ઼ ) સ્ત્રી. એક જાતનો છોડ; ઇક્કડ.

**ઇકોતર ૧.** [ હિં. ] પું. સેંકડે એક ટકો.
**૨.** વિ. એક્સો એક; ૧૦૧.
**૩.** વિ. એકોતેર; ૭૧.

**ઇકોતરશત** [ સં. એક + સપ્તતિ ( સિત્તેર ) + શત ( સો ) ] વિ. એકોતેરસો; સાત હજાર અને એકસો; ૭૧૦૦.

> ઇકોતરશત ઉદ્ધાર્યું = એકોતેરસો પેઢી પાવન કરી.

**ઇકોતરી** સ્ત્રી. ( ગણિત ) ૧ × ૧ થી ૧૦૦ × ૧૦૦ સુધીની સંખ્યાનો વર્ગ બતાવનારો આંક; ગણિતના સોળ કોઠામાંનો એક.

**ઇકોતરો ૧.** [ સં. એક + સપ્તતિ ( સિત્તેર ) ] પું. ગયા સૈકાના એકોતેરમા વર્ષમાં પડેલો દુકાળ; વિ. સં. ૧૮૭૧ની સાલનો દુકાળ.
**૨.** વિ. પું. એકોતેરમો; એકોતેરનો.

**ઇકોતેર** [ સં. એક + સપ્તતિ ( સિત્તેર ) ] વિ. એકોતેર; ૭૧.

**ઇકોતેરો** પું. વિક્રમ સંવત ૧૮૭૧માં પડેલો દુકાળ.

**ઇકોનોમાઇઝર** ( ઇકોનમાઇઝર ) [ અં. ] ન. સંચામાં જતા પાણીને ભૂંગળામાં જતી નકામી ગરમીથી તપાવવા માટે નળીઓની રચના.

**ઇકોનોમિસ્ટ ૧.** [ અં. ] પું. અર્થશાસ્ત્ર જાણનારો પુરુષ.
**૨.** પું. કરકસર કરવાની ટેવવાળો માણસ.

**ઇકોંજ** [ હિં. ] સ્ત્રી. એક બાળકને જન્મ આપ્યા પછી વાંઝણી રહેલી સ્ત્રી; કાકવંધ્યા.

( સંતાડવું ) + ઇત ( એલું )] વિ. ઢંકેલું; આચ્છાદન કરેલું; છુપાવેલું; અદશ્ય કરેલું.

૨. વિ. શરૂ કરેલું.

**આલોયણ** ૧. [સં. આ ( ચોતરફ ) + લોચ્ ( જોવું )] ન. આલોચન; વિચાર.

૨. ન. ( જૈન ) પાપની કબૂલત. જુઓ આલોચન ૨.

**આલોયણા** સ્ત્રી. ( જૈન ) પાપની કબૂલત.

**આલોલ** ૧. [સં. આ ( થોડું ) + લુલ્ ( આમતેમ ફરવું )] પું. કંપારી; ધ્રુજારી.

૨. પું. વ્યગ્રતા; ક્ષોભ; ગભરામણ; મૂંઝારો.

૩. વિ. કંપતું; ફરતું; સહેજ ધ્રૂજતું; જરા ચંચળ; થોડું અસ્થિર; હાલતું.

૪. વિ. ક્ષુબ્ધ; ચકળવકળ; વ્યગ્ર.

૫. વિ. મોહ પામેલ.

**આલોલઘટિકા** પું. ( પિંગળ ) પહેલા તથા ત્રીજા ચરણમાં સગણ, સગણ, જગણ અને એક ગુરુ મળી દશ અક્ષર અને બીજા તથા ચોથા ચરણમાં તગણ, સગણ, જગણ અને એક ગુરુ મળી દશ અક્ષરનો અસંકીર્ણ વર્ગનો એક અર્ધસમવૃત્ત વર્ણમેળ છંદ.

**આલોલિત** ૧. [સં. આ ( થોડું ) + લુલ્ ( આમતેમ ફરવું ) + ઇત ( એલું )] પું. માથું હલાવવાના અને ડોકું ગોળ ફેરવવાના નવ પ્રકારમાંનો ચોથો. તેનો ઉપયોગ નિદ્રાવસ્થા, પર્યાકુલાવસ્થા એટલે આકુળવ્યાકુળ સ્થિતિ, ઉન્માદ, મૂર્છા, ચક્કર આવવાં, અનિશ્ચયાત્મક હસવું વગેરે જણાવવા માટે છે.

૨. વિ. કંપેલું; હલાવેલું; ધ્રૂજેલું.

૩. વિ. થોડું ચંચળ કરેલ.

૪. વિ. વ્યગ્ર થયેલું; ક્ષુબ્ધ; ગભરાયેલ; મૂંઝાયેલ.

**આલોવણ** ન. ( કચ્છી ) પાપની કબૂલત.

**આલોવવું** ૧. સ. ક્રિ. ( જૈન ) ક્ષમા કરવી; માફી આપવી.

૨. સ. ક્રિ. ( જૈન ) શિષ્યે ગુરુ પાસે પોતાના દોષ જણાવવા.

**આલ્કલાઇન** [અં. ઍલ્કલાઇન] વિ. ખટાશથી ઊલટા ગુણવાળું; ઍસિડથી વિરુદ્ધનું; ક્ષારવાળું.

**આલ્કલિજનક** [ આલ્કલિ ( ખટાશને નિર્ગુણ કરનાર ક્ષાર ) + જનક ( પેદા કરનાર ) ] વિ. ખટાશને નિર્ગુણ બનાવનાર ચીજ પેદા કરનાર; ઍસિડથી ઊલટી અસર હોય એવો પદાર્થ બનાવનાર.

**આલ્કલિજનક ઑક્સાઇડ** [ આલ્કલિ ( ઍસિડથી ઊલટી અસર ધરાવનાર પદાર્થ ) + જનક ( પેદા કરનાર ) + ઑક્સાઇડ ( ક્ષાર )] પું. ઍસિડથી ઊલટી અસરવાળો પદાર્થ પેદા કરનાર ક્ષાર.

**આલ્કલી** [અં. ઍલ્કલિ] પું. ખટાશને નિર્ગુણ કરનાર ક્ષાર; ઍસિડથી ઊલટી અસર ધરાવનારો પદાર્થ. અમોનિઅ, કોસ્ટિક સોડા, કોસ્ટિક પોટેશ, સોડિઅમ અને પોટેસિઅમ કાર્બોનેટ એ બધાં ઍલ્કલિ છે.

**આલ્કોહોલ** [ અં. ઍલ્કહોલ ] પું. દારૂનો અર્ક; મદ્યસાર; સેકરિન નામના પ્રવાહીને સાફ કરવાથી મળી આવતી રંગ વગરની પ્રવાહી ચીજ. ક્લોરોફૉર્મ, ઈથર, સુગંધી પદાર્થ, લોશન બનાવવામાં તે વપરાય છે. બટાટા, ઘઉં, જવ, ચોખા, ગાજર, ગોળ, મધ, સક્કરજન અને બીજા સાકરવાળા પદાર્થમાંથી આ અર્ક મેળવી શકાય છે.

**આલ્તાઈ** પું. મોંગોલિઅ અને સૅબિરિઅ વચ્ચે આવેલો એશિઅ ખંડનો ૫૦,૦૦૦ ચોરસ માઇલના વિસ્તારનો એ નામનો એક પર્વત. તેનું સૌથી ઊંચું શિખર માઉન્ટ બિલુકા ૧૫,૦૦૦ ફૂટ ઊંચું છે.

**આલ્તાઈની** સ્ત્રી. આલ્તાઈ પર્વતની આસપાસના પ્રદેશમાં બોલાતી ભાષા.

**આલ્તી પાલ્તી મારવી** [ હિં. ] અ. ક્રિ. ટૂંટિયાં વાળીને બેસવું.

**આલ્પાકા** જુઓ આલપાકા.

**આલ્પીન** [ પોર્તુ. આલ્ફનેટ ] સ્ત્રી. ટાંકણી; માથાદાર ઝીણી ખીલી.

**આલ્પ્સ** [ અં. ] પું. મધ્ય યુરપનો એ નામનો પર્વત.

**આલ્ફા** ૧. [ અં. ઍલ્ફ ] પું. ગ્રીક મૂળાક્ષરનો પહેલો અક્ષર.

૨. પું. નક્ષત્રનો મુખ્ય તારો.

૩. પું. શરૂઆત; આરંભ; આદિ.

**આલ્ફા ઍરીટિસ** [ અં. ઍલ્ફ ઍરીટિસ ] પું. ( જ્યોતિષ ) અશ્વિની નક્ષત્રના ત્રણ માંહેનો મુખ્ય તારો.

**આલ્ફા ઓરાઅન** [ અં. ઍલ્ફ ઓરાઅન ] પું. ( જ્યોતિષ ) મૃગ નક્ષત્રનો મુખ્ય તારો.

**આલ્ફાબેટ** [અં. ઍલ્ફબેટ ] પું. દરેક ભાષાનો કક્કો; મૂળાક્ષર. ગ્રીક ભાષાના પહેલા બે અક્ષર આલ્ફા અને બીટા ઉપરથી આ શબ્દ ઉત્પન્ન થયો છે.

**આલ્ફાબેટિકલ લિસ્ટ** [ અં. ઍલ્ફબેટિકલ લિસ્ટ ] ન. કક્કાવારી.

**આલ્ફા માઇનોર** [ અં. ઍલ્ફ માઇનર ] પું. ( જ્યોતિષ ) ધ્રુવમત્સ્યના સાત માંહેનો છેલ્લો તારો; 'પોલ સ્ટાર'.

**આલ્બટ્રોસ** [ અં. ઍલ્બટ્રોસ ] ન. ઉત્તર એટલૅંટિક સિવાય દરેક સમુદ્રમાં નજરે પડતું, અસાધારણ ઝડપથી થાક્યા વિના ઘણા વખત સુધી ઊડનારું, જમીન ઉપર માળા બાંધતું, ચૌદ ફૂટ લાંબી પાંખોવાળું, માછલી અને સમુદ્ર ઉપર તરતા માંસ ઉપર જીવતું સૌથી મોટું દરિયાઈ પક્ષી. ખાસ કરીને હોર્ન ભૂશિરની પાડોશમાં, કેપ ઓવ ગુડ હોપ અને દક્ષિણ મહાસાગરમાં વસનારા આ પક્ષીનું ઈંડું લગભગ એક શેર વજનનું, ચાંચ મજબૂત અને છેડે વળેલી તથા પૂંછડી અને પગ ટૂંકાં હોય છે.

**આલ્બ્યુમન** ૧. [ અં. ઍલ્બ્યુમેન ] પું. ઈંડાંનો ધોળો ગર કે સફેદી.

૨. પું. પોષણ આપનાર તત્ત્વ.

**આલ્બ્યુમિન** [ અં. ઍલ્બ્યુમિન ] ન. છોડ અને પ્રાણીને જરૂરની નાઇટ્રોજનવાળી પાણીમાં ઓગળી જાય તેવી વસ્તુ. તે એક જાતના ખાદ્ય પદાર્થમાં રહેલા સત્ત્વ પ્રોટીનના વર્ગની હોય એમ મનાય છે. પેશાબમાં આલ્બ્યુમિનનું હોવું તે મૂત્રાશય, હૃદય અને લોહીના દરદની નિશાની છે.

**આલ્મા મેટર** ૧. [ લે. ] સ્ત્રી. જેમાં કેળવણી લીધેલી હોય તે શાળા અથવા સંસ્થા.

૨. સ્ત્રી. પોષણ આપનારી માતા.

**આલ્મેનક** [ અં. ઍલ્મેનેક ] ન. પંચાંગ.

**આલ્મેહ** સ્ત્રી. મિસર દેશની નાચનારી, ગાનારી અને વગાડનારી સ્ત્રી.

**આલ્ય** ૧. સ્ત્રી. એક જાતનું ઝાડ.

આલ્ય અશોકરા રોહિણી. — નિષ્કુળાનંદ

૨. સ્ત્રી. છેડ; પજવણી; અડપલું.

**આલ્લમાનાથ** પું. નાથધર્મનો સિદ્ધિ મેળવનાર એ નામનો યોગી.

**આલ્વાર** પું. અમીર.

**આલ્હ** સ્ત્રી. ઈજા; હરકત; અડચણ.

**આલ્હા** ૧. પું. આલા અને ઉદલની કવિતા.

૨. પું. ( પિંગળ ) એ નામનો ૩૧ માત્રાનો એક છંદ; વીર છંદ. તેમાં ૧૬ માત્રાએ વિરામ આવે છે.

૩. પું. ઠગ લોકોમાં એકબીજાને બોલાવવા માટે વપરાતો શબ્દ.

૪. પું. પૃથ્વીરાજના વખતમાં થયેલ એક હિંદુ લડવૈયા અને કવિનું નામ. તેના ઉપરથી એક જાતની કવિતાનું નામ આવેલું છે.

**આવ** ૧. પું. આદરમાન; આવકાર.
આવ નહિ આદર નહિ = માનપાન ન મળવું તે.
૨. પું. વસિષ્ઠને અરુંધતીથી થયેલ સાત માંહેનો એ નામનો દીકરો.
૩. સ્ત્રી. આયાત; પરદેશથી આવતો માલ.
૪. [ સં. આ ( ઊલટું ) + વ્રજ્ ( જવું ) ] સ્ત્રી. આવવું તે; આગમન.
૫. સ્ત્રી. કમાણી; ઊપજ; પેદાશ; આવક.
૬. સ્ત્રી. છત; પુષ્કળતા.
૭. સ્ત્રી. નહેર.
૮. [ સં. આય ] સ્ત્રી. પાણીનો પ્રવાહ; વહેણ.
૯. ન. આયુષ્ય; જિંદગી; ઉમર.
૧૦. ન. આંચળ; આઉ; બાવલું; અડણ.
૧૧. [ યુ. ] ન. એક જાતનું ઘાસ; દૂબ; ધ્રો.
૧૨. ન. (જરથોસ્તી) નિરંગદીનથી પવિત્ર કરેલું પાણી.
૧૩. [ સં. આગચ્છ-આયચ્છ-આયચ-આપય-આય-આવ ] અ. કરાવનાર એવો અર્થ બતાવનાર પ્રત્યય. આ રૂપ બનાવવા સંસ્કૃતનો આપય પ્રત્યય અમુક ધાતુને જ લાગે, પણ પ્રાકૃતમાં તે સામાન્ય છે. તે ઉપરથી ગુજરાતી રૂપ આવ થયું. જેમકે, લખ + આવ = લખાવ, બોલ + આવ = બોલાવ.
૧૪. અ. ધાતુ ઉપરથી નામ બનાવનાર પ્રત્યય. જેમકે, ચઢ + આવ = ચઢાવ, અટક + આવ = અટકાવ, પડ + આવ = પડાવ.

**આવઆદર** [ આવવું + આદર ( માન ) ] પું. સત્કાર; સન્માન.

**આવક** ૧. [ હિં. ] પું. વીમો.
૨. સ્ત્રી. આગ; આઘાત.
૩. સ્ત્રી. આમદાની; ઉત્પન્ન; કમાણી; પેદાશ.
૪. [ સં. આ ( ઊલટું ) + વ્રજ્ ( જવું ) ] સ્ત્રી. આવજા.
૫. સ્ત્રી. આવેલ તુમાર ઉપર નંબર નાખવો તે.
૬. સ્ત્રી. આવેલું હોય તે.
૭. સ્ત્રી. જમીનની પેદાશ.
૮. સ્ત્રી. પૂર્તિ; ઉમેરણ; વધારો.
૯. સ્ત્રી. માલની આયાત.
૧૦. સ્ત્રી. રોજગાર; ગુજરાનનું સાધન.
૧૧. [ સં. અવ્ ( રક્ષણ કરવું ) ] વિ. રક્ષણ કરનાર.

**આવકખર્ચ** ન. પેદાશ અને વપરાશ.

**આવકચિઠ્ઠી** ૧. [ આવક ( માલની આયાત ) + ચિઠ્ઠી ( થોડી મતલબનો નાનો કાગળ ) ] સ્ત્રી. આવનારા માલની નોંધ; ભરતિયું.
૨. સ્ત્રી. માલ મોકલ્યાની રસીદ; પહોંચ; પાવતી.
૩. સ્ત્રી. વહાણમાં કે આગગાડીમાં માલ ચડાવ્યા પછી માલ ચડાવનાર ધણીને નાણાંનો ખપ પડે બીજા પાસેથી નાણાં લઈ માલ વેચાયા પછી નાણાં પાછાં ભરવા સંબંધીનો દસ્તાવેજ.

**આવકજાવક** ૧. [ આવક ( આવવું તે ) + જાવક ( જવું તે ) ] સ્ત્રી. આવતા અને જતા કાગળપત્રની નોંધ અથવા નકલનો સંઘરો.
૨. સ્ત્રી. આવતાં અને જતાં નાણાંનો હિસાબ રાખવાનો ચોપડો; આવરો અને દનિયાનો ચોપડો; ઊપજખરચની વહી; લેવડદેવડના હિસાબની ચોપડી.
૩. સ્ત્રી. આવવું જવું તે; આવજા.
૪. સ્ત્રી. ઊપજખરચ; જમાખરચ.

**આવકધન** [ આવક ( પેદાશ ) + ધન ( પૈસો ) ] ન. કમાણી; ઉત્પન્ન; આમદાની.

**આવકવેરો** ૧. [ આવક ( આયાત ) + વેરો ( કર ) ] પું. આયાત થતા માલ ઉપર લેવાતી જકાત.
૨. પું. કમાણી ઉપરનો કર; આયપતવેરો.

**આવકાર** [ સં. આ ( ઊલટું ) + યા ( જવું ) + કૃ ( કરવું ) ] પું. 'તમે આવો' એવી રીતનો માનસૂચક શબ્દ; સન્માન; આવનારને આવો એમ કહીને અપાતું માન; સ્વાગત; આદરમાન.

**આવકારદાયક** [ આવકાર ( સન્માન ) + દાયક ( આપનાર ) ] વિ. માન આપવા લાયક; વધાવી લેવા યોગ્ય; સન્માનનીય.

**આવકારપત્ર** [ આવકાર ( સત્કાર ) + પત્ર ( કાગળ ) ] ન. માનપત્ર.

**આવકારવું** સ. ક્રિ. માન આપવું; આદરસત્કાર કરવો.

**આવકારાર્હ** [ સં. આવકાર ( સત્કાર ) + અર્હ ( લાયક ) ] વિ. માન આપવા લાયક.

**આવકાશ** ૧. [ સં. અવકાશ ] પું. અંતર; છેટું.
૨. પું. ખાલી ભાગ; અવકાશ; આકાશ.
૩. પું. નવરાઈ; ફુરસદ.

**આવખલ** [ હિં. ] સ્ત્રી. ઉપયોગમાં લીધેલી બિનવપરાશની જમીન.

**આવખું** [ સં. આયુસ ( આવરદા ) ] ન. આયુષ્ય; આવરદા.

**આવગણ** [ સં. અગ્નિ ] સ્ત્રી. ચૂલાની આગળનો ભાગ; આગમણ.
ચૂલામાંથી લ્યો તો યે ઠીક અને આવગણમાંથી લ્યો તો યે ઠીક = બધું સરખું; એકનું એક.

**આવગા** [ સં. અપ ( નીચે ) + ગમ્ ( જવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( પ્રાકૃત ) નદી.

**આવગાણ** પું. અફઘાનિસ્તાનનું જૂનું નામ.

**આવગું** [ સં. અંગ ] વિ. પ્રથાયદું; એકલાનું; જેમાં બીજાનો ભાગ ન હોય એવું; આગવું; પોતાની સ્વતંત્ર માલિકીનું; સુવાંગ.

**આવચીબાવચી** ૧. સ્ત્રી. એ નામની વનસ્પતિનાં કાળાં અને રાઈ જેવડાં બી; તકમરિયાં. તે ઠંડી હોવાથી ગરમીનાં દરદો ઉપર વપરાય છે.
૨. [ બાકુચી ( બાવચી ) + આવચી ( બાવચીનું બેવડું રૂપ ) ] સ્ત્રી. તુલસીના વર્ગની એક સુગંધી વનસ્પતિ; જંગલી તુલસી. તેનાં પાનને તેલમાં ગરમ કરીને કાનમાં ટીપાં પાડવાથી ચસકા મટે. તે જંતુનાશક હોવાથી જાનવરનાં ચાંદાં અને ભાઠામાં જીવાત પડી હોય ત્યારે તેનાં પાન વાટીને લગાડાય છે.

**આવજ** ૧. પું. અવાજ; ધ્વનિ; શબ્દ.
૨. પું. ઉચ્ચારણ; બોલ.

**આવજા** ૧. [ સં. આ ( ઊલટું ) + વ્રજ્ ( જવું ) + યા ( જવું ) ] સ્ત્રી. અવરજવર; આવણજાવણ; પેસ નીકળ.
૨. સ્ત્રી. આયાત નિકાસ.

**આવજાવ** સ્ત્રી. અવરજવર; આવજા.

**આવટ** અ. ધાતુ ઉપરથી ભાવ દેખાડતા નામ બનાવનાર શબ્દને છેડે લગાડવામાં આવતો અવ્યય. જેમકે, જમ + આવટ = જમાવટ; બન + આવટ = બનાવટ.

**આવટવું** ૧. [ સં. આ ( તરફ ) + વૃત્ ( વળવું ) ] અ. ક્રિ. અટવાવું; અથડાવું; ભટકાવું.
૨. અ. ક્રિ. ઉફાણે આવવું; ઊભરો આવવો.
શ્યામ ઉગારી રણ રહે, એ રજપૂતાં રીત;
જ્યાં લગી પાણી **આવટે**, ત્યાં લગી દૂધ નચિંત.
લોકસાહિત્ય
૩. અ. ક્રિ. થવું; નીપજવું; નીવડવું; ઉદ્ભવવું.
૪. [ સં. આ ( ઊલટું ) + વૃત્ ( હોવું ) ] અ. ક્રિ. નાશ પામવું; ઉચ્છેદન થવું.
૫. અ. ક્રિ. ફરી જવું; બદલાવું.
ક્ષણ ક્ષણ માંકડું મન **આવટઈ**, મરણકાલિ શું કરિવૂ ઘટઈ? 　　ભીમ
૬. અ. ક્રિ. ફાયદો કાઢવો; લાભ થવો.
૭. અ. ક્રિ. ફેરવવું.
૮. અ. ક્રિ. ફેરા ખાવા.

૯. અ. ક્રિ. મળી જવું.
 સુભ્ર મનોહર બાંધે કટી મેઘ માંહે વિદ્યુત
 **આવટી.** રામાયણ

૧૦. અ. ક્રિ. મૂંઝાવું; ગૂંચવાવું.
 વૈષ્ણવ મનમાં ઘણું **આવટે,**
 શ્રીકૃષ્ણને આવડું કરવું નવ ઘટે. પ્રેમાનંદ

**આવટ્ટો** [સં. આવર્ત] પું. વાવંટોળ; વંટોળિયો.

**આવટ્ય** [સં. અવટ (એ નામના ઋષિ)] પું. અવટ નામના ઋષિનો વંશજ.

**આવડ** (આવડ્) ૧. [સં. આ (વારંવાર) + વૃત્ (થવું)] સ્ત્રી. આવડત; કુશળતા.
૨. સ્ત્રી. એ નામની ચારણની દેવી.
૩. સ્ત્રી. કળા; યુક્તિ.
૪. સ્ત્રી. જ્ઞાન; સમજ.
૫. ન. એ નામના લોકોની જાતનું માણસ.
૬. વિ. એ નામના લોકોની જાતનું.

**આવડજાવડ** (આવડ્જાવડ્) [સં. આ (ઊલટું) + વ્રજ્ (જવું) + યા (જવું)] અ. અવરજવર; આવજા.

**આવડત** (આવડત્) ૧. સ્ત્રી. કરામત; કુશળતા; ચતુરાઈ.
 જ્યારે **આવડત** શક્તિ ન ચાલે,
 ત્યારે ઢોળ સાધુનું ઘાલે.
 વિજયવાણી

 ૧. આવડત તે કોઈના બાપની છે? = હોશિયારીનો કોઈને ઇજારો હોતો નથી.
 ૨. આવડત તો બારા સુધી ને ટેસી તેર ગામની = પોતાના આંગણા બહારની દુનિયાનું ભાન ન હોય છતાં બડાઈ એવી મારવી કે જાણે અનેક ગામો સંબંધી પોતાને ખબર હોય; જાણ કાંઈ હોય નહિ અને ડહાપણ બહુ કરવું.

૨. સ્ત્રી. કળા; કસબ.
૩. [સં. આ (વારંવાર) + વૃત્ (થવું)] સ્ત્રી. કામ બરોબર કેમ થાય તેની જાણ.
૪. સ્ત્રી. જ્ઞાન; સમજણ.
૫. સ્ત્રી. શુમાર; અંદાજ.
૬. સ્ત્રી. હાથચાલાકી; હિકમત.

**આવડત્રેવડ** (આવડ્ત્રેવડ્) [સં. આ (વારંવાર) + વૃત્ (થવું) + ત્રિ (ત્રણ) + વૃત્ (થવું)] સ્ત્રી. કરકસર; ઘરકામની વેતરણ.

**આવડલું** (આવડ્લું) [આવડું + લું (નાનાપણું બતાવતો અક્ષર)] વિ. આના જેવડું; આટલું.

**આવડવું** (આવડ્વું) ૧. [સં. આ (વારંવાર) + વૃત્ (થવું)] અ. ક્રિ. કામ કેમ કરાય તે બરોબર જાણવું; હથોટી બેસી જવી; માહિતગાર થવું; વાકેફ હોવું; ફાવવું.

 ૧. આવડે એટલું બોલીએ નહિ, અને ભાવે તેટલું ખાઈએ નહિ = દરેક બાબત વિવેકસર થવી જોઈએ.
 ૨. આવડે તેને માન ઘણાં = આવડે તે મોંઘું થઈ ગરજ કરાવે.
 ૩. આવડે નહિ ઘેંશ ને રાંધવા પેસે = જેટલું જાણતા હોઈએ તેના કરતાં વધારે પડતું દેખાડવું; જેમાં સમજ ન પડે તે વાતમાં માથું મારવું.

૨. અ. ક્રિ. ગમવું; પસંદ પડવું.
૩. અ. ક્રિ. ભાસવું; દેખાવું.

**આવડાવ** (આવડાવ) પું. (વ્યાકરણ) પ્રેરક એટલે બીજા પાસે કામ કરાવવું એવા અર્થવાળું રૂપ બનાવનાર પ્રત્યય. જેમકે, લખ + આવડાવ = લખાવડાવ.

**આવડું** (આવડું) ૧. [સં. એતાવત્ (આટલું); આ સર્વનામ ઉપરથી થતું વિશેષણ] વિ. આટલું; એટલું; અમુક માપનું.
 ભણે નરસૈંયો, ધુર્ત સુણ નાગરા,
 **આવડું** શું મદભેર ગાતો!
 નરસિંહ

૨. વિ. આટલું થોડું; આવડું નાનું.

**આવડુંક** (આવડુંક) ૧. [સં. એતાવત્ (આટલું) + ક (નાનાપણું બતાવનાર પ્રત્યય)] વિ. આવડું નાનું.
૨. વિ. એટલું જ.

**આવડેરું** (આવડેરું) [સં. એતાવત્ (આટલું) + રું (નાનાપણું બતાવનાર પ્રત્યય)] વિ. આવડું થોડું; આટલું નાનું; લગભગ.

**આવડેરુંક** (આવડેરુંક) [એતાવત્ (આટલું) + રુંક (નાનાપણું બતાવનાર પ્રત્યય)] વિ. આવડું નાનું; આવડું થોડું.

**આવણજાવણ** [સં. આ (ઊલટું) + વ્રજ્ (જવું) + યા (જવું)] સ્ત્રી. આવજાવ; આવજા.

**આવણી** [સં. આ (તરફ) + વ્રજ્ (જવું)] સ્ત્રી. આવવું તે; આગમન.

**આવરત** સ્ત્રી. બ. વ. (ગ્રામ્ય) ખેડનાં ઓજાર; ખેતીનાં સાધન.

**આવતડું** (આવતડું) [આ (તરફ) + વ્રજ્ (જવું) + ડું (નાનાપણું બતાવનાર પ્રત્યય)] વિ. આવતું; તરફ જતું.
 **આવતડો** આહિર, બોનયું બેનો મળી,
 વરત અમારાં વીર! ખોટાં કરાવ્યાં ખીમરા.
 લોડણ ખીમરાનો દુહો

**આવતણું** [સં. આ (તરફ) + વ્રજ્ (જવું)] વિ. તરફ જતું; આવતું.

**આવતલ** [આ (તરફ) + વ્રજ્ (જવું) + લ (એલું)] વિ. આવનાર; આવેલ.

**આવતી** ૧. [સં. આ (તરફ) + વ્રજ્ (જવું)] સ્ત્રી. આવક; આવવું તે.
૨. સ્ત્રી. વેપારની ચીજ બજારમાં આવવાની ઋતુ.

**આવતીઓ** [સં. આ (સુધી) + વ્રજ્ (જવું) + ઈય (વાળું)] પું. ચાકર; નોકર.

**આવતું** ૧. [સં. આ (ઊલટું) + ઇત (ગયેલું)] વિ. આવવાનું; ભવિષ્યનું; હવે પછી થવાનું; પછીનું.
 આવતી ધાડે વિખ ખવાય? = ભય આવવાનો હોય તેથી શું હિંમત હરાય?

૨. વિ. ચડતીનું; ઉન્નતિના વખતનું.
 ૧. આવતા દીને ઓળખવો = ચડતીના વખતમાં સદાચારી રહેવું.
 ૨. આવતું પૂર = ચડતાં પાણી.
 ૩. આવતો દિવસ = ચડતીનો વખત.

૩. વિ. તરતનું આવતું, નવું; શરૂ થતું.
 ૧. આવતી વહુ અને બેસતા રાજાનો ભાર જો પડ્યો તો પડ્યો નહિ તો થઈ રહ્યું = નવી વહુ અને નવા રાજાની શરૂઆતમાં જો સારી છાપ પડે તો ઠીક નહિતર પછી તેનું માન કદી ન રહે.
 ૨. આવતો હાકેમ અને જતો ગરાસિયો = નવા રાજા અને રસ્તે ચાલતા ગરાસિયા એ બન્નેના મનમાં મદ હોય છે માટે જો તેમને છેડવામાં આવે તો નુકસાન પહોંચાડ્યા વિના રહે નહિ.

૪. વિ. તરફ જતું.

**આવત્તા** ન. એક જાતનું વહાણ.

**આવત્સર** ૧. પું. શુક્લ યજુર્વેદનો એ નામનો એક ઋષિ.
૨. ન. પૂર્ણ ગોત્રનું એ નામનું એક પ્રવર.

**આવદાની** [ફા. આમદાની] સ્ત્રી. આવક; ઊપજ; કમાઈ; પેદાશ.

**આવદ્ય** [સં. આ (ઊલટું) + વદ્ય (ઠપકાને નહિ લાયક)] વિ. દોષવાળું; ઠપકો આપવા જેવું.

**આવધ** ૧. સ્ત્રી. (ગ્રામ્ય) આશા; ઉમેદ; ઇચ્છા.
૨. સ્ત્રી. કામ કરવા બદલ વસવાયાને મળતું વર્ષાસન.
૩. સ્ત્રી. ખેડવા આપેલી જમીન.
૪. સ્ત્રી. મુદત; મુકરર કરેલ વખત; અવધિ.
 છુટ્યાની ટળી રે **આવધ.** પ્રેમાનંદ

૫. [સં. આયુધ] ન. અસ્ત્ર; હથિયાર; શસ્ત્ર.

**આવધમાજણુ** [ સં. આયુધ ( હથિયાર ) + મૃજ્ ( સાફ કરવું ) ] પું. ( ડિંગળ ) સિકલીગર; સરાણિયો.

**આવધવાલો** [ સં. આયુધ ( હથિયાર ) + વત્ ( વાળું ) ] પું. ( ડિંગળ ) સિપાઈ.

**આવધો** [ સં. આયુધ ( હથિયાર ) + વત્ ( વાળું ) ] પું. ( ડિંગળ ) સિપાઈ.

**આવન** ૧. [ અ. ] સ્ત્રી. બ. વ. ઋતુઓ.
૨. [ સં. આ ( તરફ ) + વય્ ( જવું ) ] ન. ( હિંદી ) આગમન; આવવું તે.
૩. ન. જેમાં ફરીથી ચોખા વાવવામાં આવ્યા હોય એવું ખેતર.
૪. ન. નારખાને ફરતી લોઢાની ચકરડી.

**આવનઆવન** [ હિં. ] પું. આવવાના ખુશ સમાચાર.

**આવનકાલ** [ હિં. ] પું. ભવિષ્યકાલ; આવનાર વખત.

**આવનજાવન** ૧. [ સં. આ ( ઊલટું ) + વય્ ( જવું ) + યાન ( જવું તે ) ] ન. આવજા; આવણુજાવણુ.
૨. ન. જન્મમરણ.

**આવનેય** ૧. [ સં. અવની ( પૃથ્વી ) + ઈય ( વાળું ) ] પું. ( જ્યોતિષ ) મંગલ. તે પૃથ્વીનો દીકરો મનાય છે.
૨. પું. ( પિંગળ ) મંગલ વસ્તુની જાતનો ૯ ગુરુ અને ૭૦ લઘુ મળી ૭૯ અક્ષર અથવા ૮૮ માત્રાવાળો એ નામનો એક વિષમજાતિ છંદ.

**આવન્ય** ૧. પું. ( પુરાણ ) એ નામનો અવંતિ દેશનો સંસ્કાર વિનાનો બ્રાહ્મણ.
૨. પું. સુકર્માના શિષ્યનું નામ. એણે સામવેદ ભણીને તેની શાખાઓ શિષ્યોને શીખવી હતી.

**આવપન** ૧. [ સં. આ ( ચોતરફ ) + વપન ( હજામત ) ] ન. આખું માથું મૂંડાવવું તે.
૨. ન. એ નામનું એક સૂક્ત એટલે વેદના મંત્રનો સમૂહ.
૩. [ સં. આ ( ઉપર ) + વપન ( વાવણી ) ] ન. ઝાડ વાવવાનું કામ.
૪. ન. ચાળી.
૫. ન. મૂંડવાનું ઓજાર; અસ્ત્રો.
૬. ન. વાવવાનું સાધન; વાવણિયો.

**આવપની** [ સં. આવપ્ ( રેડવું ) ] સ્ત્રી. કુંજો; ચંબુ.

**આવળા** પું. મૃગ નક્ષત્રના અરસામાં વાવવામાં આવતો એક વેલો; મહાશિંબી; આણુવો. તેને એક ઈંચ પહોળી અને ફૂટથી વધારે લાંબી ચપટી શિંગો થાય છે. શિંગનું શાક અને અથાણું બરોળ મટાડવા અને રેચ તરીકે અપાય છે.

**આવભક્ત** [ સં. આ ( તરફ ) + વય્ ( જવું ) + ભક્તિ ( સ્નેહ ) ] સ્ત્રી. સન્માન; આદરસત્કાર.

**આવભક્તિ** સ્ત્રી. માન; સત્કાર.

**આવભગત** [ સં. આ ( તરફ ) + વય્ ( જવું ) + ભક્તિ ( પ્રેમ ) ] ન. આદરસત્કાર; સન્માન.

**આવભગતી** સ્ત્રી. સન્માન; આવભગત.

**આવભાવ** ૧. [ સં. આ ( તરફ ) + વય્ ( જવું ) + ભાવ ( સ્નેહ ) ] પું. આદરસત્કાર.
૨. [ સં. હાવ ( સ્ત્રીની ચેષ્ટા ) + ભાવ ( મનનો વિકાર ) ] પું. ચાળાચસકા; નખરાં; શૃંગારયુક્ત ચેષ્ટા.
**આવભાવ** લીધો મનગમતો અમૃતની પેરે પાયો રે. — નરસિંહ

**આવમ** ૧. [ સં. આ ( ઊલટું ) + વમ્ ( બહાર કાઢવું ) ] ન. આયાત; આવ; આવક.
૨. ન. આવકાર; સત્કાર.
આવી ઉભા રહ્યા તે દ્વાર, **આવમ** દેવા આવી નાર — નાકર

**આવય** ૧. [ સં. આ ( તરફ ) + વય્ ( જવું ) ] પું. આગમન; આવવું તે.
૨. પું. આવનાર માણસ.
૩. પું. એ નામનો એક દેશ.
૪. ન. વાંઝિયાપણું.

**આવર** ૧. સ્ત્રી. ( કચ્છી ) આવળ.
૨. [ ફા. આવર્દન ( લાવવું ) ] સ્ત્રી. શરૂઆત; પ્રારંભ.
૩. અ. રાખનાર અથવા વાળું એવી સમજ બતાવનાર શબ્દને છેડે આવે તે અવ્યય. જેમકે, જોર + આવર = જોરાવર, દિલ + આવર = દિલાવર.

**આવરક** ૧. ન. ઓરડો; ખંડ.
૨. [ સં. આ ( ઉપર ) + વૃ ( ઢાંકવું ) ] ન. ઢાંકવાનું લૂગડું.
૩. ન. પડદો.
૪. વિ. ઢાંકનાર.

**આવરક ઝિલ્લી** [ આવરક ( ઢાંકનારું ) + ઝિલ્લી ( પડ ) ] સ્ત્રી. આંતરપડ; ઢાંકનાર પડ.

**આવરકૂટો** ૧. [ સં. આયુષ્ય (આવરદા) + કુંડ્ ( અટકાવવું ) ] પું. આવરદાનો અંત; મોત; મરણ; મૃત્યુ.
૨. પું. થાકીને લોથપોથ થઈ જવું તે.
૩. પું. ભાંગીતૂટી જવું તે; અડદાળો.
એમ ઘણાનો **આવરકૂટો**, સેના સર્વનો આયુષ્ય ખૂટયો. — અભિમન્યુ આખ્યાન

**આવરખૂટો** પું. મોત; આવરકૂટો.

**આવરગોવળ** ન. ( ગ્રામ્ય ) પરિવાર; બાળબચ્ચાંવાળું બહોળું કુટુંબ.

**આવરજન** [ સં. આવર્જન ( રાજી કરવું તે ) ] ન. ખુશ કરવાપણું; પ્રેમ મેળવવો તે.

**આવરજાવર** [ સં. આ ( ઊલટું ) + વય્ ( જવું ) + યા ( જવું ) ] પું. અવરજવર; આવજા.

**આવરણ** ૧. પું. ( પુરાણ ) સ્વાયંભૂવ મનુના વંશના ભરતને પંચજની સ્ત્રીથી થયેલા પાંચ દીકરામાંનો ચોથો.
૨. ન. અજ્ઞાન; અજાણપણું. અંતઃકરણના ત્રણ માંહેનો આ એક દોષ ગણાય છે.
૩. [ સં. આ ( ચોતરફ ) + વૃ ( ઢાંકવું ) ] ન. અજ્ઞાનનું પડ; અજાણતારૂપી ઢાંકણ.
૪. ન. અડચણ; અંતરાય; વિઘ્ન; હરકત.
૫. ન. ( ગણિત ) અમુક નિયમ પ્રમાણે ફરતી સુરેખા એટલે સીધી લીટી જે વક્ર એટલે વળાંકના સ્પર્શક ( 'ટૅન્જન્ટ' ) તરીકે હમેશા રહેતી હોય તે વક્ર; અન્વાલોપ.
૬. ન. અંધારું; બાહ્ય તમ.
૭. ન. આગળિયો.
૮. [ સં. આ ( ઉપર ) + વૃ ( ઢાંકવું ) ] ન. આચ્છાદન; ઢાંકવાનું કામ; આવૃતિ.
૯. ન. કવચ; બખતર.
૧૦. ન. કોઈ વસ્તુ ઉપર લપેટેલું કપડું.
૧૧. ન. ઢાલ.
૧૨. ન. ઢાંકણુ; પડ; વેષ્ટન; પડદો.
૧૩. ન. બેભાન અવસ્થા.
૧૪. ન. ભીંત.
૧૫. ન. ( જૈન ) માથાનું ઢાંકણુ.
૧૬. ન. મૂલાવિદ્યાનો એક ભેદ; કૂટસ્થ એટલે પરમેશ્વર નથી અને તે દેખાતો નથી એવું જાણવું ને કહેવું તે.
૧૭. ન. વંડો; વાડ.
૧૮. ન. સંબંધી જનોનો સમૂહ.

**આવરણત્વ** [ સં. આ ( ચોતરફ ) + વૃ ( ઢાંકવું ) + ત્વ ( પણું ) ] ન. અજ્ઞાનતા; અજાણપણું.

**આવરણત્વચા** [સં. આવરણ (ઢાંકણ) + ત્વચા ( ચામડી ) ] સ્ત્રી. અંદરની પાતળી ચામડીનું પડ; તનુત્વચા.

**આવરણપત્ર** [ સં. આવરણ ( ઢાંકણ ) + પત્ર ( કાગળ ) ] પું. ચોપડીની સાચવટ માટે તેના ઉપર ચડાવેલ પૂઠું; 'કવર'. તેના ઉપર ચોપડીનું અને તેના લેખકનું નામ પણ હોય છે.

**આવરણભંગ** [ સં. આવરણ ( અજ્ઞાનનું ઢાંકણ ) + ભંગ ( તોડવાપણું )] પું. અજ્ઞાનને દૂર કરવાપણું.

બ્રહ્મમાં ફલવ્યાપ્તિ ન છતાં પણ **આવરણભંગને** માટે વૃત્તિવ્યાપ્તિની અપેક્ષા છે. સિદ્ધાંતદર્શન

**આવરણશક્તિ** ૧. સ્ત્રી. આત્માને ઢાંકી દઈ આત્મામાં કર્તા એટલે કરનાર, ભોક્તા એટલે ભોગવનાર અને સુખદુ:ખની ભાવના ઉપજાવે એવી માયાની શક્તિ.

૨. [સં. આવરણ ( ઢાંકણ ) + શક્તિ ( બળ )] સ્ત્રી. ( વેદાંત ) વસ્તુના ખરા સ્વરૂપને ઢાંકનારી શક્તિ.

અવિદ્યાની બે શક્તિઓ છે: (૧) આવરણશક્તિ અને (૨) વિક્ષેપશક્તિ. **આવરણશક્તિ** વસ્તુના સ્વરૂપને ઢાંકે છે. આત્માનું જ્ઞાન થવા દેતી નથી. સિદ્ધાંતદર્શન

**આવરણાંતરપુરજાનુ** [ સં. આવરણ ( ઢાંકણ ) + અંતર ( વચ્ચે ) + પુરસ્ ( આગળ ) + જાનુ ( ઘૂંટણ )] પું. અંદરની ચામડીના પડની નીચેનું ઘૂંટણની ઢાંકણીનું હાડકું.

**આવરણી** ૧. સ્ત્રી. માંસાવરક; માંસ ઉપર આવેલ પડદો; પછેડી; 'ફેશિઅ'.

૨. [ સં. આ ( ચોતરફ ) + વરણ ( ઢાંકણ ) + ઇન્ ( વાળું )] સ્ત્રી. વીજળીનો પ્રવાહ જેમાં થઈને બીજામાં પેસી ન શકે તેવું ઢાંકણ; વેષ્ટની; અવાહકવેષ્ટન; 'ઇન્સુલેટર'.

**આવરત** ન. ( ડિંગળ ) ભમ્મર; નેણ.

**આવરત સાવરત** ન. ( ડિંગળ ) બન્ને બાજુ.

**આવરદા** ૧. [ સં. આયુસ ( જિંદગી ) + દા ( આપવું )] પું.; સ્ત્રી.; ન. ઉમર; આયુષ્ય; જીવનસમય.

૨. સ્ત્રી. જિંદગાની; જીવતર.

૧. આવરદા આવી રહેવી-ખૂટવી = જિંદગી પૂરી થવી.

૨. આવરદાનો બળિયો = લાંબા આયુષ્યવાળો.

૩. [ ફા. આવર્દન ( લાવવું )] વિ. લાવેલું; આણેલું.

**આવરદાનવીસ** [ ફા. આવર્દન ( લાવવું ) + નવિશ્તન્ ( લખવું )] પું. હિસાબની નોંધ રાખનાર માણસ.

**આવરદો** [ ફા. આવર્દન ( લાવવું )] વિ. પું. આણેલો; આશ્રિત.

**આવરવું** ૧. અ. ક્રિ. ઢંકાવું; છવાઈ જવું.

૨. અ. ક્રિ. વ્યાપવું; ફેલાવું; વિસ્તરવું.

દીપ જ્યોતિની પેરે બુઝાતાં, **આવરી** રહે છે અંધારૂં. છોટમ

૩. સ. ક્રિ. આચ્છાદવું; ઢાંકવું; છાઈ દેવું.

૪. સ. ક્રિ. ખેંચી લેવું; લઈ લેવું.

૫. [ સં. આ ( ચોતરફ ) + વૃ ( ઢાંકવું )] સ. ક્રિ. ઘેરવું; વીંટી લેવું.

૬. સ. ક્રિ. રૂંધવું; અડચણ કરવી; વિઘ્ન નાખવું.

**આવરસમક** [ સં. આવર ( શરૂઆત ) + સમ ( પરિપૂર્ણ ) + ક ( વાળું )] વિ. વર્ષની શરૂઆતમાં આપવાનું કરજ.

**આવરા ખર્ચ** [ ફા. આબારા ( હિસાબ ) + અ. ખર્ચ ( વાપર )] પું.; ન. આવક અને ખરચ; આવકજાવક.

**આવરાવ** પું. ( વ્યાકરણ ) પ્રેરક એટલે ક્રિયા બીજા પાસે કરાવવી એમ રૂપ બનાવનાર પ્રત્યય. જેમકે, ખવડાવરાવ.

**આવરાવું** અ. ક્રિ. ઢંકાવ એમ કરવું.

**આવરિત** ૧. [ સં. આ ( ચોતરફ ) + વૃત ( ઢંકાયેલ )] વિ. અજ્ઞાનથી ઘેરાયેલ; અજાણપણાથી ઢંકાયેલ.

૨. વિ. ( ડિંગળ ) ઢંકાયેલું; ઘેરાયેલું.

૩. વિ. ( ડિંગળ ) ઢાંકેલું.

૪. વિ. ( ડિંગળ ) બંધ.

**આવરૂં** [ સં. આ ( ચોતરફ ) + વૃ ( ઢાંકવું )] વિ. ફેલાયેલ; વ્યાપ્ત.

તું રામ નામ રટણ ચિત્ત રાખ **આવરૂં**. દયારામ

**આવરૂંબાવરૂં** [ આવરૂં ( બાવરૂંનું બેવડું રૂપ ) + બાવરૂં ( ગભરાયેલ )] વિ. ઘાંઘું; ગભરાયેલ; મૂંઝાયેલ.

**આવરેજ** ૧. [ અં. ઍવરિજ ] સ્ત્રી. અંદાજ; આશરો; અડસટ્ટો.

૨. સ્ત્રી. નાની મોટી રકમોના સરવાળાને તે રકમની સંખ્યાએ ભાગવાથી આવતું માપ; સરાસરી; પ્રમાણ.

૩. સ્ત્રી. ફાળો; ભાગે પડતી રકમ.

**આવરો** ૧. [ ફા. આબારા ( હિસાબ )] પું. આવકની નોંધપોથી; રોજમેળ ઉપરથી કાઢેલ ખાતાવાર આવકજાવકનો ચોપડો.

આવરો ખતવવો = નોંધના ચોપડામાંથી નામું ઉતારવું.

૨. પું. કમાણી; આવક; પેદાશ.

૩. પું. ઝરણું; વહેણ.

૪. [ સં. આહાર ] પું. ભભડો; ભભડાટ; ખાવાની લાલસા; માણસ મંદવાડમાંથી ઊઠ્યા પછી ઘડીએ ઘડીએ ખાઉં ખાઉં કર્યા કરે તે.

**આવરોજાવરો** ૧. [ સં. આ ( ઊલટું ) + વ્રજ્ ( જવું ) + યા ( જવું )] પું. અવરજવર; આવજા.

૨. પું. આવકજાવક; ઊપજખર્ચ.

૩. પું. ઓળખાણ; પરિચય; પિછાણ.

**આવરોહ** [ સં. અવરોહ ( ઊતરવું )] પું. ( સંગીત ) સૂર ઊતરવો તે.

**આવર્ચા** ૧. [ ફા. ] પું. દરરોજના કામની નોંધપોથી; રોજનીશી.

૨. પું. હિસાબનો કાચો ચોપડો.

**આવર્જન** ૧. [ સં. આ ( તરફ ) + વર્જન ( દેવાપણું )] ન. આપવું તે.

૨. ન. આવવાપણું; આગમન.

૩. ન. ચાકરી; બરદાસ; સંભાળ.

૪. ન. નમન; વળાંક.

૫. ન. પ્રકાશનાં કિરણોનું પારદર્શક પદાર્થમાંથી જતાં વાંકું દેખાવાપણું.

૬. ન. ( જૈન ) મન, વચન અને શરીરથી થતાં સારાં કામ.

૭. ન. મહેમાનગીરી; પરોણાચાકરી; આગતાસ્વાગતા.

**આવર્જનવિસર્જન** [ સં. આવર્જન ( આગમન ) + વિસર્જન ( ગમન )] ન. જગતમાં આવવું ને જવું તે; જન્મમરણ.

જીવ એ જ બ્રહ્મ છે એમ વિચારથી જાણે તો **આવર્જનવિસર્જન** મટી જાય છે. પંચદશી

**આવર્જના** ૧. [ સં. આવૃજ્ ( એકઠું કરવું )] સ્ત્રી. ઢગલો; રાશિ; સ્તૂપ.

૨. સ્ત્રી. પરોણાચાકરી; આગતાસ્વાગતા.

**આવર્જા** [ ફા. આવર્ચા ] પું. હિસાબ રાખવાની વહી.

**આવર્જિત** ૧. [ સં. આ ( ઊલટું ) + વર્જિત ( લીધેલું )] વિ. આપેલ; દીધેલ.

૨. વિ. ત્યાગ કરેલ; કેડેલ.

૩. વિ. નમાવેલ; નીચું કરેલ.

**આવર્ણ** [ સં. આવરણ ] ન. આચ્છાદન; ઢાંકણ.

**આવર્ત** ૧. [ સં. આ ( ચારે બાજુ ) + વૃત ( જવું )] પું. ( સંગીત ) અઠ્ઠાવન વર્ણાલંકાર માંહેનો તેંતાળીસમો.

૨. પું. એ નામનો એક દેશ.

૩. પું. એક જાતનું રત્ન; રાજાવર્ત; લાજવર્દ.

૪. પું. ગીચ વસતીવાળી જગ્યા.

૫. [ સં. આ ( ચારે બાજુ ) + વૃત્ ( ફરવું )] પું. ગોળ ફરવું તે; આંટો; ચકરાવો; પરિભ્રમણ.

૬. પું. ઘૂમરી; ચકરી; ભમરી; વમળ; જલભ્રમર.

૭. પું. ઘોડાના શરીર ઉપર દેખાતી રુવાંટીથી બનતી ગોળાકાર નિશાની.

૮. પું. ચાર મેઘાધિપ માંહેનો એક.

૯. પું. ચિંતા; ઉપાધિ.

૧૦. પું. (સંગીત) તાલનું એક માપ. રૂપકતાલમાં 'એક બે,' 'એક બે ત્રણ ચાર' એમ ફરી ફરીને અંક ગણતા જઈ 'બે' અક્ષર ઉપર ઠેકો મરાય છે. આ પ્રમાણે ૭ અંક ગણાય એટલે તેને એક આવર્ત કહે છે. વળી જેટલા ઠેકાનો તાલ હોય તેટલા ઠેકા વિસામા સહિત ગણવામાં આવે તેને પણ એક આવર્ત કહે છે.

૧૧. પું. નેણ ઉપર કપાળમાં આવેલો ખાડો.

૧૨. પું. પરિભ્રમણ; ચક્રગતિ.

૧૩. પું. (જૂ. ગુ.) ભમરો.

જેમ નઈ પૂહઇ હુઈ **આવર્ત**,
તે મારઈ પોતાનું ભર્ત. — લાવણ્યસમય

૧૪. પું. મનમાં વાટાઘાટ કરવી તે; વિચાર.

૧૫. પું. મોહપાશ; ભુલવણી.

૧૬. પું. વંટોળિયો; કૂંડાળામાં ફરતો જોરમાં વાતો પવન.

૧૭. પું. શંકા; સંશય.

ભ્રમ **આવર્ત** પાડે સદૈવ રે. — પ્રેમાનંદ

૧૮. પું. સંસાર.

૧૯. ન. અથડાવું તે; ભટકાવાપણું.

૨૦. ન. (જૈન) એ નામનું એક વિમાન.

૨૧. ન. ચક્ર; મંડળ; કૂંડાળું.

બત્રીસ આંગળનું એક ગોળ **આવર્ત** અથવા મંડળ કરી તેમાં શંકુ સ્થાપન કરવો. — રાજવલ્લભ

૨૨. ન. ધાતુને ઓગાળવાપણું.

૨૩. ન. ફરી ફરી ચલાવવાનું કામ.

૨૪. ન. માક્ષિક એટલે મધ જેવી એક ધાતુ; ઔષધિમાં વપરાતી એક ઉપધાતુ.

૨૫. વિ. (ગણિત) અમુક નિયમ પ્રમાણે ફરી ફરીને આવતું; પુનરાવર્તી; 'રિકરિંગ'.

૨૬. વિ. આંટા ખાતું; ફરી ફરી આવતું.

**આવર્તક** ૧. [સં. આ (ચોતરફ) + વૃત્ (જવું)] પું. આંટો; ચકરાવો.

૨. પું. એક જાતનું ઝેરી જીવડું.

૩. પું. ચકરી; ભમરી; પાણીનું વમળ.

૪. પું. ચાર મેઘાધિપોમાંનો એ નામનો એક.

સંસાર દેશ પ્રલયાન્તકાળે,
**આવર્તક**ને પુષ્કર બખાળે. — ઇંદ્રજીતવધ

૫. પું. દોલનકાળ; પર્યાયકાળ; ફરી તે જ જગ્યાએ આવતાં લાગતો વખત; 'પીરિઅડ'.

૬. પું. નેણની ઉપર કપાળમાં રહેલો ખાડો.

૭. પું. (સંગીત) બાર અલંકાર માંહેનો એ નામનો એક.

૮. પું. રુવાંટાંનું ઘોડાનું એક ચિહ્ન.

૯. પું. વાળનું ગૂંચળું.

૧૦. વિ. આંટા ખાતું; વારંવાર આવતું.

૧૧. વિ. ગાળનાર; ધાતુને ઓગાળનાર.

૧૨. વિ. નિયમિત રીતે ફરી ફરીને આવતું; 'રિકરિંગ'.

૧૩. વિ. ફરતું; ગોળાકારમાં ચાલતું.

૧૪. વિ. ફરી ફરી અભ્યાસ કરનાર.

૧૫. વિ. વારંવાર અથડાવનાર.

**આવર્તકી** ૧. [સં.] સ્ત્રી. એક જાતની વેલ.

૨. સ્ત્રી. મરડાશીંગીનું ઝાડ. તેને અમળાઈ ગયેલી શીંગો આવે છે, તેથી તેને મરડાશીંગી કહે છે.

**આવર્તકેતુ** [સં. આ (ચારે બાજુ) + વૃત્ (જવું) + કેતુ (પૂછડિયો તારો)] પું. (જ્યોતિષ) અમુક વખતને અંતરે દેખાતો ધૂમકેતુ; 'પારિયોડિકલ કૉમેટ'.

**આવર્તદશાંશ** [સં. આ (વારંવાર) + વૃત્ (થવું) + દશન્ (દસ) + અંશ (ભાગ)] પું. (ગણિત) ફરી ફરી દશાંશ આવે એવી રકમ; પુનરાવર્ત દશાંશ; 'રિકરિંગ ડેસિમલ'. જેમકે, $\frac{2}{3}$ = .૬૬૬૬૬૬......

**આવર્તન** ૧. પું. જંબુદ્વીપનો એક પેટા બેટ.

સ્વર્ણપ્રસ્થ, ચંદ્રશુક્લ, **આવર્તન**, રમણક, મંદર, હરિણ, પાંચજન્ય, સિંહલ અને લંકા એ નામના જંબુદ્વીપના આઠ ઉપદ્વીપો છે. — ભગવતી ભાગવત

૨. પું. વિષ્ણુનું એક નામ. સંસારચક્રને ઘુમાવવાનો તેનો સ્વભાવ હોવાથી તેમ જ અવતાર લઈને જગતમાં ધર્મનું તેમ જ ભક્તોનું રક્ષણ કરવા અને અસુરોનો નાશ કરવા ફરી ફરીને પ્રગટ થતા હોવાથી તે આવર્તન કહેવાય છે.

૩. ન. ઉઘાડબીડ.

૪. [સં. આ (વારંવાર) + વર્તન (થવાપણું)] ન. એકને એક કામ ફરી ફરીને કરવાપણું; મથન; વલોવણું; આવૃત્તિ.

૫. ન. ગુણાકાર; એક સંખ્યાને બીજી સંખ્યા જેટલી વાર કરાતો વધારો.

૬. ન. ચકરાવો; ફેરાવો.

૭. ન. તૈયારી.

૮. ન. ધાતુનું ગાળણ.

૯. ન. પાસું ફેરવવાપણું.

૧૦. ન. ફરી ફરી કરાતું વાચન; ગોખણપટ્ટી; પારાયણ.

૧૧. ન. બદલાબદલી; એકની એક વસ્તુ ઉથલાવવાનું કામ; ફેરફારી.

૧૨. ન. બે પહોર પછીનો વખત; ત્રીજો પહોર; પરાહ્ન; મધ્યાહ્નકાળ; બપોર.

૧૩. ન. મરજી; ઇચ્છા; અભિલાષા.

૧૪. [સં. આ (તરફ) + વૃત્ (ફરવું)] ન. વક્રીભવન; કિરણનું વાંકું થવું તે.

૧૫. ન. વારંવાર આવવાપણું.

૧૬. ન. વીંટાળો.

૧૭. વિ. ગોળ ફરતું.

**આવર્તનકાલ** [સં. આ (વારંવાર) + વર્તન (થવું તે) + કાલ (વખત)] પું. નિયમિતપણે વારંવાર આવતો મુકરર વખત; આવૃત્તિકાલ; 'પીરિઅડ'.

**આવર્તની** ૧. સ્ત્રી. કડછી; ચમચો.

૨. [સં. આવર્તન (ઓગાળવાપણું) + ઇન્ (વાળું)] સ્ત્રી. ધાતુ ગાળવાની કુલડી; મૂષા.

૩. સ્ત્રી. મરડાશીંગીનું ઝાડ.

**આવર્તનીય** ૧. [સં. આવર્તન (પિગાળવાનું કામ) + ઈય (જેવું)] વિ. ગાળવા જેવું.

૨. વિ. ગુણી શકાય એવું.

૩. વિ. મથવા લાયક; વલોવવા જેવું.

૪. વિ. વારંવાર પાઠ કરવા યોગ્ય.

**આવર્ત પરંપરિત અપૂર્ણાંક** [સં. આ (વારંવાર) + વૃત્ (થવું) + પરંપરા (હાર) + ઇત (વાળું) + અ (નહિ) + પૂર્ણ (પૂરું) + અંક (આંકડો)] ન. (ગણિત) કેટલાક અંશ અને છેદ અમુક ક્રમમાં ફરી ફરીને આવતા હોય તેવો અપૂર્ણાંક. જેમકે,

$$\sqrt{11} = 3 + \cfrac{1}{3 + \cfrac{1}{6 + \cfrac{1}{3 + \cfrac{1}{6 + \cfrac{1}{3 + \cdots}}}}}$$

**આવર્તમણિ** પું. એક જાતનો મણિ; રાજાવર્ત મણિ; લાજવર્દ પથ્થર.

**આવર્તમર્મ** [સં. આવર્ત (નેણ ઉપર કપાળમાં આવેલ ખાડો) + મર્મન્ (કોમળ ભાગ)] ન. બન્ને નેણની ઉપરના ખાડામાં આવેલા કોમળ ભાગ.

**આવર્તમાન** ૧. [સં. આ (વારંવાર) + વર્તમાન (થતું)] ન. ફરી ફરી કરવાપણું; અભ્યાસ; આવૃત્તિ.

૨. [સં. આ (ચોતરફ) + વર્તમાન (રહેતું)] વિ. સર્વવ્યાપક; બધે વ્યાપી રહેતું.

**આવર્તમાનયુષ** પું. શિવ.

**આવર્તમાનવપુષ** [સં. આ (ચોતરફ) + વર્તમાન (રહેતું) + વપુષ્ (શરીર)] પું. શિવ. તે સર્વવ્યાપક છે, તેથી તે આવર્તમાનવપુષ કહેવાય છે.

**આવર્ત માર્ગ** [ સં. આવર્ત ( ગોળ ફરવું ) + માર્ગ ( રસ્તો ) ] પું. વાંકો રસ્તો.

**આવર્તમેઘ** ૧. [ સં. આવર્ત ( વાળનું ગૂંચળું ) + મેઘ ( વાદળ ) ] પું. ઊનના બાચકાના જેવા દેખાવનું વાદળું.

૨. પું. ચાર માંહેનો એ નામનો મેઘાધિપ.

**આવર્તવું** ૧. [ સં. આ ( ચોતરફ ) + વૃત્ ( ફરવું ) ] અ. ક્રિ. ઘેરી લેવું; ફરી વળવું.

૨. અ. ક્રિ. ચક્રાકારે ઘૂમવું; ગોળ ફરવું.

૩. અ. ક્રિ. ઢાંકવું.

૪. અ. ક્રિ. ફરી ફરવું; પાછું ફરવું.

૫. [ સં. આ ( વારંવાર ) + વૃત્ ( થવું ) ] અ. ક્રિ. ફરી ફરી આવવું; વારંવાર થવું.

૬. સ. ક્રિ. બથમાં લેવું; ભેટવું; આલિંગન કરવું.

> રતિ રણધીર ધુરંધર રામા,
> પ્રિયુકર **આવરતી** રસધામા. ગીતગોવિંદ

**આવર્તશ્રેણી** [ સં. આ ( વારંવાર ) + વૃત્ ( થવું ) + શ્રેણી ( હાર ) ] સ્ત્રી. ( ગણિત ) પહેલાં બે પદ આપ્યાં હોય અને તે ઉપરથી ત્રીજું પદ કાઢવાનો નિયમ આપ્યો હોય અને તે નિયમ બીજા અને ત્રીજા પદને લગાડવાથી ચોથું પદ નીકળતું હોય, ત્રીજા અને ચોથા પદને લગાડવાથી પાંચમું પદ નીકળે અને એમ આગળ ને આગળ પદો નીકળ્યા કરે તેવી શ્રેણી એટલે સંખ્યાની હાર.

**આવર્તાકાર** [ સં. આવર્ત ( વાળનું ગૂંચળું ) + આકાર ( ઘાટ ) ] વિ. ઊનના ઢગલા જેવું દેખાતું.

**આવર્તાંક** [ સં. આવર્ત ( વારંવાર આવવું ) + અંક ( આંકડો ) ] પું. પુનરાવર્તી અંક; નિયમિત રીતે ફરી ફરી આવતો આંક. જેમકે, ૨/૩=.૬૬૬૬૬૬......

**આવર્તિક** [ સં. આવર્ત ( ચકરાવો ) + ઇક ( વાળું ) ] ન. ધૂપિયું; ધૂપદાની.

**આવર્તિકગતિ** [ સં. આવર્ત ( ચકરાવો ) + ઇક ( વાળું ) + ગતિ ( ચાલ ) ] સ્ત્રી. સંવાદિત ગતિ; સાદશી ગતિ; કૂંડાળામાં એકસરખી ઝડપથી ફરતી ચીજથી તે કૂંડાળાના વ્યાસ ઉપર પાડેલા લંબ ( પર્પેન્ડિક્યુલર )ના પાદ ( ફૂટ )થી થતી ગતિ; 'હાર્મોનિક મોશન'.

**આવર્તિત** ૧. વિ. ગાળેલ; ઓગળાવેલ.

૨. વિ. ગુણેલ.

૩. [ સં. આ ( ચોતરફ ) + વર્તિત ( ગયેલું ) ] વિ. ઘુમાવેલું; ફેરવેલું.

૪. વિ. ફરી ફરી અભ્યાસ કરેલ; વારંવાર પાઠ કરેલ.

૫. વિ. મથેલ; વલોવેલ.

૬. વિ. વમળવાળું; ઘૂમરી પડી હોય એવું.

**આવર્તિની** ૧. [ સં. આવર્તિન્ ( ગોળ ફરતું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઘૂમરી; ભમરી.

૨. સ્ત્રી. ( સંગીત ) બાવીસ માંહેની પંદરમી શ્રુતિ.

૩. સ્ત્રી. મેંઢાશીંગી; અજશૃંગી; મરડાશીંગ.

**આવર્તી** ૧. [ સં. આવર્ત ( વાળનું ગૂંચળું ) + ઇન્ ( વાળું ) ] પું. શરીર ઉપર ઠેકાણે ઠેકાણે વાળનાં ગૂંચળાં હોય એવો ઘોડો. આ શુભ ચિહ્ન ગણાય છે.

૨. વિ. ગાળનાર.

૩. વિ. ગુણનાર.

૪. [ સં. આ ( ચોતરફ ) + વૃત્ ( જવું ) + ઇન્ ( વાળું ) ] વિ. ઘૂમરીવાળું; ચક્કર ચક્કર ફરતું; કૂંડાળાના આકારમાં ચાલતું.

૫. વિ. ( ગણિત ) ફરી ફરીને આવનારું; પુનરાવર્તી; 'રિકરિંગ.'

૬. વિ. વલોવનાર; મથનાર.

**આવર્ત્ત** ૧. [ સં. આવૃત્ ( ફરવું ) ] ન. ચકરાવો; કૂંડાળું.

૨. ન. ભમરી; આંટો.

૩. [ સં. આ ( સુધી ) + વૃત્ ( હોવું ) ] વિ. નક્કી કરેલ વખત પછી ફરી બનતું; નિશ્ચિત સમયે ફરીથી આવતું.

**આવર્ત્તક** [ સં. ] પું. ( યોગ ) યોગમાં થતું એક પ્રકારનું વિઘ્ન, જેથી યોગીનું જ્ઞાન આકુલ થઈ જાય અને તેનું ચિત્ત નષ્ટ થઈ જાય.

**આવર્ત્તન** પું. જંબુદ્વીપનો એક પેટા ભેટ. જુઓ આવર્તન.

**આવર્ત્તન કેંદ્ર** ન. જડત્વઘૂર્ણ ( મોમન્ટ ઑવ ઇનર્શિઅ ) એટલે ધરી ઉપર ફરતી કોઈ વસ્તુની ગતિ બદલવાથી તેમાંથી થતા વિરોધીબળના પરિણામને ફેરવ્યા વગર જે ઠેકાણે વસ્તુનો બધો પિંડ કેન્દ્રીભૂત થાય તે બિંદુ; 'સેન્ટર ઑવ જાયરેશન'.

**આવર્ત્તનાંક** [ સં. આવર્તન ( વાંકું થવાપણું ) + અંક ( ચિહ્ન ) ] ન. વક્રભાવી અંક; 'રિફ્રૅક્ટિવ ઇન્ડેક્સ'.

**આવર્દ** [ ફા. ] વિ. કુદરતી નહિ એવું; અસ્વાભાવિક; બનાવટી; કૃત્રિમ.

**આવર્દી** [ ફા. ] વિ. મહેરબાનીવાળું; કૃપાપાત્ર.

**આવલ** ૧. [ સં. આ ( વધારે ) + વલ્ ( ફરી વળવું ) ] ન. ચોખ્ખું પીંજેલું રૂ.

> પોલ રૂડેરાં પાથર્યાં, **આવલ**માં ભારી એહ;
> ખમા ખમા સહુ કો કહે, નારી સાથે નેહ.
> શામળ

૨. વિ. લંબગોળ; અંડાકાર; ઈંડાના આકારનું.

**આવલન** [ સં. આવલ્ ( ફરવું ) ] ન. અંગ મરડવું તે.

**આવલહ** [ ચુ. ] ન. આમળું.

**આવલાં** ૧. ન. બ. વ. કામ ન બની શકે તેવું હોય છતાં તેને માટે કરવામાં આવતી મહેનત; ફાંફાં; હવાતિયાં.

૨. ન. બ. વ. કોસનો સરસામાન.

૩. ન. બ. વ. સંકટમાં સપડાયેલા કે ડૂબતા માણસ તરફથી કરવામાં આવતા બચવાના પ્રયત્ન; તરફડિયાં.

૪. અ. ( જૂ. ગુ. ) આ તરફ; આણીગમ.

> બાંણ તણાં કાંઈ જાણઈ કલા,
> ઊઠઉ વણિગ આવુ **આવલાં**. લાવણ્યસમય

**આવલિ** ૧. [ સં. આવર્તકી ( આવળ ) ] સ્ત્રી. ( બીલી ) આવળ.

૨. [ સં. ] સ્ત્રી. ઓળ; હાર; પંક્તિ; લીટી.

> રાજી આવલિ આલિ તતિ શ્રેણ પંક્તિ સુફાઈ,
> જાણે પાછળ શોભતી વિશાળ વેણી ઝાંઈ.
> પિંગળલઘુકોષ

૩. [ હિં. ] સ્ત્રી. કમનસીબી; દુઃખ.

૪. સ્ત્રી. પરંપરા; શ્રેણી.

૫. સ્ત્રી. મરણ ઉપજાવે એવો ભય.

૬. સ્ત્રી. વંશ.

**આવલિકા** સ્ત્રી. ( જૈન ) ઘણા બારીક વખતનું એક માપ; એક શ્વાસોચ્છ્વાસનો નાનામાં નાનો ભાગ.

**આવલિત** [ સં. આ ( સહેજ ) + વલ્ ( વળવું ) + ઇત ( એલું ) ] વિ. સહેજ વળેલું.

**આવલી** ૧. [ સં. આવર્તકી ( આવળ ) ] સ્ત્રી. ( બીલી ) આવળ.

૨. સ્ત્રી. કડિયાની એ નામની અટક.

૩. સ્ત્રી. ( જૈન ) વખતનું એક માપ. ગણી ન શકાય તેટલા વખતની એક આવલી થાય છે.

૪. સ્ત્રી. ( મરાઠી ) વહાલી સ્ત્રી; વહુને બોલાવવાનો શબ્દ.

૫. ન. કડિયાની એ નામની અટકનું માણસ.

૬. વિ. કડિયાની એ નામની અટકનું.

**આવલો** પું. ( કચ્છી ) કોસ અને તેને લગતો પાણી ખેંચવાનો સામાન; આવલાં.

**આવવું** ૧. [ સં. આપત્ ( બનવું ) ] અ. ક્રિ. અમુક પ્રસંગ થવો; બનાવ બનવો.

૨. અ. ક્રિ. આવી પહોંચવું; હાજર થવું.
૩. અ. ક્રિ. ઊગવું.
૪. અ. ક્રિ. ઊતરવું.
૫. અ. ક્રિ. એકઠા થવું; ભેગા મળવું.
૬. અ. ક્રિ. કબૂલ થવું; નક્કી થવું.
૭. અ. ક્રિ. કોઈ પણ હાલતમાં જઈ પડવું.
૮. અ. ક્રિ. ખીલવું.
૯. અ. ક્રિ. ઘડાવું; બંધાવું; સારો ઘાટ કે દેખાવ થવો. જેમકે, પાઘડી ઠીક ન આવી.
૧૦. અ. ક્રિ. છૂટવું.
૧૧. અ. ક્રિ. જણાવું; અસર થવી.
૧૨. અ. ક્રિ. જન્મવું.
૧૩. અ. ક્રિ. જવું; કોઈની પાસેથી છૂટું પડીને જવું. આવવું અને પધારવું એ બે ક્રિયાપદ આજ્ઞાર્થમાં ઊલટા અર્થમાં વપરાય છે.
૧૪. અ. ક્રિ. જવું અને પાછું આવવું.
૧૫. અ. ક્રિ. તૈયારી ઉપર હોવું. જેમકે, ઘર પડવા આવ્યું છે.
૧૬. અ. ક્રિ. થવું. જેમકે, તેને શંકા આવી.
૧૭. [સં. આયાત; અપ. આઅ] અ. ક્રિ. દાખલ થવું; પ્રવેશ કરવો; અંદર જવું.
૧૮. અ. ક્રિ. દેખાવું; લાગવું; સમજાવું.
૧૯. [સં. આ (ઊલટું) + વર્ (જવું)] અ. ક્રિ. નજીક જવું.

૧. અમે આવ્યા અહીં તો તમમાં ન મળે કંઈ = કંઈ પણ કામ ન સરવું.

૨. આગળ આવવું = (૧) આવકાર આપવા જવું. (૨) બનવું. (૩) વર્તવું.

૩. આવ કહે સો ઓલિયા, બેઠ કહે સો પીર, જીસ ઘર આદર નહિ, ઉસકા કાટો શિર = જે ઘેર આદરસત્કાર ન થાય તે ઘેર જવું નહિ.

૪. આવ કુહાડા પગ ઉપર = અધવચમાં મુશ્કેલી આવવી.

૫. આવ બલા પકડ ગળા = અધવચમાં મુશ્કેલી આવી પડવી.

૬. આવ મારી કાણી, તું ક્યાંયે ન સમાણી; નેવે આવ્યાં પાણી, તો યે ન તણાણી = નરસું ક્યાંય પોસાતું નથી.

૭. આવ રે ભાઈ હરખા, આપણે બંને સરખા = બંને દુખિયા માણસ ભેગા મળે ત્યારે આ પ્રમાણે બોલાય છે.

૮. આવવાની ચાર દિશા અને જવાની બાર = પૈસો આવે થોડો અને જાય ઘણો.

૯. આવશે વહુ ત્યારે જાણશે સહુ = વહુ આવે ત્યારે કજિયો એની મેળે થાય છે.

૧૦. આવી ધાડડીએ તે જાય ઠાડડીએ = હિંદુઓમાં વિવાહ થયો તે થયો, પછી તે ભંગાતો નથી.

૧૧. આવી ચડવું = (૧) આવી મળવું; અણીને વખતે આવી પહોંચવું. (૨) એકઠા થવું. (૩) ઓછી કીમતે મળવું.

૧૨. આવી ચૂકવું = (૧) તદ્દન થાકી રહેવું. (૨) થઈ રહેવું; ખૂટી પડવું. જેમકે, પૂરી તો ચાલશે, પણ શીરો આવી રહ્યો છે. (૩) નબળું થઈ જવું. (૪) પડાવ નાખવો. (૫) પૈસે ટકે તંગ થવું. (૬) બંધ પડવું. (૭) મોતની તૈયારી પર હોવું.

૧૩. આવી જવું = (૧) થોડી વાર માટે આવવું. (૨) પહોંચવું. (૩) સોજો, રોગ વગેરેને લીધે દરદ થવું. જેમકે, મોઢું આવી ગયું છે. (૪) હૂંપદથી આમંત્રણ કરવું; સામી ટક્કર ઝીલવાને તૈયાર થવું; પડકાર કરવો.

૧૪. આવી તે લક્ષ્મી ને ગઈ તે બલા = જે થયું તે ઠીક થયું.

૧૫. આવી પડવું = (૧) જવાબદાર હોવું. (૨) દુઃખ અથવા સંકટનું એકદમ આવીને પડવું. (૩) નસીબમાં હોવું. (૪) માન આપવું; આદરભાવ બતાવવો. (૫) હુમલો કરવો; ધાવા કરવા.

૧૬. આવી પહોંચવું = (૧) એકઠા થવું. (૨) એકાએક આવી મળવું; ટાંકણે આવી પહોંચવું. (૩) છેડો આવવો. (૪) નજીક આવવું.

૧૭. આવી ફસવું = (૧) અણધાર્યું થવું. (૨) આવીને ફસી પડવું; ભરાઇ પડવું. (૩) દુઃખમાં ફસાઈ જવું.

૧૮. આવી બનવું = (૧) અંત આવવો; આખર આવવી; છેડો આવવો. (૨) આફત આવી પડવી. (૩) બાર વાગી જવા. (૪) મરણ થવું.

૧૯. આવી ભરાવું = (૧) પૂરું થઈ રહેવું. જેમકે, તેના દિવસ હવે આવી ભરાણા છે. (૨) મોત પાસે આવવું.

૨૦. આવી મળવા તો બેસાડી દળવા = મહેમાનને કામે લગાડવું.

૨૧. આવી મહી ને ચિંતા થઈ = જમીનની માલિકી મળી પણ તેથી ચિંતા વધી.

૨૨. આવી મળવું = (૧) અનાયાસે મળવું. આવી મળ્યું તે દૂધ બરાબર, માગી લીધું તે પાણી.—લોકોક્તિ (૨) એકાએક એકઠા થવું. (૩) ઘાટ ઘડાઈને તૈયાર થવું. (૪) ચમકાર થવું; સામા થવું. (૫) ટાંકણા ઉપર હાજર થવું; અણીને વખતે આવી પહોંચવું. (૬) યોગ્ય ઉંમરે આવી પહોંચવું. (૭) સહાયક થવું; મદદગાર બનવું.

૨૩. આવી રહેવું = પહોંચી જવું.

૨૪. આવી હોળી ને પરવાર્યા કોળી = કોળી લોકો હોળી ઉપર લૂંટવા માટે નવરા હોય છે.

૨૫. આવે ઘોડા વેગે અને જાય કીડી વેગે = દુઃખ કે રોગ આવે જલદીથી, પણ મટે છે ધીમે ધીમે.

૨૬. આવે તે રસ્તે જાય = ખરાબ રીતે મેળવેલા પૈસા ખરાબ રીતે ઊડી જાય.

૨૭. આવે ત્યારે ગદબદિયાં ને જાય ત્યારે સાંસાં = લાભ મળ્યે માણસ રાજી થાય, પણ નુકસાન થયે દિલગીર થાય.

૨૮. આવે વગમાં તો મારીએ પગમાં = તક મળ્યે દુશ્મનને છોડવો નહિ.

૨૯. આવે વહુનો ભાઈ, તો પેસે ઘરમાં ધાઈ—આવે વરનો ભાઈ, તો ઊભો રહે બારણાં સાહી = (૧) વહુના ભાઈનું સગા ભાઈ કરતાં વધારે માન હોય છે. (૨) સહુ પોતાનો સ્વાર્થ પહેલાં જુએ છે.

૩૦. આવો, બેસો ને પીઓ પાણી એ ત્રણે વસ્તુ મફતની આણી = કાંઈ ખરચ ન થાય એવી ચીજોથી આવકાર આપવો.

૩૧. આવો મારી વાંઢી નણંદ = ગૃહસ્થાશ્રમ સરખો ન ચલાવનારી પોતાના વરની બહેન.

૩૨. આવ્યા તેવા ગયા = (૧) આવ્યા ને જરા વાર રહી જતા રહ્યા. (૨) ખરાબ રીતે મેળવેલા પૈસાનો ઉપયોગ પણ ખરાબ થાય. (૩) ફોગટ ફેરો ખાધો.

૩૩. આવ્યાની નવાઈ નથી પણ જીવ્યાની નવાઈ = સુખ આવે તો ખરું પણ ટકી રહેવું મુશ્કેલ છે.

૩૪. ઉપર આવવું = (૧) કોઈને માથે રહેવું. (૨) ચડવું. (૩) જવાબદાર થવું. (૪) સંભોગ કરવો.

૩૫. નીચે આવવું = (૧) આશરો લેવો. (૨) ઊતરવું. (૩) કચરાઈ જવું. (૪) કોઈની સત્તામાં આવવું. (૫) ખોટ આવવી. (૬) નીચે પડવું. (૭) પડી રહેવું.

૩૬. વચ્ચે આવવું = (૧) દખલગીરી કરવી. (૨) બીજા ઉપર ઉગામેલો ઘા લાગવો.

૨૦. અ. ક્રિ. ના જેટલું થવું; ની બરાબર થવું. જેમકે, આનું વજન બે તોલા જેટલું આવશે.
૨૧. અ. ક્રિ. નાશ થવો.
૨૨. અ. ક્રિ. નિશ્ચય ઉપર આવવું.
૨૩. અ. ક્રિ. નીચે પડવું.
૨૪. અ. ક્રિ. ને લીધે હોવું.
૨૫. અ. ક્રિ. પરિણમવું; અંત પામવો.
૨૬. અ. ક્રિ. પધાર થવાનું બનવું. જેમકે, તે મારે ઘેર આવી ચડ્યો.

૨૭. અ. ક્રિ. ફળવું. જેમકે, તે આંબો ઓણુ સારો આવ્યો છે.

૨૮. અ. ક્રિ. બહાર નીકળવું; ફૂટવું.

૨૯. અ. ક્રિ. બીજાં ક્રિયાપદના સહાયકારક તરીકે જ્યારે વપરાય છે ત્યારે તેનો જ અર્થ બતાવે છે. જેમકે, આ રિવાજ અસલથી ચાલ્યો આવે છે.

૩૦. અ. ક્રિ. ભેટ આપવું.

૩૧. અ. ક્રિ. મળવું.

૩૨. અ. ક્રિ. માફક કે બંધબેસતું થવું. જેમકે, એને ડગલો આવતો નથી.

૩૩. અ. ક્રિ. રંધાવું; પાકવું.

૩૪. અ. ક્રિ. રેલ આવવી.

૩૫. અ. ક્રિ. રોગી થવું; દુ:ખવાળું થવું; ગરમીથી સોજો ચવો.

૧. જીભ આવવી = (૧) જીભ દુખવી; જીભ સુજી જવી. (૨) બોલવાની શક્તિ આવવી.

૨. મોં આવવું = (૧) બોલવાની શક્તિ આવવી. (૨) મોં દુખવા આવવું.

૩૬. અ. ક્રિ. વધવું.

૩૭. અ. ક્રિ. વળગવું. જેમકે, ભૂત આવ્યું.

૩૮. અ. ક્રિ. સમાવું.

૩૯. અ. ક્રિ. સામું થવું.

૪૦. અ. ક્રિ. હાથમાં પડવું.

**આવશ** ૧. [ સં. આયુષ્ય ( જિંદગી ) ] સ્ત્રી. (ગ્રામ્ય) આવરદા; આયખું; આયુ; જીવન.

૨. [ સં. અવશ ( નિરાધાર ) ] વિ. પરવશ; પરાધીન.

ભીમ કહે તું **આવશ** પડયો,
એ પાપી ઘણું મુજને નડયો. પ્રેમાનંદ

**આવશીર** ૧. પું. અવશીર દેશનો રાજા.

૨. પું. (પુરાણ) હિંદુસ્તાનનો એક જૂનો દેશ.

૩. ન. અવશીર દેશનું માણસ.

**આવશ્ય** ૧. [ સં. અ ( નહિ ) + વશ્ય ( કાબૂમાં લઈ શકાય એવું ) ] સ્ત્રી.; ન. કર્યા વિના ન ચાલે એવું કામ; અનિવાર્ય વસ્તુ કે ક્રિયા.

૨. સ્ત્રી.; ન. ખપ.

૩. ન. જરૂરિયાત; અગત્ય.

૪. વિ. અગત્યનું.

૫. વિ. ન અટકાવી શકાય એવું; અનિવાર્ય.

**આવશ્યક** ૧. [ સં. અવશ્ય ( ચોક્કસ ) ] ન. અગત્ય; જરૂર.

૨. ન. ખપ.

૩. ન. શૌચ, સ્નાન, પાઠ, પૂજા વગેરે હમેશ કરવાનું કામ; નિત્ય કર્તવ્ય.

૪. ન. (જૈન) સાધુ અને શ્રાવકને હમેશ સવાર અને સાંજની સંધ્યા વખતે કરવાની જરૂરી ક્રિયા; પ્રતિક્રમણ.

૫. વિ. અગત્યનું; જરૂરી; જરૂરનું; વિશિષ્ટ.

૬. વિ. અવકાશ વગરનું.

**આવશ્યકતા** ૧. [ સં. આવશ્યક ( જરૂરી ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અગત્ય; જરૂર.

૨. સ્ત્રી. ઉતાવળ; તગાદો; તાકીદ.

૩. સ્ત્રી. ખપ.

૪. સ્ત્રી. પ્રયોજન, મતલબ.

**આવશ્યક રજા** [ આવશ્યક ( જરૂરી ) + રજા ] સ્ત્રી. છૂટક રજા; પરચૂરણ રજા; 'કેઝુઅલ લીવ'.

**આવશ્યકત્વ** [ સં. આવશ્યક ( જરૂરી ) + ત્વ ( પણું ) ] ન. અગત્ય; જરૂર; આવશ્યકતા.

**આવશ્યકપુનર્જન્મકર્મમાર્ગપ્રદર્શક** પું. પુરુષોત્તમનું એક નામ.

**આવશ્યકીય** [ સં. આવશ્યક ( જરૂર ) + ઈય ( લગતું ) ] વિ. અગત્યનું; જરૂરનું.

**આવસત** [ સં. આવસથ ( અગ્નિશાળા ) ] પું.; ન. અગ્નિહોત્ર કરવાનું ઠેકાણું. જુઓ આવસથ.

**આવસતિ** ૧. [ સં. આવસ ( ઉતારો કરવો ) ] સ્ત્રી. અર્ધરાત્રિ; મધરાત.

૨. સ્ત્રી. રાત.

**આવસથ** ૧. પું.; ન. અગ્નિહોત્ર કરવાનું ઠેકાણું.

૨. પું.; ન. આર્યાછંદમાં બનાવેલો એક શબ્દસંગ્રહ.

૩. [ સં. આ ( જરા ) + વસ્ ( રહેવું ) ] પું.; ન. ઉતારો; મુકામ.

૪. પું.; ન. એક જાતનું વ્રત.

૫. પું.; ન. ગામડું.

૬. [ સં. આ ( વધારે ) + વસ્ ( રહેવું ) ] પું.; ન. ઘર; રહેઠાણ; નિવાસસ્થાન.

૭. પું.; ન. મઠ; સાધુઓને રહેવાનું ઠેકાણું.

૮. પું.; ન. યજ્ઞનો અગ્નિ રાખવાનું ઠેકાણું; અગ્નિહોત્રશાળા.

૯. પું.; ન. યજ્ઞનો એ નામનો એક અગ્નિ.

૧૦. પું.; ન. વિદ્યાર્થીઓને રહેવાની જગ્યા.

**આવસથિક** ૧. [ સં. આવસથ ( ઘર ) + ઈક ( લગતું ) ] પું. ગૃહસ્થ.

૨. પું. ઝૂંપડી કે આશ્રમમાં રહેનાર સંન્યાસી.

૩. વિ. ઘર સંબંધી; ઘરનું.

૪. વિ. ઘરમાં રહેનાર; ગૃહસ્થ.

૫. વિ. વંશપરંપરાથી પવિત્ર ક્રિયા માટે ઘરમાં અગ્નિ રાખનાર.

**આવસથ્ય** ૧. [ સં. આવસથ ( ઘર ) + ય ( સંબંધી ) ] પું. અગ્નિહોત્રનો અગ્નિ; યજ્ઞના પાંચ અગ્નિમાંનો એક.

૨. પું. ( પુરાણ ) પવમાન અગ્નિનો દીકરો.

૩. ન. ઉતારો; મુકામ.

૪. ન. ઘર; રહેવાનું ઠેકાણું.

૫. ન. વિદ્યાર્થીઓનું આશ્રમ; છાત્રાલય.

૬. વિ. ઘરમાં રહેતું.

**આવસથ્યાગ્નિ** [ સં. આવસથ્ય ( ઘરમાં રહેતું ) + અગ્નિ ( દેવતા ) ] પું. અગ્નિહોત્રનો અગ્નિ.

**આવસાન** [ સં. અવસાન ( હદ ) ] વિ. ગામને છેવાડે રહેતું.

**આવસાનિક** [ સં. અવસાન ( છેડો ) + ઈક ( લગતું ) ] વિ. છેડેનું; અંતમાં આવેલું.

**આવસિત** ૧. [ સં. અવસો ( પાકવું ) + ઈત ( એલું ) ] ન. પાકેલું અનાજ.

૨. ન. મસળી ફોતરાં દૂર કર્યા પછી એક બાજુ ઢગલો કરેલું અનાજ.

૩. ન. સાફ કરી તૈયાર કરેલા દાણા.

૪. [ સં. અવસો ( નિશ્ચય કરવો ) + ઈત ( એલું ) ] વિ. નક્કી કરેલું; નિર્ણય કર્યો હોય એવું.

૫. વિ. પાકેલું.

૬. [ સં. અવસો ( પૂરું થવું ) + ઈત ( એલું ) ] વિ. પૂરું થયેલું.

**આવસ્થિક** ૧. સ્ત્રી. એ નામની બ્રાહ્મણની અટક.

૨. ન. બ્રાહ્મણની એ નામની અટકનું માણસ.

૩. [ સં. અવસ્થા ( સ્થિતિ ) + ઈક ( લગતું ) ] વિ. અવસ્થાને લાયક.

૪. વિ. બ્રાહ્મણની એ નામની અટકનું.

**આવહ** ૧. [ સં. ] પું. અગ્નિની સાત જીભ માંહેની એક.

૨. પું. સાત પ્રકારના વાયુ કે વાયુના પટમાંનો એક. તે ભૂર્લોક અને સ્વર્લોક એટલે સ્વર્ગ વચ્ચેના વાતાવરણમાં હોવાનું મનાય છે.

૩. વિ. પમાડનાર.

૪. વિ. લઈ જનારું; પહોંચાડનારું.

૫. [ સં. આવહ્ ( લાવવું ) ] વિ. લાવનારું; કરનાર. આ શબ્દ સમાસને છેડે વપરાય છે. સુખ + આવહ = સુખાવહ.

**આવહન** ૧. [ સં. આવહ્ ( પાસે લાવવું ) ] ન. પાસે લાવવાપણું.

૨. [ સં. આવહ્ ( પેદા કરવું ) + અન ( પણું ) ] ન. પેદાશ; ઉત્પત્તિ.

**આવહનપત્ર** [ સં. આ ( તરફ ) + વહ્ ( લઈ જવું ) + અન ( પણું ) + પત્ર ( કાગળ ) ]

પું. બોલાવવાનું ફરમાન; 'સમન્સ'.

**આવહમાન** ૧. [ સં. આવહ્ ( પાસે લાવવું ) + માન ( ચાલુ ક્રિયા બતાવતું ) ] વિ. અવિરત; સતત; ચાલુ.

૨. વિ. ક્રમમાં આવતું.

**આવળ** [ સં. આવર્તકી ] પું.; સ્ત્રી. ત્રણ ચાર હાથ ઊંચો થતો એક છોડ. આ છોડનાં પાંદડાં કુવાડિયા અને સોનામુખી જેવાં, ફૂલ પાંચ પાંખડીવાળાં, પીળા રંગનાં ને ગુચ્છાદાર અને પરડા પાંચ છ ઈંચ લાંબા, ચપટા અને છ ખીવાળા હોય છે. તે દાહ, અતિસાર, સોજો ને થળને દૂર કરનાર હોવાથી હાથ પગના મરડ, સોજો, માર અને સંધિવા એટલે સાંધાના દુખાવા ઉપર પાણીમાં ભેળવી શેક ને બંધાણ કરવામાં અને દૂધમાં બાફીને આંખ ઉપર બાંધવામાં વપરાય. આવળ, સાજીખાર અને મેંદાલાકડીનો લેપ મૂઢ માર, લચક અને સોજા ઉપર ગરમ કરીને લગાડવાથી ફાયદો થાય. પેટના દુખાવા ઉપર તેનાં મૂળ ચાવવામાં અને ઢોર થાકી જાય ત્યારે તેના લાડુ કરીને ખવરાવવામાં આવે. ઢોરના પેટમાં જીવાત પડી હોય ત્યારે તેનાં પાન, બકાન, લીમડાનાં પાન, મીઠું અને અજમો ખવરાવાય. તે જ્યાં ઊગે ત્યાં ગીચ જાળું થઈ જાય, આથી બીજી વનસ્પતિ થઈ શકતી નથી. છૂટી અને ઊડતી રેતીને અટકાવી જમાવવા માટે અને ધોવાઈ જતી માટીને અટકાવવા માટે આ ઘણી કીમતી વનસ્પતિ છે. ચામડાં રંગવાના કામમાં તેની છાલ આખી દુનિયામાં સસ્તામાં સસ્તી અને ઉત્તમમાં ઉત્તમ ગણાય છે. તેનાં સૂકાં ડાળખાં બાળવાનાં કામમાં આવે અને તેની સોટીનું દાતણ થાય.

આવળનું ફૂલ = (૧) દેખાવમાં સારી પણ નકામી વસ્તુ. (૨) રૂપાળું પણ કોઈ કામમાં ન આવે એવું ફૂલ.

**આવળકાઠી** સ્ત્રી. દવાના કામમાં આવતુ એક જાતના વેલાનું સૂકું ડાળખું.

**આવળગોવળ** સ્ત્રી. ( ગ્રામ્ય ) કુટુંબકબીલો; પરિવાર; બાળબચ્ચાં.

**આવળા** ૧. સ્ત્રી. એ નામની એક જાત.

૨. ન. એ નામના લોકોની જાતનું માણસ.

૩. વિ. એ નામના લોકોની જાતનું.

**આવળિ** ૧. [ સં. આવલિ ( હાર ) ] સ્ત્રી. ઓળ; હાર; પંક્તિ.

૨. સ્ત્રી. પરંપરા; શ્રેણી.

૩. સ્ત્રી. ( ગ્રામ્ય ) બાજુ. ગેડીદડાની રમતમાં આ શબ્દ વપરાય છે. જેમકે, તારી આવળિમાં રહેજે.

**આવળિયો** ૧. પું. એક જાતનું ઝાડ. તે આવળથી મોટું અને બાવળથી નાનું હોય છે.

૨. [ સં. આ ( વધારે ) + વલ્ ( તરફ ખેંચાવું ) ] પું. ઓરિયો; ઇચ્છા; લાલસા; ભાવ.

**આવળી** [ સં. આવલી ( હાર ) ] સ્ત્રી. હાર; પંક્તિ. જુઓ આવળિ.

**આવંગ** પું. વહાણનો અને તેમાં ભરેલા માલનો વીમો.

**આવંત્ય પુત્ર** પું. વ્રાત્ય જાતિના બ્રાહ્મણથી તેજ જાતિની બ્રાહ્મણ સ્ત્રીમાં અયોગ્ય રીતે થયેલો દીકરો.

**આવંત** ૧. [ સં. ] પું. અવંતિ એટલે માળવાનો રાજા.

૨. વિ. આવતું.

**આવંતી** [ સં. ] સ્ત્રી. અવંતિ એટલે માળવામાં બોલાતી એક પ્રાકૃત ભાષા.

**આવંત્ય** ૧. [ સં. ] પું. ભ્રષ્ટ થયેલ બ્રાહ્મણનો દીકરો.

૨. વિ. અવંતિનું; માળવાનું રહેવાશી.

૩. વિ. અવંતિમાંથી આવતું.

**આવંદ** [ ફા. ] ન. વાસણ.

**આવા** [ હિં. ] પું. નિભાડો; કુંભારની ભઠ્ઠી.

**આવાઈ** ૧. [ હિં. ] સ્ત્રી. આવાગમન; આવજા; વ્યવહાર.

૨. સ્ત્રી. ગપ; અફવા.

૩. સ્ત્રી. બીક; ભય.

૪. સ્ત્રી. હુલ્લડ.

**આવાગમન** ૧. [ સં. આવય્ ( આવવું ) + ગમ્ ( જવું ) ] ન. અવતરવું અને મરવું તે; ચોરાસીનો ફેરો.

> ભજો નરસૈંયો તમે પ્રભુ ભજી લો,
> **આવાગમન**નો ફેરો ટળે. — નરસિંહ

૨. ન. આવજા.

૩. ન. આવવાપણું; પધરામણી.

> ધન્ય ભાગ્ય આ ધરતી તણું,
> **આવાગમન** થયું તમ તણું. — શામળ

૪. ન. જન્માંતર.

૫. ન. પુનર્જન્મ.

**આવાજ** [ ફા. આવાઝ ] પું. ( હિંદી ) અવાજ.

**આવાજઈ** [ હિં. ] સ્ત્રી. આવજા.

**આવાજાઈ** ૧. [ સં. આવય્ ( આવવું ) + યા ( જવું ) ] સ્ત્રી. આવજા; હલનચલન; હરફર.

૨. સ્ત્રી. વ્યવહાર.

**આવાજાવા** [ હિં. ] સ્ત્રી. આવવું અને જવું તે.

**આવાઝ** ( આવાઝ ) ૧. [ ફા. ] પું. અવાજ; પોકાર; બૂમ; સાદ; રાડ.

૧. આવાઝ ઉડાવવો = (૧) ઊંચે અવાજે બોલવું. (૨) ખબર ફેલાવવા. (૩) ફરિયાદ ઉડાવવી.

૨. આવાઝ કરવો = (૧) દીવાસળી સળગાવવી. (૨) બોલાવવું.

૩. આવાઝ દેવો = (૧) અવાજ નીકળવો. (૨) આમંત્રણનો જવાબ આપવો. (૩) જોરથી પોકારવું; બોલાવવું.

૪. આવાઝનો ટપ્પો-પલ્લો = સાદ પહોંચે ત્યાં સુધીની હદ.

૫. ગુંબજનો આવાઝ = (૧) ખરાબ કામ અથવા વચનનો બદલો. (૨) ઘુમ્મટનો પડઘો.

૨. પું. આબરૂ; કીર્તિ.

૩. પું. કટકટ; ટકટક એવો અવાજ.

૪. પું. બોલી; વાણી; શબ્દ.

૧. આવાઝ આવવો = સાંભળવું.

૨. આવાઝ કાઢવો = બોલવું; શબ્દ કરવો.

૩. આવાઝ લગાવવો = (૧) ગાવામાં ઊંચો સ્વર કરવો. (૨) વિનતિ કરવી.

૪. આવાઝમાં આવાઝ મિલાવવો = (૧) સંમત થવું; એકમત થવું. (૨) સાથે સાથે ગાવું.

૫. ભારી આવાઝ = ખોખરો સાદ.

**આવાઝદેહંદા** ( આવાઝદેહંદા ) [ ફા. આવાઝ ( અવાજ ) + દેહંદા ( આપનાર ) ] પું. હરરાજીમાં માગણી કરનાર.

**આવાઝલહર** ( આવાઝલહર ) [ આવાઝ ( અવાજ ) + લહર ( મોજું ) ] ન. અવાજનું મોજું.

**આવાઝા** ( આવાઝા ) ૧. પું. કીર્તિ; આબરૂ.

૨. [ ફા. ] પું. નાદ; ધ્વનિ.

**આવાઝાતવાઝા** ( આવાઝાતવાઝા ) [ ફા. આવાઝ ( અવાજ ) + તવાઝ ( અવાજનું બેવડું રૂપ ) ] પું. બ. વ. મહેણાં.

**આવાત** સ્ત્રી. દેખી શકાય એવું હલનચલન.

**આવાતી** ૧. [ હિં. ] સ્ત્રી. આવક.

૨. સ્ત્રી. ગપ; અફવા.

૩. સ્ત્રી. જેમાં વેપારની વસ્તુઓ આવવાની આશા રખાય છે તે ઋતુ.

૪. સ્ત્રી. નવીન ખબર.

૫. સ્ત્રી. મિત્રનું આવવાપણું.

**આવાધા** [ સં. ] સ્ત્રી. પીડા; દુઃખ.

**આવાન** ૧. [ ફા. ] પું. ( જરથોસ્તી ) એ નામનો ફિરસ્તો.

૨. પું. કરજ.

૩. પું. જરથોસ્તી દરેક મહિનાનો દસમો દિવસ.

૪. [ સં. આવાહન ( બોલાવવું તે ) ] પું. ( કચ્છી ) નોતરું; આમંત્રણ.

૫. પું. રંગ.

**આવાનિક** ૧. વિ. તજાયેલું.

૨. વિ. રખડતું; જુદું પડેલું.

**આવાપ** ૧. [ સં. ] પું. અનાજ રાખવાનું વાસણ.

૨. પું. એક જાતનું પીણું.

૩. પું. ઝાડની આસપાસનું ખામણું; ક્યારો; આલવાલ.

૪. પું. ( સંગીત ) નિઃશબ્દ ક્રિયાના આવાપ, નિષ્કામ, વિક્ષેપ અને પ્રવેશક એમ ચાર પ્રકાર પૈકીનો એક; જમણી બાજુએ હાથ નીચે ચલાવવો તે.

૫. પું. નીચી ઊંચી જમીન; વિષમ ભૂમિ.

૬. પું. પરદેશી રાજ્યો સાથેનો વહીવટ.

૭. પું. બીજાના દેશ સંબંધી કે શત્રુ સંબંધી વિચારણા.

૮. પું. મુખ્ય હોમ; યજ્ઞમાં પ્રધાન આહુતિ.

૯. પું. યજ્ઞનાં વાસણ ગોઠવવાં તે.

૧૦. પું. લડવાની ઇચ્છા.

૧૧. પું. લેવું તે.

૧૨. પું. હાથમાં પહેરવાનું કડું; વલય.

૧૩. [ સં. આવપ્ ( ફેંકવું ) ] ન. ફેંકવું તે; આક્ષેપ.

૧૪. [ સં. આવપ્ ( મેળવવું ) ] ન. મિશ્રણ; મેળવણી.

૧૫. [ સં. આવપ્ ( વાવવું ) ] ન. વાવણી.

૧૬. ન. સંગ્રહ; ભેગું કરવું તે.

**આવાપક** ૧. [ સં. ] પું. હાથે પહેરવાનું કડું; વલય.

૨. [ સં. આવપ્ ( વાવવું ) ] વિ. વાવનાર.

**આવાપન** ૧. [ સં. ] ન. કાળકો.

૨. ન. વણવાની સાળ.

૩. [ સં. આવપ્ ( મૂંડવું ) ] ન. હજામત.

**આવાપિક** ૧. [ સં. ] વિ. અધિક; વધારાનું.

૨. [ સં. આવપ્ ( વાવવું ) ] વિ. વાવવા લાયક.

**આવાર** ૧. પું. કંપાઉંડ; વાડો.

૨. [ સં. અયમ્ ( આ ) + વાર ( વખત ) ] અ. આ ઘડી; આ પળે; આ વખતે; હમણાં જ.

૩. અ. આ ફેરા.

**આવારકી** [ સં. અયમ્ ( આ ) + વાર ( વખત ) ] અ. આ વખતે; આ ફેરે.

હું નહિ કરું અન્યાય, એક વાર મૂકો રે,
કહો તેમ ખાઉં સમ આવારકી મૂકો રે.
પ્રેમાનંદ

**આવારગી** [ ફા. ] સ્ત્રી. રઝળવાની ટેવ.

**આવારા** ૧. [ ફા. ] વિ. જુદું પડેલું; રખડતું. આવારા વતન = વતનથી નીકળી દૂર રખડતું.

૨. વિ. તજાયેલું.

૩. વિ. ધંધા વિના રખડતું; રઝળુ.

**આવારિ** ૧. [ સં. ] ન. દુકાન; હાટ.

૨. ન. બજાર.

૩. [ સં. આ ( સારી રીતે ) + વારિ ( પાણી ) ] વિ. ઘણા પાણીવાળું.

**આવારિજા** [ ફા. ] પું. કાચો હિસાબ રાખવાનો ચોપડો.

**આવાલ** ૧. પું. ( ગ્રામ્ય ) નવાણમાં પાણી આવવાની સર; આવણો.

૨. [ સં. ] ન. ઝાડની આસપાસનો પાણીનો ક્યારો; ખામણું.

**આવાલ પિટિકા** સ્ત્રી. જીભ ઉપર ઊપસેલ અને ખરબચડો દેખાવ આપતી નળી જેવી અણુઓની બનેલી શાખા; 'સર્કમવેલેટ પપિલ'.

**આવાસ** ૧. [ સં. આવસ્ ( રહેવું ) ] પું. ઓરડો; ખંડ; અવાસ.

૨. પું. ખુલ્લી જમીન.

૩. પું. ઘર; મકાન; હવેલી; નિવાસસ્થાન; રહેઠાણ.

૪. પું. મુકામ; નિવાસ.

**આવાસક** [ સં. આવાસ ( રહેઠાણ ) ] પું. પક્ષીનો માળો.

**આવાસી** [ સં. આવાસ ( વસવું ) ] વિ. બહારથી આવીને દેશમાં વસેલ.

**આવાહ** ૧. પું. ( ડિંગળ ) ખેલ.

૨. [ સં. ] પું. લગ્ન; વિવાહ.

૩. પું. વિવાહ પહેલાં નાગરવેલનું પાન દેવાનો ઉત્સવ.

**આવાહન** ૧. [ સં. આવહ્ ( લઈ જવું ) ] ન. મંત્ર ભણીને દેવને પધરાવવા તે; દેવની પ્રતિષ્ઠા.

૨. ન. માનપૂર્વક તેડું; આમંત્રણ.

૩. ન. હોમ.

**આવાહનપત્ર** [ સં. આવહ્ ( લઈ જવું ) + અન ( પણું ) + પત્ર ( કાગળ ) ] પું. જવાબ દેવા હાજર થવાનું લખાણ; તલબચિઠ્ઠી; 'સમન્સ'.

**આવાહનમુદ્રા** સ્ત્રી. દેવોને બોલાવવા માટેની એક મુદ્રા; આવાહની.

**આવાહનવું** સ. ક્રિ. તેડાવવું; બોલાવવું.

**આવાહનસ્તોત્ર** [ સં. આવાહન ( આમંત્રણ ) + સ્તોત્ર ( સ્તુતિનું કાવ્ય ) ] ન. દેવને બોલાવવા માટે કરવામાં આવેલી સ્તુતિ.

**આવાહની** [ સં. ] સ્ત્રી. દેવને બોલાવવા માટેની એક જાતની મુદ્રા; બન્ને હાથની અંજલિ કરી બન્ને અનામિકાના મૂળ ભાગમાં બન્ને અંગૂઠા અડાડવાથી થતી મુદ્રા.

**આવાહપત્ર** ન. ભરતિયું; 'ઇનવૉઇસ'.

**આવાહવું** [ સં. આવાહન ( આમંત્રણ ) ] સ. ક્રિ. આમંત્રણ આપવું; બોલાવવું.

**આવાં** ૧. પું. ( જરથોસ્તી ) ઇલાહી સનના મહિનાનો તેમ જ ઇરાનીઓના મહિનાનો દસમો દિવસ.

૨. પું. પારસીના બાર મહિના માંહેનો આઠમો મહિનો. આ મહિનામાં આબ એટલે પાણી વરસાદરૂપે ઘણું પડે છે.

૩. પું. ( જરથોસ્તી ) પાંચમા મુખ્ય ફિરસ્તા અરફંદારમદના ચાર હમકારોમાંનો એ નામનો એક.

૪. [ હિં. ] સ્ત્રી. આવા; કુંભારની ભઠ્ઠી.

**આવાંકા** પું. આકાર.

**આવિક** ૧. [ સં. ] ન. ગરમ લૂગડું; ઊનનું કાપડ; કામળી.

૨. વિ. ગરમ; ઊનનું.

૩. વિ. ઘેટાં સંબંધી.

૪. વિ. બકરાંનું; બકરાંને લગતું.

**આવિગ્ન** ૧. [ સં. ] ન. એક જાતનું ફળઝાડ.

૨. વિ. કંટાળી ગયેલ; ઉદ્વેગ પામેલ; ગભરાયેલ.

**આવિદૂર્ય** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + દૂર ( છેટું ) ] ન. પાસે રહેવું તે; નજીક હોવાપણું.

**આવિદ્ધ** ૧. [ સં. ] વિ. ખોટું; ભ્રાંતિ પેદા કરનારું.

૨. વિ. છેદાયેલું; કપાયેલ.

૩. વિ. નાઉમેદ; નાસીપાસ; નિરાશ.

૪. વિ. ફેંકેલ.

૫. વિ. મારેલ; ઠોકેલું.

૬. વિ. મૂર્ખ; અક્કલ વિનાનું.

૭. વિ. વીંધાયેલું; વીંધેલ.

૮. વિ. સરખું ન હોય એવું; વાંકુંચૂંકું.

**આવિદ્ધકર્ણિકા** [ સં. આવિદ્ધ ( કપાયેલ ) + કર્ણ ( કાન ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. પાઠા નામનો વેલો.

**આવિદ્ધકર્ણી** સ્ત્રી. એક જાતનો વેલો; આવિદ્ધકર્ણિકા.

**આવિદ્યક** [ સં. અવિદ્યા ( અજ્ઞાન ) + ક ( લગતું ) ] વિ. અજ્ઞાનથી થયેલું; માયાની સાથે સંબંધ રાખનારું.

**આવિધ** [ સં. આવ્યધ્ ( વીંધવું ) ] પું. વીંધવાનું સાધન; શારડી; વીંધણું.

**આવિર્ભાવ** ૧. [ સં. આવિસ્ ( પ્રગટ ) + ભૂ ( થવું ) ] પું. અવતાર.
૨. પું. ઉમળકો; ઊભરો; આવેશ.
૩. પું. ખુલ્લું થવાપણું; બહાર નીકળવું તે; ઉત્પત્તિ.
૪. પું. ગુણ; સ્વભાવ.
૫. પું. ચિહ્ન; નિશાની; લક્ષણ.
૬. પું. પેસારો; દાખલ થવાપણું.
૭. પું. સ્વરૂપ.

**આવિર્ભાવક** [ સં. આવિર્ભાવ ( પ્રગટપણું ) + ક ( કરનાર ) ] વિ. પ્રગટ કરનાર; બહાર પાડનાર.

**આવિર્ભાવશક્તિ** [ સં. આવિર્ભાવ ( ઉત્પત્તિ ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. પેદા કરવાની શક્તિ.

**આવિર્ભૂત** ૧. [ સં. આવિસ્ ( જાહેર ) + ભૂત ( થયેલું ) ] વિ. ખુલ્લું થયેલ; છતું; પ્રત્યક્ષ; પ્રગટ.
૨. વિ. બહાર નીકળેલ; ઉત્પન્ન થયેલ.
૩. વિ. બહારની દુનિયાને લગતું; પરવિષયક; 'ઓબ્જેક્ટિવ'.

**આવિર્મુખ** [ સં. આવિસ્ ( બહાર ) + મુખ ( મોઢું ) ] વિ. બહાર મોઢું હોય એવું.

**આવિર્હોત્ર** ૧. પું. ( પુરાણ ) ઋષભદેવના સો દીકરા માંહેના બ્રહ્મને જાણનાર નવ પુત્રમાંનો એ નામનો એક.
૨. પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.

**આવિલ** ૧. [ સં. ] વિ. કાદવવાળું; ડહોળું.
૨. વિ. કાળાશ પડતું.
૩. વિ. ઝાંખું; અસ્પષ્ટ.
૪. વિ. મલિન; મેલું.
૫. વિ. વ્યાપ્ત; ફેલાયેલું.

**આવિષ્કરણ** ૧. [ સં. આવિસ્ ( પ્રગટ ) + કરણ ( કામ ) ] ન. જાહેરાત; પ્રકટીકરણ; પ્રાગટ્ય; આવિર્ભાવ.
૨. ન. વાક્ય; શબ્દરચના.
૩. ન. વિનિયોગ; ઉપયોગ.

**આવિષ્કરણી** [ સં. આવિસ્ ( જાહેર ) + કરણ ( કરવાપણું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પ્રગટ કરવાનું સાધન.

**આવિષ્કર્તા** [ સં. આવિસ્ ( ખુલ્લું ) + કર્તૃ ( કરનાર ) ] વિ. પ્રગટ કરનાર; જાહેર કરનારું; ખુલ્લું કરનાર.

**આવિષ્કાર** ૧. પું. જાહેર કરવાપણું; પ્રકાશન.
૨. [ સં. આવિસ્ ( સ્પષ્ટ ) + કાર ( કામ ) ] પું. નજરોનજર દેખાવાપણું; સાક્ષાત્કાર.
૩. પું. નવીન બનાવટ; શોધ.
૪. પું. પ્રગટ કરવાનું સાધન.

**આવિષ્કારક** [ સં. આવિસ્ ( જાહેર ) + કારક ( કરનાર ) ] વિ. ખુલ્લું કરનાર; પ્રગટ કરનારું.

**આવિષ્કૃત** ૧. [ સં. આવિસ્ ( ઉઘાડું ) + કૃત ( કરેલ ) ] વિ. ખુલ્લું કરાયેલું કે દેખાડેલું; પ્રગટ; બતાવી આપેલું.
૨. વિ. નવીન બનાવેલ; શોધેલ.

**આવિષ્ક્રિયા** [ સં. આવિસ્ ( જાહેર ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ખુલ્લું કરવાપણું; આવિષ્કાર.

**આવિષ્ટ** ૧. [ સં. ] વિ. આવેશવાળું; ઉશ્કેરાયેલું.
૨. વિ. ગુંથાયેલ; લીન બની ગયેલ; વ્યાપ્ત; ઘેરાયેલ.
૩. વિ. ગ્રસ્ત; પકડાયેલું.
૪. [ સં. આવિશ્ ( દાખલ થવું ) + ત ( એલું ) ] વિ. પેસેલું; દાખલ થયેલ.
૫. વિ. ભરાયેલું; વળગેલું; વળગાડવાળું.
ભૂતાવિષ્ટ = જેને ભૂતનો વળગાડ હોય એવું.

**આવિષ્ટલિંગ** [ સં. આવિષ્ટ ( દાખલ થયેલ ) + લિંગ ( જાતિ ) ] વિ. બધા સંબંધમાં પોતાની જાતિ જાળવી રાખે તેવું; નિયતલિંગ.

**આવિષ્ટવસુદેવાંશ** પું. પુરુષોત્તમનું એક નામ.

**આવિષ્ટંમન્યતા** [ સં. આવિષ્ટ ( વળગેલું ) + મન્ ( માનવું ) + તા ( પણું ) ] સ્ત્રી. દરદી પોતાને ભૂતનો વળગાડ હોવાનું સમજે એ જાતનું ગાંડપણ; અસુરાવેશ.

**આવિષ્ઠાયન** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આવિસ્** [ સં. ] અ. ખુલ્લી રીતે; પ્રકટપણે. આ શબ્દ પૂર્વગ તરીકે કૃ ને ભૂ ધાતુની પહેલાં વપરાય છે. જેમકે, આવિષ્કૃત = જાહેર કરેલું; આવિર્ભૂત = બહાર નીકળેલ.

**આવી** ૧. [ સં. ] સ્ત્રી. અભડાયેલી સ્ત્રી; રજસ્વલા.
૨. સ્ત્રી. ગર્ભવતી.
૩. સ્ત્રી. બાળક અવતરતી વખતે માને થતું દુઃખ; વેણ.
૪. [ આવવુંના ભૂતકાળનું નારીજાતિનું રૂપ ] અ. ક્રિ. બની; થઈ.

**આવીક્ષિત** પું. ( પુરાણ ) મરુત. એ સૂર્યવંશી દિષ્ટકુળનો હતો.

**આવી જા** [ આવવુંનું આજ્ઞાર્થ રૂપ ] અ. પડકાર બતાવનારો અવાજ.

**આવીત** ૧. [ સં. આ ( ઊલટું ) + વીત ( પહેરેલ ) ] ન. જમણે ખભે પહેરેલી જનોઈ; અપસવ્ય.
૨. [ સં. આ ( તરફ ) + વિ ( ઊલટું ) + ઇ ( જવું ) + ત ( એલું ) ] વિ. ગયેલું; પસાર થયેલું.
૩. વિ. પરોવેલું.
૪. વિ. પહેરેલું; ધારણ કરેલું.
૫. વિ. વણેલ.

**આવીતી** [ સં. આ ( ઊલટું ) + વીત ( પહેરેલ ) + ઇન્ ( વાળું ) ] પું. જમણે ખભે જનોઈ પહેરનાર પુરુષ.

**આવીરચૂર્ણ** ૧. [ સં. ] ન. અંજીરની જાતનું સામસામાં પાંદડાંવાળું એક ઝાડ.
૨. ન. એક જાતની સુગંધી ધોળી ભૂકી; અબીલ.

**આવુક** [ સં. ] પું. ( નાટ્ય ) બાપ; જનક; પિતા.

**આવુત્ત** [ સં. ] પું. બનેવી; બહેનનો વર.

**આવુને** અ. ( ગ્રામ્ય ) આવીને.

**આવું** ૧. વિ. આ જાતનું. આ વિશેષણ સર્વનામ 'આ' ઉપરથી થયેલું છે.
૨. [ સં. એતાવત્; એતદ્દ; ઈદૃશ; પ્રા. દીદિસ; અપ. અઇસ ] વિ. આ નમૂનાનું; આના જેવું; આ પ્રમાણેનું.

**આવુંક** વિ. કાંઈક આવું.

**આવુંપોતું** ન. વર તરફનો ચાંલ્લો; કન્યાના સાટા તરીકે વર પાસેથી લેવાતું ધન; શુલ્ક.

**આવૃણ** [ સં. આ ( ચોતરફ ) + વૃ ( સંતાડવું ) ] ન. ઢાંકણ; આવરણ.

**આવૃત** ૧. [ સં. ] પું. ઉગ્ર જાતિની સ્ત્રીથી થયેલો બ્રાહ્મણનો દીકરો.
૨. પું. ( પિંગળ ) બાર માત્રાનું માપ.
૩. [ સં. આ ( ચારે બાજુ ) + વૃત્ ( રહેવું ) ] ન. ગોળ; મંડલ; વર્તુલ.
૪. વિ. ઘેરાયેલું; ચારે પાસથી બંધ કરેલ; રૂંધાયેલું.
૫. વિ. છૂપું; ગૂઢ.
૬. વિ. ઢાંકેલું; અપ્રકટ; આવરેલું; ઢંકાયેલું.
૭. વિ. ફેલાયેલું; વ્યાપ્ત.
૮. વિ. ભરપૂર; ભરેલું.

**આવૃતિ** ૧. સ્ત્રી. આગળિયો; ઉલાળો.

૨. સ્ત્રી. ગોંધી રાખવાપણું.

૩. [ સં. આ ( ચારે બાજુ ) + વૃતિ ( દીવાલ ) ] સ્ત્રી. ચોતરફ બાંધેલી દીવાલ.

૪. સ્ત્રી. ઢાલ.

૫. સ્ત્રી. ઢાંકણુ; આવરણ.

૬. [સં. આ (ચોતરફ) + વૃતિ (ઢાંકવાપણું)] સ્ત્રી. ઢાંકપિછોડો; ઢાંકવું તે.

૭. સ્ત્રી. નિરોધ; અટકાવ.

૮. સ્ત્રી. બચાવ; રક્ષણ.

**આવૃત્ત** ૧. [ સં. ] પું. ( પિંગળ ) સંકીર્ણની જાતનો ૧૮ વર્ણનો એક અર્ધ સમવૃત્ત વર્ણમેળ છંદ. તેમાં વિષમ પદ 'દિગીશ' મુજબ અને સમપદ 'સહજા' છંદ પ્રમાણે હોય છે.

> વિષમે સ જ ગ ગા છે;
> સ સ જ ગ સમેજ **આવૃત્તે.** રણપિંગળ

૨. ન. તાલમાં રહેલ અંગો અને માત્રાનો જથ્થો; પિંડ.

> તાલમાં જેટલી માત્રા તથા અંગો આવતાં હોય તેના એકંદર જથ્થાને તાલનું **આવૃત્ત** કે પિંડ કહે છે. હિંદુ સંગીતવિદ્યા

૩. વિ. ગુણેલ.

૪. [સં. આ ( વારંવાર ) + વૃત્ત ( કરેલું ) ] વિ. ગોખેલું; મોઢે કરેલું.

૫. [સં. આ (ચારે બાજુ) + વૃત્ત ( રહેલું )] વિ. ઘેરાયેલું; ચોતરફથી બંધ કરેલું; ઢાંકેલું.

૬. વિ. ચક્રાકારે ફરેલું; ગોળાકારમાં ચાલેલ.

૭. [સં. આ ( ચોતરફ ) + વૃત્ત ( ઢંકાયેલ )] વિ. ઢંકાયેલું; છવાયેલું; આચ્છાદન કરેલું.

૮. [સં. આ ( ઊલટું ) + વૃત્ત ( ગયેલું ) ] વિ. પાછું આવેલું.

૯. વિ. ફરીથી જાહેર થયેલું.

૧૦. વિ. બનેલું.

૧૧. વિ. બરાબર ગોઠવાયેલ.

૧૨. વિ. ભરાઈ ગયેલું.

૧૩. વિ. રોકેલું; અટકાવેલ.

૧૪. વિ. વારંવાર થયેલું.

૧૫. વિ. હટેલું.

**આવૃત્ત અપૂર્ણાંક** [ સં. આ ( વારંવાર ) + વૃત્ત ( કરેલ ) + અ ( નહિ ) + પૂર્ણ ( આખું ) + અંક ( આંકડો ) ] ન. ( ગણિત ) જેને દશાંશનું રૂપ આપતાં ભાગાકારનો અંત આવે નહિ અને એકનો એક આંકડો ફરી ફરીને આવે એવો અપૂર્ણાંક; 'રિકરિંગ ફ્રૅકશન'. જેમકે, $\frac{2}{3}$ = ·૬૬૬૬......

**આવૃત્ત કક્ષા** [સં. આ ( ચારે બાજુ ) + વૃત્ત ( રહેલું ) + કક્ષા ( ગ્રહોનો માર્ગ ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) બધી તરફથી બંધ માર્ગ. ગ્રહોને આવો અને કેટલાક ધૂમકેતુને એક બાજુ ઉઘાડો માર્ગ હોય છે.

**આવૃત્તિ** ૧. [ સં. આ ( વારંવાર ) + વૃત્તિ ( કામ ) ] સ્ત્રી. એકની એક બાબત ફરી ફરીને કરવાપણું.

૨. [સં. આ ( ચારે બાજુ ) + વૃત્તિ (ફરવાપણું)] સ્ત્રી. ગોળ ફરવું તે; ફરી વળવું તે.

૩. સ્ત્રી. જન્મ અને મરણનો વારંવાર થતો ફેરો.

૪. [ સં. આ ( પાસે ) + વૃત્ ( હોવું ) ] સ્ત્રી. નકલ; અનુકરણ.

૫. [ સં. આ ( ઊલટું ) + વૃત્તિ ( ગતિ ) ] સ્ત્રી. પાછું ફરવું તે.

૬. સ્ત્રી. પુસ્તકનું પ્રકાશન; ફરી છપાવું તે.

૭. સ્ત્રી. ફરી ફરી કરાતો અભ્યાસ.

૮. સ્ત્રી. બીજી વાર થવું તે.

૯. સ્ત્રી. મળવા માટે સામા આવવું તે.

૧૦. સ્ત્રી. વપરાશ; ઉપયોગ.

૧૧. સ્ત્રી. વારંવાર ગુણવું તે.

૧૨. સ્ત્રી. વ્યવસ્થા; રીત.

૧૩. સ્ત્રી. ( વેદાંત ) શબ્દોનું એકબીજા સાથે જોડાણ.

૧૪. સ્ત્રી. સૂર્યનું કોઈ નિશ્ચિત ઠેકાણા ઉપર પાછા આવવું તે.

**આવૃત્તિદર્શક** [ સં. આવૃત્તિ ( વારંવાર થવાપણું ) + દર્શક ( બતાવનાર ) ] વિ. ( ગણિત ) બધી બાબતને અમુક જથ્થાવાર વહેંચી નાખતાં દરેક જથ્થામાં તેમાંથી કેટલીક બાબતોનો સમાવેશ થાય તે બતાવનારું.

**આવૃત્તિદીપક** [ સં. આવૃત્તિ ( વારંવાર થવું તે ) + દીપક ( એ નામનો એક અલંકાર ) ] ન. ( કાવ્ય ) એકનું એક પદ વારંવાર વપરાવાથી થતો અલંકાર. તેના શબ્દાવૃત્તિ, અર્થાવૃત્તિ અને શબ્દાર્થાવૃત્તિ એમ ત્રણ ભેદ છે. જેમકે, બર્હિ કરે ઉત્કંઠ ઘન, યુવા મદન ઉત્કંઠ. અહીં ચોમાસાના વર્ણનમાં ઉત્કંઠ પદ બે વાર વપરાયેલ છે. એનો અર્થ એવો થાય છે કે ચોમાસામાં મોરલો ઉત્કંઠ એટલે ઊંચી ડોક કરે છે અને યુવાવસ્થામાં મદન તેજ થાય છે.

**આવૃત્તિમાન** [ સં. આવૃત્તિ ( ફરી થવાપણું ) + માન ( માપ )] ન. વારંવાર આવતા અમુક સમયનું માપ; આવર્તન; આવર્તમાન.

**આવૃત્તિમાપક** ન. રસ્તો માપવાનું સાધન.

**આવૃત્તિસંખ્યા** સ્ત્રી. અમુક વખતના એકમમાં નિયમિત રીતે થતા બનાવોની સંખ્યા; 'ફ્રીક્વન્સિ'.

**આવૃત્તિસ્તોત્ર** [ સં. આવૃત્તિ ( ફરીને કરવાપણું ) + સ્તોત્ર ( સ્તુતિ )] પું. શ્લોક ફરીથી ગવાય એવી એક સ્તુતિ; અભ્યાવર્ત.

**આવૃષ્ટિ** ૧. [ સં. આ ( સુધી ) + વૃષ્ટિ ( વરસાદ )] સ્ત્રી. અમુક હદમાં થયેલો વરસાદ.

૨. [ સં. આ ( ચારે તરફ ) + વૃષ્ટિ ( વરસાદ ) ] સ્ત્રી. સારો વરસાદ.

**આવેક્ષક** [ સં. આ ( ઉપર ) + વેક્ષક ( જોનાર ) ] પું. નિરીક્ષક; પરીક્ષક.

**આવેખ્તા** [ ફા. આવીખ્તન ( લટકાવવું ) ] વિ. લટકાવેલું.

**આવેગ** ૧. પું. આતુરતા પેદા કરનાર અને ઉતાવળવાળો મનનો વેગ.

૨. [ સં. આ ( ઘણું ) + વેગ ( ઉતાવળ ) ] પું. ઉતાવળ; દોડાદોડી; ધાંધલ.

૩. [ સં. આ ( ઘણું ) + વેગ ( જોમ ) ] પું. ઊભરો; જુસ્સો.

૪. [ સં. આ ( ઓછું ) + વેગ ( ત્રાસ ) ] પું. ક્રોધ; ગુસ્સો; આવેશ.

૫. પું. ક્ષોભ; ગભરાટ; વ્યગ્રતા; વ્યાકુળપણું.

૬. પું. જુસ્સો; જોર; બળ.

૭. પું. દુઃખ; બેઆરામી.

૮. પું. ( કાવ્ય ) નાખુશ કરે એવું અથવા અણધાર્યું બનવાથી થતો ગભરાટ. જેમકે,

> સૂતી હતી પતિ સંગે,
> ઓચિંતી તે સ્થલે સાસુ આવી;
> શરમાણી સંકુચાણી,
> ભાગી ભુવનમાં દિલમાં ડર લાવી.

ઉત્પાત, વાયુ, વર્ષણ, અગ્નિ, હસ્તિ, પ્રિયશ્રવણ, અપ્રિયશ્રવણ, વ્યસન ઇત્યાદિક વિભાવથી થયેલો સંભ્રમરૂપ આવેગ, અનુક્રમે વિસ્મય, અવગુંઠન, છત્રસંભાલન, ધૂમાંધ્ય, ત્વરિતાપસર્પણ, પુલક, વિલાપ, સત્રાદન ઇત્યાદિક અનુભાવ વડે યથાસંખ્ય વર્ણવામાં આવે છે. આવેગથી શબ્દ બે ત્રણ વાર બોલાઈ જાય છે.

૯. [ સં. આ ( ઊલટું ) + વેગ ( આનંદ ) ] પું. ભય; બીક.

૧૦. [ સં. આ ( તરફ ) + વેગ ( પ્રેમ ) ] પું. ભાવ; રાગ; ચિહ્નસ.

૧૧. પું. લાગણી; ઊર્મિ.

**આવેગધારી** [ સં. આવેગ ( ગુસ્સો ) + ધારિન્ ( વાળું ) ] વિ. કોપાયમાન; ગુસ્સે થયેલ.

**આવેગપરાયણ** [ સં. આવેગ ( લાગણી ) + પરાયણ ( લીન ) ] વિ. ઊર્મિઓથી ભરપૂર; લાગણીવાળું.

**આવેગપૂર્વક** [ સં. આવેગ ( જોશ ) + પૂર્વક ( થી ) ] અ. જોશથી; બળપૂર્વક; આવેગમાં.

**આવેગસંચારી** [ સં. આવેગ ( ગભરાટ ) + સંચાર ( ફેલાવો ) + ઇન્ ( વાળું ) ] પું. ( કાવ્ય ) એક જાતનો ભાવ; આવેગ. તેમાં અણધાર્યું અથવા નાખુશ કરે એવું બનવાથી ગભરાટ થાય છે.

**આવેગા** [ સં. આવેગ ( ક્લેશ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. માલકાંકણી. માલકાંકણી ખાવાથી તાકાત વધે એમ મનાય છે.

**આવેગી** [ સં. ] સ્ત્રી. એ નામનું એક ઝાડ; વરધારો; વૃદ્ધદારક વૃક્ષ.

**આવેઝ** ( આવેઝ ) ૧. ન. દસ્તાવેજ; લેણદેણ સંબંધી લખત.
૨. [ ફા. આવેખ્તન ( લટકાવવું ) ] વિ. લટકનાર.
આવેઝ કરવું = લટકાવવું; ચોડવું.

**આવેઝા** ( આવેઝા ) [ ફા. આવેખ્તન ( લટકાવવું ) ] પું. કાનનું ઘરેણું; એરિંગ.

**આવેઝાન** ( આવેઝાન ) [ ફા. આવેખ્તન ( લટકાવવું ) ] વિ. લટકતું.

**આવેઝાબંદ** ( આવેઝાબંદ ) ન. એરિંગ; આવેઝા.

**આવેતુ** ૧. [ સં. આ ( ઊલટું ) + વત્ ( જવું ) ] સ્ત્રી. વગર પરણ્યે રાખેલી સ્ત્રી; રખાત.
**આવેતુ**નો ઓરતો નહિ. લોકોક્તિ
૨. વિ. સ્ત્રી. બહારથી આવેલું; આગંતુક.

**આવેદ** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આવેદક** ૧. [ સં. આ ( તરફ ) + વેદક ( જણાવનાર ) ] પું. ખબર આપનાર માણસ.
૨. પું. દાવો બાંધનાર માણસ.
૩. વિ. અરજદાર; પ્રાર્થી; વિનતિ કરનાર.
૪. [ સં. આ ( ઊલટું ) + વેદક ( જણાવનાર ) ] વિ. ધર્મશાસ્ત્રમાં જણાવેલ વ્યવહાર સામે વાંધો લેનાર; વાદી.

**આવેદન** ૧. [ સં. આ ( તરફ ) + વેદન ( કહેવાપણું ) ] ન. અરજી; વિનતિ.
૨. [ સં. આ ( ઊલટું ) + વેદન ( જણાવવાપણું ) ] ન. ધર્મશાસ્ત્રમાં જણાવેલ વ્યવહાર સામે વાંધો.
૩. ન. નિવેદન; જણાવવું તે.
૪. ન. ફરિયાદ.

**આવેદનપત્ર** [ સં. આ ( તરફ ) + વેદન ( જણાવવાપણું ) + પત્ર ( કાગળ ) ] પું. ફરિયાદ અથવા અરજી લખેલો કાગળ; દાવા અરજી; ફરિયાદ અરજી; દરખાસ્ત; પ્રાર્થનાપત્ર.

**આવેદનીય** ૧. પું. વ્યવહાર; લોકરીતિ.
૨. પું. શિવ; શંકર.
૩. ન. કરજ ન આપવું તે.
૪. [ સં. આવેદન ( જણાવવું તે ) + ઈય ( જેવું ) ] વિ. જણાવવા લાયક.
૫. વિ. ફરિયાદ કરવા જેવું.
૬. વિ. વિનતિ કરવા જેવું.

**આવેદિત** ૧. ન. જણાવેલ બાબત.
૨. [ સં. આ ( તરફ ) + વિદ્ ( કહેવું ) + ઇત ( એલું ) ] ન. જેને કંઈક કહેવામાં આવે તે માણસ.
૩. વિ. જણાવેલ; નિવેદિત.

**આવેદી** ૧. [ સં. આ ( તરફ ) + વિદ્ ( જણાવવું ) + ઇન્ ( વાળું ) ] વિ. વિનતિ કરનાર; અરજદાર.
૨. વિ. હુકમ કરનાર.

**આવેદ્ય** ૧. [ સં. આ ( તરફ ) + વિદ્ ( કહેવું ) ] વિ. જણાવવા લાયક.
૨. વિ. ફરિયાદ કરવા જેવું.
૩. વિ. વિનતિ કરવા જેવું.

**આવેધ્ય** ૧. [ સં. આ ( તરફ ) + વિદ્ ( કહેવું ) + ય ( જેવું ) ] વિ. જણાવવા જેવું.
૨. [ સં. આ ( તરફ ) + વેધ્ય ( વીંધવા લાયક ) ] વિ. વીંધવા જેવું; સારવા યોગ્ય. જેમકે, મોતી; મણિ.

**આવેશ** ૧. [ સં. આ ( ચોતરફ ) + વિશ્ ( દાખલ થવું ) ] પું. ઉત્સાહ; હોંશ; ઉમળકો; આતુરતા.
૨. [ સં. આ ( ઊલટું ) + વિશ્ ( અંદર જવું ) ] પું. ઉમળકો; હેતનો ઊભરો.
૩. પું. ( કાવ્ય ) એ નામનો એક અલંકાર.
૪. પું. કોઈ વિચાર કે જુસ્સામાં ચિત્તનું રોકાણ. જેમકે, કામાવેશ; ક્રોધાવેશ.
૫. પું. કોપ; ક્રોધ.
આવેશ વશ થવું = ગુસ્સે થવું.
૬. પું. ખુમારી; જબરી અસર; જોર; જોશ; સત્તા.
૭. પું. ગ્રહોનો ભય.
૮. પું. જુસ્સો; વેગ.
૯. [ સં. આ ( તરફ ) + વિશ્ ( અંદર જવું ) ] પું. દાખલ થવાપણું; પ્રવેશ.
ત્રિલોક માંહે **આવેશ** તે કરી. નરહરિ
૧૦. પું. ફેલાવો; વ્યાપ્તિ; સંચાર.
૧૧. પું. ભગવાનનો અવતાર.
આર્ય પ્રદેશમાં છ પ્રકારના—અંશ, કલા, વિભૂતિ, **આવેશ**, પૂર્ણ, પરિપૂર્ણ—ભગવાનના અસંખ્ય અવતાર થાય છે. પુરુષોત્તમગીતા
૧૨. પું. ભૂતપ્રેતનો વળગાડ.
૧૩. પું. મદ; અહંકાર; અભિમાન.
૧૪. પું. મોહ; આસક્તિ.
૧૫. પું. લહેર; વેળ.
૧૬. પું. વાઈ; ફેફરું; મૃગી.
૧૭. પું. હઠ; જિદ; આગ્રહ.

**આવેશન** ૧. [ સં. આ ( ચોતરફ ) + વેશન ( પ્રવેશ ) ] ન. ઊભરો; જુસ્સો.
૨. ન. કારીગરનું ઘર; કારીગીરીનું ઠેકાણું.
૩. ન. ક્રોધ; કોપ; ગુસ્સો.
૪. ન. ઘર; મકાન.
૫. ન. દખલ; પ્રવેશ.
૬. [ સં. આ ( તરફ ) + વેશન ( દખલ ) ] ન. દરવાજો; બાર; બારણું; ડેલી.
૭. ન. ભૂતપ્રેતનો વળગાડ.
૮. ન. સૂર્ય અને ચંદ્ર આસપાસનું મંડળ; બિંબ.

**આવેશમય** [ સં. આવેશ ( જોમ ) + મય ( ભરપૂર ) ] વિ. જુસ્સાદાર; શક્તિવાળું.

**આવેશવાન** [ સં. આવેશ ( જુસ્સો ) + વત્ ( વાળું ) ] વિ. જુસ્સાવાળું; આવેશયુક્ત.

**આવેશહીણું** [ સં. આવેશ ( વેગ ) + હીન ( વગરનું ) ] વિ. જુસ્સા વિનાનું; માયકાંગલું; નમાલું.

**આવેશિક** ૧. [ સં. આ ( તરફ ) + વિશ્ ( અંદર જવું ) + ઇક ( વાળું ) ] પું. અતિથિ; પરોણો; મહેમાન.
૨. ન. આગતાસ્વાગતા; પરોણાચાકરી.
૩. ન. પ્રવેશ; દખલ.
૪. વિ. અસાધારણ; વિશેષ.
૫. વિ. ઘરનું.
૬. વિ. વારસામાં મળેલું.

**આવેશિકી** [ સં. આ ( તરફ ) + વિશ્ ( અંદર જવું ) + ઇક ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સ્ત્રી અતિથિ; મહેમાન તરીકે આવેલ બાઈ.

**આવેશિત** [ સં. આ ( તરફ ) + વિશ્ ( માં જવું ) + ઇત ( એલું ) ] વિ. દાખલ કરેલ; પેસાડેલ; પ્રવેશ કરાવેલ.

**આવેશી** ૧. [ સં. આવેશ ( ઉત્સાહ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઉત્સાહી; ખંતીલું.
૨. વિ. ઉત્સુક; આતુર.
૩. [ સં. આવેશ ( કોપ ) + ઇન્ ( વાળું ) ] વિ. ક્રોધી; ગુસ્સાવાળું.
૪. વિ. લહેર આવે તે તરફ જતું.
૫. વિ. લહેરવાળું; તરંગી.

**આવેષ્ટક** ૧. [ સં. આ ( ચોતરફ ) + વેષ્ટક ( ઘેરનાર ) ] પું. કિલ્લો; ગઢ.
૨. પું. દીવાલ; વંડી.
૩. પું. વાડ.

૪. વિ. ઢાંકનાર; આવરણકારક.

**આવેષ્ટન** ૧. [સં. આ (ચારે બાજુ) + વેષ્ટન (ઘેરવું તે)] ન. કોટ; ગઢ.
૨. ન. ઢાંકણું; આવરણ. જેમકે, ગલેફ; પરબીડિયું.
૩. ન. ઢાંકવાનું કામ.
૪. ન. દીવાલ; વંડી.
૫. ન. વાડ.
૬. ન. વીંટળાવું તે.

**આવેષ્ટિત** ૧. [સં. આ (ચોતરફ) + વેષ્ટિત (વીંટાયેલ)] વિ. ઘેરાયેલું; વીંટાયેલું.
૨. વિ. ઢંકાયેલ.

**આવેસ** [સં. આવેશ] પું. (કચ્છી) આવેગ; જુસ્સો; આવેશ.

**આવેસી** [સં. આવેશ (ગુસ્સો) + ઇન્ (વાળું)] વિ. (કચ્છી) ક્રોધી; ગુસ્સાવાળું; આવેશી.

**આવો** ૧. પું. સ્વાગત માટે વપરાતો શબ્દ.
૨. વિ. પું. બાંટવાનો રહીશ. મેમણ લોકોનો આ સાંકેતિક શબ્દ છે.

**આવોકાર** [સં. આ (ઊલટું) + વચ્ (જવું) + કાર (કરવાપણું)] પું. આવકાર; સ્વાગત.
અધિકાર જેવો **આવોકાર** થાય. ઋષિરાજ

**આવ્ય** ૧. [સં. અવિ (ઘેટો)] વિ. ઊનનું.
૨. વિ. ઘેટાંનું; ઘેટાં સંબંધી.
૩. [સં. અવિ (બકરો)] વિ. બકરાં સંબંધી; બકરાંનું.

**આવ્યહ** [સં. આ (તરફ) + હ્વે (બોલાવવું)] ન. નામ; અભિધાન.
સંતા **આવ્યહ** ગોત્ર અને ક્ષેમ ધામ તુજ નામ;
તુજ દરશન અમીરસ સમાં જે સહુ પુરણ કામ. પિંગળલઘુકોષ

**આવ્યાધિની** [સં. આ (તરફ) + વ્યધ્ (ઘોંચવું) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. લૂંટારુઓની ટોળી.
આવ્યાધિનીનામ્ પતિ = લૂંટારુની ટોળીના સરદાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક નામ.

**આવ્યું ગ્યું** ૧. [સં. આ (ઊલટું) + વચ્ (જવું) + ગમ્ (જવું)] ન. મહેમાન; પરોણો.
**આવ્યા ગ્યા** નઈ દીજઈ માન, બુદ્ધિવંતરાઉલા પ્રધાન. કાન્હડદેપ્રબંધ
૨. વિ. કોઈ કોઈ વાર આવતું જતું.

**આવ્રણ** [સં. આ (ઉપર) + વૃ (ઢાંકવું)] ન. પડદો; ઢાંકણ.

**આવ્રત** [સં. આ (ઉપર) + વૃત (ઢંકાયેલું)] વિ. (જૂ. ગુ.) આવૃત; ઢંકાયેલું.
નવ અલકાવલિ **આવ્રત** મુખ,
સુંદર નેત્ર કૃપારસ ઝોકે છે. ગિરધર

**આવ્રશ્ચન** ૧. [સં. આવ્રશ્ચ્ (કાપવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. કાપી નાખવું તે; ફાડી નાખવાપણું.
૨. ન. ઝાડનું ઠૂંઠું.

**આવ્રીડક** (આવ્રીડક) [સં. આ (થોડું) + વ્રીડ (શરમ) + ક (વાળું)] પું. નિર્લજ્જ લોકોનો દેશ.

**આશ** ૧. [સં. અશ્ (ખાવું)] પું. ખાણું.
૨. [સં. આશા] સ્ત્રી. ઇચ્છા; આશા; કામના; ભાવ; અપેક્ષા.
રાણ રાવણ દીઠાઈ ચાંપિઉ કર ભીતરિ ખટમાસ;
આપ સવારથ તઇંજ કરિઉં, કહિ શી રાખી **આશ**? સીતાહરણ
૩. સ્ત્રી. ખોરાક.
૧. આશ પકાવવું = (૧) કાવતરું કરવું. (૨) રાચતું કરવું.
૨. આશ પાનું = સારી રીતે ખવડાવવું.
૪. સ્ત્રી. દુઆ; આશીર્વાદ.
દેઈ પ્રદક્ષણા ચરણે લાગ્યા, આઈ હું મૂને તું **આશ**. નાકર
૫. સ્ત્રી. પલાળી રાખેલ ચૂના અથવા ખારામાં ઉપર રહેલું પાણી. તેલ સાથે ચૂનાની આશ દાઝ્યા ઉપર અને ખારાની આશ પાપડમાં વપરાય છે.
૬. સ્ત્રી. હલાવ્યા વિના પડી રહેલી છાશ ઉપર આછરતું પાણી.
૭. [તુ.] ન. એક જાતનું જંતુ; ઊદબિલાવ.
૮. વિ. ખાનાર; ભક્ષણ કરનાર. સમાસને છેડે તે વપરાય છે. જેમકે, હુતાશ.
૯. અ. વિશેષણ ઉપરથી નામ બનાવનાર પ્રત્યય; પણું બતાવનારો સ્ત્રીલિંગનો પ્રત્યય. જેમકે, કડવાશ; ખટાશ; ચીકાશ; નરમાશ; મીઠાશ.

**આશક** (આશક઼) ૧. [અ. આશિક (ચાહનાર)] પું. નાયક; પ્રીતમ; પ્રિય; પ્રેમદ; રમણ; વલ્લભ; પ્રેમી.
૨. પું. બેદરકાર માણસ.
૩. પું. માગણી કરનાર; ઉમેદવાર.
૪. [સં. અશ્ (જમવું)] ન. ભોજન.
૫. વિ. કામી; વિષયી.
૬. વિ. ચાહનાર; અનુરાગી; ઇશ્કી; પ્રેમવશ; મોહિત; ફિદા.
૭. વિ. ભક્ષણ કરનાર; ખાનાર.
૮. [સં. અશ્ (માણવું) + ક (કરનાર)] વિ. ભોગવનાર.

**આશકમાશૂક** (આશક઼માશૂક઼) ૧. [અ. આશિક (ચાહનાર) + માશૂક (ચાહેલું)] ન. બ. વ. લૌકિક નિયમ તોડી એકમેકને ચાહનારાં સ્ત્રીપુરુષ; જારજારિણી; વહાલોવહાલી; લાલલલના.
૨. ન. બ. વ. વરવહુ; ધણીધણિયાણી.

**આશકમાશૂકી** (આશક઼માશૂક઼ી) [અ. આશિક (ચાહનાર) + માશૂક (ચાહેલું) + ઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. આશકવેડા; છેલાઈ; યારી.

**આશકરા** [ફા. આરકારા (જાહેર)] વિ. ખુલ્લું; પ્રગટ; સ્પષ્ટ.

**આશકવેડા** (આશક઼વેડા) સ્ત્રી. છેલાઈ; યારી.

**આશકા** ૧. [સં. આશા (ઇચ્છા) + ક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. દેવને ઉતારેલી આરતીને અને ફૂલ, ભસ્મ વગેરેને પૂજ્ય ભાવે અડીને પોતાની આંખોએ તે હાથનો કરાતો સ્પર્શ; આરતીની ઝાળ ઉપર બે હાથ ફેરવી આંખે દાબવા તે. એમ કરવાથી પવિત્રતા આવે એવી આશા રખાય છે.
૨. સ્ત્રી. હનુમાનની મૂર્તિ ઉપરથી આંગળી વતી સિંદૂર લઈને લમણાંની નીચે કરાતું ચિહ્ન.

**આશકાર** ૧. [ફા. આરકારા (જાહેર)] વિ. ઉઘાડું; ખુલ્લું; દેખીતું; પ્રકટ; સ્પષ્ટ; જાહેર.
૨. વિ. જાણીતું; પ્રખ્યાત.

**આશકારા** ૧. [ફા. આરકારા (જાહેર)] વિ. ઉઘાડું; ખુલ્લું; પ્રકટ; સ્પષ્ટ; નજરે દેખાય તેવું.
૨. વિ. પ્રખ્યાત; પ્રસિદ્ધ; જાણીતું; જગજાહેર.

**આશકિરણ** [સં. આશા (ઇચ્છા) + કિરણ (તેજની રેખા)] ન. સહેજ આશા ઉત્પન્ન થવાપણું.

**આશકી** (આશક઼ી) ૧. [અ. આશિકી (પ્રેમ)] સ્ત્રી. પ્રેમ; પ્રીતિ; રતિ; અનુરાગ; આસક્તિ.
૨. સ્ત્રી. પ્રેમીની સ્થિતિ; આશકની હાલત.

**આશકે** [અ.] અ. શાબાશ.

**આશક્ત** [સં. આ (વધારે) + શક્ત (બળવાન)] વિ. ઘણા જોરવાળું.

**આશક્તિ** [સં. આ (વધારે) + શક્તિ (જોર)] સ્ત્રી. ઘણું બળ; પુષ્કળ સત્તા.

**આશખ** [સં. આશિસ] સ્ત્રી. દુઆ; આશીર્વાદ; આશિષ.
દાયાં એવાં ઠરજો ને બાજ્યાં એવાં બળજો,
સાસુડીએ **આશખ** દીધી રે. રઢિયાળી રાત

**આશગત** [સં. આશા (ઇચ્છા) + ગત (ગયેલું)] વિ. ઉમેદ રાખનારું; આશાવાળું.

**આશચરજ** [ સં. આશ્ચર્ય ] વિ. ચકિત; છક.
 આશચરજ મનમાં થયા સહ,
 સ્વયંવરે બેઠા રઘુધીર. — પ્રેમાનંદ

**આશજવ** [ સં. અશ્ ( ખાવું ) + યવ ( જવ ) ] ન. જવનું પાણી.

**આશજોગી** [ આશાવરી ( એક રાગ ) + જોગીઆ ( એક રાગ ) ] પું. ( સંગીત ) સવારે ગાવાનો બત્રીશ થાટ માંહેનો એ નામનો ચૌદમો. તેમાં રિ, ધ અને નિ એ સ્વર કોમળ, બાકીના ચાર સ્વર શુદ્ધ, આરોહે ગાંધાર અને નિષાદનો લોપ, વાદી સ્વર ષડજ અને સંવાદી સ્વર પંચમ અને આશાવરી અને જોગીઆ રાગનું મિશ્રણ છે.

**આશજોગીઆ** પું. એ નામનો એક રાગ.

**આશતાવ** [ ફા. ] પું. કુંજો; પાણીનું વાસણ.

**આશતાવા** પું. કુંજો; આશતાવ.

**આશતી** ૧. [ ફા. ] સ્ત્રી. ફાવતરૂં.
 ૨. સ્ત્રી. શાંતિ; સંપ.

**આશન** ૧. [ સં. ] પું. એ નામનું એક ઝાડ; અશનવૃક્ષ.
 ૨. ન. વજ્ર; ઇંદ્રનું હથિયાર.
 ૩. [ સં. અશ્ ( ખાવું ) ] વિ. જમાડનાર; ખવરાવનાર.

**આશના** ૧. [ ફા. આશ્ના ( મિત્ર ) ] પું. દોસ્ત; ભાઈબંધ; યાર; સોબતી.
 ૨. સ્ત્રી. પ્યારી; પ્રિયા; વહાલી; માશૂક.
 ૩. સ્ત્રી. બહેનપણી; સખી; સાહેલી.
 ૪. વિ. દોસ્તદાર; પ્યાર કરનાર; ચાહનાર.

**આશનાઈ** ૧. [ ફા. આશ્નાઈ ( મિત્રતા ) ] સ્ત્રી. અનુરાગ; પ્રીતિ; પ્રેમ.
 ૨. સ્ત્રી. દોસ્તી; ભાઈબંધી; મિત્રતા; મિત્રાચારી.
 ૩. સ્ત્રી. વ્યભિચાર; આડો વ્યવહાર; આશકમાશૂકનો સંબંધ; યારી.

**આશનાપરસ્ત** [ ફા. આશના ( ભાઈબંધ ) + પરસ્ત ( ભજનાર ) ] વિ. મિત્ર જેવો સંબંધ રાખનાર.

**આશનાયાના** [ ફા. આશનાઈ ( દોસ્તી ) + આના ( જેમ ) ] અ. મિત્રની રીતે.

**આશનાવ** [ ફા. આશ્ના ( મિત્ર ) ] પું. દોસ્ત; ભાઈબંધ; મિત્ર.

**આશપાશ** [ સં. આશા ( ઇચ્છા ) + પાશ ( ફાંસો ) ] પું. આશારૂપી જાળ.

**આશપુલાવ** [ હિં. આશ ( ખોરાક ) + પુલાવ ( એક વાની ) ] પું. દરદીઓને આપવામાં આવતો જવનો પુલાવ.

**આશફળ** ન. સોપારી જેવડાં અને સ્વાદિષ્ટ ફળવાળું એક જાતનું ઝાડ. મદ્રાસ, બિહાર અને બંગાળામાં તે બહુ થાય છે. તેનું લાકડું બહુ મજબૂત હોવાથી સામાન બનાવવામાં કામ આવે છે.

**આશફૂલ** ન. ભેજવાળા પ્રદેશમાં અને ખાસ કરી પશ્ચિમઘાટમાં ઊગતું સ્વાદિષ્ટ ફળવાળું એક નાનું ઝાડ.

**આશબંધ** [ સં. આશા + બંધ ( બંધન ) ] પું. આશારૂપી બંધન.

**આશમાલ** [ ફા. ] પું. દસ્તો; પરાઈ.

**આશય** ૧. [સં. આ ( ઉપર ) + શી ( રહેવું ) ] પું. આધાર; આશરો; જગ્યા; ઠેકાણું; સ્થળ; સ્થાન. સમાસને છેડે પણ તે વપરાય છે. જેમકે, મૂત્ર + આશય = મૂત્રાશય; જલ + આશય = જલાશય.
 ૨. [ સં. આ ( ઉપર ) + શી ( થાક ખાવો ) ] પું. આરામ લેવાની જગ્યા; વિશ્રામસ્થાન.
 ૩. [સં. આશી ( ઇચ્છવું ) ] પું. ઇચ્છા; મરજી.
 ૪. પું. ઉદ્દેશ; ભાવાર્થ; હેતુ; મુદ્દો; અર્થ; કારણ; મતલબ; ઇરાદો.
 ૫. પું. કબજો; મિલકત.
 ૬. પું. કરેલાં કર્મોનો વાસનારૂપ જથ્થો.
 ૭. પું. કુંડ; ટાંકું; તળાવ; હોજ.
 ૮. પું. કોઠાર; ભંડાર; સંગ્રહ.
 ૯. પું. જઠર; હોજરી.
 ૧૦. પું. નસીબ; ભાગ્ય.
 ૧૧. [ સં. આ ( ઉપર ) + શી ( સૂવું ) ] પું. પથારી.
 ૧૨. પું. પશુને પકડવાનો ખાડો.
 ૧૩. પું. ફણસનું ઝાડ.
 ૧૪. પું. મન; ચિત્ત.
 ૧૫. પું. વાસણ; પાત્ર; ઠામ.
 ૧૬. પું. વૈભવ; આબાદી.
 ૧૭. પું. શયન; સૂવું તે.
 ૧૮. પું. શરીરના દોષ, ધાતુ અને મળ વગેરેના આધારરૂપ ૭ અવયવઃ વાત, પિત્ત, શ્લેષ્મ, રક્ત, આમ અને પક્વ. તેને લીધે શરીરનાં બધાં કામ નિયમ પ્રમાણે ચાલ્યા કરે છે. આશયો અને તેના સહાયભૂત નાના અવયવો શારીરયંત્ર નામે ઓળખાય છે. આશયના બે પ્રકારઃ સગર્ભ એટલે પોલાણવાળા અને અગર્ભ એટલે પોલાણ વિનાના. અમુક મત પ્રમાણે આશયના ત્રણ પ્રકારઃ ૧. મહાગર્ભ એટલે મોટા પોલાણવાળા. જેમકે, આમાશય; પક્વાશય; મૂત્રાશય; ગર્ભાશય. ૨. ક્ષુદ્રગર્ભ અથવા ઓછા પોલાણવાળા. જેમકે, વૃક્કો; મસ્તિષ્ક; બન્ને ફેફસાં. ૩. અગર્ભ અથવા પોલાણ વિનાના. જેમકે, કાળજું; પ્લીહા.
 ૧૯. પું. સૂવાનો ઓરડો; શયનગૃહ.
 ૨૦. પું. ( બૌદ્ધ ) "હું" "હું" એવું કેવળ પોતાના સ્વરૂપ માત્રનું પ્રકાશ કરનારૂં જ્ઞાન.
 ૨૧. વિ. અદૃષ્ટ; દેખાય નહિ એવું.
 ૨૨. વિ. લોભિયું; કંજૂસ.

**આશયગા** [ સં. આશય ( જઠર ) + ગા ( જનારી ) ] સ્ત્રી. ઔદરી મહાધમનીમાંથી નીકળતી અને પેટની બાજુની પેશીઓ, ચામડી તેમ જ પેટના અંદરના આશયોને લોહી પૂરૂં પાડનારી શાખા; આશયાનુગા; 'વિસરલ બ્રૅન્ચીસ'.

**આશયાનુગા** સ્ત્રી. ઔદરી મહાધમનીમાંથી નીકળતી અને ઉદરની દીવાલની પેશીઓ, ચામડી તેમ જ ઉદરના અંદરના આશયોને લોહી પૂરૂં પાડનારી શાખા; 'વિસરલ બ્રૅન્ચીસ.' આ શાખાઓ નીચે મુજબ છેઃ ૧. અર્દ્ધોદરિકા, ૨. ઉત્તરાંત્રિકી, ૩. અધરાંત્રિકી, ૪. મધ્યમા અધિવૃક્કિનીઓ, ૫. અનુવૃક્કિઓ અને ૬. અનુવૃષણિકાઓ. આમાંની પહેલી ત્રણ એકવડી અને બીજી ત્રણ બેવડી હોઈ કુલ નવ શાખા છે.

**આશયાશ** પું. અગ્નિ.

**આશયિકા** સ્ત્રી. પેટની અંદર આવેલ જુદા જુદા આશયોની નજીક રહેલી અને તેમની નજીકના આશયોને નામે ઓળખાતી ગ્રંથિ; 'વિસરલ લિંફ ગ્લૅન્ડ્ઝ'. આ ગ્રંથિઓ અર્દ્ધોદરિકા નામની મહાધમનીની શાખા તેમ જ બીજી બે ધમનીઓ–ઉત્તરાંત્રિકી અને અધરાંત્રિકીની આસપાસ રહેલી છે. તેમાં ત્રણ મુખ્ય સમૂહ છેઃ ૧. અભિયાકૃતી ગ્રંથિઓ, ૨. ગભ્યામાશયિકા, ૩. અભિપ્લીહિકા.

**આશર** ૧. [ સં. ] પું. અગ્નિ.
 ૨. પું. રાક્ષસ; દાનવ; દૈત્ય; અસુર.
 ૩. પું. વા; પવન.
 ૪. સ્ત્રી. ભાટિયાની એ નામની અટક.
 ૫. સ્ત્રી. લોહાણાની એ નામની અટક.
 ૬. ન. ભાટિયાની એ નામની અટકનું માણસ.
 ૭. ન. લોહાણાની એ નામની અટકનું માણસ.
 ૮. વિ. ભાટિયાની એ નામની અટકનું.
 ૯. વિ. લોહાણાની એ નામની અટકનું.

**આશરવાદ** [ સં. આશિસ ( દુઆ ) + વદ્ ( બોલવું ) ] પું. આશીર્વચન; દુઆ; આશિષ.

**આશરવું** ૧. [ સં. આ ( ઉપર ) + શ્રિ ( આધાર રાખવો ) ] સ. ક્રિ. આશરો લેવો; શરણ થવું.
 તને નાખી રહ્યા છે આશરી. — પ્રેમાનંદ

૨. સ. ક્રિ. કોઈના સંબંધમાં બોલવું; ઉદ્દેશીને બોલવું.

૩. સ. ક્રિ. નકલ કરવી; અનુસરવું.

**આશરા** ૧. સ્ત્રી. કડિયાની એ નામની અટક.

૨. સ્ત્રી. ખત્રીની એ નામની અટક.

૩. ન. કડિયાની એ નામની અટકનું માણસ.

૪. ન. ખત્રીની એ નામની અટકનું માણસ.

૫. વિ. કડિયાની એ નામની અટકનું.

૬. વિ. ખત્રીની એ નામની અટકનું.

**આશરાગત** [ સં. આશ્રય ( આધાર ) + આગત ( આવેલું ) ] વિ. આશરે આવેલું; શરણાગત.

**આશરાગતિયું** ૧. [ સં. આશ્રય ( આધાર ) + આગત ( આવેલું ) + ઈય ( વાળું ) ] વિ. અનુજીવી; આધારે આવેલું; શરણે આવેલું; આશ્રયે આવી રહેલું.

૨. વિ. અનુયાયી; અનુચારી; અનુસરનારૂં.

**આશરાગતી** [ સં. આશ્રય ( આધાર ) + આગત ( આવેલ ) + ઇન્ ( વાળું ) ] વિ. આશરે આવેલું; શરણાગત.

**આશરા પડતું** [ આશરો ( અટકળ ) + પડવું ] વિ. અટકળ પડતું; અંદાજ પ્રમાણેનું.

**આશરે** [ સં. આશ્રય ] અ. લગભગ; શુમારે; અંદાજે.

**આશરો** ૧. [ સં. આશ્રય; અપ. આશ્રઉ ] પું. અટકળ; અડસટ્ટો; અંદાજ; શુમાર.

આશરો કાઢવો = અડસટ્ટો કરવો; શુમાર ગણવો; લેખવું.

૨. પું. આધાર; ટેકો.

૧. આશરા ઉપર રહેવું = બીજા ઉપર આધાર રાખવો.

૨. આશરે બેસવું = આધાર આપનારમાં ખાતરી રાખી બેસી રહેવું.

૩. આશરો આપવો = ઓથ દેવો.

૪. આશરો લેવો = આશ્રયે જવું.

૩. [સં. આ ( તરફ ) + શ્રિ ( મદદ કરવી )] પું. આશ્રય; મદદ.

૪. પું. ગજું; શક્તિ.

તો બીજાનો શો **આશરો** મન જુવો વિમાસી સાર — વલ્લભ

૫. પું. ઘર; રહેઠાણ.

૬. પું. છેતરપિંડી; ઠગાઈ.

૭. [ સં. આ ( પાસે ) + શ્રિ ( રહેવું ) ] પું. નજીકતા; પાડોશ.

૮. પું. નિભાવ; નિર્વાહ; ગુજારો; ભરણપોષણ.

૯. પું. બચાવનું સાધન.

૧૦. પું. બળ; હિંમત.

પેઉ પેઉ બંધ થયાં ભોળાં પંખીડલાં
હાં રે કેનો **આશરો** તે બોલ શકે કાઢી. — ઋષિ

૧૧. [ સં. આ ( તરફ ) + શ્રિ ( માન આપવું ) ] પું. મુરબ્બી; મોટેરો; વડીલ.

**આશલ** [ સં. ] પું. એ નામનું એક ઝાડ; જીવક.

**આશવ** ૧. [ સં. આશુ ( ઝડપવાળું ) ] ન. ઉતાવળ; ઝડપ; ત્વરા.

૨. [ સં. આસવ ] ન. ગાળેલો દારૂ; આસવ.

**આશવાસના** [ સં. આશ્વસ્ ( દિલાસો દેવો ) ] સ્ત્રી. સાંત્વન; ધીરજ.

**આશસન** ૧. [ સં. આશંસ્ ( કહેવું ) ] ન. કથન; કહેણ.

૨. ન. પશુનો વધ કર્યા પછી તેના શરીરના કટકા કરવા તે. વેદમાં આ શબ્દ વપરાયેલ છે.

૩. [ સં. આશંસ્ ( આશા રાખવી ) ] ન. મેળવવાની આશા; આકાંક્ષા; આશંસા.

**આશસુદીપ** ૧. [ સં. આશા ( ઉમેદ ) + સુ ( સારૂં ) + દીપ ( દીવો ) ] વિ. ઉત્તેજન આપનાર; પ્રોત્સાહક.

૨. વિ. રસ્તો બતાવનાર; માર્ગદર્શક.

**આશસ્ત** ૧. વિ. કદર થયેલ.

૨. [ સં. આ ( વધારે ) + શસ્ત ( વખાણ કરેલ ) ] વિ. સ્તુતિ કરાયેલ; પ્રશંસા પામેલ.

**આશસ્થાન** [ સં. આશા ( ઇચ્છા ) + સ્થાન ( જગ્યા ) ] ન. હૃદય; હૈયું.

ત્યાં તો હલાહલ રહ્યું મુજ **આશસ્થાને** — કલાપી

**આશહીન** [ સં. આશા ( ઇચ્છા ) + હીન ( વગરનું ) ] વિ. નિરાશ; નાઉમેદ.

**આશંક** ૧. [ સં. આ ( વધારે ) + શંક્ ( શક રાખવો ) ] પું. અવિશ્વાસ; વહેમ; શંકા.

નવ આણશો મનમાં **આશંક**,
તમ આવે પામ્યા લખ ટંક. — પ્રેમાનંદ

૨. પું. આંચકો; ખટકો.

૩. પું. બીક; ભય.

૪. પું. મનમાં ઓછું આણવાપણું.

૫. પું. શરમ; લજ્જા.

૬. વિ. બીક વગરનું; નિર્ભય.

**આશંકનીય** ૧. [ સં. આ ( થોડું ) + શંક્ ( વહેમ પડવો ) + અનીય ( જેવું ) ] વિ. બીકથી જોવા જેવું.

૨. વિ. વહેમ લાવવા જેવું.

૩. વિ. વાંધાવાળું; દોષ ભરેલું; બાધિત; વર્જ્ય.

૪. વિ. શંકાવાળું.

**આશંકવું** [ સં. આ ( થોડું ) + શંક્ ( વહેમ પડવો ) ] અ. ક્રિ. સંદેહમાં પડવું; શંકા થવી.

**આશંકા** ૧. [ સં. આ ( થોડું ) + શંક્ ( વહેમ પડવો ) ] સ્ત્રી. અણવિશ્વાસ; અપતીજ.

૨. સ્ત્રી. કંઈક પણ ખરાબ થવાનો ભય.

૩. સ્ત્રી. ક્ષોભ; ઓસારો; સંકોચ.

૪. સ્ત્રી. ખટકો; આંચકો.

૫. સ્ત્રી. બીક; ભય; ત્રાસ; ડર.

૬. સ્ત્રી. વહેમ; શક; સંદેહ; સંશય; શંકા.

**આશંકાન્વિત** ૧. વિ. બીવેલું.

૨. વિ. ભયની નજરે જોયેલું.

૩. [ સં. આ ( થોડું ) + શંકા ( વહેમ ) + અન્વિત ( વાળું ) ] વિ. શંકાવાળું; સંદેહ ભરેલું.

**આશંકાવું** ૧. [ સં. આ ( થોડું ) + શંક્ ( વહેમ પડવો ) ] અ. ક્રિ. બીવું; ભય રાખવો.

૨. અ. ક્રિ. વહેમાવું; ભરમાવું.

૩. અ. ક્રિ. સંકોચાવું; ક્ષોભ પામવો.

**આશંકિત** ૧. ન. ખરાબ થવાનો ભય.

૨. ન. બીક; ભય; ડર.

૩. [ સં. આ ( થોડું ) + શંક્ ( શક આવવો ) + ઇત ( એલું ) ] ન. સંશય; સંદેહ.

૪. વિ. બીકવાળું; ભય પામેલું; ભયભીત.

૫. વિ. ભયની નજરે જોયેલું.

૬. વિ. વહેમ ભરેલ; શક પડતું; આશંકાવાળું.

**આશંકિત ગર્ભપાત** [ સં. આશંકિત ( શંકાવાળું ) + ગર્ભ ( હમલ ) + પાત ( પડવું તે ) ] પું. ગર્ભપાત થવાનાં ચિહ્ન.

**આશંકી** ૧. વિ. બીકવાળું; ભય પામેલું.

૨. [ સં. આ ( થોડું ) + શંકિન્ ( શકવાળું ) ] વિ. સંદેહવાળું; વહેમની નજરે જોનારૂં; શંકાવાળું.

**આશંક્ય** ૧. [ સં. આ ( થોડું ) + શંક્ ( વહેમ પડવો ) ] વિ. ભય ભરેલી નજરે જોવા જેવું.

૨. વિ. શંકા કરવા જેવું.

**આશંસન** ૧. [ સં. આ ( ભલું ) + શંસ્ ( ખરાબ બોલવું ) ] ન. આશીર્વાદ; દુઆ.

૨. [ સં. આ ( ચોતરફ ) + શંસ્ ( કહેવું ) ] ન. જાહેરાત; પ્રસિદ્ધિ.

૩. ન. પ્રાર્થના; સ્તુતિ.

૪. ન. મેળવવાની ઇચ્છા; ઇચ્છેલ વિષયની આશા.

**આશંસા** ૧. [ સં. આ ( થોડું ) + શંસા ( ઇચ્છા ) ] સ્ત્રી. આશા; આકાંક્ષા; ઇચ્છા; ઉમેદ; ધારણા.

૨. સ્ત્રી. ( કાવ્ય ) એ નામનો એક અલંકાર.
૩. સ્ત્રી. કલ્પના; નવું ઉપજાવી કાઢવાની શક્તિ.
૪. [ સં. આ ( ચોતરફ ) + શંસ ( કહેવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જાહેરાત; પ્રસિદ્ધિ.
૫. સ્ત્રી. સૂચન; નિર્દેશ; ઉલ્લેખ.

**આશંસિત** ૧. [ સં. આ ( થોડું ) + શંસિત ( ઇચ્છેલું ) ] ન. ઇચ્છા; આશંસા.
૨. વિ. આશા રાખેલ; ઇચ્છા કરેલું; ધારેલું.
૩. વિ. કહેલ.
૪. [ સં. આ ( ચારે તરફ ) + શંસિત ( કહેલ ) ] વિ. જાહેર કરેલું; પ્રસિદ્ધ.
૫. વિ. હોવાનું કહેવાયેલ; લેખાયેલ; ગણાયેલ.

**આશંસિતા** ૧. [ સં. આશંસિતૃ ] વિ. ઇચ્છા કરનાર.
૨. વિ. સારૂં થવાની ઇચ્છાવાળું; આશંસી.

**આશંસી** ૧. [ સં. આ ( થોડું ) + શંસા ( ઇચ્છા ) + ઇન્ ( વાળું ) ] વિ. આશા કરનારૂં; ધારણા રાખનાર.
૨. [ સં. આ ( ચોતરફ ) + શંસ ( કહેવું ) + ઇન્ ( વાળું ) ] વિ. જાહેરાત આપતું; પ્રસિદ્ધ કરતું.
૩. વિ. ભલું થવાની આશા રાખતું.

**આશંસુ** ૧. [ સં. આ ( થોડું ) + શંસા ( ઇચ્છા ) ] વિ. આશાવાળું; ઉમેદ રાખનારૂં.
૨. વિ. કલ્યાણ ઇચ્છતું.

**આશા** ૧. સ્ત્રી. આસક્તિ; પ્રીતિ; ભાવ.
૨. [ સં. ] સ્ત્રી. ઇચ્છા; ઉમેદ; કામના; વાંછા.

> **આશા** એ તો મધુર કડવો અંશ છે જિંદગીનો,
> ઉદાયે ના જીવિત સુધી એ ઉદતાં જીવ જાતો.
> કલાપી

૧. આશા અમર છે = માણસના હૃદયમાં કંઈ ને કંઈ ઉમેદ હમેશા રહે છે.
૨. આશા આપવી – દેવી = (૧) દિલાસો આપવો; ધીરજ દેવી. (૨) મદદ કરવાનું કહેવું; ભરોસો આપવો.
૩. આશા આશાને પોષે છે = એક ઇચ્છામાંથી બીજી ઇચ્છા થાય છે.
૪. આશા કરવી–બાંધવી–રાખવી = ઇચ્છવું; ધારણા રાખવી.
૫. આશે કે ત્રાસે = ગમે તેવા ઉપાય કરીને; કોઈ પણ રીતે; બળથી કે કળથી.

૩. સ્ત્રી. ( સંગીત ) એ નામની સવારે ગાવાની, સંપૂર્ણ જાતિની, ભૈરવ થાટની એક રાગિણી. આશાવરીના સ્વર તે જ આ રાગિણીના સ્વર, માત્ર લાગ, થાટ અને આરોહ અવરોહમાં સહેજ ફરક છે.
૪. સ્ત્રી. ( સંગીત ) એ નામનો એક રાગ. તેને ભૈરવ રાગનો પુત્ર કહેવામાં આવે છે.
૫. સ્ત્રી. ઓધાન; ગર્ભ; હમલ.

આશા બંધાવી–રહેવી–હોવી = ગર્ભ રહેવો; દિવસ ચડવા; ખોળો ભરાવો; સગર્ભા હોવું.

૬. સ્ત્રી. કોંકણ અને બંગાળા તરફ થતી અને બાળકના રોગ ઉપર વપરાતી એક વનસ્પતિ. તેના લાકડામાંથી રંગ બને છે. એનાં પાંદડાંનો રસ ઘણો કડવો હોય છે.
૭. સ્ત્રી. ખાખી લોકોને બેસતી વખતે ટેકો રાખવાની ઘોડી; પાવડી.
૮. સ્ત્રી. તીવ્ર આકાંક્ષા; લાલસા; સ્પૃહા; તૃષ્ણા.

> **આશાએ** ધરણી ખણી ધનતણી ગાળી ગિરિ ધાતુઓ.
> નીતિશતક

૯. સ્ત્રી. દક્ષ પ્રજાપતિની એ નામની એક દીકરી.
૧૦. સ્ત્રી. દશની સંખ્યા બતાવનાર સંકેત. આશા એટલે દિશા દશ હોવાથી આ શબ્દનો આવો ઉપયોગ થયેલ મનાય છે.
૧૧. સ્ત્રી. દિશા.

> કન્યા કાષ્ઠા કકુભ દિશા ગો **આશા** દિગ ભોર;
> ચિંતવન કરતા નાથ તુજ જ્યમ શશિ હૃદય ચકોર.
> પિંગળલઘુકોષ

૧૨. સ્ત્રી. ધન મેળવવાની તીવ્ર ઇચ્છા.
૧૩. સ્ત્રી. ધારેલી વસ્તુ મળવાના વિચારથી થતો સંતોષ.
૧૪. સ્ત્રી. નારી.

> **આશા** પારા ને હડજલાં, ઠગ ઠાકોર ને દલાલ,
> એ નવ નહિ આપણાં, વૈદ્ય વેશ્યા સોનાર.
> ગોપીનાથદાસ

૧૫. સ્ત્રી. પ્રદેશ; જગ્યા.
૧૬. સ્ત્રી. ભરોસો; આસ્થા; વિશ્વાસ.
૧૭. સ્ત્રી. હેતુ; ઉદ્દેશ; ધ્યેય; લક્ષ્ય.

**આશાએશ** [ ફા. આસૂદન ( આરામ લેવો ) ] સ્ત્રી. આરામ; વિશ્રાંતિ.

**આશાકૃત** [ સં. આશા ( ઉમેદ ) + કૃત ( સફળ થયેલ ) ] વિ. બર આવેલ ઉમેદવાળું.

**આશાકેંદ્ર** [ સં. આશા ( ઉમેદ ) + કેંદ્ર ( મધ્યબિંદુ ) ] ન. આશાનું મધ્યબિંદુ; આશાનો આધાર.

**આશાગજ** [ સં. આશા ( દિશા ) + ગજ ( હાથી ) ] પું. દિગ્ગજ; દરેક દિશાના દિક્પાળ સાથે કલ્પવામાં આવેલ હાથી.

**આશાગોડી** ( આશાગોડી ) સ્ત્રી. ( સંગીત ) બિલાવલ થાટમાંથી થતી કોઈ પણ વખતે ગવાતી સંપૂર્ણ જાતિની વાદી સ્વર ધૈવત અને સંવાદી સ્વર ઋષભવાળી એક રાગિણી. તેમાં બધા શુદ્ધ સ્વર આવતા હોવાથી તેનો શંકરાભરણ થાટમાં સમાવેશ થાય છે.

**આશાગૌડ** ( આશાગૌડ઼ ) પું. ( સંગીત ) એ નામનો એક રાગ.

**આશાઘેલું** [ આશા ( ઇચ્છા ) + ઘેલું ( ગાંડું ) ] વિ. ધારેલી બાબત થશે એવી ધારણામાં ગાંડું બનેલું.

**આશાજનક** [ સં. આશા ( આસ્થા ) + જનક ( પેદા કરનારૂં ) ] વિ. વિશ્વાસ ઉપજાવે એવું.

**આશાજોગી** પું. ( સંગીત ) એ નામની રિખબ, ધૈવત અને નિષાદ કોમળ આવે એવી એક રાગિણી; બત્રીશ થાટમાંનો એક.

**આશાડ** ૧. [ સં. ] પું. અષાડ માસ; વિક્રમ સંવતનો નવમો અને શાલિવાહન સંવતનો ચોથો મહિનો.
૨. પું. બ્રહ્મચારીએ રાખવાનો ખાખરાનો દંડ.
૩. પું. મલયાચલ પર્વત.

**આશાડક** [ સં. આષાઢક ] પું. અષાડ મહિનો.

**આશાડા** ૧. સ્ત્રી. અષાડ માસમાં ગાજતી વાદળી.
૨. સ્ત્રી. બ્રહ્મચારીથી રખાતો દંડ.
૩. [ સં. ] સ્ત્રી. ( જ્યોતિષ ) વીસમું અને એકવીસમું નક્ષત્ર; પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા.

**આશાઢ** [ સં. ] પું. અષાડ માસ; વિક્રમ સંવતનો નવમો અને શાલિવાહન સંવતનો ચોથો મહિનો.

**આશાઢક** [ સં. આષાઢક ] પું. અષાડ મહિનો; આશાડક.

**આશાઢા** [ સં. ] પું. અષાડ મહિનો.

**આશાઢી** ૧. [ સં. ] સ્ત્રી. અષાડ મહિનાની પૂનમ.
૨. વિ. અષાડ માસમાં આવતું અથવા થતું.

**આશાતન** ન. ( જૈન ) અપમાન; તિરસ્કાર; અવગણના.

**આશાતના** ૧. સ્ત્રી. ( જૈન ) અભડાવવાપણું; અપવિત્ર કરવું તે.
૨. સ્ત્રી. ( જૈન ) અવિવેક; અવિનય.
૩. સ્ત્રી. દુઃખ; પીડા.
૪. સ્ત્રી. ધમાલ; અશાંતિ.

**આશાતંતુ** [ સં. આશા ( આસ્થા ) + તંતુ ( તાંતણો ) ] પું. કંઈ પણ મળવાની કે બનવાની બહુ જ થોડી ખાતરી.

**આશાતવેદની** ન. ( જૈન ) જેના પરિણામે જીવ દુઃખ ભોગવે એવું કર્મ.

**આશાતાવેદનીય** વિ. ( જૈન ) જેના પરિણામે જીવ દુઃખ ભોગવે એવું.

**આશાતીત** [ સં. આશા ( વાંછના ) + અતીત ( પાર ગયેલું ) ] વિ. ઇચ્છા ન કરી હોય એવું; આશા બહારનું.

**આશાતૃષ્ણા** [ સં. આશા ( ઉમેદ ) + તૃષ્ણા ( તીવ્ર ઇચ્છા ) ] સ્ત્રી. લાલસા; તીવ્ર ઇચ્છા.

**આશાદર્શી** [ સં. આશા ( આસ્થા ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. કોઈ પણ બાબતમાં નિરાશ નહિ થનારું; જે બધું બને છે તે સારા માટે છે એમ માનનારું; બધે આશાની નજરે જોનારું; આશાવાદી; સુખવાદી; 'ઑપ્ટિમિસ્ટ'.

**આશાદશમી** [ સં. આષાઢ ( એ નામનો મહિનો ) + દશમી ( દશમો દિવસ ) ] સ્ત્રી. અષાડ સુદ દશમ. તે દિવસે દેવીપુજન કરવામાં આવે છે.

**આશાદાયી** [ સં. આશા ( આસ્થા ) + દાયિન્ ( આપનાર ) ] વિ. વિશ્વાસ ઉપજાવે એવું; શ્રદ્ધા પેદા કરે એવું; આશાજનક.

**આશાદિત્યવ્રત** [ સં. આશ્વિન ( આસો માસ ) + આદિત્ય ( સૂર્ય ) + વ્રત ( પુણ્યનું કામ ) ] ન. આસો મહિનાના રવિવારથી શરૂ કરી એક વર્ષ સુધી કરવાનો નિયમ; સૂર્યનું પૂજન.

**આશાદષ્ટ** [ સં. આશા ( આસ્થા ) + દષ્ટ ( દેખેલું ) ] વિ. વિશ્વાસની નજરે જોયેલું.

**આશાદષ્ટિ** [ સં. આશા ( વિશ્વાસ ) + દષ્ટિ ( નજર ) ] સ્ત્રી. જે થાય છે તે બધું સારા માટે એવો વિચાર.

**આશાદોરી** સ્ત્રી. આશાતંતુ.

**આશાનિર્વેદી સેના** [ સં. આશા ( વિશ્વાસ ) + નિર્વેદ ( નિરાશા ) + ઇન્ ( વાળું ) + સેના ( લશ્કર ) ] સ્ત્રી. વિજયની આશા ખોઈ બેઠેલ લશ્કર.

**આશાનૌકા** [ સં. આશા ( ઇચ્છા ) + નૌકા ( હોડી ) ] સ્ત્રી. આશારૂપી વહાણ.

**આશાન્વિત** [ સં. આશા ( ધારણા ) + અન્વિત ( વાળું ) ] વિ. ઇચ્છાવાળું; વાંછના હોય એવું; આશાવંત.

**આશાપરા** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + પૃ ( સંતોષવું ) ] સ્ત્રી. ( ગ્રામ્ય ) એ નામની એક દેવી; આશાપુરા.

૨. વિ. સ્ત્રી. ધારેલું પાર પાડનારી.

**આશાપરી** ૧. સ્ત્રી. બાવાની એ નામની અટક.

૨. ન. બાવાની એ નામની અટકનું માણસ.

૩. વિ. બાવાની એ નામની અટકનું.

**આશાપલ્લી** સ્ત્રી. આશાવળ ગામનું જૂનું નામ; કર્ણાવતી. મુસલમાન ઇતિહાસકારો તેને યેસાવળ કહેતા.

**આશાપાતિક** [ સં. આશા ( ઉમેદ ) + પાત ( પડવું તે ) + ઇક ( વાળું ) ] વિ. આશાભંગ કરે એવું.

> અતિ ઘણું **આશાપાતિક** પંક,
> તેહ દેખી ઉપનું આતંક. — ભીમ

**આશાપાદ** પું. ( પિંગળ ) મગણ, ભગણ, સગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તે ત્રિષ્ટુપનો એક ભેદ છે.

> **આશાપાદે** મભસલગા ધારે. — રણપિંગળ

**આશાપાલ** [ સં. આશા ( દિશા ) + પાલ્ ( રક્ષણ કરવું ) ] પું. દિશાની રખવાળી કરનાર દેવ; દિક્પાલ.

**આશાપાશ** ૧. [ સં. આશા ( ઉમેદ ) + પાશ ( ફાંસો ) ] પું. ઇચ્છાનું બંધન; તૃષ્ણારૂપી ગાળો.

૨. અ. આસપાસ; ચોમેર.

> અનમેલ વેશધારિ વાસ,
> બાંધ્યું બંધનિ **આશાપાશ**. — ભીમ

**આશાપુર** [ સં. ] ન. એ નામનું એક નગર. ત્યાં સારી જાતનો ગૂગળ મળે છે.

**આશાપુરસંભવ** [ સં. આશાપુર ( એક નગર ) + સંભવ ( પેદાશ ) ] ન. આશાપુર નગરમાં થતો એક જાતનો ગૂગળ.

**આશાપૂરક** [ સં. આશા ( ઇચ્છા ) + પૂરક ( સંતોષનાર ) ] વિ. ધારણા પાર પાડનાર; વાંછના સફળ કરનાર.

**આશાપૂરણ** [ સં. આશા ( ઇચ્છા ) + પૂરણ ( સંતોષનાર ) ] વિ. ઉમેદ બર લાવનાર.

**આશાપૂરા** ૧. [ સં. આશા + પૄ ( સંતોષવું ) ] સ્ત્રી. જાડેજા રજપૂતની કુળદેવી. એનું સ્થાન કચ્છમાં નારાયણ સરોવર પાસે છે. શાસ્ત્ર પ્રમાણે ક્ષત્રિયોએ શક્તિ, આશાપુરા, ચામુંડા વગેરે દેવીઓની ઉપાસના કરવી જોઈએ. વિજ્ઞાનના પ્રયોગ પ્રમાણે તે દેવીઓના રક્તચંદન, સિંદૂર જેવા લાલ રંગના લેપના પદાર્થ જે જુએ તે લોહીની ધારાથી કે રણસંગ્રામથી બીતો નથી. શક્તિના સામર્થ્યની શરીરમાં જાગૃતિ થાય એવા એવા પદાર્થો કે રંગો સવાર સાંજ જોવાનું શાસ્ત્રોમાં ફરમાવ્યું છે. જાડેજાઓએ આશાપૂરાનું હમેશા પૂજન અને દર્શન ધ્યાનપૂરક કરવું જ જોઈએ તેથી આયુષ્ય વધે.

૨. સ્ત્રી. મનોરથ સફળ કરનારી માતા.

૩. વિ. સ્ત્રી. ઇચ્છેલું બર લાવનારી; આશા સફળ કરનારી.

**આશાપૂરી** ૧. સ્ત્રી. જાડેજા રજપૂતની કુળદેવી.

૨. [ સં. આશા ( ઇચ્છા ) + પૄ ( સંતોષવું ) ] સ્ત્રી. ધારણા પાર પાડનારી હિંદુઓની દેવી; આશા પૂરનારી દેવી.

૩. વિ. સ્ત્રી. ઇચ્છા પૂર્ણ કરનારી.

**આશાપૂરો** પું. એક જાતનો ધૂપ. તેની કાળી ભૂકી આવે છે.

**આશાપૂર્ણા** [ સં. આશા ( ઇચ્છા ) + પૂર્ણ ( પૂરે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આશાપૂરા માતા.

**આશાપ્રદ** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + પ્રદ ( આપનાર ) ] વિ. મનકામના પૂરનારું.

૨. [ સં. આશા ( વિશ્વાસ ) + પ્રદ ( આપનાર ) ] વિ. વિશ્વાસ ઉપજાવે એવું.

**આશાપ્રાપ્ત** [ સં. આશા ( ઇચ્છા ) + પ્રાપ્ત ( મળેલ ) ] વિ. ફતેહમંદ; વિજયી; સફળ.

**આશાફૂલ** સ્ત્રી. ભાલાના આકારનાં પાંદડાં અને તારા જેવાં લીલાં ફૂલવાળું એક જાતનું દેખાવડું ઝાડ.

**આશાબદ્ધ** [ સં. આશા ( ઇચ્છા ) + બદ્ધ ( બંધાયેલું ) ] વિ. તૃષ્ણાવાળું; ઉમેદવાળું.

**આશાબંધ** ૧. પું. આશાતંતુ; આશાદોરી; આશાનું બંધન.

૨. પું. આશ્વાસન; દિલાસો.

૩. પું. કરોળિયાનું જાળું; મર્કટજાળ.

૪. પું. તૃષ્ણારૂપી ગાંઠ.

૫. [ સં. આશા ( દિશા ) + બંધ ( પકડ ) ] પું. દિશાનો બંધ.

૬. [ સં. આશા ( આસ્થા ) + બંધ્ ( બાંધવું ) ] પું. વિશ્વાસ; ભરોસો.

૭. પું. વિશ્વાસનો આધાર.

૮. વિ. વાંછનાથી ભરેલું; ઉમેદવાળું.

૯. વિ. વિશ્વાસુ; શ્રદ્ધાવાન.

**આશાબંધન** [ સં. આશા ( આસ્થા ) + બંધન ( જકડામણ ) ] ન. વિશ્વાસ; ભરોસો; આશાબંધ.

**આશાબંધી** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + બંધ્ ( બાંધવું ) ] વિ. સ્ત્રી. ઇચ્છાવાળી; તૃષ્ણા હોય એવી.

> આણમાણી ભરાણી, **આશાબંધી** થઈ. — હરગોવિંદદાસ

૨. વિ. સ્ત્રી. ગર્ભિણી; હમેલવાળી; સગર્ભા.

**આશાબંધુ** [ સં. આશા ( વિશ્વાસ ) + બંધુ ( મિત્ર ) ] પું. ભરોસો રાખવા લાયક દોસ્ત.

**આશાબંધું** વિ. ઉમેદવાળું.

**આશાભર** [ સં. આશા ( તૃષ્ણા ) + ભૃ ( ભરવું ) ] વિ. કુંવારૂં; જુવાન.

**આશાભર્યું** ૧. [ સં. આશા ( તૃષ્ણા ) + ભૃ ( ભરવું ) ] વિ. કુંવારૂં; જુવાન; જેને ઘણી ઇચ્છા પૂરી કરવાની રહેલી હોય એવું.
૨. વિ. વાંછનાથી ભરેલું; ઉમેદવાળું.

**આશાભંગ** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + ભંગ ( નાશ ) ] પું. ધારેલું પાર ન પડવાપણું; નિરાશ થવાપણું.
૨. વિ. નાઉમેદ; નિરાશ; નિષ્ફળ; ભગ્નાશ.
> **આશાભંગ** થઈ ભામિની. — ઓખાહરણ

**આશાભંગતા** [ સં. આશા ( ઇચ્છા ) + ભંગ (તૂટી જવાપણું) + તા ( પણું ) ] સ્ત્રી. નાઉમેદી; ઉમેદ બર ન આવવાપણું.

**આશાભંગભર્યું** [ આશા ( ઇચ્છા ) + ભંગ ( તૂટ ) + ભર્યું ( ભરેલું ) ] વિ. નિરાશ; ઇચ્છા પાર ન પડી હોય એવું.

**આશાભિલાષા** [ સં. આશા ( ઇચ્છા ) + અભિલાષા ( મનકામના ) ] સ્ત્રી. સખત વાંછના; તૃષ્ણા.

**આશાભેર** [ આશા ( ઉમેદ ) + ભેર ( સાથે ) ] વિ. સ્પૃહાવાળું; તૃષ્ણાથી ભરેલ; ઉમેદવાળું.

**આશામ** [ ફા. આશામીદન ( પીવું ) ] ન. પીણું.
> શરાબ આશામ = દારૂ પીનાર.

**આશામાંડ** પું. ( સંગીત ) એ નામનો એક રાગ.

**આશાયુક્ત** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + યુક્ત ( વાળું ) ] વિ. ઉમેદવાળું; વાંછનાથી ભરેલું.
૨. વિ. કુંવારૂં; જુવાન.

**આશાર** [ સં. આશ્રિ ( શરણ લેવું ) ] પું. આશરો; વિસામાનું ઠેકાણું.

**આશારેખા** [ સં. આશા ( આસ્થા ) + રેખા ( લીટી ) ] સ્ત્રી. થોડો વિશ્વાસ; આશાતંતુ.

**આશાલક** [સં.] ન. આરામ લઈ શકાય એવું આસન.

**આશાવચન** [ સં. આશા ( વિશ્વાસ ) + વચન ( વેણ ) ] ન. ખાતરીનો શબ્દ; આશ્વાસન; દિલાસો.

**આશાવધિ** [ સં. આશા ( નેમ ) + અવધિ ( હદ ) ] સ્ત્રી. ઉદ્દેશ; હેતુ; ધ્યેય; લક્ષ્ય.

**આશાવરી** ૧. પું. ( સંગીત ) આશાવરી થાટમાંથી થતો એ નામનો એક રાગ.
૨. પું. ( સંગીત ) ગાવાની એક ઢબનું નામ.
૩. પું. ( સંગીત ) દસ થાટ માંહેનો એ નામનો એક.
૪. [ સં. આશા ( ઇચ્છા ) + પૃ ( પૂરવું ) ] પું. ( સંગીત ) શ્રી રાગની પાંચ રાગિણી માંહેની સવારને બીજે પહોરે ગાવાની એક રાગિણી. શ્યામ રંગવાળી, અંગે નાગણીઓ લપેટેલી, ધોળાં વસ્ત્રો પહેરેલી, શરીરે કપૂરનો લેપ કરેલી, કપાળમાં મલયાગિરિ ચંદનની આડવાળી આ રાગિણી એક સુંદર બગીચામાં સુગંધી ફૂલોની વચ્ચે ઝાડના છાયા નીચે બેઠેલ હોવાની કલ્પના છે. કેટલાકના મત પ્રમાણે એક મોટા પર્વતના શિખર ઉપર વહેતા પવિત્ર પાણીની અંદર અથવા એક પહાડ ઉપર ચંદનના ઝાડ નીચે માત્ર અંજીરના ઝાડના એક પાંદડાથી પોતાનો ગુહ્ય ભાગ ઢાંકીને પુંગી બજાવતી નગ્ન દશામાં તે બેઠી છે. તેની બે બાજુએ મોટા સર્પ ઊભા થઈ અને કેટલાક મોર કળા કરી જાણે તે પુંગીનો અવાજ સાંભળી રહ્યા હોય. આ રાગિણીમાં કેટલેક ઠેકાણે દરબારી કાનડા અને જોનપુરીનો ભાસ થાય. તેની જાતિ સંપૂર્ણ હોવાથી ખરજ શુદ્ધ, રિખબ કોમળ, ગંધાર મિશ્ર, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત કોમળ, નિખાદ મિશ્ર એ પ્રમાણે સાતે સ્વર આવે. તેમાં ધૈવત વાદી સ્વર, રિખબ સંવાદી સ્વર અને મધ્યમ ગ્રહ સ્વર અને ન્યાસ સ્વર ધૈવત છે.
> ધન્ય સોરઠ ને ધન્ય શામળિયો
> ધન્ય **આશાવરી** રાગ રે. — નરસિંહ

**આશાવલ્લિ** ન. અમદાવાદનું એક જૂનું નામ. અલ્બરૂનીએ પોતાના ગ્રંથમાં તેને યેસબળ અથવા અસાવળ કહ્યું છે.

**આશાવહ** ૧. પું. આકાશનો એક પુત્ર.
૨. પું. એ નામનો એક રાજા.
૩. પું. ( પુરાણ ) વિવસ્વતનો દીકરો.
૪. [ સં. આશા ( ઇચ્છા ) + વહ્ ( રાખવું ) ] વિ. ઉમેદવાળું; વાંછનાવાળું.
૫. [ સં. આશા ( વિશ્વાસ ) + વહ ( પહોંચાડનાર ) ] વિ. વિશ્વાસ પેદા કરે એવું; શ્રદ્ધા ઉપજાવનારૂં.

**આશાવંત** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + વત્ ( વાળું ) ] વિ. ઉમેદવાળું; તૃષ્ણા હોય એવું.
૨. વિ. જુવાન; કુંવારૂં.

**આશાવાદ** [ સં. આશા ( શ્રદ્ધા ) + વાદ ( મત ) ] પું. આ જગત દયાળુ ઈશ્વરનું રચેલું હોઈ દરેક ઘટના કલ્યાણકારક છે એવો મત; દરેક વસ્તુનું પરિણામ શુભ જ આવશે એવી માન્યતા; સૃષ્ટિમાં જે જે છે અને બને છે તે બધું સારા માટે છે એવી માન્યતા; સુખવાદ; 'ઑપ્ટિમિઝમ'.

**આશાવાદી** ૧. [ સં. આશા ( શ્રદ્ધા ) + વાદિન્ ( મતવાળું ) ] પું. જે જે છે અને બને છે તે બધું સારા માટે એવો મત ધરાવનાર માણસ; આશાવાદમાં માનનાર માણસ; સુખવાદી; સૌભાગ્યવાદી; 'ઑપ્ટિમિસ્ટ'.
૨. વિ. દરેક વસ્તુનું પરિણામ સારૂં જ આવશે એવા મતવાળું; આશાવાદમાં માનનાર.

**આશાવાન** [ સં. આશા ( ઇચ્છા ) + વત્ ( વાળું ) ] વિ. તૃષ્ણાવાળું; વાંછના હોય એવું.

**આશાવાસી** વિ. તૃષ્ણાવાળું; આશાભર્યું.

**આશાવાળું** ૧. [ આશા ( ઇચ્છા ) + વાળું ] વિ. ઉમેદ હોય એવું.
૨. વિ. જુવાન; કુંવારૂં.

**આશાવિભિન્ન** [ સં. આશા ( ઉમેદ ) + વિભિન્ન ( તોડી પાડેલું ) ] વિ. ઇચ્છા નિષ્ફળ નીવડી હોય એવું; ઇચ્છા બર ન પામી હોય એવું.

**આશાશ્રમ** [ સં. આશા ( શ્રદ્ધા ) + આશ્રમ ( આરામ ) ] પું. વિશ્વાસરૂપી વિસામો લેવાનું ઠેકાણું.
> ગુરુવચન ના ગણ્યું, બનવાનું તે બન્યું, સહુને
> **આશાશ્રમે** સુખ મળવા. — દયારામ

**આશાસુ** [ સં. આશ્વાસ ( શ્રદ્ધા ઉત્પન્ન કરવી તે ) ] પું. વિશ્વાસ ઊપજવાપણું.
> ભગવતી ! તમ કૃપા દૃષ્ટિ ઈ **આશાસુ** હુ આજ,
> પૂજાનુ અતિ આદર દેખી અમ મનિ લાગી લાજ. — ભાલણ

**આશાસૂત્ર** [ સં. આશા ( આસ્થા ) + સૂત્ર ( દોરો ) ] ન. થોડો ઘણો વિશ્વાસ; આશાતંતુ.
> તારા **આશાસૂત્રને** તંતુ પ્રાણ રહ્યો છે વળગી. — પ્રેમાનંદ

**આશાસ્પદ** [ સં. આશા ( આસ્થા ) + આસ્પદ ( જગ્યા ) ] વિ. વિશ્વાસ ઉપજાવે એવું; શ્રદ્ધા ઉત્પન્ન કરનારૂં.

**આશાસ્ય** ૧. [ સં. આશાસ્ ( આશિષ આપવી ) ] ન. આશીર્વાદ; દુઆ.
૨. ન. ઇચ્છા; ધારણા; ઉમેદ.
૩. ન. ધારેલી વસ્તુ.
૪. ન. વરદાન.
૫. વિ. આશિષ આપવા જેવું.
૬. વિ. ઇચ્છવા જેવું.
૭. વિ. વરદાનમાં મેળવવાનું.

**આશાહીન** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + હીન ( તજેલું ) ] વિ. નાઉમેદ; નિરાશ.
૨. વિ. વાંછના ન રાખનારૂં.

**આશાંકુર** [ સં. આશા ( ઇચ્છા ) + અંકુર ( ફણગો ) ] પું. ઉમેદરૂપી ફણગો.

**આશાંત** [ સં. આ ( ચોતરફ ) + શાંત ( શાંતિવાળું ) ] વિ. ગભરાટ વિનાનું; ચિંતા વગરનું; સ્વસ્થ.

**આશિક** ( આશિક઼ ) ૧. [ અ. અશક ( તે પ્રેમમાં પડ્યો ) ] પું. અનુરક્ત પુરુષ; પ્રેમી.
૨. ન. બેદરકાર માણસ.
૩. વિ. ચાહનાર; આસક્ત.
૪. વિ. માગણી કરનાર; ઉમેદવાર.
૫. વિ. મોહિત; ફિદા.

**આશિક ઉલશજાં** [ યુ. ] સ્ત્રી. ઝીણાં પાનવાળી અને રાતાં ફૂલવાળી એક જાતની વેલ; ઇશ્કપેચાં.

**આશિકમાશૂક** ( આશિક઼માશૂક઼ ) ૧. [ અ. આશિક ( પ્રેમી ) + માશૂક ( પ્રિયા ) ] પું. પ્રેમી યુગલ; વહાલોવહાલી.
૨. પું. બારણાનાં નરમાદાં.

**આશિકમિઝાજ** ( આશિક઼મિઝાજ ) [ અ. આશિક ( ખુશ ) + મિઝાજ ( સ્વભાવ ) ] વિ. આનંદી; રમતિયાળ.

**આશિકા** ૧. સ્ત્રી. આરતી ઉપર હાથ ફેરવી તે આંખે અડાડવાની ક્રિયા; આરતીસ્પર્શ. દેવની વિભૂતિ કે તેના નાવણનું પાણી લઈને પોતાની આંખે લગાડવાની અગર કપાળમાં ચોપડવાની ક્રિયાને આશિકા કહે છે.
૨. સ્ત્રી. ભસ્મ; રાખોડી; રાખ.
૩. સ્ત્રી. સાધુનો, દેવનો કે યતિની રાખનો પ્રસાદ.

**આશિકાના** ( આશિક઼ાના ) [ અ. અશક ( તે પ્રેમમાં પડ્યો ) ] વિ. પ્રેમ સંબંધી.
૧. આશિકાના અશાર–ગીત = પ્રેમગીત.
૨. આશિકાના ખત = પ્રેમપત્ર.

**આશિકી** ( આશિક઼ી ) ૧. [ અ. અશક ( તે પ્રેમમાં પડ્યો ) ] સ્ત્રી. પ્રેમમાં પડવાપણું.
૨. સ્ત્રી. સ્નેહ; પ્રીતિ.

**આશિકોમાશૂક** ૧. પું. સર્પના જેવો પટો.
૨. ( આશિક઼ોમાશૂક઼ ) [ અ. આશિક ( પ્રેમી ) + માશૂક ( પ્રિયા ) ] ન. બ. વ. પ્રેમી જોડું; વહાલોવહાલી.

**આશિખાક્ષેપ** [ સં. ] પું. ( કાવ્ય ) બીજાનું હિત બતાવનારી વાતો કરવાનો બોધ આપવામાં આવે, પણ ખરી રીતે તેમાંથી પોતાના દુઃખની નિરાંત થાય એવી જાતનો અલંકાર.

**આશિત** ૧. [ સં. અશ્ ( ખાવું ) ] ન. ભોજન; ખાણું.
૨. વિ. અકરાંતિયું; ધરાય નહિ એવું.
૩. વિ. ખાધેલું.
૪. વિ. ધરાયેલું.

**આશિતંભવ** ૧. ન. ખોરાક.
૨. [ સં. આશિત ( ખાઈને સંતોષ પામેલું ) + ભૂ ( થવું ) ] ન. તૃપ્તિ; ધરવ.
૩. વિ. સંતોષ આપે એવું; તૃપ્ત કરનારૂં.

**આશિતા** [ સં. આશિતૃ ] વિ. અકરાંતિયું; ખાઉધર; ખા ખા કરનારૂં.

**આશિયાન** ૧. [ ફા. ] પું. ઝૂંપડું.
૨. પું. પંખીનો માળો.

**આશિયાના** ૧. [ ફા. ] પું. નાનું ઘર.
૨. પું. પક્ષીનો માળો.

**આશિર** ૧. [ સં. ] પું. અગ્નિ; દેવતા.
૨. [ અ. ] પું. દશમો ભાગ.
૩. [ સં. ] પું. રાક્ષસ; અસુર; દૈત્ય.
૪. પું. સૂર્ય; સૂરજ.
૫. [ સં. અશ્ ( ખાવું ) ] વિ. ખાઉધરૂં; ખાઉ ખાઉ કરતું; ખા ખા કરનારૂં; અલ્પાહારી.

**આશિરત** [ અ. ] સ્ત્રી. દશમો ભાગ.

**આશિષ્** સ્ત્રી. ( પુરાણ ) ભગ નામના આદિત્યને સિદ્ધિ નામની સ્ત્રીથી થયેલ એ નામની દીકરી.

**આશિષ** ૧. પું. ( કાવ્ય ) બીજાને માટે પ્રાર્થના કરવામાં આવે એવો એક અલંકાર.
૨. [ સં. આ ( ચોતરફ ) + શાસ્ ( ઇચ્છવું ) ] સ્ત્રી. આશીર્વાદ; તુષ્ટિવચન; આશા ફળે એવું વચન; દુઆ.
સફળ થજો **આશિષ**, ભક્ત પુત્રે આપેલી. — મલબારી
આશિષ આપવી–દેવી = કલ્યાણ થજો એમ કહેવું.
૩. સ્ત્રી. ઉપકાર માનવાપણું.
૪. સ્ત્રી. સ્તુતિ; પ્રાર્થના.

**આશિષડી** [ સં. આ ( ચોતરફ ) + શાસ્ ( ઇચ્છવું ) ] સ્ત્રી. આશીર્વાદ; દુઆ.

**આશિષસુહાગી** [ સં. આશિસ્ ( દુઆ ) + સુ ( સારૂં ) + ભાગ્ય ( નસીબ ) ] વિ. આશીર્વાદ આપવાથી સુખી બનેલું.

**આશિષાક્ષેપ** [ સં. ] પું. ( કાવ્ય ) એ નામનો એક અલંકાર. તેમાં બીજાનું હિત દેખાડતી વાતો કરવાનો ઉપદેશ આપવામાં આવે પણ ખરી રીતે પોતાના દુઃખની નિરાંત થાય છે.

**આશિષાંજલિ** [ સં. આશિષ્ ( દુઆ ) + અંજલિ ( ખોબો ) ] સ્ત્રી. આશીર્વાદનો વરસાદ.

**આશિષિક** [ સં. આશિસ્ ( દુઆ ) + ઇક ( વાળું ) ] વિ. આશીર્વાદમાં આસક્ત.

**આશિષ્ટ** [ સં. આશાસ્ ( દુઆ દેવી ) + ત ( એવું ) ] વિ. આશીર્વાદ અપાયેલ.

**આશિષ્ઠ** [ સં. ] વિ. ઘણું ઉતાવળું.

**આશિંગો** ૧. પું. છેડ; અડપલું.
૨. પું. પજવણી.

**આશિંજિત** ૧. [ સં. આ ( થોડું ) + શિંજ્ ( ખખડવું ) ] વિ. ખડખડતું.
૨. વિ. ઘરેણાંના રણકારાવાળું.

**આશી** ૧. સ્ત્રી. આશા; ઉમેદ; ઇચ્છા.
વિશ્વાસીને વાહે નહીં રે, સદાય પૂરે **આશી**. — હારમાળા
૨. [ સં. આશિસ્ ] સ્ત્રી. આશીર્વાદ; તુષ્ટિવચન; દુઆ.
૩. [ સં. આશિસ્ ( સ્તુતિ ) ] સ્ત્રી. ( કાવ્ય ) બીજાને માટે પ્રાર્થના કરવા માટે વપરાતો અલંકાર.
ઇષ્ટ વસ્તુનું આશંસન અથવા પ્રાર્થના તે **આશી** અલંકાર છે. — કાવ્યશાસ્ત્ર
૪. [ સં. આ ( નકામો શબ્દ ) + શૄ ( મારી નાખવું ) ] સ્ત્રી. જીવલેણ ઝેર.
૫. સ્ત્રી. બુદ્ધિ નામની એક ઔષધિ; વૃદ્ધિકંદ. તે પાસે રાખવાથી માણસને દરેક કામમાં યશ મળવાનું મનાય છે.
૬. સ્ત્રી. ભાષણ કરનારનો આશય.
૭. સ્ત્રી. મેળવવા માટેની પ્રાર્થના.
૮. સ્ત્રી. સર્પની દાઢ.
૯. વિ. આશાવાળું; વાંછનાથી ભરેલું.
કોઈ **આશી** નિરાશી થાય. — પ્રેમાનંદ
૧૦. [ સં. આશિન્ ] વિ. ખાનાર; ભક્ષક. આ પ્રયોગ સમાસને અંતે કરવામાં આવે છે. ફલ + આશી = ફલાશી; વાત + આશી = વાતાશી.

**આશીઆતું** [ સં. આશી ( ઇચ્છા ) + વત્ ( વાળું ) ] વિ. ( કચ્છી ) ઉમેદ હોય એવું.

**આશીનીશી** [ સં. આશા ( ઇચ્છા ) + નિશ્ચિંત ( ફિકર વગરનું ) ] અ. મનમાનતી રીતે; સંતોષપૂર્વક.

**આશીર** [ હિં. ] પું. કર ઉઘરાવનાર અમલદાર.

**આશીર્દાન** [ સં. આશિસ્ ( દુઆ ) + દા ( આપવું ) ] ન. આશીર્વાદ દેવો તે.

**આશીર્વચન** [ સં. આશિસ્ ( દુઆ ) + વચન ( શબ્દ ) ] ન. આશીર્વાદ; ઇચ્છા ફળીભૂત થાય એવું સંતોષવચન; દુઆ; તુષ્ટિવચન; આશિષ.
વેદ ધ્વનિ ઋષિ ઉચરે, અભિષેક **આશીર્વચન**. — વલ્લભ

**આશીર્વાચક** [ સં. આશિસ્ ( દુઆ ) + વાચક ( જણાવનાર ) ] વિ. માંગલિક; દુઆ આપનારૂં.

**આશીર્વાણુ** [ સં. આશિસ્ ( દુઆ ) + વાણુ ( વાક્ય ) ] પું. આશીર્વાદ; આશિષ.

**આશીર્વાદ** ૧. [ સં. આશિસ્ ( ભલી ઇચ્છા ) + વદ્ ( બોલવું ) ] પું. આશિષ; આશીર્વચન; કલ્યાણકારી શબ્દ; દુઆ; બીજાનું ભલું કરવાની ઇચ્છા; શુભ ઇચ્છા; મંગલસૂચક વાક્ય; સ્વસ્તિવચન.

૧. આઠે કોળિયે આશીર્વાદ = કોઈ પણ જાતના નિયમ વગર કામ કરવું; દીધે રાખવું.
૨. આશીર્વાદ દેવા = પેટ પૂરતું ન જમતાં એક બે કોળિયા ખાઈ ઊઠી જવું.
૩. આશીર્વાદ દેવો = મફત કામ કરાવી લેવું.
૪. આશીર્વાદ સારવા = પારસીઓમાં લગ્ન વખતે આશિષ માટે મોટેથી બંદગી બોલવી.
૫. કોરે ભાણે આશીર્વાદ = (૧) ઊંટકેલ વાસણમાં તૈયાર જમવા બેસવું. (૨) જમ્યા પછી દક્ષિણા વગર આશિષ દઈ ઊઠી નીકળવું. (૩) મફત કામ કરાવવું.

૨. પું. ( નાટ્ય ) કંઈ પણ લીધા વિના મફત આશીર્વાદ આપવામાં વપરાતો એ નામનો એક અલંકાર.

૩. પું. પ્રસાદ; અનુગ્રહ; કૃપા; વર; વરદાન; દુઆ.

**આશીર્વાદ મંગલ** [ સં. આશીર્વાદ ( દુઆ ) + મંગલ ( પુસ્તકના આરંભમાં કરાતી સ્તુતિ ) ] ન. ગ્રંથ વિઘ્ન વગર પૂરો થાય એ માટે તેની શરૂઆતમાં ગ્રંથકર્તાએ કરેલી પ્રાર્થના.

**આશીર્વાદાત્મક** ૧. [ સં. આશીર્વાદ ( ભલી ઇચ્છા ) + આત્મક ( વાળું ) ] વિ. આશિષવાળું; દુઆ દેનારું; આશિષયુક્ત.

૨. વિ. જેમાં કલ્યાણ કરનાર શબ્દ સાથે ઈશ્વરસ્તુતિ હોય એવું.

**આશીર્વાદાત્મક મંગલ** [ સં. આશીર્વાદ ( દુઆ ) + મંગલ ( સ્તુતિ ) ] ન. ગ્રંથની શરૂઆતમાં કરાતી પ્રાર્થના; આશીર્વાદમંગલ.

**આશીર્વાદાર્થ** ૧. [ સં. આશીર્વાદ ( ભલી ઇચ્છા ) + અર્થ ( હેતુ ) ] વિ. માંગલિક; શુભ ઇચ્છા બતાવનાર.

૨. અ. આશિષ દેવાને; દુઆ આપવા માટે.

**આશીર્વાદાર્થક** અ. દુઆ આપવા માટે.

**આશીર્વાદાર્થે** અ. દુઆ માટે.

**આશીર્વાદિત** [સં. આશિસ્ ( દુઆ ) + વાદિત ( કહેવાયેલું ) ] વિ. જેને આશિષ આપવામાં આવી હોય એવું.

**આશીવિષ** ૧. પું. ( જ્યોતિષ ) કાલીય નક્ષત્રનો એક તારો. તેનું મહત્ત્વ ૩.૪, વિષુવાંશ ૨૩૧ અને ક્રાંત્યંશ ઉત્તર ૫૯ છે.

૨. [ સં. આશી ( સર્પની દાઢ ) + વિષ ( ઝેર ) ] પું. સર્પ; સાપ; નાગ; જેની દાઢમાં ઝેર રહેલું હોય એવો સર્પ.

**આશીવિષ** વિષધર ફણી મણિ બિલેશય વ્યાલ;
ચક્રી દર્વી અહિયા લેલીહ કેવળ કાલ.
પિંગળલઘુકોષ

**આશીવિષા** સ્ત્રી. ( જૈન ) સીતોદા નદીને જમણે કાંઠે આવેલ એ નામનું શહેર.

**આશીંગ** સ્ત્રી. ચાંદા ઉપર માખીએ મૂકેલ ઈંડાં. તેને લીધે ઘામાં જીવાત પડે.

**આશુ** ૧. [ સં. આશુ ( ઉતાવળું ) ] પું. ઘોડો.

૨. પું. શંકર; શિવ; મહાદેવ. બીજા દેવ કરતાં તે જલદી અને વધારે પ્રસન્ન થાય છે.

૩. ન. લાલ રંગની ડાંગર. ચોમાસામાં તે પાક ઉપર આવે છે.

૪. વિ. ઉતાવળું; ત્વરિત; શીઘ્ર.

૫. [ સં. અશ્ ( ફેલાવું ) ] વિ. વ્યાપક; ફેલાઈ રહેલું.

૬. અ. જલદીથી; ઝડપથી; એકદમ.

**આશુક** (આશુક઼) [ અ. આશિક ( ચાહનાર ) ] પું. પ્રેમી; અનુરક્ત પુરુષ; આશિક.

**આશુકમાશુક** (આશુક઼માશુક઼) ૧. [ અ. આશિક ( પ્રેમી ) + માશૂક઼ ( પ્રિયા ) ] ન. બ. વ. જારજારિણી; પ્યારોપ્યારી; પ્રિય અને પ્રિયા; લાલ અને લલના; વહાલોવહાલી.

૨. ન. બ. વ. વરવહુ; ધણીધણિયાણી.

**આશુકર્મ** ન. ( શિલ્પ ) કલાના બે ભેદમાંનો એક.
આ સિવાય દરેક કળામાં **આશુકર્મ** અને ચિરક્રિયા એવા બે ભેદ છે. શિલ્પશાસ્ત્ર

**આશુકવિ** [ સં. આશુ ( ઉતાવળું ) + કવિ ] પું. તરત જ કવિતા કરી શકે એવો પુરુષ; શીઘ્રકવિ.

**આશુકાર** [ સં. આશુ ( જલદી ) + કાર ( કરનાર ) ] વિ. ચંચળ; આશુકારી.

**આશુકારી** ૧. પું. જેમાં સન્નિપાત થાય એવો તાવ. તેમાં અતિસાર, ચકરી, મૂર્ચ્છા, મોઢું પાકવું, અંગ ઉપર લાલ દાણા ઊપડી આવવા, બહુ જ બળતરા થાય છે.

૨. [ સં. આશુ (જલદી) + કારિન્ (કરનાર) ] વિ. ચપળ; ચંચળ; એકદમ કરનાર.

૩. વિ. જેથી તરત મરણ નીપજે એવું.

૪. વિ. તરત જ અસર કરતું.

૫. વિ. શરીરમાં જલદી ફેલાય એવું.

**આશુકૃત** [ સં. આશુ ( ઉતાવળું ) + કૃ ( કરવું ) ] વિ. જલદી કરનારું; આશુકારી.

**આશુકોપી** [ સં. આશુ ( જલદી ) + કોપ ( ગુસ્સો ) + ઇન્ ( વાળું ) ] વિ. ખિજાળ; ચીડિયું.

**આશુક્રિયા** ૧. સ્ત્રી. જલદી કરવું તે.

૨. [ સં. આશુ ( જલદી ) + ક્રિયા ( ઉપચાર ) ] સ્ત્રી. દવાની તરત જ થતી અસર.

**આશુક્ષોભ** [ સં. આશુ ( જલદી ) + ક્ષોભ ( ગભરાટ ) ] વિ. થોડી વારમાં વ્યાકુળ થઈ જાય એવું; એકદમ ઉશ્કેરાઈ જતું.

**આશુગ** ૧. [ સં. ] પું. આકડાનો છોડ.

૨. [ સં. આશુ ( જલદી ) + ગ ( જનાર ) ] પું. તીર; બાણ.

૩. પું. પવન; વાયુ; હવા.
શ્વસન સદાગતિ મરુત હરિ **આશુગ** જગતપરાન;
અનિલ પ્રભંજન ગંધવહ નભસ્વ પવન પવમાન.
પિંગળલઘુકોષ

૪. પું. સૂર્ય; સૂરજ.

૫. વિ. ઉતાવળું; શીઘ્ર; ઝડપી.

૬. વિ. જલદી જનાર; શીઘ્રગામી; ઝડપથી ચાલવાવાળું.

**આશુગામી** ૧. [સં.] પું. આકડાનો છોડ.

૨. પું. સૂર્ય; સૂરજ.

૩. [સં. આશુ ( જલદી ) + ગામિન્ ( જનાર ) ] વિ. ઝડપથી ચાલે એવું.

**આશુચ** ૧. [ સં. અ ( નહિ ) + શુચિ ( પવિત્રતા ) ] વિ. અપવિત્ર; અશુદ્ધ; અસ્વચ્છ.

૨. વિ. સૂતકવાળું.

**આશુચર** [ સં. આશુ ( ઝડપથી ) + ચર્ ( ચાલવું ) ] વિ. ઝડપથી ચાલનાર; આશુગામી.

**આશુચિ** [ સં. અ ( નહિ ) + શુચિ ( પવિત્ર ) ] વિ. અપવિત્ર; અશુદ્ધ; આશુચ.

**આશુતા** [ સં. આશુ ( જલદી ) + તા ( પણું ) ] સ્ત્રી. ઉતાવળ; ઝડપ; વેગ; ત્વરા.

**આશુતોષ** ૧. [ સં. આશુ ( જલદી ) + તુષ્ ( સંતોષ પામવો ) ] પું. જલદી પ્રસન્ન થાય એવો દેવ; મહાદેવ; શંકર; શિવ; શંભુ.

૨. વિ. જલદી પ્રસન્ન થનાર; થોડી વારમાં સંતોષ પામી જાય એવું.

૩. વિ. સંતુષ્ટ.

**આશુત્વ** [ સં. આશુ ( જલદી ) + ત્વ ( પણું ) ] ન. ઉતાવળ; ઝડપ; વેગ.

**આશુધાન્ય** [ સં. આશુ ( જલદી ) + ધાન્ય ( અનાજ ) ] ન. ખરીફ; પ્રથમ ધાન્ય; ચોમાસુ પાક; આગતર પાક.

**આશુપણું** ૧. [ આશુ ( જલદી ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઉતાવળ; ઝડપ.

૨. ન. શરીરમાં એકદમ ફેલાઈ જવાપણું; ઝેરના દશ માંહેનો એક ગુણ.

**આશુપત્રી** ન. ધૂપ પેદા કરતો એક છોડ; એ નામની એક વેલ; શલ્લકીલતા.

**આશુપ્રજ્ઞ** ૧. [ સં. આશુ ( ચંચળ ) + પ્રજ્ઞા ( બુદ્ધિ ) ] વિ. ચપળ બુદ્ધિવાળું.
૨. વિ. દેવતાઈ જ્ઞાન પામેલું.

**આશુફ્તગી** ( આશુફ્તગી ) [ ફા. આશુફ્તા ( દુઃખી ) ] સ્ત્રી. દુઃખ.

**આશુફ્તા** ( આશુફ્તા ) [ ફા. આશુફ્તન ( દુઃખી થવું ) ] વિ. દુઃખી.
૧. આશુફ્તા ખાતિર-દિલ = મનમાં ચિંતા પામેલ.
૨. આશુફ્તા તબ-દિમાઘ-સર = મગજ ખરાબ થયેલ.
૩. આશુફ્તા મૂ = વિખરાયેલા વાળવાળું.

**આશુબોધ** [ સં. આશુ ( જલદી ) + બોધ ( ઉપદેશ ) ] વિ. ઉતાવળથી શીખવનારૂં.

**આશુમુકો** પું. કલમી આંબાની એક જાત.

**આશુમૃતક** [ સં. આશુ ( જલદી ) + મૃતક ( મરણ ) ] ન. એકાએક થયેલું મરણ.

**આશુમૃતક પરીક્ષા** [ સં. આશુ ( જલદી ) + મૃતક ( મરણ ) + પરીક્ષા ] સ્ત્રી. અચાનક મોત થયું હોય તેની લાશની તપાસ.

**આશુરક્ત** [ સં. આશુ ( જલદી ) + રક્ત ( લાલ ) ] વિ. એકદમ ગુસ્સે થાય એવું.

**આશુરથ** [ સં. આશુ ( જલદી ) + રથ ( એક વાહન ) ] પું. રુદ્ર; શિવ; શંકર. તેનાં બાણ રથની જેમ જલદી ચાલવાવાળાં છે.

**આશુવ્રીહિ** [ સં. આશુ ( એક જાતની ડાંગર ) + વ્રીહિ ( ચોખા ) ] પું. બ. વ. ચોમાસામાં પાકતા ચોખા.

**આશુશુક્ષણિ** ૧. [ સં. આશુ ( ડાંગર ) + શુ ( જલદી ) + ક્ષણ્ ( હિંસા કરવી ) + ઇ ( કરનાર ) ] પું. અગ્નિ; આગ. તેમાં હોમેલ ડાંગર તે જલદી ખાઈ જાય છે.
૨. [ સં. આશુ ( ચોતરફ ) + શુષ્ ( સૂકવવું ) + સન્ ( ઇચ્છા બતાવનાર પ્રત્યય ) + અનિ ( કરનાર ) ] પું. વાયુ; હવા; પવન.
૩. વિ. દુશ્મનોને દિલગીરી ઉપજાવતું હોવાથી અથવા બહુ પ્રકાશિત હોવાથી જેની પૂજા કરાતી હોય એવું.
૪. વિ. પ્રકાશિત; તેજસ્વી.

**આશુષેણ** ૧. [ સં. આશુ ( ઝડપ ) + સેના ( લશ્કર ) ] પું. રુદ્ર; શિવ; શંકર.
૨. [ સં. આશુ ( જલદી ) + ઇષુ ( બાણ ) ] વિ. જલદી ચાલતાં બાણવાળું.

**આશૂ** [ સં. ] વિ. શીઘ્ર; સત્વર; ઉતાવળું.

**આશૂનિ** ૧. [ સં. ] ન. ઘી વગેરે પૌષ્ટિક પદાર્થ.
૨. ન. રસાયણ ક્રિયા.

**આશૂબ** [ ફા. આશોબ ( ગડબડ ) ] પું. ગડબડાટ; ધોંધાટ; આશોબ.

**આશૂરખાના** ન. મોહરમના તહેવાર ઊજવવા માટે થોડી મુદ્દત માટે રાખેલું ઘર.

**આશૂરા** ૧. [ અ. અશરા ( મુસલમાની મહિનાની દશમી તારીખ ) ] પું. મોહરમ મહિનાની દશમી તારીખ. તે દિવસે તાબૂત ઠંડા થાય છે.
૨. [ અ. અશર ( દશ ) ] પું. મોહરમના પહેલા દશ દિવસ.

**આશે** [ સં. આશય ] પું. હેતુ; ઇરાદો; ઉદ્દેશ.
તેને મોકલજો મારી પાસે રે,
સમજાવીશ સારો **આશે** રે. પ્રેમાનંદ

**આશેત્રી** [ સં. અશ્મંતક ] ન. કચનારનાં પાંદડાં જેવાં પાંદડાં અને લાંબી શિંગવાળું આસુંદરાનું ઝાડ. તે તૂરૂં, ખાટું, ઠંડું અને વાત, પિત્ત, કફ, મેહ, દાહ, તરસ, વિષરોગ, ઊલટી, પિશાચબાધા, ગંડમાળ, ધારૂં, વિષમજ્વર, કંઠરોગ, રક્તવિકાર, ગલગંડ અને અતિસાર મટાડનાર મનાય છે. આ ઝાડનાં મૂળ, છાલ ને પાન, તાવ અને માથાના રોગ ઉપર દવા તરીકે વપરાય. આસુંદરાનાં પાંદડાં બીડી બનાવવામાં અને શિંગ બાળકોને સોગઠી સાથે ઘસીને પાવામાં આવે. આ ઝાડની અંતરછાલની બંદૂકની જામગરી અને મજબૂત અને ટકાઉ દોરડાં થાય.

**આશોક** ૧. [ સં. અશોક ( આસોપાલવ ) ] પું.; ન. અશોકના ઝાડનું ફૂલ.
૨. વિ. અશોક સંબંધી.

**આશોકાંતા** સ્ત્રી. ( સંગીત ) મધ્યમ ગ્રામની એ નામની મૂર્ચ્છના.

**આશોત** પું. આશકરણનો પુત્ર દુર્ગાદાસ.

**આશોપાલો** પું. ( ગ્રામ્ય ) આસોપાલવનું ઝાડ; અશોકવૃક્ષ.

**આશોબ** ૧. [ ફા. ] પું. આંખનો સોજો.
૨. પું. કમનસીબ.
૩. પું. ગડબડાટ; ધોંધાટ.
૪. પું. ગાદી પચાવી પાડેલ માણસ.
૫. પું. તોફાન.
૬. પું. બીક; ભય; ડર.
૭. વિ. ઉશ્કેરનાર. આ અર્થમાં આ શબ્દ સમાસમાં વપરાય છે. ફિત્ના + આશોબ = ફિત્નાઆશોબ.

**આશોષણ** [ સં. આ ( થોડું ) + શોષણ ( ચૂસણ ) ] ન. ચૂસી લેવું તે.

**આશૌચ** ૧. [ સં. આ ( ઊલટું ) + શૌચ ( પવિત્રતા ) ] ન. અશુદ્ધિ; અસ્વચ્છતા; મલિનતા.
૨. ન. સૂતક; જન્મમરણથી આવતી આભડછેટ; અશૌચ.

**આશ્કારા** ૧. [ ફા. ] વિ. જાહેર; પ્રગટ.
૨. વિ. દેખીતું; ખુલ્લું.
૧. આશ્કારા કરવું = (૧) ખુલ્લું કરવું. (૨) ચોખ્ખું કરવું. (૩) જાહેર કરવું. (૪) બહાર પાડવું. (૫) વિશ્વાસઘાત કરવો.
૨. આશ્કારા થવું = ખૂલવું; ઊઘડવું; જાહેર થવું.

**આશ્ચર્ય** ૧. [સં. આ (તરફ) + ચર્ (જવું)] ન. અચરજ; અચંબો; અજાયબી; નવાઈ; વિસ્મય; તાજુબી.
૨. ન. તાજુબી પમાડે એવો બનાવ; ચમત્કાર; ચમત્કૃતિ.
૩. ન. ( કાવ્ય ) રસના નવ સ્થાયીભાવ માંહેનો એક; અદ્ભુતરસ; વિસ્મયરસ; નવી, અસાધારણ, બહુ મોટી અથવા સમજમાં ન આવે એવી વસ્તુના જોવાથી, સાંભળવાથી અથવા યાદ આવવાથી થતો મનોવિકાર.
૪. ન. વિચિત્ર દેખાવ.
૫. વિ. અચંબો પમાડે એવું; નવાઈ ઉપજાવનારૂં.

**આશ્ચર્યકારક** ૧. [ સં. આશ્ચર્ય ( અચંબો ) + કારક ( કરનાર ) ] વિ. અચરજ પમાડે એવું; નવાઈ પેદા કરનાર; અજબ.
૨. વિ. અદ્ભુત; અસાધારણ; ચમત્કારી.

**આશ્ચર્યચકિત** [ સં. આશ્ચર્ય ( અજાયબી ) + ચકિત ( સ્તબ્ધ બનેલ ) ] વિ. છક થયેલું; બહુ જ નવાઈ પામેલું, દંગ; વિસ્મિત.

**આશ્ચર્યજનક** [ સં. આશ્ચર્ય ( અચંબો ) + જનક ( પેદા કરનાર ) ] વિ. નવાઈ ઉપજાવનારૂં; આશ્ચર્ય પમાડે તેવું; આશ્ચર્યકારક.

**આશ્ચર્યતા** [ સં. આશ્ચર્ય ( અચંબો ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. નવાઈ; અચરતી; તાજુબી.

**આશ્ચર્યત્વ** [ સં. આશ્ચર્ય ( નવાઈ ) + ત્વ ( પણું ) ] ન. નવાઈ; અચરજ; આશ્ચર્યતા.

**આશ્ચર્યપ્રિય** ૧. [ સં. આશ્ચર્ય ( નવાઈ ) + પ્રિય ( વહાલું ) ] વિ. નવું નવું અને વિચિત્ર જાણવાની ઇચ્છાવાળું.
૨. વિ. અદ્ભુતાનમાં પ્રીતિવાળું.

**આશ્ચર્યપ્રિયતા** ૧. [ સં. આશ્ચર્ય ( અચંબો ) + પ્રિય ( વહાલું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. નવું નવું, વિચિત્ર અથવા વિસ્મય ઉપજાવે એવું જાણવાની વૃત્તિ.
૨. સ્ત્રી. બ્રહ્મજ્ઞાનમાં પ્રીતિ; અધ્યાત્મરતિ.

**આશ્ચર્યભૂત** [ સં. આશ્ચર્ય ( અચંબો ) + ભૂત ( થયેલું ) ] વિ. નવાઈ પમાડે એવું; આશ્ચર્યકારક.

**આશ્ચર્યમય** [ સં. આશ્ચર્ય ( અચંબો ) + મય ( વાળું ) ] વિ. નવાઈ ભરેલું; અચરતવાળું.

**આશ્ચર્યમુગ્ધ** [ સં. આશ્ચર્ય ( અચંબો ) + મુગ્ધ ( મોહ પામેલું ) ] વિ. નવાઈ પામેલું; દિઙ્મૂઢ; આશ્ચર્યચકિત; દંગ.

**આશ્ચર્યમૂઢ** [ સં. આશ્ચર્ય ( અચંબો ) + મૂઢ ( સ્તબ્ધ ) ] વિ. અચંબો પામેલું; આશ્ચર્યમુગ્ધ.

**આશ્ચર્યયુક્ત** [ સં. આશ્ચર્ય ( અચંબો ) + યુક્ત ( વાળું ) ] વિ. નવાઈ પામેલું; વિસ્મિત; આશ્ચર્યમય.

**આશ્ચર્યરૂપ** [ સં. આશ્ચર્ય ( અચરત ) + રૂપ ( દેખાવ ) ] ન. અચંબો પમાડે એવો દેખાવ.

**આશ્ચર્યવત્** [ સં. આશ્ચર્ય ( અચંબો ) + વત્ ( વાળું ) ] અ. નવાઈ પમાડે એ રીતે.

**આશ્ચર્યવાચક** [ સં. આશ્ચર્ય ( અજાયબી ) + વાચક ( જણાવનાર ) ] વિ. નવાઈ દેખાડનારું; અચરત બતાવનારું. અહો ! ઓહો ! વાહ ! એ આશ્ચર્યવાચક કેવળપ્રયોગી શબ્દો છે.

**આશ્ચર્યાન્વિત** [ સં. આશ્ચર્ય ( નવાઈ ) + અન્વિત ( વાળું ) ] વિ. આશ્ચર્યવાળું.

**આશ્ચર્યિત** [ સં. ] વિ. ચકિત; વિસ્મિત; નવાઈ પામેલું.

**આશ્ચોતન** ૧. [ સં. આ ( થોડું ) + શ્ચુત્ ( રેડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આંખમાં ટીપાં નાખવાની ક્રિયા.
૨. ન. આંખમાં નાખવાનાં ટીપાં.
૩. [ સં. આ ( ઉપર ) + શ્ચુત્ ( ટપકવું ) ] ન. ઝરવાપણું; ટપકવું તે.
૪. વિ. ઝરવાના સ્વભાવવાળું.

**આશ્ચોતનકર્મ** [ સં. આ ( ઉપર ) + શ્ચુત્ ( રેડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + કર્મન્ ( કામ ) ] ન. દિવસના ભાગમાં દવાનાં ટીપાં આંખમાં નાખવાં તે.

**આશ્તાદ** પું. ( જરથોસ્તી ) દરેક મહિનાનો એ નામનો ૨૬મો દિવસ.

**આશ્ના** ૧. [ ફા. ] પું. આશક.
૨. પું. જમાઈ.
૩. પું. મિત્ર; દોસ્ત.
૪. પું. યાર.
૫. સ્ત્રી. રખાત; વગર પરણ્યે રાખેલી સ્ત્રી.
૬. વિ. જાણીતું.
૭. વિ. શોખીન.
૧. દોસ્ત-યાર આશ્ના = મિત્રો; સગાંસંબંધી.
૨. સૂરત આશ્ના = દેખ્યે ઓળખીતો માણસ.
૩. હર્ફ આશ્ના = શિખાઉ માણસ.

**આશ્નાઈ** ૧. [ ફા. આશ્ના ( રખાત ) + ઈ ( પણું ) ] સ્ત્રી. વ્યભિચાર.
૨. સ્ત્રી. સગાઈ; સગપણ.
૩. સ્ત્રી. સ્નેહ; સખ્ય; મિત્રતા.

**આશ્મ** ૧. [ સં. અશ્મન્ ] પું. પથ્થર; પાણો; પથરો.
૨. પું. પથ્થરની બનેલી વસ્તુ.
૩. વિ. પથ્થરનું બનેલું.

**આશ્મક** ન. સાલ્વ દેશમાં આવેલું એ નામનું એક ગામ.

**આશ્મકિ** વિ. આશ્મક ગામમાં થતું.

**આશ્મન** ૧. [ સં. અશ્મન્ ( પથ્થર ) ] પું. પાણાની બનેલી વસ્તુ.
૨. પું. સૂર્યનો રથ હાંકનાર અરુણ.
૩. વિ. પથ્થરનું બનેલું.

**આશ્મરથ** [ સં. અશ્મરથ ( એક ઋષિ ) ] પું. અશ્મરથ મુનિના વંશમાં જન્મેલ માણસ.

**આશ્મરથ્ય** [ સં. અશ્મરથ ( એ નામનો ઋષિ ) ] પું. અશ્મરથ મુનિનો એ નામનો દીકરો.

**આશ્મરિક** ૧. [ સં. અશ્મરી ( પથરી ) ] પું. પથરીનો રોગ; પાણુવી.
૨. વિ. પથ્થરનું; પાણાને લગતું.
૩. વિ. પાણુવીના દરદવાળું; પથરીના રોગથી પીડાતું.

**આશ્માકી** સ્ત્રી. ( પુરાણ ) પ્રાચીનવતની સ્ત્રી; એક યાદવી; શર્યાતિની મા.

**આશ્માયન** [ સં. અશ્મન્ ( એક મુનિ ) ] પું. અશ્મન્ નામના ઋષિના વંશનો માણસ.

**આશ્મિક** ૧. [ સં. અશ્મન્ ( પથ્થર ) ] વિ. પથ્થર ઊંચકનારું.
૨. વિ. પથ્થરનું બનેલું.

**આશ્મેય** [ સં. અશ્મન્ ( એ નામના મુનિ ) ] વિ. અશ્મન નામના ઋષિનું.

**આશ્યા** [ સં. આશા ] સ્ત્રી. ઇચ્છા; ઉમેદ; ધારણા; આકાંક્ષા.

**આશ્યાન** ૧. [ સં. આ ( થોડું ) + શ્યૈ ( સુકાવું ) ] વિ. થોડુંઘણું સુકાઈ ગયેલું.
૨. વિ. બાઝી ગયેલું; થીજી ગયેલું; ઘટ્ટ થયેલું.

**આસ્ર** [ સં. અસ્ર ( આંસુ ) ] ન. આંખનું પાણી; આંસુ.

**આશ્રજ** [ સં. આશ્ચર્ય ] ન. કૌતુક; નવાઈ; અજાયબી.

**આશ્રપ** [ સં. ] પું. ( જ્યોતિષ ) મૂળ નામનું નક્ષત્ર.

**આશ્રપણ** ૧. [ સં. આ ( ઉપર ) + શ્રા ( ઉકાળવું ) ] ન. ઉકાળો.
૨. [ ન. આ ( ઉપર ) + શ્રા ( રાંધવું ) ] ન. રાંધણું; પકાવવું તે.

**આશ્રમ** ૧. પું. ઘર; રહેઠાણ; આલય.
૨. પું. ચારની સંખ્યા બતાવનાર શબ્દ.
૩. પું. છાત્રાલય સાથેની શાળા; મહાશાળા; 'કૉલેજ'.
૪. પું. દેશ અથવા ધર્મ સંબંધી હિલચાલનું મથક.
૫. પું. નક્કી જગ્યા; ચોક્કસ ઠેકાણું; નિશ્ચિત મુકામ.
૬. પું. નિરાધાર માણસોને રહેવાનું ઠેકાણું; અનાથગૃહ; 'ઍસાઇલમ'.
૭. પું. વાડી; બગીચો; ઉપવન.
૮. પું. વિશ્રાંતિ; આરામ.
૯. પું. વિષ્ણુ; વિષ્ણુનું એક નામ; પરમેશ્વર. તે સંસારના દુઃખી જીવોને બચાવી તેમને પોતાના ધામમાં લઈ જાય છે.
૧૦. [ સં. આ ( ઊલટું ) + શ્રમ્ ( થાકી જવું ) ] પું. વિસામો લેવાની જગ્યા.
૧૧. પું. શિવ; શંકર.
૧૨. પું. શૈવમતનો એ નામનો વિભાગ. તે હસ્તામલક આચાર્યને અનુસરે છે.
૧૩. પું. સંન્યાસીના દશ પ્રકાર માંહેનો એ નામનો એક. તે આશ્રમ બાંધી રહે છે.
૧૪. પું. હિંદુ ધર્મમાં જિંદગીના પાડવામાં આવેલા ચાર ભાગમાંનો દરેક; જીવતરની સ્થિતિ; જિંદગીની મંજલ. ચાર આશ્રમ: બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ. આ ચાર આશ્રમ બ્રહ્મદેવે નક્કી કર્યા મનાય છે. એમ પણ કહેવાય છે કે ઉપનિષદના વખત પહેલાં આશ્રમવ્યવસ્થામાં સંન્યાસાશ્રમ દાખલ થયો ન હતો.
૧૫. [ સં. આ ( સુધી ) + શ્રમ્ ( તપ કરવું ) ] પું.; ન. તપોવન; પર્ણકુટી; મઠ; મઢી; મઢૂલી; મુનિવાસ; ઋષિમુનિઓનું રહેઠાણ; સાધુનો નિવાસ.

**આશ્રમક** ૧. ન. એ નામની એક હલકી જાતનું માણસ.
શૂદ્ર સ્ત્રી અને ચંડાલની પ્રજા આશ્રમક છે.
સૂતસંહિતા

૨. વિ. એ નામની હલકી જાતનું.

**આશ્રમકર્મ** [ સં. આશ્રમ ( જિંદગીના ચાર વિભાગમાંનો દરેક ) + કર્મન્ ( કામ ) ] ન. આશ્રમવાસીએ પાળવાના નિયમ; આશ્રમધર્મ.

**આશ્રમગાર** ન. ( શિલ્પ ) સાત માળનાં મકાનના આઠ પ્રકારમાંનો એ નામનો એક. આઠ પ્રકાર: પુંડરિક, શ્રીકાન્ત, શ્રીભોગ, ધારણ, પંજર, આશ્રમગાર, હર્મ્યકાન્ત અને હીમકાન્ત.

**આશ્રમગુરુ** ૧. [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + ગુરુ ( આચાર્ય ) ] પું. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચારે જીવનવિભાગનો નિયંતા એટલે રાજા.

૨. પું. મુખ્ય શિક્ષક; આચાર્ય.

**આશ્રમચતુષ્ટય** [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + ચતુષ્ટય ( ચારનો જથ્થો ) ] ન. જીવનના બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એમ કુલ ચારે ભાગ.

**આશ્રમધર્મ** ૧. [ સં. આશ્રમ ( જિંદગીનો એક વિભાગ ) + ધર્મ ( નિયમ ) ] પું. આશ્રમવાસીએ પાળવાના નિયમ.

૨. પું. તપસ્વીનું વ્રત.

૩. [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + ધર્મ ( કર્તવ્ય ) ] પું. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ પ્રમાણેના જીવનના દરેક વિભાગમાં આચરવાની ફરજ.

૪. પું. શાસ્ત્રમાં કહેલા ધર્મના પાંચ પ્રકાર માંહેનો એક.

**આશ્રમધર્મી** ૧. [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ) + ધર્મ (નિયમ) + ઇન્ (વાળું) ] વિ. આશ્રમના નિયમ પાળનાર.

૨. વિ. તપસ્વીનું વ્રત કરનાર.

૩. વિ. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ એ દરેક જીવનવિભાગની ફરજ બજાવનારું.

**આશ્રમધારી** ૧. [સં. આશ્રમ ( મઠ ) + ધારિન્ ( લેનાર ) ] પું. ઋષિ; મુનિ; સાધુ.

૨. વિ. આશ્રમમાં જઈ રહેલું; તપોવનમાં રહેનાર.

૩. વિ. જીવનના ચાર વિભાગમાંથી કોઈ એકના ધર્મ પાળનારું.

**આશ્રમપતિ** [ સં. આશ્રમ ( જિંદગીનો વિભાગ ) + પતિ ( ધણી ) ] પું. રાજા; બ્રહ્મચર્ય વગેરે બધા આશ્રમનો નિયંતા; આશ્રમગુરુ.

**આશ્રમપદ** ૧. [ સં. આશ્રમ ( મઠ ) + પદ ( જગ્યા ) ] ન. ઋષિઓએ રહેવાનું ઠેકાણું; મુનિવાસ; તપોવન.

૨. ન. કોઈ પણ આશ્રમના ધર્મ પાળવાનો જીવનનો અમુક વખત.

**આશ્રમપૂજિત** [ સં. આશ્રમ ( શૈવમતનો એક વિભાગ ) + પૂજિત ( સેવા કરેલું ) ] પું. શંકર; મહાદેવ. તેના ઉપાસકોનું તે આશ્રયસ્થાન હોવાનું મનાય છે.

**આશ્રમપ્રભુ** ૧. પું. પુરુષોત્તમનું એક નામ.

૨. [ સં. આશ્રમ ( આરામનું સ્થાન ) + પ્રભુ ( પરમેશ્વર ) ] પું. વિષ્ણુ. આશ્રિતોનું તે વિસામાનું સ્થળ મનાતું હોઈ આશ્રમપ્રભુ કહેવાય છે.

**આશ્રમભ્રષ્ટ** [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + ભ્રષ્ટ ( અપવિત્ર થયેલું ) ] વિ. ધર્મના નિયમનું ઉલ્લંઘન કરનાર.

**આશ્રમમંડલ** [ સં. આશ્રમ ( તપોવન ) + મંડલ ( જથ્થો ) ] ન. ઋષિઓએ રહેવાનું ઠેકાણું; મુનિવાસ.

**આશ્રમયોજક** [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + યોજક ( ગોઠવણ કરનાર ) ] વિ. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ મનુષ્યજીવનના ચાર વિભાગની વ્યવસ્થા કરનાર.

**આશ્રમવાસ** ૧. [ સં. આશ્રમ ( મઢી ) + વસ ( રહેવું ) ] પું. આશ્રમમાં રહેવું તે.

૨. પું. ઋષિઓનું રહેઠાણ; તપોવન.

૩. ન. મહાભારતનું પંદરમું પર્વ.

**આશ્રમવાસિક** ૧. [ સં. ] ન. મહાભારતનું પંદરમું પર્વ.

૨. [ સં. આશ્રમ ( તપથી પવિત્ર થયેલ જગ્યા ) + વાસ ( રહેઠાણ ) + ઇક ( લગતું ) ] વિ. સાધુના રહેવાના ઠેકાણા સંબંધી.

**આશ્રમવાસી** ૧. [ સં. આશ્રમ ( પર્ણકુટી ) + વાસિન્ ( રહેનાર ) ] પું. ઋષિ; સંન્યાસી; સાધુ; મુનિ.

૨. વિ. મઠમાં રહેનાર; તપોવનમાં વસતું; મઠસ્થ.

**આશ્રમવ્યવસ્થા** ૧. [ સં. આશ્રમ ( જિંદગીના વિભાગ ) + વ્યવસ્થા ( ગોઠવણ ) ] સ્ત્રી. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત જિંદગીના એ ચાર વિભાગની ગોઠવણ. ઉપનિષદના યુગને અંતે ધર્મના આચરણ માટે જીવનના ચાર ભાગ અથવા આશ્રમની ગોઠવણ થયાનું જણાય છે. શરૂઆતમાં ત્રણ ભાગ હતા. ઉપનિષદના શિક્ષણ ઉપરથી ચોથો સંન્યસ્ત ભાગ નીકળ્યો. ઋગ્વેદમાં કે બ્રાહ્મણમાં આશ્રમ શબ્દ જોવામાં આવતો નથી.

૨. [ સં. આશ્રમ ( તપોવન ) + વ્યવસ્થા ( ગોઠવણ ) ] સ્ત્રી. સાધુની રહેવાની જગ્યાની દેખરેખ.

**આશ્રમસંગી** ૧. ન. તપોવનમાં રહેતું માણસ.

૨. [ સં. આશ્રમ ( મઠ ) + સંગ ( સંબંધ ) + ઇન્ ( વાળું ) ] વિ. તપોવનની સાથે સંબંધ ધરાવતું.

૩. વિ. તપોવનમાં રહેનારું.

**આશ્રમસંન્યાસ** [ સં. આશ્રમ ( જીવનનો વિભાગ ) + સંન્યાસ ( સંસારનો ત્યાગ ) ] પું. એક જાતનો સંન્યાસ; વૈરાગ્ય ઉત્પન્ન થાય કે તરત સંસાર ત્યાગ કરવાપણું. એમ કરવાનું કારણ વેદાંતનું રહસ્ય સાંભળવાનો અધિકાર મેળવવા માટે હોય છે.

**આશ્રમસંસ્થા** [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + સંસ્થા ( રચના ) ] સ્ત્રી. માણસના જીવનના ચાર વિભાગ.

**આશ્રમસ્થ** [ સં. આશ્રમ ( મુકામ ) + સ્થ ( રહેનાર ) ] પું. શિવ; શંકર; મહાદેવ. કૈલાસ એ તેમનું સદાનું રહેઠાણ છે.

**આશ્રમસ્થાન** ૧. [ સં. આશ્રમ ( આરામનું ઠેકાણું ) + સ્થાન ( જગ્યા ) ] ન. આરામ મળે એવું ઠેકાણું; વિસામાનું સ્થળ.

૨. ન. ઘર; આલય; રહેવાનું ઠેકાણું.

૩. ન. જેની પાસે દિલ ખોલીને વાત કરી શકાય એવું માણસ.

૪. ન. તપોવન; મઠ.

**આશ્રમાતીત** [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + અતીત ( બીજી પાર ગયેલું ) ] વિ. પરિપૂર્ણ દશાએ પહોંચેલ હોઈને જેને આશ્રમના નિયમ પાળવાપણું રહે નહિ એવું; આશ્રમના નિયમોથી પર.

**આશ્રમાલય** [ સં. આશ્રમ ( મઢી ) + આલય ( ઘર ) ] પું. યતિ; સાધુ; મુનિ.

**આશ્રમાસક્તિ** ૧. [ સં. આશ્રમ ( રહેઠાણ ) + આસક્તિ ( સ્નેહ ) ] પું. ઘરનો મોહ.

૨. [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + આસક્તિ ( મોહ ) ] સ્ત્રી. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ પ્રમાણે જીવનના ચાર વિભાગ માટેનો પ્રેમ.

**આશ્રમાંતર** [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + અંતર ( બીજું ) ] ન. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ પ્રમાણેના જિંદગીના ચાર વિભાગમાંના એકમાંથી બીજામાં જવાપણું; આશ્રમની ફેરબદલી.

**આશ્રમિક** ૧. [ સં. આશ્રમ ( મઢી ) + ઇક ( વાળું ) ] પું. પર્ણકુટિમાં રહેતા ઋષિ; મુનિ; સંન્યાસી.

૨. વિ. અમુક આશ્રમનો ધર્મ પાળનારું.

૩. વિ. આશ્રમમાં જઈ રહેલું.

૪. વિ. જિંદગીના બ્રહ્મચર્ય વગેરે ચાર વિભાગને લગતું.

૫. વિ. તપોવન સંબંધી.

**આશ્રમી** ૧. [ સં. આશ્રમ ( તપોવન ) + ઇન્ ( વાળું ) ] વિ. તપોવનમાં રહેનારું.

૨. [ સં. આશ્રમ ( જિંદગીનો એક ભાગ ) + ઇન્ ( વાળું ) ] વિ. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અથવા સંન્યસ્તનો ધર્મ પાળનાર.

૧. ગૃહસ્થાશ્રમી = ગૃહસ્થાશ્રમવાળું.

૨. પ્રથમાશ્રમી = બ્રહ્મચર્ય આશ્રમ પાળનારું.

**આશ્રમેશ્વર** પું. ગુજરાતમાં આવેલ જંબુસર તાલુકો.

**આશ્રય** ૧. પું. આત્માના બાર ધર્મ માંહેનો એક.

૨. [ સં. આ ( ઉપર ) + શ્રિ ( આધાર રાખવો ) ] પું. આશરો; ઓથ; મદદ; ટેકો; અવલંબન; આધાર; આલંબન.

૧. આશ્રય આપવો = મદદ કરવી; ઓથ દેવો.

૨. આશ્રય લેવો = (૧) આશરો શોધવો. (૨) મદદે જવું.

૩. પું. ઉદ્દેશ; હેતુ; વિષય; માયનો.

૪. પું. ( વ્યાકરણ ) કર્તા; કરનાર.

૫. પું. કુલ સત્તા; મુખત્યારી.

૬. [ સં. આ ( હદ બતાવતો પૂર્વગ ) + શ્રિ ( રહેવું ) ] પું. ઘર; મકાન; રહેવાનું ઠેકાણું.

૭. પું. છેતરપિંડી; ઠગાઈ.

૮. પું. જિંદગી નિભાવવાનું કારણ.

૯. પું. ( નાટ્ય ) તેત્રીસ અલંકારમાંનો એ નામનો એક.

૧૦. પું. ધર્મશાળા; આશ્રમસ્થાન; વિસામાની જગ્યા.

૧૧. પું. નજીકપણું; સામીપ્ય; પાસે હોવું તે.

૧૨. પું. પડછાયો; ઓળો.

૧૩. પું. પનારો; ફરજિયાત સહવાસ.

૧૪. પું. પરબ્રહ્મ; પરમાત્મા. જેનાથી જગત પેદા થાય અને નાશ પામે તે જાણવાપણું.

૧૫. પું. બચાવ; રક્ષણ.

૧૬. પું. બચાવનું સાધન.

૧૭. પું. બહાનું; મિષ; ખોટું કારણ.

૧૮. પું. બાજુ રાખવાનું ભાથું.

૧૯. [ સં. આ ( ઉપર ) + શ્રિ ( આધાર રાખવો ) ] પું. મુરબ્બી; આશરો આપનાર; 'પેટ્રન'.

૨૦. પું. મૂળ; શરૂઆત.

૨૧. પું. રહિયો; બચાવ.

૨૨. પું. રાજાના છ ગુણ માંહેનો આશરો આપવાનો ગુણ.

૨૩. પું. લટકવાપણું.

૨૪. પું. વિશ્વાસ; ભરોસો.

૨૫. [ સં. આ ( ઊલટું ) + શ્રિ ( મદદ કરવી ) ] પું. શરણું; મદદ; આશરો.

૨૬. પું. સંબંધ; સંસર્ગ.

૨૭. [ સં. આ ( ઉપર ) + શ્રિ ( ચોંટવું ) ] પું. સ્નેહ; પ્રેમ; હેત; વહાલ.

૨૮. અ. થકી; વડે; થી.

**આશ્રયણ** ૧. [ સં. આ ( ઉપર ) + શ્રિ ( આધાર રાખવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આધાર રાખવાપણું; શરણ લેવું તે.

૨. ન. આશરો લેવાનું ઠેકાણું; મદદ મળવાની જગ્યા.

૩. ન. જોડાણ.

૪. ન. સ્વીકારવું તે.

૫. વિ. ઓથ લેનારું; આલંબી; આધાર રાખનાર.

૬. વિ. લગતું; સંબંધવાળું.

**આશ્રયણીય** ૧. [ સં. આ ( ઉપર ) + શ્રિ ( આધાર રાખવો ) + અનીય ( જેવું ) ] વિ. આશરો લેવા જેવું; અવલંબન કરવા લાયક.

૨. વિ. સ્વીકારવા યોગ્ય; અનુસરવા પાત્ર.

**આશ્રયત્વ** [ સં. આશ્રય ( ટેકો ) + ત્વ ( પણું ) ] ન. આધાર રાખવાપણું.

**આશ્રયદ** ૧. [ સં. આશ્રય ( આધાર ) + દા ( આપવું ) ] વિ. આશરો આપનાર; મદદ દેનાર.

૨. વિ. રક્ષક; બચાવ કરનાર.

**આશ્રયદાત** [ સં. આશ્રય ( આશરો ) + દાતૃ ( આપનાર ) ] પું. યજમાન; આશ્રય આપનાર માણસ.

**આશ્રયદાતા** ૧. [ સં. આશ્રય ( ઓથ ) + દાતૃ ( દેનાર ) ] વિ. આશરો આપનાર; મદદ દેનાર; ટેકો આપનાર.

૨. વિ. રક્ષક; બચાવ કરનાર.

**આશ્રયદાન** [ સં. આશ્રય ( આધાર ) + દાન ( આપવું તે ) ] ન. આશરો આપવો તે; મદદ દેવાપણું.

**આશ્રયધારી** [ સં. આશ્રય ( આશરો ) + ધારિન્ ( લેનાર ) ] વિ. શરણે ગયેલું; આશરો લેનાર.

**આશ્રયપ્રદ** ૧. [ સં. આશ્રય ( આધાર ) + પ્રદ ( આપનાર ) ] વિ. આશરો આપનાર; આશ્રયદાતા.

૨. વિ. રક્ષક; બચાવ કરનાર.

**આશ્રયભૂત** ૧. વિ. આધાર રાખવા જેવું.

૨. [ સં. આશ્રય ( આશરો ) + ભૂત ( થયેલું ) ] વિ. આશરો આપનાર; શરણ દેનારું.

૩. વિ. મુખ્ય.

**આશ્રયલિંગ** [ સં. આશ્રય ( કરનાર ) + લિંગ ( જાતિ ) ] ન. ( વ્યાકરણ ) વિશેષણ, કેમકે નામનાં વચન અને જાતિ પ્રમાણે તે ફરે છે.

**આશ્રયવાદ** [ સં. આશીર્વાદ ] પું. આશિષ; ભલી ઇચ્છા; કલ્યાણના શબ્દ.

જેઓ કોઈ પણ જીવના **આશ્રયવાદ** લે છે તેને સુખ મળે છે. નાગરિક

**આશ્રયસ્થાન** ૧. [ સં. આશ્રય ( ઓથ ) + સ્થાન ( ઠેકાણું ) ] ન. ઘર; મકાન; રહેવાની જગ્યા.

૨. ન. મદદ મળવાનું ઠેકાણું; શરણસ્થળ.

**આશ્રયહીન** [ સં. આશ્રય ( ટેકો ) + હીન ( વિનાનું ) ] વિ. અનાથ; ઓથ વગરનું.

**આશ્રયાશ** ૧. [ સં. આશ્રય ( નજીક હોવું તે ) + અશ્ ( ખાવું ) ] પું. અગ્નિ; આગ; દેવતા; તાપ; ભડકો. તેમાં જે કંઈ હોય તેને તે બાળી નાખે છે.

૨. પું. ( જ્યોતિષ ) કૃત્તિકા નક્ષત્ર.

૩. પું. ચિત્રાનું ઝાડ.

૪. વિ. જેના સંબંધમાં આવે તે ભક્ષ કરી જનારું.

**આશ્રયાશ્રયીભાવ** [ સં. આશ્રય ( આશરો ) + આશ્રય ( ઓથ ) + ઇન્ ( વાળું ) + ભાવ ( લાગણી ) ] પું. શરણું લેનાર અને શરણું આપનારનો સંબંધ.

**આશ્રયાસિદ્ધ** [ સં. આશ્રય ( હેતુ ) + અ ( નહિ ) + સિદ્ધ ( સાબિત ) ] પું. ( ન્યાય ) હેતુનો આશય ખોટો હોય એવો એક જાતનો દેખાવ. તેમાં આશ્રયપક્ષ હોતો નથી. કોઈ કહે કે આકાશનું કમળ સુગંધવાળું હોય છે, કેમકે દરેક કમળ સુગંધવાળું હોવાથી આ આકાશનું કમળ પણ સુગંધવાળું હોવું જોઈએ, પણ ખરું જોતાં આકાશના કમળ જેવી વસ્તુ જ હોતી નથી. અહીં કમળનો આશ્રય આકાશ હોવાથી અને આકાશમાં કમળ ઊગવાનો અસંભવ હોવાથી, પક્ષ ગગનારવિંદનો આશ્રય જ સાબિત થતો નથી માટે આકાશમાં કમળ ઊગે એમ પહેલાં માનવું એ જ ખોટું છે.

**આશ્રયાસિદ્ધિ** [ સં. આશ્રય ( હેતુ ) + અ ( નહિ ) + સિદ્ધિ ( સાબિતી )] સ્ત્રી. ( ન્યાય ) એ નામનો એક હેત્વાભાસ; જેમાં લક્ષ્ય-મૂળ કારણ સિદ્ધ ન થાય તેવો દોષ.

**આશ્રયી** ૧. [ સં. આશ્રય ( ટેકો ) + ઇન્ ( વાળું )] વિ. આશરાની જરૂરિયાતવાળું.

૨. વિ. આશરો મળ્યો હોય તેવું; આશ્રિત.

૩. વિ. આશ્રય લેનાર; પરાવલંબી.

જે તે યે ન કરી શકે તું,
મુજનો યા યોગને **આશ્રયી**. ગીતાપંચામૃત

૪ [ સં. આશ્રય ( સંબંધ ) + ઇન્ ( વાળું )] વિ. વિષેનું; સંબંધ ધરાવનારૂં.

**આશ્રયીને** [ સં. આશ્રય ( સંબંધ ) + ઇન્ ( વાળું )] અ. અનુસરીને; પ્રમાણે.

માયાને **આશ્રયીને**જ પરમાત્મા વિરાટ રૂપે આ નાટક ભજવે છે. ચંદ્રકાંત

**આશ્રયૈકગતિજ્ઞાતા** પું. પુરુષોત્તમનું એક નામ.

**આશ્રવ** ૧. [ સં. આશ્રુ ( કબૂલ રાખવું )] પું. અંગીકાર; સ્વીકાર.

૨. પું. ઇંદ્રિયો ઉપર કાબૂ ન હોવાપણું.

૩. પું. ક્લેશ; વ્યાધિ; દુઃખ.

૪. પું. ( બૌદ્ધ ) જેમાં રોકાવાથી માણસ બંધનમાં પડે તે વિષય. તે ચાર પ્રકારના છેઃ કામાશ્રવ, ભવાશ્રવ, દૃષ્ટાશ્રવ અને અવિદ્યાશ્રવ.

૫. પું. ( જૈન ) જૈનધર્મનાં નવતત્ત્વ માંહેનું એ નામનું એક; મન, વાણી અને કર્મથી કરેલાં કર્મનો સંસ્કાર. જીવ, અજીવ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, મોક્ષ, પુણ્ય અને પાપ આ નવતત્ત્વો છે. આશ્રવના બે પ્રકાર છેઃ પુણ્યાશ્રવ અને પાપાશ્રવ.

૬. પું. ઝરો; નદી.

૭. પું. દોષ; ભૂલ; ઉલ્લંઘન.

૮. પું. પાપ.

૯. પું. વચન; કોલ.

૧૦. વિ. આજ્ઞાંકિત; આજ્ઞાપાલક; કહ્યાગરૂં.

૧૧. [ સં. આ ( ચોતરફ ) + શ્રુ ( સાંભળવું )] વિ. સાંભળનાર.

**આશ્રવદ્વાર** [ સં. આશ્રવ ( કર્મનો સંસ્કાર ) + દ્વાર ( બારણું )] ન. ( જૈન ) આત્માને કર્મ લાગવાનો માર્ગ.

**આશ્રવભાવના** [ સં. આશ્રવ ( કર્મનો સંસ્કાર ) + ભાવના ( લાગણી )] સ્ત્રી. ( જૈન ) રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ બધાં આશ્રવ છે એમ ચિંતવવું તે.

**આશ્રવી** [ સં. અશ્રુ ( આંસુ )] વિ. આંસુ સંબંધી.

**આશ્રાયણિ** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આશ્રાવિણી** [ સં. આ ( ઉપર ) + સ્ર ( વહેવું )] સ્ત્રી. કાણાવાળી હોડી.

**આશ્રાવ્ય** પું. ( પુરાણ ) ઇંદ્રની સભાનો એક દેવર્ષિ.

**આશ્રાંત** [ સં. આ ( થોડું ) + શ્રાંત ( થાકેલ )] વિ. કંટાળેલું; થાકેલું.

**આશ્રિ** ૧. સ્ત્રી. ખૂણો.

૨. [ સં. ] સ્ત્રી. તરવારની ધાર.

**આશ્રિત** ૧. [ સં. આ ( ઉપર ) + શ્રિ ( આધાર રાખવો ) + ત ( એલું )] ન. નોકર; પરિજન; સેવક; દાસ.

૨. ન.બ.વ. મન અને ઇંદ્રિયોથી જણાતી વસ્તુ.

૩. વિ. અનુસરતું; પ્રમાણે ચાલતું; આચરવાવાળું.

૪. વિ. આધાર લીધેલું.

૫. વિ. આધીન; તાબે; વશ.

૬. વિ. જેને મદદ અપાતી હોય એવું; પોષાતું; 'એઇડેડ'.

૭. વિ. ( ગણિત ) પાસેનું; નજીકનું; 'એડજેસન્ટ'.

૮. વિ. બીજાના ઓથથી આજીવિકા ચાલતી હોય એવું; આશ્રયે રહેલું; આશરાવાળું; જેને આશ્રય અપાયો હોય એવું; શરણાગત.

૯. વિ. ભરોસા ઉપર રહેનારૂં; વિશ્વાસ રાખનાર.

૧૦. વિ. રહેનાર; વસતું; રહેતું.

૧૧. વિ. વાપરનારૂં; ઉપયોગમાં લેનાર.

૧૨. વિ. સંબંધી; લગતું; વિષેનું.

**આશ્રિતકોણ** [ સં. આશ્રિત ( નજીકનું ) + કોણ ( ખૂણો )] પું. ( ગણિત ) નજીકનો ખૂણો; ઉપકોણ; આસન્નકોણ; 'એડજેસન્ટ એંગલ'. જ્યારે એક લીટી ઉપર બીજી લીટી ઊભી રહે ત્યારે જે બે ખૂણા બને તે એકબીજાના આશ્રિતકોણ કહેવાય. ભાસ્કરાચાર્ય ઉપકોણને આશ્રિતકોણ અથવા સંસક્તકોણ એવું નામ આપે છે.

**આશ્રિતજન** ૧. [ સં. આશ્રિત ( આશરાવાળું ) + જન ( માણસ )] ન. દાસ; નોકર; પરિજન; સેવક.

૨. ન. ધર્મનો અનુયાયી; સંપ્રદાયનું માણસ.

**આશ્રિતતા** ૧. [ સં. આશ્રિત ( આશરાવાળું ) + તા ( પણું )] સ્ત્રી. કોઈના ઉપર આધાર રાખવો તે.

૨. સ્ત્રી. પરાધીનતા; પરવશપણું.

**આશ્રિતત્વ** ૧. [ સં. આશ્રિત ( આશરાવાળું ) + ત્વ ( પણું )] ન. કોઈના ઉપર આધાર રાખવો તે; શરણે રહેવાપણું.

૨. ન. પરાધીનતા; પરવશતા.

**આશ્રિતપણું** ૧. ન. પરવશતા; પરાધીનતા.

૨. ન. શરણે રહેવાપણું.

**આશ્રિતા** [ સં. આશ્રિત ( આશરાવાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. સ્ત્રી. ઓથ અપાયેલી; આશ્રયે રહેલી.

**આશ્રિત્ય** [ સં. આ ( ઉપર ) + શ્રિ ( આધાર રાખવો ) + ત્ય ( સંબંધક ભૂતકૃદંત બનાવનાર પ્રત્યય )] અ. આશરો લઈને; અવલંબીને.

**આશ્રી** ૧. [ સં. આશ્ર ( આંસુ ) + ઇન્ ( વાળું )] વિ. આંસુવાળું.

૨. [ સં. આશ્રય ( આધાર )] અ. આધાર રાખીને.

બહારની સંપત્તિ પુણ્યને **આશ્રી** ન્યૂનાધિક મળે છે. ભાવનાશતક

૩. [સં. આશ્રય ( સંબંધ )] અ. સંબંધી; વિષે.

**આશ્રુત** ૧. [ સં. આ ( તરફ ) + શ્રુ ( ધ્યાન આપવું ) + ત ( એલું )] ન. ધ્યાન પડે એમ બોલાવવાપણું.

૨. [ સં. આ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + શ્રુ ( સાંભળવું ) + ત ( એલું )] વિ. સાંભળેલું.

૩. [ સં. આશ્રુ ( કબૂલ રાખવું ) + ત ( એલું )] વિ. સ્વીકારેલ; અંગીકૃત.

**આશ્રુતિ** ૧. [ સં. આશ્રુ ( કબૂલ રાખવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. અંગીકાર; સ્વીકાર.

૨. [ સં. આ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + શ્રુ ( સાંભળવું ) + તિ ( પણું )] સ્ત્રી. શ્રવણ; સાંભળવાપણું.

**આશ્રેય** [ સં. આ ( ઉપર ) + શ્રિ ( આધાર રાખવો ) + ય ( જેવું )] વિ. શરણ લેવા યોગ્ય; ઓથ લેવા જેવું.

**આશ્રેષા** ૧. પું. ( જ્યોતિષ ) વિષુવાંશ ૧૩૩ અને ઉત્તર ક્રાંત્યંશ ૭માં આવેલો તારો; 'ઝીટા હાઇડ્રી'. તેનું મહત્ત્વ ૩.૩ છે.

૨. સ્ત્રી. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર; આશ્લેષા.

**આશ્લિષ્ટ** ૧. [ સં. આ ( ઉપર ) + શ્લિષ્ ( જોડવું ) + ત ( એલું )] વિ. અડેલું; જોડાયેલું.

૨. વિ. અનુમાન કાઢેલું; અટકળેલ.

૩. વિ. ગૂંથાયેલું; ભળી ગયેલ; ઓતપ્રોત; મિશ્રિત થયેલું.

૪. વિ. ફેલાયેલ; વ્યાપેલું.

૫. [સં. આશ્લિષ્ ( ભેટવું ) + ત ( એલું )]

વિ. ભેટાયેલું; છાતી સાથે ચંપાયેલું; આલિંગન કરાયેલું.
૬. વિ. સાથે જડાઈ ગયેલું; બદ્ધમૂળ; ચોટેલું.

**આશ્લેખા** [ સં. આશ્લેષા ] સ્ત્રી. ( જ્યોતિષ ) અશ્વિનીથી નવમું નક્ષત્ર; આશ્લેષા.

**આશ્લેષ** ૧. [ સં. આશ્લિષ્ ( ભેટવું ) ] પું. આલિંગન; ભેટ; બાથ.
૨. પું. ગાઢ સંબંધ; સગપણ; લગાવ.
૩. [ સં. આ ( થોડું ) + શ્લેષ ( ભેટ ) ] પું. થોડુંક ચોટેલું હોવાપણું.
૪. પું. ભક્તિભાવ; આદર; પ્રેમ.

**આશ્લેષણ** ૧. [ સં. આશ્લિષ્ ( ભેટવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આલિંગન; ભેટ.
૨. ન. મિલાવટ; મેળ.

**આશ્લેષા** ૧. [ સં. ] સ્ત્રી. ( જ્યોતિષ ) અશ્વિનીથી નવમું પાંચ તારાનું નક્ષત્ર.
૨. સ્ત્રી. ચંદ્રની સત્તાવીશ સ્ત્રીમાંની એકનું નામ.

**આશ્લેષાપંચક** [ સં. આશ્લેષા ( એક નક્ષત્ર ) + પંચક ( પાંચનો જથ્થો ) ] ન. ( જ્યોતિષ ) આશ્લેષા નક્ષત્રના પાંચ તારા.

**આશ્વ** ૧. [ સં. ] ન. ઘોડા જોડેલ રથ.
૨. ન. ઘોડાનું કામ.
૩. ન. ઘોડાપણું.
૪. ન. સંખ્યાબંધ ઘોડાં.
૫. વિ. ઘોડા ઉપર લઈ જવા જેવું.
૬. વિ. ઘોડા સંબંધી; ઘોડાને લગતું.

**આશ્વતરાશ્વિ** પું. શુક્લ યજુર્વેદનો એક ઋષિ.

**આશ્વત્થ** ૧. [ સં. અશ્વત્થ ( પીપળો ) ] ન. પીપળાનું ફળ.
૨. વિ. પીપળાને લગતું.

**આશ્વત્થી** ૧. [ સં. અશ્વત્થ ( અશ્વિની નક્ષત્ર ) ] સ્ત્રી. અશ્વિની નક્ષત્ર ચાલતું હોય તે વખતની રાત્રિ.
૨. [ સં. અશ્વત્થ ( પીપળો ) ] સ્ત્રી. પીપળાની ડાળી; સમિધ.

**આશ્વપત** [ સં. ] વિ. અશ્વપતિ સંબંધી.

**આશ્વમેધિક** ૧. ન. મહાભારતના ચૌદમા પર્વનું નામ.
૨. [ સં. અશ્વમેધ ( ઘોડો હોમવામાં આવે એવો યજ્ઞ ) + ઇક ( લગતું ) ] વિ. અશ્વમેધ યજ્ઞ સંબંધી.

**આશ્વયુજ** ૧. [ સં. અશ્વ ( એક નક્ષત્ર ) + યુજ્ ( જોડવું ) ] પું. આસો માસ. આ મહિનામાં અશ્વિની નક્ષત્ર આવતું હોવાથી તેનું આ નામ પડ્યું મનાય છે.
૨. [ સં. અશ્વયુજ્ ( અશ્વિની નક્ષત્ર ) ] વિ. અશ્વિની નક્ષત્રમાં જન્મેલું.
૩. વિ. આસો મહિનાનું.

**આશ્વયુજક** [ સં. અશ્વ ( એક નક્ષત્ર ) + યુજ્ ( સાથે હોવું ) + ક ( સંબંધી ) ] ન. આસો માસની પૂનમે વાવેલ અડદ.

**આશ્વયુજી** [ સં. અશ્વયુજ્ ( અશ્વિની નક્ષત્ર ) + ઈન્ ( વાળું ) ] સ્ત્રી. આસો સુદ પૂનમ; શરદ પૂનમ.

**આશ્વલ** પું. ( પુરાણ ) શાકલ્ય શાખાનો એક મુનિ. તે એ શાખાનાં સૂત્ર બનાવનાર હતો.

**આશ્વલક્ષણિક** ૧. [ સં. આશ્વ ( ઘોડાનું ) + લક્ષણ ( ચિહ્ન ) + ઇક ( લગતું ) ] પું. અશ્વવૈદ્ય; ઘોડા ડાકટર; સાલોત્રી.
૨. પું. ઘોડાની સારવારમાં રહેનારો માણસ.
૩. વિ. ઘોડાનાં ચિહ્નોને જાણનાર.
૪. વિ. ઘોડાનાં લક્ષણ સંબંધી શાસ્ત્રને જાણનાર; અશ્વનિપુણ.

**આશ્વલાયન** પું. શ્રૌતસૂત્ર અને ગૃહ્યસૂત્રનો રચનાર શૌનકનો શિષ્ય અને ઋગ્વેદનો આચાર્ય.

**આશ્વલાયનગૃહ્યસૂત્ર** ન. આશ્વલાયન મુનિએ રચેલું એ નામનું ગૃહ્યસૂત્ર.

**આશ્વલાયનશાખા** [ સં. આશ્વલાયન ( એક મુનિ ) + શાખા ( ફાંટો ) ] સ્ત્રી. ઋગ્વેદની એ નામની એક શાખા.

**આશ્વલાયનિ** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આશ્વલાયનિન** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આશ્વસિત** [ સં. આશ્વસ્ ( દિલાસો દેવો ) + ઇત ( એલું ) ] વિ. દિલાસો પામેલું.

**આશ્વસ્ત** [ સં. આશ્વસ્ ( સાંત્વન આપવું ) + ત ( એલું ) ] વિ. દિલાસો પામેલ; આશ્વસિત.

**આશ્વાયન** [ સં. ] ન. અશ્વ ઋષિનું વંશજ.

**આશ્વાયનિ** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**આશ્વાવતાન** [ સં. ] ન. અશ્વાવતાન નામના ઋષિનું સંતાન.

**આશ્વાસ** ૧. [ સં. આશ્વસ્ ( દિલાસો દેવો ) ] પું. આશ્રયદાન; આશરો આપવો તે; અભયદાન.
૨. પું. છુટકારાનો દમ; નિવૃત્તિનો શ્વાસ.
૩. પું. જાગૃતિ; ચેતન.
૪. પું. દિલાસો; સાંત્વન.
૫. પું. નિવૃત્તિ; શાંતિ; આરામ.
૬. પું. પ્રકરણ; ચોપડીનો ભાગ; સર્ગ.
૭. પું. બીક દૂર કરવાનો યત્ન.
૮. પું. સંપૂર્ણતા.

**આશ્વાસક** ૧. પું. અભયદાન આપનાર માણસ.
૨. પું. કપડાં; વસ્ત્ર.
૩. [ સં. આશ્વસ્ ( દિલાસો આપવો ) + ક ( વાળું ) ] પું. દિલાસો આપનાર વ્યક્તિ.
૪. વિ. અભયદાન આપનાર; આશરો આપનારું.
૫. વિ. ચેતન લાવનારું.
૬. વિ. દિલાસો દેનાર; સાંત્વન આપનાર; હિંમત આપનાર.

**આશ્વાસન** ૧. ન. અભયદાન આપવાપણું; આશ્રય આપવો તે.
૨. ન. ખાતરી; જામીનગીરી; હામી.
૩. ન. છુટકારાનો દમ; નિવૃત્તિનો શ્વાસ.
૪. [ સં. આશ્વસ્ ( દિલાસો આપવો ) + અન ( પણું ) ] ન. દિલાસો; સાંત્વન; ધીરજ; હિંમત.
૫. ન. બરદાશ; ચાકરી; આસનાવાસના.
૬. ન. સજીવન થવું તે.

**આશ્વાસનનિધિ** [ સં. આશ્વાસન ( દિલાસો ) + નિધિ ( ભંડાર ) ] પું. ભવિષ્યની જરૂરિયાત માટે કરેલો પૈસાનો સંચય; 'પ્રૉવિડન્ટ ફન્ડ'.

**આશ્વાસનપત્ર** [ સં. આશ્વાસન ( ધીરજ ) + પત્ર ( કાગળ ) ] પું.; ન. દિલાસો આપનારો કાગળ.

**આશ્વાસનવચન** [ સં. આશ્વાસન ( દિલાસો ) + વચન ( શબ્દ ) ] ન. હિંમત આપનાર બોલ.

**આશ્વાસના** ૧. [ સં. આશ્વસ્ ( ધીરજ આપવી ) ] સ્ત્રી. અભયદાન.
૨. સ્ત્રી. દિલાસો; ધીરજ.

**આશ્વાસનિધિ** [ સં. આશ્વાસ ( દિલાસો ) + નિધિ ( ભંડાર ) ] પું. ભવિષ્યની જરૂરિયાત માટે એકઠા કરેલ પૈસા; આશ્વાસનનિધિ.

**આશ્વાસનીય** [ સં. આશ્વસ્ ( હિંમત આપવી ) + અનીય ( જેવું ) ] વિ. દિલાસો દેવા જેવું.

**આશ્વાસનોચ્ચાર** [ સં. આશ્વાસન ( દિલાસો ) + ઉચ્ચાર ( બોલવું તે ) ] પું. દિલાસો.

**આશ્વાસવું** ૧. અ. ક્રિ. સજીવન થવું.
૨. સ. ક્રિ. આગતાસ્વાગતા કરવી.
૩. સ. ક્રિ. ચેતનમાં લાવવું; જગાડવું.
૪. સ. ક્રિ. છુટકારો મેળવવો; નિવૃત્તિનો શ્વાસ લેવો.
૫. [ સં. આશ્વસ્ ( ધીરજ આપવી ) ] સ. ક્રિ. ધીરજ આપવી; શાંત પાડવું; દિલાસો દેવો; હિંમત આપવી.
૬. સ. ક્રિ. રક્ષણ આપવું; આશરો દેવો.

**આશ્વાસિત** ૧. [ સં. આશ્વાસ ( દિલાસો દેવો ) + ઇત ( એવું ) ] વિ. દિલાસો પામેલ; ધીરજ આપેલ.

૨. વિ. પ્રફુલ્લ; ઉત્સાહવાળું; ઉત્તેજિત.

**આશ્વાસી** ૧. [ સં. આશ્વાસ ( શ્વાસ લેવો ) + ઇન્ ( વાળું ) ] વિ. છૂટથી શ્વાસ લેતું; આનંદી બનતું.

૨. [ સં. આશ્વાસ ( દિલાસો આપવો ) ] વિ. દિલાસો આપે એવું.

**આશ્વાસ્ય** [ સં. આશ્વાસ ( દિલાસો આપવો ) + ય ( જેવું ) ] વિ. જેને દિલાસો આપવો ઘટે એવું; ધીરજ આપવા લાયક.

**આશ્વિક** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + ઇક ( વાળું ) ] પું. ઘોડેસવાર.

૨. વિ. ઘોડા સાથે સંબંધ રાખતું; ઘોડાને લગતું.

**આશ્વિન** ૧. [સં. અશ્વિની ( સત્તાવીસમું નક્ષત્ર )] પું. આસો મહિનો; વિક્રમ વર્ષનો છેલ્લો અને શાલિવાહન સંવત્સરનો સાતમો માસ. અશ્વિની નક્ષત્ર આ માસમાં સંધ્યાકાળે ઊગી પરોઢિયે આથમે અને તેની પૂનમને દિવસે ચંદ્ર અશ્વિની નક્ષત્રમાં હોય તેથી એનું નામ આશ્વિન પડ્યું છે.

૨. વિ. અશ્વિની નક્ષત્ર સંબંધી.

૩. વિ. અશ્વિની નક્ષત્રમાં થયેલ.

૪. વિ. અશ્વિનીકુમાર જેના દેવ હોય તેવું.

**આશ્વિની** [ સં. અશ્વિની ( એક નક્ષત્ર ) ] સ્ત્રી. અશ્વિની નક્ષત્રવાળી પૂનમ; આસો સુદ પૂનમ; શરદપૂનમ.

**આશ્વિનેય** ૧. [ સં. અશ્વિની ( ઘોડી ) + ઈય ( સંતાન એવા અર્થવાળો પ્રત્યય ) ] પું. ( પુરાણ ) અશ્વિની એટલે ઘોડીનું રૂપ ધારણ કરેલ સૂર્યપત્નીને વિષે ઘોડાનું રૂપ લઈ સૂર્યે ઉત્પન્ન કરેલ બે ઘણા સુંદર દીકરા; દેવોના વૈદ્ય અશ્વિનીકુમાર. દેવોમાં તેઓ શૂદ્ર ગણાતા હોવાથી એમને યજ્ઞભાગ મળતો ન હતો. ચ્યવન ઋષિને તેઓએ ફરી જુવાન બનાવ્યા અને આંખો આપી તે ઉપકારના બદલામાં ચ્યવને તેમને યજ્ઞભાગ મેળવી આપ્યો. એ બન્ને અશ્વિનીના નસકોરામાંથી નીકળ્યા હતા, એ ઉપરથી એમને નાસત્ય કહે છે. સામાન્ય રીતે એ બન્ને નાસત્યો, અશ્વિનો અને દસ્રો નામે ઓળખાય છે, પણ એમાંના મોટાનું નામ નાસત્ય અને નાનાનું નામ દસ્ર હોય એમ જણાય છે.

૨. પું. નકુલ; પાંચ પાંડવમાંનો એક. પાંડુની સ્ત્રી માદ્રીને તે અશ્વિનીકુમારથી જન્મ્યો હતો એમ મનાય છે.

૩. પું. સહદેવ; અશ્વિનીકુમારથી ઉત્પન્ન થયેલ પાંચ પાંડવમાંનો એક.

**આશ્વીન** [ સં. ] પું.; ન. ઘોડાની એક દિવસની મંઝિલ.

**આશ્વીય** [ સં. અશ્વ ( ઘોડો ) + ઈય ( લગતું ) ] વિ. ઘોડાને લગતું.

**આષવું** સ. ક્રિ. ( જૂ. ગુ. ) આખવું; બોલવું.

કૂકડા પાછલી રાતિ **આષઈ** રે.
દર્શનવિજય

**આષાડ** ( આષાડ઼ ) ૧. [ સં. આષાઢ ] પું. અષાઢ મહિનો; વિક્રમ સંવત્સરનો નવમો, શાલિવાહન સંવત્સરનો ચોથો અને ચોમાસાનો પહેલો માસ.

૨. પું. ખાખરાનો દંડ રાખનાર સંન્યાસી.

**આષાડી** ( આષાડ઼ી ) સ્ત્રી. ( જૂ. ગુ. ) આખડી; બાધા.

વરની બહિન ભણઈ આખડી,
ધન વિણુ પરણાવા **આષાડી**. લાવણ્યસમય

**આષાઢ** ૧. [ સં. ] પું. અષાઢ મહિનો; વિક્રમ સંવત્સરનો નવમો, શાલિવાહન સંવત્સરનો ચોથો અને ચોમાસાનો પહેલો માસ. તેનું નામ આષાઢા નક્ષત્રના નામ ઉપરથી પડ્યું છે. એ નક્ષત્ર આ મહિનામાં સંધ્યાકાળે ઊગે અને પરોઢિયે આથમે.

૨. પું. ખાખરાની લાકડી રાખનાર સંન્યાસી.

૩. પું. ખાખરાનું ઝાડ; પલાશ.

૪. પું. બ્રહ્મચારીનો ખાખરાનો દંડ.

૫. પું. મલય પર્વત.

૬. પું. ( પુરાણ ) મહાભારતના યુદ્ધમાંનો દુર્યોધન પક્ષનો એક રાજા.

૭. પું. શિવ.

૮. ન. ( જ્યોતિષ ) એ નામનું નક્ષત્ર.

**આષાઢક** [ સં. આષાઢ ( અષાઢ મહિનો ) + ક ( વાળું ) ] પું. અષાઢ મહિનો.

**આષાઢભવ** ૧. [ સં. ] પું. ( પિંગળ ) એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે મંગલવત્થુ છંદનો એક ભેદ છે. તેમાં ૧ ગુરુ ને ૮૬ લઘુ મળી કુલ ૮૭ વર્ણ અને ૮૮ માત્રા હોય છે.

૨. પું. ( જ્યોતિષ ) મંગળ ગ્રહ.

૩. [ સં. આષાઢ ( અષાઢ ) + ભૂ ( થવું ) ] વિ. અષાઢ મહિનામાં થતું.

**આષાઢા** ૧. [ સં. ] સ્ત્રી. અષાઢ મહિનામાં ગાજતી વાદળીઓ.

૨. સ્ત્રી. ( જ્યોતિષ ) પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા નામનું અનુક્રમે વીસમું અને એકવીસમું ચાર તારાવાળું નક્ષત્ર. આ નક્ષત્ર ઉપરથી અષાઢ મહિનાનું નામ પડ્યું છે, કેમકે તે અષાઢ મહિનામાં સંધ્યાકાળે ઊગે અને પરોઢિયે આથમે.

**આષાઢાજાત** [ સં. આષાઢ ( એક નક્ષત્ર ) + જાત ( જન્મેલ ) ] પું. ( જ્યોતિષ ) મંગળ ગ્રહ. તે અમુક વખતે ચંદ્ર અને અષાઢા નક્ષત્રની તદ્દન નજીક જોવામાં આવે છે.

**આષાઢાભવ** [ સં. આષાઢા ( એ નામનું નક્ષત્ર ) + ભૂ ( થવું ) ] પું. ( જ્યોતિષ ) મંગળ ગ્રહ; આષાઢાજાત.

**આષાઢાભૂ** [ સં. આષાઢા ( એ નામનું નક્ષત્ર ) + ભૂ ( થવું ) ] પું. ( જ્યોતિષ ) મંગળ ગ્રહ; આષાઢાજાત.

**આષાઢી** ૧. [ હિં. ] પું. રવી પાક.

૨. [ સં. આષાઢ ( એક નક્ષત્ર ) ] સ્ત્રી. અષાઢ મહિનાની પૂનમ; ગુરુપૂર્ણિમા; ગુરુપૂજા અથવા વ્યાસપૂજા કરવાની પૂનમ.

૩. વિ. અષાઢ માસમાં આવતું; અષાઢ માસ સંબંધી.

ધોરી **આષાઢી** પંચમી, વાદળ હોય ન વીજ;
વેચો ગાડી બળદને, નીપજે કોઈ ન ચીજ.
લોકોક્તિ

૧. આષાઢી અગિયારસ = અષાઢ મહિનાની અગિયારસ. તે દિવસથી દેવ પોઢી જતા હોવાનું મનાવાથી તે દેવપોઢી અગિયારસને નામે ઓળખાય છે.

૨. આષાઢી આંધળું = (૧) અષાઢ મહિનામાં આંધળું એટલે પ્રકાશિત અને લીલી વસ્તુઓને જોઈને આંધળું થયેલું. (૨) બધામાં દોષ જોનારું; અસંતોષી.

૪. વિ. ખાખરાનો દંડ રાખનાર.

**આષાઢીપૂર્ણિમા** [ સં. આષાઢ ( અષાઢ માસ ) + પૂર્ણિમા ( પૂનમ ) ] સ્ત્રી. અષાઢ મહિનાની પૂનમ; ગુરુપૂર્ણિમા; જે પૂનમે આષાઢા નક્ષત્ર આવતું હોય તે; આષાઢી.

**આષાઢીય** ૧. [ સં. આષાઢ ( એ નામનો મહિનો ) + ઈય ( લગતું ) ] વિ. અષાઢ મહિના સંબંધી.

૨. [ સં. આષાઢા ( એક નક્ષત્ર ) + ઈય ( લગતું ) ] વિ. આષાઢા નક્ષત્રમાં થયેલું.

**આષાઢીયોગ** [ સં. આષાઢી ( અષાડ મહિનાનું ) + યોગ ( મેળ ) ] પું. અષાડ મહિનાની પૂનમને દિવસે અન્નના તોલ ઉપરથી વરસાદનો કરવામાં આવતો નિશ્ચય. આ દિવસે લોકો થોડુંક અન્ન તોળીને અમુક વખત સુધી હવામાં રાખે છે. જો ભેજવાળી હવાની અસરથી તે અન્નનું વજન વધે તો સમજાય કે વરસાદ સારો થશે અને સુકાળ રહેશે.

**આષાઢીલું** [ આષાઢ ( અષાડ મહિનો ) + ઈલું ( લગતું ) ] વિ. અષાડ મહિનાનું.

**આષ્ટમ** [ સં. ] પું. આઠમો ભાગ.

**આષ્ટ્ર** ૧. [ સં. ] ન. આકાશ.
૨. ન. આકાશમાં એટલે ખુલ્લી જગ્યામાં ફેલાઈ રહેલો વાયુ; વાતાવરણ.
૩. ન. એક જાતનું રાસાયનિક દ્રવ્ય; ઈથર.

**આષ્ટ્રી** ૧. [ સં. ] સ્ત્રી. દેવતા રાખવાનું ઠેકાણું; રસોડું.
૨. સ્ત્રી. મોટું જંગલ.

**આસ્** [ સં. ] અ. ક્રિ. ( ધાતુ ) બેસવું. તે ઉપરથી નીકળેલા શબ્દ: આસન; આસનિયું; આસીન; ઉપાસના; ઉપાસવું; ઉપાસિત; ઉપાસી; ઉપાસ્ય.

**આસ** ૧. પું. અશ્વિની નક્ષત્રનો અધિષ્ઠાતા દેવતા.
૨. [ સં. આશ ] પું. ( પ્રાકૃત ) ખાણું.
૩. [ સં. અશ્વ ( ઘોડો ) ] પું. ( જૂ. ગુ. ) ઘોડો; અશ્વ.

> આસણિ ઉડી રજ અંધકાર પ્રવર્તિઉ.
> કાન્હડદેપ્રબંધ

૪. પું. ઢોર જ્યારે વિયાય ત્યારે બહાર નીકળતો માંસનો લોચો; ઓર.
૫. [ સં. ] પું. ધનુષ.
૬. પું. પૈડાની ધરી.
૭. પું. ફેંકવાપણું; ઘા.
૮. પું. મન; ચિત્ત.
૯. પું. રાખ.
૧૦. [ સં આશા ( ઇચ્છા ) ] સ્ત્રી. ઉમેદ; આશા; ઇચ્છા; કામના.

> અંગે જિ તારઈ અવતરી બોલેશિ વયણ વિલાસ,
> નવ નવ વાંછિ વયણ રસિ પૂરિસિ તાહારી આસ.
> વિમલપ્રબંધ

૧. આસ કરવી-રાખવી = (૧) અટકળ કરવી. (૨) આધાર રાખવો. (૩) આશા રાખવી. (૪) ઇચ્છવું. (૫) ખાતરી રાખવી.
૨. આસ છૂટવી = નિરાશા હોવી; આશા છોડવી.
૩. આસ છોડવી = આશા છોડવી.
૪. આસ ટકવી-લગાવવી = (૧) આધાર રાખવો. (૨) ઇચ્છા રાખવી. (૩) કાંઈ ન કરવું.
૫. આસ ટકાવવી = (૧) આધાર રાખવો. (૨) ઇચ્છા રાખવી.
૬. આસ તૂટવી = આશા છોડવી; નિરાશા હોવી.
૭. આસ પુરાવવી-પૂરણ કરવી = ઇચ્છા પૂરી પાડવી.
૮. આસ પુગવી-પૂરવી = ધારણા પ્રમાણે થવું.
૯. આસ હોવી = આશા રાખવી.
૧૧. સ્ત્રી. ટેકો; સહાય; આધાર.
૧૨. સ્ત્રી. ઢોલમાંથી નીકળતો અવાજ.
૧૩. સ્ત્રી. દિશા.
૧૪. સ્ત્રી. પરાશ.
૧૫. સ્ત્રી. બાળક; વંશજ; સંતાન.
૧૬. સ્ત્રી. ભરોસો; વિશ્વાસ.
૧૭. સ્ત્રી. લંગર.
૧૮. સ્ત્રી. શરણ; રક્ષણ.
૧૯. સ્ત્રી. સ્થિતિ.
૨૦. સ્ત્રી. હમલ; ઓધાન; ગર્ભ.
૨૧. ન. આસન; બેસવું તે.
૨૨. ન. નજીક હોવું તે; પાડોશ.
૨૩. ન. બેસવાનું ઠેકાણું.
૨૪. ન. મુખ; મોં.
૨૫. ન. શરીરનો નીચલો ભાગ; બેસણી.
૨૬. અ. શબ્દને છેડે લાગનાર ઇચ્છાવાચક પ્રત્યય. જેમકે, પિપાસ = પીવાની ઇચ્છા; તરસ.

**આસઈ** ૧. [ સં. આશય ( ઇરાદો ) ] પું. અર્થ; હેતુ.
૨. પું. રહેઠાણ.
૩. પું. વિષય; બાબત.

**આસક** ૧. [ અ. આશક ] પું. પ્રેમી; ચાહનાર.
૨. પું. બેદરકાર માણસ.
૩. પું. માગણી કરનાર; ઉમેદવાર.

**આસકતાવું** ૧. અ. ક્રિ. આળસમાં વખત ગુમાવવો.
૨. અ. ક્રિ. કામ કરવાની ઇચ્છા ન હોવી.

**આસકંદ** ન. દવામાં વપરાતો એક છોડ; આસગંધ.

**આસકા** ૧. સ્ત્રી. ( કચ્છી ) આશા; ઇચ્છા; ઉમેદ.
૨. સ્ત્રી. કપાળે કરવામાં આવતી આડ.

> હરપાળે કપાળે સિંદુરની આસકા કીધી.
> નર્મદાશંકર

૩. સ્ત્રી. દેવને ચડાવેલી વસ્તુનો કંઈક ભાગ પાછો લઈ પવિત્ર બનવા માટે તે શરીરને કે આંખને લગાડવાપણું; આશકા.
૪. સ્ત્રી. દેવને ધરીને જેનો અમુક ભાગ શરીરને કે આંખને લગાડવામાં આવે છે તે વસ્તુ.
૫. સ્ત્રી. પ્રીતિ; પ્રેમ; સ્નેહ.

**આસકિર** [ અ. ] પું. બ. વ. લશ્કરો.

**આસકી** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + ક ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આસકા આપવાનું કામ.
૨. સ્ત્રી. પ્રીતિ; સ્નેહ; પ્રેમ.

**આસક્ત** ૧. [ સં. અ ( નહિ ) + શક્ત ( બળવાળું ) ] સ્ત્રી. આળસ.
૨. સ્ત્રી. ઊંઘ; નિદ્રા.
૩. સ્ત્રી. ઢીલ; વિલંબ.
૪. વિ. અધીર.
૫. [ સં. આસંજ્ ( વળગવું ) ] વિ. અનુરાગી; પ્રીતિથી પાછળ લાગેલું; અનુરક્ત; મોહિત; પ્રેમ કરવાવાળું.
૬. વિ. ઘેરાયેલું.
૭. વિ. ચાલુ; કાયમનું; નિત્ય; સતત.
૮. વિ. ચોટેલું; વળગેલું.
૯. વિ. ટેવવાળું.
૧૦. વિ. તત્પર.
૧૧. વિ. વિચારવાળું.
૧૨. વિ. વિશ્વાસવાળું.
૧૩. [ સં. આ ( વધારે ) + સંજ્ ( જવું ) ] વિ. સારી રીતે સંબંધ પામેલ.

**આસક્તચિત્ત** [ સં. આસક્ત ( ચોટેલું ) + ચિત્ત ( મન ) ] વિ. ચોટેલા મનવાળું.

**આસક્તસ્થભુજ** ન. ( ગણિત ) બે અથવા વધારે આકૃતિની મર્યાદા બતાવતી સામાન્ય બાજુ; 'કૉનટર્મિનસ સાઇડ્ઝ'.

**આસક્તિ** ૧. [ સં. અ ( નહિ ) + શક્ત ( તાકાતવાળું ) ] પું. ( હિંદી ) આળસુ માણસ; લબાડ.
૨. [ સં. આસંજ્ ( વળગવું ) ] સ્ત્રી. અનુરાગ; મોહ; પ્રેમભક્તિની ચાર અવસ્થા માંહેની એક. કાવ્યશાસ્ત્રમાં પ્રેમના સ્નેહ એટલે ખરો પ્રેમ, આસક્તિ, વ્યસન એટલે ખરાબ ચીજનો પ્રેમ અને તન્મયતા એટલે તલ્લીન થઈ જવાપણું એવા મુખ્ય ચાર પ્રકાર કહ્યા છે. આસક્તિ બતાવવાની ત્રણ રીત: શ્રવણ, કીર્તન અને સ્મરણ.

> એક વાર આખા દિવસમાં વણ મળે નવ રહેવાય,
> કદિ ના મળે તો વિકલ થાય, આસક્તિ એ કહેવાય.
> દયારામ

૩. સ્ત્રી. ચોટી જવાનો ગુણ.
૪. સ્ત્રી. બીજું બધું છોડી એક જ બાબતને ચોટી રહેવાપણું; અવલંબન.
૫. સ્ત્રી. મનોકામના; લાલસા; તૃષ્ણા; તીવ્ર ઇચ્છા.
૬. સ્ત્રી વિષયભોગની ઇચ્છા.
૭. વિ. આળસુ; સુસ્ત; ધીમું.

**આસગંધ** [ સં. અશ્વગંધા ( એક વનસ્પતિ ) ] સ્ત્રી. એક કરિયાણું; એક જાતની વનસ્પતિ; આસંધ.

**આસગંધા** [ સં. અશ્વગંધા ( એક કરિયાણું ) ] સ્ત્રી. આસંધ; આસગંધ.

**આસચરજ** ન. ( ડિંગળ ) આશ્ચર્ય.

**આસઠ્ઠ** ન. આટ નામનું જલાલપુર તાલુકામાં આવેલ ગામ.

**આસડવું** ( આહ્ડવું ) ૧. સ. ક્રિ. ઘાટા પ્રવાહી પદાર્થને એક પછી એક સબડકા ભરતાં મોં અને હાથને લીધે અવાજ થાય તેમ ખાવું; ખૂબ રસથી અકરાંતિયા થઈને ખાવું.
૨. સ. ક્રિ. સાંભરી લેવું; ઉસરડવું.

**આસણ** ૧. ન. આરાસણ કે કુંભારિયાનાં દહેરાં. તે જૈન લોકોનું જાત્રાનું ઠેકાણું છે.
ચતુર્વિધ સંઘ સહિત મિલી
જાત્રા **આસણ** જાય રે. લાવણ્યસમય
૨. [ સં. આસન ( બેસવાનું ઠેકાણું ) ] ન. જે વસ્તુ ઉપર બેસવાનું હોય તે; આસન.

**આસતા** ૧. [ સં. આસક્તિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. મિલકત; પૈસોટકો.
૨. [ સં. આસ્થા ] સ્ત્રી. શ્રદ્ધા; વિશ્વાસ.

**આસતી** પું. ( ડિંગળ ) સારો વખત.

**આસતીન** [ હિં. ] સ્ત્રી. બાંય; આસ્તીન.

**આસતે** [ ફા. આહિસ્તા ( ધીમે ) ] અ. ધીમે; ધીમેથી; ધીરે.

**આસત્તિ** ૧. [ સં. ] સ્ત્રી. અર્થ ચોખ્ખો સમજાય એમ બે પદ અથવા શબ્દોનું પાસે હોવાપણું.
૨. સ્ત્રી. ઘણું પાસે હોવું તે; સામીપ્ય; નજીકપણું.
૩. સ્ત્રી. નજીકનો સંબંધ.
૪. સ્ત્રી. નફો; પ્રાપ્તિ; ફાયદો; લાભ.

**આસથા** [ સં. આસ્થા ] સ્ત્રી. ( ડિંગળ ) અંગીકાર; સ્વીકાર; ગ્રહણ.

**આસથાન** [ સં. આસ્થાન ] પું. ( ડિંગળ ) સભા; આસ્થાન.

**આસદન** ૧. [ સં. ] ન. નજીકનો સંબંધ; નિકટતા.
૨. ન. નફો; પ્રાપ્તિ; ફાયદો.
૩. ન. બેસવું તે; બેઠક.

**આસન** ૧. [ સં. અશ્વગંધા ( એક વનસ્પતિ ) ] સ્ત્રી. એક જાતની દવામાં વપરાતી વનસ્પતિ; આસંધ.
૨. ન. અમને કાંઈ પરવા નથી એમ દેખાડવું તે. આ નીતિ અનુસાર શત્રુ ચડી આવે અથવા ઘેરો ઘાલે તોપણ રાજા નાચરંગમાં મશગૂલ રહે છે.
૩. ન. ( જૂ. ગુ. ) આયુષ્ય; આવરદા.
૪. ન. આશ્રમ; જગ્યા; સ્થાન.
૫. ન. ઊભા રહેવા, બેસવા કે સૂવાની અમુક પ્રકારની રીત.
૬ ન. એકબીજાની શક્તિ નહિ હણી શકવાથી બે રાજાઓએ સંધિ કરી ચૂપચાપ રહેવાપણું. તેના પાંચ પ્રકાર કહ્યા છે: વિગૃહ્યાસન, સંધીનાસન, સંભૂયાસન, પ્રસંગાસન અને ઉપેક્ષાસન.
૭. ન. ચાંદાં કે ઘારાં ઉપર માખીએ મૂકેલ ઈંડાં.
૮. ન. ચાંદાં કે ઘારાં ઉપર માખીનું બેસવું તે.
૯. ન. ચીજ રાખવાનું સહીસલામત ઠેકાણું.
૧૦. ન. ચોપડી અથવા પત્રકમાં પાડેલો કોઠો; ખાનું.
૧૧. ન. ચોપડીનું ટેકણિયું.
૧૨. ન. જમવા બેસવાનું ઠેકાણું.
આસન નાખવું = જમવાની થાળી મૂકી બેસવાને માટે જગ્યા નક્કી કરવી.
૧૩. ન. જીરું; જીરક.
૧૪. ન. જીવ કે કીડા પેદા કરે એવી વસ્તુ કે રજ.
૧૫. ન. ( યોગ ) જેનાથી મનને શાંતિ મળે અને શરીર સ્થિર રહે તેવી શરીરની સ્થિતિ; બેઠક; યોગાસન. તે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ એમ યોગના આઠ અંગમાંનું ત્રીજું અંગ છે. તપસ્વીઓ તપ કરતી વખતે અથવા ધ્યાન ધરતી વખતે જે જુદી જુદી રીતે શરીરને રાખે છે તે આસન નીચે પ્રમાણે ૮૪ છે: ૧. સિદ્ધાસન, ૨. પ્રસિદ્ધ સિદ્ધાસન, ૩. પદ્માસન, ૪. બદ્ધ પદ્માસન, ૫. ઉત્થિત પદ્માસન, ૬. ઊર્ધ્વ પદ્માસન, ૭. સુપ્ત પદ્માસન, ૮. ભદ્રાસન, ૯. સ્વસ્તિકાસન, ૧૦. યોગાસન, ૧૧. પ્રાણાસન–પ્રાણાયામાસન, ૧૨. મુક્તાસન, ૧૩. પવનમુક્તાસન, ૧૪. સૂર્યાસન, ૧૫. સૂર્યભેદનાસન, ૧૬. ભસ્ત્રિકાસન, ૧૭. સાવિત્રીસમાધિ, ૧૮. અચિન્તનીયાસન, ૧૯. બ્રહ્મજ્વરાંકુશ, ૨૦. ઉદ્ધારકાસન, ૨૧. મૃત્યુભંજકાસન, ૨૨. આત્મારામાસન, ૨૩. ભૈરવાસન, ૨૪. ગરુડાસન, ૨૫. ગોમુખાસન, ૨૬. વાતાયનાસન, ૨૭. સિદ્ધમુક્તાવલી, ૨૮. નેતિ આસન, ૨૯. પૂર્વાસન, ૩૦. પશ્ચિમોત્તાન, ૩૧. મહામુદ્રા, ૩૨. વજ્રાસન, ૩૩. ચક્રાસન, ૩૪. ગર્ભાસન, ૩૫. શીર્ષાસન, ૩૬. હસ્તાધાર શીર્ષાસન, ૩૭. ઊર્ધ્વ સર્વાંગાસન, ૩૮. હસ્તપાદાંગુષ્ઠાસન, ૩૯. પાદાંગુષ્ઠાસન, ૪૦. ઉત્તાનપાદાસન, ૪૧. જાનુલગ્નહસ્તાસન, ૪૨. એકપાદ શિરાસન, ૪૩. દ્વિપાદ શિરાસન, ૪૪. એક હસ્તાસન, ૪૫. પાદહસ્તાસન, ૪૬. કર્ણપીડ મૂલાસન, ૪૭. કોણાસન, ૪૮. ત્રિકોણાસન, ૪૯. ચતુષ્કોણાસન, ૫૦. કન્દપીડનાસન, ૫૧. તુલિતાસન, ૫૨. લોલ, તાડ યા વૃક્ષાસન, ૫૩. ધનુષાસન, ૫૪. વિયોગાસન, ૫૫. વિલોમાસન, ૫૬. યોન્યાસન, ૫૭. ગુપ્તાંગાસન, ૫૮. ઉત્કટાસન, ૫૯. શોકાસન, ૬૦. સંકટાસન, ૬૧. અંધાસન, ૬૨. રુંડાસન, ૬૩. શવાસન, ૬૪. વૃષાસન, ૬૫. ગોપુચ્છાસન, ૬૬. ઉષ્ટ્રાસન, ૬૭. મર્કટાસન, ૬૮. મત્સ્યાસન, ૬૯. મત્સ્યેંદ્રાસન, ૭૦. મકરાસન, ૭૧. કચ્છપાસન, ૭૨. મંડૂકાસન, ૭૩. ઉત્તાન મંડૂકાસન, ૭૪. હંસાસન, ૭૫. બકાસન, ૭૬. મયૂરાસન, ૭૭. કુક્કુટાસન, ૭૮. ક્રૌંચાસન, ૭૯. શલભાસન, ૮૦. વૃશ્ચિકાસન, ૮૧. સર્પાસન, ૮૨. હલાસન, ૮૩. વીરાસન અને ૮૪. શાંતિપ્રિયાસન. આમાં પદ્માસન, સ્વસ્તિકાસન, ભદ્રાસન, વજ્રાસન અને વીરાસન એ પાંચ મુખ્ય ગણાય. પ્રાચીન ઋષિ મુનિઓની વ્યાયામની આ પદ્ધતિથી લોહીની ફરવાની ગતિને વેગ મળતો હોવાથી શરીરના મળોની વધુ શુદ્ધિ થતાં આરોગ્યની પ્રાપ્તિ સાથે ઉત્સાહ ને સ્ફૂર્તિ વધે. મહર્ષિ પતંજલિએ ઈશ્વરપ્રાપ્તિ અને પુરુષાર્થની સિદ્ધિ માટે આસનને યોગનું એક અંગ બનાવ્યું છે. આસનના વ્યાયામથી ૭ વર્ષના બાળકથી સિત્તેર વર્ષના બુઢ્ઢા સુધીનાં બધાંનાં શરીરના સઘળા દોષ દૂર થઈ અનેક રોગ પણ નાશ પામે. ભાષામાં આસનનો અર્થ 'બેસવું' થાય, પણ યોગમાં તેનો અર્થ 'વિશેષ પ્રકારનો વ્યાયામ' થાય. આસનના મુખ્ય ચાર પ્રકાર: ૧. ખેંચાણનો વ્યાયામ એટલે જે આસન કરવાથી નાડીઓનું ખેંચાણ થાય તે, ૨. પ્રાણાયામનો વ્યાયામ, ૩. બળવર્ધક વ્યાયામ અને ૪. સ્નાયુ સંચાલનનો વ્યાયામ. સર્પ, ઊંટ, માછલું, હંસ, મોર, બગલો આદિ અનેક જે પશુપક્ષીનાં નામ ઉપરથી આસનનાં નામ રાખવામાં આવ્યાં છે તેનું અવલોકન કરવાથી તેમના સ્નાયુની હિલચાલનો ખ્યાલ આવે. જેટલા પ્રકારની પ્રાણીઓની જાતિ તેટલા પ્રકારનાં આસન છે. યોગના ગ્રંથો પ્રમાણે ચોરાશી લક્ષ યોનિ હોઈ ચોરાશી લક્ષ આસન પણ છે. તેમાંથી કેવળ ચોરાશીનો જ ઉપયોગ થાય છે. તેમાંનાં કેટલાંક ઊભાં રહીને, કેટલાંક બેસીને, કેટલાંક સૂઈ રહીને અને કેટલાંક માથું નીચે રાખીને થાય. જે આસનોમાં ગુદા અને અંડકોશના વચલા ભાગમાં પગની એડી રાખવાની હોય તે સ્ત્રીઓએ કરવા યોગ્ય નથી. જેઓ આખી જિંદગી બ્રહ્મચર્ય પાળવાની

ઇચ્છા રાખતા હોય તેઓ આસનો દ્વારા પોતાનું વીર્ય સાચવી શકે શીર્ષાસન, ચક્રાસન, જાનુશિરાસન, પશ્ચિમોત્તાસન, સર્વાંગાસન, ઊર્ધ્વસર્વાંગાસન, કર્ણપીડનાસન, બ્રહ્મપદ્માસન, સર્પાસન, ઉષ્ટ્રાસન વગેરે પેટના રોગ માટે ઉત્તમ ગણાય.

**આસન ડોલવું** = (૧) ચિત્ત ચલાયમાન થવું; ક્ષુબ્ધ બનવું. (૨) પવિત્ર માણસનું કોઈ દુઃખી માણસ પોતાને બોલાવે છે એમ જ્ઞાનદૃષ્ટિથી જોઈ તેની મદદ માટે હાલવું. (૩) હૃદયમાં ભય અને કરુણાનો સંચાર થવો.

**૧૬.** ન. તટસ્થતા; નિષ્પક્ષપાત.

**૧૭.** ન. ( શિલ્પ ) ત્રણ માળનાં મકાનનો એ નામનો એક પ્રકાર, જેમાં દેવની મૂર્તિ બેઠેલી સ્થિતિમાં કોતરેલ હોય છે.

**૧૮.** ન. દુશ્મનની સામે લડતી વખતે ધ્યાનમાં રાખવાની સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધ ને આશ્રય એ ૭ રાજનીતિમાંની એક; દુશ્મનની સામે ટકી રહી પોતાની જગ્યા સાચવવી તે.

**૧૯.** ન. દેવપૂજાના અંગરૂપ કોઈ ઉપચાર; પૂજાનું કોઈ સાધન.

**૨૦.** ન. નીચે બેસવું તે; બેસી જવાપણું.

**આસનથી આસન જોડવું**=બીજાની એકદમ નજીક બેસવું.

**૨૧.** ન. પીઠ ઉપર ભમરા જેવી નિશાની.

**૨૨.** ન. પૂજનના સોળ પ્રકારમાંનો એક.

**૨૩.** [ સં. આસ્ ( ફેંકવું ) ] ન. ફેંકવાપણું.

**૨૪.** ન. બેઠક; કોચ, ખુરશી, સિંહાસન, ગાદી, પાટલો વગેરે બેસવાની વસ્તુ. આસન આપવું તે માન આપવાની અઢાર રીત માંહેની એક ગણાય છે.

૧. **આસન જમાવવું** = સ્થિરભાવથી બેસવું.

૨. **આસન ડગવું** = (૧) ચિત્ત ચલાયમાન થવું. (૨) બેસવામાં સ્થિરભાવ ન રહેવો.

૩. **આસન ડગાવવું** = (૧) જગ્યાથી વિચલિત કરવું. (૨) લલચાવવું.

૪. **આસન દેવું** = સત્કાર અર્થે બેસવા માટે કોઈ વસ્તુ મૂકી દેવી અથવા બતાવવી.

૫. **આસન મારવું-મારીને બેસવું** = બદલ્યા વગર એક જ જગ્યાએ બેસવું.

૬. **આસન માંડવું** (૧) ઘોડા ઉપર બેસવું. (૨) જગ્યા કે બેઠક કરવી. (૩) જે વસ્તુ ઉપર બેસવાનું હોય તે મૂકવી કે પાથરવી. (૪) મુકર્રર જગ્યા ઉપર બેસવું.

૭. **આસન લેવું** = બેસવું.

૮. **આસન વાળવું** = બેસવું; બેસી જવું.

**૨૫.** ન. (શિલ્પ) બેઠકના આકારનું એક જાતનું કોતરકામ.

**૨૬.** ન. બેસવાની જગ્યા.

**૨૭.** ન. બેસવું તે.

**૨૮.** ન. બ્રાહ્મણ લોકો નાહ્યા પછી બેસવાને રાખે છે તે ઊન, દર્ભ વગેરેનો ચોખંડો કટકો.

**૨૯.** ન. મલ્લવિદ્યામાં બેસવાની આઠ રીતમાંની એક. તેમાં મુખ્ય નીચે પ્રમાણે છે: ૧. આગળ બેસવું. ૨. પૂઠ ફેરવીને બેસવું. ૩. દેડકો બેસે તેમ કૂદકા ભરીને બેસવું. ૪. હાથીની માફક બેસવું.

**૩૦.** ન. મુખ; મોં.

**૩૧.** [ હિં. ] ન. યોનિ; ચૂત.

**૩૨.** ન. રોગી કે ઈજા પામેલાને ઉપાડી લઈ જવા માટે બે જણથી પોતાના હાથ વડે બનાવવામાં આવતી ખુરશી જેવી બેઠક.

**૩૩.** ન. લડાઈ ન કરતાં પોતાના બચાવ માટે બંદોબસ્તથી રહેવું તે.

**૩૪.** ન. વસવાટ; વાસ; રહેઠાણ.

**આસન લગાવવું** = (૧) અડીંગો નાખવો. (૨) કોઈને ત્યાં લાંબા વખત સુધી ઉતારો રાખવો. (૩) બિછાનું બિછાવવું.

**૩૫.** ન. ( જૈન ) વિશુદ્ધ બ્રહ્મચર્યને માટે નવ રક્ષણ કરનારી હદ માંહેની એક વાડ; સ્ત્રીપુરુષે એકબીજાની જગ્યાએ ન બેસવું તે.

**૩૬.** ન. શય્યા; પથારી.

**૩૭.** ન. સવારીના ઘોડાની પીઠ ઉપર મૂકવાની ગાદી.

૧. **આસન જમાવવું** = (૧) ઘોડા ઉપર ઠીક ઠીક બેસવું. (૨) સંભોગ કરવો.

૨. **આસન તળે આવવું** = (૧) ઘોડા ઉપર સવારી કરાવવી. (૨) તાબે થવું. (૩) સંભોગ કરવો.

૩. **આસન મારવું** = (૧) ઘોડા ઉપર મજબૂતીથી પોતાની બેઠક રાખવી. (૨) યોગના આસનમાં બેસવું.

**૩૮.** ન. સંગ્રહણી અને કોઢ મટાડનાર એક ઝાડ; જીવવૃક્ષ. એનાં લાકડાં ઇમારતના કામમાં ઉપયોગી છે. તેનાં પાંદડાં નાનાં, ફળ બારીક ને કડવાં અને અંતરછાલ લાલ રંગની હોય. કાચાં ફળનો રંગ લીલો, પછી પીળો થતો જઈ પાક્યા પછી કાળો થાય. આ ઝાડમાંથી ઝરતા ચીકણા ગુંદને કમરકસ કહે છે.

**૩૯.** ન. સંભોગ સુખમાં ઉમેરો કરવા, તેમાં કંઈ શારીરિક મુશ્કેલી હોય તો દૂર કરવા, ગર્ભધારણની શક્યતા વધારવા કે ઓછી કરવા સંભોગ વખતની જુદી જુદી શરીરની સ્થિતિ. કામશાસ્ત્રના મહાન પ્રમાણભૂત હિંદી લેખક વાત્સ્યાયને પોતાના કામસૂત્ર નામના ગ્રંથમાં આવાં ઘણાં આસન ગણાવ્યાં છે. તેના શિષ્ય કોકના મત પ્રમાણે આ માંહેનાં ઘણાંખરાં આસન મુખ્ય આસનોનાં સુધારાવધારારૂપે હોઈ ભિન્નઅગત્યનાં છે. તેણે લખેલા કોકશાસ્ત્રમાં ચોરાશી આસન છે. આસનના મુખ્ય બે વિભાગ પાડવામાં આવ્યા છે: ૧. અભિમુખઃ– તેમાં સંભોગ વખતે સ્ત્રીપુરુષનાં મોં સામસામાં રહે છે. મનુષ્યોનું ખાસ આ આસન છે. ૨. બહિર્મુખઃ–તેમાં સંભોગ માટે ઊતરતા દરજ્જાનાં કરોડરજ્જુવાળાં બધાં પ્રાણીઓ, જેને સામાન્ય સંજોગમાં ઉત્પાદન માટે શારીરિક સંબંધ જરૂરનો છે; તેની માદાઓની પીઠ નરના તરફ રહેલી હોય છે. આ રીતે મનુષ્યનું આ બહિર્મુખ આસન બને છે. ઇલોરાના પહાડોમાં કોરાયેલ શિલ્પોમાં, જગન્નાથપુરીના ભુવનેશ્વરના મંદિરમાં, વિઝાગાપટ્ટણ શહેરના એક મંદિરમાં, કોયલી નામના પર્વત ઉપર આવેલા ભગવતીના મંદિરમાં, સતારા અને પંઢરપુર વચ્ચે આવેલા કરટેશ્વર મહાદેવના મંદિરમાં, કાશીના નેપાળી મંદિરમાં તેમ જ આબુ ઉપરના અચલેશ્વર મહાદેવના મંદિરની પાસે આવેલા એક જૈન મંદિરમાં જોવામાં આવતાં ચિત્રો અને કોતરકામ ઉપરથી સ્પષ્ટ છે કે આવા વિષયોનું વર્ણન બાધભરેલું ગણાતું ન હતું.

**આસન જોડવું** = (૧) જોગીની માફક જમીન ઉપર બેસવું. (૨) સ્ત્રીસંગ વખતે જાંઘ ઉપર બેસવું.

**૪૦.** ન. સાથળનું મૂળ.

**૪૧.** ન. (જૈન) સાધુએ દૂર કરવાના ખોરાકના આઠ દોષ માંહેનો એક.

**૪૨.** ન. સાધુઓનું નિવાસસ્થાન; બાવાએ જમાવેલો પડાવ; મઠ.

**૪૩.** ન. હાથીની કાંધ, જ્યાં મહાવત બેસે છે.

**૪૪.** [ સં. આસન્ન ( બેઠેલ ) ] વિ. બેઠેલું.

**આસનકેદ** [ ફા. આસાન ( સહેલું ) + કૈદ (બંધન)] સ્ત્રી. જેમાં મજૂરી કરવાની ન હોય તેવી કેદ; સાદી સજા. 'આસાનકેદ' શુદ્ધ પ્રયોગ છે.

**આસનગત** [ સં. આસન ( બેઠક ) + ગત ( રહેલું ) ] વિ. આસન ઉપર બેઠેલ.

**આસનગાદી** સ્ત્રી. મહાવતને હાથી ઉપર બેસવા માટે રખાતી ગાદી.

**આસનચિકિત્સા** [ સં. આસન (યોગની બેઠક) + ચિકિત્સા ( ઇલાજ )] સ્ત્રી. આસનોના ઉપયોગથી રોગ મટાડવા તે.

**આસનદોષ** [ સં. આસન ( બેસવાની ઢબ ) + દોષ ( ખામી )] પું. ( જૈન ) ખામી ભરેલી બેસવાની રીત.

**આસનધારા** [ સં. આસન્ન ( પાસે રહેલ ) + ધારા ( ધાર ) ] સ્ત્રી. શંકર ઉપર ઉનાળામાં રાખવામાં આવતી પાણીથી ભરેલી કાણાવાળી ગાગર, જેમાંથી ચાલુ પાણી ટપક્યા કરે છે; ગળતી.

**આસનનિર્બંધ** [ સં. આસન ( યોગીની બેઠક ) + નિર્બંધ ( આગ્રહ ) ] પું. ખંતથી આસન કરવાં તે.

**આસનપન્નાપક** [ સં. આસ્રન ( બેઠક ) + પ્રજ્ઞાપક ( જણાવનાર ) ] પું. (પ્રાકૃત) સભામાં બેઠકની ગોઠવણ કરનાર અમલદાર.

**આસનપરિગ્રહ** [ સં. આસન ( બેઠક ) + પરિગ્રહ ( સ્વીકાર ) ] પું. આસન ઉપર બેઠક.

**આસનપાટી** ૧. સ્ત્રી. ગમગીનીથી પથારીવશ થવું તે.
૨. સ્ત્રી. સરસામાન.

**આસનપ્રજ્ઞાપક** [ સં. આસન ( બેઠક ) + પ્રજ્ઞાપક ( જણાવનાર ) ] પું. સભામાં બેઠક મુકર્રર કરનાર અમલદાર.

**આસનફલ** [ સં. આસન ( યોગાસન ) + ફલ ( ફળ ) ] ન. યોગનાં આસન કરવાથી થતું ફળ. ટાઢ તડકો, સુખ દુઃખ વગેરે દ્વંદ્વ વિનાના રહેવું એ આસનનું ફળ છે.

**આસનબદ્ધ** [ સં. આસન ( બેસવાની ઢબ ) + બદ્ધ ( બાંધેલું ) ] વિ. સ્થિર થઈને બેઠેલું.

**આસનભેદ** [ સં. આસન ( યોગમાં તેમજ ભોગમાં શરીરને રાખવાની ઢબ ) + ભેદ ( પ્રકાર ) ] પું. યોગમાં તેમ જ રતિક્રીડામાં વપરાતાં જુદાં જુદાં આસનના પ્રકાર.

**આસનમ** ન. આસન.

**આસનમંત્ર** [ સં. આસન ( બેસવાની જગ્યા ) + મંત્ર ( ગૂઢ વાક્ય ) ] પું. દેવોને બેઠક આપતી વખતે બોલાતો મંત્ર.

**આસનવિધિ** [ સં. આસન ( યોગાસન ) + વિધિ ( રીત ) ] પું. યોગસાધન માટે આસન કરવાની રીત.

**આસનશુલ્ક** [ સં. આસદ્ ( મેળવવું ) + શુલ્ક ( ભાડું ) ] ન. ન્યાયની લાગત; ન્યાય મેળવવા માટે આપવાની રકમ; કોર્ટ ફી.

**આસનસ્થ** [ સં. આસન ( બેઠક ) + સ્થ ( રહેલું ) ] વિ. આસન ઉપર બેઠેલું.

**આસનાં** ૧. [ સં. ] સ્ત્રી. આસન; બેઠક.
૨. સ્ત્રી. બેસવું તે; આસન લેવાપણું.
૩. સ્ત્રી. સ્થિતિ.
૪. [ સં. આસન્ન ] અ. નજીક; પાસે.

> તિહાં મ જાશું આસના,
> જ્યું હિત વાંછું આપ. ભીમ

**આસનાવાસ** [ સં. આશ્વાસન ( દિલાસો ) ] સ્ત્રી. ધીરજ આપી શાંત પાડવાપણું; સાંત્વન; આસનાવાસના.

**આસનાવાસના** ૧. સ્ત્રી. ધીરજ આપી સમજાવવાપણું; દિલાસો; આશ્વાસન; સાંત્વન.
૨. સ્ત્રી. બરદાસ; મહેમાનગીરી; સરભરા.
૩. [ સં. આશ્વાસના ( સાંત્વન ) ] સ્ત્રી. રક્ષણ આપવાપણું; અભયદાન.
૪. સ્ત્રી. લાડ લડાવવાં તે.

> કો કુંવરને કેડે ચઢાવી,
> લાગી આસનાવાસના કરવા. પ્રેમાનંદ

**આસનાસ્થિ** [ સં. આસન ( બેસણી ) + અસ્થિ ( હાડકું ) ] ન. બેસતી વખતે શરીરનો જે ભાગ બેઠકને અડે છે તેનું હાડકું; કૂલાનું હાડકું.

**આસનિયું** [ સં. આસન ( બેસવાની ચીજ ) ] ન. પૂજાનું આસન કરવા માટે પાથરવાની વસ્તુ; ઊન, દર્ભ, છાલ વગેરેનું બનાવેલું બેસણું.

**આસની** ૧. [ સં. આસ્ ( બેસવું ) ] સ્ત્રી. આસનિયું; પૂજા કરતી વખતે વપરાતી બેસણી.
૨. સ્ત્રી. દુકાન; હાટ.
૩. સ્ત્રી. બજાર.
૪. સ્ત્રી. મકાનની બેસણી ઉપર અર્ધ ગોળ આકારમાં બનાવેલી બેસવાની જગ્યા.
૫. સ્ત્રી. મર્યાદા; હદ; સીમા.
૬. સ્ત્રી. સ્થિતિ; હાલત; દશા.

**આસનું** [ સં. આસન્ન ( પાસે ) ] અ. ( જૂ. ગુ. ) નજીક; પડખે; પાસે; સમીપ.

> કોઈ ન આવઈ આસનાં, ઉગ્ર રૂપ અપાર.
> ભીમ

**આસનોપચાર** [ સં. આસન ( બેઠક ) + ઉપચાર ( રોગનો ઉપાય ) ] પું. આસનરૂપી દવા; આસનથી રોગ મટાડવાનો ઉપાય.

**આસન્ન** ૧. [ સં. આ ( પાસે ) + સન્ન ( બેઠેલ ) ] પું. આથમતો સૂરજ.
૨. ન. ( વ્યાકરણ ) એકબીજાની સાથે સંબંધવાળા શબ્દ પાસપાસે હોય એવું વાક્ય.
૩. ન. બેસવાનું લુગડું; ગાદલી.
૪. વિ. નષ્ટ; નાશ પામેલું.
૫. વિ. પાસપાસેનું; 'ઍડજેસન્ટ'. જેમકે, આસન્નકોણ.
૬. [ સં. આસદ્ ( પાસે આવવું ) ] વિ. પાસે રહેલું; નજીકનું.
૭. વિ. લગભગ; આશરે કીમતનું.
૮. અ. નજીક; નિકટ; પાસે.

**આસન્નકાલ** ૧. [ સં. આસન્ન ( પાસે આવેલ ) + કાલ ( વખત ) ] પું. આવેલો વખત; પ્રાપ્તકાલ.
૨. પું. પાછલા દહાડા.
૩. [ સં. આસન્ન ( નજીક આવેલ ) + કાલ ( મરણ ) ] પું. મરણકાળ; મૃત્યુનો સમય.
૪. વિ. જેનો વખત આવ્યો હોય એવું.
૫. વિ. મરવાની અણી ઉપર આવેલું.

**આસન્નકાળ** પું. આસન્નકાલ.

**આસન્નકોણ** [ સં. આસન્ન ( પાસેનું ) + કોણ ( ખૂણો ) ] પું. ( ગણિત ) નજીકનો ખૂણો; 'ઍડજેસન્ટ ઍન્ગલ'.

**આસન્નક્રિયા** [ સં. આસન્ન ( નજીકનું ) + ક્રિયા ( કરવાપણું ) ] સ્ત્રી. ( ગણિત ) નજીકની કીમત કાઢવાપણું; અડસટ્ટો કાઢવો તે; 'ઍપ્રૉક્સિમેશન'.

**આસન્નતર** [ સં. આસન્ન ( પાસેનું ) + તર ( વધારે ) ] અ. વધારે પાસે; વધુ નજીક.

**આસન્નતા** [ સં. આસન્ન ( નજીકનું ) + તા ( પણું ) ] સ્ત્રી. પાસે હોવાપણું; નિકટતા; સામીપ્ય.

**આસન્નપરિચારક** [સં. આસન્ન (પાસે રહેનાર) + પરિચારક (સેવક)] પું. અંગરક્ષક; હજૂરિયો.

**આસન્નપ્રસવા** ૧. [ સં. આસન્ન ( નજીક ) + પ્રસવ (જન્મ) + આ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. જેની સુવાવડ પાસે હોય એવી.
૨. [ સં. આસન્ન ( નજીક ) + પ્રસવ ( જણવું તે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. વિયાવાને વધુ વખત ન હોય એવી.

**આસન્નભવ્ય** [સં. આસન્ન ( નજીક ) + ભવ્ય ( ઉદાર ) ] પું. ( જૈન ) થોડા વખતમાં મોક્ષ પામવા લાયક જીવ.

**આસન્નભૂત** [ સં. આસન્ન ( નજીકનું ) + ભૂત ( ગયો વખત ) ] પું. જેને વીત્યા થોડો વખત થયો હોય એવો ભૂતકાળ; નજીકનો ભૂતકાળ.

**આસન્નમરણ** [ સં. આસન્ન (નજીક) + મરણ ( મોત ) ] વિ. જેનું મોત નજીક હોય એવું.

**આસન્નમૃત્યુ** [ સં. આસન્ન ( નજીક ) + મૃત્યુ ( મરણ ) ] વિ. મરવાની અણી ઉપર આવેલું.

**આસન્નશરીરપાત** [ સં. આસન્ન ( પાસે ) + શરીર ( દેહ ) + પાત ( પડવું તે ) ] વિ. મરવા પડેલું; આસન્નમૃત્યુ.

**આસન્નસીમા** [ સં. આસન્ન ( પાસેનું ) + સીમન્ ( હદ ) ] સ્ત્રી. પાસેની હદ.

**આસન્નહિતકર્તા** ૧. પું. પુરુષોત્તમનું એક નામ.

૨. [ સં. આસન્ન ( નજીક ) + હિત ( કલ્યાણ ) + કર્તૃ ( કરનાર ) ] પું. સૌની નજીકમાં રહી કલ્યાણ કરનાર વિષ્ણુ.

**આસન્નો** અ. ( ડિંગળ ) નજીક; પાસે.

**આસન્ય** ૧. [ સં. ] પું. મોઢાના અંદરના ભાગમાં રહેલ મુખ્ય પ્રાણ. તે શ્વાસ લેવામાં આવે છે.

૨. વિ. મોઢામાં રહેલું.

**આસપદ** [ સં. આસ્પદ ( ઠેકાણું ) ] ન. આલય; સ્થાન; ધામ; જગ્યા; ઠેકાણું.

સદન સદ્મ આગાર ગૃહ ગેહ વેશ્મ સંકેત,
લયન ધિસ્ન પદ **આસપદ** આલય નિલય નિકેત.
પિંગળલઘુકોષ

**આસપાસ** ૧. [ આસ ( પાસનું બેવડાઈને બનેલું રૂપ ) + પાર્શ્વ ( બાજુ ) ] પું. ઘેરાવો.

૨. વિ. પડોશનું; નજીકમાં રહેતું.

૩. અ. આજુબાજુ; ચારે બાજુએ; ચોતરફ.

૧. આસપાસ ઊભા રહેવું = સખ્ત પહેરો ભરવો.

૨. આસપાસ જોવું = ચારે તરફ નજર કરવી.

૪. અ. નજીકમાં; નિકટમાં; સમીપમાં; પાસે.

**આસપાળ** [ સં. આશા ( દિશા ) + પાલ્ ( રક્ષણ કરવું ) ] પું. રક્ષણ કરનાર દેવ.

**આસફ** ( આસફ઼ ) [ અ. ] પું. એ નામનો સોલોમનનો વજીર.

આસફુદૌલા = વજીરને લગાડાતો ઇલકાબ.

**આસફખાં** ( આસફ઼ખાં ) પું. મુઘલ શહેનશાહ સલીમના સાળાનું નામ; નૂરજહાંનો ભાઈ.

**આસફજાહ** ( આસફ઼જાહ ) પું. રાજાને માટે માનાર્થે વપરાતો શબ્દ.

**આસમની** પું. ( પુરાણ ) અસમંજનો દીકરો અંશુમાન.

**આસમંજ** પું. ( પુરાણ ) સગર રાજાનો એ નામનો દીકરો.

**આસમાતક** અ. ( ગ્રામ્ય ) લગભગ.

**આસમાન** ૧. [ ફા. આસ ( ઘંટી ) + માન ( જેવું ) ] ન. આકાશ; આભ; ગગન.

૧. આસમાન ઉપર ઊડવું = (૧) ઊંચા ઊંચા સંકલ્પ બાંધવા; હવાઈ કિલ્લા રચવા. (૨) બહુ મોટી વાતો કરવી.

૨. આસમાન ઉપર ચઢવું = અભિમાની બનવું; ફુલાઈ જવું.

૩. આસમાન ઉપર ચડાવવું = બહુ વખાણ કરવાં; ઉશ્કેરવું.

૪. આસમાન એક તસુ દૂર-બાકી = સ્વર્ગનું સુખ ઘણુંજ નજદીક આવી રહ્યું એમ લાગવું તે.

૫. આસમાન જમીન એક થવી = (૧) ઉત્પાત થવો; મોટો અનર્થ બનવો. (૨) ગઝબ થઈ જવો; મહા મુશ્કેલી આવી પડવી.

૬. આસમાન જમીનનો ફેર = ઘણો જ તફાવત. આકાશ અને જમીન વચ્ચે ઘણું અંતર છે તે ઉપરથી આ પ્રયોગ થયો છે.

૭. આસમાન તૂટી પડવું = મોટી આફત આવી પડવી.

૮. આસમાન દેખાડવું = કુસ્તીમાં હરીફને પછાડી ચત્તો કરવો.

૯. આસમાન બે કદમ દૂર = સ્વર્ગનું સુખ નજદીક આવી રહ્યું એમ લાગવું.

૧૦. આસમાનથી વાતો કરવી = ઘણું ઊંચું હોવું.

૧૧. આસમાનના તારા ઉતારવા = (૧) કઠણ કામ કરવું. (૨) ઘણો કલેશ કરવો.

૧૨. આસમાનના તારા દેખાડવા = ઘણું દુઃખ આપવું.

૨. ન. દેવલોક; સ્વર્ગ.

૩. ન. વાદળી રંગ; નીલો વર્ણ.

**આસમાની** ૧. [ હિં. ] સ્ત્રી. તાડી; તાડના ઝાડમાંથી કાઢેલ રસ.

૨. [ ફા. આસમાન ( આકાશ ) + ઈ ( લગતું ) ] સ્ત્રી. દૈવી આફત; કુદરતી કોપ.

૩. સ્ત્રી. નશો લાવનારી ચીજ.

૪. સ્ત્રી. પાલખી ઉપાડનારનો એક જાતનો ચેતવણીનો શબ્દ. જ્યારે કોઈ ઝાડની ડાળી વગેરે આડી આવે અને જેનાથી પાલખીને ધક્કો લાગવાનો ડર રહેતો હોય ત્યારે આગલા ઉપાડનારા પાછળનાને ચેતવવા માટે 'આસમાની, આસમાની' એમ કહે છે.

૫. સ્ત્રી. મિસર દેશનો એક જાતનો કપાસ.

૬. વિ. આકાશ સંબંધી.

૭. વિ. આકાશના જેવા રંગનું; વાદળી; નીલ.

૮. વિ. દૈવી; કુદરતી; ઈશ્વરીય.

૧. આસમાની આફત = દુકાળ, ધરતીકંપ, મરકી જેવાં કુદરતી સંકટ કે દૈવકોપ.

૨. આસમાની ફરમાની = (૧) અણધારી આફત. (૨) અતિવૃષ્ટિ અથવા અનાવૃષ્ટિથી આવતી અણધારી આફત. (૩) અંદાજી દંડ અને ખાલસા રકમ. (૪) આસમાની સુલતાની; રાજકદૈવક. (૫) ઈશ્વરી આજ્ઞા; પ્રભુનો હુકમ.

**આસમાની કાગળ** ૧. [ ફા. આસમાની ( વાદળી રંગનું ) + કાઘઝ ( કાગળ ) ] પું. આસમાની રંગનો લિટમસ પેપર. આમ્લ ગુણવાળાં પ્રવાહીમાં બોળતાં તે કાગળ લાલ થઈ જાય છે.

૨. સ્ત્રી. દૈવી આફત; કુદરતી કોપ.

**આસમાની કાંગણી** પું. સુંદર પાન, આસમાની ફૂલ અને પીળાં નાનાં ફળવાળો એક જાતનો છોડ.

**આસમાની ચાસ** ન. આખા હિંદુસ્તાનમાં, બ્રહ્મદેશમાં, સિલોનમાં અને પૂર્વમાં ઠેઠ સિઆમ અને કોચિન-ચીન સુધી જોવામાં આવતું અને મેદાનમાં રહેનારું એક પક્ષી; 'બ્લુ જે'. તેની લંબાઈ તેર ઇંચ, નર અને માદા દેખાવ અને કદમાં સરખાં, માથાનું મથાળું આસમાની લીલું, ઉપલા ભાગનાં પીછાં આછાં લીલાં ભૂરાં, પૂછ ઉપર એક ઘેરું આસમાની ટપકું, પાંખોના રંગમાં આસમાની અને લીલો મુખ્ય અને બાકીના નીચેના ભાગનાં પીછાં ઝાંખાં આસમાની હોય છે. તે બેસવાને માટે ઊંચું ઠેકાણું, જૂના ઝાડની સૂકલ ડાળી, કૂવા ઉપરનો માંચડો, જીર્ણ મકાન, તારનો થાંભલો કે તાર અને પછી કંઈ ન જડે તો કાંટાની ઝાડી અથવા પથ્થરનો ઢગલો પસંદ કરે. આવી જગ્યામાં તે ચારે તરફ ધ્યાન રાખતું શાંત બેસે અને તીડ કે એવું કોઈ જીવડું બહાર નીકળ્યું અથવા ઉંદર તેના દરમાંથી બહાર નીકળ્યો કે તરત જ તે જગ્યાએ ધસી તેને ખાઈ જાય. માન્યતા પ્રમાણે શિવે ચાસનું સ્વરૂપ ધારણ કર્યું હતું અને તેથી આ પક્ષી પવિત્ર મનાય છે. તે ચાર કે પાંચ ઈંડાં મૂકે છે.

**આસમાની ચિત્રક** પું. આસમાની રંગનાં ફૂલવાળો એ નામનો એક છોડ.

**આસમાની ફૂલડીની વેલ** ( આસમાની ફૂલડીની વેલ ) સ્ત્રી. એક જાતનો વેલો. તેને મધ્યમ કદનાં આસમાની ફૂલ આવે છે. એ વેલ મેંદીની વાડ કે કમાન ઉપર ચડાવવામાં આવે છે.

**આસમાની બાજ** [ ફા. આસમાની ( વાદળી ) + બાજ ( એક પક્ષી ) ] પું. ચોમાસામાં થતાં વાણિયા નામનાં જીવડાં, મધમાખી વગેરે ખાનાર બુલબુલથી જરા મોટું એક ભૂરું પક્ષી.

**આસમાનીસુલતાની** ૧. [ ફા. આસમાની ( દૈવી ) + અ. સુલતાની ( રાજા સંબંધી ) ] સ્ત્રી. કુદરત કે રાજા તરફથી આવી પડતી અણધારી આફત; રાજકદૈવક; અકસ્માત.

૨. સ્ત્રી. ચડતીપડતી.

**આસમાપ્તિ** [ સં. આ ( સુધી ) + સમાપ્તિ ( અંત )] અ. પૂરું થાય ત્યાંસુધી; અંત લગી.

**આસમાસ** ૧. અ. જરૂર ન છતાં પણ.
૨. અ. જાણીજોઈને; ખામુખા.
૩. અ. પાસે; નજીક.

**આસમુદ્ર** [ સં. આ ( સુધી ) + સમુદ્ર ( દરિયો ) ] અ. દરિયા સુધી; સમુદ્રના કિનારા પર્યંત.

**આસય** [ સં. આશય ] પું. ( ડિંગળ ) અભિપ્રાય; આશય.

**આસર** ૧. [ સં. આશ્રય ( આશરો ) ] પું. આશ્રય; આધાર; આશરો.
૨. પું. ( પુરાણ ) એક જાતના રાક્ષસ.
૩. પું. ઓથ લેવાનું ઠેકાણું; આશ્રયસ્થાન.
૪. પું. બચાવ; રક્ષણ; મદદ.
૫. પું. રદિયો; સચોટ જવાબ.
૬. સ્ત્રી. એ નામની ભાટિયાની અટક.
૭. ન. ભાટિયાની એ નામની અટકનું માણસ.
૮. વિ. એ નામની ભાટિયાની અટકનું.

**આસરડવું** ( આસરડવું ) ૧. [ સં. આ ( વિરોધતા બતાવનાર પૂર્વગ ) + સ ( વહી જવું ) ] સ. ક્રિ. ભેગું કરવું; સાંભરી લેવું; ઉસડવું.
૨. [ સં. આ ( ઘણું ) + સ ( સરવું ) ] સ. ક્રિ. સબડક સબડક ખાવું; ખાતી વખતે સબડકા ભરતાં મોટો અવાજ થાય એવી રીતે ખાવું; ખૂબ રસથી અકરાંતિયા થઈને ખાવું.

**આસરવાદ** [ સં. આશીર્વાદ ( દુઆ ) ] પું. ( ગ્રામ્ય ) આશિષ; આશીર્વચન.

**આસરવું** [ સં. આશ્રિ ( આશરો લેવો ) ] સ. ક્રિ. આશરો લેવો; શરણે જવું; આશ્રય કરવો.

પિતા વચન મન માહિ ન ધરઈ,
વિરીતણું પક્ષ આસરઈ. ભીમ

**આસરા** ૧. [ હિં. ] પું. આશરો લેવાનું ઠેકાણું.
૨. પું. આશા.
૩. પું. આશ્રય; રક્ષણ.
૪. પું. ગુજારો; નિર્વાહ.
૫. પું. ભરોંસો; શ્રદ્ધા.
૬. પું. મુરબ્બી; રક્ષણ કરનાર.
૭. પું. લાકડાનું લીલું અથવા નાજુક અંદરનું પડ.

**આસરાગત** [ સં. આશ્રય ( આશરો ) + આગત ( આવેલું )] વિ. આશરે રહેલું.

**આસરાગતિયું** ૧. [ સં. આશ્રય ( આશરો ) + આગત ( આવેલું )] વિ. આશરે આવેલું; આશ્રિત; શરણાગતિયું.
૨. વિ. કાચું; અટકળે તૈયાર કરેલું; અંદાજી.
૩. વિ. તાબેદાર; અનુયાયી.

**આસરીત** [ સં. આશ્રિત ( આશ્રયે આવેલ ) ] વિ. ( ગ્રામ્ય ) આશરે રહેલું.

**આસરે** અ. નક્કી નહિ એમ; શુમારે; અટકળે; લગભગ.

**આસરો** ૧. [ સં. આશ્રય ( આશરો ) ] પું. આશરો; આશ્રય; રક્ષણ.
૧. આસરા ઉપર રહેવું = મદદ માટે બીજા ઉપર આધાર રાખવો.
૨. આસરો ઢૂંઢવો-તકવો = આશરો શોધવો.
૨. પું. આશરો લેવાનું ઠેકાણું; આશ્રયસ્થાન.
૩. પું. આશા.
૧. આસરો તૂટવો = આશા છોડી દેવી; નિરાશ થવું.
૨. આસરો દેવો = (૧) આશા દેવી. (૨) ખાતરી આપવી.
૪. પું. ટેકો; આધાર.
૧. આસરો કરવો = આધાર રાખવો; શરણ લેવું.
૨. આસરો થવો = આધારરૂપ થવું.
૫. પું. નિભાવ; નિર્વાહ; ગુજારો; ભરણપોષણ.
૬. પું. ભરોંસો; શ્રદ્ધા.
આસરે બેસવું = કોઈને વિશ્વાસે નિશ્ચિંત બનવું.
૭. પું. મદદ; સહાય.
૮. પું. મુરબ્બી; રક્ષણ કરનાર માણસ.
૯. પું. લાકડાનું લીલું અથવા નાજુક અંદરનું પડ.
૧૦. પું. શુમાર; અટકળ; અંદાજ.
આસરા પડતું = અંદાજી; આશરે; અટકળે; લગભગ.

**આસરોટ** ન. મકાનનો એક પેટા ભાગ.

**આસર્તૂ** પું. આશ્રિત.

**આસવ** ૧. [ સં. આ + સુ ( સત્ત્વ કાઢવું ) ] પું. અર્ક; સત્ત્વ.
૨. પું. અર્ક કાઢવાની ક્રિયા; શોધનક્રિયા.
૩. પું. ઉશ્કેરાઈ જવું તે.
૪. પું. કઢો; ઉકાળો.
૫. પું. કેટલીક ચીજોને મધ અથવા ગોળ સાથે ઠંડા પાણીમાં નાખી જમીનમાં ૩૦, ૪૦ કે ૬૦ દિવસ સુધી બંધ વાસણમાં દાટી રાખી ખમીર લાવવાથી બનતું ઔષધ. ૧૦૦ પલ કપિત્થ, ૫૦૦ પલ ફાણિત એટલે સાકર અને ૧ પ્રસ્થ મધ તે બનાવવામાં વપરાય છે. તાડ વગેરેના દારૂને આસવ કહે છે અને ગોળના, લોટના તથા મહૂડાના દારૂને મદિરા કહે છે.
૬. પું. ગાળેલો દારૂ; મદ્ય.

મધુ માધ્વી મદિરા મીરા, સુરા વારુણી પેય;
આસવ મદ કાદંબરી, મધુવારિ મૈરેય.
પિંગળલઘુકોષ

૭. પું. ટીપાંરૂપે પાડવું તે; ઝરણ.
૮. પું. દારૂનું વાસણ.
૯. પું. ( બૌદ્ધ ) વિપત્તિ; મુશ્કેલી. બૌદ્ધ પરિભાષામાં કામ એટલે ભોગની ઇચ્છા, ભવ એટલે પરલોકની વાસના, દૃષ્ટિ એટલે દુરાગ્રહ, અને અવિદ્યા એ ચાર આસવ ગણાય છે.
૧૦. પું. સોમરસ કાઢવો તે.

**આસવકરણ** પું. ( ડિંગળ ) કલાલ; શરાબ બનાવનાર ને વેચનાર એક જ્ઞાતિ.

**આસવકુંભી** [ સં. આસવ ( દારૂ ) + કુંભી ( વાસણ ) ] સ્ત્રી. આસવનો શીશો.

**આસવક્ષય** [ સં. આસવ ( મુશ્કેલી ) + ક્ષય ( નાશ ) ] પું. ( બૌદ્ધ ) કામ, ભવ, દૃષ્ટિ અને અવિદ્યારૂપી વિપત્તિનો નાશ.

**આસવતું** ૧. ન. ( ગ્રામ્ય ) સોંપેલું કામ.
૨. વિ. ખૂબ કામમાં લાગેલું હોય એવું; કામમાં રોકાયેલું; કામગરું.

**આસવદ્રુ** [ સં. આસવ (તાડી) + દ્રુ (ઝાડ) ] ન. તાડનું ઝાડ.

**આસવન** [ સં. આસુ ( સત્ત્વ કાઢવું ) ] ન. અર્ક કાઢવાની ક્રિયા.

**આસવમાપક** [ સં. આસવ ( દારૂ ) + માપક ( માપનાર ) ] ન. દારૂ ચોખ્ખો છે કે નહિ તે માપવાનું સાધન.

**આસવવાસિતા** પું. ( પિંગળ ) સંકીર્ણ વર્ગનો પહેલા અને ત્રીજા પદમાં નગણ, ભગણ, રગણ, રગણ અને યગણ મળી ૧૫ અક્ષર અને બીજા અને ચોથા પદમાં સગણ, ભગણ, રગણ, જગણ, સગણ અને ગુરુ મળી ૧૬ અક્ષર હોય એવો અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ.

**આસવાત** [ અ. ] પું. બ. વ. અવાજો.

**આસવાસ** [ સં. આશ્વાસ ] પું. આશ્વાસન; દિલાસો; સાંત્વન.

**આસવાસના** ૧. [ સં. આશ્વાસન ( દિલાસો ) ] સ્ત્રી. આશ્વાસન; સાંત્વન; અભયદાન; દિલાસો; આસનાવાસના.
૨. સ્ત્રી. પરોણાચાકરી; મહેમાનગીરી; બરદાસ.

**આસવી** [ સં. આસવ ( દારૂ ) + ઇન્ ( વાળું ) ] વિ. મદ્યપાન કરનાર; શરાબી; દારૂડિયો.

**આસંગ** ૧. [ સં. આસંજ્ ( વળગવું ) ] પું. ( પુરાણ ) ઋગ્વેદના કેટલાક મંત્રોનો જાણનારો પ્લયોગનો એક દીકરો. તે દેવોના શાપથી સ્ત્રી થઈ ગયો હતો. પશ્ચાત્તાપ કરીને, મેધાતિથિ ઋષિને અનર્ગળ નાણું આપીને અને તેમને મંત્ર વડે પ્રસન્ન કરવાથી એમની કૃપાથી તે પાછો પુરુષપણું પામ્યો હતો.
૨. પું. કર્તાપણાનું અભિમાન; કર્તૃત્વાભિમાન.
૩. પું. નાલંદા વિદ્યાપીઠનો એ નામનો એક વિદ્વાન. તેણે યોગનો પ્રચાર કર્યો હતો.
૪. પું. પાછળ લાગ્યા રહેવાપણું; અતિસંગ.
૫. પું. પ્રેમ; અનુરાગ; પ્રીતિ; આસક્તિ.
૬. પું. ભક્તિ.
૭. પું. ભોગની ઇચ્છા; ભોગાભિલાષ.
૮. પું. મળેલી અથવા પાસે રહેતી વસ્તુને સાચવી રાખવાની ઇચ્છા.
૯. પું. રોગ; દરદ.
૧૦. પું. ( પુરાણ ) શ્વફલ્ક યાદવના તેર દીકરામાંનો બીજો; અક્રૂરનો નાનો ભાઈ.
૧૧. પું. સમાગમ.
૧૨. પું. સંબંધ; સંસર્ગ; સ્પર્શ.
૧૩. પું. સંભોગ.
૧૪. પું. સાધન.
આસંગ સે = થી; વડે.
૧૫. સ્ત્રી. શક્તિ; જોર.
૧૬. ન. એક જાતની સુગંધી માટી; સૌરાષ્ટ્ર-મૃત્તિકા.

**આસંગત્ય** [ સં. અ ( નહિ ) + સંગતિ ( સંબંધ ) ] ન. છૂટું પડવું તે; સંગતિ ન હોવાપણું; અસંબંધ.

**આસંગિની** [ સં. ] સ્ત્રી. વંટોળિયો; વાવાઝોડું.

**આસંગિમ** [ સં. ] પું. એક જાતનો પાટો અથવા બંધ.

**આસંગી** ૧. [ સં. આસંગ ( આસક્તિ ) + ઇન્ ( વાળું ) ] વિ. આસક્ત; અભિનિવેશવાળું; મોહવાળું.
૨. વિ. સંભોગની ઇચ્છાવાળું.

**આસંગો** ૧. [ સં. આ ( વધારે ) + સંગ ( દોસ્તી ) ] પું. પ્રીતિથી કોઈની પાછળ રાત દિવસ લાગ્યા રહેવું તે; અનુરક્તતા; આસક્તિ; પ્રેમ; હેડો; સ્નેહ; સોબત.
૨. [ સં. આ ( તરફ ) + સંગ ( જોડણી ) ] પું. સમાગમ.
૩. પું. સંભોગ.

**આસંજન** ૧. [ સં. આ ( તરફ ) + સંજન ( વળગણ ) ] ન. આંકડી; હૂક.
૨. ન. ચોડવું તે.
૩. ન. લેવાપણું; રાખવું તે.
૪. [ સં. આ ( વધારે ) + સંજ્ ( જવું ) + અન ( પણું ) ] ન. વળગણ; આસંગ.
૫. [ સં. આ ( તરફ ) + સંજ્ ( જવું ) ] ન. સહવાસ.

**આસંડી** સ્ત્રી. લાકડાનું સિંહાસન.

**આસંત** [ સં. અવસન્ન ( દિલગીર ) ] વિ. દિલગીર; દુ:ખી; નિરાશ; હતાશ.
અંબર લઈ આંસુ લુઓ, કાં થઈ રહ્યા **આસંત.**
નરસિંહ

**આસંત્રો** [ સં. અશ્મંતક ] પું. એક જાતનું ઝાડ. તેનાં પાંદડાં બીડી બનાવવાના કામમાં આવે છે.

**આસંદ** ૧. પું. વાસુદેવ; વિષ્ણુ.
૨. [ સં. આ ( ઉપર ) + સદ્ ( બેસવું ) ] પું. સભામાં આવેલી ઊંચી બેઠક.

**આસંદકો** સ્ત્રી. ( શિલ્પ ) ચોરસ ખુરશી.

**આસંદરો** [ સં. અશ્મંતક ] પું. એક જાતની વનસ્પતિ; આસુંદરો; આપટો. તેનાં ફૂલ મચ્છર જેવાં જીવજંતુનો નાશ કરવા માટે કામ લાગે. સંગ્રહણી, મંઝારો, પ્રમેહ અને ઊનવામાં તેના મૂળનો ઉકાળો અપાય. ઉંદરના ઝેર ઉપર તે સારી અસર કરનાર અને કોઢ, દમ, ગંડમાળ, દાહ તથા તરસ મટાડનાર મનાય છે.

**આસંદિકા** [ સં. આ ( ઉપર ) + સદ્ ( બેસવું ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. નાની ખુરશી; નાનું આસન; બાજોઠ.
**આસંદિકા** એક સમીપિ રા, આગલિ મહેલી મૂઠ.
ભાલણ

**આસંદી** ૧. સ્ત્રી. ( શિલ્પ ) ખુરશી.
૨. [ સં. આ ( ઉપર ) + સદ્ ( બેસવું ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. ગાદી; બેઠક.
૩. સ્ત્રી. ઠાઠડી; નનામી.
૪. સ્ત્રી. માંચી; ખાટલી; બાજઠ; ખુરશી.
૫. સ્ત્રી. સભામાંની ઊંચી બેઠક.

**આસંદો** [ સં. અશ્મંતક ] પું. એ નામની વનસ્પતિ; આપટો; આસંદરો.

**આસંધ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. બે હાથ ઊંચો એ નામનો છોડ; અવરોહિકા; અશ્વગંધા; અજગંધ; ઢોરગુંજ. આસંધનાં પાંદડાં આકારે કોરાંટી એટલે કાંટાસરિયાનાં જેવાં પણ મોટાં હોય. તેના ઉપર ચણા જેવડાં લાલ ફળ આવે અને એમાં રીંગણીનાં બી જેવાં બી હોય. આ વનસ્પતિનાં મૂળનો પાક થાય. આસંધ શક્તિ આપનાર, તૂરી, ધાતુ વધારનાર, સહેજ તીખી, કાંતિ વધારનાર અને ગરમ છે. તે વાત, ક્ષય, દમ, ઉધરસ, નારૂં, સફેદ કોઢ, કફ, ઝેર, જીવાત, સોજો અને ખસ મટાડવામાં વપરાય. તેનું ઘી કાઢી સંધિવા ઉપર લગાડાય. રાફડા ઉપર ઊગતી આસંધ સરસ મનાય.

**આસંધપાક** [ સં. અશ્વગંધા ( એ નામની દવા ) + પાક ( રસોઈ ) ] પું. અશ્વગંધાના મૂળનો બનાવેલ પાક.

**આસંધા** સ્ત્રી. ઇચ્છા; મરજી.

**આસંન** ૧. વિ. દિલગીર; દુ:ખી.
૨. [ સં. અવ ( નીચે ) + સન ( બેઠેલ ) ] વિ. હતાશ થયેલ; નિરાશ.

**આસંબાધ** [ સં. આ ( ચોતરફ ) + સંબાધ ( અઠકાયેલ ) ] વિ. ચારે તરફથી ઘેરાયેલું.

**આસંશયિત** [ સં. આ ( ઊલટું ) + સંશય ( શંકા ) + ઇત ( વાળું ) ] વિ. નિ:સંદેહ; ચોક્કસ.

**આસા** ૧. [ અ. ] પું. અસા; દંડ; સોના ચાંદીની છડી; એક છેડે વળેલી અને રૂપાની ખોળીવાળી લાકડી, જે રાજા મહારાજા કે મોટા માણસની આગળ નોકર ઉપાડે છે.
૨. પું. એક પ્રકારનો દારૂ.
૩. પું. ( પિંગળ ) છેતાળીસ લઘુ અને એકતાળીસ ગુરુ મળી ૧૨૮ માત્રાનો ત્રિભંગીની જાતનો માત્રામેળ છંદ.
૪. [ સં. આશા ] સ્ત્રી. ઇચ્છા; ઉમેદ; આશા.
૫. સ્ત્રી. ( સંગીત ) એ નામની એક રાગિણી.
૬. [ સં. આ ( તરફ ) + અસ ( હોવું ) ] સ્ત્રી. નજીકપણું; પડોશ.
૭. સ્ત્રી. ( ડિંગળ ) સામાન્ય રસ્તો.
૮. વિ. ઇચ્છાવાળું. જેમકે, પીયાસા એટલે તરસ્યું.
૯. વિ. ( ડિંગળ ) લોભી.
૧૦. અ. જેવું; મળતું આવતું.

**આસાઇશ** [ ફા. ] સ્ત્રી. આરામ; સુખ; ચેન; આસાએશ.

**આસાએશ** ૧. [ ફા. ] સ્ત્રી. આરામ; વિસામો; વિશ્રાંતિ; નિવૃત્તિ.
૨. સ્ત્રી. સુખ; આનંદ.

**આસાએશહક્ક** [ ફા. આસાઇશ ( આરામ ) + અ. હક્ક ( લાગો ) ] પું. પડોશહક્ક; વાપરહક્ક; સુખાધિકાર; 'રાઇટ ઑવ ઈઝમન્ટ'.

**આસાએસ** [ ફા. આસાઇશ ( આરામ ) ] સ્ત્રી. આરામ; આસાએશ.

**આસાગૌડ** ( આસાગૌડ઼ ) સ્ત્રી. ( સંગીત ) એ નામની રાગિણી.

**આસાજોગી** સ્ત્રી. ( સંગીત ) એ નામની એક રાગિણી.

**આસાઢ** [ સં. આષાઢ ] પું. અષાડ મહિનો.

**આસાઢ** [ સં. આષાઢ ] પું. અષાડ મહિનો; આસાઢ.

**આસાઢી** [ સં. આષાઢ ( એ નામનો મહિનો ) + ઇન્ ( વાળું ) ] વિ. અસાડ મહિનાનું.

**આસાઢો** સ્ત્રી. ધવલતા; ધોળપ.

**આસાણા** [ સં. આસાન ] ન. એક જાતનું ઝાડ; જીવવૃક્ષ.

**આસાતન** ન. ( જૂ. ગુ. ) બેઅદબી; અમર્યાદા; અવિનય.

**આસાતના** સ્ત્રી. અવિનય; આસાતન.

**આસાદન** ૧. ન. ( જૈન ) કષાય; ક્રોધ, માન, માયા અને લોભ એ ચારમાંનું કોઈ પણ એક.
૨. [ સં. આ ( પાસે ) + સદ્ ( બેસવું ) ] ન. નજદીક કરવાપણું.
૩. ન. નજદીક રાખવાપણું.
૪. [ સં. આ ( વધારે ) + સાદન ( પાયમાલી ) ] ન. નાશ; મર્દન.
૫. ન. પહોંચવું તે.
૬. ન. પૂરું કરવાપણું; સમાપ્તિ.
૭. ન. મૂકવાનું કામ.
૮. [ સં. આસદ્ ( મેળવવું ) + અન ( પણું ) ] ન. મેળવવું તે.
૯. [ સં. આ ( તરફ ) + સાદ ( ગમન ) ] ન. સામા જવાપણું.
૧૦. ન. સ્થાપના.
૧૧. [ સં. આસદ્ ( હલ્લો કરવો ) + અન ( પણું ) ] ન. હલ્લો; હુમલો.

**આસાદના** સ્ત્રી. ( જૈન ) ઉપદેશ દેવાની મના કરવાથી થતો દોષ.

**આસાદિત** ૧. વિ. કામક્રીડામાં તત્પર; વિષયવાસનાવાળું.
૨. [ સં. આસદ્ ( પહોંચવું ) + ઇત ( એલું ) ] વિ. ગયેલું; પહોંચેલું.
૩. વિ. પૂરું કરેલું.
૪. વિ. ફેલાયેલ; પ્રસરેલું.
૫. વિ. મેળવેલું; પ્રાપ્ત થયેલ.
૬. વિ. યોજેલું; જોડેલું.
૭. વિ. સમીપ રાખેલ; નજીક કરેલું.

**આસાદ્ય** ૧. વિ. નાશ પમાડવા જેવું.
૨. વિ. પાસે લેવા લાયક.
૩. [ સં. આસદ્ ( મેળવવું ) + ય ( જેવું ) ] વિ. મેળવવા લાયક.

**આસાધન** [ સં. આ ( વધારે ) + સાધ્ ( મેળવવું ) + અન ( પણું ) ] ન. મેળવવાપણું; પ્રાપ્તિ; સંપાદન.

**આસાન** ૧. [ અ. એહસાન ] ન. પાડ; ઉપકાર; એહસાન; આભાર.
૨. ન. વહેણ; પ્રવાહ.
૩. ન. સહેલાઈ; સહેલાપણું.
૪. વિ. છૂટું; મુક્ત.
૫. વિ. નરમ; પોચું.
૬. વિ. હલકું; સુગમ; સહેલું.

**આસાનકેદ** ( આસાનકૈદ ) [ ફા. આસાન ( સહેલું ) + અ. કૈદ ( જેલ ) ] સ્ત્રી. સાદી કેદની સજા; જેલમાં મહેનત કરવાની નહિ તેવી સજા; હલકી સજા.

**આસાનિયત** [ ફા. આસાની ( સહેલાઈ ) ] સ્ત્રી. સરળતા; સુગમતા; આસાની.

**આસાની** ૧. સ્ત્રી. છુટકારો; મુક્તિ.
૨. સ્ત્રી. વાપરી શકાય એવું હોવાપણું; ઉપયોગિતા.
૩. [ ફા. ] સ્ત્રી. સરળતા; સુગમતા; સહેલાઈ.
૪. સ્ત્રી. સુખ; આરામ.
આસાની સે = આરામથી; સહેલાઈથી.
૫. સ્ત્રી. સ્વસ્થતા; નિરાંત; શાંતિ.

**આસાપલ્લી** ન. ગુજરાતનું એક જૂનું શહેર. અગાઉના વખતનું કર્ણાવતી અને હાલનું અમદાવાદ એ આસાપલ્લી શહેરનાં નવાં નામ છે. કર્ણના વખતમાં એ ભીલનું મુખ્ય થાણું હતું. તેણે તે જીતી લીધું અને પોતાના નામ ઉપરથી તેનું નામ કર્ણાવતી પાડ્યું. અહમદશાહ પહેલાએ કર્ણાવતી પાસે બીજું શહેર બંધાવ્યું અને તેનું નામ અમદાવાદ રાખ્યું.

**આસાપાલ** [ હિં. ] પું. એક જાતનું ઝાડ.

**આસાબ** [ અ. ] પું. બ. વ. જ્ઞાનતંતુઓ.

**આસામ** પું. બંગાળાની પૂર્વે આવેલો બ્રહ્મપુત્રા નદીની ખીણમાંનો રસાળ દેશ. જૂના વખતમાં તેને કામરૂપ દેશ કહેતા. પહેલાં ત્યાં આહમવંશી ક્ષત્રિયનું રાજ્ય હતું, તે ઉપરથી તે દેશનું નામ આહામ અથવા આસામ પડ્યું. કેટલાકના મત પ્રમાણે આસામ નામ સંસ્કૃત 'અસમ' ઉપરથી નીકળ્યું હોય. આ પહાડી પ્રદેશમાં બ્રહ્મપુત્રા મોટી નદી છે. ચા, ચોખા, કોલસા, ઇમારતી લાકડું અને તેલ ત્યાંની પેદાશ છે. તેમાં હાથી સારા થાય છે.

**આસામદાર** ૧. પું. આબરૂદાર માણસ.
૨. પું. ધનવાન; પૈસાદાર.

**આસામાંડ** સ્ત્રી. ( સંગીત ) એ નામની એક રાગિણી.

**આસામી** ૧. પું. આસામ દેશનો રહેવાશી.
૨. પું. ઊંચા દરજ્જાનો માણસ; આબરૂદાર ગૃહસ્થ.
૩. પું. ખેતર અથવા જમીન ભાડે રાખનાર માણસ.
૪. પું. ગુનેગાર.
૫. પું. ઘરાક; ગ્રાહક; અસીલ.
આ તો મારો આસામી છે = આ મારો ગ્રાહક, અસીલ અથવા દરદી છે.
૬. પું. દેણદાર; કરજે લેનાર માણસ.
૭. પું. ધનવાન માણસ.
૧. ખમતો-બડો-મોટો-સદ્ધર આસામી = સાહૂકાર.
૨. નબળો પડી ગયેલો આસામી = જેણે પૈસા અને આબરૂ ગુમાવી હોય એવો માણસ.
૩. સારો આસામી = (૧) દેવું આપી દે એવો માણસ. (૨) પ્રમાણિક માણસ.
૮. પું. પ્રતિવાદી.
૯. [ અ. ઇસ્મ ( શખસ ) ] પું. શખસ; વ્યક્તિ.
આસામી જોઈ કામ કરવું-પાડવું = માણસ સારો છે એમ ખાતરી થયે તેની સાથે કામ પાડવું.
૧૦. સ્ત્રી. આસામમાં બોલાતી ભાષા; તેર મુખ્ય ભાષા માંહેની એક.
૧૧. સ્ત્રી. ઇનામ; કોઈ માણસને તેના ઊંચા દરજ્જા અથવા હોદ્દાની રૂએ આપવામાં આવેલ ચીજ.
૧૨. સ્ત્રી. ધન; દોલત; પૈસો.
૧૩. સ્ત્રી. ભેટ.
આસામી આપવી = ભેટ આપવી.
૧૪. સ્ત્રી. વ્યભિચારી સ્ત્રી.
૧૫. સ્ત્રી. સાહૂકારી; તવંગર હાલત.
૧. આસામી કાચી પડવી = દેવાળું કાઢવું.
૨. આસામી ડૂબવી-તૂટવી-બેસવી-ભાંગવી = દેવાળું કાઢવું; પેઢી કાચી પડવી.
૩. ખરી આસામી = આબરૂદાર માણસ.
૪. ડૂબી આસામી = દેવાળિયો માણસ.
૫. નબળી આસામી = (૧) અપ્રમાણિક માણસ. (૨) દેવું આપવાની અશક્તિવાળો માણસ.
૧૬. સ્ત્રી. હોદ્દો; પદવી.
૧૭. ન. કચ્છી લોકોની એ નામની એક પેટા જ્ઞાતિનું માણસ.
૧૮. વિ. આસામ દેશનું; આસામ દેશ સંબંધી.
૧૯. વિ. એ નામની જ્ઞાતિનું.

**આસામી જમાબંદી** [ ઇસ્મ ( શખસ ) + જમા ( સરવાળો ) + બંધ્ ( બાંધવું ) ] સ્ત્રી. બારોબાર દરેક ખેડૂત પાસેથી જમીનની મહેસૂલ ઉઘરાવવાની રીત; રૈયતવારી પદ્ધતિ.

**આસામીવાર** ૧. [ ઇરમ ( શખસ ) + વાર ( વારો ) ] વિ. દરેક આસામીનું; માણસદીઠ; માથાદીઠ; વ્યક્તિગત.

૨. અ. એક એક; પ્રત્યેક; પૃથક્પૃથક્; દરેક આસામીને લગતું.

**આસામીસ** સ્ત્રી. આસામ દેશમાં બોલાતી ભાષા.

**આસાયશ** [ ફા. આસાઇશ ] સ્ત્રી. આરામ.

**આસાયેશ** [ ફા. આસાઇશ ] સ્ત્રી. આરામ; શાંતિ; નિવૃત્તિ.

**આસાર** ૧. પું. ( પિંગળ ) એ નામનો એક દંડક છંદ.

૨. પું. એક શેરનું વજન.

૩. પું. ખોરાક; ખાવાની વસ્તુ; અન્ન.

૪. પું. ઘેરો.

૫. [ અ. અસરનું બહુવચન ] પું. ચિહ્ન; લક્ષણ; નિશાન.

૬. પું. દીવાલની પહોળાઈ.

૭. પું. પ્રવાહ.

૮. પું. ફાળકો.

૯. [ સં. આ ( ચોતરફ ) + સૃ ( ચાલવું ) ] પું. ફેલાવ; પ્રસાર.

૧૦. પું. મકાનનો પાયો.

૧૧. પું. મહમદનું સ્મારકે ચિહ્ન.

૧૨. પું. મિત્રરાજ્યનું લશ્કર; સુહૃદ્બળ.

૧૩. પું. મુસળધાર વરસાદ; ધોધમાર વરસાદ. જેમકે, ધારાસાર; જલાસાર.

૧૪. પું. લડાઈમાં મળતી મદદ.

૧૫. પું. સૈન્યની ચોતરફ ગોઠવણી.

૧૬. પું. સ્થિતિ; અવસ્થા; દશા; હાલત.

૧૭. પું. હુમલો; હલ્લો.

**આસારણ** પું. ( પુરાણ ) એ નામનો એક યત.

**આસારિત** ૧. ન. એ નામનું એક વૈદિક ગીત.

૨. [ સં. આ ( ચોતરફ ) + સૃ ( ચાલવું ) ] ન. નૃત્ય; નાચ. ભરત મુનિએ તેના ચાર ભાગ પાડ્યા છે: ૧. નર્તકી પ્રવેશ. ૨. અર્થાનુકૂલ અભિનય. ૩. અંગવિક્ષેપ. ૪. કોઈ પણ દેવતાનો વેશ ધારણ કરી કરાતું નૃત્ય.

**આસારેક્યામત** [ અ. અસર ( ચિહ્ન ) + એ ( નું ) + ક્યામત ( ઇન્સાફનો દિવસ ) ] પું. પ્રલયકાળનાં ચિહ્ન; ક્યામતની નિશાનીઓ.

**આસાલીક** પું. એ નામની એક વનસ્પતિ; અશેળિયો.

**આસાલીકા** [ પ્રા. આસાલિયા ] પું. સાપની એક જાત.

**આસાવરી** ૧. સ્ત્રી. ( સંગીત ) એ નામની એક રાગિણી. તેમાં આરોહમાં સા, રિ, મ, પ, ધ, એમ પાંચ સ્વર અને અવરોહમાં સા, નિ, ધ, પ, મ, ગ, રિ એમ સ્વર આવે. ગ, ધ, ન, કોમળ અને રિ બન્ને આવે. તેમાં ગ્રહ સ્વર રિ, વાદી સ્વર ધ, સંવાદી સ્વર ગ અને ન્યાસ સ્વર ધ છે. રિ બન્ને લેવાનો રિવાજ છે. જો કોમળ લેવી હોય તો અવરોહમાં લેવાય. ગાવાનો વખત શિશિર ઋતુમાં દિવસનો બીજો પહોર છે. આ રાગિણી ગંભીર પ્રકૃતિવાળી હોઈ શાંત, કરુણ, શૃંગાર રસ ઉત્પન્ન કરે.

૨. સ્ત્રી. બાવાની એ નામની અટક.

૩. સ્ત્રી. ( સંગીત ) રાગાર્ણવ મત પ્રમાણે મુખ્ય ૭ રાગમાં મલ્લાર રાગની પાંચ રાગિણીમાંની એક.

૪. સ્ત્રી. ( સંગીત ) સંગીતસમયસારમાં આપેલ રાગોના વિભાગો માંહેની ભાષાંગ વિભાગની એક રાગિણી; સિંધભૈરવી; હનુમત્ મત પ્રમાણે શ્રીરાગની પાંચ રાગિણીમાંની એક. તેના સ્વર ધ, નિ, સ, મ, પ, ધ છે. પંચમ ઉપર ન્યાસ થાય. ગાંધાર અને નિષાદ આરોહમાં બાદ હોય. મધ્યમ ગ્રહ અને શુદ્ધ છે. ગાંધાર, નિષાદ અને ધૈવત કોમળ છે. રિખબ શુદ્ધ અને નિષાદ બન્ને છે. તેને શિશિર ઋતુમાં શાંત રસથી દિવસના દશથી બાર વાગ્યા સુધી તે ગવાય.

૫. ન. એક જાતનું કબૂતર.

૬. ન. એક જાતનું સુતરાઉ કપડું.

૭. ન. બાવાની એ નામની અટકનું માણસ.

૮. વિ. બાવાની એ નામની અટકનું.

**આસાવંત** ૧. [ સં. આશા ( ઇચ્છા ) + વત્ ( વાળું ) ] વિ. આશાવાન; ઉમેદવાર.

૨. વિ. વાટ જોતું.

**આસાસ** [ સં. આશ્વાસ ] પું. ( જૂ. ગુ. ) નિસાસો; નિશ્વાસ.

**આસાળિયો** પું. એ નામની એક વનસ્પતિ; અશેળિયો.

**આસાં** [ ફા. આસાન ( સુખ પામવું ) ] અ. સરળ; હલકું; હળવું.

**આસિક** [ સં. અસિ ( તરવાર ) + ઇક ( વાળું ) ] પું. તરવારથી લડનાર; તરવારવાળો સિપાઈ.

**આસિકની** સ્ત્રી. ઉત્તર એશિઅમાં આવેલી એ નામની નદી; ચેનેસી નદી.

**આસિકા** ૧. સ્ત્રી. આરતી ઉપર હાથ ફેરવી તેને આંખે અડાડવાની ક્રિયા; આસકા.

૨. [ સં. આસ્ ( બેસવું ) ] સ્ત્રી. બેસવાનો અનુક્રમ; એક પછી એક બેસવું તે.

**આસિક્ત** ૧. [ સં. આ ( વધારે ) + સિક્ત ( છાંટેલ ) ] વિ. ખૂબ છાંટેલ.

૨. [ સં. આ ( ઓછું ) + સિક્ત ( છાંટેલ ) ] વિ. લગાર છંટકાવ કરેલ.

**આસિખ** ૧. [ સં. આ ( ઓછું ) + શિક્ષ્ ( શીખવવું ) ] પું. શિખામણ; ઉપદેશ.

૨. સ્ત્રી. આશિષ; આશીર્વાદ.

**આસિખા** [ હિં. ] સ્ત્રી. આશિષ; આશીર્વાદ.

**આસિત** ૧. [ સં. ] પું. અસિત નામના મુનિનો વંશજ.

૨. ન. બેઠક; આસન.

૩. ન. બેસવાપણું.

૪. ન. શહેર; નગર.

૫. [ સં. આસ્ ( બેસવું ) + ઇત ( એલું ) ] વિ. બેઠેલું.

**આસિદ્ધ** [ સં. ] પું. રાજાની આજ્ઞાથી અટકાવેલો પ્રતિવાદી.

**આસિધાર** ૧. ન. આકરું વ્રત.

૨. [ સં. અસિ ( તરવાર ) + ધારા ( તીણી કોર ) ] ન. તરવારની ધાર જેવું અઘરું કામ.

**આસિન** ૧. [ સં. આશ્વિન ] પું. હિંદુ વર્ષનો સાતમો માસ; આસો.

૨. ન. બેસવાનું ઠેકાણું.

૩. ન. બેસવું તે.

**આસિનવ** પું. બગાડ; સડો; વિકાર.

**આસિનાસિ** ન. આસિનાસ મુનિનું સંતાન.

**આસિફુલ્લુઘાત** ( આસિફુલ્લુઘાત ) [ ઉ. ] પું. ઉર્દૂ લિપિમાં એ નામનો એક અરબી કોશ.

**આસિમ** ૧. વિ. પવિત્ર.

૨. [ અ. ] વિ. સદ્ગુણી.

**આસિયા** ૧. [ અ. આસ ( ઘંટીનું પડ ) ] સ્ત્રી. ઘંટી; દળવાની ચક્કી.

૨. સ્ત્રી. પવનચક્કી.

**આસિયાન** [ ફા. ] પું. નિસરણો; ધાર કાઢવાનો પથ્થર.

**આસિયાસંગ** [ અ. આસ ( ઘંટીનું પડ ) + સંગ ( પથ્થર ) ] પું. ઘંટીનો પથ્થર.

**આસિયાં** ૧. સ્ત્રી. ઘંટી; આસિયા.

૨. સ્ત્રી. પવનચક્કી.

**આસિર** [ અસરનું અપભ્રંશ ] પું. દશા.

**આસિરગઢ** ન. મધ્ય પ્રાંતમાં બુરાનપુરની ઉત્તરે આવેલું એ નામનું પ્રાચીન શહેર; અસેર.

**આસિરિઅ** ૧. પું. એશિઅમાં આવેલ એ નામનો એક જૂનો દેશ.

૨. સ્ત્રી. આસિરિઅ દેશમાં બોલાતી ભાષા.

**આસિર્બાદ** [ સં. આશિસ્ ( દુઆ ) + વાદ ( બોલી ) ] પું. આશીર્વાદ.

**આસિલ** પું. ( પુરાણ ) મહાભારતમાં વર્ણવેલ એ નામનો એક ઋષિ.

**આસિસ્ટંટ** ૧. [ અં. અસિસ્ટંટ ] ન. મદદ કરનાર માણસ; મદદનીશ.

૨. વિ. મદદનીશ; હાથ નીચેનું; સહાયક; મદદગાર.

**આસિસ્ટંટ સેક્રેટરિ** [ અં. અસિસ્ટંટ સેક્રેટરિ ] પું. વિશ્વાસથી જેને ગુપ્ત બાબતોની જાણ કરવામાં આવે એવો હાથ નીચેનો મદદગાર.

**આસિંકોસુરા** [ સં. આસુ ( દારૂ ગાળવો ) + સુરા ( મદિરા ) ] સ્ત્રી. બહેડાંની છાલ અને ચોખાનો બનાવેલો દારૂ. આ પીણું પાંડુ, સોજા, હરસ, પિત્ત, લોહીવિકાર અને કફના રોગ મટાડે. તે ચીકાશ વગરનું, ભૂખ લગાડનાર, જુલાબ કરે એવું અને હળવું મનાય છે.

**આસિંદો** [ સં. અશ્મંતક ] પું. એક જાતનું ઝાડ; આસંત્રો; આસોંદરાનું ઝાડ.

**આસો** ૧. સ્ત્રી. ( ડિંગળ ) સર્પની દાઢ; આશી.

૨. વિ. આશી; ભૂખ્યું.

૩. [ સં. અશ્ ( ખાવું ) + ઇન્ ( વાળું ) ] વિ. ખાવાની ઇચ્છાવાળું.

૪. વિ. ગુનેગાર; અપરાધી.

૫. વિ. પાપી.

**આસીઆત** [ સં. ઇષ્ટ ] વિ. ( કચ્છી ) ઇચ્છેલ; આકાંક્ષિત.

**આસીડ** ૧. [ અં. ઍસિડ ] પું. તેજાબ.

૨. વિ. આંબટ; ખાટું; આમ્લ.

**આસોતરો** પું. એ નામનું એક જાતનું ઝાડ; આસુંદ્રો; આસંદરો.

**આસોત્રી** સ્ત્રી. આસોંદરાનું ઝાડ; આસંદ્રો.

**આસીન** ૧. [ સં. આસ્ ( બેસવું ) ] પું. ( નાટ્ય ) શરીર ઉપર અલંકાર ન રાખી શોક અને ચિંતામાં હોય તેમ દેખાવ કરી નટીથી ગવાતું ગાયન.

૨. વિ. આસનારૂઢ; બેઠેલું; બિરાજમાન.

**આસીનપાઠ્ય** પું. ( નાટ્ય ) લાસ્યના દશ અંગમાંનું એક; શોક અને ચિંતાવાળી ભૂષણ વગરની નાયિકાનું વાજાં કે સાજ વગર ગાન.

**આસીનાં** ન. દગડફૂલ; પથ્થરફૂલ. તે ઔષધિ તરીકે વપરાય છે.

**આસીમા** [ ફા. ] વિ. નવાઈ પામેલું.

સર આસીમા = મૂંઝાયેલું મગજ.

**આસોયા** સ્ત્રી. અનાજની ઘંટી; દળવાની ચક્કી.

**આસોરિઅ** પું. પશ્ચિમ એશિઅમાંનો એ નામનો એક જૂનો દેશ.

**આસીરિઅન** ૧. ન. આસીરિઅનું રહેવાસી; આસીરિઅ દેશનું વતની.

૨. વિ. આસીરિઅ નામના દેશનું; આસીરિઅને લગતું.

**આસીર્વાદ** [ સં. આશિસ્ ( દુઆ ) + વાદ ( બોલવાપણું ) ] પું. આશીર્વાદ; આશીર્વચન.

**આસીલ** વિ. કૂકડાની એ નામની એક જાતનું.

**આસીવ્રત** [ સં. અસિ ( તરવાર ) + વ્રત ( ધાર્મિક આચરણ ) ] ન. સ્ત્રીપુરુષે વચમાં ઉઘાડી તરવાર મૂકીને એક પથારીમાં સૂઈ બ્રહ્મચર્ય પાળવાનો નિયમ.

**આસીસ** ૧. [ સં. આ ( ઉપર ) + શીર્ષ ( માથું ) ] પું. તકિયો; ઉશીકું.

૨. ન. આશીર્વાદ; આશિષ.

૩. ન. ઇનામ; બક્ષિશ.

**આસીસા** ન. આશિષ. કવિતામાં આ શબ્દ વપરાય છે.

**આસુ** ૧. [ સં. અશોક ] ન. આસોપાલવનું ઝાડ; અશોક વૃક્ષ.

તિયાં વૃક્ષ વિવિધ જાતનાં, સુણો ન્યાય સહુ તેહ તણા;
અંબ કદંબ અનાર આસુ, તાલ તમાલ ત્યાં ઘણા.
નિષ્કુળાનંદ

૨. [ સં. આશુ ( જલદી ) ] અ. જલદી; તરત; ત્વરાથી.

આસુ તરસ સહસા ઝટિત, ત્વરિત તૂર્ણ દ્રુત હોય,
સત્વર શીઘ્ર ને ક્ષિપ્ર લઘુ, લર રય રંહસ સોય;
બાજ બેગ જબ રભ સરભ, અવલંબિત ઊતાલ,
ચપલ ચાટી ચાતુર અલી, આતુર દેખી દયાલ.
પિંગળલઘુકોષ

**આસુકર્ણી** [ સં. આખુ ( ઉંદર ) + કર્ણ ( કાન ) + ઇન્ ( વાળું ) ] પું. એક જાતની વનસ્પતિ; આખુકર્ણી. તેનાં પાનનો આકાર ઉંદરના કાન જેવો હોવાથી તેને ઉંદરકાની પણ કહેવાય છે. તેનો રસ પીવાથી બગડેલ લોહી સુધરતું હોવાનું મનાય છે.

**આસુખ** પું. આસોપાલવનાં જેવાં પાનવાળું એક ઝાડ.

**આસુગ** [ સં. આશુ ( જલદી ) + ગ ( જનાર ) ] ન. ( ડિંગળ ) તીર; આશુગ.

**આસુચ** ૧. [ સં. અ ( નહિ ) + શુચ્ ( ચોખ્ખું થવું ) ] ન. અપવિત્રતા; આભડછેટ.

૨. વિ. અશુદ્ધ; અપવિત્ર.

**આસુતિ** ૧. [ સં. આ ( વધારે ) + સુતિ ( ઉકાળો ) ] સ્ત્રી. ઉકાળો; કાવો; આસવ.

૨. [ સં. આ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + સૂ ( જન્મ આપવો ) ] સ્ત્રી. જણતર; પ્રસવ.

૩. સ્ત્રી. દારૂની બનાવટ.

૪. સ્ત્રી. સત્ત્વ; અર્ક.

૫. સ્ત્રી. સોમ નામની વેલનો રસ કાઢવાપણું.

૬. સ્ત્રી. સ્નાન; નાવણ.

**આસુતિશાળા** [ સં. આસુતિ ( સત્ત્વ ) + શાલા ( જગ્યા ) ] સ્ત્રી. દારૂ ગાળવાની ભઠ્ઠી.

**આસુતીબલ** ૧. પું. કન્યાઓનો બચાવ કરનાર.

૨. [ સં. આસુતિ ( અર્ક ) + વલ્ ( ફેરવવું ) ] પું. દારૂ વેચનાર; કલાલ.

૩. પું. સોમરસ ખેંચનાર હોતા.

૪. વિ. સત્ત્વ ખેંચનાર.

**આસુતીવલ** ૧. પું. કન્યાઓનો બચાવ કરનાર.

૨. પું. દારૂ વેચનાર; કલાલ; મદ્ય ખેંચનારો.

૩. [ સં. આસુતિ ( અર્ક ) + વલ્ ( ફેરવવું ) ] પું. સોમરસ ખેંચનાર યજ્ઞનો હોતા; સોમલતાને પીસનાર યાજ્ઞિક.

૪. વિ. આસવ કાઢનાર; સત્ત્વ ખેંચનાર.

**આસુતોષ** ૧. [ સં. આશુ ( જલદીથી ) + તુષ્ ( સંતોષાવું ) ] પું. શંકર; શિવ; મહાદેવ; આશુતોષ. તે બીજા દેવોના કરતાં જલદી પ્રસન્ન થતા હોવાનું કહેવાય છે.

૨. વિ. જલદી પ્રસન્ન થનાર.

**આસુદન** [ ફા. આસૂદન ] ન. આરામ લેવો.

**આસુદા** [ ફા. આસૂદન ( આરામ લેવો ) ] વિ. આરામવાળું; વિશ્રાંતિ લેતું.

**આસુદું** [ ફા. આસૂદન ( આરામ લેવો ) ] વિ. સુખી; આસૂદું; આરામ ભોગવતું.

આસુદા થવું = (૧) ખૂબ ઊંઘ કાઢવી. (૨) પૂરો આરામ લેવો; આરામ માટે આડા પડવું. કરી ભોજન ને આસુદા થાય, પ્રભાત થયું ને ઊઠિયા રાય.—નાકર

**આસુન** [ સં. અશ્વગંધા ] પું. સુંદર, લીસાં અને ચળકતાં ફળવાળો એ નામનો એક છોડ; આસુંદ. તેનાં પાન વાટીને પાઠા ઉપર લગાડવા માટે ઉપયોગી અને મૂળ શક્તિવર્ધક મનાય છે.

**આસુપલ્લવ** [ સં. અશોક ] ન. આસોપાલવ; અશોકનું ઝાડ.

આસુપલ્લવ જઈ ચઢિઉ,
આપિઉ લઈ અહિનાણ;
કીધાં કર્મ ન છૂટીઈ,
બોલઈ વેદ પુરાણ. સીતાહરણ

**આસુમા** ૧. [ ફા. ] પું. સ્વર્ગ.

૨. વિ. ઊંચું.

**આસુર** ૧. [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) ] પું. અસુર; દૈત્ય; રાક્ષસ. શૂર, ક્રોધી,

ચુગલીખોર, મોટાઈ રાખનારા, ખાવાની વૃત્તિવાળા, વગર સમજ્યે બૂમબરાડા પાડનાર, નિર્દય અને અભિમાની સ્ત્રીપુરુષોને પણ આસુર કહે છે.

૨. પું. આઠ જાતના વિવાહ માંહેનો એક; કન્યાવિક્રયવાળું લગ્ન. આવા વિવાહમાં કન્યાને વેચાતી લેવાય છે.

૩. પું. (ડિંગળ) મુસલમાન.

૪. પું. લદ્દાખક અસુર જાતિનો માણસ.

૫. પું. બ. વ. દક્ષિણ ગોળાર્ધના તારા.

૬. ન. અસુરપણું; રાક્ષસી વર્તન.

૭. ન. બિડલવણ; બિડલૂણ; એક જાતનું બનાવટી મીઠું.

૮. ન. યજ્ઞ ન કરનાર માણસ.

૯. ન. લોહી; રુધિર.

૧૦. ન. વાઢકાપની ક્રિયા.

૧૧. વિ. જંગલી; માણસને ન છાજે એવું.

૧૨. વિ. તામસી; ક્રોધી; જલદ; આકરું.

૧૩. વિ. દૈત્યનું; અસુરનું; રાક્ષસી.

૧૪. વિ. દૈવી; દેવતાઈ.

૧૫. વિ. સંસ્કાર વિનાનું.

**આસુરભાવ** [સં. અ (નહિ) + સુર (દેવ) + ભાવ (પ્રકૃતિ)] પું. રાક્ષસી સ્વભાવ.

**આસુરમાર્ગ** [સં. અ (નહિ) + સુર (દેવ) + માર્ગ (રસ્તો)] પું. જીવના માર્ગની ચાર જાત માંહેની એક. તે નરક તરફ લઈ જાય છે.

**આસુરલગ્ન** [સં. અ (નહિ) + સુર (દેવ) + લગ્ન (વિવાહ)] ન. કન્યાને તેના સંબંધીઓ પાસેથી ખરીદવામાં આવે એવું એક જાતનું લગ્ન; આસુરવિવાહ.

**આસુરવિવાહ** ૧. પું. કન્યાને જોરજુલમથી લઈ જાય તેવું લગ્ન; જંગલી વિવાહ.

૨. [સં. અ (નહિ) + સુર (દેવ) + વિ (જુદું) + વહ્ (લઈ જવું)] પું. કન્યાવિક્રયવાળો વિવાહ; ધર્મશાસ્ત્રકારોએ કહેલા આઠ જાતના વિવાહ માંહેનો એક. તેમાં કન્યાના માબાપને અથવા તો સગાંવહાલાંને ધન આપી અને કન્યાને પણ શક્તિ પ્રમાણે પલ્લાં તરીકે ધન આપી સ્વચ્છંદપણે કન્યાને પરણાવવામાં આવે છે.

**આસુરવેદ** પું. અથર્વવેદનો એક પેટા વેદ.

**આસુરસંપદ્ગુણ** [સં. આસુર (દૈત્યનું) + સંપદ્ (ધન) + ગુણ (સ્વભાવ)] પું. (વેદાંત) રાક્ષસી ગુણ. તે નીચે પ્રમાણે: કામ, ક્રોધ, લોભ, દ્વેષ, અભિમાન, મોહ, અદેખાઈ, દંભ, અનૃત (જૂઠાણું), પૈશુન્ય (ચાડી), જુગુપ્સા (નિંદા), પ્રાણીપીડા, પરિવાદ (રૂબરૂમાં પારકાનાં દૂષણ કહેવાં), અતિવાદ (બહુ બોલકાપણું), પરિતાપ (નકામી ચિંતા), અક્ષમા, (માફી નહિ આપવાપણું), અધૃતિ (ઇંદ્રિયોના વિષયોમાં ચાલાકી), અસિદ્ધિ (ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય વગેરે નહિ મળવાં), પાપકૃત્ય, અહિંસા, અજ્ઞાન, પ્રાતિકૂલ્ય (ખરાબ આચરણ), વિવિત્સા (વિષયોને જાણવાની ઇચ્છા), પારુષ્ય (કઠોરતા), સ્તેય (ચોરી), પરિગ્રહ (શરીરના નિર્વાહ ઉપરાંત વધારાનો સંગ્રહ) અને અશૌચ (શરીર અને મનનું મેલાપણું).

**આસુરસ્વ** [સં. આસુર (યજ્ઞ નહિ કરનાર માણસ) + સ્વ (ધન)] ન. યજ્ઞ નહિ કરનારનું ધન.

**આસુરાયણ** પું. (પુરાણ) કશ્યપ ઋષિની ત્રણ વંશમાલિકા શાખા માંહેની પહેલીના એ નામના બ્રહ્મર્ષિ.

**આસુરાયણીય** પું. (પુરાણ) એ નામે સામવેદની એક શાખા.

**આસુરાવેશ** [સં. આસુર (દૈત્ય) + આવેશ (વળગાડ)] પું. વળગાડ; ભૂતપ્રેતથી સપડામણ.

**આસુરિ** ૧. પું. (પુરાણ) યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાંનો એ નામનો ઋષિ; આસુરી.

> આસુરિ, વોહલિ અને પંચશીર્ષ એ ઋષિઓ તૃપ્ત થાઓ. — ભગવતી ભાગવત

૨. પું. સાંખ્યયોગના આચાર્ય કપિલ મુનિનો એ નામનો શિષ્ય; આસુરી.

૩. વિ. ખરાબ રીતે મેળવેલ; કુમાર્ગે મળેલ.

**આસુરિવાસી** [સં. આસુરિવાસિન્] પું. આસુરિ મુનિનો એ નામનો શિષ્ય; શુક્લ યજુર્વેદી સંપ્રદાયનો પ્રવર્તક એટલે ફેલાવનાર એક ઋષિ.

**આસુરી** ૧. પું. (પિંગળ) એક જાતનો અનુષ્ટુપ છંદ.

૨. પું. યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞનો એ નામનો એક ઋષિ.

૩. પું. સાંખ્યયોગના આચાર્ય કપિલ મુનિનો એ નામનો શિષ્ય; આસુરિ.

૪. સ્ત્રી. અશુભ ભાવના; અસુરપણે ઉપજવું પડે એવા મનોભાવ.

૫. સ્ત્રી. (પુરાણ) ઋષભદેવ વંશના સુમતિ રાજાના દીકરા દેવતાજિત્ નામના રાજાની સ્ત્રી; દેવદ્યુમ્નની મા.

૬. સ્ત્રી. એક જાતનો છોડ; મોહરી; રાઈ.

૭. સ્ત્રી. કાપકૂપ કરી રોગ મટાડવાની વિદ્યા.

> આસુરી ઉપાય = ઊંટવૈદું.

૮. સ્ત્રી. દૈત્યની સ્ત્રી; રાક્ષસણી.

૯. સ્ત્રી. રાતી રાઈ.

૧૦. સ્ત્રી. સરસવ.

૧૧. [સં. અ (નહિ) + સુર (દેવ)] વિ. અસુર સંબંધી; રાક્ષસને લગતું; રાક્ષસી; દાનવી; જંગલી; અસુરનું.

૧૨. વિ. કુમાર્ગે મેળવેલ.

૧૩. વિ. ક્રોધી; તામસી; જલદ; આકરું; કરડું.

૧૪. વિ. દાહક; બાળનાર.

૧૫. [સં. અસુર (દેવ) + ઇન્ (વાળું)] વિ. દેવતાઈ; દૈવી.

**આસુરીઅનુષ્ટુપ** પું. (પિંગળ) એક જાતનો અનુષ્ટુપ છંદ. તેમાં તેર અક્ષર આવે છે.

**આસુરીઉષ્ણિક** પું. (પિંગળ) ઉષ્ણિકની જાતનો ચૌદ અક્ષરવાળો છંદ.

**આસુરીક** [સં. આસુરી (રાક્ષસી) + ઇક (વાળું)] વિ. રાક્ષસના જેવું; આસુરીય.

**આસુરીગાયત્રી** સ્ત્રી. (પિંગળ) ગાયત્રીની જાતનો પંદર અક્ષરવાળો છંદ.

**આસુરીચિકિત્સા** [સં. આસુરી (કાપકૂપ કરી રોગ મટાડવાની વિદ્યા) + ચિકિત્સા (ઉપચાર)] સ્ત્રી. કાપકૂપ કરી રોગ મટાડવાપણું.

**આસુરીજગતી** પું. (પિંગળ) જગતીની જાતનો નવ અક્ષરવાળો છંદ.

**આસુરીત્રિષ્ટુપ** પું. (પિંગળ) ત્રિષ્ટુપની જાતનો એક છંદ. તેમાં દશ અક્ષર આવે છે.

**આસુરીપંક્તિ** પું. (પિંગળ) પંક્તિની જાતનો અગિયાર અક્ષરવાળો છંદ.

**આસુરીબૃહતી** પું. (પિંગળ) એ નામનો બાર અક્ષરવાળો એક છંદ. તે બૃહતીની જાતનો છે.

**આસુરીમાયા** ૧. [સં. આસુરી (અન્યાયથી મેળવેલ) + માયા (દોલત)] સ્ત્રી. અનીતિથી મેળવેલું ધન.

૨. સ્ત્રી. રાક્ષસી છેતરપિંડી.

૩. સ્ત્રી. હલકી વાસના.

૪. ન. હલકી વાસનાવાળું માણસ.

**આસુરીય** [સં. અસુર (દાનવ) + ઈય (લગતું)] વિ. રાક્ષસી; દૈત્યનું.

**આસુરીવિવાહ** ૧. પું. કન્યાને જોરજુલમથી લઈ જાય તેવું લગન; જંગલી વિવાહ.

૨. [સં. આસુર (રાક્ષસ) + વિવાહ (લગ્ન)] પું. કન્યાવિક્રયવાળું લગ્ન; આસુરવિવાહ; ધર્મશાસ્ત્રકારોએ કહેલા આઠ જાતના વિવાહ માંહેનો એક. તેમાં કન્યાના માબાપને અથવા તો સગાંવહાલાંને ધન આપી અને કન્યાને પણ શક્તિ પ્રમાણે પલ્લાં તરીકે ધન આપી સ્વચ્છંદપણે કન્યાને પરણાવવામાં આવે છે.

**આસુરીવૃત્તિ** [ સં. આસુરી ( દૈત્યનું ) + વૃત્તિ ( વલણ ) ] સ્ત્રી. દુષ્ટ સ્વભાવ; રાક્ષસી પ્રકૃતિ.

**આસુરીસંપત** ૧. [ સં. આસુરી ( રાક્ષસી ) + સંપદ્ ( પૈસો ) ] સ્ત્રી. કુમાર્ગે મળેલી દોલત; ખૂરી કમાણીનું ધન.
૨. સ્ત્રી. ખરાબ કામનો જમાવ.
૩. સ્ત્રી. હલકી વાસના; રાક્ષસી વૃત્તિ. કામ, ક્રોધ, લોભ, મોહ જેવી અશુભ વૃત્તિ આસુરીસંપત કહેવાય છે.

**આસુરીસંપત્તિ** [ સં. આસુરી ( રાક્ષસી ) + સંપત્તિ ( ધનનો વધારો ) ] સ્ત્રી. હલકી વાસના; આસુરીસંપત.

**આસુરીસંપદ** [ સં. આસુરી ( રાક્ષસી ) + સંપદ્ (દોલત) ] સ્ત્રી. હલકી વાસના; અધમવૃત્તિ; આસુરીસંપત.

**આસુરીસૃષ્ટિ** ૧. સ્ત્રી. દૈવી આપત્તિ. જેમકે, આગ; દુકાળ.
૨. સ્ત્રી. રાક્ષસોની દુનિયા.

**આસુંઢ** પું. એ નામનો એક છોડ; અશ્વગંધા; આસુન.

**આસુંદ** [ સં. અશ્વગંધા ] પું. ખાનદેશ, નાસિક, વરાડ અને ઘાટ ઉપર ઘણે ઠેકાણે ઊગતું એ નામનું એક ઝાડ; આસંધ; ઢોરગુંજ. આ ઝાડ ૪-૫ વર્ષ રહી શકે. તેનાં ચણા જેવડાં ચણોઠી જેવાં લાલ ફળમાં રીંગણીનાં બી જેવાં બી હોય છે. ગુણમાં તે તૂરો, વીર્ય વધારનાર, સહેજ તીખો, બલ આપનાર, તેજ વધારનાર, સુગંધી, ગરમ તેમ જ હલકો અને વાત, ક્ષય, દમ, ઉધરસ, ધાઈ, કફ, વિષ, કરમિયાં, સોજો અને ખરજ મટાડનાર ગણાય છે.

**આસુંદ્રો** [ સં. અશ્મંતક ] પું. એ નામનું ઝાડ; આસંત્રો; આસુંદરો.

**આસુત** [ સં. આ ( થોડું ) + સુત ( રસ કાઢેલ ) ] ન. કંદ, મૂળ અથવા ફળને મીઠાના પાણીમાં રાખી મૂકી થતા અથાણાની એક જાત.

**આસૂત્રિત** ૧. [ સં. આ ( વધારે ) + સૂત્ર્ ( બાંધવું ) + ઇત ( એલું ) ] વિ. ઓતપ્રોત; એકબીજાની સાથે ભળી ગયેલું.
૨. વિ. હાર પહેરેલ.

**આસૂદગાન** [ ફા. આસૂદન ( આરામ લેવો ) ] ન. બ. વ. મરી ગયેલાં માણસ.

**આસૂદગી** ૧. સ્ત્રી. આબાદી; સમૃદ્ધિ.
૨. [ ફા. આસૂદન ( આરામ લેવો ) ] સ્ત્રી. આરામ; શાંતિ.
૩. સ્ત્રી. તૃપ્તિ; સંતોષ.

**આસૂદન** [ ફા. ] અ. ક્રિ. ( ધાતુ ) આરામ લેવો. તેના ઉપરથી યોજાયેલ શબ્દ: આસૂદું; આસૂદગાન; આસૂદગી.

**આસૂદા** ૧. [ ફા. આસૂદન ( આરામ લેવો ) ] વિ. આરામવાળું; શાંત.
૨. વિ. મરી ગયેલું.
૩. વિ. સંતોષી; તૃપ્ત.
૪. વિ. સુખી.
૫. વિ. સંપન્ન; ભર્યુંપૂર્યું; સ્થિતિવાળું; પૈસાદાર.

**આસૂદાખાતિર** ૧. [ ફા. આસૂદા ( સંતોષી ) + ખાતિર ( મન ) ] વિ. તૃપ્ત; સંતોષી.
૨. વિ. પૂરેપૂરૂં.
૩. વિ. શાંત; સ્વસ્થ.

**આસૂદાદિલ** વિ. સંતોષી; તૃપ્ત.

**આસૂદાહાલ** ૧. વિ. આરામવાળું.
૨. વિ. એશઆરામમાં રહેતું; વૈભવમાં હોય એવું.
૩. વિ. સંતોષી.

**આસૂદું** ૧. [ ફા. આસૂદન ( આરામ લેવો ) ] વિ. આરામ પામેલું; સ્વસ્થ; શાંત.
૨. વિ. છૂટું થયેલ; સ્વતંત્ર.
૩. વિ. સુખી; પૈસાવાળું; આરામ ભોગવતું.

**આસૂયા** ૧. [ સં. અસૂયા ] સ્ત્રી. અદેખાઈ; ઈર્ષા.
૨. સ્ત્રી. ક્રોધ; કોપ; ગુસ્સો.
૩. સ્ત્રી. પારકાના ગુણમાં દોષ શોધવાપણું.

**આસૂંદરો** [ સં. અશ્મંતક ] પું. એક જાતનું ઝાડ; આસંત્રો; આસિંદ્રો; આશીત્રી; કકુભ; અર્જુન; નદીસર્જ; ઇંદ્રદ્રુ; વીરવૃક્ષ; વીર; ધવલ. તે તૂરો, ખાટો અને ઠંડો છે. તે વાત, પિત્ત, કફ, મેહ નામનો મૂત્રરોગ, દાહ, તરસ, ઝેર, પિશાચબાધા, ગંડમાળ, નારું, વિષમજ્વર, કોઢરોગ, લોહીનો બગાડ, ગલગંડ અને અતિસારને મટાડે. આ ઝાડની શિંગો તૂરી, ઠંડી, સ્વાદિષ્ટ અને કબજિયત કરનાર અને કફ તથા વાયુ મટાડે. તેનાં મોટાં પાંદડાં બીડી બનાવવામાં, અંતરછાલ બંદૂકની જામગરી તૈયાર કરવામાં, છાલ મજબૂત ટકાઉ દોરડાં વણવામાં અને છાલમાંથી નીકળતો લાલ રંગ ચામડાં રંગવામાં વપરાય.

**આસે** [ સં. ઇહ ( અહીં ) ] અ. ( જૂ. ગુ. ) આ ઠેકાણે; અત્ર.

**આસેક** ૧. [ સં. આ ( થોડું ) + સિચ્ ( છાંટવું ) ] પું. થોડો છંટકાવ.
૨. [ સં. આ ( વધારે ) + સિચ્ ( છાંટવું ) ] પું. સારી પેઠે છંટકાવ.

**આસેક્ય** [ સં. આ (થોડું) + સિચ્ (છાંટવું) ] પું. એક જાતનો નપુંસક; બીજાનું વીર્ય પોતાના મોઢામાં લેનાર હીજડો; મુખયોનિ. નપુંસકના પાંચ પ્રકાર: આસેક્ય, સુગંધી, કુંભિક, ઈર્ષ્યક અને ષંઢ. ષંઢ કેવળ નપુંસક હોય છે.

**આસેચન** ૧. [ સં. આ ( વધારે ) + સેચન ( છાંટણ ) ] ન. ઘણો છંટકાવ.
૨. ન. પ્રવાહી પદાર્થ રાખવાનું વાસણ; છાંટવાની ચીજ રાખવાનું પાત્ર.
૩. ન. સહેજ છંટકાવ.
૪. વિ. મનોહર; સુંદર.

**આસેચની** [ સં. આસિચ્ ( રેડવું ) ] સ્ત્રી. નાનું વાસણ.

**આસેચવાન** વિ. અંતર્ગોળ; ગગનાકાર; 'કૉન્કેવ'.

**આસેતરો** [ સં. અશ્મંતક ] પું. આસુંદરાનું ઝાડ; આસંત્રો.

**આસેધ** ૧. [ સં. આ ( વધારે ) + સિધ્ ( અટકાવવું ) ] પું. કેદ; પ્રતિબંધ; અટક; કાયદાથી અટકાવ; જાપ્તો; કાયદેસર બંધન. આસેધના ચાર પ્રકાર: ૧. કાલાસેધ એટલે અમુક મુદતની કેદ અથવા અટકાયત. ૨. કર્માસેધ એટલે અમુક કામ કરવાની બંધી. ૩. પ્રવાસાસેધ એટલે હરકોઈ જગ્યાએથી બહાર જવાની મનાઈ. ૪. સ્થાનાસેધ એટલે અમુક જગ્યા છોડવાનો પ્રતિબંધ.
૨. પું. જપ્તી; ગુના બદલ સરકારે લીધેલો કબજો.

**આસેધક** [ સં. આ ( વધારે ) + સિધ્ ( અટકાવવું ) + ક ( વાળું ) ] વિ. કેદ કરતું; અટકાવતું; પ્રતિબંધ કરનાર.

**આસેધપાત્ર** [ સં. આસેધ ( જપ્તી ) + પાત્ર ( લાયક ) ] વિ. ખાલસા થવાને લાયક; જપ્ત કરવા જેવું.

**આસેધવિધિ** [ સં. આસેધ ( જપ્તી ) + વિધિ ( રીત ) ] સ્ત્રી. જપ્તીની રીત; ગ્રહણ રીતિ.

**આસેબ** ૧. [ ફા. ] પું. આફત; મુશ્કેલી.
૨. પું. દુઃખ; વ્યાધિ.
૩. પું. નુકસાન; ઈજા.
૪. પું. બીક; ભય.
૫. પું. ભૂતપ્રેતની નડતર; ઝોડઝપટ; વળગાડ.

**આસેર** પું. ( ડિંગળ ) કિલ્લો; કોટ; દુર્ગ; ગઢ.

**આસેરિયો** પું. ( કચ્છી ) ધોળાં કે ગુલાબી ઝીણાં ફૂલવાળો એક જાતનો છોડ. તેની શિંગ

વચમાં પહોળી, ચપટી અને બન્ને છેડે સાંકડી હોય છે.

**આસેવન** ૧. ન. વારંવાર કરવાપણું.
૨. [ સં. આ ( વારંવાર ) + સેવન ( સેવવાપણું ) ] ન. સતત વપરાશ.
૩. ન. સંભોગ; મૈથુન.

**આસેવના** ૧. સ્ત્રી. ( જૈન ) આરોપણ.
૨. સ્ત્રી. ( જૈન ) સંયમનું એટલે સાધુ જીવનનું પરિપાલન.
૩. સ્ત્રી. ( જૈન ) સાધુએ વ્રત અથવા નિયમમાં ભંગ કરવાપણું.
૪. સ્ત્રી. ( જૈન ) સૂત્રનો અભ્યાસ.

**આસેવા** ૧. [ સં. આ ( વારંવાર ) + સેવા ( કામ ) ] સ્ત્રી. ફરીફરી થતું કામ.
૨. સ્ત્રી. સંભોગ; મૈથુન.
૩. સ્ત્રી. સારી રીતની ચાકરી.

**આસેવિત** ૧. ન. કામ; ક્રિયા.
૨. ન. વારંવાર સારી રીતે કરાતી સેવા.
૩. વિ. કરેલું.
૪. વિ. ચારે તરફથી સચવાયેલ.
૫. વિ. થોડો સ્વાદ લીધેલ; ચાખેલ.
૬. [ સં. આ ( વારંવાર ) + સેવ્ ( સેવા કરવી ) + ઇત ( એલું ) ] વિ. ફરીફરીને કરેલું.
૭. વિ. સારી રીતે સેવેલ.

**આસેવી** [ સં. આ ( વારંવાર ) + સેવ્ ( સેવા કરવી ) + ઇન્ ( વાળું ) ] વિ. ચાલુ સેવન કરતું; નિરંતર ભક્તિ કરતું.

**આસેસર** ૧. [ અં. અસેસર ] પું. આંકણી કરનાર માણસ.
૨. પું. કોર્ટમાં કામ ચાલતી વખતે બેસી ફેંસલા વખતે મત આપનાર સભ્ય.
૩. પું. જમાબંદી કરનાર; જમીન માપી જાત વગેરે તપાસી ખેડૂતનું સરકારી ભરત ઠરાવનાર માણસ.

**આસેં** અ. ( ચારણી ) અહીં.

**આસો** ૧. [ સં. અશોક ( એક ઝાડ ) ] પું. આસોપાલવનું ઝાડ.
૨. [ સં. આસવ ] પું. ( ડિંગળ ) મદ્ય; દારૂ.
૩. [ સં. આશ્વિન; પ્રા. આસોઅ ] પું. વિક્રમ સંવતનો બારમો માસ. તેની પૂનમે અશ્વિની નક્ષત્ર હોય છે.
૪. સ્ત્રી. નાગા લોકની એક પેટા જાત.
૫. ન. નાગા લોકની એ નામની પેટા જાતિનું માણસ.
૬. વિ. નાગા લોકની એક પેટા જાતિનું.

**આસોઈ** [ સં. અશ્વયુજી ] સ્ત્રી. આસો માસની પૂર્ણિમા; શરદ પૂનમ.

**આસોગ** [ સં. આશોક ] ન. ( પ્રાકૃત ) અશોકના ઝાડનું ફૂલ.

**આસોજ** [ સં. અશ્વ ( ઘોડો ) + યુજ્ ( જોડવું ) ] પું. આસો માસ; આશ્વિન; વિક્રમ વર્ષનો છેલ્લો મહિનો.

**આસોટિયું** પું. આંખ ફરકાવતાં ભમર પણ ફરકે એવું.

**આસોડવું** ( આસોડ્વું ) ૧. સ. ક્રિ. ( ગ્રામ્ય ) કામકાજમાં જોડી પાવરધું કરવું.
૨. સ. ક્રિ. કેળવી સવારી લાયક કરવું.
૩. સ. ક્રિ. પલોટવું.

**આસોડિયા** ( આસોડ્યા ) ૧. સ્ત્રી. લુહારની એ નામની અટક.
૨. ન. લુહારની એ નામની અટકનું માણસ.
૩. વિ. લુહારની એ નામની અટકનું.

**આસોતરો** પું. એ નામનું એક જાતનું ઝાડ; આસોત્રો.

**આસોતું** ૧. ન. કામ; કર્મ; આસવતું.
૨. વિ. કામમાં રોકાયેલું; કામગરું.

**આસોત્રો** [ સં. અશ્મંતક ] પું. એ નામનું એક ઝાડ; શિંબીવર્ગની એ નામની વનસ્પતિ; આસંગો. તેનાં બબ્બે જોડાયેલાં પાન બીડી વાળવાના કામમાં આવે છે. તેને પીળાશ પડતા ધોળાં ફૂલ અને લાંબી, ચપટી ને કઠણ શિંગ આવે.

**આસોદ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. રાસ્નાને મળતા મૂળવાળી એક વનસ્પતિ; અશ્વગંધા; આસંધ. તેનું ઘી સંધિવા ઉપર લગાડાય છે.

**આસોદરિયા** ૧. સ્ત્રી. કણબીની એ નામની અટક.
૨. ન. કણબીની એ નામની અટકનું માણસ.
૩. વિ. કણબીની એ નામની અટકનું.

**આસોદરો** [ સં. અશ્મંતક ] પું. એક જાતનું ઝાડ; આસંત્રો; આસુંદરો.

**આસોદા** વિ. ( ગ્રામ્ય ) ખાઈપીને ધરાયેલું.

**આસોદેસિયા** ૧. સ્ત્રી. કણબીની એ નામની અટક.
૨. ન. કણબીની એ નામની અટકનું માણસ.
૩. વિ. કણબીની એ નામની અટકનું.

**આસોપાલવ** [ સં. અશોક ( જાસુંદી ) + પલ્લવ ( પાંદડું ) ] પું. હિંદુસ્તાન અને સીલોનમાં થતું આંબાના જેવું મોટું, સીધું અને હમેશ લીલું રહેતું ઝાડ. ઉપર લીસી કાળી બદામી છાલવાળું ઝાડ; અશોક; જાસુંદી; કંકાલી; કંકેલી; વંજુલ; વિશોક. તે સ્વાદિષ્ટ, ઠંડો, હાડકાંને સાંધનાર, ફાયદાકારક, સુગંધવાળો, જીવડાંનો નાશ કરનાર, તૂરો, શરીરની કાંતિ વધારનાર, સ્ત્રીઓનો શોક દૂર કરનાર, ઝાડા મટાડનાર, પિત્તકર અને બળતરા, ગાંઠ, ઉદરશૂળ, આફરો, વિષ, હરસ, નારું, તરસ, શોથ, અપચો અને રક્તરોગ મટાડનાર છે. આ ઝાડની ડાળીઓ ચોતરફ ફેલાવાથી મથાળું ઘટાદાર લાગે. એનાં કરચલીવાળાં લીસાં ચકચકિત લાંબાં પાનનાં શુભ પ્રસંગે તોરણ બનાવાય. જાન્યુઆરીથી મે માસ સુધી ફૂલનાં લૂમખાં ડાળીને છેડે આવે. શરૂઆતમાં ફૂલ ચકચકિત નારંગી રંગનાં અને પછી રાતાં થઈ જાય છે. ફૂલ ખીલે ત્યારે અશોકનો સુંદર દેખાવ લાગે. ફૂલમાં ચાર અંડાકાર પાંખડી, ૪ થી ૭ બહાર નીકળતા પુંકેસર અને પુંકેસર ઉપર મૂત્રાશયના આકારના પરાગકોષ હોય. ૬ થી ૧૦ ઇંચ લાંબી શિંગ કાચી હોય ત્યારે રાતીચોળ દેખાય અને તેમાં ૪ થી ૮ લીલાં બિયાં હોય. ચોમાસામાં પાકતાં આ ઝાડનાં ફળ પક્ષીને બહુ ભાવે. લાકડું ઝાંખા બદામી રંગનું અને પોચું હોય છે. બંગાળી લોકો આ ઝાડનાં લાકડાને પેટી અને લેખણી બનાવવામાં વાપરે છે. મૂત્રાશયના દરદમાં તેની છાલ વપરાય. ફૂલનો ભૂકો પાણીમાં નાંખી પીવાથી ઝાડા મટે. હિંદી લોકોની નજરમાં આ ઝાડ પવિત્ર મનાતું હોવાથી ચૈત્ર સુદ તેરશને દિવસે આસોપાલવનું પૂજન થાય છે. આ ઝાડ કામદેવનું માનીતું હોઈ તે પ્રેમની સંજ્ઞારૂપ છે. સીતાજીને લંકામાં અશોક વનમાં રાખેલ, ત્યાં તેઓ પતિવ્રતાપણું જાળવીને રહ્યાં. આથી આ ઝાડને પતિવ્રતનું સૂચક મનાય છે. બૌદ્ધ ધર્મના લોકો પણ તેને પવિત્ર માને છે, કારણ કે બુદ્ધ ભગવાન અશોકના ઝાડ નીચે જન્મ્યા હતા. સંસ્કૃત કાવ્ય પ્રમાણે આ ઝાડ બહુ લાગણીવાળું મનાતું હોઈ જો કોઈ સુંદર સ્ત્રી તેને અડે તો તરત જ ફૂલ આવે.

**આસોપાલવડો** ( આસોપાલવડ઼ો ) [ સં. અશોકપલ્લવ ] પું. એ નામનું ઝાડ; આસોપાલવ.

**આસોપાલો** [ સં. અશોકપલ્લવ ] પું. એ નામનું ઝાડ; આસોપાલવ.

આસોપાલો મલ્લિકા ઘટ ખૂલે. — નર્મદ

**આસોં** પું. અષાડ માસ.

**આસોંદ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. એ નામની દવામાં ઉપયોગી એક વનસ્પતિ; આસંધ.

**આસોંદરો** [ સં. અશ્મંતક ] પું. આસંત્રો; સાધારણ કદનું, બેવડાં, ચપટાં ને જોડાયેલાં પાનવાળું અને આંબલીના કાતરા જેવાં ફળવાળું ઝાડ. તેનાં ફળ અને કળી લાંબાં માંજરવાળાં અને ફૂલ રાડારૂડીનાં ફૂલને મળતાં આવે. તેનાં મૂળ અને છાલ દવામાં અને પાંદડાં બીડી બનાવવામાં વપરાય. ગૂમડાં, પ્રમેહ અને શીળવામાં મૂળ અને છાલ ફાયદાકારક મનાય. ઉંદરનું ઝેર, ચામડીના દોષ અને લોહી સુધારવા સારૂ તેનાં મૂળ અને છાલ મરીની સાથે ચાર છ મહિના સુધી લેવાય. તે ગરમ, લોહી સુધારનાર, વાતહર અને મૂત્રલ એટલે વધારે મૂત્ર લાવનાર છે.

**આસોંધ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. આસંધ નામની વનસ્પતિ.

**આસૌજ** [ હિં. ] પું. આસો મહિનો; આશ્વિન.

**આસૌધ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. આસંધ.

**આસૌં** [ અસ્મિન્ ( આમાં ) + સમ ( વર્ષ ) ] અ. ( હિંદી ) આ વર્ષ; આ સાલ.

**આસ્કત** [ હિં. ] સ્ત્રી. આળસ; સુસ્તી.

**આસ્કતાના** [ હિં. ] વિ. આળસુ; સુસ્ત; મંદ.

**આસ્કતી** [ હિં. ] વિ. આળસુ; આસ્કતાના.

**આસ્કંદ** ૧. [ સં. આ ( ઉપર ) + સ્કંદ્ ( જવું ) ] પું. આક્રમણ; ધસારો; હલ્લો; ચઢાઈ.
૨. પું. એક જાતનો કંદ.
૩. [ સં. આ ( ઉપર ) + સ્કંદ્ ( પડવું ) ] પું. કૂદકો; ઠેકડો; છલંગ.
૪. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્કંદ્ ( કૂદવું ) ] પું. ઘોડાની જોસબંધ ફલાંગ મારતી એક ચાલ.
૫. પું. ચડવું તે; સવારી.
૬. પું. તિરસ્કાર; નિંદા.
૭. પું. દબાણ.
૮. પું. નાશ કરવાપણું; ભૂસી નાખવું તે.
૯. પું. લડાઈ; યુદ્ધ.
૧૦. પું. સુકવણ; શોષણ.
૧૧. પું. હુમલો કરનાર માણસ; ચઢાઈ કરનાર પુરુષ.

**આસ્કંદન** ૧. [ સં. આ ( ઉપર ) + સ્કંદ્ ( જવું ) + અન ( પણું ) ] પું. આક્રમણ; હલ્લો; ધસારો.
૨. પું. ઘોડાની એક જાતની ફલાંગથી ચાલવાની ગતિ.
૩. પું. ઠેકડો.
૪. પું. દબાણ.
૫. પું. નાશ.
૬. પું. નિંદા; તિરસ્કાર.
૭. પું. લડાઈ; યુદ્ધ.
૮. પું. શોષણ.
૯. પું. સવારી.

**આસ્કંદયુગ** [ સં. આ ( ચોતરફ ) + સ્કંદ્ ( નાશ પામવું ) + યુગ ( જમાનો ) ] પું. કલિયુગ, કેમકે આ યુગમાં ધર્મનો બધે વિનાશ થાય છે.

**આસ્કંદિત** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્કંદ્ ( કૂદવું ) ] ન. ઘોડાની જોસબંધ ફલાંગ મારતી ચાલ; 'ગૅલપ'.
૨. વિ. આસ્કંદનવાળું.
૩. વિ. કૂદકો મારેલ.
૪. વિ. દબાયેલ.
૫. વિ. નાશ થયેલ.
૬. વિ. સુકાયેલ.
૭. વિ. હુમલો કરાયેલ.

**આસ્કંધ** પું. ( ગણિત ) એક જાતનો સ્પર્શ; 'ઑસ્ક્યુલેશન'. જો બે વક્ર, સપાટી અથવા એક જ વક્રની બે શાખા એકબીજાને એવી રીતે અડતી હોય કે સ્પર્શસ્થાને તેમની વચ્ચે બે કરતાં વધારે બિંદુ સામાન્ય હોય તો તેવા સ્પર્શને આસ્કંધ કહે છે.

**આસ્કંધપાત** [ સં. આસ્કંધ ( એક સ્પર્શ ) + પાત ( પડવું તે ) ] પું. ( ગણિત ) એક પ્રકારનો પાત; 'ઑસ્કનોડ'. એક જ વક્રની બે શાખા એકબીજાને એવી રીતે સ્પર્શ કરે કે સ્પર્શસ્થાને તેમની વચ્ચે બે કરતાં વધારે બિંદુ સામાન્ય હોય, તો આ બે શાખાથી બનતા પાતને આસ્કંધપાત અથવા આસ્કંધીયપાત કહે છે.

**આસ્કંધીકરણ** [ સં. આસ્કંધ ( એક સ્પર્શ ) + ઈ ( જેવું બતાવનાર પ્રત્યય ) + કરણ ( કરવું તે ) ] ન. ( ગણિત ) બે વક્ર, સપાટી અથવા એક જ વક્રની બે શાખા એવી રીતે દોરવાપણું કે તેઓ એકબીજાને સ્પર્શ કરે અને સ્પર્શસ્થાને તેમની વચ્ચે બે કરતાં વધારે બિંદુ સામાન્ય હોય; 'ઑસ્ક્યુલેશન'.

**આસ્કંધીય** [ સં. આસ્કંધ ( એક સ્પર્શ ) + ઈય ( વાળું ) ] વિ. ( ગણિત ) સ્પર્શ કરતા બે વક્ર, સપાટી અથવા એક જ વક્રની બે શાખા વચ્ચે સ્પર્શસ્થાને બે કરતાં વધારે બિંદુ સામાન્ય હોય એવા સ્પર્શને લગતું; 'ઑસ્ક્યુલન્ટ'; 'ઑસ્ક્યુલર'; 'ઑસ્ક્યુલેટિંગ'.

**આસ્કંધીયકરણ** [ સં. આસ્કંધ ( એક સ્પર્શ ) + ઈય ( વાળું ) + કરણ ( કરવું તે ) ] ન. ( ગણિત ) વક્ર દોરવાપણું; આસ્કંધીકરણ.

**આસ્કંધીયપાત** પું. ( ગણિત ) એક પ્રકારનો પાત; આસ્કંધપાત.

**આસ્કંધીયસંધિ** [ સં. આસ્કંધ ( એક સ્પર્શ ) + ઈય ( વાળું ) + સંધિ ( જોડાણ ) ] સ્ત્રી. ( ગણિત ) એક જાતની સંધિ; 'ઑસ્કલ ઇન્ફ્લેકશન'. એક જ વક્રની બે શાખા એકબીજાને એવી રીતે સ્પર્શ કરે કે સ્પર્શસ્થાને તેમની વચ્ચે બે કરતાં વધારે બિંદુ સામાન્ય હોય અને સ્પર્શસ્થાને તે બે શાખામાંથી એકનું સંધિબિંદુ હોય તો તે સંધિને આસ્કંધીયસંધિ કહે છે.

**આસ્કા** સ્ત્રી. આરતી ઉપર હાથ ફેરવી તે આંખને અડાડવાની ક્રિયા; આરતીસ્પર્શ; આરિકા.

**આસ્કારા** [ ફા. આશ્કારા ] સ્ત્રી. પ્રસિદ્ધિ; કીર્તિ; ખ્યાતિ.

**આસ્ટર** [ અં. ઍસ્ટર ] ન. વાવ્યા પછી દસ દિવસમાં ઊગી નીકળતો અને ત્રણ માસે ફૂલ આપતો એક જાતનો સવા ફૂટ ઊંચો છોડ. સપ્ટેમ્બરથી ઑક્ટોબર સુધી તેનાં બી વવાય છે.

**આસ્ટ્રેલિઅન** [ અં. ઑસ્ટ્રેલિઅન ] વિ. ઑસ્ટ્રેલિઅનું; ઑસ્ટ્રેલિઅને લગતું.

**આસ્ટ્રેલિઆ** [ અં. ઑસ્ટ્રેલિઅ ] પું. હિંદુસ્તાન અને ચીનની દક્ષિણે આવેલો એક મોટો ટાપુ. એ પાંચમો ખંડ ગણાય છે.

**આસ્ટ્રિઆ બ્રાયર** ન. એક જાતનો ગુલાબ. તેને સુંદર ફૂલ આવે છે.

**આસ્તક** પું. જરત્કારુનો એ નામનો દીકરો. જુઓ આસ્તિક.

**આસ્તર** ૧. [ સં. આ ( ચોતરફ ) + સ્તૃ ( પાથરવું ) ] પું. ગાલીચો; સાદડી; શેતરંજી; જાજમ.
૨. પું. ઘણો વિસ્તાર.
૩. પું. ઝિલ્લી; કલા; નીચેની પાતળી ચામડી; 'મેમ્બ્રન'.
૪. [ સં. આ ( ઉપર ) + સ્તૃ ( પાથરવું ) ] પું. ઢાંકણ; ઓઢો.
૫. પું. ધ્રોની પથારી.
૬. પું. પછેડી; ચાદર.
૭. પું. પડ; થર.
૮. પું. પાથરવાની ક્રિયા; બિછાવવું તે.
૯. પું. બિછાનું; પાથરણું; ચટાઈ.
૧૦. [ સં. આ ( ઉપર ) + સ્તૃ ( ઢાંકવું ) ] પું. હાથીની ઝૂલ.

**આસ્તરક** ૧. પું. ગુંદરની એક જાત.

૨. [ સં. આ ( ઉપર ) + સ્તૃ ( પાથરવું ) + અક ( કરનાર ) ] પું. પથારી પાથરનાર નોકર.

**આસ્તરણ** ૧. [ સં. આ ( ઉપર ) + સ્તૃ ( પાથરવું ) + અન ( પણું ) ] ન. ઓછાડ; ચાદર; પછેડી.

૨. ન. ઓશીકું.

૩. ન. ઢાંકણું.

૪. ન. ધ્રો પાથરવી તે.

૫. ન. પાથરવાની ક્રિયા; બિછાવવું તે.

૬. ન. વિસ્તાર; ફેલાવો.

૭. ન. શેતરંજી; ગાલીચો; આસ્તર.

૮. ન. હાથીની ઝૂલ.

**આસ્તરણગત** [ સં. આસ્તરણ ( ચાદર ) + ગત ( ગયેલું ) ] વિ. ઓછાડ પાથર્યા વિનાનું.

**આસ્તરણી** [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્તૃ ( પાથરવું ) ] સ્ત્રી. શેતરંજી; ચટાઈ.

**આસ્તા** [ સં. આસ્થા ] સ્ત્રી. શ્રદ્ધા; ભાવ; આસ્થા.

**આસ્તાદ** ૧. પું. ઇલાહી સનના મહિનાનો તેમ જ ઈરાનીઓના મહિનાનો છવ્વીસમો દિવસ.

૨. પું. ( જરથોસ્તી ) એ નામનો એક યજત એટલે ફિરસ્તો; સાતમા મુખ્ય ફિરસ્તા અમરદાદના ત્રણ હમકાર એટલે સાથે કામ કરનારમાંનો એ નામનો એક.

૩. પું. જરથોસ્તી માસનો છવ્વીસમો દિવસ.

**આસ્તાન** ૧. [ ફા. ] પું. ઉંબરો; દરવાજો.

૨. પું. ફકીરનું રહેઠાણ.

૩. પું. મંદિરનું દ્વાર.

**આસ્તાનબોસ** ૧. [ ફા. આસ્તાન ( ઉંબરો ) + બોસ ( ચુંબન ) ] પું. ઉપરીને મળવા જનાર પુરુષ.

૨. પું. ઉંબરો ઘસનાર માણસ.

**આસ્તાનબોસી** [ ફા. ] સ્ત્રી. માનપૂર્વક મળવા જવું તે.

**આસ્તાના** ૧. [ હિં. અસ્થાન ( જગ્યા ) ] પું. ઉંબરો; દરવાજો.

૨. પું. ફકીરને રહેવાનું ઠેકાણું.

૩. પું. મંદિરનું બારણું.

**આસ્તાય** [ સં. અસ્ ( હોવું ) ] સ્ત્રી. ( જરથોસ્તી ) હાજરી.

**આસ્તાર** [ સં. આ ( ચોતરફ ) + સ્તૃ ( પાથરવું ) ] પું. વિસ્તાર; ફેલાવો.

**આસ્તારપંક્તિ** પું. ( પિંગળ ) પહેલા અને ચોથા ચરણમાં ૧૨ અને બીજા અને ત્રીજા ચરણમાં ૮ મળી કુલ ૪૦ વર્ણનો વૈદિક છંદ.

**આસ્તાવ** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્તુ ( સ્તુતિ કરવી ) ] પું. યજ્ઞ વખતે મંત્ર ભણવાનું ઠેકાણું; યજ્ઞમાં સ્તુતિ કરનારાઓની જગ્યા.

૨. પું. સ્તોત્ર; સ્તુતિ.

**આસ્તાવા** પું. ચંબુ; નાળચાવાળો કળશો.

**આસ્તાવાળું** ૧. [ સં. આસ્થા ( ઉમેદ ) + વત્ ( વાળું ) ] વિ. આશાવાળું.

૨. વિ. પૈસાદાર; શાહુકાર.

૩. [ સં. આસ્થા ( વિશ્વાસ ) + વત્ ( વાળું ) ] વિ. વફાદાર; વિશ્વાસુ.

૪. વિ. શ્રદ્ધાળુ; ભાવવાળું.

**આસ્તિક** ૧. [ સં. અસ્તિ ( હયાતી ) + ઇક ( વાળું ) ] પું. આસ્થાવાળો પુરુષ.

૨. પું. ( પુરાણ ) એ નામનો એક મુનિ; ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલ જરત્કારુ ઋષિનો દીકરો. જરત્કારુ કશ્યપની મનસા નામની દીકરીને પરણ્યો હતો. જરત્કારુ જંગલમાં જતો રહ્યો તે વખત એની સ્ત્રી સગર્ભા હતી. તે પોતાનો આશ્રમ તજી હિમાલયના કૈલાસ શિખર ઉપર ગઈ. ત્યાં તે શિવ અને પાર્વતીની સેવામાં રહી. એની સેવાથી શંકર પ્રસન્ન થયા અને જ્ઞાનનો ઉપદેશ કર્યો. પૂરા દહાડા થતાં તેને કૈલાસ ઉપર દીકરો આવ્યો. શિવે કરેલો ઉપદેશ ગર્ભમાં રહીને એણે ગ્રહણ કર્યો છે તે જાણીને એનું નામ આસ્તિક પાડ્યું. શંકરે પોતે એને જનોઈ આપ્યું અને વેદ વેદાંગમાં હોશિયાર બનાવ્યો. વળી એને મૃત્યુંજય મંત્ર પણ આપ્યો. પછી શંકરના કહેવાથી જરત્કારુ પોતાના દીકરાને લઈને પોતાના બાપ કશ્યપના આશ્રમમાં ગઈ. વખત જતાં જનમેજય રાજાએ સર્પસત્રનો આરંભ કર્યો. એણે હજારો નાગનાં કુટુંબોને યજ્ઞમાં બાળી નાખ્યાં. આથી મોટા મોટા નાગ વિચારવા લાગ્યા કે આસ્તિક કોઈ રીતે આપણો બચાવ કરે. એટલામાં તક્ષક નાગના ઉપર જ મરણનો પ્રસંગ આવ્યો. તક્ષક સર્પસત્રથી ડરીને ઇંદ્રને શરણે જઈ તેના સિંહાસનને વળગી છુપાઈ બેઠો. જનમેજયની આજ્ઞા પ્રમાણે સર્પસત્રના ઋત્વિજોએ હોમવા સારુ તક્ષકનું આવાહન કર્યું, છતાં તક્ષક આવ્યો નહિ. આથી તેઓએ ઇંદ્ર સહિત તક્ષકનું આવાહન કરતાં ઇંદ્રે તક્ષકને તજી દીધો એટલે તે કુંડની ઉપર આવી ઊભો. તે દરમિયાન બધા નાગે એકઠા થઈ ભાણેજ આસ્તિકને સર્પસત્ર બંધ કરાવવાની આજીજી કરી. આસ્તિકે જનમેજયની સ્તુતિ કરી એને પ્રસન્ન કર્યો. જનમેજયે ખુશી થઈ સર્પસત્ર બંધ કરાવ્યો. આથી તક્ષક ઊગરી ગયો અને આસ્તિક પોતાની મા પાસે ગયો.

૩. ન. મહાભારતનું એ નામનું પર્વ.

૪. વિ. પવિત્ર; સદાચરણી.

૫. [ સં. અસ્તિ ( હયાતી ) + ક ( વાળું ) ] વિ. વેદ, ઈશ્વર અને પરલોકમાં શ્રદ્ધા રાખનારું.

૬. વિ. શ્રદ્ધાળુ; યકીનવાળું; વિશ્વાસુ.

**આસ્તિકતા** ૧. [ સં. આસ્તિક ( પ્રભુમાં શ્રદ્ધાવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. વેદ, ઈશ્વર અને પરલોકમાં વિશ્વાસ.

૨. સ્ત્રી. શ્રદ્ધા; ભાવ; આસ્થા.

૩. સ્ત્રી. સદાચાર; પવિત્રતા.

**આસ્તિકત્વ** [ સં. આસ્તિક ( શ્રદ્ધાવાળું ) + ત્વ ( પણું ) ] ન. ઈશ્વર, વેદ અને પરલોકમાં શ્રદ્ધા.

**આસ્તિકદર્શન** [ સં. આસ્તિક ( પ્રભુમાં શ્રદ્ધાવાળું ) + દર્શન ( શાસ્ત્ર ) ] ન. ઈશ્વર અને પરલોકમાં આસ્થા રાખવા સંબંધી શાસ્ત્ર.

**આસ્તિકપણું** ન. ઈશ્વર, વેદ અને પરલોકમાં આસ્થા; આસ્તિકતા.

**આસ્તિકવાદ** [ સં. આસ્તિક ( પ્રભુમાં શ્રદ્ધાવાળું ) + વાદ ( મત ) ] પું. ઈશ્વર, વેદ અને પરલોકમાં આસ્થા રાખવાનો મત; ઈશ્વરવાદ.

**આસ્તિકવાદી** ૧. [ સં. આસ્તિક ( ઈશ્વરમાં શ્રદ્ધાવાળું ) + વાદિન્ ( મતનું ) ] પું. પરમાત્મા, વેદ અને પરલોકને માનનાર પુરુષ.

૨. વિ. આસ્તિકવાદમાં માનનાર; ઈશ્વર, વેદ અને પરલોકમાં શ્રદ્ધા ધરાવનાર.

**આસ્તિકાર્થદ** [ સં. આસ્તિક ( એક મુનિ ) + + અર્થ ( હેતુ ) + દા ( આપવું ) ] પું. જનમેજય રાજા. તેણે આસ્તિકની સર્પસત્ર બંધ કરવા માટેની ઇચ્છા પૂરી પાડી તેથી તે આસ્તિકાર્થદ કહેવાય છે.

**આસ્તિક્ય** ૧. [ સં. આસ્તિક ( પ્રભુમાં શ્રદ્ધાવાળું ) + ય ( પણું ) ] ન. ઈશ્વર, વેદ અને પરલોકમાં દૃઢ શ્રદ્ધા.

૨. ન. ( જૈન ) તીર્થંકરે જણાવેલ બધા ભાવોના અસ્તિત્વ ઉપર વિશ્વાસ; તીર્થંકરે ઉપદેશેલ બધી હકીકતમાં માન્યતા; આસ્થા.

૩. ન. ભાવ; શ્રદ્ધા.

**આસ્તિક્યબુદ્ધિ** [ સં. આસ્તિક્ય ( પ્રભુમાં શ્રદ્ધા ) + બુદ્ધિ ( સમજ ) ] સ્ત્રી. ,ઈશ્વર, વેદ અને પરલોકમાં આસ્થા.

**આસ્તિક્યવાદ** [ સં. આસ્તિક્ય ( ઈશ્વરમાં શ્રદ્ધા ) + વાદ ( મત ) ] પું. ઈશ્વરની

હયાતીમાં શ્રદ્ધા રાખવાનો મત; પરમેશ્વર છે એવી માન્યતા.

**આસ્તિક્યવાદી** [ સં. આસ્તિક્ય ( ઈશ્વરને માનવાપણું ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. પરમેશ્વરની હયાતીમાં માનનાર; ઈશ્વર છે એવી શ્રદ્ધાવાળું.

**આસ્તિગ્રામ** ન. મથુરા જિલ્લામાં આવેલ રાવલ ગામનું જૂનું નામ. અહીં રાધાનો જન્મ થયો હતો.

**આસ્તિત્વ** [ સં. અસ્તિ ( હોવું તે ) + ત્વ ( પણું ) ] ન. હોવાપણું; હયાતી; હસ્તી.

**આસ્તિન** પું. પાળેલો સાપ.

**આસ્તીક** ૧. [ સં. ] પું. ભૃગુકુળમાં થયેલ જરત્કારુનો દીકરો; એ નામનો એક ઋષિ. તેણે જનમેજયના સર્પસત્રમાં તક્ષકનો પ્રાણ બચાવ્યો હતો.

૨. ન. મહાભારતના એક પર્વનું નામ.

૩. વિ. આસ્તીક મુનિ સંબંધી.

**આસ્તીકજનની** [ સં. આસ્તીક ( એક મુનિ ) + જનની ( મા ) ] સ્ત્રી. મનસાદેવી; વાસુકી નાગની બહેન; જરત્કારુ ઋષિની સ્ત્રી.

**આસ્તીકમાતા** [ સં. આસ્તીક ( એ નામનો એક ઋષિ ) + માતૃ ( મા ) ] સ્ત્રી. વાસુકી નાગની બહેન; આસ્તીકજનની.

**આસ્તીન** [ ફા. ] સ્ત્રી. બાંય; હાથને ઢાંકતો પહેરવાના કપડાનો ભાગ.

૧. આસ્તીન ચઢાવવી = (૧) કામ કરવા તત્પર થવું. (૨) ધમકી આપવી. (૩) લડવા માટે તૈયાર થવું.

૨. આસ્તીનનો સાપ = મિત્રતાનો દાવો ધરાવતો ઘરનો દુશ્મન; જાહેરમાં હળીમળી રહે અને હૃદયથી શત્રુ હોય એવો સંગી.

૩. આસ્તીનમાં સાપ પાળવો = શત્રુ અથવા અશુભચિંતકને પોતાની પાસે રાખી તેને નિભાવવો.

**આસ્તીર્ણ** ૧. [ સં. આ ( ઉપર ) + સ્તીર્ણ ( ઢાંકેલું ) ] વિ. પાથરેલું; બિછાવેલું.

૨. વિ. વિસ્તીર્ણ; ફેલાયેલું.

**આસ્તૃત** [ સં. આ ( ઉપર ) + સ્તૃ ( પાથરવું ) + ત ( એલું ) ] વિ. બિછાવેલું; આસ્તીર્ણ.

**આસ્તે** [ ફા. આહિસ્તા ] અ. હળવે; ધીમે; ધીરજથી; ઘણી દોડથી નહિ એમ.

**આસ્તેઆસ્તે** ૧. [ ફા. આહિસ્તા ] અ. ધીમે ધીમે.

૨. અ. ધીમેથી.

૩. અ. સગવડે; ફુરસદે.

**આસ્તેક** [ ફા. આહિસ્તા ( ધીરજથી ) + ક ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] અ. જરા ધીમેથી.

**આસ્તેકદમ** ૧. [ ફા. આહિસ્તા ( ધીમે ) + કદમ ( ડગલું ) ] ન. ધીમું પગલું.

૨. વિ. ધીમું; મંદ.

૩. વિ. હળવે ચાલનારું.

૪. અ. ધીમે પગલે; મંદ ચાલે.

**આસ્તોંબોસી** [ ફા. આસ્તાન ( ઉંબરો ) + બોસીદન ( ચૂમવું ) ] સ્ત્રી. ઉંબરાનું ચુંબન.

**આસ્ત્ય** [ સં. અસ્તિ ( હોવાપણું ) + ય ( પણું ) ] ન. આસ્તિકપણું; ઈશ્વર, વેદ અને પરલોકમાં શ્રદ્ધા.

ભાવ ભરોસો નહિ જ કેહનો,
જુગત ન સમજે **આસ્ત્ય**ની. — અખો

**આસ્ત્ર** [ સં. અસ્ત્ર ( ફેંકવાનું હથિયાર ) ] વિ. અસ્ત્ર સંબંધી; ફેંકવાના હથિયાર વિષેનું.

**આસ્થરૂં** [ સં. અ ( નહિ ) + સ્થિર ( દૃઢ ) ] વિ. અસ્થિર; ચંચળ.

**આસ્થા** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્થા ( ગતિ બંધ થવી ) ] સ્ત્રી. અચળતા; સ્થિરતા; દૃઢતા; મક્કમપણું.

૨. સ્ત્રી. આદર; માન.

૩. સ્ત્રી. આલંબન; આધાર; ટેકો.

૪. સ્ત્રી. આશા; ઉમેદ; અપેક્ષા; ઇચ્છા.

૫. સ્ત્રી. આસક્તિ; પ્રેમ.

૬. સ્ત્રી. ખયાલ; ધ્યાન.

૭. સ્ત્રી. પ્રતિષ્ઠા; આબરૂ; મોટાઈ.

૮. સ્ત્રી. મૂડી; પૂંજી; પૈસો; દોલત; નાણું.

૯. સ્ત્રી. યત્ન; પ્રયાસ; કોશિશ.

૧૦. સ્ત્રી. રહેવાનું ઠેકાણું; નિવાસસ્થાન.

૧૧. સ્ત્રી. વિશ્વાસ; ભરોસો.

૧૨. સ્ત્રી. શ્રદ્ધા; યકીન; ભાવ; પૂજ્યબુદ્ધિ.

૧૩. સ્ત્રી. સભા; બેઠક.

૧૪. સ્ત્રી. સ્થાન; જગ્યા; ઠેકાણું.

૧૫. સ્ત્રી. સ્થિતિ; હાલત; દશા.

**આસ્થાઈ** સ્ત્રી. ( સંગીત ) ગાયનના ચાર ભાગમાંનો એ નામનો એક; અસ્તાઈ.

**આસ્થાઈ**, અંતરા, આભોગ અને સંચારી એ જેવી રીતે હાલના ધ્રુપદ વગેરે પ્રબંધના ધાતુઓ કહેવામાં આવે છે તેમ જ પહેલાંના પ્રબંધ ગીતમાં એ વ્યવસ્થા હતી. — પુરાતત્ત્વ

**આસ્થાઈ બેહાગડો** ( આસ્થાઈ બેહાગડો ) પું. ( સંગીત ) એ નામની એક રાગિણી.

**આસ્થાન** ૧. [ સં. આ ( ઉપર ) + સ્થા ( ઓથ લેવો ) ] ન. આસ્થા; શ્રદ્ધા; યકીન.

૨. ન. ઉપર જવાપણું; આરોહણ.

૩. ન. ક્રીડાભૂમિ; મોજ માણવાની જગ્યા.

૪. ન. જગ્યા; સ્થાન; ઠેકાણું.

૫. ન. બેસવાની જગ્યા; બેઠક.

૬. ન. માન; આદર.

૭. ન. યત્ન; મહેનત; ઉદ્યોગ.

૮. ન. વિશ્રામસ્થાન; આરામ લેવાનું ઠેકાણું.

૯. ન. સભા; દરબાર.

૧૦. ન. સભાનું ઠેકાણું.

૧૧. ન. સભામંડપ.

**આસ્થાનગૃહ** [ સં. આસ્થાન ( સભા ) + ગૃહ ( ઘર ) ] ન. સભામંડપ; કચેરીનો ઓરડો; આસ્થાનમંડપ.

**આસ્થાનનિકેતન** [ સં. આસ્થાન ( સભા ) + નિકેતન ( ઘર ) ] ન. સભાગૃહ; કચેરી ભરવાનો મંડપ.

**આસ્થાનમંડપ** ૧. [ સં. આસ્થાન ( સભા ) + મંડપ ( માંડવો ) ] પું. કચેરી ભરવાનો મંડપ; દરબાર ભરવાનો ઓરડો.

**આસ્થાનમંડપ** થકી આવીઉ, કુંઅર વેગિ બાહારિ. — ભાલણ

૨. પું. દીવાનેખાસ.

**આસ્થાનિક** [ સં. આ ( વિરુદ્ધ ) + સ્થાનિક ( જગ્યાનું ) ] વિ. બહારથી મળેલું.

**આસ્થાની** ૧. [ સં. આસ્થાન ( સભા ) ] સ્ત્રી. કચેરી ભરવાનો ઓરડો.

૨. સ્ત્રી. સભા; મંડળી; દરબાર.

**આસ્થાપન** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્થાપન ( જગા ઉપર મૂકવું તે ) ] ન. આરોપણ; સારી રીતે મૂકવાપણું.

૨. ન. ગુદા વાટે ચડાવવાની ઘી અથવા તેલની પિચકારી; સુશ્રુતમાં કહેલ એક બસ્તિકર્મ.

૩. ન. મજબૂતી આપનારો ઉપાય.

**આસ્થાપનબસ્તિ** [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્થાપન ( મૂકવું તે ) + બસ્તિ ( એક જાતની પિચકારી ) ] સ્ત્રી. બસ્તિનો એક પ્રકાર; ગુદા વાટે દૂધ, ક્વાથ કે પાણી ચડાવવાની પિચકારી.

**આસ્થાપિત** [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્થાપિત ( મૂકેલું ) ] વિ. સારી રીતે સ્થાપેલ; સારી રીતે મુકાયેલ; આરોપણ કરેલું.

**આસ્થાયિકા** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્થા ( આશ્રય લેવો ) ] સ્ત્રી. આરામ લેવાનું ઠેકાણું; વિશ્રામસ્થાન.

૨. સ્ત્રી. પ્રેક્ષકવર્ગ; સભા; મંડળી.

૩. સ્ત્રી. શ્રદ્ધા; ભાવ; વિશ્વાસ.
૪. સ્ત્રી. સ્થિતિ; દશા; હાલત.

**આસ્થારૂઢ** [સં. આસ્થા (ભાવ) + આરૂઢ (ચડેલું)] વિ. શ્રદ્ધાળુ; ભાવિક; આસ્થાવાળું.

**આસ્થાવાન** ૧. [સં. આસ્થા (ઉમેદ) + વત્ (વાળું)] વિ. આશાવાળું; અપેક્ષા રાખતું.
૨. વિ. આસ્થા હોય એવું; શ્રદ્ધાવાળું; ભાવિક.
૩. વિ. પૈસાદાર; સાહુકાર.
૪. વિ. વફાદાર; વિશ્વાસુ.
૫. વિ. સ્થિર; અચળ; દૃઢ.

**આસ્થાવાળું** ૧. વિ. આશાવાળું.
૨. વિ. દૃઢ; સ્થિર.
૩. વિ. પૈસાદાર; સાહુકાર.
૪. વિ. વફાદાર; વિશ્વાસુ
૫. વિ. શ્રદ્ધાળુ; ભાવિક.

**આસ્થિક** ૧. [સં. આસ્થા (શ્રદ્ધા) + ઇક (વાળું)] વિ. આસ્થાવાળું; શ્રદ્ધાળુ; ભાવિક.
૨. વિ. ઉમેદ રાખનાર; આશાવાળું.
૩. વિ. દૃઢ; સ્થિર.
૪. વિ. પૈસાદાર; ધનવાન.
૫. વિ. વફાદાર; વિશ્વાસુ.

**આસ્થિત** ૧. [સં. આ (મર્યાદામાં) + સ્થિત (રહેલ)] વિ. ગૂંથાયેલ; મશગૂલ.
૨. વિ. ચડેલું; આરૂઢ.
૩. વિ. ઢંકેલું; વ્યાપ્ત.
૪. [સં. આ (બધે) + સ્થિત (રહેલું)] વિ. પથરાયેલું; વિસ્તૃત.
૫. [સં. આસ્થા (મેળવવું) + ઇત (એલું)] વિ. મેળવેલું; પ્રાપ્ત કરેલું.
૬. વિ. રોકેલું; ઘેરેલું.
૭. વિ. વસેલું; રહેલું.
૮. [સં. આસ્થા (વાપરવું) + ઇત (એલું)] વિ. શરણુ લીધેલ; આશ્રિત; આશ્રય પામેલ.
૯. વિ. સારા વર્તનવાળું; આચારવાળું.
૧૦. [સં. આસ્થા (ચડવું)] વિ. સ્થિતિ પામેલું.

**આસ્થિતિ** ૧. [સં. આસ્થા (ચાલવું)] સ્ત્રી. તાત્પર્યથી વર્તન; મન, વાણી અને કાયાથી આચરણ.
૨. સ્ત્રી. દશા; હાલત.

**આસ્નતાર** પું. (જરથોસ્તી) યસ્ન એટલે એક જાતની લાંબી પ્રાર્થના માટે જણાવેલ આઠ ધર્મગુરુ માંહેનો એક; ઝઓતરનો ધાર્મિક ક્રિયામાં વાપરવાનાં વાસણ અને ચીજ સાફ કરનાર મદદનીશ ધર્મગુરુ.

**આસ્નાન** ૧. [સં. આ (અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર) + સ્ના (નાહવું) + અન (પણું)] ન. નાવણ; નાહવું તે.
૨. ન. નાહવાનું પાણી; સ્નાનોદક.
૩. ન. સ્વચ્છતા; પવિત્રપણું; શુદ્ધિ.

**આસ્નિદહખેરદ** વિ. (જરથોસ્તી) કુદરતી ડહાપણ ધરાવનાર.

**આસ્ની** સ્ત્રી. બેઠક; આસન.

**આસ્પદ** ૧. [સં. આ (ઉપર) + પદ (ઊભા રહેવું)] ન. અવલંબન; આધાર; ઓથ; ટેકો; આશ્રયસ્થાન.
૨. ન. (જ્યોતિષ) કુંડલીમાં લગ્નથી દશમું સ્થાન.
૩. ન. કૃત્ય; કામ; કાર્ય.
૪. ન. જગ્યા; સ્થળ; ઠેકાણું; પદ.
૫. ન. પદવી; ઓદ્ધો; હોદ્દો; દરજ્જો.
૬. ન. પ્રતિષ્ઠા; ઇજ્જત; આબરૂ.
૭. ન. પ્રભુત્વ; મોટાપણું; વડાઈ.
૮. ન. ભલાઈ; સારાપણું; સુજનતા.
૯. ન. વંશ; કુળ; જાતિ.
૧૦. ન. વિષય; મુદ્દો; વસ્તુ.
૧૧. ન. સત્તા; અમલ; દોર; અધિકાર.
૧૨. ન. સ્થિતિ; દશા; હાલત.
૧૩. વિ. ઉપજાવનાર. આ અર્થમાં આ શબ્દ સમાસને અંતે વપરાય છે. જેમકે, હાસ્ય + આસ્પદ = હાસ્યાસ્પદ; લજ્જા + આસ્પદ = લજ્જાસ્પદ.
૧૪. વિ. લાયક; પાત્ર. સમાસને છેડે આ શબ્દ વપરાય છે. જેમકે, શોભાસ્પદ.

**આસ્પર્ધા** [સં. આ (અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર) + સ્પર્ધા (હરીફાઈ)] સ્ત્રી. ચરસાચરસી; હરીફાઈ; સરસાઈ.

**આસ્પર્ધી** [સં. આ (અર્થ વગર શરૂઆતમાં વપરાતો અક્ષર) + સ્પર્ધા (હરીફાઈ) + ઇન્ (વાળું)] વિ. હરીફાઈમાં ઊતરનારું; સરસાઈ કરનારું.

**આસ્પંદ** [સં. આ (થોડું) + સ્પંદ્ (ફરકવું)] પું. કંપ; ધ્રુજારી.

**આસ્પંદન** [સં. આ (થોડું) + સ્પંદ્ (ફરકવું) + અન (પણું)] ન. ડોલન; ધ્રુજારી; આંદોલન; કંપ; ઝોલો.

**આસ્પાત્ર** [સં. આસ્ય (મોઢું) + પાત્ર (ઠામ)] ન. મુખરૂપી વાસણ.

**આસ્પિરેટર** [અં. ઍસ્પિરેટર] ન. ચૂસવાનું ઓજાર.

**આસ્પેરેગસ** [અં. ઍસ્પૅરગસ] પું. એ નામનો એક વિલાયતી ભાજીપાલો. તેનું વાવેતર ચોમાસામાં થાય છે. તે કુમળો હોય ત્યારે તેને ખાવામાં વપરાતો સફેદ રંગનો કોલ ફૂટ છે.

**આસ્ફાતિમ** ૧. ન. એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જઈ શકાય એવું એક આયુધ એટલે શસ્ત્ર.
૨. ન. લડાઈનું એક જૂનું હથિયાર. તેમાં લાકડી સાથે ચામડાની કોથળી હોય અને તે અવાજ કરવા માટે વપરાય.

**આસ્ફાલ** ૧. [સં. આ (થોડું) + સ્ફાલ (ચાલવું)] પું. થોડું હલાવવું તે; ડખોળવાપણું.
૨. પું. હાથથી થાપટ મારવાપણું.
૩. પું. હાથીના કાનનું ફફડવું તે.

**આસ્ફાલન** ૧. [સં. આ (વધારે) + સ્ફાલ્ (હલાવવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. અથડામણ; અફળાટ; પછાટ; આંચકો; સંઘર્ષણ.
૨. ન. આટોપ; આડંબર.
૩. ન. ચાલ; ગતિ.
૪. ન. છબછબાટ; હાથથી મરાતા થાપોડા; થાપ.
૫. ન. પતરાજ; બડાઈ.
૬. ન. પ્રાગલ્ભ્ય; ઉદ્ધતાઈ.
૭. ન. માર; તાડન.
૮. ન. હલાવવું તે.
૯. ન. હાથીના કાનનો ફફડાટ.

**આસ્ફુર્જિત** ૧. [સં. આ (વધારે) + સ્ફુર્જ્ (પ્રકાશવું)] પું. (જ્યોતિષ) શુક્ર ગ્રહનું એક નામ.
૨. પું. શુક્રાચાર્ય.

**આસ્ફોટ** ૧. [સં. આ (અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર) + સ્ફુટ્ (ફોડવું)] પું. અવાજ; ફોડ.
૨. પું. આકડો; મંદાર.
૩. પું. ખભો થાબડવાપણું.
૪. પું. ઘસાવાથી થતો અવાજ; સંઘર્ષણથી થતો શબ્દ.
૫. પું. થાબડવાથી થતો અવાજ.
૬. પું. ધડાકો; ભડાકો.
૭. પું. ધ્રુજારી; કંપારી.
૮. પું. પ્રગટીકરણ; જાહેરાત; ખુલ્લું કરવાપણું; પ્રકાશન.
૯. પું. ફુલાવવું તે.
૧૦. પું. ભભૂકો; ભડકો.
૧૧. પું. મોટા અવાજ સાથે ભાંગી અથવા તૂટી જવાપણું.
૧૨. પું. વસ્તુ અથડાવાથી થતો અવાજ.
૧૩. પું. શસ્ત્રીઓનો બાહુશબ્દ.

૧૪. પું. સૂપડાથી અનાજ ઝાટકી સાફ કરવું તે.

**આસ્ફોટક** ૧. [ સં. ] પું. અખરોટ.
૨. વિ. બાહુશબ્દ કરનાર.

**આસ્ફોટણુ** ૧. [ સં. આ ( અર્થ વગરનો શરૂઆતનો અક્ષર ) + સ્ફુટ્ ( ફૂટવું ) + અન ( પણું ) ] ન. અવાજ સાથે ભાંગતૂટ.
૨. ન. ઊપણવાની ક્રિયા.
૩. ન. જાહેરાત; પ્રગટ કરવાપણું; પ્રકાશન.
૪. ન. થાબડવાપણું; આસ્ફોટ.
૫. ન. ફોડ.
૬. ન. ભડાકો; ધડાકો.

**આસ્ફોટન** ૧. [ સં. આ ( અર્થ વગરનો શરૂઆતનો અક્ષર ) + સ્ફુટ્ ( ફૂટવું ) + અન ( પણું ) ] ન. અવાજ સાથે ફૂટવું કે ભાંગી જવું તે.
૨. ન. ઝાટકવાની ક્રિયા.
૩. ન. તાલનો અવાજ.
૪. ન. થાબડવું તે; આસ્ફોટ.
૫. ન. ધડાકો; ભડાકો.
૬. ન. પ્રકાશન; જાહેર કરવાપણું.
૭. ન. ફોડ.

**આસ્ફોટની** ૧. [ સં. આ ( અર્થ વગરનો શરૂઆતનો અક્ષર ) + સ્ફુટ્ ( ભેદવું ) ] સ્ત્રી. મણિ વીંધવાનું એક યંત્ર.
૨. સ્ત્રી. શારડી.

**આસ્ફોટવું** [ સં. આ ( અર્થ વગરનો શરૂઆતનો અક્ષર ) + સ્ફુટ્ ( ફોડવું ) ] સ. ક્રિ. જોરથી ભટકાવવું.

**આસ્ફોટા** ૧. [ સં. આ ( વધારે ) + સ્ફુટ્ ( ખીલવું ) ] સ્ત્રી. નવમલ્લિકા; નવમાલતી; લતા; જૂઈ.
૨. સ્ત્રી. વિષ્ણુકાન્તા; અપરાજિતા; ગરણી.

**આસ્ફોત** ૧ [ સં. ] પું. આકડો.
૨. પું. કોવિદાર વૃક્ષ.
૩. પું. ખાખરો.

**આસ્ફોતક** [ સં. ] પું. આકડો.

**આસ્ફોતા** ૧. [ સં. ] સ્ત્રી. એ નામની એક જાતની વનસ્પતિ; ઉપલસરી ધોળી; કપૂરીમધુરી.
૨. સ્ત્રી. એક જાતની વેલ; ગરણી; અપરાજિતા.

**આસ્મતપના** [ અ. અસ્મત ( શિયળ ) + ફા. પનાહ ( પાલન ) ] વિ. સ્ત્રી. સતી; પતિવ્રતા; પાકદામન.

**આસ્મતપનાહ** [ સં. અસ્મત ( શિયળ ) + ફા. પનાહ ( પાલન ) ] વિ. સ્ત્રી. પતિવ્રતા; સતી.

**આસ્માક** [ સં. અસ્મદ્ ( હું ) ] વિ. અમારું; અમારા સંબંધી.

**આસ્માકીન** [ સં. અસ્મદ્ ( હું ) ] વિ. અમારું.

**આસ્માન** ૧. પું. ઇલાહી સનના મહિનાનો સત્તાવીસમો દિવસ.
૨. પું. ( જરથોસ્તી ) એ નામનો એક યઝત; ચોથા મુખ્ય ફિરસ્તા શેહેરીઅરના ચાર હમકાર એટલે સાથે કામ કરનાર માંહેનો એક.
૩. પું. જરથોસ્તી માસનો સત્તાવીસમો દિવસ.
૪. [ ફા. આસ ( ઘંટીનું પડ ) + માન ( જેવું ) ] ન. આકાશ; ગગન; આસમાન.
૧. આસ્માન ઉપર ખેંચવું = મગરૂર થવું.
૨. આસ્માન ઉપર ચઢાવવું = (૧) અનહદ વખાણ કરવાં. (૨) ખુશામત કરવી.
૩. આસ્માન ઉપર થૂંકવું = મૂર્ખાઈવાળું.
૪. આસ્માન તાકવું = મજબૂત હોવું.
૫. આસ્માનથી ટક્કર ખાવી-વાતો કરવી = બહુ જ ઊંચું હોવું.
૬. આસ્માનમાં પૈર લગાવવું = અભિમાની થવું.
૫. ન. તેજ; પ્રકાશ.
૬. ન. સ્વર્ગ.

**આસ્માનખોંચા** ૧. [ દિ. ] પું. બહુ જ ઊંચી વસ્તુ.
૨. પું. મેડી ઉપર પહોંચે એવી લાંબી નળીવાળો હુક્કો.
૩. વિ. આકાશ સુધી પહોંચે એવું; ગગનચુંબિત.

**આસ્માનગીરી** [ આસ્માન ( તેજ ) + ગીર ( ઝીલનાર ) ] સ્ત્રી. ચંદરવો; ચંદની; છત.

**આસ્માનપાટ** [ આસ્માન ( આકાશ ) + પાટ ( બાજઠ ) ] પું. આકાશરૂપી વિશાળ પાટલો.

**આસ્માની** ૧. સ્ત્રી. ભાંગ, તાડી જેવી કેફી ચીજ.
૨. [ ફા. આસ્માન ( આકાશ ) ] વિ. આકાશના જેવા રંગવાળું.
૩. વિ. આકાશમાંથી ઊતરેલું.
૪. વિ. ઓચિંતું; અણધાર્યું.
૫. વિ. દૈવી.
આસ્માની ગઝબ-ગોલા-થપેડો = દૈવી આફત.

**આસ્માની આફત** ( આસ્માની આફત ) [ ફા. આસ્માની ( દૈવી ) + અ. આફત ( સંકટ ) ] સ્ત્રી. દૈવી સંકટ; અણધારી મુશ્કેલી; ઓચિંતું દુઃખ.

**આસ્માની તીર** ૧. [ ફા. આસ્માની ( દૈવી ) + તીર ( બાણ ) ] ન. દૈવી આફત.
૨. ન. નુકસાનકારક કામ.
૩. ન. હવામાં મારેલું ખાલી બાણ.

**આસ્માની ફરમાની** ( આસ્માની ફરમાની ) ૧. [ દિ. ] સ્ત્રી. અંદાજી દંડ અને ખાલસા રકમ.
૨. [ ફા. આસ્માની ( દૈવી ) + ફરમાન ( હુકમ ) ] સ્ત્રી. દૈવી હુકમ.
૩. સ્ત્રી. વરસાદને લીધે વિશેષ પ્રમાણમાં આવી પડેલ અણધારેલ આફત.

**આસ્માની બલા** [ ફા. આસ્માની ( દૈવી ) + બલા ( આફત ) ] સ્ત્રી. આસ્માની આફત; દૈવી કોપ.

**આસ્માની વાદળી** સ્ત્રી. અણધારી આફત; દૈવી સંકટ.

**આસ્માની સુલતાની** ૧. [ ફા. આસ્માની ( દૈવી ) + સુલતાની ( રાજ્યનું ) ] સ્ત્રી. અસ્તોદય; ચઢતીપડતી; સુખદુઃખ.
૨. સ્ત્રી. કુદરતી આફત; દૈવી કોપ.

**આસ્મિતા** [ સં. અસ્મિ ( હું છું ) + તા ( પણું ) ] સ્ત્રી. પોતાપણાનું ભાન; અસ્મિતા.

**આસ્ય** ૧. [ સં. ] ન. ગાંડ અથવા ગડગૂમડનું મોં.
૨. ન. ચહેરો.

આનન **આસ્ય** લપન વદન વક્ત્ર તુંડ છબી ધામ,
મુખની શોભા જોઈને લાજત કોટિક કામ.
પિંગળલઘુકોષ

૩. ન. મુખ; મોં; મોઢું.
૪. ન. મોઢાનો વચલો ભાગ.
૫. વિ. મુખમાં થતું.
૬. વિ. મોં ઉપર આવેલું.

**આસ્યપત્ર** [ સં. આસ્ય ( મોઢું ) + પત્ર ( પાંદડું ) ] ન. કમળ; પદ્મ.

**આસ્યપાક** [ સં. આસ્ય ( મોઢું ) + પાક ( પાકવું તે ) ] પું. મોઢું આવી જવાપણું.

**આસ્યલાંગલ** ૧. [ સં. આસ્ય ( મોઢું ) + લાંગલ ( હળ ) ] પું. કૂતરો.
૨. પું. ભૂંડ; ડુક્કર; સુવર.
૩. પું. રીંછ.

**આસ્યલોમ** [ સં. આસ્ય ( મોં ) + લોમન્ ( વાળ ) ] સ્ત્રી. દાઢી.

**આસ્યવિકૂણુન** [ સં. આસ્ય ( મોઢું ) + વિકૂણન ( વાંકું જોવું તે ) ] પું. ( કાવ્ય ) એ નામનો અનુભાવ. તેમાં મનના ભાવને જણાવવા આડે મોઢે જોવાય છે.

**આસ્યશશી** [ સં. આસ્ય ( મોં ) + શશિન્ ( ચંદ્ર ) ] પું. ચંદ્રરૂપી મુખ.

**આસ્યંદન** [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્યંદ ( ઝરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. વહેન; ઝરણ.

**આસ્યંધય** ૧. [ સં. આસ્ય ( મોં ) + ધય ( ધાવનાર ) ] ન. મોઢાનું ચુંબન.
૨. વિ. મોંનું ચુંબન કરનાર.

**આસ્યા** ૧. સ્ત્રી. ( જૂ. ગુ. ) આશા; ઉમેદ.
૨. સ્ત્રી. આસન; બેઠક; બેસવાની જગ્યા.
૩. સ્ત્રી. ઇચ્છા; વાંછા.
૪. સ્ત્રી. થોભ; અટકવાપણું.
૫. સ્ત્રી. નિવાસ; રહેઠાણ.
૬. સ્ત્રી. પરાશ.
૭. સ્ત્રી. પ્રયત્ન; ઉપાય.
૮. સ્ત્રી. સભા; મંડળી.
૯. સ્ત્રી. સ્થિતિ; દશા; હાલત.

**આસ્યાસવ** ૧. [ સં. આસ્ય ( મોં ) + આસવ ( રસ ) ] પું. થૂંક; મોઢાનો રસ.
૨. પું. બચ્ચી; મોઢાનું ચુંબન.

**આસ્ર** [ સં. અ ( વધારે ) + સ્રુ ( ચાલવું ) ] ન. લોહી; રક્ત; રુધિર.

**આસ્રપ** ૧. [ સં. આસ્ર ( લોહી ) + પા ( પીવું ) ] પું. રાક્ષસ; અસુર. તે લોહી પીએ એમ મનાતું હોઈ તેને આસ્રપ કહે છે.
૨. ન. ( જ્યોતિષ ) મૂલ નક્ષત્ર.
૩. વિ. લોહી પીનાર.

**આસ્રમ** પું. આશ્રમ; જિંદગીના બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ એ ચાર વિભાગમાંનો દરેક.

**આસ્રવ** ૧. [ સં. ] પું. ઇંદ્રિયદ્વાર; શરીરની ઇંદ્રિયોનું કાણું.
૨. પું. ઊકળતા ચોખાનાં ફીણ.
૩. પું. ( જૈન ) કર્મબંધહેતુ; જેથી કર્મ બંધાય તે નિમિત્ત; કર્મનું આત્મામાં દાખલ થવું તે અથવા તેના નિમિત્તરૂપ પાપવૃત્તિ; કર્મના બંધનરૂપ બહારનું કામ.
૪. પું. ક્લેશ; દુઃખ; પીડા.
૫. પું. ગુનો; દોષ; અપરાધ.
૬. પું. છોડવું તે.
૭. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્રુ ( વહેવું ) ] પું. ટપકાટ; સ્રાવ; ઝરણ.

**આસ્રવણ** [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્રુ ( વહેવું ) + અન ( પણું ) ] ન. કર્મરૂપે સંબંધ; કર્મરૂપ પ્રવાહનું આત્મામાં દાખલ થવું તે.

**આસ્રવનિરોધ** [ સં. આસ્રવ ( કર્મનું બંધન ) + નિરોધ ( અટકાવ ) ] પું. આવતાં કર્મનો રોક.

**આસ્રવાનુપ્રેક્ષા** [ સં. આસ્રવ ( કર્મનું બંધન ) + અનુપ્રેક્ષા ( ઊંડો વિચાર ) ] સ્ત્રી. ( જૈન ) બાર માંહેની એક ભાવના; ઇંદ્રિય સુખના પ્રેમમાંથી થતાં ખરાબ પરિણામનો વિચાર.

**આસ્રાવ** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્રાવ ( વહેવું તે ) ] પું. ઘા; જખમ; ક્ષત. જખમમાંથી લોહી વહેતું હોઈ તેને આસ્રવ કહેવાય છે.
૨. પું. ઝરણ.
૩. પું. થૂંક.
૪. પું. દુઃખ; ક્લેશ; પીડા.
૫. પું. વહેણ.
૬. ન. પરુ.
૭. વિ. ઝરનાર.

**આસ્રાવી** ૧. [ સં. આસ્રાવ ( જખમ ) + ઇન્ ( વાળું ) ] વિ. જખમવાળું; જેને ક્ષત થયેલ હોય એવું.
૨. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્રાવિન્ ( વહેનાર ) ] વિ. ઝરવાના સ્વભાવવાળું.

**આસ્રી** ૧. પું. અનુયાયી; નોકર.
૨. [ હિં. ] પું. ખુશામત કરનાર.
૩. પું. લગ્નની ક્રિયા કરનાર બ્રાહ્મણ.
૪. [ સં. આસ્ર ( લોહી ) + ઇન્ ( વાળું ) ] વિ. લોહીવાળું.

**આસ્રીભૂત** ૧. [ હિં. ] પું. અનુયાયી; નોકર.
૨. પું. ખુશામત કરનાર માણસ.
૩. પું. લગ્નવિધિ કરનાર બ્રાહ્મણ.

**આસ્રોન** ન. આંખમાં ટીપાં નાખવાં તે.

**આસ્વલ** ન. ( જ્યોતિષ ) સપ્તર્ષિ અથવા ધ્રુવમત્સ્યનું નક્ષત્ર.

**આસ્વાગત** [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સુ ( સારી રીતે ) + આગત ( આવેલું ) ] સ્ત્રી. આગતાસ્વાગતા; પરોણાચાકરી; મહેમાનગીરી; ખાતરબરદાશ.

> **આસ્વાગત** ત્યાં અદિકી કીધ,
> પ્રિતે ચરણ ધોઈ અમૃત પીધ. — શામળ

**આસ્વાદ** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્વાદ્ ( ચાખવું ) ] પું. ખાવાનો ગળકો; ખાવા માટે પ્રેમ.
૨. પું. ચાખવું તે; સ્વાદ લેવાપણું.
૩. પું. માણવું તે; મજા ભોગવવાપણું.
૪. પું. રસ લેવાપણું; રસનો અનુભવ લેવો તે.
૫. પું. રુચિ; સ્વાદ.
૬. પું. શૃંગાર, મધુર વગેરે રસ.

**આસ્વાદક** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્વાદ્ ( ચાખવું ) + અક ( કરનાર ) ] વિ. ચાખનાર; સ્વાદ લેનાર; સવાદિયું.
૨. વિ. રસ લેનાર; માણનાર.

**આસ્વાદન** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્વાદ્ ( ચાખવું ) + અન ( પણું ) ] ન. ચાખી જોવું તે; સ્વાદ લેવાપણું.
૨. ન. રસનો અનુભવ; મજા માણવાપણું.

**આસ્વાદનીય** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્વાદ્ ( ચાખવું ) + અનીય ( જેવું ) ] વિ. ચાખવા જેવું.
૨. વિ. મજા લેવા લાયક; રસ લેવા જેવું.
૩. વિ. સ્વાદુ; સ્વાદવાળું; સ્વાદિષ્ટ.

**આસ્વાદવું** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્વાદ્ ( ચાખવું ) ] સ. ક્રિ. ચાખવું; સ્વાદ લેવો.
૨. સ. ક્રિ. ભક્ષણ કરવું; ખાવું.
૩. સ. ક્રિ. ભોગવવું; માણવું; મજા લેવી.
૪. સ. ક્રિ. રસ લેવો.

**આસ્વાદિત** ૧. [ સં. આ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + સ્વાદ્ ( ચાખવું ) + ઇત ( એલું ) ] વિ. ચાખેલું; સ્વાદ લીધેલું.
૨. વિ. ભક્ષણ કરેલું; ખાધેલું.
૩. વિ. મજા માણેલું.
૪. વિ. રસ લીધો હોય એવું.

**આસ્વાદ્ય** ૧. [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + સ્વાદ્ ( ચાખવું ) + ય ( જેવું ) ] વિ. ચાખવા જેવું; સ્વાદ લેવા યોગ્ય.
૨. વિ. સ્વાદિષ્ટ.

**આસ્વાસ** [ સં. આશ્વસ ( દિલાસો દેવો ) ] પું. સાંત્વન; આશ્વાસન; દિલાસો; ધીરજ.

**આસ્વાસના** [ સં. આશ્વસ ( ધીરજ આપવી ) ] સ્ત્રી. સાંત્વન; દિલાસો; આશ્વાસના.

**આસ્વાસન** [ સં. આશ્વસ ( સાંત્વન આપવું ) ] ન. ધીરજ; દિલાસો; આશ્વાસન.

**આસ્સ** [ અ. ] પું. પહેરો; ચોકી.

**આહ** ૧. [ ફા. ] પું. બગાસું ખાવાથી નીકળતો અવાજ.
૨. સ્ત્રી. આમણ.
૩. સ્ત્રી. ઢોરને પ્રસવ થતાં બહાર નીકળતો માંસનો લોચો; ઓર.
૪. સ્ત્રી. ત્રાસ; ભય; ડર; બીક.
૫. સ્ત્રી. બળ; શક્તિ; સામર્થ્ય.
૬. સ્ત્રી. સાહસ; જોખમ ભરેલું કામ.
૭. સ્ત્રી. હાય; નિસાસો; નિશ્વાસ.

૮. વિ. ( ડિંગળ ) ઉત્કંઠિત; આતુર.

૯. અ. અરે; પીડા, શોક, દુઃખ, ખેદ અને ગ્લાનિ બતાવનાર અવ્યય.

**આહક** ૧. પું. કળીચૂનો.

૨. [ સં. ] પું. ( વૈદક ) નાકના સૂજવાથી આવતો તાવ; નાસાજ્વર.

**આહકજ્વર** [ સં. આહક ( નાકનો સોજો ) + જ્વર ( તાવ ) ] પું. નાસાજ્વર.

**આહટ** ૧. [ હિં. ] પું. પગલાંનો શબ્દ; પગરવ.

૨. પું. પત્તો; નિશાન.

આહટ લેવો = તપાસ રાખવી; સંભાળ લેવી.

૩. ન. યુદ્ધ; લડાઈ.

**આહટવું** અ. ક્રિ. પરસ્પર અથડાવું.

તમે પાણી અમે પાળ, આઠે પહોર **આહટતાં**;
તે હીની ટાહાર, નવી નથી કાંઈ નાગડા.
નાગવાળો–નાગમતીનો દુહો

**આહડવું** ( આહડવું ) સ. ક્રિ. ( ગ્રામ્ય ) પ્રવાહી પદાર્થ અકરાંતિયા જેમ ખાવું.

**આહડી** ( આહડી ) પું. પારધી; શિકારી.

અચરજ હવો **આહડી** કહે, વનચર તે મુખ વાણી વદે.
નાકર

**આહણવું** [ સં. આ ( અર્થ વગર વપરાતો શરૂઆતનો અક્ષર ) + હન્ ( હણવું ) ] સ. ક્રિ. મારી નાખવું; ઘાત કરવો; વધ કરવો.

**આહણ્યો** [ સં. અધન્ય; અપ. અહણ્ણ ] વિ. અધમ; હલકું.

**આહત** ૧. પું. નગારૂં; ઢોલ; ઢક્કા.

૨. પું. ( સંગીત ) વાદી સ્વરથી સંવાદી સ્વર ઉપર અથવા સંવાદી સ્વરથી વાદી સ્વર ઉપર જવાની રીત.

૩. ન. અર્થ વગરની બોલી; બની ન શકે તેવી વાત કહેવી તે; તે વંધ્યાપુત્ર એટલે વાંઝણીનો દીકરો છે એવું બોલવું તે.

૪. ન. જૂનું લુગડું.

૫. ન. નહિ પહેરેલું ધોળું લુગડું; નવું લુગડું.

૬. વિ. અથડાયેલ; ભટકાયેલ.

૭. વિ. અભ્યાસ કરેલ.

૮. વિ. અમુક ગણું કરેલ; ગુણ્ય.

૯. વિ. આઘાત પામેલ; પ્રહાર કરાયેલું; માર મારેલું; તાડિત.

૧૦. [ સં. આ ( થોડું ) + હત ( મારેલ ) ] વિ. ઈજા પામેલ; ઘાયલ; જખમી.

૧૧. વિ. કંપેલું; ચલિત.

૧૨. વિ. ચોળેલું; મર્દન કરેલ.

૧૩. વિ. છૂંદેલું; કચરેલું.

૧૪. વિ. જાણેલ.

૧૫. વિ. ધોયેલું.

૧૬. વિ. પરસ્પર વિરુદ્ધ.

૧૭. વિ. પુરાણું; જીર્ણ; અસલી; પુરાતની.

૧૮. વિ. મદથી ઘેરાયેલ.

૧૯. વિ. મારેલું; હણાયેલું.

૨૦. વિ. વગાડેલું.

૨૧. વિ. સાંભળી શકાય એવું.

વૃક્ષ આદિ ઉદ્‌ભિજ, જરાયુ માનવ જાતિ,
એમાં **આહત** નાદ તણી ઉત્પત્તિ થાતી.
સંગીતશાસ્ત્ર

**આહતનાદ** [ સં. આહત ( અથડાયેલ ) + નાદ ( અવાજ ) ] પું. આઘાતથી ઉત્પન્ન થતો ધ્વનિ; પડઘો; પડછંદો.

**આહતનાદશાસ્ત્ર** [ સં. આહત ( સંભળાય તેવું ) + નાદ ( અવાજ ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. ( સંગીત ) માણસ જાતથી સાંભળી શકાય એવા અવાજનું શાસ્ત્ર; સંગીત અને નાદ બંને મળીને થતું શાસ્ત્ર. કાનને મીઠા લાગતા નાદને સ્વર કે સુર કહેવાય. એ સ્વરના વિવેચન અને ઉપયોગ વિષે જે નિયમો હોય તેના સંગ્રહને સંગીતશાસ્ત્ર કહેવાય. અમધુર અવાજની ઉત્પત્તિ, સ્થિતિ, વહન એટલે લઈ જવાનું કામ, વધારો વગેરે વિષે વિચાર જે શાસ્ત્રમાં સૂક્ષ્મ રીતે કરવામાં આવે તેને નાદશાસ્ત્ર કહે છે.

**આહતા** [ સં. ] સ્ત્રી. દુંદુભિ; એક જાતનું નગારૂં.

**આહતિ** ૧. સ્ત્રી. અવાજ થાય એવો સંજોગ.

૨. સ્ત્રી. આગમન.

૩. [ સં. આ ( થોડું ) + હતિ ( મારવાપણું ) ] સ્ત્રી. ઈજા.

૪. સ્ત્રી. ( ગણિત ) ગુણાકાર.

૫. સ્ત્રી. ઠબકારવું તે.

૬. સ્ત્રી. તાડન; આઘાત; ઘા; ફટકો; પ્રહાર.

૭. સ્ત્રી. મર્દન; માલિશ.

૮. સ્ત્રી. હનન; હત્યા; ખૂન.

**આહત્ય** ૧. [ સં. આ ( થોડું ) + હન્ ( મારવું ) ] વિ. છેદનાર; કાપનાર.

૨. વિ. પેદા થયેલ; ઉત્પજેલ.

૩. વિ. બંદોબસ્ત કરનાર.

૪. અ. કદાચ.

૫. અ. જલદીથી; તરત; શીઘ્ર.

**આહદી** પું. અકબરનાં વખતમાં મનસબ એટલે પદવી ન આપી હોય એવા બાહોશ, શૂરા અને ચપળ કામદાર. તેઓ બાદશાહ સિવાય બીજા કોઈના હુકમ તળે રહેતા નહિ. એમનો મુખ્ય કોઈક વડો અમીર હોય. આ લોકમાં દાખલ થવાની જેની ઇચ્છા હોય તેમને એકઠા કરવા એક કામદાર નીમવામાં આવતો. તે તેમની તરફથી કશું નજરાણું વગેરે નહિ લેતાં તેમને બાદશાહ પાસે લાવે. બાદશાહ તેમની પરીક્ષા કરી ચૂંટણી કરે અને તેમના ચહેરાનું વર્ણન લખી લે. પછી બક્ષી જામીનગીરી લઈ 'બરાવુર્દ' બનાવી તેમને ફરી મહેલમાં લઈ જાય. ત્યાં તેમનો પગાર સવાયો દોઢો અથવા દસથી સત્તર રૂપિયા સુધી વધારવામાં આવે. કેટલાક આહદીને ૫૦૦) રૂપિયા સુધી પગાર મળતો. બાદશાહ આગળ બીજી વખત હાજર થયા પછી તેમના ઘોડા ઉપર નઉ આંકનો છાપ મારે. 'સિખુત' એટલે ત્રીજી વાર લાવ્યા પછી તેમને એક પરવાનો મળે. તે હમેશા આગળ ધરવામાં ઉપયોગી થઈ પડે. તેમને દર ચાર મહિને ચહેરાનું વર્ણન અને 'હયાનનાદા'ની એટલે હયાતનામાની તપાસણી કરાવવા આ ખાતાના દીવાન અને બક્ષી પાસે જવું પડતું. તેમની 'તસદીક' એટલે સાબિતી થતાં ખજાનાનો મુશર્રિફ એમના નામની 'કબ્જ' અથવા પગારનો હુકમ અને 'રસીદ' તૈયાર કરે. તેની ઉપર સરકારી કામદારની સહી થતાં ખજાનચી તેને પગાર ચૂકવે. વર્ષમાં દસ માસ પગાર નગદી મળે. બે માસ ઘોડાના બીજા ખર્ચ પેટે અટકાવી જમા કરવામાં આવે. તે ઉપરાંત દસ માસનો વીસમો ભાગ જુદો કાપવામાં આવે. શરૂઆતમાં તેને ઘરનો ઘોડો લેવો પડે. તે ઘોડો મરી જતાં સરકારી ઘોડો મળે. તેનો ઘોડો મરણ પામતાં મુકર્રર કરેલા અમલદારો તેના દાખલાના કાગળ બનાવે, તેને "કાફતનામા" કહેતા.

**આહન** ૧. પું. દીવાલ બાંધવા માટે વપરાતી પરાળ અને માટીની મેળવણી; પરાળ નાખેલો ગારો.

૨. સ્ત્રી. એક જાતની દવા; હયગંધા.

૩. [ ફા. ] સ્ત્રી. લોઢું; લોખંડ.

૪. ન. આયુધ; હથિયાર.

**આહનગર** [ ફા. આહન ( લોઢું ) + ગર ( વાળું ) ] પું. લુહાર.

**આહનગરી** [ ફા. આહન ( લોઢું ) + ગર ( વાળું ) + ઈ ( પણું ) ] સ્ત્રી. લુહારનો ધંધો.

**આહનન** ૧. [ સં. આ ( થોડું ) + હનન ( પ્રાણ લેવાપણું ) ] ન. ખૂન; હત્યા; આહતિ.

૨. ન. ગુણાકાર.

૩. ન. લાકડી; મારવાનું સાધન.

**આહનનીય** [ સં. આ ( થોડું ) + હન્ ( મારવું ) + અનીય ( જેવું ) ] ન. ખોટો ઢોલ વગાડવી પોતાને બહાર પાડવાપણું.

**આહનન્ય** વિ. વાદિત્ર વગાડનાર; વેદમાં રુદ્ર માટે વપરાયેલું એક વિશેષણ.

**આહનરુબા** [ ફા. આહન ( લોઢું ) + રુબા ( ખેંચનાર ) ] પું. લોહચુંબક.

**આહની** [ ફા. આહન ( લોઢું ) ] વિ. લોઢાનું બનેલું.

**આહનીન** [ ફા. આહન ( લોઢું ) ] વિ. લોઢાનું.

**આહનીનપંજ** [ ફા. આહનીન ( લોઢાનું ) + પંજા ( પંજો ) ] વિ. મજબૂત; જોરાવર.

**આહપાળ** [ સં. અહિ ( સાપ ) + પાલ ( બચાવનાર ) ] પું. સાપના ઝેરથી બચાવનાર ઢેઢ લોકોના દેવ. સરપનો કરડ થયો હોય ત્યારે કરડનારને સુતરની ફાળકી નાખી આહપાળની ધા નખાય છે.

**આહબાન** [ સં. આહ્વાન ] પું. ( હિંદી ) આમંત્રણ; નોતરું; તેડું.

**આહર** ૧. [ હિં. ] પું. અવેડો; હવાડો.
૨. પું. ખોરાક.
૩. પું. પાણીનો ખાડો; તળાવડી.
૪. પું. બજાવવું તે; કરવાપણું.
૫. પું. બલિદાન.
૬. પું. ભઠ્ઠીનાં છાણાંનો ઢગલો.
૭. પું. મીઠાનો અગર.
૮. [ સં. આહવ ] પું. યુદ્ધ; લડાઈ.
૯. [ સં. આ ( તરફ ) + હ ( લેવું ) ] પું. લઈ લેવાની ક્રિયા; ગ્રહણ.
૧૦. પું. લાહી; ઘઉંના લોટની ખેળ.
૧૧. પું. વખત; સમય; કાળ.
૧૨. પું. શ્વાસ.
૧૩. વિ. લાવનાર.
૧૪. વિ. સંઘરો કરનાર; એકઠું કરનાર; સંગ્રાહક.
૧૫. [ અ. આખિર ( છેવટ ) ] અ. છેવટે; છેવટે.

> રાજગાદી પણ સાથરો, અજવાળી પણ રાત;
> બાંધી ભૂપ સરીખડો, **આહર** ભીલની જાત.
> લોકોક્તિ

**આહરજાહર** [ હિં. ] સ્ત્રી. આવજાવ.

**આહરડવું** ( આહ્‌રડવું ) સ. ક્રિ. ( ગ્રામ્ય ) ખાવું; જમવું.

**આહરણ** ૧. ન. એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જવું તે; અપનયન; ફેરબદલી.
૨. ન. એક જાતની શસ્ત્રચિકિત્સા; કાપીને અલગ કરવાપણું.
૩. ન. ખેંચીને બહાર કાઢવું તે.
૪. ન. છોકરાની વહુને આપવામાં આવેલી ચીજો.
૫. ન. દાખલો; દૃષ્ટાંત; ઉદાહરણ.
૬. [ સં. આ ( તરફ ) + હ ( લઈ જવું ) + અન ( પણું ) ] ન. લઈ જવાની ચીજ.
૭. ન. લગ્નમાં કન્યાને અપાતી ભેટ.
૮. [ સં. આ ( ઊલટું ) + હ ( લઈ જવું ) + અન ( પણું ) ] ન. લાવવું તે.
૯. ન. વ્યવસ્થા; બંદોબસ્ત; આયોજન.
૧૦. ન. સ્વીકાર; ગ્રહણ; લેવું તે.
૧૧. ન. હરણ; લઈ જવાપણું.

**આહરણતદ્દેશ** [ સં. આહરણ ( દાખલો ) + તદ્ ( તે ) + દેશ ( ભાગ ) ] પું. દૃષ્ટાંતના ચાર પ્રકાર માંહેનો એક; એકદેશી દૃષ્ટાંત.

**આહરણતદ્દોષ** પું. દાખલાના ચાર પ્રકાર માંહેનો એક; દોષવાળું ઉદાહરણ.

**આહરણિ** સ્ત્રી. પ્રાંત; દેશનો ભાગ.

**આહરણીય** ૧. વિ. મૂકવા લાયક.
૨. વિ. યોજવા જેવું; રચવા લાયક.
૩. [ સં. આ ( ઊલટું ) + હ ( લઈ જવું ) + અનીય ( જેવું ) ] વિ. લાવવા જેવું.
૪. [ સં. આ ( તરફ ) + હ ( લઈ જવું ) + અનીય ( જેવું ) ] વિ. લેવા જેવું.

**આહરવું** ( આહ્‌રવું ) સ. ક્રિ. ( જૂ. ગુ. ) ખાવું.

**આહરા** ૧. સ્ત્રી. સંઘાડિયાની એ નામની અટક.
૨. ન. સંઘાડિયાની એ નામની અટકનું માણસ.
૩. વિ. સંઘાડિયાની એ નામની અટકનું.

**આહરાણ** પું. યવન; મ્લેચ્છ.

> ઉમટશે **આહરાણ** માંમદશાના માંડલિક.
> લોકોક્તિ

**આહરી** ૧. ન. અવેડો; હવાડો.
૨. ન. નાનો હોજ; પાણીની કૂંડી.
૩. ન. મીઠાનો અગર.
૪. [ સં. આહ ( ખોરાક તરીકે વાપરવું ) ] વિ. આહારી; ભક્ષણ કરનાર.

> મણીધારી **આહરી** છે વાયના. પ્રેમાનંદ

**આહ રે** અ. અરે! હાય!

**આહરોટ** પું. મંદિર વગેરેમાં ચોરસાઈ સુધી ચણતર થયા પછી અંદરના ખૂણામાં બહાર પડતો ત્રાંસો ભાલ.

**આહર્તા** ૧. પું. સનદવાળી જમીન ધરાવનાર માણસ.
૨. [ સં. આ ( તરફ ) + હર્તૃ ( લઈ જનાર ) ] વિ. આણનાર; લાવનાર.
૩. વિ. કરનાર.
૪. વિ. મેળવનાર; સંપાદન કરનાર.
૫. વિ. યોજનાર; રચનાર.
૬. વિ. હરણ કરનાર; ઉપાડી જનાર.

**આહલા** [ હિં. ] પું. પૂર; પાણીનો ઉછાળો.

**આહલેક** [ સં. અ ( નહિ ) + લક્ષ્ય ( દેખી શકાય એવું ) ] પું. અલખ બ્રહ્મના ઉપાસક ખાખી બાવાઓનો ભીખ માગતી વખતનો એક પોકાર; આલેક.

**આહલેકરમ** ૧. [ અ. અહલ ( લોકો ) + કરમ ( ઉદારતા ) ] વિ. ઉદાર; મોટા મનનું.
૨. અ. 'મહેરબાની કરો, સાહેબ' એવા અર્થનો ઉદ્‌ગાર.

**આહલેકાર** [ અ. અહલ ( લોકો ) + કાર ( કરનાર ) ] પું. કારભારી; પ્રધાન; વ્યવસ્થાપક.

**આહલો** [ હિં. ] પું. પૂર; પાણીનો ઉછાળો.

**આહવ** ૧. [ સં. આહુ ( હોમ કરવો ) ] પું. યજ્ઞ; હોમ.
૨. [ સં. આહ્વે ( કહેણ મોકલવું ) ] પું. યુદ્ધ; લડાઈ.

> આયોધન રણ આજિ મૃધ **આહવ** સંખ્ય સમીક,
> સંપરાય સંગર સમર સંયુગ કલહ અનીક;
> સુરત યુદ્ધ પતિ સંગમાં જ્યારે થારો હે ભામ,
> ત્યારે નખ વિના નકી પામીશ શું પરિણામ.
> પિંગળલઘુકોષ

૩. પું. રણક્ષેત્ર; લડાઈનું મેદાન.
૪. પું. લડાઈનું કહેણ મોકલવાપણું; 'ચેલેન્જ'.

**આહવત** ન. ( જૂ. ગુ. ) હજામ, ધોબી વગેરે વસવાયાંને તેમના બાર મહિનાના કામ બદલ અપાતા દાણા; આથ.

**આહવતું** ન. ( જૂ. ગુ. ) સોંપેલું કામ; ચીંધેલ કામગીરી.

**આહવન** ૧. ન. યજ્ઞ; હોમ.
૨. [ સં. આહુ ( હોમ કરવો ) + અન ( પણું ) ] ન. હોમવું તે.

**આહવનીય** ૧. [ સં. આહુ ( હોમ કરવો ) + અનીય ( જેવું ) ] પું. હોમના ત્રણમાંનો એ નામનો અગ્નિ; અગ્નિહોત્રીના પૂર્વ બાજુનો અગ્નિ; ગાર્હપત્ય અગ્નિમાંથી લઈ મંત્રથી યજ્ઞ મંડપમાં પૂર્વ તરફ સ્થાપેલ અગ્નિ.
૨. પું. હોમવાની વસ્તુ.
૩. વિ. યજ્ઞને લગતું; હોમ સંબંધી.
૪. વિ. હોમવા લાયક; યજ્ઞને યોગ્ય.

**આહવલબ્ધ** [ સં. આહવ ( લડાઈ ) + લબ્ધ ( મેળવેલ ) ] વિ. લડાઈથી મેળવેલ.

**આહવવીર** [ સં. આહવ ( લડાઈ ) + વીર ( બહાદુર પુરુષ ) ] પું. યોદ્ધો; લડવૈયો.

**આહસ્તગી** ૧. [ ફા. આહિસ્તા ( ધીમે ) ] સ્ત્રી. નમ્રતા.
૨. સ્ત્રી. મંદતા; ઢીલાપણું.

**આહસ્તા** [ફા.] અ. ધીમેથી.

**આહંગ** ૧. પું. અવાજ; સૂર.
૨. પું. હેતુ; મતલબ.
૩. સ્ત્રી. (સંગીત) દેશી; એ નામની એક રાગિણી.

**આહંગાર** [ફા.] પું. લુહાર.

**આહા** અ. આનંદ, આશ્ચર્ય, દુઃખ વગેરે દેખાડનાર ઉદ્ગાર.

**આહાણવું** [સં. આહન્ (મારવું)] સ. ક્રિ. (જૂ. ગુ.) કાપી નાખવું; ઘાત કરવો.

રાઉતિ બાઇસું આહાણિઉ.
કાન્હડદેપ્રબંધ

**આહાદ** [અ.] ન. બ. વ. આંકડાવાળી સંખ્યાઓ; રકમ બતાવનાર આંકડાઓ.

**આહાદી** [હિં.] પું. વગર પગારે બાદશાહની સેવામાં રહેનાર ઉમરાવ; માનદ અમીર.

**આહાર** ૧. પું. ઇંદ્રિય.
૨. પું. ખાવાનું માપ.
૧. આહાર ઊતરી જવો = આગળના કરતાં ઓછું ખાવું.
૨. આહાર મારે કે ભાર મારે = બહુ ખાવું અને બહુ ભાર ઉપાડવો એ નુકસાનકર્તા છે.
૩. આહાર વધવો = (૧) આગળના કરતાં વધારે ખાવું. (૨) તંદુરસ્ત થવું.
૩. પું. ખાવું તે; ખાનપાન.
૧. આહાર કરવો-લેવો = ખાવું.
૨. આહાર તેવો ઓડકાર = જેવો ખોરાક તેવા વિચાર.
૪. પું. ખોરાક; ભોજન; ખાવાની વસ્તુ.
૫. પું. (સંગીત) ગુરુ; દીર્ઘ સ્વર.
૬. પું. (જૈન) જીવે ઊપજતી વખતે શરીર, ઇંદ્રિય અને શ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલ એટલે પરમાણુ ગ્રહણ કરવાં તે.
૭. પું. પ્રાંત; દેશનો અમુક વિભાગ.
૮. [સં. આહૃ (લઈ જવું)] પું. લાવવું તે.
૯. પું. લાહી; ઘઉંના લોટની ખેળ.
૧૦. પું. શક્તિ; ગજું; ગુંજાશ.
૧૧. પું. શબ્દાદિ વિષયનું જ્ઞાન.
૧૨. પું. હરવું તે.
૧૩. સ્ત્રી. ઘડિયાળની ચાવી; કૂંચી.

**આહારક** ૧. પું. (જૈન) એ નામના શરીરમાં આત્માના પ્રદેશ વિસ્તારવાપણું.
૨. પું. (જૈન) એ નામનું શરીર બનાવવાની શક્તિવાળા સાધુ.
૩. પું. (જૈન) એક જાતની શક્તિ જેથી અમુક જ્ઞાનવાળા મુનિ પોતાની શંકાના સમાધાન માટે હાથ જેવડું શરીર ધારણ કરી તીર્થંકર પાસે જાય છે.
૪. [સં. આહૃ (ખાવું) + ક (વાળું)] વિ. ખાનાર.
૫. વિ. (જૈન) શરીરના પાંચ પ્રકાર માંહેનો એક. લબ્ધિવાળા એટલે સિદ્ધિવાળા સાધુ તે બનાવી શકે.

**આહારકજોગ** પું. (જૈન) આહારક શરીરથી કરાતી પ્રવૃત્તિ.

**આહારકમિશ્રજોગ** પું. (જૈન) આહારક શરીર બનાવતી વખત બીજાં શરીર સાથે તે શરીરનું જોડાણ થાય તે વખતનો શારીરિક વ્યાપાર.

**આહારકલબ્ધિ** [આહારક (એ નામનું શરીર) + લબ્ધિ (શક્તિ)] સ્ત્રી. (જૈન) આહારક શરીર બનાવવાની શક્તિ.

**આહારકવર્ગણા** [આહારક (એક જાતનું શરીર) + વર્ગણા (એકસરખી વસ્તુનો જથ્થો)] સ્ત્રી. (જૈન) આહારક શરીરની રચનામાં ઉપયોગી થાય તેવાં પુદ્ગલ એટલે પરમાણુનો જથ્થો.

**આહારકશરીર** ન. (જૈન) પાંચ પ્રકારના શરીરમાંનું એક. પોતાના આત્માના અમુક ભાગ બહાર કાઢી તેનું એક હાથનું શરીર લબ્ધિવંત એટલે શક્તિવાળા સાધુ બનાવી શકે છે તેને આહારકશરીર કહે છે.

**આહારકશરીરલબ્ધિ** સ્ત્રી. (જૈન) આહારક શરીર બનાવવાની શક્તિ.

**આહારકશરીરી** [આહારક (એક જાતનું શરીર) + શરીરિન્ (શરીરવાળું)] પું. (જૈન) આહારક શરીરવાળો જીવ.

**આહારકસમુદ્ઘાત** [આહારક (એ નામનું શરીર) + સમુદ્ઘાત (જીવના ભાગ બહાર ફેલાવવા તે)] પું. (જૈન) આહારકશરીર બનાવવા આત્માના ભાગ શરીરથી બહાર કાઢવાપણું.

**આહારચિકિત્સા** [સં. આહાર (ખોરાક) + ચિકિત્સા (ઉપચાર)] સ્ત્રી. ખોરાકથી કરાતો ઉપાય.

**આહારચેષ્ટા** [સં. આહાર (ભોજન) + ચેષ્ટા (યત્ન)] સ્ત્રી. આહાર સંજ્ઞા; ખોરાક લેવાની ઇચ્છા; ખાવાની વૃત્તિ.

સમસ્ત જીવોને **આહારચેષ્ટા**, ભયચેષ્ટા, મૈથુનચેષ્ટા અને પરિગ્રહચેષ્ટા આ ચાર ચેષ્ટાઓ રહેલી છે.
વિજયધર્મસૂરિ

**આહારણ** ન. (પ્રાકૃત) ઉદાહરણ; દૃષ્ટાંત.

**આહારદંડ** [સં. આહાર (ખોરાક) + દંડ (શિક્ષા)] પું. શિક્ષા તરીકે અપાતો ખોરાક; 'પીનલ ડાએટ'.

**આહારદાન** [સં. આહાર (ખાનપાન) + દાન (દેણગી)] ન. સુપાત્રને અન્નપાણી આપવાં તે.

**આહારનિઃસરણમાર્ગ** [સં. આહાર (ખોરાક) + નિઃસરણ (બહાર નીકળવું તે) + માર્ગ (રસ્તો)] પું. ખાધેલ ખોરાક નીકળી જવાનો રસ્તો; ગુદા; ગાંડ.

**આહારપથ** [સં. આહાર (ખોરાક) + પથ (માર્ગ)] પું. ખોરાકને જવાનો રસ્તો.

**આહારપાક** ૧. [સં. આહાર (ખોરાક) + પાક (રાંધવું)] પું. ખોરાકનું પાચન.
૨. પું. રસોઈ.

**આહારપેશિ** [સં. આહાર (ખોરાક) + પેશિ (પિંડ)] સ્ત્રી. ફળનો ખાવા જેવો ભાગ.

**આહારપૌષધ** પું. (જૈન) એક દિવસ અને રાત ચારે આહારનો ત્યાગ; અન્ન, પાણી, સુખડી અને મુખવાસ એ ચારે જાતના ખોરાક એક દિવસ અને રાત ન લેવા તે.

**આહારવર્ગણા** [સં. આહારક (એક જાતનું શરીર) + વર્ગણા (એકસરખી વસ્તુનો જથ્થો)] સ્ત્રી. (જૈન) ઔદારિક એટલે મનુષ્ય અને જાનવરનું શરીર, વૈક્રિયિક એટલે દેવ અને નરકવાસી જીવોનું શરીર, અને આહારક એટલે અમુક જાતની સિદ્ધિવાળા સાધુથી પોતાના આત્માના ભાગમાંથી બનાવવામાં આવતું એક હાથ જેવડું શરીર એ ત્રણ શરીરરૂપે રૂપાંતર થનાર પદાર્થ.

**આહારવિદ્યા** [સં. આહાર (ખોરાક) + વિદ્યા (શાસ્ત્ર)] સ્ત્રી. ખોરાકના ગુણદોષનું વર્ણન કરતું શાસ્ત્ર; ભોજનશાસ્ત્ર; 'સાઇટોલૉજી'.

**આહારવિરહ** [સં. આહાર (ખોરાક) + વિરહ (ગેરહાજરી)] પું. ખોરાકની અછત; ભૂખમરો.

**આહારવિહાર** ૧. [સં. આહ (ખોરાક તરીકે વાપરવું) + વિહાર (રમતગમત)] પું. ખાનપાન અને રમતગમત; ખાવુંપીવું અને મોજમજા.
૨. પું. ખાવાપીવા અને રહેવાની રીત.
૩. પું. ચર્ચા; ટીકા; વિવેચન.

**આહારવૃત્તિ** [સં. આહાર (ખોરાક) + વૃત્તિ (આજીવિકા)] સ્ત્રી. ગુજરાનનું સાધન.

**આહારશક્તિ** [સં. આહાર (ખોરાક) + શક્તિ (ગજું)] સ્ત્રી. ખોરાક લેવાનું બળ.

**આહારશાસ્ત્ર** [ સં. આહાર ( ખોરાક ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. ખોરાકના ગુણદોષ સમજાવતું શાસ્ત્ર; આહારવિદ્યા.

**આહારશુદ્ધિ** ૧. સ્ત્રી. ખોરાકના સંબંધમાં કહેલ ધર્મ ક્રિયા કરી પવિત્ર થવાપણું; દોષ દૂર કરવા માટે શુદ્ધિ; હલકી જાતના આહારથી પેદા થનાર દોષ દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત.

૨. [ સં. આહાર ( ખોરાક ) + શુદ્ધિ ( ચોખ્ખાઈ ) ] સ્ત્રી. ખોરાકની ચોખ્ખાઈ; ખાવાના પદાર્થની સ્વચ્છતા.

૩. સ્ત્રી. જ્ઞાનની શુદ્ધિ.

**આહારસંજ્ઞા** [ સં. આહાર ( ખોરાક ) + સંજ્ઞા ( નિશાની ) ] સ્ત્રી. ખોરાક લેવાની ઇચ્છા; ખાવાની વૃત્તિ.

**આહારસંપત્તિ** [ સં. આહાર ( ખોરાક ) + સંપત્તિ ( અધિકતા ) ] સ્ત્રી. ( જૈન ) ખોરાકમાં રસ ઉત્પન્ન કરનાર વસ્તુ; મીઠું.

**આહારસંભવ** [ સં. આહાર ( ખોરાક ) + સંભવ્ ( પેદા થવું ) ] પું. ખોરાક પચવાથી શરીરમાં ઉત્પન્ન થતા રસ.

**આહારસંયમન** [ સં. આહાર ( ખોરાક ) + સંયમન ( કાબૂ ) ] ન. શિક્ષા તરીકે અપાતો ખોરાક; 'પીનલ ડાએટ'.

**આહારસામગ્રી** [ સં. આહાર ( ખોરાક ) + સામગ્રી ( વસ્તુ ) ] સ્ત્રી. ખોરાકની ચીજો; ખાવાની વસ્તુઓ.

**આહારાર્થવૃત્તિ** [ સં. આહાર ( ખોરાક ) + અર્થ ( માટે ) + વૃત્તિ ( ગુજરાન ) ] સ્ત્રી. ભથ્થું; ખોરાકી.

**આહારાર્થી** [ સં. આહાર ( ખોરાક ) અર્થિન ( માગનાર ) ] વિ. ખોરાક માગનાર.

**આહારિક** ૧. ન. ( જૈન ) આહારક શરીર; કેવળી પાસે શંકા નિવારણ માટે મોકલવા ધ્યાનમાં બેઠેલ મુનિના માથામાંથી નીકળતું સૂક્ષ્મ શરીર.

૨. વિ. ( જૈન ) ઉત્તમ પુદ્ગલ ખેંચી તે વડે બનાવેલું.

૩. [ સં. આહાર ( ખોરાક ) + ઇક ( વાળું ) ] વિ. ખોરાકનું.

**આહારી** ૧. [ સં. આહાર ( ખોરાક ) + ઇન ( વાળું ) ] વિ. આહાર કરનાર; ખાનાર; ભક્ષક. સમાસને છેડે તે વપરાય છે. જેમકે, ફલ + આહારી = ફલાહારી; મત્સ્ય + આહારી = મત્સ્યાહારી.

૨. વિ. ખોરાક રાખનાર.

૩. વિ. બહુ ખાનાર; અકરાંતિયું.

**આહારોપાદન** [ સં. આહાર ( ખોરાક ) + ઉપાદાન ( મેળવવું તે ) ] ન. ખોરાક મેળવવાપણું.

**આહાર્ય** ૧. પું. ઉપાસનાનો અગ્નિ.

૨. પું. એક જાતનો બંધ એટલે ગાંઠ.

૩. પું. નાયક નાયિકાએ એકબીજાનો વેશ લેવાપણું.

૪. પું. પરોણો; અતિથિ; આગંતુક.

૫. પું. લૌકિક અગ્નિ; દેવતાઈ નહિ પણ આ દુનિયાનો અગ્નિ.

૬. પું. ( નાટ્ય ) વેશ, દાગીના વગેરે પહેરીને કરાતો અભિનય.

૭. ન. ખોરાક.

૮. ન. તમાશાની જગ્યા.

૯. ન. નેપથ્ય; રંગભૂમિના પડદા પાછળનો ભાગ; 'સ્ટેજ'.

૧૦. વિ. ઉપાસના કરવા લાયક; પૂજવા જેવું.

૧૧. વિ. એકના ગુણ બીજાને લગાડવા જેવું.

૧૨. [ સં. આહ ( ખોરાક તરીકે વાપરવું ) ] વિ. ખાવા લાયક.

૧૩. વિ. દૂર કરવા જેવું; કાઢી નાખવા જોગ.

૧૪. વિ. બનાવટી; કૃત્રિમ.

૧૫. [ સં. આહ ( લાવવું ) ] વિ. લાવવા જેવું.

૧૬. વિ. લૌકિક.

૧૭. વિ. વ્યાપ્ય; ફેલાય એવું.

**આહાર્યક** [ સં. આહાર્ય ( બનાવટી ) + ક ( વાળું ) ] વિ. બનાવટી; કૃત્રિમ.

**આહાર્યશોભા** [ સં. આહાર્ય ( બનાવટી ) + શોભા ( શણગાર ) ] સ્ત્રી. કૃત્રિમ ભભકો.

**આહાર્યાભિનય** [ સં. આહાર્ય ( બનાવટી ) + અભિનય ( નાચ ) ] પું. ( નાટ્ય ) કાંઈ બોલ્યા કે ચેષ્ટા કર્યા વિના કેવળ રૂપ અને વેશથી થતો અભિનય. જેમકે,

> મોર મુકુટ પીતાંબર,
> જરકસી જામો અંગે અભિરામ;
> કર લકુટી મુખ મુરલી,
> જે આવે શ્યામા બનીને શ્યામ.

આમાં નાયિકા વેશથી જ અભિનય સૂચવે છે.

**આહાલ** [ અ. હાલ ] અ. ( ગ્રામ્ય ) અત્યારે; અટાણે; હમણાં.

**આહાવ** ૧. [ સં. ] પું. આહ્વાન માટે એટલે દેવને બોલાવવા માટે જરૂરનો મંત્ર.

૨. પું. દેવતા; અગ્નિ.

૩. પું. દેવનું મંત્રથી થતું આહ્વાન એટલે આમંત્રણ.

૪. પું. માણસને બોલાવવું તે; આહ્વાન.

૫. પું. યુદ્ધ; લડાઈ.

૬. પું. હવાડો; અવેડો; ઢોરને પાણી પીવાનો કૂવા પાસેનો કુંડ.

**આહાહા** [ સં. અહહ ] અ. હર્ષ, શોક, દુઃખ વગેરેની લાગણી સાથે આશ્ચર્ય બતાવતો ઉદ્ગાર.

**આહિ** ન. બળ; ચાઈ.

> સાહસ પ્રમાણિ એતલી આહિ, રાણી પઇઠી પાવકમાંહિ. કાન્હડદેપ્રબંધ

**આહિક** ૧. પું. ( જ્યોતિષ ) એ નામનો એક ગ્રહ; કેતુ.

૨. પું. પાણિનિ મુનિ.

**આહિચ્છત્ર** ૧. [ સં. અહિચ્છત્ર ( એ નામનો દેશ ) ] વિ. અહિચ્છત્ર નામના દેશમાં થતું.

૨. વિ. એ નામની નાગરની એક જાતનું.

**આહિત** ૧. પું. ચાકરના પંદર પ્રકારમાંનો એક; ધન આપીને રાખેલો માણસ; શેઠ પાસેથી રકમ ઉપાડી તે પેટે નોકરી કરીને દેણું ભરનાર નોકર.

૨. વિ. અનામત મૂકેલ; સાચવી રાખવા સોંપેલું.

૩. વિ. આધાન સંસ્કાર એટલે વિધિ પ્રમાણે અગ્નિ સ્થાપવાની ક્રિયા કરેલું.

૪. [ સં. આ ( ઉપર ) + હિત ( મૂકેલ ) ] વિ. આપેલું; અર્પણ કરેલું; સોંપી દીધેલું.

૫. વિ. કરેલું; અમલમાં મૂકેલું.

૬. વિ. ગીરો રાખેલ; ઘરેણે રાખેલ.

૭. વિ. મૂકેલ.

૮. વિ. રાખેલું; સ્થાપેલું.

૯. વિ. વાળું; યુક્ત. આ અર્થમાં આ શબ્દ સમાસને છેડે વપરાય છે. જેમકે, મર્મ + આહિત = મર્માહિત એટલે મર્મવાળું.

**આહિતક** ૧. પું. ગીરો રાખેલો માલ.

૨. [ સં. આહિત ( ગીરો રાખેલ ) ] પું. ચાકરનો શેઠ.

૩. પું. ભાડૂતી માણસ.

**આહિતદાસ** [ સં. આહિત ( ગીરો રાખેલ ) + દાસ ( નોકર ) ] પું. દેણાના બદલામાં પોતાની જાતને ગીરો મૂકી બનેલો ચાકર.

**આહિતલક્ષણ** ૧. વિ. ગુણ વગેરેથી પ્રસિદ્ધ.

૨. [ સં. આહિત ( વાળું ) + લક્ષણ ( ચિહ્ન ) ] વિ. ચિહ્નવાળું; જેના ઉપર નિશાન કરવામાં આવ્યું હોય એવું.

**આહિતવ્યથ** [ સં. આહિત ( વાળું ) + વ્યથા ( પીડા ) ] વિ. દુઃખી કરતું; શોકવાળું.

**આહિતસ્વન** [ સં. આહિત ( વાળું ) + સ્વન ( અવાજ ) ] વિ. ઘોંઘાટવાળું; અવાજ કરતું.

**આહિતાગ્નિ** ૧. પું. એ નામનો એક નિત્ય યજ્ઞ.

૨. [ સં. આહિત ( સ્થાપેલ ) + અગ્નિ ( દેવતા ) ] પું. પોતાના ઘરમાં હમેશાં અગ્નિને સચેત રાખનાર બ્રાહ્મણ; અગ્નિહોત્રી; વેદ મંત્રથી સંસ્કાર કરી ઘરમાં અગ્નિ રાખનાર બ્રાહ્મણ.

**આહિતાંક** [ સં. આહિત ( વાળું ) + અંક ( ચિહ્ન ) ] વિ. નિશાનીવાળું; ચિહ્ન કરેલું.

**આહિતિ** ૧. સ્ત્રી. આહુતિ.

૨. [ સં. ] સ્ત્રી. વિધિ પ્રમાણે મંત્રથી અગ્નિની સ્થાપનાનો સંસ્કાર.

૩. સ્ત્રી. સ્થાપન; બેસાડવું તે; પ્રતિષ્ઠા.

**આહિતુંડિક** ૧. [ સં. અહિ ( સાપ ) + તુંડ ( માથું ) + ઇક ( વાળું ) ] પું. મદારી; વાદી; સાપનો ખેલાડી. તે સર્પનું માથું પકડીને તેની સાથે ખેલ કરે છે.

૨. વિ. સર્પ પકડનાર.

**આહિરી** સ્ત્રી. ( સંગીત ) દક્ષિણ હિંદમાં ગવાતી એ નામની એક રાગિણી.

**આહિરીનાટ** પું. ( સંગીત ) દક્ષિણ હિંદમાં ગવાતી એ નામની એક રાગિણી.

**આહિસ્તગી** ૧. [ ફા. ] સ્ત્રી. ઢીલ; મંદગતિ.

૨. સ્ત્રી. નમ્રતા; વિનય.

૩. સ્ત્રી. નરમાશ.

**આહિસ્તા** ૧. [ ફા. ] વિ. આળસુ; મંદ.

૨. વિ. નમ્ર; વિવેકી.

૩. અ. ધીમેધીમે.

૪. અ. સગવડતાએ; ફુરસદે.

**આહિસ્તા આહિસ્તા** ૧. અ. ધીમેથી; ધીમે ધીમે.

૨. અ. સગવડે; ફુરસદે.

**આહિંડક** ૧. [ સં. આ ( ચોતરફ ) + હિંડ ( ચાલવું ) + ક ( વાળું ) ] ન. નિષાદ જાતિના પુરુષ અને વૈદેહી જાતિની સ્ત્રીથી થયેલ માણસ.

૨. વિ. ફરનાર; મુસાફરી કરનાર.

**આહિંડિક** [ સં. આ ( ચોતરફ ) + હિંડ્ ( ભટકવું ) + ઇક ( વાળું ) ] પું. નિષાદ જાતિનો બાપ અને વૈદેહી જાતિની માથી જન્મેલ વર્ણસંકર. તેઓ કેદખાનાના ચોકીદાર હોઈ કિલ્લાની બહાર ફરતા હોવાથી આહિંડિક કહેવાયા એમ મનાય છે.

**આહી** સ્ત્રી. ( જૂ. ગુ. ) આઈ; દેવી.

**આહીદોસ** પું. છાતી કૂટવાપણું. આ શબ્દનું મૂળ મોહરમમાં વપરાતો યાહુસેન શબ્દ હોવાનું મનાય છે.

**આહીર** ૧. પું. ( પિંગળ ) આભીર; ૧, ૫, ૯ માત્રાએ તાલ આવે એવો છંદ.

> કુલ કલ કર અગિયાર, જગણ ચરમ નિરધાર,
> આહીર **આહીર** નામ, જાતિ રચ શુભ આમ.
>
> રઘુપિંગળ

૨. પું. એ નામની ગોવાળની એક જાત.

૩. [ સં. આભીર ] પું. આબરીઆને મળતી જાતનો ગોવાળ; ગોપ; ભરવાડ; રબારી. તેઓની બે જાત: મત્સોયા અને સોરઠિયા. સિંધના સુમરા વંશના હોવાનું અને કૃષ્ણની સાથે સોરઠ આવી ગિરનારના ડુંગરની પડોશમાં વસ્યાનું આહીર માટે મનાય છે. દંતકથા પ્રમાણે જૂનાગઢના રાવ નોઘણ વતી આહીર દેવાયતે પોતાનો દીકરો મારવાને આપ્યો હતો.

૪. પું. વાણિયાની એ નામની એક જાત.

૫. ન. એ નામની ભરવાડની જાતનું માણસ.

> આહીર મુંઢ ને ખાખરો ઠુંઠ = મૂઢ અને સૂકો લૂખો.

૬. ન. વાણિયાની એક જ્ઞાતિનું માણસ.

૭. વિ. ગોવાળની એક નાતનું.

૮. વિ. વાણિયાની એ નામની જાતનું.

**આહીરગામા** ૧. સ્ત્રી. કોળીની એ નામની અટક.

૨. ન. કોળીની એ નામની અટકનું માણસ.

૩. વિ. કોળીની એ નામની અટકનું.

**આહીરજાદો** [ આહીર ( ભરવાડ ) + જાદ ( જન્મેલ ) ] પું. ગોવાળનો દીકરો; આહીરપુત્ર; ભરવાડનો છોકરો.

**આહીરડાં** ( આહીરડાં ) [ આહીર ( ગોવાળ ) + ડાં ( નાનાપણું બતાવતો અક્ષર ) ] ન. બ. વ. આહીર લોક; રબારીઓ; ગોવાળો. લાડ કે ધિક્કારમાં આ શબ્દ વપરાય છે.

> કૃષ્ણ આરોગે રૂડો કરમદો, **આહીરડાં**ની સાથ.
>
> નરસિંહ

**આહીરડી** ( આહીરડી ) [ આહીર ( ભરવાડ ) + ડી ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આહીર જાતિની સ્ત્રી; ગોપી; ભરવાડણ; ગોવાલણ; રબારણ. લાડ કે ધિક્કારમાં આ શબ્દ વપરાય છે.

> ઉભી રહે રે **આહીરડી**, તું બોલતી વાંકા બોલ.
>
> મીરાંબાઈ

**આહીરણ** [ આહીર ( ભરવાડ ) + અણ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આહીરડી.

**આહીરણી** ૧. [ સં. આહિરણિન્ ] પું. બે મોઢાંવાળો સર્પ.

૨. [ આહીર ( ભરવાડ ) + અણી ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ભરવાડણ.

**આહીરવાડો** ( આહીરવાડો ) [ આહીર ( ભરવાડ ) + વાડો ( લત્તો ) ] પું. રબારીથી વસેલો ભાગ.

**આહીરાણી** [ આહીર ( ભરવાડ ) + આણી ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. રબારણ; ભરવાડણ; ગોવાલણ.

**આહીરાં** ૧. ન. બ. વ. બ્રાહ્મણની એક ઊતરતી જાતિનાં માણસ.

૨. ન. બ. વ. રબારીઓ; આહીરડાં.

૩. વિ. એ નામની બ્રાહ્મણની જાતનું.

**આહીરી** સ્ત્રી. આહીર લોકની બોલી.

**આહુક** પું. ( પુરાણ ) યદુવંશનો વસુદેવ નામનો એક ક્ષત્રિય; સોમવંશી યદુ રાજાના સાત્વત કુળમાં જન્મેલા પુનર્વસુ રાજાનો પુત્ર; ઉગ્રસેન અને દેવકનો બાપ અને કૃષ્ણનો દાદો. તે શ્રી કૃષ્ણની સાથે સ્યમંતપંચક ક્ષેત્રમાં ગયો હતો. સામ્બને ઋષિએ આપેલા શાપને લીધે ઉત્પન્ન થયેલા મુશળનો ભૂકો કરીને એણે સમુદ્રમાં નાખી દીધો હતો.

**આહુકી** ૧. [ સં. આહુકિન્ ] પું. યદુવંશનો ક્ષત્રિય.

૨. સ્ત્રી. ( પુરાણ ) પુનર્વસુ રાજાની એ નામની દીકરી; આહુકની બેન.

**આહુખાના** ( આહુખાના ) [ ફા. આહૂ ( હરણ ) + ખાના ( ઘર ) ] ન. હરણશાળા; હરણને રાખવાનું મકાન.

**આહુચશ્મ** [ ફા. આહૂ ( હરણ ) + ચશ્મ ( આંખ ) ] વિ. મૃગાક્ષી; હરણના જેવી આંખવાળું.

**આહુડ** ( આહુડ઼ ) ન. ( ડિંગળ ) યુદ્ધ; લડાઈ.

**આહુત** ૧. [ સં. આ ( તરફ ) + હુત ( બલિદાન અપાયેલું ) ] પું. પરોણાચાકરી; મહેમાનગત; આતિથ્યસત્કાર.

૨. ન. ગૃહસ્થે કરવાના પાંચ યજ્ઞમાંનો મનુષ્ય યજ્ઞ; નૃયજ્ઞ; બધાં સરજાયેલાં પ્રાણીનું પોષણ કરવું તે; બલિવૈશ્વદેવ.

૩. [ હિં. ] ન. ઘીને અગ્નિમાં હોમવું તે; ઘીની આહુતિ.

૪. વિ. જેને ઉદ્દેશીને હોમ કરવામાં આવ્યો હોય તેવું.

૫. વિ. હોમેલું; બલિદાન તરીકે દીધેલ.

૬. અ. ક્રિ. આવવું. સોનીની પારસીમાં આવવાને આહુત કહે છે. જેમકે, સાર, રીક આહુતે છે = સોની, મેમણ આવે છે.

**આહુતિ** ૧. [ સં. આ ( તરફ ) + હુતિ ( બલિદાન ) ] સ્ત્રી. અર્ઘ્ય; ભોગ; બલિદાન; નૈવેદ્ય; હોમવાની વસ્તુ; હોમ લાયક દ્રવ્ય.

૨. [ સં. આ ( તરફ ) + હ્વે ( બોલાવવું ) ] સ્ત્રી. દેવતાને ઉદ્દેશીને મંત્રપૂર્વક અગ્નિમાં હવિષ્ય

નાખવાપણું; હોમ; હવન; હોમવું તે.

૧. આહુતિ આપવી =(૧) અગ્નિમાં હોમવું. (૨) નુકસાન કે જોખમના ભયમાં નાખવું. (૩) ભોગ આપવો.

૨. આહુતિ લઈને ઊભા રહેવું = નુકસાન કરવાની તજવીજમાં રહેવું; કોઈનું ખરાબ કરવા માટે લાગ ગોતવો.

૩. આહુતિ લેવી = (૧) પાયમાલ કરવું. (૨) યજ્ઞમાં હોમેલી વસ્તુ સ્વીકારવી. (૩) રાખ થઈ જવું; બળી જવું.

૩. સ્ત્રી. બોલાવવું તે; નિમંત્રણ.

૪. સ્ત્રી. યજ્ઞકુંડમાં એક વારમાં નાખવામાં આવે તેટલું હવિષ્ય એટલે હોમવાની ચીજ.

**આહુર** પું. મુખ્ય દેવ.

**આહુરમઝ્દ** [ અહુર ( હયાતી ભોગવનાર ) + મઝ્દ ( મહા જ્ઞાની ) ] પું. ( જરથોસ્તી ) પારસીના પેગંબર; અહુર્મઝ્દ.

**આહુરો** અ. ( ગ્રામ્ય ) એની મેળે; પોતાથી; આફરડું.

**આહુલિકા** [ સં. ] ન. આવળનો છોડ. તેની છાલ ચામડાં રંગવાના કામમાં આવે છે.

**આહુલ્ય** [ સં. ] ન. કઠોળ જાતિનો એક છોડ. જેમકે, તગર, તરવટ વગેરે.

**આહૂ** ૧. પું. દુર્ગુણ; દોષ.

૨. [ ફા. ] પું. હરણ; મૃગ.

૩. [ સં. આ ( તરફ ) + હ્વે ( બોલાવવું ) ] વિ. આહ્વાન; હાકલ.

૪. વિ. બોલાવવાનું હોય તે.

૫. વિ. સાદ પાડનાર.

**આહૂગીર** [ ફા. આહૂ ( હરણ ) + ગીર ( પકડનાર ) ] પું. હરણ પકડનાર.

**આહૂગીરી** [ ફા. આહૂ ( હરણ ) + ગીર ( પકડનાર ) + ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. હરણ પકડવાનું કામ.

**આહૂચશ્મ** [ ફા. આહૂ ( હરણ ) + ચશ્મ ( આંખ ) ] વિ. હરણના જેવી આંખવાળું; મૃગનયન.

**આહૂત** ૧. ન. જગત.

૨. ન. નિમંત્રણ.

૩. [ સં. આ ( તરફ ) + હૂત ( બોલાવેલ ) ] વિ. નોતરેલું; નિમંત્રિત; બોલાવેલ.

**આહૂતપ્રપલાયી** [ સં. આહૂત ( બોલાવવાપણું ) + પ્ર ( આગળ ) + પલાયિન્ ( નાસી જનાર ) ] પું. સમન્સ એટલે આહ્વાન કાઢ્યા છતાં હાજર ન થનાર પ્રતિવાદી કે સાક્ષી.

**આહૂતસંપ્લવ** ૧. [ સં. આહૂત ( જગત ) + સંપ્લવ ( પૂર ) ] પું. જગતનો જેમાં લય થાય તે; મોક્ષ.

૨. પું. સૃષ્ટિનો નાશ થવાનો વખત; પ્રલયકાળ.

**આહૂતિ** ૧. [ સં. આહુતિ ] સ્ત્રી. અગ્નિમાં હોમવાની ચીજ; બલિદાન; બલિ.

૨. [ સં. આ ( તરફ ) + હૂતિ ( આમંત્રણ ) ] સ્ત્રી. બોલાવવાપણું; આહ્વાન.

૩. સ્ત્રી. હોમવાની ક્રિયા; બલિદાન.

**આહૂબરા** [ ફા. આહૂ ( હરણ ) + બરા ( બચ્ચું ) ] પું. હરણનું બચ્ચું; હરણું.

**આહૃત** ૧. [ સં. આ ( તરફ ) + હૃત ( લાવેલ ) ] વિ. આણેલું; લાવેલું.

૨. વિ. હરણ કરેલું; લઈ લેવામાં આવેલું.

**આહૃતિ** [ સં. આ ( તરફ ) + હૃતિ ( લઈ જવાપણું ) ] સ્ત્રી. આણવું તે; લાવવાપણું.

**આહેટી** [ સં. આખેટિક ] પું. શિકારી; આહેડી.

**આહેડ** ( આહેડ઼ ) [ સં. આખેટ ] પું. ( જૂ. ગુ. ) શિકાર; મૃગયા.

**આહેડી** ( આહેડ઼ી ) ૧. [ સં. આખેટિક ] પું. ( જૂ. ગુ. ) શિકારી; પારધી; ભીલ; મૃગયા કરનાર.

૨. સ્ત્રી. પારધીની સ્ત્રી; ભીલડી.

**આહેડો** ( આહેડ઼ો ) પું. શિકાર; મૃગયા.

**આહેય** ૧. [ સં. અહિ ( સર્પ ) + ઈય ( લગતું ) ] વિ. સર્પને લગતું.

૨. વિ. સર્પાકાર.

**આહેર** ૧. [ અહિ ( સર્પ ) + અરિ ( દુશ્મન ) ] પું. એક જાતના લોક; આહીર. સર્પના દુશ્મન શ્રીકૃષ્ણની સાથે રમનારા તે આહેર કહેવાયા. ૯ નંદમાંથી ૯ આહેર જાતિ થઈ.

| અટક | જાત |
|---|---|
| ધરાનંદ | પાંચાળા આહેર; પંચોળિયા આહેર |
| ઉપનંદ | વાગડીઆ આહેર |
| સોનાગાગનંદ | ચોરાડા આહેર |
| અજાનંદ | પ્રાગથળીઆ આહેર |
| ઉજાગરનંદ | મછોયા આહેર |
| પશુપાલનંદ | વાગાર આહેર |
| નરીજનંદ | નાઘેરા આહેર |
| કુરમાનંદ | કાબળિયા આહેર |
| ધરમાનંદ | સોરઠિયા આહેર |

૨. સ્ત્રી. એક જાતનો નજરાણો.

**આહેરડી** ( આહેરડ઼ી ) ૧. [ આહેર ( ગોવાળ ) + ડી ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ગોવાળણ; ભરવાડણ; આહીરડી.

૨. સ્ત્રી. ભીલડી; આહેડી.

**આહેરી** [ સં. આખેટિક ] પું. પારધી; શિકારી.

**આહેરેમન** પું. ( જરથોસ્તી ) અહરિમાન; ઈશ્વરથી વિરુદ્ધ શયતાન જેવો એ નામનો એક દેવ.

**આહો** [ સં. ] અ. સવાલ, વિચાર અથવા શંકા બતાવનો ઉદ્ગાર.

**આહોઝારી** ( આહોઝારી ) [ ફા. આહ ( નિસાસો ) + વ ( અને ) + ઝારી ( વિલાપ ) ] સ્ત્રી. કકળાટ; શોકવિલાપ.

**આહોડ** ( આહોડ઼ ) ૧. સ્ત્રી. તરતનું વાવેતર. આહોડિયા કરવા = શરૂઆત કરવી.

૨. સ્ત્રી. તાજી ખેડેલી ભોં; તરતની ખેડાયેલી જમીન.

**આહોતું** ૧. [ સં. અભિમુખ ] ન. ખુશામત; ખોટાં વખાણ.

૨. [ સં. અહન્ ( દિવસ ) ] ન. રોજનું કામ; નિત્યકર્મ; દૈનિક ક્રિયા.

**આહોતા** [ સં. આહોતૃ ] વિ. દાન કરનાર; ઉદાર; દાતા.

**આહોદલું** વિ. ઘાટઘૂટ વિનાનું; બેડોળ; કદરૂપું.

**આહ્નિક** ૧. પું. અધ્યાપક; શિક્ષક; ગુરુ.

૨. [ સં. અહન્ ( દિવસ ) + ઇક ( વાળું ) ] પું. એક દિવસની મજૂરી.

૩. પું. એક દિવસનું કામ.

૪. પું. સમૂહ; જથ્થો.

૫. પું. સૂત્રવાળા શાસ્ત્રના ભાષ્ય એટલે વિસ્તારથી કરેલ વિવેચનનો એક દિવસમાં જાણી શકાય તેટલો ભાગ; પ્રકરણસમૂહ.

૬. ન. દિવસનું ભોજન.

૭. ન. ધર્મ સંબંધી કરવાનું નિત્ય કર્મ; રોજનું ધાર્મિક કાર્ય.

૮. ન. નિત્યકર્મ; હમેશનું કામ.

૯. ન. રોજનિશી; દરરોજના કામની નોંધપોથી.

૧૦. ન. રોજનો ખોરાક.

૧૧. વિ. દિવસે થતું.

૧૨. વિ. દૈનિક; દરરોજનું.

૧૩. અ. હમેશ; રોજ.

**આહ્નિકપ્રકાશ** પું. બ્રાહ્મણોના હમેશના કર્મકાંડ લખેલા હોય તેવો ગ્રંથ.

**આહ્નિકષટ્કર્મ** [ સં. આહ્નિક ( દિવસનું ) + ષટ્ ( ૬ ) + કર્મન્ ( કામ ) ] ન. હમેશના અધિકારનાં ૬ કામ. ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવું અને દેવું એ ૬ બ્રાહ્મણના અધિકારનાં કર્મ છે.

**આહ્નિકાચાર** [ સં. આહ્નિક ( દરરોજનું ) + આચાર ( આચરણ ) ] પું. દરરોજનું કામ; દિનચર્યા.

**આહ્નિકી** [ સં. આહ્નિક ( રોજનું ) ] વિ. હમેશનું.

**આહ્રિમન** પું. ( જરથોસ્તી ) શયતાન.

**આહ્‌લાદ** ૧. [ સં. આ ( તરફ ) + હ્લાદ્ ( ખુશી થવું ) ] પું. આનંદ; હર્ષ; ખુશી; પ્રસન્નતા; મોજમજા.
૨. પું. હરખનો શબ્દ; ખુશાલીનો અવાજ; કલ્લોલ.

**આહ્‌લાદક** [ સં. આહ્લાદ ( આનંદ ) + ક ( વાળું ) ] વિ. આનંદકારક; રમણીય; મનને ખુશ કરે એવું.

**આહ્‌લાદકતા** [ સં. આહ્‌લાદ ( આનંદ ) + ક ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. આનંદ આપે એવું હોવાપણું.

**આહ્‌લાદકપણું** ન. રાજી કરે એવું હોવાપણું.

**આહ્‌લાદકર** [ સં. આહ્‌લાદ ( આનંદ ) + કર ( બનાવનાર ) ] વિ. ખુશી કરે એવું; આનંદદાયક.

**આહ્‌લાદકારક** [ સં. આહ્‌લાદ ( આનંદ ) + કારક ( કરનાર ) ] વિ. રાજી કરે એવું; ખુશકારક; આનંદજનક.

**આહ્‌લાદકારી** [ સં. આહ્‌લાદ ( આનંદ ) + કારિન્ ( કરનાર ) ] વિ. ખુશકારક; આનંદદાયક.

**આહ્‌લાદજનક** [ સં. આહ્‌લાદ ( આનંદ ) + જનક ( પેદા કરનાર ) ] વિ. આનંદ ઉપજાવનાર; આનંદકારી; ખુશકારક.

**આહ્‌લાદન** ૧. [ સં. આ ( તરફ ) + હ્લાદ્ ( ખુશી થવું ) ] ન. આનંદ મેળવવાપણું; આનંદ લેવો તે.
૨. ન. ખુશ કરવાપણું; આનંદ પમાડવો તે.

**આહ્‌લાદપૂર્વક** [ સં. આહ્‌લાદ ( આનંદ ) + પૂર્વક ( સાથે ) ] અ. આનંદથી; ખુશીથી; રાજી થઈને.

**આહ્‌લાદપ્રદ** [ સં. આહ્‌લાદ ( આનંદ ) + પ્રદ ( આપનારૂં ) ] વિ. ખુશી ઉપજાવે એવું; આનંદદાયક.

**આહ્‌લાદવું** [ સં. આહ્‌લાદ્ ( આનંદ લેવો ) ] અ. ક્રિ. ખુશી થવું; આનંદ પામવો.

**આહ્‌લાદિત** [ સં. આહ્‌લાદ્ ( આનંદ ઉપજાવવો ) + ઇત ( એલું ) ] વિ. ખુશ થયેલ; આનંદ પામેલું; હર્ષિત; પ્રસન્ન; રાજી.

**આહ્‌લાદિની** [ સં. આહ્‌લાદ ( આનંદ ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. આનંદ આપનારી; ખુશ કરનારી.

**આહ્‌લાદી** ૧. [ સં. આહ્‌લાદ ( આનંદ ) + ઇન્ ( વાળું ) ] વિ. આનંદકારક; ખુશ કરનારૂં.
૨. વિ. આનંદી; રાજી થતું.

**આહ્વય** ૧. [ સં. આ ( તરફ ) + હ્વે ( બોલાવવું ) ] પું. અભિધાન; નામ; બિરુદ.
૨. પું. કૂકડાની સાઠમારી જેવી પ્રાણીઓની લડાઈ સંબંધી તકરારમાંથી ઊઠેલો દાવો.
૩. પું. તેતર, કૂકડા વગેરે પ્રાણીની લડાઈની રમત; પ્રાણિદ્યૂત. મનુના ધર્મશાસ્ત્રમાં આ બાબતની સખ્ત મના છે.
૪. [ સં. આહ્વે ( બોલાવવું ) ] સ્ત્રી. નામ; અટક.

**આહ્વરક** [ સં. આ ( તરફ ) + હ્વૃ ( છેતરવું ) ] પું. નાત બહાર મૂકેલ માણસ. તે પિતૃને આપેલું બલિદાન ખોરાક તરીકે વાપરે છે.

**આહ્વાન** ૧. ન. દેવતાને મંત્ર ભણીને બોલાવવા તે; આવાહન.
૨. [ સં. આ ( તરફ ) + હ્વે ( બોલાવવું ) ] ન. નોતરૂં; આમંત્રણ; તેડું.
૩. ન. પ્રાર્થના; અભ્યર્થના.
૪. ન. બલિદાન; આહુતિ.
૫. ન. બૂમ; સાદ; હાકલ.
૬. ન. માન સહિત માગણી.
૭. ન. રાજ્યનો હાજર થવાનો હુકમ; ન્યાય સભા તરફનું આમંત્રણ; તલબનામા; 'સમન્સ'.
૮. ન. લડાઈનું કહેણ; પડકાર; 'ચૅલેંજ'.
૯. ન. સંજ્ઞા; નામ.

**આહ્વાનદર્શન** [ સં. આહ્વાન ( હાજર થવાનો હુકમ ) + દર્શન ( ચોકસી કરવી તે ) ] ન. મુકદ્દમાનો દિવસ.

**આહ્વાનપત્ર** [ સં. આહ્વાન ( હાજર થવાનો હુકમ ) + પત્ર ( કાગળ ) ] પું. કોર્ટનું તેડું; કાયદાની અદાલતમાં હાજર થવાનો હુકમ; 'સમન્સ'.

**આહ્વાનપત્રિકા** [ સં. આહ્વાન ( આમંત્રણ ) + પત્રિકા ( ચિઠ્ઠી ) ] સ્ત્રી. આમંત્રણપત્ર.

**આહ્વાય** ૧. [ સં. આ ( તરફ ) + હ્વય્ ( બોલાવવું ) ] પું. નામ; સંજ્ઞા.
૨. પું. હાજર થવાનો હુકમ; 'સમન્સ'.

**આહ્વાયક** ૧. [ સં. આ ( તરફ ) + હ્વય્ ( બોલાવવું ) + અક ( કરનાર ) ] પું. સંદેશો પહોંચાડનાર માણસ; દૂત; ખેપિયો.
૨. વિ. બોલાવનાર; આમંત્રણ આપતું; તેડું કરનાર.

**આહ્વૃત** [ સં. આ ( થોડું ) + હ્વૃત ( દુઃખી ) ] વિ. ઈજા થયેલ.

**આહ્વૃતભેષજ** [ સં. આહ્વૃત ( ઈજા થયેલ ) + ભેષજ ( મટાડનાર ) ] વિ. ઈજા પામેલ અથવા મરડાઈ ગયેલ હોય તે સાજું કરનાર.

**આહ્વૃત્તિ** ૧. [ સં. ] પું. એ નામનો એક રાજા.
૨. સ્ત્રી. કુટિલતા; વક્રપણું; આડાઈ; અવળાઈ.
૩. વિ. વાંકું કરનારૂં.

**આહ્‌હા** [ હિં. ] અ. આહા.

**આળ** ૧. [ સં. અર્દ્ ( ત્રાસ આપવો ) ] સ્ત્રી. અડપલું; ટીખળ.
ખડ પૂળો ને પાણુ નીરૂં, આડરી ઊભી રહું;
કાનજી રે મારી **આળ** કરો તો, જશોદા માને કહું.
હાલરડાં

૨. [ સં. અલી ( જૂઠું ) ] ન. ઓઠું; આળપંપાળ; બહાનું; નિમિત્ત.
૩. [ સં. આ ( વધારે ) + લગ ( ચોટવું ) ] ન. ખોટો આરોપ; આક્ષેપ; મિથ્યાપવાદ; જુતાનો.
૧. આળ ચોટવું–બેસવું = અપરાધી હોવાનું જાહેર થવું; ગુનેગાર ઠરવું.
૨. માથે આળ ચડાવવું–મૂકવું = ખોટો આરોપ મૂકવો.
૩. માથેથી આળ ઉતારવું = તહોમતમાંથી મુક્ત કરવું.
૪. માથેથી આળ ઊતરવું = તહોમતમાં નિર્દોષ ઠરવું.
૪. ન. ચિહ્ન; નિશાની.
શ્રાવણ પાંચે પાછલે, મેઘ ન માંડે **આળ**;
પિયુ પધારો માળવે, અમે જશું મોસાળ.
લોકોક્તિ

૫. ન. તરખૂચ.
૬. ન. તહોમત; બહો; દોષ. આળ શબ્દ અઘટિત કામના ખોટા આરોપના અર્થમાં અને તહોમત શબ્દ કાયદા મુજબના ગુના માટે વપરાય છે. તહોમત ખોટું યે હોય અને વખતે ખરૂં પણ હોય.
૭. ન. નુકસાન; ઈજા; હરકત.
સુડલો બેઠો વડની ડાળ,
પક્ષી સ્વરૂપે કરતો **આળ**. વસ્તો
૮. ન. વાંક; ગુનો; અપરાધ.
૯. ન. શક્તિ; બળ; જોર; તાકાત.
૧૦. [ સં. આલુ ] વિ. વાળું; ભરેલું; વિશેષણ બનાવનાર એક પ્રત્યય. જેમકે, દયા + આળ = દયાળ; શરમ + આળ = શરમાળ; લોહી + આળ = લોહીઆળ; વાચા + આળ = વાચાળ; રેત + આળ = રેતાળ.
૧૧. વિ. શોખીન; પ્રેમવાળું. સમાસને અંતે વપરાય છે. જેમકે, રમતી + આળ = રમતીઆળ.

**આળખણી** ૧. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( લખવું ) ] સ્ત્રી. ચીતરવું તે.

૨. સ્ત્રી. ચીતરામણ; ભરતકામ.

**આળખણું** ૧. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( કોતરવું ) ] ન. ખીલાવાળું સુતારનું એક હથિયાર.

૨. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( ઘસવું ) ] ન. ચૂડલીનો ઘાટ ઘડવામાં છોલવા માટે વપરાતું લોઢાની પટ્ટીને એક છેડે કલમ જેવી ધારવાળું મણિયારનું હથિયાર.

**આળખત** સ્ત્રી. પૂંજી; મિલ્કત.

**આળખવું** ૧. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( લખવું ) ] સ. ક્રિ. આલેખવું; ચીતરવું; લીટી દોરવી.

૨. સ. ક્રિ. પહોંચવું; અડવું.

૩. સ. ક્રિ. શરૂ કરવું; આરંભ કરવો.

આસવાસ કરી પ્રેમદા, **આળખ્યો** રાગ મલ્લાર. — ભાલણ

**આળખેલ** ૧. [ સં. આ ( ઉપર ) + લિખ્ ( લખવું ) ] વિ. નિશાન કરેલ; ચિહ્ન દોરેલ.

૨. વિ. શરૂ કરેલું; આરંભેલ.

**આળગોટિયું** ન. ગોથું; ગલોટિયું; ગડથોલું.

**આળટંટાળ** સ્ત્રી. જંજાળ; ઉપાધિ; આળપંપાળ.

**આળપંપાળ** ૧. [ આળ ( પંપાળવું એવું રૂપ ) + પંપાળવું ( લાડ લડાવવાં ) ] સ્ત્રી. ચાકરી; સેવા; સારવાર.

૨. સ્ત્રી. તર્કવિતર્ક.

૩. સ્ત્રી. પગપેસારો; દખલગીરી.

૪. સ્ત્રી. ફાંફાં; વલખાં; મિથ્યા પ્રયત્ન.

૫. ન. આશ્વાસન; દિલાસો; સાંત્વન.

૬. ન. ગલ્લાંતલ્લાં; ગરબડસડબડ.

૭. ન. જંજાળ; ઉપાધિ; ચિંતા.

૮. ન. પજવણી; અડપલું; છેડતી.

જીભથી કરીએ **આળપંપાળ** તો માર ખાય કપાળ. — કહેવત

૯. ન. ભૂતપ્રેત; પિશાચ.

૧૦. વિ. એલફેલ; આડુંઅવળું; ધડા વગરનું.

૧૧. વિ. કાલુંઘેલું; બાલિશ; અસ્પષ્ટ.

૧૨. વિ. ખુશામતિયું; પ્રશંસામય.

૧૩. વિ. ખોટું; જૂઠું; અસત્ય.

૧૪. વિ. પટામણું; ફોસલાવનારું.

૧૫. વિ. મિથ્યા; ફોગટ; નિરર્થક; નકામું.

૧૬. અ. ગમે તેમ; ફાવે તેમ; આડુંઅવળું.

**આળપાળ** [સં. આલવાલ] પું. ક્યારો; થડની આસપાસ પાણી ભરવા માટે કરેલો ખાડો; ખામણું.

**આળઓકળિયાં** ન. બ. વ. ( ગ્રામ્ય ) પડી જવાય તેવી જગ્યાએ આધાર વિના ઊભા રહેવાપણું.

**આળય** [ સં. આલય ] ન. રહેઠાણ; ઘર.

**આળવણ** ૧. [ આળ ( આરોપ ) + વર્ણ ( રંગ ) ] ન. કલંક; બદનામી; બટ્ટો.

૨. ન. ( જૈન ) કરેલ દોષનું પ્રાયશ્ચિત્ત.

**આળવાળ** [ સં. આલવાલ ] પું.; ન. ક્યારો; આલવાલ; ખામણું.

**આળવિત્રું** ૧. ન. અડપલું.

૨. વિ. આળવીતરું; મસ્તીખોર.

૩. વિ. વાતુડિયું.

**આળવિતરું** ૧. ન. અટકચાળું; તોફાન.

૨. વિ. તોફાની.

૩. વિ. વાતુડિયું; બોલબોલ કરનારું.

**આળવીતરાઈ** ૧. [ આળવીતરું ( અટકચાળું ) + આઈ ( પણું ) ] સ્ત્રી. અડપલું; અટકચાળું.

૨. સ્ત્રી. તોફાની હોવાપણું; મસ્તીખોરી.

૩. [ સં. આ ( વધારે ) + લપ્ ( બોલવું ) + આઈ ( પણું ) ] સ્ત્રી. બોલકણાપણું.

**આળવીતરું** ૧. ન. અટકચાળું; અડપલું.

૨. વિ. મસ્તીખોર; તોફાની.

૩. [ સં. આ ( વધારે ) + લપ્ ( બોલવું ) ] વિ. વાતુડિયું.

**આળવીતું** ૧. સ્ત્રી. અડપલું; અટકચાળું.

૨. વિ. તોફાની; આળવીતરું; આળાચાળા કરનાર.

૩. [ સં. આ ( વધારે ) + લપ્ ( બોલવું ) ] વિ. વાતુડિયું; બોલબોલ કરનારું.

**આળશવું** ૧. અ. ક્રિ. બંધ પડવું.

૨. અ. ક્રિ. મટવું.

૩. અ. ક્રિ. મંદ પડવું.

**આળશી** સ્ત્રી. પીપળા જેવાં પાનવાળું એક જાતનું ઝાડ.

**આળસ** ૧. સ્ત્રી.; ન. એદીપણું; મંદ સ્થિતિ; સુસ્તી.

૧. આળસ આવવી-કરવી = (૧) મહેનત કરવાનું ન ગમવું. (૨) શરીર ભારે થવું; સુસ્તી ભરાવી.

૨. આળસ ખાવી = (૧) બગાસાં ખાવાં; સુસ્તી દેખાડવી. (૨) શરીર છૂટું કરવું; શરીરમાં સ્ફૂર્તિ લાવવા અંગ મરડવું.

૩. આળસ છોડવું-તજવું-મૂકવું = આળસમાંથી છૂટા થવું.

૪. આળસ દરિદ્રતાનું મૂળ છે = એદીપણાને લીધે ગરીબાઈ આવે છે.

૫. આળસ મરડવી-મોડવી = શરીરનું ભારેપણું દૂર કરવાને હાથ પગ લાંબા ટૂંકા કરી શરીર મરડવું.

૨. [ સં. અ ( નહિ ) + લસ ( મહેનત કરવી ) ] સ્ત્રી.; ન. મહેનત કરવી ન ગમવાપણું.

**આળસડું** ( આળસડું ) [ સં. અ ( નહિ ) + લસ ( મહેનત કરવી ) + ડું ( નાનાપણું બતાવતો પ્રત્યય ) ] ન. સુસ્તી; આળસ.

સેજલડીથી ઉઠો વહાલા, **આળસડાં** છોડી. — નરસિંહ

**આળસણું** [ સં. અ ( નહિ ) + લસ ( કામ કરવું ) ] ન. કામકાજ બંધ કરવાપણું.

**આળસપ્રધાન** [ સં. અ ( નહિ ) + લસ ( કામ કરવું ) + પ્રધાન ( મુખ્ય ) ] વિ. જેમાં સુસ્તી મુખ્ય હોય એવું.

**આળસવીળસ** સ્ત્રી. અકળામણ; ગભરામણ; મૂંઝવણ; ઉચાટ.

**આળસવું** ૧. અ. ક્રિ. બંધ પડવું; અટકી જવું; કામ કરતાં બંધ પડવું; પડતું મૂકવું.

આળપંપાળ જેને **આળસ્યું**, સમદૃષ્ટિ સમજ તે સમું. — અખો

આળસી જવું = કામ કરવું બંધ રાખવું; અટકવું; કામ મંદ પાડવું.

૨. અ. ક્રિ. મટવું.

૩. [ સં. અ ( નહિ ) + લસ ( યત્ન કરવો ) ] અ. ક્રિ. મંદ પડવું.

**આળસાઈ** [ સં. આલસ્ય ( આળસ ) ] સ્ત્રી. મંદતા; સુસ્તી.

**આળસાવું** ૧. [ સં. આલસ્ય ( આળસ ) ] અ. ક્રિ. ધીમા પડી જવું; મંદ થવું.

૨. સ. ક્રિ. અટકવું.

૩. સ. ક્રિ. છોડી દેવું.

૪. સ. ક્રિ. ધીમું થાય એમ કરવું.

૫. સ. ક્રિ. મુલતવી રાખવું.

**આળસુ** ૧. વિ. ધીરું; ધીમું.

૨. વિ. નવરું; નિરુદ્યમી; અનુદ્યોગી.

૩. [ સં. અ ( નહિ ) + લસ ( યત્ન કરવો ) + ઇત ( એવું ) ] વિ. મંદ; સુસ્ત. જેને કામ કરવાનું મન ન થાય તે આળસુ અને વધારે પડતી આળસ હોય તે એદી ગણાય. એદી કામ કરે જ નહિ. આળસુ કામ કરવામાં ઢીલ કરે, મોડું કરે અને કાં તો કામ અધૂરું મૂકે.

૧. આળસુનો ઢગલો = એદી; ઘણું આળસુ.

૨. આળસુનો પીર = ઘણો આળસુ; મહા એદી.

**આળસુપણું** [ આળસુ ( સુસ્ત ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આળસાઈ; મંદતા; સુસ્તી.

**આળસ્ય** [સં. આ (થોડું) + લસ્ (કામ કરવું) + ય (પણું)] ન. ધીમે ધીમે કામ કરવાપણું.

**આળહો** (આળહો) પું. (ગ્રામ્ય) ઢોરના આઉમાં થતો સોજો.

**આળાગાળા** પું. બ. વ. ખોટા ફેલ; ચેનચાળા; અટકચાળા.

**આળાપવું** ૧. સ. ક્રિ. આલાપ સાથે ગાવું; ગાયન શરૂ કરતાં પહેલાં ધૂનમાં 'આ આ' એમ ગાવું.

૨. [સં. આલપ્ (વાત કરવી)] સ. ક્રિ. બોલવું.

**આળાયો** [સં. આવલી (લીટી)] પું. ફકરો; કંડિકા; 'પેરેગ્રાફ'.

**આળાહુંબો** પું. સંસારની તૃષ્ણા; લાલસા; લાલચ; આશાએ ને આશાએ કામ કરવું તે.

**આળાહુંભો** પું. લાલચ; લાલસા.

**આળાલોચ** [સં. આલોચ્ (વિચારવું)] પું. વિચાર; ચિંતન; મનન.

**આળિયું** ૧. [સં. આલય (રહેઠાણ)] ન. આલય; જગ્યા; સ્થળ.

દીવો મૂકવાનું આલય અથવા **આળિયું** ઘરના જમણા અંગે રાખવું. રાજવલ્લભ

૨. ન. બખોલ; કૂવાની દીવાલમાં રાખેલો ખાડો.

૩. ન. ભીંતમાં રાખેલો ગોખલો; બતાકું; આળિયો.

**આળિયો** ૧. પું. આરિયું; કાકડી; ચીભડું.

૨. પું. ભીંતમાં રાખેલો ગોખલો.

**આળી** ૧. [સં. આલય (રહેઠાણ)] સ્ત્રી. સોનીની અંગીઠી મૂકવાની ઊંચી ઓટલી.

૨. વિ. સ્ત્રી. ધીમે અડ્યાથી દુખાય તેવી. જેમકે, આળી ચામડી.

આળી જવું = અડતાં દુઃખ થાય એવું બનવું.

૩. [સં. આર્દ્ર (ભીનું)] વિ. સ્ત્રી. ભેજવાળી; લીલી; ભીનાશવાળી.

૪. અ. વાળી એવા અર્થવાળો પ્રત્યય. જેમકે, લોહી + આળી = લોહીઆળી.

**આળીઓ** ૧. પું. આળિયો; ગોખલો.

૨. પું. કૂવાના પડખામાં પડેલી બખોલ; કોતર.

**આળીગાળું** ૧. [સં. આળ (તહોમત) + ગાળ (અપશબ્દ)] વિ. અટકચાળું; તોફાની; ચાંદવું.

વારો રે જશોદા મૈયા કાનને, **આળીગાળો** આળ કરે છે. પ્રાચીનકાવ્ય

૨. વિ. આળ આપનારું.

**આળીગારો** મારો છે રય, લઈ જશો તો થાશે અનર્થ. પ્રેમાનંદ

૩. વિ. ગાળ દેતું.

**આળીંભો** ૧. [સં. આ (ચોતરફ) + લિપ્ (લીંપવું)] પું. ઓળીપો; લીંપણ.

૨. [સં. અવ (નીચે) + લંબ્ (લટકવું)] પું. કડિયાનું એક ઓજાર; ચણતર પૃથ્વીની સપાટીથી કાટખૂણે હોવાનું ખાતરી કરવાનું દોરીવાળું એક સાધન; લંબ; ઓળંબો; 'લેવલ'.

**આળુ** અ. વાળું, ભરેલું એવા અર્થવાળો પ્રત્યય. જેમકે, દયા + આળુ = દયાળુ; માયા + આળુ = માયાળુ.

**આળું** ૧. [સં. આ (વધારે) + લગ્ (ચોટવું)] ન. બ. વ. તહોમત; આળ; ખોટો આરોપ; બુતાન.

છોટો સરખો છોકરો, **આળું** નાખે છે આવી. બ્રહ્માનંદ

૨. વિ. અડ્યાથી દુઃખ થાય એવું; સુંવાળું; કોમળ.

આળી ચામડી = રૂંઝ ઉપર આવતી નવી ચામડી.

૩. વિ. ગદ્‌ગદ્ થઈ ગયેલું.

૪. વિ. તાજું ઉતરડેલું; કાચું.

૧. આળું ઓઢવું = બદનામી લેવી; ફજેત થવું. અગાઉ બે ગામના સીમાડાની હદ નક્કી કરવામાં આવતી ત્યારે ગામના એકાદ માણસને આળું ઓઢાડતા અને પછી તે જ્યાં સુધી જાય ત્યાં સુધી તે ગામની હદ ગણાતી. આથી ગામને ફાયદો થતો પણ આળું ઓઢનાર વગોવાતો. તે ઉપરથી આ કહેવત નીકળેલી મનાય છે.

૨. આળું ચામડું = કેળવ્યા વગરનું ચામડું.

૫. વિ. નરમ; પોચું; મૃદુ.

૬. વિ. નિર્બળ; શક્તિ વિનાનું.

૭. [સં. આર્દ્ર] વિ. ભીનું; લીલું.

૮. અ. (વ્યાકરણ) વાળું એવો અર્થ બતાવતો નામને છેડે લગાડાતો પ્રત્યય. જેમકે, દૂધ + આળું = દૂધાળું; રૂપ + આળું = રૂપાળું.

**આળુંભોળું** ૧. [આળું (નરમ) + ભોળું (કપટ વિનાનું)] ન. બાળક.

૨. વિ. ખુલ્લા દિલનું; કપટ વિનાનું; નિષ્પાપ; બાલિશ; નિખાલસ.

**આળે** ૧. [સં. આલય] ન. ઘર; રહેઠાણ. કવિતામાં તે આલયને બદલે વપરાય છે.

૨. અ. એળે; ફોકટ; નકામું.

૩. અ. તરત જ; એકદમ.

૪. અ. તોબા; હવે હદ થઈ એવા અર્થનો ઉદ્‌ગાર.

**આળેઆળે** અ. ફોકટ; નકામું.

**આળેઆળે** કરે છે અનર્થ, એમ જાય છે જન્મ વ્યર્થ. નિષ્કુળાનંદ

**આળેખ** [સં. આ (ઉપર) + લિખ્ (લખવું)] પું. લૂગડા ઉપર ભરત ભરવા માટે સાહી અથવા રંગથી પાડવામાં આવતી ભાત.

**આળેખવું** ૧. [સં. આ (ઉપર) + લિખ્ (લખવું)] સ. ક્રિ. કોતરકામ અને લૂગડામાં ભરત ભરવા પહેલાં લીટી કાઢવી; દોરવું; રેખા કાઢવી.

૨. સ. ક્રિ. ચીતરવું.

આળેખાઈ જવું = થંભી જવું; ચિતરામણ થઈ જવું.

૩. સ. ક્રિ. બીબાંથી છાપવું.

૪. સ. ક્રિ. બીબું કરવું; ઓઠું કરવું.

૫. સ. ક્રિ. લખવું.

**આળેપ** ૧. [સં. આ (ઉપર) + લિપ્ (લેપ કરવો)] પું. ઘસીને અથવા કંઈ ચોપડીને ઉપરની સપાટી સફાઈદાર બનાવવાપણું.

૨. પું. લેપ; મલમ.

**આળેમાળ** અ. રેંટિયાના ચક્કર અને ત્રાક ઉપર ફરતી દોરી આઘીપાછી ન ખસે તેમ.

**આળેલુંબ** ન. જોડી કાઢેલી વાત.

તેને **આળેલુંબે** લગાડે માત,
ત્યારે કરતો રે ઉત્પાત. અખો

**આળેહીં** અ. સહેજે; અમસ્તું.

**આળો** પું. કચરો; પૂંજો.

**આળોગ** ૧. [સં. અભિલષ્ (ઇચ્છવું)] સ્ત્રી. ઇચ્છા; આશા; તૃષ્ણા.

૨. સ્ત્રી. ઓળગ; આંટા ફેરા ખાવા તે.

૩. સ્ત્રી. દુઆ; આશિષ.

૪. સ્ત્રી. માનતાના નક્કી કરેલ દિવસે નિયમસર દેવની પૂજા કરી પગે લાગવું તે; દેવને સંતોષવા તેને પારે જઈ આવવાપણું.

**આળોચના** ૧. [સં. આ (વધારે) + લોચના (નજર)] સ્ત્રી. અવલોકન; નિરીક્ષણ.

૨. સ્ત્રી. (જૈન) આલોચના; પાપ કર્મની માફી માગવાપણું; શિષ્યે ગુરુ પાસે પોતાના દોષ કહેવાપણું.

**આળોચવું** ૧. [સં. આ (તરફ) + લોચ્ (જોવું)] અ. ક્રિ. માફી માગવી.

૨. સ. ક્રિ. વંદવું; નમસ્કાર કરવો.

**આળોટણ** ૧. [સં. આ (વધારે) + લુટ્ (આળોટવું)] ન. આળોટવું તે; લોટણ. ઘોડાં, ગધેડાં વગેરે જાનવર આળોટીને થાક ઉતારે છે.

૨. ન. ઓશીકું.

૩. વિ. આળોટવાની ટેવવાળું.

**આળોઠવું** [ સં. આ ( વધારે ) + લુટ્ ( પાસાં ફેરવવાં ) ] અ. ક્રિ. લોટવું; ગડબડિયાં ખાવાં; પથારીમાં આમથી તેમ લોટવું; સૂઈને ગબડવું; પાસાં ફેરવ્યાં કરવાં.

આળોટી ઊઠવું = (૧) દુઃખ સહન કરી લેવું. (૨) મંદવાડ પછી સાજા થઈ ઊઠવું.

**આળોયણુ** ૧. [ સં. આ ( તરફ ) + લોચ્ ( જોવું ) ] ન. અવલોકન.

૨. ન. ( જૈન ) દોષની કબૂલત કરી થતું પ્રાયશ્ચિત્ત.

૩. ન. વિચાર.

**આળોવણુ** ૧. [ સં. આ ( તરફ ) + લોચ્ ( જોવું ) ] ન. આલોચન; વિચાર.

૨. [ સં. આલોચન; પ્રા. આલોયણુ ] ન. ( જૈન ) ગુરુ પાસે દોષની કબૂલતથી કરાતું પ્રાયશ્ચિત્ત; ક્ષમાવત; પાપ ધોવા માટે લેવાતું વ્રત.

**આળોવવું** ૧. [ સં. આ ( તરફ ) + લોચ્ ( જોવું ) ] સ. ક્રિ. ખમાવવું; માફી માગવી.

૨. સ. ક્રિ. ( જૈન ) પાપનું પ્રાયશ્ચિત્ત કરવું.

# આં

**આં**

**આં** ૧. ન. પૈસો; ફદિયું.
૨. અ. અચંબો દેખાડનાર અવ્યય.
૩. અ. આ ઠેકાણે; અહીંયાં.
૪. અ. ઉત્તેજન આપનાર એક ઉદ્દગાર.
૫. અ. (જૂ. ગુ.) (વ્યાકરણ) પાંચમી વિભક્તિનો અર્થ બતાવનાર પ્રત્યય. જેમકે, માંથી.
સુણી સિંહ કોપ**આં** જળિ યયઉ.
પાંચાખ્યાન
૬. અ. બાળકના રોવા જેવો અવાજ.
૭. અ. ભલે, ઠીક, હો, વારુ એવો અર્થ બતાવતો ઉદ્દગાર.
૮. અ. હાં, પછી, એમ હોકારાનો એક ઉદ્દગાર.

**આંઈ** ૧. [સં. અયમ્] સ. (ભીલી) આ; નજીકનું.
૨. સ. (કચ્છી) તમે.
૩. [સં. અહમ્] સ. હું.
૪. અ. (ગ્રામ્ય) અહીં; આ ઠેકાણે; અહીંયાં.
આંઈ મર = અહીંયાં આવ.

**આંઈકણે** ૧. અ. (ગ્રામ્ય) આ ઠેકાણે; આંહીં; અહીંકને.
૨. અ. નજીક; પાસે.

**આંઉ** ૧. [સં. અહમ્] સ. (કચ્છી) હું. પહેલો પુરુષ એકવચન 'હું' સંસ્કૃતમાંથી ઊતરેલી લગભગ બધી ભાષામાં હ જાળવે છે, પણ સિંધી અને કચ્છીનાં આંઉએ હનો બહિષ્કાર કર્યો છે.
૨. અ. એમ; એવી રીતે.
૩. અ. નકાર બતાવતો ઉદ્દગાર.
૪. અ. બસ; થયું.
૫. [સં. ઓમ્] અ. હા; વારુ; ઠીક; હો.

**આંઉસ** ૧. [અં. ઔંસ] પું. અઢી તોલા જેટલું અંગ્રેજી વજન; પૌંડ વજનના સોળમા ભાગનું વજન. આ માપ ગાંધી વગેરે વેપારી વાપરે છે.
૨. પું. એક પૌંડનો બારમો ભાગ. આ માપ વૈદ, સોની, ઝવેરી વગેરે વાપરે છે.
૩. પું. પ્રવાહી વસ્તુનું આઠ ડ્રામનું એક માપ.

**આંઉં** ૧. સ. હું.
૨. અ. એમકે.
૩. અ. બસ; બહુ થયું.
૪. [સં. ઓમ્] અ. હા; વારુ.

**આંએણાઈ** [સં. આખેટિક] પું. (કચ્છી) આહેડી; શિકારી; પારધી; વ્યાધ.

**આંએણો** [સં. આખેટ] પું. (કચ્છી) શિકાર; મૃગયા.

**આંઓરા** [હિં.] પું. આમળાં.

**આંઓલા** [હિં.] પું. આમળાં; એક જાતનાં ફળ.

**આંક** ૧. [સં. અંક્ (ચિહ્ન કરવું)] પું. અક્ષર; હરફ; વર્ણમાળાનો મૂળ અક્ષર.
૨. પું. અડસટ્ટો; અંદાજ; અટકળ; આશરો.
૩. પું. અંશ; હિસ્સો; ભાગ.
૪. પું. કહેવત; લોકોક્તિ.
જીવતો નર ભદ્રા પામશે, સંભારી એ **આંક**.
પદ્માવતીની વાર્તા
૫. પું. કાણું; વેહ; વીંધ; છિદ્ર.
૬. પું. કોઈ માણસના નામે પ્રસિદ્ધ વંશ.
૭. [સં. અંક] પું. ખોળો; ગોદ.
૮. પું. દૃઢ નિશ્ચય; નિશ્ચિત સિદ્ધાંત.
૯. [સં. અક્ષ] પું. ધરી; આંસ; ગાડીનો ધરો.
ગાલ્લાનો તો **આંક** પડયો, વચ્ચેથી ભાંગી.
નર્મદ
૧૦. પું. નવ માત્રાના છંદની સંજ્ઞા.
૧૧. પું. (પિંગળ) નવ માત્રાનો એક માત્રાજાતિ છંદ; રૂદ્ર. તેની પ્રસ્તાર એટલે માત્રા અથવા વર્ણના છંદના શક્ય રૂપોના કોઠાના ભેદથી ચરણ, ગંગ વગેરે પંચાવન વૃત્તિ એટલે જાત થાય છે.
૧૨. પું. નિશાની; ચિહ્ન; અંક.
આંક કરવો-દેવો = નિશાની કરવી.
૧૩. પું. ભાવ; મૂલ્ય.
આંક કરવો-કાઢવો-પાડવો-માંડવો-મૂકવો = (૧) અડસટ્ટો કાઢવો. (૨) તકરારી હિસાબનો નિકાલ લાવવો. (૩) મૂલવવું; આશરે કીમત કરવી.
૧૪. પું. (ગણિત) મુદ્દલનો ટકા અને વખત સાથેનો ગુણાકાર.
૧૫. પું. લોટ ચાળવાનું ગૂંથેલી ઝીણી જાળીવાળું એક સાધન; હવાલો.
૧૬. પું. વિધિના લેખ.
કરમે લખ્યું ટળતું નથી જે લખ્યા વિધિએ **આંક**.
પ્રેમાનંદ
૧૭. પું. સંખ્યા.
૧૮. પું. સંખ્યાની નિશાની; આંકડો; અદદ.
સાત વેંતના સર્વ જન, કીમત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હૂંડીના, પણ **આંક** પ્રમાણે મૂલ્ય.
કહેવત
૧૯. પું. સૂતરની જાડાઈ કે પાતળાઈનો હિસાબ.
૨૦. પું. હદ; સીમા; અવધિ; મર્યાદા. કોઈ ખરાબ કામ કરનારને ઠપકો આપવા માટે અથવા કોઈ સારા માણસની પ્રશંસા કરવા માટે વપરાય છે.
વિનતિ કરે નરસૈંયો હાર માટે,
વહાલા હવે વળ્યો **આંક** છેક. નરસિંહ
૧. આડો આંક આવવો-વળવો = હદ થવી; પરાકાષ્ઠા થવી.
૨. આડો આંક વાળવો = હદ કરવી; અવધિ કરવી; બહુ કરવું.
૨૧. પું.બ.વ. પાડા; ઘડિયા; ગુણાકારનાં કોષ્ટક.
આંક મુખમાં તો હિસાબ નખમાં = જેને પાડા પાકા આવડતા હોય તે હિસાબ જલદી કરી શકે.

**આંકકાર** ૧. [સં. અંક (આંકડો) + કૃ (કરવું)] પું. કીમત નક્કી કરનાર.
૨. [સં. અંક્ (નિશાની કરવી)] પું. નિશાન કરનાર; ચિહ્ન કરનાર.

**આંકચાળણી** ૧. સ્ત્રી. અંકગણિત.

૨. [ સં. અંક ( આંકડો ) + ચાલન ( ચાળવાપણું ) ] સ્ત્રી. આંક ચાળવવાની રીત; લખોટા.

૩. સ્ત્રી. ઝીણાં કાણાંવાળી ચાળણી.

**આંકડ** ( આંકડ્ ) ૧. [ સં. અંકૃ ( વાંકમાં ચાલવું ) ] સ્ત્રી. પરડા વગેરે પાડવાની આંકડીવાળી વાંસની લાંબી લાકડી.

૨. સ્ત્રી. પેટમાં આવતી વીંટ; ચૂંક.

૩. સ્ત્રી. હાથીને અંકુશમાં રાખવાનું લોઢાનું એક હથિયાર; અંકુશ; કોંતાર.

**આંકડસાસુ** ( આંકડ્સાસુ ) સ્ત્રી. પાટલાસાસુ; વહુની મોટી બહેન.

**આંકડા** (આંકડા) ૧. [સં. અર્ક] પું. (હિંદી) આકડાનો છોડ.

૨. પું. ઢોરને થતો એક જાતનો રોગ.

૩. પું. બાણનો અણીવાળો વળેલો આગલો ભાગ.

૪. પું. માછલાં પકડવાનો કાંટો.

૫. [ હિં. ] પું. સંખ્યાનું ચિહ્ન; અદદ.

૬. [ હિં. ] વિ. એક હજાર; ૧૦૦૦.

**આંકડાદલીલ** ( આંકડાદલીલ ) સ્ત્રી. આંકડાથી જણાવવામાં આવતો સબબ.

> લખવામાં બીજાને ન સમજાય એવી પરિભાષા કે **આંકડાદલીલ** ન વાપરવી કારણ કે સામાન્ય જનસમુદાય એ નહિ સમજી શકે.
> ગુજરાતી લેખનકળા

**આંકડાની** ( આંકડાની ) સ્ત્રી. જલેબી. પુષ્ટિમાર્ગમાં જલેબીને આંકડાની કહે છે.

**આંકડાબંધી** ( આંકડાબંધી ) [ સં. અંક ( આંકડો ) + બંધૂ ( ઠરાવવું ) ] વિ. મહેસૂલ તરીકે રાજ્યને અમુક રકમ ભરતું; આકારી; વિઘોટીવાળું.

**આંકડાબાજ** (આંકડાબાજ) [ આંકડો ( રકમ ) + બાજ ( રમનાર ) ] ન. હકીકતના આંકડાનો ઉપયોગ કરનાર માણસ.

**આંકડાબાજી** ( આંકડાબાજી ) [ આંકડો ( રકમ ) + બાજી ( રમત ) ] સ્ત્રી. અમુક વિષયને લગતા આંકડા ભેગા કરી તે વિદ્યા વાપરવાપણું.

**આંકડાવહી** ( આંકડાવહી ) [ આંકડો ( રકમ ) + વહી ( ચોપડો ) ] સ્ત્રી. ભરતિયાં નોંધવાનો ચોપડો.

**આંકડાવેલ** ( આંકડાવેલ ) સ્ત્રી. એક જાતની રમત; ખોડીખમચી; લૂલીટાંગ. તેમાં દાવ દેનાર એક પગ ગોઠણથી વાંકો વાળી બીજે પગે કૂદતાં કૂદતાં ચાલી બીજાં રમનારાંને પકડવા જાય છે. જો કોઈને તે અડી જાય તો તેના ઉપરથી દાવ ઊતરી જેને તે અડ્યો હોય તેના ઉપર દાવ આવે છે.

**આંકડાશાસ્ત્ર** ( આંકડાશાસ્ત્ર ) [ સં. અંક ( આંકડો ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. હકીકતના આંકડા એકત્ર કરવાની, તેને વર્ગ પ્રમાણે ગોઠવવાની અને તેનો ઉપયોગ કરવાની વિદ્યા; 'સ્ટૅટિસ્ટિક્સ'. આ શાસ્ત્ર સામાજિક અથવા કુદરતી હકીકતોની અને તેનાં જુદાં જુદાં કારણોથી થતા વરતી શકાય એવા ફેરફારોની ચોક્કસ અથવા આશરે ગણતરી કરવાનું, તે ગણતરીના જુદા જુદા ભાગ પાડવાનું અને તેના ઉપરથી અનુમાન કાઢવાનું છે.

> **આંકડાશાસ્ત્ર**નો આખો વિષય ચાર ભાગમાં વહેંચાયેલો છે: (૧) વસ્તુસંગ્રહ, (૨) વસ્તુગોઠવણી, (૩) વસ્તુદર્શન, (૪) વસ્તુનિરૂપણ. આંકડાશાસ્ત્ર

**આંકડાશાસ્ત્રી** ( આંકડાશાસ્ત્રી ) [ સં. અંક ( રકમ ) + શાસ્ત્ર ( વિદ્યા ) + ઇન્ ( વાળું ) ] પું. ગણનાશાસ્ત્રનો વિદ્વાન; આંકડા સંબંધી વિદ્યામાં હોશિયાર માણસ.

**આંકડિયા** ( આંકડિયા ) ૧. પું.બ.વ. આંકડાની જેમ આગળ વળેલા કાન પાસેના વાળ.

૨. [ આંકડી ] પું.બ.વ. એક કડીને બીજી સાથે જોડી બનાવવામાં આવતો પગ અથવા હાથમાં પહેરવાનો એક જાતનો દાગીનો.

આંકડિયા બીડવા = એકબીજાના હાથનાં આંગળાં સામસામાં ભરાવી જોડી દેવાં.

**આંકડિયાળું** ( આંકડિયાળું ) ૧. [ આંકડી + આળું ( વાળું ) ] વિ. આંકડા વળેલું; છેડે વાંક હોય એવું; વાંકડિયું.

૨. વિ. વાંકુચૂંકું.

**આંકડિયું** ( આંકડિયું ) ૧. [ આંકડી ] ન. આંકડી; કડી; અંકોડી.

૨. વિ. આંકડાવાળું.

૩. વિ. આંકવાળું; નિશાનીવાળું.

૪. વિ. દર વરસે ઠરાવેલ રકમનો આંકડો ભરનાર.

**આંકડિયો** ( આંકડિયો ) ૧. [ આંકડો ] પું. અંગરખું, કોટ વગેરેમાં કસ કે બટનને બદલે વપરાતો ધાતુનો વાળેલો કટકો; હુક.

૨. પું. એક અથવા બન્ને છેડે વાળેલો સળિયો.

**આંકડી** ( આંકડી ) ૧. સ્ત્રી. અણગમો; અરુચિ.

૨. [ સં. અંકૃ ( મરકાવું ) ] સ્ત્રી. અદેખાઈ; ઈર્ષ્યા; દ્વેષ; વેર; ખાર.

આંકડી રાખવી = દ્વેષ રાખવો; ઈર્ષ્યા ધરવી.

૩. સ્ત્રી. આંતરડામાં વાયુને લીધે થતી પીડા; પેટપીડ; વીંટ; આમળો; ચૂંક. ઘણો વાયડો કે કાચો ખોરાક ખાવાથી, ઘણા દિવસ કબજ રહેવાથી, ઠંડી હવા લાગવાથી, ઝેરી રજકણો પેટમાં જવાથી પેટમાં આંકડી થાય છે. તેના ઉપાયમાં શેક કરવો, ઝાડો બંધ હોય તો જુલાબ લેવો.

૪. સ્ત્રી. એક અથવા બેઉ છેડેથી વાળેલો સળિયો.

૫. સ્ત્રી. કડી; અંકોડી; હુક.

આંકડી દેવી = બારણું બંધ કરી કડી કે હુક ચડાવવો.

૬. સ્ત્રી. કપડું તણાઈને કરચલી રહ્યા વગર સુકાય એવું ચોકઠું.

૭. સ્ત્રી. ( લાક્ષણિક ) ખજભળાટ.

૮. સ્ત્રી. ( ગ્રામ્ય ) છળકપટ; દગોફટકો.

૯. સ્ત્રી. ઝાડની ડાળીઓ તોડવા માટે વાંસડાને છેડે જડેલી લોઢાની દાતરડીવાળું એક સાધન.

૧૦. સ્ત્રી. તાણ; ખેંચ; આંચકા આવી અવાચક અને સ્તબ્ધ એટલે જડ થઈ જાય તેવો રોગ.

આંકડી આવવી = (૧) ચૂંક આવવી. (૨) તાણ આવવું.

૧૧. સ્ત્રી. ફળ પાડવા માટેનું એક ઓજાર. તેમાં એક વાંસને છેડે ગોળ લોઢાનો સળિયો લગાડી તેની સાથે ઝોળા ટાંગી તેને ઉપલે છેડે એક વાળેલો લોઢાનો આંકડો રાખેલો હોય છે. આમ કરવાથી ફળ નીચે નહિ પડતાં ઝોળીમાં ભરાઈ રહે છે.

૧૨. સ્ત્રી. મરતી વખતનાં ડચકાં.

૧૩. સ્ત્રી. માછલાં પકડવાની કડી; ગળ.

૧૪. સ્ત્રી. વાંકો ખીલો.

૧૫. સ્ત્રી. વિરોધ; સખત વાંધો.

૧૬. વિ. દર વરસે ઠરાવેલ રકમનો આંકડો ભરનાર.

**આંકડીઉં** ( આંકડીઉં ) ૧. [સં. અંકૃ ( વળાંકમાં ફરવું ) ] ન. આંકડી; ઇસ્ટાપડી.

૨. ન. ફરેડી ઉઘાડી રાખવા માટે જડેલો હુક.

૩. [સં. અંકૃ ( નિશાની કરવી ) ] વિ. નિશાની કરેલ; આંક માંડેલ.

**આંકડીઘૂંકડી** ( આંકડીઘૂંકડી ) સ્ત્રી. આંટીઘૂંટી; દાવપેચ.

**આંકડુ** ( આંકડુ ) [ સં. અંકૃ ( મરકાવું ) ] ન. ( જૂ. ગુ. ) દુર્પદ; અભિમાન.

> તે તાહારૂં વિરી વાંકડુ,
> અતિ વિસમુ તેહનુ **આંકડુ**. લાવણ્યસમય

**આંકડેદાર** ( આંકડેદાર ) વિ. દર વરસે ઠરાવેલ રકમનો આંકડો ભરનાર; આંકડિયું.

**આંકડેફાંકડું** ( આંકડેફાંકડું ) વિ. ખરી તક ઉપર થતું.

**આંકડૂબંદી** ( આંકડૂબંદી ) [ સં. અંક ( રકમ ) + બંધ ( નક્કી કરવું ) ] વિ. ઠરાવેલ રકમનો આંકડો ભરનાર; આંકડિયું.

**આંકડો** ( આંકડો ) ૧. [ સં. અર્ક; હિં. આક્ડા ] પું. એક જાતનો છોડ; આકડો; અર્ક.

૨. [ સં. અંક્ ( ચિહ્ન કરવું ) ] પું. કીમત માંડવી અથવા મૂકવી તે; સંખ્યાના રૂપમાં મુકાતું મૂલ્ય.

આંકડો પાડવો = (૧) આંક મૂકવો. (૨) રકમ નક્કી કરવી. (૩) લખવું.

૩. પું. ક્રોધ; રીસ; ગુસ્સો.

૪. પું. ગણતરી.

૫. પું. ગર્વ; અહંકાર; તોર; અભિમાન; મગરૂરી.

સમય જોઈ સાંકડો, મૂકિયે **આંકડો**, તેહને રામ આ વિધ વારે. નરસિંહ

૧. આંકડો અદ્ધર ને અદ્ધર રાખવો–ઊંચો ને ઊંચો રાખવો = (૧) ફૂદી રહેવું. (૨) નામાના હિસાબનો નિકાલ ન કરવો. (૩) બહુ અભિમાન રાખવું.

૨. આંકડો નમવો–નરમ પડવો = (૧) ગર્વ ઊતરવો. (૨) તાબે થવું; દબાઈ જવું. (૩) નરમ પડવું; શાંત થવું.

૩. આંકડો મૂકવો = (૧) ગર્વ છોડી દેવો. (૨) તકરારી રકમના નિવેડા માટે પંચે આંક લખવો.

૬. પું. ગળ; માછલાં પકડવાનો હુક.

૭. પું. છેડેથી વાળેલો સળિયો.

૧. આંકડા ભીડવા = (૧) બે જણે એકબીજાના હાથનાં આંગળાંમાં આંગળાં ભરાવવાં. (૨) હાથમાં હાથ નાખી જકડી લેવું.

૨. આંકડો ભરાવવો = (૧) કોઈ ભારે ચીજ ઊંચકવા વાળેલો લોખંડનો કટકો ભરાવવો. (૨) બારણું બંધ કરવા પવનઆંકડી ચડાવવી.

૮. [ સં. અંકુર ( ફણગો ) ] પું. ડંખ; ઝેરી કાંટો.

આંકડો મારવો = ડંખ મારવો.

૯. પું. પકડ; સાણસી.

૧૦. પું. બિલ; લેણદેણ સંબંધી ગણીને તૈયાર કરેલો હિસાબ; આપેલા માલની અથવા કરેલી સેવાની કીમતનું ભરતિયું.

૧૧. પું. મૂછનો વળ.

આંકડો ઊંચો રાખવો = ઘણું અભિમાન રાખવું; ગર્વિષ્ઠ થવું.

૧૨. પું. મોટો અણીવાળો દાંત.

૧૩. પું. મોટો હુક.

૧૪. પું. લખવા વાંચવાની આવડત; અક્ષરજ્ઞાન.

બે આંકડા ભણવા = જરૂર જોગું શીખવું.

૧૫. પું. લેણદેણનો હિસાબ; ખાતાવહીના ચોપડા ઉપરથી ઉતારેલ હિસાબની તપસીલ.

૧. આંકડો કરવો = (૧) રકમ નક્કી કરવી. (૨) લેણદેણનો હિસાબ નક્કી કરવો.

૨. આંકડો મૂકવો = (૧) લખવું. (૨) લવાદ તરીકે તકરારી હિસાબ ચોખ્ખો કરવો.

૧૬. પું. વરને આપવાનો ચાંલ્લો; પરઠણ.

૧૭. પું. વીંછીનો ડંખ પાસેનો મકોડાવાળો વળેલો ભાગ.

૧૮. પું. સંખ્યા; સંખ્યાની નિશાની; અદદ. ૦, ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯ એ દશ નિશાનીથી સંખ્યા બતાવી શકાય માટે એ દશમાંની ગમે તે એક આંકડો કહેવાય. ફારસી ભાષામાં લિપિ જમણીથી ડાબી બાજુ તરફ અને સંખ્યાના આંકડા ડાબીથી જમણી બાજુ તરફ લખવામાં આવે છે. અરબો અને ઈરાનીઓ આ આંકડા ઘણા લાંબા વખત પહેલાં હિંદુસ્તાનમાંથી શીખ્યા, કારણ કે હિંદુસ્તાન સાથે તેનો વેપાર ઘણો હતો અને આજે પણ અરબો આંકડાને રકમુલહિંદી કહે છે.

**આંકડ્ય** (આંકડ્ય) સ્ત્રી. પાકેલા અનાજને મસળી ઊપણી ખંપાળાથી ખેંચીને બીજી જગ્યાએ ઢગલો કરવાપણું.

**આંકણ** ૧. [ સં. અંક્ ( ચિહ્ન કરવું ) ] સ્ત્રી.; ન. આંકવાની ક્રિયા; આંકવું તે.

૨. સ્ત્રી.; ન. આંકવાની રીત.

૩. સ્ત્રી.; ન. ઊપણતાં સારું સારું અનાજ જુદું પાડવાપણું; ખળામાં સારું અનાજ એક બાજુ કરવું તે; ઊપણતી વખતે આગલા ભાગમાં સારું અનાજ લાવવાની ક્રિયા. એવી રીતે કાઢેલા અનાજને આંકણનું અનાજ કહે છે.

**આંકણી** ૧. સ્ત્રી. અજમાયશ; આશરો.

૨. સ્ત્રી. આખ્યાનનું કડવું.

૩. [ સં. અંકન ] સ્ત્રી. આંકવાની રીત; લીટીઓ દોરવાની પદ્ધતિ.

૪. સ્ત્રી. એ નામની એક રાગિણી.

૫. સ્ત્રી. કસ કાઢવાની રીત; કસોટી; પરખ.

૬. સ્ત્રી. કસી જોવાની સત્તા.

૭. સ્ત્રી. કીમતનો અડસટ્ટો; કસ.

૮. સ્ત્રી. ગણતરી.

૯. સ્ત્રી. ચૂંક; આંકડી.

૧૦. સ્ત્રી. જમાબંધી; અમુક કર લેવાનો ઠરાવ.

૧૧. સ્ત્રી. ( સંગીત ) ટેક.

૧૨. સ્ત્રી. ઢાળ.

૧૩. સ્ત્રી. દાણા સાફ કર્યા પછી ખેડૂતો ખળામાં રહેવા દે તે ભાગ.

૧૪. [ સં. અંકની ] સ્ત્રી. સીધી લીટી દોરવાની લાકડાની અથવા ધાતુની ગોળ અને જાડી સીધી નાની પટી; રેખાટણી; 'રૂલર'.

**આંકણીદાર** [ આંકણી ( અડસટ્ટો ) + દાર ( કરનાર ) ] વિ. આંક મૂકનાર; કીમત કરનાર; મૂલ્ય નિરૂપક.

**આંકણું** ૧. [ સં. અંકન ( ચિહ્ન કરવાપણું ) ] ન. આંકવાનું હથિયાર.

૨. ન. દાગીના ઉપર ચીતરવાનું સોનીનું ઓજાર.

૩. ન. દાણા વાવતાં ધારની પછવાડે પડતો આછોપાતળો ઝીણો દાણો.

૪. ન. સુતારનું લીટી દોરવાનું ઓજાર.

**આંકદાર** [ હિં. ] પું. જમીનનો ભાગીદાર.

**આંકન** ૧. [ સં. અ ( નહિ ) + કણ ( દાણો ) ] પું. ( હિંદી ) દાણા કાઢી લીધેલો જારનો લોચો.

૨. ન. ( ગણિત ) પરિમાણમાપન; વ્યાસ કાઢવો તે; 'કેલિબ્રેશન'.

**આંકફરક** ૧. પું. એક જાતનો સટ્ટો. આવતા સરાસરીના તારનો છેલ્લો એક આંકડો એ આંક અને એથી વધારે એ ફરક. આ આંકના ફરક સંબંધમાં ખેલાતો સટ્ટો આંકફરક કહેવાય છે. આ જાતના જુગારની મૂળ ઉત્પત્તિ કલકત્તાના અફીણના વેચાણની પેટીઓની ઊપજેલી સરાસરી રકમમાંથી થયેલી છે. હાલ અમેરિકન ફીચર ઉપર ખાસ રમાય છે. છેવટ ગાડી, મોટરના નંબર ઉપર પણ રમાય છે.

૨. [ આંક ( કીમત ) + ફરક ( તફાવત ) ] પું. ભાવના આંકડામાં થતી વધઘટ.

**આંકબંદી** [ સં. અંક ( આંકડો ) + બંધ્ ( નક્કી કરવું ) ] સ્ત્રી. ( હિંદી ) મહેસૂલનો નક્કી કરેલ આંકડો.

**આંકબંધી** [ આંક ( નિશ્ચય ) + બંધ્ ( બાંધવું ) + ઇન્ ( વાળું ) ] વિ. દૃઢ નિશ્ચયવાળું; મક્કમ.

**આંકબંધીને** આળસ ન આવે. ભોળો ભગત

**આંકર** ૧. [ સં. આકર ( ખાણ ) ] વિ. ઘણું ઊંડું.

૨. વિ. બહુ વધારે; ઘણું અધિક.

**આંકરાં** ન. નસોનું ટાઢને લીધે ચડી જવાપણું.

**આંકલ** પું. ( ડિંગળ ) સાંઢ; નિશાની કરાયેલો ખૂંટ.

**આંકલો** પું. એક જાતની વનસ્પતિ.

**આંકવાડો** ( આંક્વાડો ) [ સં. અંક્ ( વળાંકમાં હોવું ) + વાટ ( રસ્તો ) ] પું. રસ્તો વાંક વળતો હોય તે જગ્યા; માર્ગના વળાંકનું ઠેકાણું.

**આંકવિદ્યા** [ સં. અંક ( આંકડો ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. ગણિતશાસ્ત્ર; ઇલ્મે હિસાબ.

**આંકવું** ૧. [ સં. અંક્ ( કીમત આંકવી ) ] સ. ક્રિ. અડસટ્ટો કાઢવો; અનુમાન કરવું; અટકળવું; કસ કાઢવો.

૨. સ. ક્રિ. આલિંગન દેવું; ભેટવું.
૩. સ. ક્રિ. ધારવું; વિચાર કરવો.
૪. સ. ક્રિ. નિશાની પાડવી; ચિહ્ન કરવું; છાપ લગાવવી; ડામવું.
૫. સ. ક્રિ. મંત્રથી દુઃખ અથવા દરદ મટાડવું.
૬. સ. ક્રિ. મૂલ ઠરાવવું; કીમત કરવી.
૭. સ. ક્રિ. સીધી લીટી દોરવી; સીધા લીટા પાડવા.

**આંકવો** [ સં. અંક્ (મરડાવું) ] પું. વાંક; વળાંક.

**આંકશબાણ** [ સં. આકૃષ્ટ (ખેંચેલું) + બાણ (તીર) ] ન. ખેંચેલ તીર.

**આંકસ** ૧. પું. દાબ; કાબૂ.
૨. પું. પરવશપણું; પરાધીનતા.
૩. [ સં. અંકુશ ] પું. હાથીને કાબૂમાં રાખવાનું લોઢાનું હથિયાર; અંકુશ; કોંતાર.

**આંકહુ** [ સં. અંકુશ ] પું. કાબૂ; દાબ.

**આંકળ** [ સં. અંકોલ ] સ્ત્રી. એ નામનું એક જાતનું ઝાડ; અંકોલ.

**આંકળું** [ સં. અંકોલ ] ન. આંકળ ઝાડનું ફળ; અંકોલું. પાકે ત્યારે તે લાલ રંગનું અને ગળચટું થાય છે.

**આંકાદોડો** ૧. સ્ત્રી. આકડાનું જીંડવું; રવિફળ.
૨. સ્ત્રી. એ નામના વેલાનું ફળ.
૩. સ્ત્રી. એક જાતનો વેલો; આકાદોડી.

**આંકિક** ૧. [ સં. અંક (આંકડો) + ઇક (સંબંધી) ] પું. હિસાબનવીસ; ફડનવીસ; આવક અને ખર્ચનો હિસાબ લખનાર અધિકારી; 'અકાઉન્ટન્ટ'.
૨. વિ. આંકડા સંબંધી; અંકને લગતું.
૩. વિ. આંકડામાં જણાવેલું; સંખ્યામાં દર્શાવેલ.

**આંકુડી** (આંકુડ઼ી) સ્ત્રી. (જૂ. ગ્ર.) છેડે વાળેલો અણીદાર સળિયો; આંકડી.

**આંકુશ** ૧. [ સં. અંકુશ ] પું. કાબૂ; દાબ.
૨. ન. હાથીને કાબૂમાં રાખવાનું આંકડા જેવું એક હથિયાર; અંકુશ; કોંતાર.

**આંકુશિક** [ સં. અંકુશ (કોંતાર) + ઇક (વાળું) ] વિ. કોંતારથી કાબૂમાં રાખનાર.

**આંકૂ** [ હિં. ] પું. પાકની કીમતની આંકણી કરનાર અમલદાર.

**આંકેડ** (આંકેડ઼) સ્ત્રી. છેડેથી વાળેલ સળિયો; આંકડી.

**આંકેલ** ૧. [ સં. અંક્ (ચિહ્ન કરવું) ] પું. શરીર ઉપર નિશાની કરેલ ખૂંટ. આવા ખૂંટને તપાવેલ લોઢાથી ધાર્મિક વિધિથી હિંદુ મુસલમાનનાં મંદિર ને મસ્જીદ જેવાં બે નિશાન કરે. તે કોઈ કામમાં લેવાતા નથી.
આંકેલ ખૂંટ-ખૂંટિયો-સાંઢ = ડામથી નિશાન કરેલો આખલો; મહાજનીઓ સાંઢ; બહુ પેધી ગયેલ બળદ. તેને કામ કરવું પડે નહિ અને બધે ચરી ખાવાની છૂટ હોય છે.
૨. ન. એ નામનું ઝાડ; અંકોલ.
૩. વિ. નિશાની કરેલ.
૪. ['આંક્વું'નું ભૂતકૃદંતનું રૂપ] વિ. લીટા દોરેલ; આંકવામાં આવ્યું હોય તેવું.
૫. વિ. વ્યભિચારી; દુરાચારી.

**આંકો** ૧. [ સં. અંક ] પું. અંક; ચિહ્ન; નિશાની; સળ; લીટો.
૨. પું. ધોરણ; નિયમ.
૩. પું. નિશાની તરીકે કરેલો કાપો.
આંકો કરવો-પાડવો = કોતરીને નિશાની પાડવી.
૪. પું. નિશાનીની લીટી.
૫. પું. મારનો પડેલ ચાંભો; સોળ.
૬. પું. વળ; આમળો; આંટો.
૭. પું. શુમાર; અડસટ્ટો; આશરો.
૮. પું. હદ; મર્યાદા; નેક; પ્રમાણ.
ખાવાનો આંકો ન હોવો = અકરાંતિયાં હોવું; ખાવામાં હદ ન રાખવી.

**આંકોટિયા સાહુડી** (આંકોટિયા સાહુડ઼ી) સ્ત્રી. નેપાળ અને સિકિમમાં જોવામાં આવતી નાના કદની એક જાતની સાહુડી. તેઓ બખોલ ખોદી જોડીમાં રહે છે.

**આંકોડી** (આંકોડ઼ી) [ સં. અંક્ (મરડાવું) ] સ્ત્રી. ઝાડ ઉપરથી ફળ ઉતારવાને બનાવેલી છેડે આંકડીવાળી લાકડી.

**આંકોલ** [ સં. અંકોલ ] ન. પીપળ જેવું એ નામનું એક જાતનું ઝાડ; અંકોલ. કરેણનાં પાંદડાં જેવાં તેનાં પાન સર્પદંશ અને સંધિવાના દરદ ઉપર અને તેનું લાકડું સોજાના દરદ ઉપર ઘસીને ચોપડાય છે. તેની છાલ ઉંદર અને સર્પના ઝેર ઉપર વાટીને અપાય, સંધિવા અને રક્તવિકારના સોજા ઉપર લગાડાય અને કફ, ઉધરસ, તાવ તથા જલંધરમાં પણ ઘસીને પવાય. એનાં મૂળ સર્પનું ઝેર ઉતારે. તે ઘસીને હડકાયા કૂતરા અને માણસને પાવાથી ફાયદો થાય પણ વધારે પીવાથી ઝેર ચડે એમ મનાય છે.

**આંકોલિઆ** ૧. સ્ત્રી. લેઉવા કણબીની એ નામની અટક.
૨. ન. લેઉવા કણબીની એ નામની અટકનું માણસ.
૩. વિ. લેઉવા કણબીની એ નામની અટકનું.

**આંકોલિયું** ન. આકડાનું જીંડવું; રવિફળ.

**આંકોલી** ન. પીપળ જેવું એક જાતનું ઝાડ; આંકોલ.

**આંકોશ** ૧. [ સં. અંકુશ ] પું. દાબ; નિયમન; કાબૂ.
૨. ન. હાથીને દાબમાં રાખવાનું લોઢાનું અણીદાર હથિયાર; કોંતાર; અંકુશ.

**આંકોશિયાં** ૧. [ સં. અંગ (શરીરનો ભાગ) + કુક્ષિ (કૂખ) ] ન. બ. વ. પાંસળાં; છાતીનાં હાડકાં.
૨. ન. બ. વ. વધારે શ્રમ.
૩. ન. બ. વ. સખત મહેનત કરવાથી ઊપજતો શ્વાસ.

**આંકોસિયાં** ન. બ. વ. પાંસળાં; આંકોશિયાં.

**આંખ** ૧. સ્ત્રી. આશા; ઉમેદ; ઇચ્છા.
૨. સ્ત્રી. આંખ જેવો દેખાવ કે એવી ચીજ.
૩. સ્ત્રી. આંખના જેવું ચિહ્ન.
૪. સ્ત્રી. આંખના જેવું છિદ્ર. જેમકે, સોયની આંખ.
૫. સ્ત્રી. ખેતરમાં પાકની, અગરમાં મીઠાની અને ગંજીમાં ઘાસની કીમતની આંકણી.
૬. સ્ત્રી. ચશ્માં; આંખે બરાબર દેખાય તે માટે પહેરવાના કાચ.
૭. [ સં. અક્ષિ; પ્રા. અક્ખિ ] સ્ત્રી. જોવાની ઇંદ્રિય; નેત્ર; નેન; નયન; ચક્ષુ; લોચન; ચશ્મ. ઊંચી કોટિના જીવની આંખ બહુ ફરી શકે એવી અને કઠણ હોય, પણ હલકાં પ્રાણીમાં તેની બનાવટ બહુ સાદી હોય. કોઈ કોઈ જીવોને તો માત્ર એક ટપકાં જેવી આંખ હોય. તે ઉપર રક્ષાને માટે પોપચું કે પાંપણ હોતાં નથી. કરોળિયાને આઠ આંખ હોય છે. કરોડવાળાં પ્રાણીની આંખ ખોપરીની નીચે ખાડામાં સચવાય તેમ રખાયેલી અને તેની ઉપર પોપચાનું ઢાંકણ હોય છે. આંખ લંબગોળ અને બન્ને છેડે સાંકડી હોય છે. આગળના ભાગમાં સફેદ કાચ જેવું જે પડ દેખાય છે તેની પાછળ એક બીજા પડની બરાબર વચ્ચે એક કાણું છે. તેની અંદર તેને લાગેલો એક ઊપસેલો કાચના જેવો પદાર્થ હોય છે, તેમાં થઈને પ્રકાશ અંદર જઈ નેત્રપટ ઉપરના જ્ઞાનતંતુઓ ઉપર કંપ કે પ્રભાવ નાખે છે. મગજ સાથે સંબંધ રાખનાર દૃષ્ટિના જ્ઞાનતંતુ, નેત્રપટ, જળરસ, ડોળો, કીકી એ આંખનાં મુખ્ય અંગ છે. આંખો આવવી, નેત્રશૂળ, ફૂલું, અજકાજાત, મોતિયા, અંધારાં, નેત્રનાડી, આંજણી, ખીલ એ આંખના મુખ્ય

રોગ છે. ફૂલું દૂર કરવા ગાયના દહીંમાં સૂંઠ ઘસીને અથવા સુવર્ણમાક્ષિક મધમાં ઘસીને આંજવું. અજકાજાત એટલે ઢીંગ મટાડવા સિંધવ, ઘોડાની ખરી અને ગોરોચન ગૂંદીની છાલના રસમાં ઘસી આંખમાં નાખવું. મોતિયા ઉતારવા મેંઢાશિંગનાં પાંદડાં, સુરમો અને શંખ આંજવાં. અંધારાં આવતાં હોય તો દશમૂળથી સિદ્ધ કરેલા ઘીમાં ચારગણું દૂધ અને ત્રિફળાનો કલ્ક નાખી તે ખાવો. નેત્રનાડીમાં ત્રિફળાનો કાઢો, મધ, ઘી અથવા લીંડીપીપર નાખી ખાવું. આંજણી મટાડવા હાથ ઉપર આંગળી ઘસી તે વડે શેકવું અને લમણા પાસે જળો મુકાવી બાજુનું લોહી કઢાવવું. આંખનાં ખીલ દૂર કરવા મોરથૂથુની સળી ફેરવવી અથવા કાદીખાર પાણીમાં ઓગાળી તેનું ટીપું આંખમાં પાડવું. સામાન્ય રીતે આંખના રોગમાં ચોખા, ઘઉં, મગ, જવ, કળથી, લસણ, પંડોળાં, તાંદળજો, કારેલાં, મધ, દૂધ, ઘી અને કડવા પદાર્થ ખાવા લાયક અને દહીં, છાશ, ભાજીપાલો, કાલિંગડું, અડદ, દારૂ, તાંબુલ તથા ખારા, તીખા અને ગરમ પદાર્થ છોડી દેવા લાયક મનાય છે.

૧. આંખ અને કાન વચ્ચે ચાર આંગળીનો ફેર = નજરે જોવાથી જેટલું સાચું જાણવામાં આવે તેટલું સાંભળવાથી જણાતું નથી.

૨. આંખ અંદર હોવી = આંખો ઊંડી જવી.

૩. આંખ આગળ = હાજરીમાં; સમક્ષ; રૂબરૂ; નજરોનજર.

૪. આંખ આડા કાન કરવા = વાત ઉડાડી દેવી; સાંભળ્યું ન સાંભળ્યું કે જોયું ન જોયું કરવું; થવા દેવું; જાણીબૂઝીને જતું કરવું; ન ગણકારવું; બેદરકાર રહેવું.

૫. આંખ આવવી = (૧) અંકુશ સહન ન કરવા અધીરા થવું; સ્વતંત્ર થવાની ઇચ્છા થવી. (૨) ગરમીથી આંખ લાલ થઈ સૂજી આવી તેમાં પીડા થવી. (૩) સમજણ આવવી; આંખ ઊઘડવી.

૬. આંખ આંજવી = (૧) આંજણ આંજવું. (૨) છેતરવું. (૩) બહુ તેજ પાડવું. (૪) સામાને ખબર પડવા દીધા વગર લઈ લેવું.

૭. આંખ ઉઘાડવી = (૧) ચેતવવું; સાવચેત કરવું. (૨) સમજ પડવી; અક્કલ સૂઝવી. (૩) સાવધાન થવું; ખરી હકીકત જાણમાં આવવી. (૪) સુધીમાં આવવું.

૮. આંખ ઉઘાડીને જોવું = (૧) ચોમેરનો વિચાર કરવો; બધી વિગત ધ્યાનમાં લેવી. (૨) તપાસ ચલાવવી. (૩) બુદ્ધિપૂર્વક વિચાર કરવો. (૪) સ્પષ્ટ રીતે અને સંભાળથી જોવું.

૯. આંખ ઉઠાડવી = (૧) આંખ ઉઘાડી સામે નજર કરવી; જોવું; તાકવું; આંખ ઊંચી કરવી. (૨) ખરાબ નજરથી જોવું; નુકસાન પહોંચાડનારૂં કામ કરવું. (૩) છોડવું; મૂકી દેવું.

૧૦. આંખ ઉઠાડીને ન જોવું = (૧) નમ્ર હોવું. (૨) મગરૂર થવું. (૩) શરમાઈ જવું.

૧૧. આંખ ઉપર ઠીકરી રાખવી = (૧) અજાણ્યા થઈ જવું. (૨) ઉપકાર ન માનવો; કૃતઘ્નતા કરવી. (૩) બેદરકાર રહેવું. (૪) શરમ ન હોવી; નિર્લજ્જ થવું.

૧૨. આંખ ઉપર પડદો પડવો = (૧) અજ્ઞાનનું અંધકાર છવાઈ જવું; ભ્રમ થવો. (૨) નબળાઈને લીધે અંધારાં આવવાં. (૩) વિવેકબુદ્ધિ જતી રહેવી.

૧૩. આંખ ઉપર બેસવું-બેસાડવું-રાખવું-લગાવવું = (૧) ગમવું; પસંદ પડવું. (૨) બહુ આદરસત્કાર કરવો. (૩) માન આપવું. (૪) મોભાદાર થવું. (૫) વખાણ કરવાં.

૧૪. આંખ ઊઘડવી = (૧) જાગ્રત થવું; ઊંઘ ઊડવી. (૨) બધી વિગત ધ્યાનમાં લેવી. (૩) ભાન આવવું. (૪) મળેલી કે ચોંટેલી પાંપણો છૂટી થવી. (૫) સુધીમાં આવવું. (૬) સ્પષ્ટ રીતે અને સંભાળથી જોવું.

૧૫. આંખ ઊઠવી = આંખ આવવી; આંખમાં દુખાવો થવો; આંખ સૂજી આવવી.

૧૬. આંખ ઊંચી કરવી = (૧) ચઢી આવવું; હુમલો કરવો; સામા થવું. (૨) માંદા માણસે આંખ ઉઘાડી જોવું; આંખ ઉઘાડીને નીરોગીપણું બતાવવું. (૩) સામે થવા હિંમત ધરવી. (૪) સામે નજર કરવી; સામું જોવું.

૧૭. આંખ ઊંચી કરાવવી = (૧) અધીરાઈ કરાવવી. (૨) દુઃખ દેવું.

૧૮. આંખ ઊંચી કરી ન જોવું = (૧) નજર ન કરવી. (૨) શરમને લીધે સામે ન જોવું.

૧૯. આંખ ઊંચી ન હોવી = શરમથી ઊંચી નજર ન કરી શકવી.

૨૦. આંખ ઊંડી જવી = નબળું પડવું.

૨૧. આંખ કરવી = (૧) આંખની ઇશારતથી સમજાવવું. (૨) પ્રેમની નજરે જોવું.

૨૨. આંખ કળવી = આંખ ઉપરથી મનના ભાવ જાણવા.

૨૩. આંખ કાઢવી = (૧) ડોળા કાઢવા; ડોળા પહોળા કરી ગુસ્સાની નજરથી જોવું. (૨) ધમકાવવું. (૩) બિવરાવવું.

૨૪. આંખ કાણી કરવી પણ દિશા કાણી ન કરવી = જેનું ખાવું તેનું ખોદવું નહિ.

૨૫. આંખ કાન ખુલ્લાં રાખવાં = સાવચેત રહેવું; હોશિયાર રહેવું.

૨૬. આંખ ખટકવી = આંખમાં દુઃખ થવું.

૨૭. આંખ ખસેડવી = ધ્યાન ન આપવું.

૨૮. આંખ ખૂલવી = (૧) આંખ ઊઘડવી; ચોંટેલી કે ભેગી થયેલી પાંપણો છૂટી થવી. (૨) ઊંઘમાંથી જાગવું. (૩) ચકિત બનવું; અજબ થવું; નવાઈ પામવું. (૪) જન્મવું. (૫) જાણવું; ખબર પડવી; વાકેફ થવું. (૬) ડાહ્યા બનવું. (૭) તાજગી આવવી; નવું જોર આવવું. (૮) ધ્યાન આપવું.

૨૯. આંખ ખેંચવી = (૧) આતુરતા રાખવી. (૨) પરાણે વાંચવું. (૩) રાહ જોવી.

૩૦. આંખ ખોલવી = (૧) તાકીને જોવું. (૨) મોતિયો કે છારી કાઢી નાખવાં; આંખ દુરસ્ત કરવી. (૩) વાકેફ થવું; જ્ઞાનનો અનુભવ કરવો. (૪) સાવધાન કરવું. (૫) સ્વસ્થ બનવું; સુધીમાં આવવું.

૩૧. આંખ ખોલાવવી = (૧) આંખ ઉઘડાવવી. મુસલમાનની આ એક લગ્નવિધિ છે. તેમાં વરની ખૂબ અરજ પછી કન્યા વર આગળ પહેલી જ વાર પોતાની આંખ ઉઘાડે છે. (૨) મુસલમાનોમાં દર્શન કરાવવું. વરકન્યાની સામે એક અરીસો રાખવામાં આવે છે અને તેમાં એકબીજાનાં મોઢાં જુએ છે.

૩૨. આંખ ખોલી દેવી = જ્ઞાન આપવું; અજ્ઞાન દૂર કરવું.

૩૩. આંખ ગડવી = (૧) આંખમાં પીડા થવી. (૨) આંખો ઊંડી જવી.

૩૪. આંખ ગરમ કરવી = ઇશ્કથી જોવું; ભોગવિલાસની નજરે જોવું.

૩૫. આંખ ગળવી = ઊંઘ આવવાની તૈયારી થવી; ઝોલાં આવવાં.

૩૬. આંખ ગુલાબી કરવી = (૧) ઇશ્કની નજરે જોવું. (૨) નશો કરવો.

૩૭. આંખ ઘુમાવવી = આમતેમ જોવું; જ્યાંત્યાં નજર ફેરવવી.

૩૮. આંખ ઘૂરકવી = ગુસ્સાથી જોવું.

૩૯. આંખ ચગાવવી-ચટકાવવી-ચમકાવવી = આંખથી ઇશારત કરવી; કટાક્ષ ફેંકવાં.

૪૦. આંખ ચડવી = (૧) આંખ ફરવી; મરવાની અણી ઉપર આવવું. (૨) વિષય, મરતી, ઉજાગરો કે માથાના દુખાવાને લીધે ઘેન ચડવું.

૪૧. આંખ ચડાવવી = ધમકાવવું; બિવરાવવું.

૪૨. આંખ ચડાવી દેવી = (૧) આંખનો ધોળો ભાગ દેખાય એવી રીતે ડોળો ઊંચો

ચડાવવો. (૨) બેપરવાઈથી સાંભળવું; નહિ ગણકારવું; ધ્યાનમાં ન લેવું.

૪૩. આંખ ચડી આવવી = આંખ દુખવા લાગવી.

૪૪. આંખ ચડી જવી = (૧) ઊશ્કેરાઈ જવું; ગુસ્સે થવું. (૨) ગર્વ કરવો; અભિમાન આવવું. (૩) ધ્યાન આપ્યા વિના સાંભળવું. (૪) બેસુધ થઈ જવું.

૪૫. આંખ ચમકવી = ગુસ્સા કે નખરામાં આંખો આમતેમ ફેરવવી.

૪૬. આંખ ચમકાવવી = (૧) આંખથી ઇશારા કરવા. (૨) ડોળો અહીંતહીં ફેરવવો.

૪૭. આંખ ચરવા જવી = ધ્યાન ન હોવું.

૪૮. આંખ ચળી જવી = (૧) ખોટું કામ કરવાને લલચાવું. (૨) ડોળા કાઢીને જોવું; ભવાં ચડાવીને જોવું.

૪૯. આંખ ચાર હોવી = એકબીજાને મળવું; મેળાપ થવો.

૫૦. આંખ ચુમાઈને રહેવું–ચોળાને રહેવું= શોક ભરેલી સ્થિતિમાં રહેવું; પસ્તાવો કરવો; હારી થાકી બેસવું; રડી રહેવું; પોતાનું કાંઈ ન ચાલવાથી નિરાશ થઈ જવું.

૫૧. આંખ ચોટવી = ધ્યાન સ્થિર થવું.

૫૨. આંખ ચોળવી = (૧) આશ્ચર્ય થવું; વિસ્મય પામવું. (૨) હાથ ઘસવા; જખ મારવી.

૫૩. આંખ ચોળાવવી = હાથ ઘસાવવા; જખ મરાવવી; પસ્તાવો કરાવવો.

૫૪. આંખ ચોળી ચોળીને વિચારવું = ખૂબ ધ્યાનપૂર્વક વિચાર કરવો.

૫૫. આંખ છત સાથે લાગવી =(૧) આતુર આશાથી છાપરા તરફ જોઈ રહેવું. (૨) મરતી વખતે આંખ ફેરવવી.

૫૬. આંખ છુપાવવી = (૧) જૂની ઓળખાણ ભૂલી જવી. (૨) ધ્યાન ન દેવું. (૩) નજરથી દૂર કરવું. (૪) શરમાવું.

૫૭. આંખ જવી = આંધળું થવું; આંખ ફૂટવી.

૫૮. આંખ જામવી = નજર સ્થિર રહેવી.

૫૯. આંખ જોડવી = તાકીને જોવું; બારીકાઈથી નજર કરવી.

૬૦. આંખ ઝૂકવી = (૧) આંખમાં પીડા થવી. (૨) શરમ અથવા વિનયથી આંખ ઢાળવી.

૬૧. આંખ ટાઢી થવી = જોઈને સંતોષ થવો; નિરાંત વળવી.

૬૨. આંખ ટૂટવી = આંખમાં પીડા થવી.

૬૩. આંખ ટેઢી કરવી–દેખાડવી=(૧) કરડી નજર કરવી. (૨) ગુસ્સે દેખાવું. (૩) ધમકી આપવી.

૬૪. આંખ ઠરવી = સંતોષ મળવો; તૃપ્તિ થવી; જોઈ નિરાંત વળવી.

૬૫. આંખ ઠરી જવી = (૧) આંખો સ્થિર થઈ જવી. (૨) ઊંઘી જવું. (૩) મરી જવું.

૬૬. આંખ ઠંડી કરવી = (૧) ખુશ થવું. (૨) જોવાથી સંતોષ થવો. (૩) દિલાસો આપવો. (૪) સગાના મરણ પછી ત્રીજે દિવસે રોવાથી ગરમ થયેલ આંખો ઉપર પાણી લગાડવું.

૬૭. આંખ ઠંડી થવી = સંતોષ થવો; ઇચ્છા પૂરી થવી.

૬૮. આંખ ઢાલવવી = (૧) ઇશારા કરવા. (૨) નજર ફેરવવી.

૬૯. આંખ તગતગવી = મંદવાડમાં બહુ નબળાઈ આવી જવી; માત્ર આંખ ફેરવી શકવા જેટલી શક્તિ રહેવી.

૭૦. આંખ તરડાવી = (૧) આંખ ત્રાંસી થવી. (૨) આંખો દુખવા આવવી. (૩) મરણ વખતે આંખમાં ફેરફાર થવો.

૭૧. આંખ તરવી = (૧) આંખને આરામ આપ્યા વગર ફેરવ્યા કરવી. (૨) તાવથી આંખ ચળકવી. (૩) બેસુધ થવું.

૭૨. આંખ તરસવી = જોવા માટે બહુ આતુર હોવું.

૭૩. આંખ તાણવી = (૧) ગુસ્સે થવું. (૨) ધમકાવવું. (૩) પરાણે વાંચવું.

૭૪. આંખ તાણીને જોવું = (૧) આંખને જોર પડે એવી રીતે જોવું. (૨) ધ્યાનપૂર્વક જોવું.

૭૫. આંખ દબદબાવવી = આંખમાં ખૂબ આંસુ આવવાં.

૭૬. આંખ દબાઈ જવી–દબાવી = મરી જવું; આંખ મીંચાવી.

૭૭. આંખ દાબવી = નિશાનીથી મના કરવી; ઇશારતથી ના પાડવી.

૭૮. આંખ દુખવી = આંખ ઊઠવી; આંખ આવવી; આંખમાં પીડા થવી.

૭૯. આંખ દેખવી = (૧) બધી જાતની સોબતનો અનુભવ થવો. (૨) બીજાની આંખ જોવી. (૩) સારાં માણસો સાથે સંબંધ હોવો.

૮૦. આંખ દેખાડવી = (૧) કરડી નજર કરવી. (૨) ગુસ્સે દેખાવું; ક્રોધથી આંખ લાલ કરવી. (૩) ધમકી આપવી; ધાક બતાવવી; બિવડાવવું.

૮૧. આંખ દોડાવવી = (૧) ઇશારો કરવો; ઇશ્કની નજરે જોવું. (૨) ચોતરફ જોવું.

૮૨. આંખ ધસવી = આંખો ઊંડી જવી.

૮૩. આંખ ધોળી ફક થવી = દુઃખ કે બીકથી આંખો સફેદ બનવી; નબળાઈને લીધે આંખો ઝાંખી થવી.

૮૪. આંખ ન ઉઠાવવી = (૧) કામમાં લાગ્યું રહેવું. (૨) શરમથી નજર નીચી રાખવી. (૩) સામે ન જોવું.

૮૫. આંખ ન ખોલવી = (૧) આંખ બંધ રાખવી. (૨) ગાફિલ રહેવું. (૩) સુસ્ત પડ્યું રહેવું.

૮૬. આંખ ન ઠેરવી=(૧) જોઈ ન શકવું; દૃષ્ટિ ન જામવી. (૨) નબળું બની જવું.

૮૭. આંખ ન રાખવી = (૧) આશા ન હોવી. (૨) માનસિક રીતે આંધળું હોવું.

૮૮. આંખ નચાવવી = ઇશારો કરવો; ઇશ્કથી જોવું.

૮૯. આંખ નમ કરવી = આંખમાં આંસુ લાવવાં.

૯૦. આંખ નાકથી ડરવું = ઈશ્વરથી બીવું; પાપથી ત્રાસવું, કેમકે પ્રભુ પાપી લોકોને આંધળાં અને નકટાં બનાવી દે છે.

૯૧. આંખ નીકળી પડવી = (૧) અદેખાઈ આવવી. (૨) આંખો દુખવાથી બહુ પીડા થવી.

૯૨. આંખ નીચી કરવી = (૧) નજર નીચી રાખવી; સામે ન તાકવું. (૨) શરમથી સામે ન જોવું.

૯૩. આંખ નીચી હોવી = શરમ લાગવી.

૯૪. આંખ પથરાવી = (૧) આંખ જડ જેવી થઈ જવી; નેત્ર સ્તબ્ધ થઈ જવાં. (૨) આંખ ઝાંખી પડવી.

૯૫. આંખ પાકી જવી = આંખને બહુ થાક લાગવો.

૯૬. આંખ પાંપણ કરવી = આંખમાં જરા આંસુ લાવવાં.

૯૭. આંખ પ્રસારવી–ફેલાવવી = (૧) ડાહ્યા બનવું; બુદ્ધિશાળી થવું. (૨) દીર્ઘદષ્ટિ કરવી; બહુ લાંબે સુધીનો વિચાર કરી જોવું.

૯૮. આંખ ફરકવી = (૧) આત્મસંયમ જતો રહેવો. (૨) આંખનાં પોપચાંનું રહીરહીને ધ્રૂજવું. (૩) શુભાશુભ ચિહ્ન જણાવું. પુરુષને જમણી અને સ્ત્રીને ડાબી આંખ કે અંગનું ફરકવું શુભસૂચક ગણાય છે, તેથી ઊલટું તે અશુભસૂચક મનાય છે.

૯૯. આંખ ફરવી = (૧) ગુસ્સે થવું. (૨) દેખરેખ રાખવી. (૩) નજર કરવી. (૪) મરવાને વખતે આંખનું તરડાવું. (૫) મહેરબાની ઊતરી જવી. (૬) શૂર ચડવું.

૧૦૦. આંખ ફરી જવી = (૧) અકૃપા થવી. (૨) અજાયબી પામવી. (૩) કોપવું. (૪) તપાસી જવું; જોઈ જવું. (૫) મરણતોલ દશાને પામવું.

૧૦૧. આંખ ફાટવી = (૧) આવેશથી સામા થવાનો ડોળ જણાવો. (૨) આંખ નીકળી પડતી હોય એવું દુઃખ થવું. (૩) એકદમ ગુસ્સો આવવો. (૪) ગુસ્સો ચડી આવવો. (૫) મસ્તીમાં આવવું.

૧૦૨. આંખ ફાટી જવી-રહેવી = (૧) અજાયબ થવું. (૨) અદેખાઈ આવવી. (૩) અંકુશમાં ન રહેવું.

૧૦૩. આંખ ફાડી ફાડીને જોવું = (૧) અજાયબ થવું. (૨) અધીરાઈથી જોવું. (૩) ડોળા ઉઘાડીને જોવું. (૪) બારીક તપાસ કરવી.

૧૦૪. આંખ ફાડીને જોવું = ચકિત થવું.

૧૦૫. આંખ ફૂટનાર ને ઝોંકો લાગનાર = કાગનું બેસવું ને તાડનું પડવું; અચાનક બે બાબતનું સાથે બનવું.

૧૦૬. આંખ ફૂટવી-ફૂટી જવી = (૧) અજબ થવું. (૨) અદેખાઈથી બળવું. (૩) આંખને ઘણો થાક લાગવો. (૪) આંધળું થવું. (૫) ધ્યાન ન રહેવું. (૬) ભાન ટળવું. (૭) મૂર્ખ બનવું. (૮) વિચાર ન સૂઝવો.

૧૦૭. આંખ ફૂટી પીડ ગઈ = આંખ ગઈ ને દુઃખ મટ્યું. તકરારી બાબતમાં બન્ને બાજુને નુકસાન પહોંચે અને કજિયાનો અંત આવે ત્યારે આમ કહેવાય છે.

૧૦૮. આંખ ફૂટે ત્યાં પાંપણને ક્યાં રહવું? = આભ ફાટે ત્યાં થીગડું ક્યાં દેવું? દુઃખ આવી પડે ત્યારે તેનો ઉપાય ન થઈ શકે.

૧૦૯. આંખ ફેરવવી-ફેરવી લેવી = (૧) ઉપર ઉપરથી જોઈ જવું. (૨) કરડી નજર કરવી; ડોળા કાઢવા. (૩) ગુસ્સે થવું. (૪) તપાસ રાખવી. (૫) દુઃખથી આંખનો ડોળો ફેરવવો. (૬) ધમકાવવું. (૭) બિવરાવવું. (૮) ભાઈબંધી તોડવી. (૯) મહેરબાની ઓછી કરવી. (૧૦) વિરુદ્ધ થવું.

૧૧૦. આંખ ફેરવી જવી = (૧) ઉપર ઉપરથી જોઈ જવું. (૨) નજર ન કરવી.

૧૧૧. આંખ ફેરવીને જોવું = (૧) કરડી નજરથી જોવું. (૨) ચારે પાસ નજર કરીને જોવું.

૧૧૨. આંખ ફેંકવી = (૧) ઇશારત કરવી. (૨) ઉપર ઉપરથી જોઈ જવું.

૧૧૩. આંખ ફોડવી = (૧) આંખને જોર પડે એવું કામ કરવું. (૨) આંધળું કરવું. (૩) જોવામાં કે વાંચવામાં આંખને તકલીફ આપવી. (૪) નકામી આશા રાખવી. (૫) નકામી રાહ જોવી. (૬) બહુ મહેનત લીધી હોય એમ દેખાડવું. તિરસ્કારથી 'લે જો' એવો અર્થ બતાવે છે. (૭) વળગી રહેવું.

૧૧૪. આંખ બચાવવી = (૧) છાનુંમાનું નાસી જવું. (૨) ન જોવાનો ઢોંગ કરવો. (૩) મોઢું ન દેખાડવું; નજરે ન પડવું.

૧૧૫. આંખ બચાવીને આવવું = છાનુંમાનું આવવું.

૧૧૬. આંખ બતાવવી = (૧) કરડી નજર કરવી. (૨) ગુસ્સે દેખાવું. (૩) ધમકી આપવી.

૧૧૭. આંખ બદલવી = (૧) ગુસ્સો કરવો. (૨) મનનું અસ્થિર હોવું; જુદેજુદે વખતે જુદીજુદી નજરે જોવું. (૩) મહેરબાની ઓછી કરવી. (૪) સ્નેહ ઉતારવો.

૧૧૮. આંખ બબડવી = પાંપણમાં ચાવાં પડવાથી પાંપણો ચોટી જવી.

૧૧૯. આંખ બરાબર ન કરી શકવી = શરમાવું.

૧૨૦. આંખ બંધ કરી કામ કરવું = (૧) બીજાના કહેવા ઉપર ધ્યાન આપ્યા વગર વર્તવું. (૨) વગર વિચારે કામ કરવું; પૂછ્યાગાછ્યા વિના કાંઈ કરવું.

૧૨૧. આંખ બંધ કરી લેવી-બંધ થવી-હોવી = (૧) ઊંઘવું. (૨) છોડી દેવું; હાથ ઉઠાવી લેવો. (૩) બેદરકારીથી વર્તવું. (૪) મરી જવું.

૧૨૨. આંખ બિછાવવી = (૧) એક નજરે જોઈ રહેવું. (૨) ચાહવું; કીમતી ગણવું. (૩) પ્રેમથી સ્વાગત કરવું. (૪) માન આપવું; પૂજા કરવી.

૧૨૩. આંખ બે ને જોવું દહાડી = એકનું એક માણસ જુદુંજુદું કામ કરે તે.

૧૨૪. આંખ ભર લાવવી = આંખ દબદબાવવી.

૧૨૫. આંખ ભરવી=(૧) ટીકીટીકીને જોવું ને મોહ ઉત્પન્ન કરવો. (૨) રોવું.

૧૨૬. આંખ ભરાઈ આવવી-જવી = (૧) આંખ ઠરવી; સંતોષની સાથે મન આકર્ષાવું; તલ્લીન થવું. (૨) આંસુ આવવાં. (૩) વખાણની નજરે જોવું.

૧૨૭. આંખ ભરીને જોવું = (૧) ઇરકની નજરે જોવું. (૨) ગુસ્સામાં દેખાવું. (૩) તાકીને નજર કરવી. (૪) ધરાઈને જોવું.

૧૨૮. આંખ ભારે થવી = (૧) અદેખાઈ આવવી. (૨) આંખ દુખવાનાં ચિહ્ન જણાવાં. (૩) ઊંઘથી આંખ ઘેરાવી.

૧૨૯. આંખ મચકાવવી = (૧) આંખ ઉઘાડબંધ કરવી. (૨) ઇશારો કરવો.

૧૩૦. આંખ મટમટાવવી = આંખ ઉઘાડબીડ કરવી.

૧૩૧. આંખ મળવી = (૧) ઊંઘ આવવી. (૨) દૃઢતાથી જોવું. (૩) પ્રેમમાં પડવું. (૪) સામસામા પ્રેમની નજરે જોવું.

૧૩૨. આંખ મારવી = (૧) આંખના ઇશારાથી મનાઈ કરવી. (૨) ઇશારો કરવો; સનકારો કરવો.

૧૩૩. આંખ માંડવી = ધ્યાન રાખી જોવું.

૧૩૪. આંખ મિલાવવી-મેળાવવી = (૧) ઇશારા કરવા; પ્રેમથી જોવું. (૨) જાતે મળવું; પ્રસંગ પાડવો. (૩) તાકીને નજર કરવી. (૪) દોસ્તી બાંધવી.

૧૩૫. આંખ મીંચવી = (૧) ભૂલી જવું. (૨) મરી જવું.

૧૩૬. આંખ મીંચાઈ અને નગરી લૂંટાઈ = પોતાના મોત પછી ગમે તે થાઓ.

૧૩૭. આંખ મીંચાવી = (૧) ઊંઘ આવવી. (૨) મરણ થવું.

૧૩૮. આંખ મીંચીને = (૧) આગળપાછળનો વિચાર કર્યા વિના; વગર સમજે. (૨) ઉતાવળે. (૩) ધ્યાન ધરીને. (૪) નિશ્ચય કરીને.

૧૩૯. આંખ મીંચીને અંધારું કરવું = આંધળિયાં કરવાં; આગળપાછળનો વિચાર કર્યા વિના એકદમ કરી નાખવું.

૧૪૦. આંખ મીંચીને વિચાર કરવો = શાંતિથી એકચિત્તે વિચારવું.

૧૪૧. આંખ મૂકવી = (૧) અંજાઈ જવું. (૨) ઝોલાં આવવાં. (૩) શરમથી નીચે જોવું.

૧૪૨. આંખ મેળવવી = બે જણનો મેળાપ કરાવવો.

૧૪૩. આંખ મોડવી = (૧) પહેલાના જેવી સ્નેહદૃષ્ટિ ન રાખવી. (૨) મિત્રાચારી છોડી દેવી. (૩) વિરુદ્ધ થવું.

૧૪૪. આંખ રાખવી = (૧) આશા હોવી. (૨) ઇચ્છા રાખવી. (૩) જોવું. (૪) દેખરેખ રાખવી. (૫) ભલાઈની આશા રાખવી. (૬) સ્નેહ હોવો; ચાહવું.

૧૪૫. આંખ રાતી કરવી = ગુસ્સે થવું.

૧૪૬. આંખ લગાડવી=(૧) એકીટશે જોવું. (૨) નજર રાખવી. (૩) પ્રેમમાં પડવું. (૪) માન આપવું.

૧૪૭. આંખ લજાવી = શરમ અથવા વિનયથી આંખ ઢાળવી.

૧૪૮. આંખ લડવી = (૧) તાકીને જોવું. (૨) દેખાદેખી હોવી. (૩) પ્રિયાને ઓચિંતું મળવું. (૪) પ્રેમ હોવો. (૫) પ્રેમમાં પડવું. (૬) બીજાની આંખો સામે જોવું. (૭) સામસામી પ્રેમની નજર ફેંકવી.

૧૪૯. આંખ લડાવવી = (૧) ઇશારાથી છાની વાત કરવી. (૨) છોકરાંઓની એક રમત. તેમાં તેઓ એકબીજાનં સામું તાકીને જુએ અને જેની આંખ મટકું મારે તેની હાર ગણાય. (૩) તાકીને જોવું. (૪) દોસ્તી કરવી. (૫) પ્રેમથી જોવું.

૧૫૦. આંખ લલચાવી = જોવાની બહુ ઇચ્છા હોવી.

૧૫૧. આંખ લાગવી = (૧) આતુરતાથી રાહ જોવી. (૨) આંખ મળવી; ઊંઘ આવવી. (૩) પ્રેમમાં પડવું. (૪) સામસામી પ્રેમદૃષ્ટિ ફેંકવી.

૧૫૨. આંખ લાલ કરવી = ખીજવું.

૧૫૩. આંખ લાલ થવી-લાલચોળ થઈ જવી = (૧) ઘણું ગુસ્સે થવું. (૨) બહુ ઉશ્કેરાઈ જવું.

૧૫૪. આંખ લીલી પીળી કરવી = ઉશ્કેરાઈ જવું.

૧૫૫. આંખ લેવી = આંધળું કરવું.

૧૫૬. આંખ વિંચાવી = મરી જવું.

૧૫૭. આંખ શેકવી = (૧) જોઈને આનંદ માણવો. (૨) દિલાસો મળવો. (૩) સુંદરતાનો વિચાર કરવો.

૧૫૮. આંખ સફેદ હોવી = આંખ ઉપર પડળ ચડવાં; દુઃખ, બીક કે નબળાઈને લીધે આંખો ઝાંખી થવી.

૧૫૯. આંખ સામે કરવી = શરમાયા વિના સામે જોવું.

૧૬૦. આંખ સુર્ખ કરવી = ગુસ્સે થવું; આંખ લાલ કરવી.

૧૬૧. આંખ હોવી = (૧) ઇચ્છવું. (૨) ઘણું વહાલું હોવું. (૩) જ્ઞાન હોવું. (૪) દેખરેખ રાખવી. (૫) પરખવું. (૬) મહેરબાની રાખવી. (૭) વિવેક રાખવો.

૧૬૨. આંખડી મીંચાઈ ને નગરી લૂંટાઈ = આપ મુઆ પીછે ડૂબ ગઈ દુનિયા; પોતે મરી ગયા પછી ગમે તે થાઓ. પોતાના મોત પછી આખું શહેર લૂંટાઈ જાય તો પણ મરનારને તેની કંઈ અસર થતી નથી.

૧૬૩. આંખથી = ખરા અંતઃકરણથી.

૧૬૪. આંખથી અદીઠ = દેખાય નહિ એ રીતે.

૧૬૫. આંખથી જોઈને કરવું = (૧) ઇરાદાપૂર્વક કરવું. (૨) ખાતરી કરીને ધ્યાનપૂર્વક કરવું.

૧૬૬. આંખથી પડવું = ધિક્કારપાત્ર થવું.

૧૬૭. આંખના ખૂણા = લમણો.

૧૬૮. આંખના તારા-પૂતળી = (૧) આંખની કીકી. (૨) પ્રેમની ચીજ. (૩) વહાલું.

૧૬૯. આંખના પાટા જેવું લાગવું = ન ગમવું.

૧૭૦. આંખના સૂયા = આંખમાંની સોય. કામણટૂમણ કરનારી કેટલીક સ્ત્રીઓ પોતાના દુશ્મન ઉપર વેર લેવાને લોટનું બનાવેલું અને સોયો ભોંકેલું પૂતળું દુશ્મન આવી રીતે ભોંકાશે અને તેનું મરણ નીપજશે એવી માન્યતાથી કબ્રસ્તાનમાં મૂકે છે. જો સોયો પાછી ખેંચી કાઢવામાં આવે તો મરી ગયેલ માણસ જીવતો થાય એમ તેઓ માને છે. એક વખત એક સ્ત્રી પોતાના મારી નાખેલા પતિની સોય કાઢતી હતી. આંખ સિવાય બધી સોય કાઢી લીધી ત્યાં તેને બંદગી કરવા માટે ઊઠવું પડ્યું. તેટલામાં એક ચાકરડી અંદર આવી, અને તેણે આંખની સોય ખેંચી લીધી. માણસ જીવતો થયો અને તેણે માની લીધું કે તે ચાકરડીએ બધી સોય ખેંચી કાઢી હતી. તેથી તેની સાથે તે પરણ્યો અને પોતાની સ્ત્રીનો ત્યાગ કર્યો.

૧૭૧. આંખનાં ખીલ-તપોડિયાં = આંખની અંદરના કોમળ ભાગમાં સફેદ દાણા જામી રહે એવો રોગ. તેથી આંખમાં ચળ આવે, ખટકો થાય અને પુષ્કળ પાણી ઝરે. નાજુક બાંધાની અને ઘરમાં ગોંધાઈ રહેવાવાળી સ્ત્રીઓને, બચ્ચાંઓને તેમ જ શરદી અને અંધારાવાળાં ઘરમાં રહેનારને આ રોગ વિશેષ થાય છે.

૧૭૨. આંખનાં પડળ ઊઘડવાં = સાચી સ્થિતિનું ભાન થવું.

૧૭૩. આંખની આડ = આંખી; મોઈદાંડિયાની રમતમાંનો એક દાવ. તેમાં આંખ ઉપર આડી મૂકેલી મોઈને નીચે પડતી મૂકતાં જ દાંડિયાથી ફટકો મારવામાં આવે છે.

૧૭૪. આંખની કીકી = (૧) આંખની અંદરનું ગોળ કાળું ચક્કર. (૨) ઘણું જ વહાલું; કાળજાની કોર.

૧૭૫. આંખની ગરજ પાંપણ સારવાની છે? = જેનું જે કામ હોય તે જ તે કરી શકે.

૧૭૬. આંખની ગરમાઈ = આંખનો એક રોગ; અભિષ્યંદ; ઝામર. તેમાં આંખની અશક્તિ અને શરીરની નબળાઈને લઈને આંખ વખતોવખત બળ્યા કરે, ડોળા સૂકા રહે અને નજર નબળી પડી જાય.

૧૭૭. આંખની ઝાંખ = આંખના તંતુ નબળા પડી જવાથી બરાબર ન દેખાવું તે.

૧૭૮. આંખની દીઠી તે ખરી = જોયું તે માનવા બરાબર છે.

૧૭૯. આંખની મીટ = આંખ મળવી તે; ઊંઘવાપણું.

૧૮૦. આંખની સોય ખેંચવી બાકી છે = ઘણુંખરું કામ થઈ ગયું છે; માત્ર થોડું કામ કરવું બાકી રહ્યું છે. જુઓ આંખોની સોય કાઢવી.

૧૮૧. આંખનું કણું = (૧) આંખમાં પડેલ કચરો કે રજ. (૨) નડતર; અડચણ; હરકત.

૧૮૨. આંખનું કાચું હોવું = ઓછું દેખાવું.

૧૮૩. આંખનું કાજળ ચોરવું = ભારે ચાલાકીથી ચોરી કરવી.

૧૮૪. આંખનું અણિયારું કરવું = વિચાર ન કરવો; આંખને અણિયારા જેવો ખાડો ગણી જોયા વિના કામ કરવું તે.

૧૮૫. આંખનું ઝેર ઉતારવું = જરા સૂવું.

૧૮૬. આંખનું તેલ કાઢવું = (૧) આંખને બહુ મહેનત પડે એવું કામ કરવું. (૨) આંસુ પાડવાં.

૧૮૭. આંખનું પાણી ઢળવું-મરવું = (૧) ઉદ્ધત થવું. (૨) નિર્દય બનવું. (૩) શરમ વગરનું બનવું.

૧૮૮. આંખનું ફૂટેલું = અવિચારી; મૂર્ખ.

૧૮૯. આંખનું રતન = આંખની માંહેની જોવાની શક્તિ.

૧૯૦. આંખને પોપચાનો ભાર ન લાગવો = (૧) જરૂરની ચીજ મોંઘી જણાતી નથી. (૨) પોતાના કુટુંબને ખવરાવવું પીવરાવવું કોઈને અણગમતું લાગતું નથી. (૩) પોતાની ચીજ સાચવવી ભારે પડતી નથી.

૧૯૧. આંખનો કસો = થોડી ઊંઘ.

૧૯૨. આંખનો કાંટો હોવું = (૧) ખટકવું; પીડા કરવી. (૨) દુશ્મન હોવું.

૧૯૩. આંખનો ડોરો-આંખનો લાલ લાલ ડોરો = આંખમાં રહેલી બારીક રાતી નસ. બહુ આનંદમાં આવી જવાથી અથવા તો દારૂ પીવાથી તે લાલ થાય છે. તે સૌંદર્યની નિશાની છે.

૧૯૪. આંખનો પડદો ઊડવો = જ્ઞાનચક્ષુ ખૂલવાં; અજ્ઞાન કે ભ્રમ દૂર થવાં.

૧૯૫. આંખનો પાટો = આંખના પાટા જેવું અણગમતું; અળખામણું; ઘણું અપ્રિય.

૧૯૬. આંખમાં = આંખના પલકારાથી.

૧૯૭. આંખમાં અમી હોવું = માયાળુ સ્વભાવ હોવો.

૧૯૮. આંખમાં–આંખે આવવું = (૧) અદેખાઈ થાય એવી રીતે દેખાવું; આંખે ચડવું. (૨) અદેખાઈ સાથે બીજાનું લેવાની દાનત થવી. (૩) ઈર્ષા થવી. (૪) ઘેન ચડવું; મસ્ત બનવું. (૫) મહેરબાની ઊતરી જવી.

૧૯૯. આંખમાં આંગળીઓ ઘાલવી = (૧) છેતરવું; ઠગવું. (૨) નજર ચુકાવવી; ધૂતી ખાવું.

૨૦૦. આંખમાં આંજવું = (૧) કાજળ ઘાલવું. (૨) છેતરવું. (૩) પોતાના કરતાં રૂપગુણમાં કમી હોવાથી શરમીંદું પાડવું; ઝાંખું કરવું; પાણી ભરાવવું.

૨૦૧. આંખમાં કમળો તે જગત પીળું દેખે = જેવું પોતાનું મન હોય તેવું બધાંને જુએ.

૨૦૨. આંખમાં કમળો હોવો = (૧) અદેખાઈ આવવી. જ્યારે કોઈ માણસને બીજાના વાંક શોધ્યા કરવાનો સ્વભાવ પડી ગયો હોય ત્યારે તેવા માણસ માટે બોલતાં કહેવાય છે કે તેની આંખમાં કમળો છે. (૨) પક્ષપાતની નજરે જોવું. (૩) પોતાના જેવું બીજાને માનવું.

૨૦૩. આંખમાં કરકર આવવી = ઈર્ષા થવી.

૨૦૪. આંખમાં કહેવું = આંખના ઇશારાથી જણાવવું.

૨૦૫. આંખમાં કૂવા પડવા = નબળાઈથી, બહુ ભૂખથી કે એવા કોઈ કારણથી આંખો ઊંડી પેસી જવી.

૨૦૬. આંખમાં ખટકવું = (૧) અદેખાઈ આવવી. (૨) દીઠે ન ગમવું.

૨૦૭. આંખમાં ખાર હોવો = અદેખાઈ આવવી.

૨૦૮. આંખમાં ખુન્નસ આવવી–ખૂન ભરાવું–ખૂન વરસવું = ગુસ્સે થવું.

૨૦૯. આંખમાં ખુબવું–ચુભવું = આંખને આનંદ પમાડવો.

૨૧૦. આંખમાં ખૂન ઊતરવું = ક્રોધથી આંખ લાલ થવી; રીસ ચડવી.

૨૧૧. આંખમાં ખૂંચવું = (૧) અદેખાઈ આવવી. (૨) અદેખાઈ સાથે બીજાનું કંઈ લેવાની દાનત થવી. (૩) આડે આવવું; હરકત કરવી. (૪) કોઈ કંઈ લઈ કે કહી ગયો હોય તે ખટક્યા કરવું.

૨૧૨. આંખમાં ઘર કરવું = (૧) ઇનકાર જવું. (૨) ગમવું. (૩) છેતરવું. (૪) પોતાના મતને વળગી રહેવું. (૫) મોહ પમાડવું; ખુશ કરવું.

૨૧૩. આંખમાં ચકલાં રમવાં = ચંચળતા દેખાવી.

૨૧૪. આંખમાં ચરબી છાવી = (૧) આંખે પડળ ચડવાં. (૨) ખબર ન હોવાનો ડોળ કરવો. (૩) ગર્વ, બેપરવાઈ કે અસાવધાનીને લીધે સામેની ચીજ ન દેખવી. (૪) જૂની ઓળખાણ ભૂલી જવાનો ઢોંગ કરવો. (૫) મદાંધ બનવું.

૨૧૫ આંખમાં જીવ–દમ આવવો = (૧) મરવાની અણી ઉપર હોવું. (૨) સજીવન થવું. (૩) સાજા થવું.

૨૧૬. આંખમાં ઝેર આવવું–ભરાવું = ઈર્ષા થવી.

૨૧૭. આંખમાં ઝેર વરસવું–હોવું = બહુ ગુસ્સાથી આંખ લાલ થઈ જવી.

૨૧૮. આંખમાં તતડિયાં પડવાં = (૧) આંખમાં ઘણું દુઃખ થવું; આંખો બળવી. (૨) દ્વેષભાવ હોવો. (૩) માઠું લાગવું. (૪) બીજાનું સારૂં જોઈ બળવું.

૨૧૯. આંખમાં ધૂળ નાખવી = (આંખમાં ધૂળ જવાથી માણસ પોતાની આસપાસ શું બને છે તે જોઈ શકતું નથી તે ઉપરથી) ભૂલથાપ આપવી; ચાસન છેતરવું.

૨૨૦. આંખમાં ન ઠરવું = પસંદ ન પડવું; નહિ ગમવું.

૨૨૧. આંખમાં પાણી આવવું = (૧) આંખો આંસુથી ભરાવી. (૨) હૈયું પીગળી જવું; દયાની લાગણીથી ગળગળું થવું.

૨૨૨. આંખમાં પિયા આવવા = (આંખ દુઃખે છે ત્યારે પિયા આવે છે તે ઉપરથી) કોઈનું સારૂં ન જોઈ શકવું.

૨૨૩. આંખમાં ફરવું = કોઈના હૃદયમાં હમેશ વસવું.

૨૨૪. આંખમાં ફૂલું પડવું = (૧) અદેખાઈ આવવી. (૨) આંખની કીકી ઉપર છાલું થવું.

૨૨૫. આંખમાં ભમરીઓ રમવી = ચપળતાવાળી નજર હોવી. ખરાબ ચાલની સ્ત્રી માટે આ પ્રયોગ વપરાય છે.

૨૨૬. આંખમાં ભરાવું = (૧) આંખમાં ખૂંચવું. (૨) ઈર્ષાના કારણરૂપ હોવું.

૨૨૭. આંખમાં મરચાં નાખવાં = રિબાવવું; કનડવું; બૂમો પડાવવી.

૨૨૮. આંખમાં મરચાં લાગવાં = કનડવું.

૨૨૯. આંખમાં મીઠું = અદેખાઈ; ઈર્ષા.

૨૩૦. આંખમાં મીઠું આંજવું–નાખવું–ભરવું = (૧) આંખમાં મીઠું નાખ્યું હોય તેવી દશાએ પહોંચાડવું; રિબાવવું; કનડવું. (૨) છેતરવું; ઠગવું; ભોળવી નાખવું; છાની વાત કહી દે તેમ કરવું; ખોટું સમજાવીને ફંદામાં આણવું; ભૂલથાપ આપી ફસાવવું. (૩) શરમીંદું કરવું; ઝાંખું કરવું; ઢાંકી નાખવું. (૪) હરાવવું; થકવવું; ઉતારી પાડવું.

૨૩૧. આંખમાં મીઠું પડવું = (૧) અદેખાઈથી બળવું. (૨) આંધળાં થજો એવો શાપ. જેમકે, અદેખાંની આંખમાં મીઠાં પડજો.

૨૩૨. આંખમાં રજ સમાય તો હિસાબમાં પાઈ સમાય = સારો હિસાબ કરનાર પાઈ પણ જવા દેતો નથી.

૨૩૩. આંખમાં રાઈ = (૧) અદેખાઈ. (૨) ગુસ્સો.

૨૩૪. આંખમાં રાઈ આંજવી–નાખવી–ભરાવવી = (૧) આંખમાં રાઈ લાગવાથી જેવું દુઃખ થાય તેવું સામાનું સુખ જોઈ દુઃખ થવું. (૨) પીડવું; સતાવવું. (૩) પોતા તરફ અદેખાઈ ઉશ્કેરવી.

૨૩૫. આંખમાં રાત કાપવી–લઈ જવી = ઉજાગરો કરીને રાત પસાર કરવી.

૨૩૬. આંખમાં લહેર આવવી = (૧) ઊંઘ કે નશાને લીધે આળસ ભરાવી. (૨) ઊંઘ, મંદ મંદ પવન કે નશાને લીધે આંખ જરા જરા મીંચાવા માંડવી.

૨૩૭. આંખમાં લોહી વરસવું = (૧) ક્રોધે ભરાવું; ગુસ્સે થવું; ક્રોધને લીધે આંખ લાલચોળ થઈ જવી. (૨) બહુ જ ઉશ્કેરાઈ જવું.

૨૩૮. આંખમાં લોહી વરસી રહેવું = બહુ જ ઉશ્કેરાયેલા હોવું; ખૂન કરવાની અણી ઉપર આવવું.

૨૩૯. આંખમાં શનિશ્ચર હોવો = (શનિશ્ચર પોતાની વાંકી નજરથી જેને જુએ તેનું ખરાબ થાય એમ જ્યોતિષમાં છે એ ઉપરથી) (૧) જેવું તેવું ખોટું કરવાની વૃત્તિ હોવી. (૨) દ્વેષ ને ઝેર હોવું.

૨૪૦. આંખમાં સમાવું = (૧) ગમી જવું. (૨) હમેશા નજર આગળ રહેવું; ગુંથાઈ રહેવું. (૩) હૃદયમાં વસવું.

૨૪૧. આંખમાં સરસોં ફૂલવાં = આનંદથી મસ્ત થવું.

૨૪૨. આંખમાં સળાઈ ફેરવવી = આંધળું કરવું; અંધ બનાવવું.

૨૪૩. આંખમાં સીલ ન હોવું = (૧) ઉદ્ધત બનવું. (૨) ક્રૂર થવું; નિર્દય બનવું. (૩) બેશરમ થવું.

૨૪૪. આંખમાંથી કાળાં કાઢવાં–કાઢી જવાં

= (૧) સામે મોઢે કોઈને ઉપાડી જવું. (૨) સામો માણસ દેખતો હોય તેમ તેને લૂંટી લેવો. (૩) સામો માણસ દેખે પણ સમજી ન શકે એવી રીતે છેતરી જવું.

૨૪૫. આંખમાંથી તણખા ઝરવા = ગુસ્સાને લીધે આંખ લાલચોળ થવી.

૨૪૬. આંખમાંથી નીર ઢાળવું = (૧) આંખમાં ખૂબ આંસુ લાવવાં. (૨) મરણની અણી ઉપર આવવું.

૨૪૭. આંખમાંથી ભાલા કાઢવા = (૧) કરડી નજરે જોવું; કાતરીઆં કાઢવાં. (૨) નયનબાણ ફેંકવાં.

૨૪૮. આંખે અંધારાં આવવાં = (૧) તેજથી ઝંખાઈ જવું. (૨) બહુ ઊંચે કે બહુ ઊંડાણમાં જોવાથી બરાબર નજર ન પડવી. ઝામર રોગમાં તેમ જ મગજને ભ્રમ થવાથી, તડકે રખડવાથી, આંખને બહુ કસવાથી અને નબળાઈથી આંખે અંધારાં આવે.

૨૪૯. આંખે અંધારી બાંધવી = (૧) છેતરવું. (૨) ભાન જવું. (૩) વશ કરી લેવું.

૨૫૦. આંખે આંખ મળવી = (૧) ઊંઘ આવવી. (૨) એક નજર થવી. (૩) જાતે મળવું. (૪) પ્રેમથી એકબીજા તરફ જોવું.

૨૫૧. આંખે આંધળો પણ પૈસાનો પૂરો = જેને વિચાર કે પરીક્ષા ન હોય એવો શ્રીમંત માણસ; મૂર્ખ ધનવાન.

૨૫૨. આંખે ખાય અને મોંએ લજવાય = અશક્ય હોવું.

૨૫૩. આંખે ચડવું = (૧) અદેખાઈના કારણરૂપ થવું. (૨) ધ્યાન ખેંચવું. (૩) નજરે પડવું. (૪) પસંદ આવવું. (૫) પહેલું પડવું.

૨૫૪. આંખે ચાલવું = (૧) અનુકરણ કરવું; નક્લ કરવી. (૨) કોઈ કહે તે પ્રમાણે વર્તવું.

૨૫૫. આંખે ચાલીને = ખુશીથી.

૨૫૬. આંખે જોયાનું ઝેર છે = ખરાબ વસ્તુ નજરે દેખાય ત્યારે તે તરફ અણગમો થાય.

૨૫૭. આંખે તળાવ-પાણિયારાં બાંધવાં = જરાજરામાં આંસુ પાડવાં.

૨૫૮. આંખે થવું = મહેરબાની ઊતરી જવી.

૨૫૯. આંખે દીઠું તે ખરૂં = નજરે જોયું હોય તે જ સાચું.

૨૬૦. આંખે દેખવું = (૧) કોઈના સ્વભાવનો અભ્યાસ કરવો. (૨) માનથી વર્તવું.

૨૬૧. આંખે પથ્થર જાવા = આંખ જડ જેવી થઈ જવી.

૨૬૨. આંખે પાટા બાંધવા = (૧) આંધળું કરવું; કપડાથી બન્ને આંખો ઢાંકીને માથા પછવાડે ગાંઠ વાળવી કે જેથી કાંઈ દેખી ન શકાય. (૨) કાંઈ ન સૂઝે એવી દશા થવી; અક્કલ કે સુધી જવી. (૩) ધ્યાન ન દેવું. (૪) ન દેખાય એવી રીતે આંખો મીંચવી. (૫) ભમાવવું; આડુંઅવળું સમજાવીને ફસાવવું; પેચમાં આણવું; ભોળવી નાખવું; વશ કરી લેવું.

૨૬૩. આંખે પાટા બાંધીને ફરવું = (૧) વગર સમજે કામ કરવું. (૨) વિચાર કર્યા વગર ફરવું.

૨૬૪. આંખે પાટા હોવા = (૧) અદેખાઈથી બળવું. (૨) આશ્ચર્ય પામવું. (૩) આંધળા થવું.

૨૬૫. આંખે ભવાં ચડાવવાં = (૧) ગુસ્સે થવું. (૨) મોઢું બગાડવું. (૩) ધિક્કારવું.

૨૬૬. આંખે લગાડવું = પ્યાર કરવો.

૨૬૭. આંખે લગાડીને રાખવું = બહુ પ્રેમથી રાખવું; બહુ આદરસત્કારથી રાખવું.

૨૬૮. આંખે હોવું = (૧) ડાહ્યા થવું. (૨) મહેરબાની ન હોવી. (૩) સુધીમાં આવવું.

૨૬૯. આંખેથી પાટા છોડવા = ગયેલી સુધી પાછી આણવી; બુદ્ધિપૂર્વક વિચાર કરવો.

૨૭૦. આંખો અવળી થવી = (૧) તદ્દન અશક્ત થઈ જવું. (૨) બેસુધ થવું.

૨૭૧. આંખો ઊંચી કરાવવી = (૧) અધીરાઈ કરાવવી. (૨) બહુ સંતાપવું.

૨૭૨. આંખો ઊંચી ચડી જવી-જતી રહેવી = (૧) ક્રોધ આવવો. (૨) ગર્વનો ઊભરો આવવો; મગરૂરી ધરવી.

૨૭૩. આંખો ઓડે જવી = (૧) બહુ મહેનત પડવી. (૨) મિજાજ ફાટી જવો; મગરૂરીમાં ડૂલવું.

૨૭૫. આંખો ચોળીને રહેવું = (૧) પસ્તાવો કરવો. (૨) હારી થાકીને બેસવું.

૨૭૪. આંખો ટાઢી થવી = શાંતિ થવી; સંતોષ થવો; ઇચ્છા પૂરી પડવી.

૨૭૬. આંખો તળે ન લાવવું = તુચ્છ સમજવું.

૨૭૭. આંખો તારવી નાખવી = (૧) આંખોને અશાંત બનાવીને બેસુધ કરવું. (૨) ઘણો માર મારીને બેસુધ કરી નાખવું.

૨૭૮. આંખો ધરતી ખોતરે = આંખ નીચી ઢાળીને કેમ જાણે ભોંય ખોદતી હોય એટલી બધી શરમ પામવી.

૨૭૯. આંખો ધોયેલ = શરમાવેલ.

૨૮૦. આંખો નિગાળવી = આંસુ સારવાં.

૨૮૧. આંખો પાછી જવી = (૧) બહુ નબળું પડી જવું. (૨) મગરૂર થવું; ગર્વ આવવો.

૨૮૨. આંખો ફૂટે ત્યાં પાંપણ ક્યાં રહેશે? = અસંભવિત બાબત.

૨૮૩. આંખો બોચીએ જવી = (૧) છેક અશક્ત થઈ જવું. (૨) મગરૂર થઈ રહેવું; ઉદ્ધત બનવું. (૩) વિસ્મિત થવું; અજાયબી પામવું.

૨૮૪. આંખો મીંચીએ તો સદા અંધારૂં = એક વખત બેદરકાર રહીએ તો સદાને માટે ભોગવવું પડે.

૨૮૫. આંખો મીંચીને = (૧) ઉતાવળે; જલદીથી. (૨) ધ્યાન ધરીને; નિશ્ચય કરીને. (૩) વગર વિચારે.

૨૮૬. આંખો મીંચીને વિચાર કરવો = શાંતિથી અને એકાગ્ર ચિત્તથી વિચાર કરવો.

૨૮૭. આંખો વઢવી = એકબીજાનું બોલ્યું કે મોં જોવું ન ગમવું; અણબનાવ હોવો.

૨૮૮. આંખોથી ઊતરવું = નીચા દરવું.

૨૮૯. આંખોથી કામ કરવું = (૧) ઇશારાથી કામ કરવું. (૨) કાળજી રાખી જોવું. (૩) બહુ પ્રેમ કે ભક્તિથી કામ કરવું.

૨૯૦. આંખોની આગળ અંધારૂં છવાવું = મૂર્છા આવવી.

૨૯૧. આંખોની આગળ અંધારૂં થવું = (૧) વિપત્તિ કે દુઃખને વખતે ઉદાસીન બનવું. (૨) સંસાર અસાર દેખાવો.

૨૯૨. આંખોની ઠંડક = બહુ પ્યારી ચીજ.

૨૯૩. આંખોની સામે હોવું = સન્મુખ હોવું.

૨૯૪. આંખોની સોય કાઢવી = કોઈ કામનો કઠણ અને ઝાઝો ભાગ બીજા માણસ મારફતે પૂરો થયા બાદ તેનો બાકીનો કે થોડો અને સરલ ભાગ પૂરો કરી પૂરૂં ફળ લેવાનો ઉદ્યોગ કરવો. આ સંબંધી એવી વાત છે કે એક રાજકન્યાનો વિવાહ વનમાં એક મરેલ માણસ સાથે થયો. તેના આખા શરીરમાં સોયો ઘોંચેલી હતી. રાજકન્યા હમેશા બેસીને તે કાઢ્યા કરતી અને તેની દાસી આ જોયા કરતી. એક દિવસ રાજકન્યા ક્યાંય બહાર ગઈ હતી. દાસીએ જોયું કે મડદાના આખા શરીરની સોયો નીકળી ચૂકી હતી, માત્ર આંખોની બાકી રહી હતી. તે તેણે કાઢી લીધી અને તેમ કરતાં તે મરેલ માણસ બેઠો થયો. દાસીએ પોતાને તેની પરણેતર હોવાનું જણાવ્યું અને જ્યારે રાજકન્યા આવી ત્યારે તેને દાસી તરીકે ઓળખાવી. ઘણા દિવસ સુધી આ પ્રમાણે તે દાસી રાણી તરીકે રહી. પણ પાછળથી બધી વાત ખુલ્લી થઈ ગઈ અને

રાજકન્યાના દિવસ ફર્યા.

૨૯૫. આંખોમાં બેસવું = પસંદ પડવું.

૨૯૬. આંખોમાં રાખવું = (૧) પ્રેમથી જાળવવું. (૨) સાવધાનીથી રાખવું.

૨૯૭. ઉનીંદી આંખ = નિદ્રાભરી આંખ; ઊંઘ આવવાનાં લક્ષણ દેખાડનારી આંખ.

૨૯૮. ઊંડીને આંખે બાઝવું-વળગવું = ઘણું ભભકાદાર હોવું; નજરને ગમે એવું હોવું.

૨૯૯. ઊંડીને આંખે બાઝે એવું = (૧) નાજુક; કોમળ. (૨) મન હરી લે એવું.

૩૦૦. એક આંખમાં હસાવવું અને બીજી આંખમાં રડાવવું = પ્રેમ અને ભય રાખવાં.

૩૦૧. એક આંખમાંથી શ્રાવણ અને બીજીમાંથી ભાદરવો = બહુ આંસુ વહેવાં; શ્રાવણ અને ભાદરવા માસમાં જેમ વરસાદ પડે તેમ આંખમાંથી આંસુ પડવાં.

૩૦૨. એકલી આંખે-નરી આંખે = ખુલ્લી આંખે; ચશ્માં કે દૂરબીન વગરની આંખે.

૩૦૩. કરડી આંખે જોવું = (૧) અણગમો બતાવવો. (૨) ક્રોધથી જોવું.

૩૦૪. કંજી આંખ = માંજરી આંખ.

૩૦૫. કંટીલી આંખ = મોહક આંખ.

૩૦૬. કાણી આંખે જોવું = આડી આંખે જોવું.

૩૦૭. ખારીલી આંખે જોવું = અદેખાઈ આવવી.

૩૦૮. ચંચળ આંખ = જુવાનીના ઉમંગથી સ્થિર ન રહેનારી આંખ.

૩૦૯. ચાર આંખ કરવી = મળવું.

૩૧૦. ચાર આંખ થવી = (૧) સહન ન કરી શકવું. (૨) સામસામું જોવું.

૩૧૧. ચાર આંખ મળવી = રૂબરૂ મળવું.

૩૧૨. ચોર આંખ = જેના ઉપર નજર નાખી હોય તેને તેની ખબર ન પડે એવી આંખ.

૩૧૩. ઝીણી આંખે જોવું = બારીકાઈથી તપાસવું.

૩૧૪. ઝેરીલી આંખો = મારી નાખવાનો ઇરાદો સૂચવતી આંખો.

૩૧૫. ધોળી ફક આંખ થવી = ફિક્કી આંખ હોવી.

૩૧૬. ફાટી આંખે જોવું-ફરવું = મદોન્મત્ત; છકી જવું.

૩૧૭. ફૂટી આંખનો તારો = એકનો એક દીકરો; ખોટનો છોકરો.

૩૧૮. બારે આંખો ઉઘાડવી = પૂર જોશમાં પ્રકાશવું; આંખો અંજાઈ જાય તેમ પ્રકાશવું.

૩૧૯. બીજાની આંખે જોવું = કહ્યા પ્રમાણે દોરાવું.

૩૨૦. બે આંખની શરમ = (૧) નજર સામે હોય ત્યાંસુધી ઓળખાણ. (૨) નજરથી બહાર જાય એટલે ભૂલી જવાપણું.

૩૨૧. બે આંખે જોઈને ચાલવું = બધી બાબતનો વિચાર કરીને ડહાપણથી કામ કરવું.

૩૨૨. મીઠી આંખે જોવું = હેતથી જોવું.

૩૨૩. શેરડીની આંખ = શેરડીની કાતળી ઉપરનો પીલો. આવી આંખ કે પીલાવાળી કાતળી વાવવાથી શેરડી ઊગે છે.

૩૨૪. સારી આંખ હોવી = રહેમ નજર હોવી.

૮. સ્ત્રી. ઢીંચણની કાચલી નજીકનો ખાડો.

૯. સ્ત્રી. દેખરેખ; તપાસ.

૧૦. સ્ત્રી. નજર; દૃષ્ટિ; જોવાની શક્તિ.

૧. આંખ એકઠી થવી = (૧) પ્રીત થવી; પ્રેમ બંધાવો. (૨) સામસામી મીટ મંડાવી.

૨. આંખ ચોરવી = (૧) કોઈ ન દેખે તેમ કામ કરવું; ઉપેક્ષા કરવી. (૨) છેતરવું. (૩) ધ્યાન ન આપવું. (૪) નજર ચૂકવીને જતું રહેવું. (૫) લુચ્ચાઈથી નજર ફેરવી દેવી. (૬) શરમથી સામી નજર ન કરવી.

૩. આંખ ચોરાવી = છેતરાવું.

૪. આંખ તળે આવવું = (૧) ગમવું. (૨) નજરે ચડવું.

૫. આંખ તળે કાઢવું = ઉપર ઉપરથી જોઈ જવું; નજર ફેરવવી.

૬. આંખ પડવી = (૧) કુદૃષ્ટિ પડવી. (૨) ખરાબ ખયાલથી જોવું. (૩) નજર જવી. (૪) પ્રેમ ભરેલી નજર ફેંકવી. (૫) મહેરબાની હોવી. (૬) મેળવવાની ચાહના હોવી.

૭. આંખ મળવી = (૧) ઊંઘ આવવી. (૨) નજર એક થવી; સામું જોવું; મીટ મળવી.

૮. આંખ માંડવી = ધ્યાનથી જોવું.

૯. આંખ સારી હોવી = મીઠી નજરે જોવું.

૧૦. આંખમાંથી પડવું = મહેરબાની ખોવી.

૧૧. આંખે કરવું = અકારૂં કરવું.

૧૧. સ્ત્રી. નાનું કાણું; વેહ.

૧૨. સ્ત્રી. નિગાહ; કૃપા; મહેરબાની; દયાભાવ.

૧૩. સ્ત્રી. ફૂલની કળી.

૧૪. સ્ત્રી. બટાટાનાં બીજનો જ્યાંથી ફણગો ફૂટે તે ભાગ.

૧૫. સ્ત્રી. બુદ્ધિ; સમજશક્તિ.

૧૬. સ્ત્રી. મધ્યબિંદુ; કેન્દ્ર.

૧૭. સ્ત્રી. મોઈદાંડિયાની રમતમાં પાંચની સંખ્યા બતાવનાર શબ્દ. આ રમતમાં આંખ ઉપર મોઈ રાખી તેને પડતી મૂકી દાંડિયાથી ફટકો મારવામાં આવે તેને આંખ કહે છે.

૧૮. સ્ત્રી. યોનિ; સ્ત્રીનો ગુહ્ય ભાગ.

આંખ મારવી = (૧) આંખથી ઇશારો કરવો; કટાક્ષ કરવાં; પ્રેમની નજરથી જોવું. (૨) સ્ત્રી સાથે સંભોગ કરવો; યોનિ પ્રવેશ કરવો.

૧૯. સ્ત્રી. લક્ષ; ધ્યાન.

૨૦. સ્ત્રી. વિચાર; વિવેક; પરખ.

૨૧. સ્ત્રી. શેરડીની ગાંઠ આગળનો પીલો; જેને વાવવાથી શેરડી થાય છે તે ઉદ્‌ભેદાંકુર; શેરડીને ઉગાડનારી ગાંઠ; સાંઠાની પેરાઈમાં ફૂટેલો નાનો ફણગો.

આંખ ચડાવવી = (૧) કરડી નજર કરવી. (૨) ગુસ્સે થવું. (૩) ઝાડની કલમ સંધાડવી. (૪) ધમકી આપવી. (૫) નશો ચડવો.

૨૨. સ્ત્રી. સરકારી વસૂલાત માટે જવાબદાર માણસ મારફત જુદાજુદા ભાગીદારોએ આપવાની ભાડાની રકમની આંકણી.

૨૩. સ્ત્રી. સંતાન; સંતતિ.

**આંખઅળગું** [ આંખ + અળગું ( જુદું ) ] વિ. દૂર; આઘેનું; છેટેનું.

**આંખઅંજની** [ આંખ + અંજની ( આંજણી ) ] સ્ત્રી. આંજણી; પાંપણના મૂળ આગળ થતી ફોલ્લી.

**આંખઆર** ૧. સ્ત્રી. આંખની આડ; આર; મોઈદાંડિયાની રમતમાં મોઈને આંખની ભમર ઉપર મૂકી જરા ઉછાળી પડતી મોઈને દંડો મારી ઉડાડવી તે.

૨. [ તે. ] વિ. ૭; ૬.

**આંખઆંગળી** [ સં. અક્ષિ ( આંખ ) + અંગુલિ ( આંગળી ) ] સ્ત્રી. આંખમાં ઝોંકો મારવાપણું.

**આંખકાન** [ સં. અક્ષિ ( આંખ ) + કર્ણ ( કાન ) ] ન. બ. વ. સહાય આપનાર માણસ; મદદકર્તા.

**આંખકૂટ** પું. ( ડિંગળ ) આંખની કીકી; અક્ષિકૂટ.

**આંખચાંદલો** [ સં. અક્ષિ ( આંખ ) + ચંદ્ર ( પ્રકાશવું ) ] પું. કપાળમાં લગાડાતી આંખ જેવા આકારની ટીપકી.

**આંખચાંલ્લો** પું. આંખચાંદલો; કપાળમાં લગાડાતી ટીપકી.

આંખચાંલ્લો કરવો = રૂડે અવસરે બીઓને ગાલે ને કપાળે ગુંદર અને બળેલ સોપારીની મેળવણીથી સુંદર ચિત્રો કાઢી તે ઉપર આંખ જેવા આકારની કટોરી ચોડવી.

**આંખચોરી** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + ચુર્ ( ચોરવું ) ] સ્ત્રી. અણગમતી વસ્તુ ઉપરથી આંખ ખસેડી લેવાપણું.
૨. સ્ત્રી. જોયું હોય છતાં નથી જોયું તેવો દેખાવ.

**આંખડલી** ( આંખડલી ) [ આંખ + ડલી ( નાનાપણું બતાવનાર નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આંખ. આ શબ્દ કવિતામાં વપરાય છે.
આંખડલી ભરવી = રોવું.

**આંખડી** ( આંખડી ) ૧. [ આંખ + ડી ( નાનાપણું બતાવનાર નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આંખ; આંખ માટે કવિતામાં વપરાતો શબ્દ.
૨. સ્ત્રી. ઊંધ ઉપરનો જોતર બાંધવાનો લાકડાનો કટકો.

**આંખઢાળ** સ્ત્રી. ચરમપોશી; જોયું ન જોયું કરવું તે; આંખમીંચામણ.

**આંખઢાંકણી** [ આંખ + ઢાંકણ ] સ્ત્રી. ઘોડા અને ઘાણીના બળદની આંખે બાંધવામાં આવતો ડાબલો.

**આંખન** [ હિં. ] સ્ત્રી. બ. વ. આંખો.

**આંખફુટમણી** સ્ત્રી. ચોમાસામાં થતી એક જાતની વનસ્પતિ. તેના ફળનો રસ આંખને લાગવાથી આંખ ફૂટી જવાનું મનાય છે.

**આંખફુટમણું** ન. આંખફુટામણીના વેલાનું ફળ.

**આંખફુટામણાં** ન. બ. વ. આંખફુટામણીનાં ફળ.

**આંખફુટામણી** ૧. [ આંખ + ફૂટવું ] સ્ત્રી. ઇંદ્રવારણાંનો વેલો; ઇંદ્રવારણી. એ વેલ અથવા તેનાં ફૂલ જો આંખને અડે તો આંખો ફૂટી જાય એવી માન્યતા છે.
૨. સ્ત્રી. ઊભી ભોરીંગણીનો છોડ.
૩. [ સં. પટોલ ] સ્ત્રી. પટોળ; પરવળ. ચણિયા બોરડીના જાળા ઉપર તેના વેલા થાય છે. તેનાં ફળ ચણિયાં બોર જેવાં દેખાતાં હોઈ બોર જાણીને લેવા જઈએ તો છેતરાઈ જવાય છે તેથી તે આંખફુટામણી કહેવાય છે.

**આંખફૂટણાં** ન. બ. વ. આંખફૂટણીનાં લંબગોળ અને ધોળા રંગમાં કાળી છાંટવાળાં ફળ.

**આંખફૂટણી** સ્ત્રી. એક જાતનો વેલો; આંખફુટામણી.

**આંખફોડટિડ્ડા** ( આંખફોડટિડ્ડા ) ૧. [ અર્ક ( આકડો ) + ફોડ ( ફોડનાર ) + ટિડ્ડા ( તીડ ) ] પું. આકડાનાં પાન ખાઈ રહેતું અને શરીરના પ્રમાણમાં ઘણી લાંબી મૂછવાળું એક જાતનું લીલું ટીડડું. તે રાતના આંખમાં ઊડીને પડે છે.
૨. વિ. ઈર્ષાળુ; ઝેરીલું; અદેખું.
૩. વિ. કૃતઘ્ન; નિમકહરામ.

**આંખફોડા** ( આંખફોડા ) [ આંખ + ફોડા ( ફોડનાર ) ] પું. એક જાતનું મચ્છર.

**આંખમચકારો** ૧. [ આંખ + મિચકારો ( મીંચવું તે ) ] પું. આંખ ઊઘડે અને બંધ થાય તેટલો વખત.
૨. પું. આંખથી કરેલ ઇશારત.
૩. પું. આંખનું મીંચાવું તે; પલક; નિમિષ.

**આંખમિચકારો** ૧. [ આંખ + મિચકારો ( મીંચવું તે ) ] પું. આંખ ઉઘાડમીંચ કરતાં લાગતો વખત; પળ.
૨. પું. આંખ ઉઘાડમીંચ કરવાથી થતી સંજ્ઞા; સમસ્યા.
૩. પું. આંખનું મીંચાવું તે.

**આંખમિચામણ** ન. જોયું ન જોયું કરવું તે.

**આંખમિચામણાં** ૧. ન. બ. વ. આંખ આડા કાન કરવાપણું; જોયું ન જોયું કરવું તે; ચરમપોશી.
૨. ન. બ. વ. આંખ ઉઘાડમીંચ કરવાપણું.
૩. ન. બ. વ. આંખ મીંચીને કરાતી ઇશારત.
૪. ન. બ. વ. આંખથી દેખાડવામાં આવતો ભાવ.
૫. ન. બ. વ. એક જાતની બાળરમત; આંધળી ખિસકોલી; આંધોઅંધો; અંધારપટ્ટા; આંધળોપાટો.
૬. ન. બ. વ. બેદરકારી; ઉપેક્ષા.

**આંખમિચામણી** ૧. સ્ત્રી. આંખ ઉઘાડમીંચ કરવી તે.
૨. સ્ત્રી. આંખ મીંચીને થતી ઇશારત.
૩. સ્ત્રી. આંખથી દેખાડાતો ભાવ.
૪. સ્ત્રી. આંધળાપાટાની રમત.
૫. સ્ત્રી. જોયું ન જોયું કરવું તે.
૬. સ્ત્રી. બેદરકારી.

**આંખમિચોલી** [ હિં. ] સ્ત્રી. સંતાકૂકડીને મળતી એક રમત. તેમાં એક રમનાર દાવ દેનારની આંખ દબાવી રાખે. દરમિયાન બીજાં છોકરાં જ્યાંત્યાં સંતાઈ જાય. બધાં સંતાઈ રહે એટલે દાવ દેનારને છૂટો મૂકવામાં આવે અને તે બીજાં છોકરાંને પકડવા જાય. જો કોઈ રમનારને દાવ દેનાર શોધીને પકડી પાડે તો પકડાયેલા રમનારને ચોર ઠરાવાય અને તેની પાસેથી ઉપર પ્રમાણે દાવ લેવામાં આવે. પણ દાવ દેનારથી કોઈને ન પકડી શકાય અને બધાં રમનારાં પકડાયા સિવાય અમુક નક્કી કરેલ જગ્યાને અડી જાય તો દાવ દેનારને ચોર બનાવાય અને ફરીને દાવ લેવાય. આમ સાત વખત બને તો દાવ દેનારના પગ બાંધી તેને એક ઠેકાણે તેની ચોમેર એક કુંડાળું કાઢી બધાં છોકરાં વારંવાર ઊભો રાખી કુંડાળામાં પગ મૂકે અને દાવ દેનારને 'બુઢિયો બુઢિયો' કહી ચીડવે. ચોર અથવા બુઢિયો કુંડાળામાં રહીને કોઈને અડી જાય તો પછી પકડાયેલ રમનાર ચોર બને અને પકડાયેલ પાસેથી દાવ લેવામાં આવે.

**આંખમીચલી** [ હિં. ] સ્ત્રી. આંધળોપાટો; આંખમિચોલી.

**આંખમીચામણાં** ૧. ન. બ. વ. આંખ મીંચવી તે.
૨. ન. બ. વ. ઇશારત; સાન; સમસ્યા.
૩. ન. બ. વ. એક રમત; આંધળી ખિસકોલી; આંધળોપાટો.
૪. ન. બ. વ. જોયું ન જોયું કરવું તે.

**આંખમીંચકારો** ૧. પું. આંખ ઊઘડે અને બંધ થાય તેટલો વખત.
૨. પું. આંખથી કરેલ ઇશારત.
૩. પું. પલક; નિમિષ.

**આંખમીંચામણ** ૧. સ્ત્રી. જોયું ન જોયું કરવું તે; ચરમપોશી.
૨. સ્ત્રી. બેદરકારી; ઉપેક્ષા.

**આંખમીંચામણાં** ન. બ. વ. સાન; ઇશારત. જુઓ આંખમિચામણાં.

**આંખમીંચામણી** સ્ત્રી. જોયું ન જોયું કરવું તે. જુઓ આંખમિચામણાં.

**આંખમીંચામણી લીલા** સ્ત્રી. આંધળોપાટો નામની રમત; આંધળી ખિસકોલી.

**આંખમીંચામણું** ન. આંખ બંધ કરવાપણું. જુઓ આંખમિચામણાં.

**આંખમુચાઈ** [ હિં. ] સ્ત્રી. એક રમત; આંખમિચૌલી; આંધળોપાટો.

**આંખમુંદાઈ** [ હિં. ] સ્ત્રી. એક બાળરમત; આંધળોપાટો; આંખમિચૌલી.

**આંખમુંદાવલ** [ હિં. ] સ્ત્રી. સંતાકૂકડીને મળતી આંખમિચૌલીની રમત.

**આંખમુંદૌલા** [ હિં. ] સ્ત્રી. આંખમિચૌલી.

**આંખમૂંદૌરા** પું. આંધળોપાટો.

**આંખમોયલું** વિ. ખોટી દાનતવાળું; હરામ હાડકાંનું.

**આંખર** ૧. [ સં. અક્ષર ] પું. અક્ષર; વર્ણ.
૨. પું. અનક્ષર; જાદુઈ શબ્દ.

**આંખરખાં** [ સં. અક્ષિ ( આંખ ) + રક્ષ ( બચાવવું ) ] ન. બ. વ. ચરમાં.

**આંખરખું** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + રક્ષ્ ( બચાવવું ) ] વિ. આંખનું રક્ષણ કરનારું.

૨. વિ. શરમ ખાનારું.

**આંખલગી** [ હિં. ] સ્ત્રી. રખાત; વગર પરણ્યે રાખેલી સ્ત્રી.

**આંખલડી** ( આંખલડ઼ી ) [ આંખ + લડી (નાનાપણું બતાવનાર નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આંખ; આંખડલી. આ શબ્દ કવિતામાં વપરાય છે.

**આંખલાગા** [ હિં. ] પું. યાર; જાર.

**આંખલો** [ સં. અ ( નહિ ) + ક્ષત ( ખસી કરેલ ) ] પું. ( કચ્છી ) આખલો; સાંઢ.

**આંખવટો** પું. આંખથી દૂર કરવાપણું; નજરમાં ન આવવું તે.

**આંખવિહોણું** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + વિહીન ( વગરનું )] વિ. આંખ વગરનું; આંધળું.

૨. વિ. સમજ વગરનું; બુદ્ધિહીન.

**આંખવિંચામણાં** ન. બ. વ. જોયું ન જોયું કરવું તે. જુઓ આંખમિચામણાં.

**આંખવીચામણી** ૧. સ્ત્રી. આંખો બંધ રાખવાપણું; ધ્યાન ન આપવું તે.

૨. સ્ત્રી. એક દેશી રમત. તેમાં એક રમનાર રાજા થાય અને એકને ચોર એટલે દાવ દેનાર ઠરાવવામાં આવે. ચોર થયેલ રાજાના ખોળામાં માથું રાખે અને રાજા તેની આંખો દબાવી રાખે. પછી દાવ લેનારાં છોકરાં વારાફરતી પોતાની આંગળી દાવ દેનારની પીઠ ઉપર મૂકે. રાજા દર વખતે આંગળી મૂકનાર ખેલાડીનું નામ ચોરને પૂછે. તેના જવાબમાં તે અટકળે અમુક નામ આપે. જો તેની અટકળ સાચી પડે તો તેને માથેથી દાવ ઊતરી જાય અને આંગળી મૂકનારને માથે દાવ આવે. પણ નામની અટકળ સાચી ન હોય તો રાજા આંગળી મૂકનારને સંતાઈ જવાનું કહે. બધાં નામ ખોટાં પડે એટલે બધાં છોકરાં સંતાઈ જાય. પછી રાજા તેઓને પકડી લાવવા ચોરને કહે. જો તે કોઈને પકડી ન શકે તો તેને માથે દાવ ચાલુ રહે. પણ જો કોઈને પકડે તો પકડાયેલા ખેલાડીને માથે દાવ આવે અને તે ઉપર પ્રમાણે દાવ આપે. આ રમત છોકરાં થાકે અગર મરજી પડે ત્યાંસુધી રમી શકે.

**આંખસાક્ષી** [ હિં. ] પું. નજરે જોનાર સાક્ષી.

**આંખાઉ** [ સં. અક્ષિ ( આંખ ) + વત્ ( વાળું ) ] પું. ઊગતા પાકની કીમતનો કરેલ અડસટ્ટો.

**આંખાળું** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + આલુ ( વાળું ) ] વિ. આંખવાળું.

૨. વિ. ચતુર; પરખ કરનારું.

૩. વિ. દેખી શકનારું.

૪. વિ. વિદ્વાન; જ્ઞાતા; જાણનારું.

૫. વિ. સુંદર આંખવાળું.

**આંખિયાં** ૧. [ સં. અક્ષિ ( આંખ ) ] ન. બ. વ. આંખથી ઇશારત કરી આપેલી ધમકી; ડોળા કાઢી અપાતો ડારો; એકટશે જોઈ રહીને બીક ઉપજાવવી તે.

૨. ન. બ. વ. ઘાણીના બળદની આંખે રાખવામાં આવતો દાબડો.

૩. ન. બ. વ. ઘોડાની આંખ આડે રાખવાનો મોવડનો ભાગ; અંધારી.

૪. ન. બ. વ. ઝળઝળિયાં; આંખમાં પાણી ભરાઈ આવવાં તે.

૫. ન. બ. વ. મૂર્છા; બેસુધી; બેભાન.

૬. ન. બ. વ. વિષયવાળી આંખો.

**આંખિયું** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + ઈય ( વાળું ) ] ન. ઘાણીના બળદને આંખે બાંધવાનો દાબડો.

૨. ન. ઘોડાની આંખ આડે રાખવાનો મોવડનો ભાગ; અંધારી.

**આંખી** ૧. [ સં. અક્ષિ ( આંખ ) ] સ્ત્રી. ગિલ્લીદંડાની રમતમાંનો એક દાવ; આંખની આડ; અંખી; આંખ ઉપર મોઈને આડી મૂકી નીચે પાડતાં દાંડિયાથી ઉડાડી દેવી તે.

૨. સ્ત્રી. ચક્ષુ; નેત્ર.

**આંખીઆર** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + વત્ ( વાળું ) ] વિ. આંખોવાળું.

૨. વિ. તેલુગુ ભાષામાં પાંચના અર્થમાં વપરાતો શબ્દ. મોઈદાંડિયાની રમતમાં તે પાંચમો દાવ છે તે ઉપરથી આ સાંકેતિક સંખ્યા વપરાય છે.

**આંખીઆં** ૧. [ સં. અક્ષિ ( આંખ ) ] ન. બ. વ. આંખ કાઢી ડારો દેવો તે; એકટશે જોઈ રહીને બીક ઉપજાવવાપણું.

૨. ન. બ. વ. ઘાણીના બળદની આંખ આડે રાખવામાં આવતો દાબડો.

૩. ન. બ. વ. ઘોડાની આંખ આડે રાખવાનો મોવડનો ભાગ; અંધારી.

૪. ન. બ. વ. ઝળઝળિયાં; એકટશે જોવાથી આંખમાં પાણી ભરાઈ આવવાં તે.

૫. ન. બ. વ. મૂર્છા; બેસુધી; બેભાન.

૬. ન. બ. વ. વિષયવાળી આંખો.

**આંખીન** [ આંખ + ઈન ( બ બનાવનાર ફારસી પ્રત્યય ) ] સ્ત્રી. બ. વ. આંખો.

**આંખુડી** ( આંખુડ઼ી ) [ આંખ + ડી ( નાનાપણું બતાવનાર નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આંખ; ચક્ષુ; નેત્ર.

**આંખેં** [ હિં. ] સ્ત્રી. બ. વ. આંખો.

**આંખેંવાલા** ૧. [ હિં. ] પું. જાસૂસ; છૂપી બાતમી લાવનાર.

૨. વિ. દેખતું; આંખવાળું.

**આંખોવાલા** વિ. દેખતું.

**આંખ્યાળું** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + વત્ ( વાળું ) ] વિ. આંખવાળું.

૨. વિ. જાણકાર; વિદ્વાન.

**આંગ** ૧. [ સં. અંગ ( એ નામનો દેશ ) ] પું. અંગ દેશનો રાજા.

૨. [ હિં. ] પું. જમીનના માલિક તરફથી માલધારી પાસેથી ઢોર દીઠ લેવાતી ચરાઈ; મસવાડી.

૩. પું. સ્તન; કુચ; થાનેલું.

૪. ન. ( જૈન ) અંગ સૂત્ર.

૫. ન. આંગણ; આંગણું.

૬. ન. કોમળ શરીર; સુકુમાર અંગ.

૭. [ સં. અંગ ] ન. શરીર; અંગ; દેહ; બદન.

૧. આંગ ઉપર આપવું = સાનમાં કંઈ રાખ્યા વગર રોકડ નાણું ધીરવું; ઉછીનું દેવું; ઉધારે આપવું.

૨. આંગ ઉપર આવવું = શરીર ઉપર ધસારો કરવો; હુમલો કરવો.

૩. આંગ ધોવું = (૧) દેવામાંથી છૂટું થવું; દેણું ભરપાઈ કરવું. (૨) નાવું.

૮. વિ. અવયવવાળું; શરીરના ભાગવાળું.

૯. વિ. અંગ દેશમાં થતું.

૧૦. વિ. અંગ દેશમાં રહેનાર.

૧૧. વિ. અંગઉધાર.

૧૨. વિ. ( નાટ્ય ) મુખ્ય ન હોય એવા પાત્રોને લગતું.

૧૩. વિ. વેદના અમુક ભાગ સંબંધી.

૧૪. વિ. શરીર સંબંધી.

૧૫. વિ. શરીરવાળું; દેહધારી.

**આંગક** ૧. [ સં. અંગ ( એ નામનો દેશ ) ] પું. અંગ દેશનો રાજા.

૨. ન. અંગ દેશનું રહેવાશી.

૩. વિ. અંગ દેશની સેવા કરનાર.

૪. વિ. અંગ દેશમાં થતું.

**આંગટી** સ્ત્રી. ફળ.

**આંગઠો** [ સં. અંગુષ્ઠ ] પું. અંગુઠો.

**આંગડ** ( આંગડ઼ ) [ સં. અંગ ( શરીર ) ] સ્ત્રી. દાગીના, રોકડ વગેરે કીમતી વસ્તુ; જરજોખમ.

**આંગડવાણું** ( આંગડ઼વાણું ) ન. ( જૈન ) દેવમૂર્તિને નવરાવ્યા પછી લૂછવાપણું.

**આંગડિયો** ( આંગડ઼િયો ) ૧. [ સં. અંગ ( શરીર ) ] પું. એક ઠેકાણેથી બીજે ઠેકાણે કીમતી અવેજ લઈ જનારો હથિયારબંધ માણસ; જોખમ લઈ જનાર.

૨. વિ. વિશ્વાસુ; જોખમ સોંપી શકાય તેવું.

**આંગડી** ( આંગડ઼ી ) ૧. [ સં. અંગ ( શરીર ) ] સ્ત્રી. ખેડૂતોને પહેરવાનું પાસાબંધ કેડિયું.

૨. સ્ત્રી. નાનાં છોકરાંની અંગરખી; ઝભલું; ડગલી.

આંગડી ઉતરાવવી = પુરુષ સાથે હલકા ધંધાર્થે કન્યાએ પહેલી વાર સંબંધમાં આવવું.

૩. સ્ત્રી. રાજ્ય તરફથી કુંવરના જન્મ વખતે લેવાતો કર.

**આંગડીપાઘડી** ( આંગડ઼ીપાઘડ઼ી ) [ આંગડી ( કેડિયું ) + પાઘડી ] સ્ત્રી. કુંવરના જન્મ વખતે રાજ્ય તરફથી આંગડી અને પાઘડી માટે લેવાતો કર.

**આંગડે** ( આંગડ઼ે ) ૧. સ્ત્રી. મરાઠાઓની એ નામની એક જાત.

૨. ન. મરાઠાઓની એક જાતનું માણસ.

૩. વિ. મરાઠાઓની એ નામની જાતનું.

**આંગડો** ( આંગડ઼ો ) [ હિં. ] પું. ચોળી; કમખો.

**આંગણ** ૧. ન. ઘર; મકાન.

૨. [ સં. અંગણ ] ન. ફળિયું; ઘરના બારણા સામેની ખુલ્લી જગ્યા.

**આંગણલું** ૧. [ અંગણ + લું ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] ન. આંગણું; ફળિયું. આ શબ્દ કવિતામાં વપરાય છે.

આંગણલું કરવું = (૧) અધીરાઈથી રાહ જોવી; વાટ જોવી. (૨) વારંવાર આવજા કરવી.

૨. ન. ઘર.

૩. ન. ફળિયું વાળવું તે.

**આંગણિ** ન. ( ડિંગળ ) ફળિયામાં.

**આંગણીઉં** ૧. ન. ઘર.

૨. ન. ઘરના બારણા બહારની છૂટી જગ્યા; ફળિયું.

**આંગણું** ૧. [ સં. અંગણ; અપ. અંગણઉં ] ન. ઘરના બારણા આગળની ખુલ્લી જગ્યા; ચોક; ફળિયું.

૧. આંગણું ઊઠી જવું = (૧) નસંતાન જવું; નિર્વંશ થવો. (૨) પાયમાલ થવું.

૨. આંગણું કરવું = વાસીદું કરવું; કચરોપૂંજો કાઢવો.

૩. આંગણું ખોદી નાખવું = ઉઘરાણી કરીને કાયર કરવું; આંગણું ખોદાઈ જાય તેટલી વખત ઉઘરાણી કરવા આવવું.

૪. આંગણું ઘસાઈ જવું = ફળિયું ઘસાઈ જાય એવી રીતે ઘણાં માણસ આવવાં.

૫. આંગણું ઘસી નાખવું = આંગણું ઘસાઈ જાય એટલી વખત ફળિયામાંથી ઘરમાં આવજા કરવી.

૬. આંગણે રહેવું = ગર્ભ રહેવો. ગાયના સંબંધમાં આ રૂઢિ વપરાય છે.

૭. નાચનારીનું આંગણું વાંકું–નાચતાં નહિ આવડે, ત્યારે આંગણું વાંકું કહે = કામ કરતાં ન આવડે ત્યારે તેમ ન કરવા માટે નજીવાં કારણ આપવાં.

૨. ન. મકાન; ઘર.

૩. ન. લાભ; ફાયદો.

**આંગત** ૧. [ સં. અંગત ] વિ. અંગત; માલિકીનું; પોતાનું.

૨. વિ. એકલું; કોઈના સાથ વિનાનું.

૩. વિ. નજીકનું; અંગનું.

**આંગતુક** [ સં. આંગ ( શરીર સંબંધી ) ] પું. એક જાતનો સ્વર. કેટલીક વખત અમુક રાગમાં તેની શોભા વધારવા એકાદ વિવાદી સ્વરનો ઉપયોગ કરવામાં આવે છે તે રાગનો આંગતુક સ્વર કહેવાય.

**આંગન** [ સં. અંગન ] પું. ( હિંદી ) આંગણું; ફળિયું; ઘરના મોઢા આગળનો ચોક.

**આંગનીઉં** ન. સ્ત્રીઓને કાનમાં પહેરવાનું એક સોના કે રૂપાનું ઘરેણું.

**આંગપણ** [ આંગ ( શરીરનું ) + પણ ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ડહાપણ; શાણપ.

**આંગબળ** [ સં. આંગ ( શરીરનું ) + બલ ( જોર ) ] ન. તાકાત; જોર; શક્તિ; કૌવત.

**આંગમડી** ( આંગમડ઼ી ) [ હિં. ] સ્ત્રી. આળસ મરડવી તે; બગાસું.

**આંગમણ** ૧. [ સં. અગ્નિ ( દેવતા ) + મત્ ( વાળું ) ] સ્ત્રી. ચૂલાનો આગલો ભાગ.

૨. [સં. આંગ ( શરીર સંબંધી )] સ્ત્રી. શક્તિ; બળ; કૌવત; જોર.

**આંગમવું** ૧. અ. ક્રિ. મરણિયા થવું; સાહસ ખેડવું; આગમવું.

૨. સ. ક્રિ. નોતરવું; બોલાવવું.

સુખ છોડી દુખ **આંગમ્યું**, પેશું ઉરે નીર.
જિનહર્ષ

૩. [ સં. આગત ( આવેલું ) ] સ. ક્રિ. વહોરી લેવું; આદરવું; માથે લેવું.

વરકઈ હીંદૂ નવિ **આંગમ્યા** સાત દિહાડા ઈણી પરિ ગમ્યા. કાન્હડદેપ્રબંધ

૪. [ સં. આ ( તરફ ) + ગમ્ ( જવું ) ] સ. ક્રિ. સામે થવું; ઝૂઝવું.

૫. [ સં. આ ( ઉપર ) + ક્રમ ( જવું ) ] સ. ક્રિ. હંકાવવું.

**આંગરખ** [ સં. આંગ ( શરીરનું ) + રક્ષણ ( બચાવ ) ] ન. ગઢની અંદર છેવટના રક્ષણનું ઠેકાણું.

કરી વેઢિ ગઢ માહિલ્યા માંહિ,
**આંગરખે** પધારિયા રાય. કાન્હડદેપ્રબંધ

**આંગરિયો** પું. કીમતી અવેજ લઈ જનાર હથિયારબંધ માણસ; વિશ્વાસુ નોકર; આંગડિયો.

**આંગરિષ્ટ** પું. ( પુરાણ ) કામંદ ઋષિની સાથે સંવાદ કરનાર એ નામનો એક રાજર્ષિ.

**આંગલ** ૧. પું. આંગળીની જાડાઈ જેટલી લંબાઈનું માપ.

૨. [ સં. આંગ્લ ( ઇંગ્લંડ ) ] વિ. ઇંગ્લંડ દેશનું.

**આંગલડી** ( આંગલડ઼ી ) [ આંગલ ( આંગળી ) + ડી ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આંગળી. આ શબ્દ કવિતામાં વપરાય છે.

**આંગલપરી** વિ. દશ. આંગળીઓ દશ છે તે ઉપરથી સોનીની પારસીમાં આ શબ્દ વપરાય છે.

**આંગલમિત્ર** [ સં. આંગ્લ ( ઇંગ્લંડનું ) + મિત્ર ( દોસ્ત ) ] પું. અંગ્રેજી રાજ્યનો ચાહનાર; અંગ્રેજોનો ભાઈબંધ.

**આંગલશત્રુ** [ સં. આંગ્લ ( ઇંગ્લંડનું ) + શત્રુ ( દુશ્મન ) ] પું. અંગ્રેજી રાજ્યનો દુશ્મન; અંગ્રેજોનો વિરોધી.

**આંગલાંટોપી** [ આંગલું ( બાળકનું કેડિયું ) + ટોપી ] ન. બ. વ. કોઈ કે સગાંસ્નેહી તરફથી ઝભલાટોપીની નવા અવતરેલ બાળકને ભેટ.

આંગલાંટોપી કરવાં = નવા જન્મેલ બાળકને આંગલું, ટોપી, રૂમાલ અને ઘરેણાંની ભેટ આપવી.

**આંગલી** ૧. સ્ત્રી. ( ડિંગળ ) આંગળી.

૨. [સં. અંગ ( શરીર )] સ્ત્રી. નાના બાળકનું કેડિયું.

**આંગલું** [ આંગ ( શરીરનું ) + લું ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] ન. ઝબલું; બાળકનું કેડિયું.

**આંગલુંટોપલું** [ આંગલું ( ઝબલું ) + ટોપલું ( નાની ટોપી ) ] ન. બાળકનું ઝબલું અને ટોપી.

**આંગવિદ્ય** ૧. [ સં. આંગ ( શરીર સંબંધી ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] ન. અંગવિદ્યાનો ગ્રંથ.

૨. વિ. અંગવિદ્યા જાણનાર.

૩. વિ. અંગવિદ્યામાં હોતું.

**આંગવિદ્યા** [ સં. આંગ ( શરીરને લગતું ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. શરીર ઉપરનાં શુભ અને અશુભ ચિહ્ન જાણવાનું શાસ્ત્ર; અંગવિદ્યા; સામુદ્રિકશાસ્ત્ર.

**આંગવું** [ સં. અંગ ( શરીર ) ] વિ. પોતાનું; અંગત; આગવું.

**આંગળ** ૧. [ સં. અંગુલિ ( આંગળું ) ] પું. આંગળીની જાડાઈ જેટલું માપ; તસુ; ઇંચ.

૧. બે આંગળ ચડે એવું = હરીફાઈ કે ગર્વમાં ચડી જાય એવું; ચડિયાતું.

૨. બે આંગળ ભરીને કાપી લેવું = (૧) નાક કાપી લેવું; આબરૂ ઓછી કરવી; ટેક ઉતારવી. (૨) બોલતાં બંધ કરવું. બોલબોલ કરનારને ધમકી તરીકે આ પ્રયોગ વપરાય છે.

૨. ન. આંગળી; હાથ પગની આંગળી.

આંગળનો વા = લખતાં લખતાં હાથ ધ્રૂજવાનો રોગ.

૩. ન. આંગળીની પહોળાઈ.

૪. ન. દશની સંખ્યા બતાવનારી સંજ્ઞા, કેમકે આંગળાં દશ છે.

**આંગળચટો** [ સં. અંગુલિ ( આંગળ ) + ચટ્ ( ચોટવું ) ] પું. મીઠી વસ્તુઓ ખાતાં ધરાય નહિ એવો આંગળાં ચાટનાર માણસ.

**આંગળતોડો** ( આંગળતોડો ) [ સં. અંગુલિ ( આંગળું ) + તુડ્ ( તોડવું ) ] પું. આંગળીએ ચોંટી જાય એવો પાણીમાં રહેતો એક જીવડો.

**આંગળવા** અ. આંગળીની જાડાઈ જેટલું.

**આંગળસેતું** [ સં. અંગુલિ ( આંગળી ) + સહ્ ( સહન કરવું ) ] વિ. બહુ ગરમ નહિ એવું; સહેજ ઊનું; આંગળીસેતું; આંગળી સહી શકે એવું ઊનું.

**આંગળિયાત** ૧. [ સં. અંગુલિ ( આંગળી ) ] ન. નાતરિયાત બાઈ સાથે આવતું બચ્ચું; નાતરાની સ્ત્રીની આંગળીએ વળગીને આવેલું છોકરું.

૨. વિ. આગલા ધણીનું.

**આંગળિયું** ૧. ન. આગલા ધણીનું છોકરું.

૨. [ સં. અંગ ( શરીર ) ] ન. આંગલું; બાળકનું ઝબલું.

૩. વિ. નાતરિયાત બાઈ સાથે આંગળીએ આવતું.

**આંગળી** ૧. [ સં. અંગુલિ ( આંગળું ) ] સ્ત્રી. આંગળું; હાથપગના પાંચ છૂટા છૂટા અવયવ માંહેનો દરેક. અંગૂઠો અને ચાર આંગળીનાં નામ: અંગુષ્ઠ ( અંગૂઠો ), તર્જની અંગૂઠા ( પાસેની આંગળી ), મધ્યમા (વચલી આંગળી), અનામિકા (ટચલી પાસેની આંગળી) અને કનિષ્ઠિકા ( ટચલી આંગળી ). પગના અંગુષ્ઠ (અંગૂઠો) પાસેની આંગળી લાંબી હોય તે સુંદરતાની નિશાની મનાય છે.

૨. સ્ત્રી. હાથપગના અંગૂઠા સિવાયના ચાર અવયવમાંનું દરેક; અંગુલિ.

૧. આંગળી આપતાં પહોંચે કરડે-વળગે = થોડી મદદ કરી હોય તો વધારે માગે.

૨. આંગળી આપવી = (૧) ઇશારો કરવો. (૨) ઉશ્કેરવું; ઉત્તેજન આપવું; પ્રેરણા કરવી. (૩) જગાડવું; ઊભું કરવું. (૪) મદદ કરવી.

૩. આંગળી ઉપર રાખવું = (૧) ધાકમાં રાખવું. (૨) પાસેનું પાસે રાખવું; નજરથી વેગળું ન કરવું. (૩) મરજી મુજબ વર્તાવવું. (૪) લાડમાં રાખવું; રમાડવું. (૫) વશ કરવું.

૪. આંગળી ઊંચી કરવી = (૧) કબૂલ થવું; હા પાડવી. (૨) નાદાર થવું; પાસે કંઈ નથી એમ બતાવવું. (૩) પરમેશ્વર સિવાય બીજા કોઈનો આધાર નથી એમ જણાવવું. (૪) રમત ચાલુ રાખવાને પોતાની અશક્તિ જણાવવી.

૫. આંગળી કરડી ખાઈએ તેવું સ્વાદિષ્ટ = ઘણું જ સ્વાદવાળું.

૬. આંગળી કરવી = (૧) અટકચાળું કરી ચીડવવું; ચાળા પાડવા; ચાંદવું કરવું. (૨) ઇશારો કરવો. (૩) ઉશ્કેરવું; ખરાબ કામ કરવા પ્રેરવું. (૪) ખરાબ કામ કરનારને ચીંધીને દેખાડવું. (૫) ગુદા અથવા યોનિમાં આંગળી ખોસવી. (૬) દખલગીરી કરવી. (૭) નિંદા કરવી. (૮) ફજેતી કરવી. (૯) ફલાણું આ છે એમ કોઈને કહી દેખાડવું. (૧૦) લડાઈ કરાવવી.

૭. આંગળી ખૂંપવી = (૧) પગપેસારો થવો. (૨) પોલું દેખી ફાવી જવું. (૩) રસ્તો જડવો.

૮. આંગળી ચીંધવી = (૧) નામોશી કરવી. (૨) બતાવવું.

૯. આંગળી બતાવવી = (૧) આપવા ના પાડવી. (૨) ધમકાવવું; મારવાની બીક બતાવવી.

૧૦. આંગળી બતાવ્યાનું પણ પુણ્ય છે = સારો રસ્તો બતાવવો એ પણ પરોપકારનું કામ છે.

૧૧. આંગળી મુખમાં ધરવી = અણીનો વખત આવવો; તદ્દન છેલ્લી દશા આવવી.

૧૨. આંગળી સૂજી થાંભલો ન થાય = નાની ચીજ કે બાબત ઘણી મોટી ન થાય.

૧૩. આંગળી સૂંઘે તેનાથી શું થાય ? = દેખીતી વાતની પણ ઝીણવટથી ખાતરી કરે તેનાથી શું થઈ શકે ?

૧૪. આંગળીએ ચોંટી રહેવું = આપતાં અચકાવું.

૧૫. આંગળીથી નખ વેગળા એટલા વેગળા = (૧) વિરુદ્ધ સ્વભાવવાળા લોકો કોઈ દિવસ એકમત થાય નહિ. (૨) સ્નેહ અને સગપણમાં જુદાઈ તેટલી જુદાઈ.

૧૬. આંગળીના વેઢા ઉપર = (૧) આંગળીને ટેરવે; મોઢે; તૈયાર. (૨) એક પછી એક એમ ગણી શકાય એવું; તરત ગણતરી થઈ શકે એવી રીતે.

૧૭. આંગળીને ટેરવે = તરત ગણતરી થઈ શકે એવું; ગણ્યુંગાંઠ્યું.

૧૮. આંગળીને ટેરવે નચાવવું-રમાડવું-રાખવું = (૧) નજરમાં આવે તેમ કોઈની પાસેથી કામ લેવું. (૨) વશ કરી રાખવું; આધીન કરી રાખવું; કોઈના ઉપર પૂરતી સત્તા ભોગવવી.

૧૯. એકવીસમી આંગળી = પુરુષની જનનેંદ્રિય.

૨૦. તારી આંગળી મારા મોંમાં ને મારી આંગળી તારી આંખમાં = (૧) પોતાની સલામતી જાળવી સામાને નુકસાન કરવું. (૨) લાભ એ બધો મારા ફાયદામાં અને ગેરલાભ બધો તારો એમ ગણીને વર્તવું.

૨૧. પાંચ આંગળીએ પોંચો રૂડો = ઝાઝા હાથ રળિયામણા; કામ સારું કે જલદી કરવું હોય તો ઘણાં માણસ જોઈએ.

૨૨. મોંમાં આંગળી ઘાલી બોલાવવું = પરાણે બોલાવવું.

૨૩. મોંમાં આંગળી નાખવી = અચંબો પામવો; નવાઈ લાગવી.

૨૪. વઢાણી આંગળી ઉપર મૂતરે નહિ એવું = (૧) જરા પણ કોઈને કામમાં આવે નહિ એવું. (૨) રેહ નહિ ખમનારું.

૨૫. સામે આંગળી થવી = ફજેતી થવી.

૨૬. હોઠ ઉપર આંગળી મૂકવી = આશ્ચર્ય પામવું; નવાઈ થવી.

**આંગળીઆટ** [ સં. અંગુલિ ( આંગળી ) ] ન. નાતરાની સ્ત્રી પોતાના આગલા ધણીથી થયેલ જે છોકરાંને નવે ઘેર લાવી હોય તે.

**આંગળીચાળો** [ સં. અંગુલિ ( આંગળી ) + ચલન ( ફરવું તે ) ] પું. ચીડવણી; છેડ.

**આંગળીચીંધ** [ સં. અંગુલિ ( આંગળી ) + ચિહ્ન ( નિશાની ) ] વિ. ખરાબ હોવાને લીધે નજરે તરી આવે એવું; અળખામણું.

**આંગળીદેખામણું** ન. ફજેતો; બદનામી; અપકીર્તિ.

**આંગળીસેતું** [ સં. અંગુલિ ( આંગળી ) + સહ્ ( સહન કરવું ) ] વિ. બહુ ગરમ નહિ એવું; આંગળીથી સહન કરી શકાય એવું; નવશેકું.

**આંગળીસેવાતું** [ સં. અંગુલિ ( આંગળી ) + સહ્ ( સહન કરવું ) ] વિ. સહેજ ઊનું; ખમી શકાય તેટલું ગરમ.

**આંગળીસો** પું. ખસી કરતાં વીર્યગ્રંથિ અધૂરી કપાણી હોય એવો વાછડો. તે મોટો થતાં આખલો થાય ને તેનાથી ગાયો ફળી શકે.

**આંગળું** ૧. [ સં. અંગુલિ ( આંગળ ) ] ન. આંગળી.

૧. આંગળાં કરડવાં = (૧) આશ્ચર્ય પામવું; નવાઈ લાગવી. (૨) નિરાશ થવું. (૩) બહુ સ્વાદ લાગવો. (૪) ભૂલનો પસ્તાવો દેખાડવો.

૨. આંગળાં ચાટચે કંઈ પેટ ભરાય ? = મૂળ વસ્તુ વિના જરૂરિયાત પૂરી પડી શકે ?

૩. આંગળાંનો કંપવા = આંગળાં ધ્રૂજવાં તે.

૪. ચારે આંગળાં ખરાં હોવાં = પાકો વિચાર હોવો; નિશ્ચય હોવો.

૫. મોંમાં આંગળાં ઘાલવાં = અચંબો પામવો; નવાઈ થવી.

૨. ન. ઇંચ; આંગળ.

૩. ન. શેરડીનો રસ.

**આંગાર** [ સં. ] પું. સળગતા કોલસાનો જથ્થો.

**આંગારિક** [ સં. આંગાર ( કોલસાનું ) + ઇક ( વાળું ) ] પું. એક ઝેરી વાયુ; અંગારકામ્લવાયુ; 'કાર્બોનિક ઍસિડ ગૅસ'. એક ભાગ અંગાર અને બે ભાગ પ્રાણવાયુના સંયોગથી તે બને છે.

**આંગાં** [ હિં. ] પું. હાથમાં લઈ શકાય એટલું અનાજ; ખોબો દાણા.

**આંગિક** ૧. [ સં. અંગ ( શરીરના અવયવ ) + ઇક ( લગતું ) ] પું. અવયવોના હાવભાવ; અંગચેષ્ટા.

૨. પું. ( નાટ્ય ) ચાર પ્રકારના અભિનયમાંનો પહેલો. ચાર પ્રકાર: (૧) આંગિક એટલે શરીરની ચેષ્ટા. જેમકે, હાથ પગ હલાવવા. (૨) વાચિક એટલે વાતચીત વગેરેની નકલ. (૩) આહાર્ય એટલે વેશ વગેરે બનાવવાપણું. (૪) સાત્ત્વિક એટલે સાદ બેસી જવાપણું, કંપ, ફીકાશ વગેરેની નકલ.

૩. પું. ( કાવ્ય ) ચિત્તના ભાવને પ્રગટ કરનાર કટાક્ષ, રોમાંચ વગેરે શરીરના હાવભાવ; જેનાથી રસનું જ્ઞાન થાય તે ગુણ અને ક્રિયા.

૪. પું. તબલચી; ઢોલી.

૫. પું. સ્ત્રીઓના હાવભાવ.

૬. ન. મૃદંગ; બન્ને બાજુ વગાડાય તેવું વાદ્ય.

૭. ન. મૃદંગ વગાડવું તે.

૮. વિ. પોતાનું; ખાસ; અંગત.

૯. વિ. શરીર સંબંધી.

૧૦. વિ. શરીરથી ચાળા કરનાર.

૧૧. વિ. શરીરની ચેષ્ટાથી જણાવેલું.

**આંગિકઅભિનય** [સં. આંગિક ( શરીર સંબંધી ) + અભિનય ( હાવભાવ ) ] પું. આંગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક એ ચાર પ્રકારના અભિનયમાંનો પહેલો; માથું, હાથ, છાતી, કડ અને પગ એ અંગના અને આંખ, નેણ, નાક, હોઠ, કપાળ અને હડપચી એ છ ઉપાંગના ચલાવવાથી થતો હાવભાવ.

**આંગિયો** ૧. [ સં. આંગિક ( શરીર સંબંધી ) ] પું. મરદને પહેરવાનું કપડું.

૨. પું. વરને પહેરાવવામાં આવતું સીવ્યા વગરનું મોસાળ તરફથી મળેલું લૂગડું.

**આંગિરસ** ૧. પું. અંગિરસ ઋષિના કુળમાં થયેલ એક ઋષિ. તેણે ઋગ્વેદનાં અને શુક્લ યજુર્વેદનાં અમુક સૂક્ત રચ્યાં છે.

૨. [ સં. ] પું. અંગિરસ ઋષિનો દીકરો બૃહસ્પતિ.

૩. પું. અંગિરસનો વંશજ; અંગિરાના ગોત્રનો પુરુષ.

૪. પું. આત્મા.

૫. ન. અથર્વવેદમાંનું ચાર ઋચાનું એક સૂક્ત. તેના દ્રષ્ટા અંગિરા ઋષિ હતા.

૬. ન. આયાસ્ય, ઉરવારન, કૌશિક, પારાશર, વાલ, વિષ્ણુવર્ધન કે શારદ્વત ગોત્રનું એક પ્રવર.

૭. ન. બ્રાહ્મણનું એ નામનું ગોત્ર.

૮. વિ. અથર્વવેદી.

૯. વિ. અંગિરસ ઋષિને લગતું.

૧૦. વિ. અંગિરસ ગોત્રનું.

**આંગિરસવેદ** [ સં. આંગિરસ ( અંગિરસ ઋષિને લગતું ) + વેદ ] પું. અથર્વવેદ.

**આંગિરસી** ૧. સ્ત્રી. ( પુરાણ ) તે નામની એક બ્રાહ્મણી. તેણે પોતાની સાથે મૈથુનમાં રોકાયેલા પોતાના સ્વામીને મારી નાખવા બદલ સૌદાસ ઉર્ફે કલ્માષપાદ રાજાને શાપ આપ્યો હતો કે તું પણ તારી સ્ત્રી સાથે મૈથુન વખતે મરણ પામીશ. આંગિરસીના શાપની બીકથી કલ્માષપાદથી સ્ત્રીસંગ થાય એમ ન હતું. છતાં રાજાને તો અધિકારી જોઈએ. તેથી રાજાએ પોતાના ક્ષેત્રમાં વસિષ્ઠ ઋષિ પાસે ગર્ભાધાન કરાવ્યું. સાત વર્ષ થયાં પણ પ્રસવ થયો નહિ. છેવટે કલ્માષપાદની સ્ત્રીએ પથ્થર વડે પેટ ફાડીને પુત્રને બહાર કાઢ્યો. તેથી તે દીકરાનું નામ અશ્મક રાખ્યું.

૨. સ્ત્રી. ( પુરાણ ) પ્લક્ષદ્વીપની સાત મોટી નદીમાંની એ નામની એક. આંગિરસી, અરૂણા, નૃમ્ણા, સાવિત્રી, સુપ્રભાતા, ઋતંભરા અને અત્યંભરા એ પ્લક્ષદ્વીપની સાત મુખ્ય નદીઓ છે.

**આંગિરસેશ્વર** [ સં. આંગિરસ ( એક ઋષિ ) + ઈશ્વર ( શંકર ) ] પું. કાશીમાં આંગિરસે પ્રતિષ્ઠા કરેલ એક શિવલિંગ.

**આંગિરસો** પું. ( પુરાણ ) એ નામનો એક પિતૃ.

**આંગી** ૧. સ્ત્રી. ચાળણી; ચાળવાનું બારીક કાણાંવાળું સાધન.

૨. [ સં. અંગિકા; પ્રા. અંગિઆ ] સ્ત્રી. ચોળી; અંગિયા.

૩. સ્ત્રી. દેવની મૂર્તિના શરીર ઉપર તેલ વગેરેનું પડ.

૪. સ્ત્રી. દેવીનું ચિત્ર.

૫. સ્ત્રી. પરણનાર પુરુષને મોસાળ તરફથી મળતું કોરી ચોખાનીનું સીવ્યા વગરનું લૂગડું.

૬. [ સં. અંધ્ ( આંધળા બનાવવું ) ] સ્ત્રી. પવનથી ઊડેલી ધૂળ.

આકાશમાં આંગી ચઢવી = આકાશમાં પવનથી ઊડેલી ધૂળનું છવાવું.

આંગી પહેરાવવી = મોસાળીઆંએ ભાણેજને કપડાં પહેરાવવાં.

૭. સ્ત્રી. માતાના સ્થાનકમાં ચોડેલ જાડા કાગળ ઉપર રંગબેરંગી ધાતુનાં પતરાં લગાડીને બનાવેલો ચોખૂણ ગોખલા જેવો ઘાટ.

૮. સ્ત્રી. માતાની મૂર્તિને બદલે મુકાતી રંગબેરંગી ધાતુના પતરાની તકતી.

૧. આંગી મોકલવી = (૧) આંગી પહેરાવવી. (૨) માનતા પૂરી કરવા માતાના મંદિરમાં રંગબેરંગી તકતી મોકલવી.

૨. માતાને આંગી ચઢાવવી = માતાની બાધા ઉતારવા મંદિરમાં તેની છબી ધરવી.

૯. સ્ત્રી. ( જૈન ) મૂર્તિને માટે ખોખા જેવો બનાવેલો સોનારૂપાનો શણગાર.

૧૦. સ્ત્રી. શ્રાવણ માસના સોમવારે શંકર આગળ કરેલી શોભા.

૧૧. સ્ત્રી. સોમવંશી અપરાચીનના પુત્ર અરિહની સ્ત્રી.

૧૨. સ્ત્રી. હનુમાનની મૂર્તિ ઉપર બાઝેલ તેલ અને સિંદૂરનું પડ.

**આંગીઠો** [સં. અંગુષ્ઠ (અંગૂઠો)] પું. (ગ્રામ્ય) અંગૂઠો.

**આંગુ** ન. હિંદુ લગ્નમંડપમાં માટીનાં કે ધાતુનાં વાસણ એકબીજા ઉપર ગોઠવીને બનાવવામાં આવેલો થાંભલો; ચોરીનો થંભ.

**આંગુર** [ સં. અંગુલ ] સ્ત્રી. આંગળી.

**આંગુરિક** [ સં. ] પું. આંગળીના આકારની ચીજ.

**આંગુરી** [ સં. અંગુલી ] સ્ત્રી. ( હિંદી ) આંગળી.

**આંગુલ** ૧. [ સં. અંગુલિ ( આંગળ ) ] ન. આંગળ જેટલું માપ; આંગળ.

**૨.** ન. નાવણ; અંઘોળ.

**૩.** ન. સ્ત્રીનું રજ; આર્તવ.

આંગલ આવવું = અટકાવ આવવો.

**આંગુલહસ્તાત્મક** [ સં. અંગુલિ ( આંગળ ) + હસ્ત ( હાથ ) + આત્મક ( વાળું ) ] વિ. આંગળાંથી અને હાથથી મેળવેલું.

આંગુલાત્મક ક્ષેત્રફળને ચોવીસે ભાગતાં જે આવે તે **આંગુલહસ્તાત્મક** ક્ષેત્રફળ કહેવાય છે.
રાજવલ્લભ

**આંગુલાત્મક** [ સં. અંગુલિ ( આંગળ ) + આત્મક ( વાળું ) ] વિ. આંગળાંથી લીધેલું.

ભૂમિના વ્યાસનાં આંગળો કરી તેમ જ ભૂમિની લંબાઈનાં આંગળો કરી એકબીજા સાથે ગુણતાં જે આવે તે **આંગુલાત્મક** ક્ષેત્રફળ કહેવાય.
રાજવલ્લભ

**આંગુલિક** [ સં. ] પું. આંગળીના આકારની કોઈ ચીજ.

**આંગુલિયા ધમની** [ સં. અંગુલીય ( આંગળીનું ) + ધમની ( હૃદયમાંથી લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. આંગળીઓને લોહી પૂરું પાડતી નળી; 'ડિજિટલ આર્ટરિ'.

**આંગુલિયા નાડી** ( આંગુલિયા નાડ઼ી ) [ સં. અંગુલીય ( આંગળીનું ) + નાડી ] સ્ત્રી. હાથના અંગૂઠાના સ્નાયુ વગેરેનું હલનચલન કરાવતી નાડી; 'ડિજિટલ થમ નર્વ'.

**આંગુલિયા પશ્ચિમગા** [ સં. અંગુલીય ( આંગળીનું ) + પશ્ચિમ ( પાછળ ) + ગા ( જનારી ) ] સ્ત્રી. આંગળીની પાછળનો ભાગ; 'ડોર્સલ ડિજિટલ'.

**આંગુલિયા પુરોગા ધમની** [ સં. અંગુલિ ( આંગળી ) + પુરોગા ( આગળ જનારી ) + ધમની ( હૃદયમાંથી લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. પંજાના આગળના ભાગની હાથની નળી; 'વોલર ડિજિટલ આર્ટરિ'.

**આંગુળ** [ સં. અંગુલિ ( આંગળ ) ] ન. ગજનો ચોવીસમો ભાગ; આંગળ.

**આંગું** [ સં. અંગ ( શરીર ) ] ન. બખ્તર.

**આંગાં** ટોપ રંગાઉલી, ખાંડા, ખેડાં, પટા, કટારી.
કાન્હડદેપ્રબંધ

**આંગેયીસુદેવા** સ્ત્રી. પુરુવંશના અરિહની સ્ત્રી.

**આંગો** પું. વિવાહ પ્રસંગે વર પહેરે છે તે કીમતી કપડું.

**આંગ્ય** [ સં. અંગ ( એ નામનો દેશ ) + ય ( લગતું ) ] વિ. અંગ દેશમાં થતું.

**આંગ્રમન્યુ** પું. ( જરથોસ્તી ) પારસીઓનો એક દેવ; અહરિમાન.

**આંગ્લ** [ સં. ] વિ. અંગ્રેજને લગતું; અંગ્રેજી.

**આંગ્લકવિ** [ સં. આંગ્લ ( અંગ્રેજી ) + કવિ ] પું. અંગ્રેજ કવિ.

**આંગ્લકાયચિકિત્સા** [ સં. આંગ્લ ( ઇંગ્લંડનું ) + કાય ( શરીર ) + ચિકિત્સા ( ઉપચાર ) ] સ્ત્રી. દરદના ઉપચારની પશ્ચિમમાં રહેતી પ્રજાની રીત; 'એલોપથિ'.

**આંગ્લદેશ** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + દેશ ( મુલક ) ] પું. ઈંગ્લંડ; અંગ્રેજોનું વતન.

**આંગ્લદ્વેષ** [ સં. આંગ્લ ( અંગ્રેજ સંબંધી ) + દ્વેષ ( ઈર્ષા ) ] પું. અંગ્રેજ અને અંગ્રેજી વસ્તુઓ તરફ તિરસ્કાર; અંગ્રેજ તરફનો ધિક્કાર; 'ઍંગ્લો-ફોબિયા'.

**આંગ્લભાષા** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + ભાષા ( બોલી ) ] સ્ત્રી. અંગ્રેજોની બોલી.

**આંગ્લભૂમિ** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. અંગ્રેજોનો મુલક; ઇંગ્લંડ.

**આંગ્લભૂમી** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + ભૂમી ( જમીન ) ] સ્ત્રી. ઇંગ્લંડ; અંગ્રેજોનો દેશ.

**આંગ્લભોમ** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + ભૂમિ ( દેશ ) ] સ્ત્રી. ઇંગ્લંડ; આંગ્લભૂમિ.

**આંગ્લભોમવાસી** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + ભૂમિ ( જમીન ) + વાસિન્ ( રહેનાર ) ] પું. અંગ્રેજ.

**આંગ્લયુવતિ** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + યુવતિ ( નારી ) ] સ્ત્રી. અંગ્રેજ સ્ત્રી.

**આંગ્લર** [ અં. ઍંગ્લર ] ન. પાંચ ફૂટ લાંબા માછલાની એક જાત. તેને મોટું, પહોળું અને ખાડાવાળું માથું અને પ્રમાણમાં મોટું મોઢું હોય છે. તેના માથા ઉપર લાંબા તંતુ હોય છે. તેનાથી તે બીજી માછલીઓને પોતાના શિકાર માટે આકર્ષે છે.

**આંગ્લરાષ્ટ્ર** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + રાષ્ટ્ર ( દેશ ) ] પું. અંગ્રેજોનો દેશ; ઇંગ્લંડ.

**આંગ્લવિદ્યા** [ સં. આંગ્લ ( અંગ્રેજી ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. અંગ્રેજી કેળવણી.

**આંગ્લવિદ્વેષ** [ સં. આંગ્લ ( અંગ્રેજને લગતું ) + વિદ્વેષ ( શત્રુતા ) ] પું. ઇંગ્લંડ તરફ દ્વેષની લાગણી.

**આંગ્લવૈદક** [ આંગ્લ ( અંગ્રેજી ) + વૈદક ( તબીબીશાસ્ત્ર ) ] ન. અંગ્રેજી વૈદું.

**આંગ્લવૈદું** [ આંગ્લ ( અંગ્રેજી ) + વૈદક ( રોગ પારખવા અને તેના ઉપચારને લગતું શાસ્ત્ર ) ] ન. ઇંગ્લંડમાં ચાલતી વૈદાની રીત.

**આંગ્લાલય** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + આલય ( ઠેકાણું ) ] ન. ઇંગ્લંડ; અંગ્રેજોનો દેશ.

**આંગ્લીકરણ** [ સં. આંગ્લ ( અંગ્રેજનું ) + ઈ ( જેવું ) + કરણ ( કરવું તે ) ] ન. અંગ્રેજોના સમાજનો સુધારો.

**આંઘનીઆ** પું. બ. વ. સ્ત્રીઓએ કાનના ઉપલા ભાગમાં પહેરવાનાં વાળી જેવા ઘાટનાં ચાંદીનાં ઘરેણાં. તેને વાળી સાથે જોડાયેલો ચોરસ પટકુંડ જેવો ભાગ હોય છે.

**આંઘરડવું** ( આંઘરડવું ) ૧. અ. ક્રિ. બરાડા પાડવા.

૨. અ. ક્રિ. ભાંભરવું.

**આંઘી** [ હિં. ] સ્ત્રી. આંક; ચાળણી.

**આંઘોણી** ૧. સ્ત્રી. આજ્ઞા; હુકમ; આદેશ.

**૨.** સ્ત્રી. આણ; દુવાઈ.

**૩.** સ્ત્રી. સમ; શપથ; સોગન.

**આંઘોળ** [ મ. ] ન. સ્નાન; નાહવું તે; અંઘોળ.

**આંઘોળવું** [ મ. આંઘોળ ] અ. ક્રિ. નાહવું; સ્નાન કરવું.

અગ્નિ આંઘોળવી = દેવતામાં પડી બળી મરવું.

**આંઘ્રિ** [ સં. ] સ્ત્રી. પગની પાની.

અંકુશ અંબુજ દક્ષિણ**આંઘ્રી**, ન વન ન્યૂન વિશેષ.
દયારામ

**આંઘ્રિક** પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.

**આંચ** ૧. સ્ત્રી. અહિત; અનિષ્ટ.

**૨.** સ્ત્રી. આઘાત; ચોટ.

**૩.** સ્ત્રી. ઈજા; હરકત; નુકસાન; હાનિ.

રાજા શૂળી ઉપર રહ્યો, અંગે વેઠી **આંચ**.
દલપતરામ

૧. આંચ આવવી = ઈજા થવી; નુકસાન થવું.

૨. ઊની આંચ આવવા-લાગવા ન દેવી = કંઈ પણ ઈજા થવા ન દેવી; દરેક જાતના ભયથી રક્ષણ કરવું.

૩. ઊની આંચ ન આવવી = નિર્ભય થવું.

**૪.** સ્ત્રી. કસોટી; પરીક્ષા.

**૫.** [ સં. અર્ચિસ્ ( કિરણ ) ] સ્ત્રી. ગરમાવો; ગરમી.

૧. આંચ આપવી = ગરમ કરવું.
૨. આંચ દેખાડવી = દેવતાની સામે રાખી ગરમ કરવું.
૩. આંચ લાગવી = ઊનું થવું.

૬. સ્ત્રી. છાણાની રાખ.

૭. સ્ત્રી. ઝાળ; ભભૂકો.

૮. સ્ત્રી. તાવ; તાપ. જેમકે, સો આંચની અભ્રક.

૯. સ્ત્રી. ત્રાસ; જુલમ.
આંચ દેવી = ધમકાવવું; બીક બતાવવી.

૧૦. સ્ત્રી. દીપ્તિ; પ્રકાશ; પ્રભા; તેજ; પ્રતાપ.

૧૧. સ્ત્રી. ( વિજ્ઞાન ) દીવાની જ્યોતના ઉપલા ભાગની ગરમી. જ્યોતના ત્રણ ભાગ હોય છે: (૧) વાટ પાસેનો ઘણી ઓછી ગરમીવાળો ભાગ. (૨) પ્રકાશ અને ગરમી આપનારો મધ્યનો ભાગ. (૩) જ્યોતનો ઉપલો ખંડ. તે આંખે નથી દેખાતો પણ તેમાં ગરમી વધારે હોય છે. તેની ગરમીને આંચ કહેવાય છે.

૧૨. [ સં. અર્ચિસ્, અગ્નિ; પ્રા. અચ્ચિ ] સ્ત્રી. દેવતાનો સખત ગરમીવાળો ભાગ; અગ્નિનો ભભૂકો; સખત તાપ; ભડકો; ઝાળ.
નર્ક કુંડની અખંડ **આંચ**નો કેમ કરૂં ઉચ્ચાર?
દયારામ

૧૩. સ્ત્રી. ધમકી; ધાક; દમ.
બહાર રાખ્યા બીજા લોકને, ઘરમાં ગયા જણ પાંચ;
તેડી એકાંતે તારુણી, અદકી દીધી **આંચ**.
શામળ
આંચ દેવી = ધમકાવવું.

૧૪. સ્ત્રી. પ્રભાવ; સામર્થ્ય; શક્તિ; પ્રતાપ.
સ્હે જવાય ન લઈ ઉભય, તે મહાપુરુષની **આંચ**.
દયારામ

૧૫. સ્ત્રી. પ્રેમ; મહોબત.

૧૬. સ્ત્રી. ભભકો; દમામ; રૂઆબ; દોર; શેહ.

૧૭. સ્ત્રી. ભય; બીક; ચિંતા.

૧૮. સ્ત્રી. મરડ.

૧૯. સ્ત્રી. રથનો એક ભાગ.

૨૦. સ્ત્રી. વિપત્તિ; સંકટ; આફત; સંતાપ.

૨૧. સ્ત્રી. વૈભવ.

૨૨. સ્ત્રી. શૌર્ય; પરાક્રમ; બહાદુરી; વીરતા.

૨૩. સ્ત્રી. સખત તાપ.

૨૪. સ્ત્રી. ( વહાણવટું ) સરોરો; સઢની છૂટી બાજુ.

**આંચકડાં** ( આંચકડાં ) ન. બ. વ. અણઘટતો પહેરવેશ.

**આંચકવું** સ. ક્રિ. ઝૂંટવી લેવું; જોરથી એકદમ ખેંચવું.

**આંચકા** [ હિં. ] પું. જે દોરડા ઉપર ઊભા રહીને ખલાસી સઢ લપેટે કે ખુલ્લા કરે તે દોરડું; જે દોરડાના ગાળિયામાંથી પસાર થતું હોય તે લટકતું દોરડું.

**આંચકી** ૧. સ્ત્રી. ખમચાવું તે; અટકી જવાપણું; આનાકાની.
આંચકી ખાવી = (૧) ખમચાવું; (૨) શરમાવું; પાછા પડવું.

૨. સ્ત્રી. પ્રાણ જતી વખતે ડચક, ડચક એમ બે ત્રણ વખત થતો અવાજ.

૩. સ્ત્રી. શરીર અને નાડીઓનું ખેંચાવું તે; તાણ; ખેંચ; આંકડી. આંચકી એ સ્વતંત્ર રોગ નથી. વાઈ, ધનુર, હડકવા વગેરે રોગમાં શરીરના સ્નાયુઓની ખેંચતાણ થઈ આવે. કરમને લીધે બાળકોને વારંવાર આંચકી થાય. આ દરદ બચ્ચાંઓને દાંત આવતી વખતે અને ગર્ભિણી સ્ત્રીઓને જણ્યા પહેલાં કે જણ્યા પછી થવા સંભવ હોય છે. તે અટકાવવા મોં ઉપર ઠંડું કે ઊનું પાણી છાંટવું અને જુલાબ આપવો.
આંચકી આવવી = (૧) તણાઈ જવું; ખેંચાઈ જવું; તાણ આવવું. (૨) હરકત આવવી.

૪. સ્ત્રી. હેડકી.

**આંચકો** ૧. [ મ. આચકા ] પું. અટકવું તે; ખમચાવાપણું.
આંચકો ખાવો = (૧) આનાકાની કરવી. (૨) કામ કરતાં અચકાવું; ખમચાવું; અટકી જવું.

૨. પું. અહંકાર; ગર્વ; અભિમાન.

૩. પું. કોસ ખેંચતા બળદને અટકવાની જગ્યા.

૪. પું. કોસ ભરવા માટે વરત દબાવવો તે.

૫. પું. ખોટ; નુકસાન.

૬. પું ગાડીની પાછળ નાખવામાં આવતું ગાડીને પકડી રાખવાનું સાધન.

૭. પું. ઘોડાગાડીના પુલની અંદરની બંને બાજુએ રહેતા ચામડાના પટા.

૮. પું. છાશ ફેરવવા માટે રવાઈને પકડમાં રાખવાનું દોરડું.

૯. પું. ઢાલ બાંધવાનો એક પ્રકાર.

૧૦. પું. ધક્કો; હેલો; હડસેલો; થડક; ગતિના રોકાવાથી અથવા પાછળ ખેંચાવાથી લાગતો હડસેલો.

૧૧. પું. ફ્રાસકો; ફાળ.

૧૨. પું. બારણું અથવા ઢાંકણું બહુ ઊઘડે નહિ તે માટે રાખવામાં આવતો ચામડાનો પટો.

૧૩. પું. શરમ; લાજ આવવી તે.

૧૪. પું. સંકોચ; આનાકાની.

**આંચણ** [ સં. અંચલ ] ન. આંચળ; સ્તન; થાન.

**આંચણી** ૧. સ્ત્રી. ( સંગીત ) અસ્તાઈ; ધ્રુપદના ત્રણ ભાગમાંનો પહેલો.

૨. સ્ત્રી. ગાયનનો વારંવાર આવતો ભાગ. જેમકે, અસ્તાઈ; ટેક; મહોરો.

૩. સ્ત્રી. બોલતાં અચકાવાપણું.

૪. સ્ત્રી. વાતચીતમાં વારંવાર એકાદ નકામા શબ્દને બોલ્યા કરવાની ટેવ.

૫. સ્ત્રી. વાતચીતમાં વારંવાર બોલવાની ટેવ હોય એવા નકામા શબ્દ.

**આંચર** ૧. [ સં. અંચલ ] પું. ઝભ્ભો, બુરખો, શાલ કે સાડીની કોર.
૧. આંચર ફાડવો = આંચલ ફાડવો; સાડીની કોરનો છેડો કાપવો.
૨. આંચર લેવા = (૧) સાસુની સાડીના છેડાથી હાથ લૂછવા. (૨) સ્ત્રી મહેમાનની સામે જવું અને તેના છેડાને સત્કાર માટે અડવું.

૨. પું. થાનની ડીંટડી.
૧. આંચર દબાવવા-દાબવા = (૧) થાન ખેંચવાં. (૨) ધાવવું.
૨. આંચર દેવા = ધવરાવવું.

**આંચલ** ૧. પું. ધાઈનો આગળનો ભાગ; ડીંટડી.
આંચલ દાબવા = (૧) ધાયા ખેંચવા. (૨) ધાવવું; થાન મોઢામાં લેવાં.

૨. [ સં. અંચલ ] પું. ધોતિયું, દુપટ્ટો વગેરે નહિ સીવેલા કપડાના બંને છેડા ઉપરનો ભાગ.
૧. આંચલ ડાલના = (૧) માથા ઉપર ચાદર નાખવી. (૨) માથે ચાદર ઓઢીને વરને ઘરમાં લઈ જવાની વરની બહેન તરફથી થતી એક ક્રિયા. મુસલમાનોમાં જ્યારે વરરાજા કન્યાના ઘરમાં જવા લાગે છે ત્યારે તેની બહેન દરવાજા આગળ વરના માથા ઉપર આંચલ નાખી તેને ઘરમાં લઈ જાય છે.
૨. આંચલ દેવા = (૧) કપડાના છેડાથી હવા નાખવી. (૨) ધવરાવવું. (૩) વિવાહની એક રીત. જ્યારે જાન ઘેરથી જાય ત્યારે વરની મા તેના ઉપર આંચલ નાખે અને તેને કાજળ આંજે. આ રીતને આંચલ દેવા કહે છે.
૩. આંચલ ફાડવો = છોકરાં જીવતાં રહે તે માટે સટકો કરવો; છોકરાંવાળી સ્ત્રીની સાડીની કોરનો છેડો કાપવો. વાંઝણી અથવા જેનાં છોકરાં ઊઝરતાં ન હોય એવી સ્ત્રી કોઈ છોકરાંવાળી સ્ત્રીની ઓઢણીનો છેડો કાપી તેને બાળીને ખાઈ જાય તો જેનો છેડો કપાયો હોય તે સ્ત્રીનાં બચ્ચાં તે પછી ન ઊઝરે અને છેડો કાપનાર સ્ત્રીનાં બચ્ચાં જીવવા લાગે એમ અજ્ઞાન સ્ત્રીઓ માને છે.
૪. આંચલ લેવા = (૧) ઘેર આવેલ કોઈ સ્ત્રીના ઘરની મુરબ્બી સ્ત્રીના લૂગડાથી પગ

લૂછવા. (૨) સાસુની સાડીના છેડાથી હાથ લૂછવા. (૩) સ્ત્રી મહેમાનની સામે જઈ તેને આવકાર આપવા તેના છેડાને અડવું.

૫. આંચલમાં બાંધવું = (૧) યાદ રાખવું. (૨) સાડીમાં ગાંઠ બાંધવી. (૩) હરવખતે સાથે રાખવું; પાસે રાખવું.

૬. આંચલમાં વાત બાંધવી = (૧) કોઈની કહેલી વાત બરાબર યાદ રાખવી; ગાંઠે બાંધવું. (૨) દૃઢ નિશ્ચય કરવો; પૂરો વિશ્વાસ રાખવો.

૩. પું. સાધુનો અંચળો.

૪. પું. સ્ત્રીઓની સાડી કે ઓઢણીનો છાતી ઉપર રહેતો ભાગ.

**આંચલપલુ** સ્ત્રી. સાડીની ઝરીથી ભરેલી કોર.

**આંચલપલ્લૂ** [ હિં. ] સ્ત્રી. સાડલાની ઝીક ભરેલ કોર.

**આંચલી** ૧. સ્ત્રી. ( સંગીત ) એક પ્રકારની રાગિણી.

૨. સ્ત્રી. ફરીફરીને ગવાતી કડી; ટેક; આંચણી.

**આંચલું** વિ. દોઢડાહ્યું; વધારે પડતું ડહાપણ કરનારૂં.

એક કહે એમાં શું કહેવું,
અદકી બોલી છું **આંચલી**. શામળ

**આંચળ** ૧. પું. આઉ.

૨. [ સં. અંચલ ( છેડો ) ] પું. માદા પોતાનાં બચ્ચાંને ધવરાવે છે તે અવયવ; માદાના આઉનો આગળનો ભાગ. કેટલીક માદાને બે અથવા ચાર ને કેટલીકને વધારે આંચળ હોય છે. સમસ્યા છે કે:

ચામડાની ચાર સેરો
ચૈડ ચૈડ વાગે,
રતન ઘડૂલો અને
વ્હાલો વ્હાલો લાગે.

આ સમસ્યાના ઉત્તરમાં 'આંચળ' અને 'દોણી' એ બે શબ્દ કહેવાય છે.

૧. આંચળ આવવો = આઉમાં એક જાતનો રોગ થવો.

૨. આંચળ ઊડી જવો = અડણમાંથી દૂધ આવતું બંધ થવું; વસૂકવું.

૩. આંચળ ઝરવો = બાવલામાંથી દૂધ ટપકી જવું. બકરીના આંચળ ઝરી જતા હોવાથી તેનો છેડો બાંધી રાખવામાં આવે છે.

૪. આંચળનું દૂઝવું = આંચળ આળો થઈ જવો.

૫. આંચળનો સડો = દૂઝણાં ઢોરને દૂધમાં સહેજ લોહી નીકળે એવો રોગ.

૩. પું. સ્તન; ધાઈ; થાન; થાનેલો.

**આંચળવાળું** ૧. [ સં. અંચલ ( આંચળ ) + વત્ ( વાળું ) ] વિ. જેને આંચળ હોય એવું.

૨. વિ. ધવરાવનારાં પ્રાણીના વર્ગનું.

આંચળવાળાં પ્રાણી = બચ્ચાંને ધવરાવનારા વર્ગનાં પ્રાણી. આ જાતનાં પ્રાણીને કાન અને બચ્ચાંને ધવરાવવાના અવયવ હોય છે. ઈંડાં મૂકનારાં પ્રાણીને એકાદ બે અપવાદ વિના તે હોતાં નથી.

**આંચળવું** સ. ક્રિ. નમવું; પગે લાગવું.

વર વરવા વૈકુંઠરાય, દેવી અંબાને **આંચળ્યા**. પ્રેમાનંદ

**આંચળી** ૧. [સં. અંચલ] સ્ત્રી. અંચળ; છેડો; પાલવ.

૨. સ્ત્રી. જોતરના આડાની બંને બાજુની દોરી.

૩. સ્ત્રી. ટેક; ફરી ફરીને ગવાતી કડી; આંચણી.

૪. સ્ત્રી. ટેવ; રીત; રૂઢિ; પદ્ધતિ.

**આંચળીઆ** ૧. સ્ત્રી. શેવડા ચોરાશી ગચ્છનો એક પેટા ભેદ.

૨. ન. શેવડાના ચોરાશી ગચ્છના એ નામના એક પેટા ભેદનું માણસ.

૩. વિ. શેવડા ચોરાશી ગચ્છના એ નામના પેટા ભેદનું.

**આંચળો** [ સં. અંચલ ] પું. અંચળો; લૂગડાનો છેડો.

**આંચી** ૧. સ્ત્રી. હરકત; અડચણ; નડતર; વિઘ્ન; મુશ્કેલી.

૨. ન. પોલી ડાંડી ઉપર જાંબલી રંગની ફૂંછાળ અને સુંવાળી એક ફૂટ લાંબી ચમરીવાળું, વાંસના જેવું, ચારથી દશ હાથ ઊંચું થતું એક ઘાસ. વાંસના પાન કરતાં લાંબાં પાનવાળું, મૂળમાં ગાંઠવાળું અને ચટાઈ, ટોપી અને મોરલી બનાવવામાં વપરાતું આ ઘાસ ઢોરનો ચારો છે. એનાં પાન વાંસનાં પાનની અવેજમાં ઘોડાને સળેખમ અને ખાંસીમાં ખવરાવાય છે. મૂત્રકૃચ્છ્રમાં તેનું ફળ ઘસીને પવાય.

**આંચૂ** [ હિં. ] પું. એક જાતનું ખટમીઠું ફળ.

કાલા આંચૂ = ટેકરીવાળા ભાગમાં ઊગતું ઝાંખરૂં; ઝરડું.

**આંચોવિ** [ અ. ] સ્ત્રી. ભૂમધ્ય સમુદ્ર, સ્પેન અને ફ્રાન્સને પશ્ચિમ કિનારે થતી પાંચથી સાત ઈંચ લાંબી એક જાતની માછલી. વરપી લોક મીઠામાં આથી અથાણા તરીકે તેનો ઉપયોગ કરે છે.

**આંચોવી** [ અ. ] ન. એક જાતની માછલી.

**આંછ્** ૧. [ સં. ] સ. ક્રિ. આઘુંપાછું થયું હોય તો સરખું કરવું; નિયમિત કરવું; મૂળ ઠેકાણે મૂકવું; બેસાડવું.

૨. સ. ક્રિ. વધારવું; વિસ્તારવું; લંબાવવું; લાંબું કરવું.

**આંછ** ૧. સ્ત્રી. આંખની છારી.

૨. [ સં. અચ્છ ( ચોખ્ખું ) ] સ્ત્રી. ઝાંખ.

૩. સ્ત્રી. દેવતા; અગ્નિ.

૪. વિ. સ્વચ્છ; આછું.

**આંજણ** ૧. સ્ત્રી. એ નામની એક રમત. છોકરાં માટીની વરસાદની મૂર્તિ બનાવી દાણા માગવા નીકળે. લોકો મૂર્તિ માથે મૂકનાર ઉપર પાણીનો લોટો ઢોળી તેને દાણા આપે. આ વખતે તે છોકરાં ખાખરાનાં ડાંખળાં પગથિયામાં પછાડતાં કહે કે 'આંજણ નાખું પાંજણ નાખું દેવલા દેવલી'. આવું કરવાથી વરસાદ વહેલો આવશે એવી તે લોકોની માન્યતા છે.

૨. સ્ત્રી. મંત્ર બોલી કપડાના કટકાથી દરદી ઉપર વા ઢોળવાની ક્રિયા. તેથી રોગ મટવાનું મનાય છે.

૩. [ સં. અર્જુન ] ન. અર્જુનવૃક્ષ; સાજડ.

બજાનો ગર્વ ભગવાને મનથી હર્યો,
**આંજણિયા** જેવા વૃક્ષથી નવ નેઠો. ગોવિંદગમન

૪. [ સં. અંજન ] ન. આંજવું તે; આંખમાં ચોપડવાની ક્રિયા.

૫. ન. કાજળ; મેશ; અંજન; સુરમો; દવા વગેરે જે કંઈ આંખમાં આંજવાનું હોય તે; ઓસડ.

૬. ન. છેતરપિંડી; છળકપટ; ભૂરકી નાખવાપણું.

આંજણે અંજાવું = ઉશ્કેરાવું.

**આંજણા** ૧. સ્ત્રી. એ નામની કણબીની એક જાત.

૨. ન. એ નામની કણબીની જાતનું માણસ.

૩. વિ. ઉત્તર ગુજરાતમાં ખેડનો ધંધો કરતી એક જાતનું. લેઉવા અને કડવા એ બે આંજણા અને મતીઆથી જુદા છે. આંજણા કેટલીક વાતે રજપૂત જેવા છે. તેઓ માંસ ખાય અને દારૂ પીએ. જે ખેતીનો ધંધો કરતા નથી તે રજપૂતનો પહેરવેશ રાખે છે.

**આંજણિયું** ન. વહાણમાં અને ઇમારત બાંધવામાં ઉપયોગી મજબૂત લાકડાવાળું અને લાંબા પાનવાળું મોટું ઝાડ; એન; સાજડ; રક્તાર્જુન.

**આંજણી** ૧. [ સં. અંજનનામકા ] સ્ત્રી. પાંપણના મૂળ આગળ થતી ફોલ્લી; પાંપણની કિનાર ઉપરનો સોજો.

૨. સ્ત્રી. સાજડનું ઝાડ; આંજણીવૃક્ષ.

**આંજણીઓ** ન. ચોમાસામાં ડુંગરા અને મેદાનમાં હાથ દોઢ હાથ ઊંચું ઊગતું એક જાતનું ઘાસ. એના ફૂલની ચમરી પાકે ત્યારે કાળી થઈ જતી હોવાથી તેને અંજન અથવા આંજણીઓ કહે છે.

**આંજણીવૃક્ષ** [ સં. અર્જુનવૃક્ષ ] ન. સાજડ; ૬૦થી ૮૦ ફૂટ ઊંચું થતું એક જાતનું ઝાડ; અર્જુનવૃક્ષ; એન. તેનાં લાકડાં વહાણ બનાવવામાં અને ઇમારત બાંધવામાં વપરાય છે.

**આંજણું** ૧. [ સં. અંજ્ ( ચોપડવું ) ] ન. અંજન; આંખમાં લગાડવું તે.
૨. ન. છેતરપિંડી; ઠગાઈ.
૩. ન. તાબે કરવાપણું.
૪. ન. નજર ચુકાવવી તે.
૫. ન. ભૂરકી નાખવું તે; પોતાના તેજથી સામાને ઝાંખું પાડવાપણું.
૬. ન. ભોળવી નાખવું તે; ભૂલથાપ.

**આંજણો** પું. એક જાતનો પાટીદાર.

**આંજન** ૧. [ સં. અંજના ( હનુમાનની મા ) ] પું. હનુમાન; વાયુપુત્ર. અંજનાને વાયુદેવના પ્રસાદથી તે ઉત્પન્ન થયેલ હોઈ તેને આંજન, મારુતિ અથવા વાયુપુત્ર પણ કહે છે.
૨. ન. અંજન; સુરમો; કાજળ.
૩. ન. ચરબી.
૪. ન. લેપ; ખરડ.
૫. વિ. અંજનાનું.
૬. વિ. આંજણ સંબંધી.

**આંજની** [સં. અંજ્ ( લગાડવું )] સ્ત્રી. આંજણ; કાજળ.

**આંજનેય** [ સં. અંજના ( હનુમાનની મા ) + ઈય ( નું છોકરું એવા અર્થનો પ્રત્યય ) ] પું. અંજનાનો દીકરો; હનુમાન; મારુતિ.

**આંજરણી** [સં. અંજનનામકા] સ્ત્રી. પાંપણના મૂળ આગળ થતી ફોલ્લી; આંજણી.

**આંજવું** ૧. [ સં. અંજ્ ( ચોપડવું ) ] સ. ક્રિ. આંખે કાજળ, સુરમો, ઓસડ વગેરે લગાડવું; અંજન કરવું; આંખમાં ચોપડવું.
કાળીચૌદશનો આંજ્યો તે કોઈથી ન જાય ગાંજ્યો = જે એક વાર દિવ્ય કસોટીમાંથી પસાર થાય તેને પછી બીવાપણું રહેતું નથી.
૨. સ. ક્રિ. છેતરવું; ધૂતવું; ઠગવું.
આંજ્યું ખમાય પણ દેખ્યું ન ખમાય = છેતરીને લઈ જાય તે સહેવાય પણ અપાય નહિ.
૩. સ. ક્રિ. નજર ચુકાવવી.
૪. સ. ક્રિ. પોતાના તેજથી સામાને ઝાંખું પાડવું; શેહમાં નાખવું; છક કરી દેવું.
આંજી નાખવું = (૧) છેતરવું. (૨) સંતોષ પમાડવો. (૩) સામા માણસ ઉપર છાપ પાડી દેવી; છક કરી નાખવું.
૫. સ. ક્રિ. ફસાવવું.
૬. સ. ક્રિ. બહુ પ્રકાશથી આંખ મીંચાઈ જાય તેમ કરવું.
૭. સ. ક્રિ. ભૂરકી નાખવું.
૮. સ. ક્રિ. ભૂલથાપ દેવી; ઉડાડવું.
૯. સ. ક્રિ. વશ કરવું; સ્વાધીન કરી લેવું; તાબામાં લેવું.
૧૦. સ. ક્રિ. ટરમાવવું; ઝાંખું કરવું; ઢાંકી નાખવું; પાણી ભરાવવું.
આંજી સહેવાય પણ ફૂટી ન સહેવાય = સભ્યતા ભરેલું જૂઠું સહન થાય, પણ ચોખ્ખેચોખ્ખું માનભંગ કે અપમાન સહન ન થઈ શકે.

**આંજસ** પું. ( ચારણી ) અહંકાર.

કલજુગ ચલે ન કાર,
અકબર મન આંજસ યુંહી;
સતજુગ સમ સંસાર,
પરગટ રાણ પ્રતાપ શી.
સુકાવ્ય સંજીવની

**આંજિનેય** [ સં. અંજિની ] પું. એક જાતનું જીવડું.

**આંજિયું** ૧. [ સં. અંજન ( અગ્નિ ) ] ન. જુવારનો એક રોગ; અંગારિયું; અંગારો; આગિયું; જુવારના કણસલામાં કાજળ વળી જવાનો રોગ. આથી જુવારના કણસલામાં દાણા બંધાવાને બદલે દાણા થતાં જ બળી જાય છે. મોરથૂથુના પાણીમાં જુવાર બોળીને ઓરવાથી આ રોગ અટકાવી શકાવાનું મનાય છે.
૨. ન. નુકસાન; નાશ; પાયમાલી; ખરાબી.

**આંજીઓ** [ સં. અંજન ( અગ્નિ ) ] પું. જુવારના કણસલામાં દાણાને બદલે કાળી મેશ ભરાય એવો રોગ.

**આંજૂ** [ હિં. ] પું. આંસુ; અશ્રુ.

**આંજે** ૧. પું. ( વહાણવટું ) કૂવાથંભની બે બાજુના સઢ બાંધવાનાં મોટાં દોરડાં.
૨. સ. ( કચ્છી ) તમારું.

**આંજેગાંજે** ૧. [ આંજે ( ગાંજેનું બેવડું રૂપ ) + ગંજ ( દારૂનું પીઠું ) ] પું. એક જાતનો ગંધવાળાં પાનનો છોડ.
૨. વિ. પું. ઠગાય નહિ એવો; કોઈથી ગાંજ્યો જાય નહિ એવો.

**આંઝવું** [હિં. આંઝના] સ્ત્રી. રાત બીજે ઠેકાણે પસાર કરવી.

**આંઝા** પું. ( વહાણવટું ) સઢ ઉપર બાણ ચડાવવા ઉતારવાનું દોરડું; થારી.

**આંઝૂ** [ હિં. ] પું. આંસુ; અશ્રુ.

**આંટ** ૧. [ સં. આર્ત્તિ ( દુઃખ ) ] પું. દાબ; કાબૂ.
૨. પું. હાથ.
૩. [ સં. આ ( સુધી ) + વર્ત્ ( ફરવું ) ] સ્ત્રી. અટકળ; આશરો; શુમાર.
૪. સ્ત્રી. અંગૂઠા પાસેની આંગળી અને અંગૂઠો એ બે વચ્ચેની જગ્યા. આમાં ક્યારેક ક્યારેક જુગારી લોકો કોડી છુપાવી લે છે.
૫. સ્ત્રી. આંતરડાં આડાંઅવળાં અટવાઈ જવાં તે.
૬. સ્ત્રી. આંતરડું.
૭. સ્ત્રી. કબૂલત; સ્વીકાર; અંગીકાર.
૮. સ્ત્રી. કીનો; દ્વેષ; વેર; અંટસ; અડ.
૯. સ્ત્રી. ગાંઠ; ગૂંચ; આંટી; ગટી.
૧૦. [ સં. અરટ્ટ ] સ્ત્રી. ( વહાણવટું ) જનાર એટલે માલ ભર્યા વગર જેટલો ભાગ પાણીમાં ડૂબે તેટલા ભાગ ઉપરનું પાટિયું.
૧૧. સ્ત્રી. ટેક; વટ; સાખ; ધીર; શાહુકારી; આબરૂ; પ્રતિષ્ઠા; પત; શાહપણું.
૧૨. સ્ત્રી. ટેવ; આદત; બખ; હેવા.
આંટ ચડાવવું = (૧) કાબૂ મેળવવા યત્ન કરવો. (૨) ટેવ પાડવી; હાથ બેસાડવો. (૩) લખોટીને આંગળી ઉપર રાખી દૂર ફેંકવી અથવા બીજી લખોટીને મારવું.
૧૩. સ્ત્રી. તાંત.
૧૪. સ્ત્રી. દૃષ્ટિબિંદુ; હેતુ; નેમ.
૧૫. સ્ત્રી. નાણાં સંબંધી વ્યવહાર; લેવડદેવડ; આપલે.
૧૬. સ્ત્રી. નિશાન તાકવાની કળા; આંટવાની શક્તિ; ચોટ; તાકોડિયાપણું.
૧૭. સ્ત્રી. પદ્ધતિ; રીત.
૧૮. [ હિં. ] સ્ત્રી. પૂળો.
૧૯. સ્ત્રી. ભાર; બોજ; વક્કર.
૨૦. સ્ત્રી. મકાનની બેસણી; કઠોરા સુધી ચણી લેવામાં આવતી ખુરશી; 'પ્લિન્થ'.
૨૧. સ્ત્રી. યુક્તિ; ઝીણવટ.
૨૨. સ્ત્રી. લખવા બોલવામાં ચપળતા; છટા.
તેને બોલવામાં ઠીક આંટ છે-તેની બોલવાની આંટ સારી છે = તે છટાથી બોલી શકે છે.
૨૩. સ્ત્રી. વહેવાર; ચાલ; હાલ.
૨૪. સ્ત્રી. વિરોધ; અણબનાવ; દુશ્મનાવટ; ઝેરવેર.
આંટ પડવી = (૧) ગેરસમજ થવી. (૨) ધડ પડવી. (૩) દુશ્મનાવટ હોવી.
૨૫. સ્ત્રી. વિશ્વાસ; ભરોસો; પતીજ.

૨૬. સ્ત્રી. ( ડિંગળ ) હદ.

૨૭. સ્ત્રી. હથોટી; હથરોટી; હાથકસબ; કળા; હિકમત; કસબ.

આંટમાં લાવવું=(૧) કામમાં હાથ બેસાડવો. (૨) વશ કરવું; તાબામાં લેવું.

૨૮. સ્ત્રી. હદ; મર્યાદા.

૨૯. સ્ત્રી. હવાલો; કબજો.

૩૦. સ્ત્રી. હાથની તર્જની કે વચલી આંગળીના જે ટેકાણેથી લખોટા ફેંકાય અથવા કલમ ઝાલીને લખાય તે ભાગ; કલમ પકડવાનો આંગળીઓનો ભાગ.

૩૧. સ્ત્રી. હોશિયારી; ચાલાકી; ચતુરાઈ; ચપળતા; ઝડપ.

આંટે ચડવું = સહેલાઈથી થવું.

**આંટચોરાશી** સ્ત્રી. ચોરાસીનો ફેરો.

**આંટણ** ૧. [ સં. આ ( ચોતરફ ) + વૃત્ ( ફરવું ) ] ન. અઢવાડું; સીંદરી અથવા સૂતરનું દોરડું કે રાંઢવું બનાવવામાં વળ દેવાને વપરાતો લાકડાનો કટકો; આઢણું.

૨. ન. કપાસી; સખત દબાણથી ચામડીનું કઠણ થવું તે.

૩. [ સં. અટ્ટન ( રખડપાટ ) ] ન. ચામડી ઉપર કોઈ ચીજના વધારે ઘસારાથી પડતું કઠણ લાખું; ક્ષત; ગુંજ; ફિણુ; ભાઠું; ચાંદું; ચામડી ઉપર ઘસારાનું ચિહ્ન. જોડાનાં પગે આંટણ પડે છે તે બે જાતનાં થાય છેઃ કઠણ અને નરમ. કઠણ આંટણ પગ અને આંગળાં ઉપર અને નરમ આંટણ બે આંગળાંની વચ્ચે હોય.

ચૌદ ભુવન ધર્યું બ્રહ્માંડ અખંડે,
આંટણ આંટતી પીઠ પ્રચંડે. ગીતગોવિંદ

આંટણ પડવાં = (૧) કપાસી પડવી. (૨) ડણ પડવા.

**આંટણું** ન. ( કચ્છી ) હરીફાઈમાં ચડતી.

**આંટનારૂં** વિ. ચડિયાતું; સરસ; વધારે સારૂં.

**આંટપત્ર** [ આંટ ( શાખ ) + પત્ર ( કાગળ ) ] ન. પોતાની શાખ ઉપર ધીરવા માટે લખેલો કાગળ.

**આંટબાંટ** સ્ત્રી. આંટસાંટ; કાવતરૂં; પ્રપંચ.

**આંટબુટી** સ્ત્રી. એક જાતની વનસ્પતિ. તેનાં મૂળ ઔષધિ તરીકે ઉપયોગમાં આવે છે.

**આંટલ** પું. ( ડિંગળ ) બદલો લેવો તે.

**આંટલપુટલ** વિ. ( ગ્રામ્ય ) અવળાસવળું સંકળાયેલ; અરસપરસ ગૂંચવાયેલું.

**આંટલી** સ્ત્રી. સૂતરનો ફાળકો; આંટલું.

**આંટલું** ન. સૂતરનો ફાળકો; આંટી; ફાળકી ઉપરથી ઉતારેલ સૂતરની ગડી. સૂતર સારૂં માંડું જોવાને વણકર લોકો આંટલામાંથી એક તાંતણામાં આંગળી ભરાવીને તેથી આખું આંટલું ઉપાડી જુએ છે.

**આંટવરણા** પું. બ. વ. દેશી સાળમાં તાણાને છેડે બાંધેલી બે લાકડી; હાટવરણા; ભાજણિયા.

બે લાકડીઓની સાથે તાણાની આંટીઓ બાંધી લે છે તેથી તેને આંટવરણા કહે છે. હાથવણાટ

**આંટવર્પ** [ આંટ ( હાથ ) + વર્પ ( નાખવું ) ] ન. બેલ્જિયમ દેશનું એક શહેર. એવી લોક વાર્તા છે કે આગળ આ શહેરમાં એક રાક્ષસી કદનો બળવાન માણસ રહેતો હતો. તે બંદરે આવતા દરેક વહાણ દીઠ ભારે જગાત લેતો. જે વહાણનો માલિક આપવાની ના પાડે તેનો હાથ કાપીને નદીમાં નાખી દેતો.

**આંટવવું** ૧. [ આંટ ( હોશિયારી ) ઉપરથી થયેલ ધાતુ ] અ. ક્રિ. ટપી જવું; શ્રેષ્ઠ થવું; ચડિયાતું હોવું.

૨. સ. ક્રિ. ધારવું; આંટવું; નિશાન માંડવું; તાકવું.

**આંટવું** ૧. [ આંટ ( હદ ) ઉપરથી નીકળેલ ધાતુ ] અ. ક્રિ. પહોંચવું.

૨. અ. ક્રિ. પૂરૂં પડવું.

૩. સ. ક્રિ. અડાડવું; ભટકાવવું.

૪. સ. ક્રિ. આશરો કરવો; અટકળવું.

૫. સ. ક્રિ. ગભરાવવું; મૂંઝવવું.

૬. સ. ક્રિ. ચડવું; તોલ્રા હોવું.

૭. સ. ક્રિ. ટપી જવું; શ્રેષ્ઠ થવું; ચડી જવું; સરસ થવું.

૮. સ. ક્રિ. ધારવું; તાકવું.

૯. સ. ક્રિ. નિશાન માંડવું.

**આંટસાંટ** ૧. [ આંટ ( ચતુરાઈ ) + સાંટ ( આંટનું બેવડું રૂપ ) ] સ્ત્રી. ઉડાઉ જવાબ.

૨. સ્ત્રી. કાવતરૂં; પ્રપંચ; છળ; કારસ્તાન.

૩. સ્ત્રી. ભાગીદારી.

૪. સ્ત્રી. સંધ.

**આંટા** [ આંટ ( કસબ ) ] પું. બ. વ. હથિયાર; ઓજાર; કામ કરવાનાં સાધન.

**આંટારા** ૧. સ્ત્રી. એ નામની એક અટક.

૨. ન. એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની અટકનું.

**આંટાવાંટા** [ આંટ ( ગૂંચ ) + આ ( બહુવચનનો પ્રત્યય ) + વાંટા ( આંટાનું બેવડું રૂપ ) ] પું. બ. વ. આંટીઘૂંટી; દાવપેચ; છળકપટ.

**આંટાવીંટી** [ આંટ ( ગૂંચ ) + આ ( બહુવચનનો પ્રત્યય ) + વીંટી ( કડો ) ] સ્ત્રી. એક જાતની વીંટી; આંટીવીંટી; બે આંગળામાં સાથે પહેરવાની જોડેલી વીંટી.

**આંટાળા** ૧. સ્ત્રી. લેઉઆ કણબીની એ નામની અટક.

૨. ન. એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની અટકનું.

**આંટાળું** વિ. વળ દીધા હોય એવું.

**આંટિયાળું** વિ. વળ હોય એવું.

**આંટી** ૧. સ્ત્રી. આંતરડાં આડાંઅવળાં ગોઠવાઈ જવાં તે.

૨. [ હિં. આંટ ] સ્ત્રી. ગૂંચ; ગાંઠ; ગઠ; ગૂંચવણી. જેમકે, જનોઈની આંટી.

૧. આંટી પડવી = (૧) ગૂંચવાઈ જવું. (૨) વેર બંધાવું; અણબનાવ થવો.

૨. આંટી પાડવી = (૧) ગાંઠ બાંધવી. (૨) વેર કરાવવું; દુશ્મનાવટ ઊભી કરાવવી.

૩. સ્ત્રી. ગૂંચવણીની વાત; કોયડો; ગૂંચવાયેલું કોકડું; ગૂંચવણની બાબત.

સિદ્ધાંત કહ્યો સાંઈ રે, જેની મનમાં હિ આંટી. ધીરો

૪. [ સં. અંડ ] સ્ત્રી. ઘાસનો પૂળો; ખડની ભારી; લાંબા ઘાસનો નાનો ગઠો.

૫. સ્ત્રી. દોરાની કોકડી; ગઠ; ગડી; ગંઠી; આંટલી; ફેલ; ફાળકી ઉપરથી ઉતારેલ સૂતરની ગડી.

૬. સ્ત્રી. દોરીમાં પગ ભરાઈ જવો તે.

૭. સ્ત્રી. દ્વેષ; અદાવત; કિન્નો; અંટસ; વાંધો.

૮. [ હિં. ] સ્ત્રી. ધોતિયાની કેડ ઉપર વાળવામાં આવતી ગાંઠ.

૯. સ્ત્રી. ફાળકા ઉપરનું સૂતર; કાંતેલ દોરાની કરાતી ગઠ; સૂતર કે રેશમની લચ્છી; સૂતરનું કોકડું. ૮૪૦ વાર લંબાઈના સૂતરની આંટીને અંગ્રેજીમાં 'હૅંક' કહે છે.

૧. આંટી ઉકલવી = (૧) કોકડું ઉખેળવું. (૨) ગૂંચ કાઢવી. (૩) મુશ્કેલી દૂર કરવી.

૨. આંટી કાંતવી = રૂ કાંતીને તેનું કોકડું બનાવવું.

૧૦. સ્ત્રી. ફાળકો; રેંટિયા ઉપર કાંતેલું સૂતર જેના ઉપર ઉતારી લેવામાં આવે છે તે સાધન.

૧૧. સ્ત્રી. ( ડિંગળ ) બદલો લેવો તે.

૧૨. સ્ત્રી. બાધા; આખડી.

૧૩. સ્ત્રી. મલકુસ્તીમાં પગમાં પગ ભરાવવાનો દાવ.

૧. આંટી નાખવી-ભરાવવી-મારવી = (૧) ગાંઠ પડે એમ કરવું; ગાંઠ બાંધવી. (૨) પગના પછવાડેના સ્નાયુ ઉપર લાત મારવી. (૩) પગમાં પગ ભરાવવો. (૪) ફાંસો નાખવો.

(૫) યુક્તિમાં લેવું; સપડાવવું. (૬) વચ્ચે હરકત કરવી; આડા આવવું; ગૂંચ નાખવી.

૨. આંટી લેવી = કુસ્તીના દાવમાં છળકપટ કરવું.

**૧૪.** સ્ત્રી. મુઠ્ઠી.

**૧૫.** [ સં. આર્તિ; પ્રા. અટ્ટિ ] સ્ત્રી. મુશ્કેલી; અડચણ; હરકત.

**૧૬.** સ્ત્રી. યુક્તિ; પ્રપંચ; છળ; પેચ; ફાંસો.

**૧૭.** સ્ત્રી. રમવાની ઠેરી અથવા ગોળી.

**૧૮.** સ્ત્રી. રૂપા અથવા સોનાનું હાથની આંગળીમાં પહેરવાનું ઘરેણું. તે ગૂંથેલ વાળાનું બનેલ હોય છે.

**૧૯.** સ્ત્રી. વળ; પેચ.

**૨૦.** સ્ત્રી. શાખ; આબરૂ; વટ.

**૨૧.** ન. મરડાશીંગી નામની વનસ્પતિ. ત્રણથી આઠ ફૂટ ઊંચા ઊગતા આ ઝાડ ઉપર ભૂરાં રૂંછાં હોય છે. મરડાના રોગમાં તે ફાયદાકારક મનાય છે.

**૨૨.** [ સં. અંતઃ ] અ. વચ્ચે; વચમાં.

કરી હલાવી હીંડોલિ હીંચતાં, બકુલ ફૂગલિ છાંટિ,
પ્રાગ પ્રાહાર તે અશોકવૃક્ષનિ દોહદ દેતાં **આંટી.**
ભાલણ

આંટીએ આવવું = (૧) આડે આવવું. (૨) વધારાનું હોવું.

**આંટીઆળું** વિ. જેમાં આંટી એટલે પેચ કે ગૂંથણી હોય એવું; પેચ પાડી આંટા વીંટ્યા હોય એવું; આંટીવાળું.

આંટીઆળી પાઘડી = પેચ કે ગૂંથણી પાડી બાંધેલી પાઘડી.

**આંટીઓ** પું. એ નામની એક રમત; ચંચગરેલ. રમનારાઓ બધાં પોતાના હાથ ઊંચા કરી પાસપાસેના એકબીજાના હાથ જોડી કૂંડાળામાં ઊભા રહે અને તેમાંથી બધા નીકળે. પછી ભૂલથી કોઈના હાથમાં આંટી પડી જાય તો તેને દૂર રહેવું પડે છે.

**આંટીકૂટી** સ્ત્રી. શિષ્ટાચાર; સભ્યતાનાં લક્ષણ.

**આંટીગુંટી** સ્ત્રી. આંટીઘૂંટી.

**આંટીઘૂંટિયાળું** ૧. વિ. ગૂંચવણ ભરેલું; મુશ્કેલીવાળું.

૨. વિ. છળકપટથી ભરેલું; આંટીઘૂંટીવાળું.

**આંટીઘૂંટી** ૧. [ આંટી ( મુશ્કેલી ) + ઘૂંટી ( હરકતનારૂં ) ] સ્ત્રી. અણીનો વખત; કટાકટીનો મામલો.

**૨.** સ્ત્રી. ગૂંચવણ; મુશ્કેલી; ગૂંચ; સંકંચો.

**૩.** સ્ત્રી. જોડાઈ ગયેલી હકીકત.

**૪.** સ્ત્રી. ડોકમાં પહેરવાનું સોનાના તારની ગૂંથણીવાળું ઘરેણું. મેમણ લોકમાં આ દાગીનો બહુ વપરાય છે.

**૫.** સ્ત્રી. નાની મોટી બાબત.

**૬.** સ્ત્રી. પ્રપંચ; દાવપેચ; બાજી; કુડકપટ; છળકપટ; કળવકળ.

**૭.** સ્ત્રી. રીતરિવાજની વિગત.

**૮.** સ્ત્રી. વાંકચોંચ; ખૂણાખચકા.

**આંટીદાર** વિ. આંટીવાળું; આંટિયાળું.

**આંટીપુડા** ( આંટીપુડા ) પું. ગડ; ગડી; ફેલ.

**આંટીફાંટી** [ આંટી ( ગૂંચવણ ) + ફાંટી ( આંટીનું બેવડું રૂપ ) ] સ્ત્રી. કોઈના અડવાથી અડનારને પારખવાની સાત અથવા વધારે છોકરાંએ રમવાની ગવેડાગધેડીની રમૂજી રમત; આંટીબાંટી. પહેલાં થુડ એટલે રાજા અને દાવ દેનાર સિવાય બધાં સંતાઈ જાય. પછી દાવ દેનાર બૂમ પાડી તેમને બધાંને થુડ પાસે પાછા બોલાવે. જેની સંતાવાની જગ્યા દાવ દેનારના કહેવા પ્રમાણે ખરી પડે તે ગધેડી અને જેમની જગ્યા ખોટી પડે તે ગધેડા કહેવાય. ગધેડી ઠરેલ છોકરાંને ગધેડા ઠરેલ છોકરાં પકડવા દોડે પણ ન પકડાતાં ગધેડી છોકરૂં થુડને આવી અડી જાય તો તેને શિક્ષા કરવામાં આવતી નથી.

**આંટીબાંટી** સ્ત્રી. એ નામની એક બાળરમત; આંટીફાંટી.

**આંટીલોપ** [ અં. ઍન્ટીલોપ ] ન. શીંગડાવાળું, વાગોળનારૂં અને ઝડપથી દોડનારૂં એક પ્રાણી.

**આંટીવાળું** વિ. પેચ પાડી આંટા વીંટ્યા હોય એવું.

**આંટીવીંટી** સ્ત્રી. સ્ત્રીઓએ પહેરવાનું સોનાનું એક ઘરેણું; બે આંગળીમાં સાથે પહેરવાની જોડેલી વીંટી.

**આંટુલમાન** [ સં. આ ( વધારે ) + તુષ્ટ ( સંતોષ પામેલ ) + મત્ ( વાળું ) ] વિ. પ્રસન્ન; ખુશ; રાજી.

**આંટે** અ. વિના; સિવાય; પાખે.

મનમથ વીંધી માનુની કેવડાને કાંટે,
આણે દહાડે કેમ ચાલશે વહાલા શું **આંટે.**
કૃષ્ણલીલા

**આંટે ટપ્પો** ૧. પું. ગૂંચવાયેલું કોકડું.

૨. [ આંટી ( ઠેરી ) + ટિપ્ ( ફેંકવું ) ] પું. લખોટીની રમતમાં એક દાવ. આમાં બે છોકરા સામસામા પહોળા પગ કરીને બેસે. પછી દાવ દેનાર પોતાની લખોટી બે પગ વચ્ચે મોઢા આગળ મૂકે. દાવ લેનાર તેનો દાવ દેનારની લખોટી ને પોતાની લખોટીથી આંટ ચડાવી ટોચો કે ટિપ્પો મારે. જો ટોચો ખાલી જાય તો દાવ લેનારને દાવ દેવો પડે. જે વધારે વાર આંટે તે જીત્યો કહેવાય.

**આંટેડ** ( આંટેડ઼ ) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; મરડાશીંગી; હાટેડી.

**આંટેડી** ( આંટેડ઼ી ) સ્ત્રી. ત્રણથી ૭ ફૂટ ઊંચો ઊગતો ઘણી શાખાવાળો મરડાશીંગીનો છોડ. શ્રાવણ માસમાં આવતાં તેનાં રાતાં ફૂલ પાછળથી ફિક્કાં આસમાની થાય છે. શિયાળામાં પાકતાં તેનાં ફળ સ્ક્રૂની માફક આંટી વળેલાં હોય છે. આ વનસ્પતિ ઝાડો રોકનારી, પૌષ્ટિક અને તાવ મટાડે એમ મનાય છે.

**આંટો** ૧. પું. ચકરાવો; લપેટો; વીંટો; પેચ. જેમકે, પાઘડીનો આંટો.

આંટો વાળવો = ગોળ વીંટલો કરવો.

૨. પું. જ્યાંથી શરૂ થાય ત્યાં જ પાછું આવી રહે એવો ગોળ ફેરો. જેમકે, ચક્કર એક આંટો ફેરવ.

આંટા ફરવા = પરણવું; લગ્નના ફેરા ફરવા.

**૩.** પું. દ્વેષ; અંટસ; ખાર; અદાવત; વેર; કિન્નો; ગાંઠ.

**૪.** [ સં. આવર્ત્ત; પ્રા. અટ્ટ ( રખડવું ) ] પું. ધક્કો; ફેરો; અમુક પ્રદેશનો ચકરાવો લઈ આવવો તે.

આંટો ખાવો-દેવો-મારવો-લેવો = (૧) ચક્કર લેવું. (૨) નકામો ફેરો ખાવો; સહેજ જઈ આવવું. (૩) બાતમી મેળવવા જવું. (૪) મળવા જવું. (૫) રખડવું; આમતેમ ફરવું. (૬) વીંટવું.

**૫.** પું. પદ્ધતિ; રીત.

**૬.** પું. ( કચ્છી ) બે દોરા સાથે વણી તૈયાર કરેલો એક દોરો. જ્યારે ત્રીજો દોરો તેની સાથે વણવાનો હોય ત્યારે તૈયાર કરેલા દોરાને ઉકેલવો, એટલે તેના ઊકલતા જતા આંતરામાં ત્રીજો દોરો બેસતો આવી વળ ખાતો જાય છે. આ કામને મલડવટ પણ કહે છે.

**૭.** પું. સ્ક્રૂનો પેચ; ફેર; આંકો; વળ; ચકરાવો; 'થ્રેડ'. તેની ૭ જાત છે: ૧. ત્રિકોણ આંટો ( વીટવર્થ વી થ્રેડ ), ૨. ચોરસ આંટો ( સ્કવેર થ્રેડ ), ૩. ગોળ આંટો ( રાઉન્ડ અથવા નક્લ થ્રેડ ), ૪. ચોરસ અને વી આકારનો આંટો ( બટ્રેસ થ્રેડ ), ૫. ગેસ થ્રેડ. તેમાં ઊંડા આંટા હોતા નથી અને ૬. વીટવર્થના ત્રિકોણ આંટા જેવો પણ ઉપરથી ગોળ નહિ આવતાં ચપટો આંટો ( સેલર્સ થ્રેડ ).

**૮.** પું. હદ; મર્યાદા.

**આંટોપણું** ન. પતાવટ; માંડવાળ; સમેટી લેવું તે; સમાપ્તિ.

**આંટોફેરો** પું. ચકરાવો મારી આવવો તે; જઈ આવવાપણું; જતા આવતા રહેવું તે; આવજા.

આંટોફેરો ખાવો = (૧) જતા આવતા રહેવું. (૨) જવા આવવાનું પરચૂરણ કામકાજ કરવું. (૩) બતાવ્યું કામકાજ કરતા રહેવું.

**આંટોવીંટો** [સં. આવર્ત્ (ની તરફ જવું) + વેષ્ટ્ (વીંટવું)] પું. હેરોફેરો.

**આંઠવું** ૧. વિ. વજનદાર; ભારે. કંસારાની પારસીમાં આ શબ્દ વપરાય છે.
૨. સ. ક્રિ. (વ્રજ) ઉપદેશ કરવો; બોધ દેવો.
લેગ ત્યાં આંઠવો ઓધા ઊતાર્યો રે ઊતરે. ભીમ

**આંઠા** ૧. સ્ત્રી. એક જાતનો જીવડો; ઢોરને વળગતો જૂવો.
૨. સ્ત્રી. બગા.

**આંઠાઈ** સ્ત્રી. એક જંતુ; આંઠા; બગા.

**આંઠી** ૧. [સં. અસ્થિ (છોડાંવાળું બી)] સ્ત્રી. ગોઠલી.
૨. સ્ત્રી. ઠળિયો.
૩. [હિં.] સ્ત્રી. દહીં, મલાઈ વગેરેનો લોચો.
૪. સ્ત્રી. નવોઢા સ્ત્રીનાં ઊગતાં સ્તન.

**આંઠોળી** [સં. અષ્ઠીલા (બી)] પું. (મરાઠી) ઠળિયો.

**આંડ** ૧. [સં.] પું. ઈંડાંનો જથ્થો.
૨. [સં. અંડ (ગોળી)] પું. ખુસિયો; વૃષણ; પેળ.
૩. પું. બ્રહ્મા.
૪. પું. વૃષણની કોથળી; અંડકોષ.
૫. પું. હિરણ્યગર્ભ.
૬. વિ. અંડમાં થતું.
૭. વિ. ઈંડામાં હોતું; ઈંડામાંથી જન્મતું.
૮. વિ. વૃષણવાળું.

**આંડગો** સ્ત્રી. ગર્ભ; હમલ.

**આંડજ** ૧. [સં. અંડ (ઈંડું) + જ (જન્મેલું)] પું. પક્ષી.
૨. પું. સર્પ; નાગ.
૩. વિ. ઈંડામાંથી જન્મતું.

**આંડણી** ૧. સ્ત્રી. ઢીંચણને અઢીંગણ આપવાનું લાકડાનું સાધન; ઢીંચણિયું.
૨. સ્ત્રી. ત્રણ પાયાવાળી ઘોડી.

**આંડવા** [સં. આંડ] પું. બ. વ. પેળ; વૃષણ; અંડ.

**આંડવો** [સં. અંડ (વૃષણ)] પું. ખુસિયો; પેળિયો; વૃષણ.

**આંડા** [સં. અંડ (ઈંડું)] પું. ઈંડું.

**આંડાસા** [સં. અંડ (પેળ) + સમ (સરખું)] વિ. લંબગોળ.

**આંડિકી ધમની** [સં. અંડ (પેળ) + ઇક (લગતું) + ઈ (નારીજાતિનો પ્રત્યય) + ધમની (હૃદયમાંથી લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. વૃષણ અને બીજકોષને લોહી પૂરું પાડતી મોટી ધોરી નળીમાંથી નાકળતી નળી; 'સ્પર્મેટિક આર્ટરિ'.

**આંડિકી શુક્ર** [સં. અંડ (પેળ) + ઇક (લગતું) + શુક્ર (વીર્ય)] ન. પેળના વીર્યને લગતું; 'ટેસ્ટિક્યુલર સ્પર્મેટિક'.

**આંડિયો** [સં. અંડ (પેળ)] પું. વૃષણ; ખુસિયો; કોસિયો.

**આંડિયોટટ્ટો** [અંડ (વૃષણ) + ટટો (પુરુષની જનનેંદ્રિય)] પું. પુરુષની જનનેંદ્રિય.

**આંડીર** ૧. [સં. અંડ (વૃષણ)] પું. જેને વૃષણ હોય તે.
૨. વિ. આંડવાવાળું.
૩. [સં. અંડ (ઈંડું)] વિ. ઘણાં ઈંડાંવાળું.
૪. વિ. જુવાન; પૂરેપૂરું ખીલેલું.

**આંડીવત** પું. એ નામનો એક રાજા.

**આંડુઓ** [સં. અંડ (વૃષણ)] પું. ખુસિયો; ગોળી; કોસિયો.

**આંડૂ** ૧. [સં. અંડ (વૃષણ)] પું. ગાયોને માટે રાખવામાં આવતો ખૂંટ; સાંઢ.
૨. પું. હાથીને પગે બાંધવામાં આવતી સાંકળ કે દોરડું.
૩. વિ. વૃષણવાળું; અંડકોષવાળું.

**આંડુઆંડ** [હિં.] પું. રખડપાટ; લટાર.

**આંઢો** પું. ખરજ.

**આંઢેડ** (આંઢેડ્) પું. મરડાશીંગીનો છોડ. તેનાં પાન લંબગોળ, અણી વગરનાં ને કોર ઉપર દાંતાવાળાં, ફૂલ લાલ ને પાછળથી ફિક્કાં આસમાની રંગનાં, અને શીંગો એક ઇંચ લાંબી, વળવાળી અને પાકયા પછી ભૂરા રંગની હોય છે.

**આંઢેડી** (આંઢેડી) સ્ત્રી. મરડાશીંગીનો છોડ; આંઢેડ.

**આંણ** ૧. [સં. આજ્ઞા (હુકમ)] સ્ત્રી. આજ્ઞા; હુકમ.
૨. સ્ત્રી. (કચ્છી) ઢંઢેરો.
૩. સ્ત્રી. સમ; સોગન; શપથ.

**આંણવું** ૧. અ. ક્રિ. થવું; ઉત્પન્ન થવું.
૨. [સં. આની (લાવવું)] સ. ક્રિ. દૂરથી પાસે આવે તેમ કરવું; લાવવું.
૩. સ. ક્રિ. મેળવવું; પ્રાપ્ત કરવું.
૪. સ. ક્રિ. (ગ્રામ્ય) સંગ કરવો; સંભોગ કરવો.

**આંણી** ૧. સ્ત્રી. રોટલી વણવાનો પાટલો; આડણી.
૨. [સં. એવમ્ (આમ)] અ. આ રીતે; આ પ્રમાણે; આમ.

**આંણીવાર** [સં. એવમ્ (આમ) + વાર (વખત)] અ. આ વખતે; આ વેળા.

**આંણું** ૧. [સં. આનયન (લાવવાપણું)] ન. ઉમર લાયક વહુને ઘેર તેડી લાવવી તે; વહુનું તેડું.
૧. આંણા સુખડી આપવી = વળાવવું; રજા આપવી.
૨. ભીઆયણાનું આંણું = પહેલી જ વાર છોકરું લઈ સ્ત્રીનું સાસરે જવું તે; ભીલાણું.
૨. ન. કન્યાને સાસરે મોકલતાં કરવાની રીત; કરિયાવર.

**આંત** ૧. [સં. અંત્ર (આંતરડું)] ન. આંતરડું.
૧. આંતનું વધી આવવું = સારણગાંઠ ઊતરવી.
૨. આંતે મોસવું-સમેટવું = ખોરાક વગર રહેવું.
૨. ન. તાર જેવી લાંબી વસ્તુ.
૩. [સં. અ (નહિ) + અંત (છેડો)] વિ. છેડા વગરનું.
૪. વિ. છેલ્લું; છેવટનું.
૫. વિ. પીડાયેલ; દુઃખ પામેલ.
૬. વિ. પીડેલ.
૭. અ. પૂરી રીતે; અંત આવે એમ.

**આંતકટ્ટૂ** [આંત (આંતરડું) + કટના (કાપવું)] પું. (હિંદી) ઢોરને થતો ઝાડાનો રોગ; છેરણું.

**આંતડું** (આંતડું) ૧. ન. (ડિંગળ) આંતરડું.
૨. [સં. અંતર (હૃદય) + ડું (નાનાપણું બતાવનાર પ્રત્યય)] ન. હૈયું.

**આંતડે** (આંતડે) [સં. અંત્ર (આંતરડું)] ન. બ. વ. (મરાઠી) આંતરડાં.

**આંતબાર** ૧. [સં. અંતર (વચ્ચે) + દ્વાર (બારણું)] પું. આડખીલી; અંતરાય; વિઘ્ન; નડતર.
૨. પું. ઈતબાર; ભરોસો.
૩. પું. સ્વભાવ.
ઓસ ઉદક બીઠી બરાસની,
તેને ઉડયા તણો આંતબાર. પ્રીતમ

**આંતયડી** (આંતયડી) ૧. [સં. અંત્ર (આંતરડું)] સ્ત્રી. નાનું આંતરડું.
૨. સ્ત્રી. હૃદય; દિલ; મન.

**આંતર** ૧. [સં. અંતર (બે વસ્તુની વચ્ચેની જગ્યા)] પું. (હિંદી) ક્યારાઓ વચ્ચે ચાલવા માટે રાખવામાં આવતી જગ્યા.

૨. [ હિં. ] પું. ખેડવા માટે ઘેરી લેવામાં આવે એટલો ખેતરનો ભાગ.

૩. પું. તાણાની બે છેડાની ખૂંટીની નીચેની બે લાકડી.

૪. [ સં. અન્તર્ ( અંદરનું ) ] ન. અંતરનો ભાવ; મૂળ પ્રકૃતિ; સ્વભાવ.

૫. [ સં. અંત્ર ( આંતરડું ) ] ન. પેટમાંના અન્નરસને પચાવી મળને બહાર કાઢનારૂં નળના જેવું અવયવ; આંતરડું; પેટનો નળ.

આંતરે ગાંઠું = (૧) આંતરડાંની ગાંઠ. (૨) બહુ સ્નેહ; પ્રેમ.

૬. વિ. અંતરનું; હૃદયનું; મન સંબંધી.

૭. વિ. અંદરનું; વચ્ચે આવેલું; માંહેલું; માંહોમાંહેનું; આંતરિક.

૮. વિ. છૂપું; ગૂઢ; છાનું.

૯. વિ. પોતાના અનુભવનું; સ્વવિષયક; આત્મલક્ષી; અંતર્ભૂત.

**આંતરઅવયવ** [ સં. આંતર ( અંદરનું ) + અવયવ ( અંગ ) ] ન. શરીરની અંદર આવેલ હૃદય, ગર્ભાશય વગેરે અંગ.

**આંતરઈક્ષણ** [ સં. આંતર ( માંહેનું ) + ઈક્ષણ ( તપાસ ) ] ન. પોતાની અંદરની તપાસ; અંતરદષ્ટિ; આત્મપરીક્ષણ.

**આંતરઊર્વાર્બુદ** [ સં. આંતર ( અંદરનું ) + ઊરુ ( સાથળ ) + અર્બુદ ( માંસપિંડ ) ] પું. સાથળના હાડકાનો નીચેનો અને અંદરનો આગળ પડતો ભાગ; 'મીડિઅલ કૉન્ડાઇલ ઑવ ફીમર'.

**આંતરએશિઅ** [ આંતર ( વચ્ચેનું ) + એશિઅ ( એક ખંડ ) ] પું. એશિઅનો વચ્ચેનો ભાગ; મધ્ય એશિઅ.

**આંતરકલહ** [ સં. આંતર ( માંહોમાંહેનું ) + કલહ ( કજિયો ) ] પું. અંદરોઅંદરની લડાઈ; આંતરવિગ્રહ; 'સિવિલ વૉર'.

**આંતરકુંભક** [ સં. આંતર ( હૃદયનું ) + કુંભક ( રોકવું તે ) ] પું. અંદર અપાનવાયુ નાશ પામી પ્રાણવાયુરૂપે બહાર નીકળે ત્યાંસુધી અંદર રોકી રાખવાપણું.

**આંતરકૂર્ચવલ્લિકા** સ્ત્રી. જ્ઞાનવાહક અને કાર્યવાહક બંને જાતના જ્ઞાનતંતુ જેમાંથી પસાર થાય છે તે મગજનો સફેદ ભાગ; 'ઇન્ટર્નલ કૅપ્સ્યુલ'.

**આંતરકોણુક** ન. પગના નળાને પગના ચાંપા સાથે જોડનારૂં પહેલું કૂર્ચાસ્થિ; 'એસ્ટ્રગલસ'. પગના અંગૂઠાનું મૂળ અથવા પાછલો છેડો આ હાડકા સાથે સંબંધ રાખે છે. તે અંતઃકોણુક પણ કહેવાય છે.

**આંતરક્ષુધા** [ સં. આંતર ( હૃદયનું ) + ક્ષુધા ( ભૂખ ) ] સ્ત્રી. આત્માની ભૂખ; હૃદયની ભૂખ.

**આંતરગ્રહ** [ સં. આંતર ( વચ્ચેનું ) + ગ્રહ ( સૂર્યની આસપાસ ફરતો આકાશીય ગોળો ) ] પું. ( જ્યોતિષ ) પૃથ્વી અને સૂર્યની વચ્ચે આવેલ ગ્રહ; બુધ અને શુક્ર.

**આંતરચક્ષુ** [ સં. આંતર ( અંદરનું ) + ચક્ષુસ ( આંખ ) ] ન. અંતરજ્ઞાન; જ્ઞાનદૃષ્ટિ.

**આંતરચેતન** [ સં. આંતર ( અંદરનું ) + ચૈતન્ય ( લાગણી ) ] ન. ભાવ; પ્રતીતિ; સંવેદન.

**આંતરછાલ** [ સં. આંતર ( અંદરનું ) + છલ્લિ ( છાલ ) ] સ્ત્રી. ઝાડની બહારની છાલ નીચે આવેલી છાલ; અંતરછાલ.

**આંતરછેડો** ( આંતરછેડો ) [ સં. અંત્ર ( આંતરડું ) + છેદ ( અંત ) ] પું. ઓઝરીને જમણે છેડે જ્યાં આંતરડું તેને મળે છે તે ભાગ.

**આંતરજગત** [ સં. આંતર ( વચ્ચેનું ) + જગત્ ( દુનિયા ) ] વિ. દુનિયાના બધા દેશ સાથે સંબંધ હોય એવું; આંતરરાષ્ટ્રીય; 'ઇન્ટરનૅશનલ'.

**આંતરજમીન** [ આંતર ( વચ્ચેનું ) + જમીન ( ભૂમિ ) ] સ્ત્રી. ઉપલી જમીન અને નીચેના પાણીના પડ વચ્ચેની જમીન.

**આંતરજાતીય** [ સં. આંતર ( માંહેનું ) + જાતીય ( જાતિ સંબંધી ) ] વિ. જાતિઓનું માંહોમાંહેનું.

આંતરજાતીય લગ્ન = માંહોમાંહે જ્ઞાતિમાં થતાં લગ્ન.

**આંતરજ્ઞ** [ સં. આંતર ( અંદરનું ) + જ્ઞા ( જાણવું ) ] વિ. અંદરનો છૂપો અર્થ સમજનાર; રહસ્ય જાણનાર; ભેદ પારખનાર.

**આંતરજ્ઞાતીય** [ સં. આંતર ( વચ્ચેનું ) + જ્ઞાતિ ( જાતિ ) + ઈય ( લગતું ) ] વિ. જુદી જુદી જ્ઞાતિ વચ્ચેનું.

**આંતરડી** ( આંતરડી ) ૧. [ સં. અંતર્ ( હૃદય ) ] સ્ત્રી. અંતઃકરણની લાગણી; હૃદયની લાગણી.

૨. સ્ત્રી. દિલ; હૈયું; અંતઃકરણ; હૃદય.

૧. આંતરડી કકળવી = અંતઃકરણના દુઃખથી હૃદય ચીરાવું.

૨. આંતરડી કકળાવવી = દુઃખ આપવું; પીડા કરવી.

૩. આંતરડી ઠરવી = સંતોષ થવો; સુખ થવું.

૪. આંતરડી દાઝવી–બળવી = લાગણી પેદા થવી.

૫. આંતરડી બાળવી = રિબાવવું; પીડવું; સતાવવું.

૬. આંતરડીની દાઝ–માયા = અંતઃકરણનું હેત; પૂરેપૂરો પ્રેમ.

૩. [ સં. અંત્ર ( આંતરડું ) ] સ્ત્રી. નાનું આંતરડું.

૪. સ્ત્રી. સગાંસંબંધી.

૫. સ્ત્રી. સંતતિ; બાળબચ્ચાં; સંતાન.

**આંતરડું** ( આંતરડું ) ૧. [ સં. અંત્ર ( પેટનો નળ ) ] ન. અન્નરસને પચાવી મળને બહાર કાઢનાર નળના જેવો અવયવ. આંતરડું નાનું અને મોટું મળી ૨૭ ફૂટ લાંબું હોય. તેમાં ઝરતા આંત્રરસથી ખોરાક પચે છે. આંતરડું એક છતાં ગૂંછળાવાળું હોવાથી ઘણાં હોય એવું લાગે તેથી તે બહુવચનમાં વપરાય છે.

૧. આંતરડાનું અર્બુદ = આંતરડામાં થતું બહુ મુશ્કેલીથી મટે એવું ધારૂં; આંતરડાનું કાંત; 'કૅન્સર ઑવ ધી ઇન્ટેસ્ટાઇન'.

૨. આંતરડાં ઊંચાં આવવાં = ઘણી મહેનત પડવાથી આંતરડાં ખસવાં; દુઃખ થવું.

૩. આંતરડાં ગળે આવવાં = આંતરડાં ઊંચાં આવવાં; ઘણું દુઃખ થવું.

૪. આંતરડાં રેંગવાં = (૧) નસો ફાટી લોહી નીકળે એટલો બધો માર મારવો. (૨) સંતાપવું; ઘણું જ દુઃખ દેવું.

૫. આંતરડાંની દાઝ = ખરો સ્નેહ; ઊંડી લાગણી.

૬. આંતરડાંની માયા = ગાઢ હેત.

૭. આંતરડાંની સગાઈ = એક પેટમાં પેદા થયેલ ભાંડુઓના જેવો સંબંધ; સહોદરતા.

૨. ન. મધ્યભાગ; ગર્ભ; અંદરનો ભાગ.

**આંતરતમ્ય** [ સં. આંતર ( સ્વભાવ ) + તમ્ય ( સૌથી સારૂં એવો અર્થ બતાવનાર પ્રત્યય ) ] ન. ઘણું સરખાપણું.

**આંતરતલ** ૧. ન. નાકની અંદરની સપાટી; 'નેઝલ સર્ફેસ'.

૨. ન. નાકમાં આંતરો એટલે ભાગ પાડનાર તલ; 'નેઝલ સેપ્ટમ'.

**આંતરતાર** [ સં. આંતર ( હૃદયનું ) + તાર ( તાંતણો ) ] પું. ભાવના; લાગણી.

**આંતરતિરશ્ચીના રેખા** [ સં. આંતર ( અંદરનું ) + તિરશ્ચીના ( ત્રાંસી ) + રેખા ( લીટી ) ] સ્ત્રી. હનુમંડળ એટલે નીચલા જડબાની અંદર આવેલી એક ત્રાંસી રેખા; 'માઇલોહાઇઑઇડ લાઇન'.

**આંતરતૃષા** [ સં. આંતર ( અંદરનું ) + તૃષા ( તરસ ) ] સ્ત્રી. તીવ્ર ઇચ્છા; લાગણી.

**આંતરત્વ** [ સં. આંતર ( અંદરનું ) + ત્વ ( પણું ) ] ન. અંદરનું હોવાપણું; આંતરિક સ્થિતિ.

**આંતરત્વક્** [ સં. આંતર ( અંદરનું ) + ત્વક્ ( ચામડી ) ] સ્ત્રી. ચામડીનું અંદરનું પડ; આર્દ્રત્વક્.

**આંતરત્વચા** [ સં. આંતર ( અંદરનું ) + ત્વચા ( ચામડી ) ] સ્ત્રી. અંદરની ચામડી.

**આંતરદર્શન** ૧. [ સં. આંતર ( અંદરનું ) + દર્શન ( દેખાવ ) ] ન. આત્માની ઓળખ.
૨. ન. ગૂઢ ભાગનું જ્ઞાન; આંતરસ્વરૂપની માહિતી; અંદરના ભાગનું દર્શન.

**આંતરદશા** [ સં. આંતર ( અંદરનું ) + દશા ( હાલત ) ] સ્ત્રી. અંદરની હાલત; આંતરિક સ્થિતિ.

**આંતરદશ્ય** [ સં. આંતર ( હૃદયનું ) + દશ્ય ( દેખાવ ) ] ન. ભાવના; વિચાર; મનોભાવ.

**આંતરદશ્યાનુવિદ્ધસમાધિ** [ સં. આંતર ( અંદરનું ) + દશ્ય ( દેખાવ ) + અનુવિદ્ધ ( વ્યાપી રહેલું ) + સમાધિ ( લીન થવાપણું ) ] સ્ત્રી. ( વેદાંત ) અંતરના કામક્રોધાદિનો હું દ્રષ્ટા એટલે જોનાર છું અને તેમની સાથે હું એકરૂપ છું એવો વિચાર.

**આંતરદૃષ્ટિ** ૧. [ સં. આંતર ( અંદરનું ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. અંદરની તપાસ; જાતના ગુણદોષ તરફ કરાતી નજર; આત્મપરીક્ષણ.
૨. સ્ત્રી. ગુણદોષ પારખવાની શક્તિ.

**આંતરદેશીય** [ સં. આંતર ( વચ્ચેનું ) + દેશ ( રાજ્ય ) + ઈય ( લગતું ) ] વિ. જુદા જુદા દેશ વચ્ચેનું; એકબીજા દેશ વચ્ચે સંબંધ રાખતું; આંતરરાષ્ટ્રીય.

**આંતરદેશીયતા** [ સં. આંતર ( વચ્ચેનું ) + દેશીય ( દેશનું ) + તા ( પણું ) ] સ્ત્રી. એકબીજા દેશનું હોવાપણું.

**આંતરદ્વાર** [ સં. અંત્ર ( આંતરડું ) + દ્વાર ( બારણું ) ] ન. ઓઝરી અને આંતરડાના જોડાણને ઠેકાણે આવેલું બાર. તેના ઉપર આવેલો બેવડા વળેલા શ્લેષ્માવરણનો પડદો ખોરાકને આંતરડાંમાં વહેવા દે, પણ પાછો વળતાં અટકાવે.

**આંતરધ્વનિ** [ સં. આંતર ( અંદરનું ) + ધ્વનિ ( અવાજ ) ] પું. અંતરાત્માનો અવાજ; અંતઃકરણનો નાદ.

**આંતરનાટક** [ સં. આંતર ( અંદરનું ) + નાટક ( ભજવી શકાય એવો દેખાવ ) ] ન. નાટકની અંદર આવેલું બીજું નાનું નાટક.

**આંતરનાદ** [ સં. આંતર ( અંદરનું ) + નાદ ( અવાજ ) ] પું. અંતરાત્માનો અવાજ.

**આંતરનિરીક્ષણ** ૧. [ સં. આંતર ( અંદરનું ) + નિરીક્ષણ ( તપાસ ) ] ન. અંતરના ગુણદોષની તપાસણી; આત્મપરીક્ષણ.
૨. ન. ગુણદોષ પારખવાની શક્તિ.

**આંતરનિરુપાધિકભ્રમ** [ સં. આંતર ( અંદરનું ) + નિરુપાધિક ( ઉપાધિ વગરનું ) + ભ્રમ ( સંદેહ ) ] પું. ( વેદાંત ) હું અજ્ઞાન છું, એટલે હું બ્રહ્મને જાણતો નથી એવી જાતનો ખયાલ.

**આંતરનિર્વિકલ્પસમાધિ** [ સં. આંતર ( અંદરનું ) + નિર્વિકલ્પ ( ભેદ વિનાનું ) + સમાધિ ( ઊંડું ધ્યાન ) ] સ્ત્રી. ( વેદાંત ) જ્ઞાતા એટલે જાણનાર અને જ્ઞેય એટલે જાણવાનુંના ભેદ વિનાનું ઊંડું ધ્યાન.

**આંતરપટ** ૧. [ સં. આંતર ( અંદરનું ) + પટ ( પડ ) ] ન. અંદરનું પડ.
૨. ન. ચામડીનું અંદરનું પડ; 'એન્ડોડર્મ'.
૩. [ સં. આંતર ( વચ્ચેનું ) + પટ ( પડદો ) ] ન. વચ્ચે રહેલો પડદો; આવરણ.

**આંતરપડ** ( આંતરપડ્ ) [ સં. આંતર ( અંદરનું ) + પટ ( પડદો ) ] ન. મગજની ઉપરના ત્રણ પડમાંનું સૌથી હેઠળનું એટલે કે મગજને લગોલગ અડીને રહેલું પડ; 'પાયમેટર'. મગજના પોષણ માટે તેમાં રક્તનળીઓની જાળી હોય છે.

**આંતરપડદો** ( આંતરપડ્દો ) ૧. [ સં. અંત્ર ( આંતરડું ) + પટ ( પડદો ) ] પું. આંતરડાંને ઢાંકતું પડ; 'ઓમેન્ટમ'.
૨. પું. વચ્ચે રાખેલો પડદો; આડચ.

**આંતરપૂજા** [ સં. આંતર ( હૃદયનું ) + પૂજા ( ઉપાસના ) ] સ્ત્રી. માનસિક પૂજા; આંતરિક ભક્તિ.

**આંતરપેશીયકોટર** [ સં. આંતર ( વચ્ચે ) + પેશીય ( માંસના પિંડ સંબંધી ) + કોટર ( પોલાણ ) ] ન. માંસની બે પેશી વચ્ચેનું સંપુટ જેવું પોલાણ.

**આંતરપેશીયજગ્યા** [ આંતર ( વચ્ચે ) + પેશીય ( પિંડ સંબંધી ) + જગ્યા ] સ્ત્રી. બે પેશી વચ્ચેની ખાલી જગ્યા.

**આંતરપ્રકાશ** [ સં. આંતર ( અંદરનું ) + પ્રકાશ ( તેજ ) ] પું. અંતરાત્માનું તેજ.

**આંતરપ્રતીતિ** [ સં. આંતર ( અંદરનું ) + પ્રતીતિ ( ચોક્કસપણું ) ] સ્ત્રી. મનમાં થયેલી ખાતરી; હૃદયનો વિશ્વાસ; અંતરાત્માનો ભરોસો; આંતરચેતન; અસ્મિતા; સંવેદન.

**આંતરપ્રપંચ** [ સં. આંતર ( અંદરનું ) + પ્રપંચ ( માયા ) ] પું. ( વેદાંત ) પાંચ કોશ, ત્રણ શરીર, ત્રણ અવસ્થા, તેના અભિમાની ત્રણ ગુણ, પાંચ કલેશ, ૭ ભાવ વિકાર, ૭ ઊર્મિ, કામ, ક્રોધ વગેરે ૭ દુશ્મન, ચાર સાધન, ચાર મૈત્ર્યાદિ ભાવ, અષ્ટાંગ યોગ, ૭ પ્રમાણ, રોગ અને આરોગ્ય એ બધાંનો જથ્થો.

**આંતરપ્રમાણ** [ સં. આંતર ( અંદરનું ) + પ્રમાણ ( પુરાવો ) ] ન. અંદરથી મળી આવતો પુરાવો.

**આંતરપ્રવાહ** ૧. [ સં. આંતર ( અંદરનું ) + પ્રવાહ ( ઝરણ ) ] પું. અંતરાત્માનો ઊભરો.
૨. પું. અંદરની લાગણી.

**આંતરપ્રાવરણી** [ સં. આંતર ( અંદરનું ) + પ્રાવરણી ( ઢાંકણ ) ] સ્ત્રી. માંસપેશીને ઢાંકનારું પડ; માંસધરા કલા; 'ડીપ ફૅશિઅ'. આંતરપ્રાવરણીનો સાથળની આસપાસ કોથળીની માફક રહેલો ભાગ ઊરુકંચુક તરીકે ઓળખાય છે.

**આંતરપ્રાસ** [ સં. આંતર ( અંદરનું ) + પ્રાસ ( અક્ષરનું મળતાપણું ) ] પું. કવિતાની લીટીની અંદર અક્ષર મળતા આવવા તે. જેમકે,

પતિનો છોળો પ્રેમ, પ્રેમ પતિવ્રતનો છોળો;
પરપતિ સાથે પ્રેમ, જીગરથી મેં તો જોયો.

આમાં 'પ્રેમ' શબ્દની સાથે 'પ્રેમ'નો આંતરપ્રાસ છે.

**આંતરપ્રાંતીય** [ સં. આંતર ( વચ્ચેનું ) + પ્રાંતીય ( જિલ્લા સંબંધી ) ] વિ. એકબીજા પ્રાંતની સાથે સંબંધ રાખતું.

**આંતરપ્રેરણા** [ સં. આંતર ( હૃદયનું ) + પ્રેરણા ( દોરવણી ) ] સ્ત્રી. આત્માનો હુકમ.

**આંતરબળ** [ સં. આંતર ( અંતરનું ) + બલ ( શક્તિ ) ] ન. મનોબળ.

**આંતરબંધન** [ સં. આંત્ર ( આંતરડું ) + બંધન ( બાંધવાની વસ્તુ ) ] ન. આંતરડાંને કરોડનાં હાડકાં સાથે જોડનાર પડ; 'મેસેન્ટેરિ'.

**આંતરભાન** [ સં. આંતર ( અંદરનું ) + ભાન ( જ્ઞાન ) ] ન. આત્માની ઓળખ.

**આંતરભાર** [ સં. આંતર ( હૃદયનું ) + ભાર ( બોજો ) ] પું. મન ઉપરનો બોજો.

**આંતરભાવ** [ સં. આંતર ( હૃદયનું ) + ભાવ ( વિચાર ) ] પું. અંતરની લાગણી.

**આંતરભાષા** [ સં. આંતર ( અંદર ) + ભાષા ( બોલી ) ] પું. ( સંગીત ) રાગના દશ વર્ગ માંહેનો એક.

**આંતરમન** [ સં. આંતર ( અંદરનું ) + મનસ્ ( મન ) ] ન. તંદ્રા અવસ્થામાં એટલે કાચી

નીંદરમાં બુદ્ધિનો ઉપયોગ કર્યા વગર કામ કરતું મન; સૂક્ષ્મમન. માણસ ઊંઘમાં હોય ત્યારે તેનું બાહ્યમન ઊંઘમાં અને આંતરમન જાગતું રહે છે.

**આંતરમનન** [ સં. આંતર ( અંદરનું ) + મનન ( વિચાર ) ] **ન.** વિચારણા; આત્મચિંતન.

**આંતરમનુષ્યભક્ષણ** [ સં. આંતર ( અંદરનું ) + મનુષ્ય ( માણસ ) + ભક્ષણ ( ખાવું તે ) ] **ન.** માણસને ખાવાપણું.

**આંતરમુખ** [ સં. આંતર ( અંદર ) + મુખ ( મોં ) ] **વિ.** મનને આત્મા તરફ વાળ્યું હોય એવું; મનનશીલ.

**આંતરમૂલ્ય** [ સં. આંતર ( અંદરનું ) + મૂલ્ય ( કીમત ) ] **ન.** વસ્તુની ખરેખરી કીમત.

**આંતરમોડ** (આંતરમોડ઼) [ સં. અંત્ર ( આંતરડું ) + મુદ્ ( મરડાવું ) ] **પું.** ઢોરનો આંતરડું મરડાઈ જવાનો એક રોગ.

**આંતરમોહ** [ સં. આંતર ( અંદરનું ) + મોહ ( પ્રેમ ) ] **પું.** ઊંડો પ્રેમ.

**આંતરયુદ્ધ** ૧. [ સં. આંતર ( અંદરનું ) + યુદ્ધ ( લડાઈ ) ] **ન.** માંહોમાંહેની લડાઈ; 'સિવિલ વૉર'.

૨. **ન.** સારાનરસા વિચારો વચ્ચે ચાલતી લડાઈ.

**આંતરરસ** [ સં. આંત્ર ( આંતરડું ) + રસ ] **પું.** આંતરડામાંથી ઝરતો પ્રવાહી.

**આંતરરાગ** [ સં. આંતર ( અંદરનું ) + રાગ ( પ્રેમ ) ] **પું.** ઊંડો સ્નેહ; મનનો ઉમળકો; સ્નેહ; ભાવ.

**આંતરરાષ્ટ્ર** ૧. [ સં. આંતર ( અંદરનું ) + રાષ્ટ્ર ( દેશ ) ] **પું.** દેશનો અંદરનો ભાગ.

૨. **વિ.** એકબીજા દેશ વચ્ચેનું.

**આંતરરાષ્ટ્રિય** [ સં. આંતર ( વચ્ચેનું ) + રાષ્ટ્ર ( દેશ ) + ઇય ( લગતું ) ] **વિ.** જુદાજુદા દેશને કે તેમના અરસપરસ સંબંધને લગતું; એકબીજા દેશ વચ્ચેના પરસ્પર વ્યવહાર સંબંધી; 'ઇન્ટરનૅશનલ'.

**આંતરરાષ્ટ્રિયતા** [ સં. આંતર ( વચ્ચેનું ) + રાષ્ટ્રિય ( દેશનું ) + તા ( પણું ) ] **સ્ત્રી.** દેશ દેશ વચ્ચે અરસપરસ વ્યવહારનો સંબંધ હોવાપણું; સર્વદેશવાદ; 'ઇન્ટરનૅશનલિઝમ'.

**આંતરરાષ્ટ્રિયત્વ** [ સં. આંતર ( વચ્ચેનું ) + રાષ્ટ્રિય ( દેશનું ) + ત્વ ( પણું ) ] **ન.** દેશ દેશ વચ્ચેનો સંબંધ; આંતરરાષ્ટ્રિયતા.

**આંતરરાષ્ટ્રીય** [ સં. આંતર ( અંદરનું ) + રાષ્ટ્રીય ( દેશ સંબંધી ) ] **વિ.** જુદા જુદા દેશનું.

**આંતરરાષ્ટ્રીયતા** [ સં. આંતર ( વચ્ચેનું ) + રાષ્ટ્રીય ( દેશનું ) + તા ( પણું ) ] **સ્ત્રી.** જુદા જુદા દેશ વચ્ચેનો વહેવાર.

**આંતરરાષ્ટ્રીયત્વ** [ સં. આંતર ( અંદરનું ) + રાષ્ટ્રીય ( દેશ સંબંધી ) + ત્વ ( પણું ) ] **ન.** દેશ દેશ વચ્ચેનો સંબંધ.

**આંતરલગ્ન** [ સં. આંતર ( અંદરનું ) + લગ્ન ( વિવાહ ) ] **ન.** પોતાની જ્ઞાતિમાં જ થતો વિવાહ.

**આંતરવાંછના** [ સં. આંતર ( અંદરનું ) + વાંછના ( ઇચ્છા ) ] **સ્ત્રી.** હૃદયની વાસના.

**આંતરવિકાસ** [ સં. આંતર ( અંદરનું ) + વિકાસ ( ખિલવણી ) ] **પું.** મનને ખીલવવાપણું.

**આંતરવિગ્રહ** [ સં. આંતર ( અંદરનું ) + વિગ્રહ ( લડાઈ ) ] **પું.** અંદર અંદરની લડાઈ.

**આંતરવિષ** [ સં. આંતર ( અંદરનું ) + વિષ ( ઝેર ) ] **ન.** શરીરમાં ઉત્પન્ન થતું ઝેર.

**આંતરવિષય** [ સં. આંતર ( અંદરનું ) + વિષય ( ભોગની વસ્તુ ) ] **પું.** અંતરમાં અનુભવાતા વિષય; સુખ, દુઃખ વગેરે.

**આંતરવું** ૧. **અ. ક્રિ.** પસાર થવું; વીતી જવું.

> દિન ગણતાં માસ ગયા, વરસે **આંતરિયાં**,
> સુરત ભૂલી સાયબા, નામે વીસરિયાં.
> લોકોક્તિ

૨. **સ. ક્રિ.** ખૂણો બનાવવો. બે બિંદુને જોડનારી સીધી અથવા વાંકી લીટીના બંને છેડાને ત્રીજા બિંદુ સાથે જોડવાથી ત્રીજા બિંદુ આગળ એક ખૂણો બને ત્યારે એ લીટી તે બિંદુએ થયેલા ખૂણાને આંતરે છે એમ કહેવાય.

૩. **સ. ક્રિ.** ઘેરી લેવું.

૪. **સ. ક્રિ.** નિરુપાય બનાવવું; લાચાર કરી નાખવું.

૫. **સ. ક્રિ.** પડદો નાખવો; જુદું પાડવું.

૬. [ સં. અંતર્ ( વચ્ચે ) + ઇ ( જવું ) ] **સ. ક્રિ.** રોકવું; અટકાવવું.

૭. **સ. ક્રિ.** લીટીનો ભાગ કાપવો. અમુક લીટીઓ બીજી લીટીને કાપે તો તે લીટીના જે કટકા થાય તેને તે લીટીઓ આંતરે છે એમ કહેવાય.

૮. **સ. ક્રિ.** હદ બાંધી લેવી.

**આંતરવૃત્તિ** [ સં. આંતર ( અંદરનું ) + વૃત્તિ ( વલણ ) ] **સ્ત્રી.** મનનું વલણ.

**આંતરવેદી** **ન.** ગોદાવરી નદી પર આવેલું એ નામનું એક ગામ.

**આંતરવ્યવસ્થા** [ સં. આંતર ( અંદરનું ) + વ્યવસ્થા ( ગોઠવણ ) ] **સ્ત્રી.** અંદરનો કારભાર.

**આંતરવ્યાપાર** ૧. [ સં. આંતર ( અંદરનું ) + વ્યાપાર ( કામ ) ] **પું.** દેશની અંદરનો વેપાર વહેવારનો સંબંધ.

૨. [ સં. આંતર ( મનનું ) + વ્યાપાર ( કામ ) ] **પું.** મનનું વલણ.

**આંતરશક્તિ** [ સં. આંતર ( અંદરનું ) + શક્તિ ( બળ ) ] **સ્ત્રી.** આત્મબળ; મનની મજબૂતાઈ.

**આંતરશબ્દાનુવિદ્ધસમાધિ** [ સં. આંતર ( અંદરનું ) + શબ્દ ( વચન ) + અનુવિદ્ધ ( વ્યાપી રહેલું ) + સમાધિ ( મનની એકાગ્રતા ) ] **સ્ત્રી.** ક્રોધ વગેરેથી હું છૂટો છું એવું ઊંડું ધ્યાન.

**આંતરશાસન** [ સં. આંતર ( અંદરનું ) + શાસન ( કારોબાર ) ] **ન.** અંદરનો વહીવટ; આંતરિક વ્યવસ્થા.

**આંતરશાંતિ** [સં. આંતર ( હૃદયનું ) + શાંતિ] **સ્ત્રી.** મનની સ્થિરતા.

**આંતરશુદ્ધિ** [ સં. આંતર ( અંદરનું ) + શુદ્ધિ ( ચોખ્ખાઈ ) ] **સ્ત્રી.** હૃદયની સ્વચ્છતા.

**આંતરશૌચ** [ સં. આંતર ( અંદરનું ) + શૌચ ( પવિત્રતા ) ] **ન.** મનની ચોખ્ખાઈ.

**આંતરશ્રુતિ** ૧. [ સં. અંતર ( મન ) + શ્રુતિ ( અવાજ ) ] **સ્ત્રી.** અંતઃકરણનો અવાજ. જ્યારે શુદ્ધ બુદ્ધિથી આત્મજ્ઞાન થાય ત્યારે હૃદયમાં આત્માનો અવાજ સ્પષ્ટ સંભળાય છે.

૨. [સં. આંતર ( અંદરનું ) + શ્રુતિ (અવાજ)] **સ્ત્રી.** ફેરફાર પામેલ સ્વરોની સાથે ગવાય તેવો મીઠો અવાજ.

**આંતરસ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + અશ્ ( ખાવું ) ] **સ્ત્રી.** અન્નનળીને બદલે શ્વાસનળીમાં ખોરાક કે પાણી જવાથી થતી પીડા; અંતરવાસ જવાથી થતું દુઃખ.

૨. **સ્ત્રી.** ખોરાક કે પાણી અન્નનળીમાં ન જતાં શ્વાસનળીમાં થઈ નાક વાટે બહાર નીકળવાપણું.

**આંતરસમૃદ્ધિ** [ સં. આંતર ( અંદરનું ) + સમૃદ્ધિ ( સંપત્તિ ) ] **સ્ત્રી.** મનની શક્તિ.

**આંતરસંધિ** [ સં. આંતર ( અંદરનું ) + સંધિ ( જોડાણ ) ] **સ્ત્રી.** શબ્દની રચનાની અંદર કરવામાં આવતું જોડાણ; પ્રકૃતિ અને પ્રત્યયને ભેગા કરતાં થતી સંધિ; અંતરંગ સંધિ. જેમકે, નવ + ઊઢા = નવોઢા, રામ + અયન = રામાયણ.

**આંતરસંબદ્ધ** [ સં. આંતર ( અંદરનું ) + સંબદ્ધ ( જોડાયેલું ) ] **વિ.** અંદરથી જોડાયેલું; અંદરના વહેવારવાળું.

**આંતરસીવો** [ સં. અંતર્ ( વચ્ચે ) + સિવ્ ( સીવવું ) ] પું. સીવાઈને તૈયાર થયેલાં કપડાંને બરોબર બંધબેસતું કરવાને અંદરથી ટૂંકું કે સાંકડું કરવા થતું સીવણ કામ.

**આંતરસૃષ્ટિ** [ સં. આંતર ( અંદરનું ) + સૃષ્ટિ ( જગત ) ] સ્ત્રી. મનમાં કલ્પેલી દુનિયા.

**આંતરસેવો** [ સં. અંતર્ ( અંદર ) + સિવ્ ( સીવવું ) ] પું. ટૂંકું કે સાંકડું કરવા થતું સીવણ; આંતરસીવો.

**આંતરસો** [ સં. અંતર્ ( અંદર ) + સિવ્ ( સીવવું ) ] પું. અંદરથી ભરવામાં આવતો દોરો; આંતરસીવો.

**આંતરસોપાધિકભ્રમ** [ સં. આંતર ( અંદરનું ) + સોપાધિક ( ઉપાધિવાળું ) + ભ્રમ ( મિથ્યાજ્ઞાન ) ] પું. ( વેદાંત ) હું કરનાર છું, ભોગવનાર છું એવો ખોટો ખયાલ.

**આંતરસોપાધિકાધ્યાસ** [ સં. આંતર ( અંદરનું ) + સોપાધિક ( ઉપાધિવાળું ) + અધ્યાસ ( ભ્રમ ) ] પું. ( વેદાંત ) હું કરનાર અને ભોગવનાર છું એવી ખોટી માન્યતા; આંતરસોપાધિકભ્રમ.

**આંતરસ્તર** [ સં. આંતર ( અંદરનું ) + સ્તર ( થર ) ] પું. ચામડીનું અંદરનું પડ.

**આંતરસ્થ** [ સં. આંતર ( અંદર ) + સ્થા ( રહેવું ) ] વિ. અંદર રહેલું; માનસિક.

**આંતરસ્નાન** [ સં. આંતર ( અંદરનું ) + સ્નાન ( નાવણ ) ] ન. હૃદયની પવિત્રતા.

**આંતરસ્વચ્છતા** [ સં. આંતર ( અંદરનું ) + સ્વચ્છતા ( ચોખ્ખાઈ ) ] સ્ત્રી. મનની શુદ્ધિ.

**આંતરહાનવ્યા** [ આંતર ( અંદરનું ) + હાનવ્યા ( તજનારી ) ] સ્ત્રી. ગંડોત્તરખાતમાં રહેલી એ નામની એક ધમની અને શિરા; 'ઇન્ટર્નલ મૅક્સિલરિ વેસલ્સ'.

**આંતરાપાદતલિયાનાડી** (આંતરાપાદતલિયાનાડી) [ સં. આંતર ( અંદરની ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પાદ ( પગ ) + તલ ( તળિયું ) + નાડી ] સ્ત્રી. પગના તળિયાની અંદરમાં આવેલી એક નાડી; 'મીડિઅલ પ્લેન્ટર નર્વ'.

**આંતરાર્બુદ** પું. પ્રગંડાસ્થિ એટલે કોણી અને બગલ વચ્ચેના હાડકાના નીચલા છેડાની અંદરની બાજુની ટોચ ઉપર આવેલો લગભગ ત્રિકોણાકાર એક ઊંચો ભાગ. કોણીના સાંધાનો અંદરની બાજુનો સ્નાયુરજ્જુ તેને લાગેલો છે.

**આંતરિક** ૧. [ સં. આંતર ( અંદરનું ) + ઇક ( સંબંધી ) ] વિ. અંતરનું; અંદર રહેલું; માંહેલું; છૂપું.

૨. વિ. અંદરનું.

૩. [ સં. આંતર ( મન ) + ઇક ( લગતું ) ] વિ. દિલોજાન; પ્રાણપ્રિય.

**આંતરિક આંતર અર્બુદ** ન. પ્રકોષ્ઠાસ્થિ ( અલ્ન ) નામના હાડકાનો કોણીના સાંધાનો ઉપરનો ભાગ.

**આંતરિકચેતના** [ સં. આંતરિક ( અંદરનું ) + ચેતના ( ભાન ) ] સ્ત્રી. તંદ્રા અવસ્થા એટલે કાચી નીંદરમાં બુદ્ધિનો ઉપયોગ કર્યા વગર કામ કરતું મન; સૂક્ષ્મ મન; અર્ધચેતના; આંતરમન; 'સબકૉન્શસનેસ'.

**આંતરિકસમીકરણ** [ સં. આંતરિક ( અંદરનું ) + સમ ( સરખું ) + કરણ ( કરવાપણું ) ] ન. ( ગણિત ) કોઈ બિંદુએ વળાંકની લંબાઈ અને તે બિંદુએ દોરેલ લીટી સાથે સ્પર્શક ( ટેન્જન્ટ )થી બનતા ખૂણા વચ્ચેનો સંબંધ બતાવતું સમીકરણ; 'ઇન્ટ્રિન્ઝિક ઇક્વેશન'.

**આંતરિક્ષ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + ઈક્ષ્ ( જોવું ) ] ન. આકાશ; ગગન; વ્યોમ.

૨. વિ. આકાશ સંબંધી; સ્વર્ગીય.

૩. વિ. હવામાં થયેલું.

**આંતરિત** [ સં. આંતર ( અંદરનું ) + ઇત ( વાળું ) ] વિ. લીટીના છેડાને કોઈ એક ત્રીજા બિંદુ સાથે જોડવાથી ત્રીજા બિંદુ આગળ થતું.

**આંતરિયું** [ સં. અંતર્ ( વચ્ચે ) ] વિ. વખતે આવતું.

**આંતરી** ૧. [અંતર ( ભેદ )] સ્ત્રી. અણબનાવ; અંટસ; વેર.

૨. સ્ત્રી. કપડાંને છેડેના છૂટા તાંતણાને વણીને બનાવેલી શોભા માટે રાખેલ ઝૂલતી કિનાર.

૩. સ્ત્રી. કરડી ખાનારી જીવાત.

૪. સ્ત્રી. કોર; છેડો; પાલવ.

૫. સ્ત્રી. જુદાઈ; આડચ; અંતર; છેટું; બે ચીજ વચ્ચેની જગ્યા.

૬. સ્ત્રી. ( સંગીત ) ધ્રુવપદની ટેક.

૭. સ્ત્રી. નાગરવેલના પાનની રગ.

૮. સ્ત્રી. ફણસનાં ચાંપાને વળગેલા રેસા.

૯. સ્ત્રી. બે ધોતિયાંની વચ્ચે તેમને છૂટા પાડવાને માટે આડા વણાટ વગર રાખેલી જગ્યા.

૧૦. સ્ત્રી. વહાણની કિનાર એટલે કાંઠો.

**આંતરીઓ તાવ** પું. ચોક્સ મુદતે આવતો તાવ. જેમકે, રોજીઓ, તરીઓ, ચોથીઓ, અને ઉધાણીઓ. દરરોજ ચોક્સ વખતે આવતો તાવ તે રોજીઓ, દર ત્રીજે દહાડે એટલે ૪૮ કલાકના અંતર પછી આવે તે તરીઓ, ચોથીઓ તાવ દર ચોથે દહાડે એટલે ૭૨ કલાકને આંતરે આવે અને ઉધાણીઓ તાવ ચાર પાંચ અથવા વધારે અને ઘણુંકરીને પંદર દિવસને આંતરે આવે.

**આંતરી કર્ણ પાલિ** [ સં. આંતર ( અંદરનું ) + કર્ણ ( કાન ) + પાલિ ( કાનનો આગલો ભાગ ) ] સ્ત્રી. કાનના બહારના અને ઊપસેલ ભાગથી આગળનો કિનારી જેવો ભાગ; 'ઍન્ટિહીલિક્સ'.

**આંતરીક્ષ** ૧. [ સં. ] ન. આકાશ.

૨. વિ. આકાશનું.

૩. વિ. વાતાવરણમાં રહેતું.

**આંતરીય** ૧. વિ. અંદરનું; આંતરિક.

૨. [ સં. અંતર ( મન ) + ઈય ( લગતું ) ] વિ. મનનું.

**આંતરુ** ન. ( જૂ. ગુ. ) આંતરો; તફાવત; ભેદ.

> કુમરી ભણઈ, તાત! તુહ્મ સુણ,
> હીંદૂ તુરક **આંતરુ** ઘણું. કાન્હડદેપ્રબંધ

**આંતરૂ** ન. આડ; બાધા.

> રાજાએ મનમાં દીધું **આંતરૂં**,
> દેખી ધ્રુવ તાં દૂધ પાતરૂં. તુલસી

**આંતરે** ૧. [સં. અંતર ( છેટું )] અ. એક મૂકીને બીજું એમ; વચમાં કંઈક રાખીને; અંતરે; છેટે.

૨. અ. ગાળે; અમુક વખતને અંતરે.

> એકેક દહાડાને **આંતરે** = વચમાં એક દહાડો મૂકીને; ત્રીજે ત્રીજે દહાડે; એકાંતરિયે.

**આંતરેઆંતરે** અ. અમુક વખતને અંતરે.

**આંતરેલો** પું. વાડો.

**આંતરેંદ્રિય** [ સં. આંતર ( અંદરનું ) + ઇન્દ્રિય ] સ્ત્રી. મન; અંતઃકરણ.

**આંતરો** ૧. [સં. અંતર ( છેટું )] પું. અંતર; છેટું.

૨. પું. જુદાઈ; જુદાપણું.

૩. પું. જુદું પાડવાની નિશાની.

૪. પું. ( સંગીત ) ધ્રુપદની ટેક; ધ્રુપદનું બીજું, અસ્તાઈનું પહેલું અને આભોગનું ત્રીજું પદ; અનુક્રમે સ્વર ચઢાવવાની એક પદ્ધતિ.

૫. પું. બેની વચ્ચે રાખેલી, ભરેલી કે મૂકેલી ચીજ; પડદો; અંતરપટ.

> આંતરો ભરવો-ભરી લેવો = પડદો કરવો; કોઈ બે ચીજ જુદી પડે તેમ કરવું.

૬. [ સં. અંતર્ ( વચ્ચે ) ] પું. ભેદ; તફાવત; ફરક.

૭. પું. વચલો ગાળો; ખાલી જગ્યા; અવકાશ.

૮. પું. વાડ; આડચ.

**આંતરોષ્ઠ** પું. મોટા યોનિઓષ્ઠને છૂટા પાડવાથી જણાતા તેની નીચેના બે નાના ભગોષ્ઠ; 'લેબિઅ માઇનોરા'. આ ભગોષ્ઠ એટલે યોનિના હોઠ શ્લેષ્મત્વચાના બનેલા અને પાતળા છે. આમાંનો દરેક નાનો ઓષ્ઠ કેશભૂમિની નીચે આવેલ મદનાંકુરથી શરૂ થઈ બૃહદ્‌ભગોષ્ઠની માફક નીચે અને બહાર નમતા રહી મોટા ઓષ્ઠના અર્ધ ભાગમાં બારીક થઈ મોટા હોઠની સાથે મળી જાય છે.

**આંતર્કોમીય** [ સં. આંતર ( વચ્ચેનું ) + કોમ ( જ્ઞાતિ ) + ઈય ( વાળું ) ] વિ. કોમ કોમ વચ્ચેનું.

**આંતર્ગેહિક** [ સં. આંતર ( અંદરનું ) + ગેહ ( ઘર ) + ઇક ( લગતું ) ] વિ. ઘરની અંદર થતું.

**આંતર્છેદ** [ સં. આંતર ( અંદરનું ) + છેદ ( કાપ ) ] પું. ( ગણિત ) બે સમાંતર આડી લીટીને કાપનારી લીટીનો તે બે લીટી વચ્ચેનો ભાગ; 'ઇન્ટરસેપ્ટ'.

**આંતર્જીવ** [ સં. અંત્ર ( આંતરડું ) + જીવ ( જંતુ ) ] પું. આંતરડામાં રહેતાં જંતુ; 'એન્ટોઝોઅ'.

**આંતર્દર્શન** [ સં. આંતર ( અંદરનું ) + દર્શન ( જોવું તે ) ] ન. હૃદયની અંદર જોવાપણું.

**આંતર્પટ** [ સં. આંતર ( અંદરનું ) + પટ ( પડ ) ] ન. અંદરનું પડ.

**આંતર્પ્રેરણા** [ સં. આંતર ( અંદરનું ) + પ્રેરણા ( પ્રેરવું તે ) ] સ્ત્રી. સાચુંખોટું પારખવાની અંતરની શક્તિ.

**આંતર્ભોમ** [ સં. આંતર ( અંદરનું ) + ભૂમિ ( જમીન ) ] વિ. જમીનની અંદરનું.

**આંતર્મુખ** [ સં. આંતર ( અંદરનું ) + મુખ ( મોઢું ) ] વિ. અંદર વળેલું.

**આંતર્ય** [ સં. અંતર્ ( અંદર ) + ય ( તા ) ] ન. અંદર હોવાપણું.

**આંતર્વર્ણીય** [ સં. આંતર ( વચ્ચેનું ) + વર્ણ ( જ્ઞાતિ ) + ઈય ( લગતું ) ] વિ. જુદી કોમો વચ્ચેનું.

**આંતર્વહીવટ** [ આંતર ( અંદરનું ) + વહી ( ખત ) ] પું. અંદરઅંદરનો કારભાર.

**આંતર્વેશ્મિક** [ સં. અંતર્ ( અંદર ) + વેશ્મન્ ( ઘર ) + ઇક ( લગતું ) ] વિ. ઘરમાં થતું; આંતર્ગેહિક.

**આંતર્વ્યવસ્થા** [ સં. આંતર ( માંહેનું ) + વ્યવસ્થા ( ગોઠવણ ) ] સ્ત્રી. અંદરની ગોઠવણ.

**આંતર્સ્થિતિ** [ સં. આંતર ( અંદરનું ) + સ્થિતિ ( દશા ) ] સ્ત્રી. અંદરની હાલત.

**આંતર્હેતુ** [ સં. આંતર ( માંહેનું ) + હેતુ ( કારણ ) ] પું. અંદરનું કારણ.

**આંતશ** ૧. [ ફા. આતિશ ] સ્ત્રી. અગ્નિ; આગ.
૨. સ્ત્રી. તરસ.

**આંતઃપુરિક** [ સં. અંતઃપુર ( રાણીવાસ ) + ઇક ( લગતું ) ] પું. જનાનખાનાનો ઉપરી.

**આંતઃવિગ્રહ** [ સં. આંતર ( અંદરનું ) + વિગ્રહ ( લડાઈ ) ] પું. અંદરઅંદરની લડાઈ.

**આંતા** પું. ખેતરના શેઢા પાસેની ખેડવાણ જમીનમાં ઊગતું ઘાસ. તે ખોદવાને આંતા કાઢવા કહે છે.

**આંતિકા** [ સં. અંતિક ( પાસેનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. મોટી બહેન.

**આંતિમ** [ સં. અંતિમ ( છેલ્લું ) ] વિ. અંતે રહેલું; છેડાનું.

**આંતે** [ હિં. ] પું. આત્મા; હૃદય; મન.

**આંતો** પું. ત્રણ વણેલા દોરામાંનો પહેલો દોરો; ત્રણ સેરનો દોર ભાંગતાં ઉખેળતી પડતી પહેલી બે સેરો. આવી રીતે ઊકલતા જતા આંતરામાં ત્રીજો દોર બેસતો આવી વળ ખાતો જાય છે. આ કામને 'ત્રણ દોરે ભાંગવું' કહે છે.

**આંત્ર** ૧. [ સં. ] ન. આંતરડું.
૨. ન. વાયુને વહેનારી એક નળી.
૩. વિ. આંતરડાને લગતું.

**આંત્રકલા** [ સં. આંત્ર ( આંતરડું ) + કલા ( પડ ) ] સ્ત્રી. આંતરડાં અને કરોડને જોડનાર એક પડ; 'મેસેન્ટરિ'.

**આંત્રકૂજન** ૧. [ સં. આંત્ર ( આંતરડું ) + કૂજન ( અવાજ ) ] પું. વાયુરોગનો એક પ્રકાર; આંતરડામાં અવાજ કરતો વાયુ.
૨. ન. આંતરડામાં થતો અવાજ.

**આંત્રછેડો** (આંત્રછેડો) [ આંત્ર ( આંતરડું ) + છેડો ] પું. ઓઝરીનો આંતરડા બાજુનો છેડો; 'પાયલૉરિક એંડ'.

**આંત્રજ્વર** [ સં. આંત્ર ( આંતરડું ) + જ્વર ( તાવ ) ] પું. આંતરડામાં સડો થવાથી એકવીસ કે અઠ્ઠાવીસ દિવસ જારી રહેતો એક ઝેરી તાવ; મુદતિયો તાવ; એન્ટરિક ફીવર; 'ટાઇફોઇડ'.

આંત્રજ્વરમાં અરુણ કોઢ = ટાઇફોઇડ તાવમાં શરીર ઉપર દેખાતાં લાલાશ પડતાં ચાઠાં.

**આંત્રતંતુ** ૧. પું. આંતરડાની અંદર આવેલો રેસા જેવો તાંતણો.
૨. [ સં. આંત્ર ( આંતરડું ) + તંતુ ( તાંતણો ) ] પું. આંતરડામાં ઊપસેલ ભાગની બનેલી કરચલી જેવી દેખાતી નળી; 'વિલસ'.

**આંત્રદ્વાર** [ સં. આંત્ર ( આંતરડું ) + દ્વાર ( બારણું ) ] ન. આંતરડાનું બારણું.

**આંત્રપરિશિષ્ટ** [ સં. આંત્ર ( આંતરડું ) + પરિશિષ્ટ ( વધારો ) ] પું. નાના અને મોટા આંતરડાનું જોડાણ થાય છે ત્યાં આવેલો આંતરડાનો પૂછડા જેવો ભાગ; 'અપેન્ડિક્સ'.

**આંત્રપરિશિષ્ટ શોથ** [ સં. આંત્ર ( આંતરડું ) + પરિશિષ્ટ ( વધારો ) + શોથ ( સોજો ) ] પું. આંતરડાની પૂછડીમાં થતો સોજો; 'અપેન્ડિસાઇટિસ'.

**આંત્રપુચ્છ** [ સં. આંત્ર ( આંતરડું ) + પુચ્છ ( પૂછડું ) ] ન. આંતરડાનો પૂછડા જેવો વધેલો ભાગ; 'અપેન્ડિક્સ વર્મિફોર્મ'.

**આંત્રપુચ્છશોથ** [ સં. આંત્ર ( આંતરડું ) + પુચ્છ ( પૂછડું ) + શોથ ( સોજો ) ] પું. એક પ્રકારનો રોગ; આંતરડાના પૂછડામાં થતો સોજો; 'અપેન્ડિસાઇટિસ'. આ રોગ પુરુષોમાં સાધારણ રીતે જોવામાં આવે છે.

**આંત્રરસ** [ સં. અંત્ર ( આંતરડું ) + રસ ] પું. આંતરડામાંથી ઝરતો એક પાચનરસ.

**આંત્રરોગ** [ સં. આંત્ર ( આંતરડું ) + રોગ ( બીમારી ) ] પું. આંતરડાનો રોગ. જેમકે, આંત્રજ્વર; આંત્રવૃદ્ધિ.

**આંત્રલવ** [ સં. આંત્ર ( આંતરડું ) + લવ ( અંશ ) ] પું. નાના આંતરડાની અંદરની સપાટી ઉપર ઊપસી આવેલો ભાગ.

**આંત્રવિપચન** [ સં. આંત્ર ( આંતરડું ) + વિ ( વિશેષ ) + પચન ( પાચન ) ] ન. આંતરડામાં થતું ખોરાકનું પાચન.

**આંત્રવૃદ્ધિ** [ સં. આંત્ર ( આંતરડું ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. સારણગાંઠ; આંતરડાનું ઊતરવું તે.

**આંત્રવ્રણ** [ સં. આંત્ર ( આંતરડું ) + વ્રણ ( ઘા ) ] ન. આંતરડામાં પડેલું ચાંદું.

**આંત્રશલ્ય** [ સં. આંત્ર ( આંતરડું ) + શલ્ય ( કાંટો ) ] ન. આંતરડામાં ગયેલી બહારની ચીજ.

**આંત્રસંદંશ** [ સં. આંત્ર ( આંતરડું ) + સંદંશ ( સાણસી ) ] ન. વાઢકાપમાં વપરાતાં આંતરડાંને પકડવાનાં ઓજાર. તેનાથી આંતરડાંની અંદરનો

રસ આગળ પાછળ જઈ શકે નહિ અને વાઢકાપમાં નડતરરૂપ થાય નહિ.

**આંત્રસ્રાવ** [ સં. આંત્ર ( આંતરડું ) + સ્રાવ ( ઝરણ ) ] પું. આંતરડામાંથી ઝરતો રસ.

**આંત્રિક** [ સં. આંત્ર ( આંતરડું ) + ઇક ( સંબંધી ) ] વિ. આંતરડાં સંબંધી.

**આંત્રિકજ્વર** [ સં. આંત્રિક ( આંતરડાં સંબંધી ) + જ્વર ( તાવ ) ] પું. આંતરડાંના દોષથી આવતો તાવ; મોતીજ્વર; મુદ્દતિયો તાવ. 'ટાઇફોઇડ'. ખોરાકની સાથે આ રોગનાં જંતુ શરીરમાં દાખલ થઈ નબળાં આંતરડાં ઉપર અસર કરે છે. ઘણી નબળાઈ, છાતી અને પેટ ઉપર લાલ ચાંદાં ઊપડી આવવાં, આંતરડામાં દુખાવો અને સોજો એ તેનાં ચિહ્ન છે. આફરા સાથે ફોતરાં વિનાની અડદની દાળ જેવા ઝાડા પણ થાય છે. આ તાવ ત્રણ, ચાર કે કોઈ વાર છ અઠવાડિયાં સુધી લંબાય છે.

**આંત્રિકા ધમની** [ સં. અંત્ર ( આંતરડું ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( હૃદયમાંથી લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. નાના આંતરડાને લોહી પૂરું પાડતી નળી; 'ઇન્ટેસ્ટિનલ આર્ટરિ'.

**આંથણું** ૧. ન. અથાણું.

૨. ન. દોરડું વણવા બેય છેડે રખાતા નાના લાકડાના કટકા.

**આંથો** પું. ચાટણ; મુરબ્બો; આથો.

**આંથ્રેસાઈટ** [ અં. એન્થ્રસાઇટ ] પું. એક જાતનો ખનિજ કોલસો. એ સાધારણ કોયલા કરતાં કઠણ પણ તેથી હલકો, લોઢા જેવા કાળા રંગનો હોય છે. તે શુદ્ધ અંગારનો બનેલો હોય છે અને ધુમાડો થયા વિના સળગે.

**આંદ** [ હિં. ] પું. કાદવ; કીચડ.

**આંદન** [ હિં. ] પું. ગારો.

**આંદર** સ્ત્રી. દરિયામાં ગલથી પકડાતી, ખોરાકમાં આકરી અને થોડા કાંટાવાળી પોણા આંગળની ચપટી કાળા રંગની ભીંગડાંવાળી માછલી.

**આંદા** [ હિં. ] ન. આંધળું માણસ.

**આંદામાન** પું. બંગાળાના અખાતમાં આવેલ ટાપુઓનું ઝૂમખું. હિંદમાંથી કાળા પાણીની સજા પામેલ કેદીઓને ત્યાં રાખવામાં આવે છે.

**આંદિપરા** ૧. સ્ત્રી. લેઉઆ કણબીની એક અટક.

૨. ન. એ નામની અટકનું માણસ.

૩. વિ. લેઉઆ કણબીની એક અટકનું.

**આંદુ** પું. ઓખામંડળ તરફ આણુંદજી માટે વપરાતું ટૂંકું નામ.

**આંદૂ** ૧. [ સં. અંદૂ ( બેડી ) ] પું. ( હિંદી ) લોઢાનું કડું; બેડી.

૨. પું. હાથીને પગે બાંધવામાં આવતી સાંકળ.

**આંદૂલમાન** ૧. [ સં. આંદોલ્ ( ડોલવું ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] વિ. ડોલતું; ઝૂલતું; ચલિત; ડોલાયમાન.

૨. વિ. ભયભીત; ગભરાયેલું.

૩. વિ. હરખાયેલું; ખુશ; પ્રસન્ન; સંતુષ્ટ.

**આંદોલ્** ૧. [ સં. ] અ. ક્રિ. ( ધાતુ ) ઝૂલવું; હીંચકવું. તે ઉપરથી નીકળેલ શબ્દ: આંદોલ, આંદોલન, આંદોલિત.

૨. અ. ક્રિ. ધ્રૂજવું; હાલવું.

૩. સ. ક્રિ. ઝુલાવવું; હીંચકાવવું.

૪. સ. ક્રિ. ડોલાવવું; ધ્રુજાવવું.

**આંદોલ** ૧. પું. ( સંગીત ) એ નામનો એક રાગ. રત્નદાસે એ રાગમાં પોતાનું હરિશ્ચંદ્રાખ્યાન બનાવ્યું છે.

૨. પું. ( સંગીત ) એ નામનો એક સ્વર; ગળામાંથી અથવા વાજા ઉપર એક સ્વરને બીજા અથવા ત્રીજા કે તેથી વધારે સ્વર સુધી ખેંચવો તે; મીંડ.

૩. પું. ધ્રુજારી; હલવાપણું.

૪. પું. હીંચ; થનથનાટ.

૫. પું. હીંચકવું તે; ઝૂલવાપણું; આંદોલન; ડોલન.

૬. વિ. કંપારીવાળું; ધ્રુજારીવાળું. આ અર્થમાં આ શબ્દ સ્વર માટે વપરાય છે.

**આંદોલક** ૧. [ સં. આંદોલ્ ( ડોલાવવું ) ] પું. હિંડોળો.

૨. ન. ઘડિયાળનું લોલક; હીંચકો; 'પેન્ડ્યુલમ'.

૩. ન. સ્પંદક; કંપક; 'વાઇબ્રેટર'.

૪. વિ. ડોલાવનાર.

**આંદોલકયંત્ર** [ સં. આંદોલક ( લોલક ) + યંત્ર ( સંચો ) ] ન. લોલકવાળું ઘડિયાળ.

**આંદોલક્ષમ** [ આંદોલ ( ડોલન ) + ક્ષમ ( સમર્થ ) ] વિ. ડોલનોને નોંધે તેવું.

**આંદોલન** ૧. [ સં. આંદોલ્ ( ડોલાવવું ) ] ન. અનુસંધાન; આલોચન; વિચારવું તે.

૨. ન. ઉશ્કેરણી; ખળભળાટ.

૩. ન. કિરણ.

૪. ન. ઘડિયાળનું લોલક; 'પેન્ડ્યુલમ'.

૫. ન. ઝરણ.

૬. ન. ઝૂલવાપણું; હિંદોળવું તે; ધ્રુજાટ.

૭. ન. ડોલન; ઝૂલવાપણું; આસ્પંદ.

૮. ન. તરંગ; લહેર; મોજું.

૯. ન. ધ્રુજારી; કંપ; મોજું; 'વાઇબ્રેશન'. આંદોલન સીધા અને આડા એમ બે પ્રકારનાં હોય છે.

૧૦. ન. પડઘો.

૧૧. ન. હાલવી ચાલતી ચીજ.

૧૨. ન. હિલચાલ; ચળવળ; દોહા; ડોળાડોળ.

૧૩. ન. હીંચકો; ઝૂલો; હિંડોળો.

**આંદોલનત્વરા** [ સં. આંદોલન ( કંપ ) + ત્વરા ( ઉતાવળ ) ] સ્ત્રી. ધ્રુજારીની ઝડપ; કંપની ગતિ.

**આંદોલનવિસ્તાર** પું. ( વિજ્ઞાન ) તરંગો વચ્ચેનું અંતર.

**આંદોલનશીલ** [ સં. આંદોલન ( ધ્રુજાટ ) + શીલ ( સ્વભાવ ) ] વિ. કંપવાળું; ધ્રૂજે એવું.

**આંદોલનોત્સવ** [ સં. આંદોલન ( ઝુલાવવું તે ) + ઉત્સવ ( જલસો ) ] પું. હિંડોળામાં બેસાડીને પ્રભુને ઝુલાવવાનું મંગળ કામ. ચૈત્ર સુદ ૧૧ ને દિવસે આ ઓચ્છવ ઊજવવામાં આવે છે.

**આંદોલમાન** [ સં. આંદોલ્ ( ડોલવું ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] વિ. હાલકડોલક; આમતેમ હાલતું.

**આંદોલશક્તિ** [ સં. આંદોલ ( ડોલન ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. લચકવાળા પદાર્થને ધક્કો લાગતાં મોજાં ઉત્પન્ન કરવાની શક્તિ.

**આંદોલાશ્રિત** [ સં. આંદોલ ( હીંચકો ) + આશ્રિત ( આધારવાળું ) ] વિ. હિંડોળા ઉપર ચડેલ; હીંચકે બેઠેલું.

**આંદોલિકા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, તગણ, રગણ અને ગુરુ મળી દશ અક્ષરવાળો અક્ષરમેળ છંદ. તેમાં પાંચમા અક્ષર ઉપર વિસામો આવે છે.

**આંદોલિત** ૧. પું. ( પિંગળ ) એક માત્રામેળ છંદ; ઝૂલણા.

૨. સ્ત્રી. ( સંગીત ) ગમકના સાત પ્રકાર માંહેનો એક; એક સૂરનો અવાજ કરી, તેનાથી ઊંચેના સૂરનો અવાજ શ્રુતિઓના અવાજ સાથે, સમુદ્રના તરંગની જેમ, ગંભીર ગતિમાં કરતા જવું તે.

૩. વિ. ડોલતું; ચાલતું; ધ્રુજારીવાળું.

૪. વિ. ડોલાવેલ.

**આંદોલિતા** પું. સાડત્રીસ માત્રાનો એક માત્રામેળ છંદ; ઝૂલણા છંદ.

**આંધ** ૧. [ સં. અંધ ( અંધારું ) ] સ્ત્રી. અંધારું.

૨. સ્ત્રી. આફતની મુશ્કેલી.

૩. સ્ત્રી. રતાંધળાપણું.

**આંધણુ** ૧. [ સં. આ ( ઘણું ) + દહન ( બાળવાપણું ) ] ન. અનાજને ચોડવવા સારુ ઉકાળવામાં આવતું પાણી; આધણ.

૨. ન. નુકસાની; ખોટ; ખરચ.

૩. ન. બળતરા.

**આંધરણ** ન. અનાજને ચોડવવા ઊકળવા મૂકેલું પાણી; આંધણ.

**આંધરા** ૧. [ હિં. ] ન. આંધળું માણસ.

૨. વિ. આંધળું; અંધ.

**આંધરાં** ન. બ. વ. ( પારસી ) કાણું; છિદ્ર.

**આંધરૂંધૂંધરૂં** [ અંધ ( અંધારૂં ) + ધૂંધરૂં ( આંધરૂંનું બેવડું રૂપ ) ] ન. પરોઢિયું; મળસકું.

**આંધરો** ૧. પું. ( કચ્છી ) આંતરડું.

૨. પું. નસ.

**આંધલો** વિ. પું. ( ડિંગળ ) અંધો; નહિ દેખતો.

**આંધળાપણું** [ સં. અંધ ( આંધળું ) ] ન. અંધાપો.

**આંધળિયાં** [ સં. અંધ ( આંધળું ) ] ન. આંધળાની માફક કૂદવાપણું; સાહસ.

આંધળિયાં કરવાં = (૧) આંખો મીંચીને પડતું મૂકવું. (૨) વગર વિચાર્યે કંઈ કામ કરવા માથે લેવું. (૩) સાહસ કરવું; જેના પરિણામ સંબંધી ખાતરી ન હોય તેવા કામમાં ઝંપલાવવું; સારા માઠાનો વિચાર ન કરતાં એકદમ કૂદી પડવું; યાહોમ કરીને પડવું.

**આંધળિયું** ૧. [ સં. અંધ ( આંધળું ) ] ન. અંધાપો; અંધત્વ.

૨. ન. આંખો મીંચીને મંડી પડવું તે; આંધળા જેવા થઈને કામ કરવાપણું. આ શબ્દ ઘણું ખરૂં બહુવચનમાં વપરાય છે.

આંધળિયાનું પાધરૂં પડવું = વગર વિચાર્યે કરેલું કામ પાર ઊતરવું.

૩. ન. નાદાની; મૂર્ખાઈ.

આંધળિયાં ચલાવવાં = બેદરકારી રાખવી.

૪. ન. મોહ; પ્યાર; આસક્તિ.

૫. ન. સાહસ; અવિચારી કામ.

આંધળિયાં કરીને = (૧) મોહથી અંધ થઈને. (૨) વગર વિચાર્યે; આંખો મીંચીને.

૬. વિ. આંધળું; અંધ.

**આંધળિયો** પું. ( ગ્રામ્ય ) જેનાથી ફેરકણું અને કણો ફરે તે વાંસના લાકડાનો આશરે એક હાથ લંબાઈનો કટકો.

**આંધળિયોપોટો** [ આંધળું ( નહિ દેખતું ) + પોટો ( છોકરો ) ] પું. એક રમત; આંધળો પાટો; ડાહીનો ઘોડો; આંધળી ખિસકોલી; આંધળોપાડો.

**આંધળી ખિલોડી** ( આંધળી ખિલોડી ) [ આંધળું ( નહિ દેખતું ) + ખિલોડી ( ખિસકોલી ) ] સ્ત્રી. એ નામની એક રમત; આંધળી ખિસકોલી. પેટલાદ તરફ આ રમતને આંધળી ખિલોડી કહે છે.

**આંધળી ખિસકોલી** [ આંધળું ( નહિ દેખતું ) + ખિસકોલી ( એક જાતનું પ્રાણી ) ] સ્ત્રી. એક જાતની રમત; ડાહીનો ઘોડો; આંધળિયોપોટો; આંધળોપાડો.

**આંધળી ગાય** [ સં. અંધ ( નહિ દેખતું ) + ગો ( ગાય ) ] સ્ત્રી. ગરીબ; નિરપરાધી અને અસીલ માણસ.

**આંધળી ચાકડ** ( આંધળી ચાકડ ) સ્ત્રી. સાપના આકારનું એક જાતનું પ્રાણી. તેની પૂછડી બૂઠી હોવાથી ત્યાં મોઢું હોય એમ લાગે એટલે કેટલાક તેને ભૂલથી બે મોઢાંવાળો સર્પ તરીકે ઓળખાવે છે. મોઢું તેને એક જ હોય છે. તે ખરી રીતે આંધળી નથી હોતી પણ તેની આંખ એટલી બધી ઝીણી હોય છે કે તે આંધળા જેવી લાગે છે.

**આંધળી ચાકણ** [ અંધ ( નહિ દેખતું ) + ચાકણ ( સાપ જેવું પ્રાણી ) ] સ્ત્રી. સુસ્ત પડી રહેતું, સાપના આકારનું જાડું પ્રાણી; આંધળી ચાકડ.

નવસેં નાગનું નખોદ ગયું, ત્યારે **આંધળી ચાકણને** રાજ આવ્યું. લોકોક્તિ

**આંધળી ચાકરણ** [ આંધળું ( નહિ દેખતું ) + ચાકરણ ( સાપના દેખાવનું એક પ્રાણી ) ] સ્ત્રી. આંધળું મનાતું સાપના જેવું એક પ્રાણી; આંધળી ચાકડ.

**આંધળી ચાકળ** [ આંધળું ( નહિ દેખતું ) + ચાકળ ( સાપના જેવું એક પ્રાણી ) ] સ્ત્રી. આંધળી ચાકડ.

**આંધળી ચાકળાણ** સ્ત્રી. આંધળી ચાકળ. જુઓ આંધળી ચાકડ.

**આંધળી ચાકોટ** [ આંધળું ( નહિ દેખતું ) + ચાકોટ ( સાપના જેવું પ્રાણી ) ] સ્ત્રી. એક જાતનો સાપ; આંધળી ચાકણ. જુઓ આંધળી ચાકડ.

**આંધળી ધોડ** ( આંધળી ધોડ ) [ સં. અંધ ( આંધળું ) + ધાવ્ ( દોડવું ) ] સ્ત્રી. સમજ વિના કોઈ બાબતમાં ઝંપલાવવું તે.

**આંધળી પીપળી** [ સં. અંધ ( નહિ દેખતું ) + પિપ્પલ ( પીપળો ) ] સ્ત્રી. એ નામની એક બાળરમત; ઝાડપીપળી; આંબલી પીપળી; ઓળામણી કોળામણી. બધાં રમનારાં એકાદ વડ જેવા ઘટાદાર અને જમીન સુધી નમી ગયેલ ઝાડ નીચે ઊભાં રહે. ત્યાં એક કૂંડાળું કરી તેમાં એક દાંડિયો મૂકે. પછી એક રમનાર કૂંડાળામાં ઊભો રહીને જમણો પગ ઊંચો કરી તેની નીચેથી દાંડિયાને જોરથી દૂર ફેંકે. દાવ આપનાર તે દાંડિયો લેવા જાય અને લાવીને કૂંડાળામાં મૂકે તે દરમિયાન રમનારાં ઝાડ ઉપર ચડી જાય છે. દાવ દેનાર ઝાડ ઉપર ચડેલ છોકરાંને જ્યારે પકડવા જાય ત્યારે કેટલાંક ટપોટપ નીચે કૂદી પડી પેલા કૂંડાળામાં પગ મૂકી દે અને દાંડિયાને ફરીથી પગ નીચેથી કાઢી ફેંકી દે એટલે દાવ દેનારને તે દાંડિયો લેવા પાછું જવું પડે. જો કૂંડાળામાં પગ મૂકતાં પહેલાં દાવ આપનાર કોઈને પકડી પાડે તો તેની માથેથી દાવ ઊતરે અને પકડાયેલ ઉપર દાવ આવે.

**આંધળીની રમત** [ આંધળું ( નહિ દેખતું ) + રમત ] સ્ત્રી. એ નામની એક રમત; ડાહીનો ઘોડો; આંધળી ખિસકોલી.

**આંધળુકિયું** [ સં. અંધ ( નહિ દેખતું ) ] ન. આંધળિયાં કરીને પડવું તે; વગર વિચાર્યે કંઈ કરવાપણું.

**આંધળું** ૧. [ સં. અન્ધ; અપ. અંધલય; પ્રા. અંધલઉ–આંધળું ] ન. અંધારૂં; અંધકાર.

૨. ન. કાણું; છિદ્ર; તીનું.

કરવડાને એક જ **આંધળું** ને ચાળણીને બોંતેર આંધળાં. લોકોક્તિ

૩. વિ. અભણ; અજ્ઞાન.

૪. વિ. અંધારાવાળું.

૫. વિ. જેમાંથી સોંસરવું દેખાય નહિ એવું; અપારદર્શક.

૬. વિ. નહિ દેખતું; અંધ.

૧. આંધાકી જોરૂ ખુદા રખવાલ = આંધળો દેખે નહિ માટે તેનું રક્ષણ કરનાર પરમેશ્વર છે.

૨. આંધળા આગળ આરસી ને બહેરા આગળ શંખ = ભેંસ આગળ ભાગવત. આંધળા માણસને અરીસો તદ્દન નકામો છે તેમ બહેરાને સાંભળી ન શકે એટલે શંખ નકામો છે. તેવી રીતે કોઈ માણસ જે વસ્તુનો લાભ લઈ ન શકે તેને એ વસ્તુ અપાય ત્યારે આ પ્રયોગ વપરાય છે.

૩. આંધળા આગળ દીવો = ઉપયોગમાં ન લઈ શકાય અથવા સમજી ન શકાય એવી ચીજ કોઈ પાસે હોવી; ભેંસ આગળ ભાગવત. આંધળા આગળ દીવો કંઈ કામનો હોતો નથી.

૪. આંધળા આગળ રોઈ ને પોતાની આંખો ખોઈ = કદર ન કરનાર માણસ આગળ પોતાની હકીકત જણાવવાથી લાભને બદલે ઊલટું નુકસાન થાય.

૫. આંધળા ખરચનું અંતકાળે સરવાયું = બહુ જ ઉડાઉ માણસ છેવટે દીવાળું કાઢે.

૬. આંધળા ચોરે ચાંદરડું દીઠું = તદ્દન જૂઠું; ખોટેખોટું; ગપેગપ.

૭. આંધળા પાટા બાંધવા = ભરમાવવું; ભોળવી નાખવું; કાંઈ સૂઝવા ન દેવું.

૮. આંધળા સાથે છિનાળું ને ઘર સુધી વળાવું = નબળા સાથે દોસ્તી કરવાથી પોતે પણ તેવા જ ગણાય; ગધેડે ચડી ઘેર ઊતરવું.

૯. આંધળાના પૈસા કૂતરાં ખાય અને પાપીનો માલ અકારત જાય = ચોરીનો માલ ચંડાળે જાય.

૧૦. આંધળાના હાથમાં આરસી = જેને જેનો ઉપયોગ નથી તેને તે વસ્તુ નકામી છે.

૧૧. આંધળાની આંખ = (૧) એકનો એક મોંઘેર્યો લાડકવાયો દીકરો. (૨) ઘણી અગત્યની વસ્તુ. (૩) ઘણું વહાલું. (૪) બહુ ઉપયોગનું.

૧૨. આંધળાની એક આંખ = (૧) કોઈનું માત્ર એકનું એક સંતાન. (૨) ઘણી વહાલી હોય તેવી તેની ચીજ. (૩) વાસનાથી અંધ બનેલો માણસ પોતાની પ્રિયા સિવાય બીજું દેખતો નથી.

૧૩. આંધળાની ગત આંધળાઓ જ જાણે = આંધળા માણસને કેટલું દુઃખ ભોગવવું પડે છે એ તો જેણે એ દુઃખ સહન કર્યું હોય તે જ જાણી શકે.

૧૪. આંધળાની ગાય ને અલ્લાનાં રખોપાં = નબળાંને ઈશ્વરનો આધાર હોય છે.

૧૫. આંધળાને આરસી ને બહેરાને શંખ = નકામી વસ્તુ.

૧૬. આંધળાને આંધળો કહે કડવું લાગે વેણ; ધીરે ધીરે પૂછીએ, શાથી ખોયાં નેણ = કંઈ પણ બાતમી ધીમે વાત કરવાથી મળી શકે, જોરથી કે અવિવેકથી ન મળે.

૧૭. આંધળાને સૂઝે એવું = (૧) ખુલ્લું; ઉઘાડું. (૨) બહુ સ્પષ્ટ; ચોખ્ખું; ખાંચખૂંચ વિનાનું.

૧૮. આંધળાને હૈયાફૂટો મળવો = આંધળે બહેરું કુટાવું; દુબળી ગાયને બગા ઘણી.

૧૯. આંધળામાં કાણો રાજીઓ = ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન.

૨૦. આંધળાં આંતર ભરવાં = હરખ વગર ખાવું; પેટને ભાડું દેવું.

૨૧. આંધળી ભેંસે મોઢવું દીઠું = આંધળી ભેંસને જો એક વખત ખાણાં કે ઘાસનો ઢગલો ક્યાં છે તેની ખબર પડી જાય તો પછી વારંવાર તે ત્યાં જ મોઢું નાખ્યા કરે; લાંબી નજર ન હોય તેને ભોગજોગે એકાદ વસ્તુ હાથ આવી તો તે તેનો જ ઉપયોગ કરે.

૨૨. આંધળીને પાથરતાં વહાણું વાય = અજાણ્યા માણસથી એકદમ કામ ઊકલે નહિ.

૨૩. આંધળું ખરચ = વગર વિચાર્યે ખરચાતો પૈસો.

૨૪. આંધળું ખરચ તેનું છેવટ દીવાળું = વગર વિચારે ખરચ કરનારને છેવટે દીવાળું કાઢવાનો વખત આવે.

૨૫. આંધળે બહેરું કુટાવું = આંધળો અને બહેરો ગમે તેટલી માથાકૂટ કરે તોપણ એકબીજાને સમજી શકતા નથી અને તેનું કંઈ પણ પરિણામ આવતું નથી; ગેરસમજ થવી; ભુલભુલામણી થવી.

૨૬. આંધળે બહેરું કૂટવું = આંધળો અને બહેરો ભેગા થાય તો એકબીજા વાત કરવા અને વિચારની આપલે કરવામાં ગમે તેટલી માથાકૂટ કરે તોપણ સમજી શકતા નથી. કરવાનું હોય તેના કરતાં ઊંધું કરવું.

૨૭. આંધળો આંખને શું કામ રૂએ? = થયું ન થયું થતું નથી.

૨૮. આંધળો કહે ભાઈ ચોર આવ્યા, તો નાગો કહે મને લૂટી લેશે = અસંભવિત વાત. આંધળો દેખી શકે નહિ અને નાગાને લુટાવાપણું હોય નહિ.

૨૯. આંધળો કહે ભીંત અને બહેરો કહે મસીદ = એક ચીજને આંધળો માણસ ભીંત કહે. તેની તે જ ચીજને બહેરો માણસ સમજ્યા વિના મસીદ કહે. સમજ્યા વિના થતી વાત.

૩૦. આંધળો દળે કે ગાય = આંધળો દેખે નહિ જેથી તેનાથી બીજું કામ ન થઈ શકે.

૩૧. આંધળો વણે ને વાછડો ચાવે = મહેનત નકામી જાય એવું કામ.

૭. વિ. પોલું; પોપાબાઈનું; કોઈ પણ જાતની વ્યવસ્થા વગરનું; અંધેરવાળું.

૮. વિ. બેદરકાર; કાળજી વગરનું.

૯. વિ. હૈયાફૂટું; વિચાર વિનાનું; અજ્ઞાન.

**આંધળુંકબૂતર** [ આંધળું (નહિ દેખતું) + કબૂતર (એક પક્ષી) ] ન. એ નામની એક રમત; આંધળો પાડો.

**આંધળુંકાતળું** [ સં. અંધ (નહિ દેખતું) + કૃત (કાપવું) ] ન. શેરડીની આંખ વિનાની કાતળી.

**આંધળુંકિયું** ૧. ન. વગર વિચાર્યું કામ.

૨. [ સં. અંધ (નહિ દેખતું) ] વિ. દેખે નહિ એવું; આંધળું.

**આંધળુંગૂમડું** (આંધળુંગૂમડું) ન. મોં વગરનું ગડ; કઠણ તગતગતું ગૂમડું.

**આંધળુંધબ** ૧. [ આંધળું (નહિ દેખતું) + ધબ (ધાબું) ] વિ. તદ્દન આંધળું; કંઈ ન દેખી શકે એવું.

૨. વિ. બહુ અંધારાવાળું; ગાઢ અંધકાર હોય એવું.

૩. વિ. વિચાર વગરનું; અવિચારી.

**આંધળુંધૂંધળું** ન. (ગ્રામ્ય) રોળુંટોળું; સૂર્ય આથમવાનો વખત; દેખાય ન દેખાય એવો સાંજનો વખત; ભરભાંખરી વેળા.

**આંધળુંપાંગળું** ૧. [ સં. અંધ (આંધળું) + પંગુ (લંગડું) ] વિ. આંખે નહિ દેખતું અને પગે લંગડું.

૨. વિ. નિરાધાર; ઓથ વિનાનું.

**આંધળુંભીંત** ૧. [ સં. અંધ (નહિ દેખતું) + ભિત્તિ (દીવાલ) ] વિ. કાંઈ ન દેખી શકે એવું; સાવ અંધ; છેક આંધળું; ભીંતની જેમ નહિ દેખતું; આંધળુંધબ.

૨. વિ. તદ્દન અણસમજુ; ભાન વગરનું.

૩. વિ. દિગ્મૂઢ; ભીંત જેવું સ્તબ્ધ; હાલેચાલે નહિ એવી રીતે વિચારમાં લીન થયેલું; એક જ વસ્તુ કે વાતને દેખતું; દિશાની સમજ હોય નહિ એવું; બેભાન.

૪. વિ. બહુ અંધારાવાળું; ગાઢ અંધકાર હોય એવું.

૫. વિ. વિચાર વગરનું; મૂઢ.

**આંધળુંવાજું** [ સં. અંધ (નહિ દેખતું) + વાદિત્ર (વગાડવાનું સાધન) ] ન. કામને ખરાબે ચડાવનાર ઇસમોની ટોળી.

**આંધળોકાચ** ૧. પું. અર્ધ પારદર્શક કાચ; 'ગ્રાઉન્ડ ગ્લાસ'. આ કાચ ઘસીને એવો કરવામાં આવેલ હોય છે કે તેની આરપાર દેખાતું નથી.

૨. [ સં. અંધ (નહિ દેખતું) + કાચ ] પું. મેશવાળો કરેલ કાચ. તેમાંથી સૂર્યનાં કિરણ બહુ ઓછાં પસાર થાય છે.

**આંધળોધંધો** ૧. [ આંધળું (કાળજી વગરનું) + ધંધો ] પું. આવકની ખબર ન પડે એવો વેપાર; નફો કે ખોટ ન સમજાય તેવું કામ.

૨. પું. નફો મળે નહિ એવો વેપાર.

**આંધળોપાટો** ૧. [ સં. અંધ (દેખાય નહિ એવું) + પટ (કપડું) ] પું. એ નામની આંખે પાટા બાંધીને રમવાની રમત; ડાહીનો ઘોડો. જુઓ આંધળો પાડો.

૨. પું. નજરબંધી; ભુલાવામાં નાખવાપણું.

૩. પું. ભૂલથાપ ખવરાવનાર બાબત.

**આંધળોપાડો** ૧. [ આંધળું (નહિ દેખતું) + પાડો (ભેંસનો નર) ] પું. એ નામની

એક રમત. તે ખુલ્લા મેદાનમાં, શેરીની ખુલ્લી જગ્યામાં કે ઓરડાની અંદર રમી શકાય છે. ખુલ્લું મેદાન હોય તો રમનારની સંખ્યાના પ્રમાણમાં એક ગોળ કૂંડાળું અથવા લંબાઈ પહોળાઈની હદ ઠરાવી રમવાની જગ્યા મુકરર કરવી. પછી દાવ દેનાર તરીકે એકને નક્કી કરી તે જોઈ શકે નહિ એવી રીતે લૂગડાનો પાટો કે રૂમાલ બાંધવો. બાકીનાં નક્કી કરેલી હદમાં ઘૂમ્યા કરે. દાવ દેનારો તેઓને પકડવા માટે આમતેમ ફરે. તે કોઈને પકડી પાડે ને તેને ઓળખી કાઢે ત્યારે તેને માથેથી દાવ ઊતરે. પછી તેનો પાટો છોડી પકડાયેલ રમનારાની આંખે બંધાય છે. મરજી પડે ત્યારે રમત બંધ કરવામાં આવે છે. આ રમતને અંધારપટો, આંધળો ભોટવો, અંધોઅંધો, આંખમિચામણી, આંધળિયોપોટ્ટો, દાઈનો ઘોડો, આંધળાખિસકોલી, આંધળાખિલોડી, ડાહીનો ઘોડો, આંધળાની રમત, આંધળુંકબૂતર, આંધળોપોટ્ટો, આંધળોપોટો અને મગમગ માછલું પણ કહે છે.

૨. પું. નજરબંધી; ભુલાવામાં નાખવાપણું.

૩. પું. ભૂલથાપ ખવરાવનાર ચીજ.

**આંધળોપોટો** ૧. [ આંધળું ( નહિ દેખતું ) + પોટ્ટો ( બચ્ચું ) ] પું. એ નામની એક રમત; આંધળો ભોટવો; આંધળોપાડો.

૨. પું. નજરબંધી.

**આંધળોપોટ્ટો** [ આંધળું ( નહિ દેખતું ) + પોટ્ટો ( છોકરો ) ] પું. આંખે પાટો બાંધીને રમવાની એક રમત; આંધળોપાડો.

**આંધળોભોટવો** [ આંધળું + ભોટવો ( લાંબા ગળાવાળો ઘડો ) ] પું. એ નામની એક રમત; એળુગેળુ દીવાગેળુ; આંધળોપાટો.

**આંધામીંચું** ૧. [ અર્ધ ( અરધું ) + મીંચવું ( બંધ કરવું ) ] વિ. આંખો અરધી બંધ હોય એવું.

૨. વિ. ચૂંચળું; ફાંગું; ઝીણી આંખોવાળું; બાડું.

૩. વિ. ટૂંક નજરનું; દૂર ન જોઈ શકે એવું.

**આંધારંભ** [ સં. અંધ ( અંધેર ) + આરંભ ( શરૂઆત ) ] પું. ( હિંદી ) અંધેરખાતું; સમજણ વગરનું આચરણ.

**આંધાલિકા** સ્ત્રી. ( સંગીત ) એ નામની એક રાગણી.

**આંધાળી** સ્ત્રી. ( સંગીત ) એ નામની દક્ષિણ હિંદમાં ગવાતી એક રાગિણી.

**આંધિ** સ્ત્રી. ધૂમસનું પડ; ઝાકળ. જુઓ આંધી.

**આંધી** ૧. [ સં. અંધ્ ( આંધળું કરવું ) ] સ્ત્રી. અંધાપો; અંધત્વ; આંધળાપણું.

૨. સ્ત્રી. આંધળી સ્ત્રી.

૩. સ્ત્રી. ગર્વ; અભિમાન; અહંકાર.

૪. સ્ત્રી. ધૂમસનું પડ; ઝાકળ; દવને લીધે જામેલ અંધકાર. દરિયા ઉપર આંધી એટલી જામે છે કે એક આગબોટ બીજી સાથે અથડાય નહિ માટે ભૂંગળું વગાડતી વગાડતી ચાલે છે.

૫. [ સં. અંધ ( આંધળું ) ] સ્ત્રી. વંટોળિયો; દિશાઓ ધૂળથી પુરાઈ જાય એવું વાવાઝોડું; ભારતવર્ષમાં આંધીનો વખત વસંત અને ગ્રીષ્મ ઋતુ છે.

૧. આંધી આવવી–ચાલવી = તોફાન થવું.

૨. આંધી કે આમ = (૧) થોડા દિવસ રહેવાવાળી ચીજ. (૨) પવનથી ખરી ગયેલી કેરી. (૩) બહુ સસ્તામાં મળેલી ચીજ. (૪) મહેનત વિના મળેલી વસ્તુ.

૬. સ્ત્રી. વાદળ ઘેરું થતાં કાળું થવું તે.

૭. વિ. ચાલાક; ઉતાવળથી કામ કરનાર.

આંધી હોવી = ઉતાવળા અને કાબેલ હોવું.

૮. વિ. લઠ્ઠ; ખાવામાં જબરું.

**આંધીગવ** ૧. [ સં. ] પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

૨. ન. સામવેદનું એક સૂક્ત.

**આંધુ** [ સં. અંધ ( નહિ દેખતું ) ] વિ. આંધળું.

**આંધેડવું** ( આંધેડવું ) સ. ક્રિ. ઝૂંટવી લેવું.

**આંધો** [ હિં. ] વિ. પું. આંધળો.

**આંધ્ય** ૧. [ સં. અંધ ( નહિ દેખતું ) ] ન. અંધાપો; આંધળાપણું; દેખતું ન હોવું તે.

૨. ન. અંધેર; અવ્યવસ્થા; અંધાધૂંધી.

**આંધ્યાદિત્રય** [ સં. આંધ્ય ( અંધાપો ) + આદિ ( વગેરે ) + ત્રય ( ત્રણનો જથ્થો ) ] ન. ( વેદાંત ) આંધ્ય એટલે આંધળાપણું, માંદ્ય એટલે ઓછું દેખવાપણું અને પટુત્વ એટલે સારી રીતે દેખવાપણું એ ત્રણ ધર્મ એટલે ગુણ.

**આંધ્ર** ૧. [ સં. ] પું. અત્રિ ગોત્રમાં થયેલ ચંદ્રવંશી બલી રાજાનો એ નામનો દીકરો. આંધ્ર દેશનું નામ તેના નામ પરથી પડ્યાનું કહેવાય છે.

૨. પું. આંધ્ર દેશમાં રહેતા પ્રાચીન લોકનું નામ; આંધ્ર દેશનો વતની. ઐતરેય બ્રાહ્મણમાં આ લોકનું નામ આવે છે.

૩. પું. એ નામના દેશનો રાજા.

૪. પું. કૃષ્ણા અને ગોદાવરીની વચ્ચેનો દેશ; તેલુગુ પ્રદેશ; તૈલંગણ.

બૌદ્ધો સિંધ, ગાંધાર, પારસિક, **આંધ્ર**, હૂણ, વંગ, કલિંગ આદિ મ્લેચ્છ પ્રચુર દેશોમાં દાખલ થઈ ગયા. પુરાતત્ત્વ

૫. પું. તાપી નદીના કિનારાનો દેશ.

૬. પું. તેલંગ બ્રાહ્મણ; પંચ દ્રાવિડ માંહેના એક જાતના બ્રાહ્મણ.

૭. પું. ભીલની એ નામની એક જાત.

૮. સ્ત્રી. તેલુગુ ભાષા.

૯. ન. ( શિલ્પ ) વેસર ઢબના બાંધકામની વિદ્યાની બે શાખામાંની એક. બીજી શાખા કલિંગ કહેવાય છે. માનસારમાં બાંધકામની મુખ્ય ત્રણ જાત બતાવી છે: નાગર, વેસર અને દ્રાવિડ.

૧૦. વિ. આંધ્ર દેશને લગતું; આંધ્ર દેશનું.

**આંધ્રક** પું. કૃષ્ણા અને ગોદાવરીની વચ્ચેનો દેશ; તેલુગુ પ્રદેશ; તૈલંગણ.

**આંધ્રદેશ** [ સં. આંધ્ર ( એક દેશ ) + દેશ ] પું. એ નામનો મછલીપટ્ટણની આજુબાજુનો દેશ; રાજ્યમહેંદ્ર. આ પ્રદેશને યુધિષ્ઠિરના દિગ્વિજય વખતે સહદેવે જીતી લીધો હતો.

**આંધ્રભૃત્ય** [ સં. આંધ્ર ( એ નામનો દેશ ) + ભૃત્ય ( નોકર ) ] પું. મહારાષ્ટ્રનો એક જૂનો વંશ.

**આંધ્રરાજ** [ સં. આંધ્ર ( એ નામનો દેશ ) + રાજ્ય ] ન. મહારાષ્ટ્ર અને તૈલંગણનું એક જૂનું રાજ્ય.

**આંધ્રવંશ** [ સં. આંધ્ર ( એ નામનો દેશ ) + વંશ ( કુળ ) ] પું. કૃષ્ણા અને ગોદાવરીના મુખ આગળના દેશના રાજાઓનું કુળ. તેની રાજધાની કૃષ્ણાને કિનારે આવેલા કાકુલમાં હતી.

**આંપડવું** ( આંપડવું ) ૧. સ. ક્રિ. દોડીને આંબી જવું; પહોંચી જવું.

૨. સ. ક્રિ. મેળવવું; પ્રાપ્ત કરવું.

જેની કૃપાથી અજ્ઞ જન પણ ઉચ્ચપદને **આંપડે**. કેશવકૃતિ

**આંપેરી** [ અં. ઍમ્પેર ] ન. વીજળીક પ્રવાહના બળનું એકમ; એક ઓમ જેટલો પ્રતિરોધ એટલે અટકાવ આપનાર તારમાંથી એક વોલ્ટનું વીજળીક બળ આપી શકે એટલો પ્રવાહ.

**આંફ** ૧. સ્ત્રી. છાતી રૂંધાય અને દમ ભરાઈ જાય તેવો એક રોગ.

૨. સ્ત્રી. દમ ચાલવો તે; હાંફ.

૩. સ્ત્રી. મરણ વખતનો શ્વાસોચ્છ્વાસ.

**આંફલુંફાંફલું** [ આંફવું ( હાંફવું ) + ફાંફલું ( આંફલુંનું બેવડું રૂપ ) ] વિ. ગભરાયેલું; બાવરું; બેબાકળું; હાંફળુંફાંફળું.

**આંફવું** અ. ક્રિ. હાંફવું; શ્વાસ ચડવો.

**આંફળુંફાંફળું** વિ. બાવરું; બેબાકળું; ગભરાયેલું; ગૂંચવણમાં પડેલું; મૂંઝાયેલું.

**આંફી જવું** ૧. **અ. ક્રિ.** ઉતાવળે શ્વાસ લેવો; હાંફવું.

૨. **અ. ક્રિ.** થાકી જવું.

૩. **અ. ક્રિ.** દમ ભરાઈ આવવો; મહેનતથી શ્વાસ ભરાઈ જવો.

૪. **અ. ક્રિ.** હારી જવું.

**આંબ** ૧. [ સં. આમ્ર ( આંબો ) ] **પું.** આંબો; આમ્ર વૃક્ષ.

૨. **ન.** આંબાનું ફળ; કેરી; આમ; અંબ.

૩. [ સં. અમ્લ ( ખાટું ) ] **વિ.** ખાટું; ખટાશદાર.

**આંબચું** **ન.** એક જાતના ઝાડનું ખાટું ફળ; કોકમ. એ ખટાશ માટે દાળ શાકમાં આંબલીને બદલે વપરાય છે. તેમાં આંબલી જેટલી ખટાશ હોતી નથી.

**આંબટ** ૧. [ સં. અમ્લ ( ખાટું ) ] **સ્ત્રી.** અજટા નામની એક ઔષધિ.

૨. **વિ.** ખાટું; ખટાશવાળું.

**આંબટી** **સ્ત્રી.** તુવેર અને ચણાની દાળની એક વાની. તે બનાવવાની તજવીજની રીત: ૩૧। રૂપિયાભાર તુવેરની દાળ અને ૧૫।। રૂપિયાભાર ચણાની દાળ એ બંનેને ઘીમાં અરધીપરધી શેકીને શુમાર પ્રમાણે પાણી રેડી ચૂલા ઉપર ચડવા મૂકવી. ૨૫ રૂપિયાભાર કુમળાં રીંગણાંને સમારી તેમાં સરગવાની દરેક શિંગના ચચ્ચાર આંગળ જેવડા કરેલા કટકા નાખવા. પછી આઠ માસા શેકેલાં સૂકાં મરચાં, ચાર માસા મરી, બે માસા આખી હળદર, ચાર માસા શેકેલા ધાણા અને આઠ માસા શેકેલું ટોપરું ઝીણાં વાટી દોઢ રૂપિયાભાર મીઠું નાખી તે મસાલો ઉપરના રીંગણાંના કટકામાં ચોળવો. મસાલાવાળા કટકા દાળમાં નાખી શુમાર પ્રમાણે પાણી રેડવું. પછી ઘૂંટેલું કેસર, તજ, લવિંગ, એલચી, મરી દરેક બબ્બે માસા, ગરમ મસાલો ને કોથમીર દાળમાં નાખી અંગારા ઉપર મૂકી ઢાંકી દેવી. સીઝીને નરમ ને છૂટી થાય એટલે ઉતારી લેવી. મગની દાળ પાણી વિના બનાવવી હોય તો એક શેર દાળને સાફ કરી ધોઈને ઘીમાં વઘારવી. પછી બે માસા તજ, એક માસો લવિંગ, પોણા બે તોલા આદુ અને એક માસો એલચી નાખવાં. કાંદાની કટકીઓ અને મીઠું દાળમાં નાખવાં, ત્યારબાદ તેની ઉપર એક થાળી ઢાંકી નીચે ઉપર અંગારા ભરી ચારેક ઘડી સુધી રાખી મૂકવું અને દાળના વાસણમાં એક નાની ઠીકરી તપાવીને નાખવી. દાળ ચડી નરમ થાય એટલે નીચે ઉતારી લેવી.

**આંબડો** ( આંબડ઼ો ) **પું.** આંબો.

> આછર પાણી **આંબડે** ચરવા કંકોળેલ કાસ;
> મેયુંને નો મેલાવીયેં, ડોળેસરનો વાસ.
>
> રાણા-કુંવરનો દુહો

**આંબન** [ સં. આમ્ર ] **ન.** આંબો; આમ્ર વૃક્ષ.

**આંબપીચ** **ન.** ચીનમાં થતું કાળાશ પડતાં લીલાં પાનવાળું એક ફળઝાડ. એનાં ફૂલ ધોળાં અને મોટાં અને ફળ નાનાં લીંબુ જેવડાં થાય.

**આંબફળ** [ સં. આમ્ર ( આંબો ) + ફલ ( ફળ ) ] **ન.** કેરી; આંબાનું ફળ.

**આંબર** ૧. [ સં. અંબર ] **ન.** આકાશ; ગગન.

૨. **ન.** વનસ્પતિમાંથી નીકળતો રાળ જેવો જામીને બનેલો આછા પીળા રંગનો પદાર્થ. જુઓ અંબર.

**આંબરસ** [ સં. આમ્ર ( કેરી ) + રસ ] **પું.** કેરીનો રસ.

**આંબરી** **સ્ત્રી.** બારીક અને ઝીણાં પાનવાળું એ નામનું ફળઝાડ; રાયઆમળી; હરફારેવડી; હરપરરેવડી. તેનાં પીળા રંગનાં, ગોળ ખાટાં ફળ આંબળાં કહેવાય છે.

**આંબરીષ** **પું.** સામવેદનો એ નામનો એક ઋષિ.

**આંબલમાણું** **ન.** આંબલીનું શરબત.

**આંબલવાણું** [ સં. આમ્લિકા ( આંબલી ) + વત્ ( વાળું ) ] **ન.** આમલીના પાકેલા કાતરાને પાણીમાં ચોળી તેમાં ગોળ નાખી તૈયાર કરેલું પીણું; આમલીનું શરબત.

**આંબલાસાર** [ સં. અ ( નહિ ) + મલ ( કચરો ) + સાર ( સત્ત્વ ) ] **વિ. પું.** શુદ્ધ કરેલો. ગંધકની સાથે આ વિશેષણ વપરાય છે.

**આંબલિયા** ૧. **સ્ત્રી.** કણબીની એ નામની અટક.

૨. **સ્ત્રી.** કુંભારની એ નામની અટક.

૩. **ન.** કણબીની એ નામની અટકનું માણસ.

૪. **ન.** કુંભારની એ નામની અટકનું માણસ.

૫. **વિ.** કણબીની એ નામની અટકનું.

૬. **વિ.** કુંભારની એ નામની અટકનું.

**આંબલિયો** ૧. [ સં. આમ્ર ] **પું.** આંબો; આમ્ર વૃક્ષ; આંબા માટે કવિતામાં વપરાતું રૂપ.

૨. **પું.** એક જાતનો છોડ; સીસોડી.

૩. [ સં. અમ્લિકા; પ્રા. અંબિલિયા ] **પું.** કચૂકો; ચચૂકો; આંબલીનો ઠળિયો. તે નાનો, ચપટો અને સ્વાદમાં તૂરો હોય. કાચા આંબલિયાની છાલ લીલી અને પાકાની કથ્થાઈ રંગની હોય. શેકીને અથવા કાચો કેટલાંક માણસ તે ખાય છે.

૪. **વિ. પું.** આંબાનો; આંબા સંબંધી.

**આંબલી** ૧. **સ્ત્રી.** આંબલીનું ફળ; આમલીનો કાતરો.

૨. **સ્ત્રી.** કચૂકો.

૩. [ સં. આમ્લિકા; પ્રા. આમલીય ] **સ્ત્રી.** સાધારણ રીતે બધે ઠેકાણે ઊગતું એ નામનું એક ઝાડ; આમલી; અમ્લિકા; ચુક્રિકા; અમ્લી; ચુક્રા; અમ્લા; ચિંચિકા; ચિંચા; તિંતિડીકા; તિંતિડી. રેતીવાળી પોચી જમીન આ ઝાડને બહુ ભાવે છે. જેની અંતરભૂમિ પોચી હોય તેવી જમીનમાં આંબલી પાણી પાવાથી થઈ શકે. તે વાવવા માટે ત્રણ ફૂટ ઊંડો પહોળો ખાડો કરી, તેમાં ગળતિયું ખાતર અથવા નદીનો કાંપ ભરવો. પછી તેમાં આંબલીના રોપ વાવવા. ચોમાસામાં આંબલીના રોપ મૂળમાંથી થાય. આંબલીના તાજા ઠળિયા સારો ક્યારો કરી ચોમાસામાં વાવવા. ક્યારામાં વરસનો રોપ થાય એટલે બીજે વરસે ચોમાસામાં ફેરવી કાયમની જગ્યાએ વાવવા. આંબલીનું ઝાડ બહુ મોટું થતું હોવાથી દરેક ત્રીસ ફૂટને અંતરે વાવવું. શિયાળામાં તેમાં ફૂલ આવે અને ઉનાળામાં આંબલી પાકી જાય. આ ઝાડ ૩૦૦–૪૦૦ વરસ સુધી જીવે છે. આંબલી ખાટી અને મીઠી બે જાતની થાય છે. ખાટી આંબલી સૂકવી ઉપરની છાલ કાઢી નાખી તેમાં મીઠું ભેળવી માટીના વાસણમાં ભરી મૂકે તો લાંબો વખત ટકે. દાળ, શાક, અથાણાં વગેરેમાં આંબલીનો બહુ ઉપયોગ થાય છે. બીજી આંબલીનો ગર્ભ મીઠો થાય છે તેને બખાઈ આંબલી કહે છે. કાતરાના નામથી ઓળખાતાં તેનાં ફળ ધોળાં, રાતાં અને ચિત્રામણવાળાં થાય છે. તેમાં થતાં બીને કચૂકા કહેવાય છે. કાચા કાતરા સ્વાદમાં ખાટા પણ પાક્યા પછી ગળચટા લાગે છે. તેનાં ઝીણાં પાન, ફળ, બી અને છાલ દવા તરીકે વપરાય છે. આમલી શીતળ એટલે ઠંડી, રુચિકર અને રેચક હોઈ તેનું શરબત પિત્ત, કબજિયત, તરસ અને ઊલટી મટાડે. તેનાં પાન આંખના તેમ જ બીજા સોજા ઉપર બંધાય. તેની રાખ બીજા ક્ષાર સાથે પાચન માટે અપાય. તેનો ગર આંખના દુખાવામાં અંજાય અને કચૂકા સોપારીને બદલે ખવાય.

૧. આંબલીના પાનમાં સૂઈ જવું = (૧) કાળું કરવું; ચાલ્યા જવું. (૨) રહેવા દેવું. આમલીના પાનમાં સૂઈ શકાય નહિ તે છતાં બેદરકારીનો જવાબ આપતાં આવા અર્થમાં વપરાય છે.

૨. આંબલીનો બંધ = કંજૂસ. આંબલીની અંતરછાલ ચીકણી અને તૂટે નહિ એવી હોવાથી તેનો બંધ મજબૂત બંધાય. તે ઉપરથી આવો અર્થ લેવાયેલ છે.

૩. ઢેઢની આંબલી = દેખવાની પણ ચાખવાની નહિ એવી ચીજ; કોઈ પણ ઉપયોગમાં આવે નહિ એવી વસ્તુ.

**આંબલીપીપળી** ૧. સ્ત્રી. અણુગો. ખાટાં આંબળાંવાળા ઝાડ નીચે કે પીપળા નીચે કારતક સુદ ૧૪ને દિવસે હિંદુ સ્ત્રીઓ ઉજાણી કરે છે.

૨. [ સં. આમ્લિકા ( આંબલી ) + પિપ્પલ ( પીપળો ) ] સ્ત્રી. બાળકોની એ નામની એક રમત; ઓળકોળામણી; આંધળીપીપળી; ઓળામણીકોળામણી. જ્યાં પીપળાનું, વડનું અથવા તેવું બીજું કોઈ નીચું ઝાડ હોય અને જમીન ઉપર સારો દડ હોય તેવે ઠેકાણે આ રમત આઠ અથવા તેથી વધારે છોકરાથી રમાય છે. બધા છોકરા ઝાડ નીચે ઊભા રહે. ત્યાં એક કૂંડાળું કરી તેમાં એક દંડો મૂકે. પછી ગમે તે એક છોકરો કૂંડાળામાં ઊભો રહીને તે દંડો પોતાના હાથમાં લઈને જમણો પગ ઊંચો કરી તેની નીચે હાથ નાખી દંડાને જોરથી દૂર ફેંકે. જેના ઉપર દાવ હોય તે છોકરો દંડો લેવા દોડે. તેટલામાં બધા છોકરા ઝાડ ઉપર ચડી જાય. દાવવાળો છોકરો દંડો લાવી, પેલા કૂંડાળામાં મૂકી, છોકરાઓને પકડવા માટે ઝાડ ઉપર ચડે એટલે ઝાડ ઉપર ચડેલા છોકરાઓ એક ડાળથી બીજી ડાળ કૂદાકૂદ કરી નાસભાગ કરે અથવા નીચે કૂદી પડે અને પેલા કૂંડાળામાં પગ મૂકી દે. પછી દંડો લઈ પગ નીચે ઘાલી ફરીથી દંડાનો ઘા કરે એટલે દાવવાળા છોકરાને ફેંકેલ દંડો લેવા જવું પડે. જો કૂંડાળામાં પગ મૂકતાં પહેલાં દાવવાળો છોકરો કોઈને અડી જાય તો તેના ઉપરથી દાવ ઊતરે અને જેને અડી ગયો હોય તેના ઉપર દાવ આવે, એટલે ફરીથી ઉપર પ્રમાણે રમત ચાલે. છોકરા થાકી જાય ત્યાંસુધી તે રમત ચાલે. આ રમત શરીરના અંગો ચપળ બનાવે પણ તે જોખમકારી છે.

આંબલીપીપળી રમાડવી = (૧) ગભરાવવું; ભમાવવું; ગૂંચવણમાં નાખવું. (૨) છેતરવું.

**આંબલીવેલ** [ સં. આમ્લિકા ( આંબલી ) + વલ્લિ ( વેલ ) ] સ્ત્રી. ખાટખટૂંબો; કડમડવેલ. તેનાં જાડાં કાંગરીવાળાં ખાટાં પાન શાક અને ભજિયાં કરવામાં વપરાય છે.

**આંબલો** [ આંબો + લો ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] પું. આંબાનું ઝાડ; આમ્ર વૃક્ષ.

આંબલે પડવું = ટોળે પડવું; ભૂલી જવું.

**આંબલોહુ** [ સં. આમ ( જળસ ) + લોહિત ( લોહી ) ] પું. ( વ્રજ ) કાચો મળ અને લોહી પડતાં હોય તેવો ઝાડો; મરડો.

**આંબવિઆમ** પું. અલ્હાબાદની સામે યમુનાને કિનારે આવેલું એ નામનું એક પુરાણું ગામ.

**આંબવું** ૧. [ સં. આમલક ] ન. આમળું; આંબળું.

૨. અ. ક્રિ. ખટાશની અસર થવી; ખટાઈ જવું; આંબાવું.

આંબાઈ જવું = (૧) કજિયે પહોંચવું. (૨) ખાટું થઈ જવું. (૩) ચીટિયો ભરવો.

૩. અ. ક્રિ. લબકારા થવા; કળવું; કળતું.

૪. સ. ક્રિ. અડવું; અડકવું.

૫. સ. ક્રિ. પકડી પાડવું; સુધી પહોંચી જવું.

આંબી પાડવું = પકડી લેવું.

૬. [ સં. અમ્ ( તરફ જવું ) ] સ. ક્રિ. લંબાવવું; હાથ લાંબો કરવો.

**આંબવેલ** સ્ત્રી. ડાંડલીમાં ગળિયાટા રંગનાં, પાંચ પાંખડીનાં અને વાસ વિનાનાં ફૂલવાળો એક જાતનો વેલો.

**આંબષ્ઠિ** પું. એ નામનો એક અજ્ઞાનવાદી એટલે જગત અજ્ઞાનથી પેદા થયું છે એમ માનનાર.

પિપ્પલાદ, બાદરાયણ, **આંબષ્ઠિ** × × × વગેરે સડસઠ અજ્ઞાનવાદીઓના મતો દષ્ટિવાદમાં ચર્ચારૂપે આવેલા છે. પુરાતત્ત્વ

**આંબષ્ઠ** ૧. [ સં. ] પું. અંબષ્ઠનો દીકરો.

૨. ન. અંબષ્ઠ દેશનું માણસ.

**આંબહુ** વિ. બીનું; લીલું.

**આંબળ** પું. દોરીનો વળ.

આંબળછેડા લેવા = તૂટી મરવું; ગજા ઉપરાંત કામ કરવું; આમણ નીકળી પડે તેટલી મહેનત કરવી.

**આંબળવું** સ. ક્રિ. આમળવું; વળ દેવો; મચડવું.

**આંબળસારો** [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) + સાર ( સત્વ ) ] વિ. પું. ચોખ્ખો; શુદ્ધ; નિર્મળ. ફક્ત ગંધકને આ વિશેષણ લગાડાય.

**આંબળા** [ સં. અમ્ ( દુઃખી થવું ) ] પું. ખાર; વેર; દુશ્મનાવટ.

**આંબળિયા** ૧. પું. બ. વ. તંતુવાદ્ય એટલે તારવાળાં વાજિંત્રના તારને તાણવા તેના વાંસના લાકડાના ઉપલા ભાગમાં બેસાડેલી લાકડાની ખીલીઓ.

૨. પું. બ. વ. પીંજણની તાંત તંગ કરવાના કટકા; તાંત અને ડાંડી વચ્ચે બાંધેલ દોરીને વળ ચડાવવાનો લાકડાનો પાતળો ગોળ કટકો.

**આંબળિયો** પું. આંબલિયો; કચૂકો; આંબલીના કાતરાનું બીજ.

**આંબળી** [ સં. આમલક ] સ્ત્રી. આંબળાંનું ઝાડ.

**આંબળું** [ સં. આમલક; પ્રા. આમલઓ; આમલઉં; અપ. આમલય ] ન. સોપારી જેવડું, ગોળાકાર, એક બીવાળું, આંબળાના ઝાડનું પીળું અને ખાટું ફળ; આમળું. તે ઠંડું, પૌષ્ટિક અને જુલાબ લાવે એવું છે. આ ફળનું ઝાડ ખારવાળી જમીનમાં થાય. ઝાડનાં ઝીણાં પાન આંબલીનાં પાન જેવાં હોય. ઝાડની ડાંખળીઓ ઉપર ત્રણ રાઈના દાણા જેવડાં પીળાં ફૂલ બેસે અને તે માહ અને ફાગણ મહિનામાં ફાલે. ઝાડનાં સૂકાં પાનમાં ૧૮ ટકા ટેનિક એસિડ હોય છે. બારીક આંકાથી આમળાના ૭ ભાગ જણાય. ફળના બી ઉપર પણ ઊભા ૭ પટા જોવામાં આવે છે. ફળ મુરબ્બો બનાવવાના કામમાં આવે. ફળને પાણીમાં ચોળવાથી ઘણાં ફીણ વળે. દવા તરીકે ફળનો ઉપયોગ થાય છે. પ્રમેહ અને બળતરામાં ફાયદાકારક ધાત્રીસ્વરસ એટલે આમળાનો રસ, ધાત્રીલોહ એટલે આમળાં અને લોહભસ્મની મેળવણીથી થયેલ દવા, ધાત્રી અરિષ્ટ એટલે આમળાનો ઉકાળો, કમળો અને પાંડુ ઉપર અપાતો ધાત્ર્યાસવ એટલે આમળાનો ગાળેલ દારૂ, પુષ્ટિ માટેનું આમલકી રસાયન, ક્ષય, નબળાઈ અને ધાતુક્ષીણતા ઉપર ઉપયોગી ચ્યવનપ્રાશાવલેહ, આંખના રોગ અને કબજિયતમાં વપરાતું ત્રિફલાચૂર્ણ, ધાતુસ્રાવ અને સ્વપ્નદોષ એટલે સ્વપ્નામાં વીર્ય જવાને દૂર કરનાર રસાયન ચૂર્ણ અને આંખની ગરમી અને પિત્તપ્રકોપ મટાડનાર મુરબ્બો બનાવવામાં આંબળાનો ઉપયોગ થાય છે. આંબળાં ત્રણ તોલા, હરડે બે તોલા, બહેડાં એક તોલો, આંબાની ગોટલી પાંચ તોલા અને લોહચૂર્ણ એક તોલો પાણીમાં વાટી લોઢાની કઢાઈમાં આખી રાત રહેવા દઈ તેનો લેપ કરવાથી નાનપણમાં ધોળા થયેલા વાળ કાળા થાય અને આંબળાના ભૂકાથી નાવાથી માથાના વાળ કાળા થાય અને આયુષ્ય વધે એમ મનાય છે.

આંબળાનું તેલ બનાવવાની રીત: તાજા પાંચ શેર તેલમાં એક શેર લીલાં આંબળાં આઠ દિવસ પલાળી રાખ્યા પછી તે તેલ અને આંબળાંને ઉકાળવાં. જે વાસણમાં ઉકાળવામાં આવે તેને પવન ન જાય તેમ મજબૂત અકબંધ રાખવું. ઊકળતાં આંબળાં ઉપર તરી આવે ત્યારે તેને ઉતારી લઈ તે તેલને ગાળી નાખવું એટલે આંબળાનું તેલ બનશે.

**આંબળો** ૧. [ સં. અમ્ ( દુઃખી થવું ) ] પું. ખાર; દ્વેષ; વેર.
૨. પું. ગર્વ; અભિમાન; અહંકાર.
૩. પું. ટેક.
૪. [ સં. અમ્ ( તરફ જવું ) ] પું. વળ; મરોડ.
ક્ષત્રીની ખબર સાંભળો,
બળે દોરી ન મૂકે આંબળો. શામળ

**આંબા** ૧. [ સં. આમ્ર ( આંબો ) ] પું. બ. વ. આંબાનાં ઝાડ; આમ્ર વૃક્ષ.
આંબા વાવવા = સારાસારી હોવી; સાથે મીઠાશ રાખવી.
૨. પું. બ. વ. કેરીઓ.

**આંબાગાળો** ૧. [ સં. આમ્ર ( કેરી ) + કાલ ( વખત ) ] પું. કેરી ભિતરે તે મોસમ; કેરી વેડવાનો વખત.
૨. [ સં. આમ્ર ( કેરી ) + ગલ્ ( ગળવું ) ] પું. કેરીનો રસ મુખ્ય વાની હોય તેવું ભોજન.

**આંબાઘાટ** ૧. પું. આંબા જેવા આકારનું ચિત્ર અથવા ભરતકામ.
૨. [ સં. આમ્ર ( કેરીનું ઝાડ ) + ઘાટ ( રસ્તો ) ] પું. બંને બાજુ આંબાનાં ઝાડ હોય તેવો રસ્તો.

**આંબાઝર** [ સં. આમ્ર ( આંબો ) + ઝર ( ઝરણુ ) ] સ્ત્રી. બંને કાંઠે આંબાવાળી એ નામની ગીરમાં આવેલી એક નદી.

**આંબાડાળ** [ સં. આમ્ર ( આંબો ) + દુલ્ ( હલાવવું ) ] સ્ત્રી. આંબાની ડાળી.

**આંબાડો** ( આંબાડ઼ો ) પું. આશરે પાંત્રીશ ફૂટ ઊંચું અને સોપારીના આકારનાં ફળવાળું એક જાતનું ઝાડ.

**આંબાપીપળી** [ સં. આમ્લિકા ( આંબલી ) + પિપ્પલી ( પીપળ ) ] સ્ત્રી. એ નામની એક રમત; આંબલીપીપળી.

**આંબાપોળી** [ સં. આમ્ર ( કેરી ) + પૂપલી ( પૂરી ) ] સ્ત્રી. કેરીના રસને સૂકવી બનાવેલી પાતળી રોટલી.

**આંબામોર** ૧. [ સં. આમ્ર ( આંબો ) + મુકુલ ( કળી ) ] પું. આંબાનો મોર; વસંત ઋતુમાં આંબાને આવતાં ફૂલ. તેની ફોરમ ખુશબોદાર લાગે છે.
૨. પું. નાના અને પાતળા દાણાવાળી ડાંગરની એક જાત. તેના ચોખા આંબાના મોર જેવી સુવાસવાળા, સફેદ કે સહેજ પીળાશ ઉપર અને મીઠા હોય છે.
૩. સ્ત્રી. આંબાહળદર.

**આંબામોરી** ૧. સ્ત્રી. આંબાહળદર.
૨. [ સં. આમ્ર ( કેરી ) + મુકુલ ( ફણગો ) ] સ્ત્રી. ખાકટી; નાની કાચી કેરી.

**આંબારોટલી** [ આંબો ( કેરી ) + રોટલી ] સ્ત્રી. કેરીનો રસ અને રોટલીનું જમણ.

**આંબાવાડિયું** ( આંબાવાડ઼િયું ) [ સં. આમ્ર ( આંબો ) + વાટી ( વાડી ) ] ન. આંબાનું વન; અમરાઈ; આંબાવાડી.

**આંબાવાડી** ( આંબાવાડ઼ી ) ૧. [ સં. આમ્ર ( આંબો ) + વાટી ( વાડી ) ] સ્ત્રી. અમરાઈ; આંબાવાડિયું.
૨. ન. એક જાતનું સૂતરમાંથી બનતું રેશમી જેવું કાપડ. અગાઉના વખતમાં મુંબઈના કોળી, વોરા અને ખોજા પાંચપટા, આંબાવાડી, લાલાકા, ચિનાઈ, કતારિયા ચાંદ અને બિસ્મલશાઈ જાતનાં રેશમી જેવું કાપડ જે મશરૂ કહેવાય છે તે તૈયાર કરતા. આ કાપડ મકરાન, મસ્કત અને મોખા ખાતે ચડતું.

**આંબાવાંદો** પું. સામાન્ય રીતે આંબાના ઝાડ ઉપર ઊગતો એક જાતનો પરોપજીવી એટલે બીજાને આધારે જીવનારો છોડ.

**આંબાશાખ** [ આંબો + શાક ( ખાઈ શકાય એવું ફળ ) ] સ્ત્રી. આંબા ઉપર કુદરતી રીતે પાકેલી કેરી. જ્યારે આંબા ઉપરથી આવી ગળવા માંડેલી કેરીઓ પડવા માંડે ત્યારે તે આંબા ઉપરનાં ફળ પાકી ગયાં કહેવાય. સાખ પડ્યા પછી જ આંબા વેડાય છે.

**આંબાસાખ** [ સં. આમ્ર ( આંબો ) + શાક ( ખવાય એવું ફળ ) ] સ્ત્રી. આંબા ઉપર કુદરતી રીતે પાકેલી કેરી; આંબાશાખ.

**આંબાહલ્દી** [ સં. આમ્ર ( આંબો ) + હરિદ્રા ( હળદર ) ] સ્ત્રી. ( હિંદી ) આંબાહળદર; વનહરિદ્રા.

**આંબાહળદ** [ સં. આમ્ર ( આંબો ) + હરિદ્રા ( હળદર ) ] સ્ત્રી. આંબાહળદર.

**આંબાહળદર** [ સં. આમ્ર ( આંબો ) + હરિદ્રા ( હળદર ) ] સ્ત્રી. એક જાતનું પીળા રંગનું મૂળ; હળદરથી કાંઈક મોટા કઠણ ગાંઠિયાવાળું અને આંબાના જેવી વાસવાળું મૂળ; વનહરિદ્રા; દાર્વી; મેદા; સુરભીદારૂ; દારૂ; કર્પૂરા; પદ્મપત્રા; સુરભી; સુરનાયિકા; આમ્રગંધા. આંબા જેવી વાસ અને હળદર જેવો આકાર હોવાથી તે આંબાહળદર કહેવાય. તેનાં છોડ મલબારનાં જંગલમાં થાય છે. તે કડવી, ખાટી, ભાવે તેવી, ભૂખ લગાડનાર, ગરમ, તૂરી અને રેચક અને કફ, આકરૂં ધારૂં, ઉધરસ, દમ, હેડકી, તાવ, સનેપાત, શૂળ, વાયુવિકાર, લોહીવિકાર, ખંજવાળ, મોહાના અને આંખના રોગમાં તે ફાયદાકારક મનાય છે. આંબાહળદર, કડુ, અજમા અને હરતાળની યોજના એટલે મેળવણી સર્પદંશ ઉપર ઘણી ઉપયોગી કહેવાય છે. દવા તરીકે તે સૂકી અને લીલી બંને વાપરી શકાય. લેપ તરીકે મૂઢમાર અને જખમ ઉપર તે ભાજીખાર સાથે ચોપડાય. અથાણા અને કઢીમાં તે મસાલા તરીકે કામ આવે. ઢોરને આંબાહળદર ખવરાવવાથી તાકાત આવે.

**આંબિકેય** ૧. [ સં. અંબિકા ( ધૃતરાષ્ટ્રની મા ) + ઢય ( નું ) ] પું. અંબિકાનો દીકરો ધૃતરાષ્ટ્ર. ઉગ્ર દેખાવના વ્યાસને જોઈને ગર્ભાધાન વખતે અંબિકાએ પોતાની આંખો બંધ કરી દીધી હતી. તેથી તેને જન્મથી આંધળો ધૃતરાષ્ટ્ર નામે દીકરો થયો હતો.
૨. [ સં. અંબિકા ( અંબા માતા ) + ઢય ( નું ) ] પું. કાર્તિકેય; કાર્તિકસ્વામી. તે અંબા એટલે પાર્વતીના દીકરા છે.

**આંબિયાબહાર** પું. ફેબ્રુઆરિ અને માર્ચ મહિનામાં નારંગીને આવતાં બીજી વારનાં ફૂલ.

**આંબિલ** [ સં. આચામ્લ ( ભાત જેવું લૂખું અનાજ દિવસમાં એક વખત ખવાય એવું તપ ) ] સ્ત્રી. ( જૈન ) દિવસમાં એક વખત જ એક ધાન્યની મીઠા વગરની ચીજ ખાવી અને ઊનું પાણી પીવું એવું એક દિવસનું તપ; આંબેલ.

**આંબી** [ મ. ] સ્ત્રી. પોતાની મેળે ઊગી નીકળતી વનસ્પતિ.

**આંબીઆ હલ્દી** [ હિં. ] સ્ત્રી. વનહરિદ્રા; આંબાહળદર.

**આંબીલો** [ સં. અમ્લિકા ( આંબલી ) ] પું. આંબલિયો; કચૂકો.

**આંબુડીચારો** ( આંબુડ઼ીચારો ) પું. એક જાતનો નાચ. તેમાં બે ડગલાં આગળ ધપી વળી પાછા હડી પગની આંટી વાળતાં વાળતાં ગોળ ફરવાનું હોય છે.

**આંબુડો** ( આંબુડ઼ો ) [ સં. આમ્ર ( આંબો ) ] પું. આંબો; કેરીનું ઝાડ.

**આંબું** [ સં. આમ્ર ( કેરી ) ] ન. આંબાનું ફળ; કેરી.
થાકે ડગલાં ન ભરીએ લાંબાં,
ઉતાવળે ન પાકે આંબાં. પ્રેમાનંદ
આંબું લેતાં જાંબુ જાય = બીજી વસ્તુ લેવા જતાં હાથમાંની વસ્તુ ખોઈ બેસીએ.

**આંબેરી** ન. આંબાની જાતનું એક ઝાડ.

**આંબેલ** ૧. ન. આમળ; ગુદાની બહાર નીકળેલો આંતરડાનો છેડો.

૨. [ સં. આચામ્લ ( ભાત જેવું લૂખું અનાજ દિવસમાં એક વખત ખવાય એવું તપ ) ] ન. ( જૈન ) મીઠા વગરનું જમવાનું એક દિવસનું વ્રત; એક દિવસમાં એક અનાજની મીઠા વગરની ચીજ ખાવી અને ઊનું પાણી પીવું એવું તપ; આયંબિલ. તેમાં મીઠું, મરચું, દૂધ, દહીં, ઘી, છાશ, તેલ, ગોળ, ખાંડ, સાકર, લીલોતરી પણ લઈ શકાય નહિ.

**આંબેહલદ** [ સં. આમ્ર ( આંબો ) + હરિદ્રા ( હળદર ) ] સ્ત્રી. વનહરિદ્રા; આંબાહળદર.

**આંબો** ૧. પું. આંબામાંથી નીકળતો ગુંદર.

૨. પું. કામદેવનાં પાંચ માંહેનું એક બાણ.

૩. [ સં. આમ્ર ] પું. ગરમ પ્રદેશમાં એની મેળે ઊગતું, લાંબાં અને ઘેરાં લીલાં પાંદડાંવાળું, કેરીનું ઝાડ; આમ્ર વૃક્ષ; રસાલ; સહકાર; અતિસૌરભ; કામાંગ; મધુદૂત; માકંદ; પિકવલ્લભ. વાયવ્ય સરહદના પ્રાંત સિવાય આખા હિંદુસ્તાનમાં અને ભૂતાનથી કુમાઉં સુધી આ ઝાડ થાય છે. જંગલ અને ડુંગરામાં ઊગેલા આંબાને રાની, ખેતરમાં ઊગતા અને ઊંચી જાતનાને ઈરસાલ અને કલમ વાળી ઉગાડવામાં આવતાને કલમી કહેવાય. વસંતઋતુ બેસતાં તેને આવતાં સુગંધી ફૂલને મોર કહે છે. કાંપાળ જમીન આ ઝાડ માટે સારી ગણાય. તે રોપવા માટે ૪ ફૂટ ઊંડો ને ૩ ફૂટ પહોળો ખાડો ખોદવો. ખાડામાં ૨૦ શેર તાજાં હાડકાં તળિયે નાખવાં. હાડકાં અને ખાડાને નવ તસુ મટોડીથી ઢાંકીને પગ વતી જરા દાબવું. જો દાબવું ભૂલી જવાય તો એક બાજુ ઝાડની કલમ ઊંચી ને બીજી બાજુ નીચી થાય. ૭ માસ સુધી ઝાડને ટેકો મજબૂત રાખવો કે જેથી ઝાડ નમે કે વળે નહિ અને નીચે પાંચ વરસ સુધી શાકભાજી વગેરે ખાતર નાખી વાવવાં. જો શાકભાજીનું વાવેતર ન કરવું હોય તો દર ચોમાસામાં એરંડાનો ખોળ, ગળતિયાં છાણાં કે વિષ્ટાવાળું ખાતર નાખવું. કલમી આંબા નબળા હોય તો બાજુમાં ચાર પાંચ ગોટલા રોપી દેવા. ગોટલામાંથી નવા ફૂટી નીકળે તે પૈકી જે મજબૂત નીકળે તેના ઉપર કલમી આંબાની કલમ બાંધવી. બાકીનાને ત્રણ માસમાં ખેંચી કાઢવા. આ ઝાડ વાવ્યા પછી પાંચ સાત વર્ષે ફળવા માંડે. તેને મોર આવવાની ઋતુ જાન્યુઆરિથી માર્ચ સુધીની અને કેરી પાકવાની મેથી ઑગસ્ટ સુધીની છે, પણ કેટલાક બારે માસ થાય ને પાકે. નાનાં ફળ ખાકટી અને મોટાં ફળ કેરી કહેવાય. ફળની અંદરની ગોટલી ઉપરનો રેસાદાર ભાગ કાચા ફળમાં ધોળો અને પાકા ફળમાં પીળો હોય. સારા અને કલમી આંબામાં ગોટલી બહુ પાતળી અને રેસા વગરની હોય. પાકાં મીઠાં ફળ વૈશાખ અથવા જેઠ મહિનાથી વધારેમાં વધારે ભાદરવા મહિના સુધી મળે. કેટલાકનું એમ માનવું છે કે ઊંચા વર્ગની કેરી કરવી હોય તો ગોટલાને મધમાં પલાળીને જમીનમાં રોપ કરવો અને દૂધ પાવું. પણ ખરી રીત એવી છે કે ઊંચી જાતના આંબાના મોરવાળી ડાળીના ભાગને બારીક મલમલની કોથળીથી બાંધી લેવો અને તેથી બીજા હલકાં ઝાડોની પરાગરજ લઈ જીવજંતુ રસ ચૂસવાને તે ઉપર બેસી શકે નહિ. સુરોખાર, નવસાર વગેરે મૂળમાં નાખવાથી આ ઝાડને સડો લાગતો નથી ને વળી મૂળને પોષણ મળે છે. તેના મૂળને ફરતી ચઢથી બે ફૂટ દૂર ચર કરવી ને તેમાં ખાતર નાખવું. ઝાડ નાનાં હોય ત્યાંસુધી કચરાનું ગળતિયું ખાતર, સૂકાં માછલાં, લીલું છાણ વગેરે નાઇટ્રોજનવાળું ખાતર ખૂબ નાખવું. પાંદડાંમાં જીવજંતુ પડે તો એકસો ભાગે બે ભાગ હીરાકસીનું પાણી કરી પાંદડાં ઉપર છાંટવું. મરવા લાગી કેરી મોટી થાય ત્યાંસુધી મહિનામાં બે વખત પાણી પાવું જોઈએ. સાખ પડવાનો વખત થાય કે તરત થોડા રોજ અગાઉ પાણી પાવાનું બંધ કરવું. આંબાની જાતો: ૧. ગોવાની આલફોન્સો, ૨. ખડકીની આલફોન્સો, ૩. અમીરી કેસલરુલા નવસારી, ૪. બાદશાહ પૂનાની, ૫. બનછોડ પૂના, ૬. લંકા, ૭. બડાઈમોવા, ૮. બનાસી મુંબઈ પરેલની, ૯. પૂના હીરાબાગની ભોપાલી, ૧૦. બીરાસ, ૧૧. બોરશા અથવા પયોરા, ૧૨. કોરીઆડોણુનજા પૂના, ૧૩. કોલકા, ૧૪. કોસ્ટા, ૧૫. કસ્ટોડીઓ, ૧૬. દબએડ વડગામ, ૧૭. દેરૂકીયા વડગામ, ૧૮. દીનીઝ, ૧૯. દિલપસંદ, ૨૦. ડીજેનો, ૨૧. દલસી, ૨૨. દરમા, ૨૩. ફરનાન્ડિઝ નં. ૧, નં. ૨ અને નં. ૩, ૨૪. ફ્રેદરીકો ગોઆ, ૨૫. ફરટેડો, ૨૬. ફલસી બીવા, ૨૭. ગડોવા લાંબુરદા, ૨૮. સોલાપુરના બાગની ગોવાની કેરી, ૨૯. ગોરદીયા કે સાસવડ, ૩૦. ગોલભોગ માલ્દા, ૩૧. ઇતરના, ૩૨. જમશેદજી, ૩૩. જીપ્રયા આલુન્ડીખીર, ૩૪. કબૂતરીયા, ૩૫. કાલા આફૂસ, ૩૬. મુંબઈની કાવસજી પટેલ, ૩૭. ખુટ કે કડસ, ૩૮. કુણુડીયા દોન્જા, ૩૯. કાલીઆ, ૪૦. કાલીઆ દોન્જા, ૪૧. કાગદી આફૂસ, ૪૨. ખવરી આંબીમરી, ૪૩. કુણુક્ત, ૪૪. લાંગ્રા, ૪૫. લેરવા, ૪૬. આહલુંગી, ૪૭. માલદા, ૪૮. મલગોબા, ૪૯. મોરીઆડોવની, ૫૦. મુસારટાગોવા, ૫૧. નરેબિયા રોઝ, ૫૨. નવશેરવાની, ૫૩. નવસારી મુંબઈની, ૫૪. માંગલોરની ઓઝી, ૫૫. પૂનાની પરીઆ, ૫૬. પંદીઆ પૂના, ૫૭. પીળા (વાઈસિતારાની), ૫૮. પીઆપોશા બંબુરદા, ૫૯. પાયરિ ગણેશખીણ બાગની, ૬૦. રઘુ, ૬૧. રાજીઆદોન્જા, ૬૨. રીઓટદોન્જા, ૬૩. દોન્ટએમી, ૬૪. સલગદા, ૬૫. સાલગદીના, ૬૬. શીકાજુનીર, ૬૭. શાહપસંદ, ૬૮. ચેન્દ્રીયા, ૬૯. સ્વરાવીની આફૂસ, ૭૦. સફીતીનો, ૭૧. સરખીઆ, ૭૨. તોમીર કે તોમરાતા, ૭૩. તોતાપુરી, ૭૪. પાખરિયા, ૭૫. પન્હાળા, ૭૬. બોરસા. આ ઉપરાંત બંગાળાના આંબાની ઊંચી જાતોમાં બીજી ૧૩૩ જાત છે. બંગાળામાં માલદા અને મુંબઈ પાસે મઝગામ આંબા માટે ખાસ પ્રખ્યાત છે. માલદાની કેરી દેખાવમાં મોટી પણ સ્વાદમાં ફીકી, મુંબઈની કેરી માલદાની કરતાં નાની પણ ખાવામાં ઘણી મીઠી હોય છે. બનારસની લાંગડા કેરી અને લખનૌની સફેદા પ્રખ્યાત છે. લાંગડા કેરી દેખાવમાં લાંબી મીઠાશમાં બધા કરતાં ચઢિયાતી હોય છે. લખનૌની કેરીની છાલ સફેદ હોવાથી તેને સફેદા કહે છે. તોતાપુરી આંબાનું બશેરથી અઢી શેરનું ફળ લાંબું, અણીએ લોંકવાળું અને ચપટી ગોટલીવાળું હોય છે. પાયરી આંબાનાં અણીએ જરા લોંકવાળાં ફળ કાપીને ખવાય. તેના ગોટલામાં રેસો હોતો નથી. બાટલીઆ આંબાના ફળને ડીંટ પાસે બાટલીના ખૂચ જેવું કંઈ હોય છે. કલમી અને બધા સારા આંબાની કેરીઓ ચીરિયાં કરીને ખવાય છે. કાચી કેરીનાં ચટણી, અથાણું અને મુરબ્બો થાય. તેની છાલ અને પાંદડાંમાંથી એક જાતનો પીળો રંગ નીકળે છે. તેના દૂધનો ગુંદ થઈ તેની રાળ બને છે. કોંકણમાં કણબી લોક આંબાની ગોટલી માંહેના ગરની ભાખરી બનાવી ખાય છે. ગોટલા માંહેની ગોટલીને ચમાર લોક ચામડાને કાળો રંગ દેવા માટે ઘસે છે. પાકી કેરીના રસને સૂકવી પાતળી રોટલીના જેવો કરે તેને આમરસ, આમોટ, આંબાપોળી અથવા આંબાની રોટલી કહે છે. ગોટલો ભાંગવાથી અંદરથી નીકળતી ગોટલી શેકીને ખાવામાં વપરાય છે. આંબાનું લાકડું ચીકટ ન હોવાથી તે પાટિયાં બનાવવામાં વપરાય છે. દવામાં તેનું ફળ, ગોટલી, પાંદડાં, ફૂલ, છાલ અને તેના થડમાંથી નીકળતો ચીકણો રાતો ગુંદ ઉપયોગી છે. પાકલ કેરીનો રસ રેચક હોઈ તે મળકોષવાળા દરદીને, ગોટલી અને છાલ દૂઝતા હરસ, ઝાડા, રક્તાતિસાર ને રક્તપિત્ત ઉપર ઘણાં ઉપયોગી મનાય છે. તેની ગોટલીમાંથી નીકળતું તેલ સંધિવા અને શળ

ઉપર, તેનો મોર પિત્ત, પ્રમેહ અને પ્રદર ઉપર, મધ સાથે તેનાં પાનનો રસ ઝાડાના રોગ ઉપર અને તેનો મુરબ્બો પિત્તરોગ ઉપર ફાયદાકારક છે. આંજણી ઉપર આંબાની ડાંખળીનો રસ ચોપડાય. લાહીની ઊલટી ઉપર ગોટલીનો રસ કાઢી નાકમાં તેનાં ટીપાં પાડવામાં આવે છે. તેનાં પાંદડાંની રાખ ચાંદાં અને ખરજવાં રુઝાવવામાં વપરાય છે. તેનો તાજો ગુંદર દાદર મટાડનાર અને તેનું દાતણ તંદુરસ્તી આપનાર મનાય છે. આંબો શીતળ, ઝાડો અટકાવનાર, વાયુ વધારનાર, પિત્ત મટાડનાર અને રક્તદોષ, પેટનાં, છાતીનાં અને આંખનાં દરદ, ત્રિદોષ, વિષમજ્વર, પ્રમેહ અને મૂત્રરોગમાં ફાયદાકારક મનાય છે. કુમળી કેરી તૂરી, ગરમ, સુગંધી, ખાટી, ક્ષાર સાથે ભેળવવાથી સ્વાદવાળી, કબજિયત કરનાર, રૂક્ષ એટલે રસ વગરની અને કાંતિકર છે. તેમજ વાત, પિત્ત, કફ અને રક્તદોષને ઉત્પન્ન કરનાર અને કંઠરોગ, પ્રમેહ, યોનિદોષ, વ્રણ એટલે નારું અને અતિસાર મટાડનારી છે. બાફમાં ઘાલી પકવેલી કેરી મીઠી, ઠંડી, બળકર, ધાતુવર્ધક, પુષ્ટિકર, ત્રિદોષ મટાડનાર, કફકર, અગ્નિદીપક, કબજિયત કરનાર, સ્નિગ્ધ એટલે ચીકટ, સુખકારક અને વાયુ, તરસ, બળતરા, પિત્ત, શ્વાસ, થાક અને અરુચિ મટાડે છે. તેની ગોટલીનું ૨૦થી ૩૦ ઘઉંભાર ચૂર્ણ જૂના ઝાડા, મરડા તેમ જ અસાર્તવ એટલે વધારે પડતો રજસ્રાવ અને દૂઝતા હરસ ઉપર અપાય છે. તેની ગોટલીનો ઉકાળો એકલો અથવા બીલાં અને સૂંઠ સાથે ઝાડા ઉપર ૬૦થી ૯૦ ટીપાંની માત્રામાં અપાય છે. તેનાં આંબોળિયામાં સાઇટ્રિક એસિડ હોવાથી વજનમાં બમણા લીંબુના રસ જેટલું કામ દવા તરીકે આપે છે. તેની છાલનો ચા ૬૦થી ૯૦ ટીપાંમાં અસાર્તવ એટલે વધારે પડતો રજસ્રાવ, દૂઝતા હરસ અને છાતીમાંથી પડતા લોહી ઉપર આપવામાં આવે છે.

આંબાને એક ઠેકાણેથી બીજે ફેરવવામાં, પરદેશ મોકલવા માટે પેક કરવામાં, તેને ઝાડ ઉપરથી ઉતારી દાબામાં નાખવામાં પણ ખૂબ કાળજી રાખવી. આંબાને ઘણાં જીવડાં લાગુ પડે છે. તેનાં પાંદડાં ઉપર વાર્નિશ ચોપડ્યો હોય એવી જીવાત પડે છે. ઉપરાંત વાંદા નામનો એક રોપ પરોપજીવી તરીકે તેના ઉપર ઊગે છે. તે માટે તેવી ડાળી તરત કરવતથી કાપી નાખવી. આંબાની પોલમાં જીવડાં કે ધણ માટે ડામરમાં લૂગડું બોળી પોલમાં ભરી દેવું. થડ ઉપરની ઊધઈ માટે હિંગ, ડેકામારી ને એળિયાનું મેળવણ સોનાગેરુ સાથે ભેળવી ચોપડવું.

૧. આંબા આંબલી દેખાડવાં-દેખાડવી = લાભ મળે એવું કાંઈ ખ ટું કહેવું; લાલચ બતાવવી; લલચાવનારી વાતો કરવી; ઠગવિદ્યા વાપરવી.

૨. આંબા ગાળો ને પુંજી ટાળો = વિષયભોગ એ પૈસા ઉડાડવાનું સાધન છે. આંબાને સૂકવી નાખવા અને મૂડી ગુમાવવી બંને સરખું છે.

૩. આંબા ખોદી-ગોડી નાખવા = (૧) આંબા ખોદી નાખવા જેવું કંઈ નુકસાન કરવું. (૨) થાય તે કરી લેવું. (૩) મૂળથી આંબો ઉખેડી નાખવો.

૪. આંબા તો ક્યાંક ઊગે, બાકી બાવળિયા = દુનિયામાં સારાં માણસ બહુ ઓછાં મળી આવે.

૫. આંબાની કાડી ને રાંધનારી નાઠી = સોંઘું તે મોંઘું જ. આંબાનાં લાકડાં કીમતમાં સોંઘાં પણ તે બાળવાથી ધુમાડો બહુ થાય તે ઉપરથી આમ કહેવાતું હશે.

૬. આંબાની ખોટ મહુડાં કંઈ સારે? = હલકાં માણસોથી મોટાનું કામ થઈ ન શકે.

૭. આંબે મોર ને ક્લાલે લેખું, જતે દહાડે કંઈ ન દેખું = (૧) આડંબર પ્રમાણે ફળ ન મળે. જેમ આંબા ઉપર મોર ગમે તેવો સારો આવ્યો હોય પણ તે પ્રમાણે કેરીનો પાક થતો નથી. (૨) વગર હિસાબની વાત; ગણતરી વિનાનો ઉદ્યમ. દારૂ વેચનાર ઘરાકના હિસાબમાં ગમે તેટલો ગોટાળો કરી શકે, કેમકે પીનારને ખરેખર ખ્યાલ ન રહે કે તેણે કેટલો દારૂ પીધો.

૮. આંબો મોરવો = આંબાને ફૂલ આવવાં.

૯. આંબો રોપવો = (૧) આંબો વાવવો. (૨) ઝાડે ફરવું; ખરચુ જવું; કળશે જવું. (૩) પોદળો મૂકવો.

૧૦. આંબ લેવો = (૧) કેરી લેવી. (૨) ફરતો ભમરડો દોરીથી ઉછાળી હથેળીમાં ઝીલી લેવો.

૧૧. આંબો વાવવો = (૧) ચૂલો લીંપી પૂજા કરવી. શીતળાસાતમને દિવસે દરેક ઘરના ચૂલા તપાસવા શીતળા માતા નીકળતાં હોવાની લોકમાન્યતાથી ચૂલા લીંપી અંદર ફ્રો કે વણનો છોડ મૂકી સ્ત્રીઓ તેની પૂજા કરે છે. (૨) ઝાડે ફરવું; ખરચુ જવું; કળશે જવું.

૧૨. આંબો વેડવો = આંબેથી કેરીઓ તોડી લેવી.

૧૩. ઉતાવળે આંબા ન પાકે = ધીરજ રાખવી.

૪. પું. ૭ અથવા વધારે છોકરાંની આંબો ઊગવાની રીત સમજાવતી જોરાજોરીની રમૂજી રમત; આંબો મોર્યો લીંબો મોર્યો; ચણુકચીભડી; મોરમોર. રમનાર છોકરાંમાંથી એક મોટો છોકરો પોતાનું નામ આંબો રાખે અને બે પગ પહોળા રાખી ઊભો રહે. બીજાં છોકરાં તેના પગને બાઝીને બેસે. પછી એક છોકરો દૂત થઈ એક પગે કૂદતો કૂદતો આંબો થયેલ છોકરાની ચોતરફ ફરે અને આંબાને બાઝેલાં છોકરાંને જોરથી છોડાવે. જે છૂટું પડે તે દૂર બેસે. આમ બધાં દૂર બેસી જાય એટલે આંબો થયેલ છોકરો નાસી જાય અને બેઠેલાં છોકરાં તેને પકડવા દોડે. તે પકડાય ત્યારે રમત પૂરી થાય.

૫. પું. વંશાવળી બતાવનાર આકૃતિ; વંશવૃક્ષ; વંશવિસ્તારનું ઝાડ; ગોત્રિજનું ચિત્ર.

**આંબો મોર્યો લીંબો મોર્યો** પું. એ નામની એક રમત; ચણુકચીભડી.

**આંબોઈ** ૧. સ્ત્રી. દશ ફૂટ સુધી ઊંચો વધતો, જાડી ને કાંટાવાળી ડાંડલીવાળો અને નીચલા ભાગમાં હૃદયાકારનાં અને ઉપલા ભાગમાં ખાંચાવાળાં પાનવાળો એક જાતનો છોડ. તેનાં ફૂલ ફિક્કા પીળા રંગનાં, ફળ અણીવાળાં, વાળ જેવા કાંટાવાળાં અને તેનાં બી લીસાં હોય છે.

૨. [ સં. નાભિ ( ડૂંટી ) ] સ્ત્રી. ડૂંટી નીચે આવેલું બધી રગોના બંધારણરૂપ લોહીભર્યું ચક્ર; 'સિલિએક પ્લેક્સસ'. તેની શાખાઓ ઓઝરી, કાળજું, બરોળ વગેરેને લોહી પૂરું પાડે છે.

૧. આંબોઈ કરાવવી = પેટને ચોળાવી પેચોટીને મૂળ જગ્યાએ આણવી.

૨. આંબોઈ ઠેકાણે આવવી - બેસવી = પેચોટીનું પોતાની મૂળ જગ્યાએ આવવું.

૩. આંબોઈ મરવી = મરણ વખતનું દુઃખ ભોગવવું. માણસના મરતા પહેલાં થોડી વારે તેની આંબોઈ મરી જાય એમ કહેવાય છે. પેટમાં થતા ઝીણા દુઃખથી, આંકડીથી અને તેના મોં ઉપર દેખાતી પીડાની લાગણીથી તે જણાઈ આવે છે.

૩. સ્ત્રી. નાભિનાલ; નાભિરજ્જુ.

**આંબોડી** ( આંબોડ઼ી ) સ્ત્રી. તાળી.

ફેર ફરે સહુ કૂદી આંબોડી લે હાથ.

નર્મકોષ

**આંબોલિયાં** ૧. [ સં. આમ્ર ( કેરી ) ] ન. બ. વ. કાચી કેરી.

૨. ન. બ. વ. કાચી કેરીના સૂકવી રાખેલા કટકા. તે રસોઈમાં આંબલીને બદલે વપરાય.

**આંબોલો** પું. ખાટી લૂણી. જમીન ઉપર વેલાની જેમ પથરાતો ઝીણાં ખાટાં પાનવાળો

એક છોડ. તેમાં અણીદાર ભાલા જેવાં લાંબાં ફળ થાય છે.

**આંબોસાં** ૧. ન. બ. વ. સૂકાં આલૂ.
૨. ન. બ. વ. સૂકી દ્રાક્ષ.

**આંબોસી** સ્ત્રી. કાચી કેરીની સૂકવેલ ચીર.

**આંબોસું** ૧. ન. કાચી કેરીનો સૂકવેલ કટકો.
૨. ન. સૂકી દ્રાક્ષ.
૩. ન. સૂકું આલૂ.

**આંબોળિયું** [સં. આમ્ર] ન. કાચી કેરીની સૂકવી રાખેલી ચીર; મીઠું ચડાવી સૂકવેલા કેરીના કકડા. રસોઈમાં તેનો ઉપયોગ ખટાશ માટે થાય છે. રક્તપિત્ત ઉપર તે અકસીર મનાય છે.

**આંબ્યાપત** સ્ત્રી. એ નામની ગોહેલવાડ તરફ રમાતી એક રમત; સાતતાળી.

**આંભરીઉં** ન. (કચ્છી) કાચી કેરીની સૂકવેલી ચીર; આંબોળિયું.

**આંભસ** [સં. અંભસ (પાણી)] વિ. પ્રવાહી; પાણી જેવું.

**આંભસિક** ૧. [સં. અંભસ (પાણી) + ઇક (સંબંધી)] ન. માછલું.
૨. વિ. પાણીમાં રહેતું; પાણીમાં થતું.

**આંભુડો** (આંબુડો) પું. એક જાતનો વેલો; અંબુઓ; આબુઓ. તેને જાડી અને પહોળી વાલોળ જેવાં ફાફડાં ફળ થાય છે.

**આંભોઈ** [સં. નાભિ (ડૂંટી)] સ્ત્રી. આંબોઈ; ડૂંટીની નીચે આવેલું બધી રગોના બંધારણરૂપ લોહીભર્યું ચક્ર; 'સિલિએક પ્લેક્સસ'.
આંભોઈ ખસવી = ડૂંટીની નીચે દુઃખ થવું.

**આંભોલિયાં** [સં. આમ્ર (કેરી)] ન. બ. વ. આંબોળિયાં; સૂકવેલી કાચી કેરીના કટકા.

**આંમચું** ન. એક જાતના ઝાડનું ખાટું ફળ; આંબચું; કોકમ. ખટાશ માટે આંબલીને બદલે તે રસોઈમાં વપરાય છે, પણ તેમાં આંબલી જેટલી ખટાશ હોતી નથી.

**આંમપીંચ** ન. દડાના આકારનું, લીંબુ જેવડું, નારંગી છાલવાળું અને ત્રણ બીવાળું એક જાતનું ફળ. તેનો ગર્ભ ખવાય છે.

**આંમલી** ૧. સ્ત્રી. આમલીનો કાતરો.
૨. [સં. આમ્લિકા; પ્રા. આમલીય] સ્ત્રી. આંબલીનું ઝાડ; આંબલી.

**આંમલો** પું. ઢોરની ઓઝરીનો ચાર માંહેનો છેલ્લો ભાગ.

**આંમળી** [સં. આમલક] સ્ત્રી. આમળાંનું ઝાડ.

**આંમળું** [સં. આમલક; પ્રા. અંબિલિય; અપ. આમલય] ન. આંમળી નામના ઝાડનું ગોળ પીળું ખાટું ફળ; આંબળું.

**આંમત** સ્ત્રી. (જૂ. ગુ.) આપમત; દુરાગ્રહ; હઠ.

**આંય** [સં. અત્ર] અ. (ગ્રામ્ય) અહીં; અહીંયાં; આ ઠેકાણે.

**આંયકણે** ૧. [અહીં + કને (પાસે)] અ. આ ઠેકાણે.
૨. અ. આ દુનિયામાં.

**આંય બાંય** [હિં.] પું. નકામી બીના; સંબંધ વગરની વાત.

**આંયાંથી** [સં. અત્રતઃ] અ. અહીંથી.

**આંરા** સ્ત્રી. ગર્ભ ઉપર રહેતી પાતળી ચામડીની કોથળી.

**આંલાય** સ. (કચ્છી) તમારે માટે. 'લાય' ચોથી વિભક્તિનો પ્રત્યય છે.

**આંવ** ૧. [હિં.] પું. કફ; બલગમ.
૨. [સં. આમ] પું. ઝાડામાં પડતો ચીકણો પદાર્થ.

**આંવણ** ૧. [મ.] ન. ડાંગરના પહેલા રોપા કરેલા હોય તે ખેતર.
૨. ન. ડાંગરના રોપને એક ખેતરમાંથી બીજામાં ફેરવી કરવામાં આવતી વાવણી.

**આંવનાલ** [હિં.] પું. નાળ; ગર્ભમાં રહેલ બાળકની ડૂંટી સાથે જોડાયેલી રગ.

**આંવરા** [હિં.] પું. આમળું.

**આંવલ** ૧. [સં. ઉલ્વ (જરાયુ)] પું. ગર્ભને વીંટાયેલ ચામડીનું પડ.
૨. [હિં.] પું. બીજો જન્મ.

**આંવલગટ્ટો** [હિં.] પું. ઝાડ ઉપરથી પડી ગયેલું સૂકું આમળું.

**આંવલઝાંવલ** પું. બ. વ. જોડલું; બેલડું.

**આંવલનાલ** [હિં.] ન. બાળકની નાળ.

**આંવલા** ૧. પું. સામા માણસને નીચે પાડી દેવાનો કુસ્તીનો એક દાવ.
૨. [સં. આમલક] પું. બ. વ. (હિંદી) આમળું; આંબળું. આમળાનું ઝાડ બ્રહ્મઝાડ કહેવાય છે અને તેની પૂજા થાય છે.

**આંવલાપત્તી** [હિં.] સ્ત્રી. પાંદડાંની જેમ બંને કોર તીરછા ટાંકા મારવામાં આવે એવું સીવણ.

**આંવલાસાર** [સં. અમ્લસાર] પું. શુદ્ધ કરેલો ગંધક; આમલસારો ગંધક.

**આંવસ** [સં. અમાવાસ્યા] સ્ત્રી. અમાસ; અંધારિયાનો છેલ્લો દિવસ.

**આંવા** [હિં.] પું. નીંભાડો; કુંભારની ભઠ્ઠી.

**આંવાંડ** ૧. સ્ત્રી. ગર્ભની ઉપર રહેતું પાતળા ચામડીનું પડ.
૨. સ્ત્રી. નાળ; ગર્ભની ડૂંટી સાથે જોડાયેલી રગની નળી.

**આંવિસ** [સં. આમિષ] ન. (મરાઠી) માંસ.

**આંશ** સ્ત્રી. લાકડાના હાથામાં લોઢાનું ધારવાળું પાનું જડેલું હોય એવું ઈંટ છોલવાનું કડિયાનું ઓજાર.

**આંશિક** ૧. [સં. અંશ (ભાગ) + ઇક (વાળું)] વિ. અધૂરું; અપૂર્ણ.
૨. વિ. વિભાગીય; ભાગવાળું.
૩. વિ. સંપ્રદાય સંબંધી.
૪. વિ. સ્થાનિક.

**આંશિક ચુકતી** [આંશિક (અપૂર્ણ) + ચુકાવો (ચૂકવવાપણું)] સ્ત્રી. બાકી લેણા રહે એમ કરાતો ચુકાવો.

**આંશુકજલ** [સં. અંશુ (કિરણ) + ક (વાળું) + જલ (પાણી)] ન. કિરણ બતાવેલું પાણી; તાંબાના વાસણમાં આખો દિવસ તડકામાં અને આખી રાત ચાંદનીમાં રાખી ગળેલું પાણી. વૈદ્યકમાં આ પાણી બહુ ગુણકારી ગણાય છે.

**આંસ** ૧. પું. (જ્યોતિષ) જે કલ્પિત રેખા ઉપર આકાશી પદાર્થ ફરે તે લીટી; અક્ષ; 'એક્સિસ'.
૨. પું. તાંતણાવાળો ભાગ.
૩. [સં. અક્ષ] પું. ધરી; જેના ઉપર અને જેને આધારે પૈડું ફરે તે દાંડી; આંક.
૪. [સં. અંશ] પું. (ગણિત) પરિઘ વચ્ચેથી પસાર થતી લીટી.
૫. [હિં.] સ્ત્રી. દરદ; વેદના.
૬. સ્ત્રી. રેસો; તાંતણો.
૭. સ્ત્રી. સૂતળી; દોરી.
૮. ન. આંસુ.

**આંસઢલાં** (આંસઢ્લાં) [સં. અશ્રુ] ન. બ. વ. આંસુ; અશ્રુ.

**આંસુ** [સં. અશ્રુ; પ્રા. અંસુ-અસ્સુ] ન. આંખમાં આવતાં પાણી; અશ્રુ; ઝળઝળિયાં. કણા જેવી કોઈ પણ ચીજ આંખમાં જવાથી અથવા હર્ષ, દુઃખ કે દિલગીરીની લાગણી થવાથી આંસુ આવે. જે ખાડામાં ડોળો રહે છે તેજ ખાડામાં ઉપરની બાજુ બહારના ખૂણામાં બદામ જેવડી અશ્રુપેશી એટલે જેમાંથી આંસુ પેદા થાય તે પિંડ રહેલ છે. પોપચાંની

ઉધાડમીંડને લીધે વધારાનું પાણી અંદરના ખૂણા તરફ વહી નળીઓ અને અશ્રુનળી એટલે આંસુ લઈ જનારી નળીમાંથી નાકમાં ઊતરે. ત્યાં પવનની આવજા થતી હોવાને લીધે તેની વરાળ થઈ ઊડી જાય. આંસુ સારવાથી હૈયું હલકું થાય, આંસુ લૂછવાથી માણસને દિલાસો મળે અને આંસુ ગરવાથી પાપ છૂટે એવી માન્યતા છે.

રૂકમણી આંખિ **આંસુ** ભરઈ
કર ઈ કૃષ્ણની રાવ,
દયા દામોદર કિહાં ગઈ
રહુ એકલુ બાલ. ઉષાહરણ–સોળમી સદી

૧. આંસુ આવવાં–ખરવાં–ખેરવાં–ટપકી પડવાં–નિગાળવાં–પાડવાં–ભરવાં–ભરી લેવાં–વહાવાં–વહેવાં–સારવાં = રડવું; રોવું.

૨. આંસુ ઢળકવાં = (૧) રડવું; રોવું. (૨) રોવાનો ઢોંગ કરવો.

૩. આંસુ ઢાળવાં = પોતાની અરજ પાર પાડવા માટે કરગરીને રોવું.

૪. આંસુ પી જવાં = રોવું દાબી દેવું; આંખમાં આંસુ આવતાં અટકાવી દેવાં.

૫. આંસુ પોંછવાં = આંસુ લૂછવાં; દિલાસો આપવો.

૬. આંસુ લૂછવાં–લૂવાં–લોહવાં = (૧) દયા ખાવી. (૨) દિલાસો દેવો; શાંત પાડવું; સાંત્વન આપવું.

૭. આંસુ વહેવાં = રોવું.

૮. આંસુથી મોં ધોવું–આડ આડ આંસુ રોવાં = ખૂબ આંસુ પાડવાં.

**આંસુઘોર** પું. આંખ નજીક ડાઘવાળો એક જાતનો અપશુકનિયો ઘોડો. તે પોતાના ધણીને સદા દિલગીરીમાં રાખે એમ મનાય છે.

**આંસુડાં** (આંસુડાં) ન. બ. વ. આંસુ; અશ્રુ.

**આંસુડું** (આંસુડું) [ આંસુ + ડું (નાનાપણું બતાવનાર પ્રત્યય)] ન. આંસુ; આંખમાંથી ઝરતું પાણી; અશ્રુ.

**આંસુઢાળ** ૧. [ આંસુ + ઢાળવું (પાડવું)] સ્ત્રી. આંખ મીંચે ત્યારે તેમાંથી પાણી ઝરે એવું ઘોડું.

૨. સ્ત્રી. કપાળમાં આવેલી ભમરી ઘણી જ નીચે હોય એવી ઘોડાંની એક એબ.

૩. સ્ત્રી. ઘોડાંના કપાળમાં બંને આંખોથી નીચેના ભાગમાં આવેલી ભમરી; ગધાભમરી.

૪. સ્ત્રી. ચોપગાં પ્રાણીઓની આંખમાંથી આંસુ વહેવાનો એક રોગ.

૫. વિ. આંખમાંથી હમેશા પાણી વહ્યા કરતું હોય એવું.

**આંસુદ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; આસુંદરો; આસંત્રો; આસંધ.

**આંસુનાળ** સ્ત્રી. અશ્રુનળી. દરેક આંખના અંદરના ખૂણામાં આવેલા એક બારીક બાકામાંથી શરૂ થઈ આશરે અરધા ઇંચની આ નળી નાકની અંદરના ભાગમાં ઊતરે છે.

**આંસુપાત** [ સં. અશ્રુ (આંસુ) + પાત (પડવું તે)] પું. આંસુ પાડવાપણું; અશ્રુપાત.

**આંસુભીનું** [ આંસુ + ભીનું (પલળેલું)] વિ. આંસુથી ભીંજાયેલું; રોતું.

**આંસું** ન. છીછરા પાણીમાંથી માછલાં પકડવાનું સાધન.

**આંસોદ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; અશ્વગંધા; આસંધ; આસોંધ.

**આંસોદરિયા** ૧. સ્ત્રી. લેઉઆ કણબીની એ નામની અટક.

૨. ન. લેઉઆ કણબીની એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની લેઉઆ કણબીની અટકનું.

**આંહ** ૧. [સં. ઇહ] અ. અહીંયાં; આ ઠેકાણે.

૨. અ. ના; નહિ; ઊંહું.

**આંહર** [ હિં. ] પું. આંધળો માણસ.

**આંહવતું** (આંહ્વતું) ન. કામકાજ.

**આંહા** [ હિં. ] અ. નહિ જ; ચોક્કસ નહિ.

**આંહાતુશ** [ આ (નિરર્થક પૂર્વગ) + હા (હકાર) + તુચ્છ (નજીવું)] સ્ત્રી. કરવું કે ન કરવું એ વિષેની ઘડભાંગ; આનાકાની; હા ના.

**આંહાતુસ** [ આ (અર્થ વગરનો પૂર્વગ) + હા (કબૂલત બતાવનાર અવ્યય) + તુચ્છ (ધિક્કારવા જેવું)] સ્ત્રી. આનાકાની; હા ના.

**આંહાં** ૧. [ સં અત્ર ] અ. અહીં; અહીંયાં.

૨. અ. નકાર બતાવતો ઉદ્ગાર; ઊંહું; ના; નહિ. કોઈ સવાલના જવાબમાં જીભનો ઉપયોગ નહિ કરવા માટે આ શબ્દ બોલાય છે. સ્વર અને 'હ' નો ઉચ્ચાર કરવામાં જીભને થોડો યત્ન કરવો પડે.

**આંહાંતૂસ** [ આ (નકામો પૂર્વગ) + હા (હકાર) + તુચ્છ (નજીવું)] સ્ત્રી. હા ના; ઘડભાંગ.

**આંહાંથું** [ આંહાં (અહીં) + થું (માંથી)] અ. અહીંથી.

મોહોટો લાભ દર્શન થયું **આંહાંથું** રે,
એ રત્ન ગોકુળમાં કાંહાંથું રે. પ્રેમાનંદ

**આંહિ** [ સં. ઇહ ] અ. અહીં; આંહીં; અત્ર.

**આંહિં** [ સં. ઇહ ] અ. અત્ર; અહીંયાં.

**આંહી** અ. અહીં; આ ઠેકાણે.

**આંહીં** અ. અહીંયાં; અહીંકને.

**આંહીંકણે** ૧. [ આંહીં (આ જગ્યાએ) + કને (પાસે)] અ. આ ઠેકાણે; અહીંયાં; આંયકણે.

૨. અ. આ લોકમાં.

**આંહુ** (આંહુ) ન. બ. વ. (ગ્રામ્ય) આંસુ.

**આંહુડાં** (આંહુડાં) ન. બ. વ. (ગ્રામ્ય) આંસુ.

**આંહોથા** [ આંહી (અહીં) + થા (માંથી)] અ. અહીંથી.

તાંહાં લગી **આંહોથા** ન જશો. તાપીદાસ

**આંહોદરી** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. એક જાતની ઘોડાના જેવી વાસવાળી વનસ્પતિ; ઢોરગુંજ; આસોંધ; અશ્વગંધા.

**આંહ્યાં** [ સં. અત્ર ] અ. અહીંયાં; અહીં.

**આ:** ૧. અ. આહા; ધુત્કારી કાઢવા વપરાતો શબ્દ.

૨. અ. દુ:ખ કે અચંબો બતાવનાર ઉદ્ગાર.

**આ:હા** [ સં. અહો ] અ. અચંબો બતાવનાર શબ્દ; નવાઈ બતાવતો અવ્યય.

**આ:હાહા** ૧. અ. આનંદ દર્શાવવાનો ઉદ્ગાર.

૨. અ. દુ:ખ અથવા દિલગીરી દેખાડતો શબ્દ.

૩. અ. ધુત્કારી કાઢવા વપરાતો ઉદ્ગાર.

૪. [ સં. અહો ] અ. નવાઈ બતાવનાર શબ્દ.

૫. અ. વખાણ બતાવનાર શબ્દ.